# રાતો ગુલાબ.



## એક વારતા.



(ઇંગ્રેજી ઉપરથી)

બનાવનાર

મરહુમ શેઠ બહમનજી નવરોજજી કાબરાજી,

તે

'ફુરસદ' તથા 'નવરાસ'ના અધીપતી; 'પાકીજેહ પ્યાર,' 'ફરાંમર્ઝ,' 'કાચા કાનની ખરાબી,' 'જુગાર,' 'ગામરેની ગોરી,' 'ભોલી ગુલ,' 'દોરંગી દુન્યાં,' 'કલજુગ,' 'બાપના શ્રાપ,' 'નુરે નેકી,' 'બાગે બેહેસ્ત,' 'વફા પર જફા,' 'અંધારી રાત્રે મગ કાલા,' 'બેહેરા બેહેલાકાકા,' 'સુખલાજીનાં સંકટો,' 'ભુલો પડેલો ભીમભાઈ,' 'બનવા કાળ,' 'પરણીની હાય,' 'કોર દીલ,' 'સોનેરી જંજીર,' 'ગલાં પર છરી,' 'દોરંગી દુન્યા,' 'કાવલાની કાંહાંણી,' 'શીરીનનાં સંકટો,' 'દલજંગ દલેર,' 'સીપાહ બચ્ચાની સજ્જની,' 'ધીરજનું ધન,' 'સંસાર,' 'એક પથ્થરના પ્રતાપ,' 'રસીક વારતા સંગ્રહ,' 'ભુલનો ભોગ,' 'એક પરણેતરનો પ્યાર-પઈસા!' 'તડકામાં વાદલી,' 'બેદીલ કે બેવફા?' 'કોણ સરસ-વાહરયાની વીલુ કે પટેલની પીલુ?' 'વમળમાં કમળ,' 'દીલસોઝ કે દીલબર?' 'સંકટની સુલમાં ફસેલું ફુલ,' 'મીઠી કે જુઠી?' 'જાલ જુગારીની જર,' 'પડતી પર પચાસ,' 'ભાઈ કે કસાઈ,' 'ઓરત,' 'રાજાના મેહેલમાં,' 'નીના,' 'લીલી સુક્કી,' 'જી-રોજી,' 'જુવાંની દીવાંની,' 'ચોરયાસીના ચક્રાવામાં,' 'કુમી કલાંટ,' 'અદેખી આંખો,' 'લખ્યા લેખ,' 'ખોટી બેતી,' 'મીઠી માસીની મેહેરાં,' વીગેરેના

કર્તા.

૧૯૩૧.



આ પુસ્તક "મોદી પ્રીન્ટીંગ પ્રેસ," ૨૩૭-૨૩૯, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ મધે ફ્રામજી એરામજી મોદીએ છાપ્યું છે.

અને

મીસીસ જરબાંનુ બહમનજી કાબરાજીએ "વેસ્ટ વ્યુ", વૉડ હાઉસ રોડ, કોલાબા, મુંબાઇ મધેથી પ્રગટ કર્યું છે.





"But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us, willing, from ourselves, to see
Others more wretched—more undone than we?
This **books** can do: nor this alone; they give
New views to life, and teach us how to live;
They soothe the grieved—the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise.
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud,
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to Subjects what they show to Kings."



"રાતો ગુલાબ."

# અર્પણ.

માહરા પપા

**બહમનજી નવરોજજી કાબરાજી,**

કે જેઓએ

પારસી સાહિત્યને વારતાઓ અને નાટકો રૂપે એક મોટો સંગ્રહ આપ્યો છે,

એટલુંજ નહીં, પણ જેઓએ

ગુજરાતી જબાંનની લખાવત, તેની ઝમક,

જોશ અને, સૌથી અગતનું, તેની શુધ્ધતા સાથે

**એક અતિઘણા ફત્તેહમંદ લેખક તરીકેનો**

**આગેવાન દરજ્જો પચાસ વરસ વેર ટકાવી રાખ્યો છે,**

અને જેઓની જગા,

તેમનાં લખાણોની પ્રસંશાનાં જોશમાં

ઉશકેરાયલો સમજદાર અને કદરસનાસ વર્ગ બોલે છે ને માને છે તેમ,

**ખાલીજ છે,**

અને વળી જે **વાહલા વાલીદે**

મને ને માહરાં મમાને

પોતાનાં ગળાં સાથ બાંધી રાખી જીવથી આલે જાંણ્યાં હતાં,

અને જેમની હસ્તીનો મીઠાસ દુ:ખમાં બી સુખનોજ ભાસ કરાવતો હતો,

કે જે મીઠ્ઠી યાદોનાં પરિણામમાં

**અમારાં બંનેનાં જીગરમાં** જેમની જગ્યા

**ખાલીજ છે,**

**તે અમારા જાનોજીગર દારલીંગને,**

તેમનાં તે અમારે માટેનાં ખુદાની ખુદાઈ પુરવાર કરનારાં હેત

માટેનાં હજારો હેસાંન સાથ,

તેમની પોતાની કલમથી લખાયલી "રાતા ગુલાબ"ની વારતાનું

અમોએ છપાવીને પ્રગટ કરેલું પુસ્તક,

માહરા ને માહરાં માતાજીના ભારે ગમ અને ધોધમાર આંસુઓ વચ્ચે,

વળતાં હેતની હજારો કીસીસ સાથ

**અર્પણ કરી**

તેમના પ્યારા પગ પાસ મેળું છું.

'વૅસ્ટ વ્યુ,' કોલાબા,
મુંબાઇ, તા૦ ૧૫ મી નવેમ્બર ૧૯૩૧.

**શીરીન ફીરોજ બેજનજી વાચ્છા.**

"મેં માહરી આખી જીંદગીમાં અધર્મ કોઇ જાંણ્યો નથી, અસત કે બેઇજ્જતીભરેલું કશુંજ કીધું નથી. હું નેકીમાં જીવ્યોછ, તો મને નેકીમાંજ મરવા દેઓ!"

બ. ન. કાબરાજી.

# રાતો ગુલાબ.

## પુસ્તક ૨ જું.

—»»:०:««—

[એક નીતીમાન નાટકકાર અબળાએ પોતાની વીતક વાતની કહેલી કાંહાંણી.]

———

### પ્રકરણ ૧૧૩.

દુન્યામાં ફાવત બુરાંઓનીજ છે! "અંતે ધર્મોજય"—નેકીનીજ ફત્તેહ છે એ સિદ્ધાંત બલેને ખરૂં હોય, પણ આજે વખ્ત બુરાંઓ વધતાં ફાવી જાય છે ને મોજમાં મહાલતાં રહે છે તેનો જો જીવતો દ્રષ્ટાંત જોવો હોય તો તે લુચ્ચા પાર્કસની અમો બાપ બેટી જોગી દગા-બાજીમાં આપણે પહેલા ભાગમાં મોજુદ જોઇ અને વાંચી આવ્યાં. તે માહરા મરનાર મમાવાએ મને બક્ષેલો માહરો આખો મોટો વારસો ચાંઉ કરીને વરસો તક તેનો ધણી થઇ બેઠો હતો, તેજ જાંણે બસ નહીં હોય તેમ તેણે પછીથી અમોને અમારૂં સર્વસ્વ સ્વાધીન કરવાના ઢોંગભર્યા દેખાવથી કેવી રીતે અમારી સહીઓ લઇને પોતાના લાભમાં જકડપકડ બાંધી લીધાં તે સઘળું પાછું યાદ કરાવ્યા વના ચાલશે. પરીણામમાં, હું ગરીબ હતી અને ગરીબજ રહી! લખોપતી થવાનો તે માહરો માનીતો સ્વપ્નો એક લેહજામાં પાછો ભાગી પડયો, અને મને સ્ટેજ પર ચાલુ રહી જાહેરમાં પાછો દેખાવ કરવોજ પડયો.

એ ઐયામમાં, વળી, માહરે પાછી ડોવર જવાનો પણ નહીં ધારેલો પ્રસંગ બન્યો. મેરી એબ્સન્ટવર્થના બાપ—ડયુક ઑફ આરલી—નો મને ડોવરથી કાગળ આવ્યો, જેમાં તેણે ઓજર-ખ્વાહીથી મને ત્યાં મળવા બોલાવી હતી, અને તેનીજ લગોલગ, વળી, બીએટ્રીસે પણ ડોવર જવા માંગ્યું અને મને સાથે આવવા વિનંતી કરી. તેનો કાંઉન્ટ ભરથાર ત્યાંજ રહેતો હતો, અને તેણીને છેલ્લી એક વારની મીલાકાતની આર્જુથી તે ત્યાં મળવા બોલાવતો હતો. એટલા

માટે અમો ગયાં. અમો પાધરાં જઇને પહેલાં તો હોટેલમાં ઉતરયાં, અને પછી બીએટ્રીસને કાંઉન્ટ ઘરમાં નહીં મલવાનાં કારણુથી અમો "શેકસપીયર ક્લીફ" પર તેને મલવાની ઉમેદમાં તે ટેકડી ચઢી ગયાં. કાંઉન્ટ રોજ એ ટેકડી પરજ ફરવા જતો હતો, અને આજ પણ ત્યાંજ જતો જોવામાં આવ્યો હતો એમ બીએટ્રીસને બાતમી મળી હતી, જેથી અમો ગયાં; અને અરે, જાંણે એક ભયંકર અપરાધના અમોને શાક્ષી ઠરાવાજ પરવરદેગારે અમોને કટોકટ વખતે ત્યાં મોકલી આપ્યાં હોય તેમ ત્યાં જતાં સાથે અમોએ કેવું ઘોર કર્મ દીઠું! તે કાંઉન્ટનું પોતાનું ખુંન હતું. માથે ભમતાં મોહતથી તે તો બીચારો બીલકુલ બેખબર ટેકડીનાં છેક ઉંચાણમાં એક ઉંડી ખીણની કીનારી પર ઉભો રહીને અંદર ડોકાવતો હતો, તેટલાં તે કોઇ જાલીમ ખવીસ અચાનક ત્યાં પ્રગટ પડયો, કે જેણે, એક હાથોહાથની મજબુત હોજાતોજી પછી અંતે જીત મેળવી, અને તે ઇટાલ્યન ઉમરાવને બીનદેહેસ્ત અને વગર દયાએ તે ખીણનાં ઉંડાણમાં ફેંકી દીધો!

અમો બંને ધ્રુજી પડયાં. અમો બે અબળાઓ, એકલી, લગભગ અંધારૂં થવાની લગોલગ આ ટેકડી પર આવી હતી, અને તે કરપીણ ખુંનીનો એ ઘોર અપરાધ અમારી નજરે જોવા પાંમી હતી એમ જો તે જાંણવા પાંમે તો તે ખુંનપર ચઢેલો ખવીસ અમોને પણ જીવતાં જતાં કેમ મુકે? કાંઉન્ટેસ બીએટ્રીસ તો એ ખ્યાલ થતાં ધ્રુજતી લથલથતી ઘાસમાં ફસડાઇજ પડી, અને મેં પણ માહરૂં માથું ઘણાં જોરથી દાબ્યું, કેમકે મને પણ લાગ્યું કે મને ચક્કર આવતાં હતાં અને હું બેહોસ થતી હતી! મેં, તેથી, આંખ બંધ કરી નાખી, અને હું પણ તે ખુંનીનું અમારા પર ધ્યાંન નહીં ખેંચાય તેથી, તેમજ મને આવતાં ચકકરોનાં કારણથી, ભોંયપર બેસી ગઇ.

અને એ પછી મેં જ્યારે આંખેથી હાથ કાઢયા ત્યારે મેં તે ખુંનીને જોવા તે ટેકડીનાં ઉંચાણમાં દઘાયલી આંખોએ જોયું, પણ ત્યાં તે કેકે દેખાયો નહિ! તે ઉંચાણનો બીજી બાજુનો ઢલ ઉતરીને અમોને જોયા વગરજ તે કેકે ગુમ થઈ ગયો હોય એ બનવા જોગ લાગતું હતું.

"બીએટ્રીસ," અંતે મેં કહ્યું; "તું સુધ્ધીમાં છે? ઓ ખોદા, આપણે કેવો ભયભીત દેખાવ જોવા આએ તરફ ઘસડાઈ આવ્યાં!"

"માહરા તો જાંણે માન્યામાં બી નથી આવતું, ઍલન!" બીએટ્રીસે ફાટેલા ડોળાએ માહરી ગમ જોઇને જવાબમાં ઘણા દઘાવલા સાહદે કહ્યું, "ઓ, હવે હું શું કરૂં?"

"તું જરા હીંમત રાખ!" મેં જરા માહરી હીંમત પર પાછો કાબુ મેળવીને તેને સમજાવતાં કહ્યું; "કાંઉન્ટનું બીચારાનું ખુંન કરવામાં આવ્યુંછ, અને નીચે જઇને પુલીસને તે બાએ જેમ બને એમ જલદી ખબર આપવાની આપણી બેઉની ફરજ છે."

"પણ અરેરે, અંતે એજ થયું! આખર એમજ પુરા થયા!" બીએટ્રીસે પોતાના ભરથારનાં એ અજબ જેવાં મોહોત પર ગમ અને કકલાટ કરયો. "ખુદા એવણુને માહરી તરફની બધી જુલમગાર જાસ્તી માફ કરે, અને પોતાની પાક પનાહમાં લે!"

"આમીન!" મેં તેણીની એ નેક દુઆનો પડઘા કીધો.

"પણ તું એવણુના ખુંનીને ઓળખી શકી, ઍલન?"

"ખુદા જાંણે!" મેં કહયું; "બધું થઇજ એટલું જલદી ને ઝપાટામાં ગયું કે આપણા આવા મોટા ગભરાત વચ્ચે જોઇએ તે શું, ને ઓળખ્યે તે શું?"

"મગર માહરો વેહેમ ઘણો મજબુત છે," બીએટ્રીસે મક્કમપણે કહયું. "હું તદન ખાત્રી-પુર્વક નથી, પણ મને તે ખુંની અમારા દગલબાજ નોકર લુઈગી જેવોજ લાગ્યો હતો! યાદ છેની—તે કરપીણ કે જેણે માહરા મરનાર ખાવંદના કાચ્ચા કાનનો લાભ લીધો, અને માહરી આટલી હદ સુધીની બધી ખરાબીઓ કરાવીતી તે?"

"તેજ હોવો જોઇએ!" હું બી એક પણ આનાકાંની વગર એ સાંભળીને તરત એકમત થઇ, "બેશક, હવે હું યાદ કરૂંછ ત્યારે મને ધ્યાંન આવેછ કે લાગતોતો તેનાજ જેવો! મે ઝારાની મદદથી એ દોજખીનું કાવતરૂં મરનાર આગળ ઉઘાડું પાડયું હતું, અને મરનારે એને જાનથી મારવાનો કસ્દ કીધો હતો ત્યારથી એ ખુંની એવણને મારવાનોજ દેખીતી રીતે લાગ શોહોધતો રહેલો હોવો જોઇએ! મગર હું અજબ તો એમ થાઉંછ, બીએટ્રીસ, કે માહરી મારફતે ઝારાની ફસાવતથી તેનું એ બધું તરકત પકડાઇ આવ્યું તે છતાં તે ખુંની ઇટાલ્યને અમોને બેને અત્યાર સુધી જતાં મુકયાંછ, અને મને કે તેને દાવ લઇને જાનથી તેણે મારી નાખ્યાં નથી!"

'ચાલ, ચાલ, ઍલન," હવે બીએટ્રીસે જેમ બને એમ જલદી તે દીલ ધ્રુજાવનારી જગ્યા છોડી જવાની ઉતાવળ કરી; "આપણે અહીંથી જતાં રહીએ. અંધારૂં ઘણું થવા આવ્યુંછ, અને માહરૂં આખું તન બદન ધાસ્તીથી ઉડી ઉડી જાયછ!"

એ પછી હાથમાં હાથ પકડીને તે આખી મોટી ઉંચી ટેકડી ઉતરીને અમો નીચે કેમ આવ્યાં તે જાંણે અમો બેમાંથી એકે પણ જાણ્યું નહીં. દરેક પળે તે ખુંની કોઇ બી ખુણાંમાંથી ઉછળીને અમોને મારી નાખવા અમારી સાંમે આવી ઉભો રહેવાનો અમોને ભય થતો રહયો! પવન પણ સુસવાટામાર વધતો જતો હતો, અને અંધારૂં પણ ઝઝકલાંને મારી હટાડીને જલ્દીજ પોતાનો અમલ બેસાડતું કદમ દર કદમ આગળ વધતું આવતું હતું! પવનના દરેક સુસવાટામાં જાંણે કાંઉન્ટનાં મોહતની કારમી ચીસ શામીલ હતી, ને પવન પોતે ગોયા તે કરપીણ ખુંનની ફરયાદનો જોશથી પડઘા પુકારતો હતો! ઠંડી પણ, વળી, અમારાં બંનેનાં નાતવાંન બનેલાં બદનોને ચીરી ફાંસીને અમારાં દીલમાં ફરતું લોહી વટીક જાંણે બંધાવી નાખતી હતી!

અંતે અમો સલાંમત નીચે ઉતરી આવ્યાં, અને પછી શું કરવું તેનો તે મોટી જાહેર સડક આગળ ઉભાં રહીને એકાદ પળ વિચાર ચલાવતાં હતાં તેટલાં કોઇ બે સેલરોને અમોએ પોતપોતા વચ્ચે વાત કરતા અમારી આગલથી પસાર થઇ જતા દીઠા. અમો, તેથી, અમારા વચ્ચે તરત મત કરી લઇને તેમની મદદ શોહોધતાં તેમની કને દોડી ગયાં. અમોએ તેમને અમારા મોટા ગભરાત વચ્ચે જણાવ્યું કે ટેકડીનાં ઉંચાણમાં એક ખુંન થયલું હતું, અને એક આદમીને કોઇ બીજાએ ખીણમાં ગબડાવી દીધો હતો! તે ભલા સેલરો, એ ઉપરથી, તરતજ તે ટેકડીની ટોચ ઉપર દોડી પોંહચવા તૈયાર થઇ ગયા, જોકે તેઓએ અમને ખાત્રી આપી કે કાંઉન્ટની લાશ, અલબત, રાતોરાત તો હાથ આવવી મુશકેલ હતી. તે અત્યાર સુધી જીવતો હોય અથવા

જીવતો હાથ આવે એ તો વળી માનવુંજ કેવળ મુર્ખાઈ હતી. એમ છતાં, તેઓએ ઉપર દોડી જવા જરા બી આનાકાંની કરી નહિ. અને તેમ કરવા પહેલાં અમારાં નામ ઠેકાણું માંગ્યાં, કે જે અમે ઘણી ખુશીની સાથે તેઓને આપ્યાં. તેઓએ, વળી, ઉપર જતાં જતાં અમને પાછી ભલામણ કરી કે અમારે જેમ બને એમ વેહેલ્લાં પુલીસપર દોડી પોંહચવું, અને ત્યાં ખબર કરીને પુલીસની મદદ તેઓને મોકળીજ આપવી.

હવે એવી મોડી રાત્રે અમો એ અજાળા જાતી પુલીસ કયાં એકલી ઢુંડવા જઇએ? અમો, તેથી, હોટેલપરજ પાછાં ફરયાં કે હોટેલવાલાની મારફતે પુલીસને તરત ખબર આપી શકાય; અને જતાં જતાં રસ્તામાં બીએટ્રીસે માહરૂં મત કીધું કે તેણીએ તે ખુંનના ભોગને પોતાના ભરથાર તરીકે જાહેર કરવો સલ્લાહકારક હતું કે નહી.

મેં હાજ કહયું. મેં તેને સમજાવ્યું કે બધી ખરી હકીકત જાહેરમાં મેળવાનું હાલના સંજોગમાં ઘણું જરૂરનું હતું. તે ખાસ એ પોતાના મરનાર ભરથારને મલવાજ લંડનથી ડોવર સુધી આવી હતી, અને અમો શેકસપીયર કલીફપર તેને મલવાજ ગયાં હતાં, જે સઘળું, મેં તેને સમજાવ્યું કે, જાહેર થવાની ખરેખર ઘણી જરૂર હતી. વળી ખુંની લુઇગી હોવાનો અમારો વેહેમ પણ અમારે પુલીસને જાહેર કરવાનો હતો.

અને એ પછી અમો જ્યારે હોટેલપર પુગ્યાં ત્યારે અમો બન્નેના પુશકલ બીહીઘેલા દેખાવ અને લેવાયલા લુટાયલા હાલ જોઇને સર્વ ભડકી ગયાં. વેટરો વટીક પામી ગયા કે કાંઈ બી ઘણું બુરૂં થયું હતું! અમોએ, તે ઉપરથી હોટેલવાલાને તાકીદે તેડાવી મંગાવ્યો, અને તેને સઘળું કહયું. તે એ સાંભળી ઘણો દલગીર થયો, ને તેણે કાંઉન્ટેસને પોતાની ઘણી મોટી દીલસોજી જાહેર કરી. તેની પરણેતર પણ દોડી આવી, અને સઘળાંઓએ અમોને ઘણી હીમ્મત અને ધીરજ આપી.

તે હોટેલવાલાએ કહ્યું કે ગામના મેયરનો બંગલો નજદીકમાંજ હતો અને ત્યાં તેણે અમોને લઇ જવા માગ્યું; પણ બીએટ્રીસ આવી શકે એવી તનમનની હાલતમાંજ ન હતી, જેથી મેં હીમ્મત પકડી. મેં બીએટ્રીસને તેના ઓરડામાં તે હોટેલવાલાની પરણેતર જોડે મોકળીજ આપી, અને હું, તે માહરી સખીએ જાહેર કરેલાં ઘણાં ઘણાં હેસાંન વચ્ચે, તે હોટેલના માલેક સાથે મેયરને બંગલે ગઈ.

સારાં નસીબે તે ઘરમાંજ હતો. ઘણા ગ્રહસ્થ દેખાવનો, નમાનો અને બોલીદરાજ, પકેલા બાલનો તે એક ડોસો હતો, અને હોટેલવાલાએ મીસ ત્રેફર્ડનાં નામે મને ઓળખાવી એટલે તેની ઉપર જાંણે જાદુઇ અસર થઇ ગઇ! તેણે ઘણાં માનથી માહરો સ્વિકાર કર્યો, અને મોટી ઇજ્જત આપીને મને બેસાડી. એ પછી અમે તે કરપીણ ખુંનની વાત તેના આગલ કરી, અને તે તો ભડકીજ ગયો. તેનાં શાંત અને સુલેહ સમાધાંનીભરયાં ગામડાંમાં એવો બનાવ કોઇ જવલેજ સાંભળવામાં આવતો હતો!

મેં તેને સઘળી હકીકત કહી. કાંઉન્ટ ચોકકસ મતફેરીનાં કારણથી તેની પરણેતરથી છુટો થયો હતો, અને અત્રેનાં એકાંતમાં એકલો આવી રહેલો હતો ત્યાં કેવા સંજોગમાં તેને અમારે મલવા આવવું અને પછી તે કલીફપર અમારૂં જવું થયું હતું તે સઘળું મેં બ્યાંન કરીને તેને કહયું. કે જે બધી વીગતથી વાંચનાર પુરતાં વાકેફ છે.

"હવે તમોને ખુંની વિષે કાંઇ કોઇપર શક છે, મીસ ત્રેફર્ડ?" તે મેયરે પુછ્યું.

"હા, યોર વરશીપ," મેં માનથી જવાબ કરયો;—અને લુઇગીનું મેં ધ્યાંન કરયું. મેં ખાત્રી આપી કે સો વસા અમારાં મત મુજબ ખુંની તેજ હતો. તેનાપર એક ઘણો ગંભીર વાંક પુરવાર થવાથી કાંઉન્ટની ખફ્ગીથી બચવા આઠ મહીનાપર તે તેની નોકરી મુકીને નાહસી ગયો હતો, અને હાલમાં તેજ કરપીણે પોતાના માલીક ઉમરાવપર તેની ઇતરાજી વાસ્તેનું પોતાનું વેર લીધું હતું!

તે ઉપરથી લુઇગી દેખાવમાં કેવો હતો તે સઘળું મેયરે અમને બારીકીથી પુછી પુછીને લખી લીધું, અને પછી હેડ કાન્સટેબલને બોલાવીને એ રીપોર્ટ લુઇગીની ધરપકડ વાસ્તે બનતું કરવાની તાકીદ સાથે તેણે તેને સ્વાધીન કરયો.

"હવે તમારે હાલ તો અતરે એકાદ બે દિવસ થોભવુંજ પડશે," તે મેયરે અરજ કરી. "લાશ હાથ લાગતાં સાથે કાંઉન્ટેસે તે જોઇને કાયદા પ્રમાણે ઓળખાવી આપવી પડશે, કેમકે તમારા કહેવા મુજબ તમે લોક એટલાં દુર હતાં, અને અંધારૂં બી થવા આવેલું હતું, એટલે તો ઘણું બનવાજોગ છે કે તમે જોયો તે ખુંનનો ભોગ કાંઉન્ટ પોતેજ હતો એ અનુમાન કદાપી ભુલભરેલું બી પુરવાર થાય!"

"હું કાંઉન્ટેસને તમારો એ હુકમ કહેવશ, યોર વરશીપ," મેં કહયું—અને હું જવા ઉઠી.

"એક મિનીટ, મીસ ત્રેફર્ડ" તે મેયરે મને રોકીને માંગી લીધું, "એક બીજી બી વાત છે. એ લાશ કાંઉન્ટનીજ તરીકે તમારાં સહી કાંઉન્ટેસ ઓળખી આપશે તો તરતજ ઝડતીને વાસ્તે માહરાં માણસોને મરનાર જે બંગલામાં રહેતો હતો ત્યાં જવું જોઇશે——"

"અને શું કાંઉન્ટનાં ખાનગી કરકાગળ્યાંઓ તેઓ પોતાને સ્વાધીન લેશે, એમ?" મેં અજબ થતાં પુછ્યું.

"બચ્ચીતજ નહીં; તેજ તો હું કહેવા માંગુછ!" મેયરે આગ્રહ કરયો, "કાંઉન્ટેસ અત્રે હશે તો તે બધું જોવા વગરજ તેવણુને હવાલે કરવામાં આવશે, અને તેથી બી તેવણે અહીં જાસ્તી રહેવું જોઇશે."

આ બી ઘણું વાજબી હતું, અને તેથી એ બધો પેગામ બીએટ્રીસને કહેવાનું પ્રૉમીસ કરી, તે ભલા મેયરનો ઉપકાર માની, હું હોટેલપર પાછી ફરી. ત્યાં બીએટ્રીસ, મેં જોયું કે, પોતાનો જીવ ઠેકવીને હાલમાં એ દરમ્યાનમાં પુરતી પાછી શાંત થઇ ચુકેલી હતી, જેથી મેં તેની આગળ બધી વાત કહી; પણ તે તો કાંઉન્ટની છુંડાઇછડાઇ ગયલી લાશ ઓળખાવી આપવાના ખ્યાલથીજ દેહેસ્ત ખાઇ ગઇ! મેં, એમ છતાં, તેને સમજાવ્યું કે તે પોતે અત્રે હોવાથી બીજા કોઇથી એ ફરજ બજાવી શકાયજ નહીં, અને ત્યારે તે કબુલ થઇ. તે, બેશક, આ મોટાં દુખના વખતમાંની માહરી મદદ અને સલાહ વાસ્તે માહરી ઘણી ઘણી આભારી થતી હતી, અને મને સાથે લાવવાનો વિચાર થવાનાં પોતાનાં સુભાગ્ય માટે ખોદાના હજારોહજાર શુકર કરતી હતી.

એ પછી એજ માઠા બનાવને લગતી અમો હજી વાતચીત કરતાં બેઠાં હતાં, તેટલાં તે હોટેલવાલો પાછો અમારા ઓરડામાં આવ્યો. તે આ વખતે કહેવા આવ્યો કે પેલા બે સેલરો ને

પુલીસવાલાઓએ સાથે મળીને લાશ અંતે રાતોરાતજ શોધી કાઢી હતી, કેમકે તે થોડીક ઉપરથીજ પડેલી હતી અને ખીણનાં છેક ઉંડાણ સુધી જઇ શકી નહીં હતી. જાન તો તે બીચારાનો, એમ છતાં, તે નીચાંણમાં પડતાં ને અફળાતાં સાથેજ નીકળી ગયલો સમજાતો હતો, લાશને, એ ઉપરથી, એ ગામનાં જુરી હાઉસમાં લઇ જવામાં આવી હતી, અને કાંઉન્ટેસને લાશ ઓળખવા બોલાવવા વાસ્તે એક કોન્સટેબલ તરત આવી લાગ્યો હતો.

બીએટ્રીસ તો, મગર, વળી હીંમત હારી જતે, પણ મેં તેને તેના કાનપર પડીને તેની ફરજ પાછી યાદ કરાવી, અને અમો ત્યારે હોટેલની ગાડી તૈયાર કરાવીને તે કોન્સટેબલ સાથે "જુરીહાઉસ"માં ગયાં.

રસ્તામાં એ વખતે, મેં જોયું કે, ઠેકાણેઠેકાણે લોકોનાં દબાયલાં ટોળેટોળાં એજ વાત કરતાં ઉભેલાં હતાં, જે દેખાડતું હતું કે તે કરપીણ ખુંનની વાત તે નહાના આખા કસ્બામાં એક ભયંકર આગની બુમ પેરે ફેલાવો પાંમી ચુકી હતી; અને સારૂં હતું કે અમો બંધ ગાડીમાં જતાં હતાં, જેથી લોકોએ મરનારના સંબંધનું અમારૂં અતઞગપણું કશું જાણ્યુંજ નહીં, અને અમોને કોઇએ ઓળખ્યાંજ નહીં.

---

## પ્રકરણ ૧૧૪.

અમો જુરીહાઉસમાં પોંહચ્યાં. તેની બાહેર પણ લોકોની મોટી મેદની જમા થયલી હતી. લાશ તો અંદરના ઓરડામાં હતી અને લોકોથી તે જોઇ શકાય એમ ન હતું, તો બી અભણ વર્ગની એ એક અજબજેવી જીજ્ઞાસા થાય છે કે જે તેઓને ટોલાંબંધ જ્યાં ખુંન થયું હોય કે એકાદ લાશ પડેલી હોય તે મકાનની બાહેરના રસ્તાપર વગર કારણે કલાકો તક રોકી રાખી શકે છે! અમારી ગાડી, તેથી, જીજ્ઞાસુ લોકોના ધસારા કે ડોળો ખોબીને જોવાના ત્રાસથી અમોને બચાવા છેક જુરીહાઉસની સીડીની લગોલગ લેવામાં આવી, અને એકાદ બે કોન્સ્ટેબલોએ ડીંગોલાં મારીને ધસારો લાવતાં બૈરાં માટીડાના તે અજ્ઞાણ વર્ગને દુર રાખ્યો, એટલે બીએટ્રીસ ગાડીમાંથી ઉતાવલે ઉતરીને અંદર જતી રહી.

હું તો દબાઇને ગાડીની અંદરજ બેસી રહી. હું કાંઇ ઉતરવાની હતીજ નહીં. અમો વચ્ચે એજ ગોઠવણ થયલી હતી. ફક્ત બીએટ્રીસને ગાડીમાં ધીરજ મનાવા ને કંપની આપવાજ હું તો તેણીની જોડે અહીં સુધી આવી હતી. બીએટ્રીસે એકલીએજ અંદર જવાનું હતું, કેમકે મરનારની મોહરદાર તરીકે તેણીએજ તે લાશ ઓળખવાની હતી.

અને તેણીએ પછીથી અંદરથી તે પાછી આવી ત્યારે બધી વાત માહરી આગલ કહી. તેણીનાં કહેવા મુજબ તે તો ગાડીમાંથી ઉતરતાં સાથે ઘણી ગભરાઇ ગઇ અને પાણી પાણી થઇ ગઇ, પણ પોતાની ફરજ યાદ કરીને તેણીએ જોરાવરીથી પોતાની હીંમત એકઠી કરી લીધી, અને પછી તે કોન્સટેબલની પુઠેપુઠે જ્યાં તે લાશ જે એક મોટી ટેબલપર મુકવામાં આવી હતી તે ઓરડામાં ગઇ. તે આખું મકાન બીએટ્રીસનાં કેહેવા મુજબ બીહીક લાગે તેવું ભયબીત હતું. ઓરડામાં રોશણી ઘણીજ અપુર્ણ અને કંગાળ હતી, અને તેથી મકાન જોઇએ તે કરતાં જાસ્તી ભયભીત, ગંભીર અને ધમધોર થઇ પડતું હતું.

એ પછી જ્યારે લાશવાલા ઓરડામાં બીએટ્રીસ ગઇ ત્યારે ત્યાં પેલા બે સેલરો પણ ઉભેલા હતા, કે જેઓએ અમારાં માંગી લેવાથી ટેકડીને મથાલે જઇને લાશનો પત્તો મેળવ્યો હતો. તેઓમાંથી એકે બીએટ્રીસને આવેલી જોઇ તરતજ સાઇડમાંની ટેબલપરથી એક ફાનસ ઉચક્યું, અને લાશપર પાહરો ભરતા એક કોન્સટેબલે તેની ઉપર ઢાંકેલું એક કપડું ઉંઘાડી આપ્યું, એટલે બીએટ્રીસે તરતજ તે મરનારને પોતાના ભરથાર તરીકે ઓલખ્યો. તે શરીરના બીજા ભાગોમાં ઘણો છુંડાઇછડાઇ ગયલો હતો, પણ ચેહેરાપર તો, અજબ જેવું કે, એક ઘસારો પણ પડયો ન હતો, અને મોહતની શાંતીમાં તે સદાની બંધ થયલી આંખ્યો સાથ તે દમામદાર ચહેરો લાખમાંથી બી ઓળખાઇ આવે એવો પ્રગટ જોઇ શકાતો હતો.

તે ચેહરો જોતાં બીએટ્રીસ ઘણી હડબડી ગઇ, ને તેણીએ શાંતીથી રડીને ઘણું કલપાંટ કર્યું. તે જાણે તે લાશના ચેહરાપરથી કેટલીક પળ સુધી પોતાની આંખો પાછી ઉઠાવી કે હટાડી શકીજ નહીં. આએજ તે આદમી હતો કે જેના જોડે નાઘલી અને કાચી ઉમ્મરે તેને તેની માતાએ જોરજુલમથી પરણાવી હતી, અને જેની સાથે શર્ણાગત તાબેદારીભરી પાક વફાથી પોતાની પરણી જીંદગી દરમ્યાંન તે સેવટ સુધી સાચ્ચી રહી હતી! એ પછીથી, મગર, કરપીણ ખીદમતગાર લુચ્ચીનાં ભમાવ્યાથી એ કાચા કાનના ભરથારે ખુદા વટીક ખમી નહીં શકે એવું એક દીલ ધ્રુજાવનારૂં વેર લેવાની તેણીને સજા કરી હતી! ઓ, તે એ મરનારનો કીનો! તે એક કીનો નહીં પણ સરબસર હેવાન્યત હતી. ચાર ચાર દાહાડા સુધી તેણે પોતે મારેલા એ નિર્દોશ જવાંનની લાશ સાથે તેણીને એકલીને એક ઓરડામાં કેદ કરી મેળી હતી, અને આ મરનારને જોઇને તે સઘળી આગલી યાદો તેણીનાં જીગરમાં તાજી થતાં તે એટલી હોસફરામોસ થઇ કે તેણીને પેલા બે સેલરો પોતાના હાથનો ટેકો આપીને પોતાની વચ્ચે ચલાવતા ગાડી સુધી મુકવા આવ્યા.

તેઓએ તેની ઘણી ત્રેવડ કરી. ગાડીનું બારણું બી તે બેમાંના એકે ઉંઘાડયું, અને તેઓની એ બધી ધામધુમી અદાથી હું તરત જોઇ શકી કે તે ગરીબ બીચારાઓ પોતાની મેહનત અને મદદના બદલામાં કાંઇ "ચૅરીમૅરી"ની ઉમેદ કરતા હતા! બીએટ્રીસ તો, મગર, પોતે પોતાનાં દુઃખમાં એટલી ગીરફ્તાર મરી રહેલી હતી કે તે તો કાંઇ સમજીજ નહીં, અને ત્યારે મેંજ માહરી પર્સમાંથી છ સૉવરીન કાઢીને તે બે માંહેલા એકના હાથમાં મુકયા, અને તેથી તેઓ બન્ને ઘણા સંતોષ પામેલા ને રાજી થયલા દેખાયા. તે પછી અમો હોટેલપર પાછાં ફર્યાં, અને બન્ને તનમનમાં પુશકલ ઠાકેલાં હોવાથી ઘણાં દુઃખી થયલાં દીલો સાથ તરત સુવાજ ગયાં.

હવે સહવારે હજી તો અમો નાસ્તાપરજ હતાં તેવામાં મેયર તરફથી એક કોન્સટેબલ બીએટ્રીસને નામનાં કાગળોનું એક પૅકેટ આપી ગયો. દેખીતી રીતે મરનારનાં મકાનની ઝડતી લેવાતાં જે બી કાંઇ કાગળ્યાંઓ મળી આવ્યાં હતાં તે બધાંનું એક પૅકેટ બંધાવીને મેયરે તારીફલાયક વિવેકથી તે બીએટ્રીસનેજ મોકળી આપ્યાં હતાં. તેમાં ઘણાંખરાં મરનારનાં પોતાનાં અંગત કામકાજનાં કાગળો હતાં, પણ એક કાગળ ખુદ બીએટ્રીસનેજ લખેલો તેમાં મળી આવ્યો, જે ઘણા આંસુપાત વચ્ચે પોતે વાંચીને તેણીએ મને પાસ કર્યો. તે આ મુજબ હતો:—

"માહરી વાહલી બીએટ્રીસ,

"જે સંજોગમાં આપણે સદાનાં છુટાં પડયાં છીએ તે માઠા બનાવની વાત હું માહરાં જીગરથી હજી તક મુતલગ અલગ કરી શકતો નથી. તું બીલકુલ બેગુનાહ છતાં મેં તુંને એવી હદ સુધીનું જાલીમ દુઃખ આપ્યુંછ કે તે માહરાં દોજખી કામના પસ્તાવાની અસરથી માહરૂં "હાર્ટ" ઘણું નબલું પડી ગયુંછ, અને હવે મને નથી લાગતું કે હું ઝાઝા દાહડા જીવી શકું. યાતો એ "હાર્ટ" એકદમ કામ કરતું કોઈ દાહડે અચણુચ બંધ પડી જવાથી માહરો આંકો આવી રેહશે, અથવા તો એ ને એ વાતનો ગમ કરયા કરતાં મગજથી બેમગજ થઇને હું કોઇ દાહડે થોડીક પલની ઝનુની દીવાન્યતમાં માહરી જીંદગીનો માહરે હાથેજ છેડો લાવી મુકશ! એટલા વાસ્તે માહરા મુવા બાદ આએ માહરી થોડીક લીટીઓ તુંને પોંહચે અને તે તું વાંચવા પામે એવી માહરી આરજુ છે. ઘણીક વાર તુંને અત્રે પાછી મલવા બોલાવી તાહરે મોંઢેથી મારીનાં સુવચનો પાછાં સાંભળવાનેજ મને મન થાય છે, પણ આપણે સદાનાં ઓવારનીવાર જુદાં પડી ચુકેલાં હોવાથી તુંને પાછી બોલાવા અને તાહરી પાક સુરત પર નજર ઠરાવા હવે મને મુતલગ હીંમત થઈ શકતી નથી. એમ છતાં જો કોઇ વખતે હું એ હીંમત કરી શકું તો હું લંડનની એટલો લગોલગ હાલમાં રહેલો હોવાથી તું એક બી આનાંકાની વગર આવશે, અને મને ફરીથી તાહરી સેવટ સુધીની મારીનાં સુવચનો કહી સંભળાવશે એવી હું આસા રાખુંછ.

"મગર જો આપણે મલ્યે તે આગમચ હું આખર થાઉં તો તુંને કેહેવાની એક જરૂરી વાત માહરાં દીલમાંજ રહી જાય તેથી તે હું અત્રે તાહરી વાકેફગારી વાસ્તે ખાસ લખી જાઉંછ. તું જાણેછ કે મેં જ્યારે તુંને માહરૂં સર્વસ્વ માહરા ઘોર અપરાધની સજામાં માહરી રાજી ખુશીથી આપી દઇને આએ સન્યાસ શોહોધ્યો. ત્યારે મેં આપણો કારબનીનો "શાટો" (મેહેલ) કે જેમાં આપણે બેઉએ આટલું આટલું દુઃખ જોયું તે ખાસ બાકાત રાખ્યો હતો. તે મેહેલ નહીં પણ એક દોજખ હોય એટલો બધો મને એ "શાટો" પર અભાવ આવી ગયો હતો. એટલા વાસ્તે તાહરેથી છુટો પડતાં સાથે હું પાધરો કારબની ગયો, અને ત્યાં જઇને મેં જે નોકરોને એ શાટોમાં તેની પાસબાંની માટે રાખેલા હતા તે બધાને ઘણે છુટે હાથે વરતાવીને રૂખસદ કરી દીધા, અને તે પછી મેં માહરે હાથે એ આખો મેહેલ એવી રીતે સળગાવી દીધો કે સરકારી મદદ આવી પોંહચે તે આગમચ તો એક તણખલું વટીક તેમાંથી બચવા પામ્યું નહીં!! મેં તે કીંમતી મેહેલ એક દીવાન્યતભર્યાં ઝનુની મોજથી તે અંધારી રાત્રે ભગભગ સળગતાં જોયલો છે, અને ત્યાર પછીથી તે બલેલો કાટ ઉંચકાવીને મેં તે બાજુની જમીન એટલી સાફ કરાવી નાંખેલી છે કે તે ઉપર થોડા દિવસો આગમચ એક એવો મોટો, ભવ્ય અને રોણકદાર મેહલ ખડો હતો એ જાંણે ત્યાંથી કોઈ પસાર થતો નવો મુસાફર કદી માની બી નહીં શકે! મગર એ હક ઈનસાફ છે. એ મેહેલ નહી પણ દોજખ હતું, કે જ્યાં આવો એક નાતરસ અને દોજખી કીનો લેવાને હું લલચાયો હતો, અને તેથી મને લાગ્યું કે એવી ભ્રષ્ટ જગ્યાની હસ્તી નીસ્તીમાં નાબુદ થયલીજ હજારો વાર ઘણી સજાવાર હતી!

એટલા વાસ્તે, વાહલી બીએટ્રીસ, તું પણ આએ ઘણાજ સંતોપથી વાંચજે અને રાજી થજે. ખુદા તુંને સુખી રાખે! માહરી તો ઉમ્મર ભરાયલી છે, પણ હજી તું તો ભરજવાંન છે, કેમકે હું તુંને તાહરી નાબલી અને કાચ્ચી ઉમ્મરે જોર જુલમથી પરણી લાવ્યો હતો; એટલા

વાસ્તે માહરા મરતા દમની દુવા એ છે કે ખુદા તુંને હજી બી સુખી કરે, અને તાહરી પાછલી જીંદગીમાં તું સુખીજ થાય!—આમીન!"

આ તે અજાયબ જેવો દસ્તાવેજ હતો, કે જે બીએટ્રીસે આંસુઓ વચ્ચે વાંચીને મને પાસ કર્યો અને મેં વાંચ્યો હતો. દેખીતી રીતે મરનારે તે થોડાક દિવસોનોજ લખેલો હોવો જોઇએ. કાંઉન્ટ ડોવર રેહવા આવ્યો તેને હજી તો એક મહીનો પણ થયો ન હતો, અને આ કાગળ ડોવર આવ્યા બાદ લખાયો હતો એમાં તો કાંઈ સંદેહજ નહી હતો.

બીએટ્રીસે ઘણો ગમ કર્યો. એ એક પવિત્ર ને ખરી ખુદાઇ અસરની લાગણી થાય છે કે ગમે એવા ભુંડા ભરથારને વાસ્તે પણ એક મોહરદારનું દીલ ખેંચાયલું ને ખેંચાયલું રહે છે! બીએટ્રીસનો તેજ હાલ હતો. મરનાર અને બીએટ્રીસની વચ્ચે ઉમ્મરનો ફરક ઘણો મોટો હતો, અને તેમનાં લગન અરસપરસની ખુશીનાં કરતાં દુઃખી બીએટ્રીસને વાસ્તે તો તે જોર જુલમનાંજ વધારે હતાં, તોપણ તે ગરીબ છોકરીએ હાલમાં ઘણો ગમ કર્યો કે તેણીની જોડે એક છેલ્લી મીલાકાતની જે આર્જુ મરનારે દીલે વસાવેલી તે સંજોગોએ બર આવવા દીધી નહીં હતી; અને એટલું ખરૂં હતું કે એ માહરી સહીને એ તેનાં મોટાં દુખ વચ્ચે દીલાસામાં શું કેહવું તે પણ જાંણે મને તરત ને તરત સમજ પડયું નહી.

એ પછી અમે લંડન પાછાં ફરવાની વાત કરી. મેં બીએટ્રીસને સમજાવ્યું કે જુરી પછી મરનારની લાશની સેવટની વ્યવસ્થા તેણીને પૈસે અને તેણીની હાજરીમાંજ થવાનું ઘણું સજાવાર થશે, ને બીએટ્રીસે તે ફરજ પણ ઘણી ખુશીની સાથે કબુલ રાખી.

એ પછી જરા વારે મેયર પોતે અમોને હોટેલમાં મલવા આવ્યો. તેણે અમોને ખબર આપી કે ખુંની લુઇગીનો કંઠે કશોજ પત્તો મલી શકયો ન હતો. બધાં હોટેલ, ઉતારાખાનાં, અને પીઠાંઓ પુલીસ ફરી વળી હતી, પણ અમે ખુંનીનું જે વર્ણન આપ્યું હતું તેને જવાબ કરતો કોઇ બી માણુસ આખાં ડોવરમાં કેથે હાથ આવી શકયો ન હતો. અલબત, જુદે જુદે મથકે તે કમીનાની ધરપકડના સમાચારો મોકલી આપવા વાસ્તે કશી ઢીલ કરવામાં આવી હતી નહીં.

જુરી બપોરે બે વાગતે ભરવામાં આવનાર હતી, અને મેયરે ઘણી નમ્રતા અને સભ્યતાથી જણાવ્યું કે અમારી બેઉની શાક્ષીની ઘણી જરૂર પડશે, જે અમો તો, અલબત, જાંણુતાંજ હતાં; અને તેથી, અમો વેળાસર જુરીહાઉસમાં હાજર થવાની ભલા મેયરને ખાત્રી આપી.

એ પછી બીએટ્રીસ પોતાના ઓરડામાં પોતાનાં બીજાં કામકાજનાં કાગળ્યાંઓ વાંચવા તથા જરા આરામ કરવા ગઈ, ત્યારે માહરા હાથમાં બે ત્રણ કલાક ફાજલ પડેલા હોવાથી મેં તે તકનો લાભ લઇને પેલી મેરી ગ્લેન્તવર્થ બાબે તેના બાપ ડયુક ઑફ આરલીને મલી લેવા ધારયું. એ બી ઘણું જરૂરનું હતું. મને હવે જલદી ડોવરથી લંડન પાછુ ફરવાનું હતું એટલા વાસ્તેજ નહીં, પણ કદાપી ડયુક જે તેની પરણેતર ડચેસનો એક ગોલાંમ જેવો વધારે હતો અને હંમેશ તેના ધાકમાં રહેતો હતો તે, ડચેસનો હોકમ થતાં, કૉન્ટીનંટ પર જવા માહરા ધારવા કરતાં વહેલી ઉઠાંગરી કરે એ ફીકરથી બી માહરે તો તેને મળી લેવાનું હતું. હું તેને મળવા, બેશક, જોઇએ એટલી ખુશી નહીજ હતી. તે ઇગ્લાંડમાં સૌથી આગેવાન પદવી

ધરાવનાર ,એક મોટો ને નામદાર ઉમરાવ હતો ખરો, પણ તેની અનેક બદ ચાલો ધ્યાનમાં લેતાં માહરે મન તે તુચ્છ અને કમીનો હતો. એમ છતાં, મેરી ઍસેન્ટવર્થે માહરૂં દીલ ખરેખરૂં હરી લીધું હતું અને તે છોકરી ઘણી અધીરી પડી ગયલી હતી, એટલે તેને ખાતર તેને મલવા જવા મેં માહરાં મનને સમજાવી લીધું. હું વધારે કરીને તેજ મતલબથી તો બીએટ્રીસ જોડે ડોવર તક આવી હતી, અને કાંઉન્ટનાં ખુંનથી માહરો જીવ જોકે ઘણો ખાત્તો મારી ગયો હતો અને બીજાં ત્રીજાં કામકાજ પર હવે તાતે ધાએ માહરૂં ચીત લાગે એમ નહી હતું, તોપણ એ માહરી ફરજનો એક ભાગ માની લઇને બપોર થવા આગમચ મેં ડયુકને મળી લેવાનું નક્કી કરયું.

હું ગઇ. ડયુક મને પોતાની પરણેતર ડચેસથી છુપો છાંનોજ મળવા માંગતો હતો, અને તેણે તેથી મને લખ્યું હતું કે રોજ બંદર પર, મને મળવાની ઉમેદમાં, બપોરના અગ્યારથી એક વાગતા સુધીમાં તે ધકેલા ખાતો રહેશે, અને હું, તેથી, બંદર પર ગઇ. મેં જોયું કે હું ડોવરમાં હતી એ વાત તો કાંઉન્ટનાં ખુંનનાં સંબંધમાં તે તરફનાં પેપરમાં જાહેર થઇ ચુકેલી હોવાથી ડયુક જરૂર કર્રીને જાંણતોજ હોવો જોઇએ, અને તેથી તે આજે તો ખસુસ બંદર પર અત્યારે આવેલો હોવોજ જોઇએ. મેં, તેથી, માહરાં મોંહનાં પર એક જાડો બુરખો ઓઢી લીધો, અને ઘણો સાદામાં સાદો પોશાક પેહેડીને હોટલમાંથી હું નિકળી પડી.

---

## પ્રકરણ ૧૧૫.

બંદર પર પોંહચતાં પુસ્તા આગળ છેક નાકા પરથી ઉભેલો મેં તેને જોયો. તે કોઈ સેલર સાથે વાત કરતો ઉભેલો હતો, અને સેલરનીજ દુરબીન લઇ દરયામાં દુર કાંઇ ટીકરીગોપ કરતો હતો. સારાં નસીબે બપોરી વખત હોવાથી તે વેળા બંદર પર સેહલાંણીઓ કોઇ નહીં હતાં; ફક્ત અકેક બબે સેલરો અહીં તહીં વાતચીત કરતા વેરવાર બેઠેલા જોઈ શકાતા હતા.

એવામાં અચણુચ ડયુક કાંઈ પાછળ જોવા ફરયો, અને મને આવતી જોઇ ઘણો ખુશી થઇ ગયલો દેખાયો. તેણે પોતાના હાથમાંની દુરબીન ઉતાવળે પોતાની પાસે ઉભેલા સેલરને આપી દીધી, અને પછી માહરા તરફ ઘણો ઉલટમંદ ધસી આવ્યો.

"હાં, મીસ ત્રેફર્ડ?" તેણે ઉલટમંદ કહયું; "કેમ છેઓ? તમે આવ્યાં ખરાં! તમોને જોઇને હું ઘણો ખુશી થયો. આવો, આપણે આએ પુસ્તાને નાકે ઉભાં રહીએ, અને જાંણે દરયામાં દુર જોતાં હોઇએની તેમ ધીરજથી વાત કરી લઈ શકશું. તમારે કાંઇ બીહીવું નહીં. મેં નાકાપર પેલા માહરા રાઉસ દોસ્ત પીસબ્લોસમને ચોકી કરવા ઉભો રાખેલો છે, અને તે કમબખ્ત જો ઉંઘાઇ નહીં જશે તો ચોકી તો કરશેજ. જો ડચેસને આએ તરફ કાંઈ એકાએક નીકળી આવવાનું ફીકરૂં થશે—કેમજે અમારો બંગલો અહીં આટલામાંજ છે—તો માહરો પીસબ્લોસમ તરત દોડતો આવીને આપુને——"

"માહરા લૉર્ડ," મેં તુચ્છકારથી કહયું, "ડચેસ આવી લાગશે તો સાંમી હું ઘણી ખુશી થવશ. તેવણ મેરીનાં માયના સંબંધની તમારી તકસીર જાંણી ચુકયાંછ, એટલે એ કમનસીબ બચ્ચાંનાં સંબંધમાં બાકીનું બી જાંણે એ ચાહવાજોગજ છે."

"એ તમે શું કાલનો દુકાળ આજે પાડવા જેવી વાત કરોછ, મીસ ત્રેફર્ડ! વાત કરોછ કે વાલ ફાકોછ?" ડયુકે ગભરાત કરયો; "તમે માહરી બૈરીને ઓળખતાંજ નથી! એવો કાંઇ આટો બાટો બાફતાં ના જો! એના જેવી જાહેલ અને માથાંની ફેરાવન ઓરત તો, હું ધારૂંછ કે, આખી દુન્યામાં બીજી કોઇ નહીં હોશે! મેરીની માય મરી ગઇ તે રાત્રે નસીબસંજોગે એ ત્યાં આવી લાગી ત્યાર પછીથી એણે મને તે બાબે ધુલનાજ ફાકા ફકાડેલા છે અને લોહરાંના ચણા ચવાડેલા છે! તમે શું જાણો કે મને એણે કેમ પાણી કરતાં પાતલો કીધોછ તે!"

"તે ગમે તે હોય," મેં માથું ફફડાવીને કહયું, "પણ મેરીને હવે વધારે વખત અંધારાંમાં રાખી શકાવાનીજ નથી. તે કાંઇ હજી બચ્ચું નથી, અને ખરો ભેદ અરધો પાંમી ગયલી હોવાથી તદન અધીરી પડી ગયલી છે. અધુરાંમાં પુરૂં, તેણે તમોને લંડનમાં તમારી ગાડીમાં જોયાછ ત્યારથી તો——"

"ઓ, પણ તે વાતની હાલમાં તરત ને તરત કાંઇ ફીકરજ નથી," બેવકુફ ડયુકે બેફીકરાઇથી કહયું. "અમે તો કૉન્ટીનંટપર ફરવા જવા નીકળ્યાંછ તે હવે વરસ બે વરસેજ પાછાં લંડન આવશું; અને તેટલાં આએ છોકરીને માહરે ખાતર તમે સંભાલી લેઓ. તેટલાં તો કાંઇનું કાંઇ થઇ જશે! વરસ બે વરસ કોણે જોયાંછ અને કોણે જાણ્યાંછ? કાંય નહીં તેટલાં ડચેસજ મરી જાય? બનવા જોગ છે કે નહીં? એને કેઠે મુસાફરીમાં મેલેરયા તાપજ લાગુ પડી જાય, અને તેથી એ પીલઈ પીલઇને માર્ગે લાગી જાય, હેં?" અને તે ખુશ મિજાજથી હસ્યો. "એમ તો અમે રોમ બી જવાનાં છઇએ, અને ત્યાંના પીંઢારાઓએ જો રસ્તામાં અમારી ગાડીપર ધાડ પાડી અને એક ગોળી છોડી, કે જે ધારો કે આવીને એનાં કલેજાંમાંજ લાગી ગઈ તો? કાંએ નહી એ વરસ બે વરસનાં દરમ્યાનમાં એ પોરી પોતેજ માર્ગે લાગી જાય અને બધું ધાંકધપોત થઇ જાય?"

હું ખરાં દીલથી કમકમી! આ ખાવીંદ હતો કે ખવીસ? આ આદમી હતો કે હેવાંન? પોતાનાં બૈરી ને બચ્ચાંનાં મોહતની તે સરબસર ઉમેદ અને ગણત્રી કરતો હતો! તે પલીદ પોતે તો અમ્મર હોય એવોજ કોઇ ધખારો ધરાવતો દેખાતો હતો!!

"ઘણી શરમની વાત છે, માહરા લૉર્ડ!" હવે માહરાથી ઉશ્કેરાઇને કહયા વિના રહેવાયું નહીં. "તમે એવી પાપી ઉમેદ કરી કેમ શકતા હોશો તે વાસ્તેની માહરી તો અજાયબીજ ભાગતી નથી!"

"પણ એમાં અજાયબ થવા જેવું છેજ શું?" ડયુક અજબ થયો. "આદમીઓને મરવા વાસ્તે એમ જો અજબ થવાનું હતે તો વીમા કંપનીઓ જીંદગીના વીમા લેતેજ શાંની, અને લખ્ખો પેદા કરતેજ શાંની? વળી હું તો ખરેખર ઘણો નસીબદાર છું. હું તો જે ઉમેદ કરૂંછ કેની તે હંમેશ ફળેછ! દાખલા તરીકે હું જો કાંઇ મોટો સત્તો ઉઠાઉંછ તો—"

"માહરા લૉર્ડ," મેં માહરાં ખરાં દીલનો અણગમો છુપાવવાની જરા એ કોશેશ કર્યા વના ખુલ્લા કંટાલાથી કહયું, "હું કાંઇ એ તમારૂં બધું નોનસન્સ સાંભળવા અહીં સુધી આવી નથી. માહરો જીવ હાલમાં ઘણો દલગીર છે, અને—"

"અરે હા, જો! તે તો હું ભુલીજ ગયો!" ડયુકે તરતજ યાદ થઈ હોય તેમ પુકાર્યું; "પણ શું એ ખુંન ખરેખર થતું તમે તમારી આંખોઆંખ જોયું, મીસ ત્રેફર્ડ? કેટલું સ્પૅલનડીડ! તમે કેવાં નસીબવાળાં! લેવોની, હું તો આવો મોટો ઘરડો ધધેરો થયો પણ માહરી આખી જીંદગીમાં મેં તો કોઇ બી દહાડે કોઇ બી ખુંન થતું નજરે જોયુંજ નથી—સિવાય કે ફકત નાટકમાં! નાટકમાં એમ તો પીસ્ટોલો મારેછ ને ખુંનો કરેછ—"

"હું તદ્દન કંટાલી ગઈછિ, માહરા લૉર્ડ," મેં હવે ખરેખરા ગુસ્સાથી કહયું; "તમારામાં જો ગંભીરતાથી આવી એક જોખમની વાતના સંબંધમાં વાત કરવાની દાનાઇ નહીં હોય તો એકદમ મને જવા દેઓ. ફકત મેરીનું ભલું વાંચીનેજ હું અહીં સુધી તમારી સાથે એ બાબદની વાત કરવા આવવા કબુલ થયલી છું."

"ઓ યસ! તે તો હું જાણુંછ; તમે ઘણું ભલાં છો, મીસ ત્રેફર્ડ," તે હેમકે મને ખાત્રી આપવાને ઉતાવલ કરી; "પણ હું કરૂં તે શું? મને કાંઇ સમજ નથી પડતી! તમે કાંઇ સમજાવોની? કમબખ્ત પીસબ્લોસમ બી અહીં હોતે તો બે બોલ સમજ આપતે. એ ઘણો દાનાવ છે."

"હવે સાંભળો, માહરા લૉર્ડ!" મેં તેનાં બધાં એ બેહુંદાં ને બેઅકલી તાહેલાંતવાણુંથી આજેજ થતાં મક્કમપણે કહયું; "મેરી તમોને હજી સુધી પોતાના કાકાજ જાણેછ અને મી૦ ગ્લેન્ટવર્થને નામેજ ઓળખેછ, વાસ્તે જો તમે તેને--"

"ઓ, પણ નખ્ખોદ પર નખ્ખોદ! પેલી ડાકણ તો અહીંજ આવેછ!" ડયુકે તેવામાં દેખીતી રીતે ખરાં દીલનો ગભરાત કરી મુકીને મને આગળ બોલતી અટકાવી નાખી; "એ અહીં કાંહાંથી ફુટી નીકળી? જ્યાં છે ત્યાં પેલો ઘરડો ઘુવડ પીસબ્લોસમ ઘોંતનવાસોજ લઇ મુવેલો હોશે!"--અને મેં તરત નજર ફેરવી જોયું તો ડચેસ પોતાની અગ્યારેક વરસની દીકરી સાથે અમો હતાં તે તરફ દમામથી ચાલતી આવતી હતી! તેની પછવાડે ગવરનેસ હતી, કે જેના હવાલામાં બીજી બે નાધલી છોકરીઓ હતી.

હવે જેઓએ ડોવરનો ધકકો જોયો હશે તેઓ જાણતાં હશે કે ત્યાં પાણીની માપણીને વાસ્તે એક ન્હાનું ગુંબજરોકું બેઠું ગોળ ઘર બાંધેલું છે, અને ડયુક તો એટલું બોલીને ઉતાવલા ગભરાતમાં તે ન્હાનાં ઘરને ઓઠે ભરાઇ ગયો! રમુજી તો એ હતું કે ડચેસનો એ તરફ આવવાનો રસ્તો એવો વળાંણદાર હતો કે ડયુકને ચકકરડીની કાંની ફરીફરીને તે ઘરને ઓઠે ઓઠે ભરાયા કરવું પડતું હતું, અને સંજોગો જે હાલમાં હતા તે નહીં હતે તો હું રમુજ પામેલી ખચીતજ મોટે સાહદે હસી પડતે! હું તો, એમ છતાં, હાલના ગંભીર સંજોગોમાં ન તો હસી કે ન તો ત્યાંથી જરા એ ખસી. મેં તો તે હેમક ભરાઇ ગયો તે વાસ્તે કાંઇ વાંધો બી કરયો નહીં. હું તો જ્યાં હતી ત્યાં થસ્સામાં ઉભીજ રહી.

હવે દમામદાર ડચેસ છેક આગળ આવી. તે કાંઈ દુરથી મને જોઇને ઓળખી શકી નહીં હતી, પણ તેના ભરથારને દુરથી કોઈ ઓરત સાથ વાત કરતો ઉભેલો, અને વળી તેણીને આવતી જોઇને સંતાઇ જતો તેણે જોઇ લીધેલો હતો, અને તેટલુંજ તે અદેખી અબળાને પુરતી શંકાશીળ કરવા વાસ્તે બસ હતું! એટલાવાસ્તે તે હું જ્યાં હતી ત્યાં આવી લાગી કે તરતજ મેં તે વધતી વહેમાથ નહીં તે થકી માહરો બુરખો ઉંચકી નાખ્યો, અને પછી હીંમતથી

તેણીની આગળ વધીને કહ્યું, "હીઝ ગ્રેસ માહરી સાથે વાત કરતા હતા, અને હમણાંજ પેલી તરફ ગયાછ."

ડચેસ તો ઘણીજ અજબ થઇ. તેણે મને ત્યાં જોવાની કાંઇજ વકી નહીં રાખેલી અને તેથી તરત શું કહેવું અને શું ધારવું તે પણ દેખીતી રીતે તેને કશું સમજ પડી શક્યું નહીં. એમ છતાં, બીજીજ પળે તે પેલાં છાપડાં આગલ ગઇ, અને ત્યાં જઇ ગુસ્સાથી પોકાર્યું, "માહરા લૉર્ડ, એકદમ બાહર આવો! માહરે તમારી સાથે કાંઇ જરૂરની વાત કરવાની છે."

"પણ મમા, એમ પપા બરાઇ કાંએ ગીયા હોશે?" વડી દીકરીએ તે માતાના ચહેરામાં ઉંચી થઇને જોતાં અજબ થઇને પુછ્યું-અને ગવરનેસ આગળ પોતાનો ફેસ્તો થતો જોઇને ડચેસે ફીકકું હસ્તાં કહ્યું, "એવણ એ તો અમથું હસવાનું કરેછ, દીકરી!"—અને તેવામાં ચાંઇ પડેલો ડયુક બાહેર આવ્યો.

"ઓ, તું છે કે? તું ક્યારે આવી?" તેણે ડચેસને જાંણે હમણાંજ જોઇ હોય તેમ કહ્યું;—અને પછી વળી માહરી તરફ ફરીને વધાર્યું, "ઓ તમે બી છેઓ કે, મીસ ત્રેફર્ડ? તમે આએ તરફ ક્યારે આવ્યાં? હું તમોને જોઇને ઘણો ખુશી થયો. કેમ છેઓ? સારી પખે તો ખરાં?"

હવે ડચેસે જોયું કે ઘણું અતેરૂં થતું હતું, એટલે તેણે છોકરાંઓને ગવરનેસ સાથે મોકળીજ દીધાં.

"જાઓ, ડીઅર, માડમોઇઝેલ ડુરાંદ સાથે ઘેરમાં જાઓ; અમો પછવાડે આવ્યેછ," તેણીએ પોતાની વડી દીકરીને કહ્યું—અને ગવરનેસ એ મામલો સમજી ગઇ હોય તેમ તે છોકરીને તેણે પોતાની પાસે તેડી લાધી, એટલે તે અને ત્રણ છોકરાં બંગલા તરફ ચાલતાં થયાં, જ્યારે ડચેસ જાંણે માહરાથી ખુલાસો ચાહતી હોય તેમ હવે દમામથી માહરી તરફ ફરી.

"માહરા લૉર્ડ, માહરે માહરી ઇજ્જતનો બચાવ કરવોજ જોઇએ," તે ઉપરથી મેં કહ્યું-અને ડયુકનું પેલું લંડનમાં મને મલેલું કાગળ કે જેમાં ડોવર આવવા ને આય પુષ્ટા પરજ મીલાકાત કરવા તેણે મને વિનંતી લખી હતી, અને જે મોહોત ચેતીને હાલમાં બી હું અત્રે માહરી સાથે લેતીજ આવી હતી તે મેં એક બી આનાકાની વગર હીંમતથી ડચેસના હાથમાં મુકયું.

ડયુક તો, એ થતાં, ગભરાઇ ગયો! ડચેસ જ્યારે ઉતાવલે તે કાગળ વાંચી લેતી હતી ત્યારે તે તેની પછવાડે ભરાયલો મોંઢાના કાંઈ એવા રમુજી ચાળા ચસકાની અકરવકર કરતો હતો, અને હાથોની ઇસારતપર ઇસારતો કરીને મને એવો ઠપકો આપતો દેખાતો હતો કે માહરાથી હસાઇજ જવાતે, પણ મેં તરતજ નજર ફેરવી નાખી—અને તેટલાંમાં ડચેસ તે કાગળ વાંચી રહી.

"અને ત્યારે તે કમનસીબ છોકરી શું હમણાં તમારી સાથે રહેલી છે, મીસ ત્રેફર્ડ?" અને મેં જોયું કે તે હંમેશની તુમાખી અબળાના અવાજમાં હાલમાં ઘણીજ નમ્રતા હતી, કેમકે તે ઘણી બાહોશ હોવાને લીધે તરત પાંમી ગઇ કે માહરી આ તેના વર જોડેની મીલાકાત બીલકુલ નેક નીયતની અને ઘણીજ બીનસ્વાર્થી જેહમતની હતી.

"હું ઘણી દલગીર છું એ ખાનગી કાગળ તમોને વંચાવાની મને ફરજ થઇ પડવા વાસ્તે," મેં જવાબમાં કહ્યું, "પણ માહરી ઇજ્જતના બચાવમાં—"

"મને તમારે વાસ્તે ઘણું માન છે, મીસ ત્રેફર્ડ. આએ કાગળથી બધું હું બરાબર સમજી જઈ શકીછ," ડચેસે કહયું; "પણ તમે કહેવા ને કરવા શું માંગોછ?"

"તે છોકરી જેવણને પોતાના કાકા માંનેછ તેવણને મળવા ઘણીજ તલ્પી રહેલી છે," મેં કહયું.

"હા; તે તો ખુદરતી છે, પણ તેવું હું કોઇ દહાડે બી થવા દેવાની નથી;" ડચેસેજ મજબુતીથી કહયું, "મેં કસમ લીધેલા છે કે જે દાહડે માહરા ધણીની એ બેઇજ્જતી જાહેર થશે તે દાહડે હું માહરાં ને માહરાં બચ્ચાંનાં ભલાંને વાસ્તે એ નાલાયક આદમીથી તાબરતોબ છુટા છેડા મેળવશ!"

"અરે પણ તે—અરે પણ તે"—ડયુક કાંઈ કહેવા ગયો, પણ શું કેહવું ને શું બોલવું તે નહી આવડયાથી પાછો બીચારો ગભડી ગયો!

"તમે ચુપ કરો ને કમઅક્કલ જેવા વચ્ચે તેં તેં ના કર્યા કરો," હવે ડચેસે ગુરસાનાં નેણ ફડકાવીને કહ્યું—અને પછી માહરી તરફ પાછી ફરીને વધાર્યું, "ત્યારે તમે શું મેરી આગળ સઘળો ખરો ખુલાસો કરવાજ ચાહોછ, મીસ ત્રેફર્ડ?"

"હું પોતે તે વાસ્તે જરા બી ખુશી નથી, માહરાં લેડી," મેં જવાબ કર્યો. "છોકરી પોતે ઘણી નમાની, સમજુ ને ગરીબ છે, પણ હવે દાહડે વારેની થયલી હોવાથી તે અરધું પાંમી ગયલી છે તે માહરી મુશકેલી છે!"

"વૅલ, હું તેને ખાતરે તો નહીં પણ તમારે ખાતર ત્યારે કાંઇ કરવા ચાહુંછ," ડચેસે નરમાશથી કહયું. "મેરી ગ્લેન્ટવર્થ જેવી એકની હસ્તીજ સ્વિકારવા હું તો સાફ ના કેહુંછ, પણ તમે એ કેસમાં તમારી ભલાઇ એટલી બધી પુરવાર કરી આપેલી છે કે હું તમોને નારાજ કે નાઉમેદ કરવા ચાહતી નથી."

"અને તમે શું કરવા માંગોછ, બાંનુ?" મેં માહરે વાસ્તેની તેની વખાંણ ને ભલી લાગણી માટે ઉપકાર માનીને સભ્યતાથી પુછયું.

"માહરે એક પરણેતર અને માહરાં બચ્ચાંની માતા તરીકેની માહરી બેવડી ફરજ બજાવવી જોઇએ, અને માહરા ભરથારના ગુનાહનાં એ પરીણામનો કશોજ સ્વિકાર નહીં કરવો જોઇએ," ડચેસે સમજાવ્યું. "પણ તમારે ખાતર મેં કહયું તેમ થોડીક નાખતીથી આએ વાતમાં કામ લેવા હું રાજી છેઉં, અને તેથી તમારેથી જાંણવા ચાહુંછ કે તમે પોતે શું થયલું જોવા માંગોછ? અમે કોન્ટીનંટ પરથી ઈંગ્લાંન્ડ પાછાં ફરીએ ત્યાં વેર એ છોકરીને તમો કોઇ ને કોઇ બાહણાંથી ઉડાવી શકશો કે નહિ?"

"નહીજ, માહરાં લેડી!" મેં કહયું. "હું જુઠું કોઇ વાતમાં કદી બોલતીજ નથી, અને હું નથીજ ધારતી કે જુઠું કાંઇ બાંહણું આપ્યા વગર હું એ બચ્ચાંને હવે વધારે વાર ઉડાવી શકું."

ડચેસે, એ સાંભળી, થોડોક વાર ગંભીર વિચાર કીધો.

"વૅલ ત્યારે, તમે તે વાત મનેજ સોંપો," તેણીએ અંતે એકદમ સેવટના ચુકાદા પર આવી જતાં ને તે ચુકાદો મને જાહેર કરતાં કહ્યું, "હુંજ એ બાબદમાં જે ઘટતું હોશે તે કરશ, અને તે બચ્ચાંની લાગણી નહી દુઃખાય એવી રીતે કામ લઇને અમો ઇગ્લાંન્ડ પાછાં ફર્યે ત્યાં સુધીનું તમારે ખાતર હું બધું સમાલી લેવશ. તમારેજ ખાતર, મીસ ત્રેફર્ડ!" તેણીએ માહરી પર ઉપકાર ચઢાવવા જોગો ઘણો ભાર નાખ્યો! "કેમકે તમારી આએ બધી બીન-સ્વાર્થી ભલાઇ હું ઘણી વખાણું છ; અને અમો ઇગ્લાંન્ડ પાછાં આવ્યે ત્યાં સુધીમાં એ બાબદ-પર પુરતો દરયાફ્ત કરીને ઇંગ્લાંન્ડ આવ્યા બાદ એ વાતનો જે તે સેવટનો નીકાલ અમો લાવી નાખશું."

મને, અલબત, આએ ગોઠવણ ઘણી ગમી. ડચેસ તુમાખી ને મગરૂર હતી ખરી, મગર ઘણી બાહોશ બુધ્ધિની અને સમજદાર હતી. તેણીએ જોઈ લીધું હતું કે તે નિર્દોષ બચ્ચાંનું દીલ નહીં દુઃખાય અને કાંઇ વધારે માઠાં પરીણામ નહીં નીપજે તેવી રીતે હાલના સંજોગોમાં તાકીદને હાથે કામ લેવાની ખરેખર ઘણી જરૂર હતી, અને મને પણ એટલુંજ જોઇતું હતું! મેં, તેથી, આએ કામ માટેનો માહરો ડોવર સુધીનો ફેરો એ ગોઠવણ થવાથી સફળ થયલો માન્યો. ડચેસે એ પછી મુરબ્બીગીરીથી મને શેકહેંડમાં પોતાનો હાથ આપ્યો, અને તેણે પછી હાથની ઇસારતથી પોતાના ઉમરાવ ભરથારને આગળ ચાલવાનો હુકમ કરયો, કે જે એક સ્કુલબૉયની તાબેદારીથી માથું નમાવીને નીચી ધુસે ચાલતો થયો તે જોવાનું ખચ્ચીત કરીને હાસ્ય ઉપજાવે એવુંજ હતું.

એ પછી હું બી માહરાં હોટેલમાં પાછી ફરી. મેં ત્યાં આવીને જોયું કે બીએટ્રીસ હજી પોતાના ઓરડામાંજ હતી, અને જુરીનો વખત થવા આવેલો હોવાથી હું તેને તેથી તેના ઓરડામાં તે વાત યાદ કરાવા જતી હતી તેટલાં તેજ પોતે તૈયાર થયલી બાહેર આવી. તે ઘણી શાંત થયલી દેખાતી હતી, અને હવે પુરતી હીંમતથીજ બધું કામ લઇ શકે એમ લાગતું હતું.

અમો પછાથી તરતજ ગાડી બોલાવીને જુરીહાઉસમાં ગયાં, કે જ્યાં એક કોનસ્ટેબલે અમને ઘણાં માન સાથે એક હલાયદા ઓરડામાં લઈ જઇને બેસાડયાં, અને જરા વારે તે પછી પહેલાં માહરૂંજ નામ સાક્ષીમાં પોકરાયું. દેખીતી રીતે કોરોનર કાંઉન્ટેસ બીએટ્રીસની લાગણીઓ સમાલવા ચાહતો હતો. તે, તેથી, સઘળું મનેજ પુછી લઇને પ્રથમદરશક જુબાની એકઠી કરવા ચાહતો હતો, જે બીએટ્રીસને વાંચી સંભળાવવામાં આવે, અને તે જો એકજ જવાબમાં ખરી ઠરાવે તો તેણીની લાંબી તપાસની સીતમગુજારીથી તેનો બચાવ થવા પાંમે. પરીણામમાં, મેં સઘળું માહરી નજરે જોયલું માહરી જુબાનીમાં જુરીને વીગતવારે કહી સંભળાવ્યું, અને તેની નોંધ લેવા પછીજ બીએટ્રીસનું નામ પોકારવામાં આવ્યું. તેને, મગર, ઝાઝું પુછીને જરા એ ખોટી કરવામાં આવી નહીં. એ પછી જુરીએ, અમોએ આપેલી ખબરને આધારે, લુઇગી ઉપર ખુંનનો અપરાધ લાગુ પાડયો. અને જુરી વીસરજન થઇ. એ દરમ્યાન બીએટ્રીસે લાશની બંદોબસ્તી માટે ઘટતા હુકમો આપ્યા, અને સારી રીતે તે મરનારનું શબ જુમીદા કરવામાં આવે તે વાસ્તે ઘણો ઉદાર ખરચ આપવાનું જાહેર કરયું.

અને તેજ બપોરે "લંચ" લઇને હું પાછી હોટલમાંથી નીકળી, અને "રીવર હાઉસ"માં જુલીને મળવા ગઈ. તે અને તેનો ભરથાર મને ઘણુંજ સાચ્ચાં દીલનાં હેતથી મળ્યાં. જુલીએ તે પછી અમે એકલાં પડયાં ત્યારે મને પાછી ને પાછી ખાત્રી આપી કે રેવન્સકલીફ તેણીની જોડે ખરેખર ઘણોજ મજાહનો ચાલતો હતો, અને તે નહીં ધારેલો સુધરી ગયલો હોવાથી તે ઘણી પુરતી સુખી હતી. તેઓ માહરી તેઓને મળવા આવવાની વાટ જોઇનેજ બેઠાં હતાં. કાંઉન્ટનાં ખુંનના સંબંધમાં માહરૂં નામ પેપરોમાં આવી ચુકેલું હોવાથી તેઓ પણ જાણતાંજ હતાં કે હું હાલમાં ડોવર ખાતે તેઓની એટલી નજદીકમાં હતી, જેથી તેઓને જાંણે ખાત્રીજ હતી કે હું તે સ્હાંજે તેઓને જરૂર મળવા આવવાની.

તે વરઐયરે એ ખુંનના સંબંધમાં સ્વભાવિક જીજ્ઞાસાથી મને ઘણુંએક પુછયું, અને મેં તેના જવાબો જેટલી વીગતથી આપી શકાય તેટલી વીગતથી આપ્યા. વળી માહરા સવાલના જવાબમાં જુલીએ ખાનગીમાં મને જણાવ્યું કે ફ્રેડ્રીકના બાપે, તેણે જે કાગળ લગન પછી લંડનથી અત્રે ઉપડી આવ્યા આગમચ પોતાનાં માબાપ જોગું લખ્યું હતું તેનો કશો જવાબ અત્યારતક કરયો ન હતો. એ ઉપરથી દીસ્તુંજ હતું કે તેઓને એ લગનથી ઘણો ખલભલાત થયો અને ઘણું માઠું લાગ્યું હતું, અને તેથી લોર્ડ ફ્રેડ્રીક રેવન્સકલીફનાં કેહવા મુજબ એ મતફેર તો મટતાં મટતાંજ મટશે! એ કાંઈ એક બે દાહડાનું કામ નહીં હતું, અને તેમાં અમો સર્વે જણે ઘણી ધીરજ રાખવાની હતી,

ટુંકમાં, ત્રણ કલાક તક તે વરઐયરે મને છોડી નહીં, અને તે અરસામાં માહરી ઘણીજ આગતાસ્વાગતા કરી, જેથી હું જ્યારે હોટેલમાં પાછી ફરી ત્યારે જુલી ઘણી સુખી થયલી હોવાના મોટા સંતોષ સાથેજ પાછી ફરી શકી.

અને બીજે દાહડે તો અમો લંડન પાછાં ફર્યાં. મરનાર કાંઉન્ટની પાયદસ્ત ક્રિયામાં અમે બંન્નેએ ભાગ લીધો હતો, અને તે મટી સાથે મટી મેળવવામાં આવી ચુકી તે પછીજ અમો લંડન આવતાં રહયાં હતાં. ત્યાં બી, મગર, મને કાંઉન્ટનાં ખુંન વાસ્તે લોકોએ ચીપીચીપીને પુછયું, અને તે બધાં ફરતાં ફરતાંને જવાબ કરતાં ને ખુલાસાઓ આપતાં હું તો જાંણે બેજાર પડી ગઇ. એ પછી વળી બીજી સહવારે તો મેરી ગ્લેનતવર્થ હસ્તી હસ્તી માહરા ઓરડામાં ધસી આવી.

"માહરા કાકાના સોલીસીટર મને અહીં ઘેર બેઠાં હમણુંાંજ મળી ગયા, ઍલન!" તેણીએ ખુશાલ ખુલાસો કરયો.

"ખરેખર?" મેં અજાયબી દેખાડી, કેમજે હું તો તરતજ પાંમી ગઇ કે ડચેસે કાંઈ કરવા કહયું હતું તે કીધેલું હોવું જોઇએ.

"હા, આએ શું! તેવણુનો કાર્ડ છે—જોવોની?" મેરીએ કહયું—અને મેં તે કાર્ડ પર મી૦ એ. વીલકીનસન, સોલીસીટરનું નામ વાંચ્યું.

"એ તુંને શું કહી ગયો જે?" મેં પુછયું.

"એવણુનાં કહેવા મુજબ માહરા કાકાએ મરનારનાં ડ્રુઈમાયને ત્યાં માહરી ખબર કઢાવી," મેરીએ જવાબ કર્યો; "અને ત્યાંથી પત્તો મેળવીને અહીં એ સોલીસીટરને મને મળવા મોકલ્યા.

કહેજે કાકા હાલ કાંઇ જરૂરનાં કામકાજે બાહેરગામ ગયલા છે, અને ત્યાંજ વરસ છ મહીના રોકાશે, વાસ્તે તેવણુ અત્રે પાછા આવીને મને મળે અને પોતાને ત્યાં રેહવા બોલાવે તેટલાં બસો ગીની માહરા નીભાવખરચની મને આપવા એ સોલીસીટરને હુકમ આપ્યો. મેં તો, અલબત, એ અવેજ લેવા નાજ કહયું જે ભલાં પુઇમાય મીસીસ ઓલ્ડકાસલે વીલમાં માહરૂં બી નામ પાડેલું હોવાથી હું ખરચને વાસ્તે કોઇ રીતે મોહતાજ નથી, પણ મી૦ વીલકીનસને માહરૂં માન્યું નહીં, ને માહરે તે અવેજ લેવોજ પડયો."

"ને તેનું તેં શું કીધું?"

"તે અવેજ હું મી૦ નોરમનને આપવા ગઈ, પણ તેવણુ તે લેતા નથી, કે ઍલનને આપજો ને ઍલન કહે તેમ કરજો; પણ કોઇ બી રીતે, ઍલન, એમ માહરા કાકાએ માહરી ખબર લીધી તેથી હું ઘણી ખુશી થઇ, અને હવે માહરા જીવમાં ઘણી ધીરજ આવી, મને તરેહવાર વહેમ વસવસા થયા કરતા હતા. હવે વરસ છ મહીના તો હું ઘણી ખુશીથી તેવણુને મલવા તેવણુ અત્રે પાછા ફરે તેટલાં ધીરજ રાખી થોભી જવશ."

"ચાલ, હવે ત્યારે જાંહતાંહથી તુંને ધીરજ મલી ગઇ એટલે મને બી નીરાંત થઇ," મેં નચીંતાઇથી કહયું—અને હું ડચેસની એ ભલાઇ મનથી વખાણ્યા વગર રહી શકી નહીં. તેણીએ ખચ્ચીતકરીને હાલના સંજોગમાં ઘણી કાબેલ્યતથીજ કામ લીધેલું કહેવાય, અને પોતાના આટલા અણુગમા છતાં એ બચ્ચાંને મોહતાજ નહીં રાખવાની રૂડી મકસદથી તેણીએ બસો ગીની તેને મોકળી આપી એ તેણીનો સદગુણ પણ મેં માહરાં મનથી ઘણોજ વખાણ્યો.

"પણ ત્યારે હવે મને કેહોની, ઍલન, આટલી બધી બસો ગીનીનું હું શું કરૂં? હું એ કાંહાં મુકું? હું તો બધી ગભરાઈ ગભરાઈ જાઉંછ!" મેરીએ હસીને કહયું.

"પણ તું પોતે એનું શું કરવા માંગેછ?"

"હું તો ધારૂંછ કે માહરે એ મી૦ નોરમનનેજ આપી દેવી જોઇએ," મેરીએ સાદાઇથી જવાબ કરયો. "તેવણુને બીચારાને માથે પડીને હું કેમ અહીં મફતનો ખીચડો ખાયા કરૂં? તે મને ઘણુંજ નરસ લાગેછ. હું રોજ એ વાતને વાસ્તે માહરા જીવથી ઓશકાયા કરૂંછ!"

"તાહરી તે વાતમાં ઘણી ભુલ છે, મેરી," મેં હેતથી સમજાવ્યું; "હું પોતે તાહરો બધો ખરચ મી૦ નોરમનને માહરી ગીરોથી આપુંછ. તું એવણુને કશીજ રીતે માથે પડેલી નથી."

"વારૂં, પણ ત્યારે તમારે માથે પડેલી તો ખરીજની?" મેરીએ ફીકરમંદ કહયું.

"માહરે માથે બી નહીંજ," મેં ભાર નાખીને જણાવ્યું; "એ તો અરસપરસની દોસ્તીનો હક છે. હવે ત્યારે સમજ. પુઇમાયના આપેલા પાંનસો ને આએ બસો મલીને તાહરી પાસે હમણા બધા મલીને સાતસો પાંઉન્ડ થયા, જે હું તાહરે નામે કોઇ બેંકમાં જમા કરવા માંગુંછ."—અને મેરી ગ્લેન્ટવર્થ ઘણી તારીફલાયક તાબેદારીથી આયંદા માહરી એ તેણીનાં ભલાંને માટેની સમજાવત અને એસ્તેમાસ વાસ્તે માહરો હજારોહજાર ઉપકાર માનીને મને એકમત થઇ.

———

# પ્રકરણ ૧૧૬.

બીજા બે મહીના ગબડી ગયા, અને ૧૮૪૧નાં વરસની ક્રીસમસના દાહડાઓપર હું હવે આવી લાગુંછું. એ છેલ્લા બે મહીનાનાં દરમ્યાનમાં હું એક બે વખત ઝારાને મલી આવી હતી, અને જોકે વરઐયર વચ્ચે ખાનગીમાં તો હજી કુત્રાં બીલાડાંનુંજ વેર અને ઘુરકાઘુરકી ચાલુ હતાં, તોપણ જાહેરમાં તો કલેર પ્રીવી કાંઉન્સીલમાં જગ્યા લેનાર એક મોટા મીનીસ્ટર (રાજપ્રધાન) તરીકે તેણીની જોડે ઘણાં હેત પ્રીતના ઢોંગથીજ વરતતો. "ધી રાઇટ ઑનરેબલ ઍડવીન સેંટ કલેર અને તેની મોહરદાર" હવે પાછાં સોસાયટીમાં એ રીતે ઘણાં ઓધારમોધાર થતાં રહયાં હતાં—અને ઝારાને માટે એજ બસ હતું. તેનો એજ લોભ સર્વોપરી હતો. તે એક ઉંધાડા પગની એક વારની રખડતી રઝલતી મુફલીસ જીપસી છોકરી આ પદવીએ પુગી હતી તે વાસ્તે તે કાંઇ પોતાનાં મનથી ઓછી ખુશી અને ઓછી શુકરગુજાર નહીંજ હતી. એ મોટા ભાગ્યોદયના મુકાબ્લામાં કલેરનો પ્યાર અથવા તુચ્છકાર તેણીને માટે તે પોતે કેવળ તુચ્છ જાંણુતી હતી. તેને ખાત્રીજ હતી કે અંતે તેજ ઠેસાઇને ઠેકાંણે આવશે!

એજ અરસામાં, વળી, પેલી લેડી સીસીલ્યા અબરન એક ઘણા લાયક જવાંન અર્લ ઑફ એલગ્રેવ જોડે પરણી ગઈ હતી. મને પણ એ લગનમાં તેડું હતું, અને મેં તરત જોઈ લીધું હતું કે તે એક ઘણું ચાહવાજોગ જોડાણ હતુ. એ એક વારની ઘણી તુમાખી લેડી સીસીલ્યા, કે જેને ડયુક ઑફ આર્લીની પાર્ટીમાં એક જીપસીના ડ્રેસમાં મેં જઇને લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફની લુચ્ચાઈ બાબે ચેતાવી હતી, અને તે લગન ભાગી પડવા પછી જે માહરી એક મોટાંમાંમોટી દોસ્ત થઇ રહી હતી, તે એ મોટે ખાંચરેનાં પોતાનાં લગન પછી બી મને ઘણાં હેતથી પોતાને ત્યાં તેડઓલાવ કરતી રહી હતી. તેનો ભરથાર એક જુવાંન ઉમરાવ હતો કે જે પૉલીટીકસમાં ઘણો આગલ પડતો ભાગ લેનો હતો, અને તે આગળ ચાલતાં ઘણો નામાંકીત આસામી થઈ પડવાની દરેક ગુવાહી આપતો હતો.

પેલી લુચ્ચી મેલીસા હેરીસન તો સરબસર ખોહારી ને ખરાબીના ખરાબાપરજ ચઢી જઇ ચુકી હતી. લૉર્ડ ફ્રેડરીકને હાથ કરવાના નજીસ ને નાલાયક પછાડામાં માહત થવા પછી તે બેશરમ છોકરી હાલમાં સ્ટેજ બીલકુલ છોડી ગઇ હતી, અને પેલા કમજાત મારકવીસ ઑફ ટાઇનેડેલના અપવિત્ર આશરામાં છડેચોક રહેલી હતી. એ લાકડેમાકડું ઠીક હતું. બન્ને ગલીચ અને પુર્ણ પાપી હતાં, અને તેથી બન્નેનો ફેજ આયંદા એક અભ્યાસ કરવાજોગ શીક્ષણ થઇ પડવાનુંજ સંભવતું હતું.

અને હવે ક્રીસમસની સીઝન આવેલી હોવાથી અમારી નાટકશાળા ધારા પ્રમાણે ત્રણ અઠવાડયાં બંધ થઇ, જે છુટીનો લાભ લઈ મેં લીડસ ખાતે માહરા મમાવાવાલાં માહરાં ઘરનો કબ્જો લેવા એક ફેરો ખાઈ આવવા માહરા પપા સાથે મત કરીને નક્કી કર્યું. નૉરમનવાલાં તેમજ મેરી ગ્લેન્ટવર્થ પણ એ ઘર મને વકીલ પાર્કસ મારફતે મલ્યું હતું તે વાત જાંણુતાં હતાં. એટલુંજ મેં એ લોકને કહેલું હતું. માહરો મોટો વારસો તે અપ્રમાણીક ધારાશાસ્ત્રી કાબેલ્યતભરી લુચ્ચાઇથી જમી ગયો હતો તે વાત કાંઇ તેઓને કોઇને કેહવાની મેં જરૂર જોઇજ નહી હતી.

હું તો માહારા પપાને સાથે લઇનેજ જવાની હતી, પણ અમે જવાનાં હતાં તેની લગોલગ એક નાધલો જેવો અકસમાત થવાથી તેવણુની ઘુંટી લચકાઈ ગઇ, અને તેથી તેવણુ બીચારા આવી શકયા નહીં. હું, તેથી, એકલીજ ગઈ. એકલી નહીં જતે, પણ પપાએજ ઘણી બોંહોસ કીધી. તેવણુનો અકસમાત તદ્દન દમ વગરનો હતો, અને તેવણે તકરાર લીધી જે માહરે તે કારણથી રોકાઇ રેહવા કોઇ જરૂર નહી હતી. વળી આએ છુટીનો ચાન્સ જો હું ગુમાઉં તો મને માહરી નોકરીમાંથી પાછી છુટી માંગી લેવી પડે, જે બધાં કારણોથી હું અને પપાને એકમત થઇ ગઈ, અને માહરી સાથે મેં ફક્ત બીડાનેજ લીધી.

તે એક મોટી મુસાફરી હતી, અને હું માહરાં બચગીનાં વતન લીડસ ખાતે પોંહચી ત્યારે રાત થયલી હતી. અમોએ, તેથી, જઇને સૌથી આગેવાન હોટેલ ત્યાં જે હતું તેમાં ઉતારો લીધો, અને ત્યાં—તે હોટેલના માહરા ઓરડાનાં એકાંતમાં એકલી પડતાં તે રાત્રે મને ઘણાએક વિચારો આવ્યા અને ગયા. બરાબર સાત વરસની વાતપર આએ પરગણું હું છેલ્લું છોડી ગઈ હતી, અને તે વખતે માહરા મમાવાની ચાકરડી ઘરડી મીસીસ પાર્કસના આશરા હેઠળ લગભગ ટુકડખોર અને ઓસ્યાળી હાલતેજ હું હયાંથી ગઈ હતી. ત્યાર કેડે વીસ વરસની ઉંમરની લગોલગ જ્યારે અત્રે હું આજે પાછી ફરી હતી ત્યારે પરવરદેગારની બળવાન દયા અને ઉદારતાથી હું માહરી જાતી મેહનતે ઇજ્જત વચ્ચે આખાં ઇંગ્લાંડમાં માહરં નામ મશહુર કરવાને સમર્થ થઇ હતી! વળી એજ નહી હતું. વરસ દાહડે બે હજાર પાંઉન્ડની ખોદાની મને આપેલી જાથુકની એક મોટી આવક હતી, અને ભલાં પુઅમાય—ઘરડાં મીસીસ ઓલ્ડકેસ્લે પોતાનાં વસીઅતમાં પોતાની પુંજીમાંથી ત્રણ હજાર પાઉન્ડની રોકડ રકમ જે માહરાં નામપર કરવાની ઉદારતા બતાવી હતી તે સાથે મેલવતાં હું હાલમાં એક ઘણી સારી પુંજી માહરી ગાંઠમાં ધરાવતી થઇ હતી. ખરેખર તો એ બધી ભાગ્યેજ બે વરસની રમત હતી! હું સ્ટેજપર જોડાઇ તેને હજી વીસ મહીના બી પુરા થયા ન હતા, અને એ મુજબ વાંચનારાં જોશે કે ખોદાય જેને તેની પાક દયાની ઓથે રસ્તે મુકવા માંગેછ અને મદદ થવા માંગેછ તેને હર રીતે તેમ કરી શકે છે.

બીજે દાહડે સહવારે નાસ્તો કરીને હું એકલીજ નીકળી. બીડાને મેં સાથે લીધી નહીં, કારણ સાથે લેવા જેવું કાંઇ કામજ નહીં હતું. હું ત્યાં નાધલેથી મોટી થયલી હોવાથી ત્યાંના રસ્તા બધા માહરે પગે આવી રહેલા હતા, અને દશ મિનીટમાં તો જે મોહલ્લામાં માહરા મરનાર મમાવાજીનું ઘર હતું ત્યાં હું પુગી ગઇ. તે ઘરજ માત્ર મને એ તરફ આવતાં હાલમાં હૈયે ચઢતું હતું એમ ન હતું. મને માહરાં ભલાં શીક્ષક મીસીસ કેલીની બી ઘણીજ યાદ થતી રહી હતી. તેવણુને એ સાત વરસનાં દરમ્યાંનમાં હું ભુલી નહી હતી, કેમકે વાંચનાર યાદ કરશે કે તેવણુ માહરાપર ખાસ તોરથી મેહરબાંન હતાં. ખરેખર, વાંચનારાં સાહેબો જો આ માહરી વારતાની શરૂઆત અત્યારે પાછી વાંચી લેવાની થોડી વધારાની તસ્દી લેશે તો આ પ્રકરણમાં વરણવામાં આવતા બનાવો વિશેષ રસીકતાથી તેઓ સમજી શકશે. માહરા કંજુસ મમાવાજીએ ડ્રૉઇંગ ને સીંગીંગની વધારાની સ્કુલ ફી મને આપવા ના કહયું. ત્યારે એ ભલાં શીક્ષકે મને કશી હાંસલ વગર મુફ્ત પણ એ શીક્ષણ ઘણી કાલજીથી આપ્યું હતું. તેવણુને માહરી પર

હદ વગરનો પ્યાર હતો, અને તેવણુના હાથ તલે માહરા ક્લાસમાં હું હંમેશ પેહલ્લીજ રેહતી હતી. એટલા વાસ્તે માહરે ઘેર જતાં રસ્તામાં સ્કુલ આવી ત્યારે પેહલાં ત્યાં જઇને તે વૃધ્ધ બાંનુને મલી લેવાનું મને ઘણું મન થયું. હું માહરાં જીવથી શરમાઇ વટીક. આટલાં વરસોનાં દરમ્યાનમાં કદી એ બાઇને કોઇ દાહડે એક કાગળ વટીક લખવાનું મને ભાન ન થયું તે, મને લાગ્યું કે, ખરેખર કૃતઘ્ન હતું.

તે આખો મોહલ્લો જે હું છેલ્લાં સાત વરસપર છોડી ગઇ હતી તે આજે પણ જેવો ને તેવોજ હતો. ફેરફાર કશોજ તેમાં જોવામાં આવ્યો નહીં. જાંણે હું ગઈ સ્હાંજેજ ત્યાંથી ગયલી અત્રે આજે સહવારે પાછી ફરી હોઉ તેવુંજ કાંઇ મને તો લાગતું હતું! તે સ્કુલવાલું મકાન બી એક કાંકરો વટીક ઘસ્યા વગર જેવું ને તેવું જે ને તે હાલતમાં ટટનખાર ખડું હતું.

હું તેમાં દાખલ થઇ, અને મેં બારણું ઠોક્યું. મારી છાતી ધડક ધડક થતી હતી! શું મીસીસ કૅલી હૈયાત હશે? શું તેવણુ આગળનીજ માફક સ્કુલ હજી ચલાવતાં હશે?

મેં બારણું ઠોક્યું તેના જવાબમાં એક દેખાવલી છોકરીએ આવીને તે ઉઘાડયું, જે એક સ્કુલગર્લ જેવીજ લાગી. ઓ, સ્કુલલાઇફના માહરા તે સદાના સુખી દિવસો!

"મીસીસ કૅલી અહીં રેહછ, બેહન?" મેં નરમાસથી પુછ્યું.

"જી હા; આવોજી અંદર," તેણીએ સભ્યતાથી કહયું—અને અંદર દાખલ થતાં હું મનથી અજાયબ થઇ કે હું સ્વપ્નો તો નહીં જોતી હતી? હું હજી જાંણે સ્કુલમાં હોઉં અને ધારા મુજબ સહવારે સ્કુલમાં આવી હોઉં એમજ બધું લાગતું હતું! તેજ બેઠકો, તેજ ડૅસ્કો, તેજ ફરનીચર હજી બધું તેમની અસલ જગ્યાએ જેમનું તેમ હતું! દીવાલ પર શીક્ષણ આપવા જોગાં જે ચિત્રો માહરા વખતમાં ટાંગેલાં હતાં તે બી જેનાં તેજ હતાં, અને સઘડી આગળના ગલીચાપર એક કચકડાંની મોટી બીલાડી બેસાડેલી જે આગળ માહરા વખતમાં હતી તે પણ આજે હજી ત્યાંજ બેઠેલી હતી!

હું તે છોકરીની પુઠે ગઇ, અને મેં મીસીસ કૅલીને તેમની મોટી પીઠની ખુરસીમાં બેઠેલાં પીઠેથી જોયાં. તેજ—બધું તેજ! અસલ જેવુંજ એક રેશમી કાળું બ્લાઉઝ તેવણે પેહરેલું, માથે વીધવાની ટોપી અને આંખમાં ચસમો!! ફકત હતાં તે કરતાં જ્યાદા જૈફ થયલાં દેખાતાં હતાં, કેમજે બાલ તે વખતે જે અધકચરા પાકેલા હતા તે હાલમાં બધા રૂપેરી થઇ ગયલા જણાતા હતા.

મને જોતાંજ તેવણુ ઉભાં થયાં. તેવણુ સમજ્યાં કે કોઈ છોકરીની મા અથવા બેહેન તે બચ્ચાંના સંબંધમાં મળવા આવી હશે, અને મને ઘણી સભ્યતાથી, તેથી, તેવણે ખુરસી આપી; પણ વાંચનાર મને ઘણી બેવકુફ ધારશે જો હું કેહવશ તો કે હું તો મગર બાસ્તીપરની માહરી હંમેશની જે જગ્યા હતી ત્યાંજ ઢબ દેતી કે બેસી ગઇ? માહરી આંખમાં આંસુ આવ્યાં.

મીસીસ કૅલી એ જોઇને ઘણાં અજબ થયાં. તેવણે એ પછી મને જરા વાર ટીકી ટીકીને જોઇ, અને એક ચીસ પાડીને તરત ઓળખી. "ઓ તું છે, ઍલન દીકરી? તું ઍલન પર્સી છે?" તેવણે હદ વગરનાં અજબ થઇને કહયું; "ઓ ખોદા, કેટલો બધો ફેરફાર! તું માનશે, ઍલન, હું તુંને કદી બી ભુલી જઇ શકીજ નથી! હું તુંને એક વરસમાં હજારો

વખત યાદ કરતી હોવશ!"—અને તેવણુ મને પેટમાં ચાંપીને ઘણાં હેતથી બગલગીર થયાં, કે જ્યારે બની શકે તો તેવણુનાં પાસામાં દબાઇને હું વધારે જોરથી રડી.

તે પછી મને બોહોંસ કરીને મીસીસ કૅલી પાસેના ઓરડામાં લઇ ગયાં, અને ત્યાં અમે વધતી નીરાંતથી વાત કરવા બેઠાં.

"હું તુંને ઍલનજ કેહું કેની, દીકરી?" મીસીસ કૅલીએ પુછ્યું, "તું તો બા મોટી "લેડી" થયલી લાગેછ, પણ હું તો તુંને તે છતાં ઍલનજ કેહેવાની!"—અને તેવણુ મીઠાસથી હસ્યાં.

"હું તમારી તે ઍલનજ છેઉં, ભલાં મીસીસ કૅલી," મેં સાદાઇથી જવાબ કરયો.

"ઓ, હું તુંને જોઇને કેવી ખુશી થઇ!" તેવણે કહયું; "તું દેખીતી સારી ને સુખી સ્થિતીમાં છે, અને ત્યારે તો એમજ કેની કે મેં પેલી તાહરી દાદા ઘરડી મીસીસ પાર્કસને વાસ્તે જે બધું સાંભળ્યું હતું તે એક ગલીચ ગુલબાંનજ હતું?"

"તમે શું સાંભળ્યું હતું?"

"કે તેણે તુંને તદનજ રવડાવી દીધી, અને બધું પોતાના દીકરાને સ્વાધીન કરી ગઇ?"

"તે વાત બોલેબોલ ખરી છે, મીસીસ કૅલી," મેં દુખ પામીને કહયું; "આએ તો હું થોડાંક માહરાં પોતાનાં કમાવેલાં નાણાં પર મુસ્તાક છું. મને તો ફકત મમાવાજીનાં અત્રેનાં ઘર સિવાય એક પઈ બી તે મરનાર તરફથી મલી નથી!"

"ને તાહરાં લગન થયાંછ કે?"

"નહીંજી," મેં ચેહરામાં લાલ થતાં કહયું, "પણ હું માહરા કઝીન હૅરી સાથે અદરાયલી છું. તમોને હૅરી યાદ તો છેની? માહરાં ફુઇમાય એ વખત અત્રે આવ્યાં હતાં ત્યારે તમોને મલ્યાં હતાં તે તો તમોને યાદ હોશેની?"

"ઘણુંજ સારી રીતે," મીસીસ કૅલીએ કહયું; "તું ફુઇમાયને માહરી સાથે મેલવવા આવી હતી, અને અમે બે ડોસાં દગરાંઓએ બેસીને તાહરે લગતી વાત કીધી હતી ત્યારે તું પેલી બારી આગળ રમ્યા કરતી હતી તે મને ઘણુંજ યાદ છે. તે વખતે તું વરસ દસેકની હોશે: પણ કાંએ, ઍલન, તું હસેછ કાંએ?"

"હું એમ હસુંછ, માયજી," મેં હસીને ખુલાસો કીધો, "કે તે વખતે તમે બેએ જે ગુસગુસ કીધીતી અને માહરી હુશયારીની ને માહરી ખુબસુરતીની વિગેરે તમે તેવણુ આગળ જે દીલની ભલાઇથી તારીફ પર તારીફ કીધીતી તે બધું મેં બરાબર સાંભળ્યુંતું! હું કાંઇ ચોટટી થઇને સાંભળવા ચાહતીતી નહી, પણ તો બી મને બધું જરાએ જરા સંભળાયું હતું. તમે સ્કુલમાં માહરૂં નામ "રાતો ગોલાબ" પાડયુંતું તે તેવણુને કહયુંતું—"

"અને તું તો હજી "રાતા ગોલાબ" જેવીજ છે જો!" મીસીસ કૅલીએ ખુશાલી-થી પોકારયું.

"હું એજ અજબજેવાં નામથી હજી બી બધે ઓળખાઉંછ, માયજી," મેં ઘણી ગમત પામીને કહયું; "એ બધી ભલાઈ તમારીજ છે."

"તું છેજ તેવી!" મીસીસ કૅલીએ ઘણાં હેતથી માહરી તારીફ કરી; "સુંદરતામાંજ નહી પણ નિર્દોષતામાં બી! તું માહરી આંખમાં આજે બી એક નેકીનું પુતલુંજ દેખાયછ. તાહરી આંખમાંજ હું નેકી વાંચી શકુંછ. વારૂ જો—હું તાહરે વાસ્તેનાં માહરાં હેત બાબે તાહરી ખાત્રી કરૂં?"—અને અહીં તેવણ જઇને બાજુમાંથી એક મોટો પોર્ટમેંટો ઉંચકી લાવ્યાં, જેમાં છોકરાંઓનાં ડ્રૉઇંગ્સ અને તે ડ્રૉઇંગ પાડવાના પ્રીન્ટસ ને પીકચર્સ વિગેરે હતું. તેમાંથી તેવણે એક સબી ખેંચી કહાડી. તે મોટી સાઇઝની એક તસ્વીર હતી, અને તાજુબ કે તે માહરી પોતાનીજ હતી!!

"એક ફેરયો એક દાહડે થોડીક તસ્વીરો વેચવા આપણા મોહલ્લામાં આવ્યો હતો તેનાં કલેકશનમાં આએ એક તસ્વીર હતી," મીસીસ કૅલીએ ખુલાસો કર્યો. "એ છે તો પેલી કોઈ લંડનની ઘણી જાણીતી ઍકટ્રેસ મીસ ત્રેફ્ડ નામની છે તેની, પણ તેના ચેહરામાં મને કાંઇ તાહરા પોતાના પ્યારા ચહેરાનું એટલું બધું એકમલતાપણું દેખાયું કે તાહરે વાસ્તેના માહરા પ્યારને ખાતર મેં તે વેચાતી લઇ લીધી!—પણ જરા સબર કર! ખરેખર એ તાહરી પોતાની સબી તો નથીજ, છોકરી? માહરી તો જાણે અજાયબીજ નહીં ભાંગતી!"—અને તેવણ તે તસ્વીર સાથે માહરો અસલ ચેહરો ધારી ધારીને તપાસવા પડયાં.

હું મીઠાસથી હસી. હવે મને કબુલ કર્યા વના ચાલ્યુંજ નહીં કે તે સબી ખરેખર માહરી પોતાનીજ હતી, અને ત્યારે તેઓના હાથ તળે કેળવાયલી એક છોકરી ઇજ્જત સાથે સ્ટેજપર આટલી નામના કરી શકી હતી તે વાસ્તેની તેવણની હદ વગરની ખુશાલી જોવાજોગ હદ સુધીની કેવળ ખરાં દીલની હતી!

મેં તે માહરી સબી એ પછીથી માહરા હાથમાં લઇને જરા જોઇ. તે એક લીઠોગ્રાફ પોરટ્રેટ હતી, અને તેની નીચે "ઘણી જાણીતી લંડનની ત્રેજેડયન ઍકટ્રેસ મીસ ત્રેફ્ર્ડ" એમ જીણા હરફે નામ છાપેલું હતું. અલબત સબી કાંઇ માહરી હુબહુ નકલ નહી હતી, પણ મને ઘણો મલતો આવતો એક ચેહરો તેમાં ઘસરડી કાઢવામાં આવ્યો હતો, અને જાહેર અને જાણીતાં આસામીઓની એવી લીથોગ્રાફ સબીઓ જે ઘણી સસ્તી વેચાય છે તે માંહેલી તે એક હતી એમ હું તરત જોઇ લઇ શકી.

ભલાં મીસીસ કૅલીએ તે પછી માહરી એ "સ્ટેજ કેરીયર" ને લગતા મને હજારો સવાલ ઘણા ઉલટમંદ પુછયા, અને છેલ્લે સવાલ કર્યો કે માહરે લીડસ ખાતે પાછી કેમ આવવું થયું હતું.

"શું વાત કહું, ભલાં મીસીસ કૅલી?" મેં ઘણી દીલગીરીથી કહયું; "ઘણાં દુઃખની વાત છે. માહરા મોટાબાવા તો કેહું વસીયતમાં બધું મનેજ આપી ગયલા, પણ લુચ્ચી મરનાર મીસીસ પાર્કસ ને તેના દગલબાજ દીકરાએ મલીને તે વસીઅત ગડારયું, અને તેને બદલે પોતાના લાભનું એક જુઠું વસીઅત ફૉરજરી કરીને ઉભું કીધું!"

"અને ત્યારે તુને કાંઇજ મલ્યું નહી?"

"એક પાઇ બી નહીં! ફકત હમણાંજ બડી મુશ્કેલથી અમો રેહતાં હતાં તે આએ મોહલ્લામાંનું ગરીબડાં ઘરનું થોભલું માહરાં નામપર કરવામાં આવ્યું છે!"

"પણ તે મરનારનો છોકરો જીવતો છે ત્યારે તેની ઉપર ધારાથી કામ નહીં ચલાવી શકાય?" મીસીસ કૅલી અજબ થયાં—અને ત્યારે પાર્કસના અને અમારા સંબંધમાં છેલ્લું જે બન્યું હતું તે બન્યું એટલું ટુંકમાં મેં તે જૈફ બાંનુને કહી સંભળાવ્યું, જે ભયંકાર દગાબાજીની એક દીલ ધ્રુજાવનારી કેફ્યત સાંભળતાં ગભરાત અને અજાયબીથી તે મા જેવાં મેહરબાનની આંખના ડોળાજ જાંણે ઉંચે ચઢી ગયા!

"હવે એ બધી વાત જવા દેઓ," મેં માંગી લીધું; "એ તો બધો માહરેજ લગતો પીંજનપાટલો થયા કરેછ. હવે તમે તમારી તો કંઇ વાત કરો, વાહલાં મીસીસ કૅલી?"

"મને તો એ તાહરા ઘેરની કારભારણ મીસીસ પાર્કસ કોઇ દાહડે ગમતીતીજ નહીં," મીસીસ કૅલીએ પોતાનાં દયાળુ જીગરથી માહરો ને માહરોજ વિચાર કર્યા કરતાં માહરા છેલ્લા સવાલપર જરા બી ધ્યાંન આપ્યા વગર દિલસોજીનાં જોશથી કહ્યું; "એ ડોસીને વાસ્તે મને તો પહેલાંથીજ સારૂં મત નહીં હતું. વળી એને વાસ્તે અહીંનું લોક છડેચોક જે બુરૂં બોલતું થયું તે તો જોકે તાહરા મમાવા મરી ગયા અને તમે લોક અહીંથી જતાં રહયાં પછીજ થયું, તોબી—"

"લોક શું બુરૂં બોલતું થયું જે?"

"ઘણુંજ બુરૂં!" તે બાઇએ અવાજ ધીમો કરીને મોઘમ કહયું; "હું તો જોકે તેટલી હદ સુધીનું બુરૂં માનતી નથી, અને તે એ મરનારની ફકત જુઠી નિંદા બી હોય, પણ મને તો એ ડોસી કે તેનો દીકરો જોતાં સાથે ગમતાંતાંજ નહીં એ વાત તો ખરી!"

"વારૂં, પણ હવે તમે તમારી તો કાંઇ વાત કરો?" મેં પાછી વાત ફેરવાવી; "તમે પુરતાં આબાદ ને સુખી તો છેઓ?"

"સુખી આય દુન્યામાં કોણ થઇ શકયુંછ જે હું થાઉં?" તે માહરાં ભલાં શીક્ષકે દીલગીરીના અવાજથી કહયું.

"પણ ત્યારે હાલમાં એવી તે શું ત્રબલ છે?"

"તુંને તે ત્રબલ જેવું કદાપી નહીં બી લાગે, પણ મને પોતાને તો ઘણી કમનસીબ બીનાજ લાગેછ," તેવણે જવાબ કર્યો; "જોની, દીકરા, આએ ઘેરમાં હું થોડાં ને ઘણાં કરતાં છેલ્લાં પચીસ વરસથી રહેલી છું, અને એ મકાનમાં મને ગમ પડી ગયલો હોવાથી હવે એ મને કાંઇ અજબ જેવું વાહલું થઇ લાગુંછ. તું વિચાર કરની કે એ મકાનમાંથી માહરે હાથ શીખી કેળવઇને એ છેલ્લાં પચીસ વરસમાં કેટલી બધી છોકરીઓ બાહર પડી! સંસારમાં મંડાઇને કેટલી બધીઓ તો આજે બચરવાળ બી થયલી છે. તું તાહરોજ દાખલો લેની! તું બી તો અહીંજ શીખી કેળવઇને આજે આવું મોટું માણસ થઇને ઉભી?"

"હા, પણ હવે થયુંછ શું?" મેં જરા જાસ્તી અજાયબ થતાં પુછયું.

"આએ ઘેરનો ઘેરવાલો ગુજરી ગયોછ ને તેનાં વારેસ વકીલોએ એ, તેથી, વેચવા કાહડયુંછ, મીસીસ કૅલીએ સમજાવ્યું—અને જે નવા ખરીદદાર સાથે સાટું થવાનું છે તે મને અહીંથી નીકળી જવાની નોટીસ આપવાનો છે. એમ તો તું કેહશે જે આપણાં ગામમાં ઘેરોનો શું ટોટો પડયોછ, પણ હવે મરતે દાહડે માહરાં હાલ્લાંદોબરાં ઉંચકીને હું

વળી કોઇ નવાં ઘરમાં ક્યાં ઠરીઠામ થવા જાઉં? મને, તેથી, માહરાં મનમાં ઘણુંજ લાગ્યા કરેછે, અને માહરી આંખમાંથી આંસુ સુકાતાં નથી!"

તે પછી મેં, અલબત, તુરત વેળા તો તેવણુને જવાબમાં એ સંબંધ માહરી ઘણી દીલસોજી જાહેર કીધી, અને બીજી ત્રીજી વાતો કરીને હું તેવણુથી રૂખસદ ચાહતી ઉઠી. માહરી કને, એમ છતાં, તેવણે ઘણી ઓહસથી માંગી લીધું કે લીડસથી હું લંડન જવા પાછી ફરૂં તે આગમચ વખત ફાજલ પડી શકે તો જરૂર તેઓને માહરે એકવાર પાછું મળવું.

---

## પ્રકરણ ૧૧૭.

એ પછી હવે જે ઘર માહરી ધણીઆતી મતા થયલી હતી તે તરફ મેં કદમ લંબાવ્યાં. તે આખો મોહલ્લો મને જાંણીતો હતો, અને તે ઘર સૌથી વધારે. તે બંધ હોવાથી હાલમાં બાહેરથી બી ઘણુંજ બીસ્માર દેખાતું હતું. વળી ઘણીએક બારીઓના કાચ ટુટી ગયલા હતા, અને દેખાવમાં તે ઘણું ગમઘોર અને ભયભીત લાગતું હતું. તેને વાસ્તે તેમાં ભુત હોવાનો જે સાખો પડી ગયો હતો તે વાત હકીકતમાં સાચ્ચી હોય તેમજ જાંણે તે ઘરના હાલના દેખાવ પરથી તો લાગતું હતું! એ સાખો પડવાને લગતું મેં વીગતવારે માહરી વારતાનાં પેહલાં પ્રકરણમાં લખેલું છે. માહરા મોટાબાવા (મમાવા) પડયું ખડયું શોહધવામાં ઘણા બાહોશ હતા, અને એ સાખો પડેલો હોવાનાં કારણુથીજ તો એ ઘર ઘણું સસ્તામાં તેવણુ પડાવી લઇ શકયા હતા, કે જ્યાં અમે આટલાં વરસ રહયાં હતાં. મોટાબાવાએ વેચાતું લીધું તે આગમચ ઘણાં વરસો પેહલાં તે ઘરમાં એક ખુંન થયું હતું, અને તે ખુંનીની છુરીનો ભોગ ભુત થઇને રોજ રાત્રે ત્યાં ભમતો હતો એવો લોકોમાં કાંઈ મજબુત વેહમ પડી ગયલો હોવાથી કોઇ તે ઘર ભાડે કે વેચાતું લેતુંજ ન હતું, જેથી ઘરવાલો વરસો સુધી ભાડાંની ખોટનાં કારણુથી નુકશાન કરતો રહયો હતો. એટલા વાસ્તે તે એ "એબની તોક" ગલાંમાંથી કાઢવાજ માંગતો હતો, અને માહરા મખ્ખીચુસ મમાવાજીને પણ તેજ જોઇતું હતું, એટલે સારું ઘણું સેહલમાં થઇ ગયું. તેવણુને એ ઘર પાણીને મુલે મળી ગયું હતું અને તે ખરી રીતે તો એજ કારણુથી. ત્યાર પછીથી આજવેર તે પડત પડેલું લુચ્છા પાર્કસે હાલમાં માહરે ગળે ઘાલ્યું હતું. વીંધાયું તે મોતી કરીને ગયાં સાત વરસપર અમો એ ઘર છોડી ગયા પછી પાર્કસે તે કોઇને ભાડે કે વેચાતું આપવા અત્યાર તક ઘણા પછાડા મારયા હતા, પણ કોઈ ભાડુત કે કોઇ વેચતું લેનાર ગ્રાહક મલ્યુંજ નહીં હતું. તેણે સાંમેના ઘરમાં રેહતા એક આસામીને પોતાનો એ તરફનો "હાઉસ એજંટ" નેમ્યો હતો, કે જેની પાસે એ ઘરની ચાવી રેહતી હતી, અને તે ચાવી તેની પાસે સ્વાધીન લેવા વાસ્તે પાર્કસે મને તેના જોગી એક ચીઠ્ઠી પણ હાલમાં આપેલી હતી.

તે ચીઠ્ઠી લઇને હું તે હાઉસ એજંટને તેનાં ઘરમાં શોહોધતી ગઈ. તેનું નામ જેકબ હતું. તે અમારાં ઘરની સાંમેનાંજ એક કંગાળ જેવાં દેખાવનાં ઉંચા ઓટલાવાલાં ઘરમાં રહેતો હતો.

બારણાંમાં પુવડ કપડાંમાં બે ત્રણ મેલાં ઘેલાં પોરયાં રમતાં હતાં, અને મેં દાખલ થતાં ઉઘાડાં બારણાંમાંથી જોયું કે અંદરથી એક મોટા ચશ્મો ચઢાવીને એક કોઇ આદમી એક ઉંચી ખુરસી પર પલાંથો વાળીને બેઠેલો હતો.

"મી૦ જેકબ ઘરમાં છે?" મેં તે ઉપરથી બારણાં પર માહરા હાથમાંની છત્રીનું હેંડલ ઠોકીને નરમાસથી પુછયું.

"આવો બાઇ; આવો મૅમ; માહરૂંજ નામ મી૦ જેકબ છે," તે પેલી ઉંચી ખુરસી પર પલાંઠી વાળીને ચઢી બેઠેલો ધામધુમની અદાથી કુદકો મારીને નીચે ઉતરી આવ્યો, અને તેણે મને અંદર બોલાવીને ખુરસી આપી. તે પણ પુવડપણાંનો એક નોંધ લેવા જોગ નમુનોજ હતો! તેણે ચશ્મો તરત કપાળપર ઉંચે ચઢાવ્યો, અને તપકીરની ચમટી ફેંકી દઇને હાથ પોતાની ખાંધપરના મોટા રૂમાલે સાફ કરી નાખ્યા.

"મી૦ પાર્કસે તમારી પરની મને આએ ચીઠ્ઠી આપેલી છે," મેં કહયું, અને તેણે તે માહરી પાસથી લઇ ઉખેડીને, ચશ્મો પાછો આંખ પર ઉતારી, વાંચી લીધી. તે પછી મને તે નાટકી ઢપે નમ્યો અને નમનતાઇથી પુછયું, "મીસ ઍલન પર્સી તમારૂંજ નામ છે?"

મેં હા કહયું, અને પુછયું, "ચાવી તમારી પાસ છે? મને આપશો?"

"જી હા; એક મિનીટમાં," તેણે જવાબ કર્યો; "પણ થોડું અમારૂં માંગતું છેજી."

"માંગતું શાનું?" મેં અજબ થઇ સવાલ કરયો.

"સાત વરસ એ ઘરની એજન્સીનું મેં કામ કીધું તેનું બીલ મેં હજુર મોકલ્યુંજ નથી."

"તે બીલ કેટલુંક થશે?" મેં હસીને પુછયું—કેમજે એ કામ કરીને શું તુટી પડયો હશે જે બીલ ચાર્જ કરવા ચાહતો હતો તે વાતથી મને થોડીક ગમત મલી.

તે ધામધુમી અદાથી ઉઠયો અને એક ચોપડો લાવ્યો, જેમાં માથું ખોસી, પાણાં ફેરવી, જરા વારે કહયું, "દર વરસની છ શીલીંગ લેખે અમારી બેતાલીસ શીલીંગ થાય, પણ તમો બાઇ બે પાંઉન્ડ આપશો તો સેવકને તે ઘણાં માન સાથે કબુલ છે."—અને, તે ઉપરથી, તેના એ દાવાનું વાજબીપણું સ્વિકારતાં મેં તરત ત્રણ પાંઉન્ડ તેને કાઢી આપ્યા. હું તો ધારતીતી કે કમમાંકમ પંદરએક પાંઉન્ડની તે રૂમડી મુકાવશે!

"અને કોઈ ભાડુત કે કોઇ ખરીદદાર એ સાત વરસનાં દરમ્યાંન એ ઘેરને વાસ્તે તમોને મલ્યાંજ નહીં?" મેં અજબ થઇને પુછયું.

"મલ્યાં ને આવ્યાં તો ઘણાં," તે હાઉસ એજંટ મી૦ જેકબે જવાબ કર્યો; "તમે જોશો કે એ ઘેરપર ઘણું મોટું પાટયું મેં લગાડેલું છે. મેં માહરે પોતાને હાથે તે પર લખ્યું કે, "આએ ઘેર વેચવા અથવા ભાડે આપવાનું છે. વધુ વીગત વાસ્તે મલો સામેનાં ઘરમાં હાઉસ એજંટ મી૦ જેકબને."—અને તે વાંચીને લોકો આવતાંતાં તો ખરાં, પણ કોઇ બી ઘેર લેવાની બંદોબસ્તી કરે તે આગમચ એ ઘેરમાં ભુત હોવાની વાત તેમને કાને કોઇ ને કોઇ ઠેકાંણેથી આવી જતી, અને ત્યારે તરત બધાં પાછાં અલગ થઇ જતાં!"

"પણ તે વાત તો ઘણાં વરસની પુરાંણી છે!" મેં અજબ થઇને કહયું; "હવે ત્યારે વાંધો શાંનો હોય? ત્યાર પછીથી તો અમો એટલાં બધાં વરસ એ ઘરમાં રહયાં તેથી એ એવફુરીભરી વાતનું ખોટાઈ લોકોમાં પુરતું જાહેર અને પુરવાર થયલું હોવું જોઇએ કેની?"

"જી હા, પણ ત્યારે તે પછીનું નવું તમે કાંઈ જાંણતાં દેખાતાં નથી," તે હાઉસ એજંટે જરા અચકાઇને કહયું; "પછીથી નવી વાત બી બાહેર આવેલી છે ખરીની!"

"નવી વાત? વળી તે શું?"—અને હું ખરાં દીલથી ઘણી વધારે અજબ થઇ.

"તમે બુરૂં તો નહી માનશો, મૅમ?" મી૦ જેકબે અચકી અચકીને કહયું; "ખરી વાત એટલીજ છે કે લોકો એમ વાત કરેછ કે તમારા મમાવાનું બી ખુંનજ થયલું છે. તેવણ કાંઇ ખુદરતી મોહતે મરી નથી ગીયા, પણ મી૦ પાર્કસની ઘરડી માય તમારે ત્યાં હાઉસકીપર હતી તેણે મરનારને ધીમું ઝેર આપીને મારી નાખેલા છે એમ આએ તરફ કોઇ રીતે મજબુતીથી બોલાયછ!"

"માહરા ખોદા, એ શું ખરૂં છે?" મેં એ સાંભળતાં એકદમ ભય પામીને પોકાર્યું.

"તદન ખરૂં, મીસ!" મી૦ જેકબે કહયું; "પણ ખોદાને વાસ્તે મી૦ પાર્કસને એ વાત કહેતાં ના, નહીં તો હું ગરીબ માણુસ નાહેકનો માર્યો જવશ. હું તો તમે આટલું બધું દબાણ કીધું ત્યારે ગામમાં એ ઘેર વાસ્તે જે નવો સાખો પડયો છે તે તમોને કહી સંભળાઉંછ.—અને અહીં મેં તરત યાદ કર્યું કે મીસીસ કૅલી એ મીસીસ પાર્કસ માટે આએ તરફ ઘણું બુરૂં બોલાતું હોવા બાબે જે ભરમમાં ગોલ ગોલ બોલી હતી તે, અલબત, માહરા મરનાર મમાવાજીનાં એ કહેવાતાં ખુંન બાબેજ ત્યારે હોવું જોઇએ!

અને શું એ ગપાટોજ હશે? શું એ વાતમાં વજુદ નહીંજ હશે? નીંદા એક દોજખી ગલીચી છે, અને ઘણાંએક બીલકુલ નિર્દોષોના સંબંધમાં પણ બુરૂં બોલાતું હોવાનું આપણે જાંણયેછ ખરાં, પણ આ વાતમાં તો જાંણે માહરી છાતીમાં સાખ પુરતા સાક્ષાત ધપકારા થતા રહયા કે તે બેવજુદ નહીંજ હતી, અને માહરા મમાવાજી જેવણ, વાંચનાર યાદ કરશે કે, અચબુચ બીમાર થયા હતા અને મરી ગયા હતા તે એ ઘરડી કરપીણે કરેલાં ખુનનુંજ પરીણામ હોવું જોઇએ.

માહરો જીવ ફરી આવ્યો. પાર્કસવાલાંઓનાં એ નવાં કરપીણપણાંની મને માહીતી મલતાં હું તનબદનમાં જાણે ધ્રુજીજ પડી, અને હાઉસ એજંટ જેકબને પસ્તાવો લાગ્યો કે તેણે એ હકીકત મને કાંહાં ને કાંહાં જાહેર કરી! એમ છતાં એક જેહમતથી મેં માહરાં મનનું સમાધાન કરી લીધું, અને માહરી હીંમત પાછી એકઠી કરી લઇ મી૦ જેકબનો ઉપકાર માન્યો. મેં તેને ખાત્રી આપી કે તેણે બેફીકર રહેવું. તેણે મને જે કાંઇ કહયું હતું તે કાંઇ પોતાની તરફનું બનાવટી નહી હતું, પણ ગામમાં જે વાત ચાલતી હતી તેજ તેની ફરજની રાહે તેણે મને કહી હતી, અને ત્યારે મેં તેને સમજાવ્યું કે તેમાં તેણે બીહવા જેવું હતુંજ શું?

એ પછી હું ચાવી લઇને માહરે પોતાને ઘર ગઇ, જે ઘણીજ મુશ્કીલથી અરધાં કાટ ખાઈ ગયલાં તે તાળાંમાં ફરી શકી. એમ છતાં અંતે તે બારણું ઉઘડયું, અને હું અંદર ગઇ.

અંદર બધું સ્મશાંન જેવું શાંત અને હરીહાક હતું. જ્યાં ત્યાં લીલ બાઝી ગઇ હતી, અને હવા વટીક શરદ અને ઠંડી હતી!

હું બીહીધી. હું જોકે હીચકારી કે બીહકન મુતલગ નહીં હતી, તોપણ આ મકાનમાં એક પછી એક થયલાં બબ્બે ખુનોનો ખ્યાલ થતાં અંદર પ્રવેશ પામવા પહેલાં મને ઘણી આનાકાંની થઈ, પણ પછી માહરાં મનની નબળાઈ વાસ્તે હું પોતે માહરાં મન સાથે થોડીક ખીજવાઇ, અને બાહેરનું બારણું પાછું અંદરથી બંધ કરી લઇને હું પાધરી અંદર ગઇ.

અંદર જઇને મેં પેહેલાં બારીઓ બધી ખોલી નાંખી. બધે ધુલના ઢગળા વળી ગયલા હતા, અને કરોળ્યાઓનાં જાલાંનો તો કાંઇ સુમારજ નહી હતો! બારીઓ પણ હું મુશ્કીલથીજ ઉઘાડી શકી, અને માહરા હાથ બધા ધુળ મટોડાંથી લપટાઇ ગયા.

હું એ પછી આગળા હૉલમાં ગઇ, કે જ્યાં માહરા મોટાબાવાની ઑફીસ હતી, અને જે બાજુએ હું માહરૂં લૅસન લઇને હંમેશ બેસતી હતી. એ મુજબ મેં જોયું કે બધા ઓરડા જેમના તેમ હતા. ખરેખર, જ્યાં માહરા મોટાબાવા ગુજરી ગયા હતા તે ઓરડામાં અને જ્યાં માલ પર હું સુતી હતી તે ઓરડામાં જતાં મને જે અજબ જેવી લાગણીઓ થઇ તેનું બ્યાન કરવું બેજા છે! માહરા મોટાબાવાવાલો રૂમ પણ જેમનો તેમ હતો. તે કંગાળ પલંગડી કે જે પર તેવણ બીચારા આખર થયા હતા તે, મેલી પુવડ, તે ગમખ્વાર બનાવની હાલમાં પણ જાંણે મને પાછી યાદ કરાવતી હતી! તે બધો દુખકારક બનાવ એવડાં જોશથી માહરી યાદમાં અત્રે પાછો તાજો થયો. માહરા મોટાબાવા જાસ્તી બીમાર થયા તે રાત્રે હું ઉઘાડા પગે નીચે ઉતરી આવી હતી, અને તેવણ પોતાનાં વીલ બાબે લુચ્છી મીસીસ પાર્કસને બાતમીઓ અને તાકીદો આપતા હતા તે બોલેબોલ જાંણે હમણાં પાછા માહરા કાનમાં વાગતા થયા. તેવણ કહેતા સંભળાયા હતા કે—

"મેં તુંને કસમ આપ્યાછ, બાઈ, અને તેં કસમ લીધાછ, વાસ્તે ખુદાથી ડરીને એ કસમ માહરાં મુવા બાદ અદા કરજે, નહીં તો યાદ રાખજે કે પેલી દુન્યામાંથી અવાતું હશે તો હું આવીને તાહરી છાતીપર ચહડી બેસી તાહરો ટોટો ભચડશ; અને તેમ નહીં બી થશે તો ખુદાની સજામાંથી તું છટકવાની નથી. ખુદા તાહરી ખાનાખરાબી કરી નાંખશે, અને તું અથવા તાહરો દીકરો પૈએ પૈને વાસ્તે ટવલી ટવલીને મોહતાજ મરશો!"

કેવા ભયંકર શબ્દો! પરવરદીગાર, શું એ મરનારના શ્રાપ અંતે હજી બી ખરા આવવાના હશે? શું તે ડોસીનો દીકરો જે હાલ હૈયાત હતો તે માહરે જોડેની એ તેઓની દગાબાજીનું ફળ હજી ભોગવવાનો હશે?

માહરૂં મગજ ચકભમ ભમી આવ્યું. પાછો ને પાછો હું માહરાં મનને સવાલ કરતી રહી કે લોકો માનતાં ને કહેતાં હતાં તેમ ઘરડી મીસીસ પાર્કસે દગાબાજીથી માહરા ગરીબ મમાવાનો ખરેખર જાંન લીધોજ હશે? માહરૂં હૃદય મજબુત સાખ પુરતું થયું કે હા. મમાવાજી ધીમે ધીમે નબળા પડતા ગયા હતા, અને જ્યારે દરદનો ઉભરો એકદમ થઇ આવ્યો ત્યારે મેં યાદ કર્યું કે ઘરડી મીસીસ પાર્કસે એક પણ વખત ડાકટર બોલાવવાની તેવણને સલાહ આપી હતી નહીં! માહરા કંજુસ મમાવા તે વાસ્તેના માહરા આગ્રહના જવાબમાં ના કહેતા હતા ત્યારે પણ તે જરા થઇને મને ટેકો આપતી સંભળાઇ હતી નહીં. બીજા બી પુરાવા એમ તો મોજુદ હતા. મીસીસ પાર્કસે મને તે દહાડે બી બોંહોંસ કરીને સ્કુલમાં

મોકળી દીધી હતી, અને ત્યાંથી હું અચબુચ પાછી આવી ત્યારે એ ડોસી પોતાના દીકરા સાથ કાનપર પડીને ગુસગુસ કરતી પકડાઈ આવી હતી—એટલે સુધી કે મમાવાજીને ડીસટર્બ નહીં કરવાની મતલબથી હું પગ ઉંચકીને ચાલીને છેક તે લોકની નજદીક ગઇ ત્યારે બેઉ ચોંકયાં વટીક હતાં! એ ઉપરાંત થૉમસ તેની માયને તે દહાડે મલવા આવ્યો હતો તે વાત મમાવાજીને નહીં જણાવા મને અસ્તમ પસ્તમ સમજાવીને તે ડોકરીએ માંગી લીધું હતું તે પણ અત્યારે મેં પાછું યાદ કરયું.

અત્યાર સુધી તેઓની સઘળી દગલબાજી ફક્ત વીલની ફૉરજરીના સંબંધમાંજ થયલી હોવાનું હું માનતી હતી, પણ હવે આ નવો ખુલાસો રજુ થતો હતો કે ફૉરજરી ઉપરાંત ખુંનનો ભયંકર અપરાધ પણ તેમાં શામેલ હોવોજ જોઇએ! ખચ્ચીત, ખચ્ચીત, મેં મનથી કકલાટ કરયો કે તેવણ બીચારાનું ખુંનજ કરવામાં આવેલું હોવું જોઇએ, અને તે ખુંન જેણીએ વરસો સુધી તેવણનું નીમક ખાધું તે કરપીણ દોજખીએ તેવાજ પોતાના એક દોજખી દીકરાની મદદથી કરેલું હોવું જોઇએ!

હું માહરાં આખાં તનબદનમાં કમકમી. હું તેજ ધામમાં—તેજ મકાનના ઓરડામાં હાલમાં ઉભી હતી કે જ્યાં તે ગરીબ ખુંનના બેખબર ભોગે પોતાનો સેવટનો દમ ખેચ્યો હતો, અને ત્યારે મને ધ્રુજરાં નહીં પેદા પડે એ કેમ બને? મને પણ જાણે તે ઘરપર અભાવ આવી ગયો—એક શ્રાપીત તે મકાંન, કે જ્યાં એક પછી એક બે જાલીમ ખુંનો થયલાં જાહેર થયાં હતાં!

હું ઉપર જે ઓરડામાં સુતી હતી તે માહરા ઓરડામાં ગઈ, અને દાદર માહરા પગ તળે દબાઇને કરર કરર અવાજ કરતો તે ઘરની હરીહાક શાંતી વચ્ચે મને બેવડો બીહીધરાવતો હતો. ત્યાં બી બધું જેમનું તેમ હતું. જે ખુણામાં માહરી ન્હાની પલંગડી મુકવામાં આવેલી હતી ત્યાંજ તે હાલ પણ વફાદારીથી ખડી હતી. વળી એ ઓરડાની લગોલગ પાસે—વાંચનાર યાદ કરશે કે—એક બીજો ન્હાનો ઓરડો હતો, જ્યાં મીસીસ પાર્કસ રાત્રે સુતી હતી, અને તેવી એક નાતરસ જલ્લાદની લગોલગમાં માહરી રાતો ગુજરવા પામી હતી એ ખ્યાલ હાલમાં મને થતાં નવેસરથી મને જાંણે ધ્રુજરાં લાગ્યાં!

---

## પ્રકરણ ૧૧૮.

હું તે મીસીસ પાર્કસવાલા ઓરડામાં ગઇ, અને ત્યાં હું બેધ્યાંન જેવી ફરતી હતી તેવામાં માહરા હાથમાંથી રૂમાલ પડી ગયો. એ વખતે હું દીવાલની લગોલગથી ચાલતી હતી, અને તે રૂમાલ ઉંચકવા હું વાંકી વળી ત્યારે તે પગ આગળની પાટયાંની જમીનને માહરો હાથ લાગતાં મને લાગ્યું કે તે પાટયું ઘીલું હતું! મેં કાંઇ, એમ છતાં, તરત તે પર ધ્યાંન આપ્યુ નહીં. મેં જોયું કે ઘર બધું પડત અને બીસ્માર ખખડી ગયલું જેવું હતું એટલે એકાદ ફાલકું એમ કદાપી નરમ થયું હોય; અને હું આગળ ચાલવા કરતી હતી, પણ એક સમજી નહીં શકાય એવી અજબજેવી જીજ્ઞાસાએ મને ત્યાંજ રોકી રાખી! હું, તેથી, પાછી વાંકી વળી, અને મેં ફાલકું તપાસ્યું તો તે એવી રીતે નમી ગયું કે તેમાં કોઇએ જાંણે ખાસ એક ખાંચ કરયો હોય! એ ખાંચો શા વાસ્તે હતો? મેં તો

અહીં વરસો સુધી રહી હતી ત્યારે તે કદી જોયો કે જાણ્યો નહી હતો. મમાવાજીએ પોતાનો કાંઇ અવેજ સંતાડવા તો એ ગોખ અથવા ખાંચો નહીં કરાવ્યો હોય? પણ તે કેમ બને? તેવણ ચાલ્યા ચાલ્યા પોતાની હાઉસકીપરના ઓરડામાંજ પોતાનો અવેજ સંતાડવા કાંહાં આવે? મને, તેથી, લાગ્યું કે આમાં કાંઇ ભેદ હતો, અને મેં ત્યારે હીંમત કરીને તે ખાંચાની અંદર હાથ ઘુસાડયો. મને તરતજ લાગ્યું કે એમ હાથ નાખવામાં જોખમ હતો, કેમકે તે સડેલાં પાટીયાંની હેઠળ આટલાં વરસોમાં વીચ્છુ કે એવાં કોઇ ઝેરી જનજાનવરે મુકામ કરયો હોય એ ઘણું બનવાજોગ હતું; પણ હું માહરી જીજ્ઞાસા રોકીજ શકી નહીં. મેં, તેથી, તે નરમ પાટયું દાબી દઇને અંદર જે ખાંચો થતો હતો તેમાં હાથ નાખ્યો, અને ત્યારે અંદર મને કાંઇ કપડાંનાં ચીંઠડાંમાં બાંધેલો બૉકસ જણાયો! મેં તે ખેંચી કાઢયો. તે કપડું બધું સડી ગયલું હતું, અને તોપણ ચમટીમાં પકડીને તે હું બારી આગળ લઇ ગઇ, અને કમકમી કમકમીને મેં તે માહરાં નખોએ છોડયું, તો તેમાંથી એક નાધલો બૉકસ નીકળ્યો! તરત માહરો વહેમ મજબુત થયો. આ બૉકસમાં ઝેર હોવુંજ જોઇએ.—તે ઝેર કે જે વડે માહરા ગરીબ મમાવાનો આટલાં નાતરસપણે જાન લેવામાં આવ્યો હતો!!

મેં તે બૉકસનું ઢાંકણું ખોલ્યું. તે જરા કીટાઇને ચપટાઈ ગયલું હતું ખરૂં, પણ વધતી ઓછી જેહમતથી મેં જોર કરીને ઉઘાડયું, અને મેં ત્યારે તેમાં શું જોયું?

તેમાં પેલાં ઝેરી લોઝેનજીસ હતાં! ઝારાની ખુંની મમાઇએ માહરો જાન લેવા બીડાને જે આપ્યાં હતાં તેજ આબાદ! સારાં નસીબે એ મે આ આગમચ જોયલાં હતાં, અને તેની તાસીર મને બીડાએ સમજાવી હતી. ચા, કોકો કે કૉરીમાં એ અકેક નાખવામાં આવે તો તરતજ પીગળી જાય, અને ટેસ્ટમાં જરા બી ફરક પડયા વગર તે પીણું ઝેરી થઈ શકેછ એમ મને કેહવામાં આવ્યું હતું; અને તેજ જાતનાં આ પણ હતાં. તે મીસીસ પાર્કસના ઓરડામાં એક ફાલકાંમાં છુપાવેલાં મલ્યાં, ત્યારે એજ ધીમાં અને બેમાલુમ ઝેર વડે માહરા બીચારા જૈફ મમાવાનું કાતલું કાઢી નાખવામાં આવ્યું હતું એમ ખાત્રીપુર્વક માનવામાં હવે સંદેહજ શાંનો હોય?

મેં તે બૉકસ સફા કરી નાખીને તરત સ્વાધીન લીધો, ને માહરા સ્કર્ટના ખીસામાં મુકી દીધો, જે પછી મને એ ઘરમાં જ્યાદા ચોબવા ગમ્યુંજ નહીં. હું, તેથી, જરા વારે ઘણાં બારી અને ગમખ્વાર દીલે તેમાંથી પાછી બાહેર પડી.

'ઓ ખુદા, હું એક બેગુનાહ બચ્ચું તેને તું કેટલા બધા ગુનાહોની ગુવાહ બનાવશે!' હું તે ઘરમાંથી બાહેર પડતાં ખરાં દીલની લાગણીથી માહરાં મન સાથે પટપટી.

સાંમે—મેં જોયું કે—પેલો હાકસ એજંટ જેકબ તેના ઓટલા પરજ ઉભેલો હતો. તે જાંણે કે હું તેને કાંઇ કેહવાની કે સોંપવાની હોવશ, પણ માહરૂં દીલ એટલું બધું દર્દમંદ હતું કે મેં તો તેને જોયોજ નહીં હોય એવા ઢોંગ કીધા, અને બાહેરનાં બારણાંને તાલું લગાડીને હું બાહેરથી તરત પાધરી ચાલતીજ થઈ.

અને મેં હોટેલપર પાછી ફરીને બી એ અને એજ વાતનો ઘણી ગમખારી વચ્ચે ખ્યાલ કર્યા કીધો. એ બે મા દીકરાએ મળીને માહરા મમાવાનો જાન લીધો હતો એમાં તો કાંઈ હવે સંદેહજ નહી હતો. તે બધું હવે દીવા જેવું દીસ્તુ હતું. મીસીસ પાર્કસને ખબર હતી

કે મમાવાનું વીલ ઘરમાંજ હતું, અને તેથી તે વીલ ગડાવીને તેને બદલે નવું પોતાની ફેવરનું કરી નાંખવાની લાલચે તેને આ ઘોર અપરાધ કરવા લલચાવી હતી તે હું બરાબર સમજી શકી. માહરા હૅરીનાં માય—માહરાં ફુઇજી—અમારે ત્યાં એક ફેરો આવી ગયાં હતાં તેથી બી તે ખુંનીઓ બીહીધાં હોય કે કોઇ દહાડે માહરા મમાવા વિચાર ફરતાં તે વીલ તેઓનેજ સોંપી દીએ? વળી માહરા પપા અચબુચ આવવા લાગ્યા હતા તેવણુ બી ડોસાને મળે, અને વીલની વાત કહાચ જાંણી લે તેથી બી તે લોક બીહીધાં હોય? એ ઉપરાંત હું જો જરા વધારે મોટી ને સમજની થાઉં તો તે લોકની મતલબ બર નહીં આવી શકે એમ જાંણીને પણુ તે લોકે ઉતાવળ કરેલી હોવી જોઇએ. કોઇ બી રીતે એ બધાં કારણોથી તે લોકોએ ફટકો માર્યો હતો અને ફાવ્યાં હતાં એમ હવે સ્પષ્ટ જોઇ શકાતું હતું. બનવાજોગ હતું કે એ લોક્રેનજીસ ઝારાની મમાઇ પાસેજ એ મરનાર ડોસીએ મેળવ્યાં હોય, અને એ ખોદાનો એક કેવો દુરઅંદેશ ભેદ હોવો જોઇએ કે મમાવાનાં મરણુ પછી તે ઘેર અમો લોક ઉતાવલે છોડી ગયાં ત્યારે જે સૌથી અગતનું સાથે લઇ જવાનું તેજ એ ખુંની અબળા ભુલી ગઇ! તેની આંખ આસપાસ તે સંબંધમાં એક અંધારી ચાદરજ ફરી વળેલી હોવી જોઇએ. ખચ્ચીત, ખચ્ચીત એ ખુદાનું કરયુંજ બન્યું હતું કે માહરાં કદમ એજ મકાનમાં નહી ધારેલાં પાછાં ફર્યાં, અને એ ખુંનનો ભેદ માહરેજ હાથ ચઢયો! જાંણે તે ઝેરી લોક્રેન-જીસ વટીક હું ઓળખી શકું વાસ્તેજ બરમીંગહામમાં છ મહીના આગમચ બીડા મારફતે ખોદાએ તે માહરી નજરે પાડયાં હતાં! ખરેખર, ખુદાના ભેદ ન્યારા છે, અને ખાકી આદમી તેને પોહોંચવાને વાસ્તે બીલકુલ કમટાકાત છે.

હવે માહરે શું કરવું? માહરે માહરા મરનાર મમાવાનાં ખુંનનું વેર લેવું હતું! તે માહરી એક પાક ફરજ મને લાગી. અને કમીના પાર્કસને એક ખુંની તરીકે સત્તાવાલાઓને હાથ સોંપવા હું ઘણીજ અધીરી પડી. નહીં કે તે માહરો વારસો ચાંપી ગયો હતો તેથી તેનાં વેરમાં. ખચ્ચીતજ નહીં. તે વાત તો માહરે મન કેવળ તુચ્છ હતી. અને હું તો બીનસ્વાર્થી-પણે માહરા ગરીબ મમાવાનાં ખુંનનું વેર લેવાજ ઉશ્કેરાઇ આવી હતી.

પણુ એ વાતની માહરી કને પુરવારી શી હોય? હું પુરવાર શી રીતે કરી શકું કે પાર્કસ તેની માતાનો મલત્યો હતો, અને ખુંનમાં શામીલ હતો? એ સવાલે મને ઘણી ગુંચ-વાવી—જોકે પુરવારીઓ ગમે એ ભોગે અને ગમે એ ખરચે મેળવવા મેં માહરાં મનથી ઘણોજ મુસ્તકીમ કસદ કર્યો.

---

## પ્રકરણ ૧૧૯.

એ પછી તે સ્હાંજે મેં એક નેકીભરી ફરજ અદા કરી. તે માહરી ભલી શીક્ષક મીસીસ કૅલીના સંબંધમાં હતી. તે જે સ્કુલવાલાં મકાનમાં વરસોની રહેલી હતી તે મકાન તેને ઘણું પ્રીય હતું અને તેમાંથી તે નીકળવાને બીલકુલ ખુશી નહી હતી, વાસ્તે એ મકાંન તે મરે ત્યાં સુધી તેનાજ કબ્જામાં રહે એવું કાંઇક થઇ શકતું હોય તો કરવા હું ઘણી આતુર બની હતી, અને તેટલા વાસ્તે મને સો બસો પાંઉન્ડ ખરચવા બી પડે તો તે ખરચવા હું ખરાં

દીલથી ખુશી અને તૈયાર હતી. એટલી તો ખોહાની આપેલી માહરી પાસે બેશક પુરતી ગુંજાસ હતી.

મેં, એ ઉપરથી, ખબર મેળવી કે એ મકાંનનો માલેક જે મરી ગયો હતો તેનું કામ કયો સોલીસીટર કરતો હતો, અને તેનાં વારસો બદલ, તેથી, તે ખબર મેળવીને હું તે સોલીસીટર મી૦ સૉબ્બીજનેજ મળવા ગઇ. તે કોઇ દેખીતો બલો આદમી હતો. તેને મેં માહરો મીસ ત્રેફર્ડને નામનો કાર્ડ મોકળ્યો, એટલે તે મને બાહેર સુધી દોડીને ઉલટમંદ લેવા આવ્યો, અને મને ઘણાં માનથી પોતાની ટેબલ કને જગ્યા આપી.

મેં તેને માહરી મતલબ સમજાવી. "એ બાઇ હવે જીવી જીવીને કેટલુંક જીવશે?" મેં વિનંતીથી કહ્યું, "વાસ્તે માહરી ઘણી ખાહેશ છે, સાહેબ, કે એ બાઇને એટલી બાકીની જીંદગી એજ મકાનમાં ગુજારવાની સગવડ મલે."

"એ નહીં બની શકે એવું છે, મીસ ત્રેફર્ડ; હું ઘણો દલગીર છું," તે સોલીસીટરે જવાબ આપ્યો. "માહરા કુલનાં મરવા પછી તેનાં જે ત્રણ વરસોનાં સ્વાધીનમાં એ મીલકત આવેલી છે તે લોકો એમ ધારે છે કે મીસીસ કૅલી ઘણાં નજીવાં ભાડાંએ એ મકાનની વરસો થકી માલેકી લઈ બેઠેલાં છે."

"વારૂં, ત્યારે ભાડું વધારો?" મેં સુચવ્યું.

"ભાડું વધારી વધારીને તે કેટલુંક વધારી શકાય?" તે સોલીસીટર હસ્યો. "એ લોકો તો બધાં વરસોનો ખંગ વળી જાય એવો કાંઇક બદલો માંગેછ, અને એ બદલો આપવાની એ બાઇની ગુંજાસ નહીં હોવાથી એ બદલો મલી જાય એવી મોટી રકમે હાલમાં એ મકાન તે લોકે વેચવા કાઢેલું છે."

"અને તે વેચાંણુ કીંમત કેટલી છે?"

"આંઠસો પાંઉન્ડ."

"આંઠસો પાંઉન્ડ?" હું અજબ થઇ; "આવાં એક ગરીબ ગામડાંમાં એવાં ગરીબ ઘરના એકદમ આંઠસો પાંઉન્ડ કોણુ આપશે વારૂં? કોઇ ખરીદદાર તમોને મલ્યોછ?"

"તેજ તો ખુબી છે!" તે સોલીસીટર હસ્યો; "ખરીદદાર મલ્યોછ, અને તે એ મકાનમાં આગલી સાઇડે એક મોટી દુકાંણુ કાઢવા માંગેછ, તેથીજ તો એ બાઇને ખાલી કરાવા માંગેછ."

"અને ત્યારે એ વેચાંણુને લગતાં ખતપત્ર નક્કી થઇ ચુકયાંછ કે?"

"નહીં, હજી સાતાંખત પકું થયું નથી," મી૦ સૉબ્બીજે કહ્યું. થોડોક વાંધો છે, અને તેની તકરાર ચાલેછ."

"અને ત્યારે એટલાં વરસનાં સસ્તાં ભાડાંના બદલાની રકમ જે એ તમારાં કુલો બાઇ પાસ માંગેછ તે કેટલીક છે?"

"એ લોક દોઢસો પાંઉન્ડ માંગેછ, જે મહારાં મનથી ઘણી વાજબી છે," મને જવાબ મલ્યો.

"અને ત્યારે એ દોઢસો પાંઉન્ડ જો તમને આપવામાં આવે તો હાલનાંજ ભાડાંએ એ બાઇ જીવેજાગે ત્યાં સુધી એ મકાનમાં રહી શકે એમ એ લોક લખત કરી આપશે?" મેં સવાલ કર્યો.

"એ બચ્ચીતજ; ઘણી મોટી ખુશીથી," તે સોલીસીટરે જવાબમાં કહ્યું; "પછી વાંધોજ શું હોય?"

"ત્યારે આજ ને આજ એવું એક કરારનામું તમે મેહરબાનીની રાહે માહરે ખાતર તસ્દી લઇ તૈયાર કરો, મી० સૅાબીજ," મેં માંગી લીધું.

"હા, પણ અવેજ કોણ આપશે?" તે સોલીસીટરે અજબ થતાં કહ્યું; "મેં કહ્યું તેમ એ બાઇ પાસે એવી કશીજ જોગવાઇ નથી."

"તે હું જાણું છ," મેં સાદાઇથી કહ્યું; "તે અવેજ હુંજ તમોને ભરી આપશ."

"તમે?"—અને તે ઘણો અજબ થયલો દેખાયો; "તમે કાંઇ એ બાઇનાં અતલગનાં ખેશી છો?"

"જી નહીં. એવણુ એક વારનાં માહરાં શીક્ષક થાય ને હું એવણુનાં ઘણાં ભલામાં છું."—અને તેને માહરી તારીફમાં બોલતો રોકી નાખવાની મતલબથી મેં ઉતાવલે વધાર્યું, "તમો તમારાં કુલોની સહી લઇને એ દસ્તાવેજ કાલે સહવારે દસ વાગતામાં પાકો ને તૈયાર કરી નાંખશો? હું તરતજ તમોને માહરા લંડનના બેંકરો પર દોઢસો પાંઉન્ડનો ચૅક લખી આપશ. વળી હું માંગી લેઉંછ કે એ વાત હમણાં ને હમણાં મીસીસ કૅલી જાંણવા નહીં પાંમે તેની જરા સંભાલ લેજો."

ટુંકમાં, એ મુજબ સઘળી બંદોબસ્તીઓ પાક્કી કરીને હું તે વકીલની ઑફીસમાંથી નીકળી, અને તે રાત લીડસ ખાતેનાં હોટેલમાં બીડા સાથે તોડી પાડવાનોજ મેં ઠરાવ કર્યો. મતલબ કે માહરે લીડસ ખાતેનાં ઘરના સંબંધમાં હાલ નવું કાંઈ કરવુંજ નહીં હતું. હવે તો ખુંનના વાંક સારૂ પાર્કસને પકડાવીને હું સજા કરાવી શકું ત્યાં વેર એ ઘર માહરે પણ હવનજ નાખવાનું હતું, કેમકે પેલું નાઘલું ગોખલા રોકું ફાલકું પુલીસ તપાસમાં ઘણો અગતનો ભાગ ભજવે એમ હતું. એટલાવાસ્તે હું પેલા હાઉસ એજંટ મી० જેકબને બીજી સહવારે પાછી મળી. મેં તેને કહયું કે તેણે માહરાં ઘરપરથી પોતાનું પાટયું ઉતારી લેવું, કારણ કે હાલમાં હવે એ મકાંન માહરી માલેકીમાં આવેલું હોવાથી માહરે તે તરત ને તરત ન તો ભાડે આપવું હતું કે ન તો વેચવા કાઢવું હતું; અને તે અજબ થઇને મને નહીં જોઇતા સવાલોથી ત્રાસ આપે તેમાં તેને રોકી નાંખવાની મતલબથી તરતજ એક સોવરેન કાઢીને મેં તેના હાથપર મેલ્યો.

"આએ તમારૂં છ મહીનાનું કમીશન છે," મેં કહયું. "તમોને હવે કરવાનું કાંઇજ નથી—સિવાય કે પેલું તમારૂં પાટયું ઉતારી લેવું, અને દુરથી ને દુરથી ફકત માહરાં ઘરપર તકેદારી રાખવી. આએ માહરાં લંડનનાં ઠેકાણાં સાથનો માહરો કાર્ડ છે."—અને મેં માહરો કાર્ડ પણ તેને આપ્યો.

તે તો થોડો થોડો થઈ ગયો! કાંઇ બી કામકાજ વગરનો અને વગર મહેનતનો એક આખો પાંઉન્ડ તેને વળી પાછો વધારામાં મલી ગયો તે તેને મન તો લખ્ખો રૂપ્યા હતા, અને એ માહરી ઉદારતાથી છક થયલો, માહરી તારીફ પર તારીફ કરતો, તે પોતાની સીડી ઉતરીને છેક મને રસ્તા સુધી વળાવા આવ્યો.

ત્યાર પછી દસ વાગતે ઠરાવ પ્રમાણે જ્યારે હું સોલીસીટર મી० સૅાબીજના ઑફીસમાં પાછી તેને મળવા ગઇ ત્યારે મેં ઘણી ખુશાલી વચ્ચે જોયું કે પેલું લખત મરનારના ઘરવાલાના

ત્રણે વારસોની સહી સાખ સાથનું તદ્દન તૈયાર હતું. મેં તે ઉપરથી માહરી ચૅકબુક કાઢીને દોઢસો પાઉન્ડનો એક ચૅક તરતજ તેને લખી આપ્યો, અને લખત લઇને પાધરી હું મીસીસ ફ્લીને પાછી મળવા ગઇ.

તે જૈફ બાંનુ તો એમજ સમજી કે હું લીડસથી ઉપડી જવા આગમચ, તેણીએ મને કહયું હતું તેમ, અમસ્થીજ તેને મલવા આવી હતી, અને તેથી જ્યારે મેં તેણીને જરા ખાનગીમાં મલવા માંગ્યું ત્યારે તે ક્લાસમાંથી ઉઠીને ઘણી અજબ થતી માહરી સાથે સાઇડમાંના એક ઓરડામાં આવી.

અને મેં ત્યાં તેને સઘળું કહીને તે લખત તેને સ્વાધીન આપ્યું ત્યારે શું તે ભલી બાઇની ખુશાલી! તે ખુશાલીનું બ્યાંન કરવા અત્રે માહરી પાસે જગ્યા અથવા વખતજ નથી. કેટલોક વખત સુધી તો જાંણે તે માહરી ઉદારતા સમજી વરીક શકી નહીં! તે જાંણે તદ્દન નહીં બની શકે એવો એક બનાવ હોય તેમ તેણે અજાયબીમાં ડોળા ફાડીને કેટલોક વખત તક તો ટકટક માહરા ચેહરામાં જોયાજ કીધું, અને જ્યારે તે એમ સમજી શકી કે માહરી બાળ વયમાંનાં તેનાં હેસાંનોના અવેજમાં એવી એક મોટી રકમ આપી દઇ શકવા જેટલી હું શ્રીમંત અને ઉદાર થઇ હતી ત્યારે તેણીએ પોતાનાં આંસુઓ વચ્ચેથી જે પોતાની અજાયબી અને ખુશાલી મને કહી સંભળાવી તે બોલેબોલ કેવળ ખરાં દીલની હતી. તે એ પછી માહરી ઘણી મના છતાં માહરૂં પાખડું પકડીને ઘસડતી મને છોકરીઓની આગળ લઈ ગઇ, અને ત્યાં માહરી તે લોકો આગળ હજારોહજાર તારીફ કરી, જેથી તે નાથલાં મોટાં છોકરાંઓએ ખુશાલીથી તાળી પાડી, અને હું તેઓની એ નિર્દોષ ખુશાલીમાં ગોયા ફરજ્યાત શામેલ થયા વિના રહી શકી નહીં. મેં, તેથી. તેઓ વચ્ચે માહરી તરફની મીઠાઇ વેંહચવા માહરી તરફનો એક પાઉન્ડ ભલાં મીસીસ ફ્લીને ઘણી ઓંહસ કરીને આપ્યો, અને માહરી એ માનીતી સ્કુલની માહરી મીલાકાતની યાદમાં તે આખો દહાડો તે બચ્ચાંઓને છુટ્ટી આપવાનું બી તેવણ કને મેં માંગી લીધું, અને ત્યારે શું તે પોરયાં ટોરયાંઓની ખુશાલી?

---

## પ્રકરણ ૧૨૦.

અમો હવે લંડન પાછાં ફર્યાં, અને હંટર સ્ટ્રીટનાં અમારાં ઘરમાં પુગ્યાં ત્યારે સ્હાંજના ચાર વાગ્યા હતા; મગર અમે ગાડીમાંથી ઉતર્યાં તેવીજ માહરાં પેટમાં ફાળ પડી! ઘરમાં કાંઇક ગભરાટ જેવું દેખાઇ આવ્યું, અને નોકરનફરો બી દલગીર તેમજ ગંભીર માલુમ પડયાં. મેં, તેથી, વરંદામાં દાખલ થતાં એકને રોકીને પુછ્યું કે એ શી ગડબડ હતી, અને ત્યારે મને માહરા ઘણા ગભરાટ વચ્ચે કેહવામાં આવ્યું કે ભલાં મીસીસ નોરમન તે બપોર પછીનાં અચબુચ એકદમ ધાસ્તીભરેલાં બીમાર થયલાં હતાં, અને ડાકટરોએ તેમની બચવાની આશા મુકાવી દીધી હતી! હું, એ સાંભળતાં, જીવ નાખતી ઉપર દોડી, અને મને દાદર પરજ મી૦ નોરમન મલ્યા. તેવણ બીચારા દુ:ખથી એટલા વારમાં તદનજ જબોલઇ ગયલા જેવા દેખાતા હતા, અને મને જોતાંની સાથે મને પેટમાં ચાંપીને રડી પડયા! ઘણી મુશકેલથીજ તેવણ બોલી શકયા.

"બીચારી હ૬ે એવું કાંઇજ નથી, ઍલન," તેવણે ગદગદ અવાજે કહ્યું; "ડાકટરો કહેછ કે બચવાની કાંઇ આશાજ નથી!"

"પણ હજી હુસ્યારીમાં છે કે?" મેં પોતે પણ નવધાર રડતાં પુછયું.

"હા, બધી જરા એ જરાની હુસ્યારી છે," તે જૈફ્ર ગ્રહસ્થે જવાબ કરયો—અને હું તરત તે બીમારના ઓરડામાં દોડી.

તેવણ બીચારાં બીછાંણુંમાં પડેલાં હતાં, અને મેરી ગ્લેન્ટવર્થ તેવણુની બાજુમાં એક ખુરસી પર બેસીને તેવણુનું માથું ભીજવતી હતી. તેવણે મને જોઇને તરત ઓળખી અને ફીકકું હસ્યાં. "તું આવી કે, ઍલન દીકરા? ચાલ સારૂં થયું તું આવી તે!" તેવણે ધીમા નબળા અવાજે કહ્યું; "હું તાહરી વારજ જોયા કરતી હતી, કે રખે તુંને જોયા વગરજ હું મરી જાઉં!"

હું તેમની છાતી પર પડીને ઘણું રડી, અને માહરે તેવણુને હીંમત આપવી જોઇતી હતી તેને બદલે સાંમી તેવણે મને હીંમ્મત આપી! મેરી બી પાસે બેઠી બેઠી ખામોશ રડયા કરતી હતી, અને તેવામાં ડાકટર પાછો આવ્યો તેને લઇને મી૦ નોરમન તે ઓરડામાં આવ્યા, એટલે અમો બન્ને છોકરીઓ તરત બાહેર ગઈ, અને ત્યારેજ એ શી મોહકાંણુ વળી ગઇ હતી તે મેરી મારફતે મેં સાંભળ્યું ને જાણ્યું. તેણીનાં કેહવા મુજબ ધારા મુજબ બપોરે બે વાગે એવણે લંચ લીધું ત્યાં વેર તો તદન સારી પેઠે ને હરતાં બોલતાં હતાં. સહવારે હંમેશ પ્રમાણે રીહીયરસલમાં બી ગયલાં, ને છેક એક વાગતે તો ત્યાંથી સાજાંતાજાં પાછાં ફર્યાં. કોઇને એ માથે આવતા બુરા બનાવનો તો જાણે સ્વપ્નો બી નહી હતો, અને તેવામાં ખુરસી-પરથી ઉઠતાં ઉઠતાં 'ઓ મને કાંઇ થાયછ! ઓ મને કાંઇ થાયછ!' કરીને ચીસ પાડી. મી૦ નોરમન, તે ઉપરથી, તરતજ આગળ દોડી ગયા, પણ તેવામાં લોહીનું એક ગચકરૂં મોઢાંને રસ્તે બાહેર પડયું. તરતજ સુવાડી દેવામાં આવ્યાં, ને ડાકટરને તાબરતોબ બોલાવી મંગાવ્યો, જેણે આવીને મત આપ્યું કે લોહીની એક નસ અચબુચ તુટી ગયલી હોવાથી બાઇ બચી શકે એમ ન હતું! બીચારાં દીલનાં જરા ભારી અને લોહીઆર હતાં એ તો ખરૂંજ હતું, અને થીએટરમાં જવા આવવાનું બી ગાડીમાંજ, એટલે જોઇતી કસરતની ગેરહાજરીમાં એ ધાડ વળી ગયલી હતી એમ મને લાગ્યું. મોટો ડાકટર પણ આવી ગયો હતો, અને તેણે પણ આશા મુકાવી હતી. ખરી રીતે તો એ ભલાં બાંનુ પડયાં ને પડયાં પોતે પણ સમજીજ ગયાં હતાં કે હવે અજળનો ફીરેસ્તો તેડું કરવા આવી ચુકયો હતો, મગર પોતે જીંદગી ઘણી નેક અને પાક ગુજારેલી, તેથી મરવાને વાસ્તે જરા એ બીહીતાં દેખાતાં નહીં હતાં.

અલબત, જુલીને તેડવા ને ખબર કરવા પણ એક ખેપ્યો તાબરતોબ દોડાવવામાં આવ્યો હતો. એ લોકો તો મને બી તેડવા આદમી દોડાવતે, પણ મેં આગલે દિવસે લીડસથી લખેલું કાગળ તે લોકોને તેજ સહવારે મળી ગયું હતું, કે જેમાં હું લખી ચુકી હતી કે હું સ્હાંજે ચારને શુમારે તો ઘર પાછી ફરશ.

અને માહરી પોતાની દીલગીરીનો બી કાંઇ શુમાર નહી હતો. છેલ્લાં બે વરસથી એ ભલાં બાંનુ માહરાં માતાજ થઇ રહેલાં હતાં, અને એક હેતવંતી માયનાંજ હેત ને વાહલથી

તેઓએ મને સદા ચાહી અને ગણી હતી, એટલાવાસ્તે એવી એક માવીતરનાં નજદીક આવેલાં મોહત પર હું શોક અને વીલાપ કરૂં તેથી વાંચનાર શું અજબ થશે ?

મી० નોરમન, એમ છતાં, ઘણી હીંમત રાખતા હતા, અને પોતાની બીમાર ધણ્યાંણીને હીંમત આપવાનું અને હીંમત રાખવાનું કેહતાં ઘણું હસ્તું મોઢું રાખતા જણાતા હતા, જ્યારે કે અંદરખાંનેથી તો બીચારાનું દીલ તદનજ તુટી ગયું હતું!

તે રાત્રે બીમારની સંભાલમાં બબે જણે જાગવાની ગોઠવણ ને જરૂર થઇ, પણ મી० નોરમન સુવા ગયાજ નહીં. મને ઉલટું બધાંએ બજીદ થઇને સુવા મોકળી, કેમકે તે આખા દિવસની મુસાફરીથી ખરેખર હું ઘણી ઠાકી ગઇ હતી. હું, એમ છતાં, એજ સરત પર સુઇ ગઇ કે મને અને બીડાને એક વાગે ચોકી કરવા પાછાં જગાડવામાં આવે, અને મેરી અને મી० નોરમન જઇને સુઈ જાય; અને અમે તેમજ કર્યું. બીડાની ઉંઘ ઘણી અજબજેવી સારી હતી. જે ચોક્કસ કલાકે તેને ઉઠવાનું હોય તેજ કલાકે આબાદ તેની આંખ ઉપડતી; અને તેણે મને ઉઠાડી ત્યારે મેં ઘડીઆળમાં જોયું તો દોઢ થયલો હતો. એ ઉપરથી મેં માહરાં દીલ પર એક ધીલું રૅપર પહેડી લીધું, અને હું બીડા સાથે તે બીમારની ચોકીમાં બેઠી, જ્યારે મી० નોરમનને અને મેરી ગ્લેન્તવર્થને અમોએ ઘણાં બજીદ થઇને સુવા મોકલ્યાં.

એ દરમ્યાન હું દુવા કરતી હતી કે જુલી આવે ને તેની માતાને મળી શકે તેટલાં એ બીચારાંને બચાવાની પાક ખુદા દયા કરે, અને ખરેખર તેમજ થયું. પાછલી રાત્રે પાંચેક વાગવા આવેલા હતા ને અમારા ઘેર આગળ એક મોટી મુસાફરીની ગાડી ધમધમાત સાથ દોડતી આવી લાગી હોય એવો અવાજ થયો, અને મેં બારીનાં વીનીશનમાંથી જોયું તો જુલ્યટ અને ફ્રૅડીક તેમાંથી ઉતર્યાં. હું તેથી ઘણી ખુશી થઈ, કેમકે બીચારાં બીમાર આખો વખત જુલીને વાસ્તે પુછ્યા અને જુલીનીજ ટગર કર્યા કરતાં હતાં. હું, તેથી, જુલીને ધીરજ આપવા અને ખરી હકીકતથી ચેતાવા દાદર આગળ દોડી ગઈ, તેટલાં તો જોઉંછ તો મી० નોરમન બી ઉઠી આવેલા. ગાડીના અવાજથી તેવણ પણ જાગ્યા હશે, અને ઉઠીને જોતાં પોતાનાં દીકરી જમાઇને આવેલાં જોઇ તેવણ પણ બાહેર દોડી આવ્યા હતા.

અને તે બાપ દીકરીની મીલાકાત ખરેખર ઘણી ગમખ્વાર હતી. તેઓ દાદરપરજ બન્ને ઘણું રડયાં અને અમોને બધાંને રડાવ્યાં. ગરીબ જુલી! તે અચણુચી અને નહીં વકી રાખેલી આ આફતથી ખરેખર ઘણી હબતી ગઈ હતી, અને તોબી જેમ તેમ પોતાનાં આંસુઓ ખંચાવીને તે પોતાની બીમાર માતાના ઓરડામાં તે માવીતર ગોદમાં દબાવા ગઈ. શુકર-ગુજારી એ હતી કે તે આવી શકી ત્યાંવેર તે માતાની હૈયાતીની જોત ગુલ થઇ જવા પાંમી નહીં હતી.

---

## પ્રકરણ ૧૨૧.

તે ઘણી કાળજીવંત અને ખરી હેતવંતી માતાનો, એ મીલાકાત થતાં, પેહલો સવાલ જુલી જોગો આતુરતાભર્યો એજ હતો કે પોતાના ખાવીંદની બાંહેધરી હેઠળ જોઇએ એટલી સુખી હતી કે નહીં ?—અને જુલીએ જવાબમાં સચ્ચાઇનાં જોશથી તેવણને દરેક ખાત્રી આપી

કે તે પુરતી સુખી હતી—તે પોતે ઉમીદ કરી શકે તેથી બી જ્યાદા—અને ત્યારે તે મરવ. સુતેલી માતા પુરતો સંતોષ પામતી દેખાઈ.

"માહરાં વાહલાંઓ, માહરાં મોહતપર નાહક ગમ ના કરો!" તેણે એ પછી બધાંઓને રડતાં અને આંસુઓ છુપાવવાની કોશેશ કરતાં જોઇને ઘણા મીઠાસથી તોપણ દબાતા સાહદે કહયું; "મોડે વેહલે જવાનું તો આપણને બધાંનેજ છે, અને હું તો મરીને સુખીજ થવશ, કેમજે હું તમો બધાંઓની આગળ થઇ જાઉંછ. માહરાં મોહત પર, તેથી, અફસોસ કરવાનું કાંઇજ નથી. મેં માહરી આએ દુન્યાની સફરને લગતી માહરી ફરજો પાક વફાદારીથી બજાવેલી છે, અને તે સંતોષ મને મરતે દહાડે ઘણો પુરતો છે. સ્ટેજ પર મેં માહરી જીંદગીનો મોટો ભાગ ગુજારેલો છે, પણ ખુદાવંદ પાકની દયાથી કોઇએ કોઇ દાહડે નીંદાની માહરી તરફ એક આંગળી બી બતાવી નથી, અને તેથી હવે હું તો મરીને સુખીજ થવશ!"

અલબત, તેવણ આ કાંઇ બધું એકદમ એકઠા સરવાલમાં બોલી શકયાં નહીં. તેવણ ઘણું બોલી શકે એવી હાલતમાં હતાંજ નહીં, પણ રફતે રફતે દમ ખાઇ ખાઇને તેઓ જે થોડું થોડું બોલ્યાં હતાં તે વાંચનારની સગવડને સારૂ સામટા સરવાલામાં મેં એકઠું ઉપર ઉતાર્યું છે.

સહવાર થઇ, અને ડાકટર પાછો આવ્યો તેણે ફકત એટલુંજ કહ્યું કે દર્દી દબાતાં જતાં હતાં, અને હવે થોડાક કલાકની રમતજ વચ્ચે બાકી હતી, જેથી હવે અમો સઘળાંએ એ ભલી માવીતરને ખોહવાનીજ તૈયારીમાં રેહવું!

અને છેક રહાંજે ચાર વાગે સઘળું ખતમ થયું. જીવ જવાની તૈયારી અમોને લાગી ત્યારે બી અમે તો ડૉકટરને દોડમાર પાછો તેડયો, પણ ફોકટ! તે આવે તેટલાં તો સઘળું આખર થઇ ચુકયું હતું!

મગર એ મોટાં દુ:ખના બનાવપર વગર અગતે હું લંબાણ કરવા ચાહતી નથી. મરનારનાં માનમાં આખાં લંડનની ઠીએતરોના વડાઓ અને માલેકો તરફથી મી૦ નોરમન પર દીલાસાપત્રો અને ફુલના શેરા આવ્યા, અને અમારી કંપનીના માલેક અને મેનેજર મી૦ રીચર્ડસે તો તે રાત્રે પોતાનો ખેલ (જો ખેલો ચાલુ હતે તો) ખાસ બંધ કરીને એ ભલી બાનુને ઇજ્જત આપી હતે.

એમ બીજા થોડા દાહડા ગુજરી ગયા, અને જ્યારે અમો બધાંનાં મન ગમથી થોડાંક ફારેગ થયાં ત્યારે મેં જુલ્યટને એક દિવસ એકાંતમાં પુછયું કે તેના પપાનો હવે શો એરાદો હતો, અને જુલીએ પોતાના બાપને પુછીને મત કરીને મને જવાબ આપ્યો કે તેવણ પોતે તો હવે ઘર ઉંચકી નાખવા ને સ્ટેજ છોડી દેવાજ ચાહતા હતા. તેવણે મને કહેવડાવ્યું કે માહરૂં ને મેરીનું તેમને ઘણું લાગતું હતું, કેમજે અમે પેટની દીકરીઓ જેટલીજ તેમને પ્રીય થઇ પડી હતી, પણ ઘરમાં કોઈ બીજી બુજોર્ગ બાઇ માણસ નહીં એટલે હવે તેવણ ઘેર ચાલુ રાખવા નહીં ચાહતા હતા. તેવણ પોતાનો ગાડી ઘોડો, ફર ફરનીચર વિગેરે બધું વેચી સાટીને પોતાનો ગમ ભુલવા કૉન્ટીનંટ પર તુરતવેળા વરસ બે વરસ જતાજ રેહવા ચાહતા હતા. તેવણ ચાહતે તો "રીવર હાઉસ" માં પોતાનાં દીકરી જમાઇ સાથે રહી શકતે, પણ તેવણને એકાંતજ જાસ્તી ભાવ્યું, અને તેથી તેવણે જવાનીજ તૈયારીઓ કરી.

એ મુજબ હવે મને માહરૂં જુદૂં ઘર માંડવાની ફરજ થઇ પડી. મેરી એન્ટવર્થના

સંબંધમાં કાંઈ થઇ શકે તેટલાં માહરે હાલ તો તેને માહરી સાથેજ રાખવાની હતી, અને હું જુદી રેહવા ઘેર શોહધતી હતી એ વાતની માહીતી થતાં કાંઉન્ટેસ બીએટ્રીસે તેમજ તેની વડી બેહેન મારસ્યોનેસ ઑફ્ કેમપેને પોતાની સાથે જઇ રેહવાનો મને બહુજ આગ્રહ કર્યો. લેડી સીસીલ્યા અરબન (જે હાલમાં, મેં અગાઉ કહયુંછ તેમ, પરણીને કાંઉન્ટેસ ઑફ્ ઍલગ્રેવ થઈ હતી) તેણે પણ તેજ મકસદની મને બોહસ કરી. પણ મેં એ બધાંનો ઘણો ઘણો ઉપકાર માનીને નાજ કહયું. મને હવે એ જાતનું ઓસ્યાલું કરવા ગમ્યુંજ નહીં, કારણ કે હવે તેવી મને કોઇ ગરજ નહીં હતી. મે, તેથી, ગ્રેટ ઓરમંડ સ્ટ્રીટમાં એક ન્હાનું સુખકારક ઘર માહરે સારૂ ભાડે લીધું, અને મી૦ નોરમન જે ફરનીચર વેચી નાખતા હતા તેમાંથી માહરે બરતું જે મને ગમતું હતું તે બધું મેંજ રાખી લીધું. બાકીનું ફરનીચર જે વેચવાજોગ નહીં હતું તે એક ઓરડો ભાડે લઇને તેમાં તેવણે મુકયું, કે જ્યારે બી કૉન્ટીનંટ પરથી પાછું ફરવાનું અને પાછું ઘર માંડવાનું થાય ત્યારે તે ઉપયોગમાં આવી શકે.

અને હવે અમો છુટાં પડયાં. તે એક ખરી ને મોટી ગમખ્વારીનો દાહડો હતો, અને અમો સઘળાં પુષ્કળ રડમસ થયાં અને રડયાં. મી૦ નોરમન તો પોતાનાં દીકરી જમાઇ સાથેજ ગયા. તેવણ બે ચાર દાહડા પોતાનાં છોકરાંઓ સાથે "રીવર હાઉસ" માં રહીનેજ આગળ વધવાના હતા, અને હું અને મેરી ત્યારે અમારાં નવાં ઘરમાં રહેવા ગયાં, જે અત્યાર સુધીમાં હું સારી રીતે સજાવી શકી હતી.

મેં માહરી નોકરીમાં મી૦ નોરમનને ત્યાંની ત્રણ "મેડસ" જે ઘણાં વરસથી અમારે ત્યાં રહેલી હતી અને જેઓએ અમોને પોતાની નોકરીથી ઘણોજ સંતોષ આપેલો હતો તેઓને રાખી લીધી હતી. બીડા તો, અલબત, માહરી નોકરીમાં હતીજ. મેં એક સારી અને સુંદર બ્રોહામ પણ માહરે વાસ્તે ખરીદી હતી, અને તેવોજ એક દેખાવડો ઘોડો વેચતો લઇ લીધો હતો. મી૦ નોરમનનો ઘોડો ઘણો બુઢો થઈ ગયલો હતો, અને બ્રોહામ પણ અસલના વખતની અને ઘણી જુની થઇ ગયલી હોવાથી તે તો લીલાંઉંમાંજ વેચાયાં, પણ તેવણના કોચમેનને મેં માહરી નોકરીમાં રાખી લીધો. ટુંકમાં, એ રીતે એ બધી બંદોબસ્તીઓ પકી થવા પછીજ હું માહરાં નવાં ઘરમાં રહેવા ગઇ હતી.

મેં તો માહરા પપાને માહરી સાથે રાખવા ઘણી બોહસ કીધી, પણ તેવણે હજી બી માન્યુંજ નહીં. તેવણની આગલી કારકીર્દી કોઈ એતેફાકથી જાહેર થઇ જતાં મને કોઈ બી આંગળી બતાવે એ થયલું તેવણ મુતલગ જોવા ચાહતા હતા નહીં, અને જોકે હાલ તેવણ એક મારી મેળવી ચુકેલા અપરાધી હતા, તો પણ એજ સબબથી માહરી સાથે રેહવા આવવા તેવણે બજીદાઇથી નાજ કહયું.

તેવણ આગળ લીડસના માહરા ગમખાર અનુભવોની બધી વાત મેં કરી દીધી હતી, અને અમે અમારાં નવાં ઘરમાં ઠર પડયા પછી જ્યારે તેવણ મને પાછા મલવા આવ્યા ત્યારે પાર્કસને હવે કેમ સપાટામાં લેવો તે બાબે અમે ઘણી ગંભીરાઇથી મત કર્યું. તેની ઘરડી માતા ખુંની હતી, અને તેણેજ માહરા ગરીબ મમાવાનો જીવ લીધો હતો એ વાતમાં તો સઘળું સાંભળ્યા પછી માહરા પપા પોતે પણ હવે કશોજ સંદેહ ધરાવતા લાગ્યા નહીં, પણ સવાલ એ રહયો કે તેણીના બેટાએ તેને ખુંનમાં મદદ અથવા શામીલગીરી આપી હતી તેના પુરાવા

અમો કને શા હતા? અમોએ ઘણીએક તકરારો ને યોજનાઓ કરી, પણ કોઇ અમને બંધબેસ્તી આવતી લાગી નહીં—સિવાય એક, અને તે એક માહરીજ તરફની દરખાસ્ત હતી. મને લાગ્યું કે માહરે બીડાને એ બધી ખરી હકીકત કહીને માહરા વિશ્વાસમાં લેવી જોઇએ, કેમજે તે છોકરી અત્યાર આગમચ માહરે વાસ્તેના પોતાના પ્યાર અને વફાદારીની મને અનેક પુરવારીઓ આપી ચુકેલી હતી. પછીથી તેણે અને માહરે જઇને પેલી ઝારાની ઘરડી મમાઇ પાસે કોઈ તદબીરથી લુચ્ચા પાર્કસની એ ખુંનમાંની શામીલગીરી વાસ્તે બાતમી મેળવી લેવી જોઇએ. એજ એક ઉપાય હાલ તો દરોબસ્ત દેખાતો હતો. માહરા પપા પણ મને તદન એકમત હતા કે એ લૉક્રેનઝીસ ઘરડી મીસીસ પાર્કસને વેચનાર એ દદા પોતેજ હોવી જોઇએ, અને તેવણુને, તેથી, મેં એ સુચવેલો પ્લાન જાસ્તી પસંદ આવ્યો; પણ મીસીસ નોરમનનાં મોહતના ગમથી હું ઘણી આજેજ અને નબળી થઈ ગઈ હતી તેથી માહરા જીવમાં જરા જીવ આવે ત્યાં વેર એ યોજના પાર ઉતારવાને માહરે તુરતવેળા તો ફરજ્યાત મુલતવી રાખવું પડયું.

એમ તો હું જઇને ઝારાને મલતે અને તેને પુછતે. તે બી કદાપી જાંણુતી હોય, કેમજે તે વખતે તો તે પોતાની એ ભમાતુ મમાઇ સાથેના ભટકવારામાં શામીલ હતી, પણ મને બીહીક લાગી કે પોતાની મમાઇને વાસ્તેના પ્યારને ખાતર તે મને યાતો ખરૂં કેહશેજ નહીં, અથવા કેહશે તો તે ડોસીને નહીં ફસાવા વાસ્તે (જેમ તેણીએ અત્યાર સુધી અનેક મરતબા કીધું હતું તેમ) પાછા મને કાલાવાલા કરશે, જે માહરે થવા દેવું ન હતું. માહરે તો માહરા ગરીબ મમાવાનાં નાતરસ મોહતનો કીનો લેવોજ હતો. મને ઘણીજ મજબુતીથી લાગતું હતું કે મરનારને વાસ્તેની માહરી પાક ફરજથી ગોયા હું એ કારજ વાસ્તે ખુદાનાં ઘર સુધી બંધાયલી અને જવાબદાર હતી. જ્યાં વેર માહરી પોતાની જીંદગીનો સવાલ હતો ત્યાં વેર હું પોતે માહરી મુખત્યાર હતી, અને ઝારા જેમ માંગી લેતી આવતી હતી તેમ તેણીએ માહરીપર કરેલાં અનેક હેસાંનોના અવેજમાં હું નાખતીથીજ કામ લેતી આવી હતી; પણ હવે મામલો બદલાયો હતો. હવે તો માહરે માહરા એક માવીતર મુરબ્બીનાં ખુંનનો તે ખુંનીઓને બદલો વાળી આપવાનો હતો—એક મુરબ્બી કે જેની પનાહપોસ્ત ગોદમાં હું નીમક રોટીથી બચગીથી પળાઇને મોટી થઈ હતી, અને જેઓ મરીને બી પોતાનું સર્વસ્વ મનેજ સ્વાધીન કરી જવા જેવા મેહેરબાન પુરવાર થયા હતા! એટલા વાસ્તે ખુદાએ એ જબુન ખુંનનો ભેદ જો માહરી આંખે ખુલ્લો કરી આપ્યો તો માહરે તે ખુંન કરનારાં કરપીણોને સજાથી છટકવા દેવામાં એક બી ઈનસાફ નહીં હતો, અને તેથી રખે ઝારા મને એ માહરા નેક એરાદાથી કાલાવાલા કરીને ફેરવી નાખે તે મતલબથી તેણીને તો માહરા વિશ્વાસમાં લેવાનું મેં આ કેસમાં મોકુફજ કર્યું.

અને મીસીસ નોરમનને હક થવાને બે મહીના પુરા થઇ ગયલા હોવાથી અને હું માહરે કામેકાજે પાછી લાગી ચુકેલી હોવાને લીધે મેં એ સવાલ એકાદ મહીનામાં જરૂર હાથ ધરવાનો નિશ્ચય કર્યો. માહરે ફકત બીડાને માહરા વિશ્વાસમાં લઇને તેને સઘળું કહેવાનું હતું અને તેનીજ મારફતે ઝારાથી અલગ એ કામ લેવાનું હતું.

એ દરમ્યાંન, મગર, બીજો એક નાધલો બનાવ બન્યો (કે જે આગળ ચાલતાં વારતામાં મોટી અગત ધરાવનારો પુરવાર થશે) તે માહરે અત્રે ટપકાવી લેવાને ભુલવું જોઇએ નહીં. મેરી ગ્રેન્ટવર્થ રોજ માહરી સાથે નાટકમાં આવતી, ને સ્ટેજના બૉક્સમાં બેસીને ખેલ

જોઇને માહરી સાથે ઘર પાછી ફરતી. બીડા પણ આવતી હતી, અને ઘણું કરીને તો તેઓ બંને માહરા બૅાક્ષમાં સાથેજ બેસ્તી.

હવે એક દહાડો મેરી માહરી ગાડીમાં કાંઈ ખરીદીએ ગઇ. ગોઠવણ એવી હતી કે ખરીદીએથી પાછી ફરતાં તેણીએ મને રીહીયરસલમાંથી પોતાની સાથે ગાડીમાં ઘેર લેતી જવું, અને હું ઘણી અજબ થઇ કે રીહીયરસલ ખતમ થયું તે છતાં તે આવી નહીં, અને મને ખાસ્સો એક કલાક વધારે તપવું પડયું! હું તો જરા ફીકરમંદ બી થઇ ગયલી, પણ તેટલાં તો એક આદમી કહેવા આવ્યો કે માહરી ગાડી આવી હતી, તેથી તરત હું તેમાં જઇ બેઠી. ત્યાં મેં જોયું કે મેરીના ગાલ લાલ લાલ હતા, અને તે ઘણી ઉશ્કેરાયલી હતી. એ ઉપરથી એ મોડું થવાનું તેમજ એ ઉશ્કેરાવાનું કારણ મેં તેણીને પુછ્યું, જ્યારે તેણીએ દબાયલી જેવીએ કહયું, "ઓ ઍલન, આજે મને એક જણાએ એવી બીહીધરાવી!"

"બીહીધરાવી?" મેં ગુસ્સાથી પુછ્યું; "કોણે?"

"હું બધું કેહું," તેણીએ ખુલાસો કર્યો; "માહરે એક બે ફ્રેન્ચ નૅાવેલ લેવાની હતી, તેથી હું રીજંટ સ્ટ્રીટમાંના એક બુકસેલરની દુકાને ગઇ, અને હું ત્યાંથી જોઇતી ચોપડીઓ ખરીદીને ઉતરી. પછી ધીમે ધીમે બધી દુકાનો જોતી આપણી ગાડી મેં ઉભી કરાવી હતી ત્યાંથી જરાક આગળ નિકળી ગઈ. મેં જોયું કે તમે તો હજી રીહીઅરસલમાંજ રોકાયલાં હશો તેથી મને નિરાંત હતી. એટલામાં તો એક બુઢી જેવી બૈરી જેણે મોટે ઘેરની હોય તેવો ડ્રેસ કીધેલો હતો તે માહરી આગળ આવી, અને કાંઉન્ટેસ ફોરસીટ તે મોહલ્લામાં કાંહાં રેહતી હતી તે મને પુછવા લાગી. મેં સમજાવીને કહયું કે મને કાંઇજ ખબર નથી, અને હું પોતે બી લંડનમાં નવીજ છું. એમ છતાં કાંઈ ને કાંઇ મસે તેણે વાતમાં મને કેટલોક વાર રોકીજ રાખી, અને તેનાં મનમાં ઓછું આવે કરીને તેને એક મોટું માણસ સમજી મેં થોડોક વખત બધી વાત તેની સાથે કર્યા કીધી. તેનાં કેહવા મુજબ યોર્કશાયરમાં તેનો એક મોટો મેહેલ છે, અને હાલ તે લંડનમાં નવીજ આવીને ઉતરેલી છે. કેહજે માહરી ગાડી રસ્તાને પેલે નાકે ઉભી રાખીને માહરી સહી કાંઉન્ટેસનું ઘેર શોહધવા હું પોતે ગાડીમાંથી ઉતરી આવીછ. મને કેહજે તું મને જોતાં સાથે ગમી ગઇછ કેમજે તું ઘણી ભલી ને નમાની લાગેછ, અને તું આવે તો તુંને હું માહરી સાથે અહીંનો માહરો બંગલો દેખાડવા લઇ જાઉં."

"અને તેં માન્યું? તું તેની સાથે ગઈ?" મેં ગભરાટથી પુછ્યું.

"નહીં કેમ માનું, ઍલન? તમે બી તેને જોતે તો અજબ થતે!" મેરીએ બચાવ કર્યો; "તેણીએ હીરા મોતીજ એટલાં પેહેરેલાં——"

"બધાં ખોટાં!" મેં અધીરાઇથી કહયું; "દુરથી ખરાંજ નંગ દેખાય એવા ખોટા દાગીનાઓ આવેછ તે બી તું જાંણેછ કે નહીં?"

"માહરી જાંણે બલા! હું શું જાણું?" મેરીએ સાદાઇથી કહયું; "હું તો, તેથી, તેની સાથે જવાનુંજ મન કરતીતી, અને આપણી ગાડીને પછવાડે આવવાનું કેહવા જતી હતી, તેટલાં પેલી બોલી ઉઠી, "ઓ લેઓ, માહરા મોટા દોસ્ત મારકવીસ ઑફ તાઇનેડેલજ સાંમેથી આવેછ!"

"હં, તે આવ્યો ?" મેં ગભરાઇને કહયું; "હું ઓળખુંછ તેને. તે તો એક ઘણો મોટો——"

"બદમાશ છેની ?" મેરીએ ઉશ્કેરાઇને પુરૂં કરયું. "બદમાશજ હોવો જોઇએ, કેમકે આવતાં સાથે મને એવું બધું નાલાયક કેહવા લાગો કે હું તો, તેથી, તે બેઉને પડતાં મુકીને તરત આપણી ગાડી તરફ ચાલતીજ થઈ: પણ તેણે માહરો પીછો મુકયો નહીં. તે તરત માહરી પાસે પાછો આવ્યો, અને મને કાંઇ એવું એવું કહેવા લાગ્યો કે માહરા ગાલ ગરમ ગરમ થઇને ગુસ્સાથી બધા ધમધમી આવ્યા ! એટલા વાસ્તે હું થોભી ગઇ, અને મેં ગુસ્સાથી નેણુ ફેરવીને તેને કહયું કે 'તમે માહરી આગળથી એકદમ ચાલી નહીં જશો તો હું હમણાં ને હમણાં બુમ પાડશ, ને રસ્તે જતા કોઈની બી મદદ બોલાવશ !' સારાં નસીબે તેજ વખતે ઘણા ગ્રહસ્થ દેખાવનો એક કોઈ ખુબસુરત જવાંન અમારી પાસેથી તેજ પગથી પરથી ચાલી જતો હતો તેણે એ માહરા છેલ્લા બોલો સાંભળ્યા, ને તે તરત અજાયબીથી થોભી ગયો. તેણે પેલા મારકવીસને પહેલાં તો ડોળા કકડાવ્યા, અને પછી મને ઘણી સભ્યતાથી પુછ્યું, "તમે કાંઇ ત્રબલમાં છેઓ, મીસ ?"

"ઓ નહીં, ત્રબલ શાંની બળીછ?" તે મારકવીસ જવાબમાં પોતેજ વચ્ચે કુદી પડયો; "એ તો અમો બે વચ્ચેની કાંઇ વાત છે. તમે તમારે ચાલતી પકડો !"

"પણ દેખીતી રીતે તે જવાંન પેલાને ઓળખતોજ હોવો જોઇએ, કેમકે તેણે તુચ્છકારથી જવાબ કર્યો, "આએ જવાંન બાંનુ પોતે મને ચાલી જવા કેહશે તોજ હું જવશ, માહરા લૉર્ડ !" મેં, તેથી, તરતજ તેનો આશરો માંગી લીધો. મેં તેને કહયું કે આએ આદમી મને નાલાયક વાતો કહીને સતાવતો હતો, અને જેવું હું એમ બોલી કે મારકવીસ તરતજ અમો બન્ને પર ગુસ્સાનાં નેણુ કકડાવી ચાલતોજ થયો, અને તે ગ્રહસ્થ માહરી અરજ પ્રમાણે આપણી ગાડી વેર મને મુકવા આવ્યો. મેં તેનો, તેથી, તેની એ સવેળાની મદદ અને એટલી બધી તસ્દી વાસ્તે ઘણો ઘણો ઉપકાર માન્યો, અને તે માનથી ટોપી ઉંચકી મને સલાંમ કરી પોતાને રસ્તે ગયો.

"તું અત્રે નવી અને એટલી બીનઅનુભવી છે, મેરી, ત્યારે તાહરે આપણી ગાડી છતાં એમ રસ્તે રખડવા નિકળવાનો લોભ નહીંજ કરવો હતો," મેં જરા ઠપકાથી કહયું. "પેલી ઓરત કોઇ ખરેખર લુચ્છીજ હોવી જોઇએ, અને પેલા લુચ્છા મારકવીસની મલતનજ હોશે, કેમજે તેં તેને એટલું બધું કોહું આપ્યું ત્યારેજ તાહરી ભોળાઇની ખાત્રી કરીને પેલો બદમાશ મારકવીસ તેનો લાભ લેવા આવી લાગ્યો. એ તો સારૂં થયું જે ભરચક રસ્તા પરજ એ થયું અને તરતજ તુંને કોઈ પેલા ભલા જવાંન ગ્રહસ્થની મદદ મળી ગઇ, કેમજે લંડનના ભરચક રસ્તાઓનો બી વીશ્વાસ નથી રેહતો, અને ત્યાં બી બાજે વખત જોઇએ એટલી દગલબાજીઓ થઈ શકેછ !"

"હવેથી હું માહરી ઘણી સંભાલમાં રેહવશ, ઍલન ડીઅર," મેરીએ એ ઠપકો સાંભળીને શરમાઇ જતાં ઓજરખ્વાહીથી કહયું; "ખરેખર તો મને મદદ કરનાર તે કોઈ એવો મનહનો ને લાયકીવાલો જવાંન હતો ! મને લાગેછ કે તે બી કોઈ મોટેજ ઘરનો છે, કેમકે

તેને હું અવારનવાર આપણાં ઠીએટરમાં જોઉછ. ખસુસ કરીને જ્યારે તમારો પાર્ટ હોય ત્યારે તો તે હંમેશાજ આવેછ, ને એક બૅાક્સમાં બેસેછ."

અહીં એ વાત બંધ પડી, અને મેં વધતી ચુનોચેરા કીધીજ નહીં. મેરી તે કોઇ મદદ કરનાર જવાનથી કાંઇક સેહજ મોહીત થઇ હોય એવું બી લાગતું હતું ખરૂં, કેમજે તેની વાત કરતાં તેની તારીફમાં તે જોઇએ તે કરતાં લગાર વધતીજ ઉશ્કેરાતી નજરે આવતી હતી; મગર તેનું નામ નીશાંન બી દેખીતી રીતે તે જાંણુતીજ નહીં હતી, એટલે મેં તે વિશે વધારે કાંઇ પુછયુંજ નહીં, અને એ વાત ત્યાંજ ધબ પડવા દીધી.

'અરે, એક માતાની મોહબતવંતી સંભાલ વગર પોતે પોતાની સંભાલ લઇ નહીં શકે એવી ભોલી છોકરીઓ કેટલી મોટી ફસાવતના જોખમમાં હંમેશ રેહતી જોઇએ,' મેં મનથી બળાપો કર્યો, કેમકે મેં જોયું કે મેરી ગ્લેન્ટવર્થનો હાલ તેવોજ હતો. તે હદ વગરની કાચી સમજની ને ભોલી હતી—એવી કે જે કોઇની બી સમજાવત ને ફસાવતમાં તરત આવી જાય! મુશકેલ એ હતું કે કોઇ ને કોઇ કામે તેણીને અવારનવાર એમ એકલીને બાહેર જવુંજ પડતું! બનતું ત્યાં સુધી તો હું સાથે જતી અથવા તો બીડાને મોકળતી, પણ એમ હંમેશાજ કેમ બની શકે? તે કાંઇ નાધળી બુચી તો નહીં હતી? અને હું જો જાસ્તી જાપતો રાખવા જેવી હીલચાલ કરૂં તો મને લાગ્યું કે પોરી મનથી બુરૂં માનીને વધતી બીચકે અને માથાંની ફેરાવન થઇ જાય! હાલ તો તે માહરી વડી બેહન જેટલીજ ઇજ્જત કરતી હતી અને મને તાબેદાર હતી. એમ મામલો ચાલતો હતો એ વાંચનારે મેહરબાનીની રાહે તુરત વેળા ધ્યાનમાં રાખવું.

હવે મીસીસ નોરમનને ગુજરવાને ખાસ્સા ત્રણેક મહીના થવા આવેલા હોવાથી મેં માહરા મમાવાનાં ખુંનને લગતી જુસ્તેજોની વાત પાછી ધ્યાંન પર લીધી. મેં એક દાહડે બીડાને માહરા વિશ્વાસમાં લઇને તેને જે બન્યું હતું તે સઘળું ખાનગીમાં વીગતવારે કહયું, અને તે છોકરી એ નવાં કરપીણુપણુંાની વાત સાંભળતાં "ઘરડી બૅટી" (ઝારાની મમાઇ) સાંમે માહરે વાસ્તેનાં વફાદારીભર્યાં વાહલથી ઘણી ઉશ્કેરાઈ. તેણીએ મને ખાત્રી આપી કે લૅાક્રેનઝીસથીજ જો એ ખુંન થયું હોય તો તેમાં આગેવાની એ ઘરડી વાંદરીની હોવીજ જોઇએ, અને એ વાત તો તેણીને સપાટામાં લેવાથીજ પુરવાર થાય.

"પણુ હાલ તે કયાં રેહતી હોશે?" મેં ફીકરમંદ પુછયું.

"હું વૅારીકશાયર ખાતે—તમે રજા આપો તો—એક ફેરો મારી આઉં," બીડાએ મોટા ઉત્સાહથી કહયું, "હું ત્યાં જઇને છુપીછાંની સંભાલથી તેહકીક કરૂં કે એ ડોસી પેલાં બરમીંગહામવાલાં ઝુપડાંમાં—કે જ્યાં તમોને પકડીને લુચ્છા કસેરે બુરી ધારણાથી કેદ કરાવ્યાં હતાં ત્યાંજ હાલમાં બી રેહછ કે નહીં?"

"પણુ તુંને એકલીને એવા જોખમમાં મોકલવાની હું કેમ હીંમત કરૂં?"

"ઓ, તમે માહરે વાસ્તે જરા બી બીહીતાં ના!" બીડા હસી; "માહરી સાંમે કોઇ આંગળી ઉંચકી નથી શકવાનું! હું તો તેનો ટોટોજ પીસી નાખવા જેવી વાઘણુ કે વીચ્છન છેઉં!"

અંતે કેટલીક તકરાર પછી ઠરયું એમજ કે હાલ તો બીડાએ એકલીએજ બરમીંગહામ જવું, અને ઘરડી બૅટી હાલમાં કયાં રહેતી હતી તેનો આબાદ પત્તો મેલવવો. જો તે બરમીંગહામમાં

નહીંજ હોય તો તે વાતની મને એક કાગળથી ખબર કરીને જ્યાં બી તે હોય ત્યાં પરભાડી તેણીએ જઇને તેનો પત્તો મેળવવો, અને બધું પકડું કરીને પછીજ મને ત્યાં તેણીએ બોલાવી લેવી, જે પછી અમે બંને જણે સાથે મળીને તે ધરડી વંત્રીને સકંજામાં લેવાની હતી. એજ બેહતર હતું. હું નોકરીદાર આદમી કેમ તેની શોહધમાં તેની દુંબાલે દોડયા કરૂં? મગર બીડા એક જીપસી છોકરી હતી, અને પોતાની અસલની ભમાતુ જીંદગીને લીધે ઘણી બાહોસ ને હીંમતવાન બનેલી હતી તે મેં જોયું કે એ કામને વાસ્તે પુરેપુરી લાયક હતી. મેં તેથી તેનેજ તૈયાર કરીને મોકળી આપી. તે મને ઘણાં સાચ્ચાં દીલથી ચાહતી હતી, અને મને તેની વફામાં ઘણો મુસ્તકીમ ભરોસો હતો.

---

## પ્રકરણ ૧૨૨.

હું પોતે તેને સ્ટેશનપર વળાવા ગઇ, કે જ્યારે મેરી ગ્લેન્ટવર્થનું તો માથું ઘણું દુઃખતું હોવાથી તે ઘરમાંજ રહી. તે અમારી સાથે નહીં આવી.

હવે, સ્ટેશનપરથી પાછી ફરતાં, એક કોઇ નવી સાયન્ટીફીક શોહધ થઇ હતી તેનો નમુનો "પૉર્ટલેન્ડ પ્લેસ" માં લોકોને જોવા જાહેરમાં મુકવામાં આવ્યો હતો તે વાત આગલે દાહડે પેપરમાં વાંચેલી મને યાદ આવી, જેથી મેં માહરી ગાડી તે નમુનો જોઇ આવવા વાસ્તે તે તરફ લેવાડી. મને તે દાહડે થોડીક ફુરસદ હતી.

તે વખતે તે ઇન્સ્ટીટયુટમાં લોકોની મેદની ઘણી મોટી મળા હતી, અને મોટે મોટે ઘરનાં લોકો તે નમુનો જોવા ઉતરી પડેલાં હોવાં જોઇએ, તે એટલા પરથીજ જોઇ શકાતું હતું કે બાહેર મોટે ઘેરની ભપકાદાર લીવરીવાલી ગાડીઓની ઠઠ એકઠી થયલી હતી.

અને ત્યાં જઇને હું ઇનસ્ટીટયુટને લગતી મોટી ગેલેરી પરથી પસાર થતી હતી તેવામાં કોઇએ પછવાડેથી અચબુચ માહરૂં નામ પોકાર્યું, અને મેં ચમકીને પાછું ફરીને જોયું તો તે પેલો મારકવીસ હરબર્ટ હતો. એ જવાંન ઉમરાવને માહરાં વાંચનારાંઓ બરાબર ઓળખે છે. ડયુક ઑફ આર્લી—ગ્લેન્ટવર્થનો બાપ, કે જેને અને જેની તુમાખી પરણેતરને હું તરતનીજ ડોવર ખાતે છેલ્લી મળી આવી હતી તેઓનો એ છોકરો થતો હતો. તે કેટલો નેકચલણ, નમાનો અને બલો હતો તે આપણે આ વારતાના આગળા સફાઓમાં વાંચેલું છે. તેણે મને પરણવાની એક વાર પ્રમાણીક ઑફર વટીક કરી હતી, અને મેં માહરી મુશ્કેલીઓ તેને સમજાવીને એ માન ના પાડ્યું, ત્યારથી તે ઇજ્જતદાર જવાંન માહરો એક ખરો દીલસોઝ ભાઈ જેવો થઇ રહયો હતો. હું, તેથી, તેવા એક ચાહતા દોસ્તને આટલે લાંબે વખતે પાછી રૂબરૂ મળવાથી ખરાં દીલથી ખુશી થઇ, કે જ્યારે મને તેને જોતાં સાથે લાગ્યું કે તે આગળ જેટલો તબીયતમાં સારો ને તંદરોસ્ત નહીં દેખાતો હતો! તે ચેહરામાં ઘણો ફીકકો હતો, અને જાંણે તરતનો મોટી માંદગી ભોગવીને ઉઠયો હોય તેમ દાચાં બી જરા બેઠેલાંજ લાગતાં હતાં. ચાલુ ઉજાગરાઓ અથવા તો અનિયમીત જીંદગી કે નહીં તો મોટી બીમારી એ બધાંથી જે ફેરફારો ચેહરામાં થઇ શકે તે આ જવાંન ઉમરાવમાં સ્પષ્ટ જોઇ શકાતા હતા; પણ તેના જેવો એક શુદ્ધ વરતણુનો

ગ્રહસ્થ આસામી એવી નાલેશીભરી જીંદગી તો ગુજારી શકેજ નહીં, એટલે મેં તો મનથી તરત એમજ માની લીધું કે ખચ્ચીતકરીને તે તરતનો એક કોઇ મોટી બીમારીમાંથી ઉઠેલોજ હોવો જોઇએ.

"હું ધારૂં છ, માહરા લૉર્ડ," મેં તે ઉપરથી કહયું, "કે તમારાં માનવંત માતપીતા ડયુક અને ડચેસ તો હાલમાં કૉન્ટીનંટ પરજ હશે. તે લોક તો કૉન્ટીનંટ પર ફરવાજ ગયાંછની? હું એ નામદારોને ડોવર ખાતે મલી હતી."

"હા, એ લોક હાલમાં ઇટલી છે," તે મારકવીસે જવાબ. કર્યો.

"અને તમો સાથે નહીં ગયા?"

"હું તે લોકો સાથે જઇને શું કરૂં, મીસ પર્સી?" મારકવીસ હસ્યો; "તે લોકની કંટાળાભરેલી કંપનીમાં મને મજાહજ શું હોય? માહરા પપા જુઓ તો પેલા પોતાના જેવાજ હેમક દોસ્ત પીસબ્લોસમ સાથે આખો દાહડો ઘેલીગાંડી બકબકથી ભેજાંનું દહી કરયા કરે, ને માહરાં મમા જુઓ તો દીનપર દીન એટલાં તોરવંતાં ને તુમાખી થતાં જાએછ કે માહરા પપાને વટીક પોતાના ડોળાના દાબમાં ઠઠરેલા ને ઠઠરેલાજ રાખેછ! હજી તેવણુને મન તો હું બી નાધલો બુચોજ! જરા મને રાત્રે ઘેર આવતાં કોઇ દાહડો મોડું થાય તો મને બુચાની કાંની ધમકાવીને પાણી કરતાં પાટલો કરે!"

"ને તેથી તમે તે લોકની સાથે નહીં ગયા?" હું અજબ થઈ.

"હા, આએ વખત મેં જરા લુચ્છાઇજ કરી," હરબર્ટે વળી હસીને જવાબ આપ્યો; "પેહલાં તો મેં નન્નો વાસ્યોજ નહીં, ને બધી તૈયારીઓ થઇ અને કાલે નીકળવાનું તેમ હું માહરૂં માથું ફેરવીને બેઠો કે માહરે નથી આવવું! માહરાં બાપ તો એટલાં અજબ ને ગુસ્સે થયાં કે જેની હદજ નહીં, પણુ આપણે તે બધું ડોન્ટકૅર કીધું, અને પરીણામમાં આખું ઘેર ગયું ત્યારે મને એકલાને મનને ગમે તેમ મોજ કરવા અત્રે રહી જવાની તીલ્લોરી હાથ આવી ગઇ!"

સારાંશ, તેની એ વાત કરવાની ઢબ અને તે જે એકરાર કરતો હતો તેથી માહરે કબુલ કરવું જોઇએ કે હું જરા ડઘાઈ અને માહરાં મનથી કચવાઇ. તે કાંઇ એવો તો નહીં હતો, અને ત્યારે એકાએક એ શું થયું?

"હું તો જાણું જે તમે કાંઇ બીમાર થયા હોશો ને તેથી તમોને પાછળ રહી જવું પડયું હશે," મેં ધીમે સાહદે કહીું; "આજે તમે આગળ જેવા સારા દેખાતા નથી?"

"સારો નહીં, મીસ પર્સી?" તે તુચ્છકારનું હસ્યો; "માહરૂં તો કોઇ દાહડે જરા માથું બી નથી દુખ્યું!! ખરી વાત એટલીજ છે કે ગઇ રાત્રે કલબમાં અમો પાસાની રમત રમવા બેઠેલા તે છેક સહવારૂં પડતાં સુધી આંધળા ભીતની કાંની બેસીને રમ્યાજ કીધા! એ તો, તેથી, તે ઉજાગરાની મોહકાંન તમોને જરા નજરે આવતી હશે!"—અને તે કઠોર હસ્યો.

હું સમજી, અને મેં હવે એ મીલાકાત, એવા સંજોગમાં તરત ટુંકી કરી નાખવાની મતલબે ઠંડાઇથી કહયું, "ચાલો, હવે સાહેબજી."—અને તેની પાસથી હું ખસીજ ગઇ,

કેમકે મેં તરત જોયું કે એ પેલો આગળનો હરબર્ટ હતોજ નહીં! તે આગળનામાં ને હાલનામાં બેહસ્ત દોજખ જેટલો તફાવત પડી ગયલો પ્રગટ જણાઇ આવતો હતો! હું, એથી, માહરાં મનથી ખરેખર ઘણી દલગીર થઇ. આદમીની ચાલચલણમાં પણ બાજે વખ્ત કેટલો અચબુચો ને નહીં ધારેલો તફાવત પડી જઈ શકે છે તેનો આ એક મનન કરવા જોગ પ્રત્યક્ષ દાખલો હતો! તેનાં માબાપે—અગતકરીને ડચેસે—તેને પેહલી હરોલમાં હદ વગરના અદબ ને જાપતામાં ઉધાર્યો તે કેટલું ભુલભરેલું હતું તે એ ઉપરથી જોઇ શકાશે. ચોક્કસ હદનું છુટાપણું જેમ છોકરાઓ વાસ્તે તેમજ છોકરીઓ વાસ્તે ખરેખર ચાહવા જોગ છે. હદ વગરનાં બંધારપણાં અને આંકોશના જાપ્તાથી બુધ્ધી ભ્રમીત થાય છે, અને છુટપાંણાંની લેહજત, કોઇ પ્રસંગ મળી જતાં, હોય તે કરતાં હજારો ઘણી વધારે તેવાંઓને પ્રિય થઇ પડે છે; અને લૉર્ડ હરબર્ટ એવીજ એક ભુલનો ભોગ થયો હતો તે હાલમાં હું એક ઝટકે જોઇ શકતી હતી. તેણે હવે છેક છેલ્લે પાટલે બેસીને એકદમ ને યાહોમ મોજશોખમાં ઝોંકાવ્યું હતું. જ્યારે તેની પાસે પૈસા પુરતા ત્યારે કુછંડી દોસ્તોનો ટોટો હોયજ શાંનો? એ મુજબ તે આ ફેજે પોંહચેલો નજરે આવતો હતો તેમાં નવાઇ એકે નહીં હતી. વળી હવે તો ખરાબી એટલાથી અટકે એમ પણ લાગતું હતું નહીં. હવે તો આ એક વારનો ઇજ્જતદાર છોકરો બોહારીના ખરાબા પર ચઢી જઇને અફલાઇ મરવાનો તેજ નિશંસય નકકી સંભવતું હતું!

હું એ પછી પેલો નમુનો જોવા ગઇ, અને જો કે ત્યાં ગીરદી ઘણી હતી, તોપણ જે લોકોએ મને ઓળખી તે લોકોએ ઘણા અદબ અને દેખીતાં માન સાથ બાજુ થઇ જઇને માહરી આગળ જગ્યા કરી આપી, અને હું આગળી હરોલમાં ગઈ. ત્યાં તે મીકેનીઝમની એક ગ્રહસ્થ એકઠાં થયલાં લોકોને સમજ આપતો હતો, અને હું તે સાંભળતી બેઠી હતી તેટલાં હું જે મોટા થાંભલાની બાજુમાં બેઠેલી હતી તેની બીજી તરફ ઉભેલા બે ત્રણ જવાન્યાઓને મેં વાત કરતાં સાંભળ્યા. હું કાંઈ તેઓને સાંભળવા માંગતી હતી નહીં, પણ તેઓ આસપાસનાંઓ સાંભળે તેની કાંઇ પરવાહજ નહીં ધરાવતા હોય તે કીસમે બેખોફ પોતપોતા વચ્ચેની વાતચીત કરતા હતા.

"પણ પેલો કેમ હજી નહીં આવ્યો, ઓરમંડ?" એક જણ પુછતો સંભળાયો.

"કોણ—હરબર્ટ?

"હા."

"આવવો તો જોઇએ; આવવા તો કહયુંછ."

"એ પોરયાએ એનાં માબાપ કૉન્ટીનંટ પર જવાથી હાલ ઠીક લાલ વાવટો મુકી દીધેલો છે, ને ઘણું દુલ્લાં દીલથી ખાયછ ને ખરચેછ!" એક ત્રીજો હસતાં કેહતો સંભળાયો—અને તેઓ બધા હસ્યા.

"ખોદાનું એટલું બીસ્યાર આપેલું છે તો કાંય નહીં ખાય ને ખરચે?" પેહલાએ પાછું કહયું, "મજાહ કરે ને કરાવે નહીં તો એના જેવો મોટો ગધેડો આખી દુન્યામાં બીજો કીયો?"

"આએ વખત તો ઘણો સારો સ્પીરીટ એણે દેખાડયો," ચોથાએ કહયું; "એની માય તો હજી એને છ વરસનો બુચોજ સમજેછ, ને પાંખડી વળગાવીને જ્યાં જાય ત્યાં લઇ જવા

માંગેછ, પણ આએ વખત તો એ પોરયાએ અજબજેવી હીંમતથી છેક છેલ્લી ઘડીએ માથું ફેરવીનેજ વાત કરી!"

"ઘણીજ અચ્છી બજાવી!" બીજો એકમત થયો, "અને એ પાપ પટયાંછ એટલે હાલ એ પોરયો ધર્યો ધરાતો નથી હમણાં તો એ વળી એક નવાં ખેંઆણમાં પડેલો છે તે તમે લોક જાંણોછ કે?"

"નહીં, તે શું?" એક બે જણાએ સામટું પુછ્યું.

"વાત ખાનગી છે," પેલાએ અવાજ ધીમો કરી નાખ્યો—જોકે હું લગોલગ નજદીક હોવાથી તે બધું બરાબર સમજી શકી; "હાલમાં એક ઘણી સુંદર પોટ્ટીની પુઠે પડેલો છે. દેખીતી ઘણીજ કાચી સમજની અને બીનઅનુભવી! અવારનવાર બેઉ મલેછ બી ખરાં."

"તે વળી તેં કેમ પારખ્યું કે છોકરી કાચી સમજની અને બીનઅનુભવી છે?" એક જણ હસ્યો.

"એ છુપું રહેજ નહીં," પેલાએ સમજાવ્યું; "કદમો કદમ બીહવેલી અદાથી પોરી પાછું ફરી ફરીને જોયા કરતીતી તે પરથી હું તરતજ પાંમી ગયો!"

"બધાં ચરત!" વળી તેઓમાંના એક લાલમુર્જગે તુચ્છકાર કર્યો; "તુંને સ્ત્રીચરીત્રની પરખ નથી, ઉલ્લુ!"

"તેવું કશુંજ નથી," પેલાએ અરધા ગુસ્સાથી કહયું; "એક તાજા ખીલતા ગુલાબ જેવો એવો નિર્દોશ ચહેરો કે બે ઘડી જોયાજ કરયે. હું તો ધારૂંછ કે અત્રે લંડનમાં કોઇ નવીજ બહારગામથી આવેલી છે."

"ત્યારે તો એ બધાંજ પાખંડમાં પાહવરડો થઇ ચુકયો!" કોઇ એક બોલ્યો; "ધીચવા-પર આવેછ તો અટકાવેલો અટકતો નથી, અને કાર્ડટેબલપર ખુહાર થવા માંડેછ તો ત્યારે બી હાથ ખાંચતો નથી; તેમાં જો વળી તુ કહેછ તેમ આએ કોઇ પોરીનો બી પરલય લાગો તો દુન્યા પાર ઉતરી જવાનો!"

"તેમાં શક શું છે?" બીજાએ કહ્યું; "આગળ તો નીચેથી ઉંચું નહીં જોતોતો અને ઘણાજ આબરૂદાર જુવાન્યામાં ખપી મુછપર તાવ દઇને ફરતોતો, પણ હવે એનો વખત આવ્યોછ ત્યારે તે બધાં હરામ ગુમાવેલાં વરસોનો એકઠો ખંગ વાળી લે કે નહીં?"—અને તેઓ બધા હસ્યા.

સારાંશ, એ પછી જ્યારે ઘર પાછી ફરવા હું માહરી ગાડીમાં જઇ બેઠી ત્યારે મેં એ જે સઘળું મારકવીસ હરબર્ટના સંબંધનું અનાયસે સાંભળ્યું હતું તે ઉપરથી હું ઘણો ગંભીર વિચાર કરવા લાગી, અને હું ખરેખર ઘણી અજબ થઇ. મેં જોયું કે સરજતના લેખ પણ એક ઘણી અજબ વાત હતી. "ફરેબથી ફીરેસ્તા ફરે" એ કહેવત આ છોકરાના સંબંધમાં અજબજેવી હદ સુધી ખરી આવી હતી. નસીબસંજોગે તે નાલાયક દોસ્તોને પલ્લે પડયો હતો, અને તે એક વારનો ઇજ્જતદાર, ઉંચ આચારવિચારનો, સદગુણી જવાંન આ રીતે નહીં ધારેલો ખુહાર થતો હતો! તે છાકટ, જુગારી અને વંઠેલ થઇ ગયલો જાહેર થયો હતો તે શું થોડા ખેદની વાત હતી?

---

## પ્રકરણ ૧૨૩.

હવે હું માહરાં ઘેર આગલ ઑરમંડ સ્ટ્રીટમાં માહરી ગાડીમાંથી ઉતરી ત્યારે ગાડી આગળથી મેં એક ગ્રહસ્થને ઉતાવલે પસાર થઇ જતો જોયો. મને લાગ્યું કે તે કોઇ માહરી ઓળખાંણનો હતો, અને મેં તેને આગળ એક વાર કેઠે જોયલો હોવો જોઇએ; પણ કોણ અને કયાં તે મને તરત ને તરત યાદ આવી શકયું નહીં. મેં, તેથી, જરા વધારે ધ્યાનથી જોયું, અને ત્યારે મને એકદમ યાદ થઇ. તે કોઇજ નહીં પણ પેલો મી૦ ગાવર હતો. લૉર્ડ ફ્રૅડરીક રેવન્સકલીફ (અમારી જુલીનો ભરથાર) છેલ્લો જે છોકરીને દગાની જાલમાં ફસાવતો અમો બાપબેટીને હાથ પકડાયો હતો તે મીસ ફેલીસાનો પીતા. તે છોકરીને લગતું તરકટ મેં નાટકશાળામાં પકડયું હતું, અને પછી લક્ષાધીસ મી૦ ગાવરની વિનંતીથી જુલીનાં લગન પછી હું તેને બંગલે જઇને તેને મળી પણ આવી હતી તે વાંચનાર ભુલી ગયાં નહીં હોય?

મગર હું એ ગ્રહસ્થને હાલમાં પાછો લંડનમાં જોઇને ઘણી અજબ થઈ. હું છેલ્લી તેને સ્ત્રેટન સ્ટ્રીટમાં તેને બંગલે મલી આવી હતી ત્યારે તો તેણે પોતાના ખીજવાત વચ્ચે મને કહયું અને જાહેર કરયું હતું કે તે લંડનપર આગ લગાડીને પોતાને ગામ પાછો જતો રહેવાનો છે. વળી જેમ જવાંન લૉર્ડ હરબર્ટના સંબંધમાં તેનો દેખાવ જોઇને હું અજબ થઈ ગઈ હતી તેમજ નજદીક છ સાત મહીનાના ગાલા પછી આ ગ્રહસ્થને પણ હાલમાં પાછો જોતાં હું ખરેખર ઘણી અજબ થઇ. તેનો પણ દેખાવ દુખી, કાહેલી અને ભખી ખાધેલા જેવો હતો! છેલ્લો મેં તેને જોયો ત્યારે તે શ્રીમંત આદમી લગાર દેખાવલો, દમામદાર અને આંગમાં ભરેલો હતો, જ્યારે હમણાં તો તે ગલાઇ ગયલો અને કમ્મરમાંથી થોડોક વળેલો પણ દેખાતો હતો!

તે થોડુંક આગળ ચાલી કોઇને કાંઇક પુછીને પાછો માહરી ગાડી તરફ આવ્યો, અને ત્યારેજ મેં તો જાણ્યું કે તે તો મનેજ મલવા આવેલો આય તરફ માહરૂંજ મકાંન શોહધવાની જેહમતમાં પડયો હતો; અને મને જોતાંજ તે માહરા ભણી ધસી આવ્યો. મેં તેને, એ જોતાં, ખુશીથી આવકાર આપ્યો, અને હું તેને તરત માહરી સાથે માહરા ડ્રૉઇંગરૂમમાં લઈ ગઈ, જ્યાં જાંણે ઠાકેલો, કંટાલેલો, દુઃખથી આજેજ થયલો જેવો તે બેસી ગયો, જે તેનો હાલ જોતાં માહરો જીવ બળી ગયો. માહરાં પેટમાં તેની ગરીબ દીકરીને વાસ્તે બી ઘણું ચુંઠાઇ આવ્યું, કે જે—આપણે જાંણયેછ તેમ—લૉર્ડ રેવન્સકલીફને ઘણાં ખરાં દીલથી ચાહતાં શીખી હતી!

"અને હમણાં એ કાંહાં રહેછ?" મી૦ ગાવરે વાતમાં વાત મેળવીને, પ્રથમ કેટલીક બીજી ત્રીજી વાતચીતો કીધા પછી, મને લૉર્ડ રેવન્સકલીફ માટે પુછયું. તેણે તો મને એમજ બતાવ્યું કે તે કાંઈ ખસુસ મને મળવા આવ્યો નહીં હતો. તે આએ તરફ પોતાનાં કાંઇ કામે-કાજે આવ્યો હતો, અને તે તરફથી જતાં તેને યાદ થઇ કે હું આએજ મોહલ્લામાં કેડે રહેતી હતી એમ તેણે સાંભળ્યું હતું. તે એ ઉપરથી કાંઇ બી ખાસ મતલબ વગર સેહેજ માહરાં ઘરની ખબર મેલવતો હતો, અને તેવાંમાં મને જોઇને મને મળવા દોડી આવ્યો હતો; અને મેં તો, અલબત, માહરી ભોલાઇમાં એ સઘળું સાચ્ચુંજ માન્યું. મેં, તે ઉપરથી, તેના છેલ્લા સવાલના જવાબમાં હસીને કહયું કે લૉર્ડ રેવન્સકલીફ તો હવે તદન સુધરી ગયો હતો, અને

પોતાની પરણી બૈરી સાથે હાલમાં ડોવર ખાતેનાં તેઓનાં પોતાનાં મકાન "રીવર હાઉસ"માં ઘણી શાંતીથી રહેલો હતો.

"કમીનો તે!" મી૦ ગાવરે કીનાના દાંત કચકચાવીને કહયું; "લંડનમાં શું નાકે રહી શકે?"

હું ઘણી અજબ થઇ. શું આ માણુસ હજી પોતાને થયલું થોડુંક નુકશાંન ભુલી જઈ શકયો નહીં હતો? તેની હાલની વાતચીત કરવાની ઉશ્કેરણીભરી ઢપ એવુંજ કાંઇ પુરવાર કરતી હતી! હું તો જાણું કે વચ્ચે છ સાત મહીના ગુજરી ગયલા હોવાથી તે હવે એ વાત વીસરી પણુ ગયો હશે!

"માહરાં એકનાંએક બચ્ચાંનાં સુખનો એ મુદદઇ—હું કેમ તેને માફ કરી શકું?" તે દુ:ખાયલી લાગણીના બાપે કેહેરભર્યાં જીગરે પાછું કહયું; "તમે વિચાર કરોની, મીસ ત્રેફર્ડ! તમે પોતાને માહરી જગ્યાએ મુકીને વિચાર કરો; પણુ નહીં, તમોને બી તે વિચાર આવેજ શાંનો?" તેણે તરત બીજો ખ્યાલ થતાં ઉતાવલે ફેરવી નાખ્યું; "તમો બી તો અમારાં મુદદઇઓમાંજ છો! તમો બી તો અમારી ખરાબી કરવાવાલાંજ છો!"

"હું તમારી મુદદઈ? હું તમો લોકની ખરાબી કરવાવાલી?" મેં અરધા ગુસ્સાથી અજબ થઇને કહયું.

"અલબત! વાજબીની રાહે જોઇએ તો નહીં," મી૦ ગાવરે ગુસ્સાથી ને ઝનુનથી કહ્યું, "પણ વાજબી ગેરવાજબીનું તોલ કરવાની મને ધીરજ કે શાંતી હોઈજ કયાંથી શકે? તમારી જુલ્યટ નોરમને તે કાફરડાને પરણીને અમોને માહત કીધાં, અને તે બધી કારસ્તાંની ને આગેવાની તો તમારીજ હતી કેની?"

"તમે ખચ્ચીત મને ઘણો મોટો ગેરઇનસાફ કરોછ, મી૦ ગાવર," હું ગુસ્સાથી છછણી પડી. "એક નહીં પણુ એક હજાર વખત તમારી ભુલ છે. જુલ્યટનો બી તમે વાંક કાઢીજ કેમ શકો? તમારી દીકરીની ઘણું આગમચનો એ જવાંન પર તેણીનો હક પુગતોતો, અને તેવા સંજોગમાં તમારી દીકરીને બદલે તેની સાથે મેં એ જવાંનને ગોઠવી આપવાની બાજી રચી તેમાં મેં અધર્મ કીધેલો કહેવાયજ કેમ? વળી માહરી તો અજાયબીજ નહીં ભાગતી. શું તમે એમ કહેવા માંગોછ કે હું જુલ્યટ સાથે એનાં લગન જોર જુલમનાં ગોઠવી શકી તેમ કદાપી નહીં બી કરી શકી હતે, તોપણુ તમે એ આદમીને એટલી હદ સુધીનો દગલબાજ ને લુચ્ચો જાંણુવા છતાં તમારો જમાઇ કરવાનું કબુલ કરતે?"

"વૅલ, વૅલ, હું કદાપી ગેરવાજબી હોવશ. હું કબુલ કરી ચુકયોછ કે વાજબી ગેરવાજબીનું તોલ કરી શકવા જોગી માહરામાં ધીરજજ નથી," તેણે ઉતાવલથી કહ્યું—અને તરત વધારયું, "લેઓ ચાલો, સાહેબજી."—અને હું તેને કાંઈ જ્યાદા કહું, પુછું કે રોકું તે આગમચ તો એક દીવાનાનાજ તોર અને ઝનુનથી માહરી આગળથી ઉઠીને તે ચાલતો થયો! હું તો તેને ઠંડો પાડીને તેને વરે કાંઈ રીફ્રેશમેન્ટ મંગાવવાનો બી માહરાં મનથી વિચાર કરતી હતી તેટલાં તો તે ઘેલા જેવો ઉઠીને ચાલીજ ગયો, અને ત્યારે મને બી ઘણો ગુસ્સો લાગ્યો એટલે મેં બી તેને જવાજ દીધો. આ આદમી પોતાની બેટી તરફનાં અતી ઘણાં વાહાલના

બાએસથી તે બેઠીને બરપા થયલી મોટી નાઉમેદીને લીધે કાંઇ ખરેખર ઘેલો તો નહીં થઈ ગયો હોય ?

એ પછી બે દિવસ ગયા બાદ ત્રીજે દહાડે સહવારે મને બે કાગળો મલ્યાં. એક વાહલી ને વફાદાર બીડા તરફનું હતું, કે જેમાં તેણે લખી વાલ્યું હતું કે બરમીંગહામ સુધીનો ફેરો તો ફોકટજ થયો હતો. ધરડી બેટી જે છેલ્લી બરમીંગહામ ખાતે રહેલી જણાઇ હતી તે હાલમાં તે ઝુપડું છોડી ગઇ હતી, અને કેઇ તરફ ચાલી ગઇ હતી તેનો કશો પત્તો તેણીને મલતો હતો નહીં. "મેં તોબી એ વાતની કેડ કાઢવાનું કાંઇ છોડી દીધું નથી, વાહલાં બાઈ," બીડા લખતી હતી; " હું હજી એ વાતની ચાંપતી જુસ્તેજોમાંજ છું, અને તેથીજ અત્રે જાસ્તી થોભી ગયલી છું. હું તો પકકી ઉમેદ રાખુંછ કે બીજા એક બે દિવસમાં એ ધરડી વંત્રી હાલમાં કયાં છે તેનો હું કાંઇ બી પાકકો પત્તો મેળવીને તમોને પાછું લખી શકશ."

બીજું કાગળ ડોવરથી જુલીનું આવ્યું હતું. તે લખતી હતી કે——

" માહરી વાહલી ઍલન,

માહરો એક કાગળ પાંચેક દિવસ પરજ તુંને મલ્યો હશે. એટલું જલદી તે છતાં હાલમાં મને પાછું લખવું પડેછ તેનો સબબ છે. ફ્રૅડરીકની સાથે તેનાં માય બાપને સલ્લાહ થાય એવો કાંઇ ખુશાલીભરેલો હીંગામ હાલમાં નજદીક આવતો લાગેછ ખરો! કોઇ મેહેરબાંનો વચ્ચે પડયાંછ, પણ તે લોકોનાં નામ અમોને હજી મલ્યાં નથી. હાલ તો હજી બધી વાત ભેદમાંજ છે. ખરી વાત એટલીજ છે કે ગઇ કાલે માહરા ફ્રૅડરીકને પોસ્ટમાં એક કાગળ આવ્યું. અમે તે લખનારના હરફ બી પીછાંણી શકતાં નથી, અને સહી બી "તમો બન્નેનું ભલું ચાહનાર" એમજ માત્ર કરેલી છે; પણ કાગળ દેખીતો ઘણી દીલસોજીથી લખાયલો લાગેછ. લખનાર કેહછ કે 'હમણાં ને હમણાં હું માહરૂં નામ જાહેર કરવા નથી ચાહતો, પણ હું તમારાં ફૅમીલીનો ઘણો પુરાંણો દોસ્ત છું, અને તમો બાપ બેટા વચ્ચેનો બીગાડ જોઇને ઘણો દલગીર થયલો છું. હું એમાં તમારી પોતાની કાંઈજ તકસીર જોતો નથી. તમે પૈસા કરતાં ખરાં દીલના પ્યારને વધારે અગત આપી તે મને તો સામું વધારે ગમેછ' વિગેરે. હવે તેણે "કીંગ્સ ક્રૉસ" આગળ ફ્રૅડરીકને ખાસ મલવા બોલાવી લીધેલા છે. તે લખે છે કે પોતેજ ત્યાં મલીને પોતાને ઓળખાવશે, અને એવણને રૂબરૂ મળીનેજ બધી પોતાની ગોઠવણો સમજાવશે: અને ફ્રૅડરીક તો એ કાગળ મળવાથી ઘણાજ ખુશી થઇ ગયા. તેવણ ગઇ કાલના અત્રેથી લંડન વાસ્તે ઉપડી ગયલા છે. અમોને પેહલાં જરા એમ બી લાગ્યું કે કોઇ કાંઈ દગો કરતું હોય અથવા મજાક બનાવતું હોય, પણ તેમ કોણ કરે અને કાંય કરે ? જયાં વેર કે કોઈ એવણનાં કુટુંબને મલતુ ભેટતું આસામી એ હોય નહીં ત્યાં વેર અવ્વલ તો તે જાંણીજ કેમ શકે કે ડોવર ખાતે અમો " રીવર હાઉસ "માં રહેલાં છીએ? અમે તો, તેથી, એ કાગળપર ઘણી મદાર બાંધેલી છે. કોઈ બી સુરતે લંડન એક ફેરો જઇ આવવામાં કાંઇ ગયું નહીં એમ જાંણીનેજ એવણ ગયલા છે, અને જો વેહલા પરવારશે અને વખત હશે તો તુંને જરૂર મલતાજ આવવાનું મેં એવણને કહી રાખેલું છે.

લા૦, તાહરી સદાની વાહલી **જુલી**."

ખરૂં કહું તો મને આ કોઇ "ભલું ચાહનાર"નું કર્તવ્ય એ કાગળમાં વાંચ્યા પછી જેવું જોઇએ તેવું ગમ્યુંજ નહીં. જો ખરેખરો "ભલું ચાહનાર"જ હોય તો પોતાનું નામ

કામ છુપું શાનું રાખે? એ બે તો બીચારાં જ્યાં ત્યાંથી માબાપ સાથ સલ્લાહ થઇ જાય તેની તૃષ્ણામાં તણાઇ ગયલાં જે તે લપરસપર માંની લીએ તે બનવા જોગ હતું, પણ હું કેમ માનું? મને તો વળી એમ બી વેહમ થયો કે એ પેલી લુચ્ચી મેલીસા હેરીસનનુંજ કાંઇ તરકટ કે કારસ્તાન હોય; પણ વધારે વિચાર કરતાં માહરાં માન્યામાં તે ઝાઝું આવ્યું નહીં. કોઇ બી રીતે ફ્રેડરીક રેવન્સક્લીફ ડોવર પાછો ફરવા આગમચ મને જરૂર મલતો અને ખુલાસો કરતો જશે તે વાત પરજ મેં તેથી તુરત વેળા તો સધ્યારો માન્યો, અને તેથી તે દાહડે બપોરનું ખાનું મેં ઘણું ખોટી કરયું. મેં જોયું કે બનવાજોગ હતું કે તે આવે, ને તે આવે તો સાથેજ જમ્યે, કેમકે જુલીનાં લખાણ મુજબ. આજે તો તે પરવાર પાંમેલો ડોવર પાછો ફરવો જોઇએ. એમ છતાં તે કાંઇ આવ્યો નહીં, અને ત્યારે વાટ જોઇ જોઇને જમી લેવા પછી ત્રણેક વાગે હું માહરો એક પાર્ટ મોંઢે ચઢાવતી બેઠેલી હતી, તેટલાં માહરી મેડ આવીને મને ખબર આપી કે કોઇ બાઇ મને તાકીદનાં કામસર મલવા આવી હતી, અને તેને તેણીએ ડ્રૉઇંગરૂમમાં બેસાડી હતી. હું, તે ઉપરથી, તરત ત્યાં ગઈ, અને મેં જોયું કે તે કોઇ અધોર ઉમ્મરની દેખીતી આબરૂદાર દેખાવની અબળા હતી. કોઇ મોટે ઘેરની કારભારણ (હાઉસકીપર) હોય તેવી તે લાગતી હતી, અને તેજ માહરૂં અનુમાન ખરૂં પડયું. તેણીએ પોતાને લક્ષાધીસ મી૦ ગાવરની હાઉસકીપર તરીકેજ ઓળખાવી.

"હું મી૦ ગાવર તરફથીજ આવેલી છું, મીસ ત્રેફર્ડ," તેણીએ માનથી કહયું; "તેવણ તમોને ચારેક દહાડા પર આએ તમારાંજ ઘરમાં મળી ગયા હતા તે ઇધાંણી. તેવણે કેહવડાવ્યું છે કે તે દહાડેની મીલાકાતમાં તેવણ તમારી સાથે ઘણા તોચ્છડા અને ઘણા ગેરઇનસાફી થયા, અને તેને વાસ્તે પછીથી તેવણ ઘણાજ શરમાયાછ ને પસ્તાયાછ."

"ઓ, એ વાત હું તો પછીથી તરતજ ભુલી બી ગઇ!" મેં ખુશમિજાજે હસીને કહયું; "અલબત, બીચારાનાં બચ્ચાંને ઘણી નાઉમેદી થઈ તેનું દુઃખ તો લાગવુંજ જોઇએ, અને ગુસ્સાનું મારયું આદમીથી બાજે વખ્ત કાંઈ ને કાંઈ થઇ જાયછ ને બોલઈ જાયછ!"

"તમે ઘણાં ભલાં છો, મીસ ત્રેફર્ડ," તે અબળા ગલગલતે સાહદે બોલી; "અને મીસ ગાવર તમોને જરા મલવા માંગેછ."

"ઓ ઘણી ખુશી સાથે," મેં ખરાં દીલની લાગણીથી કહયું; "ખરૂં માનજો, બાઇ, કે એ જવાંન બાંનુને વાસ્તે મને ઘણીજ બળાપાની લાગણી થયા કરેછ."

"અમે તે જાંણ્યેછ," તે હાઉસકીપરે જવાબ કર્યો, "અને તમે બીચારાં તો તરતજ માહરી સાથે આવશો એમ જાંણીનેજ હું તમોને તેડવા આવીછ. તમે આવશો ને એ ગરીબ છોકરી સાથ બે વાત કરશો તો એ બચ્ચાંને ઘણી ધીરજ આવશે. એના બાપ તમારી સાથે એટલા અપજશથી વાત કરી ગયા તે જાંણીને એ ઘણી ગુસ્સે અને દુઃખી થઇ, અને પોતાની તરફની માફી તમોને રૂબરૂ કહી સંભળાવા એ બાપ બેટી હાલમાં પોતાને ઘેર તમોને મલવા બોલાવેછ. એ પોતેજ આવતે, પણ એ તો બીચારી આએ માઠો બનાવ બન્યા પછીથી તબ્યતમાં લથડતીજ ચાલીછ, અને હાલ તો બીલકુલ બીછાંણેજ છે."

"હું ઘણી ખુશીથી આઉંછ," હું તરત કુદકો મારીને ઉઠી; "હું એક મિનીટમાં તૈયાર થઇને આઉંછ, અને માહરી ગાડી જોડાવાનો બી હોકમ આપુંછ."

"તેની કાંઇ જરૂર નથી, મીસ," તે હાઉસકીપરે કહયું; "હું ગાડીમાંજ આવેલી છું, અને તેજ ગાડીમાં આપણે જઇશું. ફક્ત તમો તૈયાર થઇ આવો."

"હું એક મિનીટમાં આવુંછ," મેં પાછું કહયું, અને તરતજ ઉલટમંદ તૈયાર થવા ગઈ. મને તે ગરીબ બચ્ચાંનું ખરેખર ઘણું લાગતું હતું, અને તેને મલવા હું ઘણી આતુર થઈ. વળી તેનો બાપ પણ મને કરેલો ગેરઈન્સાફ પાછો ખેંચી લેવા ચાહતો હતો તે મને જ્યાદા ગમ્યું. હું, તે ઉપરથી, એક ઝપાટે તૈયાર થઇ ગઈ, અને મેરીને ઘેર તપાસવા હંમેશ મુજબ તાકીદ કરી પેલી સાથે, જે ગાડીમાં તે મને લેવા આવી હતી તેમાં બેસી, ચાલતી થઇ.

---

## પ્રકરણ ૧૨૪.

"મી૦ ગાવર હાલમાં બી સ્ટ્રેટન સ્ટ્રીટમાંજ રહેછ કે?" મેં ગાડી ચાલુ થવા પછી પુછયું. "હું છેલ્લી એવણુને તે તરફના એવણુના બંગલામાં મલીતી ત્યારે તો એવણુ લંડનથી પોતાને ગામ જલ્દી જતા રહેવાનું કેહતાતા તે પાછા ગયાજ નથી કે શું?"

"એવણુ તો પોતાને ગામથી હમણુંાંજ અત્રે પાછા ફરયાછ," તે હાઉસકીપરે જવાબ કરયો, "અને હાલ તો ઘણાં એકાંતમાં રહેલાં છે."

"કાંહાં રહેછ જે?"

"પેન્ટનવીલ ખાતે; અહીંથી કાંઇ ઝાઝું દુર નથી," મને કેહવામાં આવ્યું;—અને ખરેખર જરાજ વારે અમો ત્યાં પોંહચ્યાં. પેનટન સ્ટ્રીટને નાકેનું તે એક નાઘલું સાદું ઘર હતું અને અમોએ જઇને બારણું ઠોકયું, જે એક ચાકરડીએ આવીને ઉઘાડયું. તે કાંઈ બોલી નહી, અને પેલી હાઉસકીપર પોતેજ એક સાંકડા દાદરપર થઇને મને એક ઉપલા ડ્રૉઈંગરૂમમાં લઇ ગઈ. તે મકાન મેં જોયું કે મી૦ ગાવરના પૈસા પ્રમાણે કશા બી ઠાઠથી આરાસ્તા કરેલું હતું નહીં. તે તેના જેવા એક મોટા શ્રીમંતને વસવા લાયક મકાનજ ન હતું. સ્ટ્રેટન સ્ટ્રીટવાલા તેના છેલ્લા આરાસ્તા બંગલા જેવું જરાએ નહીં. અહીં તો મકાનજ નાઘલું અને સાદું હતું, અને ફરનીચર પણ બધું કામચલાઉ અને જેવું તેવું હતું. હું, તેથી, જરા અજબ થઈ ખરી. એમ કેમ?

મને ડ્રૉઇંગરૂમમાં બેસાડીને પેલી હાઉસકીપર તો પોતાના શેઠને તરતજ ખબર કરવા અંદર ચાલી ગઇ, અને તે પછી જરા વારમાંજ મી૦ ગાવર પોતે હું હતી ત્યાં આવ્યો. તેને જોઇને હું વધતી ભડકી! તેનો ચેહરો મેં તેને છેલ્લો જોયો હતો ત્યારે જે હતો તે કરતાં બી હાલમાં વધારે ફીકકો અને ભખી ખાધેલો હતો, અને એક તંદરોસ્ત મજબુત બાંધાનો આગળ તે જે એક શ્રીમંત ગ્રહસ્થ હતો તેનો હાલમાં માત્ર એક ભુત કે ઓળો હોય તેવોજ વધારે કરીને લાગ્યો!! વળી તેની આંખમાં પણ એક એવી જાતની કાંઇ રોશણી પ્રકાશતી દેખાતી હતી કે જેણે મને જાસ્તી બીહીવરાવી, અને મને લાગ્યું કે મને એ આદમીએ કાંઇક દગાથીજ પકડી મંગાવી હશે; પણ બીજીજ પળે માહરી એ ફીકર ખોટી હોય એમ મને જણાયું કેમજે મી૦ ગાવરે તો મને જોતાં સાથ ઘણી નમ્રતાથી કહયું, "તમે ઘણાં ભલાં છો, મીસ ત્રેફ્ડ,

અને માહરા બોલાવણાંને માન આપીને તરત આવ્યાં તે વાસ્તે હું તમારો ઘણો ઉપકાર માનુંછ. હું તે દહાડે તમારી સાથે જોઇએ તે કરતાં વધારે તોછડો અને સખ્ખત થયો હતો—"

"તે દમ વગરની વાત છે, મી૦ ગાવર," મેં ભલમનસાઇથી કહ્યું; "તમે જોશો કે તેથી મેં જરા બી બુરૂં માન્યુંજ નથી, કેમજે બુરૂં માનતે તો હું અત્રે તમારાં તેડાવા સાથે ચાલી આવી તેમ આવતે નહીં. હવે કેહો, મી૦ ગાવર, કે તમારાં દીકરી કેમ છે?"

"આવો, હું તમોને બતાઉં," મી૦ ગાવરે જવાબમાં કહ્યું—અને તે આગલ આગલ ચાલીને મને લઇને તે ઓરડામાંથી બાહેર પડયો. વળી અમો એક દાદર ચઢીને બીજે મજલે ગયાં, અને ત્યાં તે મકાનના પાછલા ભાગમાં તે મને લઇ ગયો. એમ કરતાં તેણે તે તરફ જઇને જે ઓરડાનું બારણું ઉંધાડયું તેનું કરૂં પકડતાં તેના હાથ દીસ્તી રીતે ધ્રુજ્યા, જ્યારે મને લાગ્યું કે ફેલીસા ગાવર ખચ્ચીતજ જાસ્તી બીમાર થયલી હોવી જોઇએ.

અમો તે ઓરડામાં દાખલ થયાં. તે એક નાધલો ઓરડો હતો. તેની એક બાજુએ એક પલંગ હતો, જેની કુરતની બધી ઢાંકી દઇને છેડા ગોદરાંમાં ખોસી દીધેલા હતા. ત્યાં સઘળું સ્મશાંન જેવું શાંત અને ચુપ હતું. જો ફેલીસા બીમાર હોય ને તે ધોલ્યાપર સુતેલી હોય, તો તાજુબ એ હતું કે અમો દાખલ થવાનો સંસારો સાંભળીને તેણીએ જરા બી કુરતની હટાડી નહીં, અને મને મલવા ચાહયું નહીં! શું તે ઉંઘમાં હતી—અથવા, ઓ પરવરદેગાર! શું તે બીચારી મરી ગયલી હતી? મેં ભય પાંમીને મી૦ ગાવર ભણી જોયું, પણ તે તો માહરી આગળથી તેટલાંમાં ખસી જઇને બાજુમાંનું એક બારણું ઉંધાડવા પડયો હતો, અને હવે ત્યારે મને પાછો અને વધારે મજબુતીથી ભય થયો કે હું કાંઇ બી દગાનોજ ભોગ થઇ હતી! માહરી છાતી અંદરખાંનેથી એકદમ ધ્રુજી આવી.

"લાવો, એને હવે બાહેર લાવો," મી૦ ગાવરે એ દરમ્યાંન પેલું બારણું પોલપખાળ ઉંધાડી નાંખીને મોટા ઘોઘારી સાહદે ગુસ્સાનો હુકમ આપ્યો.

"પણ, કમજાતો, મને કેહો તો ખરા કે તમો શું કેહવા માંગોછ? તમો શું કરવા માંગોછ?" અંદરથી કોઇનો હોજાતોજીનો જોરાવર અવાજ આવ્યો, અને મેં જ્યાદા ભય પાંમીને તરતજ તે અવાજ ઓળખ્યો. તે અવાજ જુલીના ભરથાર લૉર્ડ ફ્રૅડરીક રેવન્સક્લીફનો હતો!!

હવે કાંઇ બી ભયભીત થનાર હતું એમ માહરી પક્કી ખાતરજમા થઇ. હવે બધું એક આયના પેરે એક તડાકે માહરા જોવામાં ને સમજવામાં આવી શકયું. ફેલીસાનો બાપ મી૦ ગાવર ત્રણ દાહડાપર જુઠ્ઠાં હીલ્લાંબાહણાંથી માહરૂં ઘેર શોહોધતો મને મળવા આવી ગયો હતો, અને લૉર્ડ ફ્રૅડરીક હાલમાં કયાં વસતો હતો તે ઠેકાણું માહરી પાસેથી વાતમાં વાત મેળવીને પડાવી લઇ ગયો હતો, જે મેં તેને માહરી અકસર બોલાઇમાં કહી દીધું હતું. અભાગની હું! તે વખતે તે ઘણો ખારીલો ને કપટી પુરવાર થયલો દેખાયો હતો તે છતાં હું કાંઇ સમજી નહીં. એ પછીથી "ભલું ચાહનાર"ની સહીનું પેલું ડોવર કાગળ લખીને મી૦ ગાવરે દેખીતી રીતે તેને દ્રાગાથી લંડન તેડાવી લીધો હતો, અને હું જોઈ શકતી હતી કે તેને પકડીને જોર જુલમથી હાલમાં અત્રે પહરેજ કરવામાં આવ્યો હતો!

અને તેટલામાં તો લૉર્ડ ફ્રૅડરીકને ધરી પકડીને ત્રણ દેવ જેવા લથ તે ઓરડામાં ધસડી લઇ આવ્યા. તે ત્રણ કોઇ મોટા રફ્યન જેવાઓજ હતા. પૈસા બદલ પોતાનો જાંન વઢીક સેહેતાંનને વેચી નાખે તેવા જે કાળમુખા બદમાશો ઓહલાં લંડન શેહરમાં જોઇએ એટલા મળી આવે છે તે માંહેલા આ કોઈ ત્રણ જાલેમ ખવીસો હતા એમ હું તરત જોઇ લઇ શકી, અને ત્યારે ભયની એક ચીસ સાથે બાજુમાંના એક સોફાપર ફસડાઇ પડી. ફ્રૅડરીક તો તે જોરાવર જુલમગારોના હાથમાં એક બચ્ચાં કે બુઢયા જેવોજ બેતાકાત થઇ પડયો હોય એમ દેખાઇ આવતું હતું.

"ઓ, મી૦ ગાવર, તમે કરવા શું માંગોછ?" મેં એ મામલો જોઇ હાથ જોડીને અંતે ફીકરમંદ પુછ્યું.

"કોણ, ઍલન? તમે છેઓ?" હયાં મને જોતાં ને ઓળખતાં લૉર્ડ ફ્રૅડરીકે મોટી અજાયબીમાં બુમ પાડી; "આએ કાંઈ શરમભરેલો દગોજ થયલો છે. આએ દોજખીઓએ કાંઇ દગાથીજ આપણને બેઉને અહીં પકડી મંગાવેલાં છે."

"ચુપ કર, કમીના!" મી૦ ગાવરે હવે થથરાવી નાખનારા સાહદે તેને ચુપ કર્યો—અને પછી પેલાઓ તરફ ફરીને વધારયું, "છુટો મુકો એ કમજાતને હમણાં થોડોક વાર તો, અને આએ પાસેના ઓરડામાં ઉંબર આગળજ થોભજો. હું તેડું કે તાબડતોબ અંદર પાછા આવજો."—અને પેલાઓએ તે હોકમ તાબેદારીથી માન્યો. તેઓ તેને છુટો મુકીને અંદર ચાલી ગયા, કે જ્યારે લૉર્ડ ફ્રૅડરીકે ઘણી બીહીધેલી અદાએ પોતાના કોઇપણ રીતના બચાવ વાસ્તે ઉતાવળે નજર ફેરવીને ચોપાસ જોયું; પણ તેને બચાવની એકે બારી નજરે આવી નહીં! બારણું ચોકસાઇથી બંધ કરેલું હતું, અને એકજ બારી જે તે મોટી જાડી દીવાલને વચગાળે હતી તેને મજબુત સલીઆ જડેલા હતા!

"તાહરૂં કાંઇ વલવાનું નથી, લુચ્ચા," મી૦ ગાવરે તેની મતલબ પાંમી જતાં ઘણા ગુસ્સાથી કહયું; "તું ગમે એવાં ફાંફાં મારશે, પણ તું અહીંથી હવે બચવાનો નથી."

હું તો ધ્રુજતી લખલખતી ગાવરના ખુંનપર ચઢેલા ચેહરામાંજ જોયા કરતી હતી, અને પેલી કુરતનીની પછવાડે શું હતું તે જોવા તરસતી હતી. હવે માહરી ખાત્રી થતી હતી કે ગરીબ ફ્લીસાની લાશજ ત્યાં પડેલી હોવી જોઇએ!

"માહરાં સુખી ઘરનું સત્યાનાશ વાળનાર ચંડાળ, તેં વગર દયાએ અને વગર દરકારે માહરી શું શું ખરાબીઓ કીધી તે હવે તાહરી આંખ ફાડીને જો! હું અવ્વલ તો તુંને તેજ બતાવવા માંગુંછ," મી૦ ગાવરે પેલી કુરતનીથી બંધ પડેલા પલંગની બાજુમાં ઉભો રહીને દેખીતાં જળતાં જીગરે કહયું; "જો!"—અને તેણે કુરતની ખોલી નાંખી, જ્યારે ઓ ખુદા, મેં શું જોયું? સંગેમરમરનાં પુતલાં જેવી એક વારની ચેહેરાવંતી અને સોહામણી તે ફ્લીસા ગાવર એ પલંગપર સદાની શાંતીની ઉંઘમાં ઉંધાયલી હતી, અને મને કહેવાને ધ્રુજરાં અને અતી ઘણો કમકમાત લાગે છે કે તેણીની બાજુમાં વળી એક જીણું તરતનું જન્મેલું બાળક સુવેલું પડેલુ હતું!—એક ઘણોજ ભયભીત દેખાવ કે જે જોતાં ખરેખર માહરી આંખે તમ્મર આવી ગયાં!

"માહરા ખુદા! માહરા ખુદા!" એ દેખાવ જોતાં દુષ્ટ ફ્રેડરીક રેવન્સકલીફ તોબાની તાલીથી પટપટયો, "આએ ખરાબી થઇ?"

"હા, ખુંની કસાઇ, એ ખરાબી થઇ!" તે જખમાયલાં જીગરના બાપે સરબસર સેહતાન્યત ગુસ્સાથી કહયું. "એ બએ જબુન ખુંનનો તું દોજખી એકલો જવાબદાર છે. માહરાં નેક ને પાક બચ્ચાંને ફુસલાવીને તેં ખોહાર કીધું તે તો માહરે ગામ જતો રહેવા પછીજ મેં જાણ્યું. માહરૂં એકનું એક,—માહરા જીવ જેવું વાહલું માહરૂં બચ્ચું! અને તું શુ એમ કેહેશે કે એવાં એક પાપનો કીનો લેવો એ ખુદાવાજબી નથી?"

"કીનો?" તે બીહીધેલા ઉમરાવે ભયથી ભડકીને મોટેથી બુમ પાડી—અને કાકલુદીથી વધાર્યું, "મી૦ ગાવર, હું માહરો એ નજીસ અપરાધ અને લ્યાનતભરી નામોશી ના પાડવાની હીંમ્મત કરી શકતો નથી, પણ ખુદાને વાસ્તે કીનાનો ખ્યાલ કરી બી ચુકયા હોવો તો તે પડતો મેલજો. ઈગ્લાંડના કાયદાઓ——"

"ચુપ કર, લબાડ! તું મને ઇગ્લાંડના કાયદાઓનો દમ આપેછ? અધર્મી પાપી, તુંને પોતાને, તેં આય દોજખ શોહોધ્યું ત્યારે કીયા કાયદાઓનું ભાન થયું હતું? તેં દેખતી આંખના અંધાપાએ માહરાં બચ્ચાંની ખોહારી કીધી ત્યારે તુંએ કીયા કાયદા સાચવ્યાતા? ખોદાના, સરકારના, નિતીના કાયદાઓને પગ તળે કચડનાર સેહતાંન, તું હવે મને કાયદાનો ધાક ને કાયદાની યાદ આપવા નિકળ્યોછ?"

"પણ મને નિર્દોશને ત્યારે કાંએ તમે પકડી મંગાવી? માહરો શું એમાં તકસીર છે?" મેં હવે માહરો પોતાનો જોખમ જોતાં માહરી બેઠકમાંથી ચમકી ઉઠીને કાકલુદીથી કહ્યું, કેમકે મને ખરેખર લાગ્યું કે એ ચીરાઈ ગયલાં જીગરનો ખુંનપર ચઢેલો બાપ માહરા સંબંધમાં બી ખચ્ચીતજ કાંઇ ને કાંઇ ખરાબી કરી નાખવાનો! "મેં તો તમારાં બચ્ચાંને જોયું ને જોયું તેની અદરકદરથી હું સદા જળી ગયલી છું. મેં તો તે બીચારીને એ બુરાના બસથી બચાવવાજ માંગી હતી!"—અને પછી વળી માહરી એ ઉશ્કેરણીના આવેશમાંજ લૉર્ડ ફ્રેડરીક તરફ ફરીને મોટા ગુસ્સાથી અને ખરાં દીલના કંમકમાતથી મેં કહયું, "ઓ લૉર્ડ ફ્રેડરીક, આએ તે તમારી કેવી હેવાન્યત? ખોદા વટીક એ તમો પૈસાવાલાઓનો સીતમ કેમ ખમી શકે? તું માણુસ છે કે રાક્ષસ? ઓ, હું તુંને ધીક્કારૂંછ, માહરાં ખરાં દીલથી ધીક્કારૂંછ, અને એવો એક માહરી ગાય જેવી ગરીબ જુલીનો ભરથાર છે એમ જાંણીને મને હદ વગરનો સંતાપ બરપા થાએછ!"

"હા, છોકરી, તાહરી ગરીબ જુલીનો ભરથાર, અને તે બધી કારસ્તાની તાહરીજ હતી!" મી૦ ગાવરે મોટા ખીજવાતથી કહયું.

"મને જવા દેઓ, મને એકદમ અહીંથી જવા દેઓ," લૉર્ડ ફ્રેડરીકે હવે ભય, નામોશી અને ગભરાટથી છેદાઈ ભેદાઈ જતાં ચીસ પાડી; "એકદમ મને છુટો કરો, નહી તો હું બારી આગળ જઇને ચીસ પાડશ."

"ઓ ખુદા, એક આવાં જવાંન મોહનપર આએ સીતમ!" મેં ખરાં દીલનાં દુઃખથી રડી દઇને કહયું; "મી૦ ગાવર, ખુદાને વાસ્તે તમારી વહાલી મરનારનાં રૂવાંનનો જરા અદબ તો કરો!"

"તું એક અવાજ તો કાહાડ, તું બારણું ઉંધાડવાની એક હીલચાલ તો કર," મી૦ ગાવરે માહરી કાકલુદીપર એક લેશ માત્ર પણ ધ્યાંન આપ્યા વગર લૉર્ડ ફ્રેડરીક તરફ ફરીને મોટાં ઝનુનથી કહયું, "અને હું ખોદાના કસમથી કેહુંછ કે પરીણામોની જરા એ દરકાર કરયા વગર આએ ઘડીએ આએ રીવોલવરથી હું તાહરૂં ભેજું ઉડારી નાખતાં એક બી આનાકાની કરવાનો નથી!"—અને, એમ કહેતાં, તેણે પોતાના મોટા ડગલાનાં ઉંડાં ગજવાંમાંથી તૈયાર ભરેલી બે બારની એક રીવોલવર ખેંચી કાઢી!

લૉર્ડ ફ્રેડરીક, તે જોતાં, ભયની એક બરાડ પાડી પાછલ હઠયો.

"હવે સાંભળો, તમે બેઉ હું જે કેહુંછ તે!" મી૦ ગાવરે એક "સેનટેન્સ" પોકારતા ન્યાયાધીશની અદાથી બીક લાગે એવા ગમઘોર અવાજે કહયું; "હું તમને બેઉને જીવથી તો મારવાનો નથી. લૉર્ડ રેવન્સકલીફ, તાહરા જેવા એક ખુંનીનાં ખુંનમાં બને ત્યાં સુધી માહરા હાથ હું લપેટવા ચાહતો નથી."—અને તે હયાં એમ કેહતાં જરા વાર થોભ્યો, જ્યારે મેં જોયું કે દીસ્તુંજ હતું ત્યારે તો કે અમારા જાન લેવા તે નહીંજ માંગતો હતો; પણ ત્યારે તે કીનો કેઇ કીસમનો લેવા ચાહતો હતો?

"પહેલ્લે માહરે તાહરી સાથેજ થોડી વાત કરવાની છે, છોકરી," તેણે ઝનુનથી વળી માહરા તરફ ફરીને કહયું; "તેં આએ માણુસને તાહરી સહીનું ભલું કરવા ખાતર માહરી ગરીબ દીકરીથી અછોવછો કીધો. કદાચ તેં કીધું તે વાજબી હોય, પણ હું માહરાં બચ્ચાંના નાશનો ખ્યાલ કરૂંછ ત્યારે તુંને બી માહરાં ખરાં દીલથી ધીકકાર્યા વગર રહી શકતો નથી. એમ છતાં, તાહરી પર મારે કાંઇ કીનો લેવો નથી. તું માહરાં બચ્ચાંનાં દુ:ખથી દાઝતી હતી એ તાહરી વાત હું જાણુંછ ને કબુલ રાખુંછ. હું તુંને, તેથી, એટલીજ સજા કરૂંછ કે આએ કમીના કુત્રા પર હાલ હું જે વેર લેવા ચાહુંછ તે સીતમ તું તાહરી નજરેનજર જો ને ધ્રુજ!"

"ઓ, મી૦ ગાવર," મેં રડી પડીને વિનંતીથી માંગી લીધું, "તમે એમ ના કરો! કાયદો તમે તમારા પોતાના હાથમાં ના લેઓ. આએ સખ્શની ચાલ નહીં માફ કરી શકાય એવી છે ખરી, પણ તોબી તમારે આએ રીતે કીનો લેવાનું સજાવાર થવાનું નથી. તમારાં બીચારાં ગરીબ બચ્ચાંનું ઠંડું શબ હજી તો આએ બીછાંણાંમાંજ પડેલું છે. હું સમજી શકુંછ કે પોતાના પ્યાર પર પોતાની પાક ઇજ્જતનો ભોગ આપી, પાછળથી રાત ને દહાડાનું મોહોત માંગી, એ બાઇ કમોહતે મરી ગેઇછિ, અને ત્યારે તેનાં રવાંનને હું માંગી લેઉંછ કે તમારી એવી નાતરસ ચાલથી તમો જ્યાદા ના કમકમાવો!"

"ચુપ કર, બાઇ!" મી૦ ગાવરે મોટાં ઝનુનથી ગગડાટ કરયો. "તું જાંણુતી નથી કે મને કેવો કારી ઘા લાગેલો છે! તું સ્ત્રેટન સ્ટ્રીટમાં આવીને માહરે ઘર મને મળી ગઇ હતી તેજ આદમી હું આજે નથી. છેલ્લા સાત સાત મહીનાથી માહરાં નમાયાં બચ્ચાંનો કકલાટ જોતાં માહરી આંખના ડોળા વટીક ફાટી ગયલા છે, અને એ કમોહતે મરી ગયા પછી મેં એનાં માથાંપર માહરો હાથ મુકી એનાં એ જવાંન ખુંનનું વેર લેવા કસમ લીધેલા છે."—હયાં વળી જરા થોભીને—"આનો, અંદર આવો," તેણે મોટે સાહદે હુકમ આપ્યો, ને તરત પાસેના ઓરડામાંથી પેલા ત્રણ રફયનો પાછા અંદર ઘસી આવ્યા, કે જ્યારે કીનો શા પ્રકારનો લેવામાં આવનાર હતો તે નહીં સમજી શકવાથી ઘણો હબતી ગયલો ફ્રેડરીક પેલી મરનારના પલંગ

પાસે ધસી ગયો. ડુબતું આદમી ફીણને વળગે એવોજ તેનો હાલમાં નાસબર હાલ હતો. તે શું કાંઇ એમ સમજ્યો હશે કે તે રાંક મરનાર જે તેનાપર પોતાની પાક ઇજ્જત અને જાન વટીક સદકે કરીને મુઇ હતી તે મોહતમાંથી બી તેની રક્ષા કરવા બીછાણુંમાં ઉઠીને બેસવાની હતી?

---

## પ્રકરણ ૧૨૫.

પણ તેનું કાંઈ વળ્યું નહીં! મી૦ ગાવરે એક દયાહીણ આંચકો મારીને તેને પલંગ આગળ જતો રોકયો અને જમીન પર પટકી નાંખ્યો, કે જ્યારે પેલા રફ્યનોએ ધસીને તેનો પાછો કબ્જો લીધો. તે પછી તેઓએ, તેમને આગમચથી હુકમ મળીજ ચુકો હશે તેમ, તેના હાથ પછવાડે બાંધી લીધા, તે પોકારી કે બુમ પાડીજ નહીં શકે તેમ તેનાં મોઢાંમાં એક મજબુત ડાચો માર્યો, અને પછી તેને ધરી પકડીને જબરીથી એક ખુરસીમાં બેસાડયો. એ બધું એકજ પળનું કામ હતું. એ દરમ્યાન મી૦ ગાવરે ચંગ વગાડયો, અને તે ઓરડામાં ભયભીત શાંતી પસરી રહી, કે જ્યારે માહરાં ધુમતાં મગજ વચ્ચે ઘણાજ ભાગાતુટા બોલોમાં મેં પાછી માહરી કાકલુદીઓ તેના કને રજુ કરી. હું માહરાં આખાં તનબદનમાં કાંઈ બી ભયભીત જોવાના ત્રાસથી એટલી બધી ધ્રુજતી લખલખતી ઉડી ઉડી જતી હતી કે માહરો અવાજ વટીક તે વખતે ઠર ઠર ધ્રુજતો હતો, અને માહરી જબાં લઠડતી હતી!

"હજી બી હાથ ઉઠાવો, મી૦ ગાવર," મેં વિનંતીથી માંગી લીધું. "આએ માણસનો અપરાધ ખરેખર જબુન છે, પણ ખોદા કે સરકાર કોઈ બી કાયદો તમારા હાથમાં એને સજા કરવા વાસ્તે આપી શકનાર નથી. તમારી નેક દીકરી મરીને બહેસ્તમાં ફીરિસ્તો થઈ હશે તે બી તમોને આએ સીતમગુજારી માફ કરી શકવાની નથી. એ સીતમથી તે જીવતી થઇને પાછી આવવાની નથી. એને હવે ખોદાનીજ સજાપર છોડો, અને યાદ રાખજો કે તેની બેઅવાજ લાકડીનો ફટકો, આવા એ નેહસ્ત જવાંનની ઉપરાસાપરી તકસીરો વાસ્તે, એના પર આયંદા પડયા વગર રહેવાનો નથી!"

એ દરમ્યાંન પાસેના ઓરડામાં કાંઈ સલગતું કે બલતું હોય એવો વાસ માહરાં નાકનાં ફીફડાં ફાડી નાખતો હતો, અને મેં ગભરાઇને તે તરફ જોયું તો ત્યાં બળતાંનો ઉજાસ થઈ રહેવા પછી બધું ધુમાધાર થઇ ગયું. ત્યારબાદ એક ચોઠો રફ્યન એક મોટી સગડીમાં કાંઇ સલગતું ઉંચકી લઇ આવ્યો. ખુદા જાંણે તે કમજાતો શું કરવા ચાહતા હતા! હું તો એક દીવાલનાં ખુણામાં દબાઇને ફસડાઈ પડેલી ફાટેલે ડોળે ધ્રુજતી લખલખતી બધું જોયા કરતી હતી!

"કમજાત!" તે બાપે હવે બેવડા ગુસ્સાથી રેવન્સકફીફનાં આંગ પર ધસીને કહયું, "ખોદાએ જે તુંને થોડી ઘણી ખુબસુરતી આપી તેથી ઉંચકાઇ ઉંફણાઇને તું મનને ગમે તેમ તાહરા પાપી પલીદ હવસને સંતોષવા નિર્દોશ ગરીબ છોકરીઓનો કચડઘાણ કાઢે એમ! હવે જો, એ તાહરી ખુબસુરતીજ હું જડમેખથી, તેથી, ઉખેડી કાઢુંછ, કે માહરાં ગરીબ બચ્ચાંની માફક બીજી કોઇ નિર્દોશો તાહરા હાથપર હવે પછી ફસે નહીં. જો! આખી

સોસાયટીને તાહરા જેવા એક પાપી પલીદ વાસ્તે હું નિરજોખમી ને નિર્ભય બનાઉંછ. ચાલો, ચલાવો તમારૂં કામ!"—અને એ છેલ્લા બોલો તેણે પોતાના ભાડુતી નોકરો—પેલા રફુચનો—ને કહ્યા.

એ પછી તે ભયભીત ક્રિયા થઈ, કે જે જોતાં ત્રાસથી માહરૂં માથું માહરી છાતી પર ઝુમી ગયું. મેં દુખથી વળ ખાતાં જીગરે એક મોટી ચીસ બી પાડવા ચાહ્યું, પણ માહરી જબાં માહરાં ટલવાંસે ચોંટી બેઠી! હું લકવાથી હોય તેમ માહરાં આખાં તન બદનમાં બેતાકાત બનીને અડી ગઈ, કે જ્યારે બાકીની બધી માહરી શકિતઓ તો સાંમી એ ઉશ્કેરાત હેઠળ બે ઘડી સતેજ થયલી હતી! હું બધું જોઈ સાંભળી તેમજ સમજી શકતી હતી. માહરા ખુદા! મેં કેવું ચાહ્યું કે હું બેહોસ થઇ જાઉં, ને એ કરપીણ કાર્ય જોઉંજ નહીં. જાંણે માહરી આંખ બીજી મેર ફેરવી નાંખવા ને આંખ આડો હાથ કરવાની બી માહરામાં તાકાત રહી નહી હતી!!

અને પેલા કમબખ્ત જવાંનની એ વેળા શી દશા હતી? તેના પગ વટીક ખુરસીના પગો સાથે બાંધી લેવામાં આવ્યા હતા, અને તેનાં મોઢાંમાં દુચા હતા. તે ઉપરાંત તેને બબે ત્રણ ત્રણે પોતાની જોરાવર બાથમાં મજબુત પકડેલો હતો, છતાં તે ધરફ્રી પર ધરફ્રી ખાતો હતો! મેં ચાહયું કે તે મરીજ જાય. તપાવેલાં લોખંડના દાહમથી, કે જે લોખંડ તેના સોહામણા ચેહેરાનું માસ ચીરીને ચચરતો અવાજ કરતું આરપાર અંદર ગળી જતું હતું, તેને જોતાંજોતાંમાં તદન બીહીક લાગે એવો કદરબીહામણો કરી મેળવામાં આવ્યો! ઓ, કયાં તે આગળની ખુબસુરતી? કયાં તે મનોહર સુંદરતા? ખાક–સઘળું ખાક થઈ ગયું! મેં અંતે મુશ્કીલથી માહરી આંખ બંધ કરી નાંખી, અને પછીજ ખુદાની દયાથી ખરેખર માહરી સુધ્ધી મને છોડી ગઈ, જે બેહોસીમાંથી હું પાછી જાગી ત્યારે તે રડતા અને વીલાપ કરતા જવાંનનાં હૃદય ચીરી નાંખે એવાં દયામણાં દચકાંના અવાજ પરજ જાગી!

મેં ધ્રુજતી છાતીએ તેના ભણી જોયું. તે હવે છુટો હતો, અને તેનાં મોઢાંમાંથી ડાચા કાઢી લીધેલા હતા, પણ હજી તે પેલી ખુરસીમાંજ બેતાકત પડી રહેલો હતો, જ્યારે ઘણા ધીકકારભર્યાં ફ-તેહનાં હસવા સાથે મરનાર ફેલીસાનો કરપીણ બાપ તેની આગળ હજી ઉભેલો હતો! ખચ્ચીત, ખચ્ચીત, આએ જવાંન માણસના અપરાધો ઘણા જાલીમ હતા, તોપણ મને આ વખતે તે અભાગ્યાની હદ વગરની દયા લાગી. ગરીબ જુલી! તે આ સીતમ કેમ ખમશે? જનમોજનમ આ ડાહામ સાથનો એબ્યલ ચેહરો તે કેમ તામોસ કરી શકશે?

"ખવીસ!" અંતે રેવન્સકલીફે લેવટાની કાંની તરફ્ડતાં તે ખુરસીમાંથી ચમકી ઉઠી ઉભો થઈ કહયું, "તું યાદ રાખ કે ઈંગ્લાંડના કાનુનો તુંને આએ તાહરાં નેહેસ્ત નાતરસ-પણાં વાસ્તે કદી જતા મુકવાના નથી!"

"જા, જા, બેલ્યા, તું ખુશીથી જા, ને સોખથી મને પકડાવ! હવે તું તેમ કરવા છુટો છે," તે જલેલા બાપે કહયું. "તું ઘડીભર બી એમ ના માનતો કે તાહરા સરકારી કાયદા કાનુનોથી ડરી જઇને હું અહીંથી કેથે નાહસી જવશ. મેં જે કીધુંછ તે ઘણા લાંબા વિચાર પછીજ, પરીણામોનો પુરતો ખ્યાલ રાખીનેજ કીધેલું છે. જા, બેલાસક જઇને તાહરી એ મોટી નામોશીના ડાહામ પોલીસને બતલાવ, અને મને પકડાવ! હું તો માહરાં જલતાં જીગરની આગ—માહરી એ ફર્યાદ સરકારને અને લોકોને બાપુકાર જાહેર કરીને નરમ પાડવાજ

ચાહુંછ! હું લોકોને કેહવા માંગુછ કે તાહરા જેવા સોસાયટીના દુશ્મનોને જો માહરા જેવા જલતાં જીગરના બાપો એમજ કાયદો પોતાના હાથમાં લઇને પોતેજ સજા કરતા આવે, અને તેનાં પરીણામો જે બી થાય તે પાછળથી હીંમત સાથે ખમી લેવા તૈયાર થઇ શકતા હોય તો આખા દેશમાંથી અનિતીનું નેહસ્ત નામ એક લેહજામાં નાબુદ થઈ જાય!"

રેવન્સકલીફ દબાયો. મી૦ ગાવર આ એટલાં ખરાંપણાંનાં જોશથી બોલતો હતો કે તે કેહતો હતો તેમાં તે છોકરાને હદ વગરનું વજુદ લાગ્યું, અને તેણે ત્યારે એકદમ દબી જઇ પોતાનો બદસુરત મોહત જેવો ફીકકો પડેલો ચેહરો તે જલેલા બાપ ભણી ફેરવીને નરમાસથી પુછ્યું, "માહરે શું સમજવું? હું જો ફરયાદ નહીં કરૂં તો આએ માહરી પરની ફત્તેહ તમે પોતે લોકોમાં જાહેર કરનાર છો કે તે બાબે હવે પછી સદા ચુપ રેહનાર છો?"

"ધુત, મને એ મગરૂરી નહીં જોઇએ!" મી૦ ગાવરે મોટા ધીક્કારથી કહયું; "મેં માહરા જાનના જાન જેવી બેટીનાં જખુંન ખુંનનું વેર લીધું છે, અને તુંને તાહરા પાપી હવસો વાસ્તે દુન્યાથી સદાનો ઉખેડી નાંખ્યોછ એટલોજ સંતોષ માહરે વાસ્તે બસ છે. હવે તું સરકારમાં દાદ શોહધવા નહી માંગતો હોય તો માહરે ફરીથી તાહરૂં કાળું મુખ જોવું નથી, ને તાહરે કોઇ રસ્તે આવવું નથી. તાહરે ગમે તેમ તાહરાં લોકોમાં આએ ડાહમોના ખુલાસા આપજે. કોઈ તુંને જુઠો પાડવાનું નથી. તું બુરા પરનો મેં માહરાં જીગરનો કેહર ખાલી કરી નાંખ્યોછ! તમો કંગાળો શું સમજોછ ઇજ્જતદાર બાપોની નેકજાદ બેટીઓની પાક ઇજ્જત વાસ્તે? શું તે કાંઈ તમો દોજખીઓને મન તમારા પાપી હવસ સારૂ રમવાનું રમકડું છે કે તમો મનના ફાંટા મુજબ તેનો ગમે તેમ લાભ લેઓ ને પછી ઠોકડે મારી ચાલતા થાઓ? હું કબુલ કરૂંછ કે માહરો કીનો જખુન છે, પણ કેહ, એ કમીના, કે શું તાહરો અપરાધ ઓછો જખુન હતો?"—વળી જરા થોભીને—"ચાલ, હવે ચાલ્યો જા! કાળું કર હવે માહરી સાંમેથી તાહરૂં; અને, છોકરી, તું બી ચાલી જા! તુંને બી હવે જ્યાદા માહરે કાંઇજ નથી કેહવું."

કમનસીબ રેવન્સકલીફ! તેના ગાલો અને કપાલ હજી બી બધું ચચરી જતું હતું, અને તે તાજા લોહીઆર જખમોમાંથી ચીરાયલું લોહી ઝઝરતું માંસ જોવાનું ખચ્ચીત હૃદયભેદક હતું. તે અફલાતો ઠોકરાતો, એક છાકટ માણસની માફક લપેડા ખાતો, બાહેર પડયો, અને તેની પુઠે હું પણ ઘણુંજ દુઃખી દેમાગે નીચે ડ્રોઇંગરૂમમાં ગઇ. અમારી પુઠે ત્યાં બીજું કોઈ આવ્યું નહીં.

અને ત્યાં જે સોફાપર તે બળેલા જલેલા ચેહરાનો હુલ્લડ જવાંન બળેલાં જલેલાં તનબદને પોતાનાં અનેક પાપી કારયોને વાસ્તે પસ્તાવાની હાયપર હાય ખેંચતો પડયો હતો તેની સાંમેના એક સોફાપર, તેને દયાથી દાઝી જતાં દીલે જોયા કરતી, હું મુંગી મુંગી જઇને બેઠી. હું શું બોલું? હું શું કેહું? મને જાંણે કાંઇ બોલવા કે કેહવાનું સુઝયુંજ નહીં. માહરે આએ આદમીનો હજી બી ધીક્કાર કરવો કે હવે ખરેખર તેની દયાજ ખાવી?

તેને જાંણે તે ઘર મુકીને જવા ગમતું નહીં હોય તેમ હાય અફસોસ કરતો ને ઇચકાં પર ઇચકાં ખાતો તે ત્યાં બેસી રહયો, કે જ્યારે હું દીગમુઢ જેવી તેની સાંમે બેઠલી હતી. તેની પાસે જવા અથવા તેનાં બદનપર હાથ મેળવા વટીક હું માહરી મરજી ઉપરાંત ધ્રુજતી ને કમકમતી હતી!

તે એકાએક તેવામાં ચમકી ઉઠયો, અને વચમાંની એક મોટી આરસીમાં તેણે જઇને ડોકાવ્યું; પણ તેજ પળે તે પોતાનો એબ્યલ ચેહરો તે આયનામાં જોઇને દુઃખની એક બરાડ સાથે તરત પાછો હઠી ગયો. તે ચીરાયલાં માસના, સુકાઇ ગયલાં લોહીના ખુનખાર રાતા જખમો તે પોતેજ જોઇ શકયો નહીં. તેણે નાઉમેદીથી હાથપર હાથ અફાળ્યા!

ઘણે લાંબે વખતે તે જેમતેમ શાંત પડયો, અને ત્યાંવેર તેને એકલો મુકીને તે દોજખ-માંથી હું પોતે પણ પાછી ચાલી જવા માહરાં મનને સમજાવી શકી નહીં. અંતે તે એકાએક પાછો ઉછળીને માહરી સાંમે માહરી આગળ આવી ઉભો.

"તું જુલ્યટને બધું આએ તેં જે જોયું તે કહી દેવાની છે કે, ઍલન?" તેણે એકદમ ગુસ્સાનાં ઝનુનથી મને પુછયું.

"તમો તેના ભરથાર છેઓ," મેં પટાવીને કહયું; "તમારી જેમ મરજી હોશે ને તમે જેમ મને કરવા કહેશો તેમજ હું કરશ. માહરાથી તમારૂં આય દુઃખ જોયું જોવાતું નથી, તો ગરીબ બીચારી જુલી તે કેમ જોવાની ને ખમવાની છે તેજ મને તો સમજ નથી પડતું!"

"ત્યારે મેહેરબાંનીની રાહે તું કાંઇ તેને કેહતીજ ના!" તેણે થોડુંક નરમ પડતાં કહયું. "તુને જુઠું બોલવાની કાંઇ જરૂર નથી, ને હું ધારૂંછ કે તું જુઠું બોલવાની બી નથી. તે જાંણુવાનીજ નથી કે તેં આએ બધું તાહરી નજરે જોયલું છે, તો તે તુને પુછવાનીજ શું હતી?"

"હું કાંઇ કોઇને કેહવાની નથી," મેં સધ્યારો આપ્યો; "માહરા લૉર્ડ, તમારા અપરાધો, બેશક, ઘણા છે, અને તે ઘણા ભયંકર છે, પણ તે છતાં તમે જે તેની સજામાં આએ આજે ખમ્યુંછ તે કાંઇ જેવું તેવું જયુન નથી. માહરી, તેથા, તમે કાંઇજ ફીકર કરતા ના. તમો વરબૈએરનું સુખ જે થોડું ઘણું હવે પછીની જીંદગીને વાસ્તે સચવાયલું હોય તે હું કદી માહરે હાથે આગળ રહીને ચુંઠી નાખવાની નથી."

અને, એના મુંગા જવાબમાં, તે માહરો ઉપકાર માન્યા વગર માહરી આગળથી ફરી ગયો. આખી દુન્યાપર તેણે એકદમ સદાનો અભાવ અને ધીક્કાર લઇ લીધો હોય એવુંજ તેના ચહેરા અને વર્તણુ પરથી વંચાતું હતું. મને ઘણી બીહીક લાગી. મને બીહીક લાગી કે તે આપઘાતથીજ પોતાની આ દુઃખી જીંદગીનો મોડે વ્હેલ્લે જરૂર છેડો લાવવાનો!

અને પછી પોતાનાં ગજવાંમાંથી એક નરમ મોટો રેશમી રૂમાલ તેણે કાઢયો, જેની ચીપો ફાડીને તે દુઝતા જખમો પર તેણે પોતાને હાથે બાંધી લીધી. મને તેણે મદદ કરવા કહયું નહીં, અને હું તેને મદદ કરવા ગઇ નહીં. તે એક તદન ફુલ જેવો નરમ રેશમી રૂમાલ હતો, છતાં મેં જોયું કે તેમાંનાં ફાડેલાં ચીઠડાંઓ તે દુઝતા જખમો પર લાગતાં તે અસહય દુઃખની ચીસ સાથે તરફડતો હતો!!

અંતે તે જવા તૈયાર થયો.

"ખોદા આ ખરી નાપાકીનાં દોજખી ધામને તેના શ્રાપથી ગારત કરે!" તે જતાં જતાં જલતાં જીગરની કદુવાથી પટપટયો, અને પછી માહરી કાંઇ બી દરકાર કીધા વગર કે મને પાછું ફરીને જોયા વગર તે ધસારાબંધ તે ઘરમાંથી ચાલી ગયો.

મેં તેને જવા દીધો, અને તેના ગયા પછી હું જે થોડોક વખત ત્યાંજ થોભી (કે તે જ્યાં જવા માંગતો હોય ત્યાં જઇ શકે, અને હું પુઠે આવતી હતી એવો કાંઇ વહેમ લાવીને વધતો ખીજવાય નહીં) તેટલો વખત એકલી એકલી ધ્રુજયાજ કીધી. માહરાં ધ્રુજરાંજ જતાં ને મટતાં હતાં નહીં. મેં આવો કરૂપીણુ કીનો લેવાયલો આખી જીંદગીમાં કેથે જોયલો કે નાટકો કે વારતાઓમાં વટીક વાંચેલો નહીં હતો. હું ધગધગતા અંગારા ગલી ગઇ હોઉં તેમજ માહરૂં ગલું સુકાઇ તેમજ ચીપલાઇને જલી જતું હતું, પણ તે નેહેસ્ત મકાનમાં પાછી અંદર જઇને પાણીનો એક ગોટલો માંગવાની પણ હું હીંમત કરી શકી નહીં. હું પણ, તેથી, જરા વાર ત્યાં જેમ તેમ અકરવૅકરથી થોભીને પછી તે ભયભીત મકાન છોડી ગઇ, અને પાછી ચોખ્ખી હવામાં ઉતરી ત્યારેજ હું ખુલાસાથી દમ લઇ શકી. થોડાંક કદમ—અને સારાં નસીબે મને તરત એક ભાડુતી ગાડી મળી ગઈ તેમાં હું માહરે ઘેર પાછી ફરી, કે જ્યાં આવતાં સાથે પાધરી મેં માહરા ઓરડામાં ભરાઇ જઇને બારણું તરત બંધ કરી દીધું. હું કોઇને બી મળવા કે જોવા ચાહતી નહીં હતી. માહરે માહરો જીવ ઠેડવવો અને શાંત કરવો હતો. ઓ, તે વખતની માહરાં ઉશ્કેરાયલાં મનની અજાયબ જેવી હાલતનો, વહાલાં વાંચનારાંઓ, હું તમોને કેમ અને શું ખ્યાલ આપી શકું?

---

## પ્રકરણ ૧૨૬.

ત્રીજે દહાડે મને જુલ્યટનું એક કાગળ મલ્યું, અને તે મેં ધ્રુજતા હાથોએ ઉંઘાડયું. તે આ મુજબ હતું:—

"રીવર હાઉસ," ડોવર,
તા૦ ૨૮ મી માર્ચ ૧૮૪૨.

"માહરી વાહલી ઍલન,

"આજે હું કેવાં દુ:ખી દીલે લખુંછ તેનો તુંને ખ્યાલ થવાનો નથી. ઓ, હું કેવું ચાહુંછ કે માહરાં હજારો દુ:ખમાં આગે આગમચ માહરી સાથે ને માહરી પાસે રહીને તેં મને એક સગી બેહન જેવા સધ્યારાની સલ્લાહો આપેલી છે તેમ આજે વખતે બી તું માહરી પાસેજ હતે! તું જાંણીને ઘણી અજબ થશે કે પેલો "ચાહતો દોસ્ત" તો મોટામાં મોટો દગોજ પુરવાર થયલો છે. તે તો કોઈ આવ્યોજ નહીં. ફ્રેડરીક કીંગ્સ ક્રૉસ આગળ જઇને ખોટી થઈ થઇને વાજ વળ્યા. તે પછી એવણ નાઉમેદીભરેલા પોતે જ્યાં ઉતરયા હતા તે હોટેલ તરફ પાછા ફરતા હતા તેવામાં કેહજે કે અકસ્માતથી એક જોડીની ગાડી તળે બીચારા આવી ગયા! ઘોડા ઘણાજ મસ્તી પર ચઢેલા હતા, અને કોચમેનના હાથમાં મુતલગ રહી શકતા નહીં હતા. એવણ તો પડયા તેવા બેહોસ થઇ ગયા, કેમજે કેહજે ઉંધે મસ્તક પડવાથી તે બાજુના અણીદાર પથ્થરાથી ગાલો ને કપાલ પરનું બધું માસજ ચીરાઈ ગયું, અને તમામ લોહીલુહાંણુ થઈ ગયા. એવણને ઉંચકીને, તેથી, પાસેની ઑસ્પીટલમાં લઇ ગયા, જ્યાં મલમ-પટો કરવામાં આવ્યો; પણ તું માનશી, ઍલન? એવણ તો એવી બીહીધરાવનારી વાત કરેછ કે માહરાં તો હાજાંજ ગગડી ગયાંછ! એવણ તો કેહછ કે બધા મોટા ડાકટરો એકઠા થયા, અને ઉપાયો પર ઉપાયો કરી કરીને થાકા, ત્યારે બધા છેલ્લે એજ અનુમાનપર આવ્યા કે જખમ

એટલા આરપાર માસમાં થયા હતા કે તે બલેલાં માસના ડાહામ એવણુ મરશે ત્યાં સુધી મોઢાંપર મોજુદ રેહવાના, અને મોઢું જે ઘણુંજ કદરબીહામણું થઇ ગયુંછ તે કદરબીહામણુંજ રેહવાનું! માહરા વાહલા ગરીબ ફ્રૅડરીક! ગઇ કાલે મનની એવી તો હાલતમાં એવણુ ઘેર પાછા ફર્યાછ કે મને તો એમજ લાગેછ કે એવણુનાં માથાંની આગરી ખસી જશે! રડેછ અને કલ્પાંત કરેછ એટલું થોડું! કેવો હીરાને ઓળેનો સોહામણો ચેહરો, ને આએ શું બધી અચ-બુચ સત્યાનાશી! આખા ચેહરાપર બધા પાટાપુટી બાંધેલા છે, અને મને તો જરા થઇને હાથ લગાડવા કે જોવા વટીક નહીં દેતા! કેહજે હવે તો મરૂં પછીજ જોજે. હું કેહુંછ કે અહીં-યાંથી ડાકટર સીંગલટનને બોલાવ્યે ને બતાવ્યે, પણુ તે બી માનતા નથી. કેહજે લંડનના નામીચા પ્રીઝીસ્યનોનાં લોશન છે તેની આગળ ડાકટર સીંગલટન શું કરી શકવાનો? માહરાં તો જાંણે માન્યામાંજ નહીં આવતું. મોટા મોટા જાલીમ જખમો રૂઝ આવે, અને આએ એવા તે શું જખમો બલી ગયા હશે જે જન્મોજન્મ ડાહામજ રહી જવાના છે?

"એ બધી માહરાં ફુટેલાં તકદીરની તાસીર છે, ઍલન! હું જાંણે દુઃખ જોવાજ સર-જાયલી છું. પરણ્યા પછી આટલા મહીના ધણીનાં સુખમાં કેવી સુખી હતી, તેટલાં નહીં ધારેલું આએ નવું નીકળી આવ્યું! મને જોવા બી દેતા હોય તો હું કાંઇ ઉપાય કરી શકું કેની? મને કસમપર કસમ આપ્યાછ કે માહરો એવો ચેહરો હું તુંને બતાવી શકવાનોજ નથી તેથી હું તે લોશનથી ધોઉં ને ડ્રૅસ કરૂં ત્યારે બી તું આગળ નહીંજ રેહે! આએ કાંઇ જુલમ જેવો જુલમ છે? પણુ તોબી હું તો એ પણુ ખોદાના શુકરજ કરીને ખમુંછ. એથી નબેહતર થતે તો હું શું કરતે? એમ જોની કે એટલા મોટા અકસ્માતમાંથી એટલા જીવતા પાછા ફર્યા! હું તો ગમે તેવા પણુ એવણુને ચાહીને માહરી વફા પુરવાર કરવાનાજ ઠરાવપર આવેલી છું, જેમાં ખુદા મને મદદ કરે!

લા૦, તાહરી દુઃખી બેહેન **જુલી**."

મેં એ કાગળ વાંચ્યું, અને ભલી જુલીને ખાતર મનથી જરા ધીરજ પાંમીને ખુશી થઈ કે તે પોતાની નામોશીપર એ રીતે ગાબડગુબડ કરી શકયો હતો. મેં પછી સધ્યારાનો એક ગોલ ગોલ જવાબ તેણીને લખ્યો—એવી રીતે કે તેમાં હું એ વાત જાંણુતી નહીં હતી એવું જુઠું લખવાની મને કાંઇ ફરજજ નહીં થઇ પડે!

એ પછી બીજે દાહડે વળી મને માહરી બીડાતું કાગળ આવ્યું. તે હેમ્પશાયર માંહેલાં પીટર્સફીલ્ડ ગામથી લખેલો હતો. તે વાહલી છોકરી અંતે ઘરડી બૅટીનો પતો મેળવી શકી હતી, અને તેની દુંબાલે તે પણુ પીટર્સફીલ્ડ ગયલી હાલમાં મને ત્યાંથીજ લખતી હતી. તે હવે મને ત્યાં બોલાવતી હતી. મેં તરતજ, તે ઉપરથી, ત્યાં જવાનું નકકી કરયું. મેરી વ્હેન્ટવર્થને મેં એ બધી બીના આગમચથીજ કહેલી હતી, અને તે માહરી સાથે પીટર્સફીલ્ડ આવવા માંગતી હોય તો મેં તેને લઇ જવા ખુશી બતાવી, પણુ તેણે માહરી કાંઇક અજાયબી વચ્ચે માહરી સાથે આવવા નાજ કહ્યું, જ્યારે તેને બોંહસ કરવા મને ગમ્યું નહીં. મને એ તેણીનું ના કહેવાનું જરા અઘટીત લાગ્યું. મેં જોયું કે મેં જે એ છોકરીને વારને કીધું હતું તે હેસાંનોને મુકાબ્લે માહરી એ યોજનામાં મને દીલોજાનથી મદદ થવા તેણે ઘણી ખુશાની સાથે આવવા હાજ કેહવું હતું. એમ છતાં, તેને મેં એ માહરી નારાજી દેખડાવી નહીં, અને હું પોતે એકલીજ નિકળી પડી.

અને તેજ દાહડે સાંજ થતાં તો હું પીટર્સફીલ્ડ પોંહચી ગઇ, જ્યારે બીડાએ જે હોટેલમાં ઉતરીને મને કાગળ લખ્યું હતું તેજ હોટેલમાં હું પણ ગઇ. ત્યાં બીડા માહરી વાટ જોતી બેઠેલી મને ઘણાં હેતથી મળી, ને તે પછી તેણે પોતાની સઘળી હકીકત મને કહી.

"પેહલ્લે તો તમે મને કહયુંતું તેમ હું બરમીંગહામજ ગઇ," તેણીએ ખુલાસો કરયો, "અને એબલડન જવાના રસ્તાપર જે પેલું એ ઘરડી વાંદરીનું ઝુપડું આવેલું છે, જ્યાં તમોને કેદ કીધાં હતાં, ત્યાં એક ગાડીમાં હું એની ખબર લેવા ગઇ; પણ તે ઘર તો બધું બંધ હતું, અને તે બાજુએ એક કોઇ મજુર લાકડાં ફાડતો હતો તેને મલીને ખબર કાઢતાં મને જણાયું કે ઘરડી બૅટી તો એ ઘર બંધ કરીને ઘણુંની કેઠે જતી રહી હતી. એ ઉપરથી નાઉમેદ થઇને હું બરમીંગહામ પાછી ફરી. એ પછી શું કરવું ને કેમ કામ લેવું તે એક બે દાહડા તો મને મુતલગ સુઝયું નહીં, કેમકે તે બમાતું હાલમાં કાંહાં ચાલી ગઈ હોય તેનું અનુમાન બી હું કેમ કરી શકું? પણ સારૂંજ થવાનું હોયછ ત્યારે સંજોગો બી જાણે મદદ કરવા આવેછ, અને આપણા કેસમાં તેમજ થયું. મને અનાયસે રસ્તેથી જતાં એક માહરી ઓળખીતી જીપસી છોકરી મળી ગઈ, ને તેનાથી ખબર મેળવતાં મને તે એટલું કહી શકી કે તે ડોસી હમણાં હેમ્પશાયરમાં કેઠે રહેલી હોવી જોઇએ."

"અને તું હેમ્પશાયરમાં ગઇ?" મેં ઉલટમંદ પુછ્યું.

"તરતજ," બીડાએ જવાબ કરયો. "પછી માહરે નકામું બરમીંગહામમાં પડી રહીને શું કરવાનું હતું? હું તેથી પાધરી ત્યાંથી હેમ્પશાયરમાં આવી ને પછી બી એ દદા પીટર્સફીલ્ડ ખાતે છે એમ ભાલ મેળવતાં મને ઘણી મુશકેલી પડી. એમ છતાં એક વખત વળી નસીબસંજોગે એ ને હું સામસામાંજ થઇ ગયાં, જ્યારે તે મને જોય અથવા ઓળખે તે આગમચ હું ખુદાની મેહરબાનીથી બાજુ થઇ જઇ શકી, અને પછી તે આએ તરફ કાંહાં રહેલી હતી તે ઝુપડું વટીક તેની પુઠેપુઠ જઇને હું જોઈ આવી."

"ત્યાં એ એકલીજ રહેલી છે કે?"

"હું ધારૂંછ કે હા; એક બીજી કોઇ સાથે ચાકરડી પોરી છે ખરી," બીડાએ જવાબમાં સમજાવ્યું; "પણ મરદ કોઇ નથી."

"તે તેં કેમ જાણ્યું?"

"મેં બે કલાક તે બાજુએ ભરાઇ રહીને તપાસ રાખીતી," બીડાએ હસીને કહયું, "પેલી એક છોકરીજ ફેરા આંટીએ બાહર આવ્યા કરતીતી. એક વખત તો નદી પરથી પાણી લાવવા તે એક ભારી બાલદી લઇને બાહેર આવી, અને પાણીથી ભરેલી તેનાથી ઉંચકાતાં ઉંચકાઇ નહી હતી તે પરથી બી માહરૂં અનુમાન મજબુત થયું કે ઘરમાં કોઇ મરદ નોકર હોવો જોઇએજ નહીં. ખરેખર તો એ ડોસી એમજ કરેછ. પોતાની ખીદમતમાં કોઇ બી મરદ નોકરને એ રાખતીજ નથી."

"ને ઝુપડું ઘણું એકાંતમાં છે કે?"

"ઘણું એકાંતમાં," બીડાએ જવાબ કર્યો. "બાજુમાં ઘણું બીસ્માર જેવું એક ફાર્મહાઉસ છે ખરૂં, પણ તે તો તદ્દન ભાગુતુટું ને પડત જેવું છે. ત્યાં કોઈ રેહતું નથી."

"તુંને ઘણી સાબાશ છે ત્યારે, બીડા ડીઅર," મેં તેની એ બધી હુસ્યારીની તારીફ

કરતાં કહ્યું; "હું તાહરી જેટલી વખાંણુ કરૂં એટલી થોડી છે. હવે આપુને ત્યારે તરત કામે લાગવું જોઇશે. હજી માહરી ખાત્રી નથી કે ઘેરમાં કોઇ બી બીજો મરદ નહીં હોય. એટલાવાસ્તે આપણુને હજી ચોકસાઇથી તપાસ લઇનેજ કામ લેવાનું છે. હવે તેથી આજે તો સાંજ થઇ ગેઇ, વાસ્તે કાલેજ આપણે બેઉ જણાં સાથે પાછાં તે તરફ જઇશું ને ઘટતું કરશું."

બીડા, એ ઉપરથી, તુરત વેળા તો કામેકાજે લાગી ગઈ. માહરી ત્રંક ખોલીને તે હોટેલવાલા માહારા ઓરડામાં બધો માહરો અસબાબ ગોઠવ્યો, વિગેરે; કે જ્યારે હું પોતે વિચાર કરતી જરા બારી આગળ જઇને ઉભી. એવાંમાં એક બે ઘોડાની સુંદર ઉંઘાડી લેન્ડો અમારાં હોટેલ આગળથી પસાર થઇ ગઇ તે ઉપર માહરૂં ધ્યાંન ખેંચાયું. બંને લાલ ઘોડા એકસરખા ને ઘણા તેજી હોવાથી તે જોડી ઘણી સુંદર દેખાતી હતી, અને ઘોડાવાલાઓની લીવરી પણ ભપકામાંજ હતી. વળી ગાડીનાં બારણુંપર "કોરોનેટ" નો છાપ હતો તે પરથી જણાઈ આવતું હતું કે તે કોઈ લૉર્ડનીજ ગાડી હતી.

તેમાં બે આસામીઓ બેઠેલાં હતાં. એક કોઈ ઘણાંજ પાકેલાં સફેદ જુલ્ફાંઓનો ડોસો હતો, જે હું ધારૂંછ કે પાંહસઠની ભરતીમાં ભરાયલો હશે કે તેથી બી વધારે; અને તેની બાજુમાં એક નઓજુવાંન નાજનીન બેઠેલી હતી. તે મેં અનુમાનથી ધાર્યું કે તેની દીકરી હશે. તે ભાગ્યેજ વીસથી બાવીસ ઉનાળા જોઇ ચુકી હતી. તેઓ ફરવા નીકળેલાં હશે તેથી ગાડી સહેલ કરતી ફીસમે ધીમે ધીમે જતી હતી, એટલે બારીએ ઉભી ઉભી હું એ માહરાં સઘળાં અવલોકન ઘણાં સેહેલથી કરી લઇ શકી. પેલી છોકરીના બાલ ડાર્કબ્રાઉન હતા, અને તે ખરેખર ઘણી સુંદર હતી, જ્યારે તે લોક કોઈ મોટાં માણુસોજ હોવાં જોઇએ એ હું એટલાપરથી જોઇ શકી કે જે લોક હોટેલના મુખડાપર ઉભાં હતાં તેઓ તેમજ બીજાં આવતાં જતાં તેમને જોતાં નમી નમીને સલામો કરતાં દેખાતાં હતાં.

એવાંમાં એક વેટર કાંઈ કામેકાજે માહરા ઓરડામાં આવ્યો, જેને મેં બારી આગળ બોલાવીને તેઓને બતાવતાં બૈરાંઓને બરની થોડીક સાધારણુ જીજ્ઞાસાથી પુછ્યું, "તું જાંણેછ વારૂં, વેટર, કે આએ તરફનો કોણુ એ ઉમરાવ છે?"

"જી હા, મીસ; એ તો લૉર્ડ કૅલવેડન છે," તે વેટરે એક નજર નાખતાં સાથે કહ્યું.

"અને આએ એની પાસે બેઠીછ તે એની દીકરી છે કે?"

"જી, નહીં, બાનું; એ તો લેડી કૅલવેડન છે."

"ખરેખર?" મેં ઘણી અજબ થઇને કહ્યું; "પણુ લૉર્ડ તો ઘણાજ બુઢા છે?"

"જી હા," તે વેટર અદબથી હસ્યો; "લૉર્ડની ઉમ્મર સી-તેર વરસથી વધારે છે તે છતાં એવણુ ગીયેજ વરસ એ જવાંન બાંનુ સાથે બીજી વખતના પરણ્યા. આએ તરફ એવણુ સાહેબની ઘણી કીંમતી એસતેતો છે, તેમાં જે સૌથી મોટી છે તે અહીંથી છ માઇલના ફાસલાપર છે. તમોએ અત્રે આવતાં આવતાં કદાપી જોઇ બી હશે."

"હા, ઉંચાણુમાં એક ઘણા મોટા બગીચા સાથે લાલ ઇંટનું એક ઘણું ભપકાદાર મકાન હતું ખરૂં," મેં યાદ કરીને કહ્યું.

"તેજ," તે વેટરે જવાબ કર્યો. 'એ કૅલવેડન હૉલ' કહેવાયછ. લૉર્ડ પરણુશે એમ તો કોઇ ધારતુંતું બી નહીં, કેમજે પોતાના ભત્રીજા મી૦ કોલીંગવુડને પોતાને ત્યાં બચ્ચાં નહીં

હોવાથી એવણે ઘણું થયું દીકરો કરી બી લીધોછ. એટલાવાસ્તે આએ કોઇ ગરીબની ચેહરે-નમુન છોકરીને એવણ સાહેબ પરણી આવ્યા ત્યારે અમારાં ગામમાં ઘણી અજાયબીનો ગણ-ગણાત થઇ રહયો હતો, પણ બાઈ પોતે કેહજે ઘણી અસીલ ને ભલી છે. ગરીબોનાં ઘણાંજ ભલાંમાં છે, અને ઘણાં દુલ્લાં દીલથી ગરીબોને એટલું આપેછ કે માઇલો સુધીનાં આસપાસનાં ગરીબો એ બાઇને વરે ઘણું સારૂં બોલેછ."

"અને એ બાઇને કાંઇ બચ્ચું થયુંછ શું?"

"નહીંજી; બચ્ચું થાય તો બીચારો કોલીંગવુડ તદ્દન રખડી મરે!" તે વેટરે હસીને કહ્યું, "કેમજે હાલ ને કાજ તો ભવિષનો લૉર્ડ કૅલવેડન એજ કેહેવાયછ. કેહજે બાઈની પોતાની સાથે બી એને ઘણું સારૂં છે, અને એ હજી બી પોતાના બાપતોલના મુરબ્બી કાકાને ઘરે ઘણો આવતો જતો છે."

"ત્યારે મી૦ કોલીંગવુડ પોતાના કાકા સાથેજ રેહતો નથી?"

"નહીંજી; તે તો લંડન રેહેછ, પણ વરસમાં ત્રણ ચાર મહીના અહીં કાકાને ઘર ગુજા-રવા હંમેશ આવેછ તેમ હાલમાં બી આવેલો છે."—અને એ પછી હું જેનરલ ટેબલ પર જમવા જવાની હતી કે ખાનું માહરા ઓરડામાંજ માંગતી હતી તે મને પુછીને તે વેટર અદ-બથી નમીને ચાલતો થયો.

ત્યાર કેડે બીજે દાહડે સહવારે હું બીડાને લઇને ઘરડી બૅટીનાં ઝુપડાં તરફ જવા નીકળી પડી. પેહલ્લે તો ધોરી સડક પર થઇનેજ જવાનું હતું, અને પછી બાજુમાંની એક સાંકડી ગલીમાં વલવાનું હતું. અલબત, અમો ઘણી સંભાલથીજ આગળ વધતાં હતાં, કેમજે તે ઘરડી વંત્રી અમોને સાંમી મળી જાય તો અમારો પ્લાન બધો ઉંધો વળે એમ હતું. અમારી મતલબ તો તેને કેડે કેડે એકલી મળીને સંકજામાં લેવાની ને જોરજુલમથી તેના કને ખરો એકરાર કરાવી લેવાની હતી. માહરે તેની એટલી જુબાંની જરૂર જોઇતી હતી કે માહરા જૈફ મમાવાજીનું ખુન કરવા તેણે ઘરડી મીસીસ પાર્કસને પેલાં ઝેરી લૉઝેનજીસ વેચ્યાં ત્યારે તે કામમાં તેનો લુચ્ચો દીકરો આએ પાર્કસ વકીલ બી શામીલ હતો કે નહીં.

હવે અમે વલાંણ લઇને પેલાં પડત ફાર્મહાઉસ આગળ આવ્યાં, કે જ્યાંથી ઘરડી બૅટીનું ઝુપડું બીડાનાં કેહવા મુજબ ખરેખર બરાબર દેખાતું હતું.

"આપણે ત્યારે હવે અહીંજ થોડો વખત થોભી જઇએ, બીડા, અને તપાસ રાખ્યે," મેં સુચવ્યું; "ઝુંપડાંમાં જતાં આવતાં આદમીઓની આપુને તેહકીક રાખવી જોઇએ કે તાહરી જાતવાલા મર્દો બી કોઇ એની સાથે અંદર છે કે નહીં તેની આપણુને બરાબર માહીતી મલે ને સમજ પડે."

એ ઉપરથી તે ફાર્મહાઉસને લગતાં એક ભાગેલાં આઉટહાઉસમાં જઇને અમે ભરાયાં, અને પછી બીજે મજલે ચઢી જઇને તેને લગતી બારીના ઓઠામાંથી તે સાંમેનાં ઝુપડાંપર નજર રાખી ઉભાં. તે ઓરડામાં બે બારીઓ હતી, ને બારીઓને લોખંડના સળીઆ જડેલા હતા. વળી એ ઉપરાંત કોઇ કોઇ વખતે ત્યાં કોઈ આવતું ને થોભતું હોય એવું દેખાડનારી એક બે શાહદતો પણ મોજુદ હતી. એક ટેબલ, એક કંગાલ જેવી ખાટલી અને બે ત્રણ ભાંગીતુટી ખુરસી ત્યાં તે ઓરડામાં પડેલી હતી.

"આએ સામનસુમન એ પડત ઘેરના આએ એકજ ઓરડામાં કોણ જાણે શું કરવા રાખવામાં આવ્યો હોશે?" બીડા અજબ થઇ.

"હું ધારૂંછ કે એ ઘર બીસ્માર અને પડત હાલતમાં આવી ગયા પછી પણ કોઇ રખે વાલ ઘણું સુધી અહીં રહી ગયો હશે," મેં અનુમાનથી જવાબ કરયો—અને તરત હસીને વધારયું, "પણ આપણે વાત કરશું તો જોઇએ એવી સામાં ઘર પર ચોકસી રાખી શકશું નહી!"

"તમો બીહો ના, બાઇ; હું એક ઘડી બી માહરી આંખ તે બાજુથી ખીસાડતી નથી," વફાદાર બીડાએ જવાબ કર્યો. "હું તમારી સાથે વાત કરતાં બોલુંછ ત્યારે બી જોઉંછ તો ત્યાંજ. તમે ના જોયા કરો ને જેહમત કરો. તમે તમારે નીરાંત કરો ને બાજુએ બેસો."

"હા, પણ સાંભળ! આએ ઘોડાનાં પગલાં શાનાં?" તેવામાં જોરથી આવતાં ઘોડાનાં પગલાંના અવાજથી ચોંકીને મેં કહયું.

"હા, આએજ ઘરની પાછલી બાજુથી કોઈ ઘોડાપર આવતું હોય એમ લાગેછ ખરૂં," બીડાએ જરા ડર ખાઇને કહયું; "આએ ઘરનો માલેકજ કોઈ આવતો હશે, ને અહીં ઉપર આપણને આવીને જોશે તો?"

"તેનું શું થયું?" મેં હીંમત આપી; "આપણે કહીશું કે અમે તો ફરવા નીકળેલાં અહીંથી પસાર થતાં હતાં ત્યારે આએ ખંડીયરો જરા જોઇ લેવાની મકસદથી ઉપર ચઢી આવ્યાં!"

---

## પ્રકરણ ૧૨૭.

મેં કહયું તેમ અમો જે ઓરડામાં હતાં તે ઓરડાને બે બારીઓ હતી, જોકે બેઉને ઉભા લોખંડના સળીઆ જડી લીધેલા હતા. એક બારીએથી ઘરડી બૅટીવાલું ઝુપડું જોઇ શકાતું હતું, જ્યારે બીજી બારી પાછલી મેર (પશ્ચીમ તરફ) ઉંઘડતી હતી. હું, તેથી, તે બાજુએ દોડી ગઇ અને બારીમાંથી ચીમાઇને મેં બાહેર જોયું બીડા બી માહરી સાથે તે કોણ હતું તે જોવા દોડી આવી, અને અમોએ જોયું તો તે એક કોઇ જુવાન્યો હતો, જે તેના પોશાકપરથી કોઇ ઘણો મોટાં ને સારે ઘરનોજ લાગતો હતો. તે મારતે ઘોડે અમો હતાં તે ઘર તરફ આવતો હતો, ને જાણે ખાસ એ તરફ કોઇને મળવાજ આવતો હોય એમ લાગતું હતું.

અને તેમજ જણાયું. તેણે અમો હતાં તે ઘર આગળ આવીને ઘોડો રોકયો, એક કુદકે જીણ પરથી કુદીને પોતે નીચે આવ્યો, અને તે ઘરના ઓટલા પરના ભાગતુટા કટેરા સાથે તે ઘોડાને બાંધ્યો. તે પછી તેણે બીડી સલગાવી, અને કોઈની વાટ જોતો હોય તેમ ફટાફટ પોતાના હાથમાંનો ચાબુક પોતાના પગ પરજ લગાવતો, તે અમો હતાં તે ઘરની આસપાસ ફરવા લાગ્યો.

"મને લાગેછ કે એ અત્રે કોઇને મલવાજ આવેલો છે. કોઇની વાટ જોયછ," મેં બીડાને કાને લાગીને કહયું; "હવે આપણે નીચે ઉતરી જઇએ કે અહીંજ થોભ્યે?"

"સબર કરો બાઈ," તેવાંમાં બીડાએ માહરૂ ધ્યાંન ખેંચ્યું; "સાંમેનાં ઝુપડાંનું બારણું ઉંઘડેછ?"

હવે ખરેખર તે બારણું ઉંઘડયું, અને કમ્મરમાંથી વળેલો એક આકાર મુશ્કીલથી ચાલતો અમો હતાં તે ઘર તરફ આવતો દેખાયો! અલબત, તે ઝુપડું આ મકાનથી થોડુંક છેટે

હતું, અને વચ્ચે એક મોટું ખેતર હતું, એટલે કોણ આવેછ તે તરત જોઇ કે ઓળખી શકાય એમ ન હતું, તોપણ બીડાએ પોતાની હરણી જેવી ચતુર ચક્ષ્મોથી ડોળો ખોબીને જોયું, અને તરત પોકાર્યું, "પેલી બુઢીજ છે! તેજ આએ તરફ આવેછ!"

"ત્યારે તો તેજ આએ જવાંન ગ્રહસ્થને મળવા આવવાની હશે," મેં કહયું—અને તરત મારૂં માથું તણુકયું કે આએ કોઇ નવી લુચ્છાઇ હોવી જોઇએ. આવો એક કોઇ સારે ઘરનો ગ્રહસ્થ માણુસ આવી એક રખડેલ ભમાતુને છુપોછાંનો એમ અહીં સુધી મળવા આવે એજ શું બતાવે? અમો, તેથી, પાછાં પાછલી ગમની બારીએ ગયાં, કે જેથી એ બેઉને મલતાં અમો જોઇ શકયે. તે ગ્રહસ્થ, અમોએ જોયું કે, બરાબર અમારી બારીની નીચેજ એક મોટા પથરા પર પગ પ્રસારીને બીડી પીતો બેઠો હતો, અને ત્યારે બને તો એ શું કાવત્રું છે તે જાંણી અને કાનોકાન સમજી લેવા અમે બેઉ તરત કાનપર પડી એકમત થઇ, જરા બી ગડબડ કીધા વગર, નીચે ઉતરી ગયાં, જ્યાં જઈ અમો તેજ તરફની ભોંયતળ્યેની બારી આગળ છુપાયાં, કે જેવામાં મેં તે ગ્રહસ્થને ખુશ મિજાજે બોલતાં સાંભળ્યો, "કેમરે ડોસી, તેં તો મને ઘણો ખોટી કીધો?"

"ઘણા ખોટી શાંના કીધા?" તે ડોસી (ઘરડી બૅટી) તરડાઇ; "મેં માહરી સાઇડમાંની બારીએથી તમોને ઘોડાપર આએ તરફ આવતા જેવા જોયા તેવી તો હું નીકળી, પણ હું ઘરડું મનીખ તે કાંઇ તમારી કાંની ઘસી ધામીને ચાલી શકવાની હતી? આખર કરે વળતાંજ પાણી કેની?"

"વારૂં, વારૂં," તે જવાંને જરા અધીરાઇથી નાંખતી સાથે કહયું, "પણ તૈયાર છે કે? તું લાવીછ કે સાથે?"

"હા," તે ખુંની બુઢયાએ જવાબ આપ્યો; "પણ તમે રકમ લાવ્યાછ કે?"

"હા, રકમ વગર તું આપે તેવી સુમારી થોડીજ છે કે નહીં લાઉં?" પેલો હસ્યો.

"એવાં કામમાં ઉધારની વાતજ નહીં!" તે બેઠેલાં હાચાંની અરધી ઘોરમાં પોંહચી ચુકેલી બુઢયાએ બજીદાઇથી કહયું; "અહીં તો પહેલું દામ ને પછીજ કામ!"

"લે આએ ત્યારે! જો, બધા સુનાના સૉવરીન છે," તે ગ્રહસ્થે દેખીતી રીતે એક મોટી રકમ તેણીને પાસ કરતાં કહયું; "તેં ના કહયું હતું કે બેંકનોટ વટાવવાની તુંને ઘણી જેહમત થાયછ તેથી તાહરા માંગવા મુજબ બધો રોકડ અવેજજ લેતો આવ્યોછ."

તે કમીની બુઢયાએ તરત પોતાના સુકાયલા, સોહરાયલા, ચીમરાયલા, પતલી દીવાસળી જેવા હાથો, એ સાંભળતાં સાથે, અજબજેવી આતુરતાથી લાંબા કરી તે ઠેલી પકડી લીધી! તે આજે મરે ને કાલે બે દાહડા થાય તેવી હતી, તોપણ તુચ્છ પૈસાની તેણીની તૃષ્ણા જરાએ હજી ગઇ ન હતી. તે આ ખુંની ધંધામાં ઘણુંક ધન આ આગમચ મારી ચુકી હતી, તો બી અસલવારે તે જે ભીક્ષુક હતી તેજ આજે બી હતી! તે હરાંમ ઇસ્લતનું કમાવેલું ધન આવીને કયે રસ્તે તેના હાથમાંથી પાછું ઉડી જતું હતું તે તો તે પોતે પણ મુતલગ જાંણી શકતી ન હતી!

"કેટલા છે?" તે ડોકરીએ તે ઠેલી સ્વાધીન લેતાં પુછયું.

"આપણા વચ્ચેના કરાર મુજબના."

"પણ કેટલા?"

"પચાસ—વળી બીજા કેટલા? તાહરે જોઇએ ને નહીં વિશ્વાસ આવતો હોય તો ગણી લે!"

"કાંઇ જરૂર નથી," તે ડોકરીએ કહ્યું. "તમારા જેવા મોટા માણસનો ઇતબાર થવોજ જોઇએ. હવે આએ લેઓ. આએ બૉક્સમાં પોણુસો લૉઝેનજીસ છે, અને એ સંભાળથી રોજ અકેક કોકો કે કૉફીમાં પીગલાવીને આપવામાં આવે, અને તેથી જો બે મહીના આખર થવા આગમચ તમારા શત્રુનો આંકો નહીં આવી જાય તો માહરૂં નામ "ડેમ બૅટી" નહી!"

મેં બીહીધેલી અદાએ બીડા તરફ જોયું, અને તે ખવીસ ખુંનીની આએ નવી ખુંની યોજના પકડતાં અમો અમારાં આખાં તન બદનમાં કમકમ્યાં! એ રીતે તો ઝારાની લુચ્છી મમાઈ આ લૉઝેનજીસ વડે, તે ઘણાં મોઘાં દામે વેચીને, લોકોનો જાંન લેવાનો વરસોથી ધંધોજ લઈ બેઠેલી હતી, અને અત્યાર સુધીમાં તે દોજખની દાકણ કેટલાં બધાં ખુંનનો બોજ પોતાની પાપી ગરદન પર લઇને ફરતી હોવી જોઇએ?

"પણ તાહરી તદ્દન ખાત્રી છે કે એ ખરેખર એટલાં બધાં અકસીર ને અસરકારક થશે?" પેલાએ પાછું હજી અંકે કરાવ્યું.

"ખચ્ચીતજ! એ કાંઇ માહરો આજનો ને પહેલોજ અનુભવ નથી!" તે જીવતી ડાકણે મગરૂરી લીધી. "એજ જોવોની કે તમે મને વરદી કરી ગીયા પછી એ બનાવતાંજ મને કેટલો બધો વીલંબ લાગ્યો! કમમાંકમ ત્રણ અઠવાડયાં વેર એની પછવાડે લાગત માહરે મજુરી કરવી પડેલી છે!"

"પણ પેલી બીજી ઓરત જે તાહરા હાથ આગળ કામ કરવા રહેલી છે તે કાંઈ પાંમી તો નહીં ગઇ હોય?" પેલાએ જરા ફકરમંદ સવાલ કર્યો.

"તે શું પાંમી જતીતી—ધુળ?" તે દદા કદરૂપું હસી; "એવી તો માહરા હાથ તળે કાંઇકિ દુકતીઓ આવી ને કાંઇક ગઇ! એ વિશે તમારે બીલકુલ બેફીકર રહેવું. માહરે માહરી પોતાની બી સલામતી સાચવવાની છે કેની?"

"ઠીક ત્યારે, ઘણું સમાલજે," પેલાએ પાછી છેલ્લી તાકીદ કરી. "એક વખત એ વાત જો જાહેર થઇ ગઈ તો માહરા જેવા કડકા બાળુસોને મદદ કરવાનો આએ તાહરો નામીચો ધંધો કડાકરી બીસકોટ માફક ભાંગી પડશે, અને નફામાં તુંને મરતે દહાડે ત્રણ લાકડાંપર હીંચ ખાવી પડશે!!"—અને જરા થોભીને—"પણ તાહરી ખાત્રી છે કે ડાકટરો વટીક ઝેર આપવામાં આવ્યુંછ એમ પારખી શકવાના નથી?"

"એમ ડાકટરો પારખી શકતા હોતે તો હું અત્યારસુધી જીવતી બી હોતે ખરી કે?" તે ડોસી પાછું કદરૂપું હસી. "એ ધંધાપર તો મેં આએ કાળાના ધોળા કીધેલા છે! ફક્ત કોઇ બાવરચીને તમારે હાથમાં લેવાનો છે. સુપ, કૉફી, કોકો કે ચા ગરમગરમ હોય તેવામાં તે કપમાં જો એ નાખવામાં આવશે, તો તેજ ઘડીએ પીગળીને બેમાલુમ થશે."

"ને ટેસ્ટ બી મુતલગ બગડશે નહીં?"

"જરા બી નહીં!" તે ઘરડી વાંદરીએ ખાત્રીપુર્વક જવાબ કર્યો. "એવી સાથનું જે પકાવેલું હોય તેમાં બી નાખવામાં કશી હરકત નથી. પહેલાં પખવાડયાંમાં એકેક આપજો, અને પછી દહાડાનાં બબે બી આપી શકાશે. જો કોઇ દહાડો એક આપવાનું ચુકી જવાય તો બીજે દહાડે બે સામટાં અપવાં, નહીં તો અસર નબળી પડી જશે. જેમ ચાલુ પાણીના મારાથી એક ખડક બી ધોવાઈ જાયછ તેમ એ રોજ ચાલુ આપ્યા કીધાથી દોઢથી બે મહીનામાં તો આંકો આવી રહેવોજ જોઇએ!"

"પણ તાહરી ખાત્રી છે?" તે ગ્રહસ્થ કે જેને એક "ગ્રહસ્થ"નું નામ ને એલકાબ છાજેજ નહીં, અને એક ખુંની રહ્યનનો એલકાબ વધારે પેશ આવતો હોવો જોઇએ તેણે અજબ અજબ થતાં હજી શંકાશીળ પુછ્યું; "તાહરી ખાતરીજ છે કે જ્યારે જીંદગીની ઓટ થઇ જતી પકડાશે ત્યારે વટીક કોઈ છુપાં ઝેરથી એ મરણ નીપજાવવામાં આવ્યુંછ એમ કોઇ કાબેલ તબીબ બી પણ પારખી શકવાનો નથી?"

"હું તેની જોખમદાર!" પેલીએ પોતાની છાતી પર હાથ મુકીને કહયું, "ડાકટરને વહેમ ભલેને જાય પણ તે કાંઈ બી પુરવારી પકડી શકવાનો નથી, ને મરણ થવા પછી લાશ ચીરીને તપાસવામાં આવશે તોબી ઝેરનો કોઈ પત્તો મલવાનો નથી. જેને એ આપવામાં આવેછ તે એટલો રફતે રફતે બીમાર થાયછ, અને એટલું ધીમે ધીમે દીલ નાંખી દેછ કે ડાકટરો એ "ત્રોરી" સિવાય બીજી કોઇ બીમારી ધારી શકતાજ નથી! લે ચાલો, હવે બીજું કાંઇ પુછવુંછ?"

"કાંઇજિ નહીં," પેલાએ હવે પુરો સંતોષ પામી જવાબ કર્યો; "ચાલ, ત્યારે હવે સાહેબજી."

"ફત્તેહ કરો!" તે દુષ્ટ ડોસીએ આશિષ આપ્યા.—અને તે બન્ને કમજાતો તે પછી તરત છુટાં પડયાં. પેલો ઘોડેસ્વાર થઇને આવ્યો હતો તેમજ ચાલી ગયો, જ્યારે ઘરડી બૅટી પોતાના હાથ માંહેલો જોખમ પોતાની છાતી આગળનાં પહેરણમાં છુપાવીને લંગડાતી ઘસડાતી ચાલી ગઇ, અને તે ઝુપડાંની અંદર જવા પછી તે ઝુપડાંનું બારણું પાછું બંધ થયું.

એ પછી અમો એકલાં પડયાં, કે જ્યારે એ નવી કોઈ ખુંની યોજના માટે અમો કેટલાં કમકમ્યાં ને કેમ પોતપોતા વચ્ચે અજબ થયાં તે પાછું વીસ્તારીને કહેવું જોઇશે?

"જાંણે ખોદાયે અત્રે વેળાસર આપણુને બેઉને લાવીને આએ કોઈ નવા ગુનાહનાં ગવાહ બનાવ્યાં છે!" મેં બીડાને અમો એકલાં પડતાં સાથે તુરત કહયું. "ખોદા કરેને એ ખુંની યોજના કોણને વાસ્તે છે ને આએ નાલાયક આદમી કોણ છે તે આપણે જાંણી શકયે, કે જેથી એક કોઇ નિર્દોષ કાજગરો જાંન આપણે બને તો બચાવી શકયે!"

"હવે તો આપણા ટાંટયામાં એવડું જોર આવ્યું!" બીડાએ ઝનુનથી કહયું; "પચાસ ગીની બદલ એણે આએ ઝેરી લૉઝેન્જીસ આજે બી વેચેલાં છે તેવું જો આપણે એને જાહેર કરશું તો એ તરકટ પકડાયલું સમજીને તે નાપાક બુઢી ઘણો ડર ખાઈ જશે, અને આપણે બુરા પાર્કસના સંબંધમાં જે જે એકરાર તેની કને કરાવા ચાહીશું તે કરાવી શકશું!"

"ઝારાનો ઘણો વાંક છે," મેં થોડા ગુસ્સાથી કહયું, "જો એ વચ્ચે નહીં પડી હોતે

તો આએ આગમચ મેં એ ખુંની કસાઇનો ધડોલાવડો કરીજ નાંખ્યો હતો, અને એવાં બીજાં જબુન ખુંનોને વાસ્તે એ દોજખી ડોસી અત્યાર સુધી જીવતેજ નહીં; પણ હવે ગમે તે થાય પણ હુ ઝારાનું માનવાની નથી. એક વખત મને જે જોઇએ છે તે એકરાર એને મોંઢેથી કરાવી લઇને પછી એને ધારાને સપુર્દ કરવીજ જોઇશે. તેમ કરશું તો આએ ધરતી પરથી ઘણો ગુનાહ ઓછો થશે!"

"એનો બી શું વાંક કહાડયે?" બીડાએ વિચારવંત કહયું, "જ્યારે મોટી મોટી રકમો બદલ એનું ઝેર વેચાતું લેનારાં આવાં પલીદો જોઇએ એટલાં મળી આવે, ત્યારે એવી એક કસાઇને એવી લાલચો થયા કરે એમાં અજાયબીજ શું છે?"

એ પછી અમો પાછાં ઉપલે મજલે જઇને ધરડી બૅટીનાં ઝુપડાં તરફની બારી પકડી ઉભાં. અમે એમ નજદીક બેથી ત્રણ કલાક છુપી નીગાહ રાખી, અને અંતે અમારી તદન ખાત્રી થઈ કે પેલી બુઢી અને તેની ચાકરડી સિવાય ત્રીજું કોઇ ઘરમાં હતુંજ નહીં. ઘરડી બૅટી અંદર જવા પછી તે ચાકરડી બે ત્રણ દફા બારણું પાછું ઉઘાડી કાંઈ ને કાંઈ કામેકાજે બાહેર આવી હતી, અને મને લાગ્યું કે બીહવાનું જે હતું તે એ મરેહાલ ડોસી કરતાં તેની એ લઠ ચાકરડીથીજ વધારે બીહવાનું હતું!

"તમે તમારે ચાલો, આપણે ધસારો લઇ જઇએ. તમે બીહયા ના કરો, બાઇ," બીડાએ ઘણી ઉશ્કેરણીના ગુસ્સાથી માથું ફફડાવીને કહયું; "માહરામાં એક વાઘણ જેવુંજ જોર ને ઝનુન છે; પણ તમે તો અંધારૂં થાય ત્યાં વેર થોભવા કેહતાતાં તે?"

"હા, બીડા, તેજ હજી બી માહરો વિચાર છે. મને લાગેછ કે તેજ ઘણું બેહતર થશે, તેથી હાલ તો આપણે જઇએ ને સાંજેજ પાછાં આવશું," મેં સુચવ્યું.

અમો, એ ઉપરથી, તુરતવેળા તો જતાંજ રહયાં. તે બુઢયા કે તેની નોકરાંણીનાં જોવામાં નહીં આવ્યે તેવી ફીસમે તે ખંડીયરોની પાછળી બાજુથી અમો જેમ આવ્યાં હતાં તેમજ એક લાંબો ચકરાવો લઇને પીટર્સફીલ્ડની સડક ઉતર્યાં, અને અમારાં હોટેલમાં આવી પુગ્યાં. અલબત, આખે રસ્તે અમોએ એની એજ વાત કર્યા કીધી. બુઢી બૅટીની નવી ખુંની યોજનાની અમોને માહીતી મલેલી હોવાથી બીડા ખરેખર ઘણી ઉશ્કેરાઈ આવી હતી, અને હું પણ ઘણી હીંમતથી ઠરાવવંતી થઇ ગઈ હતી.

અમો જઇને જમ્યાં, અને પછી સાંજે છ વાગે પાછાં તૈયાર થયાં. મેં માહરાં આંગપર જે જે દર દાગીણા થોડા ઘણા હતા તે ઉતારી નાખ્યા. માહરૂં ઘડીઆળ વટીક મેં કાઢી નાંખ્યું, અને ગજવાંમાં ઘણો જુજવી રોકડ અવેજ રાખ્યો, જે પછી અમો બંને હીંમત કરીને હોટલમાંથી, ફરવા જતાં હોઇએ તેમ, બાહેર પડયાં.

---

## પ્રકરણ ૧૨૮.

અને અમો જયારે બુઢી બૅટીનાં ઝુપડાં તરફ પાછાં પોહચ્યાં ત્યારે દુરથી અમે તેમાં બતી બળતી જોઇ. બારી બારણાં તો બંધજ હતાં પણ એક બાજુની બારીનું એકાદ વીનીશન ખુલ્લું રહી ગયું હશે તેમાંથી અંદર બતી બળતી પ્રગટ જોઇ શકાતી હતી.

"હવે શું જઇને હીંમતથી આપણે બારણું ઠોકયે?" બીડાએ પુછ્યું.

"જરા ધીરી પડ, બીડા," મેં સમજાવ્યું; "હાલ તો આએ ઝાડને ઓઠે આપણે જરા બરાઇજ રહીએ, અને તેટલાં જો પેલી નોકરાંણી કામેકાજે કાંઇ બાહેર આવી લાગે તો——"

પણ હજી તો હું જુતની વાત કરૂં તેટલાંજ તે જુતણી બાહેર નીકળી આવી, ઝુપડાંનું બારણું ઉઘડયું, અને છેલ્લા દમથી આખર થતા ઝઝકલાંનાં અંધારાં વચ્ચે અમે જોયું કે કાંઇક લાકડાં ઘરમાં લઈ જવા અમો જ્યાં ઉભાં હતાં તેજ બાજુએ તે આવતી હતી. આ તો અમને જે જોઈતું હતું તેજ થયું! તે ઝુપડાંનું બારણું પોતાની પછવાડે ખુલ્લું મુકીનેજ આવી હતી, અને અમારીજ ભણી તે આવતી હતી એટલે થોડોક વાર તો દમ લેવાનું પણ જાંણે અમે મોકુફ કરયું, અને જેવી અમારી આગળથી તે પસાર થઇ ગઈ કે મને આંખની ઇસારત આપી બીડા એક વાઘણની છલાંગથી તેની પીઠ પર ઉછળી! ખરેખર તે વખતે તેનામાં ને માહરામાં એટલું જોર ને ઝનુન કાંહાંથી આવી ગયું હશે તેજ માહરી આજે પણ અજાયબી છે. તે નોકરાંણી જીપસી એક ઘણી મજબુત બાંધાની ખડતલ ઓરત હતી, અને જોરેમંદ બીડાની મને હીંમત ને કુમક નહીં હતે તો તે તો મને પીસીજ નાખતે!

બીડા તો, મગર, તેને જમીન પર પટકીને તેની છાતી પરજ ચઢી બેઠી!

"એક જરા બી અવાજ કહાડ કે ગરબર કર," બીડાએ ઠઠરાવીને કહયું, "અને આએ આગળાંજ તાહરાં ગલાંમાં આરપાર ચલાવી દેવશ! અમે બે એકલાં નથી. હજી તો બીજા છ જણ આસપાસ છુપાયલા છે!"

"પણ શું કરવા? મેં શું કીધું?" તે ઓરત ઘણી ગભરાઇને ગગલી પડી. તે આ અચબુચા હુમલાથી ગભરાઇજ એટલી ગઇ હતી કે કેટલોક વખત તક તો તેની જબાં વટીક ઉપડી શકી નહીં!

"બધા ત્યારે અમોને ખરાજ જવાબ આપજે ને અમો તુને કાંઇ ઇજા કરવાનાં નથી," મેં હવે આગલ પડીને હુકમ કરતી ઢપે થસ્સાથી કહયું.

"પુછો, પુછો!" તેણે કાકલુદી કરી.

"બોલ, ત્યારે, આએ ઝુપડાંમાં તાહરી ઘરડી શેઠાંણી ઉપરાંત બીજાં કોણ કોણ છે?"

"કોઇ બી નથી! હું સાચ્ચુંજ કેહુંછ," પેલીએ કાલાવાલા કરતી ઢપે જવાબ કર્યો.

"વારૂં, કોઇ હમણાં આવે એમ છે? કોઇની આવવાની કંઇ વકી છે?" બીડાએ પુછ્યું.

"કોઇ નહીં, કોઈજ નહીં; અત્યારે કોણ આવે?" તેણીએ જવાબ કર્યો—અને તરત વિનંતીથી વધારયું, "ખોદાને વાસ્તે તમારો અંગુઠો માહરાં ગળાં આગળથી ખીસાડો, માહરૂં ગળું ઘણું ગુંગલાયછ!"

"હવે ત્યારે એને ઉભી કર, બીડા! એને આપણે આએ ઝાડનાં ઠડ સાથે હાલ તો બાંધી લઇએ."—અને પછી મેં ખાત્રી આપતી કીસમે વધારયું, "તું જો અહીં ગુપચુપ ગગડી રહેશે તો અમે તુને કોઇ બીજી ઇજા કરવાનાં નથી. હું માહરાં માણસોને કહેતી જવશ તે તાહરી પર ચોકી રાખશે, અમે ફક્ત દશજ મિનીટમાં પાછાં આવીને તુંને છોડશું."—અને

તાજુબ કે અમે ઘણું જણું હતાં એવો જે તોલ્લો ચતુર બુધ્ધીની બીડાએ આવતાં સાથે મારી દીધો હતો તે ખરો હોવાની ભ્રાંતીથી તે ઓરત અમારી સામે મુતલગ થઇ નહી. તે બીહીજ ઘણી ગઇ હતી. તે સમજીજ નહીં શકી કે અમો કોણ હતાં ને એ શાંનો ઘસારો અતરે લાવ્યાં હતાં. અમે, તેથી, એવી કોઇ ગણત્રીથી જે મોટું દોરડું સાથે લેતાજ આવ્યાં હતાં તેમાંથી એક વીટો કાઢીને તે વડે હવે તે ઓરતને તેજ ઝાડ સાથ સીકડીને બાંધી લીધી.

"હવે તાહરી સલામતી બધી તાહરી પરજ આધાર રાખશે," બીડાએ પાછું કહ્યું. "તું બુમ માર ને તેજ ઘડીએ અમારી સાથવાલામાંથી કોઇ બી તુંને ગોળીએ વીંધી નાખશે!"

"હું નથી બોલવાની! હું નથી બુમ પાડવાની!" પેલીએ ઠઠરી જઇને કહયું—અને પછી ત્યારે ત્યાં વધુ ખોટી નહીં થતાં અમો એકદમ ઝુપડાંમાં દોડયાં. એકજ પળ—અને અમો અંદર ધસી ગયાં. જ્યારે ઘરડી બૅટી જે આગળના ઓરડામાં એક નાહનાં સ્ટુલ પર અરધી ઝુકતી બેઠેલી હતી તે અજબ થતી ચમકી ઉઠી!

મેં, એમ છતાં, આગળ ધસી જઇને તેને ગલચીમાંથી પકડી.

"પાપી ઓરત, હવે તાહરો વખત ભરાઇ ગયોછ," મેં ગુસ્સાથી કહયું; "હું બધાં તાહરાં પાપો જાંણી ચુકીછ! તું મને ઓળખેછ કે નહીં?"

તે બુઢીની આંખના ડોળા, એ સાંભળતાં, જાંણે ડરના મારયા નિકળીજ પડતા હતા! તે દધાયલી, બીહીધેલી મને ટકટક જોયા કરતી હતી. કાંઇ શક નહીં હતો કે તે જોતાં સાથે મને ઓળખી ચુકી હતી.

"ને હું આવેલી છું," હયાં બીડાએ આગળ પડીને તેને બેવડી ભડકાવી.

"નીમકહરાંમ દગાબાજ," હવે બીડાને જોતાં ને ઓળખતાં તે ઘરડી વંત્રીની જભાં એકદમ ઉપડી. તે પોતાની જાતવાલીનો આ દગો જોઇ ઘણીજ ગુરસે થયલી લાગી.

"દગલબાજ?" બીડાએ ગગડાત કર્યો; "તાહરાં હૈયાંનેજ પુછ કે ખરી દગલબાજ કોણ છે—તું કે હું?"

"તાહરી ચાકરડીને તો અમે બાંધીરૂંધીને ખેતરમાં લાંબે નાંખી આવ્યાંછ, અને હવે તાહરી પાપી મદદે કોઇ આવવાનું નથી!" હયાં વળી મેં હવે થથરાવી. "બોલ, હવે તું શુ કેહછ? જેટલું તાહરૂં પાપનું મોંહું ખોલીને ખુલ્લેખુલ્લું કેહેશે તેટલો ખરૂં કરીને જાંણજે તાહરી સજાનો બોજ હલકો થશે. તાહરાં બધાં પાપો મને ખબર છે. ખુંની કંગાળ, છેક આજે બી તેં તાહરાં ઝેરી લૉઝેનજીસ પચાસ ગીની બદલ એક તાહરા જેવા ખુંની લુચ્છાને વેચેલાં છે, અને તેની મજબુત પુરવારીઓ અમારી પાસે છે!"

આ ફટકો માહરા ધારવા કરતાં પણ ઘણો મજબુત થઈ પડયો, અને તે, એ સાંભળતાં, અમો બંનેના હાથમાંથી છટકીને ભયનાં એક ડચકાં સાથે જમીનપર ફસડાઇ પડી!

"ઓ મીસ પર્સી, મને માફ કરો! મને બચાવી લેઓ! માહરી પર દયા કરો! માહરા જેવી એક નાતવાન ઘરડીનો જાંન લઇને તમે શું નીહાળ થનાર છો?" તેણીએ રડીને કાકલુદી કરી.

"ત્યારે હું તુંને જે પુછું તેના તુ મને સાચ્ચાજ જવાબો આપશે?"

"હું સાચ્ચુંજ કહેવશ," તેણીએ તનબદનમાં થરથર ધ્રુજતાં બંને ધ્રુજતા હાથો જોડીને કહયું.

"બોલ, ત્યારે આજે તેં જે આસામીને ઝેરી લૉઝેનજીસ વેચ્યાંછ તેનું નામ શું છે?"

તે મોહત જેવી ફીક્કી પડેલી બુઢયાએ માહરા ચહેરામાં ટકટક જોયું.

"તે નામ હું તમોને કહેવશ તો ગેરંટી શું છે જે તમે તે છતાં પછીથી મને ફસાવશો નહીં?" તેણીએ પુછ્યું.

"કંગાળ, ફસાવવા માંગુ તો એ વગરજ શું અમારી પાસે તાહરાં પાપોની પુરતી જુબાની નથી?" મેં ગુસ્સાથી કહયું; "તેં આએ બીડાને ઝેરી લૉઝેનજીસ માહરો જાન લેવા વાસ્તે આપ્યાં હતાં તેજ તુને ફસાવવાને બસ નથી? પણ માહરે તો તાહરી ઝારાને ખાતર તુને બને તો હજી બી ફસાવવી નથી, પણ બચાવવી છે. તું બધું કબુલ કર, અને હું તને સરકાર તરફના માફી પાંમેલા શાક્ષી તરીકે રજુ કરાવીને બચાવી લેવશ. અમારી મકસદ તો ફકત તાહરા પાપી હમશરીકોનેજ તેમની લાયક ફેજે પુગાડવાની છે!"

પણ હજી તે આનાકાંની કરતી દેખાઇ! એમ છતાં અમારા ચેહરામાં ઠરાવ અને મજબુતીજ જોઇને અંતે તે બધું કબુલ કરવા ચાહતી હતી અને કબુલ કરવાજ જતી હતી, તેવામાં, અફસોસ, માઠાં ભાગ્યે બાહેર જોશથી દોડતાં આવતાં પગલાં વાગ્યાં, અને અમે બંને જણે બીહીને પાછું ફરીને જોયું તો તે કોઇ બે રફયનો—દેખીતા એ ભમાતુ જીપસી જાતના આસામી—હતા. તેઓ એકદમ અંદર ધસી આવ્યા, અને એક પળમાં તો અકેક જણે અમો અકેકને પકડીને પોતાની ખવીસ જેવી જોરાવર બાઠમાં ગીરફતાર કરી દીધી!

"પકડો! બાંધો, ચીરી નાંખો!" પેલી ઘરડી વંત્રીએ હવે ફત્તેહની ખુબ ખુશાલીમાં આવી જઈ ચીસે ચીસ પાડી, અને તેવામાં તો અમો જે નોકરાંણીને ઝાડ સાથ બાંધી આવ્યાં હતાં તે પણ અંદર છેડાયલી નાગણ જેવી ધસી આવી!

"તું મને બાંધી ગઇતીની—તું?" તેણીએ આવતાં સાથે ગરીબ બીડાનાં નાકપર જોરથી એક મુક્કી મારીને કહયું--ને પછી તે તેવીજ ઝનુની માહરી પાસ ધસી આવી; 'તમો બેઉ દાકણીઓના આંખના ડોળાજ ખેંચી કાઢવાનું માહરૂં ઘણું મન છે!"--તેણીએ તેમ લગભગ ઍકટીંગ કરી બતાવતાં વધારયું.

"દુર રેહ! દુર રેહ!" મેં પેલા રફયનોના હાથમાં અફડાતફડી કરી મેલતાં લાત ઉઠાવીને બુમ પાડી; પણ બધાં તે ભેગાં દેવસ્તાંન આગળ અમો બે નિરાધાર છોકરીઓનું શું ચાલે? તરતજ અમારા હાથ અમારી પછવાડે બાંધી લેવામાં આવ્યા, કે જ્યારે બીડા તો એટલી ઉશ્કેરાય કે તેનો પારજ નહીં હતો! તેણીની આંખમાંથી તો ગુસ્સાના જાંણે ઉપરાસાપરી જવાલાજ નિકળી પડતા હતા!!

"બીજું કોઈ છેજ નહીં," પેલી ચાકરડીએ ઝનુનથી પેલા બે તરફ ફરીને કહયું; "હું બધું ખેતર ફરી આવી. એ તો મને બીહીધરાવા ને ચુપ કરવાજ એ વંત્રીઓએ એમ કહેલું કે બીજા છ ચોકીમાં છે."

"એમ કે ?" ઘરડી બૅટીએ વધતાં ઝનુનથી બખાલ્યું; "ત્યારે ચાલી ચલાવીને અહીં એ બેઉ મરવાજ એકલી આવી શું ?"

"અમે તો ફરતા ફરતા અચબુચ આજે અહીં તુંને સેહેજ મલવા નીકળી આવ્યા, ડોસી !" પેલા બેમાંના એક જંગલીએ કહ્યું; "મેં આપણા કાળા નૅડને કહ્યું જે ચાલ જરા આજે ઘરડી બૅટીને તેનાં ઝુપડાંમાં મળી આવ્યે, અને જાણે ખોદાએજ અમોને આએ તરફ તાહરી મદદે મોકલ્યા !"—અને તે ગમત પામી ઘુમ હસ્યો.

"અમે તો અમારી ભોલાઇમાં સીધા પાધરા ઝુપડાંમાંજ ચાલી આવતાતા, તેટલાં 'મદદ! મદદ!' ની ગુંગલાયલી બુમો અમારે કાંને આવ્યા કીધી," પેલો કોઈ કાળો નૅડ કે જે ખરેખર તડકાંના તપોટામાંની ચાલુ ભમાતુ જીંદગીને લીધે કજરાઇને કાળો મસલોટાં જેવો ને કદરબીહામણો થઈ ગયો હતો તેણે હ્યાં વળી વચ્ચે તાપસી પુરી. "અમે પહેલાં તો કાંઈ ધ્યાન તે બુમ પર આપ્યું નહીં ને કાંઇ સમજ્યાજ નહીં, પણ પછી મેં જૉનને કહયું કે 'કાંઇબી છે ખરૂં,' અને જઇને જોઇએછ તો આએ બંધાઈરિંધાઇને પડેલી! પછી એણે જે કહયું તે પરથી તેને ઝપઝપ છુટી કરીને અમે લોકો આએ બાજુએ તાહરી મદદે દોડતા આવ્યા !"

"અરે, એ લોક નહીં આવતે તોબી હું તો દોરડું કરડી કરડીને બી પા કલાકમાં છુટ્ટી થઈ જતે!" પેલી દેવેનામદેવ નોકરાંણીએ માહરાં માથાંમાં મુકી ગુમાવીને ઘણુંજ ખારીલાં જીગરે કહયું, જોકે તે મુક્કી માહરાં માથાંમાં મારવાની તેણીએ, અલબત, હીંમત કે સરકશી કરી નહીં.

"તમે એનાથી કે આએ લુચ્છાઓથી જરા બી બીહતાં ના, બાઇ," બીડાએ ઝનુનથી કહયું; "આપણે હાલમાં આએ તરફ આવેલાં છીએ એમ હોટેલમાં બાતમી આપીજ આવેલાં છીએ, તેથી જો આપણો એક બાલ બી એ લોક વાંકો કરશે તો એ લોકના દાંત ઉખેડી લેનારા બી આપણે માથે વાંસે પુરતા છે."

"હી–હી–હી! આએ દુકતી એમ કરીને આપુને બીહધરાવવાનું કેહેછ!" દાંત વગરની તે ઘરડી બોખીએ તુચ્છકારનું હસીને કહયું; "તું માહરી ઉધારીને મોટી કીધેલી માહરા પગનાં ગુઢણ જેટલી દુકતી, ને તાહરા કરતાં મેં પચાસ સાહાઠ વરસ વધારેજ કાઢેલાં છે! તમો બે આએ તરફ આવી તે જો હોટેલમાં કહીનેજ આવી હોતે તો બે એકલીઓ આવતેજ નહીં! તું શું પોરયાં સમજાવેછ?"

"અને એ માહરી વાત કદીને ખોટી બી હોય તોબી શું તું અમો બેને મારી નાંખવાની બપકી આપશે?" બીડાએ વધતો તુચ્છકાર કર્યો; "તું એટલાં બધાં ખુંન ને મોહતની જવાબદાર છે કે અમો બેનાં ખુંનમાં હાલમાં હાથ લપેટવાની હીંમત કરી શકવાનીજ નથી! તાહરે માથે તાકીદનું મોહત ગુમતું હોય તોજ તું અમોને કાંઈબી ઇજા કરજે!"—અને એટલું તો ખરૂં કે બીડા આ ખરેખર કાંઇ એટલાં ઝનુનથી બોલી કે પેલાંઓ પર દેખીતી તેથી ઘણી અસર થઇ, ને તે બધાં માંહેલે ભેદ થથરી ગયાં!

"કેમ, હવે આએ બે બગલાંઓનું તાહરે કરાવવુંછ શું, બુઢી?" કાળા નૅડે, એમ છતાં, તેને હવે સવાલ કર્યો. "તું કેહ તો અબઘડી બેઉની ડોકી કરર કરતી મરડી મુકયે. અમે કાંઇ

એ બે છછુંદરીઓનાં બીહીધરાબ્યાથી બીહી જવાના નથી!"

"અમે તો જાંણુતા બી નથી કે એ બે અહીં શું તોફાન મચાવવા આવેલીઓ છે!" બીજો બોલ્યો, "વાસ્તે એ લોકને મારવા કે બચાવવામાં તાહરી સલામતી હોય તે મુજબ તાહરે કામ લેવાનું છે, ડોસી."

"ત્યારે હાલ તો માહરે એક ઓરડામાં એ બેને બંધ કરાવવી છે," ઘરડી બૅટીએ કહયું, "કેમજે એ લોકોએ હમણાં એક જે વાત મને કેહી તે પરથી માહરે એક જણને મળીને એ લોકના સંબંધમાં મત કરવું જોઇશે. કાંહાં એ વંત્રીઓને કેદ કર્યે?"

"હું ધારૂંછ કે પેલો રખેવાલવાલો બીજો માલનો ઓરડો પાસેનાં આઉટહાઉસમાંનો ઘણો ઠીક પડશે," નૅડે સુચવ્યું; "તેની બારીને સળ્યા છે, અને બારણું ચપટ બંધ કરી લઇ શકાશે. ચોઠે દાહડે હું અહીં આયોતો ત્યારે ત્યાંજ જઇને જરા સુઇ ઉઠયોતો!"

"હા, હા, તેજ ઠીક પડશે," પેલો બીજો તરત એકમત થયો; "મજાહનો નાધલાં પાંજરાં જેવો ઓરડો છે, અને તેમાં એ પંખેરાંઓ ગમે એવી કુદાકુદ ને ઉડાઉડ કરશે તોબી બચવાનીઓ નથી."

અંતે બધાં એકમત થયાં, અને અમે જે ઓરડામાં આજે દીસાદીસ અમારી ખુશીથી જઇને છુપાયાં હતાં તેજ ઓરડામાં અમોએ જોયું કે રાતોવહી અમોને કેદ કરવામાં આવનાર હતાં!

"કાલા નૅડ," બુઢી બૅટીએ કહયું, "તું તે ઓરડાનાં બારણાં બાહર આજની રાત ચોકી કરજે. મને આએ દુકતીપર જરા થઇને ઇતબાર નથી."—અને તેણીએ ઝનુનથી પોતાની અણીયાળી પટલી આંગળી કરી મને બતાવી.—"એને મેં આએ આગમચ ઘણી વાર કેદમાં પુરેલી છતાં મને દરેક વખતે એણે સ્લીપ આપેલી છે. હું તુંને તાહરી મેહનતનું સારી રીતે સહવારે આપશ."

"હું ચોકી કરૂં ને એ તુંને સ્લીપ આપે? ખાધું પેટ ભરીને! એમ જો થાય તો હુ પોતે માહરૂં માથું ખાઈ જાઉં!"—કાળા નૅડે જુસ્સાથી કહયું.

"અને તું, જૉન બેટા," ઘરડી બૅટીએ હવે પેલા બીજા તરફ ફરીને કહયું, "એ લોકને ત્યાં કેદ પુરવામાં નૅડ દીકરાને મદદ કરીને તરત પાછો અહીં આવ. મને તાહરૂં કામ છે. માહરે એક જણ પર એક તાકીદનો પેગામ મોકળવો છે, જે તાહરે રાતોરાતજ લઈ જવો પડશે. તુંને બી તાહરી મેહનતનું મલશે."

"અને હવે, અમોએ જોયું કે, જેમ કાલાવાલા કરવાનું તેમજ સામાં થવાનું કે ધમકીઓ આપવાનું બીલકુલ ફુઝુલ હતું, એટલે અમો ગુપચુપ તે લોકોએ કહયું તેમ તે લોકોની સાથે ચાલ્યાંજ ગયાં.

"ખબરદાર! અમારાં આંગને હાથ લગાડવાની જરૂર નથી!" મેં ટસ્સાથી કહયું; "અમોને રસ્તો બતાવો ને અમો ગુપચુપ ચાલી આવશું."

"તે તો વળી સુન્ના કરતાં પીલું!" બ્લેક નૅડ હસ્યો; "એટલાં અમારાં પાંખડાં તુટવાનું બચ્યું! પણ તું જો કાંઈ એમ ધારતી હોય, છોકરી, કે અમોને સ્લીપ આપીને તું એમ કરી નાહસી જઈ શકશે તો તું મોટી ખતા ખાશે. તાહરે માંથે નાહેક મોહત ગુમતું હોય તોજ એમ કરજે."

અને પછી સરઘસ નિકળ્યું! ઘરડી બૅટી પોતે સાથે આવી નહીં. મેં પાછું ફરીને જોયું ત્યારે તે તો ઝુપડાંનાં બારણાંમાંજ ઉભેલી હતી, કે જ્યારે પેલી નોકરાંણી હાથમાં એક ફાનસ લઇને અમોને બધાંને રસ્તો બતાવતી, મોટી ફતેહનાં કપટ સાથે હસ્તી હસ્તી, આગળ આગળ ચાલતી હતી. અમો બે, એ દરમ્યાન, ગરીબ થઇને વચમાં ચાલતાં હતાં—અમારા હાથ અમારી પાછળ બાંધી લેવામાં આવેલા હતા, અને અમારી છેક લગોલગ બાજુમાં પેલા બે જીપસી રફ્યનો ચાલતા હતા.

---

## પ્રકરણ ૧૨૯.

અમો બીજે મજલેના તે બંધ્યાર બારીઓવાળા ઓરડામાં આવી પોંહચ્યાં, અને પેલી નોકરાંણીએ ફાનસ ત્યાંજ પેલી ટેબલપર મુકયું. એ પછી અમારા હાથ છોડી નાખવામાં આવ્યા, અને અમોને એકલાં છોડી તે બધાં જરા વારે બાહેર ગયાં.

"હું સલ્લાહ આપું છ, પોરીઓ, કે નાહસવા કે બચવાની તમે બેઉ વાંદરીઓ જરા બી કોશેશ કરતી ના!" બ્લૅક નૅડે જતાં જતાં અમોને ધમકી આપી તાકીદ કરી; "હું આએ બારણું બંધ કરીને બાહરજ આખી રાત જાગતો બેસશ. તમો એમ ના જાંણતાં કે હું એક જપ બી સુઇ જવશ, વાસ્તે મોહત ચેતો તો ઘણું સારૂં—પછી તો, બા, જેવી તમારી મરજી!" અને પછી તે સાહજન માહજન બધું બાહેર પડયું.

તેઓએ બાહેર જઇને બારણું જે અરધું ખખડી વખડી ગયલું હતું તે પાછું બંધ અને મજબુત કીધું, અને બાહેરનાં તેઓનાં ચાલુ ફાંફાં મારવાથી અમો જાંણી શકયાં કે આલડરાપોમાં ઝાઝું જોર નહીં જોવાથી તેઓએ નીચેથી કાંઇ સોટા લાવી, તેને દોરડાંઓથી ઓસ્તવાર બાંધીને તેના ઘણા મજબુત આલડ્રાપો બનાવ્યા હતા. એ પછી સઘળું ત્યાં પાછું શાંત થઈ ગયું, પણ નૅડ ગીત ગાતો ને વ્હીસલ કરતો ત્યાંજ ફરયા કરતો હતો એ તેનાં પગલાંના અવાજના ચાલુ સંસારાથી સ્પષ્ટ માલુમ પડી આવતું હતું.

તે રાત ઘણી અંધારી અને ઠંડી હતી, અને બીડાને વાસ્તે માહરો જીવ ઘણો બળી ગયો.

"માહરી ગરીબ બીડા!" મેં લાગણીભેર કહયું, "મેં તુંને કેવા જીવસટોસટ જોખમ ને મુશકેલીમાં લાવી મેળી!"

"ઓ, માહરી શું દરકાર કરોછ, વાહલાં બાઇ!" બીડાએ ખરાં દીલનાં જોશથી કહયું. "એવી અફાળજીકની જીંદગીનો મને તો વધતો ઓછો સહવાસજ છે. મને તો તમારોજ બળાપો ઘણો થયા કરેછ!"

"તું ઘણી ભલી છોકરી છે, માહરી વાહલી બીડા!" મેં તેને હેત અને હેસાંનથી પેટમાં ચાંપીને કહયું. "ખરી વાત છે કે આપણે થોડુંક ઉતાવળ્યું ને ઉછાછળું કીધું. એમ એકલીઓએ અહીં સુધી આવવાનો જોખમ આપણે કરવોજ નહીં હતો. આપણે ખચ્ચીત ઘણી મોટી ભુલ ખાધી. કોઇ બીજીજ તરકીબથી કામ લેવાનું જોઇતુંતું."

"હવે થયું તે તો થયું, બાઈ," બીડાએ ફીકકું હસીને કહયું; "હવે ઘોળાયલાં દુધ

પર રડીને શું કરશું ? પણ તમોને શું લાગેછ--પેલી ઘરડી વાંદરી જૉનને કોઇ પર પેગામ આપી જે આજે રાતે મોકળવાની છે તે કોણ પર હોશે ?"

"પેશો સહવારે આવીને પેલાં ઝેરી લૉઝેનજીસ ખરીદ કરી લઇ ગયો હતો તેના પરજ હોવું જોઇએ," મેં માહરૂં મત કહયું; "આપણે એ વાત જાંણેછ એમ જે એ બુઢીને કહી દીધું તેથી એ ઘણી તરખાયલી છે, અને તેને એ કહી દેવા ચાહતી હશે કે આપણે એ વાત જાંણેછ."

"ગમે તે થાય પણ ખુદા જરૂર આપણો બચાવ કરશે, મીસ," હીંમતવાન બીડાએ કહયું; "આએ આગમચ અનેક મરતબા તમો એ ડોસીને હાથથી બચી શકેલાં છેઓ, તો આએ વખત બી ખુદા જરૂર તમારો બચાવ કરશેજ."

"ખુદા કરે ને તેમ થાય !" મેં દુવા કરી.

રાત, મેં કહયું તેમ, ઘણી અંધારી અને ઠંડી હતી, અને ફેબ્રુઆરીનો પવન ઘણો જોશમાં ફુંકતો હતો. અમે, તેથી, કાચની બારીઓ બંધ કરી લીધી, પણ કાચ બી કેટલીક તરફ ગૅપ હોવાને લીધે ઠંડીથી બચવાનું જેવું જોઇએ તેવું સાંધણ અમો કને કાંઇ હતું નહીં. અમે, એ ઉપરથી, એક ખુંણાંમાં જેમ બન્યું એમ એક ભાંગીતુટી ખુરસીપર એકમેકનાં પાસાંમાં દબાઇને સાથે બેઠાં, કે જેથી એકમેકનાં બદનની ગરમીથી અમને ઠંડી નહીં લાગે. બ્લૅક નૅડ તો બાહેર ખુશાલ ફેરા ફરતો હતો, અને તે જે બીડી પીચતો હશે તેના હલકા તમાકુના વાસથી અમારો આખો ઓરડો કંટાલાભરેલી હદ સુધીનો બેહક બેહક થઈ ગયો. અમે, એ દરમ્યાંન, એકમેકના કાનપર પડીને બચવાનું ને નાહસવાનું કાંઇ થાય કે નહીં તેની ઘુસઘુસ યોજના કરતાં હતાં, પણ અમારી તલ્લાશનાં પરીણામમાં જણાયું કે બારીના સળ્યા જોઇએ તે કરતાં વધારે મજબુત હતા, ને બચવાનો કાંઇ માર્ગજ નહીં હતો, એટલે અમો કોટી કરીને તેજ ખુંણાંમાં આવીને પાછાં બેઠાં અને ફરજ્યાત દપટ પડયાં.

તે આખી રાત અમો બન્નેએ કોરા ઉજાગરાનીજ કાઢી. એક જપ અમોને ઉંઘ આવી શકી નહીં. કલાકો કેટલા મુશકેલ, કેટલા કંટાલાભરેલા, કેટલા ઠાકવી નાખનારા અમે ગુજાર્યાં તેનો વાંચનારાંઓને ખ્યાલ થઈ શકવાનો નથી. વળતી સહવારે અમારૂં શું થનાર હતું તે અમો હજી કાંઇ ચોકકસ પાયે જાણતાં નહીં હતા. પેલો પૈસાવાલો લુચ્છો જે દેખીતી રીતે કોઇ પોતાનાં અતલગનાં બેશીના જાંનપર ટાંપતો હતો અને તેનું ખુંન કરવા તૈયાર થઇ ગયો હતો તે, પોતાના જાંનની સલામતીને વાસ્તે, અમોને અત્રે જાંનથી નહીં ઉખડાવી નાંખે એ કાંઈ નહીં બનવાજોગ નહીંજ હતું. એવા કરપીણોને દયા કે પરીણામોની દુરઅંદેશી કદી હોતીજ નથી. વળી હોટેલમાં પણ તે રાત્રે અમે પાછાં નહીં ફરી શકવાથી ત્યાં અમો બે માટે કાંઇ અપજશ્યું ધારવામાં આવે એ ઘણું સંભવતું હતું, કે જે બધા ફકરમંદ ખ્યાલો વચ્ચે વાહલી બીડા મને ઘણોજ મોટો સધ્યારો ને હીમ્મત આપતી રહી. પરીણામમાં, તે છોકરી હવે મને એક બેહેન જેવીજ વાહલી લાગતી હતી.

અંતે સહવારનું ઝઝકળું બારીમાંથી ડોકાવીને ઓરડામાં દાખલ થવા માંડયું, કે જે વખતે અમો આખી રાત ભાંગીતુટી ખુરસીમાં બેસી રહેલાં હોવાને લીધે અમારાં બદનના સાંધે-

સાંધા અકડી ગયા હતા, અને કકડતી ઠંડીને લીધે દાંત કરરરર કરરરર વાગતા હતા! એમ છતાં, જ્યારે પુરતું ઉજાસ થયું ત્યારે અમો જેમ તેમ ઉઠયાં અને બારી આગળ ગયાં. ત્યાં નીચે સઘળું હજી એકાંત અને હરીહાક જેવું હતું, પણ જરા વારે પેલાં ઝુપડાંનું બારણું ઉઘડયું, અને ત્યાંથી પેલી નોકરાંણી એક હાથમાં પાણીની એક મોટી બાળદી અને બીજા હાથમાં એક બાસકેટ, કે જે પર કાંઇક કપડું ઓઢાડેલું હતું તે લઇને અમારી તરફ આવતી દેખાઈ.

"પેલી જાંહ છે તાંહ આપણેજ વાસ્તે કાંઇ ખાવાનું લઇ આવેછ," બીડાએ જોઇને કહ્યું.

"હા, મગર એ ઘરડી લુચ્છીનું મોકલેલું કાંઇ બી ખાવા કે પીવા આગમચ આપણને ઘણી સંભાળ લેવી જોઇશે," મેં ફકરમંદ કહ્યું; "જે બધી જાતના ઝેરમાં આટલી પ્રવીણ છે તેને આપણને ઝેર આપીને પોહતાં કરવાનું કાંઇ મુશ્કેલ થવાનું નથી!"

એવામાં જરા વારે બાહેરના આલડૂંપો ઉંચકાયા ને બારણું ઉઘડયું, કે જ્યારે નૅડ સાથે તે જીપસી ચાકરડી અંદર આવી.

"લેજો રે!" તેણે ફફડાતથી કહ્યું; "આએ થોડુંક ગરમ પાણી છે, ને આએ બુકબાચકો જોભરવાનું છે. તમારા જેવીઓને તો પગ તળે રોલી નાંખવી જોઇએ, તેને બદલે કોણ જાંણે શું છે જે માહરી બાઇ ભલી થઇને ઉપરથી ખાવાનું મોકળી આપેછ! હવે જરા વારમાં એક જણ તમો બેઉ દદાઓને અત્રે મલવા આવવાનો છે, અને તે આવ્યા પછી જે તમારો ઘડોલાવડો થવાનો હશે તે થશે."

"માહરે એ ચલ્યાંઓને ઇનિસાફ આપવા વાસ્તે કહેવું ને કબુલ કરવું જોઇએ," કાળા નૅડે હયાં તેના જાડા ધાડા કઠોર અવાજે હસીને કહ્યું, "કે એ લોકોએ રાતભર જરા બી ચુંચું કીધું નથી! ઘણાં ગુપચુપ ગમડી રહેલાં."

"અને એજ પ્રમાણે એ લોકને પેલો આવે ત્યાં સુધી ચુપજ રાખજે, નૅડ," પેલી નોકરાંણી હુકમ આપતી ઢપે બોલી.

"ઓ, તે વાસ્તે તાહરે બેફીકર રહેવાનું છે!" નૅડે સધ્યારો આપ્યો; "એ ચલ્યાંઓ જાંણેછ કે એ લોકની ચુંચુંની ચુપકી પરજ એ લોકની જીંદગીનો તાંતણો વલગી રહેલો છે!"

અને એ રીતે વાત કરતાં તે બદકારો બાહેર ગયાં અને બારણું પાછું તેઓની પુઠે બંધ થયું, એટલે અમે બે ફરીને એકલાં પડયાં, જે પછી બીડાએ પેલી બાસ્કેત ખોલીને જોયું. તેમાં એક બાટલીમાં ગરમ ગરમ દુધ હતું, તથા એક મોટું તાજું પાંઉ હતું; અને જોકે રાતનું કાંઇ ખાધેલું નહીં હોવાથી અમો તદન ભુખાં તરસાં થઇ ગયાં હતાં, તો પણ દુધ પીવાની હું કે તે મરજી કરી શકી નહીં.

"હું ધારૂંછ કે પાંઉમાં તો એ ઝેર ભેલી નહીંજ શકી હોશે, મીસ," માહરી ગરીબ બીડાનો જીવ ઘણોજ લલચાયો; "ઘણું તાજું તાજું છે, અને તમારૂં ધ્યાંન પુગે તો બુકલો બુકલો ખાઇ લઇએ?"

પણ મેં નાજ કહ્યું. આ ખુંનીઓનીજ એક ટોલી હતી, અને એવા દયાહીણ નાતરસોનો ઇતબાર કેવો?

"માહરી વાહલી બીડા," મેં તે ઉપરથી પતાવીને કહ્યું, "તું તાહરૂં મન માર. એ જોખમ કરવા જોગ નથી."

"હા, ખરૂં છે, ખરૂં છે!" બીડા જરા વિચાર કરીને તરત એકમત થઈ; "લાવોની, નાંખીજ દઇએ કે લાલચ નહીં થયા કરે ને પીડા જાય!"—અને સબ્બામાંથી તેણીએ પાંઉ અને પેલી દુધની બાટલી ધડાક દેતું કે નીચે નાંખ્યું, કે જે બાટલી ભાંગતાં મોટા ખણુખણાટનો અવાજ થઇ રહયો.

"હોલ્લો, હોલ્લો, કેમ? ખાધા પીધાતું અમો ગરીબનું મોકલેલું તમો બેઉ લેડીશીપને નહીં ભાવ્યું શું?" બાહેરથી નૅડે પુકારીને પુછયું; "અલબત, તમો મોટે ઘેરનીઓને અમારો ગરીબ ઘેરનો સાદો સુતરો નાસ્તો કેમ ગલે ઉતરે! પણ ફકરૂ ના કરો. બ્રેકફાસ્ટ વાસ્તે કાંઇ સારૂં સારૂં જ મંગાવી લઇશું."—અને પછી તે એકલો એકલો મોટે સાહદે હસ્યો, કે જ્યારે અમોએ તેની એ બેહુંદી બકવાત પર કશુંજ ધ્યાંન આપ્યું નહીં. અમોએ ફકત તે ગરમ ગરમ પાણીથી જેમ બન્યું એમ અગવડ સગવડે મોંઢાં છાંટી લીધાં.

"હવે કોઇ પેલો આવવાનો છે તે આવી જાય તો આપુને આપણું ભવિષ સમજ પડે, બીડા!" મેં કહ્યું.

"વળી બીજો કોણ આવે-સિવાય કે પેલો ગઇ કાલે—" બીડા કહેવા જતી હતી, અને તેટલાં તો ગઇ કાલની માફકજ પાછાં ઘોડાનાં પગલાં સંભળાયાં, અને નૅડ વેહલો વેહલો ખભર ખભર હેઠે ઉતરી ગયો.

અને અમે બારીમાંથી જોયું તો પેલોજ-ગઈ કાલવાલો-પાછો આવ્યો હતો. નૅડે દોડી જઇને તેનો ઘોડો પકડયો, અને તેની સાથે કાનપર પડી થોડીક વાત કરી લીધી એટલે તે જવાંન તે ભાંગાટુટા દાદર પરથી ધડધડાત ઉપર ચઢી આવ્યો. એકજ બીજી પળ—અને અમારૂં બારણું પાછું ઉઘડયું, અને તે દમામથી અંદર ચાલી આવ્યો.

તે વરસ ત્રીસેકનો જવાંન હતો—દેખાવલો, મજબુત બાંધાનો અને દેખીતો તંદરોસ્ત. એમ છતાં તેનો ચેહરો હાલમાં ઘણો ફીકકો અને અદા ઉસ્કેરાયલી હતી.

તેણે અમોને બંનેને પગથી માથાંવેર કાંઈ બી બોલ્યા વગર ધારી ધારીને જોયાં, કે જ્યારે અમે બંનેએ તો તેના તરફ તમામ ગુસ્સા અને તુચ્છકારની આંખો ફેરવી. દેખીતી રીતે વાત કેમ શરૂ કરવી અને શું કેહવું તે માટે તેને વસ્મું લાગ્યા કરતું હતું. તે એક આવો કાફરડો હતો, કે જે ખુંની કસદથી ઢગલે ઢગલે સોનું આપીને ઝેર ખરીદવામાં જરાએ ગુંચવાયો કે ગભરાયો નહીં હતો, અને તે છતાં અમો બે બચ્ચાંઓ જેવી બાળાઓ સમક્ષ તે બાયલો હીચકારી અદાથી અકડવકડમાં પડયો હતો!

"વૅલ, મીસ પર્સી, માહરે કેહવું જોઇએ કે હું તમોને ઓળખુંછ," અંતે તેણે જબાં ખોલી; "મીસ ત્રેફર્ડ તરીકે લંડનનાં સ્ટેજ પર તમોને ઘણી વખત મેં જોયલાં છે, અને—વૅલ—માહરે કેહવું જોઇએ કે તમારાં ઉંચા ઍકટીંગનાં હજારો વખાંણુનારાંઓમાં એક હું પણ છું. તમોને લોકો "રાતા ગુલાબ" નાં નામથી ઓળખેછ, અને હું હીંમતથી કેહુંછ કે તમે જે ખુબસુરતી ધરાવોછ તેને એથી બેહેતર નામ—"

મેં મોટા તુચ્છકારનું નસકોરૂં કર્યું.

"તમારે જે કામની વાત કરવાની હોય તેજ કરો," મેં ઠસ્સાથી કહ્યું; "તમારે હીસાબે

ને જોખમે અમોને અત્રે ગેરકાયદે પેલાં કમીનાંઓએ કેદ કરી મેલેલાં છે, અને તેની જવાબદારી તે લોકોને તેમજ તમોને આયંદા ઘણી ભારી પડી જવાની છે!"

"ઓ, તેની તો મને ખાત્રીજ છે!" તે હવે પુરતો નફ્ટ થઇ શકયો; "જવાબદારી ભારી કયારે પડવાની છે કે જયારે અમો તમો બેઉને એમ ને એમ જીવતાં અત્રેથી પાછાં જવા દેવા જેવાં હેમક પુરવાર થઇશું ત્યારે! હવે ત્યારે સાંભળી લેઓ, મીસ પર્સી. તમારો અત્રેથી છુટકારો ને બચાવ અમારી પર નહીં પણ તમારી પોતાની પરજ આધાર રાખશે. મને કહેવામાં આવ્યુંછ કે પેલી ઘરડી બૅટી સાથે મેં જે ગઇ કાલે સોદો કીધોછ તે તમારા જોવામાં આવ્યોછ?"

"હા," મેં હીંમતથી કહ્યું; "તમારાં તે કરપીણપણાં ને નાતરસપણાંથી હું વાકેફ છું. મેં એ તમારા અપવિત્ર સોદાની આપ-લે નજરોનજર જોયલી છે."

"ભલે, તેની મને દરકાર નથી," પેલાએ બેહયાઇથી કહયું; "એટલું તમે જોયું કે સાંભળ્યું હોય તેથીજ તમે માહરી ઉપર, તમે ધારોછ તેમ, ખુંની અપરાધ લાગુ પાડી શકવાનાં નથી, પણ કદાપી તકરારને ખાતર ધારો કે તેજ માહરી ખરેખરી દયાનત છે—"

"એમાં ધારવાનું કાંઇ છેજ નહી," મેં મોટા ગુસ્સા અને જુસ્સાથી કહયું, "પચાસ ગીનીની પાદશાહી રકમ એક તડાકે કાઢી આપીને કોઇ દીવાનો બી ઝેરી લૉઝેનજીસ પોતાની મોજને વાસ્તે ખરીદી લઇ જાય નહીં."

"એ તકરાર જવા દેઓ," પેલાએ જરા નરમ થઇને કહયું; "મેં તમારે વાસ્તે ઘણુંજ સારૂં બોલાતું સાંભળ્યુંછ, અને સૌથી સારૂં એ કે તમે ઘણાંજ નેકીમાં માનવાવાલાં અને સદા સાચુંજ બોલનારાં બાઇ છેઓ. હું ત્યારે એમ પુછું કે તમે મને સાચાજ જવાબ આપશો?"

"પુછો," મેં તણકાથી કહયું, "અને જો જવાબ આપવા જેવું કાંઇ હશે તો તમારે ખાત્રી માનવી કે સાચું બોલવા સિવાય માહરા હોઠો ઉપડી શકવાનાજ નથી."

"હું, ત્યારે, એમ પુછું કે તમે મને ઓળખોછ? હું કોણ છેઉં તે જાણોછ?"

"એક જરા બી નહીં."

"વૅલ, તેટલું તો ત્યારે સારૂંજ છે," પેલાએ કહયું, "પણ તેમાંજ કાંઇ માહરી સલામતી કેહવાય નહીં. એ તો તમો અહીંથી રીહાઇ પામો એટલે શોહોધી કાઢવાનું ને નક્કી કરવાનું તમો સરખાં ચગોર બાઇને વરે જરા બી મુશકેલ થાય નહીં! હવે ત્યારે મને હજી બી ખરૂંજ કેહો. તમોએ માહરૂં એ તરકત પકડયુંછ ત્યારે તમો એ સંબંધમાં, હું જો તમોને અત્રેથી છોડી મુકાઉં તો, કોઇ પગલાં લેવા ધારોછ?"

"તે જવાબ આપવાને હું કશીજ રીતે પોતાને બંધાયલી માનતી નથી," મેં મિજાજથી કહયું.

"વૅલ, ત્યારે એનો અર્થ એ કે તમે માહરી વિરૂધ્ધ પગલાં લેવાનાં ખરાંજ," તેણે દેખીતાં કપટથી કહયું, "અને ત્યારે હું કાંએ તમોને અહીંથી જીવતાં જવા દઇને જાંણી જોઇને માહરૂં ગળું ફાંસામાં નાંખું? જોરે એ છોકરી, અત્યાર સુધી મેં તાહરી સાથે ઘણી નાંખતી ને નમનતાઇથી વાત કીધી તે એટલાજ વાસ્તે કે સમજુતથી જો કાંઈ નીકાળ આવતો

હોય તો કરવો; પણ તું જો એમ માથું ફફડાવીનેજ માહરી સાથ વાત કરેછ તો મને તાહરી કે આએ તાહરી સાથવાલીની જીંદગીની એક તચાકડી ભાર બી પરવાહ નથી!"

"કમીના!" મેં ગુસ્સાથી પોકાર્યું, "તું શું એટલી નીચ પંકતીનો લોફર છે કે તાહરી સલામતીને ખાતર અમો બન્ને નિર્દોશ છોકરીઓના જાન લેશે?"

"જરૂર! કાંએ નહીં?" તેણે ખરાં દીલનાં જોશથી કહયું. "મને માહરી જીંદગી પ્યારી છે, અને તેથી——" અને તેણે એમ કેહતાં પોતાનાં મોટાં ગજવાંમાંથી દબલ બારની એક ભરેલી પીસ્તોલ ખેંચી કાઢી, જે જોતાં હું ડર ખાઇ જઈ બે કદમ પાછળ પડી.

"તું ખોદામાં ઘણું માનવાવાલી છે," તે રફ્યને જારી રાખ્યું, "અને તે તાહરા ખોદાનાં નામના કસમથી કેહુંછ કે એક બી આનાકાની વગર આએ માહરા જીવસટોસટના મામલામાંથી બચવા હું તમો બેઉને અત્રે ઠાર મારશ! તે પછી આએ ખખડી વખડી ગયલાં ઘેરને, અકસમાતથી આગ લાગીને તે સળગી ગયું હોય તેમ, અમો સળગાવી મુકશું, અને યાદ રાખજો કે એ દબલ ખુંનનો કોઇને કોઇ દાહડે કાંઇ સુબેહ થઇ શકવાનો નથી!"

"માહરા ખુદા, માહરા ખુદા!" મેં પોકાર્યું, "તું આદમી છે કે સેહેતાંન?"

"સેહેતાંન!" તેણે ઉશ્કેરણીના આવેશમાં જોરથી જવાબ કરયો; "હું તુને કે આએ પોરીને મારવાને ખુશી નથી. હું ફકત તાહરાં એક વચન ને કસમના ઇતબાર પર તમો બંનેને જીવતાં છોડવા ને જતાં મુકવાનો જોખમ કરવા ખુશી છું. એ કાંઇ હું નાઘલોસુનો જોખમ કરતો નથી, પણ માહરૂં જીગર શાખ પુરેછ કે તું ખરેખરી એક સાચી અબળા છે, અને તું જો એક વખત કસમ લેશે તો કદી માહરે રસ્તે આવવાની નથી. તેમ છે તેથી અને ત્યારેજ હું એ જોખમ કરૂંછ. બોલ ત્યારે, છે તું તૈયાર તે કસમ ખાવા? તું કસમ લે કે હવે પછી તું માહરૂં નામઠામ જાંણવા કે મને ઓળખવા બી પાંમે તોપણ કોઇ બી દાહડે તું મને કશીજ રીતે ફસાવશે નહીં. તાહરી સાથવાલીએ બી તેજ કસમ એજ મુજબ લેવા જોઇશે!"

હું કમકમી. હું કેમ એ વાત કબુલ કરૂં? હું કેમ એ કરપીણ અધર્મી કસમ લઇ શકું? અને જો કસમ નહીં લેઉં તો કોઈ બી શક નહીં હતો કે માહરી સાંમે ઉભેલો બદમાશ સેહેતાંન પોતાનો બોલ્યો બોલ બજાવે અને અમોને બન્નેને પોતાની સલામતી ખાતર ફના કરી નાખે! કોણ અમારી વાહરે આવનાર હતું? કોણ અમારો બચાવ કરનાર હતું?

"જો બાઇ, તમો જરા બી બીહો ના, ને એ લુચ્ચો કેહછ તેમ એવા એકતરફી કસમ નાજ લેતાં!" હીંમતવાંન બીડાએ અત્રે એમ છતાં જોશથી ઉશ્કેરાઇને તે સાંભળે તેમ કહયું.

"ચુપ કર, તું કમઅકલ છોકરી!" પેલાએ બીડાને ધમકાવી; "તું શું એમ ધારેછ કે ફાંસી જવા કે જનમ દેશનીકાળ થવાના જોખમ છતાં હું તમો બેઉને અહીંથી તમો એ કસમ નહીંજ લેઓ તો આસાનાથી જવા દેવશ? કોઇ કાળે નહી! પછીથી જે થવાનું હોય તે થાય, પણ હમણાં તો" અને—અને તેણે, એમ બોલતાં, તે પીસ્તોલવાલો હાથ ગોળીઓ છોડવાનાજ દેખીતા મુસ્તકીમ એરાદાથી ઉંચે ધર્યો!

---

## પ્રકરણ ૧૩૦.

તે જોતાં જાંણે અમો બન્નેના જીવ ફીકરથી ઉભાઇ ગયા! એક લેશ માત્ર પણ શક નહીં હતો કે તે પોતે ફાંસી જવા કે દેશનિકાળ થવાની સજાથી બચવા, પરીણામોની દરકાર કર્યા વગર, તે બેરેહેમ કરપીણ જરૂર અમોને ગોલીથી મારે! તેને પુછનાર કોણ હતું? તેનો અપ-રાધ જાંણનાર કોણ હતું? અમારી લાશની વટીક વ્યવસ્થા કેવી રીતે કરનાર હતો તે અમને, બાહીંમત, જરા એ ખોફખાયા વગર, તે કમીનાએ કહી દીધું હતું. તે, પછીથી, એ ખખડી-વખડી ગયલું ઘર, અકસમાતથી સલગી ઉઠયું હોય તેમ, સલગાવી દેનાર હતો, અને અમારી લાશ તેમાં બળીને ભસ્મ થઇ જાય તો, તેણે કહયું કે, તે દબલ ખુંનનો કોઇ દહાડે કોઇને સુબેહ માત્ર પણ થઇ શકે નહીં! તે હતોજ એ ટાઇપનો એક બડો ખુંની બદમાશ! ખુંની બદમાશ હતો ત્યારેજ તો તેણે પચાસ ગીની બદલ કોઇનો કાંટો કાઢી નાખવાના દોજખી એરાદાથી ઘરડી બૅટી પાસે ઝેરી લૉઝેનજીસ વેચાતાં લીધાં હતાં કેની?

મને હદ વગરનો અફસોસ થયો. શું ત્યારે તે અધર્મી કસમ માહરે લેવા અને અમો બન્નેના જાન બચાવવા? એ વતરોગે બીજો કોઇ ઉપાયજ નજરે આવતો ન હતો; બીજા કોઇ બચાવની બારી એ સિવાય અમારા હાથમાં હતીજ નહીં. મેં, તેથી, ઘણો ગમ ખાધો. એટલું તો ખરૂં કે ખુંની જો કે તે હતો તોપણ માહરા કસમ અને વચનમાં તેને કાંઇક અજબ એતબાર આવતો હતો, અને હું હતીજ—હું કેહવા અને કબુલ કરવાને ખુશી છું કે—તેજ રકમની એક છોકરી. એવા એક પલીદ ખુંનીને બચાવવાનો એકવાર કોલ આપ્યા પછીથી તે ઉપર હું પાણી ફેરવી દઉં એમ નહીંજ હતું; અને ત્યારે એવા એકને એવો એક કોલ આ-પીને બચાવવો તે શું ખરેખરૂં પાપભરેલું અને અધર્મી નહીં હતું? એમ છતાં તેણે ગોલીઓ છોડવાના એરાદાથી, પીસ્તોલવાલો હાથ ઉંચો ધર્યો, એટલે માહરી હીમ્મતની તમામ ઓટ થઇ ગઇ.

"માહરી વાહલી બીડા!" મેં તે જોતાં રડી પડીને બીડાને ગળે લાગી કહયું, "મને આય શું દીવાન્તય સુઝી? મેં માહરી સાથે તાહરો બી કાંએ નાશ શોહોધ્યો!"

"અરે માહરી જીંદગી તો એક કોડીને કામની નથી, બાઇ," તે વફાદાર છોકરીએ ઘણું-જ સાચાં વાહલથી કહયું, "પણ તમારી તો ખરી બેમુલ જીંદગી છે, અને તેથી મને મારીને, માહરા જાનનો ભોગ લઇને બી, એ ખવીસ જો શાંત થઇ શકતો હોય—"

"હવે માહરી ધીરજ રેહતી નથી!" પેલાએ મોટા ખીજવાતથી હયાં પાછું પોકાર્યું અને તકાજો કરયો.

અંતે ત્યારે મેં કસમ લેવાનુંજ મનથી નકકી કરયું. મેં જોયું કે તેજ બેહતર થવાનું હતું. અમોને મારવાથી આએ પાપીને તેનાં ભયંકાર પાપમાં બધીજ ફાવત મળી જાય તે કરતાં હું એ કસમ લેઉં, અને માહરા પાક કસમને અલવલ આવવા દીધા વગર તેના પર નીગાહ રાખી શકું, અથવા કાંઈ નહીં તો તેને ફસાવ્યા વગર માહત કરી શકું તો તે માહરે કાંએ નહીં કરવું જોઇએ? વિજળીની ઝડપથી મને એ ખ્યાલ થઈ ગયો, અને તેથી મેં એક કદમ આગલ વધીને ઠસ્સાથી કહ્યું, "હું કસમ લેવા કબુલ થાઉંછ."

બીડા એ જોઇને થોડીક પહેલાં અજબ થઇ ખરી, પણ માહરા ચેહરાપરથી તરત પાંમી ગઇ કે મને કોઇ નવો વિચાર આવી ગયલો હોવાથી હું હાલમાં કોઇ ચોક્કસ ગણત્રીનુંજ કામ લેતી હતી, અને તેથી તે વચમાં કાંઈ બી બોલ્યા વગર ખાંમોશ ઉભી.

"ઘણું સારૂં; એ ઘણી દાનાઈ છે," માહરી સાંમે ઉભેલા તે ખુંનીએ હવે રાજી થતાં કહયું; "તાહરે શું કસમ લેવા તે હું તને કહી ચુકોછ. તું તે પાછું સત યકીનથી કસમરૂપે બોલી જા, અને તેજ આએ પોરી પાસે બોલાવ, ને પછી હું માહરો ચાન્સ લેવા ને એટલો જોખમ કરવા તૈયાર છું."

"હું કસમ લેઉંછ," મેં કહયું, "કે તમે અને હું હૈયાત છેએ ત્યાં સુધી આએ તમારી હીલચાલ સંબંધી કે ઘરડી બૅટી સાથના તમારા સોદા સંબંધી કાંઇ બી વાત માહરે માહરા હોઠ બાહેર જવા દેવી નહીં. હું કસમ લેઉંછ કે તમારી સલામતી ભયમાં આવી પડે એવું કાંઇ માહરે કરવું કે કોઇને કેહવું નહીં."

"એ તું ખોદાને હાજરનજર જાંણી કસમ લેછ ?"

"હું ખોદાને હાજરનજર જાંણીને કસમ લેઉંછ !" મેં એક પાક એતેકાદની મજબુતીથી કહ્યું—અને તે ઘણો સંતોષ પાંમેલો દેખાયો. બીડા પણ પછી તેજ મુજબ બોલેબોલ બોલી ગઇ, અને ત્યારેજ તેણે પોતાના હાથમાંની પીસ્તોલ પાછી પોતાનાં ગજવાંને સપુર્દ કરી.

"હું તમારી એ દાનાઇ વખાણુંછ, મીસ પર્સી," તેણે પછીથી કહયું, "અને હવે હું માહરી તરફથી તો તમોને છુટાં છોડુંછ, મગર ઘરડી બૅટી તમોને છોડવા આગમચ એવાજ કાંઇક કસમ આપવા માંગેછ, અને તેથી તેની સાથનો હીસાબ તમોને ગમે એમ ચુકતે કરવા તમો મુખ્તયાર છો,"—અને એટલું બોલી, અમો બંનેને દુરનું નમીને તે તરતજ પીઠ ફેરવી ત્યાંથી ચાલતો થયો, જ્યારે કાલા નૅડે પાછું તે બારણું તેના બાહેર જવા પછી અમારી પર મજબુતીથી બંધ કરયું.

"દગો !" મેં ગુસ્સાથી કહયું; "આ એક નવી ફસાવત છે ! હું તો જાણું જે આપણે કસમ લઇશું કે એ આપણને તરતજ અહીંથી જતાં મુકશે. ઓ, હું કેટલી બેવકુફ કે મેં એ કરાર પેહલાંથી એની સાથે કરી નહીં લીધો !"

"અને એવા સંજોગમાં બી આપણે આપણા કસમથી બંધાયલાં છીએ ?" બીડાએ અજબ થઇને પુછયું.

"ખચ્ચીતજ, વાહલી બીડા, જો આપણે આપણા કસમમાં માનવાવાળાં હોઇએ તો !" અને પછી મેં કેવા હેતુથી મજકુર કસમ લીધા હતા તેનો મજમુન બીડાને સમજાવ્યો. "આપણે એને ફસાવશું તો નહીંજ, પણ એને ફસાવ્યા વગર એની ખુંની યોજનામાં, બાહરોબાહર કામ લઇને, આપણે એને જો માહત કરી શકયે તો તે આપણે કાંય નહીં કરયે ? તે અહીં આટલામાંજ કેઠે રહેતો હોવો જોઇએ, અને એ કોણ છે તે આપણે ચગે પડીને જરૂર શોહોધી કાઢશું."

"હા, પણ હવે નવું શું કરવા ધારયુંછ, બાઇ ?" બીડાએ પુછયું; "જોવની, પેલો તો અહીંથી જતો રહેવાનીજ તૈયારીઓ કરેછ !"—અને મેં બારીમાંથી જોયું તો કાલા નૅડ સાથે કેટલીએક ગુસપુસ કરીને પેલો લુચ્ચો તો ઘોડેસ્વાર થઇને ત્યાંથી ચાલતોજ થયો,

"પેલાએ કહયું તે તમે સમજ્યું કેની, વાહલાં મીસ પર્સી?" બીડાએ પાછી યાદ કરાવી; "પેલી ઘરડી વાંદરી બી આપુને એવાજ કસમ આપવાની છે!"

"ચપી જા, કોઈ આવેછ!" મેં કહયું—અને બીજીજ પળે કાળો નૅડ બારણું પાછું ઉઘાડી અંદર આવ્યો. તેની બગલમાં એક જાડી દાંગ હતી. જાણે તે અમોને બીહીધરાવવા માંગતો હોય કે હજી બી અમો પાંસરેપાંસરાં નહીં ઉતરયે તો અમારૂં મોહત નક્કી હતું!

"તમે બેઉ ડાહી કાગડીઓ છેઓ," તે લુચ્છાએ રમુજ કરી; "પેલાની સાથે તમે લોકોએ ઠીક સમજુત કરી લીધી, અને એમજ જો ઘરડી બૅટી સાથે કરશો તો જલ્દીજ તમે છુટાં છો. તે ડોસી કાંઇ અગતનાં કામે હાલ પીટર્સફીલ્ડ ગયલી છે, પણ જે વખત જાયછ તેમાં અત્રે પાછી ફરવી જોઇએ ખરી. એ બી એક અજબ તમારા બચાવની ઢાળ છે—મારા કસમ! મને તો એક શીલીંગ કોઇ આપે તો હું તો તરાતર ને ઝરાઝર એક સો કસમ ખાઇ લેઉં, અને તે શીલીંગ આપનારની પીઠ નહીં ફરે તેટલાં તો તે કસમના પાછા કટકાબુકલા બી કરી નાખું! પણ આએ લોકને કાંઇ તમારા કસમ પર અજબ એતબાર છે, અને તે આજના જમાનામાં મને ઘણું અજબ કરનારૂં લાગેછ!"—અને તે ખુશ મિજાજી હસ્યો.

અમોએ તેને કશો જવાબ કર્યો નહીં. અમો જવાબમાં તે બુરાને કહીએ તે શું?

"મેં તમારી ગરીબાઇ ને તાબેદારીની પેલા ગ્રહસ્થ આગળ ઘણી વખાણ કીધી," કાલા નૅડે ભલાઈ લઇને જારી રાખ્યું; "એને મેં કહયું કે તમો બેઉ ગઇ રાતની જરા એ અન્ન પાણી વગરની ભુખીઓ છેઓ, અને તેથી તે ઘણો દલગીર થઇ ગયો. મેં ચોખ્ખું કહી દીધું કે તમોને બેઉને અહીંનાં ખાનાંપર એતબાર નથી આવતો, અને તેથી તમે સહવારે બધું બારણે રેડયું. એ ઉપરથી તેણે પોતે પીટર્સફીલ્ડ જઇને નામીચું જમવાનું તરતજ ગાડાંમાં મોકળી આપવા પ્રૉમીસ કરેલું છે. તે તો કહેછ કે તમો બેઉ કાંઈ નાંખી દેવાની છોકરીઓ નથી, અને ખરેખરી લેડીઝ છેઓ! હવે ત્યારે થોડીક ધીરજ રાખજો. ઓય્ કરતું કે થોડુંક તમતમતુ જમવાનું આવતું હશે."—અને એમ કેહતો તે આસામી પાછો બાહેર ગયો, ને બારણું પોતાની પાછળ ચોકસાઇથી પાછું બંધ કરવાને, અલબત, ભુલ્યો નહીંજ.

"હવ ત્યારે તમે શું કરવા ધાર્યું છ, બાઇ?" તેના જવા પછી તરત બીડાએ માહરે કાંને લાગીને પાછું પુછ્યું; "પેલી કસમ આપશે તે બી તમારે લેવા છે કે?"

"તે તો જીનહાર નહીં," મેં ઘણા મજબુત ઠરાવનાં ઝનુનથી કહયું; "કાંઇ નહીં તો માહરે માહરા મરનાર મમાચાજી તરફની ફરજ તો અદા કરવીજ જોઇશે, અને ત્યારે એને જતી મેળવાના કસમ હું લઈજ કેમ શકું? જો હું એની પાસ એવા કસમ લેઉં તો પછી પાર્કસને ભગતો એકરાર બી કેમ કરાવી શકું?"

"પણ ત્યારે કરશું શું?"

મેં થોડો ગંભીરાઇથી વિચાર કીધો.

"જે બને તે ખરી, વાહલી બીડા, પણ જો તાહરામાં હજી હીંમત હોય તો પાછું થોડુંક આપુને જીવ પરજ ખેડવું જોઇશે," મેં અંતે માહરા વિચારો જાહેર કીધા. "આએ માણુસ આપણી ચોકીમાં આજે અત્રે હાલમાં એકલોજ છે, અને તું નહીં ધારતી કે એ આપણું ભોનું લઈ આવે ત્યારે આપણે એના પર તુટી પડીને એને માહત કરી શકયે?"

બીડાની આંખ ખુશીમાં ચમકી! તે તેજ જાતની એક ખરી દીલેર જીપસી છોકરી હતી. અમે, તેથી, લગોલગ બેસીને તે આખો પ્લાન બોસ્તવાર ગોઠવ્યો અને અમારા વચ્ચે પકકો કર્યો. નૅડ પાછો નીચે ઉતરી ગયો હતો તે જોઇને અમોએ એક લાકડાંની ઢીલી ઢચક ખુરસી જોર કરીને છુટી કરી નાંખી, અને તેના પૈયા કાઢી લઇને તે ડીંગોળાં તરીકે અમને કામ લાગે એ મતલબથી પેલી ખાટલી પર મુકયા, અને તે પર અમારી શૅાલ પાંથરી લીધી. વળી તેને જરા બી વેહેમ ન જાય તેથી પેલી ખુરસીનાં બાકી ભાગાંતુટાં પાટયાં વિગેરે અમે પેલી ખાટલી તળે ઠેસવી દીધાં.

અને હવે વખત પાછો ઘણો ધીરે ધીરે સરવા લાગ્યો! ખરેખર, છેક બપોર થઇ ગઇ હતી કે જ્યારે એક ગાડાંમાં અમારે વાસ્તે પીટર્સફીલ્ડથી પેલાએ મોકલેલું જમવાનું આવ્યું, અને તે બધું ગાડાંમાંથી કાઢી લઇને કાલો નૅડ તે અમારે વાસ્તે ઉપર લાવવા ફરયો કે ગાડું તો તરત પાછું ફરીને ચાલતુંજ થયું. હવે, તેથી, મૌકો મજાહનો હતો. તેના બન્ને હાથ રોકાયલા લઇને તે ઓરડામાં આવે એટલે અમારે તેની પર તુટી પડવાનું હતું. ઘરડી બૅટી સારાં નસીબે હજી પાછી ફરી નહીં હતી, અને દીસ્તુંજ હતું કે તે પોતાની સાથે પેલી નોકરાંણીને બી લેતી ગઇ હતી—તે ઝુપડું તો બંધજ હતું. વળી પેલો જૉન પણ સહવાર પછીથી દેખાયોજ નહીં હતો. રાતોરાત તે પોતાની મજુરી લઇને ચાલ્યો ગયલોજ હોવો જોઇએ એમ લાગતું હતું, ત્યારે અમારે હીંમત હારવા જેવું હતુંજ શું? આની તરફ એક જોરાવર મર્દ હતો ખરો. અમો બે કોમળાંગી અબળાઓજ હતી, પણ માહરી બીડામાં, તેણીએ ગઇ સ્હાંજે કહયું હતું તેમ, ખરેખરી એક વાઘણનુંજ બધું જોર ને ઝનુન હતું. વળી માહરાંમાં બી તેટલીજ હીંમત આવી ગઇ હતી, અને ત્યારે અમો કાંએ નહીં એ અખત્રો અજમાવ્યે? એક મર્દ ખરો, પણ એક નભરવસ મર્દનો ગુણકોઠળો કરીને તેને એક પળકારામાં માહત કરી નાખવાનુંજ મુશ્કેલ શું હોએ?

વળી એ વતરોગે બીજો ઉપાયજ નહીં હતો. માહરે કસમ તો, મૈં ઉપર સમજાવ્યું તેમ, એ ઘરડી વંત્રીના સંબંધમાં કદી લેવાજ નહીં હતા, જેથી આ રીતે જોખમ ખેડવા વતરોગે અમારા બચાવનો અમો કને બીજો કોઇ માર્ગ ઉંઘાડો હતોજ નહીં.

"શું સોહરમદાર મીસ્ટાંણો છે!" કાલો નૅડ એકલો એકલો બોલતો બોલતો દાદર ચઢતો હતો. "માહરાં તો મોંઢાંમાં અત્યારથીજ પાણી છુટેછ. નસીબદાર ખાવાવાલીઓ! પણ ચીંતા નહીં, જે વધશે ને બચશે તે આપણુંજ છે!"

એ પછી તેણે બારણાં બાહેર ટોપલી ઉતારી, અને રકાબીઓ જે તે મોટી બાસકેટમાં આવી હશે તેમાં ખાણું ગોઠવ્યું તે તેની ઢીલચાલો અને રકાબીઓના ખણખણાત પરથી અમો જાંણી લઇ શકતાં હતાં. અમો, તેથી, તદનજ તૈયાર થઇ ગયાં, ને જે પલંગડી પર પેલી ભાંગેલી ખુરસીના પગનાં ડીંગોળાં પડયાં હતાં ત્યાંજ અમો બન્ને, જાંણે કશાંમાં હોઇએ નહીં તેમ, ઉભાં. તેવામાં બાહેરના આલડ્રૉપ્સ પાછા ઉંચકાવાના અવાજ આવ્યા, બારણું ઉઘડયું, અને એક મોટી ત્રેમાં ઘણી અચ્છી રવેસે તરેહ તરેહની દીશીસ ગોઠવીને તે બીચારો તે ઉંચકીને અમારે વાસ્તે અંદર લઇ આવ્યો. દીસ્તુંજ હતું કે તેને એમ અમારી દરેક

ખાતર કરવા અને દરેક રીતે અમોને ખુશી રાખવા પેલો જવાંન કહી ગયો હતો, અને તેનું દામ પણ તેને દુલ્લાં દીલથી તે આગમચથીજ આપી ગયલો હોવો જાઇએ. એટલાવાસ્તે અમારી ખીદમત તે ઘણીજ ખંત અને ખુશીથીજ કરતો દેખાયો, અને બન્ને હાથે તે મોટી ત્રે ઉંચકીને તે ઘણો ખુશમિજાજી અંદર આવ્યો.

"આવી જાઓ, માહરાં વાહાલાં બગલાંઓ!" તેણે કશી બી બુરી નિષ્ટા કે અમોને અપમાન કરવાની એક બી મતલબ વગર ઘણા ખુશમિજાજે ને મોટે સાહદે અમને પોકારીને કહયું; "આએ અહીં તમારે વાસ્તે પેલા ગ્રહસ્થે મોટા ખરચે તરેહતરેહનું જમવાનું——"

પણ એટલુંજ! તે આગળ બોલી શકયો નહીં. તે આગળ બોલવા જાય તેટલાં તો વીજળીની ઝડપે ત્યાં શુંનું શું થઈ ગયું! ત્યાં તરતજ એક મોટો ધરતીકંપ થયો, અને જે થયું તે ફકત એકજ મિનીટનું કરતવ્ય હતું. અમે તેના બન્ને હાથ તે ત્રે પકડવામાં રોકાયલા હતા તેવામાંજ તેની પીઠેથી ધસારો લઈ જઇને તેની પર તુટી પડયાં, અને તેના હાથ માંહેલી પ્લેટો કચડઘાંણ થતી ઉડીને કડકાભુકલા થઇ ગઇ, જ્યારે તે માંહેલું તરેહ તરેહનુ ખાવાનું પગ તળે સઘળું વેરવાર થઇ ગયું!

પેલો તો બીચારો હબતીજ ગયો! પહેલાં તો એકાદ મિનીટ અચબુચું એ શું થયું તે સમજી વટીક તે શકયો નહીં, ને ખરો મામલો તેના ખ્યાલમાં આવે ને તે સમજી શકે તે આગમચ તો બીડાએ પોતાના હાથમાંનાં ડીંગોળાં વડે તેને વગર દયાએ માથામાં ઘણાં જોરથી એક ફટકો કકડાવીને મારયો, જેનાં પરીણામમાં એક ડચકાં સાથે એક લપેડો ખાઇને તે તરત જમીન પર ધરમલોથ પડયો!

માહરો જીવ ઉડી ગયો. મને લાગ્યું કે ફટકો માથાંમાં જોરથી વાગલો હોવાને લીધે—કેમજે બીડાએ ઘણાં ઝનુનમાં આવી જઇને ખરેખર ઘણાં જોરથી તે માર્યો હતો—તે કંગાળના આવરદા જરૂર ખતમ થઇ ગયલા હોવા જોઇએ: પણ નહીં અમે તરત અમારી તેહકીકમાં જોઇ લીધું કે તે ફકત ઘુમરી ખાઇને એમ લાંબો છર થઇ પડેલો બેહોસ થઇ ગયો હતો! એ તો, મગર અમોને લાગ્યું કે ઘણું નસીબદારજ થયું. હાલ કાંઇ દયા ખાવાનો સમોજ નહીં હતો. દયાની માયને દાકણ ખાય એવો આ તો મામલો હતો. તે આદમી અમારી સાથે કેટલીક હદ સુધી ભલોજ ચાલેલો કેહવાય, તેથી તેનો ગુણકોઠળો કરતાં કેટલીક હદ સુધી માહરૂં દીલ દુખાયું ખરૂં, પણ આ તરફ તો અમો બેના જાન પરજ બની આવનાર હતી એટલે બીજો ઉપાયજ નહીં હતો!

અમોએ તેના હાથ પગ, તે ઉપરથી, હાલની તેની એ બેખુદી વચ્ચે વધારે આસાની સાથે સીકડીને બાંધ્યા, અને પછી તરતજ બાહેર નિકળી પડીને પેલું બારણું તેના પર બંધ કરી લીધું. અમોએ, તે જેમ અમારી પર કરતો સંભળાતો હતો તેમજ, આલફ્રૂપો અને દોરડાંઓથી તે મજબુત પણ કરી લીધું, અને બાહરથી તે પુરતું ઓસ્તવાર કરીનેજ અમો ગયાં.

---

## પ્રકરણ ૧૩૧.

અમો પછી દાદર પરથી ગબડીને નીચે ઉતર્યાં. અમારાં બન્નેનાં હૃદય એ વખતે એટલાં જાશથી ફીકર તેમજ ખુશાલીથી ધડકતાં હતાં કે તે ધડક ધડક અવાજ અમો પોતે જાંણે સાંભળી શકતાં હતાં!

અમોએ તરતજ દાદર ઉતરીને સીધાં પીટર્સફીલ્ડ તરફ નાહસવાનુંજ મન કર્યું, પણ તેવામાં—અરે કમનસીબ! પેલી બુઢી વંત્રી ખાંધણોડીની મદદથી ઘુસુક ઘુસુક પોતાનાં ઝુપડાં તરફ ચાલી જતી દેખાઇ! નસીબદાર એ હતું કે હાલમાં તે એકલીજ હતી. કદાપી પેલી નોકરાંણી પાછળ આવતી હોય, અથવા તો તે તેને પોતાની પછવાડે કામેકાજે પીટસફીલ્ડજ રાખી આવી હોય. ગમે તે હોય, પણ તેણે અમોને જોયલાં હોવાથી અમોને લાગ્યું કે તે જરૂર કોઈ તરકીબથી અમે તે લાંબું ખેતર વટાવીને સડક પર ઉતર્યે તે આગમચ અમોને પાછાં પકડાવે અને કેદ કરે—અને તે ખ્યાલ થતાં અમો એકદમ ઘણાં ઝનુનમાં આવી ગયાં. જો તે અમને નહીં જોતે તો અમો અમારીજ સલામતીનો ખ્યાલ રાખી તુરત વેળા અહીંથી નાહસીજ જવાનું કરતે, પણ તેણે અમોને જોયાં, ને જોતાં સાથે મોટી હેબત, અજાયબી અને ગુસ્સાની ઘણે મોહટે સાહદે તેણીએ એક બરાડ મારી, એટલે તેનું મોહડું દાબી દેવા તરત અમો બંને એક સેકંડમાં એકમત થઇને તેના તરફ ધસી જયા વગર રહી શક્યાં નહીં.

તેને અમો તેનાં ઝુપડાંમાંજ ઉંચકી ગયાં. તે એક એવી કમતાકાત બુઢ્ઢયા હતી કે તેનું ગળું દાબી દેવાનું જરા એ મુશકેલ નહીં થાએ, પણ એવું અધમ અપવિત્ર કાર્ય અમારાંથી થઇજ કેમ શકે? મગર એટલું તો ખરૂં કે તે અમોને એ રીતે હાલમાં પાછી એકલી મળી, એટલે જે મકસદથી મેં આએ જીવસતોસત જોખમ ખેડયો હતો તે મકસદનો માહરો લોભ પાછો માહરી છાતીમાં ઉભરી આવ્યો. અમને, બેશક, બીહીવાનું તો ઘણું હતું. કદાચ પેલી ખડતલ નોકરાંણી કોઇ બી પળે પાછી ફરે, કે પેલા કાલા નૅડનો રાતવાલો સાથી જૉન (જેને આગળી રાત્રે ઘરડી બૅટીએ પેલા ખુંનીને અમારા સંબંધી ખબર આપવા પીટસફીલ્ડ પાછો દોડાવ્યો હતો, અને જે આજે આખો દાહડો આએ તરફ કેઠે પાછો દેખાયોજ નહીં હતો તે) બી, બનવાજોગ હતું કે, નહીં ધારેલો પાછો આવી લાગે? કોઇ બી આવે! પણ બીડાએ મને તરત કાંને લાગીને સમજાવ્યું તેમ, એમ છતાં; આવી એક સોના મોહોર જેવી તક અમને પાછી મળી ગઈ હતી ત્યારે તે અમારે ગુમાવવી સજાવારજ નહીં હતી.

એ ઉપરથી તે નાતવાન બુઢ્ઢયાનું મોઢું જોરથી દાબી દઇને તે ગુંગલાતી ને ગભરાતી દદાને અમો બે વચ્ચે ઉંચકીને અમે તેનાં ઝુપડાંમાંજ લઈ જઇને પટકી. દીસ્તી રીતે કાલા નૅડની કુમક પર, તે અત્રેથી ગઇ હશે ત્યારે, પોતાનાં કંગાળ મકાનનું બારણું, બારણાં પર બારણું નાખીને, અલગુંજ બંધ કરી ગઇ હતી, અને તેથી અમને હાલ ફાવત વધારે થઇ ગઇ.

"જો, ઓ નીચ નાચીજ ઓરત!" તેને ત્યાં અમારા પગ પાસે પટકીને મેં મોટા ગુસ્સાથી કહ્યું; "પાછી તાહરી આએ પ્રમાણે હાર થયલી છે! હવે બી શું કેહછ? હજી બી તાહરાં પાપો માહરી આગળ કબુલ કરીને તાહરે એકદમ માહરી માંરી શોહોધવીછ કે આએ ઉમ્મરે ફાંસીજ જવું છ?"

તે બુઢ્ઢયા હદ વગરની અજબ થયલી અને બીહીધેલી દેખાઇ. તેને કાંઇ સમજજ નહીં પડી શક્યું કે કાલા નૅડ જેવા એક હરીમ ધરીમને માહત કરીને અમો બે અમારાં કેદખાનાંમાંથી કેઈ રીતે બચીને નાહઠાં હોઇશું!

"મીસ પર્સી! મીસ પર્સી!" તે કગળી; "તું કોઇ ખરેખર અજબજેવી છોકરી છે. તાહરા જેવી હુસ્યાર ને બાહદુર—"

"ચુપ કર તું!" મેં ગુસ્સાથી પગ ઠોકયો, "તાહરા જેવી એક દોજખીની કોઇ બી તારીફ માહરે સાંભળવીજ નથી. બોલ ત્યારે, તાહરે બધું કબુલ કરવુંછ કે નહીં?"

"હું કબુલ કરશ!" તેણીએ નાચારીના દેખાવથી તે બંને ધ્રુજતા હાથો જોડીને કહ્યું; "મને પુછો જે પુછવું હોય તે, અને જે સાચેસાચું હોશે તે હું તમોને કહી દેવશ."

"કેહ ત્યારે—તેં આઠેક વરસની વાત પર તાહરાં ઝેરી લૉઝેનજીસ કોઇ પાર્કસ નામનાં આસામીઓને વેચેલાં છે?"

તે બુઢયાએ ડોળા ફાડીને માહરી ભણી હરણફાળ થતાં જોયું! તેનું એ પણ કરપીણપણું હું જાંણી અને પકડી પાડી શકી હતી તે વાસ્તે તે બ્યાંન નહીં થઇ શકે એટલી બધી હદ સુધીની અજાયબ થઇ ગયલી અને બીહીધેલી નજરે આવી!

"બોલ!" તેને હજી આનાકાંની કરતી જોઇને મેં પાછો ગુસ્સાથી પગ થોકી ગગડાટ કર્યો.

"બોલ, નહીં તો આએ ઘડીએ એમ જાંણ કે તું મુઈ!" બધી ખુંનીજ અદાઓથી, તેનું ગળું ઘુંટીજ નાખવા ચાહતી હોય તેમ, માહરી ભલી બીડાએ વળી તેનાં આંગપર ધસીને પોકાર્યું.

"ખરી વાત છે!" તેણીએ ધ્રુજતા અવાજે અને ધ્રુજતાં તનબદને મુશ્કેલથી સાંભળી શકાય તેવા સાહદે જવાબ કર્યો; "પણ ઓ, મને બચાવજો! મને ના મારતાં! મને આએ ઉમ્મરે ના ફસાવતાં! તે તો મને યાદ આવેછ તેમ ઘણાં વરસની વાત છે. હું ધારૂંછ કે તે વાતને નવ વરસ થયાં. તે વખતે હું યૉર્કમાં હતી—"

"હા, બરાબર છે, યૉર્કમાંજ!" મેં તરત તે વાતની સચ્ચાઈ કબુલ રાખી; "હું યાદ કરી શકુંછ કે તે વખતે થોમસ પાર્કસ યૉર્કમાંજ રહેતો હતો."

"હા; તે થોમસ પાર્કસ હતો," તે ઘરડી વંત્રીએ કબુલ રાખ્યું, "તે એ વખતે ત્યાં વકીલનું શીખવા રહેલો હતો."—અને તે એમ કેહતી હતી ત્યારે બી દરેક પળે કોઇનાં નસીબદાર આવી લાગવાની આર્જુ કરતી હોય તેમ ડોકું ફેરવી ફેરવીને ઉમેદવંતી આંખોએ બારણાં ભણી જોયા કરતી હતી!

"ત્યાં શું જોઈ મરેછ? આગળ ચલાવ ને પુરૂં કર!" બીડાએ ગુસ્સાથી બખાલ્યું;—અને ઘરડી બૅટીએ પોતાના સઘળા જીવસતોસત જોખમ છતાં ભલી બીડાપર તો એવાં નેણ કાઢયાં કે તેનું ચાલતું હોય તો એક ઝનુની વાઘણની અદાથી તે હમણાં તેણીને જીવતી ફાડીજ ખાય!

"તે થોમસ પાર્કસજ હતો," એમ છતાં તેણીએ નાચારીનું પાછું કહ્યું; "તેને કોઇ રીતે માહરે વાસ્તે ખબર પડેલી હોવી જોઇએ, જેથી એ લૉઝેનજીસને વાસ્તે તેણે મને એક મોઘમ ચીઠી લખીને મલવા બોલાવી હતી."

"અને તે ચીઠી તાહરી પાસે હાલમાં છે?" મેં એ સાંભળી અત્યંત ઉલટમંદ સવાલ કર્યો.

"હોવીજ જોઇએ. હું ધારૂંછ કે એવી તો એની બે ત્રણ ચીઠીઓ આજે કબાટમાં માહરી પાસે મેં સાચવી રાખેલી હોશે," તે દદાએ મને ઘણી ખુશ કરનારો જવાબ કર્યો.

"તે લેખીત પુરાવો ત્યારે તું મને મેળવી આપ," મેં ઉસ્કેરાઇને કહ્યું, "અને તુંને હું જેમ બનશે એમ બચાવી લેવા કબુલ થાઉંછ."

"હું તમારા હાથમાં ફસેલી છું, મીસ પર્સી," તેણીએ દેખીતી નાચારીનુંજ કહ્યું, "પણ તમે મને બચાવવા ખાત્રી આપોછ ત્યારે હું તમોને તે દસ્તાવેજો આપવા કબુલ થાઉંછ."—અને એમ કહી તે ઉઠીને લંગડાતી લંગડાતી તે કબાટ તરફ જવા લાગી.

"એનો વિશ્વાસ ના કરો, બાઇ," બીડાએ એ જોતાં માહરે કાને લાગીને તરત કહ્યું, "એ કબાટમાં જોવાને મસે કાંઇ બી દગો કરશે; કદાચ કબાટમાં પીસ્તોલો હોશે."—અને હું એ સલ્લાહનું વાસ્તવિકપણું જોઈ શકી, એટલે એકદમ કુદકો મારી તેની પુઠે ગઇ ને મેં તેને રોકી.

"તું એ કાગળો જોશે ત્યારે હું તાહરી સાથે કબાટ આગળ ઉભી રહેવશ," મેં તતરાવીને કહ્યું.

"મને કાંઇ બી અડચણ નથી, મીસ," તે દદાએ દરેક નિર્દોષતાના દેખાવથી કહ્યું,—અને પછી જ્યારે તેણે કબાટ આગળ જઇને બારણું ઉઘાડયું અને તે તેમાં પેલા દસ્તાવેજો શોહધવાનાં દીસ્તી રીતે ફાંફાં મારતી થઇ ત્યારે તેની પર ચોકી કરવાની બારીક નીગાહથી હું તેની છેક લગોલગ પાસે ઉભેલી હતી. બીડા અમો બન્નેની લગોલગ પછવાડે હતી.

તે કબાટમાં બધો એખરોરેખરો વેરવાર પડેલો હતો. બાકસો, બરણીઓ, બાટલીઓ, ખાધખોરાકી, કપડાંચપડાં વિગેરે બધું જેમ તેમ બધાં ફાંડયાં પર સીચેલું હતું, અને તેની વચ્ચે કોઇ ઇસ્કોત્રી શોહધતી હોય તેમ તે ફાંફાં માર્યાં કરતી હતી; પણ એજ વખતે તે પાછું ફરી ખુશાલીથી પોકારી ઉઠી, "ઓ, હું બચી! કોઇ આવેછ?"—અને અમે બન્ને જણાંએ ગભરાઇને અમારી બીહીધેલી આંખો બારણાં તરફ ફેરવી કે તેજ પળે તે જીવતી દાકણે મને જોરથી કાંઇ સુંઘાડી દીધું, અને હું એક સેકંડમાં તો તમ્મર ખાઇ, મને વિજળીનો એક ઝટકો લાગ્યો હોય તેમ, બેભાન થઇ ગયલી જોશથી જમીનપર પછડાઇ પડી!

અને તે પછી જે બન્યું તે સઘળું પાછળથી બીડાનાં કહેવા પરથીજ મેં જાણ્યું. 'કોઇ આવેછ' એમ તે જુઠું જુઠું બોલી હતી, અને તેથી અમારૂં બેઉનું ધ્યાંન બારણાં ભણી ખેંચાયું તે તકનો લાભ લઈ તે કરપીણ બુઢયાએ મને કાંઇ સુંઘાડી દીધું, અને હું ધપ દઇને જમીનપર પડી ત્યારેજ બીડાનું તે તેની કરપીણ દગાબાજીપર ધ્યાંન ખેંચાયું.

પણ તેટલું બી ઘણું મોડું થયું હતું! બીડા હબતી ગયલી માહરા પર ધ્યાંન આપવા દોડી આવી તેટલાંમાં તો તે ઘરડી દેવસ્થાને કબાટની બાજુમાંથી પોતાની એક ખાંધઘોડી ઉંચકી, ને એટલાં જોરથી તે વડે બીડાનાં માથાંપર એક ફટકો લગાવ્યો કે તે ગરીબ છોકરીએ જો તરત સમો સમાલીને ખસી જઇ તે ફટકો છટકાવી નહીં નાખ્યો હતે તો બચ્ચીતકરીને તે જીવતી રેહવા પામતેજ નહીં! એમ છતાં તે બીજીજ પલે બીડાને વલગી પડી, અને તે બે વચ્ચે જીવપર આવેલાં ઝનુન સાથની એક હાથોહાથ લડાઇ થઇ પડતે; પણ તેજ વખતે બારણાંમાંથી કોઇ ખરેખર ધસી આવ્યું, અને તેનાં "ખબરદાર!" પુકારીને બોલવાથી તે બન્ને હમનજર્દો ચોંક્યાં ને અજબ થતાં અલગ થઇ ગયાં.

તે ઝીરા હતી!

મોટા હર્ષની ચીસ સાથે બીડા, તેને જોતાં સાથે, તેની મદદની આર્જુવાર તેનાં પાસાંમાં ધસી ગઇ.

"ઓ ઝારા, બેહન ઝારા, તમે કેટલાં વખતસર આવ્યાં! ખોદાના મોકલેલાં, ખોદાનાં પ્યારાં, જાંણે અમારો જાંન બચાવવાજ તમે આવ્યાં! ઓ, પેલી ગમ જોવો, ઝારા!" બીડાએ ચીસ પાડીને રડતાં કહ્યું; "મને લાગેછ કે માહરાં બાઇ ઍલન બીચારાં મરી જાયછ! આએ તમારી દોજખી મમાઇએ તેવણુને કાંઇ સુંધાડેલું છે."

ઝારા, એ સાભળતાં, ભયની એક ચીસ સમેત જ્યાં હું પડી હતી ત્યાં દોડી આવી, અને જોતાં સાથે સઘળો મામલો તે એક તડાકે પાંમી ગઈ. તે પીસેલા દાંતના ગુસ્સા સાથે, એ ઉપરથી, પોતાની મમાઇ તરફ ફરી, અને જાંણે તેને મારી નાખવાજ માંગતી હોય તેમ અત્યંત ગુસ્સા અને ધીક્કારથી કહ્યું, "નીચ બુઢી, તું સુધરીજ નહીં મરતી? તું મરી બી નહીં જતી? આવીજ રીતે તેં લીધેલા કસમ ને મને આપેલું વચન તું અદા કરેછ કે?" અને પછી જરા બી થોભ્યા વગર તે પેલી કબટ આગળ ધસી ગઇ, અને તેમાં જરા વાર કાંઇ ફાફાં મારી મારીને એક નાખલી શીશી તે તરતજ શોહધી કાઢી શકી, જે લાવીને તેણીએ પોતે જમીન પર બેસી જઇને પેહલાં માહરૂં માથું પોતાની છાતીપર ટેકવ્યું, અને પછી તે માંહેલું મને રફતા રફતા સુંઘાડવા માંડયું.

તે એક ઝેરનો ઉતારજ હોવો જોઇએ, કેમજે, બીડાનાં કહેવા મુજબ, માહરો દમ જરાવારમાં પાછો જોરથી ચાલવા માંડયો, અને હું ઘણી ગુંગલાઈ ગુંગલાઇને હોસમાં આવતી હોઉં તેમજ દેખાયું.

"હવે આવ, બીડા, તું તાહરી બાઇને એમજ પકડીને બેસ," ઝારાએ તે પછી કહ્યુ. "એનું માથું તાહરી છાતીપર આએ એમ ઉંચુંજ ટેકાવજે—નીચું પડવા ના દેતી, અને આએ બાટલી જરા જરા વારે સુંઘાડ સુંઘાડ કર્યા કરજે. એ જરા વારમાં હવે હોસમાં આવશે ને હુસ્યાર થશે. હવે બધો જોખમ મટી ગયોછ."

બીડાએ, તે ઉપરથી, તરત માહરો હવાલો લીધો, કે જ્યારે બીજા હાથપર ઝારાએ પેલી ગુસ્સા અને નાઉમેદીથી હવે એકલી એકલી બેતાકાત ગુંગલાયા કરતી વંત્રીને એક ધકેલો મારતાં કહ્યું, "આવો, પાસેના ઓરડામાં! માહરે તમારી સાથ વાત કરવાની છે."—અને તે ડોસીને બાજુમાંનું એક બારણું ઉઘાડી તે દયાહીણુપણે પાંખડું પકડી અંદર ઘસડી ગઇ. તે પછી તેણીએ તે બારણું પોતાની પછવાડે અંદરથી બંધ કીધેલું હોવાથી બીડા, કે જે મને હુસ્યાર કરવા માહારા પરજ ધ્યાંન આપી બેઠી હતી તે તેઓ બે વચ્ચેનું બધું તો સાંભળી શકી નહીં, પણ ઝારા ઉશ્કેરાઇ ઉશ્કેરાઇને પેલીને ઠઠરાવતાં જે જે મોટે સાહદે બોલતી હતી તેમાંનું છુટું છવાયું જે તેના કાને આવ્યું હતું તે આ મુજબ હતું:—

"તમે તો મને છેલ્લું વચન આપ્યું હતુંની કે એને રસ્તે નહીંજ જવશ? તમોને કાંઇ શરમજ નથી? તમોને આએ ઉમ્મરે ફાંસીને લાકડે લટકીનેજ મરવાનું મન છે? મેં કેમ કેમ એને રોકીને તમોને શું શું જેહમતથી બચાવ્યાંછ તેની કાંઇ સુધ્ધી-ખબર બી છે? આવો મોટો બેઠો પગાર આપવા માંગુછ તે નહીં લેતાં એ ને એજ પછાડામાં મરી રેહવાનાં? હવે તો જવુંજ પડશે, મરવુંજ પડશે, નહીં તો હવે હું નહીંજ બચાવવાની!"

અલબત, આ બધું મેં વાંચનારની વાકેફી વાસ્તે ગોઠવી ગોઠવીને લખ્યું છે, કે જ્યારે બીડા તો તે ઉંચકીચુંચકી થોડા થોડા બોલોમાંજ સાંભળવા પામી હતી.

---

## પ્રકરણ ૧૩૨.

ત્યાર કેડે જરા વારે તે બારણું પાછું ઉઘડયું, અને તે બંને તે ઓરડામાં આવ્યાં, કે જ્યારે ઝારા પાધરી જ્યાં હું હતી ત્યાંજ ચાલી આવી, અને બીડાનાં કેહવા મુજબ તેણે માહરાં માથાં ને છાતીપર હાથ મુકીને તપાસ કરી. હું તો, અલબત, હજી બેહોસજ હતી, પણ માહરો દમ વધતો સારો ચાલતો હતો તે જોઇને તેણે બીડાને આંખના એસારાથી પાછો પુરતો સધ્યારો આપ્યો, અને પછી પાછી ઘણા મોટા ધીક્કાર અને ગુસ્સા સાથે પોતાની તે ઘરડી મમાઈ તરફ ફરતાં હુકમ કરતી ઢપે બખાળ્યું, "જાઓ, જતાં રેહો, અહીંથી દુર થાઓ, મરી જાઓ. તમારૂં કાળું કરો એકદમ!"

"નહીં, નહીં, એને જવા ના દેઓ, ઝારા," બીડાએ તે ઉપરથી ખરાં દીલનો ગભરાત કર્યો; "એ જશે તો કોઇની બી મદદ લઇને તરત પાછી આવશે ને આપણને બધાંને ઘણાં સતાવશે."

"તાકાટ છે કોઇની કે હું હોઉં ત્યારે કોઇ એક આંગળી બી ઉંચી કરી શકે?" સુંદર ઝારાએ સરબસર એક શાહનશાહબાંનુનાજ રોબ અને તોરથી કહ્યું; "તું હવે જરા બી બીહી ના, બીડા."—અને પછી તરત મમાઇ તરફ ફરીને પાછું પોકાર્યું, "જાઓની? મેં કહ્યું તેમ જતાં રેહોની? દફા થાઓની?"

તે બુઢી, એ ઉપરથી ખબડતી ફફડતી, અરધી હારી બેઠેલી અને અરધી હજી બી ખુંનખાર અદાઓથીજ પેલી કબાટ તરફ કાંઈ લેવા જતી હતી, જ્યારે ઝારાએ તેનું કાંડું જોશથી પકડીને તે એક ગબરડી ખાઇ ગઈ એવો તેને બાહેરનાં બારણાં તરફ ધકેલો માર્યો.

"હું એક કગરસ બી હવે આએ કબાટમાંથી તમોને લેવા નથી દેવાની," તેણીએ દાંત પીસીને કહયું, "અને હવે યાદ રાખજો કે તરત અહીંથી કાળું કરી નહીં જશો, ને એ હવે સુદ્ધીમાં આવીને તમોને પકડાવા માંગશે તો તમોને બચાવવા પછીથી હું એક આંગલી બી નથીજ હીલાવવાની!"

તે ગઇ. તે ઘરડી વંત્રી ઝારાને ખુલ્લેખુલ્લી ગાલો દેતી, હારેલી મારેલી, બગલમાં ખાંધધોડી લઇને દેડકાની ફીસમે કુદતી કુદતી તે મકાંનમાંથી બાહેર પડી, અને જરા વારમાં નજરે દેખાતી બંધ પડી.

એજ વખતે હું પુરતી હુસ્યારીમાં આવી. મેં માહરી આંખ ખોલી અને ગભરાયલી અદાઓથી આસપાસ જોયું. પેહલાં તો હું કયાં હતી અને એ બધું શું થતું હતું તે મને કશું યાદ આવ્યું કે સમજ પડી શકયું નહીં, પણ પછી આસ્તે આસ્તે સઘળું માહરાં મગજમાં ધસી આવ્યું, અને અરધા કલાક આગમચની ગદ્દગુજરીનું મને ભાંન થતાં અને માહરાં પાસાંમાં ભલી હેતવંતી ઝારાને બેઠેલી જોતાં હું એકદમ ચમકી ઉઠીને પુરી સાવધ થઇ.

"ઓ ઝારા ડીયર, તું અહીં? તું અહીં કાંહાંથી આવી? તું અહીં ક્યારે આવી?" મેં અરધું રડી હસીને પુછ્યું.

"હા, બાઇ, ભલી ઝારાએજ વખતસર આવીને આજે તમારો કીંમતી જાંન બચાવ્યો છે," નાહની બીડાએ ઘણીજ હેતવંતી અદાથી મને કીસ કરીને કહયું; "નહીં તો અત્યારે તમે જરૂરજ ખતમ થઇ ગયાં હોતે!"

"એટલું બધું?" હું માહરા બેઉ ગાલોમાં હાથ દાબીને અજબ થઇ—અને તેટલાંમાં ઝારાની નજર કાંઇ જમીન પર પડેલી વસ્તુ તરફ ગઇ, જે તેણીએ, કાંઇ નહીં સાંભળી શકાય એવા ધીમા સાહદના ઘણા ખીજવાત વચ્ચે, બબડીને ઉંચકી લીધી. હું, તે છતાં, જોઇ શકી કે તે એક બનાવટી સફેદ ગુલાબ હતો!

હા, વાહલાં વાંચનારાંઓ, એ સફેદ ગુલાબના ઝેરથી તે દોજખી બુઢ્યાએ આએ આગમચ (આપણે કલેરનાં સંબંધમાં પુરતું જાંણી ચુકયાં છીએ તેમ) કેટલા બધા કીંમતી જાનો બરબાદ કરવામાં મદદ કરેલી હોવી જોઇએ, અને તેજ ગુલાબથી હાલમાં તે ખુંનીએ માહરો જાંન લેવાનું પણ કર્યું હતું! દોજખી તે! શું તે ખુંની કશાંથીજ રોકાઈ શકતી નહીં હતી? શું તેને પાછળ આવતાં ત્રાસદાયક પરીણામોનો વટીક કોઇ ભયજ નહીં થતો હતો?

ઝારાએ તરતજ તે ગુલાબ બાજુમાંના ચુલામાં આતશ પ્રજળતો હતો તેમાં દેખીતા ક્મકમાટ સાથે નાંખી દીધો, અને બીજીજ પલે તેમાં તે ચરચર બળીને ખાખ થઇ ગયો. ત્યાર પછી તેણીએ કબટમાં ડોકું ખોસ્યું, અને પેલાં ઝેરી લૉઝેનજીસના બે ત્રણ બૉક્સો જે તે કબટમાંથી મળી આવ્યા તે પણ, ચુલામાં બલતું કરીને, તેણીએ તેટલાજ કમકમાટ સાથે તે આગમાં હોમાવ્યા. એમ કરતાં, એક બૉકસનું ઢાકણું ખુલીને જોતાં તે એકાદ પળ ખંચાઈ.

"આએ શું કરવા બાળી નાખ્યે?" તે પોતાના જીવને પુછતી હોય તેમ અરધું મનસે અને અરધું મોટે પટપટી.

"એ શું છે, ઝારા ડીઅર?" મેં તે ઉપરથી જરા અજબ થતાં સવાલ કર્યો.

ઝારા કડવાસનું હસી.

"માહરી નામોશી તમો માહરે મોંઢેજ બોલાવવા માંગોછ, ઍલન?" તેણીએ ધીમે સાહદે કહયું. "આએ પેલાં ઝેરી લૉઝેનજીસનો એક ખાત્રીપુર્વક ઉતાર છે. જો કોઇને ખુંની મકસદથી તે ઝેરી લૉઝેનજીસ છુપાં આપવામાં આવતાં હોય તેજ દરમ્યાંન આએ બૉકસમાંનું એકેક પણ તેને આપવામાં આવે, તો પેલાં ઝેરી લૉઝેનજીસ મુતલગ અસર કરી શકતાં નથી, અને જે તેનું ભોગ થઇ પડયું હોય તેનો જાંન આસાંનીથી બચી શકે છે."

"ઓ, ત્યારે તો એ બાળી નાજ નાંખતી ને મને આપ!" મેં ઘણી ઠાકલુદીથી ઉલટભેર માંગી લીધું.

ઝારા ઘણી અજબ થયલી દેખાઇ.

"તમો એ લઇને શું કરવાનાં છેઓ? તમોને એ શું કામ આવવાનાં છે?" તેણીએ અજબ થતાં પુછ્યું.

"મને—મને—માહરી સલામતીને વાસ્તે એ માહરી પાસે રાખવા ગમેછ; કોઇ દહાડે બી કામનાંજ છે," મેં જરા અચકાતાં અચકાતાં માંગી લીધું. હું તેને, અલબત, ભેદ ખોલીને કહી શકી નહીં કે પેલા જેન્ટલમેન લોદ્દરે મને આપેલા કસમની રાહે હું જો, તેનો પત્તો મને મલે ત્યારે, તેને ઉંઘાડો પાડી શકતી નહીં હતી તો એ લૉઝેનજીસ મલવાથી તેની પલીદ કોશેશ રદ કરવાને કદાપી સમર્થ થઈ શકું! અને ઝારાએ માહરી ભોલાઈપર હસતાં, જરા બી આનાકાની વગર, તે નિર્દોશ લૉઝેનજીસવાલો બૉક્સ તરત મને આપી દીધો, જે સાચવી રાખવાની તાકીદથી મેં બીડાને પાસ કર્યો. બીડા, બેશક, માહરી ખરી મતલબ તરત પાંમી ગઇ હતી.

એ પછી અમો તે નેહસ્ત મુકામમાંથી બાહેર પડયાં. ઝારા ગાડીમાં આવેલી હતી, અને તેની ગાડી બાહેર સડકપર ખોટી હતી.

તેણીએ હવે જતાં જતાં બાજુમાંની એક દીવાલ પરના ખીલામાં લટકાવેલું તાળું જોઇને તે તરત ઉપાડી લીધું, અને આખું ઘર અંદરથી બંધ કરીને આગલાં બારણુંને બાહેરથી તે તાળું મારી કુંચી પોતાને સ્વાધીન લીધી. એ પછી તે મને હાથ પકડીને પોતાની ગાડી તરફ લઈ ગઈ. કાલો નૅડ જે પેલાં આઉટહાઉસમાં કેદ પડયો હતો તેની તો અમે કાંઇ દરકારજ કરી નહીં. તે બુરો તેનું કર્યું ભોગવતો હતો. કોઇ શક નહીં હતો કે સાંહજ થતાં સુધીમાં તે નોકરાંણી અત્રે પાછી ફરશે ત્યારે ઝુપડાંને તાળું મારેલું જોઇને તે આઉટહાઉસમાં ખબર લેવા જશે, અને પેલાને છોડવશે. વળી તેટલુંજ બનવાજોગ હતું કે લંગડી બૅટી બી આએ તરફ હજી ભમ્યા કરતી કેઠે છુપાયલી હોય, અને તેમ હોય તો તે પણ નૅડની શોહધમાં જીજ્ઞાસાની મારેલી તે આઉટહાઉસ તરફ તલાસ કરવા જયા વના રહેનાર નથી એમ અમે માની લીધું.

માહરૂં માથું તો ફાટી જાય તેમ હજી દુ:ખતું હતું. યાતો તે ઝેરી ગુલાબનાં સુંઘાડાથી અથવા તો ઝેર ઉતારી નાખવા ઝારાએ પછીથી જે જોરાવર સેંટ મને ઉપરાસાપરી હું હોસમાં આવી શકી ત્યાં સુધી સુંઘાડયા કીધું હતું તેનું તે પરીણામ હોય; પણ એમ છતાં બીડા ને ઝારાના ટેકા સાથે તે બ્યાનતી મુકામમાંથી હું બાહેર પડી કે બાહેર આવતાં સાથે બાહેરની તે ઠંડી હવાના બાએસથી મને ઘણી રાહાત થઈ. તે થંડી હવા માહરાં ઉંઘાડાં માથાંને લાગ્યા કરતી હતી, કેમજે બીડાએજ માહરી ટોપી ઉંચકી લીધી હતી, અને માહરૂં માથું મેં તદન ખુલ્લું રાખ્યું હતું, અને તેથી મને જરા વધારે સારૂં લાગ્યું.

"તમે લોક જે હોટેલમાં ઉતરેલાં છેઓ," ગાડીમાં બેઠા પછી પીટર્સફીલ્ડ અમારાં હોટેલપર જવા તે ઉપડી ગઇ ત્યારે ઝારાએ ખુલાસો કર્યો; "તેમાંજ હું બી ઉતરેલી છું. મને એ માહરી નાલાયક મમાઇએ બધી હકીકત કહેલી છે. ગઈ સાંજનાં અહીં તમો લોક ફસી ગયલાં છો તે હું જાંણુંછ, અને તેથી હોટેલમાં આપુને કાંઇ બી જુઠું અડાવવું તો પડશેજ. હુંજ કહેવશ, ઍલન ડીઅર. તમારે કોઇને કાંઈ કહેવાની જરૂર નથી. હુંજ કહેવશ કે માહરાં એક સગાં બીમાર થવાથી તમે લોક તેને જોવા ગયલાં ત્યાં એક રાત રોકાઇ પડયાં હતાં, અને હું પણ તે સગાંની બીમારીને લીધેજ તમારી પુઠે લંડનથી અત્રે દોડી આવેલી હતી."

"પણ ઝારા, તેં કેમ જાણ્યું કે અમે પીટર્સફીલ્ડ આવેલાં છીએ, અને વળી એજ હોટેલમાં ઉતરેલાં છીએ?" મેં ઘણી અજબ થતાં પુછ્યું; "તુંને કેમ પીટર્સફીલ્ડ આવવું પડ્યું?"

"હું તમોને બધું ખરૂંજ કેહવશ, વાહલાં ઍલન," ઝારાએ ખરાં દીલનાં માન ને મોહબતથી જવાબ કર્યો; "મને એ માહરી મમાઇ પર જરા થઇને વિશ્વાસ આવતોતોજ નહીં. એ ડોસી ગળાં સુધી બુરાઇમાં ફસેલી હોવાથી સુધરવાનું મને પ્રૉમીસ આપેલું છતાં સુધરવાની નથી એમ મને લાગ્યાજ કરતું હતું, અને તેથી મેં એની હીલચાલો પર છુપા રેપુઓ રાખીને નીગાહ રાખેલી હતી. એમ કરતાં મને લખાઈ આવ્યું કે બીડા એ ડોસીને વાસ્તે કાંઇ પરપુછ કરતી બરમીંગહામમાં આવેલી હતી, અને ત્યારે તરત માહરૂં માથું તણક્યું કે કાંઈ બી ગડબડ પાછી છે ખરી! એ ઉપરથી હું ગ્રેટ ઓરમંડ સ્ત્રીટમાંનાં તમારાં મકાંનપર તમોને મળવા ને પરપુછ કરવા દોડી ગઈ, પણ તમે કાંઈ મને ત્યાં મલ્યાં નહીં. મને ત્યાં મેરી ગ્લેન્ટવર્થ મળી, અને તેનાથી, વાત પરથી વાત કાઢીને હું સેહજ પુછતી હોઉં તેમ, મેં તલાસ કરી તો હું જાંણવા પાંમી કે તમે બેઉ પીટર્સફીલ્ડ ગયલાં હતાં. હું હવે સારી રીતે જાણતીતી કે માહરી મમાઇ હાલમાં અહીંજ હતી, અને બીડાએ એંબલડન ખાતે જઇને તલાશ કરવા પછીજ તમારૂં બંનેનું આએ તરફ આવવું થયું હતું, એટલે માહરો વેહમ વધારે મજબુત થયો કે કાંઇ બી ગડબડ એ માહરી મમાઇના સંબંધમાંજ હોવી જોઇએ. એ ઉપરથી હું ઘણી બીહીધી, અને પોતે તરતજ પીટર્સફીલ્ડ આવવા નીકળી પડી. ત્યાં આવીને મેં જોયું કે તમો જો ઉતરો તો આએજ આગેવાન હોટેલમાં ઉતરેલાં હોવાં જોઇએ, અને હું બી તેથી ત્યાંજ ઉતરી; અને ત્યાં તલાશ કરતાં તરતજ મને તમારો પત્તો મલ્યો, પણ હોટેલના મેનેજરે તો જરા અજબ થઇને કહ્યું કે ગઇ સાંહજનાં તમો બંને કેઠે ગયલાં હોટેલમાં હજી પાછાં ફર્યાંજ નથી! એ જોઇને મેં જરા બી થોભ્યા વગર તરતજ ગાડી જોડાવી, અને ખુદાવંદતાલાની મેહરબાનીથી હું કેટલી બધી કટોકટ વખતસર આવી લાગી તે તમે લોકે જોયું. જો જરા વધારે મોડું થતે તો શુંનું શું થઇ જતે તેનો ખ્યાલ કરતાંજ મને ધ્રુજરાં લાગેછ!"

હું તરત બલી ઝારાનાં એ મતને એકમત થઇ. ખરેખર દયાળુ ખુદાનો હાથ તેની દયામાં કેટલો લાંબો છે તે માહરા અનુભવે અત્યાર આગમચ મને ઘણું શીખવ્યું હતું, અને આ તેનો હાલમાં વળી એ એક નવો પુરાવો હતો. ઝારા જો વખતસર નહીં આવતે તો અત્યારે તો હું આ જાંહાંનથી માહરો વાસો ઉઠાવી બી ગઇ હતે, અને આ વારતા આ મુજબ પાછળથી લખવાને જીવતીજ નહીં હતે એ શું માહરે વાંચનારાં સાહેબોને સહમજાવીને કેહવું જોઇશે?

"અને હું શું મકસદથી તાહરી એ મમાઇને અત્રે શોહધતી આવી હતી તે બી એ ડોસીએ તને કહયું વારૂં, ઝારા?" મેં ગંભીર થઇને પુછ્યું.

"હા," ઝારાએ ઘણી દીલગીરીથી જવાબ કર્યો; "કોઈ પાર્કસ નામના આસામીને એવણે થોડાંક વરસ પર ક્રેરી લૅાક્રેનઝીસ વેચ્યાં હતાં તે વાસ્તેની તમો કાંઇ જુસ્તેજો કરવા અત્રે આવ્યાં હતાં એમ મને એવણે કહયું; મગર એ વાતથી તો, હું ખરૂંજ કેહુંછ, ડીયર, કે હું પોતે બીલકુલ બીનમાહીતગાર છું, કેમજે તે વખતે જોકે હું એવણની સાથે તો

હતીજ, પણ માહરી ઉમ્મર ઘણી નાખલી હતી, અને એવણુ કાંઇ તે વખતે બધો ભેદ મને વીશ્વાસથી કેહતાં હતાં નહીં."

"અને ત્યારે એ વાતમાં તું મને કાંઇ મદદ નહીં કરી શકશે?"

"માહરાં દીલોજાનથી દરેક મદદ કરશ, પણ હું જે છે તે ખરેખરૂં કેહી દઉંછ, ઍલન, કે માહરાં મમાઇને તો તમારે જતાંજ મેળવાં જોઇશે," તેણીએ જવાબ કર્યો.

હું એ સાંભળીને ઘણી નાઉમેદ થઈ.

"ઝારા ડીયર, માહરે કબુલ કરવું જોઇએ કે તું મને એમ કહીને ઘણીજ મુશ્કેલીમાં ઉતારેછ," મેં ગમગીનીથી કહ્યું. "એક હાથપર માહરે તાહરી માહરા જોગી ભલાઇઓનો ખ્યાલ કરવાનો છે—આજેજ તેં અત્રે આવીને સરબસર માહરો જાંન બચાવ્યો અને મને મરતી ઉગારી તે કાંઇ નાહનું હેસાંન છે?—પણ તે છતાં બી એ પલીદી જીવવા પાંમે, અને એ તાહરી ઘરડી મમાઇ લોકોના જાંન લેવામાં મદદ કરતી રહે એ જરા બી ખોહાવાજબી નથી, અને તેથી તે મને ઘણું કમકમાવેછ."

"એ વિશેનો માહરો જવાબ ને બધો ખુલાસો હું તમોને કાલે કેહવશ, ઍલન," ઝારાએ જવાબમાં માંગી લીધું; "મને ફક્ત હાલ તો તમે એટલું વચન આપો કે બીજા ચોવીસ કલાક સુધી માહરી મમાઇને ફસાવવા જોગું તમે કાંઇજ કરશો નહીં."

અલબત, મેં ઘણી આનાકાંનીથીજ એ વાતની પણ હા કહી. મને એ ઘણું ગેર-વાજબીજ લાગ્યું. માહરો તો ખરાં દીલનો અરમાન હતો કે હોટેલમાં જતાં સાથે પુલીસમાં ફરયાદ નોંધાવીને એ બુઢી દદાને સપડાવીજ દેવી, કેમકે ખચ્ચીત કરીને એ શેહતાન્યત એક દાહડો બી જાસ્તી જીવવી સજાવાર નહીં હતી; પણ ઝારાએ વળી ફરી એકવાર માહરા હાથ બાંધી લીધા! અને ફક્ત અરધાજ કલાક આગમચ જે માહરા જાંનની રક્ષક થઇ હતી તેની સાથે તોડછોડ કરવા જેટલી હદ સુધીની નગુણી હું થઇજ કેમ શકું?

"પણ હું એમ પુછું, ઝારા, કે મને જે એણે તું આવ્યા આગમચ સફેદ ગુલાબ સુંઘાડયો હતો તે શું મરણ નીપજાવવા જેટલું જલ્લદ અને જોરાવર ઝેર હશે?" મેં પુછ્યું.

"હું કેહવાને શરમાઉંછ, બેહેન, કે હા," ઝારાએ જવાબ કર્યો; "ઘણું કરીને તો એ ઝેર જાંન લઇ લેવા જેવુંજ કાતીલ થાય છે, પણ કોઇ મજબુત બાંધો હોય તો તે આદમી ટકી બી શકે છે, અને ઝેર ફક્ત એકજ વખત સુંઘાડવામાં આવ્યું હોય તો વખત જતાં તે તેની અસર ખોહી બેસે છે."

એજ ખરી વાત હતી. વાંચનારાં સાહેબો યાદ કરશે કે એ ઝેરી ગુલાબનો તો આ માહરી પર બીજો હુમલો હતો. એક વખત લેડી લીલાએ મને મલવાને બાંહણે આવીને મી૦ નોરમનનાં હંટર સ્ટ્રીટવાલાં મકાનમાં એવોજ એક માહરી પર ખુંની હુમલો કર્યો હતો, તેમાંથી બી હું એજ મુજબ બચી ગઇ હતી. તે લેડી, લુચ્છો કલેર અને આ બુઢી વંત્રી એક "ચંડાલ ચોકડી" હતી, અને તેઓ બધાં એ સફેદ ગુલાબમાં સમાયલાં ઝેરથી ઘણાં પાહવરડાં બની ગયાં હતાં!

અમે હવે હોટેલમાં પુગ્યાં, અને બીડાને અને મને સહીસલામત પાછાં ફરેલાં જોઇને

તે હોટેલનાં ભલાં આદમીઓ તેમજ તેનો માલેક વિગેરે રાજીજ થયાં. એ પછી ઝારાએ તેનાં બીમાર સગાંનુંજ બાહણું ઠોકયું, અને તે વાત એટલી અક્કલમાં બેસ્તી આવતી હતી કે તે બધાંએ ખરીજ માની તેમાં અજબ થવા જેવું જરા એ નહીં હતું. ધી રાઇટ ઑનરેબલ મી૦ એડવીન સેંટ ક્લેર કે જે ઈંગ્લાંડનો એક મોટો કૅબીનેટ મીનીસ્ટર હતો તેની મોહરદાર તરીકે ઝારાને તે હોટેલમાં ઘણુંજ માન મલતું હતું, અને તેથી તેવાં એક મોટાં માણસે અમારી ગેરહાજરીનું જે કારણ આપ્યું તે ખરાં સિવાય બીજું કોઈ માંનીજ શું શકે?

અમોએ તરતજ જમી લીધું. નજદીક ચોવીસ કલાકનાં અમો અન્ન પાણી વગરનાં ભુખાં ડાંહસ હતાં તે સાંભળતાં સાથે ઝારાએ ખાનાંનો હુકમ આપ્યો, અને જો કે માહરી ભુખ મરી ગઈ હતી અને હવે જમવાનું જોઇને મને ઉબક આવતી હતી, તો પણ ઝારાની કંપની મળી જવાથી તેના આગ્રહ હેઠળ મેં થોડુંઘણું ખાધું. એજ વખતે બીડાને પણ તરતજ પુરતું તેના ઓરડામાં જમવાનું મળે તેની મેં આગળ રહીને ચોકાસી રાખી, અને પછી તો અમે બંને, તનમનમાં પુસ્કલ થાકેલાં હોવાને લીધે, પાધરાં અમારા ઓરડામાં ગયાં, અને ઉંઘાઇજ ગયાં. અત્રે વળી માહરે કેહવું જોઇએ કે ઘરડી બૅટીની પેલી "જેન્ટલમેન લોફર" સાથની મીલાકાત વિષે તો ઝારા અમારી આગલ અત્યારતક કાંઇ બોલીજ નહીં હતી, અને તેથી મને તરત લાગ્યું કે તેને તે વિશે તે જીવતી ડાકણે બીલકુલ અંધારાંમાંજ રાખી હતી. મેં પણ, એ છતાં, કશું કહ્યું નહીં. હું માહરા પાક કસમ તોડીને કહીજ કેમ શકુ કે તેની દોજખી મમાઇએ એક આગળે દાહડે બી પચાસ ગીની બદલ ઝેરી લૉઝેનજીસનો એક દાબડો કોઇ એક મોટે ઘેરના બદમાશને વેચ્યો હતો?

બીજે દાહડે નાસ્તા પછી જ્યારે હું અને ઝારા પાછાં એકલાં પડયાં ત્યારે તેણે મને કહયું, "મેં તમારી પાસે ચોવીસ કલાકની મેહતલ માંગી લીધી હતી, વાહલાં ઍલન, અને હવે હું તમોને ખરેખરૂં ખુલાસો કરીને કાંઈ કેહવા માંગુંછ."

"તાહરી મમાઈ સંબંધીજ, ઝારા?"

"હા," ઝારાએ હસીને જવાબ દીધો; "તમે માહરીપર ગુસ્સો ના કરતાં, પણ એ ડોસીની જીંદગીની સાંહજે એ ફાંસીને લાકડે લટકતી નહીં થાય તેથી મેં એને ઇંગ્લાંડ છોડી જવાનીજ ફરજ પાડીછ, અને તેને લગતી બધી બંદોબસ્તીઓ મેં એટલી પકકી કીધી કે મને ખાત્રી છે કે અત્યારે તો તે કોન્ટીનંટ પર જવા ઉપડી બી ગઇ હશે. હવે, તેથી, તમે તમારે પોતાને વાસ્તે પુરતી નીરાંત માનજો. હવે તે તમોને કે કોઇને બી સતાવવા ઇંગ્લાંડના કીનારાપર જીવતી પાછી ફરનારજ નથી—મેં તેવીજ રીતે સઘળું પાકકું કરેલું છે."

વળી બી, એ સાંભળતાં, પાછી મને થોડીક નાઉમેદી થઇ. આએ, મેં ઉપર કહયું તેમ, ખરેખર એવી એક પલીદી હતી કે જે ઉંમરનાં કારણથી કે કોઇ બી બાએસથી એમ સલાંમત બચી જવી જોઇતીજ નહીં હતી, પણ હવે તે માટે દીલગીર થવાને વાસ્તે બી જોઇએ તે કરતાં ઘણું મોડું થયું હતું ત્યારે માહરી નારાજી ઝારાને કહી સંભળાવ્યામાં બી શી હાંસલ હોય? હું, તેથી, ચુપજ રહી. ખરૂં કહું તો પોતાની ઘરડી મરેહાલ મમાઇને એટલાં પ્રમાણીક વાહલ અને કાળજીથી—તે બુઢયા આટલી બધી નાલાયક હોવા છતાં—સાચવવા અને બચાંવી લેવાનો ઝારાનો સદ્ગુણ હું માહરાં મનથી પુશ્કળ વખાંણ્યા વગર રહી શકી નહીં.

"ચાલ, થયું તે તો થયું, ઝારા," મેં તે ઉપરથી નાખતી કરી કહ્યું. "તેં એ એક તાહરી ફરજ બજાવીછ તે વાત હું ના પાડી શકતી નથી, અને તેટલા વાસ્તે તેં એ જે કીધું તે માટે હું તુંને ઠપકો આપી શકતી નથી. હવે એ વાત જવા દે; પણ પેલા માહરા બીચારા ગરીબ મમાવાના ખુંની પાર્કસના સંબંધમાં—"

"તેમાં મેં તમોને કહ્યુંછ તેમ દરેક મદદ હું તમોને કરશ, ઍલન," ઝારાએ ખાત્રી આપી; "હાલ તો, મગર, લંડન જઇને થોડા દાહાડા તમારૂં મગજ તમો પુરતું શાંત થવાજ દેજો, અને પછી હું તમોને તમારે બંગલે મલવા આવશ, જ્યારે આપણે પુખ્ત વિચાર કરીને જે કરવા જોગું હશે તે કરશું."

હું એકમત થઇ. મેં જોયું કે એ પણ તે જે કેહતી હતી તે વાજબીજ હતું. આ છેલ્લી ઉપરાસાપરી હાડમારીઓ ને ઉશ્કેરણીઓથી હું તનમનમાં એટલી આજેજ થઇ ગઇ હતી કે માહરે એકાદ મહીનો શાંતી મેળવી લેવા ઘણી જરૂરજ હતી.

અને અમો, એ મુજબ વાત કરતાં, બારીએજ ઉભેલાં હતાં, તેટલાં હોટેલ આગળથી વળી પેલીજ—પેલા ઘરડા ઉમરાવની—ગાડી પસાર થઈ, કે જેમાં તેની પાસે તેની નઓ-જુવાંન મોહરદાર બેઠેલી હતી. મેં તેઓને, તેથી, બૈરાંઓની સ્વભાવિક ઉલટ સાથે ઝારાને બતાવ્યાં ને ઓળખાવ્યાં.

"આએ લૉર્ડ કેલવેડન છે, ઝારા," મેં બતાવીને કહ્યું; "આએ તરફનો એક કરોડ-પતી ઉમરાવ છે."

ને આએ પાસે બેઠીછ તે? તે એ બુઢ્ઢાની દીકરાની કે દીકરીની દીકરી હોશે?"

"અરે નહીંરે," હું હસી પડી; "એ તો એની મોહરદાર છે! હમણાંજ કેહજે એ બીજવર એ છોકરી સાથ પરણેલો છે."

"પરણેલો? ખરેખર?" ઝારા ઘણી અજબ થઇ; "પણ ડોસો તો પુરાં સીતેરની ભરતીમાં આવેલો હોય તેવો લાગેછ, જ્યારે આએ છોકરી તો ભાગ્યેજ વીસ વરસની હશે!"

"એ લૉર્ડ અને લેડી કેલવેડન તો આજે અત્રેથી લંડન ઉપડી જાયછ, બાંનુઓ," એવામાં અમારો વેટર જે અમારા નાસ્તાની ટેબલ ઉંચકી લેવા અંદર આવ્યો હતો તેણે અમોને તે લોકો વિશે વાત કરતાં સાંભળીને અદબથી વચ્ચે પુરાતાં કહ્યું. એ તેજ વેટર હતો કે જેણે આગળ બી માહરા પુછવાથી મને એ ઉમરાવ વર બૈએરને વાસ્તે બધી વીગતો કહી સંભળાવી હતી.

"એ લોકનો લંડનમાં બંગલો કાંહાં આવેલો છે જે?" ઝારાએ તે ઉપરથી પુછયું.

"મને માલમ છે ત્યાંવેર તે ઇસ્ટર્ન સ્કવૅરમાં છે, મૅમ," તે વેટરે માનથી જવાબ કર્યો.

"ત્યારે હવે આપણે બી અહીંથી ઉપડીજ જઇશું કેની, ઍલન?" ઝારાએ એ પછી માહરી તરફ ફરીને પુછયું; "હું માહરી ગાડીમાં—"

"નહીં, ઝારા, હું તો એક બે દિવસ પીટર્સફીલ્ડમાં હજી થોબશ," મેં કહ્યું; "મને આએ તરફ હજી થોડુંક બીજું બી કામ છે."—જોકે કામ શું તે મેં કાંઈ ભેદ ખોલીને કહ્યું નહીં, અને ઝારા પોતે મને તે મોંડે ચહીને પુછવા જેટલી અસભ્ય થઇ નહીં. એમ છતાં,

વાંચનારાં સાહેબો તો સમજીજ શકશે કે પેલો જેન્ટલમેન લોફર જે ઘરડી બૅટી પાસે ઝેરી લૉઝેનજીસ ખરીદી ગયો હતો તેનો બને તો પત્તો મેળવવાજ હું અત્રે થોડુંક જ્યાદા થોભવા ચાહતી હતી. તે કોણ હતો તે તો માહરે તેહકીક કરી જાંણી લેવું જોઇએ.

"પણ ત્યારે તો મને બી ઉતાવળથી લંડન પાછું ફરવાની કાંઇજ જરૂર નથી," ઝારાએ કહયું, "અને હું જો કશી બી તમારાં કામમાં હરકત નહીં કરતી હોઉં તો––"

"તું એવું બોલીજ કેમ શકેછ, ઝારા?" મેં એ સાંભળીને જરા ઠપકાથી કહયું.

"ત્યારે તો હું બી થોભીજ જાઉછ," તેણીએ ખુશી થતાં જવાબ કર્યો; "તમારૂં કામ ખલાસ થશે ને આપણે બધાં સાથેજ જઇશું."

"અને તાહરા વર નારાજ તો નહીં થશે?"

"ઓ, માહરા વરને માહરી ભલ ફકર પડી!" ઝારા હસી; "મેં તમોને કહયુંછની, બેહેન, કે અમે એકમેકનાં કામમાં માથું મારતાંજ નથી? તેવણને ગમે તે તેવણ કરે ને માહરે ગમે તે હું કરૂં. અંદરખાનેથી તો હજી કુત્રાં બીલાડાંનુંજ વેર ચાલુ છે, પણ, અલબત, જાહેરમાં ને મેળાવડાઓમાં તો એવાં હેતનો અરસપરસ દેખાવ કર્યેછ કે એકમેકની રોટલી બી કરડીને ખાતાં હોઇએ!"––અને તે જીપસી છોકરી ગમત પાંમીને મોટે સાહદે હસી.

એવામાં હું ચમકી. સારૂંજ થયું કે ઝારાએ તે જોયું નહીં. માહરૂં તેજ વખતે ધ્યાંન ખેંચાયું કે પેલોજ જેન્ટલમેન લોફર પેલાજ ઘોડા પર અમારાં હોટલ આગળથી જતો હતો!

"એ આએ કોણ છે?" પેલો વેટર જે હજી ટેબલ આગળ ઉંચું નીચું કરતો હતો તેને મેં બારી આગળ તરત બોલાવીને તેને બતાવતાં. સેહજ પુછતી હોઉં તે ઢપે, બેદરકારીના દેખાવનો સવાલ કર્યો.

"એજ તો પેલો મી૦ કોલીંગવુડ!" તે વેટરે જોઇને જવાબ કરયો; "પેલા ઘરડા લૉર્ડ કેલવેડનનો ભત્રીજો અને વારસ!"

"હં: એ તે કે?" મેં જવાબ કર્યો, કેમકે હવે મને તરત ત્યારે સમજ પડી ગયું કે પેલાં ઝેરી લૉઝેનજીસ એ બદમાશ લુચ્છાએ વચમાંથી કોણનો કાંટો કાઢી નાખવા એવી મોટી રકમ બદલ ખરીદેલાં હોવાં જોઇએ!––"અને એ બી તો ત્યારે લૉર્ડ અને લેડી સાથે લંડન જવાનો હશે?"

"જી, હા, બાંનુ," તે વેટરે કહ્યું; "અમારા સાંભળવા મુજબ તો અહીંનું મકાન હાલ બંધજ કરવાનું છે, અને બધાં થોડુંક સુધી લંડન જઇ રેહવાનાં છે."––અને તે વેટર એમ કહીને પોતાને કામેકાજે ચાલી ગયો.

એ પછી મેં થોડોક વિચાર કર્યો, અને અરધેક કલાકે ઝારાને કહ્યું, "બેહન ઝારા, હું તો ધારૂંછ કે આપણે બી આજે લંડન જતાંજ રહીએ."

"કાંએ, તમે તો ના કહેતાતાં કે આએ તરફ તમોને થોડુંક હજી કામ છે તે?" ઝારા ઘણી અજબ થઈ.

"હા, પણ માહરો વિચાર મેં ફેરવ્યોછ," મેં સરયામ બેદરકારીના ઢોંગથીજ કહ્યું; "આપણે બૈરાંઓના વિચારો તો પવનચકીની માફક પલક પલક ફર્યા કરે તે તું જાંણેછ કેની? હું ધારૂંછ

કે માહરૂં કામ એટલું જરૂરનું કે તાકીદનું નથીજ કે માહરે અત્રે રોકાઈ રહેવું જોઇએ. મેરી ગ્રેન્ટવર્થ ઘરમાં એકલીજ છે, અને હું ધારૂંછ કે હું જલદી ઘેર પાછી ફરેલીજ સારી. પછી જરૂર પડશે તો એક ફેરો અત્રે પાછી આવી જતાં વાર શું લાગવાની છે? એટલું બધું લંડનથી પીટર્સફીલ્ડ દુર શું છે જે તેની વાત?"

ટુંકમાં, ઝારા તો કાંઇ સમજીજ નહીં કે એ માહરી ગોઠવણો પેલા લુચ્ચા કોલીંગવુડને જોઇને મેં એમ તરત પાછી ઉલટાવી નાખી હતી. તેને તે વિશે કશો વેહેમ થયોજ નહીં, કેમકે વેહેમ થવા જેવું કોઇ કારણજ નહીં હતું. એ ઉપરથી અમોએ તરતજ લંડન ઉપડી જવાની તૈયારીઓ કરી. બીલો મંગાવીને ચુકવી આપ્યાં, અને ઝારાની પોતાની જે મોટી મુસાફરીની સુખકારક "પોસ્ટ ચેઝ" હતી તેમાં અમો ત્રણે લંડન પાછાં ફર્યાં.

---

## પ્રકરણ ૧૩૩.

અને તેજ દાહડે સાંહજે છ વાગતે હું ગ્રેટ ઓરમંડ સ્ટ્રીટમાંના માહરા બંગલામાં આવી પોંહચી. ઝારાએ ઘણી ભલાઇથી પોતે ઉતરીને અમોને ઉતરવા વાસ્તે ગાડી ઘર સુધી આપી હતી.

હું તો જાંણું મેરી ઘરમાંજ હશે, અને અમારી ગાડી આવતી જોતાં સાથે હંમેશ મુજબ મને લેવા સાંમી કુદકા મારતી દોડી આવશે; પણ આ વખતે તો તે કાંઈ બારણાંપર દોડી આવી નહીં, ને મને તેથી જરા નાઇમેદી થઇ. પછી મેં ધાર્યું જે તે પોતાના ઓરડામાં હશે, અને અમારી ગાડી આવેલી તેણે જાંણી નહીં હશે; પણ હું નીચે ઉતરી ત્યારે મારી "મેડે" મને કહ્યું કે મીસ ગ્રેન્ટવર્થ તો સોલીસીટર મી૰ વીલકીનસનને ત્યાં જમવા ગયલી છે.

હું ઘણી અજબ થઇ. એ વીલકીનસન સોલીસીટર ડોવરથી ડચેસે લખેલા હુકમ મુજબ તેણીના કાકાના સોલીસીટર તરીકે બસો ગીની મેરીના નિભાવ ખરચની તેને મલવા આવીને આપી ગયો હતો એ તો હું આગળ કહી ચુકી છું, પણ તે એટલો મેહરબાન થયો કે મેરીને પોતાને ઘરે જમવા બોલાવી તે કેમ ને કાંય થવું જોઇએ તે કાંઈ મને સમજ પડી નહીં—સિવાય કે ડયુક પોતે ધારવા કરતાં વધારે વેહલ્લો લંડન પાછો ફર્યો હોય, અને તેણેજ મેરીને સોલીસીટર મારફતે મળવાનો એ કાંઈ તાગડો રચ્યો હોય?

"હા, મીસ, ગઇ કાલે બી એવણ જઇ આવ્યાં હતાં," મેડે મને જરા અજબ થતી જોઇને કહ્યું; "કેટલાક કલાક પછી પાછાં આવ્યાં અને મેં પુછ્યું ત્યારે કહ્યું કે મને માહરા કાકાના સોલીસીટર મી૰ વીલકીનસને મલવા બોલાવી હતી."

એ ઉપરથી મેં કાંઈ વધતી ચુનોચેરા કરી નહીં, અને અમો જમી ઉઠયા પછી નજદીક દસ વાગવા આવેલા હતા ત્યારે મેરીનો ઓટલા પર સાહદ આવ્યો, જે ઘરમાં પાછી હું આવેલી હતી એમ જાંણતાં કુદકા મારતી ડાઈનીંગ રૂમમાં મને મલવા દોડી આવી, અને ઘણાં હેતથી મને બગલગીર થઈ.

"ઓ, હું જો જાણતે, વાહલાં ઍલન, કે આજે સાંહજે તમે પાછાં આવવાનાં છો તો હું કદી બી જમવા જતેજ નહીં," અને એમ કેહતાં તે ટોપી, હાથનાં મોજાં ને સ્કાર્ફ વિગેરે ઉતારવા સોફા ભણી તરત ફરી ગઇ.

"પણ એ તું જમવા ગઇ ત્યારે ફુલ ઇવનીંગ ડ્રેસ કાંએ નહીં કીધો?" મેં લગાર નરમ ઠપકાથી કહ્યું.

"હું તો મી૦ વીલકીનસન સોલીસીટરને ત્યાં જમવા ગયલી, ઍલન," તેણીએ હાથનાં મોજાં ઉતારતાં ઉતારતાં, હજી સોફા તરફજ ફરેલી રહી, માહરી ભણી પીઠ રાખી, જવાબ કર્યો; "મી૦ વીલકીનસન કેહજે આપણે બધાં ઘરનાંજ છીએ, અને એવા તાજીમતવાળાની કોઇ જરૂર નથી."

"હા, પણ મી૦ વીલકીનસને શું કરવા બોલાવી?" મેં, અલબત, નિર્દોશપણે માહરી પુછપરછ ચાલુ રાખી; "કાંઇ સારૂં સારૂં છે કે? કાંઈ નવી ખબર કહીછ કે?"

"નહીં, માહરા કાકાના સંબંધમાં તો હજી નવું કાંઈ કહ્યું નથી," તેણીએ પોતાનાં કપડાં-માંજ રોકાયલી રહીને ઉતાવળે જવાબ કર્યો; "પણ હવે એ મને માહરૂંજ પુછ્યા કરશો કે તમારી બી કાંઈ વાત કરશો? પીટર્સફીલ્ડ શું કરી આવ્યાં? કાંઇ ફાવત થઇ ખરી કે?"—અને હવે એમ પુછતાંજ તે માહરી ભણી ફરી.

"અમે તો બહુજ હાડમાર થઇને આવ્યાં, અને બબે મરતબા મરતાં મરતાંજ હું બચેલી છું!" મેં હસીને કહ્યું.

"એ!" મેરીએ ભયથી ને હેતથી બુમ પાડી; "પણ ત્યારે પેલા લુચ્ચા પાર્કસને વાસ્તેનો કાંઇ પત્તો મળ્યોજ નહીં કે?"

"નહીં, તે તો મળ્યો ખરો," મેં જવાબ દીધો; "એ બદમાશેજ ખુંની મકસદથી ઝેરી લૉઝેનજીસ ઘરડી બૅટી પાસે વેચાતાં લેવાનું પુરવાર થયલું છે: મગર એ બધી વીગતે વાત તો હું તાહરી આગળ કાલે બાલે કરશ. હમણાં તો તાહરીજ વાત મને સમજવા દે. મી૦ વીલકીનસને તુંને એકદમ ત્યારે મલવા ને જમવા શાની બોલાવી?"

"તેણે મને નહીં બોલાવી; હુંજ તેવણુને પહેલાં તો ગઇ કાલે મલવા ગઇતી," મેરીએ ચેહરામાં જરા લાલ થતાં કહ્યું; "પણ તમે તે વાસ્તે માહરી સાથે ગુસ્સે તો નહીં થશો કેની? મનેજ માહરા કાકાને વાસ્તે એકલી પડેલીને ઘણી ચટપટ થયા કીધી, તેથી હુંજ તે વાતની પુછપરછ કરવાને વાસ્તે તેવણુને મલવા તેવણુની ઑફીસમાં ગઇ."

"એમા હું શાની ગુસ્સે થાઉં, મેરી?" મેં સધ્યારો આપ્યો; "તું કાંઇ બચ્ચું થોડીજ છે જે તેની વાત? તું માહરાં કરતાં ચાર છ મહીના નાઘલી છે, એટલુંજ કેની? અને, તેથી, એમાં માહરે ગુસ્સે થવાનું હોયજ નહીં. તું તાહરાં પોતાનાં ભલાંમાં, ઇજ્જતથી ને દાનાઇથી, જે કરવા ચાહે તે કરવા બેશક મુખત્યાર છે; ત્યારે તું ગઇ કાલે પોતેજ મલવા ગઈ, એમ?"

"હા, હું પોતેજ ગઈ," જાંણે એ વાત કરવા નહીં ચાહતી હોય તેમ દેખીતી કરાળીથી તે છોકરીએ ટુંકમાં પટાવ્યું.

"પણ આપણી મેડ તો કેહજે તું ઘણા કલાકે પાછી ફરી?" મેં સેહજ પુછવાની રીતે પુછ્યું.

મેરી ચેહરામાં વધતી લાલ થઇ.

"હા, તે તેવણુ—તે તેવણુ ઘણાં કામમાં હતા, અને મને ઘણું ખોટી થવું પડયું હતું," તેણીએ અચકી અચકીને કહ્યું; "પણ તેવણુ મને ઘણીજ માયાથી મલ્યા, અને નજદીક એક કલાક સુધી માહરી સાથે એલારપેલારની બધી વાતચીત કર્યા કીધી."

"અને પછી આજે રાત્રે તેવણેજ તુંને જમવા બોલાવી ?"

"હા, ઍલન; પણ હવે એ શું બધું દમ વગરનું તાહેલું કરયા કરોછ ?" તેણીએ ઉતાવળથી કહયું; "તમારી બધી વાત સાંભળવા માહરો બધો જીવ ભગભગ થયા કરેછને !"

"એ આજે એમ કાંય કરેછ, મેરી ?" મેં ઠપકાથી નહીં પણ દીલગીરીથી કહયું; "જાણે એ મી૦ વીલકીનસનવાલી વાત તું બધી મને વીગતે કેહવા માંગતી નહીં હોય, અને ઉતાવળે બધું પટાવી દેવા ચાહતી હોય તેમ તું કાંઇ આજે માહરી સાથે વરતેછ ને વાત કરેછ ! તું ભુલી જાયછ, બેહેન, કે હું અવ્વલથી તાહરાં ભલાંમાં છું. તું ખાત્રી રાખ કે તાહરૂં પોતાનું સારૂં માનીને તું ગઇ કાલે મી૦ વીલકીનસનને મલવા તેવણુની ઑફીસમાં અને આજે તેવણુનાં છજનથી તેવણુને ઘર જઇ આવી તેથી હું તાહરી સાથે જરા બી નારાજ થતી નથી. એવી વાતમાં નારાજ થવાનો મને કાંઇજ હક નથી."

મેરી, જવાબમાં, મોટે સાદે હસી, અને મને કોટી કરી પડીને કહયું, "ચાલો, ચાલો, હવે એ ટાહેલું જવા દેઓ. તમે બી લાંબી મુસાફરીમાં ઠાકીને આવ્યાં હશો, અને મને બી, બા, ઉંઘ આવેછ, તેથી હાલ તો જઇને સુઇ જઇએ."

અમો, તે ઉપરથી, સુવા ગયાં. મેં કાંઇક ખરાં દીલની દીલગીરી અને નારાજી સાથે જોયું કે મેરી મી૦ વીલકીનસનના સંબંધની વાત માહરી કને કેહવા ચાહતીજ નહીં હતી અને મને ખસુસ ઉડાવતી હતી, એટલે મને બી જ્યાદા જીગ્નાસુ થવા ગમ્યું નહીં અને મેં પણ એ વાત પડતીજ મેળી.

અને બીજી સહવારે હું જાગી ત્યારે મને જે પેહલો ખ્યાલ થયો તે જેફ્ લૉર્ડ કેલવેડન અને તેની નઓજુવાંન નવી મોહરદારને લગતો હતો. પેલા ખુંની કોલીંગવુડે જો બાવરચીને પૈસા બદલ પોતાની પક્ષમાં ખરીદી લીધો હોય તો કોઇ રીતે અસંભવીત ન હતું કે ગરમ ગરમ ચા, કોકો, કૉફી કે સુપમાં એકેક લૉઝેનજીસ લેડી કેલવેડનને રોજ આપતું કરવાનું ખુંની કાર્ય તે તરફ અત્યાર અગાઉ ચાલુ થઇ ચુકયુંજ હોય; અને જોકે હું કોલીંગવુડને ઉઘાડો પાડી કે પકડાવી શક્તી નહીં હતી, તોપણ ખુદાએ કેવળ તાજુબીભરેલા સંજોગથી મને બખશેલાં એ ઝેરનાં ઉતારવાલાં પેલાં ખાસ લૉઝેનજીસથી એ ખુંની અનર્થ થતો માહરે વેળાસર પકડી પાડવો ને અટકાવવો કાંએ નહીં જોઇએ ?

મગર તે કેમ બને ? મુશ્કેલ એ હતી કે તે બનાવવું ને બજાવવુંજ કેમ ? મને એ મોટે ઘરની બાનુ સાંથે ઓળખાંણું કોણુ કરાવે, અને ઓળખાંણુ થાય તોબી એ લૉઝેનજીસ હું તેને શું કહીને આપી શકું ? હું તે સંબંધમાં, તેથી, ઘણી ગુંચવાઇ.

પણ ખુદાના ભેદજ ન્યારા થાય છે ! માન્યામાં નહીં આવે એવો એક સંજોગ વળી તેજ દહાડે અને તેજ સહવારે એ થયો કે સહવારની માહરા નાસ્તાની ટેબલપર આવી પડેલી ટપાલમાં એક કાગળ ખુદ લેડી કેલવેડન તરફ્તુંજ માહરા જોગું આવેલું હતું ! તે આ મુજબ હતું ;—

"ઇસ્ટર્ન સ્કવૅર,
"તા૦ ૨ જી એપ્રીલ ૧૮૪૨.

"લેડી કેલવેડન પ્રખ્યાત એકટ્રેસ મીસ ટ્રેફર્ડને ઘણી ઘણી સલાંમ સાથે અરજ કરે છે કે જો બની શકતી તાકીદથી મીસ ટ્રેફર્ડ આવીને કાંઇ તેવણુના ધંધા સંબંધી વાત કરવા લેડી

કેલવેડનને મળી જશે તો તેવણુ ઘણાં આભારી થશે. લેડીને મીસ ત્રેફર્ડને મલવા કોઇ બી સાંહજે ચારથી પાંચ વાગતા સુધી વધતી સગવડ થશે."

આ તે કાગળ હતું, અને કોણે જાણ્યું હતું કે એજ બાંનુને મલવા કે તેના જોડે કોઈ રીતે પીછાંણુ કરવાના રસ્તા માટે હું માહરૂં ભેજું કસ્તી હતી ત્યારે આ મને અણુદીઠ તક હાથ આવી જનાર હતી? બીલકુલ દેખાઇતુંજ હતું કે આ નવાં લગનથી એ કરોડોની દોલત અને માન પાંમેલા ખેતાબને વાસ્તે કદાપી કોઇ નવો વારસ પેદા પડે, અને લુચ્છો કોલીંગવુડ પોતે તે વરસોની ઉમેદથી રવડી જાય તે ફીકરથી તે પોતાના કાકાની એ જવાંન મોહરદારનું વચમાંથી કાટલું કાઢી નાખવાની ત્રેવડમાં હતો, અને તેથી માહરે તેની સાંમે લડત કરવાની હતી, જેવામાં એ તો ઘી કેળા થયાં કે તે બાંનુએ પોતેજ મને અચબુચ ચાહીને મલવા બોલાવી!

પણુ તે શું કહેવા માંગતી હશે? એ માહરા ધંધાનું કારણુ આપીને તે મને તેડતી હતી તે શું કાંઇ અમથું ઓહુંજ હશે? તે શું કોલીંગવુડના પાપી પ્રપંચ અને માહરી તે સંબંધની માથે ઉઠાવેલી પ્રમાણીક લડત બાબે અનાયસે કેહેથી કાંઇ જાંણી ગઇ હશે?

"પણુ એ બધાં અનુમાનો બેવજુદ અને બેફાયદા હતાં. માહરે થોડાજ કલાકની ઢીલ ખમવાની હતી, અને તે બાઇ મને જલદીજ મલવા બોલાવતી હતી તેથી મેં તેને દરશાવેલે વખતે તેજ સાંહજે મલવા જવાનું ઠરાવ્યું.

હું ગઇ. પેલાં ઝેરવાલાં ઉતારનાં લૉઝેનજીસનો દાબડો બી મેં સંભાળથી યાદ કરીને સાથે લઈજ લીધો હતો, અને હું માહરી પોતાની ગાડી જોડાવીને તેમાં ઇસ્ટર્ન સ્કવૅર ખાતે હંકારી ગઇ, જ્યાં પુગી ત્યારે સવા ચારેક થયલા હતા. મેં જોયું કે તે એક ઘણો ભવ્ય અને ભપકાદાર મહેલ હતો.

મેં માહરૂં નામ અંદર મોકલ્યું, અને તરતજ મને ડ્રાઇંગરૂમમાં લઇ જવામાં આવી, કે જ્યાં લેડી કેલવેડન પોતે એક મોટી આરામખુરસીમાં ફરાગતથી વાંચતી પડેલી હતી. તે માહરાં દાખલ થતાં સાથે મને જોઇને તરત દમામથી ઉભી થઇ, અને મને બેસવાની નરમાસથી ખુરસી બતાવી.

અને મેં હવે રૂબરૂ જોયું કે તે છોકરી અતી ઘણી ખુબસુરત હતી. તેણીએ ઇવિનીંગ ડ્રૅસ તરીકે ગળાં પરથી છાતી સુધી નીચે ઉતરતો એક ઘણો મોહક ડ્રૅસ પેહડેલો હતો, કે જેના બાએસથી તે અરધી ઉઘાડી છાતી અને બાજુ સુધીના ખુલ્લા નગ્ન હાથોથી ઘણી સુંદરતાનો અભ્યાસ થતો હતો. તે સીધી, પતળી અને ઉંચી હતી, અને તેનાં પુટસ્ટુલ આગળ એક સ્પેનીઅલ (કુત્રો) તેની સાથે ગેલ કરતો બેઠેલો હતો, જેથી તે આખું પીકચર ઘણું મનમોહન નજરે આવતું હતું.

---

## પ્રકરણુ ૧૩૪.

"માહરે તમોને એક અરજ કરવીછ, મીસ ત્રેફર્ડ," અમોએ બેઠા પછી તે ઉમરાવજાદીએ મીઠાસથી હસીને કહયું, "અને હું ધારૂંછ કે લંડન આવતાં સાથે મેં એ તમારા ધંધા સંબંધી

તમોને ઓળખ્યા પીછાંણ્યા વગર વાત કરવા બોલાવવા જોગી થોડીક તસ્દી આપવાનું મન કીધું તે વાસ્તે તમે મને માફ કરશો. અમે તો હજી ગઇ કાલેજ પીટર્સફીલ્ડથી લંડન રહેવા આવ્યાં."

"બેશાશક ફરમાવો, માહરાં લેડી!" મેં નમ્રતાથી જવાબ કર્યો; "માહરાથી જો તમારી કાંઇ ખીદમત થઇ શકતી હશે તો હું તે ઘણી ખુશીથી કરશ."— કેમકે મેં હવે અચ્છી રવેસે જોઇ લીધું કે તેણીએ ચાહેલી આ માહરી મીલાકાત સીર્ફ માહરા નાટકના ધંધાને લગતીજ કાંઇકિ મતલબસર હતી.

"માહરી એક ફ્રેંચ લેડી સહી છે, જેની ઉપર મને ઘણો પ્યાર છે," તે લેડીએ હવે ખુલાસો કર્યો; "તે અને હું વરસોથી સ્કુલમાં સાથે શીખેલાં હતાં ત્યારથી અમો વચ્ચે છેક ઘરાંપરાંની હદ સુધીનાં સહીમીતાં છે. તે બીચારી બચગીથીજ માયબાપ વગરની છે, અને તેના એક કાકા હતા તેવણે તેની કેળવણીપર ઘણું ધ્યાંન આપ્યું, પણ એનાં કમનસીબે તે કાકા બી હવે ગયે વરસે ગુજરી ગયલા છે. તેવણનો ભરમ ઘણો હતો, અને લોક તો ધારતાં હતાં કે તેવણ સારી જેવી પુંજી એને વરે મુકી જશે, પણ ખરેખર તો પછીથી સામું એમ જાહેર થયું કે તેવણ કરજદારીમાં મરી ગયા, અને ઘણાક માંગનારાઓને ઉલટા બીચારા રડાવી ગયા; તેથી એ છોકરી તદનજ રવડી ગયલી છે."

"રવડી ગયલી કેમ કહેવાય—જ્યારે લેડી કેલવેડન જેવાં એક કરોડપતી ખાંનુનો તેને માથે આશરો ને સાહરો હોય?" મેં હસીને કહ્યું,

"તેજ તો માહરી મુશકેલી છે!" લેડી કેલવેડને કગલીને જવાબ કર્યો; "એમ તો મેં એને અત્યાર સુધી માહરેજ ઘેર માહરાં માય બાપ સાથે રાખેલી હતી, અને મને તમારી આગળ કબુલ કરવા શરમાવા જેવી કોઇ જરૂર નથી કે માહરાં માય બાપ બી બીચારાં મધ્યમ સ્થિતીનાં આસામીઓ છે. એટલા વાસ્તે એલીન મારસી—એ માહરી સહી—માહરાં માય બાપને ત્યાં બોજો થઇ પડી રહેવા ચાહતી નથી, અને વળી ભેજાંમાં રાઇ એટલી રાખેછ કે હું માહરા ધણીના પૈસા ટકાથી થોડીક મદદ થવા ચાહુંછ તે બી બીલકુલ કબુલ રાખતી નથી. એ તો બસ એમજ માથું ફેરવીને બેઠીછ કે માહરે મીસ ત્રેફર્ડની કાંતી સ્ટેજનો પ્રમાણીકપણે ધંધો કરીને ગુજારો કરવો, અને લોકોમાં નામના મેળવવી! એમ તો હું લૉર્ડ કેલવેડનને સમજાવીને માહરી કમપેન્યન તરીકે બી એને માહરી સાથ રાખવા માંગું તો ઘણી સગવડથી રાખું એમ છે, પણ એ બેવકુફ તો કાંઇ માનતીજ નથી. એણે સ્ટેજપર તમોને કાંઇક અનેક મરતબા જોયાંછ, અને લોકોમાં તમારે વાસ્તે આટલું ઉચ્ચું મત બોલાતું સાંભળીને એ તો માથું ગુમાવીને ઘેલીજ થઈ ગઇછ! છે ઘણી સુંદર ને અવાજ બી ઘણો મીઠો ને જોરાવર છે, અને તેથી એણે તો બને તો એજ ધંધો લેવાનો પકકો એરાદો કરેલો છે, એટલા વાસ્તે એના ચાલુ આગ્રહનાં કારણથી, મે એને પ્રૉમીસ કરી રાખ્યું હતું તેમ, અત્રે લંડન આવ્યા પછી મેં તમારી મીલાકાતની તરતજ આર્જુ કરી અને તમોને તસ્દી આપી!"

"મગર હું સમજી નહી શકતી, માહરાં લેડી," મેં કહ્યું, "કે તમે માહરી તરફથી કઇ ખીદમતની આર્જુ કરોછ? માહરે કરવાનું શું છે? શું માહરે વગ ચલાવીને એ બેહનને સ્ટેજ પર નોકરી અપાવવી, એમ?"

"નોકરી હમણાં ને હમણાં નહીં," લેડી કેલવેડને માંગી લીધું; "હમણાં તો એની અરજ

એટલીજ છે કે તમારે સારી ઍકટીંગનાં થોડાંક ખાનગીમાં એને લૅસન્સ આપવાં, અને તમે ખાત્રી રાખજો કે તમારી એ તસ્દીના બદલામાં તમારી જે બી ફી થશે તે ઘણુંજ ખરાં દીલની ખુશી સાથે હું પોતાની ગીરેથી તરત તમોને ચુકવી આપશ."

"હમણાં માડમુવાઝેલ મારસી કયાં છે? અહીંજ છે? હું તે બેહનને હમણાં મળી શકશ?" મેં પુછ્યું.

"હા, તરતજ. તે કાલની હું અત્રે આવ્યા પછીની માહરી સાથે આવીને રહેલી છે," લેડીએ જવાબ કરયો; "હું તમોને તેની સાથે મેળવું. તે ઘણીજ હરખાઈ જશે. હું ધારૂં છ કે તેને હજી ખબર બી નહીં હશે કે તમે માહરી ચીઠીનાં જવાબમાં મને આજ ને આજ અત્રે હાલમાં મળવા આવેલાં છો!"—અને એમ કેહતાં તેણીએ ઘંટ વજાડયો, જેના જવાબમાં જે આદમી હાજર થયો તેને તેણે એલીન મારસીને ત્યાં બોલાવવાનો હોકમ આપ્યો; અને બીજીજ પળે સુંદર એલીન તે ઓરડામાં દોડતી આવી.

તે બી લગભગ માહરીજ ઉંમરની અઢારથી ઓગણીસ વરસની, તરત ઓળખાઇ આવે એવા ફ્રેન્ચ ચેહરાની, એક મોહક મનોહરતા હતી. તે મને જોઇને તરત ખંચાઈ, અને ઘણી ઓશકાતી અંદર આવી, જોકે તેની આંખોમાં માહરે વાસ્તે દેખીતી ઘણી વખાંણ વાંચી લઇ શકાતી હતી.

લેડી કેલવેડને અમારી ઓળખાંણ કરાવી.

"હરમીઓન," તે ફ્રેન્ચ છોકરીએ લેડી કેલવેડનને નીચી નજરે ને ઓશકાતાં શરમાતાં ધીમે સાહદે કહયું, "તાહરી માહરા પર ઘણીજ મેહરબાંની છે, અને જો તાહરા વગ વસીલાથી ભલાં મીસ ત્રેફર્ડ મને થોડુંક લૅસન આપવાનું માથે લે તો હું થોડા મહીનામાં સ્ટેજપર મોટું નામ કાઢવાની ઉમેદ રાખું છું."

તેણીના અવાજમાં મ્યુઝીક હતું. તે અવાજ એક ફ્લુટ જેવોજ મીઠો અને જોરાવર હતો, અને મને તરત લાગ્યું કે તે અવાજ જો કેળવ્યો હોય તો તે ઘણો નામી થાય, જેથી મેં તરતજ તે ગરીબ છોકરીનું હીત માહરે હૈડે વસાવ્યું. જો બની શકતે તો હું તો તેને, અલબત, ના જ કેહતે. મેં પોતે જોકે સ્ટેજની નોકરી લીધી હતી અને તેમાં નામના કીધી હતી ખરી, તોપણ માહરો અનુભવ એ બધાંને વાસ્તે ઘણો કડવો હતો. મને લાગ્યું કે મગજનું સમતોલપણું ઘણુંજ મજબુતીથી જે છોકરીઓ સાચવી નહીં જાંણે તે જાતની દેખાવડી છોકરીઓ વાસ્તે એ ધંધો છેલ્લામાં છેલ્લોજ હોવો ને થવો જોઇએ, કેમકે એમાં લાલચો અને અને ખરાબીઓ એટલી પગેપગ વીટલાતી રેહછ કે મને જો કોઇ પુછે તો એ ધંધાને વાસ્તે બધીજ છોકરીઓને હું તો ભલાંમણ કદી બી નહીં કરૂં.

મગર મેં જોઈ લીધું કે હરમીઓન—કે જે લેડી કેલવેડનનું પોતાનું નામ હતું—અને એ એલીન મારસી વચ્ચે હદ વગરનાં સહીયારાં અને હેત પ્રીતનાં ઘરાંપરાં હતાં, અને તેથી તે ઉમરાવજાદીને ખાતર તેની એ સહીને માહરે હસ્તક લેવા હું રાજી થઇ. મને લાગ્યું કે તેઓને ના કેહવા કે નાઉમેદ કરવામાં માલ નહીં હતો. એલીન સ્ટેજ પરજ પ્રકાશવા એટલી બધી ઉલટમંદ થઇ ગઇ હતી કે હવે તેને એ ધંધાથી બાઝ આવવાનું સમજાવવાનું કેવળ પથ્થર પર

પાણી નાખવા જેવુંજ થઇ પડે, જેથી મેં તેઓનાં એકમતની થઇને એલીનને એ હુન્નરમંદીમાં માહરાથી બની શકે તેમ લાયક કરી આપવાનું ખુશીથી માથે લીધું.

"ઓ મીસ ત્રેફર્ડ, હું તમારી કેટલી બધી આભારી થઇ!" એલીને, એ સાંભળી, ખુશાલીથી માહરો હાથ દાબતાં ઘણાં આભારી જીગરે કહ્યું. એ ઉપરથી અંતે નકકી એમ થયું કે અઠવાડયાંમાં ત્રણ વખત એલીને શેકસપીયરના નામાંકીત નાટકોમાંથી થોડા થોડા તેને બરના આગેવાન પાર્ટસ મોંઢે કરીને માહરે બંગલે આવવું, અને માહરે તેને ઍકટીંગ બતાવવું.

"હવે ત્યારે મને લેડી કેલવેડન સાથે થોડીક ખાનગીમાં વાત કરવાની છે, એલીન!" મેં એ સઘળું નકકી થઇ રેહવા પછી હસીને કહ્યું,—અને એલીન, તરતજ, તે સાંભળતાં, ઉઠીને બાહેર ગઈ.

"તમો લેડીશીપે ઠરાવજ કીધોછ," હવે તેનાં જવા પછી મેં હરમીઓનને પુછયું, "કે માડમુવાઝેલ માર્સીએ સ્ટેજનો ધંધો અખત્યાર કરવો?"

"મને લાગેછ, મીસ ત્રેફર્ડ, કે તે વગર બીજો રસ્તોજ નથી—જોકે ખરૂં કેહું તો મને પોતાને બી એ ઝાઝું ગમતું નથી," લેડી કેલવેડને નાચારીના દેખાવથી જવાબ કર્યો. "અવલ તો કલર ને કૉસમેટીક વિગેરેથી ખુબસુરત દેખાવાના જે પછાડા સ્ટેજપર મારવામાં આવે છે તેથી, આએ ચેહેરનમુન છોકરીની ખરી મોહક સુંદરતા નાહક બળી જવાની મને ઘણી ફીકર થાએ છે!"

તેણીનું એમ કેહવું—અને તરતજ મને માહરી જે મતલબ પાર ઉતારવાની હતી તેનો એક ઝટકે ખ્યાલ થઇ ગયો!

"નહીં, તેની તો એટલી ફીકર નથીજ. જો એક ચોકકસ રીતની સંભાળ લેવામાં આવે, માહરાં લેડી, તો હું ધારૂંછ કે ખુબસુરતીને તો જરા બી ધોકો આવી શકતો નથી," મેં મોગમ કહ્યું.

"ખરેખર? તે કેમ બનતું હોશે?" લેડી કેલવેડન અજબ થઇ.

"તે એક ઘણી ખાનગી વાત છે, બાંનુ, અને સ્ટેજના સંબંધમાં તે જરા બી જાહેર થયલી જોવા હું હજી ચાહતી નથી." મેં લેપડો લગાવ્યો.

"હા, પણ તે જો મને તમો ખાનગીમાં કહી શકો, મીસ ત્રેફર્ડ, તો હું માહરાં ઑનરથી પ્રૉમીસ થઈ શકુંછ કે હું તમો કેહશો તેટલું બધું તે ખાનગી રાખી શકશ."

"ઘણી નાઘલી વાત છે, માહરાં લેડી," મેં કહ્યું. "માહરી એક ઓળખાંણના કેમીસ્ટે એક જાતનાં લૉશ્નજીસ શોહધી કાઢયાંછ, કે જે રોજ એકેકું લેવામાં આવે તો ઉજાગરા કે એવા પાઉડર અને કલરના લેપડા કે કશુંજ ચામડીને કદી બીગાડી શકતું નથી. ઉલટી, તેથી ચામડી અજબ જેવી સુંદર ને સાફ થાય છે ને ઘણીજ સુંદર રહે છે."

"ખરેખર!" લેડી કેલવેડન હદ વગરની અજબ થઇ; "ત્યારે તો સાંમો એ ઉપાય ઘણો જાહેર થવો જોઇએ!"

"હા, પણ તેજ તો એ કંપાઉન્ડ શોહધી કાઢનાર કૅમીસ્ટનો મોટો વાંધો છે," મેં જવાબ કર્યો; "કાંઇ પોતાની ચોકકસ મતલબસર હજી થોડાક મહીના એ વાત તે ઘણીજ ખાનગી

રાખવા માંગેછ, કેમકે ખરેખર તો એ ઉપાય અમો નાટકવાલાંઓનેજ કામનો છે એમ નથી, પણ જે બી કોઇ પોતાની ખુબસુરતી સાચવવા માંગતાં હોય તેઓને વાસ્તે તે તદ્દન સોનાને મુલનો છે!"

"હોવોજ જોઇએ," હરમીઓન તરત એકમત થઇ; "અને તેનો જીવતો જાગતો દાખલો હું ખુદ તમારામાંજ જોઉંછ! જોવોની, આટલા ઉજાગરા અને આટલા એ પફ પાઉડરના ચાલુ લેપડા છતાં તમારા ચેહરાની ચામડી કેવી ઝળકતી અને સફાઇદાર રહેલી છે! શું એ તમારાં લૉઝેનજીસનુંજ પરીણામ છે?"

"જી હા; તદ્દનજ," મેં ખાત્રી આપી.

"અને ત્યારે તો તમે મને માહરો પોતાનો લોભ બી માફ નહીં કરશો, મીસ ત્રેફર્ડ?" હરમીઓને જરા ઓશકાઇ ઓશકાઇને કહયું; "હું તો ધારૂંછ કે બધીજ છોકરીઓને પોતાના ચેહરાની સંભાળ લેવાનું ઘણું વાહલું લાગવું જોઇએ, અને તેથી બની શકતું હોય તો મને બી એ લૉઝેનજીસનો ઉપયોગ કરવા ઘણું ગમેછ. તમે મને મેહેરબાનીની રાહે મદદ કરી શકશો, મીસ ત્રેફર્ડ? હું તમારો આભાર કદી ભુલશ નહીં, અને તેની જે બી કીંમત થતી હશે તે હું ઘણીજ મોટી ખુશીથી આપશ."

હું થોડોક વિચાર કરતી દેખાઇ, અને પછી અચબુચ યાદ આવી ગયું હોય તેમ મેં વધાર્યું; "હા, હમણાં બી સારાં નસીબે એક બૉકસ માહરી પાસ છે તો ખરો."—અને તે મેં તરત કાઢી આપ્યો; "કાંઇ નહીં, તમે એ હાલમાં લેઓ; હું માહરે વાસ્તે તો બીજો મંગાવી લઇ શકશ, અને ઍલીનને વાસ્તે તો હમણાં ને હમણાં કાંઇ ગરજ પડવાની નથી. હું તો ધારૂંછ કે ઍલીનને બી હાલમાં એ "સીક્રેટ" મુતલગ કહી દેવું જોઇતું નથી. તમે ધારોછ વારૂં કે તમે એટલો ભેદ ઘણોજ છુપો રાખીને સાચવી શકશો?"

"ખચ્ચીતજ! જરૂરજ!" તે બૉકસ ખુલીને ઘણીજ લોભી અદાઓથી તે પીંક લૉઝેનજીસ જોયા કરતાં લેડી કેલવેડને સચ્ચાઇનાં જોશથી કહયું; "મેં તમોને એક ઉમરાવજાદીનાં માહરાં ઑનરના કસમથી કહેલું છે, અને તમો રજા આપશો નહીં ત્યાં વેર એ ભેદ માહરા હોઠ બાહેર કદી જવા પાંમશે નહીં તે વાતની ખાતરજમા રાખજો!"—અને પછી તરત વધાર્યું; "એમાંથી દરરોજ અકેક લેવાનું છે?"

"હા, રોજ અકેક," મેં ખાત્રી આપી; "કૉફી, ચા, કે સુપમાં ગમે તેમાં. અંદર નાખતાં સાથે પીગળી જાયછ ને બીલકુલ ટેસ્તમાં બેમાલુમ છે; પણ લેવાનું રોજ એકજ. એકથી વધારે લીધાથી ગરમ પડશે ને નુકશાંન કરશે. જ્યારે એ બૉકસ ખલાસ થાય ત્યારે હું તમોને બીજો લાવી આપશ. કાલથીજ શરૂ કરજો, અને એનો ફાયદો જ્યારે તમે જાંણુશો ત્યારે મને યાદ કરશો."—અને હું હસી.

"હું હંમેશ તમોને આજથી હેતથીજ યાદ કરશ," લેડી કેલવેડને ઘણીજ માયાથી કહયું; "અને તમારો નેચર ઘણોજ ગમેછ, અને મને તમારી ઘણાંજ ખરાં દીલથી ભલું ચાહનારી એક ફ્રેન્ડ આજથીજ ગણુશો તો હું ઘણી આભારી થવશ."—અને એમ કેહતાં તેણીએ તે લૉઝેનજીસવાળો બૉકસ પોતાનો એક ઘણો સુંદર હાથીદાંતનો વર્કબૉકસ જે ત્યાંજ પડેલો હતો તેમાં ઉંચો કરીને ચાવી દીધી, જે પછી તે ચાવી સંભાળથી પોતાને સ્વાધીન લીધી. ત્યારબાદ અમો

ઍલીન સંબંધીજ બીજી થોડીક વાતચીત કરતાં બેઠાં હતાં તેટલાં બાહેર પગલાં વાગ્યાં, બારણું ઉઘડયું, અને માહરી ઘણી અજાયબી વચ્ચે પેલો લુચ્છો મી૦ કોલીંગવુડ અંદર આવ્યો. તે મને જોઇને ચોંકયો, અને એકદમ મોહોત જેવો ફીકકો પડયો. તેને તો મને અત્રે જોવાનો એક દુરનો સ્વપ્નો એ નહીં હતો, અને તેથી મને નહીં ધારેલી તે અત્રે જોવા પાંમ્યો એટલે તેને તો, અલબત, એજ ધસકો પડયો કે હું સઘળું તેનું પાપ જાહેર કરી દેવાજ અત્રે આવી હતી!! સારાં નસીબે, એમ છતાં તેનો તે હદ વગરનો ગભરાત લેડી કેલવેડનના પોતાના જોવામાં આ-વ્યોજ નહીં. તે તો એમજ સમજી કે મને મીસ ત્રેફર્ડ તરીકે તે ઉમરાવજાદીને મળવા આવેલી જોઇ અને ઓળખીને સ્વભાવિક ઓશકથી તે (તેણીનો ભત્રીજો) અંદર આવતાં સાથે ખંચાયો હતો. તેણીએ, તે ઉપરથી, બે કદમ આગળ વધીને ઘણી નરમાશથી કહયું; "આવોની—અંદર આવો, મી૦ કોલીંગવુડ? આએ મીસ ત્રેફર્ડ સાથે તમોને ઓળખાવવાનું મને માન છે."

મી૦ કોલીંગવુડ, એ સાંભળી, દમામથી મને નમ્યો, કે જ્યારે લેડીશીપ નહીં જુએ તેમ તેણે કકડાવીને માહરા પર ડોળા કાઢયા. હું, મગર, જરા બી ગભરાયલી દેખાઈ નહીં.

"માહરી સહી ઍલીન સ્ટેજ પર જવા માંગેછ તે સંબંધમાં વાત કરવા મેં મીસ ત્રેફર્ડને આજે અત્રે મને મલવા બોલાવ્યાં ને તસ્દી આપી," લેડી કેલવેડને ખુલાસાથી કહયું—અને ત્યારેજ પેલો લુચ્છો દગલબાજ થોડીક ધીરજ પાંમેલો દેખાયો!

"હા, હવે મને યાદ આવેછ ખરી. તમો બાંનુ માહરુમવાઝેલ મારસીને વાસ્તે એ મતલબનું માહરી આગળ કાંઈ કેહતાં હતાં ખરાં," તેણે વિચારવંત ઢપે કહયું.

"અને ભલાં મીસ ત્રેફર્ડે ઍલીનને કેળવવા અને લાયક કરવાનું ઘણી ખુશીથી માથે લીધુંછ," લેડીએ જારી રાખ્યું.

"હું કાંઇ અજબ નથી થતો," મી૦ કોલીંગવુડે કહયું; "એ બાઈની એટલી બધી તારીફ છે; એવણુ એવાં ઇજ્જિતદાર, સાચ્ચાં અને ભલાં કેહવાયછ, એટલે એવણુ જે કેહશે તે બજા-વશેજ!"—અને હું તરત જોઇ શકી કે જવાબમાં આ સઘળું ખાસ કરીને તે મનેજ પોતાની તરફનું કહી સંભળાવતો હતો.

"હું માહરી બીજી કોઈ તારીફો તો સ્વિકારી શકતી નથી, મી૦ કોલીંગવુડ," મેં તે ઉપ-રથી તેને દમામથી કહયું—અને તે લુચ્છાને ધીરજ અને ખાત્રી આવે તેમ ખાત્રી આપી, "મગર એટલું તો હું કશી બી મગરૂરી લીધા વગર પુરતી ખાત્રી સાથે કહી શકુંછ કે હું માહરાં વચન પર ઘણી મુસ્તાક રેહુંછ, અને જો કોઇ એક વાત હું કબુલ કરૂંછ અને તે વાસ્તે વચન આપુંછ તો તેથી પછીથી જીનહાર હું ફરતી નથી."—અને એ જવાબ સાંભળતાં તે દોજખી દીસ્તી રીતે વધતી ધીરજ પાંમેલો દેખાયો, અને તેનો ચેહરો જે આટલો વાર ઘણો ફીકરમંદ અને ફીકકો હતો તે તરત પાછો ખુલી ગયો.

તે પછી હું લેડી કેલવેડનની રજા ચાહતી ઘર જવા ઉઠી, અને ત્યારે તેણીએ માયાથી મને શેકહેન્ડમાં પોતાનો હાથ આપ્યો. પેલા કમીનાને તો, મગર, હું દમામથી ફકત દુરનુંજ નમી, અને પછી તરત ત્યાંથી બાહેર પડી.

હવે વાંચનાર સમજી લઇ શકશે કે ત્યાંથી એમ બાહેર પડવા આગમચ મેં જે તે લુચ્છાનું મનનું સમાધાન કીધું તે ખરેખર ઘણું જરૂરનું હતું. હું એમ નહીં કરતે, પણ

મેં જોયું કે તે ઘણો ઝનુની અને ખરો ખારીલો આદમી હતો અને ફીકરનો મારયો મને સતાવવા જોગું વળી નવું કાંઈ ને કાંઈ કરી નાખે ! વળી તે ગભરાયલો લેડી કેલવેડનને કાંઇ એવું પુછે કે જેથી તે વેહમાય; અને તે તો, આપણે જોઈ ગયાં તેમ, ઘણીજ કાચ્ચાં મગજની એક છોકરી હતી ! હું લૉઝેનજીસની બાબદમાં કેટલી સેહલથી તેને માહરી મતલબમાં મેળવી લઇ શકી હતી તે પરથી એ જોઈ લઇ શકશે, અને, તેથી, તેને ઉલટાસુલટા સવાલોથી તે લુચ્ચો ગભરાવે તે પણ હાલના સંજોગ વચ્ચે નહીંજ થવા દેવું જોઇએ એમ પણ મને લાગ્યું હતું. લેડી કેલવેડનનો જાન ઉગારવા વાસ્તે માહરે તેણીની કને થોડાક જુઠા ઓરંગાઓ મારવા પડયા હતા, પણ તેમ કરીને તે એક ખરી ભલાઈનું—ખરા પરોપકારનાં પુણનું કામ મેં કર્યું હતું તે એક મોટો સંતોષ હતો !

---

## પ્રકરણ ૧૩૫.

એ પછી તેજ રાત્રે સાતેક વાગેલા હતા, અને હું નાટકમાં જવાની તૈયારી કરતી હતી તેટલાં માહરાં મકાનનો બાહેરનો દરવાજો જોરથી ઠોકાયો, અને પછી જરા વારે એક ખીદમતગારે આવીને ખબર આપી કે કોઇ ગ્રહસ્થ મને મલવા માંગતો હોવાથી તેને ડ્રૉઈંગરૂમમાં બેસાડવામાં આવ્યો હતો. હું, એ ઉપરથી, અત્યારે મળવા કોણ આવેલું હોવું જોઇએ તે વાસ્તે જરા મનથી અજબ થતી ત્યાં ડ્રૉઇંગરૂમમાં ગઇ, અને જોઉંછ તો તે પેલીજ મંગલસુરત —પેલો કમીનો કાર્લીંગવુડજ તે હતો !

હું તેને જોઇને ઘણી અજબ થઈ, કે જ્યારે મને દાખલ થતી જોઈ માનથી તે ઉભો થયો.

"માહરે માફ માંગવાની છે, મીસ પર્સી, હું આએ રીતે કવખતે તમોને હરકત કરતો આવ્યોછ તે વાસ્તે," તેણે કહયું; "પણ તમોને મલીને થોડુંક તાકીદનું કેહવાનું મને એકદમ ઘણું જરૂરનું લાગુંછ—"

"હું કબુલ કરૂંછ કે હું તમોંને અત્રે જોઇને ઘણી અજબ થાઉંછ," મેં ટણકાથી અને મિજાસથી કહયું; "તમે શું કહેવા માંગોછ ?"

"અવ્વલ તો હું એજ કેહવા માંગુછ કે આજે ઇસ્ટર્ન સ્કવૅરમાં તમો માહરી સાથે અને માહરા સંબંધમાં જે રીતે વરત્યાંછ તેથી તમારે વાસ્તેનાં માહરાં માન અને વખાંણમાં હદથી જ્યાદા વધારો થયોછ, અને—"

"ચુપ કરો, સાહેબ!" મેં ખરાં દીલના ગુસ્સાથી કહયું; "તમારે જાણવું અને સમજવું જોઇએ કે તમારા જેવા એકની વખાંણ હું તદનજ તુચ્છ સમજુંછ."—અને મેં અધીરાઈથી વધારયું, "અને હવે મને બીજું કાંઈ કેહોછ ? મને ઠીએટરમાં જવાનો વખત થાયછ."

"હા, કાંઇ ઘણું જરૂરનું કેહવુંછ," તે કગલ્યો; "એક ઘણી અગતની દરખાસ્ત તમો આગળ રજુ કરવા વાસ્તે આએ છેલ્લા થોડા કલાકમાં હું માહરૂં મન મારી શકયો નહીં, અને તેથી—"

"મગર તમે કેહવા શું માંગોછ ?" મેં કંટાળાથી કહયું. હું, અલબત, બેઠી હતી નહીં

અને તે નાલાયકને બેસવાને ખુરસી મેં બતાવી પણ નહીંજ હતી. અમો બંને ઉભેલાંજ હતાં. હું તો, અલબત, તેની સાથે મોંઢું હીલવીને બે વાત કરવા કે તેનું મોંઢું જોવા પણ ખુશીજ નહીં હતી.

"હું એટલુંજ કેહવા માંગુછ, મીસ પર્સી," તેણે એ ઉપરથી જરા અચકી અચકીને કહ્યું. "કે જો તમે એકમત થાઓ તો આપણે બન્ને હાથમાં હાથ મેળવીને ઘણાં સુખી થઇ શકશું. તમે જાંણોછ કે હું ઘણી ઉંચામાં ઉંચા સોસાયટીમાં ફરવાવાળો છેઉં, અને લૉર્ડ કેલવેડનના વારસ તરીકે માહરૂં ભવિષ ખરેખર ઘણું ઝળકતું છે. હું, તેથી, તમોને ભવિષનાં લેડી કેલવેડન બનાવવાની ઑફર કરવા ને માન આપવા—"

"તું તે કેઇ હદનો બેશરમ આદમી છે!" માહરી ધીરજ નહીં રહી શકવાથી હું એ સાંભળી હદ વગરની ગુસ્સે થઇ, જ્યારે માહરી આંખમાંથી ગુસ્સાના આતશ જાંણે નિકળી પડતા જણાતા હતા, અને માહરા ગાલ, તે પર ગુસ્સાના અંગારા ઢગઢગતા હોય તેમ, એકદમ ગરમ થઇને ધમધમી આવ્યા હતા! "એકદમ કાળું કરી જા, માહરાં ઘરમાંથી!"—અને મેં ઘણા દમામથી તેને માહરૂં બારણું બતાવ્યું.

"એ તમે હમણાં એમ કેહોછ, મીસ પર્સી, પણ તમારા ભવિષના બધા લાભનો પછીથી તમે જો ધીરજથી વિચાર કરશો તો માહરી સાથની આએ તોડછોડ વાસ્તે તમો શરમાયા ને પસ્તાયા વગર રેહવાનાં નથી," તેણે બેલાઇથી કહ્યું; "હું એ તમારી તોડછોડથી, એમ છતાં, જરા બી નારાજ કે જરા બી ગુસ્સે થતો નથી. કાંઇ નહીં, એ માહરી દરખાસ્ત ઉપર હજી બી ધીરજથી તમો વિચાર કરજો. હું તમોને ઘણી ખુશીની સાથે વિચાર કરવાનો વખત આપુંછ. ધ્યાંન રાખજો કે તમારે માથે મોટામાં મોટી ઉમરાવજાદીનું એક તાજ હું મુકવા માંગુછ, અને એક સાધારણ ઍક્ટ્રેસ પરથી તમારો દરજ્જો ને દોર દમામ જે એકદમ વધી જશે તેનો તમોએ તમારાં પોતાનાં ભલાંને વાસ્તે ઘણો ગંભીરપણે વિચાર કરવો ઘટે છે."

બસ—હું તો ગુસ્સાથી એટલી ગુંગલાઇ ગઇ કે તે હેમક કમીનાને પાછો કશો જવાબજ કરી શકી નહીં! આએ શેખી! આએ પતરાજી! તે ખુંની લબાડ હું કેઈ જાતની છોકરી હતી તે બધું સમજવાનો ફાંકો ધરાવતો દેખાતો હતો, જ્યારે ખરેખર તો તેણે મને ત્યારે હજી ઓળખીજ ન હતી! તે તો એમજ સમજ્યો કે એક ઉમરાવપદનું "કૉરોનેટ" પેહડવાની લાલચથી હું બધી અંજાઇ અંજાઇજ જવશ, જેથી મેં જ્યારે તેને જવાબમાં એકદમ ઠઠરાવીને પાછો મજબુત હડધુત કર્યો, ત્યારે તે દીસ્તી રીતે પાણી પાણી થઇ ગયો. તેની અજાયબીજ નહીં ભાગતી હતી. તે તો જાંણે માનીજ નહીં શકયો કે એવી એક ઑફરની લાલચ સાંમે થવાની માહરામાં તીક્ષણતા કે બુધ્ધી હોય! એટલા વાસ્તે હવે શું કેહવું અને કામ કેમ લેવું તે સમજ નહીં પડતું હોય તેમ તે જરા હજી ધચુપચુ થયો, ને અકરવકર કરતો ત્યાંજ થોભ્યો.

"તમે જાઓછ, કે હું હવે માહરા નોકરને બોલાવીને તમોને ધકકા મરાવીને બાહેર કઢાઉં?" મેં એ જોઇ ગુસ્સાથી પાછું બખાલ્યું—અને ત્યારેજ તે સાવધ થયો અને ગયો.

"હું જાઉંછ," તેણે કહ્યું, "અને તમે માહરી ઑફરનું માન નથી સમજી શકયાં તેથી ઘણો અજબ અને દલગીર થતોજ જાઉંછ. એમ છતાં આએ વાતથી આપણા વચ્ચે

નવી કોઇ દુશ્મનની બરપા થવાની કોઇજ જરૂર નથી, અને આગ્મે ઑફર હું કરવા આવ્યો તે આગમચ આપણે અરસપરસ જે લાગણીઓ અને બંદોબસ્તીઓ ધરાવતાં હતાં તેજ સાથે હું છુટો પડવા માંગુછ."—અને વળી મને અધીરાઈ ને ગુસ્સાથી વધતી ઉશ્કેરાતી જોઇ તે એકદમ ટોપી લઇને નીચી મુંડીએ ચાલી ગયો, કે જ્યારે મેં જોયું કે તે ફીકકો અને દીલગીર હતો, પણ તેની આંખમાં ખારીલાપણું તો તે વેળાએ જરા એ વંચાતું નહીં હતું.

હું એ પછી કેટલોક વાર વેર માહરાં મનને શાંત કરવા તે ઓરડામાંજ બેસી રહી. હું એટલી બધી ગુસ્સે થયલી અને ઉશ્કેરાયલી હતી કે એવા ચેહરા સાથે મને મેરી, બીડા કે નોકરનફરો જોવા પાંમે તે બી થયલું જોવા હું ચાહતી નહીં હતી.

હું થોડોક વાર, તેથી, વિચાર કરતી ત્યાંજ બેઠી. હું તે બદ દયાનતીની મકસદ તરત પાંમી ગઈ. તેણે પેલું ધીમું ઝેર આપવાનો અખત્રો ચાલુ કરેલો હોવોજ જોઇએ; જેવામાં લેડી કેલવેડન સાથે મને ઓળખાંણ થયલી જોવાથી તે ખરે મને ગભરાયો અને બીહીધો હોય. તેને લાગ્યું હોય કે જો એકાદ બે મહીનામાં જવાંન લેડી કેલવેડન મરણ પાંમે, તો તદન બનવાજોગ હતું કે હું, માહરા કરારો ને કસમો છતાં, તેણીની જોડેની માહરી દોસ્તીને લીધે બધો ભડકો ફોડી આપું, જેથી તેવા સંજોગમાં તે મને પોતાની મોહરદાર બનાવીને પોતાની પક્ષમાં મેળવી લેવા ચાહતો હતો. કમીનો તો તે તેનાં મનથી માહરે વરે સમજ્યોજ શું હશે?

અંતે હું પુરતી શાંત થઇને તે ઓરડામાંથી બાહેર નીકળી, જે પછી જરા વારમાં તૈયાર થઇને ઠીએતરમાં ચાલી ગઈ.

બીજે દાહડે ઍલીન લૅસન લેવા આવી, જ્યારે મેરી ગ્લેન્ટવર્થે તે ઓરડામાં રહેવા માંગી લીધું, જે વાસ્તે મેં કાંઇ વાંધો જોયો નહીં. તે દાહડે ઍલીન શેકશપીયરના "મરચંટ ઑફ વૅનીસ" માંથી પોરશીઆનો પાર્ટ તૈયાર કરી લાવી હતી, અને મેં તેને ઍકટીંગ બતાવતાં તેને ઘણી બુદ્ધીમાન જોઇ. મેં, તેથી, મન મુકીને તેને સઘળું બતાવ્યું. હું અદેખી જરા બી થઇ નહીં. ખુદાની મેહરબાનીથી અદેખાઇનો મને ખ્યાલજ નહીં થઇ શકયો. તે માહરીજ લાઇનમાં સ્ટેજ પર માહરો હરીફ થશે અને માહરી કીર્તીને ધોકો આવશે એવો ધોકો તો કાંઈ મને થયોજ નહીં.

એમ એકાદ મહીનો ગુજરી ગયો, અને ઍલીન તેની ટર્ન પ્રમાણે આવી આવીને શીખતી ગઇ. એ બધી વખત મેરી હાજર રેહતી, અને બધું ઘણુંજ ધ્યાંનથી જોતી, અને મને લગાર ભય થયો કે તે થોડીક ઉશ્કેરાતી વટીક: પણ તે તેટલોજ વખત. ઍલીનના ગયા પછી તે પાછું બધું ભુલી જતી. હમણાં હમણાં તે કાંઇ અજબ જેવી વિચારવંત અને ધ્યાંન બેધ્યાંન બી બની ગયલી મને લાગતી હતી, તેવીજ પાછી ઍલીનના ગયા પછી તે થઇ જતી. હમણાં હમણાં એ ઘણું હતું, અને તે વાસ્તે હું મનથી છુપી અજબ થયા કરતી હતી. કેટલીક વખત તો તે એટલી બધી બેધ્યાંન થઇ જતી કે હું હાંક મારૂં તો ચોંક્યા વગર તે મને જવાબ વટીક દઇ શકતી નહીં, અને હું પટાવીને તેનો બાયસ પુછતી ત્યારે તરત પાછી ખુશાલ તબીયતની બની જઇને હસી દેતી, અને મને કેહવા જોગું કાંઇજ નહીં હોવાની મને ખાત્રીઓ આપતી.

મને, એમ છતાં, કાંઇ બુરૂં હોવાનો ખટકો થયાજ કરતો હતો. શું મી૦ વીલકીનસને એને જમવા તેડી તે રાત્રે જાંણ અંજાણ એના જન્મની નામોશીની વાત કાંઈ એને સમજવા

દીધી હશે, અને પોતાની મરનાર માતા કે જેને માટે તે ઘણુંજ સારૂં માનતી ઉધરી હતી તેને માટે બુરૂં માનતી થવાથી તે હાલમાં એવી ધ્યાંન ભેધ્યાંન બની ગઇ હશે?

એ પછી વળી બીજા થોડા દાહડા વહી ગયા કેડે મને વાહલી જુલ્યટનું એક કાગળ મલ્યું, જેમાં એક નવાં દુઃખની કેફીઅત હતી. લૉર્ડ રેવન્સકલીફ તેના ઘોડા પરથી પડી ગયો હતો, અને ઘણી સખ્ત ઇજા પાંમ્યો હતો. જુલી, તેથી, સંધ્યારાને વાસ્તે માહરો પાર્ટ નહીં હોય તે રાતનો લાભ લઇને એક દાહડો બી ડોવર મને પોતાને ત્યાં મળવા કાકલુદીથી બોલાવતી હતી, અને તેથી સનીવારનો પાર્ટ કરીને તેને ત્યાં જઇ આવવાનું મેં મનથી નકકી કર્યું. પછીથીના બુધવાર સુધી માહરો પાર્ટ નહી હતો એટલે એક બે દાહડા હું તેની કને રહી શકું એમ બી હતું, જે મેં તેને લખી વાળ્યું. અમો વચ્ચે કેટલી હદ સુધીનાં સહીયારાં હતાં, અને અમો એકમેકને બેહન બેહનોની માફક કેવાં ચાહતાં હતાં તે તો વાંચનારને રોશન છે.

હું ગઇ. મેં મેરીને કે બીડાને માહરી સાથે લીધી નહીં. મને લાગ્યું કે ફ્રૅડરીક રેવન્સકલીફનો પેલા ડાહામને લગતો ભેદ જેમ બને એમ છુપોજ રેહવો જોઇએ.

હું આતવારે સહવારે નીકળેલી બપોરે ત્રણ વાગતા સુધીમાં તો ડોવર ખાતે "રીવર હાઉસ"માં પોંહચી ગઇ, અને મને જોઇને અને માહરી ગાડી દરવાજામાં ઉભી રેહતાંજ જુલ્યટ જીવ નાંખી મને લેવા ઉલટમંદ બાહેર દોડી આવી. તે ઘણી ફીકકી, કાહેલી અને દુઃખી દેખાતી હતી. મને જોવા ને મલવાથી તે ખરેખર ઘણી હરખાતી હતી, તે છતાં તે એવી કાહેલી દેખાતી હતી કે તેનો અવતાર જોઇને માહરો જીવ બળી ગયો, અને અમે બન્ને અરસપરસ ઘણાં હેતથી એકમેકને ચાંપીને ગળે વળગ્યાં. લૉર્ડ ફ્રૅડરીક તો એ વખતે સુતેલો હતો. પેલી ડાહામ દેવાની અને તેને ચેહરામાં ભયભીત હદ સુધી બેડોળ બનાવી દેવાની ભયંકાર ક્રિયા જે કરવામાં આવી હતી તેને એક મહીનો ઉપર થઇ ગયો હતો તોબી, મને કહેવામાં આવ્યું કે, મોઢાંપરના પાટાપુટી તે મુતલગ હઠાવતો નહીં હતો, અને જુલ્યટને જરા થઇને તે ચેહરો જોવા દેતો નહીં હતો. અલબત, તે તો બીચારી એમજ જાંણુતી હતી કે ગાડી તળે આવી જવાથી ભયંકર રીતે માસ ચીરાઈ ગયાં હતાં, અને તેનાજ ડાહમ પડેલા હોવાથી તે કોઇને બી પોતાનો ખુબસુરત ચેહરો બતાવવાને શરમાતો હતો!

"અને વળી એ નવી ધાડ કેમ ધધરી?" મેં ઘોડા પરથી તે પડી ગયો તે અકસમાતની વાત કાઢતાં પુછ્યું.

"એવણે અહીં એક નવો ઘોડો લીધેલો છે," જુલીએ ખુલાસો કર્યો, "અને હું બી જાણું કે જરા પુરતી એકસરસાઇઝ લે તો એવણનું મન વેરાય ને દુઃખ ભુલે, તેથી હુંજ રોજ બજીદ થઇને ફરી આવવા મોકળ્યા કરતી હતી. અમોને તો બેમાંથી એકને સ્વપ્નો બી નહીં કે ઘોડો એવો પાજી ને મુજી છે. અત્યાર સુધી એવી કોઈ બી દાહડે જાત જણાવેલીજ નહીં, જેથી એ હવે અધુરાંમાં પુરં થયું. તું માનશે, ઍલન ડીયર, છેલ્લા લંડન જઈ આવ્યા ને આવ્યા એવા તો ખરાબ સ્વભાવના બની ગયલા છે કે હું શું વાત કરૂં? માહરી પોતાની સાથે તો જરા બી ચીઢડાં ફાડતા કે કજ્યો કરતા નથી; માહરી પર તો ઉલટું આગળ કરતાં બી વધારે હેત કરેછ, પણ પોતાનું બધું સુખજ જાંણે કચ્ચડી નાંખીને આવેલા છે! રાત્રે જરા થઇને શાંતીથી ઉંઘાતા નથી તો! કોઇ કોઇ વખતે તો એવી એકેકી કારમી

ચીસ પાડીને ઉંઘમાંથી ચમકી ઉઠેછ કે પછી કલાકો સુધી માહરાં બધાં હાડેહાડ ધ્રુજેછ. માહરી કંપનીમાં બી કાંઇ મજાહ લેતા નથી, અને ખુણું ખટોલાંજ શોહધ્યા કરેછ! ઓ ઍલન, મને તો કાંઇ સમજજ નહીં પડતું કે એ બધું શું નખ્ખોદ વળી ગયું! ગાડીના અકસમાત ક્યારે નથી થતા? પણ આએ તે અકસમાત કે અમારા બેઉના જીવનો કાળ?"—અને ગરીબ જુલ્યટ ફેકેફેક રડી, કે જ્યારે માહરી આંખ બી આંસુથી તર થઇ ગઇ.

"રાત્રે સુવાના ઓરડામાં ધીમી બતી રાખવાનો અમારો ધારો હતો તે બી હવે કાહડી નાંખ્યોછ," જુલીએ જારી રાખ્યું; "રખે હું ચેહરો કોઇ એવણુની ગફલતનો લાભ લઇને જોઇ લેઉં તેથી મને દીલ ધ્રુજે તેવા કસમો આપ્યાછ. મેં ઘણુા ઘણુા બી ગળાંમાં હાથ નાંખીને સમજાવ્યા ને ઘણી ઘણી બી ખાત્રીઓ આપી કે ચેહરો ગમે એટલો બી ભયભીત થઈ ગયો હશે તો બી તે જોઇને હું જરા એ બીહીવાની કે કમકમવાની નથી, અને એક તલ તસુ જેટલું માહરૂં હેત તેથી કમી થવાનું નથી, પણ જાંણે ઘેલાજ થઇ ગયા હોય તેમ માહરૂં માનતાજ નહીં. જાંણે કુમારી જીંદગીમાં મેં જે ખમ્યું તે ઓછું હોય તેમ હજી પરણી જીંદગીમાં બી દુઃખ માહરો પીછો છોડતુંજ નહીં!"

મેં, અલબત, બન્યું એટલો તેને પેટમાં દાબી દાબીને સધ્યારો આપ્યો, અને તે પછી એ વાત વીસરાવા ઘોડાના અકસમાતનીજ વાત પાછી કાઢી, જયારે માલમ પડયું કે તે અકસમાત બી કેટલીક હદ સુધી ગંભીરજ હતો.

"પણ કોઇ ડાકટરને તરતજ બોલાવ્યો હતો કે નહીં?" મેં પુછયું.

"ડાકટરને બોલાવા એવણુ દે બી ખરા?" જુલ્યટે કપાળ કુટીને કહયું; "ડાકટર સીંગલટનને બોલાવા મેં ઘણુા ઘણુા બી સમજાવ્યા, પણ ચીરડાઇ ચીરડાઇને સાફ ના કેહે! મેં સમજાવ્યા કે ડાકટરને આગળના અકસમાતનું કાંઇ કહીશુંજ નહીં, અને પાટો છોડીને મોઢું બી દેખાડશુંજ નહીં, પણ તો બી ના થી હા નહીં કહયું. તેથી, હવે તો મને વેહેમ બી પડેછ કે એ ગાડીના અકસમાતને બદલે બીજું તો કાંઇ નહીં હોય કે જે માહરેથી એવણુ એમ ખસુસ છુપાવા ચાહતા હોએ?"

મેં કાંઇ જવાબ દીધો નહીં. હું જવાબમાં કહીજ શું શકું?

"મને કોઇ વખત એવા આબકતોરા થાયછ," જુલીએ દર્દમંદ દીલે હજી બી જારી રાખ્યું; "કે કોઇ વખતે માહરા કસમો છતાં એવણુ ઉંઘાયલા હોય ત્યારે પાટા હઠાવીને એવણુનો ચેહરો જરા જોઇ લેવાની લાલચ હું હદ વગરની મુશકેલીથીજ માહરાં દીલમાં રોકી શકુંછ!"

"તેમ કરતીજ ના!" મેં ભાર નાંખી સમજાવ્યું; "એમાં હાંસલ શું? ઉલટા એવણુ વધારે ખીજવાશે અને વધારે ફટાંઉ થઈ જશે. હવે તો ખોદા પાસ સબર માંગ; ખોદા એમાંથી બી સારૂંજ કરશે. એવણુ જાંણેછ કે આજે હું અહીં તુને મલવા આવવાની હતી તે?"

"હા; મેં તાહરૂં કાગળ આવ્યા પછીજ કહયું," જુલીએ જવાબ કર્યો; "અને ખરૂં કબુલ કરતાં મને ઘણી આંચકી લાગેછ કે તે સાંભળીને એવા છેડાયા કે બસ નહીં! મને તેથી ઘણું દુઃખ લાગ્યું, અને હું ઘણીજ રડી, ત્યારેજ પોતે મનથી સમજ્યા ને શાંત થયા, અને મને પોનેજ પાછી પટાવી લીધી."

"પણ જો એવણને નહીંજ ગમતું હોય તો હું બાહરોબાહેરથી તુંને મળીને હમણાં પાછી જતીજ રેહું?" મેં સુચવ્યું.

"તું બી એમ કરેછ, ઍલન?" જુલીએ એ સાંભળી પાછું રડી દીધું; "બધાંથીજ એમ ઓવારનીવાર ને અલગ થઇ જાઉં? એવણ તો કોઇને બી જોવા ને મળવા હવે માંગતાજ નથી, ત્યારે માહરૂં શું થાય? તું એટલું કરજે, ડીયર, કે એ આગલા અકસમાતનું કાંઇ જાણતીજ નહીં હોય તેમ તે ઉપર તું ધ્યાંન આપતીજ ના, અને તે બાબે એવણને કાંઇ બી પુછતીજ ના!"

"ઓ, તે વિશે તું બીલકુલ બેફીકર રહેજે, જુલી," મેં સધ્યારો આપ્યો; "હું તમો બંનેનું દુઃખ કમી કરવા ચાહું, વધારવા નહીંજ."—અને જુલ્યટે ઘણાં હેસાન ને હેતથી માહરો હાથ દાબ્યો.

"કોઇ વખતે તો હું ખ્યાલ કરતાં ઘેલીજ થઇ જાઉંછ! બસ લાગેછ લાગેછ ને મને એમજ લાગેછ," જુલીએ સંતાપથી કહયું, "કે એમાં કાંઇ બી ભયંકાર ભેદ છે. ખોદા મને માફ કરે હું એવણને ગેરઇન્સાફ કરતી હોઉં તો, પણ મને લાગેછ કે એવણનાં હજુર બી બીજાં એવાં કંઈ પાપ હોશે કે જેની એવણને ખોદાને ઘેરની એ સજા થયલી હોય, અને કોઇએ એવણને જાંણી બુજીને ડાહામ દઇને એવણનો સુંદર ચેહરો બધો ચુંઠી પીખી નાખ્યો હોય!"

"જુલ્યટ! જુલ્યટ!" મેં ભય પાંમીને ચીસ પાડી; "ખુદાને ખાતર માહરી આગળ એવી વાત ના કર!"

"મને માફ કર, ઍલન," જુલ્યટે કાકલુદી કરી; "હું મનથી સમજુંછ કે માહરે એવો એક ખ્યાલ કરવો બી ખુદાને બાર ગુનાહ છે, પણ હું શું કરૂં? માહરી મરજી ઉપરાંત એવા એવા ખ્યાલો માહરાં મગજમાં ઘસી આવેછ!"

"તું એ વાત નહીંજ છોડતી ત્યારે તો હું અત્રે આવવા વાસ્તે દલગીર થવશ," મેં અંતે કરાજીથી કહયું.

"નહીં, વાહલી ઍલન, તું બી માહરી સાથે એમ ના કર!" જુલ્યટે ધસાંધસ રડીને કહયું; "તાહરા વતરોગે હવે બીજું માહરૂં કોણ છે? તાહરા વગર કોણની આગળ હું માહરાં પેટમાંની આગ ખાલી કરૂં? બીચારાં માહરાં માયજી બી તો મને આવાં મોટાં દુઃખમાં મુકીને ચાલી ગીયાં!"

"ખુદા પાસ સબર માંગ, માહરી વાહલી બેહેન," મેં પણ માહરાં આંસુઓ વચ્ચેથી કહ્યું; "રોજ ખુદાની બંદગી કર."

"હું રોજ ભણુંછ અને ખુદાથી એ દુઃખ ખમવાની શક્તીનીજ આર્જુ કરૂંછ," જુલીએ કહયું; "પણ હવે હું જોઇ આઉં, એવણ જો ઉઠયા અને જાગ્યા હોય તો. હું એવણની આગળ તુંને લઇ જાઉં."—અને તે અંદર ગઇ, જે વખતે એકલી પડતાં તે બીચારીનાં સુખનું એમ સરવાંમ સત્યાનાશ નિકળી ગયલું જોવાથી મને કેટલું દુઃખ લાગ્યું અને મને કેટલો સંતાપ થયો તે કેહવું જોઇશે? તે બીચારી એકલી એકલી હદ વગરની દુઃખી થતી હતી એમાં કોઇ સંદેહ નહીં હતો.

જુલી મને જરા વારમાં ત્યાં પાછી લેવા આવી. ફ્રેડરીક, મને મલવા તેણે કહ્યું કે, ડ્રૉઇંગ રૂમમાં આવીને બેઠેલો હતો, અને તેને ઘણી માયાથીજ મળવાના ઠરાવથી હું જુલ્યટ સાથે અંદર ગઇ. હું, અલબત, એ આસામીને ધીક્કારતી હતી. એક સૌથી વંઠેલ અને ખરાબમાં-ખરાબ આસામી તરીકે, ગરીબ નિર્દોશ ફેલીસા ગાવરની ખરાબી અને ખોહારી જાંણવા પછી, તેને માહરાં ખરાં જીગરથી ધીક્કારવાને મને ઘણું કારણ હતું; પણ તેણે પોતાનાં પાપની સજામાં હદ વગરનું ખમ્યું હતું, અને માહરી જુલીને ખાતર માહરે તેની તરફ નરમાશભરી થવાની માહરી પાક ફરજ હતી.

એ પછી હું જુલી સાથે ડ્રૉઇંગ રૂમમાં ગઇ ત્યારે મને જોઇને તે ત્યાં બેઠેલો તરત ઉભો થયો ને માહરી આગળ આવ્યો. તે પોતાનાં ડ્રૅસીંગ ગાઉનમાં હતો, અને મોહડું માથું બધું પાટાપુટીથી બધ કરેલું હોવાને લીધે ઘણો ભયંકાર દેખાતો હતો.

હું ઘણી મમતાથી આગળ ધસી ગઇ.

"લૉર્ડ ફ્રેડરીક," મેં કહયું, "હું સાંભળીને ઘણું દુઃખ પાંમીછ કે તમે ઘોડા પરથી પડી ગયા અને તેથી ઘણા હેરાંન છો."

તે કાંઇ જવાબમાં બોલ્યો નહીં. તે તરત સમજી ગયો કે મેં તેનો ભેદ સાચવ્યો હતો અને જુલીને તે કહી દીધો નહીં હતો, અને તેથી તેણે ઘણાં હેસાંનથી માહરો હાથ દાબ્યો. તે પછી તે પોતાની બૈરી તરફ ફર્યો અને ઘણી મમતાથી તેને કહ્યું; "જુલી ડીયર, જરા માહરે વાસ્તે લેમનનું શરબત બનાવી લાવશે? માહરી જબાં ઘણીજ સુકાયછ. તું તાહરા પોતાના પ્યારા હાથોએ હંમેશની કાળજી અને સંભાળથી કરે તોજ; આદમીઓને હાથનું કીધેલું મને ગમવાનું નથી."

"ઘણી મોટી ખુશીથી, વાહલા," તે વાહલી છોકરીએ સખ્ત તાબેદારીનાં ઘણાં હેતવંતાંપણાંથી કહયું,—અને તે તરત તે શરબત બનાવી લાવવા દોડી ગઇ, જ્યારે મને સમજવાને જરા બી મુશ્કેલ થયું નહીં કે ફ્રેડરીકે, એમ કરીને તે માહરી સાથે ખુલાસાથી વાત કરી શકે તે મકસદથી, ગરીબ જુલીને તુરત વેળા બાહેર મોકળી દીધી હતી.

---

## પ્રકરણ ૧૩૬.

અને જુલ્યટના જવા પછી તે તરત માહરી આગળ ધસી આવ્યો, અને માહરો હાથ હેસાંન અને દુઃખનાં જોશથી દાબીને તેણે ઘણો ગમ ખાતાં કહ્યું, "મીસ પર્સી, હું તમારો ઘણો આભારી છું. તમે જુલીને એટલો માહરો ભેદ જાહેર નથી કરી દીધો અને હું દુઃખીને વધારે દુઃખી નથી કીધો તે વાસ્તે ખુદા તમારૂં ભલું કરે!"

"મેં તો તમોને લંડનમાંજ કહયું હતું અને ખાત્રી આપી હતી, માહરા લૉર્ડ, કે તમારૂં અને જુલીનું સુખ ચુંથાય એવું કદી બી હું કાંઇ કરૂંજ નહીં," મેં શાંતીથી જવાબ કર્યો; "તમારે એ વિશે માહરા સંબંધમાં કશીજ ફીકર નહીં રાખવી જોઇએ."

"હા, પણ એ છતાં બધા તમારા માયાલુ વિચારો માહરે ખાતર તો નહીંજ કેની? માહરાં સુખને ખાતર તો નહીંજ કેની?" તેણે કડવાસથી કહ્યું; "દેખાઇતું છે કે તમે ફક્ત

જુલીનું સુખ સાચવવા એટલાં અધીરાં થાઓછ, અને તે વાજબીજ છે. હું તો આદમી કરતાં એક રાક્ષશજ હતો, રાક્ષસજ પુરવાર થયો, અને હાલમાં માહરા ચેહરામાં બી બીહીક લાગે તેવો એક રાક્ષશજ છેઉં!"

"ચપી જાઓ, માહરા લૉર્ડ," મેં ડર ખાઈ જઈ કહ્યું; "જુલ્યટ ઓય પાછી આવતી હશે."

"માહરા ખુદા, માહરા ખુદા, હું કાંહાં સુધી ગરીબ જુલીથી માહરો એ ભેદ છુપાવી શકવાનો?"—અને એમ કેહતાં તેણે જોશથી પોતાના માથાંમાં ઘુમાવીને એક મુક્કી મારી. "ઓ, મીસ પર્સી, માહરા અપરાધો ખરેખર ઘણા જબુન છે તો તેને લગતી આએ માહરી સજા બી તેટલીજ જાલીમ છે. ઝેરી સરપની કાંની પસ્તાવો રાત ને દીવસ માહરૂં જીગર કોતરીને ખાઈ જાયછ!"

"તમે નહીંજ ચપી જતા? જુલ્યટને ખાતર તો ચુપ થાઓ?" મેં કાકલુદી કરી.

"હા, જુલ્યટને ખાતર!" તેણે લાગણીભેર કહ્યું; "એ એક ઓરત નથી, પણ એક ફીરેસ્તો છે! માહરા જેવા સેહતાનને એ મુતલગ લાયક નથી. એને તો એની નેકી પ્રમાણે એ સુખી થઇ શકે એવો કોઇ લાયકજ ભરથાર મળવો સજાવાર હતો, અને એવી એકની સાથે બી દગલબાજ થવા જેવો હું હૈયાંફુટો કેમ થઇ શકયો હોવશ તેની કાંઇ મને સમજણ પડતી નથી. એના સમાગમમાં જેમ હું વધતો આઉંછ તેમ એની હજારો ખુબીઓ હું વધતાં જોશથી જોઇ શકુંછ! આવાં માહરાં દુ:ખમાં વટીક એ જરા કંટાલતી કે મને વીહીલો મુકતી નથી. હું જાણુંછ કે એની આગળ હું બધું ખરૂં બી કેહું તોબી એ મને ધીક્કારવાની કે તે બદલ માહરી સાથ ગુસ્સે થવાની કે મને ઓછો ચાહવાની નથી; પણ એને કેમ માહરૂં કાળું મુખ બતાઉં? માહરી ખાત્રી છે કે તે જોતાં એનું હાર્ટ તરત ફાટી જશે! અરે, હવે કોઇ બીજો ઉપાયજ નથી—સિવાય કે આપઘાત!"

"માહરા લૉર્ડ," મેં ઘણી ગમગીનીથી કહ્યું; "એ શું ઘેલું ઘેલું બોલોછ? તમારાં પાપો શું પુરતાં નથી કે વળી એ સૌથી જબુનમાં જબુન પાપની જવાબદારી લઇનેજ ખુદાની દરગાહમાં જવાનો તમો ખ્યાલ કરોછ?"

"બીજો ઉપાયજ નથી, મીસ પર્સી, બીજો ઉપાયજ નથી!" તેણે મોટા મોટા નીસાસા નાંખીને કહયું; "આવી જીંદગીએ માહરાથી જીવાયજ કેમ? એમ નાહસ્તો ભાગતો ને બરાતો છુપાતો હું ડોવરનાં આએ એકાંત ખુણામાં તે કાંહાં વેર મરી રેહું, ને કાંહાં વેર માહરી ગરીબ જુલીને દાટી રાખું? તમે ખ્યાલ તો કરો! નહીં, હું તો અસાર આપઘાતને માર્ગે લાગી ગયો હતે, પણ માહરે આપઘાત કેઇ રીતે કરવો કે જેથી એ માહરો ભેદ માહરા મુવા બાદ બી લોકોમાં જાહેર થવા પાંમેજ નહીં તે મને સુઝતું નથી, અને તેથીજ હું ખોટી છું. મુશ્કેલી તેજ છે. હું સાંબેની ઉંચી ટેકડીપર જઇને ખીણમાં નખાવી દેઉં ત્યાંથી બી માહરી લાશ તો હાથ લાગે, અને માહરો ચહેરો લોકોનાં જોવા ને જાંણવામાં આવે! હું દરયામાં જઇને ઝોકાવી દઉં તો ત્યાંથી બી બેરેહેમ મોજાઓ મને પાછો કીનારે લાવીને નાખે——"

"ખુદાને ખાતર, ખુદાને ખાતર, માહરા લૉર્ડ, એ દીવાન્યત ચુપ કરો!" મેં તેના એ ભયંકાર એશદાઓથી તનબદનમાં ધ્રુજતાં હાથ જોડીને કહ્યું.

"એકજ ઉપાય છે," તેણે માહરા એ ચાલુ આગ્રહ પર ધ્યાંન આપ્યા વગર કહ્યું, "અને તે એ કે અહીંથી છુપાછુપ સીસીલી કે નેપલ્સ જતો રેહું, અને વીસુવ્યસ અથવા એટનાના બળતા પાહડોમાં ભુસ્કો મારીને ગરક જાઉં, અથવા જો ઘેરનેજ આંગણે મરવું હોય તો વીત્રીઓલના કોઈ અખત્રા કરવાને મસે તેની આગ સળગાવીને તેમાં બળી મરૂં!"

"એ બધી દીવાંન્યત છે," મેં ગુસ્સાથી ઉછળીને કહ્યું; "અને હું તે સાંભળી શકવાની નથી. હું અંદર જુલી પાસ જતી રેહુંછ!"

તેણે જુસ્સાભેર—વિનંતીભરી કાકલુદીથી માહરો હાથ પકડયો.

"દીવાન્યત? હું ચાહુંછ, ઍલન, કે હું દીવાનો થઇ જાઉં, કે જે આગમાં હું જીવતાં આએ રોજ ચાલુ બળી મરૂંછ તે આગથી તો બચું?" તેણે મોટા સંતાપથી કહ્યું; "મગર નહીં, મેં જે જાતની એ ખરાબીઓ ને પાપો કીધાંછ તેની એ કદમોકદમ મને યાદ કરાવનાર સજા છે!"—અને એમ કેહતાં તે બાજુમાંના સોફા પર બેસી ગયો, અને બન્ને હાથોમાં માથું નમાવી તે કમબખ્ત એક બચ્ચાંનીજ અદાથી ડુસ્કે ડુસ્કે રડયો!

મેં તેને પટાવીને દીલાસો આપ્યો, અને ચુપ કરવાની કોશેશ કીધી. જુલ્યટ દરેક પળે શરબતનું ગ્લાસ લઇને પાછી ફરવાની વકકી હતી, અને મને ઘણું ધુજરાં લાગતાં હતાં કે તે શું ધારે? તે શું સમજે? તે તો કદાપી એમ બી ધારે કે મેં કદાચ કાંઇ એવું કહ્યું હોય કે જેથી તેનું દીલ તેનાં હાલનાં દુઃખ વચ્ચે ઘણું દુઃખાયું હોય, અને મગજની નબળાઇનાં કારણથી તે હાલમાં બચ્ચાં પેરે એમ ધસાંધસ રડી પડયો હોય?

"જો સમજો, લૉર્ડ ફ્રૅડરીક!" મેં પટાવીને કહ્યું; "તમો કાંઈ ઘેલું ગાડું ખરેખર કરવાનાજ હોવો તો મને જુલીને બધું ધીરજ આપીને કહીજ દેવા દેઓ! તે બીચારી પછીથી જાણે અને હેબતથી બેવડી ફાટી જાય તે કરતાં તો—"

"નહીં, ઓ નહીં! ખુદાને વાસ્તે નહીં!" તેણે કાકલુદીથી માંગી લીધું; "જુલીને બચાવો! હું તેને ખાતર તો આએ જેમ તેમ ખમુંછ ને હજી બી ખમશ."

"ત્યારે તમે મને વચન આપોછ કે તમે કાંઇ બી ઘેલું ગાડું કરશો નહીં?"

પણ તે જવાબ આપી શકયો નહીં. તે એ જવાબ આપી શકે તે આગમચ જુલીનાં બાહરની ચાલમાં પગલાં વાગ્યાં, અને તે એક જેહમતથી આંખ લુછી શાંત અને સાહવધ થયો, તેટલાં તો જુલી લેમનનું શરબત બનાવીને તેનું ગ્લાસ લઇને ઓરડામાં પાછી આવી લાગી. તે તો બીચારી એમજ સમજતી હતી કે તેનો બીમાર ખાવંદ ખરેખર ઘણો તરસો થયો હતો, તેથી પોતાને હાથે હેતવંતી કાલજીની દરેક તજુમલ સાથે તે આ ગ્લાસ તૈયાર કરી લાવી હતી, જે, અલબત, ફ્રૅડરીક તેનાં જલતાં ગલાંને કાંઇક બી તાઢક આપવા એકકી ટાંસે ઓટી ગયો.

એ પછી સાંહજ થતાં હું જરા માહરાં મનનું સમાધાન કરવા એકલી ફરવા નીકળી. જુલી સાથે નહીં આવી. તેને મેં બોહોત કરી પણ તેને કાંઇ ગમતુંજ ન હતું. એ એપ્રીલની અધવચનો વખત હતો, અને હવા ઘણી ખુશનુમા હતી. ઝાડો લીલાં કંજર જેવાં થયલાં હતાં, અને આસપાસનો દેખાવ સઘળો ઘણો ખુશકારક હતો. દરીઆ તરફથી દીલખુશ ઠંડકની એક ધીમી ધીમી લેહકી આવતી હતી, અને આકાશ બી બીલોરી કાચ જેવું સ્વચ્છ અને બ્લુ હતું.

હું તે હીણનસીબ વર ઐયરનોજ ખ્યાલ કરતી આગળ વધી. જુલ્યટને વાસ્તે મને ઘણી-જ લાગણી થયા કરતી હતી. મેં માહરાં મનથી ઘણો અફસોસ કરયો કે આ બધી જાલીમ કમનસીબીઓનો આયંદા અંજામ શું આવવાનો હશે !

મને લાગ્યું કે એ ઘણું નસીબદાર થયું હતું કે આ આગમચ ગરીબ મીસીસ નોરમન બેહસ્ત પામી ચુક્યાં હતાં, અને મી૰ નોરમન પોતે એ દુ:ખદાયક મોહતનો ગમ ભુલવા કૅાન્ટી-નંટ પર જતા રહયા હતા. જો મી૰ નોરમન અત્રે હોતે તો ફ્રૅડરીક પોતાનું સંકટ કદી બી તેવણથી છુપાવી શકતે નહીં. પેલો કદરૂપો પાટો માથે બાંધી રાખવા અને મોંહું માથું છુપાવી રાખવા તે બજીદ થતે તો એ શું બનવા ને માનવા જોગ હતું કે મી૰ નોરમન તે જુલ્યટની માફક ચુપકીથી લઇ ચલાવતે ?

અને એ રીતે એ બધા વિચારો કરતી હું "રીવર હાઉસ" તરફથી ડોવર ભણી જવાની સડક ઉપર ધીરેધીરે સેહલ કરતી આગળ વધતી હતી, તેટલાં મેં સાંમેથી કોઇને ઉતાવળે એજ તરફ આવતું જોયું, જે તેની ચલણની લઢણ પરથી મને તદન અણજાણ્યું હોય એમ લાગ્યું નહીં. ઘણાંક આદમીઓ તેમની ચાલવાની ઢપ પરથીજ દુરથી આવતાં સાથે ઓળખી દઇ શ-કાય છે, અને તેમજ આ આસામીને પણ દુરથી આવતાં જોતાં જોકે હું ચેહરો જોઇને ઓ-ળખી નહીં શકતી હતી તો પણ મને લાગ્યું કે એ ઘણીની ચલણ મને કાંઇ ઘણીજ ધ્યાંનમાં આવતી હતી, અને જરા ભેજું કસ્તાં મને તરત ખ્યાલ થયો કે તે સાંમેથી આવનાર તો મી૰ નોરમન પોતેજ હોવા જોઇએ !!

અને તેમજ હતું ! હજી તો એજ આસામીનો હું હમણાંજ વિચાર કરતી હતી, કે હાલ-ના આ અતી ઘણા દુ:ખભર્યા સંજોગો વચ્ચે તેવણ કૉન્ટીનંટ પર હતા એ ઘણું બેહતર અને નસીબદાર હતું, અને તેથી તેજ દરમ્યાંનમાં તેવણને અત્રે પાછા અચણચ આવી લાગેલા જોઈ-ને હું ખરેખર ઘણી દેહેસ્ત ખાઇ ગઇ. મને તરતજ લાગ્યું કે હવે લૉર્ડ ફ્રૅડરીક રેવન્સકરીફનો ભેદ છુપ્યો રહી શકવાનો નથી, અને ઘણી ગંભીર ખરાબીઓ જલદીજ બરપા થવાની !

ખચીત, એ ઘણું બુરૂં થયું કે એવણ એટલા જલદી પાછા ફર્યા. મીસીસ નોરમનને બેહેસ્ત પાંમવાને હજી તો ફકત સાડાત્રણ મહીના થયા હતા, અને તેવણ તો વરસ બે વરસ કૅાન્ટીનન્ટ પર રેહવાના એરાદાથીજ અત્રેથી ઘરબાર ઉંચકીસાંચકી ગયલા હતા, ત્યારે વળી એટલા જલદી અત્રે પાછા ફર્યા ને આવી લાગ્યાજ કેમ હશે ?

હું તેવણને, એમ છતાં, રૂબરૂ જોઇને ઓળખતાં સાથે તેવણની આગળ ઘણી હેતવંતી ને ઉલટમંદ બની ધસી ગઇ, અને તેવણ બી મને જોતાં ને ઓળખતાં એક બાપનાંજ હેતથી ઉશ્કેરાયા અને બાપનીજ ભલાઇથી ખુશી થયા !

---

## પ્રકરણ ૧૩૭.

"ઓ વાહલી ઍલન, તું અહીંજ છે? હું તુંને જોઇને કેટલો બધો ખુશી થયો!" તેવણે લાગણીભેર કહ્યું; "હું એ સારા સગન સમજુંછ. માહરે વતન પાછો ફરતાં સાથે પેહલી તુંજ મને મળી એ માહરે મનથી ઘણું નસીબદાર થયું!"

હું માહરા જીવથી એ સાંભળીને ઘણી ખંચાઇ. નસીબદાર કે કમનસીબ? એમ સારા માઠા ચેહરા જોવાથીજ સારૂં માઠું નસીબ જો બરપા થતું આવતું હોતે તો સારાં નરસાં નસીબને વાસ્તેના હર્ષ કે શોક જેવું કાંઇ દુન્યામાં રેહેતેજ નહીં! આ બીચારા જૈફ ગ્રહસ્થ આવતાં સાથે સારાં નસીબની વાત કરતા હતા, કેમકે પોતાનાં એકનાં એક બચ્ચાં પરની હાલની જ્યાંગર આફતથી તેઓ બીલકુલ બીનમાહીતગાર હતા; મગર તેવણ તે સંતાપની વાત જાંણશે ત્યારે ખોદા જાંણે શું કરશે અને શું કેહેશે!

"બધાં 'રીવર હાઉસ'માં કેમ છે, દીકરા? બધી ખેરીઅત તો છે? માહરાં દીકરી જમાઇ બેઉ ખુશીમાં અને સારી પેઠે તો છે?" મી૦ નોરમને હવે અમે બંનેએ ઘર તરફ સાથે ચાલુ મુકયું એટલે રસ્તે જતાં સરેસ્તાના ઉપરાસાપરી મામુલી સવાલો કર્યા;—અને ત્યારે માહરે જવાબમાં શું કેહવું? હું ઘણી ગુંચવાઇ.

"હું કેહવાને દીલગીર છું, બાવાજી," મેં કહ્યું, "કે લૉર્ડ ફ્રૅડરીક સારી પેઠે નથી. એક ઘણો ગંભીર અકસમાત થયો, બલ્કે વધારે ખરી રીતે કેહું તો જુદી જુદી વખતે જુદા જુદા બે અકસમાત થયાછ—"

"બે અકસમાત, ઍલન,?" ડોસાજીએ ફાળ ખાધી; "એ શું કહેછ? શું કાંઇ ગંભીર મામલો છે?"

"હજી તો ગંભીર નથી," મેં જરા અચકીને કહ્યું; 'ખરેખર જીવના જોખમ જેવું તો કાંઇજ નથી, પણ તેવણ બીચારા એ અકસમાતને લીધે ચેહરામાં એવા કદરૂપા ને ભયબીત બની ગયાછ કે—"

"ચેહરામાં ભયબીત?" મી૦ નોરમને અજાયબીથી પોકાર્યું; "એ તું શું કહેછ, ઍલન? મને કાંઈ સમજ નથી પડતી! જરા કાંઇ ખુલાસાથી બોલ, દીકરા? માહરો જીવ એમ તો ગભરાઇ આવશે. તાહરા ચીંતાતુર ચેહરા પરથી તો કાંઇ ઘણું ગંભીર અને માઠું થયલું હોવાનીજ મને ફીકર થયા કરેછ!"

"ટુંકમાં એટલુંજ છે, મી૦ નોરમન," મેં જેમ તેમ હીંમત એકઠી કરીને કેટલીક હદ સુધી ખરૂંજ કહી દેવાની અગત પીછાંણી; "કે લૉર્ડ ફ્રૅડરીક ત્રણેક અઠવાડયાંની વાત પર લંડન ગયા હતા, જ્યાં કાંઇ એવી રીતે જખમાયા કે, એવણનાં કેહવા મુજબ, હવે એવણની હૈયાતીની આખરી સુધી ચેહરો તદ્દન કદરૂપોજ રહેશે; અને અધુરાંમાં પુરૂં—વળી ત્રણ ચાર દાહડા પર આએ તરફ ઘોડા પરથી પડી ગયા, જે એક જ્યાદા ને નવી આફત છે!"

"આએ તો ત્યારે ઘણું બીહીધરાવનારૂં છે!" મી૦ નોરમને દર્દમંદ દીલે ઘણા અફસોસનાં અતવત સાથે કહયું; "પણ મને એક વાત નહીં સમજ પડતી કે અકસમાતનાં કારણથી ચેહરો જીંદગી સુધી બેડોળ ને બદસુરત કાંય થવો ને રેહવો જોઇએ? આએ સાયન્સની ફતેહના આગળ વધેલા જમાનામાં ચામડીના ઘસાડા કે તે ઉખડી જવાનું દુરૂસ્ત કરવાનું મુશકેલ થઇજ કેમ શકે?"

"તે તો હું કાંઇ સમજતી કે કહી શકતી નથી, બાવાજી," મેં સાદાઇથી કહયું; "પણ એવણ કાંઇ મોહડાં પર કાળો પાટો બાંધી રાખે છે, ને કેહછ કે મરી જાઉં તો બેહતર, પણ લોકોને એ જખમોથી કદરૂપો થયલો માહરો ચેહરો હું કોઈ દાહડે બી બતાવવાનો નથી."

"એ તો વળી અજાયબીની હદ વળી ગઇ ત્યારે!" મી૦ નોરમને ગુસ્સો કર્યો; "શું મરશે ત્યાં સુધી મોંઢે માથે કાળું કફન બાંધી રાખવાનો છે? એ શું વાહીયાત વાત! ભલેને લોકો જખમ જોય! તેમાં બુરૂં શું છે? અકસ્માત આગળ કોણુનો ચારો છે? એમાં એને શરમાવાનું શું હોય? પણુ એણે કોઇ ડાકતરનું મત લીધું હોશે ની?"

"એવણુ કહેછ કે લંડનમાં ઘણુા નામીચા ડાકટરોએ જોયલું છે, અને તે લોકોએ કાંઇ દવા ફરમાવી હશે તે બીચારા કર્યા કરેછ."

"પણુ અહીં? અહીંના કોઈ ડાકટરોએ પાટો છોડીને જોયુંછ તપાસ્યુંછ કે નહીં?"

"અહીંના ડાકટરોએ તો નથીજ જોયું," મેં ફ્કરમંદ જવાબ કર્યો; "અને દુઃખના મારયા એવા કાહેલી, કંટાલેલા, ગુસ્સાવાળા ને હઠીલા થઇ ગયાછ કે જુલી બજીદ થવાની હીંમતજ કરી શકતી નથી."

"અરે પણુ એમ તે કાંઇ હોય? એમ તે કાંઇ ચાલે?" ડોસાજી જાસ્તી ખભડયા; "દર્દીઓ તો હજાર ના કેહ—દર્દી તો બધાં એમજ કેહ ને કરે—પણુ તેથી આપણે આપણું સુજયું નહી કર્યે? મને ગુસ્સો તો એમ આવેછ કે જુલીએ મને લખ્યું કાંએ નહી! એ વાતને તું કેહછ કે ત્રણુ અઠવાડયાં થઈ ગયાં ત્યારે તો તે પછીની તારીખનાં જુલીનાં મને બે કાગળો મલ્યાં હતાં, પણુ તેમાં તો તેણે એ બાબે એક બોલ બી લખ્યો નથી."

"તમોને બીચારાને પરદેશમાં નાહક ગભરાવી અને ફ્કરમંદ કરીને શું કરે?" મેં ઉતાવળથી જુલીનો બચાવ કર્યો; "તમે બીચારા દુઃખથી હારેલા મારેલા જેમ તેમ શાંતી શોહધવા ત્યાં ગયા ત્યાં તમોને કાંહાં ગભરાવે?"

"માહરી ગરીબ દીકરી!" તે બાપે ઘણી ગમખારીની માયાથી કહયું; "ખરી વાત છે. માહરૂં દુઃખ ઘણું મોટું હતું. હું એને કાગળે કાગળ લખતો રહયો હતો કે માહરેથી તાહરી માય વીસરાતી નથી, અને તેથીજ એણે નહી લખ્યું હોશે."—અને, એમ કેહતાં, તેવણે પોતાની આંખોમાં જમા થયલાં આંસુ એક અછાતથી ખંખેરી કાઢયાં.

"તું અજબ થાયછ, ઍલન દીકરા?" તેવણે જરા વાર થોભીને આગળ ચલાવ્યું; "તું અજબ થાયછ કે હું બે વરસની મુદત વાસ્તે ગયલો સાડા ત્રણુ મહીનામાંજ કાંય શેહર ઘેર પાછો ઘસડાઇ આવ્યો? પણુ એનો ખુલાસો સેહલ છે. જતાં હું ગયો તો ખરો, પણુ એમ એકલો ઝુરપંજર રહેવાની મને આદત નહીં, તેથી હું ત્યાં જઇને એકદમ વધારે ઝુરી ગયો અને જ્યાદા દુઃખ પાંમવા લાગ્યો! એમ તો એ ખરી હકીકત તમો બંનેને હું માહરાં કાગળોમાં લખતે, પણુ તમો લોકને નાહક રંજ આપવા મને ગમ્યું નહીં, અને તેથીજ મેં લખ્યું નહીં. એમ છતાં અંતે માહરો જીવ ઘણોજ ઉચ્ચર પડી ગયો, જેથી હું તમોને જરા બી ચેતાવ્યા વગર પાછોજ આવતો રહયો, ને જોની—સારૂંજ થયું કેની હું આયો તે? માહરૂં બચ્ચું બીચારૂં એકલું એકલું કેવું ગભરાયા કરતું હોશે! તેવા સંજોગમાં હું પાછો આવી લાગો તે બી એક લેખે ઘણું સારૂંજ થયું. હું તો જાણું જે માહરાં દીકરી જમાઇને ત્યાં હું જરા સુખ ચેનથી હવે રહેવશ, તાહરે આએ આવતાં સાથે તો નહીં ધારેલી મોહકાંણુના સમાચાર મેં સાંભળ્યા! માહરૂં બી નસીબ ચાર ડગલાં આગળ ને આગળજ છે! પણુ તું કયારેકની અહીં આવેલી ને રહેલી છે, બેટી?"

"હું તો આજે બપોરેજ આવી," મેં હસીને કહયું; "હું આજે પાછળી રાત્રે લંડનથી નીકળેલી બપોરે ત્રણ વાગતે અંહી આવી પોંહચી, અને મુસાફરીથી ઘણી કંટાળી ગયલી હોવાને લીધે હમણાં જરા ખુલ્લી હવામાં પાંઉપ્યાદી ફરવા નીકળી, તેટલાં નહીં ધારેલાં તમે મળી ગયાં!"

"હા, માહરાં બચ્ચાં, એજ તો તાહરી હંમેશની ભલાઇ ને તારીફ છે! કોઈનાં સુખમાં નહીં પણ દુ:ખમાં તો તું સદા પહેલ્લીજ છે," ભલા મી૦ નૉરમને માહરી તારીફ કરી,—અને હયાં તેવામાં અમો "રીવર હાઉસ" માં આવી પોંહચ્યાં.

માહરૂં એ વખતે ઘણું મન થયું કે કોઈ તરફીબથી જો છટકી જઈ શકાય તો દોડી જઇને જુલીને અને લૉર્ડ ફ્રેંડરીકને એવણુ સાહેબ નહીં ધારેલા આવી લાગ્યા હતા તે વાતથી માહીતગાર કરૂં, પણ તેવણે પોતાના હાથમાં માયાથી માહરો હાથ પકડયો હતો, અને મને વાતમાં એવી રોકી રાખી હતી કે હું છટકી શકી નહીં. તેવણુને કાંઈ વહેમ આવે તેવી રીતે છટકવા મને જરા એ ગમ્યુંજ નહીં. એમ છતાં માહરા જીવને જરા જપ નહીં હતી. મને હવે નક્કી લાગતું હતું કે કમબખ્ત ફ્રૅડરીક હવે પોતાનો ભંયકાર ભેદ આ જમાનેખાધેલ ડોસાજી આગલ કદી છુપાવી શકવાનો નથી, અને સઘળું પોગળ પકડાઇ આવશે તો ઘણી મોટી ખરાબી થવાની! એમ તો એક વખત મને એમ બી મન થયું કે મી૦ નોરમનને વીશ્વાસમાં લઇને બધું ખરેખરૂં કહી દઉં, કે જેથી પોતાના જમાઇનો ભેદ પોતાની ગરીબ દીકરીની લાગણીનો ખ્યાલ કરીને તેવણ છુપો રાખે ને સાચવે; પણ મને હીંમત થઈ નહીં. અવ્વલ તો મેં ફ્રૅડરીકને વચન આપ્યું હતું તેમ એ ભેદ કોઇને બી માહરી મરજીનો જાહેર કરી દેવાને હું છુટીજ ન હતી, અને ગૅરંટી શી હતી કે મી૦ નોરમન તે સાંભળીને ખીજવાય નહીં, અને માહરાં મતને મલતા થઇને એ ભેદ છુપો રાખવાનું અને સાચવવાનુંજ કબુલ કરે? તેવણુની દીકરીનો ભરથાર પોતાની બદચાલની સજામાં પોતાનાં જીવતાં ચામડાં ઉખેડાવી ઢગઢગતા અંગારના ડાહમ પોતાના શોભીતા મુખડા પર દેવાડી આવ્યો હતો, અને જન્મેજન્મનો બદશીકલ થઈ ગયો હતો એ વાતની માહીતી કાંય નહીં તેવણુને વધતા ઉશ્કેરીને ગુસ્સાથી ઘેલા કરી મુકે?

અમે ઘરમાં પોંહચ્યાં, અને જુલ્યટ જે એ વખતે નસીબ સંજોગે દાદર ઉતરીને નીચે આવતી હતી તેણે દાદરને લગતી બારીમાંથી માહરી સાથે પોતાના બાપને બગીચામાં દાખલ થતાં જોયા, જ્યારે ખુશાલીથી એકદમ નીચે દાદર પરથી ગબડાવી દઇને તે બગીચામાં બાહેર દોડી આવી, અને તે બાપ બેટી ઘણાં હેતથી બગલગીર થયાં. મેં એ તકનો તરત લાભ લીધો. હું તે બન્નેને એ રીતે એ મેળાપનાં સુખમાં રોકાયલાં રાખીને ત્યાંથી સટકી ગઇ, અને નીચેના ડ્રૉઈંગરૂમમાં લૉર્ડ ફ્રૅડરીકને શોહોધતી ગઈ.

તે એક સોફા પર ત્યાં વાંચતો બેઠેલો હતો, પણ હાથમાંની ચોપડી હાથમાંથી સરી પડીને નીચે જમીન પર પડેલી હતી, અને હાથ ખાલી હવામાં ઝુલતો હતો તેનું પણ તેને ભાન નહીં હતું! તે ફક્ત હવામાં ટીકતો સોફા પર પડેલો હતો, જે તન મનમાં તે કેટલો અસ્વસ્થ હોવો જોઇએ તેનો એક ચુગલીખોર પુરાવો હતો; અને આવી ભર જવાંન વયે ખરાબી ને ખોહારીના છંદમાં પુરો થઈ ગયલો તે જવાંન દેખીતો મોહોતનને કીનારે ઘસડાતો હતો તે જોઇને માહરો જીવ બધો બળી ગયો.

તે મને દાખલ થતી જોઇને ચમકી ઉઠયો, અને સાવધ થયો.

"કાંઇ વળી નવી આફ્ત છે, ઍલન?" તેણે ગભરાત કર્યો; "તમો ઘણું ગભરાયલાં ને બીહધેલાં દેખાઓછ?"

"હા, તમારાં મગજનું સમતોલપણું હવેજ તમોને ઘણું સાચવવું જોઇશે," મેં નરમાશથી સમજાવ્યું; "મી૦ નોરમન ઈંગ્લાંડના કીનારા પર પાછા આવેલા છે!"

"મી૦ નોરમન? નખ્ખોદ પર નખ્ખોદ!" તેણે જ્યાદા ગભરાત કર્યો; "પણ તેને અહીં આવવા નહીં દેવો જોઇએ, ઍલન. માહરી પર દયા કર,-કાંઇ બી કર, અને તેને લંડનમાંજ રોકી રાખ!"

"એટલો ગભરાત ના કરો!" મેં માંગી લીધું; "મી૦ નોરમન તો અહીં આવી બી ચુકેલા છે, અને હાલમાં બાહેર બગીચામાં છે."

લૉર્ડ ફ્રેડરીક, નીશોશ, એક ડચકાં સાથે સોફાપર પાછો પછડાઇ પડયો.

"જો તમો તમારી ઇજ્જત સાચવવા માંગતા હોવો તો સાવધ થાઓ," મેં સમજાવ્યું; "મેં મી૦ નોરમનને થોડુંઘણું કહી દીધેલું છે."

"હેં? તેં તાહરૂં વચન ત્યારે અંતે તોડયું ખરૂં, છોકરી?" તે દીવાનાએ એક દુ:ખની બરાડ મારીને માહરા પર નેણુ કાઢયાં.

"નહીં, માહરા લૉર્ડ; હું કોઇને આપ્યું વચન કદી બી તોડતી નથી," મેં ખાત્રી આવે તેમ કહયું. "જો તમારી બૈરી જે માહરી આવી જીવેજાંનની સહી છે તેની આગળ મેં વાત નહીં કીધી તો તમારા સસરા આગળ વાત કરવા જેવી હેમક હું કેમ થઇ શકું? મેં ફકત અકસમાતનુંજ કહેલું છે, વાસ્તે હવે તમે તમારૂં સમાલી લેજો."—અને એટલી ચેતવણી આપીને હું ખસી ગઇ.

તે પછી હું માહરા ઓરડામાં જતી રહી, અને કપડાં બદલતી હતી ત્યારે મેં બારીમાંથી જોયું કે એક ગાડાંમાં મી૦ નોરમનનો ઘણોએક અસબાબ આવ્યો. એ પુરવાર કરતું હતું કે તેવણ તો અત્રેજ લાંબો બેઠક મારી જવાના હોવા જોઇએ, અને, તેથી, મને ઘણી ચીંતા થઇ. ડોસાજી જો લાંબો વખત એ તરફજ રહે તો પેલા પાટાને વાસ્તે મજબુત વાંધો કરે, અને ડાકટરને બોલાવ્યા વના રેહવાના નથી એમ મને મજબુતીથી લાગ્યું; અને ત્યારે ખુદા જાંણે શુંનું શું થશે!

---

## પ્રકરણ ૧૩૮.

હું ત્યાર બાદ જ્યારે પાછી નીચે ઉતરી ત્યારે બગીચામાં પુરતી વાત કરીને તે બાપ બેટી તરતનાંજ અંદર આવતાં હતાં, અને જાંણે કાંઇ જાંણુતોજ નહીં હોય અને અચણુચજ મી૦ નોરમનને આવેલા જોયા હોય તેમ લૉર્ડ ફ્રેડરીકે પોતાનાં મગજ પર ઘણો મોટો કાબુ રાખીને આગળ ધસી આવી હસ્તે ચેહરે પોતાના સસરાને ઘણાં હેતનો આવકાર આપ્યો.

"હું ઘણો દલગીર છું સાંભળીને, ફ્રેડરીક, કે તમે એટલા બધા તબીયતથી હેરાંન થઇ પડયાછ," મી૦ નોરમને તેને મલતાં સાથે દેખીતી ગમગીનીથી કહયું.

"ખેર, એ તો જેવાં જેનાં તકદીર!" લૉર્ડ ફ્રૅડરીક ફીકકું હસ્યો; "હવે એ વાત મને યાદજ મેહરબાંની કરીને કરાવતા ના. જીંદગી સુધી આ ભયભીત પાટો બાંધી રાખવો પડે એના જેવું કમનસીબ બીજું શું થવાનું હતું? એવી રીતે ચેહરો જનમનો કદરૂપો થઇ પડવાની જાંણે માહરી હીણી સરજતજ હોશે!"

"પણ કેમ? કાંય?" મી૰ નોરમન તો તરતજ બજીદ થયા; "જરા ધીરજથી બેસો ને માહરી સાથે બે વાત તો કરો?"

"હવે હમણાં તો, બા, મને કકડીને ભુખ લાગીછ," તે જવાંન લૉર્ડે ઉડાવ્યું; "હાલ તો હવે જમવા જઇએ. તમે બી જરા મોહડું છાંટી લેઓ ને તૈયાર થાઓ. તમે બી તો ભુખા થયા હોશો?"

"માહરી તો ભુખજ મરી ગેઈ!" મી૰ નોરમને દુઃખી દેમાગે કહયું; "હું તો ચાહુંછ કે આપણે પેહલાં બેસીને એ તમારી અજબ જેવી બીમારી વાસ્તે ધીરજથી વાતજ કરયેં."

"હાલ તો મને જમવા દેઓ, મી૰ નોરમન," તે જવાંને માંગી લીધું; "જમવાનો વખત થઇ ગયલો છે. છ તો કયારના વાગી બી ગયા!"—અને તેણે ઘણી ભુખ લાગવાના ઢોંગથી ઘણો જોરમાં ઘંટ વગાડયો, કે જયારે એ બધા પછાડા ફકત તે પોતાને લગતી વાત વીસરાવાને વાસ્તેજ મારતો હતો તે જોવાનું માહરે માટે કશીજ રીતે મુશ્કેલ થયું નહીં. "આજે તમે બેઉ જણાં આવ્યાથી મને ઘણી ખુશાલી હાંસલ થઇછ. અમે અદદુ ને બદદુ બે રોજ સાથે જમતાં હતાં તે ઘણું ડલ લાગતું હતું."—અને તે ઘોંઘાટનું હસ્યો.

મી૰ નોરમને શંકાશીળ તેના ભણી જોયું. આ તેની બધી ખુશાલી અને આ તેનું હસવાનું ખેંચી તાંણીનેજ ઉપજાવેલું હતું એમ તરત જોઇ શકાતું હતું!

"હવે એવણુને ગમેછ તો જમવાનુંજ કાહડવા દેઓ, પપા ડીઅર," જુલ્યટે માંગી લીધું; "એવણુ ખરેખર આજે ઘણા ખુશાલ દેખાયછ. ઘણે લાંબે વખતે મેં એવણુને આજે પાછા ખુશાલ જોયા! ખુદાની કેવી મેહેર તમો બંને આવી લાગ્યાં તે!"

અમો જમવા ગયાં. લૉર્ડ ફ્રૅડરીકે મને પોતાનો હાથ આપ્યો, અને તે બાપ બેટી અમારી પુઠે આવ્યાં, જ્યારે ટેબલ પર પણ ફ્રૅડરીક ઘણોજ હસમુખો અને ગડબડખોરોજ થવાના પછાડા મારતો રહયો; પણ તે બધું પોકલ હતું એમ જોતાં મને ઘણી ફકર થઇ. જુલ્યટ અવારનવાર પોતાના બાપના કાન પર પડીને કાંઇ ને કાંઇ કેહતી હતી, અને હું સમજી શકતી હતી કે તેની બીમારીની વાત કાઢીને તેની એ ખુશાલી વચ્ચે તેને પાછો બેદીલ નહીં કરવાજ પોતાના બાપ કને વિનંતીથી તે માંગી લેતી હતી. માહરી તો, મગર, પુરેપુરી ખાત્રી હતી કે મી૰ નોરમન ફ્રૅડરીકનાં આ જુઠાં જુઠાં હસ્વાનાં અને ઘોંઘાટખોરી વાતચીત કરવાનાં હેઠાંણુમાં કાંઈ ભેદ હોવાનું ઘણું મજબુતીથી પાંમીજ ગીયા હતા! દેખીતી રીતે તે જવાંન અતેરંજ કરતો હતો—એવું કે કોઇને પણ વેહમ પડી શકે; અને, તેથી, હું તેને થોડોક રોકવા ચાહતી હતી, પણ કેમ રોકી શકું?

હવે જમવાનું ખતમ થવા પછી ધારા પ્રમાણે ટેબલ પર વાઇન આવ્યો ત્યારે ઇંગ્રેજી ટેબલના કાયદા મુજબ અમો બેઉ છોકરીઓ ડ્રૉઇંગ રૂમમાં જવા ઉઠી, જ્યારે ફ્રૅડરીકે અરધા ગબ-

રાતથી ઉતાવળે કહ્યું; "અરે વળી તમો બેઉ જવા શાંની ઉઠી જો? બેસોની, તાહેલાં કર્યે!"

સારાંશ, તે પોતાના સસરા સાથે એકલો પડવાને બીહીતો હતો, અને મને તેની દયા આવવાથી મેં જુલીને કહ્યું; "હા, બેસની, જુલી; આપણે ત્યાં જઇને બી શું કરવાનાં છીએ? આએ થોડું પારકે ઘેરનું ડીનર છે જે તેની વાત? આપણે બધાં ઘેરનાં ને ઘેરનાંજ છીએ."

એ ઉપરથી અમો બંને ત્યાંજ બેસી રહયાં, અને તે કારણથી મી૦ નોરમને વાઇન પીવા પર પુશ્કલ વખત કાઢયો નહીં. તેવણુને ખાધા પીવાની રૂચી જરા થઇને દેખાતીજ નહીં હતી. તેવણુ તો પોતાના જમાઇને માથે મોંઢે બાંધેલાં પેલાં કાળાં કફનનો ભેદ શું હોવો જોઇએ તેજ જાંણુવાને અધીરા પડી ગયા હતા!

અમો, તેથી, જલદીજ હૉલમાં પાછાં ફર્યાં. મી૦ નોરમન અને તેની દીકરી આગળ ચાલતાં હતાં, અને અમો બે પુઠે હતાં, જ્યારે તે જવાંન દુ:ખી ઉમરાવે મને કાને લાગીને કહયું; "તમારી ઘણી મેહરબાની થઇ, ઍલન, તમે મને એની સાથે એકલો નહીં મુકયો તે. મેહરબાની કરીને મને જરા એમજ સાચવ્યા કરજો, અને એ ડોસો જેમ બને એમ જલ્દીથી અહીંથી ખરતો થાય તેની હું કોઈ ને કોઈ તરકીબથી જલ્દીજ ગોઠવણુ કરવા માંગુછ."

ડ્રૉઇંગરૂમમાં કૉફી આવી, અને થોડીક એલારપેલારની થોડોક વાર વાતચીત થઈ, તેટલાં તો ફ્રૅડરીકે સુવા જવાનીજ તલબ કરી!

"માહરી બીમારી પછી હું જલદીજ ખાઇને સુઇ જાઉંછ," તેણે કહયું; "માહરેથી ઘણું જગાતુંજ નહીં. મને ઠાક ઘણી જલદીજ લાગી જાયછ."

"બનવાજોગ છે," મી૦ નોરમન નરમાશથી એકમત થયા; "બીમારોએ તો વેહલાંજ સુઇ જવું જોઇએ."—અને ફ્રૅડરીક રેવન્સક્લીફને બે વાર કેહવું પડયુંજ નહીં. મી૦ નોરમને છુટી આપી એટલે તે તરતજ સુવા જવા ઉઠયો, અને તે જૈફ ગ્રહસ્થ તરત પાંમી ગયા કે આ પણુ જલદીથી પોતાના ઓરડામાં જતો રેહવા વાસ્તે તેનું એક બાહણુંજ હતું.

જુલી પણુ, અલબત, તુરત વેળા તો પોતાના ધણીની પુઠે ગઇ, અને અમો બે તેથી એકલાં પડયાં. એ પણુ માહરે માટે ઘણું વસમું હતું. મી૦ નોરમન મને ચીપીચીપીને પુછે અને વાત કરાવે તે પણુ માહરી એક કસોટી થઇ પડે. ફ્રૅડરીકને પોતાને વાસ્તે નહીં પણુ ગરીબ જુલીને વાસ્તે માહરે તેનો ભયંકાર ભેદ સાચવવાનો હતો. મેં, તેથી, એક પીક-ચરપોર્થામાં માથું ખોસ્યું, કે જેથી મી૦ નોરમન વાત નહીં કાઢે; પણુ તેવણુ વાત કાઢયા વના કાંઇ રહે?

"ઍલન, મને કેહની, તું પોતે શું ધારેછ? તુંને નહીં લાગતું, દીકરા, કે આએ માહરા જમાઇની વર્તણુંકમાં કાંઈ ને કાંઈ મોટો ભેદ છે?" તે દીકરી જમાઈ બંને પોતાના ઓરડામાં ગયાં એટલે અમો એકલાં પડતાં સાથે મી૦ નોરમને મને પાછો પાધરો સવાલ કરયો; "માહરી ભોલી બાલી જુલી એ એનાં ઠગારાપણુાંથી ઠગાઇ હોય તો ભલે, પણુ હું ઠગાતો નથી; અને માહરી ખાત્રી છે કે તું પોતે બી એના ઢોંગ સમજી ગયલી છે!"

"કાંએ નહીં આપુને આવેલાં જોઇને એટલા એવણુ ખરેખર ખુશાલ અને ઉલટમંદ બન્યા હોય?" મેં મોઘમ જવાબ કર્યો.

"અરે કાંઈ વાત છે?" મી૦ નોરમને ગુસ્સો કર્યો; "માહરી છોકરી મને કહેછ કે એ તદ્દન ઘુવડ જેવો ઘુવડ બની ગયલો છે, અને હું આવ્યો તેથી એટલો ખુશાલ શાંનો થાય? માહરી પર તે એટલો એનો પ્યાર તે શાંનો હોય? હું શું જાંણુતો નથી કે એ જોર જુલમનું અને ફરજનું માહરી છોકરીને પરણ્યો છે? છટ, આએ બધી ઠગાઇ છે! એ પોરયો માહરી સાથે એકલો પડવા ચાહતો નથી તેજ બતલાવેછ કે એની બીમારીની વાતમાં કાંઇ ભેદ છે!"

"પણ આપણે શું કરી શકીયે?" મેં ગરીબાઈથી કહ્યું.

"કાંઇ કરવુંજ જોઇશે," મી૦ નૉરમને ગુસ્સાના ઠરાવથી કહ્યું; "માહરે માહરાં બચ્ચાનું સુખ સમાલવુંજ જોઇએ, અને તેથી એ રાજી હોય કે નહીં હોય તોબી કાલે સહવારે એને તપાસવા વાસ્તે ડાકટરને હું ઘરમાં તેડવાનો છું. મને તો એ પોરયાનાં મગજ પર બી થોડીક અસર થયલી લાગેછ. હું આએ અકસમાતની વાત મુતલગ માનતોજ નથી. એવા ગાડી તળે આવી જવાના અકસમાતના જખમ જન્મભર રહે, ને તે એને પાટાપુટી બાંધીને લોકોથી છુપાવવા પડે એ માનવુંજ બેવકુફીભર્યું છે. હું તે માનતોજ નથી."

હું જવાબમાં કાંઇ બોલી નહીં. હું જવાબમાં કહીજ શું શકું?

"મને ઘણા ભયભીત વેહમો બરપા થયલા છે," મી૦ નોરમને જારી રાખ્યું; "જરમનીમાં ગુનાહોની સજા તરીકે માસ જલાવી નાખવાનો કાયદો છે તેવું તો કાંઇ નહીં હોય? વળી કાંઇ એવો અઝીમ ગુનાહ કરીને કેઠે એ જાતની સજા તો એ નહીં ભોગવી આવ્યો હોય? એ ખ્યાલ કરતાંજ માહરી છાતી ધ્રુજી આવેછ! જો કે હું જાંણુંછ કે અત્રે ઇંગ્લાંડમાં એવું કરપીણપણું કોઇ જાણતુંજ નથી, પણ ત્યારે બીજું હોયજ શું? એ મોંઢે માથે એમ પાટા શાંના બાંધી રાખે, ને લોકોને ચેહરો બતાવતાં શરમાય શાંનો? એમાં શરમની વાતજ શું હોય? હું, તેથી, સહવારે અહીંના ડાકટરને તેડવા માંગુછ. તું શું કેહતીતી—અહીં કોણ એ નામીચો ડાકટર છે? જુલીના છુટકારા ને પુઇમાયનાં મરણની વખતે કોણ ડાકટર આવ્યો હતો?"

"ડાકર સીંગલટન," મેં યાદ કરાવ્યું; "ઘણા લાયક ને ભલા આદમી છે. હું અત્રે ઘણી બીમાર થઇ હતી ત્યારે માહરી બી સારવાર એવણેજ કીધી હતી."

"ત્યારે તેનેજ આપણે સહવારે તેડશું," મી૦ નોરમને ચુકાદો આપ્યો, અને જુલી તેટલાં પોતાના ખાવંદને સુવાડીને પાછી અમો વાત કરતાં હતાં ત્યાં આવી એટલે અમે તેનું બી મત લીધું.

"ઓ હા, કોઇ કાંઇ બી કરો?" તેણીએ દયામણી ફીસમે રડી દીધું; "જોવોની, અહીંથી કેવા હસ્તા બોલતા ને ખુશખુશાલ ગયા! હું તો જાણું જે ચાલ, એ મસે હવે પાછા ખુશાલ થઇ ગયા, પણ પોતાના ઓરડામાં ગયા ને એકલા પડયા એટલે ધોલ્યા પર માથું પટકી નાંખીને ફોકેફોક રડયા!"

"અને ત્યારે તે તો વધારે કારણ છે કે હવે મજબુત હાથે આપણે કામ લેવુંજ જોઇશે." મી૦ નોરમને ચુકાદો આપ્યો; "તું કેહછ કેની કે તુંને બી અત્યાર સુધી એ જખમો એણે જોવા દીધા નથી?"

"ખરેખર નહીં. કોઇ દાહડો બી નહીં, પપા!" જુલ્યટે જવાબ કર્યો, અને પછી પોતાના

બાપ આગળ જુલીએ બધી માંડી મેલીને વાત કીધી. કેવી રીતે તેણે તેણીને કસમ આપ્યા હતા, ડાકટરને તેડવાની તેણીની કાકલુદીઓ કેવી રીતે તે હંમેશ હરકાટી કાઢતો રહયો, રાત્રે બતી વટીક ઓરડામાં નહીં રાખતો હતો, અને ભર ઉંઘમાંથી અવારનવાર બીહીને ચીસ પાડી જાગી ઉઠતો હતો તે બધું તેણીએ કહયું, અને ત્યારે મી૰ નોરમન હદ વગરના ગંભીર થયલા દેખાયા. ત્યારે જુલીને તેવણે વળતી સહવારે જરૂરજ ડાકટરને ઘેરમાં તેડવાનો પોતાનો ઠરાવ એવડી મજબુતીથી કહી સંભળાવ્યો, અને તે બીહી ગઇ.

"પણ એવણ કદી ડાકટરને મલવાના નથી," તેણીએ ફીકરમંદ કહયુ; "ઉલટા વધતા ખીજવાશે મને બીહીક લાગેછ, પપા, કે તમારી સાથે ઘણા રદ્દ થશે."

"મને તેની પરવાહ નથી," નોરમને તુચ્છકાર કર્યો; "એવી વાતમાં દર્દીનું મત લેવાનું કે દર્દીઓ કેમ વરતેછ તે જોવાનું હોયજ નહીં. તું આજે રાત્રે એને આપણા એ ઠરાવ વાસ્તે કાંઇ બી કેહતીજ ના. તું જાંણે કાંઇ જાંણતીજ નહી હોય તેમ કરજે."—અને જુલીને ફરજ્યાત એ ઠરાવ વાસ્તે એકમત થવુંજ પડયું.

અને તે રાત્રે સુતાં સુતાં મેં મોડી રાત તક એ વાત પર ઘણો વિચાર કીધો. માહરે હવે એ સંજોગમાં શું કરવું અને કેમ કામ લેવું? ડાકટરને તેડવામાં આવનાર હતો તે વિશે ફ્રેડરીકને માહરે છુપો ચેતાવવો કે હવે જે થાય તે થવા દઇને ગુપચુપ માજનું જોયાજ કરવું? મોડે વહેલ્લે એ કમબખ્ત આદમીનો ભેદ જરૂર પકડાઇ આવવાનો એ તો દીવા જેવું દીસ્તું હતું, ત્યારે તે ઠાંગડઠીંગડથી પકડાતો લંબાવીને નાહક બધાંને કંગાળ રાખી મુકવાં એમાં હાંસલ શી હોય? વળી મી૰ નોરમન જો જાંણે કે મેં તેને છુપો ચેતાવીને તેવણની યોજના ભાંગી પાડી હતી તો તે પણ તેઓને જરૂર કરીને ગમે નહીં! એટલા વાસ્તે જે થાય તે જોયા કરવાનાજ નિશ્ચય પર આવીને હું થોભી.

ત્યાર બાદ મોડી રાત્રે હું એક ઘણી ભયભીત ચીસ સાંભળીને ઉંઘમાંથી ચમકી ઉઠી. માહરાં હાડેહાડ ધ્રુજ્યાં. પેહલાં તો હું બીહી ઉઠી, પણ તરત મને યાદ આવ્યું કે તે પેલા કમબખ્ત ફ્રેડરીકનાં મુખમાંથી રાત્રે ઉંઘમાંથી નીકળી પડેલી એક ચીસજ હોવી જોઇએ, અને હું ગમ ખાઇને પટપટી કે બળ્યો એનો અવતાર! ખરેખર, જો તે નીરાંતની ઉંઘે ઉંઘી બી નહી શકતો હતો, અને એજ બધા ભયભીત સ્વપનાઓ જોઇને ભડકી ઉઠયા કરતો હતો, તો તે બીચારાનાં જીવવામાં હવે મજાહજ શું રહી? તેનાં પાપ બેશક ઘણાં ભારે હતાં, પણ તેનાં પાપનાં પ્રમાણમાં તેની આ સજા—જીવતું દોજખ!—પણ કદાપી જોઇએ એ કરતાં વધારે ભારે નહીં લેખાએ!

મને અગત કરીને જુલીની દયા આવી, તે બીચારી કેમ એ સંકટ સહી શકતી હશે? અમો બન્નેના સુવાના ઓરડાઓ એકજ માળ પર હતા ખરા, પણ હું જે ઓરડામાં સુતી હતી તે ઓરડાથી એ વર બૈએરનો ઓરડો ઘણેક છેટે હતો. હું એક નાકે હતી અને તેઓ બીજે, અને તેમ છતાં બંધ બારણાંઓ અને વચમાંની જાડી દીવાલો વીંધી નાંખીને બી જો તે ચીસ માહરે કાંને આવી શકી હતી, તો જે બીચારી તે કમબખ્ત આદમીનાં પાસાંમાંજ સુતી હતી અને જેને એ કારમી ચીસો રોજ સાંભળવાનું સર્જીત હતું તેની અવદશા શી હોવી

જોઇએ? અને, બની શકે તો, એ ઉપરથી હવે એ ભેદનું સેવટ આવવુંજ જોઇએ એમ મને તે મોડી રાત્રે વધતી મજબુતીથી લાગ્યું.

તે સહવારે હું ઘણી ઉદાસ ઉઠી, અને કપડાં સજીને બ્રેકફાસ્ટ રૂમમાં નીચે ગઇ, ત્યારે ત્યાં કોઇ નહીં હતું. એમ કેમ? મી૦ નૉરમનને નીચે તૈયાર થઇને ફરતાહરતા મેં પોણા કલાક આગમચથી સાંભળ્યા હતા, અને ત્યારે તેવણ કયાં ગયા હતા? મેં ખુંટીપર તેવણની ટોપી જોઇ, અને તે પણ ત્યાં નહીં હતી; અને, તેથી, તુરત મેં અનુમાન કર્યું કે, આગલી રાતના ઠરાવ મુજબ, ડાકટરને બોલાવી લાવવાજ બડી ફજરથી તેવણ ગયલા હોવા જોઇએ!

---

## પ્રકરણ ૧૩૯.

થોડે વારે મી૦ નૉરમન બાહેરથી આવ્યા, અને આવ્યા તેવા ટોપી ઉતારીને નાસ્તાની ટેબલ પર માહરી ખુરસીની લગોલગની ખુરસીમાંજ આવીને ગોઠવાયા.

"ઍલન," તેઓએ દઘાયલે દીલે કહ્યું; "ગઇ રાત્રે એ પોરયાએ ઉંઘમાં પાડેલી ચીસો તાહરા સાભળવામાં આવી હતી? માઇ ગૉડ, કેવી ચીસ!! બસ, માહરી સંપુર્ણ ખાત્રી થઇછે કે એ પોરયાનું દીલ ડાઘેલ છે. સ્વચ્છ અંતઃકરણવાળાંઓને એવી ચીસ સરજાયજ નહીં. તું જોજે તો ખરી—કાંઇ બી ભયંકાર ભેદ છે, અને હું તે ગમે એ જોખમે શોહધી કાઢશ! માહરે એ ચાલવા દેવુંજ નથી. માહરી ગાય ગોલાબ જેવી દીકરીને એવા એકના બસથી માહરે જલદીથી બચાવવી અને છુટી કરી નાંખવીજ જોઇશે!"

"તમે ડાકટરને મળી આવ્યા કે?" મેં બીહઘેલી અદાઓએ પુછ્યું.

"હા, અને તેં કહ્યું તેમ મેં તેને એક ઘણા લાયક આદમી તરીકેજ પીછાંણ્યો. દેખીતો ઘણો કાબેલ માણસ છે. મેં તો તેને સાફ સાફ બધું કહ્યુંછ. માહરા વેહમો વટીક કહી દીધાછ. એની આગળી પાછળી કોઈ રીતે સ્વચ્છ નથી તે મેં ડાકટરને સમજાવ્યું છે."

"અને તેવણે કયારે આવવા કહ્યુંછ?" મેં ઉતાવળે પુછ્યું.

"મેં સાડા દસે તેડયોછ," મી૦ નોરમને કહ્યું; "મેં જોયું કે એકાદ કલાક નાસ્તાનો બાદ આપીને પછીજ બોલાઉં."

એવામાં જુલ્યટ નાસ્તાની ટેબલ પર આવી, અને જરા વારમાં તેણીની પુઠે ફ્રૅડરીક પણ આવ્યો. પેલું પાટાપુટીનું કાળું કપડું તો બાંધેલુંજ હતું, અને મેં જોયું કે મી૦ નોરમન તે તરફ કમકમ્યા વગર જોઈ શકતા નહીં હતા. એમ છતાં તેઓ જ્યાદા કાંઇ બોલ્યા નહીં, કે જ્યારે ફ્રૅડરીકે પોતાની તબીયત તે સહવારે ઘણી વધારે સારી હોવાના વગર પુછવે ઓરંગાઓ માર્યા, અને ઘણો ખુશાલ દેખાવાનાં ઢોંગ પર ઢોંગ કર્યા! તે દાહડે રવિવાર હતો, પણ દેવળમાં જવાનો તો કોઇને ખ્યાલ વટીક થયો નહી—એટલા બધા બધાના જીવ રંજ પામી ગયલા, કાહેલી અને દુઃખી હતા!

એ પછી અમો નાસ્તો કરીને ડ્રાઇંગરૂમમાં આવ્યાં, અને બરાબર સાડા દસને ટકોરે ડાકટર આવીને હાજર થયો. ફ્રૅડરીક એ વખતે કમ્પાંઉન્ડની સાંમેનાજ સોફા પર પડેલો હતો,

તેણે તેને બગીચામાંથી અંદર ચાલી આવતો જોયો, અને તે ગુસ્સાની એક બરાડ સાથે ઉભો થયો.

"એ આએ તો સામેથી ડાકટર સીંગલટન આવેછ! એને અહીં કોણે બોલાવ્યો?" તેણે ગુસ્સાથી પુછ્યું.

"મેં!" મી૦ નૉરમને ઠરાવથી ને હીંમતથી કહ્યું.

"તમે?" તેણે વધતા ગુસ્સાથી કહ્યું; "અને તેનું કાંઇ કારણ?"

"તમે જો તમારી બૈરી તરફની ફરજ ભુલી જાઓ, તો તે કોઈ કારણ નથી, માહરા લૉર્ડ, કે માહરે માહરાં બચ્ચાં તરફની ફરજમાં બી પછાત પડવું જોઇએ?" મી૦ નૉરમને થરસાથી જવાબ કર્યો.

"પણ તમે કેહવા શું માંગોછ? ડાકટરનું અત્રે કામજ શું છે? હું તદન સારી પેઠે છું!" તેણે કગળી પડીને તકરાર ઉઠાવી.

"તે તો વધારે સારૂં! ડાકટર તપાસ કરશે તેમાં આપણુને નુકશાન શું છે?" મી૦ નૉરમને ઠંડે કલેજે કહ્યું; "મને લાગેછ કે ઘોડા પરથી પડયાથી તમારાં કલેજાં ઘણાં થપકાયલાં છે, ને માહરે તેની બી તપાસ કરાવવીજ જોઇશે."

"જો વાહલા ફ્રેડી, એટલો ગુસ્સો ના કરો!" હવે ગરીબ જુલ્યટે તેનાં ગળાંમાં હાથ નાખીને તેને કાકલુદીથી વીણુવ્યો; "માહરા પપા જે કરેછ તે આપણાં બેકનાં સારાંનેજ વાસ્તે કેની? જો માહરૂં માનો, ને ડાકટરને બધી તપાસ કરવા દેઓ?"—અને મામલો વધારે બીગડશે તે ભયથી પોતાને બરપા થયલો ગુસ્સો ગળાંમાં ઉતારી દઇને તે જવાંન ઉમરાવ ઘણી દાનાઇથી અંતે ફરજ્યાત શાંત અને એકમત થયો.

"વૅલ, વૅલ, જ્યારે તમો બધાંની એમજ મરજી છે તો હું તાબે થાઉંછ," તેણે નાખતી કરી; "મને માફ કરજો, મી૦ નૉરમન; હું ધારૂંછ કે હું ઘણો બેઅદબ ને તોછડો થયો. માહરે તમારી એ કાળજીની ઘણી કદર કરવી જોઇએ."

"વૅલ, એ દમ વગરની વાત છે," મી૦ નૉરમને ઉદારતાથી કહ્યું; "હવે જાઓ પાસેના રૂમમાં; ડાકટર સીંગલટન ત્યાંજ છે. મેં બાહેર થોમસને બેસાડયો હતો, અને ડાકટર આવે તેવા પાછલી બાજુએથી પાધરા તેજ ઓરડામાં તેવણુને લઇ જવા મેં તેને હુકમ આપી મેલ્યો હતો. અમો કોઇ તમોને ડીસટર્બ કરવા સાથે આવતાં નથી. ડાકટર તમોને પુરતી રવેસે તપાસશે અને અમોને રીપોર્ટ કરશે તે ઉપરજ અમો સંતોષ માનશું."

ફ્રેડરીક ગયો. તેણે હવે આનાકાંની કરી નહીં, અને તે પાસેના રૂમમાં ગયો અને બારણું બંધ થયું, એટલે મી૦ નૉરમને ખાખસુસ બેલારપેલારની વાત કાઢી. જુલી ઘણી બીહીધેલી અને ચીંતાતુર દેખાતી હતી તેને હીંમત આપવા જોગું બી તેવણે કેટલુંક કહયું. એમ અરધોક કલાક ગબડી ગયો, જે પછી ડાકટર બાહેર આવ્યો, અને તેને લઇને મી૦ નૉરમન બ્રૅકફાસ્ટ રૂમમાં ગયા, ત્યારે ફ્રેડરીક પણ તેની પુઠે બાહેર આવીને અમારી પાસે ગોઠવાયો. તે હવે વધારે શાંત થયલો અને નીરાંત માનતો દેખાતો હતો.

"હું તમો લોકોને ના કેહતો હતોની?" તે હસ્યો; "ડાકટરનું કાંઇ કામજ નહીં હતું!"

"એ કાંય?" જુલ્યટે મોટી ખુશાલીથી ઉલટમંદ સવાલ કર્યો; "ડાકટર શું એમ ખાત્રી આપેછ કે સીરયસ કશુંજ નથી?"

"સીરયસ? સીરયસ હોઇજ શું શકે—ધુલ ને ઢેફાં?" ફ્રેડરીક જાસ્તી સતો થયો; "ડાકટર કેહેછ કે બસ પુરતી આશાએશ લેઓ, ને રાતના જરા બીહી ઉઠોછ તે બી પેલા અકસ્માતના ભયની થોડીક મગજ પર અસર રહી ગયલી છે તેનુંજ પરીણામ છે!"

એ પછી તેણે જુલીને પોતાને જોઇતી કાંઇ ચોપડીનું નામ આપીને તે લઈ આવવાને મસે બાહેર મોકળી દીધી, અને જેવી તે બાહેર ગઇ કે તરત માહરી આગળ આવીને તેણે કહયું, "હજુર વેર તો માહરો ભેદ સલાંમત છે! સીંગલટન કાંઇજ પારખી નહીં શકયો. મેં તેને પુરંપાધરં છોડીને જોવાજ નહીં દીધું, અને માહરાં હાડકાં પાંસરાંજ તપાસવા કહયાં."—અને તે ઘણું ફીકકું હસ્યો.

એવામાં જરા વારે ડાકટર અને મી૦ નૉરમન બાહેર આવ્યા, જ્યારે ડાકટર સીંગલટને માહરી પર ધ્યાંન આપ્યું.

"કેમ છેઓ, મીસ પર્સી, તમે?" તે ભલા તબીએ મીઠાસથી હસીને કહયું; "રીવર હાઉસમાં પાછાં આસાએસ કરવા આવ્યાંછ કે? હું તમોને જોઇને ઘણો ખુશી થયો."

એ પછી હું તે ડાકટર સાથે જરા વાત કરતી સહેજ આગળ ચાલી, એટલે તેણે કોઇ નહીં સાંભળી શકે તેમ મને ધીમે સાહદે કહયું, "મને તમોને ખાનગીમાં જરા મલવુંછ. મેહરબાંની કરીને આજે બપોરે એક ને બેની વચ્ચે જરૂર તમે માહરે બંગલે આવજો, અને કોઇને એ મીલાકાત વાસ્તે હાલ કાંઇ જાણવા ના દેતાં."

મેં તરત ઘણી ખુશીથી હા કહી, અને પછી હું પાસેના ઓરડામાં ગઈ, જ્યાં મી૦ નોરમન હતા, જેવણુનો ચેહરો પણ ખુલી ગયલો જોઇને મને કેટલીક ધીરજ મલી. મેં જોયું કે ડાકટર સીંગલટને ખરેખર જેવી જોઇએ તેવી કાળજીથી ફ્રેડરીકને તપાસ્યોજ નહીં હતો, અથવા જો તપાસ્યો હોય તો તે કેસ કાંઇ સમજેલો હોવો નહીંજ જોઇએ!

મી૦ નોરમને પછીથી બધો ખુલાસો કરયો.

"ડાકટર સીંગલટને બધો ખુલાસો માહરી આગળ કીધોછ, ઍલન," તેવણે કાંઇક ખુશાલ તબીયતથી કહયું. "એણે એને ઘણો સારી રીતે તપાસ્યો, પણ કેહજે કાંઇ એંકસ્યસ થવા જેવું પકડાયું નથી. એ મુર્ખાએ પેલા લંડનના અકસમાતના જખમો તો બરાબર જોવા દીધાજ નહીં, પણ લંડનમાં કોણ કોણ ડાકટરોનાં મત લીધાં હતાં તે નામ જાહેર થવાથી સીંગલટન ઘણો સંતોષ પાંમ્યો. એ તો મને ઘણી હીંમત આપી ગયો કે માહરે ખ્યાલ કરવા જેવું કાંઇ છેજ નહીં. એ કેહજે કેટલાક જખમો એવા બી આવેછ કે જે રૂઝ નથી આવતા, ને ડાહમ પડી રહેછ; અને ફ્રેડરીકની કીસમનાં નરવસ આદમીઓ પોતાનો સુંદર મુખડો બીગડવાની નામોશીથી એવાં દેહસ્ત ખાઈ જાયછ કે તેઓ એમ પાટા બાંધી રાખે ને કોઇને તે બતાવે નહીં એ ઘણું બનવા જોગ છે."

"ત્યારે હવે તમોને ધીરજ તો આવીની, મી૦ નોરમન?" મેં સવાલ કીધો.

"આવવી તો જોઇએ," તેવણે હજી જરા અચકી અચકીને કહયું; "જોકે હજી

માહરૂં મન તો માનતું નથી. મને કાંઇ ખરાબીનો ખટકો હજી કાંઇ થયાજ કરેછ! એમ બી હોય કે માહરાં બચ્ચાંની ઉપર હું હદ વગરનાં હેતથી વીહલો પડુંછ, ને એ પોરયાની આગળી વતણુકને વાસ્તે મને કાંઈ સારૂં મત નથી તેથી બી હું એમ વહેમાયા કરતો હોઉં? હવે, એમ છતાં, હાલ તો વધારે માહરે કાંઇ ચુનોચેરા કરવીજ નથી. જુલી કહેછ કે પરમ દાહડે તો તું લંડન પાછી જતી રહેવાની છે ત્યારે હું બી તાહરી સાથે લંડન આવતોજ રેહવશ કે દેખું બી નહીં ને દાઝું બી નહીં!"

એ પછી હું એકલી પડી ત્યારે એક હાથ પર હું ઘણી ધીરજ પાંમી કે કમબખ્ત ફ્રેડરીક રેવન્સકલીફનો ભેદ એ રીતે હજી તલક તો સચવાયો હતો, જ્યારે બીજા હાથપર મને ઘણું અજબ લાગ્યું કે ડૉકટર સીંગલટને એવી ખાનગી રવેસે મને એકાંતમાં પોતાને બંગલે શું કરવા મલવા માગ્યું હતું? તે ભલો ગ્રહસ્થ મને શું કેહવા માંગતો હશે? શું તેણે ફ્રેડરીકનો ભેદ પારખ્યો હતો, અને ઘરડા મી૦ નોરમનનું અમથું અમથું એમ મન મનાવીને તે એ વિશે માહરી સાથે એકાંતમાં કાંઇ વાત કરવા માંગતો હતો? તેને માહરે વાસ્તે ઘણું સારૂં મત અને માન હતું તે તો મને ખબર હતું, પણ બપોરે તેનાં તેડવા પ્રમાણે જઇને તેને મલી આવવાથી એ વાતનો જલદીજ નીર્ણય થઇ જશે એમ મને લાગ્યું.

હું ગઇ. બપોરે એક વાગતે હું ઘરથી નિકળી ડાકટરનો બંગલો મને ખબર હતો, અને હું તેનેજ ત્યાં મલવા જતી હતી એમ ઘેરમાં કોઇને કહયા વગર, સેહેજ લટાર લેવા નીકળી પડતી હોઉં તેમ, હાથમાં માહરી છત્રી લઇને ઉતરી પડી.

મને તેનાં ઘરમાં "પારલર" માં તરતજ દાખલ કરવામાં આવી, કે જ્યાં મેં જોયું કે ડાકટર બીજા કોઇ ગ્રહસ્થ અને એક બાંનુ સાથે વાત કરતો બેઠો હતો. તે ગ્રહસ્થની માહરી સાથે તરતજ ઓળખાંણ કરાવવામાં આવી. તે ઘણાજ માયાલુ દેખાવનો, મીઠા ચેહરાનો, એક અધોર ઉંમરનો પાદરી હતો, ને ડાકટરે ઓળખાંણ કરાવતાં કહયું કે તે તેનો સગો ભાઇ થતો હતો, જે બાહેરગામથી હાલમાં તેઓને ઘરે આસાએસ કરવા ને હવાફેર વાસ્તે આવ્યો હતો. પેલી બાઇ તો ડાકટરની ઘણીઆંણીજ હતી, કે જેણે જો કે આજે મને પેહલીજ જોઇ તોપણ ડાકટરે માહરે વાસ્તે ઘણું સારૂં તેને કહેલું હોવુંજ જોઇએ, જેથી તે ઘણી માયાથી ને મીઠાસથી મને મળી. તે પાદરી ભાઇ પણ દેખીતો ઉદાર વૃતીનોજ એક આદમી હતો. તેને રટેજની માહરી નોકરીને વાસ્તેનો કશો અણગમો હોય એમ દેખાયું નહીં. તેણે સાંમી માહરી વખાંણ કીધી. તે લંડનનોજ રહીશ હતો, અને બે ત્રણ વખત મને જુદા જુદા પાર્ટમાં ઉતરેલી જોઇ ગયો હતો. તે પોતાના ભાઇને ઘરે ચાર છ દાહડા આસાએસના ગુજારવા ફક્ત આગળી સાંહજનોજ આવેલો હતો.

"તમારી વાત આગળ ચલાવો, ભાઇ," મને આપવામાં આવેલી ખુરસી પર હું ગોઠવાઇ તે પછી ડાકટરે તે પાદરીને કહયું, "મીસ પર્સીને કાંઇ ખાસ ઉતાવળ નહીં હશે? એવણ બેસશેઃ પણ તમારી એ વાતમાં ખાનગી જેવું તો કાંઇ ખાસ નથીની?"

"ખાસ કરીને એવું ખાંનગી તો નહીંજ," તે પાદરીએ કહયું,—અને પછી જરા વિચારવંત માહરી તરફ ફરીને વધાર્યું, "હું માહરા ધંધાની રૂહે પરમ દાહડે એક ઘણો દુઃખભરેલો દેખાવ જોઇ આવ્યો તેની માહરાં ભાઈ ભોજાઈ આગળ તમો આવ્યાં ત્યારે વાત

કરતો હતો."—અને તે સ્હેજ હસ્યો. "તમારા નાટકો ને વારતાઓમાંજ લોહી થંબ થઇ જાય એવા બનાવો કાંઇ બનતા નથી, મીસ પર્સી," તેણે જારી રાખ્યું; "ખરી જીવતી જીંદગીમાં બી પાદરીના માહરા ધંધાની રાહે એવુ ઘણુંએક માહરાં જાણુવામાં આવેછ, અને તેમાંનોજ આએ એક કેસ છે!

---

## પ્રકરણ ૧૪૦.

"એવું તે શું છે?" મેં હસીને પુછ્યું.

"પરમ દાહડે અત્રે હું ચારેક દાહડા રેહવા આવવાની તૈયારી કરતો હતો," તેણે બ્યાંન કર્યું; "ઘણું થયું એ લોકો પુઠે લાગેલાં હતાં, અને હું પ્રૉમીસ કર્યાજ કરતો હતો તે અંતે મેં આવવાનું નકકી કીધું, તેટલાં એક આદમી મને ઉતાવળે તેડવા આવ્યો. એક ગ્રહસ્થ બાજુમાંનાં એક હોટેલમાં ઘડીપળ હતો તેને તેની છેલ્લી બંદગી કરાવવાની જરૂર છે એમ મને કેહવામાં આવ્યું. માહરૂં દેવલ લંડનના વૅસ્ત ઍન્ડમાં છે, ને હું જે હોટેલને વાસ્તે કેહુંછ તે અમારી નજદીકમાં એક ઘણા ફેશનેબલ લત્તામાં આવેલું છે. હવે એવા કેસમાં મને ના કેહવા ગમ્યું નહીં. કોઇ શાદી કે કાંઇ બી ખુશાલીની ક્રિયા હોતે તો હું નાજ કેહતે, કેમજે હું અત્રે આવવા નીકળવાની તદન તૈયારીમાંજ હતો, પણ મોહતનો મામલો સહમજીને મને જવું પડયું. અલબત તે મરવા સુતેલા ગ્રહસ્થનું નામ હું તમો લોકને કેહતો નથી. તે બીચારાનાં નામનો ભેદ તો સચવાવોજ જોઇએ.

"હવે હું જ્યારે તે મરવા સુતેલા આદમીના ઓરડાની બાહેરના ઓરડામાં ગયો ત્યારે ત્યાં બે જાણીતા તબીબો બેઠેલા હતા. તેઓએ મને કહ્યું કે તે બીચારાનો વખત તદન ભરાઇ ચુકેલો હતો, અને હાલમાં તે પોતાના સોલીસીટરને બોલાવીને તેની પાસે પોતાનું છેલ્લું વસીઅત તૈયાર કરાવતો હતો. મેં, તે ઉપરથી, પુછ્યું કે માહરે અંદર જવું કે નહીં, જ્યારે તે બેમાંનો ડાકટર અંદર પુછવા ગયો, જે જવાબ લાવ્યો કે વસીઅતનું કામ ખતમ થયું હતું, અને છેલ્લી સહીપત્રીઓજ થતી હતી, જે તમામ થતાં મને તરત અંદર બોલાવવામાં આવશે. તે બંને ડાકટરોએ એ પછી અંદર જઇને તે વીલમાં સાખ ભરી, અને પછી તેઓ તે સોલીસીટર સાથે પાછા બાહેર આવ્યા કે હું તરત અંદર ગયો.

"તે મરતો બીમાર એ વખતે હજી પોતાની પુર સુધ્ધીમાં હતો. મને માલમ પડયું કે તે પૈસે પુર હતો અને વૃધ વયનો હતો, પણ તેણે પોતાની પાછળી જીંદગીમાં ઘણું ખમ્યું હતું. અલબત દુઃખ કાંઈ ગરીબોનેજ વાસ્તે છે અને શ્રીમંતોને વાસ્તે નથી એમ તો કાંઇ હોયજ નહીં?

"તે પોતાનો અંત આવી રહેલો ઘણી અચ્છી રીતે સમજી રહેલો હતો. તે કોઈ ખાસ વ્યાધીથી મરવા સુતો નહીં હતો, પણ તેને મનનું દુઃખ ઘણું ભારી થઈ લાગ્યું હતું, જેણે હાર્ટ પર ઘણી અસર કરી નાંખી હતી, અને કાબેલમાં કાબેલ ડાકટરોની ચાંપતી મદદ છતાં હ્રદય હાલમાં કામ કરતું રફતા રફતા ધીમું પડતું જતું હતું, જેથી મોહત નકી થઇ પડયું હતું. તેણે, એમ છતાં, તે વસીયત પોતાની પુર અક્કલ હુસ્યારીમાંજ કરાવી લીધું, અને હાલમાં બી જોકે તે જલદી નબલો પડતો જતો હતો તોબી તેનો હોસ ઘણો સાબુત હતો.

"તે મને જોઇને પુશકલ ઉશ્કેરાયો. તેને કાંઈ તેની એવી કરણી યાદ આવી ગઇ કે જેનું દુ:ખ તેને ઘણુંજ હૈયે ચઢતું હતું. તેનાં કેહવા મુજબ તે દરયો તરીને ખાહીમાં દુખી મુવો હતો! તેણે આખી જીંદગી ઘણી નેકી નીતીથી ગુજારી હતી, પણ છેલ્લે ફક્ત બે ચાર અઠવાડયાંની વાતપર તેણે એક ઘણા દોજખી કીનાનું એવું કરપીણ કાર્ય કરયું હતું, કે જે પશ્ચાતાપથી તેને મરતો દમ હાલમાં અણુહદ ગુંગલાતો હતો, અને એક ધર્માધ્યક્ષ તરીકે મને જોઇને તે, મેં કહ્યું તેમ, ઘણો વધતો ઉશ્કેરાયલો હતો.

"તે એક ઘણાજ કરપીણમાં કરપીણ કીનાની વાત હતી, અને તે સાંભળતાં માહરૂં દીલ કમકમ્યું. વાત એમ છે કે કોઇ ઉમરાવ ખાનદાનના કુલવાન જવાંને નેકાહનો ઠગારો વાયદો આપીને તેનું એકનું એક બચ્ચું જે તેની દીકરી હતી તેની ઇજ્જતની બરબાદી કીધી, અને તે બાઇ બીચારી તે નામોશીનાં કારણથી બેહસ્ત પાંમી—"

અને વાંચનારાં સાહેબોને કહેવું જોઇશે કે આ સાંભળતાં ભીત્તરે હું કેમ ચમકી અને મેં માહરો ગભરાત જાહેર થઈ જતો બડી મુસ્કેલીથી કેમ છુપાવ્યો? આ તો કેથી ફ્રેડરીક રેવન્સ-કલીફ અને મરનાર ફેલીસા ગાવરનીજ દુ:ખદાયક કાંહણી હતી, અને તે આગળ સાંભળવાની માહરી આતુરતા વચ્ચે મેં થોડોક વાર દમ લેવાનું વટીક ગોયા મોકુફ કરયું, કે જ્યારે તે પાદરીએ આગળ ચલાવ્યું:

"કહેજે તે મા અને નામોશીથી તવલુદ થયલું બચ્ચું બંને બેહસ્ત પામ્યાં તેનો દાધ તે મરનાર છોકરીના એ બાપે એવો સખ્ત દીલે ધર્યો કે તે પછીથી એ ઉમરાવ જવાંનને કદી માફ કરી શકયોજ નહીં."

"અને તે જવાંનનું નામ તમોને આપવામાં આવ્યું ખરૂં કે?" મીસીસ સીંગલટને, ઘણી ઉલટથી એ વાત સાંભળતાં, ઐરાંઓને બરની હંમેશની જીજ્ઞાસાથી તરત સવાલ કરયો.

"નહીં, તે નામ કોઇને બી જાહેર નહીં કરવાજ તેણે ઠરાવ કર્યો હતો, અને મરતાં સુધી તેણે તે ખરાબી કરનારનું નામ તો મને કહ્યુંજ નથી." તે પાદરીએ જવાબ દીધો.

"પણ તેણે તે બદમાશને એવી તે શું સજા કીધી?" ડૉકટર સીંગલટને અજાયબ થઈ પુછયું.

"ઘણીજ ભયંકર સજા! આએ સુધરેલા જમાનામાં ચાલેજ નહીં ને મનાયજ નહીં એવી નેહરત સજા!" તે પાદરીએ જવાબ કરયો; "તેણે તે છોકરાને દાગાથી એકાંત ઘરમાં બોલાવી લીધો, અને ભાડુતી રફ્યનો પાસે તેને ત્યાં પકડાવી અને બંધાવીને તે બેવકુફે ઘણાંજ કરપીણ-પણે તેનાં આખાં મોંઢાં પર તપાવેલાં લોખંડના, જીંદગીભર નહીં ભુસી શકાય એવા, ડાહમ દેવાડયા, ને તે રીતે તે ખુબસુરત ચેહરાનું માસ બધું ચીરી ચુંઠી નાખીને તેને જીંદગીભરનો બીહામણો અને બદસુરત કરી મેલ્યો!!"

"ઓ, પણ મીસ પર્સી, એ તમોને શું છે? તમો કોઇ આ કરપીણ કીનાની કેફીયત સાંભળી શકતાં નથી દેખાતાં!" ડાકટર સીંગલટનનું તેવામાં માહરી પર ધ્યાંન ખેંચાયું, અને તે કુદકા મારીને મને મદદ થવા માહરી ખોરડુમાં આવ્યો. "તમો તમારાં આખાં તનબદનમાં ધ્રુજોછ! આવો, આવો, માહરી સાથે જરા પાસેના ઓરડામાં આવો, અને અસેટઇ જાવો."— અને હું આનાકાની કરી શકું તે આગમચ તે ભલો ડાકટર મને બોંહસ કરીને પાસેના રૂમમાં

લઇ ગયો, જ્યાં મને કાંઇ તેણે સુંઘાડયું, જેથી હું ગળું ખંખારીને સાહવધ થઈ. ખરેખર જો ડાકટર સીંગલટન એટલી બધી સમયસુચકતાથી વેળાસર માહરી મદદે નહીં આવતે, તો હું બીજીજ પળે બેહોસ થઇને માહરી બેઠકમાંથી નીચે તુટી પડતે એમાં કોઇ સંદેહ નહીં હતો. તે કરપીણુ કીનાનું નેહસ્તપણું માહરી આંખો તળે જોયલું માહરી નજરમાંથી હજી ખસતુંજ નહીં હતું, અને તેજ વાત અત્રે તે પાદરી હસ્તક પાછી રજુ થવાથી હું એ રીતે માહરી લાગણીઓ પર કાબુ સાચવવાને નિષ્ફળ નીવડી તે વાસ્તે વાંચનારાં સાહેબો શું અજબ થશે?"

હું હવે સાવધ થઇ, અને બીહીધેલી અદાઓથી મેં તે તબીબના ચેહરામાં જોયું, કે જ્યારે જોતાં સાથે માહરી પકી ખાત્રી થઇ ગઇ કે લૉર્ડ રેવન્સકલીફનો ભેદ આએ ડાકટરથી છુપ્યો નહીંજ હતો. તે તેણે શોહધી કાઢયોજ હતો, અને હવે સઘળું તે પણુ સીલસીલાબંધ બરાબર સમજી જઈ શકયો હતો!"

"ઉશ્કેરાવો ના, મીસ પર્સી, શાંત થાઓ," તે ડાકટરે મને સમજાવ્યું; "કેટલાક સંજોગો અકસમાત દેખાયછ તેમાંનો આ એક અકસમાતજ કેહવાય, કે જેથી બે ને બે મેળવીને આપણે ચારનો સરવાલો ઉપજાવી લઇ શકયે, પણુ આએ હું અકસમાતજ નથી સમજતો. આએ વાતમાં તો જાંણે ખુદાનો ભેદી હાથ હોય એમજ મને લાગેછ!"

"ખરી વાત છે, ડૉકટર," મેં ધીમે સાહદે જવાબમાં કહ્યું; "તમે ખરો ભેદ પારખી શકેલા છો."

"ખરો કમબખ્ત અમીરજાદો!" તે ડાકટરે અતવતના અફસોસથી કહયું; "પણુ એની બૈરી બીચારી એ ભેદ જાંણુતી હોશે કે?"

"નહીં, તે લોક કોઇજ નથી જાંણુતાં; એ તો હુંજ કમનસીબ જાંણુવા પાંમેલી છેઉં," મેં નીસાસા સાથે જવાબમાં કહયું—અને વધારયું; "પણુ તમારા ભાઇની વાત અધુરી રહી ગઇ, ડાકટર. માહરે જાણુવું છે કે એ કીનો લેનાર ગ્રહસ્થ પણુ પછીથી ગુજરીજ ગયો કે?"

"તે ગુજરી ગયો," તે ડાકટરે ખુલાસો કરયો; "તમે આવ્યાં ત્યારે માહરા ભાઇએ એ વાત કેહવાની શરૂ કીધેલી હતી, અને તેવણે તેમ કરતાં અમોને પેહલ્લેથીજ કહયું હતું કે તે આદમી ગુજરી જવાથી તેનાં ક્રિયાકામને લીધે અત્રે આવતાં એવણુને દેરી થઈ."

માહરો જીવ, એ સાંભળતાં, ઘણો રંજ પાંમ્યો. તે કીનો લેનાર પોતાની દીકરીની ખોહારીનો આવો ભયંકાર કીનો લઇને કેટલો વેહલો પોતાનાં બચ્ચાંની પછવાડે મીનોઇમાં ચાલ્યો ગયો હતો! અરે, અરે, એ ત્રીજાં કવખતનાં મોહતની જવાબદારી પણુ કમબખ્ત લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફનેજ માથે હતી, અને ત્યારે એ રવેસે એકકી વારે કાયદાથી નહીં તો નીતીની રાહે તે ત્રણુ ત્રણુ ખુંનનો જોખમદાર હતો! પછી તરત મને લાગ્યું કે ડાકટર મનથી અજબ થતો હોવો જોઇએ કે ફ્રેડરીકની બૈરી જેવી બૈરી પોતે એ ભેદ નહીં જાંણુતી હતી ત્યારે હું તે કયાંથી જાંણુવા પાંમી, જેથી માહરાં સ્વમાન ખાતર માહરે ડાકટર સીંગલટનને બધું ભેદ ખોલીને કહી દેવુંજ પડયું. લૉર્ડ ફ્રેડરીકની મુંડી માહરા હાથમાં આવયાથી મેં તો જુલીનું સારૂં વાંચીને તેને તેના વેરે પરણુવાની ફરજ પાડી તે મેં ડાકટરને સમજાવ્યું, અને તેથી મને ફેલીસાના બાપે કપટથી એ કીનાની સજા નજરોનજર જોવાની સાહેદ બનાવી હતી તે સઘળું મેં તેને કહયું, જ્યારે ડાકટર ઘણો અજબ થયો. વળી ફ્રેડરીક હવે આપઘાતથી

જેમ બને એમ જલદી પોતાની પાપી જીંદગીનો છેડો લાવવા ચાહતો હતો તે બી મેં તેને કહયું, અને તે પોતાની નામોશી પકડાય નહીં તેવાં મોહત વાસ્તેના આપઘાતની યોજનાઓ કરતો હતો તે બી તે ભલા તબીબને જાહેર કર્યું, જેથી તે ઘણો કમકમ્યો.

"અને હવે મને કેહો, ડાકટર, મેહરબાંનીની રાહે," મેં છેલ્લાં પુછયું, "કે તમે મને આજે અહીં એકાંતમાં ખાંનગી રીતે મલવા બોલાવી તેનો બાએસ શું છે?"

"વૅલ, હું તમોને ખરીજ વાત કેહવા માંગુછ, મીસ પર્સી," તે ડાકટરે જવાબ કરયો; "ખરી વાત એટલીજ છે કે આજે મેં લૉર્ડ રેવન્સકલીફને તપાસ્યો ને તપાસ્યો હું તેનો ભેદ પાંમી ગયો હતો. મેં તેને સમજાવી સમજાવીને, તેથી, ખરી વાત જે હોય તે મને કેહી દેવા પટાવ્યો, પણ તે બેવકુફ અકસ્માતથી માસ ભયંકાર રીતે ચીરાઈ જવાની વાહીયાત બકબકનેજ વળગી રહયો. તેણે મને પોતાના જખમો મુતલગ જોવા વટીક દીધાજ નહીં, પણ મેં જે ઉપર તળેથી જોઈ લીધું તે અને મેં લંડનના ડાકટરોનાં પ્રીસ્ક્રીપશન્સ જોયાં તેથી માહરી ખાત્રી થઇ કે તે જે કાંઇ કહેતો હતો તે બધું બીલકુલ પોલાંણુ હતું. એમ છતાં, અમારા વેહમો દર્દીનાં વાહલાંઓને કહેવાનો અમો ડાકટરોનો ધારોજ નથી. આએ, અલબત, હજી માહરા વેહમોજ કેહવાય, કેમજે જખમો મેં પોતે ખાત્રીપુર્વક કાંઇ તપાસ્યા હતા નહીં, ને તે ઉપરથી મી૦ નૉરમનને તો માહરે સધ્યારો આપવા જેવુંજ કેહવું પડયું."

"હા, પણ તોબી હું નહીં સમજતી, ડાકટર, કે તમે મને શું મતલબથી મલવા માંગ્યું?" મેં હસીને પાછું પુછયું.

"માહરે એ સંજોગો વચ્ચે તમારાથી—બની શકે તો—એ ભેદનો પત્તો મેળવવો હતો." તે ડાકટર જવાબમાં હરયો; "મેં જોયું કે એ ભેદ જે બી હોય તે એની ધણીઆંણી તો જાંણતીજ હોવી જોઇએ, અને તમો એની ધણીઆંણીનાં એવાં જીવેજાન ફ્રૅન્ડ હતાં કે તે વાતથી તમે પોતે પણ તેથી આગાહ હોવાંજ જોઇએ એમ મને લાગ્યું. એમ છતાં તમો અહીં આવ્યાં ત્યારે તેટલાંમાં તો એ ભેદ પર નવેજ રસ્તે અજવાળું પડયું, અને હું તમોને પુછી શકું તે આગમચ માહરા ભાઇનીજ વાતથી મને બધો ખુલાસો થઇ ગયો!"

"અને હવે ત્યારે તમે શું કરવા ધારયુંછ?" મેં ગભરાવાર પુછયું; "તમો શું એ કમનસીબ લૉર્ડની બાયડી અને સસરાને એ બધી વાતથી વાકેફ કરવાનું વાજબી ધારોછ?"

"ખચ્ચીતજ નહીં," તે ડાકટરે જોસથી કહયું; "એમ કીધાથી ફાયદો કાંઈ નહીં ને ખરાબી ઘણી થશે. નાહકનો એ નાહનાં કુટુંબમાં કલેશ થઈ પડશે, અને તે માહરે થવા દેવું નથી."

"એજ ઘણું બહેતર થશે," હું પણ તે વાતને તરત એકમત થઇ; "એ ભેદ જાહેર થઇ જવાથી નોકરનફરો પણ એ હકીકત ચોમેર ફેલાવશે, અને ઘણી નવી નીંદાને તે ઉપર પછીથી મજબુતી મલશે; તમે ધારોછ વારૂં, ડાકટર, કે તમારાં ધણીઆંણી તમારા ભાઇની વાત પરથી બધું સમજી ગયાં હોશે?"

"એક જરા બી નહીં," ડાકટરે સધ્યારો આપ્યો; "તે શું જાંણે? તે સમજીજ કેમ જાય? હું કાંઇ માહરા ધધાને લગતી વાત ઘેરે આવીને કરતો નથી. વળી માહરો ભાઇ બી

પરમ દહાડે તો અહીંથી પાછો જતો રહેવાનો છે. એ આંઠ દાહડાની ગણત્રીથી અત્રે આવ્યો ખરો, પણ ભલો માણસ પુરા આંઠ દહાડા બી અત્રે રહી શકતો નથી. એના ધંધામાં એને નુકશાંન થશે એમ બીહયા કરેછ, એટલા વાસ્તે જે બે ત્રણ દહાડા એ અહીં છે તે દરમ્યાનમાં તે લૉર્ડ રેવન્સક્લીફ્ને મળવા અને તેનાં મોંઢાં પરનું કાળું કફ્ન જોવા પામે એ કાંઇ બનવા જોગ નથી, એટલે તુરત વેળા તો હજી એ લૉર્ડનો ભેદ છુપોજ રહેવાનો: પણ તમે ખાત્રી રાખજો, બેહેન, કે એ લાંબો વખત ચાલવાનું નથી. એ જાતના ભેદ એમ ઢાંકયા ઢાંકેલા લાંબો વખત કદી રહેતાજ નથી."

"મને બી તેજ ફીકર છે," મેં ફીકરમંદ કહયું; "પણ એ લોખંડના ડાહામ શું સારા થઇજ નહીં શકતા હોશે?"

"કદી બી નહીં," તે ડાકટરે ખાત્રી આપી; "એ તપાવેલું લોખંડ માસમાં એવું ગળી જાયછ અને ડાહમ તેમાં એવા સાબુત છોડેછ કે કોઇ બી કાબેલમાં કાબેલ સરજીકલ ઑપરેશન બી તે બળી ગયલા ભાગને અસલ જેવો પાછો કદી બી કરી શકેજ નહીં!"

"ખેર, ત્યારે તો એ કમબખ્ત આસામીનાં મનને રાહત રેહ એવું કાંઈ મગજ શાંત કરવાનુંજ તમે એ બીચારાને આપ્યા કરજો," મેં ઘણી દયાથી સુચવ્યું—અને પછી હું તે ડાકટર સાથે જઈ તેની બૈરી અને ભાઇને પાછી મળી, અને 'રીવર હાઉસ' જવા નીકળી.

અને હું ત્યાં પોંહચી ત્યારે મી૦ નૉરમન ઘરમાં હતા નહીં—તેવણ ફરવા ગયલા હતા. લૉર્ડ ફ્રૅડરીક એ વખતે સોફા પર ઉંઘાઇ ગયલો હતો, ને તેનાં પાસાંમાં જુલી બેઠેલી હતી. આથી હું ઘણું વીસ્મય પાંમી. લૉર્ડ ફ્રૅડરીક આજે એટલો નભરવસ કેમ થયો કે આવે વખતે બેદાદ ઉંઘાઈ ગયો? તે રાત્રે ઓરડામાં બતી વટીક નહીં રાખવાની સંભાળ લેતો હતો, અને દીસાદીસ ડ્રાઈંગરૂમમાંજ આજે ઉંઘઇ ગયો હતો તેથી મને ઘણી અજાયબી લાગી.

જુલી, એમ છતાં, મને જોતાં તરતજ ઉઠીને માહરી આગળ આવી, અને અમે પાસેના એક ઓરડામાં ગયાં, જયારે તેણે કહયું; "તુંને ખોદાએજ વખતસર મોકલી, ઍલન! જો જરા વાર તું મોડી આવતે તો પાટો ઉંચકીને એવણનો જખમ જોઈ લેવાનો માહરો લોભ હું ખચ્ચીતજ આજે અટકાવી શકતે નહીં!"

"તું ઘણી મોટી ભુલ કરતે, વાહલી બેહેન," મેં માયાથી સમજાવ્યું; "તાહરાં વચન પર તું ઘણી ઓસ્તવાર રેહ, અને તમો વર બૈયર વચ્ચે ગંભીર બીગાડ થઇ પડે એવી એ ભુલ માહરૂં માને તો કદી કરતીજ ના!"

"હું શું કરૂં, ઍલન! હું ઘણું બી મન મારૂંછ પણ હવે માહરો જીવ એ ચાલુ દુ:ખ તામોશ કરી શકતોજ નથી!" ગરીબ જુલીએ સંતાપ કર્યો; "હું જેમ વધતો વિચાર કરૂંછ તેમ અકસમાતની વાત હવે માહરાં બી માનવામાં આવતીજ નહીં, અને પપા તો પુશ્કલ વેહમાયલા છે. એથી હવે માહરી ધીરજની હદ વળી જાયછ, અને એમ એવણ કોઇ વખતે નભરવસ ફરજના માર્યા નબલાઇથી ઉંઘઈ જાયછ તાહરે પાટો ઉંચકીને એવણના જખમો જોવાની માહરી લાલચને હું મુતલગ જીતી શકતી નથી."

"માહરૂં હજી બી માન ને એમ નાજ કરતી," મેં પાછું ને પાછું સમજાવ્યું; "તું એમ કરીને કશો સાર પાંમવાની નથી, હવે પાછી જા, ને તાહરા વર આગલજ બેસ; અને

જો માહરૂં માનીને મગજ પર ઘણો કાબુ રાખજે!"

અંતે તે જેમ તેમ ગઈ, અને પછી હું માહરી વાંચવાની ચોપડી લઇને બગીચામાં ઉતરી. એમ મેં ત્યાં ભાગ્યેજ વીસેક મિનીટ વાંચ્યું હશે તેટલાં તો અંદરથી મને જુલીનીજ ચીસ આવતી સંભળાઈ, અને મેં ઘણા ગભરાતથી એક કુદકે અંદર દોડી જઇને જોયું તો જુલીના હાથમાં પેલો પાટો હતો. તે ધ્રુજતી લખલખતી એક બાજુએ ઉભેલી હતી, અને ફ્રેડરીક પોતે જુલીની ચીસથી બીહીને ફફડી ઉઠેલો સોફા પર સાહવજ જેવો બેઠેલો હતો! તે કમબખ્ત આસામીનો ભેદ એ રીતે તે પરણી મોહરદારને અંતે જાહેર થઈ ગયો હતો! માહરી આટલી બધી મીનત ને સમજાવત છતાં જુલી પોતાનાં મગજ પર કાબુ નહીંજ રાખી શકી, તે લાલચ તે નહીંજ જીતી શકી, અને પરીણામ અંતે એજ થયું!!

---

## પ્રકરણ ૧૪૧.

એ વખતના અમો સર્વના ગભરાતનું બ્યાંન કરવાને માહરી પાસે શબ્દોજ નથી. જુલીની ચીસથી નોકરનફરો રખે અંદર ધસી આવે તે ફીકરથી મેં સમયસુચકતા સાચવીને પેહલાં તો બારણું અંદરથી અંદર જતાં સાથે બંધ કરી લીધું, અને પછી તેણીના હાથમાંથી પાટો ઝુટવી લઇને મેં તે કમબખ્ત જવાંન ઉમરાવનાં દીલપર પાછો ફેંકયો. ખરેખર, તે પાટો મને જાંણે જોર વાપરીનેજ જુલીના હાથમાંથી ઝુટવી લેવો પડયો, કેમકે જુલી તો તેનો તે અતિ ભયભીત ચેહરો જોઇને એટલી જબરી દેહસ્ત ખાઇ ગઇ હતી કે, જાંણે હાથમાં આંકરૂં આવ્યું હોય તેમ, તેણે તે પાટાપર પોતાના હાથ ચપટ બીડી દીધા હતા!

જુલી એ પછી મને તરત વળગી પડી અને રડી પડી, અને લૉર્ડ ફ્રેડરીકની આંખમાં પણ મેં આંસુ જોયાં. તેને શું બોલવું અને શું કહેવું તે એકાદ પળ તો સુઝતુંજ નહીં હતું, અને તે ચેહરો જોવાને બીહીક લાગે એટલી હદ સુધીનો ખરેખરો ત્રાસજનક અને ભયભીત નજરે આવતો હતો!

"મુવો હું અભાગ્યો!" લૉર્ડ રેવન્સક્લીફ અંતે એ પછી જરા વારે માથું કુટીને કહ્યું; "હું આએ ફેજને વાસ્તેજ શું અત્યાર સુધી જીવતો રહયો?"

"ઓ ઍલન, માહરેથી એ થઇ ગીયું! મેં ઘણું બી મન માર્યું પણ માહરાથી ટકાયુંજ નહીં!" જુલ્યટે રડીને પોતાના બચાવમાં કલ્પાંત કર્યો, અને પછી તે પોતાના ધણી તરફ ફરી અને જુસ્સાથી બોલી, "મને કેહો, મને કેહો ખરેખરૂં, ફ્રેડરીક, કે આ ડાહમ તમોને કોણે દીધા અને કાંએ દીધા? કોણે તમારો ખુબસુરત ચેહરો એમ બાળી જાલીને કોયલો કીધો?"

તે છોકરી જુસ્સાથી અને ગુસ્સાથી જાંણે ઘેલીજ થઇ ગયલી દેખાતી હતી, અને લૉર્ડ ફ્રેડરીક તેના ફાટેલા ડોળા સાથે ઓછો દીવાનો નહીં દેખાતો હતો. તે સામટો દેખાવ એક ભયભીત પીકચર હતું—એવું કે જે આજે પણ માહરી આંખ આગળ રજુ થતાં હું માહરાં આખાં તન બદનમાં ધ્રુજ્યા વના રહી શકતી નથી!

જુલી હવે રડતી વટીક ન હતી. તેની આંખો સુકકી સત તસતસ થઇ રહેલી હતી! તે

પોતાના ભરથાર આગળ હવે ગુસ્સામાં તકાજો કરતી ઉભી હતી. તેને ખરી વાત જાંણવાનુ એક અજબ ઝનુન ભરપા થયલું નજરે આવતું હતું, અને ફ્રેડરીક રેવન્સકલીફ તુરત જોઇ શકયો કે હવે જુલી પર ગુસ્સો કરવો કે પોતાની તકસીર માટે કાંઇ ગાબડગુબડ કરવું બીલકુલ બોજા હતું. તેણે, તે ઉપરથી, જુલીને પાસાંમાં ખેંચવાની એક કોશેશ કરી, પણ તે અછાત મારીને અલગ થઇ ગઇ.

"ખબરદાર! પેહલાં મને જે ખરી વાત હોય તે કેહો!" તેણીએ પાછો તકાજો કર્યો.

"એ મને માહરાં એક મોટાં પપાની સજા છે!" લૉર્ડ ફ્રેડરીકે તે ઉપરથી મોટી નામોશીમાં માથું નમાવી દુઃખનાં એક ડચકાં સાથે અંતે જવાબમાં કહયું; "માહરે મોંઢે તે તું નાજ બોલાવ! ઍલન બધું જાંણેછ ને એ તુંને તે બધું કેહશે. એણે અત્યાર સુધી તુંને બધું નહીં કહ્યું તે ફકત મેં એની પાસે લીધેલાં પ્રૉમીસનુંજ પરીણામ હતું. તે બધું સાંભળીને હવે તુંને ગમે તેમ કરજે અને તુંને ગમે એમ વરતજે. જો તું માહરાથી છુટી થવા માંગશે તો તું હવે તાહરી મુખત્યાર છે."—અને એટલું ઉતાવળે બોલી, પેલો કાળો પાટો લઇ, અમો તેને રોકી શકયે તે આગમચ તે જુસ્સાભેર તે ઓરડામાંથી બાહેર નીકળી ગયો.

અને પછી માહરે જે કરવું હતું તે કારજ મને એવડું મુશકેલ લાગ્યું. એ ઘણું ગેરકાયદે દેખાયું કે જે વાત હું જાંણતી હતી તે વાત મેં માહરી પ્રાણપ્રિય સખીથી આટલા આટલા દીવસો સુધી છુપાવી હતી; પણ તે ઘણી સમજુ છોકરી હતી, અને તે તરતજ સમજીને મને ઇનસાફ આપી શકી કે મેં તેનું સારૂં વાંચીનેજ તેમ કર્યું હતું.

"ઓ, પણ મને કેહ, ઍલન, કે એ ડાહમ એને કોણે દીધા? શું એ કાંઇ સરકારી સજા છે?" તેણીએ દીલમાં લાગી આવે એવાં પોતાનાં ડચકાંઓ વચ્ચેથી પુછયું.

"સરકારી સજા કેમ હોય, જુલી?" મેં તેને ગમખ્વાર સમજાવ્યું; "દયાળુ ઇગ્લાંડમાં એવી નાતરસ સજાઓ આજે હસ્તી ભોગવે છેજ કયાં? એ તો કાયદાથી ઉલટી રીતે એક ખાનગી આસામીનો ઘણોજ કરપીણુ કીનો છે!"

"કીનો?" જુલીએ ફાલ ખાધી.

"હા," મેં કહયું;—અને પછી કેવી રીતે એ હીણભાગ્ય જવાંનને એ સજા કરવામાં આવી હતી, અને કેવી રીતે હું તેની સાહેદ થવા પાંમી હતી તે સઘળું મેં તેની આગળ બયાંન કરીને કહ્યું, જે તે ધાસ્તીથી વળ ખાતાં અને ધ્રુજતાં લખલખતાં તન બદને બડી મુશકેળથીજ સાંભળી શકી. વળી તે કીનો લેનાર કરપીણુ મી૦ ગાવર પોતે એ દિવસો પરજ મરણ પાંમ્યો હતો એવું જે હું ડાકટર સીંગલટનને ત્યાંથી તરતની સાંભળી આવી હતી તે પણ મેં તેને કહયું, અને તે મરનાર પોતાના એ નજીસ નાતરસ કરપીણપણાં વાસ્તે મોટા પશ્ચાતાપ અને તોબેસની તોબાહ કરીનેજ આખર થયો હતો તે પણ મેં તે સજા પાંમનારની હીણનસીબ મોહરદારને ઉંડી દીલસોજી ને મોટી ગમખ્વારી સાથે કહી સંભળાવ્યું.

અને જુલીએ તે સઘળું ઘણીજ શર્ણાંગત આધીનતાથી સાંભળ્યું, કે જયારે તેણીનો ચેહરો મોહત જેવો ફીકકો હતો; અને હું પુરૂં કરી રહી તે પછી પણ તે લાંબો વખત વેર હવામાં ટીકતી વિચારવંત અદાએ ખામોશ બેસી રહી. દીસ્તુંજ હતું કે તે પોતાનાં મનમાં

કોઇ ઠરાવ કરતી હતી, અને તેમાં માહરી કે પોતાના બાપની સલ્લાહ લેવાની પણ હવે પરવાહ કરતી તે દેખાતી ન હતી.

"ખરી રીતે તો એ એવણુની તકસીર બલ્કે દોજખી ગુનાહ માહરી સાથે એવણુનાં લગન થયાં તે આગમચનીજ વાત છે, એટલે માહરે તે ઝાઝું મન પર નહીં લેવું જોઇયે," તે અંતે બોલી; "માહરી સાથનાં એનાં લગન તો, વહાલી ઍલન, તેં જોર જુલમનાંજ કરાવ્યાં, એટલે બનવાજોગ છે કે એ ફસાવત નહીં થઇ હતે તો એ તે બીચારી ગરીબ મરનાર સાથેજ પરણુતે. એટલા વાસ્તે હું એવણુને તજી જવાના ઠરાવ પર આવી શકતી નથી. અમે અહીંજ રહીશું, પણ છુટ્ટાં રહીશું. અમારી એ નામોશીની નિંદાખોર લોકોને ચકચાર કરવા દેવા કાંઇ જરૂર નથી. હવે, એમ છતાં, માહરાથી એવણુનો પડોશ કોઇ રીતે સાંખી શકાવાનો નથી—જો કે હું પ્રૉમીસ કરૂંછ કે હું પપાને બી એ વાત નથી કહેવાની. તું, તેથા, વહાલી બેહેન, માહરી પર એટલી વધારાની મહેરબાની કર કે તું જઇને એવણુને માહરો એ સેવટનો ઠરાવ કહી દે!"

હું ખુશી થઇ. સમજુ જુલીનો આએ ઠરાવ ખુદા વાજબી હતો, અને આ જે થયું તે ખુદાનું ધારયુંજ થયું હતું એમ મને તરત લાગ્યું. હું, તે ઉપરથી, તેને કેટલુંક સધ્યારાનું કહીને ફ્રેડરીકને શોહધતી ગઇ. તે બી ઘણો શાંત હતો, અને જુલીનો ઠરાવ તેણે ઘણી ગરીબાઇથી સાંભળ્યો. તેને તે ગમ્યો. તેણે માહરો ઘણો ઘણો ઉપકાર માન્યો કે એ આખાં દરમ્યાંનમાં મેં તેની ઘણી કદર કરી હતી, અને હું તેના જોડે ઘણીજ નાખતી અને ભલાઇથી વરતી હતી.

"પપા હવે જેમ બને એમ જલદી અહીંથી કેથે જતા રહે તો સારૂં," હું એ પછી જુલી સાથે પાછી જ્યારે એકલી પડી ત્યારે તેણે મને કહયું; "રખે માહરા ચહેરા પરથી એવણુ કાંઈ પામી જાય!"

અને ખરેખર એ ઘણું મુશકેલ કારજ હતું. મી૰ નૉરમન ફરીને આવ્યા પછી તે વર બૈઅર ડીનરની વખતે એકઠાં થયાં ખરાં, કે જ્યારે જુલી ખુશાલ દેખાવાની ઘણી બી કોશેશ કરવા છતાં કુદરતીજ તેના જોડે ઘણીજ ઉંચે મને હતી, અને મી૰ નૉરમન કાંઇ બી સમજી જાય તે ફીકરથી તેવણુને અલફાતુ સલફાતુ વાત કરાવ્યા કરવાને માહરે ઘણા પછાડા મારવા પડયા. એટલા વાસ્તે જ્યારે સુવાનો વખત થયો અને અમો બધાં વગેસગે થયાં ત્યારે મેં છુટકારાનો દમ ખેંચ્યો.

વળી સહવારે નાસ્તાની ટેબલ પર પણ એજ થયું. મી૰ નૉરમન પોતાની દીકરી જમાઇના ચેહરા ચીતરતા ઘણી વખત પકડાયા અને મને ધ્રુજરાં લાગવા માંડયાં કે તેવણુ તે વર-બૈયર વચ્ચેનો અણુગમો અરધો ચેતીજ ચુકયા હતા.

ડાકટર સીંગલટન એ પછી સરેસ્તા પ્રમાણે સહવારે આવ્યો અને ગયો. તેણે ફ્રેડરીકને પાછો તપાસ્યો ત્યારે પણુ મી૰ નૉરમને ઓરડામાં જવાની કે પછીથી ડાકટરને ખાનગીમાં મળવાની દરકાર કરી નહીં, અને ત્યારે મને માનવાની હીંમત થઇ કે તેવણુ હવે જે થાવ તે જોયા કરવાના ઠરાવ પરજ આવેલા હોવા જોઇએ.

પણુ ખાનાં પછી ડોસાજીએ તો મને પાછી બાગમાં પકડી.

"ઍલન, મને કેહની," તેવણે આતુરતાથી પુછ્યું, "આએ નવો મામલો કાંઇ તાહરી સમજમાં આવેછ? જુલી ને ફ્રેડી હવે આગળ જેવાં હેતવંતાં જરા બી નથી. તેઓ ખુલ્લા ઢોંગ કરેછ, અને તું તે બધું જાંણુતી હોય તેમ દેખાયછ, કેમજે તું મને બધો વખત વાતચીતમાં રોકી રાખવાનું કરેછ. બોલ, છોકરી, તું મને એ ભેદ સમજાવશે?"

હું ગભરાઈ ગઈ. હું જવાબમાં શું કેહું?

"માહરા વાહલા સાહેબ," મેં માંગી લેવાની ઢપે કહયું; "તમો એ ચુનોચેરા કરોજ ના. તમો તો નાજ કેહતાતાની કે હું હવે એ જંજાલ કરવાનો નથી, અને તમે કાલે તો માહરી સાથે લંડન આવતાજ રેહવાના ખ્યાલમાં હતાની?"

"હા, તેજ ઠીક પડશે, તેજ ઠીક પડશે!" મી૦ નૉરમન વિચારવંત, દુઃખી દીલે પટપટયા,—અને પછી ખુલાસો કરવાની માહરી મરજી નહીં જોતાં મને એ બાબે માહરી મરજી ઉપરાંત દાબી ધરવાનો ખ્યાલજ દેખાઇતી દાનાઇથી તેવણે તરત પડતો મુકયો.

એવામાં અમો બન્નેનું ધ્યાંન ખેંચાયું કે દરવાજામાંથી કોઈ ગ્રહસ્થ દેખાવનો બુર્જોર્ગ આસામી અંદર આવતો હતો. તે ધામધુમી અદાથી અંદર ચાલી આવ્યો, ને ટોપી ઉતારી અમો આગળ આવી લાગતાં પુછ્યું, "હું મીસ પર્સીને જરા મળવા માંગુંછ. તે બાઇ અહીંજ રેહછ?"

"હુંજ મીસ પર્સી છું," મેં તે ઉપરથી જવાબમાં તરત આગળ પડી કહયું,—અને ત્યારે તેણે મને નમન કરીને પોતાનો કાર્ડ આપ્યો, જે ઉપર મી૦ ઍસકવીથ સોલીસીટરનું નામ હતું.

"હું તમારે માટે એક ઘણી અજબ જેવી ખબર લઇ આવ્યોછ, બાંનુ," હું તે કાડ વાંચી રહી એટલે તેણે મોગમ હસીને કહયું.

"કાંઇ માઠું તો નથીની?" મી૦ નૉરમને એ સાંભળતાં એક બાપને શોભા આપે એવી આતુરતાથી પુછ્યું.

"માઠી નહીં, ઘણી સારી ખબર છે," તે સોલીસીટરે કહયું; "પણ મુશકેલ એ છે કે તે સારાંની સાથે થોડું ફકર કરવા જેવું બી ભેલાયલું છે!"

"એવું તે શું છે, મી૦ ઍસકવીથ?" મેં અજબ થઇને પુછયું.

"તમો બાઇને એક ઠેકાંણેથી એક ઘણો મોટો વારસો મલ્યોછ," તેણે જવાબ કરયો; "પણ મુશ્કેલ એ છે કે એક બીજો દાવાદાર બી તે મોટી દોલતને વાસ્તે ઉભો થયોછ, જેની સાથે તમોને એક મોટો કજ્યો લડવો પડશે!"

મી૦ નૉરમન એ સાંભળીને ઘણા ગુંચવાયા. આ કોઇ ઘેલો માણસ તો નહીં મને શોહધતો આવ્યો હતો?

"તમે અંદર આવો, મી૦ ઍસ્કવીથ, અને બેસો," તેવણે કહયું; "અને આપણે ધીરજથી બધી વાત કરયે.—ને અમો સઘળાં અંદર ગયાં અને ગોઠવાયાં.

"હવે કેહો, એ શું વાત છે, સાહેબ? કાંઇ તમારી ભુલ તો નથી?"

"કશીજ નહીં," તે સોલીસીટરે હસીને જવાબ કરયો; "હું ફક્ત એક નામ કેહવશ તો મીસ પર્સી સહમજી જશે. મી૦ ગાવર નામના એક ગ્રહસ્થને એ બાંનુ ઓળખેછ—"

"હા, હું ઓળખુંછ," મેં ઉશ્કેરણીથી કહયું; "તેવણનું શું?"

"તેવણુ ગયા શુક્રવારે ગુજરી ગયા છે, અને તેવણુના સોલીસીટર તરીકે માહરેજ તેઓનું વસીયત કરવુ પડયું હતું," તે ધારાશાસ્ત્રીએ કહ્યું; "અને તમે જાંણીને અજબ થશો કે મરનારે પોતાની તમામ માલમીલકત ને મોટી દોલત તમારાંજ નામ પર કીધેલી છે! એ વાતની, અલબત, મરનારના ભત્રીજા મેજર ગાવરને કાયદા પ્રમાણે માહરે ખબર આપવી પડી, અને તેણે તો, હું કેહવાને દલગીર છું કે, એ વારસાના સંબંધમાં હાઇકૉર્ટને એપલાઇ થઇને તરતજ એક "કેવીયેટ" (મનાઇનું હુકમનામું) મેળવી લીધેલું છે, જેથી કૉર્ટ એ વાતનો ફડચો કરે ત્યાં વેર એ તમારો હક હવે વાંધામાં પડવાનો છે."

"ઍલન," મી૰ નૉરમને ઘણુાજ અજબ થઇને કહ્યું; "એ ગાવર કોણુ? હું તો કાંઇ જાણુતો બી નથી! એ અજબ જેવાં વસીયતની વાત શું છે?"

"મીસ પર્સીને ઘણી ઇજ્જત આપનારીજ એ વાત છે, સાહેબ," તે સોલીસીટરે પોતેજ તરત વચ્ચે પડીને કહયું; "મરનાર ગ્રહસ્થ પોતાનાં વીલમાં એ નેક બાંનુના તારીફ લાયક સદ્‌ગુણોની મોટી પ્રસંશા કરીને લખી ગયલા છે. તેવણુની મરનાર બેટી ફેલીસા ગાવરની એ બાઇએ મોટી કદર કીધી હતી તે ભલાઇ એ મરનાર પોતે પોતાનાં વીલમાં ઘણી યાદ કરેછ, અને એ સંબંધમાં એ બાઇને તેવણે આગળ એક વખત ઘણો શરમભરેલો ગેરઇનસાફ કર્યો ને અપજશ આપ્યો હતો તેના બદલામાં તેવણુ એ બાંનુને પોતાનાં વસયતમાં પોતાની દીકરી અને વારસ બનાવી ગયા છે!"

"ઓ ખુદા, એ કેટલા શુકરગુજારીની વાત છે ત્યારે!" મી૰ નૉરમને ઘણી ભલાઇથી હરખાઇને કહ્યું,—અને તે સોલીસીટર તરફ ફરીને પુછ્યું; "શું ખરેખર ઘણી મોટી રકમ છે?"

"હજારો પાંઉન્ડની એસટેટ અને હજારો પાંઉન્ડ રોકડ છે."

"લે, માહરી ભલી દીકરી, ત્યારે એ તાહરી બધી નેકીનીતીની ખોદાને ત્યાંની તને એક નહીં ધારેલી બેકીંમતી નવાજેશ છે!" મી૰ નૉરમને કહ્યું; "અફસોસ એટલોજ છે કે બીજો દાવાદાર ઉભો થયલો હોવાથી કૉર્ટ દરબારમાં કદાપી એ તાહરી દોલતના મોટા ભાગનો નાહકનો ધુમાડો થવાનો ભય રેહ છે!"

"હું તમોને ગ્રેટ ઓરમંડ સ્ટ્રીટનાં તમારાં મકાનમાં મલવા ગયો હતો, મીસ પર્સી," સોલીસીટર મી૰ ઍસકવીથે કહયું; "મને લાગ્યું કે એ એક એવી વાત હતી કે જે કાગળપત્રોથી કરવા કરતાં મોંઢેમોહુંની મીલાકાતથીજ વધારે સારી રીતે કહી અને સહમજાવી શકાશે; પણ મને માહરી નાઉમેદી વચ્ચે માલુમ પડયું કે તમો તો અત્રે રેહવા આવેલાં હતાં. એ ઉપરથી હું તરત અહીં સુધી તમોને મલવા આવ્યો. અલબત કરનલ ગાવર સાથની લડત ઘણી ખરચાલુ થશે, પણ તે છતાં બી દોલત એટલી મોટી છે કે તમોએ તેથી હારી ખાવાનું કે નાહીંમત થવાનું કશુંજ નથી. તમો, તેથી, હવે જેમ બને એમ જલદી તમારા જે બી સોલીસીટર હોય તેને લંડનમાં આવીને મળો, અને તેઓ સલાહ આપે તેમ એ વાતમાં ઘટતું કરો. હું દલગીર છું કે માહરી ઉપર કરનલ ગાવરના સોલીસટરોએ કૉર્ટ મારફતે "કેવીએટ" લાગું કરેલું હોવાને લીધે હું એ વારસો હવે તમારે સ્વાધીન કરવા જોગાં પગલાં લેવાની હાલમાં સ્થિતીમાં નથી."

"હું કાલેજ લંડન પાછી ફરવાની છું," મેં સાદાઇથી કહયું; "અને મને જે લોકોનાં

મત કરવાની જરૂર છે તે કરીને હું તમોને જે હોશે તે તરત જણાવશ, મી૦ ઍસકવીથ."

"હું તમો તરફથી તમારો હુકમ સાંભળવાને ઘણોજ ખુશી થવશ," તે ધારાશાસ્ત્રીએ માનથી કહયું, "અને હું તમોને ઘણી ઘણી ફત્તેહ અને આબાદી ચાહુંછ."

મેં, એ ઉપરથી, જવાબમાં તેનો ઉપકાર માન્યો, અને પછી મી૦ નૉરમને તે ગ્રહસ્થને માટે થોડુંક રીફ્રેશમેન્ટ મંગાવ્યું, જે લઇને તે અમારી રૂખસદ મેળવી ચાલતો થયો.

---

## પ્રકરણ ૧૪૨.

વાંચનારાં સાહેબો સહમજી શકશે કે એ મી૦ ગાવર કોણ તેની મી૦ નૉરમનને કશીજ ખબર નહીં હતી. તેના સંબંધની કશી પણ વાત મેં કોઈ બી દાહડે તેવણ આગળ કરી ન હતી, જેથી તે સોલીસીટરનાં જવા પછી તેવણે તે બાબે મને તરત માયાથી પાછું પુછયું.

"મેં એ વાત તમોથી છુપાવી, મુરબ્બીજી, કેમજે તેમાં એક જવાંન અબળાની ઇજ્જતની બરબાદીનો સવાલ હતો," હું કેહવા ગઈ.

"ઓ, ત્યારે તો હું સમજી ગયો, અને ત્યારે તો હું તુંને એ વાત પુછવા માંગતોજ નથી," મી૦ નૉરમને પોતાની હંમેશની ઉદારતાથી કહયું.

"અને તેજ કારણથી હું માંગી લેઉંછ, મી૦ નૉરમન, કે હમણાં ને હમણાં જુલીને અને ફ્રેડરીકને બી આએ નહીં ધારેલી મીલીકાતની વાતથી વાકેફ કરતા ના," મેં કહયું; "મને તો હજી એ વાતમાં ઝાઝું વજુદ કશું લાગતુંજ નથી, તેથી બધું પકકું થશે તો પછી હુંજ એ વાત એ લોકો આગળ કરશ, અને તમો મુરબ્બીજીને પણ બધો ખુલાસો કેહવશ."—અને ભલા મી૦ નૉરમન તરત એકમત થયા, જ્યારે વાંચનારને કેહવું પડવાનું નથી કે મેં જુલી ને ફ્રેડીના સંબંધમાં એ માંગી લીધું તેમાં માહરી મતલબ ઘણી ઉંડી હતી. હું બીહધી કે મી૦ ગાવરનો મને વારસો મલ્યો હતો એમ જાંણતાં અને ગાવરનું નામ સાંભળતાં સાથે તે વર બૈયર બેઉ જરૂર ભડકી જવાનાં, અને ત્યારે મી૦ નૉરમનથી જે ભેદ અત્યાર સુધી સંભાળભરી રીતે છુપાવવામાં આવ્યો હતો તે કદાપી જાહેર થઇ જાય.

વળી તે રાત્રે સુતાં સુતાં મેં એ તદન નહીં ધારેલાં માહરા સદભાગ્ય ઉપર પાછો વિચાર કર્યો, ને હું યાદ કરી શકી કે ફેલીસાનો બાપ ઘણો મોટો શ્રીમંત લેખાતો હતો, જેથી ખરેખર તેની દોલત ઘણી મોટી હોવી જોઇએ. હું, તેથી, એમ છતાં કશીજ રીતે હરખાઈ ગઇ નહીં. જો તે દોલત માહરે કબ્જે લેવાનું થાય તો પણ એક મોટો "લૉ-સુટ" (કજયો) જે માહરે મરનારના ભત્રીજા કરનલ ગાવર સાથે કૉર્ટમાં લડવો પડે તે ઘણી નાહીંમત કરનારી ને બીહીધરાવનારી વાત હતી. વળી પોતાના પશ્ચાતાપના વધતાં ઓછાં ઘેલાપણાં વચ્ચેજ પોતાના ભત્રીજાનો હક રદબાતલ કરીને મરનાર પોતાનું સર્વસ્વ મને આપી ગયલો લાગતો હતો તે કબુલ રાખવાને હું વાજબી કેમ કેહવાઉં? એ વસીયત ગમે એટલું અક્કલ હુસ્યારીમાં પોતાની મરતી ઘડીએ કરેલું પુરવાર થાય તે છતાં કૉર્ટ માહરો દાવો સ્વિકારે એ શું અકકલમાં બેસ્તી આવની વાત હતી?

તે રાત્રે મને છેક મોડેથી ઉંઘ આવી. તેમ છતાં થોડેજ વારે એક ભયંકાર ચીસ સાંભળીને વળી હું ભડકી ઉઠી. તે પેલા કમબખ્ત ફ્રેડરીકનીજ ચીસ હતી, અને જરા વારે તેના ઓરડા તરફ જોશથી ધસી જતા પગલાં મેં સાંભળ્યાં, અને મને મજબુત ફીકર થઈ કે મી૦ નૉરમનજ તેના ઓરડામાં એમ ધસી જતા હતા! હું એથી ઘણીજ ફીકરમંદ થઈ અને અંતે બી છેલ્લી ઘડીએ તે ભેદ પકડાઇ આવશે એમજ મને લાગતું હતું! એક પળ, અને જુલ્યટ બારણું ઠોકી માહરા ઓરડામાં નાહસી આવી.

"ઓ ઍલન, પપા અમારા ઓરડામાં ગયલા છે," તેણીએ અતી ફીકરમંદ કહયું; "માહરી ખાત્રી છે કે તેવણુ બધું જોઇ લેશે! હવે હું શું કરૂં?"

એવામાં ફ્રેડરીકના ઓરડામાંથી થોડીક હોનાતોજીના અવાજો આવ્યા, અને જરા વારમાં મી૦ નોરમન હાથમાં બતી સાથે બાહેર આવ્યા.

"જુલી કયાં છે?" તેવણે બાહેર ચાલમાં આવીને ગુસ્સાનો ગગડાટ કરતાં પુછયું.

"હું અહીં છું, પપા ડીયર," જુલીએ એ ઉપરથી માહરા ઓરડાનું બારણું થોડુંક અલગું કરતાં જવાબમાં કહયું; "હું ઍલન પાસે છું."

"ત્યાંજ રેહજે," તેવણે ગુસ્સાથી બરાડ મારીને કહયું. "મેં પેલા નાલાયક આદમીનો ભેદ પકડયોછ ને એ તાહરી સોબતને લાયકનો આદમીજ નથી. સહવારે વાત."—અને તેવણુ દાદર ઉતરીને પોતાના ઓરડામાં ગયા, જ્યાંનું બારણું તેવણે પોતા પાછળ ઘણાં જોરથી અફાળીને બંધ કીધું, જે તેવણુ કેટલા બધા ઉશ્કેરાયલા ને ગુસ્સે થયલા હોવા જોઇએ તે ખુલ્લેખુલ્લું બતાવી આપતું હતું!

હવે સહવારે હું જાગી ત્યારે ગરીબ જુલી તો માહરી બેરદુમાં દુ:ખની મારી ઉંઘતી હતી. મેં, તેથી, આસ્તે આસ્તેજ કામ લીધું, અને તૈયાર થઇ. તે બીચારી આખી રાત રડી રડીને છેક પાછળી રાત્રેજ આંખસે આંખ મેળવી શકી હતી.

એ પછી હું નાસ્તાના ઓરડામાં ઉતરી ત્યારે મેં અંદર કજ્યો થતો સાંભળ્યો, અને હું તરતજ સહમજી ગઇ કે સસરા જમાઇ વચ્ચે સખ્ખત તપાતપી થતી હતી. હું, તેથી, અંદર જવાને બદલે પાધરી બગીચામાંજ ઉતરી ગઇ, કે જ્યાંની તાજી ઠંડી હવાથી માહરાં દુ:ખતાં માથાંને થોડીક રાહત મળી. તેવામાં જરા વારે ત્યાં મી૦ નૉરમન પોતે પણુ આવ્યા. તેવણુ ફીકકા અને ઉશ્કેરાયલા હતા, અને હું જે બાંક પર બેઠી હતી તેજ બાંક પર માહરી પાસે આવીને ગુસ્સે થયલા તોરથી ઢબ દઇને બેસી ગયા.

"અંતે બધો ખુલાસો મળી ગયોછ, ઍલન," તેવણે સખ્તાઇથી કહયું; "માહરા બુરામાંબુરા વેહમો આખરે ખરા આવ્યાં છે, અને આ કંગાલ છોકરાએ તેની પર જે જુલમ ગુજારવામાં આવ્યો હતો તે બધો મને ખરેખરો બ્યાન કરીને કહી દીધેલો છે. તું તો કેથી બધું આગમચથીજ જાંણુતી હતી, પણુ કમબખ્ત જુલીએ તો તે છેક ગઇ પરમ દહાડેજ જાંણ્યું. હું તને, એમ છતાં, જરા એ ઠપકો નથી આપતો, છોકરી, કે એ ભયંકાર ભેદ તેં આટલું આટલું સુધી આમારાથી છુપાવ્યો. તું લાખ નેકમાં એક છે, અને તાહરી નીષ્ટા નેકમાં નેકજ હતી તે હું જરાબી આનાકાની વગર એકદમ કબુલ રાખુંછ. વળી મરનાર ગાવરે તુંને મરતી

ઘડીએ જે ઇનસાફ આપ્યો તે બી મને તો લાગેછ કે તદનજ ખુદાવાજબી છે."

હયાં તેવણુ જરા દમ ખાવા થોભ્યા, અને પછીથી દુઃખનાં એક ડચકાં સાથે તે ભલા આદમીએ તુરત વધાર્યું, "હું તો ખ્યાલજ નથી કરી શકતો, ઍલન, કે આએ તે આદમી કે શેહતાન? હું નહીં ધારતો કે એના જેવો બદમાશ આખી દુન્યામાં બીજો કોઇ પેદા પડયો હોય! ખોદાની કેવી મેહર કે એનું એ બધું કમીનાપણું અજવાળાંમાં આવવા પામ્યું તે આગમચજ માહરી ગરીબ ધણીઆંણી બીચારી બેહેસ્તમાં સીધારી ને શાંતીમાં સુતી!" વળી હયાં તેવણુ જરા પાછા ગમ ખાવા થોભ્યા, કે જ્યારે હું તો ગમખાર ચુપજ બેસી રહેલી હતી, જ્યારે તેવણે ગુસ્સાથી પાછું વધારયું, "હવે બધું સેવટ આવી ગયુંછ, છોકરી! એ વર બૈયરને હવે બધું જાંણીને બી સાથે રાખવાં એના જેવું જુલમાત ભરેલું ને ઇનસાન્યતથી અલગ આખી દુન્યામાં બીજુ કાંઇ હોય ને થાયજ નહીં! મેં, તેથી, હવે એ બેને જીંદગીભર છુટાં કરી નાખવાનોજ મુસ્તકીમ ઠરાવ કરયોછ. જેનો ચેહરો દશમણા દેવ જેવો બધા ભયભીત ડાહમોથી દહમાયલો તેવા ચુંઠાયલા પીખાયલા ચેહરાના એ રાક્ષશ સાથે હું માહરા ગરીબ બચ્ચાંને હવે એક બી દાહડો જાસ્તી રાખીજ કેમ શકું? એ ખરેખર તો એક ખાનગી આસામીનો ફીનો હતો, પણુ હું તો એવી એની બધી કંરતુકી ચાલ વાસ્તેની ખુદાને ઘેરની સજા સિવાય બીજું કાંઇ જાંણે માનીજ નહીં શકતો!"

"પણુ તમે તે નકી કરી બી ચુકયા?" મેં તે વર બૈયરને છુટાં કરવાનો તેઓનો છેવટનો ઇરાદો સાંભળી દેહસ્ત ખાતાં પુછયું.

"હા, એ હમણાં તૈયારી કરેછ, અને હવે જે વખત જાયછ તેમાં અત્રેથી ઉપડી જવાનો છે. એજ બધાંને વાસ્તે સૌથી બેહતર થશે," મી૦ નૉરમને ઘણા કડવાસથી કહયું.

"અને એ કયાં જશે?"

"જાહનમમાં!" તે ડોસાજીએ તુચ્છકારથી કહયું; "એ તો મને ખાત્રી આપેછ કે એ પાધરો કૉન્ટીનન્ટપરજ જતો રહેશે, અને ત્યાં એની જીંદગીનો બાકીનો ભાગ દટાઇ રેહવાનો છે. પણુ તુને શું એ વિચાર ને ગોઠવણુ ગમતી નથી, ઍલન?"

"હું એમાં મત આપવાની સ્થિતીમાંજ નથી, મુરબ્બીજી," મેં નરમતાથી કહયું; "તો એમાં મત આપીજ કેમ શકું? હું એટલીજ અરજ કરૂંછ કે તમે જુલીને પુછો, અને તે પોતે બી છુટી પડવા રાજી હોય તોજ—"

"તેનેજ રાજી થવુંજ જોઇશે!" મી૦ નૉરમને દ્રઢતાથી કહયું; "હમણાં એ વર બૈયર એજ વાતની સાથે મસલહત ચલાવેછ, અને તેથીજ હું તેમને એકલાં છોડીને બાહેર તુને બાગમાં શોહધતો આવ્યો."

"પણુ બધાં નોકરનફરો બી જાંણુશે, અને પછી એક મોંઢેથી દશ મોંઢે એ વાત થઇ જતાં લોકોમાં મોટી નિંદા અને ચકચાર ચાલશે," મેં ફીકરમંદ યાદ કરાવ્યું.

"તેની મેં સંભાલ લીધેલી છે, દીકરી," તેવણે જરા નરમ થઇને જવાબ કરયો; "એ છોકરો જતાં જતાં નોકરોને તો એમજ કેહશે કે એને ઘણાં જરૂરનાં કામે કૉન્ટીનન્ટપર એકદમ જવાનું થયું, અને તે જવા પછી હું જુલી સાથે અહીંજ હંમેશ માટે રેહવશ, એટલે કોઇને કશો

વેહમ બરપા થવાનોજ નથી. તું, તાહરે, તેથી તેં ઠરાવ કીધો છે તેમ આજે લંડન સુખેથી સીધારજે. તુંને તાહરી નોકરી સાચવવાની એટલે હું તને અત્રે જ્યાદા રાખવાની બોહસ કરવાનો નથી.”

એ પછી અમો ઘરમાં પાછાં ફર્યાં ત્યારે દાદર પરજ મને લૉર્ડ ફ્રૅડરીક પાછો મળ્યો. તે મુસાફરીએ નીકળવાને તદન તૈયાર થઇ ચુકયો હતો. તેણે એક મોટી ટોપી છેક માથામાં દાબીને પેહડી હતી કે જેથી તેનો આખો ચેહરો જાંણે તેમાં છુપાઇ જતો હતો!

“આએ માહરી તુંને આખેરી સલાંમ છે, ઍલન,” તેણે મને જોઇને રડી દેતાં આંખોમાં આંસુ સાથે કહયું; “તું હવે મને આએ જીંદગીમાં જીવતો પાછો કદી બી જોવાની નથી. ખોદા તુંને સુખી રાખે!”—અને પછી તરતજ શૅકહૅન્ડમાં હાથ આપવા કે માહરો જવાબ વટીક સાંભળવા જરા એ ખોટી થયા વગર, તે લાગણીઓથી આજેજ થયલો, ધરધર દાદર ઉતરી ગયો, અને પાધરો ઘરમાંથી બાહેર જતો રહયો.

હું એ ઉપરથી દુઃખી જુલીને શોહધતી માહરા ઓરડામાં ગઇ, પણ તે ત્યાં હતી નહીં. મેં જોયું કે તે તેના પોતાનાજ ઓરડામાં હતી. તેનાં દીલ પર હજી એક ઘીલું મૉરનીંગ ફ્રૅાક ફકત તેણે પેહડી લીધેલું હતું, અને છુટા બાલના ભારા સાથે તે સફેદ મોટાં ગાઉનમાં તે છોકરી હદ વગરની શોકાતુર દેખાતી હતી. તે એક ટેબલ પર માથું પટકી નાંખીને પડેલી હતી, પણ હાલમાં રડતી નહીં હતી. જાંણે તેની આંખમાંથી આંસુનો દરીઆવ તમામ સુકાઇ ગયો હતો! તે એટલી બધી ટેબલ પર માથું નાંખીને નીસોસ અને બેધ્યાંન પડેલી હતી કે હું પુરતો અવાજ કરતી તે ઓરડામાં દાખલ થઇ, તોપણ તે તેણીએ જાણ્યું નહીં. એ ઉપરથી મેંજ આગળ જઇને તેનું માયાથી માથું પસવારયું, અને ત્યારે તેણીએ ચમકીને ખ્યાલી આંખોએ ટીકતાં માહરી ભણી જોયું.

મેં તેને પેટમાં ચાંપી, અને ત્યારેજ તે મુશ્કીલથી અંતે બોલી શકી.

“જોયું, ઍલન, અંતે એજ થયું!” તેણીએ ઘણુંજ ગમખ્વાર કહયું; “અમે જીવતાં છતાં સદાનાં રંડાઇને જીંદગી સુધીનાં છુટાં પડયાંછ! મેં પેહલી હરોલમાં એક ઉમરાવજાદી થવાનો લોભ કીધો, અને તેનો અંધાપો માહરી આંખે આવવા દીધો તેનીજ મને, હું તો ધારૂંછ કે, આએ ખોદાનાં ઘેરની વાજબી સજા છે; પણ ખોદા જાંણેછ કે એ જવાંનને હું પેહલે ઘડથીજ ખરાં દીલથી ચાહતાં શીખી હતી!”

“પણ એવી રીતે હવે હાય અફસોસ કરયા કરવાથી શું સાર તું મેલવવાની છે, બેહેન? “હવે તો તાહરા જીવને જરા ધીરજ મનાવ?” મેં કહયું.

“ધીરજ? હવે? બધું અંધકાર ને સુનકાર થઇ જવા પછી?” તેણીએ કકલાટ કરયો; “જોની, મને લોકો “માઇ લેડી”ના એલકાબથી હજી બી બોલાવશે, અને હું “લેડી રેવન્સ-કલીફ”જ હજી બી કેહવાવશ, પણ તે દુઃખ પર ડાહમ જેવુંજ થશે કેની!”

“ખોદા પર સબર માંગ,” મેં માયાથી સલાહ આપી; “ખુદાએ તુંને તાહરા ગુજારાનું પુરતું સાંધણુ આપેલું છે, અને એક ઘણાં માયાળુ ને વિચારવંત બાપ તાહરે માંથે છે—”

“ખેર, એ તો પડયું તે હવે પંજરવાનું તો!” તેણીએ અફસોસથી કહયું; “હું ઉંઘાડી આંખે પરણી, અને આએ ફેજ પાંમી!”

"એ બી તાહરું કેહવાનું તદન ભુલભરેલું છે," મેં સહમજાવ્યું; "તાહરી ઇજ્જતની એ આદમીને હાથ બરબાદી થવા પછી તું એનું ભરથાર તરીકે નામ મેળવવા પાંમી એ તો સામું ઘણું ખોદાવાજબીજ થયું છે. વળી તે વખતે મરનાર ફેલીસા સાથનાં એનાં સગપણની વાત આપણે કોઈ જાંણુતાંતાંજ નહીં, એટલે આએ જે બધું પાછળથી પરીણામ થયુંછ તેમાં તાહરી કે અમારી કોઈની કશી બી રીતની જવાબદારી કે કસુર છેજ નહીં. એ તો જે એની કરણી હતી તેનાં પરીણામ સામાં એ ભોગવેછ! એટલા વાસ્તે પાછું બી હું કેહુંછ, બેહન, કે ખોદા પાસ સબર માંગ, અને ગઇગુજરી ભુલી જઇ હવે તો સંતોખીને રેહ."

એ પછી એ મુજબ કેટલીક વાતચીતો કરીને અમે લોકોએ જમી લીધું, અને ત્યાર કેડે ગાડી તૈયાર કરાવીને હું તરત લંડન જવા ઉપડી ગઇ. મને જવા ગમ્યું તો નહીંજ. જુલીને આવી દુખી હાલતમાં એકલી છોડી જવાનું ખરેખર ઘણું ગમખ્વાર થતું હતું, પણ બુધવારનાં ખેલમાં માહરો પાર્ટ હતો, અને મને માહરી નોકરી સાચવવાનું ઘણું જરૂરનું હતું, એટલે તે બાપ બેટીએ પોતેજ મને ઓંહસ કરીને મોકલી દીધી.

મને આખે રસ્તે જુલીનો અને જુલીની કમનસીબીનોજ વિચાર થયા કીધો. ખરેખર, એ ફક્ત ત્રણ દાહડા જે હું ડોવર રહી હતી તે દરમ્યાંનમાં જેટલું ઉપરાસાપરી દીલ દુ:ખવનારૂં મેં અનુભવ્યું હતું તેવો મામલો માહરી આખી જીંદગીના કોઇ બી સામટા ત્રણ દાહડામાં ખુદાની બક્ષેશથી, માહરે ફાળે આવ્યા નહીં હતા!

હું ઘેર પાછી ફરી. મેરી ગ્લેન્ટવર્થ આએ વખત તો માહરી વાટ જોતી ઘરમાંજ હતી, ને તેને અને બીડાને ઉપર ટપકે મેં સઘળું કહયું. મેં એટલુંજ જણાવ્યું કે મી૦ નૉરમન ઇંગ્લાંડ પાછા આવ્યા હતા, અને પોતાની દીકરી સાથે રીવર હાઉસમાં રહેલા હતા, જ્યારે જુલીને તેના વર સાથ બનાવ નહીં હોવાથી તે રીસાઇને કોન્ટીનન્ટ પર ચાલી ગયલો છે, અને એવું લાગેછ કે એ વર બૈયર હવે પાછાં કદી મલવાનાં ને એકઠાં થવાના નથી. એ સાંભળીને, અલબત, છોકરીઓ ઘણી અજબ અને દલગીર થઇ, કેમજે એટલું બધું માઠું થઇ પડવાનું તે લોકોએ કદી ધાર્યુંજ નહીં હતું.

---

## પ્રકરણ ૧૪૩.

અને તે રાત્રે હું સ્ટેજ પર નિકળી. જુલીનાં કારણથી માહરો જીવ અત્યંત ઉદાસ હતો, અને મને ઉલટથી ઍકટ કરવા ગમે એમ જરાએ નહીં હતું, તો પણ નોકરી કોણે કહી? નોકરીની નેહસ્ત તાબેદારી એજ પ્રકારની થાય છે. અગતકરીને નાટકની નોકરી તો એ વાતમાં ઘણી જાલીમજ થાય છે. ઍકટર કે ઍકટ્રેસ પોતે સખ્ત બીમાર નહીં હોય ત્યાં વેર તેનાથી પોતાની એ ફરજ એક દાહડો પણ ઓગારી શકાતી નથી! હું દાખલાઓ જાંણુછ કે ઘરમાં બાપની લાશ પડેલી હોય ત્યારે વડીક દીકરા કે દીકરીને (જો તેની જગ્યા રાખનાર કોઇ સ્પૅર પાર્ટ તૈયાર નહીં હોય તો) સ્ટેજ પર નીકળવુંજ પડે છે, અને માહરા કેસમાં તો જોકે હું એક આગેવાન ઍકટ્રેસ હોવાનાં સદભાગ્યથી મી૦ રીચડસ ઘણી નાખતી ને છુટછાટથીજ કામ લેતો હતો, તોપણ તે બીજાંઓના સંબંધમાં ઘણો સખ્ત હતો તેથી માહરે બીદીનેજ ચાલવું પડતું હતું.

પણ એ ધંધાના સંબંધમાં બીજું ખાસ કરીને અજબ થવા જેવું તો એ છે કે દીલમાં ગમે એવી ઉંડી ગમખ્વારી હોય તોપણ પોતાનું પાત્ર ભજવતાં ઍક્ટર કે ઍક્ટ્રેસથી તે ભુલી જયા વના રહેવાતુંજ નથી, અને હસવાનું કે રડવાનું જે બી રજુ કરવાનું હોય તે ખરાં દીલથીજ રજુ કરી શકાય છે! એ અનુભવસિદ્ધ વાત છે, અને એ આ ધંધાની કાંઇ અજબજ ખુબી છે. તે રાત્રે, એ મુજબ, માહરા કેસમાં પણ એજ થયું. નાટકશાળા ધારા મુજબ ખીચોખીચ ભરાયલી હતી, અને હું જુલીને અને તેના સંતાપને માહરી મરજી ઉપરાંત ભુલી જઇને હંમેશ જેવીજ ફત્તેહમંદ રવેસે માહરો ભાગ ભજવી શકી એ માહરી અજાયબી છે.

એ પછી બીજી સહવારે માહરા પપા મને પાછી આવેલી જાંણી મલવા આવ્યા ત્યારે મેં તેવણુ આગળ તો રીવર હાઉસમાં જે બન્યું હતું તે સઘળું બ્યાંન કરીને કહયું; અને ત્યારે તેવણુ પણ તે સાંભળીને ઘણુંજ દુઃખ પાંમ્યા. પેલા ગાવરે મને ઠાગાથી બોલાવીને તેના કીનાની સાહેદ બનાવી હતી એ વાત અત્યાર સુધી મેં એ માહારા વાહલા મુરબ્બીને પણ કહી નહીં હતી. તે પણુ મેં હવેજ કરી, ને તે અત્યાર તક છુપી રાખવાનાં માહરાં કારણો સમજાવ્યાં, જે તેવણે મોટી ઉદારતા સાથે ઘણાં હેત ને માનથીજ મંજુર કર્યાં. એ પછી પેલી અજબ જેવી વાત—મરનાર મી૦ ગાવર પોતાની તમામ દોલત અને માલમીલકતની મને વારસ બનાવી ગયો હતો તે—વિષે મી૦ ઍસકવીથ સોલીસીટર જે મને ડોવર ખાતે કહી ગયો હતો તે મેં તેવણુને કહી સંભળાવી, અને ત્યારે માહરા ભલા પપા બી હદ વગરના અજબ તેમજ ખુશી થઇ ગયા. તેવણુને બી, મગર, અફસોસ એ થયો કે બીજો એક દાવાદાર એ દોલતમાં પણ વળી પાછળથી ઉભો થયલો હોવાને લીધે એક મોટો ખરચાલુ "લૉ—સુટ" અમારે લડવો પડવાનો હતો!

માહરા પપાએ એ ઉપરથી થોડો વિચાર કરીને મને કહયું કે અમારો કેસ તરતજ કોઈ બાહોસ સોલીસીટરને સોંપી દેવો જોઇએ, પણ મેં તેવણુને સુચના કરી કે તે આગમચ તેવણે પોતે ખાસ જઇને મી૦ ઍસકવીથને એક વાર તેની ઑફીસમાં રૂબરૂ મળી આવવું, ને વસીઅતનામું વિગેરે જોઇને તેવણે બધી હકીકત બરાબર સ્ટડી કરી આવવી.

તેવણુ, તેથી, જઇ આવ્યા. "લીનકન્સ ઇન" ખાતે જ્યાં ઘણાએક નામી સોલીસીટરોની ઑફીસીસ છે ત્યાં મી૦ ઍસકવીથની પણુ ઑફીસ હતી, અને ત્યાં તેવણુ જઇને તેને મળી આવ્યા, જ્યારે નવી વીગતમાં તેઓ એટલુંજ લેતા આવ્યા કે ખરેખર તો દોલત એટલી ગંજાવર હતી કે ફકત બ્યાજ વટાવ ને ભાડાં તોડાંથીજ દર વરસે પંદર હજાર પાંઉન્ડની મોટી ગંજાવર આયપત થતી હતી! હવે, તેથી, કરવાનું એ હતું કે યાતો મેજર ગાવર સાથે માહરે મળી જઇને દોસ્તીથી તેના દાવાની વખતે ઓછે પતાવત કરવી ને વેંહચી વાટીને બે ભાગે દોલત લેવી, અથવા તો મોટા ખરચથી અને મોટી ધીરજથી ચૅનસરી કૉર્ટમાં એક મોટી લડત કરીને આયંદા કેસ જીતવો! એ વાસ્તે કોઇ બાહોસ સોલીસીટરની સલ્લાહ લેવાનુંજ અમારે માટે ઘણું જરૂરતું હતું, અને હું, તેથી, તરતજ તૈયાર થઇને પપા સાથે ગઇ. અમો અમારીજ ગાડીમાં નીકળ્યાં, જ્યારે પપાએ કોચમેનને કોઇ સોલીસીટરની ઑફીસ પર હાંકી જવા તે સોલીસીટરનું નામ કહીું; જે માહરા સાંભળવામાં આવ્યું નહીં.

"આએ મી૦ ઍસકવીથ બી ઘણો બાહોસ ને ખરી પ્રમાણીક લાગણીનો સોલીસીટર

જણાયછ," માહરા પપાએ મને ગાડીમાં પોતાનું મત કહયું; "દીલગીરી એ છે કે વીલ એનુંજ કરેલું હોવાને લીધે કાયદા પ્રમાણે એને એ કેસ સોંપી શકાતો નથી, નહીં તો જરૂર એનેજ આપણે બધું સોંપી દેતે ને નીરાંત કરતે. એણે, એમ છતાં, મને એક બીજા એવાજ બાહોસ સોલીસીટરની ભલામણ કરીને ઓળખની ચીઠ્ઠી આપેલી છે, ને ત્યાં આપણે હમણાં જઇએછ; મગર તાહરે ધ્યાંન રાખવું, દીકરા, કે જેમ હું તાહરા કાકા મી૦ ફોરસીથને નામે અત્યાર સુધી ઓળખાઉંછ તેમજ તે સોલીસીટર આગળ બી તાહરે જણાવવાનું છે. તાહરા બાપ તરીકે તો હવે મને કેયે બી ઓળખાવતીજ ના કે કોઈ મને ઓળખેજ નહીં, ને માહરી આગળી નામોશીની વાત પાછી તાજી થવા પામેજ નહીં."

હવે અમો તે સોલીસીટરની ઑફીસમાં પોંહોચ્યાં. તે "ફરનીવલ ઇન" ખાતેની સોલીસીટરોની ઑફીસોનો એક ઝુમખો હતો, અને માહરા પપાએ બધાં નામનાં પાટયાંઓમાં તેવણને જોઈતું નામ શોહધી કાઢીને મોટે સાહદે વાંચ્યું—"મી૦ વીલકીનસન સોલીસીટર. પેહલે માલે."

"મી૦ વીલકીનસન?" હું અજબ થઇ, કેમકે એ નામ મને જાંણીતું હતું તે મને તરત યાદ આવી ગયું.

"હા કાંએ? તું અજબ કેમ થઇ, ઍલન," માહરા પપા અજબ થયા; "તું એ મી૦ વીલકનસનને ઓળખેછ શું?"

"હું પોતે ઓળખતી નથી, પપા," મેં કહયું; "પણ મેરી ગ્લેન્ટવર્થને એ મી૦ નૉરમનને ઘેર છ મહીનાની વાત પર મલવા આવ્યો હતો, અને પછીથી મેરી એને ત્યાં જમવા ગઇ હતી તે બધાં કારણથી હું એને નામે સારી રીતે પીછાણુંછ."

સારાં નસીબે મી૦ વીલકીનસન તે વખતે એકલોજ હતો, એટલે અમો તેને પેલું ઓળખનું કાગળ તરતજ અંદર મોકળી આપી શકયાં, અને તેણે તે વાંચી અમો બાપ બેટીને તાબરતોબ અંદર બોલાવ્યાં. વળી તેણે અમોને જોતાં ઉઠીને તરતજ શેકહેન્ડ કરી આવકાર આપ્યો, અને ખુરસીઓ આપી. તે વરસ સાહડેકની ભરતીમાં ભરાયલો, ઘણો દીલખુશ ચેહરાનો, એક ઘણો દમામદાર ઈંગ્રેજ હતો. તેની ઑફીસ ઘણી મોટી હતી. કલાર્કો લાઇનબંધ અને ઢગલાબંધ નીચી મુંડીએ કામ કરતાં બેઠેલા દેખાતા હતા; મોટી મોટી અને લાંબી શેલ્ફો પર કાગળોના ઢગના ઢગ બાંધી બ્રીફ્સ જેવા થેપ મારેલા હતા, અને તેના પોતાના ઓરડામાં પણ તેનાં મોટાં મોટાં ઉમરાવ કુલોનાં ઓચરયાંઓની પેટીઓ, તે ઉપરનાં નામો સાથે, હારબંધ જોઇ શકાતી હતી, જે સઘળું બતાવતું હતું કે તેનો ધંધો ઘણો ધીકતો ચાલતો હતો, અને તે એક ઘણો પંકાયલો સોલીસીટર હતો. એક બૉકસ પર મેં ડયુક આફ આર્લીનું નામ વાંચ્યું, અને વાંચનારાં સાહેબો યાદ કરશે કે ડયુક અને ડચેસનો સોલીસીટર એજ હતો, જેથી તો ડચેસે ડોવરથી તેને લખેલી ફરમાસ મુજબ હંટર સ્ટ્રીટમાંનાં અમારાં ઘરમાં મેરી ગ્લેન્ટવર્થને મળીને તે પેલો અવેજ આપી ગયો હતો. તે પછીજ (મેરીનાં કેહવા મુજબ) તે તેનો વધતો દોસ્ત થયો હતો, અને તેણે તેને પોતાને ત્યાં જમવા વટીક બોલાવી હતી.

"હું ઘણો ખુશી થયો, મીસ પર્સી, તમારી આજે એ મસે રૂબરૂ ઓળખાંણ થવાથી," તેણે મને શેકહેંન્ડ કરીને ઘણી માયાથી કહયું; "મને તમારે વાસ્તે ઘણું માન છે. મેં તમોને અનેક મરતબા સ્ટેજ પર ઘણો ફત્તેહમંદ દેખાવ કરતાં જોયલાં છે, અને પેલી જુવાન બાનુના

સંબંધમાં તમો જે દીલસોજીથી વરત્યાંછ તે વાસ્તે મને તમારે માટે ખાસકરીને ઉંચું મત છે; અને હવે આપણે તમે જે કામને વાસ્તે અત્રે આવ્યાંછ તે કામ પર આવ્યે?"

માહરા પપાએ, તે ઉપરથી, મી૦ ગાવરનાં છેલ્લામાં છેલ્લાં વીલની એક નકલ જે તેવણુ મી૦ ઍસકવીથને ત્યાંથી ઉતારી લાવ્યા હતા તે તેને વાંચવા આપી, અને તે તેણે ઘણાં ધ્યાંનથી વાંચી. એમ છતાં તેણે પેલું કેવ્યટ પણ વાંચવા માંગ્યું, અને ત્યારે માહરા પપા મી૦ ઍસકવીથની ઑફીસમાં જઇને તે તરતજ લઇ આવવા બાહેર પડયા. એ દરમ્યાન હું મી૦ વીલકીનસન પાસેજ બેસી રહી, અને તેણે મને ઘણી ભલાઇથી વાતચીત કરાવ્યા કીધી.

"તમારા કાકા મી૦ ફૉરસીથ એ મેરી ગ્લેન્ટવર્થને લગતી સઘળી વાત જાંણેછ વારૂં?" તેણે બીજી ત્રીજી વાત પછી મને પુછયું.

"ખચ્ચીતજ નહીં," મેં કહયું; "મેં તેવણુને ફ્કત જરૂર જોગુંજ કહેલું છે, અને તેથી એ જવાંન બાંનુની માતાની નામોશીની વાત એવણુ સાહેબ મુતલગ જાંણુતા નથીજી."

"એ વાસ્તે ત્યારે તમોને ઘણી સાબાશી ઘટે છે, મીસ પર્સી," તે સોલીસીટરે ખરાં દીલથી કહયું; "છ મહીના થયા ડયુક ને ડચેસ કૉન્ટીનન્ટ પર ગયલાં છે અને અત્યારે તો હવે ઇંગ્લાંડ પાછાં આવવાંજ જોઇએ. તેઓનાં આવ્યાથી મીસ ગ્લેન્ટવથના સંબંધમાં કાંઇ બી આપણે સેવટનું નક્કી કરી નાંખી શકશું: એ બેહન હજી તમારી સાથેજ છે કે?"

"જી હા," મેં જવાબ કર્યો, "ને ડયુક પાછા ફ્રરવાની તે ઘણી આતુરતાથી રાહ જોય છે. તે તો બીચારી હજી તેવણુને પોતાના કાકાજ સમજેછ. એ તો તમારી ભલાઇથીજ એટલી ધીરજ પાંમીને રહેલી છે, કેમજે તમે તેને અવારનવાર મલોછ, અને તમારે ઘેરે બી તેને તેડ બોલાવ કરોછ તેથી એ ઘણી ધીરજ પાંમતી લાગેછ."

પણ મી૦ વીલકીનસન તો એ સાંભળીને કાંઇક ગુંચવાતો દેખાયો, અને તેને માહરૂં બોલેલું કશું બરાબર સમજ નહીં પડયું હોય તે ઢપે તેણે હસીને કહયું, "તમો બેહન મને નહીં ઘટતીજ ક્રેડીટ આપોછ! તમે શું કેહોછ તે મને કાંઇજ સમજ નહીં પડતું, કેમજે હું તો હંટર સ્ટીટમાં એ બાઇને મળી આવ્યા પછીથી આજ સુધી કોઇ બી દાહડે તેવણુને પાછો મલ્યોજ નથી!"

આ સાંભળીને હું તો થસજ થઇ ગઇ. આ તો ત્યારે હવે દીવા જેવું દીસ્તું હતું કે મેરી ગ્લેન્ટવર્થે આ સોલીસીટરને નામે મને જબરી ઠગી અને થાપ આપી હતી. વાંચનાર યાદ કરશે કે હું પીટર્સફીલ્ડથી છેલ્લી મરતી બચીને ઘેર આવી તે રાત્રે એ છોકરી ઘરમાં નહીં હતી, અને મેં પુછયું હતું ત્યારે વીલકીનસન સોલીસીટરને ત્યાં જમવા જવાનુંજ તેણીએ માહરી કને અડાવ્યું હતું! વળી તે માહરી ગેરહાજરીમાં એ આગમચ બી ઘરમાંથી ગઇ હતી ત્યારે એજ સોલીસીટરને મલવા જવાનું જુઠું જુઠું દાયાને કહી ગઈ હતી, અને પછીથી મને પોતાને પણ તે વિશે પાક બેહયાઇથી એજ મતલબનું કહયુ હતું.

"નહીંજી, ત્યારે માહરીજ કાંઇ ભુલ હોશે," મને હવે તરત ફેરવી તોલવુંજ પડયું! "હું કદાચ મેરી ગ્લેન્ટવર્થે મને જે કહયું હતું તે બરાબર સમજી નહીં હોવશ."—અને કેહવાની જરૂર છે કે મેરીની માહરા જોગી એ શરમભરેલી ઠગાઇથી હું ઘણુંજ દુ:ખ પાંમી ને મને બહુજ રંજ થઇ!

એ પછી જરા વારમાં માહરા પીતાજી પેલા મેજર ગાવરનાં "કેવીયટ"ની નકલ લઇને આવ્યા, અને તે વાંચીને મી૦ વીલકીનસને કહયું, "હવે તમે નીરાંત કરજો. માહરૂં પોતાનું મત છે કે એક મોટો "ચેનસરી સુટ" લડીને નાહક વખત ને પૈસા બરબાદ કરવા કરતાં જો ઘેરમેળે મેજર ગાવર સાથે આપણા લાભની કાંઇક સમજુતી થઈ શકતી હોય તો તે કરવાનું વધારે બેહતર થશે. હું હવે, તેથી, હાલ તો એના સોલીસીટરોને નોટીસ કરશ કે હવે આ કેસમાં મીસ ઍલન પર્સી તરફથી મને રોકવામાં આવેલો છે, અને તે લોક માહરા દોસ્તદાર થતા હોવાથી પછીથી હું તે લોકોને જાતે મળી આવશ, અને ચોખો ચાંપી જોવશ, કે આપણે માટે સમજુતી કરવાનું સલ્લાહકારક છે કે નહીં તે આપણને સમજ પડી જાય. એ મેજર ગાવર કેવો માણસ છે તે કાંઇ ખબર પડીછ વારૂં?"

માહરા પપાએજ એ સવાલનો જવાબ કર્યો.

"જી હા, સાહેબ. મેં મી૦ ઍસકવીથને એ બાબે ખાસ છેલ્લી મીલાકાતમાં પુછયું હતું," તેવણે કહ્યું; "અને તેવણ સાહેબના કેહવા મુજબ તો મેજર ગાવર એક ઘણોજ ઇજ્જતદાર, કાંકનો ને સમજુ ગ્રહસ્થ છે. તે લસ્કરી પદવીમાં એટલો ઉંચે ચઢેલો છે ખરો, પણ ઉંમરમાં તો હજી ફકત ત્રીસ વરસનો એક જુવાંન્યો છે, એ તેના મરનાર કાકા સાથે એને છેલ્લાં દોઢેક વરસથી સખ્ખત બીગાડ થયલો છે—જોકે એ મતફેર તેઓ વચ્ચે થવાનું કારણ મને કેહવામાં આવ્યું નથી. તે મતફેરનો દેખીતી રીતે મરનારે છેક સેવટ સુધી દાવ રાખ્યો, અને તેથીજ વીલમાં તેવણ તેને તમામ ઓવારનીવાર કરી ગયા; પણ કેહજે મેજર ગાવર એટલો ભલો ને સમજુ છે કે એ મતફેરમાં તેનો ઝાઝો વાંક નહીં હોય અને તેના મરનાર કાકા મી૦ ગાવરનોજ તકસીર હોય એ પણ બનવા જોગ લાગે છે, કેમજે મરનાર ઘણાજ જીદ્દી, તામસી અને કીનાબાજ આસામી હતા."

હવે એ સાંભળીને મેં માહરૂં મત આપ્યું.

"એ બધું કબુલ બી રાખ્યે તે છતાં આટલું તો ખરૂં કેની, મી૦ વીલકીનસન," મેં કહ્યું; "કે એક મરનારને છેલ્લી ઘડીએ ગમે તેને ઓવારનીવાર કરવા અને પોતાને ગમે તેને પોતાનું સર્વસ્વ આપી જવાનો પુરેપુરો હક છે? ફકત જોવાનું જે છે તે એજ કે મરનાર તે પોતાનું છેલ્લામાં છેલ્લું વસીયત કરતી વખતે મગજની પુરતી તંદરોસ્તી અને ખુદની પુર અક્કલ હુસ્યારીમાં હતો કે નહીં; અને તેમ હોય તો સોલીસીટર મી૦ ઍસકવીથ ઉપરાંત લંડનના બે નામાંકીત અને આગેવાન ડાકતરો, કે જેઓએ એ વસીયતમાં સાખ ભરી છે તેઓની જુબાંની ઘણી ભરોસેદાર કેહવાય. એ ઉપરાંત, વળી, પાદરી મી૦ સીંગલટન સાથ બી મને અનાયસે ડોવર ખાતે મીલાકાત થઇ હતી, અને તેવણ બી ગુવાહ છે કે મરનાર પોતાની છેલ્લામાં છેલ્લી ઘડી સુધી મગજની પુર અક્કલ હુસ્યારીમાંજ હતા. એટલા વાસ્તે હું નહી જોઇ શકતી કે હવે માહરો હક ખોટો કાંએ થવો ને લેખાવો જોઇએ? એમ છતાં, હું પોતે બી એક લાંબા ચેનસરી સુટમાં ઉતરવા ખુશી નથીજ, અને જો તમારી ખાત્રી થાય, ભલા મી૦ વીલકીનસન, કે મરનાર જોડેના છેલ્લા ગંભીર મતફેરમાં એ તેવણના ભત્રીજા મેજર ગાવરનો ગંભીર કસુર નહીંજ હતો તો બેશક સમજુતીથી અને નાખતીથી માંડવાલ થયલી જોવાને હું પોતે બી નારાજ નથીજ થવાની. એટલા વાસ્તે માહરા સોલીસીટર તરીકે હું તમો સાહેબને પુર મુખત્યારી આપુંછ કે

માહરા સંબંધમાં જે સારાંમાં સારૂં થઇ શકતું હોય તેમ તમે કામ લેજો. તમે જે કરશો તે અમો માનથી મંજુર કરશું, કેમજે તમારી બાહોશી અને અમારા જોગી ભલાઇમાં અમોને સંપુર્ણ વિશ્વાસ છે."

એ પછી અમોએ ત્યાંથી રૂખસદ લીધી, અને ઘેર આવતાં મેરીએ મને મી૰ વીલ-કીનસનનાં નામથી જે ઉપરાસાપરી ઠગી હતી તેની મને યાદ થઇ; તોપણ એ છોકરીને વાસ્તે, વાંચનારને રોશણુ છે તેમ, મને ઘણો ચાહ હતો, એટલે તેને સાંભળ્યા વગર તેના સંબંધમાં ઉતાવળે મત બાંધવા કે ન્યાય કરવા હું રાજી થઇ શકી નહીં.

હું, તેથી, માહરા પપાથી છુટી થઇને ઘરમાં ગઇ કે કપડાં બદલીને તરત પાછી નીચે આવી, અને મેરી જે એ વખતે ડ્રૉઈંગરૂમમાં પોતાનું કાંઇ સીવતી બેઠેલી હતી તેને માહરી સાથે પાસેના ઓરડામાં આવવા મેં કહયું. તે તરતજ, એ સાંભળતાં, ફીકકી પડી. યાતો તેનું દીલ તેને ડંખતું થયું, અથવા માહરા ચેહરામાં તેણે એવું કાંઇ જોયું હોય કે તેનું તરકટ પકડાઇ ગયું હતું એમ તે સમજી જઇ શકી. ગમે તે હોય, પણ તે તાબેદારીથી તરત ઉઠી ત્યારે મેં બરાબર જોયું કે તેનો ચેહરો ફીકરથી બીલકુલ ફીકકો પડી ગયો હતો.

---

## પ્રકરણ ૧૪૪.

અમે હવે પાસેના રૂમમાં જઇને બેઠાં અને ગોઠવાયાં, જે પછી મેં ગંભીરતાથી કહયું, "તું જાંણીને અજબ થશે, મેરી, કે આજે કાંઇ માહરૂં અગતનું કામ પડવાને લીધે 'ફરનીવલ ઇન' ખાતે મને સોલીસીટર મી૰ વીલકીનસનને તેવણુની ઑફીસમાં મલવા જવું પડયું હતું."

મેરી ચેહરામાં લાલ થઇ, અને પછી તેજ પળે પાછી ફીકકી પડતાં તરત રડી પડી.

"મને માંફ કરો, વાહલાં ઍલન," તેણે માહરાં ગળાંમાં હાથ નાંખીને દેખીતા પશ્ચાતાપની વિનંતીથી કહયું; "હું જોઉંછ કે તમે માહરી ઠગાઇ અંતે પકડી કાઢી શકયાંછ, અને ખુદા જાંણેછ કે એટલી એક ઠગાઇ તમારી સાથે કરવા વાસ્તે હું કેટલી બધી હવે પસ્તાઉછ ને દુઃખી થાઉંછ !"

"પણ એ ઠગાઇ માહરી સાથે એમ કરવાનું કાંઇ કારણ, મેરી?" મેં નરમાશથી પુછ્યું.

"ઓ, તે મને ના પુછો !" તેણીએ નીચી નજરે કહયું.

હું બીહીથી ! આએ પોરી કેહવા શું માંગતી હતી ?

"તું માહરી સાથે એમ કાંએ કરેછ ? તુંને શું માહરી પર વિશ્વાસ આવતો નથી ?" મેં પાછું સમજાવીને પુછ્યું.

"મને વિશ્વાસ તો ઘણો આવેછ. પણ———" અને તેની છાતી ઉંચકાઈ ઉંચકાઈ જતી નજરે આવતી હતી !

"પણ શું ? હવે તું મને ખચ્ચીત ઘણી બીહીખરાવેછ, મેરી," મેં અરધા ગુસ્સાથી કહયું; "તું શું મને બધી ખરી વાત નથીજ કેહવા માંગતી ?"

તેણીએ, એ ઉપરથી, જરા ચમકીને માહરા ચેહરા સામું જોયું.

"ઓ ઍલન, તમે કાંઇ માહરે વાસ્તે ઘણું બુરૂં તો ધારતાં નથીની ?" તેણીએ હવેજ પ્રમાણીકપણાંનાં જોશથી કહયું; "તેમ હોય તો તમારી ઘણી મોટી ભુલ છે. તમે મને ઘણોજ ગેરઇનસાફ કરોછ. હું તે જાતની છટેલ કે લુચ્છી છોકરી છેઉં એમ શું તમે કાંઇ માની લીધું ?"—અને તે રડી પડી.

મને હવેજ પુરતી હીંમત આવી, અને મેં તેને સધ્યારો આપી પેટમાં ચાંપી.

"તેંજ મને એમ વેહમાવી દીધી, મેરી !" મેં લગાર ઠપકાથી કહયું; "મને તાહરે વાસ્તે બુરો વિચાર તો કદી આવેજ નહીં. મેં તુંને પુરતી ઓળખેલી છે, પણ તાહરે મને કેહવાની ફરજ તો છે કેની કે તું બબે મરતબા મી૦ વીલકીનસનનું જુઠું નામ આપીને કાંહાં જઇ આવી હતી ? એ ઠગાઈ તેં કાંએ કીધી ?"

મેરીએ તરત જવાબ આપ્યો નહીં. તે નીચી મુંડીએ ખાંમોશ રડયાજ કીધી, અને પોતાના હાથમાંના રૂમાલ સાથે ચેડાંચવીત્રાં કાઢયા કરતી હતી. તેની છાતી જોશથી ઉંચકાઈ ઉંચકાઇ જતી હતી, અને તેના હોઠ વટીક ઉશ્કેરણીથી ઉડી ઉડી જતા હતા.

"એમ ના કર, મેરી !" મેં માયાથી પાછું સમજાવ્યું; "આપણા વચ્ચે ગેરવિશ્વાસ જેવું કાંઇ હોવું જોઇએજ નહીં. મને શું જોવાની આંખ નથી કે કેટલું કેટલું થયું તું તદન ધ્યાંન એધ્યાંન વટીક થઇ ગયલી છે ? હું કાંઇ અઘટીત જીજ્ઞાસાથી એ તને પુછુંછ એમ શું તું કાંઇ ધારેછ ? આપણે બેહન બેહનો થઇને રહયાં, પછી એ જુદાઇ હોયજ શાંની ? મને કેહ, શું એ વાત બે મહીનાની વાત પર પેલો કોઇ જવાંન તુંને રસ્તામાં મળ્યો હતો, ને જેણે મારક્વીસ ઓફ તાઇનેડેલનાં અપમાનથી તુંને બચાવી લીધી હતી તેનેજ લગતી છે ?"

મેરીના ગાલ, ગોલાબો ઝલકી રહયા હોય તેમ, ઓશકથી એકદમ લાલ થઇને ધમધમી આવ્યા.

"ઓ ઍલન," તે માહરી આટલી બધી તકરારથી અંતે માહત થઇ, "નીખાલેશ, નેક અને પાક પ્યારથી કોઇને ચાહવું એ શું પાપ છે ? તે આપુને પાછું તેજ રીતે ચાહે, અને તેનાં કહેવા મુજબ આપણે તે ભેદ જો છુપાવ્યે તો તે ગુનાહ છે ?"

"તું વધારે ખુલાસાથી બોલ, વહાલી બેહન, અને હું તુંને ખરીજ સલ્લાહ આપશ," મેં નરમાશથી કહયું; અને ઘણીજ માયાથી તેનો હાથ માહરા હાથમાં લઇ પસવારયો.

"તે મેં કહ્યું તેમ તમોને બી કેહવાને હું છુટી નથી, ઍલન!" તે હજી જરા બજીદ થઇ.

"એટલે કે તેણે તુંને એ તમારા વચ્ચેના પ્યારની વાત તદન છુપીજ રાખવાની તાકીદ આપીછ—એમ ?" મેં પુછ્યું

"હા, એમજ," તેણીએ જવાબ કરયો; "મેં કોઇને નહીં તો માહરા કાકાને અને તમોને તે જરૂર કહેવાની તેની પાસે અનેક વાર રજા માંગી, પણ તેવણે મને લંબાણથી સમજણ આપી કે તેમ કીધાથી હાંસલ કાંઈ થનાર નથી. મને પેહલાં પેહલાં તો એ જરા થઇને ગમ્યું હતું નહીં. હું કેવીક દોષીત હોઉં તેમ તમારા ચેહરા સામું જોઇજ નહીં શકતી હતી, અને ઘણીક વાર માહરી મરજી ઉપરાંત તમારાં ગળાંમાં હાથ નાખીને તમારી આગળ બધું ખરેખર

કબુલ કરી દેવાની અણી ઉપર બી હું આવતી હતી; પણુ મેં માહરૂં મન મારયું. મેં જોયુ કે માહરા ખરાં દીલના મોટા પ્યારને વાસ્તે એટલી ઠગાઇ ખોદાવાજબીજ હતી!"—અને આ તે એટલી સચ્ચાઇનાં જોશથી બોલતી હતી કે તે જરા બી મને હવે ઠગતી નહીં હતી એમ હું તેના ચેહરામાંજ પ્રગટ એક આયના પેરે જોઇ અને વાંચી શકતી હતી. એથી મને હદ વગરનો સધ્યારો મલ્યો, કેમજે હું અત્યાર સુધી તેને વાસ્તે ઘણી ગંભીર ફીકરોથી પુરતી વેહમાઇ હતી.

"પણુ એ મુજબ તું કોણુને ચાહતાં શીખીછ, મેરી, તે તો તેં મને હજી કહયુંજ નથી!" મેં પાછી પટાવી; "તે કોઈ એવા તાહરા પ્યારને વાસ્તે ખરો લાયક માણુસ છે કે નાલાયક તે તો આપણે જાંણુવું જોઇએ કેની?"

"ઓ, તમે જાંણુશો તો ઘણુાંજ રાજી થશો, ઍલન," મેરી ઘણાં હેતથી ઉશ્કેરાઇ; "ઘણોજ ભલો અને ઘણોજ લાયક જવાંન છે તે. અવાજ બી એવો મધુર છે અને દેખાવ બી એવો દીલજીત છે—"

"પણુ તેનું નામ શું?" હું બજીદ થઇ; "નામ જાંણ્યે તો કાંઇ સમજ પડે કેની?"

"તેનું નામ કલેરન્સ છે," મેરી ગ્લેન્ટવર્થે જવાબ કીધો; "પાસે પૈસા ઘણુા છે, અને પોતે તદન સ્વતંત્ર છે."

"હા, પણુ કલેરન્સ કેવો? તેના બાપનું નામ શું?" મેં પાછું પુછયું.

"કલેરન્સ ઓશેમ્પ," તેણીએ અંતે કહયું;—અને આ બધું ઘણી આનાંકાનીએ અને જોરાવરીએજ તે મને કેહતી હતી—જાંણે પોતાના પ્યારાને આપેલાં વચનનો માહરી દોસ્તીને ખાતર ભંગ કરવા વાસ્તે તે ઘણી મનથી મુંજાતી હોય તેમજ દેખાતું હતું! "તેવણુ વૅસ્ટ ઍન્ડનાં એક આગેવાન હોટેલમાં એકલાજ રહેછ, અને બે ત્રણુ ઘણી જાંણીતી કલબના મેમ્બર બી છે."

"એ તો ત્યારે સારી વાત છે," મેં વધતો સધ્યારો પાંમીને કહયું; "પણુ એની સાથ તાહરી ઓળખાંણુ કાંહાં અને કેમ થઇ? શું એ તેજ આસામી છે કે જેણે પેલા લંપટી મારકવીસનાં અપમાનથી તને બચાવી લીધી હતી?"

"હા તેજ," મેરીએ હવે ખુલ્લાં મનથી કહયું; "તે વખતે અમે મલ્યા પછી થોડેક દાહડે તે મને પાછો રસ્તામાં અકસમાતથી મળી ગયો હતો, અને તેણે મને વાત કરાવી. તે એટલી બધી અદબ અને સભ્યતાથી માહરી સાથ એ બધો વખત વરતતો હતો કે તેની વાત-ચીત મને ઘણી ગમી, ને તેથી મેં બી ખુશીથી વાત કીધી, અને જ્યારે અમે છુટાં પડતાં હતાં ત્યારે મને અત્રે આપણાં ઘરમાં મલવા આવવાની તેણે માહરી કને રજા ચાહી. હું તો તે સાંભળીને જવાબમાં હાજ કહેવા જતી હતી, પણુ પછી મને તરત ધ્યાંન આવ્યું કે આએ તમારૂં ઘેર છે—માહરૂં નહીં; અને, તેથી, અત્રે તમારી રજા વગર કોઇને બી મલવા બોલા-વવાનો મને હકજ નહીં હતો."

"અને ત્યારે એમ ધારીને તેં તેને શું જવાબ કરયો?" મેં પુછયું.

"મેં નાજ કહયું;" મેરીએ જવાબ કરયો; "મેં તેને સમજાવ્યું કે હું કાંઇ માહરાં

માબાપ કે સગાંવહાલાં સાથે અત્રે રહેતી નથી, પણ એક જીવેજાનની સહી સાથે રહેલી છું; અને મેં તમારૂં નામ કહયું તેથી તે ઘણો અજબ થયલો દેખાયો. તેણે તમોને તરતજ ઓળખ્યાં, અને પછી તમારી વખાણમાં અને તારીફમાં તે એટલું બધું બોલ્યો કે તે સાંભળતાં મને ઘણું સુખ થયું. તમે જાંણોછ, ઍલન, કે હું કોઇને બી તમારી વખાણ કરતાં સાંભળુંછ અથવા પેપરોમાં તમારી વખાંણ થયલી વાંચુંછ ત્યારે હું હરખાયા વગર રહેતી નથી. તે એ પછી તરતજ મને એકમત થયો કે એવા સંજોગમાં એક પરાયાં ઘરમાં તેણે મને મલવા આવવાનું શોભેજ નહીં. એ વાત, તેથી, હું તેજ દહાડે તમારી આગળ ઘર આવીને કરવાની હતી, પણ ખુદા જાંણે કેમ મને હીંમતજ થઇ શકી નહીં! મેં જોયું કે હજી તે આસામીનું નામ વટીક હું જાંણુતી નથી ત્યારે એવા એક પરાયા સાથે રસ્તામાં એમ વાત કરવાની માહરી હીંમત સારૂ તમે જરૂર માહરી પર ગુસ્સે થશો! એ ઉપરથી મેં તમોને કહયું નહીં."

"અને પછી તમે લોક વળી પાછાં કયારે મલ્યાં?"

"ત્રીજેજ દહાડે. તમો રીહીયરસલમાં રોકાયલાં હતાં, અને હું ખરીદીએ નીકળી ત્યારે વળી તે મને મલ્યો," તેણીએ આગળ કહયું; "અને તેણે મને વાતમાં રોકી રાખી. ત્યારેજ મને તેણે પોતાના પ્યારની ખાત્રી આપી, અને મને જોવા ને મલવાથી તેને કેટલું બધું સુખ થયું હતું તે મને સમજાવ્યું, જે હું કબુલ કરૂંછ કે ખુશાલીથી ધ્રુજતાં તન બદને હું સાંભળતી ઉભી. તેજ દહાડે તેણે પોતાનું મને નામ બી કહયું, અને પોતે ખુદાની બક્ષેશથી પૈસે પુર હોવાની મને ખાત્રી આપી, જયારે અમારા વચ્ચેના એ પવિત્ર એખલાસની વાત તુરત વેળા કોઇની બી આગળ નહીં કરવાનું તેણે માહરી કને પાછું વચન લીધું."

"અને પછી તમો લોક ઉપરાસાપરી મલતાંજ રહ્યાં?"

"હા, ઍલન," મેરીએ કબુલ કીધુ. "ત્યાર પછી અમે મલતાં હતાં, કેમજે તેના પ્યારમાં મને જરા બી દગા જેવું લાગ્યુંજ નહીં. અમે એકમેકને ઘણુંજ ખરાં દીલથી ચાહતાં શીખ્યાં, અને માહરી જોડે પરણવાનીજ તેની નેકમાં નેક નીષ્ટા હતી."

"પણ ત્યારે આપણે ઘેર નહીં આવવા ને એ વાત છુપી રાખવાનાં કારણમાં તેણે તુંને શું કહયું?" મેં પુછ્યું.

"તેણે કહયું કે આપણે એકમેકને પુરતાં ઓળખ્યે પછીજ એ વાત જાહેર થાય તે ઘણું બેહેતર થશે, અને મેં તે માન્યું."

"વારૂં, ત્યારે જે રાત્રે હું પીટર્સફીલ્ડથી પાછી ફરી ને તેં આવીને કહયું કે તું મી૦ વીલકીનસન સાથ જમવા ગઈ હતી તે રાત્રે તું કાંહાં ગઇ હતી?"

"હું હવે તો બધુંજ ખરૂં કેહવશ," મેરીએ કહયું; "તમે આવ્યાં તેની આગમચની સાંહજે કલેરન્સ મને "રીજંટ પાર્ક"ને લગતા બગીચાઓમાં ફરવા લઈ ગયા હતા, અને મને ઘેર પાછી ફરતાં બે ત્રણ કલાક થયા હતા. તેથી મને ઘેર પાછી ફરતાં તમારી મેડ આગળ એકદમ મી૦ વીલકનસનનુંજ નામ અડાવી દેવાનું યાદ આવી ગયું. એમ કરતાં વળી એ પછી બીજી સાંહજે બી અમે ત્યાંજ મલવાનાં હતાં, અને મેં જોયુ કે ત્યાંથી આવતાં તે દીને બી મોડું થશે તેથી મેં મી૦ વીલકીનસનને ત્યાં જમવા જવાનુંજ બાહણું ઠોકયું; પણ ઘેર

આવતાં મેં તમોને નહીં ધારેલાં જલદી પાછાં ફરેલાં જોયાં ત્યારે હું ઘણીજ બીહી ગઇ, અને તમારી આગળ બી ત્યારે નાચારીનું તેજ જુઠું માહરે ફરજ્યાત કેહવું પડયું."

"પણ તે વાતને બી નહીં નહીં કરતાં એક મહીનો થયો, તોબી તેં તો મને કાંઇ કહયુંજ નહીં કેની?" મેં ઠપકાથી પુછયું.

"હા, વાહલાં ઍલન, મેં તમોને કહયું તેમ, હું વચનથી કલેરન્સ સાથ બંધાયલી હતી," મેરીએ ઘણી શરમાઇને જવાબ કર્યો. "માહરી મતલબ કે માહરા કાકા કૉન્ટીનન્ટ પર ફરવા ગયલા છે તેવણ ત્યાંથી પાછા આવે, અને પછીંજ અમે એ વાત તમોને અને તેવણને જાહેર કરયે અને લગનનું બી નકકી કરયેઃ પણ મને કેહોની, ઍલન," તેણીએ જરા વારે કાકલુદીથી વધાર્યું, "તમે માહરી સાથે એ માહરી થોડીક ઠગાઈ સારૂ ગુસ્સે તો નથીની?"

"હું ગુસ્સે તો નથી, મેરી," મેં કહયું, "પણ મને થોડુંક તને કેહેવા તો ગમેછ."

"ત્યારે કેહોની?"

"તે કહેતાં મને આંચકો એમ લાગેછ કે હું બી તાહરીજ ઉંમરની છું, અને વડી વડીઅલ થઇને હું જે તુંને કેહું તે——"

"પણ તમે માહરા કરતાં દુન્યાદારીમાં ઘણા ઘડાયલાં, પાકા થયલાં અને અનુભવી છેઓ તે હું કાંઇ નથી જાણતી?" મેરીએ કાકલુદી કરી; "માહરો શું અનુભવ બલ્યોછ? હું તો આવી મોટી થઇ ત્યાં વેર ડોવરનાં એક એકાંત ખુણાંમાંજ દબાઈ રેહીતી કેની?"

"વૅલ, જો તું એ વાતમાં ત્યારે એમ મને સરસાઇજ આપતી હોય તો માહરે મને જે ખરૂં લાગેછ તે બધું તુંને પ્રમાણીકપણે કહેવુંજ જોઇએ," મેં કહયું; "માહરૂં મત છે કે તેં બધી વાત માહરેથી અત્યાર સુધી છુપાવવામાં ઘણીજ ભુલ કીધી. જો તું પહેલેથી મને એ વાત કહેતે તો હું તરતજ બાખુશી તેને આપણાં ઘરમાં બોલાવવાની તને રજા આપતે, અને તે હીંમતથી આવતે તો તેનું પ્રમાણીકપણું કસી જોવાથી આપણને ઘણી નીરાંત થતે."

"હા, એ માહરી ઘણી ભુલ થઇ," મેરીએ પાછું રડી દઇને કહયું; "માહરે તમારાથી તો એ વાત છુપાવવી અને તમોને ઠગવાં નહીંજ હતાં. મને ઘણીજ શરમ લાગેછ, પણ મને માફ કરો, અને હવે પછી માહરે શું કરવું અને કેમ કામ લેવું તેજ મને સમજાવો."

"વારૂં, તું હવે એ મી૦ ઓશેમ્પને પાછી કયાં અને કયારે મલવાની છે?"

"પરમ દહાડે. અમે વૅસ્ટ ઍન્ડ ખાતેજ મલવાનાં છેયે."

"ઠીક ત્યારે, હું તાહરી સાથે તે વખતે આવશ," મેં ઠરાવથી કહયું; "તુંને કેવા સંજોગમાં તાહરૂં વચન તોડીને માહરી આગળ એ સઘળું કબુલ કરવું પડયું તે હું તેને પોતેજ સમજાવીને કહેવશ, અને તું કહેછ તેવો તે ખરેખરો ઇજ્જતદાર ને ગ્રહસ્થ માણસ હશે તો તે જરા બી એ વાસ્તે તાહરી સાથે ગુસ્સે થવાનો નથી. એ પછી હું તેને આપણે ઘેર આવતો જતો કરશ. હુંજ ચાહીને તેને આવવા કહેવશ, અને પછી તાહરા કાકા પાછા ફરશે એટલે આપણે લગનનું બી નકકી કરી નાખશું. બોલ, એ માહરો વિચાર તુંને ગમેછ?"

"એ ઘણોજ ગમેછ, ઍલન ડીઅર," મેરીએ ઘણાં હેત અને હેસાંનથી મને ગળે લાગીને કીસ લેતાં કહ્યું;—અને એ પછી તે વાત ત્યાંજ ઢબ પડી,

---

## પ્રકરણ ૧૪૫.

ત્યાર કેડે "હાઉસ ઓફ કૉમન્સ"માં તે દાહડે એક મોટી મીટીંગ થનારી હતી તેના મને બે કાર્ડ મલેલા હોવાથી અમો જમીને બંને જણાં ત્યાં ગયાં. મને એ વાતની ઘણી ઉલટ હતી. કોઇબી દાહડે મેં પાર્લામેંન્ટમાં તકરાર ચાલતી જોઇજ ન હતી, અને મને એક દોસ્ત મારફતે અનાયસે આ ચાન્સ આજને વાસ્તે મળી ગયું તેથી હું ઘણી ખુશી થઇ, અને મેરી બી માહરી સાથે ઘણી ઉલટથી તૈયાર થઇને આવી.

હવે ત્યાં જઇને મેં જોયું કે અમારી બેઠક "સ્પીકર"ની ગૅલરીની પછવાડે હતી, અને તે બાંનુઓ વાસ્તેજ ખાસ હલાયદી રાખેલી હતી, જેમાં એકકી વારે બે ચાર દજન બૈરાંઓ બેસી શકે એટલીજ જગ્યા હતી. હવે અમે ત્યાં આવ્યાં ત્યારે અમોએ તો જોયું કે અમારા આવવા આગમચ મોટે ઘરની હીરા મોતી પેહડેલી બાનુંઓના ધસારાથી તે બધી બેઠકો ચીકાર થઇ ગઇ હતી, કે જે સઘળાં મોટે ભાગે તે દાહડે તકરારમાં ભાગ લેનાર આગેવાનોને ઘરનાંજ બૈરાં હતાં; પણ તેઓમાં સારાં નસીબે મીસીસ સેન્ટ કલેર (ઝારા) હતી, જે મને જોતાંજ ઉલટથી ઉઠી આવી, અને અમો બન્નેની જગ્યા કરાવીને માહરી પાસેજ પોતે પણ બેઠી. મેરી તેને એ આગમચ ઓળખતી હતી. ઝારા અવાર-નવાર મને મળવા આવતી હતી ત્યારે મેરીએ તેને માહરે ત્યાં જોયલી હતી, અને તેજ અમારી પાસે આવીને બેસવાથી અમોને ઘણીજ સગવડ થઇ ગઇ. તેણીએ અમોને બધું બતાવ્યું અને સમજાવ્યું. તે આગળ અનેક મરતબા એ મુજબ અત્રે મિટીંગસમાં આવી ગઇ હતી. ત્રેઝરી બેન્ચીસ કે જ્યાં પ્રધાનોની બેઠક હતી, ઑપોઝીશન બેન્ચીસ, રીપોટરોની ગૅલરી, વિગેરે, વિગેરે સઘળું તેણે અમોને બતાવ્યું, અને આગેવાન મેમ્બરોને પણ ઓળખાવ્યા. પોતાના ઘણીને વાસ્તે, અલબત, તે કાંઈ બોલી નહીં, પણ મેં ઍડવીન સેંટ કલેરને આગેવાન પ્રધાનોની હરોલમાં ઘણા દબદબાથી મુખડેજ બેઠેલો જોયો, અને મેરીના કાન પર પડીને તેને ઝારાના ખાવંદ તરીકે ઓળખાવ્યો.

ઝારા તે દાહડે ઘણો ભપકો કરીને આવેલી હતી, અને ઘણી સુંદર દેખાતી હતી, અને મેં અજાયબી સાથે જોયું કે ઘણે મોટે ઘેરની બાંનુઓ વટીક તે આગેવાન પ્રધાનની મોહર-દારનો ઘણા અદબ ને ઘણી ઈજ્જતથી હવે મોટો સ્વિકાર કરતાં થયાં હતાં.

મીટીંગમાં હવે પહેલ્લાં તો થોડુંક અરચુટણ પરચુટણ કામ થયું. કાંઇ રીપોર્ટો વંચાયા, ને કાંઇ નેહરો, રેલવે અને ગોદીને લગતું બકબક થયું, કે જેમાં અમો કોઇને ઘણી મજાહ આવી નહીં, અને તેથી તેટલો વખત તો મેં ને ઝારાએ કાન પર પડીને ધીમે ધીમે ગુસગુસ વાતચીતજ કર્યા કીધી.

"ઝારા બેહેન," મેં કહ્યું, "આપણે પીટર્સફીલ્ડથી છેલ્લાં આવ્યાં અને છુટાં પડયાં તેને એક મહીનો થઇ ગયોછ તોબી તેં તો માહરા મમાવાના ખુંની લુચ્ચા પાર્કસને ધારાને

સ્વાધીન કરવામાં મને મદદ થવાનું તું કેહતી હતી તેમ કાંઈ કર્યુંજ નહીં?" મેં લગાર ડપકાથી પુછ્યું.

"હું એક દહાડો બી તે વાત વીસરી નથી, ઍલન," ઝારાએ દીલસોઝ જવાબ કર્યો, "હું ગયે રવીવારે તુંને તાહરે ઘેર એજ સંબંધમાં ખાસ મલવા આવી હતી, પણ તું ડોવર ગયલી હતી. હું, તેથી, હવે તાહરે ઘેર કાલે જરૂર પાછી આવશ, અને તુંને માહરો પ્લાન સમજાવશ, તું ઘણી તેથી રાજી થશે. હું પોતે બી ઘણી આતુર છેઉં કે જ્યાં ત્યાંથી તે બદમાશને સજા થાય, અને તું માહરી વાહલી બેહન તાહરો ગુમાવેલો વારસો પાછો મેળવીને પૈસા ટકાથી આબાદ ને સુખી થાય; પણ હમણાં એ વાત જવા દે. માહરે તુંને કાંઇ બીજું ઘણું અગતનું કેહવાનું છે."

"કાંઈ માઠા સમાચાર છે?" મેં બીહીને પુછ્યું.

"લગભગ તેવુંજ," ઝારાએ ફીકકું હસીને જવાબ કર્યો; "માહરી જગ્યે કોઇ બીજી હતે તો બીહીને મરીજ જતે, પણ એ તો હું ઘણાં મજબુત મનની છું તેથી મને એટલી એ વાત બીહીધરાવી શકી નથી."

"ઓ, એવું તે શું છે?

"ગયે અઠવાડયે હું માહરી એક સહીને મળવા જતી હતી," તેણીએ બ્યાંન કરયું. "બંગલો ઘણો દુર નહીં હોવાથી ને સાંહજનો ઠંડોજ વખત હોવાને લીધે હું ચાલતીજ નીકળી, અને રસ્તાને નાકે ગઈ ત્યાં વળાંણ પર મદારીઓનો કાંઈ નાચ થતો હતો, જ્યાં લોકોનું એક મોટું ટોળું એકઠું થયલું હતું. હું, એટલા માટે, ઉતાવળથી સાંમી હાર પર હઠી ગઈ, અને પગ ઉઠાવી ચાલી જતી હતી, તેટલાં તે મદારીઓમાંથી એક પોતાની ટોપી હાથમાં પકડીને બક્ષીશ માંગતો માહરી આગળ દોડી આવ્યો. મેં, તેથી, તેને જોયા વગર તરતજ પર્સમાંથી એક સીકકો કાહડીને તેની ટોપીમાં નાંખ્યો, જ્યારે તે કંગાળ માહરા છેક કાનની લગોલગ ધસી આવીને એક ઝેરી અજદાના સણુસણાત રૂપે બોલ્યો, "તું એમ ના મનથી મલકાતી કે તું માહરા ફીનાથી બચી ગયલી છે! હું તુંને ખરાં દીલથી ચાહતો હતો તેથી ચોવડાં દીલથી માહરી સાથના તાહરા દાગાને લીધે હવે તુંને ધીકકારૂંછ, ને નકકીજ માનજે કે જે વખત જાયછ તેમાં તાહરૂં મોહત નજદીક છે!" હું એ સાંભળી હબતી ગઈ ને મેં ચમકીને તે મને એવી બેહુંદી ધમકી આપનાર દોજખીના ચેહરા ગમ જોયું, તો તું શું ધારેછ? તે કોણ હતો?"

"લુઇગી હતો?" મેં હેબત ખાઇને પુછ્યું.

"હા, તેજ!" ઝારાએ શાંતીથી જવાબ કર્યો; "તેણે એક મદારીના ઢોંગથી પોતાનો ચેહરો રંગમાં લપેટી લીધેલો હતો, તે છતાં, મેં તરતજ તેને જોતાં સાથે ઓળખ્યો ને બુમ પાડી કે 'આએ ખુંનીને કોઈ એકદમ પકડો!' તરતજ તે સાંભળીને તે ટોળાંમાંથી એક કોનસ્ટેબલ કુદીને બાહેર આવ્યો, ને મેં તેને ઉતાવળે કહ્યું; "કાંઉન્ટ ઑફ કારબનીનું ડોવર ખાતેની ટેકડી પર ખુંન થયું હતું તે ખુંન કરનાર આએજ છે. પકડો!" પણ તે કરપીણ એટલું બધું થોએજ શાંનો? એ બધું જે થયું તે તું માનશે?—આંખ બંધ કરીને પાછી ઉઘાડયે તેટલા ટુંક વખતમાંજ જાંણે બની ગયું, કેમજે કોનસ્ટેબલને આવતો જોતાં સાથે

તે કાંઇ એટલી તો ઝડપથી નાહઠો ને અલોપ થયો—જોકે તે કોનસ્ટેબલ અને માહરી ખુમથી ધ્યાંન ખેંચાયલું તમામ લોક જે માહરી આગળ દોડી આવ્યું હતું તેમાંથી બી ઘણાએક તેની પુઠે જીવ નાખતા દોડયા, પણ તે મુજી મુતલગ કેથે પકડાયો નહીં, અને ક્યાં ગુમ થઇ ગયો તે જણાયુંજ નહીં."

"ઓ, હવે ત્યારે તું શું કરશે, ઝારા?" મેં ઘણો ભય પાંમીને કહયું; "તું ઘણું સંભાળજે જો! માહરી સહી બીએટ્રીસનું નીર્દોષપણું તેના ભરથાર કાંઉન્ટ આગળ સાબીત કરી આપવામાં મને મદદ થતાં રખે તું વાહલી તાહરો કીંમતી જાંન નાહકમાં જોખમમાં નાખતી હોય!"

"હું જરા બી બીહીતી નથી," ઝારા બેદરકારીથી હસી; "જે કુત્રાં ભોંસે તે કરડતાં નથી. એ તો તે કંગાલની ખાલી ભપકીજ હોવી જોઇએ, ને હું ધારૂંછ કે તેને ખુંની તરીકે મેં ઓળખાવ્યો તેથી તે હવે તો દેહેસ્તનો મારયો કાંહાંનો કાંહાં નીકળી ગયો હશે!"

હાં અમારી વાતચીત એકદમ બંધ પડી, કેમકે તેવામાં તે દાહડેની જે માહન તકરાર સાંભળવા અમો આવ્યાં હતાં તેનો ઑરડર પુકરાયો, અને ઑપોઝીસનના એક સભાસદે તેને લગતું એક એમેંડમેન્ટ મુવ કરવા પછી પ્રધાન મંડળ તરફથી ઍડવીન સેંટ કલેર તેનો જવાબ કરવા ઉઠયો, જ્યારે તેની બોલવાની છટાથી બધાં હેરત અને છક થઇ ગયાં. તેના જેવો નામાંકીત બોલનાર મેં એ આગમચ કદી કોઇ જાંણ્યોજ નહીં હતો, અને એક ટાંચણી પડે તો તે પણ સંભળાય એટલી બધી શાંતીનાં એકાગ્ર ચીત સાથ આખું "હાઉસ" તેને સાંભળતું બેહું હતું!

મેં એ જોઇને એક બે મરતબા માહરી પાસે બેઠેલી ઝારાના ચેહરા તરફ જોયું. તે બી ઉશ્કેરણીથી ઘણી લાલ થયલી હતી, અને જો કે તે વર બૈયર વચ્ચે હેત પ્રીત જેવું કશુંજ ન હતું, તોપણ એવા એક નામાંકીત નરની મોહરદાર તરીકે વગર શકે તે મગરૂરી માનતી દેખાતી હતી!

પણ મને તો હદ વગરનો અફસોસજ થયો. આ બાહેરનો ધોતો ધાતો બોલીદરાજ બાતેનમાં એટલો બધો મેલો બદમાશ બલ્કે કરપીણ ખુંનીજ હતો તે ખ્યાલ હું માહરાં મન સાથ કમકમ્યા વગર કરી શકી નહીં, અને એવો એક સોસાયટીમાં આવી આગેવાનીનું મહત્વ ભોગવતો હતો તે જાણે હું એક કંપારી સાથેજ જોઇ શકી. તેણે પેહલાં આસ્તે આસ્તે શરૂ કરયું. પછીથી તે રફતા રફતા જોશ પર ચઢયો, કે જ્યારે તેના અવાજમાં જોર મીઠાસ અને મરદાનગી હતાં—એવાં કે કોઇપણ વખાંણ વગર જાંણે તે સાંભળી શકેજ નહીં! અને ઉપરાસાપરી તાલીના ગગડાતેથી તેનું એ સંભાષણ વધાવી લેવામાં આવ્યું તેમાં અજાયબી શાંની હોય? તે જાંણે પાણીનો રેળોજ ધસડી જતો હતો! બોલો તરત સુઝે નહીં તેમ તેનાં ભાષણ વચ્ચે ઉં—આંની અકડવકડ કશી હતીજ નહીં, અને તેનાં સંભાષણને શોભાવનાર તેનો દમામદાર ચેહરો અને હાથના ચાળાના અસરકારક અને ઉલટમંદ હાવભાવથી બધાં મોહીત અને માહત થયાં!

અંતે છેક રાત્રે સાડા અગ્યાર વાગતે સભા વિસરજન થઇ, અને, તે છતાં, તકરાર તો મુલતવીંજ રહી, જોકે સેન્ટ કલેરનાં સુભાખીતપણાંનાં પરીણામમાં અરધાં ઉપરાંતનું "હાઉસ"

સરકારની તરફેણમાં જીતાઇ ચુકયું હતું.

હવે બીજે દહાડે માહરે ઘેર ઝારા પાર્કસને ફસાવા બાબે મને મલવા આવવાની હતી, પણ તેજ દાહડે સોલીસીટર મી૦ વીલકીનસને મને પાછી મલવા બોલાવી, જેથી મેં ઝારાને ચીઠ્ઠી લખી અરજ કરી કે તેણે તે દાહડે તસ્દી નહીં લેવી, પણ વળતે દિવસે આવવું. મને, અલબત, ખબર નહીં હતી કે મી૦ વીલકીનસન સાથ કેટલીક રોકાણ થાય.

મગર હું ત્યાં ઝાઝી રોકાતે નહીં. મી૦ વીલકીનસનને એટલુંજ મને કેહવાનું હતું કે તે-વણ મેજર ગાવરના સોલીસીટરોને મલ્યા હતા, અને તે લોક ઘરમેળે માંડવાલ કરવા મને મલેલા સઘળા અવેજમાંથી કે (બે ત્રત્યાંસ) ભાગ માંગતા હતા. મેં તે ના કહયું. મેં કહયું કે એ તો ઘણુંજ થયું, અને ત્યારે મી૦ વીલકીનસન પણ એજ માહરાં મતને મલતા થયા. પરીણામમાં, અમે કેટલોક વિચાર ચલાવીને એમ નકકી કીધું કે જો સરખે સરખો ફાળો વેંહચી લેવા મેજર ગાવર ખુશી થતો હોય તોજ તેને એક ભાગ આપવો, નહીં તો પછી કજ્યોજ લડવો; અને મી૦ વીલકીનસને એજ મુજબ બંદોબસ્ત કરવા પ્રૉમીસ કર્યું.

હવે તેજ રાત્રે ઠીએટરમાં હું એક નવી "કૅરેકટર"માં દેખાવ દેનાર હતી, અને લોક ઠઠમાર ભરાયું હતું. એ વખતે માહરા પાર્ટમાં જરા ફારગતી પામતાં મેં ઑડીઅન્સમાં નજર દોડાવી, જ્યારે એક બૉક્ષમાં મેં સેન્ટ કલેર અને ઝારાને બેહેલાં જોયાં. તેઓએ એમ ઘણે લાંબે વખતે ઠીએટરમાં દેખાવ આપ્યો હતો, કેમકે કલેર પ્રધાન મંડળ સાથે ઘણો રોકાયલો ને રોકાયલોજ રહેતો હતો.

છેલ્લે, ખેલ ખલાસ થયો, અને હાઉસ નીચે આવે એવા તાલીના ધમધમાત સાથે માહરા પાર્ટ પરજ પરડો સેવટનો ઉતર્યો ને હું અંદર ગઇ. ત્યાં હું માહરાં કપડાં બદલવાનું શરૂ કરતી હતી, અને લોકો બાહેર વીસરજન થતું હોવાનો હંમેશનો ઘોંઘાટ હજી માહરે કાને આવતો હતો, તેટલાં બાહેર રસ્તા પરથી એવી એક ભયભીત ચીસ મને આવતી સંભળાઇ કે માહરાં બધાં હાડેહાડ ધ્રુજ્યાં! એ શું થયું હતું? શું કાંઈ ખુન થયું હતું?

---

## પ્રકરણ ૧૪૬.

હજી તો ઠીએટર આખું ખાલી બી નહીં થઇ રહયું હતું—લોકો ગરેગર બાહેર પડતાં હોવાનો ધસારો ને પગલાંનું ઢપર-ઢપર હજી તો અંદર સંભળાવાનું ચાલુજ હતું તેટલાં એ ચીસ પડી! તેની લગોલગ લોકોના ધસારાનાં પગલાં વાગ્યાં, ને મોટી ગરબડનો એક હોકારો થયો, જે સઘળું કાંઇ ઘણું બુરૂં થયલું હોવાનીજ મજબુત ગુવાહી પુકારતું હતું. પહેલાં તો હું એમ બી સમજી કે એકાદ કલાસમાં ગૅસપાઇપ કદાપી ફાટી હશે, ને તેનું ભડકું થયું હશે, તેથી તેને લગતો એ બાહેર ગભરાત હશે, અને તે પરથી મેં માહરી 'મેડ'ને બાહેર દોડીને તલ્લાસ કરી આવવા કહયું. તેની સાથે, એ સાંભળતાં, મેરી એન્ટવર્થ બી દોડી. તે એ વખતે હું ડ્રૅસ બદલતી હતી ત્યારે માહરી બાજુમાં માહરી જોડે વાત કરતી ઉભેલી હતી.

અને તે (મેરી) તો તરતજ પાછી આવી. તેજ વાત લાવી કે એ કાંઈ આગ વગેરેનો ગભરાટ હતો નહીં, પણ ગાડીમાં બેસતાં કોઇ મોટે ઘેરની બાંનુ પર લોકોની ગીરદી વચ્ચેથી નિકળી આવીને કોઇ કરપીણે ખુંની હુમલો કરયો હતો તેનો એ તો બધો ઘુઘવાટો હતો; ને તે સાંભળતાં સાથે, મને ઝારાને વાસ્તેનોજ એકદમ ભય થયો. તે હુમલો કોણ પર કોણે અને શા પ્રકારનો કરયો હતો તે વાત મેરી કાંઇ લાવી શકી હતી નહીં,—તે તો ઉપલી તેહકીક સાથે સ્ટેજના દરવાજા પરથીજ પાછી ફરીને માહરા રૂમમાં આવતી રહી હતી, પણ માહરી 'મેડ' એ બધી જુસ્તેજો કરવા બાહેર રસ્તા પર દોડી ગઇ હતી, જે પાછી ફરી તેટલાં કપડાં બદલતાં બદલતાં મને જે ગભરાટ થયા કીધો તેનું બ્યાંન કરવા માહરે શું અત્રે થોભવું જોઇશે?

અને તે 'મેડ' જે સમાચાર લાવી તેથી માહરા બુરામાંબુરા વેહેમ ખરાજ પડયા! એ હુમલો ભલી ઝારા પરજ થયો હતો, અને તે 'મેડ', ઝારા સાથનાં માહરાં બેહન બેહેનો જેવાં સહીયારાં જાંણુતી હોવાથી, દુઃખના એ વર્તમાન મને કેહવા પાછી માહરા ઓરડામાં દોડી આવી, ત્યારે તેનાં આખાં તનબદનમાં ઉશ્કેરણીથી ધ્રુજતી હતી.

તેનાં કેહવા મુજબ મીસીસ સેન્ટ ક્લેરને તેઓની જોડીની ગાડીમાં બેસવા ક્લેરે હાથ આપ્યો તેજ ઘડીએ ગાડીની પછવાડેથી કોઇ દુષ્ટે નિકળી આવી "વીટરીઑલ" તેલ ગરીબ ઝારાના ચેહેરામાં પોતાના હાથમાં છુપાવેલી એક મોટી બાટલીમાંથી એટલા મોટા જથ્થામાં ફેંક્યું કે તે બીચારીની એક આંખ તરત ફુટી ગઇ, અને આખાં મોઢાં પરથી છેક છાતી સુધી તે તમામ દાઝી ગઇ!

"ઓ, પણ તે ચંડાલ પકડાયોછ કે નહીં?" મેં મોટાં દુઃખથી પુકારીને સવાલ કરયો.

"નથી પકડાયો," માહરી મેડે ખુલાસો કરયો. "કેહજે ઝારાએ ચીસ એવી ભયંકાર પાડી કે બધાં ધ્રુજી પડેલાં તેનેજ મદદ થવા ધસી ગયાં, તે તકનો લાભ લઇ તે કયાં ગેપ થઇ ગયો તે કોઇએ જાણ્યું કે જોયુંજ નહીં."

મેં, એ સાંભળી, મોટા સંતાપનું અતવત કરયું. માહરાથી મોટે સ્હાદે રડીજ પડાયું. હું તુરત જોઈ શકી કે દાઝખી લુઇગીએ જે ધમકી ઝારાને પેલા મદારીના ખેલ વખતે એક વખત રસ્તામાં આપી હતી તે અંતે તે કીનાબાજ કરપીણુ અદા કરી શકયો હતો, ને હું તેથી અધુરાં પુરાં કપડાં દીલ પર ઓળવી લઇ એકદમ ધસારાબંધ બાહેર દોડી.

પણ તેટલાંમાં તો તેને બીચારીને તેનીજ ગાડીમાં નાખી ઘર લઇ ગયલાં, જેથી મેં માહરી ગાડીમાં તેની પુઠેજ ઝોકાવ્યું. માહરા જીવને હદ વગરની અધીરાઇ ને બેચેની થતી હતી. ઓ ખુદા, શું તે એટલી બધી બલી ગઇ હશે કે મરીજ જશે? બીચારી પોતાની એક આંખનું બેમુલ રત્ન ગુમાવીને અને ચેહેરામાં ને છાતીમાં બલીને કોયલા થયલી કદરૂપી બી જીવી શકશે, તો કયાંનું કયાં?

એ "વીટરીઑલ" તેલ વાસ્તે આગળ માહરાં વાંચવામાં આવ્યું હતું. તે આગ જેવુંજ જલ્લદ થાય છે, ને તેના છટકાવમાંથી લોકો બચતાંજ નથી તે મને ખબર હતી. શરીરના જે બાગ પર તે પડે તે ભાગ તેજ ઘડીએ કોયલોજ બની જાય છે એ હું જાંણુતી હતી, ને તેથી ગરીબ ઝારાને વાસ્તેનાં માહરાં અતવત ને અફસોસનો કોઈ શુમાર ન હતો, જેમાં વધારો તો એથી થતો હતો કે પેલો ખુંની ચંડાલ, જેણે બીએત્રીસ ને તેના ભરથારનો સુખી સંસાર

પોતાની લબાડ જબાનનાં દોજખીપણાંથી ચુંથી નાખી, છેલ્લો કાઉંન્ટને ડોવરની ટેકડી પરથી ખીણમાં ઉઠલાવીને જાનથી મારી વટીક નાખ્યો હતો તે, આ ત્રીજાં મોટાં પાપ છતાં હજી બચી જવા પાંમ્યો હતો!

હું મારતી ગાડીએ સેંટ ક્લેરના "રીજંટ પાર્ક" માંહેલા બંગલા તરફ હંકારી ગઇ. બુરા ક્લેરનું મોંહ જોવા કે તેની રૂબરૂ થવા હું ગમે એ સંજોગમાં કદી ખુશી ન થતે—તે બી તો એક પ્રપંચી ને દોજખી ખુંનીજ હતો?—પણ હાલ તેને રૂબરૂ થવાનો પણ મને ભય ને ખેદ થયો નહીં. ઝારા કેવી ભલી ને માહરી કેવી મેહરબાન હતી—મને કેટલાં બધાં ખરાં દીલથી ચાહતી હતી તેજ માહરે હાલ તો યાદ કરી કરીને રડવાનું હતું. વધારે દુઃખકારક તો એ બનાવ એટલા વાસ્તે ખાસ કરીને હતો કે માહરે લીધે ને મને મદદ થવા ખાતરજ ગરીબ ઝારા આ દેહાન્ત દંડ ભરી આપતી હતી! એ જાંણે તેને તેણીની માહરા જોગી ભલાઇની સજા હતી!!

હવે અમો ક્લેરના બંગલા પર પોંહોંચ્યાં ત્યારે ત્યાં બી લોકોનાં મેજરાં વલેલાં હતાં—ખરેખર તો ઠીએટરથી ત્યાં સુધી આખે રસ્તે થામ થામ તેજ વાત કરતાં લોકોનાં દથાયલાં ટોળેટોળાં જોવામાં આવતાં હતાં—અને ત્યાં ઘરમાં એટલો બધો દેખીતો ગભરાત હતો, ને એટલાં લોક જમા થયલાં હતાં કે હું ગાડીમાંથી ઉતરીજ નહીં. મેં જોયું કે હું ગરીબ ઝારાને અત્યારે મુતલગ મલી શકવાની નહીં હતી, ત્યારે માહરૂં ઘરમાં જવાનું સાર્થકજ શું? માહરી મેડજ, તેથી, ઉતરીને અંદર માહરો કાર્ડ આપી ખબર અંતરો લેતી આવી. એ ખબર અંતરોમાં નવું કાંઇજ નહીં હતું. જેમ ધારીજ લઇ શકાતું હતું તેમ ઝારા ઘણી સખ્ખત દાઝી ગઇ હતી, અને હાલ લંડનના ત્રણ ત્રણ આગેવાન નામીચા ડાકતરો તેણીની સાહારવાહારમાં તેના ઓરડામાં રોકાયલા હતા.

મેં, તેથી, દુઃખી દેમાગે ત્યાંથી માહરે ઘર ગાડી ફેરવવાનોજ હુકમ આપ્યો. બીજું હું શું કરી શકું? બીચારીને માહરો જાન આપી જીવાડી શકાતી હોતે તો તે પણ હું હજારો ખુશીથી કરતે—એટલું બધું ખરેખર તો મને તેને માટે લાગતું હતું, પણ હું કરીજ શું શકું?

મેં, તેથી, ગાડી માહરે ઘેર પાછી ફેરવવા દુઃખી દેમાગે હુકમ આપ્યો, અને તે દરમ્યાંન મેં જોયું કે ગાડીઓ પર ગાડીઓ ક્લેરનાં મકાન તરફ ગબડી આવતી હતી. બધાં મોટે મોટે ઘરનાંઓ ક્લેરનાં ઘર પર આવી દીલાસાના કાર્ડો મુકી ખબર અંતર લઇ હંકારી જતાં હતાં, જે બતાવતું હતું કે એ સુફેદ ઠગ હજી લોકોનાં કેટલાં બધાં મોટાં માનમાં ને ચાહમાં હતો!

તે રાત્રે હું ભાગ્યેજ આંખસે આંખ મેલવી શકી, ને બડી બામદાદે ઉઠીને મેં તરતજ ઝારાની ખબર લાવવા માહરા બટલરને દોડાવ્યો, જે પાછો ફરે તેટલાં તો સહવારનું પેપર આવ્યું, ને તેમાં એ ગઇ રાતના ગજબનાક ત્રાસનો હેવાલ ઘણાં દુઃખી દીલે મેં નિચે પ્રમાણે વાંચ્યો:—

"**એક ઘણો નાતરસ હુમલો**—જાહેર કરવાને અમને અતી ઘણી દીલગીરી ઉપજે છે કે આપણાં શેહેરનાં પ્રધાન મંડળના આગેવાન ધી રાઇટ ઑનરેબલ એડવીન સેંટ ક્લેરનાં ચેહેરે-નમુન મોહોરદાર ઉપર કોઇ નહીં જણાયલા કરપીણે ગઇ મધરાત્રે એક ઘણો નાતરસ હુમલો કરયો છે. એ માનવંત ધણી ધણીયાણી ગઇ રાત્રે "ઠીએટર રૉયલ"માં નાટક જોવા પધારયાં હતાં, કે જેમાં જાણીતા "રાતા ગુલાબ" (મીસ ત્રેફર્ડ)નો આગેવાન પાર્ટ હતો, અને ખેલ

ખતમ થતાં એ રાઇટ ઑનરેબલ ગ્રહસ્થ પોતાનાં ધણયાંણીને હાથ આપી ગાડીમાં બેસાડતા હતા, તેવામાં તે ગાડીની ઓથેથી કોઇ માહા બુરા બદમાશે નીકળી આવી તે બાંનુના ચેહરા ઉપર વીટરીઑલ તેલનો મજબુત છટકાવ કરયો. આથી ત્યાં એકદમ ગભરાત થઇ રહયો, અને તે કરપીણુને પકડવાને વાસ્તે તાબડતોબની દોડ પોંહચી, પણુ કમનસીબે લોકોના તે વખતના ગભરાતનો લાભ લઇ તે નાહસીને છટકી જઇ શકયો. બીજા હાથ પર મીસીસ સેંટ કલેરને તરતજ તેઓની પોતાની ગાડીમાં તેવણુને બંગલે લઇ જવામાં આવ્યાં, અને લખવાને ધણો ખેદ થાય છે કે એ બાંનુની હાલત ધણી જોખમભરેલી છે. એ બાઇનો ચેહરો જે ખુબસુરતીમાં ગઇ રાત સુધી ધણો ધ્યાંન ખેંચનારો હતો તે તેમજ ગરદન અને છાતીના ભાગો તમામ બળી ગયલા છે, અને એવણુ બીચારાં એક આંખનું નુર વટીક સદાનું ગુમાવી બેઠાં છે.

"પોલીસ આ નાતરસ હુમલો કરનાર કરપીણુની ચાંપતી જુસ્તેજોમાં છે, અને અમો યંત્રમાં ગયા ત્યાં સુધી અમોએ કરેલી પરપુછ મુજબ તે પકડાયો નથી. એમ છતાં તેને થોડાકોએ જોયલો ને ઓળખેલો છે, જેથી એવી બાતમી મળી છે કે ઇટાલ્યન ઉમરાવ કાંઉન્ટ ઑફ કારબનીનું ડોવરની ટેકડી પર જે છેલ્લું ખુંન થયું હતું તે કરનાર પણુ એજ કરતુકી છે—જોકે તેણે આ નિર્દોશ બાઇ ઉપર હુમલો શી મતલબથી કરયો હશે તે કાંઇ સમજી શકાતું નથી. બનવા જોગ છે કે કોઇ બીજાં પર વેર લેવા જતાં તેણે કોઇ ધોકો ખાધો હોય, અને ભુલથીજ તે મીસીસ સેંટ કલેરપર હુમલો કરવા પાંમ્યો હોય. કદાપી એ હુમલો એ રાઇટ ઑનરેબલ ગ્રહસ્થની પોતાની ઉપર કરવા ધારવામાં આવ્યું હોય એ પણુ ધણું બનવા જોગ છે, કેમજે પારલામેંટની એક બેઠકમાં ઇટાલ્યન પરદેશી લોફરોથી આપણું શેહેર હાલ ઉભાઇ જતું હોવાની મુઝાહેમતમાં એવણે જે જોરાવર તકરાર રજુ કરી હતી તેનો કોઇની પાપી ઉશ્કેરણીથી આ દોજખી કીસમનો કીનો લેવાયો હોય એમ પોલીસ ધારે છે. ગમે તે હોય, પણુ પોલીસની ચાંપતી જુસ્તેજો ચાલુ છે, ને તેનાં પરીણામમાં જલદીજ કાંઇ સંતોષકારક ખુલાસો અને ધરપકડો થવાની વકી છે."

અને હું એ ઉપલો હેવાલ વાંચી રહી તેટલાં તો ઝારાને ત્યાં તેની ખબર લેવા ગયલો માહરો બટલર બી પાછો ફરયો. તે વાત લાવ્યો કે તે બાંનુની હાલત જરા એ સુધરી શકતી નથી. એક આંખ તો તદન જતી રહેલી છે, ને બીજી એવી રીતે નુકશાન પાંમેલી છે કે તેની અસર હેઠલ તે બી જલ્દીજ આંધલી થઇ જનાર હતી! ખરેખર તો તે બીચારીની જીંદગી બચી જાય તે એક મોજેજોજ લેખાય, કાંયજે ધણીજ તાસવીસની રીબણુરાબણુમાં હાલ તો તે બીચારી પડેલી હતી, અને એ સધળું સાંભળી મને હદ વગરનું નવેસરથી દુઃખ લાગ્યું.

મેં અવલ તો ગાડી જોડાવી તરત તેને મલવા જવા ચાહયું, પણુ મેં જોયું કે ડાકટરો તે ઉશ્કેરાએ નહીં તેથી તેનાં તનમનની આવી હાલતમાં તેની આગલ તો કોઇને જવા દેતા હશેજ નહીં, ત્યારે હું બી જઇને શું કરૂં ? મને પેલા કાફરડાને રૂબરૂ મલવાનો ધણોજ ડર થયો, ને તેથી હું રડી બલી મન મારીને બેસી રહી. મને લાગ્યું કે જો એ જરા બી શાંત કે આહવધ થશે તો પોતેજ મને મલવા તેડાવ્યા વના કદી રેહનારજ નથી, ને ત્યારેજ તેને જઇને મલી આવવું માહરે માટે ઠીક થઇ પડશે.

મેં બપોર પછી, તેથી, પાછી ખબર મંગાવી, જે દીલ જખમાવનારીજ આવી. મને

ખબર મળી કે ગરીબ ઝારાના જાનનો જોખમ કશી રીતે મટતો ન હતો, ને તે કદાપી મરી જાય એજ સંભવતું હતું. એજ વળી–મેં જોયું કે—સ્હાંજનાં પેપરોએ પણ રીપોર્ટ કરેલું હતું, અને તેમાં ઘણો અફસોસ જાહેર કરવામાં આવ્યો હતો કે ખુંની લુઇગી હજી તક પકડાયો ન હતો. પોલીસ તેને વાસ્તે ઘણીજ શોહધખોળ ચલાવી રહી હતી, જે અત્યાર તક બીલકુલ બેકાર પુરવાર થઇ હતી.

અને હું એજ ગમમાં ગીરફતાર એજ વાતોનો વિચાર કરતી બેઠી હતી તેવામાં ઝારાની ખાસ 'મેડ' મને ઉતાવળે તેડવા આવી. તે ગાડી લઇનેજ આવી હતી. ઝારાએ પોતેજ મને બોલાવી હતી, કેમકે મને કેહવામાં આવ્યું તેમ હજી સુધી તે પુર સુધ્ધીમાં હતી, જોકે એમ માનવામાં આવતું હતું (કે તે પોતે બોલ્યા કરતી હતી તેમ) બીચારીની રાત કદાપી નહીં બી જાએ!

હું તરતજ ગઇ, ને ગાડીમાં મેડે તે બીચારીની બધી વાત રડતાં રડતાં માહરી કને કરી. તે ગરીબ જીપ્સી હતીજ એવી ભલી કે જે તેને ઓળખે તે તેને ચાહે. તે મેડનાં કેહવા મુજબ તો કાંઇ અજબ જેવી દીલેરી ને સબુરીથી તે બાપડી પોતાનું આ મોટું દુ:ખ તદ્દન મુંગે મોંઢે ખમતી હતી, અને છેક મોહોતને કાંઠે આવેલી કેહેવાતી છતાં હજી તદ્દન શાંત હતી! વળી તેણીએ મનને જાંણ્યુંજ કહયું કે તેણીનો ભરથાર તે બાઇની આગળ રહીને ઘણો જીવ પર આવીને માવજત કરાવતો હતો, અને તેની સાહારવારમાં તે પોતે બી ખડે પગે ખડો હતો!

તે (મૅડ) એ પછી ઘર પોહોંચતાં મને પેહલાં ડ્રૉઇગરૂમમાં બેસાડી પોતાની શેઠાંણીને માહરાં આવવાની ખબર કરવા ગઈ, અને થોડીજ મિનીટમાં પાછી આવીને મને ઝારાના ઓરડામાં લઇ ગઈ, જ્યારે તે માહરી ભલી ખેરખ્વાહ પોતાનાં સેવટનાં બિછાણાંમાં શાંતી સાથે સુતેલી તદ્દન એકલી હતી.

---

## પ્રકરણ ૧૪૭.

અને હું જ્યારે તેણીને એ મુજબ જઈ મળી ત્યારે રાત થયલી હતી. ટોઇલેટ ટેબલ પર તેણીના બેડરૂમમાં એક શોભાયમાન લાંપ ધીમી આંચે બળતો હતો, અને જે પલંગ પર તે માહરી સહી લાંબી થઇ મરવા સુતેલી હતી તેની લગોલગ બાજુમાં હું ખુરસી ખેંચી ગરગર આંસુઓ ખેરવતી બેઠી. તેણેજ મને હાથ કરી સરેસ્તાનાં હેત ને મમતાથી પોતાની બાજુમાં બોલાવીને ઘણી નજદીકમાં બેસાડી. ખુદાની દયાથી તે હજી પુર સુદ્ધીમાં હતી, એટલુંજ નહીં પણ અજબ જેવું તો એ કે નજદીક આવતાં મોહોતની કમજોરી વડીક તેણીના હલકમાં જરા એ મોજુદ હતી નહીં!

ગરીબ તે! તેણીનું મોહું સીહા પાટાપુટીઓથી બધું બાંધી લીધેલું હતું, ને દુ:ખની અતી ઘણી કલતર ને વેદના છતાં તે એ સઘળું ઘણીજ હીંમત ને સબુરીથી સહન કરતી દેખાતી હતી.

"ઓ ઝારા ડીઅર!" મેં આંસુઓથી ગુંગળાતા અવાજે કહયું; "કીયાં નેહેસ્ત

ચોઘડીયે મેં બીએટ્રીસને મદદ થવા તાહરી મદદની આરજુ કરી!"—અને મેં તેણીનો હાથ લઈ તે ઉપર એમ કેહતાં ઘણું હેતની એક ચુમી લીધી.

ઝારાએ જવાબમાં ઘણાં હેતથી માહરો હાથ દાબ્યો અને કહયું; "ના રડો, ઍલન, ના રડો! એ માહરી સરજતજ હોશે—તો તમે ને હું શું કરવાનાં છીએ? હું મરવાને જરા બી બીહીતી નથી. એક રખડેલ ભમાતુ જીંદગીમાંથી છેલ્લાં એક બે વરસ આએ સોસાયટીની ઉંચી પાયરીનો લાભ લીધો તે સંતોષ મને સુખથી મરવા વાસ્તે ઘણો પુરતો છે."

"ઓ, એમ ના બોલ, ઝારા!" મેં માંગી લીધું; "તું મરશેજ નહીં. મેં ધારયુંતું ને હું બીહીતીતી તેટલી બધી તાહરી હાલત માઠી નથીજ. ખુદાની બક્ષેશથી તાહરો અવાજ હજી હંમેશ જેવો જોરાવર છે, ને તું ઘણી સારી પેઠે—"

ઝારા ફીકકું હસી.

"હવે મને જીવાડવાની તમો દુઆજ ના કરો, વાહલાં ઍલન," તેણીએ ઘણો ગમ ખાતાં કહયું; "આવા શીહા અવતાર ને આંખોનાં નુર વગર તમો શું માહરા જેવી એક વાસ્તે જીવવાનું મુનાસેબ માનોછ? મગર હવે જવા દેઓ એ જીકકર, ને માહરૂં સાંભળો! મરતાં મરતાં બી માહરે તો તમો જેવાં ભલાં, વાહલાં ને ખરાં નેક બેહેનની એક ખીદમત કરી જવાની છે, ને તેના બદલામાં હું તમારી થોડીક ખીદમતની ઉમીદ કરૂં છું."

"ઓ, માહરી આંખોથી!" મેં ખરાં દીલનાં જોશથી ઉશ્કેરાતાં કહયું; "તું ગમે તે માંગ; ઝારા, ને હું માહરા જાનના ભોગે બી—"

"તમારો જાન તો હજી ઘણો કીંમતી છે, ને હજી ઘણું સુખ જોવાનો છે," ઝારાએ પાછું ફીકકું હસ્તાં કહયું; "બસ એટલુંજ મને વચન આપો કે હું જે ફેવર માંગી લેઉં તે તમને નહીં ગમે તો બી મને તમો તે બખશશો!"—અને તે વચન મેં એક બી આનાકાની વગર તરત આપ્યું. માહરી પાક ઇજ્જત જેવું મને આખી દુન્યામાં બીજું પ્યારૂં તો કાંઈ હતુંજ નહીં, ને માહરી તે ઇજ્જતની પાસબાની જેણે વરસો તક એક રેહબર ને રેહનુમા ફીરેસ્તાનીજ અદાથી કરી હતી તે તો મરતે દાહડે તે શોહોધવા કે માંગવાનું કરેજ નહીં, તો એવી એક નેકને તે જે માંગે તે બક્ષવાનું વચન આપતાં ને તે વાતના સોગંદ લેતાં માહરે આનાકાની કરવીજ શું કામ જોઇએ?

એટલા માટે મેં તે વચન બાખુશી આપ્યું, અને ત્યારે ઘણી ધીરજ પાંમેલી દેખાતાં ઝારાએ કહયું; "મને ખાત્રીજ હતી, બેહેન, કે તમો કદી આનાકાની કરવાનાં નથી, ને માહરે એટલુંજ માંગી લેવાનું છે કે હું મરી જાઉં પછી તમો માહરી આગલીપાછલી જે જાણતાં હોવો કે જાંણવા પાંમો તે જરા બી જાહેર થવા દેતાં ના. મને જીવતાંમાં ચાહીછ તેમજ મુવા પછી બી ચાહજો, ને લોકોમાં બોલવુંજ પડે તો માહરે વાસ્તે સારૂંજ બોલજો."

"ઓ ઝારા," મેં ઘણીજ અજબ થઇ આંસુ ખંચાવી નાખી કહયું, "તું શું એક પળ માની બી શકેછ કે હું તાહરાં પ્યારાં નામને જાહેરમાં ખરાબ લાગે એવો એક હરફ બી ઓચરી શકું? જે બુરાએ તાહરી નાદાન ઉંમરની ગાફેલીનો લાભ લીધો તેને લાયકની થઇને જોર જુલમથી તેના સાથ પરણી તેં તો તેટલો બી કલંક તાહરી પાક ઇજ્જત પરનો રેહવા દીધો નહી, ત્યારે તુંને બુરૂં કોણ બોલે? તુંને બુરૂં કોએ કેહે?"

ઝારા પાછું ફીકકું હસી.

"હમણાં એ માહરાં માંગી લેવાનો ભેદ તમો હજી સમજી નથી શકતાં, વાહલાં ઍલન," તેણે કહયું, "પણ માહરાં મુવા બાદ સમજશો, ને સમજો ને જાંણો તોબી તે જાહેર નાજ કરી દેતાં એ માહરે તમારાં વચનની રાહે તમો કને માંગી લેવાનું છે. તમેં માહરી આગલી જીંદગીને વાસ્તે બુરૂં કદી બોલવાનાંજ નથી એ તો હું પોતે બી જાણુંછ. મેં શું તમારી નેકી હજી સુધી ઓળખીજ નથી? એટલા વાસ્તે આએ તો જે હું માંગુંછ તે કાંઇ બીજીજ મકસદનું છે."

મેં, એ ઉપરથી, હજારો ખુશી સાથે તેણીને પાછું તે અભય વચન કહી સંભળાવ્યું, ને ઘણો ઘણો દીલાસો આપ્યો. મેં તો તેનાં દીલમાં જીંદગીની જોત હજી પણ એટલી બધી તેજ જોઇ કે તે મરણ કાંઠે હોય એમ માહરા તો જાંણે માન્યામાંજ આવી શકતું ન હતું!

"હવે માહરાં એ મોહોત જીવતની તકરાર જવા દેઓ, ઍલન," ઝારાએ જવાબમાં માંગી લીધું. "મને ડાકટરોએ કોઇની બી સાથ કામકાજની વાત કરવાની સખ્ત મના કરેલી છે, ને નર્સ ઓય કરતી કે તમોને ઓરડામાંથી પાછાં બાહેર કાહાડવા આવતી હોશે. માહરે, તેથી, ખુદ તમારા સંબંધમાં તમોને જે કેહવાનું છે તે સાંભળી લેઓ. માહરે તમોને લુચ્છા પાર્કસની તમો જોગી દગાબાજીને વાસ્તે કેહવાનું છે. મેં પીટર્સફીલ્ડમાંથી માહરી મમાઇને નહસાડી મેળી ત્યારે તમારો એ હક તમને અપાવાનું માહરે માથે લીધું હતું ને તે વાસ્તે તમોને મદદ થવાનું વચન આપ્યું હતું, ને ખરૂંજ માનજો કે હું તે બાબે અત્યાંર તક તે પછી જરા બી નભરવસ રહી કે થઇ નથી. મેં નકકી કીધું હતું કે તમારા મમાવાનો તમામ વારસો જે એ લુચ્છો ખાઇ બેડો હતો તે અવેજ વ્યાજ સાથે તમને ભરપાઇ કરાવવો, ને ખુંનમાંની તેની શામીલગીરી વાસ્તે તેને જતો મેલાવવો. એ બધી રકમ એ તમને અદા કરશે ત્યારે આટલું તો હું તેહકીકથી જાંણી શકીછ કે એ પોતાની બૈરી બચ્ચાં સાથે ભુખેજ મરવાનો, કેમજે એ ઉપરાંત એની માયાપુંજી બીજી કશીજ નથી. એટલા વાસ્તે એનાં મોટાં પાપની એજ સજા મેં એને વરે એની હાલની જૈરીમાં પુરતી ધારીછ, કેમજે એને ધારાને સ્વાધીન કરવાથી માહરી મમાઇની ગરદન બી માહરે આગલ રહીને ફાંસીનાં લાકડાંને સ્વાધીન કરવી પડે, જે કરવા, તમો જાંણોછ તેમ, હું ખુશી નથી. વળી તેને ફાંસીએ ચઢાવીને તમો શું જયાદા સંતોષ મેલવવાનાં હતાં? તેને ભુખે મરતો કરી નાંખીને તેના ખરાં દીલના જીંદગીભરના પસ્તાવા સાથે તેને ખુદાની સજા પરજ છોડવો વધારે બેહતર થશે. આપણા કીનામાં બી ઇનસાન તરીકે આપણને દયાળુ થવાનું ઘણું જરૂરનું છે, ઍલન, અને એને ફાંસી દેવડાવાથી એનાં છોકરાંને બાપ વગરનાં ને બૈરીને ધણી વગરની કરી તે નિર્દોશોને છેકજ રવડાવી નાખવામાં ઇનસાફ શું છે? વળી અવલ તો તમોજ વિચાર કરો કે તમારા મમાવાનાં ખુંનમાં એ શરીક હતો એમ તમો પુરવારજ કેમ કરી શકવાનાં હતાં? માહરી મમઇને મેં એવી રીતે નહસાડીછ કે તે તો તમારે હાથ આવવાનીજ નહીં—તે આએ જીંદગીમાં તો ઇગ્લાંડનો કિનારો કદી પાછી જોવાનીજ નહીં, ત્યારે એનાં એ મોટાં પાપના તમો પુરાવાજ શું રજુ કરી શકવાનાં હતાં? માહરી ડોસીએ પાપનો જે એકરાર કરેલો

હતો તે આપણી બીડાએ સાંભળેલો છે, ને તે પોતાની જુબાનીમાં તે વાત કહે એ વાત ખરી, પણ તે કાંઇ પુરતી પુરવારી કહેવાયજ નહીં, ને તેટલા પરથી કોઈ બી સેસન પાર્કસને "કનવીકટ" કરવાની નથી."

"તું થાકી જશે, બેહેન," મેં હવે બીહીને કહયું; "મરવા દે તે બુરાને માહરે હવે કંઇ નથી કરવાનું."

"નહીં કેમ? માહરી એ તો મરતી વખતની મોટામાં મોટી ઉમેદ છે કે તમોને તમારા પાક હક અપાવવા," તેણીએ લાગણી ભેર જવાબ કરયો; "તમોને તમારા પોતાના પૈસા ટકાથી માહરી મારફત સુખી થયલાં નજરે જોવા હું જીવતે"—અને હયાં તેણીનો અવાજ જરા ગગળ્યો ને ધ્રુજ્યો—"તો હું ઘણી રાજી થતે, પણ તે માહરી સરજત નથી તો જે ખુદાની ખુશી. તે, મગર, કોઇ કારણ નથી કે મરતી ઘડીએ તમોને હું એ ઇનસાફ નહીં મલવા દેઉં. કેહો મને, ત્યારે, કે તમો તે પાપીને ધારાની સજાથી બચવા દેશો? જતો મુકશો? જુઓ, તેમાંજ બધાંનું ભલું છે!"

મેં આનાકાનીથી હા કહી. કબુલ તો હું નહીંજ કરતે, કેમજે માહરો ફાલો મેલવવા કરતાં બી માહરા ગરીબ નિર્દોશ મમાવાનો જેફ઼ જાન લેનાર એ પલીદને ધારાથી સજા કરાવાનોજ માહરો તો ખરેખરો લોભ હતો, પણ હાલમાં હું આ મરવા સુતેલી અબળા સાથ કેમ તકરાર કરૂં? માહરૂં જીગરજ કેમ ચાલે? તે કેટલું પાપી હદ સુધીનું આપસ્વાર્થી લેખાએ? મેં, તેથી, આનાકાનીથી હા કહીને તે કબુલજ કરયું.

"તું જે બી ફેસલો કરે તે માહરે મંજુર છે, બેહેન," મેં, તેથી, તેનું માથું પસવારી કહયું; "કશીજ વાતે તું તાહરા જીવને રંજ ના થવા દે."

"હવે ત્યારે જોવો, ઍલન," ઝારાએ ઘણો સંતોષ પાંમી કહયું, "પેલી માહરી ટોઇલેટ ટેબલનાં વચમાંનાં ખાણાંમાં એક બ્લુ એનવેલોપ છે તે કાઢી લાવો. આએ ચાવી છે,"—અને તેણીએ મને ચાવીના એક ઝુમખામાંથી જોઇને એક ચાવી કાઢી આપી, જયારે તે બીચારીના હાથ, મેં જોયું કે, થરથર ધ્રુજતા હતા. "એ એનવલોપમાં એક કાગળ પર મેં એક ચોક્કસ આસામીનું નામ ઠેકાંણું લખેલું છે, ને માહરા મુવા બાદ તમારે ફક્ત તેને જઇને મલવાનું છે. હું તેને મલેલી છેઉં ને બધું મેં પકકું કરેલું છે. તેજ પાર્કસની ગરદન ભચડીને તમોને એ સઘળું દેવું વ્યાજસીકકે અદા કરાવાનો છે. હું આવતી કાલે તમારે ત્યાં આવવાની હતી ને તમોને એનીજ આગળ પોતે લઈ જઇને મેલવવાની હતી. તમે ગઇ કાલે મને ચીઠ્ઠી લખીને ના નહીં કેહવાડયું હોતે તો હું આવીજ ગેઇ હોતે, ને તમારી મીલાકાત આ આગમચ કરાવી આપી ચુકી હોતે."

"મને માહરા સોલીસીટરને ત્યાંનું જરૂરનું તેડું આવ્યું તેથીજ મેં તુંને ના લખ્યું, વાહલી બેહેન," મેં ખુલાસો કરયો,——અને પછી ઝારાએ પાછી ટોઇલેટ ટેબલ બતાવાથી હું તેના હુકમ મુજબ તેનું ખાણું ખોલવા ગઈ.

તે બ્લુ કવર તેમાં ઉપરથીજ હતું, ને ઝારાએ પડી પડી જોઇને કહ્યું, 'એજ!'—એટલે તે શું હતું તે જોવાની દરકાર કરયા વના મેં તે માહરી છાતીમાં છુપાવી દીધું, ને

ખાણું પાછું બંધ કરી આવી ઝારાને સપુર્દ કરી. જો તે કવર હું વાંચવા માંગતે તોબી તે વખતે તો તે વાંચી નહીંજ શકતે, કેમજે આખો વખત માહરી આંખમાંથી નવધાર આંસું ટપક્યાં જતાં હતાં.

"હવે, વારૂં, મને એ તો કેહે, ઝારા," મેં એ પછી આતુરતાથી પુછ્યું, "કે તાહરી આએ મોટી આફતની બીમારીમાં પેલો તાહરી સાથ કેમ ચાલેછ?"

"કોણ—માહરો વર?"

"હા."

ઝારા તુચ્છકારતું હસી.

"ઓ ઍલન, તમે એને એટલો ઓળખ્યા છતાં શું માની બી શકોછ કે મને મરતી જોઇને એ જરા બી હેત કરી શકે?" તેણીએ સાંમો પાછો સવાલ કરયો; "હું તેને એવા જોર જુલમના સકંજામાં લઇને પરણીછ કે લોકેલાજે જાહેરમાં એ જે માહરા પર ઠરાંપરાંનો ઢોંગી દેખાવ કરેછ તેજ ઘણું છે. બાતેનમાં તો હજી બી એ મને ખરેખરાં દીલથી ધીક્કારેછ, ને જોકે એ બોલ્યો નથી, પણ હું તો ખાત્રીથી માનુંછ કે માહરા મરવાથી એને ઘણું ભલેભલું થશે, ને એનાં પાપની કારકીર્દીમાં એને માહરો આંકોશ નિકળી જતાં પાછું ઘણું ફાવતું થઇ જશે."

"ઓ ખુદા," મેં ઘણીજ અજબ થઇ કહયું, "ત્યારે શું આએ ડાકટરોની દોડની ને તુંને જલ્દીથી સાહજી કરાવાની એ જે બધી ધુમધામ કરતો કેહવાએછ તે બધું લોકોને હજી બી આંજવા ને ઠગવાનુંજ છે?"

"ત્યારે બીજું શું?" ઝારાએ કડવાસથી જવાબ કરયો; "ઘણું અજબ છે જે તમો અજબ થાઓછ. એ એમ નહીં કરે તો એ ઇંગ્લાંડના પ્રધાનની જાહેર હોરમતના પુરચેપુરચા ઉડી જાય કેની? લોક શું જાણે? લોક તો અત્યાર સુધી એમજ જાંણેછ કેની કે એ માહરી ખુબસુરતી પર મોહી પડીને માહરા જેવી એક રખડેલને પરણયો? એટલાવાસ્તે હમણાં બી નર્સ, માહરી "મેડ" કે ડાકટરો કોઇબી માહરી આગળ હોય ત્યારે તો એ ઘણાંજ ઢોંગનાં માહરી પર ઠરાંપરાં બધાં કર્યોજ જાએછ!"

હું ખરાં દીલથી કમકમી! આ શું ઇનસાન્યત હતી? ઇનસાન શું એટલી હદ સુધીનું મોહોતમાં વટીક ઠગારૂ થઈ શકે?

"માહરાં મુવા બાદ તમે જોજોની—એ કેવો જાહેરમાં શોક પ્રદર્શીત કરશે તે ને કેવા ઠાઠથી માહરી પાયદસ્ત કઢાવી માહરાં રવાનની ઇજ્જત કરશે તે!" ઝારાએ દુ:ખથી થોડુંક હસ્તાં હજી એ જારી રાખ્યું, "કે જ્યારે બાતેનમાં તો માહરી બલાગતથી એટલો જલ્દી એમ આસાન બચી જવા સારૂ એ ખુશીથી નાચશે!"

"ઓ ના બોલ, ના એ વાત કર માહરી આગળ!" મેં કમકમીને કાને હાથ દીધા.

"તમે પુછ્યું તેથીજ હું કેહુંછ, ઍલન," ઝારાએ શાંતીથી કહ્યું; "હું જાંણુતીતીજ કે તમારા જીવની નેકી જોતાં એ ઠગાઈ તમો સાંભળી કે સાંખી શકવાનાં નથી. એટલુંજ ફક્ત

એની વખાંણુમાં કહી શકાય કે એ માહરૂં ખુંન કરવાનો નથી. હું મરી નહીં બી જાઉં તો એ મને જાંણી જોઇને જાનથી મારવાની હીંમત કરવાનો નથી. આજ સુધી જેમ પેટે પાટો બાંધી એણે એ પોતાની પરનો સીતમ ખમ્યો તેમ એ ખમશે, પણ એ માહરી હાલની નાતવાનીનો લાભ લઇ માહરી હૈયાતીની જોતને ફુંક મારી ફના કરશે એ ફીકર હું જરા થઇને રાખતી નથી, ને તમો વાહલાં બેહેન બી તે કદી માનતાં ના. એટલાવાસ્તે માહરૂં કેહવાનું ને માંગી લેવાનું એટલુંજ છે કે તમે હાલ મને આટલી બધી સાહવધ જોઇને જાઓ, ને પછી કાલે સહવારે જો સાંભળો કે ઝારા ગુજરી ગેઇછ તોબી તમો એને માહરા જાનનો ખુંની માનતાં ના!"

---

## પ્રકરણ ૧૪૮.

હું ઘણી હેરત રહી. ઝારા એટલી બધી ખાત્રીથી મોહોતની વાત કરતી હતી, જ્યારે તે મરવા જેવી તો મને જરા બી લાગતીજ નહીં હતી! તેનામાં પુરતી તાકાત હતી, અને હોસ બી તદન સાબુત હતા, ત્યારે તે મરવાનીજ કાંએ એટલી ખાત્રી સાથે જીકર લઇ બેઠી હતી? શું હું એટલો બધો ભુલાવો ખાતી હતી કે તેનું સેવટ ઢુંકડે આવેલું જોઇજ નહીં શકતી હતી?

ગમે તે હોવો પણ મોહોતનીજ ખાત્રીને લગતા તેણીના એ બધા બોલો મને તીરની પેઠે ઉડીને છાતીમાં વાગતા હતા, ને મેં ઘણો ગમ કરયો, જ્યારે તાજુબ તો એ કે સાંમો એ ભલી મરવા સુતેલીએજ મને હર તરાંહનો દીલાસો દીધો!!

"હવે સીધારો, ઍલન," તેણીએ અંતે ધ્રુજતા અવાજે તે પછી માંગી લીધું; "આએ જીંદગીમાં તો હવે આપણે પાછાં કદી મલવાનાંજ નથી, પણ માહરી મરતી વખતની નેકમાંનેક દુઆ તમો વાહલાં બેહેનને આમીન હોજો. તમો તો સુખીજ થશો. તમારી બધી કરણીજ તેવી છે. હવે સિધારો—મેહરબાની કરીને જતાં રહો, નહીં તો માહરી હીંમતની જરૂર ઓટ થઇ જશે!"

પણ હું કેમ જાઉં? હું તેના હાથ પર માહરૂં માથું નમાવી ફોકેફોક રડી, અને અમે બંનેએ થોડોક વાર ચુપકી વચ્ચે સાથે આંસુ ભેલ્યાં, જ્યારે અંતે મક્કમ બજીદાઇથી પોતાને છોડી જવાને તેણીએ પાછો ને પાછો મને આગ્રહ કર્યો, ને તેવામાં નર્સ તે ઓરડામાં આવી, એટલે હું માહરા જાન પર જબરી કરી, આંસુઓથી આંધલી થઈ ગયલી આંખો સાથે, લપેડા ખાતી તે ઓરડામાંથી બાહેર પડી!

હું કેમ તે દાદર ગબડી ગઈ અને જઇને નીચે ગાડીમાં ગોઠવાઈ, હું કેમ માહરે ઘર પોંહોંચી ને માહરા ઓરડામાં રડતી ને ગમ કરતી થર પડી તેનું મને ભાન વટીક નથી. મેરી અને બીડા તો માહરો એવો શોક જોઇ બીહીજ ગયાં, ને તે બંનેએ મને દીલાસો આપવા ને હીંમત રાખવા પોતાથી બનતું કહયું અને કરયું—એટલુંજ નહીં પણ માહરો હાલ બેહાલ જોઇને તેઓએ બજીદ થઇને માહરે ત્યાંના ડાકટરને વટીક બોલાવ્યો, જેણે જીવ ઠડવા ને ઉંઘ આવવાની મને દવા મોકલાવી, ને તે પીને સારાં નસીબે હું જલદીજ ઉંઘાઇ જઇ શકી.

અને બીજી સહવારે હું ઉઠી ત્યારે માહરૂં માથું તો ફાટીને કકડાણુકલા થઇ જતું હતું! એમ છતાં મેં પેહલીજ તલબથી તે સહવારનાં પેપર માંગ્યાં, ને તેમાંથી જે પેહલું મેં ખુલ્યું ને વાંચ્યું તેમાં ગરીબ ઝારા સ્વર્ગવાસ પાંમેલી હોવાના જીવ જખમાવનારા વર્તમાન છપાયલા

હતા. તે એક એજ લીટીમાં જાહેર થયલું હતું. તેમાં જણાવેલું હતું કે "ધી રાઇટ ઑનરેબલ મેમ્બરનાં મોહોરદાર પર એક રકૃયને "ઠીએટર રૉયલ" ફને આગલી રાત્રે જે ખુંની હુમલો કરયો હતો તે ભલાં બાઇ વીટરીઑલની જાલીમ અસર ને વેદના હેઠળ હલાક થઇ ગઇ રાત્રે બાર વાગતા પેહલાં બેહસ્ત પાંમ્યાં હતાં."

મેં એ વાંચીને બહુજ ગમ કરયો. આવું જાંણુવાની વધતી ઓછી ખાત્રીપુર્વક દેહેસ્ત સાથેજ મેં તે પેપર ખોલ્યું હતું—ગઇ રાત્રે ઝારા નાખી નાખીને મરવાનીજ વાત મને કહવા કરતી હતી, તોબી એજ સેવટ આવેલું જોતાં દુઃખથી માહરો જાન જાંણે આખર થઇ ગયો. મને એ ગરીબ ભલી જીપ્સી છોકરીનો બહુજ પડોશ લાગ્યો હતો, અને તેનાં મરવાથી હું એક માહરી મા જણી સગી બેહેન સદાની ગુમાવી બેઠી હોઉં એટલો બધો મને ગમ બરપા થયો. તેણીની માહરી જોડેની એકથી અનેક ભલાઇઓ ઉપરાસાપરી જીુસ્સામાં જાણે માહરી આંખ સાંમે તરી આવી!

અને હજી તો હું એજ ખ્યાલો ને એજ ગમમાં ગીરફતાર માહરાં બિછાણાંમાં પડેલી હતી તેટલાં એ ભલી મરનારની વિશ્વાસુ "મેડ," જે ગઈ કાલે મને અત્રે તેડવા આવી હતી— જે ઘણા લાંબા વખતથી ઝારાની નોકરીમાં હતી અને અમો વચ્ચેનાં ઘણાંજ સહીયારાંથી વાકેફ હતી તે—સહવારને પ્રહર મને મલવા આવી, અને તે ખાસ ચાહીચીતીને એટલી વેહલ્લી માહરી કને કાંઈ ખુલાસોજ કરવા આવેલી હોવી જોઇએ એમ સમજી મેં તરતજ તેને માહરા બૅડરૂમમાં માહરાં બીછાણાં આગળ બોલાવી લીધી.

તેની બી આંખ રડતાં લાલ થઈ આવી હતી, ને દીસ્તુંજ હતું કે પોતાની મરનાર માલેક માટે તે છોકરીને બી ઘણું લાગતું હતું.

"અરે બીચારી ગુજરીજ ગઇ? એટલી વેહલ્લી? એવી નહીં ધારેલી?" મેં તેને જોતાં વધતો આંસુપાત કરયો; "કોણે એમ ધારયુંતું? કોઇનાં મનમાં નહીં–ચતમાં નહીં ને ચોવીસ કલાકની રમતમાં એ શું બધી ધાડ ધધડી ગેઇ!"

"અરે વળી બન્યું બી કેટલું અચબુચ, મીસ પર્સી!" તે દાસીએ કલ્પાંત કરયું; "હું તો જાંણે માની બી શકતી નથી! બધો વખત તો હું આગળની આગળ હતી. નર્સ સુવા ગયા પછી હુંજ આગળ હતી, કેમજે તદન સારી પેઠે ને હુસ્યાર લાગતાતાં, ને હું ફકત પાંચ મિનીટ જરા ખીસી તેટલાં તો એ ધાડ વળી ગઇ!"

"એટલું બધું અચબુચ?"

'ઘણુંજ અચબુચ! કાંઇ ઘણાજ અજબ સંજોગો વચ્ચે એ મોહોત થયુંછ, ને માહરો જીવ નહીં ચોબવાથી તેજ વાત સહવારને પોહોર તમોને કહેવા હું એટલી જલદી અત્રે ધસડાઇ આવીછ," તે મૅડે કહ્યું.

"ઓ, એવું તે શું છે!" મેં અજબ થતાં પુછયું

"તમો ગયા પછી રાત્રે નવ વાગતે ડાકટરો પાછા આવ્યા. તે લોક તો કહેવા લાગ્યા જે ધારવા જેટલું ખરાબ થયું નથી, કેમકે એવણનો બાંધો ઘણો મજબુત છે, ને સુધ્ધી બી ઘણી સાબુત છે," તે મેડ ખુલાસો કરયો, "તો બી માહરાં બાઇએ તે માન્યું નહીં. તેવણ

તો કહેજે એમ હોયજ નહીં, કેમજે મોહોત તદન નજીક આવતું હોય તેમજ તેવણુને પોતાને લાગ્યા કરતું હતું ! મગર ડાકટરોએ તો મરનારની એ ફીકરો સરયાંમ હસીજ કહાઢી. માહરા શેઠ બી તે વખતે ત્યાંજ હતા, ને તેવણે બી ઘણો સધ્યારો આપ્યો, પણ મરનારે કોઇનું માન્યુંજ નહીં. તેવણે હસીને કહયું કે ખરૂં શું હતું તે તેવણુને પોતાને સારી રીતે ખબર છે. એ પછી ડાકટરો તો દવા સૌ આપીને ગયા, ને એવણે નર્સ પાસે પાછા માહરા શેઠને બોલાવ્યા, ને તેવણુ સાથે એકલાં પડવા માંગ્યું, જેથી અમે લોક બધાં ઓરડામાંથી બાહેર ગયાં."

"અને કેટલોક વાર સુધી તે વરબૈયર એમ એકલાં રહયાં ?" મેં પુછ્યું.

"નજદીક એક કલાક," તે મેડે જવાબ કરયો; "અને પછી માહરો શેઠ ફેકેફેક રડતો બાહેર આવ્યો. એ વખતે હું પાસેના રૂમમાં હતી તે માહરી બીમાર બાઇ પાસ પાછી દોડી જવા કરતી હતી, પણ મને ઇસારતથી શેઠે ના કહયું જે હું હમણાં પાછો આઉંછ. પછી બે ચાર મિનીટમાં તેવણુ પાછા આવ્યા, જેથી મને લાગ્યું કે તેવણુ કાંઇ મરનારને વંચાવાનું લેવા ગયા હશે. હું તો, તેથી, તે વરબૈયર પાછાં ઓરડાંમાં હતાં ત્યારે બાહેરજ બેસી રહી, ને નર્સની તો આંખ લાગેલી હતી. અંતે પાએક કલાકે માહરા શેઠ પાછા બાહેર આવ્યા, ને ડચકાંઓથી ગુંગળાતા અવાજે મને કહયું; "સેવટ છેક નજદીક આવી ગયુંછ હવે નર્સનું કે કોઇનું કાંઇજ કામ નથી. તુંજ અંદર જા." હું તે ઉપરથી અંદર દોડી ગઇ, અને મને બી લાગ્યું કે માહરાં બાઇની હાલત ઘણી નબલી પડી ગઇ હતી. હું તેથી ડાકટરો ને નર્સને બોલાવા ઘણી બજીદ થઇ, પણ તેવણે સાફ નાજ કહયું. તેવણુ ધીમે ધીમેજ માહરી સાથે બી વાત કરતાં હતાં અને મને સેવટના હુકમ તરીકે કહયું કે સહવારને સહવાર માહરે જઇને તમોને એવણુનાં મોહોતની ખબર આપવી. વળી મને પોતાની ખીચોખીચ ભરેલી પર્સ અને ઘડયાળ છેડો ટકયા તલેથી કાઢીને ભેટ આપ્યાં કે તાહરી વફાદારીભરી નોકરીનું એ માહરી તરફનું તને ઇનામ છે. પછી મને ચાવી આપી કે ટૅાઇલેટ ટેબલનાં સાઇડનાં ખાણાંમાં એક નાઘલો બૉકસ છે તે કાઢી લાવ. મને કેહજે તેમાં માહરાં માયનો મને બક્ષીશ કરેલો એક બનાવતી સુફેદ ગુલાબ છે."

"બનાવતી સુફેદ ગુલાબ ?" મેં ગભરાતથી બુમ મારી.

"જી હા," તે મેડે પણ માહરી મતલબ સમજ્યા વના અજબ થતાં કહયું; "મરનારે મને કહયું કે એ ગુલાબ માહરાં માયજીની મરતી વખતની મને ભેટ છે, ને તે હું માહરી છાતી પર લઇનેજ મરવા માંગુંછ, તેથી માહરાં મમાની યાદ સાથે મને મરતાં દેહેસ્ત લાગશે નહીં.' મેં એવું એવું બોલવા ને માનવા ઘણું બી ના કહયું, પણ માહરૂં પોતે નહીંજ માન્યું. અંતે મેં તે બૉકસ લાવી આપ્યો ત્યારે મને કેહજે, 'તું હવે બાહેર જા ને પાંચ મિનીટ પછી અત્રે પાછી ફરજે. હું બંદગી કરવા માગું છું, ને તેમ કરતાં તું પાછી ફરે ત્યારે જો હું મરી ગયલી હોઉં તો સૌથી પેહલ્લે દોડીને માહરા વરનેજ માહરી આગળ મોકલજે ને પછીજ માહરાં મોહોતની બીજાં બધાંને ખબર કરજે.' આએ બધું મને કંઇ એવું તો નવાઇ જેવું લાગ્યું કે મને જરા થઇને બાહેર જવા ગમ્યું નહીં, પણ એવણુ ઘણાં ગુસ્સે થયાં ને એવણુની ઓહોંસ આગલ માહરૂં નહીંજ ચાલ્યું ત્યારે હું બાહેર જઇને ઉભી."

"અને પછી?" મેં મોટી આતુરતાથી સવાલ કરયો.

"પછી પાંચ સાત મિનીટ રાહ જોઇ જોઇને હું પોતેજ પાછી અંદર ગેઈ, ને જઇને જોઉંછ તો કેથું બધું ખતમ થઈ ગયલું!!" તે મેડે ગમખ્વાર કહયું; "બીચારી માહરી બાઈ તો સદાની નીરાંતની ઉંઘમાં ઉંઘાયલી! એક હાથ ધોલ્યાની કીનારી પરથી બાહેર ઝુલાઈ પડેલો, ને પેલો સુફેદ ગુલાબ તો મરનારનાં ગળાં આગળથી છાતી પરજ હતો! પેલો બૉકસ ઉંધાડો ભોંય પર પડેલો!"

આટલુંજ બસ હતું! કમબખ્ત ઝારાનાં મોહોતનો ને તે મોહોતની ગઇ રાત્રે તેણીએ કરેલી ટગર ને મને આપેલી જાબજા ખાત્રીનો ભેદ હવેજ મને એક લેહજામાં સમજાઈ ગયો, ને મેં એક સરદ હાય મારી, પણ હું તે મેડ આગળ કાંઇ બોલી નહીં.

"એ જોતાં સાથે હું તો દુઃખની ને ભયની એક ચીસ સાથ, મને મરનારે હુકમ આપીજ રાખ્યો હતો તેમ, માહરા શેઠને પેહલ્લાં બોલાવી લાવવા દોડી," તે મેડે માહરાં મન-માંના દુખકારક તુરંગો જાંણ્યા વના જારી રાખ્યું, "ને ઝારા બેહેસ્ત પાંમી હતી એ જાણતાં સાથે તે મરનારના ઓરડામાં વિજળીની ઝડપે ધસી ગયો. તેણે બીજાં કોઇને અંદર આવવા દીધાં નહીં. તેણે અંદરથી બારણું બંધ કીધું ને તે તાજી લાશ પર એકલા એકલાએજ અંદર ભરાઇને ઘણો વાર ઘણું કલ્પાંત કરયું. તે પછી તે બાહેર આવ્યો ત્યારે બી બીચારો ધસાંધસ રડતો હતો, ને પછીજ અમો બધાં પાછાં અંદર જઇ શકયાં."

મેં મનમાં હદ વગરનો ધીકકાર કરયો. આવાં બી આદમીઓ થઈ શકતાં હશે? મોહોતના સમયમાં પણ મકકારે ઓરત જેવાં ચરત કરીને રડી જાંણુનારા જાલીમ ખવીસો થઇ શકતા હશે? શક શું હતો કે કરપીણુ કસેરે આટલી નજીસ હદ સુધીના લોકોને બતાવાના ઢોંગ કરયા હતા, ને સુસવાટનાં આંસુઓએ તેં એમ ધસાધસ રડયો હતો?

"અને ડાકટરોએ એ અચાનક ને અચબુચાં મોહોત વાસ્તે શું મત આપ્યું?" મેં એમ છતાં એ વાતનો માહરો તિરસ્કાર બડી જેહમતથી છાતીમાં છુપાવીને નરમાશથી આગળ પુછયું,

"તે લોક બી ઘણુાજ અજબ થયા," તે મેડે કહયું; "માહરા શેઠે બાહેર આવીને નામને ખાતરજ ડાકટરોને પાછા તેડયા, કેમજે ત્યારે તો મેં તમોને કહયું તેમ ઘણુા વારનું બધું ખતમ થઇ ગયલું હતું, ને તે લોકે તો કહયું જે બાઇ થયલી ઇજાથી નહીં તેટલી મરવાના ધખારાથીજ વેહલ્લી બીચારી પુરી થઇ ગઇ હતી!"

અને એ પછી બી એ મોહોતને લગતી બીજી ત્રીજી ઘણીએક વાત કરતી તે "મેડ" માહરી કને ઘણો વાર બેસી રહી, અને મને ઉઠીને હજી તો તૈયાર થવાનું હતું એમ જોઇ આયંદા તે ઘણી ગમખ્વાર મરનાર ઝારાને ત્યાં પાછી ગઇ. તેને ખચ્ચીત કરીને પોતાની એ મરનાર બાઇને વાસ્તે ઘણું લાગતું હતું, ને તે કશાજ ઢોંગ કરતી લાગતી હતી નહીં. તે દેખીતી કોઇ ભલીજ અબળા હતી.

---

## પ્રકરણ ૧૪૯.

હવે બધું દીવા જેવું દીસ્તું પ્રગટ પડતું હતું ! મને કોઇજ સંદેહ નહીં રહયો કે આંધળી ને કદરૂપી જીવવાના સીતમ કરતાં મોહોતમાં નીરાંત સોહોધવાનું ગરીબ પણ હરાવવંતી ને ખરી હીંમતવાન ઝારાને વધારે મુનાસેબ લાગ્યું હતું, ને તેથી તે આપઘાત કરીને આખર થઈ હતી. હવે તે ગઇ રાત્રે જે મરવાની પાકકી ગણત્રીથી આખો વખ્ત બોલ્યા કરતી હતી તેનો ભેદ મને સમજાયો. પેલો બનાવતી સુફેદ ગુલાબ કે જેમાં એક કાતીલ ઝેર મરનારની કંગાલ મમાઈએ શોહોધેલું આમેજ કરેલું, ને જે ઝેર વડે તે દોજખની દેવીએ તેમજ ક્લેરે વટીક જાનો લીધેલા—જે વડે માહરૂં પોતાનું ખુંન કરવાની બબે યોજનાઓ થયલી વાંચનાર યાદ કરી શકશે તેજ ઝેર દમમાં લઇને તે બીચારી આખર થઇ ગઇ હતી. એમ છતાં, લોકોમાં તે એમ જાહેર થયલું જોવા ચાહતી નહીં હતી કે તે આપઘાતથી મુઇ, ને તેથી તેણીએ કેવી દાનાઇભિરી ગણત્રીથી ને કેવી સફાઇથી કામ લીધું હતું તે મેં જોયું. વળી ક્લેર પર જરૂરજ હું એ ખુંનનો સુબેહ લાવતે, તેથી તેમ નહી કરવા તે ભલી છોકરીએ માહરી કને કેવું માંગી લીધું હતું તેનો ભેદ પણ મને હવેજ સમજાયો. ક્લેરે પોતાની ખુશીનું એ ખુંન પોતે કરયું ન હતું, પણ એ આત્મઘાતમાં તે કરપીણે ખુશીથી મદદ આપી હતી એ વાતમાં તો મને લેશ માત્ર પણ વેહેમ હવે રહયો ન હતો. ઝારા એક હીણાયલી ને ધીકકાર પામેલી જીંદગીએ જીવવા ચાહે એવી હતીજ નહીં, અને બલેલી જલેલી, કદરૂપી ને બદસુરત, અપંગ અને ખોડી જીવવા કરતાં તેણીએ મરવામાંજ ભલાઇ માની, એટલે એ સુફેદ ગુલાબનાં ઝેર પર તેણીએ સઘળી મદાર બાંધેલી હોવી જોઇએ. એ ઝેરી ગુલાબ—તેની બદકાર મમાઇની શોહધ—લુચ્ચા ક્લેર કને હોવાની તેણીને માહીતી ને ખાત્રી હોવીજ જોઇએ, ને તેજ તેણીએ છેલ્લે ક્લેરને બોલાવીને તેની પાસ માંગ્યું હશે, જે જરા ભારી હલકો થઇને તેણે લાવી આપેલું હોવું જોઇએ. તે કાંય વાર કરે? આવી એક ઝુસરીથી આપસી મેળે બચાય તો તેણે તો બચવુંજ હતું ! એટલા માટે તે વર બૈયરે ગણત્રીથીજ પાકું કામ કરેલું સેહેજ સમજાતું હતું. ક્લેર તે ગુલાબનો બૉકસ લાવીને ટોઇલેટ ટેબલનાં ખાણાંમાં મુકી ગયો, એટલે પોતાની "માતાની ભેટ"નું બાંહણું આપી તેણીએ તે મેડ પાસ પછીથી કઢાવી લીધું, અને પોતેજ પોતાને હાથે સુંઘીને તમામ થઈ. વળી એટલો બી ભેદ પકડાય નહીં તેથી પેહલાં ક્લેરનેજ ઓરડામાં મોકળવાની તે પોતાની દાયાને ફરમાસ આપી ગઇ, જે ભરથારે વેળાસર જઇને તે આઘુંપાછું કરી નાખ્યું, એ બે ને બે ચારનો સરવાલો મેળવી મેં સઘળું નજરે જોયું હોય તેમ હું ચાલુ સીલસીલામાં ઉપલું સઘળું પાંમીને સમજી જઇ શકી. ખરેખર, એ એક આખો અગાધ કરૂણારસ નાટક હતો, કે જે ગરીબ ઝારા પોતાના સેવટનાં બિછાણાંમાં પડી પડી ભજવી ગઇ હતી, અને હું તેનાં મનનાં મક્કમપણાં પર જાબજા હેરત રહી. કેવી દીલેરીથી, કેવી શાંતતાથી, મનનાં કેવાં અજબ જેવાં મક્કમપણાંથી ને કેવી દુરઅંદેશ ગણત્રીઓથી તેણે કામ લીધું હતું તે આમાં જોવાતું હતું. તેણીએ મને કસમ વટીક આપ્યા હતા કે તેનાં મુવા બાદ તેનાં નામને જાહેરમાં નરસ લાગે એવું માહરે કોઇને કશુંજ કેહવું કે બોલવું નહીં, એટલે કે તે આપઘાતથી ડાક-ટરોને વટીક મજબુત થાપ આપીને આખર થઈ હતી એ જાંણવા છતાં એ વાત વાસ્તે માહરે

નાખતીથી સખ્ત ચુપકીદીજ અખત્યાર કરવાની હતી! વળી તેણીએ તે ઝેર દમમાં લીધું ત્યારે વટીક ક્લેરને બાહેર મોકળી દીધો કે તેણે એ ખુંન કર્યું હતું એવો સુબેહ મને ઉપજેજ નહીં! એવો આ એક જોસાવર નાટક હતો, ને હું નાટકવાલી સ્ટેજ પર અજબ ભાવો ને ભાગો ભજવનાર તે વટીક આવાં એક કુનેહબાજ ને ગણત્રીભરયાં મોહોતથી હભતી ગઇ.

તે ભલી હતી ને મરતાં બી ભલીજ પુરવાર થઈ. કરપીણુ ક્લેરે તેનો નાશ કીધો ને પછીથી તેના ત્રેરે જોર જુલમનું પરણ્યો, તે પછી બી તેને ખાનગીમાં કાંઇ થોડી સતાવી ન હતી, ને તે ચાહતે તો મરતાં મરતાં પોતાનું વેર વાલીનેજ. મરતે. પોતાની જીંદગી આ દોજખી હુમલાથી નાશ પામી જવા પછી બી તે ચાહતે તો ક્લેરની છાતી પર જીવતે, ને તે કમીનાને અંગુઠા પર નચાવતે! તે તેનાં અગાધ કરપીણુપણાંઓથી જે પુરતી વાકેફ હતી તે લોકમાં જાહેર કરી દઇ પોતાનું વેર વાલતે, અને એ પાર્લામેંટના મોટા આગેવાન મેમ્બરની આબરૂના પુરચેપુરચા ઉડારી દેતે! કાંય નહીં? હવે તેણીને તેની ગરજ કે પરવાહજ શું હોય? તે એક મોટું નામ મેળવવાનો અભખરો ધરાવતી હતી, ને ઈંગ્રેજી સલતનતમાં એક આગેવાન અધીકારીની પરણી સાહેબજાદી થવાનો પોતાનો લોભ તે અજબ જેવી ગણત્રીઓથી કામ લઈ તૃપ્ત કરી ચુકી હતી, એટલે હવે મરતી ઘડીએ કરપીણુ ક્લેરને વલતો ફટકો મજબુત હાથે મારવાનો મૌકો તેને હાથ ઘણો મજાહનો હતો; પણ તેણીએ ભલાઇથી તેવું કશુંજ કર્યું નહીં. તેને પરણીને જીવતાંજીવત પોતે લોકોમાં જે મોટી ઇજ્જત ભોગવી તે નામની મોહોટાઇ મરીને બી તે સાચવીજ ગઇ ને જીંદગીમાં જે ખરી ભલી હતી, તે મેં જોયું કે, મરીને બી ભલીજ રહી.

એટલા વાસ્તે માહરે બી મરનારને મેં આપેલા માહરા પવિત્ર કસમ પાલવાના હતા, ને માહરાં મોંઢાં પર ચુપકીનીજ મોહોર રાખવી હતી. હું શું કામ બોલું? શું કામ લોકોમાં ખરી હકીકત જાહેર કરી તે ભલી મરનારનાં નામને અપજશ પોંહોંચવા દઉં? અલબત કરપીણુ ક્લેરે જોકે પોતે આ ખુંન કર્યું ન હતું, તોપણ એ આપઘાતમાં મદદનો હાથ ને શામીલગીરી આપી તે એ મોહોત માટે પણ ઘણી હદ સુધી જવાબદાર તો હતોજ તે સાંમે હું માહરી આંખ બંધ કરી શકી નહીં, પણ તેને તેનું પાપ મારે તેટલાં આવા સંજોગમાં દુરથી બધું જોયા કરવામાંજ માહરે શાનપત હતી, અને તેથી એ વાતમાં તમામે તમામ ચુપકીદી અખત્યાર કરવાનાજ ઠરાવ પર આવી હું થોભી.

તે દાહડે હું પોતે નહીં હતી બીમાર થઈ, ને માહરા ઓરડામાંજ આખો દહાડો પડી રહી. મને કાંઇ ગમ્યુંજ નહીં. ઝારાને હું માહરાં મનથી એક પળ બી વીસરી કે અલગ કરી શકી નહીં.

અને ચોથે દહાડે તો કેપટન સેંટ ક્લેરે પોતાની "અત્યંત વાહલી મોહરદાર"ની મોટા દમામની પાયદસ્ત કાઢી!! તે એક ઘણી દમામદાર ક્રિયા હતી, ને ક્લેરનાં મોટા નામની ઇજ્જત સારૂ મોટા મોટા ઉમરાવો ને અધીકારીઓ તે પાયદસ્ત ક્રિયામાં સામીલ થવાથી જાંણે મરનાર ઝારાનો બીચારીનો એ લોભ પણ તૃપ્ત થયો! તે ઘણાં મોટાં માનથી જુમીદાહ થઇ. હું કાંઇ ગઇ નહીં હતી. હું તો ઘરમાંજ હતી. વાંચનાર યાદ કરશે કે મેરી સાથે તેના લવર ક્લેરન્સ બોશેંપને મલવા જવા ને તે સંબંધની તેહકીકો કરવા આગળે દહાડે મેં એ છોકરી

સાથે જઇ આવવાનું નક્કી કરયું હતું, પણ તન મનની એવી માઠી હાલત વચ્ચે ત્યાંબી હું નહીંજ જઇ શકી. તે બી નહીં ગઇ. હવે તે ભલાઇથી માહરી સલ્લાહ ને દાનાઇથીજ કામ લેવા ચાહતી હતી, વાસ્તે તે દહાડે તેઓની મુલાકાત મોકુફ રાખવાનું તેણીએજ મી૦ બોર્શેપને તેની કલબને શીરનામે પોસ્ટમાં વેળાસર લખી વાળ્યું; પણ મરહુમની પાયદસ્ત ક્રિયા થઇ જવા પછી જ્યારે માહરો જીવ જરા વધતો શાંત થયો ત્યારે મેં એ "ફરજ"નો તરત ખ્યાલ કરયો, ને તેણીની સાથે જઇ શકવાની માહરી મરજી દર્શાવી. તે છોકરાને મેં તે પરથી એક બીજું ઍપોઇન્ટમેંટ લખાવ્યું. હું સાથે આવનાર હતી એવું અમોએ તેને આગમચથી કશું જાંણવા દીધુંજ નહીં, કેમજે નહીં તો તે કદાપી બીચકી જાએ ને કાંઇ ને કાંઈ હીલ્લાં બાહણું બતાવી મલવા આવેજ નહીં. મેરીએ, તેથી, માહરી શામેલગીરી જાંણવા દીધા વગર માહરી સમજાવટ મુજબ તેને લેંગહામનાં દેવળ આગળ મલવા બોલાવ્યો. માહરાં મનમાં કે ત્યાંથી તેને લઇને હું રીજંટ પાર્કમાં ચાલી જવશ, ને તેને પુછવા જોગું પુછશ ને કેહવા જોગું કેહવશ.

અમો, તેથી, ગયાં. મેરી, મેં જોયું કે, ઘણી ગભરાયા કરતી હતી, પણ મેં તેને ધીરજ આપી. મેં તેને હીંમત આવે તેમ સમજાવ્યું કે હું તે જવાંન સાથ એવી નાખતી ને નરમીની સમજાવટથી વાત કરશ કે તેણીએ મને વિશ્વાસમાં પોતાના પાક પ્યારની તે કેફયત કહી દીધી તેથી તે તેણીની જોડે જરા બી નારાજ કે ગુસ્સે થવાનો નથી, અને મેરીને એ સખ્યારા પર, મેં જોયું કે, ઘણી હીંમત આવી.

હવે, એતેફાક, અમો તે મીલાકાતની જગ્યાએ જઇ પોંહોંચ્યાં ત્યારે મેં જોયું કે અમો બંને ઉલટમંદ ઘટે એ કરતાં વધતાં ઉતાવલાં થયાં હતાં, અને જોઇએ તે કરતાં વધારે વેહલ્લાં ત્યાં આવી પુગ્યાં હતાં. એ ઉપરથી મને કાંઇક પુસ્તકોની માહરે માટે ખરીદી કરવાની હતી તેની યાદ થઈ, ને ઑાકસફર્ડ સ્ટ્રીટમાંની માહરાં એ કામકાજની દુકાંણ એ લત્તા પર બાજુમાંજ હતી, એટલે અમોએ તે દુકાંણ પર તેટલામાં ફેરો ખાઇ આવવાનું ઠરાવ્યું અને અમો ગયાં.

પણ તે ઘણુંજ બુરૂં થયું. હજી તો અમો દુકાંણમાં દાખલ થયાં કે મોહકાંણ એ થઇ કે જોઇએછ તો ડયુક ઑાફ આરલી ને ડચેસ (જેઓ કૉન્ટીનન્ટ પરની પોતાની સેહેલગાહથી ફારેગ થઈ લંડન પોતાને ઘેરેબારે આ આગમચ કેથાં પાછાં ફરેલાં હોવાં જોઇએ તેઓજ) બંને ત્યાં ખરીદી કરવા આવેલાં હતાં!

હવે મેરી તો પોતાના બાપને જોતાં ને ઓળખતાં સાથે તેને પોતાના સાદા "કાકાજી" મી૦ ગ્લેન્ટવર્થ સમજી હરખની એક ચીસ સમેત તેની ગોદમાં ધસી ગઇ, અને તેમ કરતાં તેણે ઝાંસાથી પુકારયું; "ઓ કાકાજી, તમે લંડન આવી ગયા? કયારે આવ્યા?"

મગર ડયુક તો ગભરાટથી થસ થઈ ગયો! મેરી એક નિષ્કલંક દીલનાં સાચાં હેતના એવા ધસારા સાથે તેની ગોદમાં ધસી ગઇ કે તેને તેણીને પોતાની બગલગીરીમાં ફરજ્યાત લેવીજ પડી, અને તેવાંમાં કાંટાનું કટેસર એ થયું કે દુકાંણના એક પોરયાને ડયુકે એ આગમચ કાંઇ ઑારડર આપ્યો હશે તે સંબંધમાં તેને કાંઇ પુછવું પડયું, જેથી તે ઘણાં માનની સલાંમ કરી ડયુક જોડે "માઈ લૉર્ડ" ને "યોર ગ્રેસ"ના ઘણા માનવંત એલકાબોના તાઝીમતવાજાથી વાત કરવા પડયો!

મેરી તો તે સાંભળી તદન દબાઇજ ગઇ, અને ઘણા ગભરાટમાં બે કદમ પાછળ હઠી.

શું જેને તે વરસો તક એક સાદો સાધારણ સ્થિતીનો મી૦ ગ્લેન્ટવર્થ માનતી હતી તે એક મોટામાં મોટી પદવીનો ડયુક ? કેમ બને ? તે જાણે પોતાના કાનોનો એતબાર વટીક કરી શકી નહીં !

હવે ઘણું ખાતું થાય તે આગમચ તરત મને સમો સમાલી વચ્ચે પડવુંજ પડયું. મેં જોયું કે તે દુકાંણમાં તે બાપ બેટી વચ્ચે "સીન" જેવું થઇ પડશે, જેથી મેરીને જબરીથી બગલમાંથી પકડી બાજુએ ધસડતાં મેં તેને કાને લાગી કહ્યું; "તદન ચુપ થઇ જજે. કંઇ બોલતી ના, મેરી, ઘણું નરસ થશે. એમાં એક મોટો ભેદ છે, જે હું તને બાહેર જઇને કહી દેવશ."

પણ મેરી કાંઇ માને ? તે તો માહરો બી અદબ ભુલી જઇ દુકાંણના કાંઉન્ટર તરફ પાછી ધસી ગઇ, અને તે કાંઉન્ટરની પછવાડે ઉભેલા એકને ધ્રુજતે અવાજે કહ્યું, "તમે મને મેહરબાનીની રાહે કેહશો, મી૦, કે આએ જૈફ ગ્રહસ્થ કોણ છે, ને એવણનું ખરૂં નામ શું છે ?"

પેલો આ પાધરા સવાલથી જરા અજબ થયો, કેમજે આ આગમચનું ડયુક ને મેરી વચ્ચે બનેલું તેણે કશુંજ જોયું કે સાંભળ્યું ન હતું; પણ એકાદ પળ વિચાર કરી લેતાં તેણે ખરૂં કેહવામાં જરા એ બુરૂં ન જોવાથી સાદાઇથી જવાબ કરયો, "હા, મીસ, ઘણી ખુશીથી. એવણ તો ઇંગ્લાંડના ઘણા માન પામેલા ને આલા દરજાના ઉમરાવ છે. એવણ ડયુક ઑફ આરલી પોતે છે!"

આટલુંજ બસ હતું! મેરી મોહોત જેવી ફીકી પડી, ને બીજીજ પળે તે તમ્મર ખાઈ હોસ ફરામોસ થઈ! તે જમીન પર જોશથી પછડાઈજ પડતે—જો મેં તેને સમયસુચકતાથી માહરી બાથમાં વેળાસર ઝીલી ન લીધી હોત તો!

દુકાંણમાં, એ થતાં, ગભરાત થઈ ગયો, અને એક આદમી તરત મેનેજરના કેહવાથી ગ્લાસમાં ઠંડું પાણી લઈ આવ્યો, જે મેં ગુઠણે બેસી, ને મેરીને માહરા ખોલામાં લઇ, તેનાં મોંહ પર જોશથી ફેંકયું. ડયુક પોતે તો એ દરમ્યાન ઘેલા વાંદર જેવો દુકાંણમાં ગભરાતનો મારયો એમથી તેમ દોડે ને તેમથી એમ! તેને તો હવે શું કેહવું ને શું કરવું તેજ સુઝે નહી!

"આએ કાંહાં આપદા! આએ કાંહાં મોહકાંણમાં ફસ્યો!" તે એકલો એકલો પટપટતો સંભળાયો; "કમબખ્ત પીસબ્લોસમ બી ગયો તે દટાઈ ગયો! તે હોતે તો કંઇ સલ્લાહ તો આપતે! તે હોતે તો———"

"ચુપ કરો, માહરા લૉર્ડ!" ડચેસે હવે ધીરજ ખોહી દઈ સરેસ્તાના રોબથી પોતાના ધણીને થથરાવ્યો, ને તે બાયલો એક બચ્ચાંની અદાથી દબાઇને તરત સાહત્વ ને તાબે થયો! "ચાલો, એકદમ અંહીથી જાઓ ને ગાડીમાં ગગડો!"—અને પેલો "ઇંગ્લાંડનો આગેવાન હરોળનો ને આલા દરજાનો ડયુક" એક સાધારણ સ્કુલબૉયની તાબેદારીથી ડોકું નીચું કરી ગાડીમાં જઇ બેઠો, જે જોવાનું એટલું રમુજી હતું કે હું જો હસવાના હયુમરમાં હતે તો માહારાથી મોટે સ્હાદે હસ્યા વના રેહવાતે નહીં!

એ પછી ડચેસ મ્હારી લગોલગ આવી, અને વિનંતીની ઢપે મ્હારે કાને લાગી કહયું, "મીસ ત્રેફર્ડ, એટલી મેહરબાની કરજો. આએ દુકતીને એક કલાકમાં મ્હારે બંગલે લાવજો. આએ ઘણું નરસ થયુંછ. હવે એ ફજેતવાડાનો આજે જે તે સેવટનો ફેસલો થઇજ જવો જોઇશે."—અને પછી મ્હારા જવાબને વાસ્તે થોભ્યા વગર તે પણ દમામથી ચાલી જઇને ગાડીમાં બેઠી, એટલે ગાડી ધમધમાત સાથે ત્યાંથી તરત ઉપડી ગઇ.

---

## પ્રકરણ ૧૫૦.

સારાં નસીબે એવાંમાં તે દુકાંણદારની મોહરદાર પણ પાછલા ભાગમાંથી મને મદદ થવા દોડી આવી, અને તેથી મેરીને ઉંચકીને હું તેના ઓરડામાં લઇ ગઇ, જ્યાં તેને હોસમાં લાવવાના નવેસરથી અમે ઉપાય યોજયા, જ્યારે નજદીક પા કલાકની જેહમત પછીજ તે સાહવધ થઈ. એ વખતે તેને સાહવધ થતી જોઇને તરત મેં તે દુકાંણદારની બૈરીને અમોને એકલાં છોડવા વિનંતી કરી, ને તે ભલાઇથી અને સભ્યતાથી તરતજ પાસેના ઓરડામાં જતી રહી. બધાં સમજી ગયાં હતાં કે આ રોખરૂં ડયુકની કાંઇ બી નેકનામી (નાદાન્યત)નાજ સંબંધમાં હોવું જોઇએ, ને ખરી રીતે તો તેથી ડચેસને ઘણુંજ દુખ લાગ્યું હતું—જોકે તે દુખ ને ગુસ્સો તેણીએ પોતાના દમામદાર ચેહરામાં જરા બી જાહેર થવા દીધાં ન હતાં. તે લોહીનો ગોટ ગળીને એ સઘળું જીવ પર જોરાવરીનું તુરત વેળા તો ખમી ગઇ હતી!

પેલા હાથ પર મેરીની બેહોસીનો બાએસ પણ હું તરત સમજી ગઇ હતી. તે પોતાના "કાકા"ની ઠગાઈ જાંણતાં અરધું પાંમીજ ગઇ હતી કે આ ભેદનાં બાતેનમાં કાંઇ બી મોટી ખરાબી કે ઠગાઇ હોવી જોઇએ, અને તેથી જેવી સાહવધ થઇ ને બધું પાછું તેને યાદ આવી ગયું કે મ્હારે ગળે વલગીને ધસાંધસ રડીજ પડી. "ઓ ઍલન!" તે બોલવા ગઇ,—પણ તેનું હૈયું ઘણું ભરાવાથી તેનાથી આગળ બોલાયું નહીં, અને તેની છાતી ખુલ્લી જાએ તેથી મેં બી તેને રડવાજ દીધી.

"ઓ ઍલન, વ્હાલાં ઍલન," તે અંતે રડતાં રડતાં બોલી; "તમે કાંએ આટલું સુધી એ ખરી વાતથી મને અંધારાંમાં રાખી? હું તો બીહીતીતીજ. મને તો લાગતુંતુંજ. હું તો ધારતીતીજ કે કાંઇ ને કાંઈ ભેદ છે કે જે ભેદથી તમે વાકેફ છેઓ!"

"હવે એમ ઉશ્કેરાયા કરવામાં હાંસલ શું થવાની છે, મેરી?" મેં નરમાશથી ઠપકો આપ્યો; "શાંત થા! શાંત થા કે આપણે થોડીક તાકીદની વાત કરી લઇએ!"

"ઓ, પણ ત્યારે તમે જાણતાંતાં તો ખરાંજની?" મેરી જાસ્તી ઉશ્કેરાઇ અને વધતી બજીદ થઇ; "ત્યારે તમે અત્યાર સુધી મને કાંએ નહીં કહ્યું? કાંએ મને અંધારાંમાં અઠડયાં ખાતી રાખી મેળી? વારૂ, પણ હવે તો કેહો—ડયુક મ્હારા ખરેખર કોણ થાએછ? મને સમજાવામાં આયુંછ તેમ કાકાજ, કે બાપ?"

"તાહરા બાપ!" મેં ઘણી ગમખારી સાથે ધીમે સાહદે, હવે જે ખરી વાત હતી તે, કહી દેવાની મને ફરજજ થઈ પડેલી જોઇ,—અને મેરી જેના ગાલ હંમેશના ગુલાબ્બા હતા તે એ સાંભળતાં છેક હોઠ સુધી ફીકકી પડી, ને તેના હોઠ દીસ્તી રીતે ધ્રુજ્યા. તે કેટલોક વાર તક પાછું કાંઇ બોલી બી શકી નહીં, અને આંસુઓ પર આંસુઓ તેની આંખમાંથી તેના ગોરા ગાલો પર ગબડી પડયાં.

"એવણુ માહરા બાપ?" તે અંતે બબડી; "ત્યારે હવે માહરે શું ધારવું? માહરી મરનાર માતા જેની પાક યાદ મેં સદા માહરી છાતીમાં હેતથી ને માનથી આજ વેર સમાલીછ, તેવણુને વાસ્તે માહરે શું ધારવું?"

"સારૂંજ ધારવું," મેં સમજાવ્યું; "બનવાજોગ છે કે તાહરાં માતા નિર્દોશ હોય, ને તેવણુ કોઇ દગલબાજી કે ફસાવટનાં ભોગ થયાં હોએ. મરનારોને અપજશ પોંહોંચે તે કરતાં તેઓ વાસ્તે સારૂં માનવું વધારે સલામતીભરેલું છે. કદાચ હજી એમાં કાંઇ ભેદ હોશે કે જે આપણે જાણુતાં નહીં હોઇશું."

"પણુ ડયુક માહરા બાપ છે એમ તો તમે જાણુતાંતાંની. ઍલન?"

"હા."

'ત્યારે તમે મને આટલું આટલું સુધી તે કહયું કાંએ નહીં?"

"તાહરૂં સારૂં વાંચીનેજ," મેં સમજાવ્યું; "મેં જોયું કે એ ભેદ તાહરી પાસ ખુલવાનો વખત આવે ત્યાં સુધી ચોબવામાં તાહરૂં ભલું હતું. તું જલ્દીથી જાંણુતે તેથી શું થતે? તાહરાં મરનાર માતા વાસ્તે તું બુરાં વમાસણો દીલે વસાવે તેથી શું લાભ થવાનો છે? સમજની થઇ ત્યારથી તેવણુને તુંજ કેહછ તેમ તું ઓળખતી ને વખાણુતી આવેલી છે. તેવણુ એકાંતમાં ને ઇજ્જતમાં રહેલાં હતાં—"

"ઓ બેશક," મેરી તે મરનાર માટે વફાદારીભરયા વાહાલથી પાછી ઉશ્કેરાઇ; "કેવાં માહરાં ભલાં મમા! કેવું માહરી પર અંતની ઘડી સુધીનું હેત! હું તો કેહુંછ કે કોઇ માએ એવી હેતવંતી થઇજ નહીં શકે!"

"ત્યારે એ તો વધારે કારણુ છે," મેં નરમાશથી સમજાવ્યું; "કે આ તબકકે તેવણુને વાસ્તે કાંઇ બી બુરૂં વમાસવાનું તાહરે વરે વાજબી થવાનું નથી. હું તુંને ખાત્રી આપુંછ, મેરી, કે એ વાતમાં બાતેનમાં શું ભેદ છે તે હું પોતે બી નથીજ જાંણુતી; પણુ બધી વાતની આપુને પકકી બાતમીઓ મળે ત્યાં સુધી આપણુને કોઇને વાસ્તે કાંઇ બી મત બાંધવાનો હક્ક નથી. જ્યારે તાહરાં માયજીની તું એટલી એટલી તારીફ કરેછ ત્યારે કાંએ નહીં કાંઇ બીજોજ ભેદ હોય? ધુચ્છી ઓરતોનાં લક્ષણુ જુદાંજ થાયછ, ને માહરૂં તો જીગર આએ સઘળું જાણુવા ને જોવા છતાં, તાહરાં માયજીને મેં જે જોયાંછ ને જાણ્યાંછ તેથી, સાખ પુરેછ કે તાહરો જનમ નામોશીનો નથી, ને એમાં કાંઇ ભેદ છે!"

મેરીએ બ્યાંન નહીં થઈ શકે એટલાં બધાં હેસાંનની આંખોથી એ સાંભળતાં માહરા બણી જોયું.

"ઓ ઍલન, તમે એક આદમીનાં રૂપમાં, હું તો કેહુંછ જે, ફીરેસ્તા સરજાયાંછ!" તેણીએ સાચાં દીલનાં મોટાં જોશથી કહ્યું,—અને હું તેનાં દીલની એ સાદાઇથી માહરાં મન સાથ હસ્યા વના રહી નહીં; "વારૂં, મને કેહો તો ખરાં, બેહેન," તેણીએ જરા થોભીને કહ્યુ; "કે હવે માહરે શું કરવું ને કેમ કરવું કે કેમ કામ લેવું? ડયુક ક્યાં ગીયાછ, અને તેવણુની સાથે હતાં તે ડચેસજ હતાં કે?"

"હા," મેં કહ્યું; "તે લોક પોતાને બંગલે ગયાંછ, અને ડચેસે મને તુંને ત્યાં લઇ આવવા કહયુંછ તેમ હમણાંજ આપુને તે લોકને ત્યાં મલવા જવાનું છે."

"તે લોકને ત્યાં?" મેરીએ દબાઇને કહ્યું; "ત્યારે આપુને ફ્લેરેન્સને મલવાનું છે તે?"

"તે કોઇ બીજી વખત," મેં સમજાવ્યું; "આજે તેને મલવાનું તો ઘણું મોડું થઇ ગયું. આપણે આપેલા વખતથી નજદીક પોણો કલાક મોડું થયલું છે, એટલે તે તો વાટ જોઇ જોઇને પાછો ચાલીજ ગયો હોશે, ને આએ "આરલી હાઉસ"માં મલવા જવાનું આજે વધારે જરૂરનું છે. એ તો તાહરાં આખાં ભવિશનોજ સવાલ છે, ને હવે એ વાતનો જે તે લટકો-ફટકો થઇ જવો જોઇએ."

"પણ માહરે તો તે લોકને મલવુંજ નથી," મેરીએ વળી ઉશ્કેરાઇને કહ્યું; "મને તે લોકની કશીજ દરકાર નથી. હું ડયુકનું મોહનું જોવા બી રાજી નથી."

"એમ ના બોલ!" મેં જરા ધમકાવી; "તુંજ કેહતી હતી કેની કે તેવણુ તાહરી પર હંમેશ ઘણા હેતવંતા ને મેહરબાન હતા? તું તેવણુને કાકા તરીકે જાંણુતી હતી ત્યારે તો ચાહતીતીજ કેની? તેવણુ બાહેરગામ હતા ત્યારે તો રોજ તેવણુનાં પાછા ફરવાની તું વાટ જોતીતી કેની?

"હવે હું તો ધારૂંછ કે બાહેરગામ બી કેથે ગયાજ નહીં હોશે, ને એમ કરીને આટલું સુધી મને ટાલવાનું એ જુહું જુહું બાહણું કાઢયું હોશે!"

"તેમાં બી તાહરી ભુલ છે," મેં સમજાવી. "એ લોક કૉન્ટીનન્ટપર ફરવા ગયલાં હતાં, અને આએ છેલ્લા બે ચાર દિવસોમાંજ અત્રે પાછાં ફરેલાં હોવાં જોઇએ. હું પોતે જ્યારે બીએટ્રીસ સાથે ડોવર ગઇતી ત્યારે એ લોક ડોવરમાંથી પાસ થતાં મને ત્યાં મલ્યાં હતાં."

"અને ડચેસ?"

"ડચેસ બી હવે તો ખરી વાત બધી જાંણેછ," મેં જવાબ કરયો, "ને તેજ તાહરા સંબંધમાં કાંઈ કરવા માંગેછ, મને ડોવરમાંજ કેહતીતી."

"એટલે, શું કરવા માંગેછ?" મેરીએ ઘણા ગુસ્સાથી તુચ્છકાર કરયો; "કાંઇ પૈસાટકા આપવા માંગેછ એમ? ઍલન ડીઅર, તમો તમારી ભોલાઇમાં ને ભલાઇમાં મને લાગેછ કે આએ વખતે ઘણાં ઉતાવળાં થાઓછ. મેહરબાની કરીને મને સાંભળી લેઓ. હું એ લોક તરફથી, એક રખડેલ ને રદી કુત્રાંને કોઇ દયાનો ટુકડો નાખે તેવી કીસમની, ગમે એ રકમની કોઇ બી મદદ કદી કબુલ રાખવાની નથી. માહરા જનમની નામોશી આજ ને કાલ એવી મોટી છે કે માહરાં દીલનો તે જખમ એ લોકની એવી માયા મેહરબાનીથી સાંમો વધારો ઉંડો વેહતો થશે. વળી ડચેસ તો મને ખરાં દીલથી ધીક્કારતી હોવીજ જોઇએ. કોણુ પરણેતર પોતાના ખાવંદની

એટલી હદ સુધીની બદફેલી ને બેવફાઇથી ખીજવાએ નહીં? "આરલી હાઉસ," તેટલા વાસ્તે, હું હવે આવવા માંગતીજ નથી. હવે ચાન્સ છે ત્યારે મને મેહરબાની કરીને ઇજ્જતથી પરણીને ઘર પડી જવા દેઓ. હવે મને ડયુકની એ વાતમાં રજા કે સલ્લાહ લેવાની બી કોઈ પરવાહ નથી. તમેજ જરા માહરે ખાતર તસ્દી લઈ તમારી ખાત્રી કરો કે ક્લેરન્સ, હું કેહુંછ તેવોજ, ખરેખર ભલો ને સાચો છે કે નહીં."

"તે હું ખચ્ચીત કરશ," મેં ધીરજ આપી, "પણ તું હજી બી માહરૂં ધ્યાનથી સાંભળી લે. તું કેહેછ કે ક્લેરન્સ પૈસાવાલો છે તો ભલે, પણ કોઇ બી વર, ગમે એવો પૈસાવાલો, પોતાની પરણેતર રીત તરીકે સગવડથી જે લાવી શકે તે લેવા ના કેહતો નથી. હવે તાહરી પાસ તો હાલ જે થોડાક સો પાઉંડ આપણે બેંક ઑફ ઈંગ્લાંડમાં તાહરાં નામ પર ઉંચા કરી મુકયાછ તેજ છે કેની? તો તું કાંએ નહીં ડયુકને મલીને એક ધરખમ રકમ તાહરાં પોતાનાં ભલાં વાસ્તે સ્વિકારે? એમાં તે જે આપશે તે નથી તો ભીખ ગણાવાની કે નથી તો બક્ષીસ. ગમે તેવો પણ તે તાહરો બાપ કેહવાએ, ને તાહરી સમાલ કરવાને તે ખુદાનાં ઘેર સુધી બંધાયલો છે."

ટુંકમાં, ઘણી મુસ્કેલથીજ હું ગરીબ મેરીને મનાવી શકી, ને મોટામાં મોટી આનાકાનીથી, ફકત માહરે વાસ્તેનાં માન અને માહરી તરફની તાબેદારીને ખાતરજ, તે અંતે માહરી સાથ "આરલી હાઉસ" આવવા એકમત થઇ.

અને અમો ગયાં. મેં દુકાંણદાર મી૦ બ્રુકસ અને તેની બૈરીનો તેઓની મદદ વાસ્તે ઘણો ઘણો ઉપકાર માન્યો, મને જોઇતી ચોપડીઓ મેં ખરીદી લીધી, જે પછી એક ભાડેની ગાડી કરી લઇ અમો બંને "આરલી હાઉસ" હંકારી ગયાં.

અને જ્યારે તે દમામદાર મેહેલ આગલ અમો ઉતરયાં ત્યારે ગરીબ મેરીએ તે જોઇને એક ઉંડી હાય ખેંચી. દેખીતી રીતે ડયુકની ઠગાઇ તેને બહુજ ખટકતી હતી. તેને એમજ લાગતું હતું કે આ ઠગારા આસામીએ તેની માતાને સેવટ સુધી ઠગી હતી, અને પોતે એક મધ્યમ સ્થિતીનો મી૦ ગ્લેન્ટવર્થ તરીકેજ તેની આગલ સેવટ સુધી જણાયલો ને જાહેર થયલો હતો, ને તેજ ખરૂં હોવાની ભ્રાંતીમાં તે મરનાર બીચારી બેહેસ્ત પામી હતી!

હવે અમો ગાડીમાંથી ઉતરયાં ને વરંડામાં ગયાં ત્યારે આગલા હૉલમાં કોઇ કાંઇ ગરબડ અથવા કજીઓ કરતું હોય એવો સાહાદ આવ્યો.

"ઇજારડા પીજારડા, મને અંદર જવા ના કેહનારો તું કોણ?" તે અવાજ ચીંચવાઇને બોલતો હતો; "હું શું કાંઇ નાગી ભુખી છેઉં? હું શું પરઈ છેઉં? માહરા બેહેસ્તી જો અત્યારે જીવતા હોતે—"

"બાઈ સાહેબ, એમાં માહરો શું તકસીર છે?" તે હૉલ પોરટર (દરબાંન) પોતાના બચાવમાં કેહતો હતો; "હું તો ચીઠ્ઠીનો ચાકર! મને નામવર ડયુક ને ડચેસનો હુકમ છે કે કોઈ બી મલવા આવે તો તેને ઉપર આવવા નહીં દેવું, કેમજે અમે રોકાયલાં છઇએ."

"અરે પણ હું તો ડચેસની ફુઇ થાઉંની?" પેલી બાઇ, જે વાંચનાર સમજી ગયાં હશે તેમ, કોઇજ નહીં પણ પેલી ચોટી બીલાડી લેડી મેંગોલ્ડ (જેને એક દાહડો કાપડની દુકાંણે

કપડાંના કટકાઓની ચોરી કરતી મેં માહરી આંખોઆંખ જોઇ હતી તેજ) હતી તે વખતી બજીદ થઇ. "અરે, અત્યારે જો માહરા એહેસ્તી—......"

પણ તેવામાં અમો બને આગલા હૉલમાં આવ્યાં, અને અમોને જોતાં તે હૉલ પોરટર અદબથી અમારી આગલ ધસી આવ્યો.

"આએ રસ્તે, બાઇ સાહેબો," તેણે અમને માનથી રસ્તો બતાવતાં કહ્યું. દેખીતી રીતે અમો આવ્યે તેવાં અમને અંદર દાખલ કરવા ને તે દરમ્યાન બીજાં જે બી આવે તેમને પાછાં વાળવા ડચેસે હુકમ આપી રાખેલો જણાતો હતો. આ ગંભીર વાત વચ્ચે કોઇની બી દખલ ખુદરતીજ તેણીને ગમી નહીં હોવી જોઇએ.

પણ લેડી મેંગોલ્ડે તો એ જોતાં બધા પોતાના જીવજ જીકાટી નાખ્યા!

"હેં, હું પુછું જેવી પુછું તે પાછી જાઉં, ને આએ કોઈ હલકી છનારડી પીનારડી નાટકવાલીઓ આવી તેને કેહજે "આએ રસ્તે! આવોજી!" તેણીએ ખીચ પાડી કહ્યું; "અરે માહરા એહેસ્તી આએ વખતે જીવતા હોવા જોઇતાતારે! તેવણ જો જીવતા હોતે..."

"જેમ્સ," પેલા હૉલ પોરટરે તે બુદ્દયાની બકબક પર જરા બી ધ્યાન આપ્યા વગર પોતાના સાથીને કહ્યું—અને મેં જોયું કે તે તેમજ પેલો જેમ્સ પેલીની એ બધી વાહીયાત બકબકથી પોતાના દાંત ઉંઘડી જતા અમારા અદબને સર બડી મુસ્કીલથીજ રોકી શકતા હતા!—"જેમ્સ, આએ બાઇઓને ઉપર લઇ જા."

"એમ આવોજી, બાઇ સાહેબો," હવે જેમ્સે અમને રસ્તો બતાવતાં કહ્યું—અને અમો તેની પુઠે ગયાં.

"એ કદી ચાલવાનું નથી," લેડી મેંગોલ્ડે ગગડાત કરયો; "એ દુકતી માહરી દુશ્મેન છે. મેં એના નાટકમાં પરી થવા માંગ્યુંતું તે પરીનો પાર્ટ વટીક——"

પણ બાકીનું તો મને સંભળાયું નહીં. તેટલાં તો અમો દાદર ચઢીને ઉપર જતાં રહયાં, ને આ એક ગંભીર પ્રસંગ છતાં તે ચગડોલ ડોસીનાં ચક્રમપણાંથી હું થોડીક માહરાં મનમાં ગમત પાંમ્યા વના રહી શકી નહીં.

---

## પ્રકરણ ૧૫૧.

અમો તે મોટા, કુશાદે, શોભીતા ને ભપકાદાર દાદર પર થઇને તે ફુટમેનની પછવાડે ઉપર ગયાં, અને તેણે અમને એક ભવ્ય દીવાનખાનાંમાં દાખલ કરયાં, જ્યાં મેં જોયું કે ડચેસ એકલીજ હતી. ડયુક ત્યાં હતો નહીં.

ડચેસ થસ્સે ને થસ્સેજ હતી. અલબત તેને એક મુસ્કીલ ભાગ ભજવવો પડતો હતો એ હું એક તડાકે જોઈ શકી. તેને મેરી સ્નેન્ટવર્થ જરા થઇને ગમતી હતી નહીં, તે છતાં તેની સાથ તે ઉંઘાડી દુશ્મની કે તોડછોડ બી કરવા ચાહતી નહીં હતી, અને તેને આ બધું જીવ પર જોરાવરીનું કામ લેવું પડતું હતું એ બધું જોઇ લઇ શકાતું હતું.

તે પોતાની બેઠકમાંથી ઉઠી નહીં. તેણીએ બેઠી બેઠીએજ દમામથી અમોને બેસવા હાથ કીધો, અને અમો તેની સાંમે બેઠાં એટલે તેણે કહયું, "હું ઉમીદ કરૂંછ, મીસ ત્રેફર્ડ, કે તમે તમારાં સહી આગલ બધો ખુલાસો કીધોજ હોશે?"

મેં હા કહી, અને ત્યારે તેણીએ આગલ ગબડાવ્યું.

"હમણાં દુકાંણુમાં જે "સીન" થયો તે હું ચાહુંછ કે નહીં થયો હોતે; પણ, અલબત, તેમાં મીસ એન્ટવર્થનો હું કંઈજ વાંક કાઢતી નથી, એ બીચારી છોકરીને ઘણી શરમભરેલી હદ સુધી ઠગવામાં આવેલી છે, અને આજે બી, એમ છતાં, લટકોફટકો થઈ જાએછ તે બધાંનાં ભલાં ને ઇજ્જત વાસ્તે ખુશી થવા જેવુંજ છે. હવે કેહો, મીસ ત્રેફર્ડ, એવણનો શું એરાદો છે? તમારાં સહી શું માંગેછ?"

"તમો લોક દાનાઇથી એ બચ્ચાંનાં ભલાં માટે જે આપવાને ને ગોઠવણ કરવા ચાહતાં હોવો, યોર ગ્રેસ, તે કબુલ રાખવા મેં મેરીને સમજાવેલી છે," મેં કહયું.

"હું પોતે તો એક પઇ બી લેવા ખુશી નથી," મેરીએ હીંમતથી ને મજબુતીથી કહયું, "પણ મીસ ત્રેફર્ડ માનતાં નથી, હું તો એવણુનીજ પેઠે ઇજ્જતથી સ્ટેજપર નોકરી કરી માહરાં પેટ પુરતું ખોલી ખાતે, પણ ખુદાની બક્ષેશથી, હવે મને લાગેછ કે, તેની બી મને જરૂર પડવાની નથી!"—અને તે ઓશકથી લાલ થઇ.

"હીઝ ગ્રેસ અહીં નથી?" એવામાં મને ખ્યાલ થતાં મેં આસપાસ જોઇને પુછયું.

"નહીં. મેં જાંણી જોઇને એવણને આપણી મીલાકાત દરમ્યાન હાજર રાખ્યા નથી," ડચેસે પ્રમાણીક ખુલાસો કરયો. "તે ઘણું ઑકવર્ડ થતે. તમોને જે કેહવું હોય તે મનેજ કેહો, ને આપણેજ કોઇ બંદોબસ્તી પર આવી જઇશું."

"ત્યારે ખરી વાત એટલીજ છે, યોર ગ્રેસ," મેં કહ્યું, "કે મેરીના હાથનો એક કોઇ સારે ઘેરનો ઉમેદવાર હાથ લાગ્યોછ——"

"કોણ? તેનું નામ શું?"

"કોઇ મી૦ બોશેંપ નામના જવાંન છે," મેં કહયું.

"તમારી દાનાઇમાં મને ઘણો ભરૂસો છે, મીસ ત્રેફર્ડ," ડચેસે કહયું, "ને જો તમારી ખાત્રી થતી હોય કે તે કોઇ લાયક જવાંન છે તો એ ખરેખર ઘણી ખુશીની વાત છે. ભલે તે થવા દેઓ, ને અમો એ છોકરીને તેને માથે પડતી કે ખાલી હાથે પરણવા દઇશું નહીં. એટલુંજ કે તેણે કે કોઇએ હવે પછી કદી જાણવું નહીં જોઇએ કે——"

"મેં તે જવાંનને હજી જોયો નથી," ડચેસ વળી કાંઈ એવું બોલે કે તાતર વીખી મેરી પાછી છેડાઇ પડે ને બધી બાજી બીગડે તે જોઈ હું તરત વચમાં પડી, ને મેં વાત ફેરવવાની કોશેશ કરી; "અમો આજેજ તેને મળવા જતાં હતાં——"

"પણ મેરી તો તમારેજ ત્યાં રહેલી છે કેની?"

"જી હા."

"ત્યારે અજબ જેવું, મીસ ત્રેફર્ડ, કે એટલી હદ સુધી એણે કોણને દીલ આપ્યુંછ તે

તમો હજી સુધી જાણતાંજ નથી ?" ડચેસે કહ્યું; "ધ્યાન રાખજો કે હું જે વચમાં બોલુંછ તે એ છોકરીનું ભલું વાંચીને એના બાપ તરફથી એક બાપના હકથી બોલુંછ. અમે એને મોટી ને ધરખમ રકમ આપવા ખુશી છીએ, પણ કોઇ લુચ્ચો હોય ને ખાઇને પીસી જાય——"

"મી૦ બોશેંપ તેવા છેજ નહીં," મેરી એ સાંભળતાં એકદમ છેડાઈ પડીને પાછી ગુસ્સે થઈ; મેં તેવણને ઘણાજ પુરતા ઓળખેલા છે, ને તેવણ ખરાજ ભલા ને નેક છે. તમોને, તેથી, એવાં અનુમાન કરવાનો કશો હક છેજ નહીં. મને તમારી કોઇ મદદ જોઇતીજ નથી,"— અને તે તો, એમ કેહતાં, એક ફફડેલી વાઘણની અદાથી ઉભીજ થઇ! "ચાલો, ઍલન!" તેણીએ પછી માહરી ભણી ફરીને તોરથી કહ્યું; "મેં તો તમોને નાજ કહ્યું કે અહીં આવવામાં આપણી શોભા નથી, પણ તમે માન્યું નહીં!"

"મીસ ગ્રેન્ટવર્થ," ડચેસે પણ હવે ગુસ્સાનાંજ નેણ કરીને તોરથી કહ્યું; "તમારે એમ છેડાઇ પડવાને કંઇજ કારણ નથી. તમારે મનથી સહમજવું જોઇએ, ને તમો નહીં સહમજી શકશો તો મીસ ત્રેફર્ડ સહમજ આપશે, કે અમો તમારૂં ભલુંજ કરવા ચાહીએછ."

"મેરી, તાહરી ઘણી ભુલ છે," મેં બી હવે જરા નારાજ થઇને સખ્તાઇથી કહ્યું; "જરા ધીરજ રાખ ને બેસ પાછી."

તે તાબેદારીથી તરત પાછી બેઠી.

"ફક્ત અમારી ખાત્રી થવી જોઇએ કે એ મી૦ બોશેંપ તમે કેહોછ તેમ ખરેખરો ઇજ્જતદાર આદમી છે," ડચેસે હવે પાછું નરમીથી કહ્યું; "ને તેમ હોશે તો લગનની રીતમાં અમો તેને દસ હજારનો ચૅક તરત ભરી આપશું. એટલુંજ કે અમારે ત્યાંનો ચૅક શું કારણથી મળ્યો તે વાસ્તે તમારે કંઈ ઓલવવું જોઇશે. ડયુક સાથની તમારી સગાઈ કોઇ બી સંજોગમાં આજ પછી કોઇને બી જાહેર થવી નહીં જોઇશે."

"મને કોઇ એવી સરત કબુલ છેજ નહીં ને મને કંઇ તમારૂં જોઇતુંજ નથી," પેલી "બલતો પાહાડ" તો પાછી ફફડી ઉઠી! "વળી એવણ જોજે! ચાલો, ઍલન, ચલો; તમારે આવવુંછ કે હજુર બી નહીં ?"

અને ડચેસ વળી કયાં મિજાજનું ખોરયું કમ હતી! બેઉ ચકમક હતી! મેરી, મેં જોયું કે, તદ્દન બીજીજ મેરી બની ગઇ હતી. આજ તક તે માહરી કહ્યાસરની, નમાની ને મને પુસ્કલ તાબેદાર હતી. તે હાડેહાડ ગરીબ હતી, પણ ડયુકની ઠગાઈ જાણતાં સાથે જાણે તેનું માથુંજ ફરી ગયું હતું! તે એક બી સહરાગત વગર ડયુકને પોતાની ભલી માતાની નામોશી નીપજાવનાર ને ખોહારી કરનાર એક બદકાર સમજતી હતી, ને તેથી તેના તરફ ને તેનાં લાગતાંવળગતાંઓ તરફ તે અજબ જેવી ધીકકારથી ઉશ્કેરાઇ ગઇ હતી!

અને ડચેસ બી તે નાખતીથી લઇ ચલાવે કે ખમી જાય એવી પોચી મટોડીની હતીજ કયાં? તે પણ ફફડીજ ઉઠી; "લઈ જાઓ એ તુંદ દુકતીને માહરી સાંમેથી, મીસ ત્રેફર્ડ," તેણીએ મોટા ગુસ્સાનાં નેણ જમાવી કહ્યું; "એ તો અમે દબાથી દોરવાઇને નરમ થઇએછ તેમ છેકજ પવારે જતી ને સરેવાર થતી દેખું! એનાં ભેજાંમાં ઉતારજો કે જેની સાથ એ પરણેછ તે અમારી મેહરબાનીને લાયક છે એમ અમો જ્યાં સુધી ખાત્રીપુર્વક જાણશું

નહીં ત્યાં સુધી અમો એક શીલીંગ બી એને કે તેને આપવાનાં નથી. અમારા દસ હજાર પાઉંડ કાંઇ હરામના નથી આવ્યા કે તે કોઇ રસ્તે ચાલતા ભામતા ભીખારી કે લુચ્છા લબાડને અમો રેડી દઇશું !"

આ અવધી થઇ, અને મેરી તો એક વીછણ માફક છેડાઇ. જ્યારે હું તે બેને રોકતી રોકતી ને સમજાવીને શાંત કરતી કરતી નાહક વચમાં મરવા પડી ! માહરે માટે તો એ બધી વગર ખાધાનીજ મોડચી હતી!!

"ભામતો ભીખારી ને લુચ્છો લબાડ ?" મેરીએ જમીન પર પગ ઠોકી બાન પટકી નાખ્યો; "ખબરદાર ! તમે મોટાં હોવો તો તમારે ઘેરનાં, પણ માહરી સાથે તમારૂં મોહતું સમાલીને વાત કરજો—હું કેહુંછ સાફ !"

"મેરી, મેરી, તુંને શું થયુંછ આજે ? તું કંઇ ઘેલી તો નથી થઇ ? તું કાંએ હાથે કરીને તાહરૂં ઉંધું મારેછ ?" મેં તે ઉપરથી હવે તેને સખ્ખત ધમકાવી, કે જ્યારે તે છોકરીના ગાલ તો, મેં જોયું કે, ગુસ્સાની અગનથી લાલ થયલા ને ઉપસી આવેલા ધમધમ બળતા હતા !

"પણ ત્યારે એવણુને હક શું છે માહરા ગરીબ લવરને એમ ઇનસલ્ટ કરવાનો ?" મેરીએ તકરાર ઉઠાવી; "હું કાંએ તે સાંખી જાઉં ? તેવણુને જો એવણુ ઓળખે ને જોય તો——" અને એક ચીસ સમેત તે હયાં આગલ બોલતાં અચપુચ અચકી ગઈ ! "ઓ તમે ?" તેવામાં નસીબ સંજોગે ડચેસનો દીકરો મારકવીસ હરબર્ટ બારણું ઉઘાડીને, કાંઇક ભુલથી, પોતાની માતાને એકલી જાણી અંદર ડોકું ખોસતો જણાયો તેને જોઇને તેણીએ ખુશાલીથી બુમ મારી ! "તમે અહી કાંહાંથી નીકળી પડયા, ક્લેરન્સ, જ્યારે અહીં તમારે વાસ્તેજ તકરાર ચાલેછ ત્યારે !"

બધાં દંગ થઇ ગયાં ! આ તો વળી નવી આફત ને તદન નહીં ધારેલી નવી મોંહકાંણ હતી, કેમજે વાંચનારને હવે કેહવું પડવાનું નથી કે જેને મેરી મી૰ ક્લેરન્સ બોશેમ્પ તરીકે જાંણતી ને ઓળખાવતી હતી, અને જેને ઓરડામાં આવતો જોઇ તે ખુશીના એક કુદકા સમેત તેની ગોદમાં ધસી ગઇ હતી, તે કોઈજ નહીં પણ ડયુક ને ડચેસનો વડો ને વારસ બેટો મારકવીસ હરબર્ટ પોતે હતો !!

બધાં દઘાયાં—મેરી સિવાએ અમો ત્રણે જણ, ને મેરી પણ તે જોઇને હદ વગરની હેરત રહી, ફગલાઇ ને ગુંચવાઇ. તેને તો કાંઇ સમજજ નહીં પડે; અને નાટકોમાં મોટી જેહમત અને બડી ઇફ્રાઝતથી જે "ટાબલા" ગોઠવવામાં આવે છે તે માંહેલો આ એક ત્યાં ઘણો જોવાજોગ વગર મેહનત ને વગર ખરચનો "ટાબલો" ગોઠવાઇ પડયો !

એ તો ખુદાની દયા થઇ કે કોઈ ગંભીર ખરાબી થવા પાંમે તેટલાં હરબર્ટનું આ તરકટ પકડાઇ ગયું, ને તેઓ બંને (સાવકાં) ભાઇ બેહેન લેખાએ એ વાત પર અજવાળું પડયું ! હરબર્ટનાં મનમાં પાપ હતું કે નહીં તે તુરત વેળા હું મનથી નકકી કરી શકી નહીં, પણ પોતાની ઓલાદ ને મોટી પદવી છુપાવી નિર્દોશ મેરીને જીતવા તેણે ખોટું નામ આપવાની ઠગાઈ કરી હતી એ તો દીવા જેવું દીસ્તું હતું, ને તેટલુંજ એ એક વારનો ખરો ભલો

જવાંન પાયરી દર પાયરી નીચાંણુમાં ગબડતો આવતો હતો તે વાતની પુરવારીમાં શું બસ નહીં હતું ?

ડચેસનાં બી ભીંગ ફરી ગયાં. પોતાના બેટાને આવી હલકત પર ઉતરી ગયલો જોઇ તે માતા હદ વગરનું દુઃખ પાંમેલી દેખાઇ, અને તેના ગુસ્સાનો પણ પાર ન રહયો. બીજા હાથ પર હરબર્ટનો ગભરાત દયા કરવા જોગજ હતો. તેને બી કાંઈ સમજજ નહીં પડયું. તે, અલબત, હજી કાંઇજ જાંણતો ન હતો કે મેરી તેની બેહેન થતી હતી, જેથી તેણીને માહરી સાથે તેને ઘર આવેલી જોઇ તે એમજ સમજ્યો કે તેની ઠગાઇ પકડી કાઢી હું તેની માય પાસ ફરયાદે આવી હતી! એટલા વાસ્તે તે પુશ્કલ તરખાયો—એટલે સુધી કે ખુદાએ જાંણે એક મોજેજાથી તેને તેણીનાં તેને વાસ્તેનાં ઉંચા મતની પુરવારીમાં અચબુચ અત્રે મોકલી આપ્યો હતો એવા બેહુંદા ભરૂસા સાથે જ્યારે તેને જોતાં સાથે મેરી ખુશીના એક કુદકા સમેત તેની ગોદમાં ધસી ગઇ ત્યારે તે સાંમો ડર ખાઇ જઇને બે કદમ પાછોજ હઠયો!—એક હીલચાલ કે જેણે ગરીબ મેરીને બહુજ અજબ કરી મેળી!

અને એ રીતે તે "ટાબલો" થયો! નજદીક એક બે મિનીટ જુદાં જુદાં કારણો ને જુદી જુદી લાગણીઓના બાએસથી અમો વચ્ચેથી કોઇ બોલી શકયુંજ નહીં, પણ અંતે મેરીએજ તે ભયંકર ચુપકીદી તોડી.

"ઓ કેવું સારૂં થયું તમે ઠટોકટ વખને અત્રે આવી લાગ્યા તે, કલેરન્સ!" તેણીએ કગળીને કહ્યું; "તમોને કોણે મોકલ્યા? તમે કેમ જાણ્યું કે હું અહીં છેઉં ?"

"અભાગની છોકરી!" હવે ડચેસે તેની આગળ જઇ તેનું પાંખડું પકડીને તેને પોતાના બેટાથી અલગ કરતાં ગુસ્સાથી કહયું; "તું જાંણેછ એ કોણ છે તે?"

"મેરી, ખુદાને ખાતર મને માફ કર!" હવે હરબર્ટે પોતાની ખતા એકદમ કબુલ કરવા જેવી જરૂર પીછાંણી ને અગત જોઇ; "મેં તુને ઘણી ઠગેલી છે. હું કોઇ કલેરન્સ બોશેમ્પ છેઉંજ નહીં."

"હેં, નહીં? ઓ, એ તમે શું કેહોછ?" મેરીએ ગભરાતની ચીસ પાડી; "હું તો તમોને નેકીની મુર્તીજ માનુંછ. કેહો મને—કેહો મને કે તમે, અત્યારે, કોણ છેઓ?"

"હું જે બી છેઉં તે છેઉં," હરબર્ટે દમામથી કહ્યું; "પણ તાહરા તરફ માહરૂં દીલ તદન સાફ છે. માહરાં દીલમાં કગરસ બી દગો નથી. મેં તાહરાથી માહરૂં નામ ને પદવી છુપાવ્યાંછ એટલીજ તકસીરનો હું જવાબદાર છેઉં, બાકી તાહરા હજારો ઉમદા સદગુણોનો હું વખાણનાર છેઉં, ને ગમે એ ભોગે બી હું જરૂર તને હજી બી પરણીને માહરી મોહરદાર—"

પણ ડચેસે તેને આગળ બોલવાજ નહીં દીધો. ગરીબ મેરી તો હરબર્ટે આપેલા એ સધ્યારાથી પાછી હરખાઇ ગઇ, અને જોશથી તેને પાછી ભેટી પડવાની હીલચાલ કરવા જતી હતી, પણ ડચેસે તે બંનેને થથરાવી નાખીને વચ્ચે ઝોંકાવ્યું.

"કમબખ્તો!" તેણીએ બખાળ્યું, 'સુધબુદ્ટાં ના બનો! તમો જાણતાં નથી કે તમે કેવાં બેરૂ અંધારામાં ગોટાં ખાઓછ!"

"ચાલોજી, તમોને કોણ અમો બેની વચ્ચે બોલાવેછ?" મેરીએ મોટી ઉશ્કેરણીથી પાછાં નેણ કાઢયાં.

"મમા, તમે મેહરબાંની કરીને આએ વાતમાં અમો એની વચ્ચે કાંઈબી બોલતાંજ ના!" હરબર્ટે પણ થસ્સાથી કહ્યું; પણ મેરીજ હવે પુશકલ બીહીધી.

"મમા?" તેણીએ ગભરાતથી ગભડી પડતાં ને મોટા ભય પામતાં કહ્યું; "શું ડચેસ તમારાં મમા છે? શું ડયુક તમારા બાપ છે? ઓ હું મુઇ—હું મુઇ ત્યારે તો!"—અને તે કમનસીબ છોકરી આંખે હાથ ઢાંકી જોશથી રડી પડી.

"ઓ પરવરદેગાર, એ શું ભેદ છે?" હવે હરબર્ટ હદ વગરનો તાજુબ થયો.

"માહરા લૉર્ડ," મેં હવે આગળ પડીને મક્કમપણે કહયું; "આએ જવાંન બાંનુ તમારી સાવકી બેહેન છે. એના બાપ ને તમારા એકજ છે!"—અને એક પીછના ફટકાથી વટીક પછડાઇ પડે એટલો બધો દેહેસ્ત ખાધેલો ને આર્જોદા બનેલો કમબખ્ત હરબર્ટ પણ, એક ડચકાં સાથ, હવે પાછો પડયો!

---

## પ્રકરણ ૧૫૨.

તે એક ખરેખરો દુઃખભરયો દેખાવ હતો. મેરી માહરાં દીલ પર અઢેલી પડી હતી, અને જો કે તે આ વખતે હોસ સાબુત રાખી ટકી રહી હતી, પણ મને તેની આંખમાં જોતાં લાગ્યુ કે યાતો તેને હીસટીરીયા થઇ આવશે, અથવા તો તે ઘેલી થઇ જશે! મેં તેથીજ તેને, આગળ ધસી જઈ, માહરી જોરાવર બાથમાં મજબુત પકડી લીધી હતી. મેં તેને, તેથી, હવે પાછી ધીરજ રાખવા ને હીંમત પકડવા વિણવીને કહયું; કે જે દરમ્યાન ડચેસ પોતાના બેટાને તે મોટા ઓરડાનાં એક ખુણાંમાં ધસડી લઇ જઈ હવે ભેદ ખોલીને સઘળું કહી દેતી હતી.

અને તેનો—તે જવાંનનો—ચેહરો મેં જોયું કે એ બધો વખત મોહોત જેવો ફીકકો હતો! તે, એમ છતાં, શાંત મગજે બધું સાંભળતો હતો, અને પછી જવાબમાં પોતાની માતાને કાંઇ ઉતાવળું કહી અમો હતાં ત્યાં પાછો ધસી આવ્યો.

"મેરી, મને માફ કરજે—હું માહરાં ગુઠણો પર પડી માંગુછ કે મને માફ કરજે," તેણે ઘણાં સાચ્ચાં દીલના આગ્રહ ને આજખ્વાહીથી કહયુ;—અને મને તરત લાગ્યું કે આ આસામી હું ધારતી હતી તેટલી હદ સુધીનો વંઠેલ કે બીગડેલો નહીંજ હતો. તે એકવાર લપસ્યો હતો ખરો, પણ તેના પર તેના અસલ સદગુણોએ જલ્દીજ પાછી જીત મેળવી હતી, અને તે જોઇને મને ઘણી ખુશાલી હાંસલ થઇ.

"મેરી, મને માફ કરજે," તેણે કહયું. "તુને હું પરણી નથી શકતો તો તું હવે આજ પછી માહરી બેહેન છે, ને હું એક સગા ભાઇનાંજ હેતથી સદા તુને ચાહવશ ને માન આપશ." અને તેણે તેણીનો હાથ પોતાના હાથમાં લીધો.

પણ મેરીએ તે મોટા ગુસ્સાની એક અછાતથી છટકાવી નાખ્યો.

"ચાલી જાઓ તમે, માહરા લૉર્ડ, એકદમ માહરી સાંમેથી!" તેણીએ મોટા ગુસ્સાનો ગગડાટ કરયો; "માહરે તમારૂં કાંઇ સાંભળવું નથી. મને તમારી સાથે હવે કશુંજ કામ નથી!"

"એમ ના બોલ, મેરી!" તે ભલો જવાંન હજી બી કકલ્યો, "હું માહરી એ ઠગબાજીના બદલામાં તું હવે પાછી પુરતી સુખી થાએ તેમજ કરશ ને તેમજ વરતશ."

"મને કોઈનું કાંઇ જોઇતુંજ નથી," મેરીએ મોટા તિરસ્કારભરયા કડવાસથી ને પક્કા ઠરાવની અદાઓથી કહયું, ને તે ૨૦ વરસની બાળામાં એટલી હીંમત ને એટલું ઝનુન કેમ આવી જઇ શક્યાં તેજ જાણે હું તો જોયા કરૂં! "માહરા જનમની નામોશી વાસ્તે તમારા બાપનીજ હું આભારી છેઉં, તમારી માયે મનને ગમ્યાંછ તેમ તોર તકોબરીનાં મને અપમાનો કરેલાં છે, ને તમે બી તમારા ડયુક બાપ જેવાજ એક નાલાયક ઠગારા પુરવાર થઇ ચુકયાછ! એ તો ખુદાના કરોડો શુકર છે કે વખતસર એ ઠગાઈ ઉઘાડી પડી, બાકી જો એ ને એ ઠગાઇમાં હું કુટાઇ મરતે, ને એક સાદા ફ્લોરન્સ ઓશેમ્પને નામે જો તમોને પરણી ગેઇ હોતે તો———"

પણ તે આગળ બોલી શકી નહીં. આટલુંબી તે તુફાણમાં હીલતાં એક નબલાં ઝાડ પેરે ગુસ્સાથી ધ્રુજતી લખલખતી બોલતી હતી, ને તેનો સદાનો મીઠો હલક જાડો ને ઘાડો સંભળાતો હતો. એટલા માટે તે એટલુંજ બોલી એક ઝનુની વાઘણની અદાથી એક છલાંગ મારી તે ઓરડામાંથી એકદમ બાહેર પડી, જયારે એક ઉતાવળી એસારતથી ડચેસની રજા લઇ મને બી તે ગરીબ દીવાનીની પુઠે દોડી જવું પડયું.

ડચેસ કે જે પણ, મેં જોયું કે, પુશ્કલ બીહી ગયલી હતી તે અને હરબર્ટ તો એ છોકરીનો ગુસ્સો ને થસ્સો દઘાઇને જોયાજ કરતાં હતાં, અને ડચેસ, જે ભલાં ભલાંઓને થથરાવી નાખનારી ને પાત્રે પાણી પાનારી, તે વટીક આ મટુકલીના તે દમામદાર ગુસ્સા ને ગગડાટ હેઠળ જાણે ગબડી ગઇ!

"મેરી, ખુદાને ખાતર હવે જરા શાંત થઈ જા," મેં તેને બાહેરની ચાલમાં પકડી પાડતાં કહયું; "નોકરનફરો કંઇનું કંઇ સમજશે ને ઘણું નરસ લાગશે."

"બીહો ના, ઍલન ડીઅર, હવે હું શાંતજ છેઉં," તેણીએ પોતાનું મોંઢું નુછી નાખતાં અને એક જેહમતથી શાંત થતાં મને જવાબમાં કહયું; "હવે મને ઉશ્કેરાવાનુ છેજ શું?"— અને એમ છતાં તે છોકરીના અવાજમાં કાંઇ એવું બીહીક લાગે તેવું કઠોરપણું વાગતું હતું કે ખરે મને હું તેના સંબંધી ફ્કરમંદ થઇ.

ગાડીમાં બી તે પછી તે ઘણો વાર કાંઇ બોલી નહીં. ગાડીની ગાદી પર માથું નાખી ફાટેલે ડોળે ટકટક જોયા કરતી તે ચુપ પડી રહી. તે રડી બી નહીં, ને તે મને ગમ્યું નહીં. મેં ચાહયું કે તે રડીને પોતાની દુઃખ ને ગુસ્સાથી ઉકળી આવેલી છાતીને થોડીક રીહાઇ આપી શકે!

તેને દુઃખ લાગે એ ઘણુંજ સ્વભાવિક હતું. તે ગરીબ બચ્ચું છેલ્લા બે કલાકમાં જાણે અજબ ખુલાસાઓના રેહમાં તણાઇ ગયું હતું! એક હાથ પર પોતાના ઉમરાવ બાપની ભયંકાર ઠગાઇ અને પોતાના જનમની નામોશીથી તે વાકેફ્ગાર થઈ હતી, ને બીજા હાથ પર પોતાનાજ ભાઇને હાથ પોતાની બરબાદી થનાર હતી એ વાતની તે એક અજબ જેવી માહીતી મેલવી આવવા પાંમી હતી, જેથી જાણે આખી દુન્યા સામે તેનું દીલ સખ્ત ને હૈયું રૂ઼ઠેલું બની ગયું હતું!

મને બી બહુજ લાગતું હતું. ઝારાનાં મોહોતનો કારી જખમ હજી તો માહરાં દીલમાં

દુઝતો હતો, તેટલાં આએ બીચારીની આએ ફેજ થઈ! જાંણે લોકોનાં દુઃખ જોઇને જળી મરવાનીજ માહરી વધારે કરીને સરજત હતી!

એમ કરતાં નજદીક ગાડી ચાલુ થવા પછી દસેક મિનીટે તે માથું ઉંચકીને બોલી, "કેવો કમબખ્ત દાહડો, હં ઍલન?"

"હા, બેહેન," મેં પટાવીજ લીધી; "પણ તાહરે હીંમત રાખવી જોઇએ."

"હવે હીંમત શાંની બલીછ?" તે કડવાસથી હસી; "છેલ્લા એક બે કલાકમાં હું તો ૫૦ વરસ જેટલી દુન્યાદારી જોઇ ચુકીને ઘરડી થઇ ગેઇ! હવે ફક્ત એજ યાદ મને મીઠી ને વાહલી છે. એક માહરાં દગો પામેલાં ગરીબ મમાની, ને બીજી તમારી માહરા જોગી હજારો ભલાઇની. તમે આએ બધું જાંણુવા છતાં કેમ કેમ મને સપોવીછ ને સંભાલીછ તે જ્યારે હું બધું યાદ કરૂંછ ત્યારે માહરી તો જાંણે અજાએબીજ નથી ભાંગતી, ઍલન! એમ કોણુ કરે? તમો કોણુ—હું કોણુ—ને કેવી કેવી તમે માહરી કદર કીધીછ! હું તેનું શું હેસાંન જાંણી મરવાની હતી?"

હું બીજું ત્રીજું કાંઈ બોલી નહીં. તેના વિચારોના વમળ વચ્ચે બી હાલમાં હું તેને રોકવા ચાહતી નહીં હતી. મેં શાંતીથી ફક્ત એટલુંજ કહયું, "એક ઇનસાને બીજાં ઇનસાન તરફ એવા સંજોગમાં જે ફરજ અદા કરવી જોઇએ તેથી જ્યાદા મેં કશુંજ કરયું નથી, મેરી."

"એ તો તમે તમારી લાયકી બોલોછ," તે બજીદ થઇ; "હું શું સમજતી નથી? ખેર, હવે એ જીકકર જવા દેઓ ને મને સાંભળી લેઓ. માહરે બી નાટકનાં સ્ટેજની નોકરી લેવીછ, ને સ્વતંત્ર થઇને આબરૂ ઇજ્જતથી માહરો ગુજારો કરવોછ. તમો મને મદદ કરશો, વાહલાં બેહેન?"

"હું ખુશીથી કરશ, પણ હમણાં નહીંજ," મેં સમજાવ્યું; "થોડા મહીના, નહીં તો થોડા અઠવાડયાં બી તું કાઢી નાખ ને થોભી જા, કે તેટલાં તાહરૂં મગજ પુરતું શાંત થાએ ને તું ધીરજથી વિચાર કરી શકે. ઉતાવળ શું છે? તું જરા બી મને માથે પડેલી નથી. ઘણું થાય તો તાહરા રૂપ્યામાંથી તું મને ખાધા ખરચ તાહરો આપજે, ને તાહરાં મનની શાંતી ખાતર તે હું લેવશ."

"તેજ વાત નથી, ઍલન," મેરીએ માંગી લીધું; "માહરાં મનની શાંતીને સારૂ બી માહરે જેમ બને એમ જલ્દી માહરાં મનને એ એવી એક નોકરીથી રોકાયલું કરવા ને રાખવાની ખરેખર ઘણી જરૂર છે. તમો, તેથી, માહરાં મેહરબાન જો સદાના છેઓ તો એટલાં વધારે મેહરબાન થાઓ ને હા કેહો. લેડી કેલવેડનની સહી એલીન મારસીને તમે શીખવવાની મદદ કરોછ ને માયાથી સ્ટેજને લગતાં લૅસન આપોછ તેમ મને બી આપો, ને તોજ માહરાં મનને શાંતી મલશે, ને હું જરાતરા બી પાછી સુખી થઇ શકશ."

અંતે મને હા કેહવીજ પડી અને અમો ઘર પોંહોચ્યાં, જ્યારે એલીન મારસી લૅસન લેવા આવેલી હતી, અને તેને જે મેં શીખવ્યું તે મેરીએ બી ત્યાંજ બેસીને ઘણુંજ એકાગ્ર ચીતથી જોયું. મને તે ઝાઝું ગમ્યું તો નહીં, પણ તેનાં મનની હાલની ઉશ્કેરણી વચ્ચે મને તેની જોડે જ્યાદા તકરાર કરવા ગમ્યું નહીં, અને તે જે ઉલટથી પોતે તે દિવસે વચ્ચે વચ્ચે

બોલીને બધું પુછતી અને પકકી થતી હતી તે તેનાં મનની ઘણી અજબ જેવી મજબુતીનીજ એક પુરવારી હતી, અને હું તો ખરેખર ઘણી હેરત રહી.

હવે એ પછીની બીજી સહવારે મને સોલીસીટર મી૦ વીલકીનસનની એક ચીઠી આવી, ને તેણે બપોરે ૧૧॥ વાગતે મને તેની ઑફીસમાં મલવા બોલાવી. મગર હું સમજી નહીં શકી કે વીલકીનસન મરનાર મી૦ ગાવરે મને બક્ષેશ કરેલા વારસાનો વાંધો તેના ભત્રીજા કરનલ ગાવર જોડે પટાવાનું માહરૂં કામ કરતો હતો તે સંબંધમાં તેણે માહરી આ મીલાકાતની આરજુ કરી હતી, કે મેરીના સંબંધમાં ડયુક ને ડચેસ તરફથી મને મલીને તે કાંઈ ખાસ કેહવા માંગતો હતો. એમ છતાં, મેરીને મેં એ માહરી માંગવામાં આવેલી મીલાકાતની વાતથી વાકેફ ફરીજ નહીં—તેવી કોઇ જરૂરજ ન હતી, અને વખત થતાં ગુપચુપ હું તે જૈફ સોલીસીટરની ઑફીસમાં તેને મળવા ગઇ.

"આએ બધું ઘણું દીલગીરીભરેલું બની ગયું," હું જઇને તેને મલી, ને સરેસ્તાની ઇજ્જતથી તેણે ઉઠી મને શેકહેન્ડ કરીને બેઠક આપવા પછી તેણે પોતાની ખુરસી પર બેસતાં કહયું,—ને હું તરત સમજી ગઇ કે તેણે મેરીનાજ સંબંધમાં વાત કરવા મને બોલાવી હતી.

"તમોને 'આરલી હાઉસ' તરફથી કાંઈ હુકમો મલ્યાછ, એમ?" મેં તે ઉપરથી પુછયું.

"જી, હા, મીસ પર્સી," મી૦ વીલકીનસને કહયું; "મને ગઇ રાત્રે હર ગ્રેસે (ડચેસે) બોલાવ્યો હતો, અને તેવણે જે બન્યું હતું તે સઘળું મને કહયું. તેવણે વળી માહરે આગળ કેમ કામ લેવું ને શું કરવું તેના હુકમો બી આપ્યાછ, ને, તેથીજ, મેં તમોને આજે અત્રે તસ્દી આપીને મને મલવા બોલાવ્યાં. હર ગ્રેસ દશ હજાર પાઉંડ એ છોકરીનાં નામ પર એવી સરતે કરવા માંગેછ કે તેના જન્મની હીણપસ્તી હવે પછી કદી કોઇ જાંણવા પાંમે નહીં."

"આએ તો ત્યારે એક અપમાનજ છે, મી૦ વીલકીનસન," મેં ગુસ્સાથી કહયું; "એ તો જાંણે મેરીની નામોશીના સંબંધમાં તેણીની ચુપકીદી ખરીદી લેવાની એક કીંમત અથવા લાંચજ છે, ને તે એ માથાંની ફેરાવન છોકરી, તમો ખાત્રી રાખજો કે, કોઈ દહાડો બી કબુલ રાખવાની નથી. વળી તે કબુલ રાખવા માહરી છાતી પર હાથ મુકીને હું કોઇ દાહડો એ ગરીબ બચ્ચાંને સલ્લાહ બી આપવાની નથી. આએ કાંઇ તે નમાયાં બચ્ચાંના નીભાવ કે બચાવ વાસ્તે એક પાક ફરજ સમજીને આપવામાં આવતું નથી, અને—"

"છટ, છટ, તમો આવાં સમજુ ને ડાહયાં પાકાં કેમ એ વાતમાં એવાં નાદાન થાઓછ, મીસ પર્સી?" તે સોલીસીટરે જરા અજબ થતાં કહ્યું; "એવી એક મોટી રકમથી—"

"તે રકમ, મગર, હું તમોને ખાત્રી આપુંછ કે એ છોકરી લેવાની કે કબુલ કરવાનીજ નથી," મેં કહયું; "તે બીચારી કને એવો કરાર કરાવવો કે તે એ નામોશીની વાત કેથે કરે નહીં તેજ અવ્વલ તો બેવકુફીભરયું છે. તે કાંએ કરે? શું તે પોતે પોતાનીજ બેઇજ્જતીનું ઢોલ વગાડે? તે તો એ વાતથી એટલી બધી કમકમેછ કે "આરલી હાઉસ"માંથી આવ્યા પછીથીની અત્યાર સુધી તેણે એ વાત માહરી સાથે વટીક પાછી કરી કે કાઢીજ નથી!"

"પણ તમે તેને સમજાવોની? તમે તેને દાનાઇથી વરતવા સલ્લાહ આપોની?"

"હું તેમ કરશ ખરી," મેં કહયું; "પણ તમો બધાંએ એ તો સમજવું જોઇશે કે એ કાંઇ ભીખ કે બક્ષીશ નથીજ. એ તેણીનો હક માત્ર તેને મલેછ. એમ છતાં બી હું શકમંદ છું કે મેરી એવી કોઈ બી રકમ ગમે એ સંજોગમાં કબુલ કરે. મેં એના જેવી ઠરાવવંતી ને મજબુત મનની છોકરી આજ તક બીજી કોઇ જોઇ કે જાંણીજ નથી."

"ત્યારે જો એ છોકરી બજીદ થઇને નાજ પાડતી હોય તો આપણે તે નહીં જાંણે તેમ બાહરોબાહર તુરત વેળા એનાં નામ પર એ રકમ બેંકમાં જમા આપશું," મી૦ વીલકીનસને તોડ સુચવ્યો; "અને પછીથી જ્યારે એ વધારે દાનાઇથી કામ લેતી થશે ત્યારે પોતાની મેલે તે રકમ એ સ્વાધીન લેશે ને સુખી થશે."

"હા. ત્યારે એમ કરો," હું એકમત થઇ; "જો ડયુક ને ડચેસ એ યોજના કબુલ રાખતાં હોય તો તમોજ ત્રસ્ટી થઇને એને નામે એ રકમ હાલ તુરત બેંકમાં જમા રખાવો, કેમજે હાલ તો એ છોકરી સમજાવી શકાય એવી મનની હાલતમાં છેજ નહીં, ને હું હમણાં ને હમણાં એની સાથ એ વાત કાઢવા માંગતીજ નથી. પછીની વાત પછી થઇ રહેશે."

"ત્યારે એ તો જાંણે પટયું, અને હવે બીજી એક વાત," તે ધારાશાસ્ત્રીએ કહયું; "મારકવીસ હરબર્ટ ઘણી વિનંતીથી તમને મલવા ને તમારી સાથે એજ સંબંધમાં થોડીક વાત કરવા ચાહેછ, તમો તેવણને મલશો ?"

"હા, મને ઝાઝી અડચણ નથી," મેં જરા વિચાર કરી લઇને કહયું; "કયાં મલુ ને કયારે ?"

"અહીંજ—હમણાંજ," તેણે જવાબ કરયો; "તમે મને અત્રે મળવા આવનાર હતાં એમ જાંણી તેવણ બી અત્રે આવેલા છે, ને તમારો હુકમ મલતાં સુધી મેં તેઓને પાસેના રૂમમાં બેસાડેલા છે. બોલાઉં ?"

"હાજી, બોલાવો," મેં રજા આપી,—ને તે સોલીસીટર પોતાની ટેબલ છોડી તે જવાંન ઉમરાવને તેડી લાવવા પોતે ઉઠીને પાસેના રૂમમાં ગયો.

---

## પ્રકરણ ૧૫૩.

અને બીજી બે ચાર મિનીટમાં તે ઑફીસ રૂમનું બારણું પાછું ઉઘડયું, અને લૉર્ડ હરબર્ટ અંદર આવ્યો, તેનો ચેહેરો ફીકકો, જંજાલી અને કાયલી નજરે આવતો હતો. તેની આંખ લાલ ટાંબોતાં જેવી દેખાતી હતી, જે પુરવાર કરતું હતું કે તે રાત્રે ઉંઘાયો ન હતો. મેં તેને, એમ છતાં, ઘણોજ ઠંડો આવકાર આપ્યો. તેણે કરેલી ઠગાઇ હું પોતે પણ તેને માફ કરી શકતી હતી નહીં. દીસ્તુંજ હતું કે મેરીને ઘેરવામાં આગલી હરોલની તેની નીષ્ટા અપ્રમાણીકજ હતી, અને તેનાં માબાપની ગેરહાજરીમાં જે કુછંદી દોસ્તો સાથે તેણે ભટકવારો માંડયો હતો તેનું તે પરીણામ હતું. પછીથી મેરીને સદગુણી પીછાંણી કદાપી તેના આચારવિચાર થોડાક સુધરયા બી હોય, ને તે ખરાજ નેકાથી તેને પરણવાનું મન કરી શકયો હોય, તોપણ તેને તે ગરીબ છોકરીથી પોતાનું ખરૂં નામ ને પદવી છુપાવાનો હકજ શું હતો ? કાંએ નહીં

જ્યારે તે એ ઠગાઇને સેવટ સુધી વલગી રહયો ત્યારે લગન બી, તે, પેલા દુષ્ટ રૈવન્સકલીફ મા-ફક, મેરીનું મન સમજાવવાનાં ને ઠગાઇનાંજ કરાવતે ?

"ઍલન, તમે બી મને માફ નથીજ કરી શકતાં ?" માહરો ઠંડો આવકાર બલ્કે મોઢું મરડવાનું જોઇ તે છોકરાએ ઉંડી દીલગીરીથી કહ્યું. વાંચનાર યાદ કરશે કે માહરે વાસ્તેના તેના પ્રમાણીક લોભથી તેણે હાથ ઉઠાવ્યા પછી અમો "ભાઇ બેહેન" થયાં હતાં, અને અમે વચ્ચે ઘણો એખલાસ થઇ ગયો હતો.

"તમારી ચાલ ખરેખર ઘણા ધીક્કારને પાત્ર છે, માહરા લૉર્ડ," મેં ગુસ્સાથી કહયું; "જે ઉમરાવોના ઘણાખરા લોફર છોકરાઓ ગરીબ વર્ગની છોકરીઓ વાસ્તે અવારનવાર કરતા સંભળાય છે તેજ વર્ગમાં તમો પણ——"

"હું શરમીંદગીથી માથું નમાવી એ તોહમતનું ખરાપણું મંજુર કરૂં છું," તે જવાંન ઉમરાવે ઘણાં મોટાં દુ:ખ સાથે કહયું. "તો પણ ખરૂંજ માનજો, બેહેન, કે આયંદાને વાસ્તે માહરાં દીલમાં કોઇજ દગો નહીં હતો, પેહલાં માહરી દયાનત એ છોકરી બાબે અપ્રમાણીક હતી ખરી, પણ જ્યારે મેં જાણ્યું કે એ તમારેજ ત્યાં રહેલી ને તમારીજ નેકીની તાલીમ પાંમેલી છે ત્યારે હું ખરાંજ દીલથી એ માહાપુઅને ચાહતો થયો, ને ખરાંજ લગનથી એને માહારી બનાવવા ધારતો હતો !"

"હા, તમારૂં નામ ને પદવી એનાથી છુપાવીને !" મેં તિરસ્કારથી કહયું.

"તે એટલા માટે, ઍલન, કે એ કદાપી ભડકી જાએ, અથવા તમો માહરાં તુમાખી માબાપનો ડર કરીને એ લગન ભાંજી પડાવો," હરબર્ટે ઓજારખ્વાહીથી કહયું;—અને મને લાગ્યું કે તે આ સાચું કેહતો હતો, "એમ છતાં માહરી એટલી એક ઠગાઇ બી કેવું ભયંકર પરીણામ નિપજાવતે તે પછીથી જોતાં ને જાણતાં માહરા હોસ ખુલી ગયાછ, ને પાપમાં એમ ગબડી પડવા વાસ્તે મેં રાતભર તોબાહ કરેલી છે. માહરા બાપની નામોશી ને તેણે એક બીજી અબ-ળાને કરેલો દગો જાંણે માહરી છાતીમાં ઉડીને પાછાં વાગ્યાં છે, અને હું સવેળા સચેત થયો છું. માનવું—ન માનવું એ તમારી મુનસરી. હું જે કેહુંછ તે પાક ખુદાનાં નામે તમોને કહુંછ. હું ફરીથી એ જાતનું નેહેસ્તપણું કોઇ કાલે કરનાર નથી. હું કાલ ને કાલ ઇગ્લાંડનો કિનારો એક લાંબી મુદત સારૂ છોડી જનાર છું, ને પછી તમો માહરા સંબંધી સાંભળશો ત્યારે સારૂંજ સાંભળશો એ ખાત્રીથી માનજો."

"હું તે સાંભળીને ઘણી ખુશી થવશ," મેં હજી અરધા ટણકાથી કહયું; "માહરા લૉર્ડ, માહરૂં નામ જાણતાં તો તમારે દોડીને માહરી આગળ આવવું ને મને મળવું હતું ? તેને બદલે સરયાંમ જુઠાં હીલ્લાંબાહણાંઓથી તમે તો એ છોકરીને એવી સાંમી પત્તી ભણાવી કે તે આબાદ મને ઉડાવતી ને જુઠું કેહતી થઈ ! તમારા નજીસ દોસ્તોને એક વખત એક ભર મેળાવડામાં તમારી આએ જાતની સેહેતાન્યતની વાત છચોક મોજથી કરતા મેં કાનોકાન સાંભળ્યા હતા, પણ ત્યારે બી મને એમ નહીં લાગ્યું કે તમો જે ગરીબ નિર્દોશ નિરાધાર બાળાને જાલમાં ફસાવાની બાજી રચતા હતા તે મેરીજ હશે. તમો છાકટા, જારી ને જુગારી થવાની હદ સુધી ઉતરી ગયા, અને તે છતાં તમો ઉમીદજ કેમ કરી શકયા કે હું તમોને માયાથી મળશ કે હેતથી આવકાર આપશ ? મગર માહરે તમો સાથ વગર અગતે સખ્ખત

થવું નથી. ખરેખર તો તમે જે મને કહયું છે તે પછી સખ્ખત થવાનો મને કોઈ હકજ નથી. હું આટલું બી આજે કેહુંછ તે એટલા પરથીજ કે આજના તમારા ખુલાસા ને પસ્તાવાથી માહરી પર ઘણી અસર થઈ છે, અને હું જોઉંછ કે તમારા ઉમદા સદગુણો જે મરણની અણી પર હતા તે પાછા સજીવણ થઇને સવેળા તમને પોતાના અખ્ત્યારમાં લઇ શકયાછ!"

"માહરી ખરાં ઉદાર દીલની બેહેન!" હરબર્ટે લાગણીથી લગભગ રડી દેતાં કહયું, ને પ્યારથી ને માનથી તેણે માહરો હાથ પોતાના હાથમાં લીધો; "ઓ, હું કેવું ચાહુંછ કે તાહરા જેવીજ એક માહરી માજણી સગી બેહેન એક ફીરેસ્તાની અદાથી માહરી રાહનુમાઇ કરવા વાસ્તે માહરાં ઘરમાં સદા માહરી સાથે હોતે! ખરૂં માનજો, ઍલન, કે હું જે બીગડયો ને વીખડયો તે કોઈ માહરામાંના દુર્ગુણોનુંજ પરીણામ નથી, પણ ખરી રીતે તો હું ખુલ્લું જોઉંછ ને કેહુંછ કે માહરાં ઘરમાંનાંઓના બેઢંગા તાલાને લીધેજ તે થયું છે. હું કાંઇ એમ કહીને બીજાંઓની ગરદન પર માહરી તકસીરોનો બોજ ઢોળી દઇ અલગો થવા ચાહતો નથી, પણ આએ તો તદન ખરૂંજ છે કે માહરા બીલકુલ કાચાં મગજના પપાની બદફેલીઓ હું જે જોતો હતો, અને માહરાં કરડાં, મગરૂર ને સખ્ખત સ્વભાવનાં માતા મને, હું એક નાહનો બુચો હોઉં તેમ, વળી હદ વગરન આંકોશમાં રાખવાના જે પછાડા મારયા કરતાં હતાં, તેથીજ મને ઘર અકારૂં પડયું, અને મેં આવા નાલાયક દોસ્તોની કંપનીમાં આશરો ને રાહાત શોહોધવા માંડયાં. હું એ લોક સાથ કૉન્ટીનન્ટ પર નહીં ગયો તેનું બી ખરૂં કારણ એ અને એજ હતું. મગર એ બધી ગઇગુજરીની વાત છે, ને હું પાછો હવે પોતા પર કાબુ મેળવી શકયો છું, તો આ સખ્ખત ઠોકડ ખાધા પછી એવી કોઇ બળાગતમાં હવે પછી પાછો કદી ફસનાર નથી. હું તમોને પાક ખુદાનાં પ્યારાં નામના કસમથી કેહુંછ કે હવે હું સુધરશ ને પાછો અસલનોજ હરબર્ટ થવશ!"—અને કેહવાની જરૂર છે, વાંચનારાં સાહેબો, કે તે ભુલેલા પણ ખરા ભોળા ને ભલા ઉમરાવ જવાંનના એ સાચા એકરાર ને ભલા એરાદા સાંભળતાં મને ઘણું સુખ થયું? તે ખરૂંજ કેહતો હતો. તેનું ઘર તેનાં કઢંગા માબાપોનાં કારણથી તેને અકારૂં થયું હોય એમાં એક બી સંદેહ લાગતો ન હતો, અને બાજે વખત સારા છોકરાઓના બીગાડનાં જવાબદાર તેમનાં હેમક માબાપોજ કેટલીક હદ સુધી થઇ શકે છે એમાં શું એક બી સહરાગત કહી શકાશે?

"માહરા લૉર્ડ, તમારાં કેહવામાં હું હવે ઘણું વજુદ ને ઘણી સચ્ચાઇ જોઉંછ, ને હું પાછું બી કેહુંછ કે હું તેથી ઘણી ખુશી છેઉં," મેં કહયું; "પણ હવે મને કેહશો કે મને તમે ખાસ કરીને અત્રે આજે મલવા માંગ્યુંછ તેમાં તમારી મકસદ શું છે?"

"હું તમોને માહરાં ખરાં અંતકરણનો પસ્તાવો કોઇ બી ફીસમે જાહેર કરવા ચાહતો હતો, અને તમારીજ મારફતે માહરી પશેમાની હું વાહલી મેરીને પુગાડવા આતુર હતો," તેણે કહયું; "તે તમારાજ જેવી એક નેકીનું પુટળું છે, અને તથી હવે તેને હું માહરી બેહેન તરીકે હજારો ઘણી જ્યાદા ચાહુંછ. કેહો મને ત્યારે, ઍલન, કે મેં એ સુંદરીને આપેલો અપજશ એ કેમ સહન કરેછ?"

"ઘણીજ દીલેરીથી," મેં ખાત્રી આપી, "મગર એટલું તો ખરૂં કે તમારી પર ખરાં દીલથી તે ઘણી ખફા છે—બલકે આખાં આરસી હાઉસને તે માફ કરી શકે એમ દેખાતું નથી."

"અને ત્યારે માહરાં મમા આએ મી૦ વીલકીનસન સોલીસીટર મારફત જે દસ હજાર પાંઉન્ડ એનાં નામ પર કરવા માંગેછ તેનું કેમ?"

"તે એ કદી બી કબુલ રાખે નહીં," મેં કહયું, "અને તેથી અમે હમણુંાંજ એમ નક્કી કરયુંછ કે મી૦ વીલકીનસને એ તેણીના અવેજના ટ્રસ્ટી થવું, અને તે અનામત એનાં નામે હાલ તુરત તો બેંકમાંજ ખાતું પડાવી જમા રાખવી."

"ઘણો નેક વિચાર!" હરબર્ટ ઘણી ખુશાલીથી એકમત થયો, "અને હવે ત્યારે હુ રજા ચાહુંછ. વગર શકે મેં તમો નેક બેહનને ઘણાં રોકયાં ને તમારો ઘણો કીંમતી વખત બરબાદ કીધો. માહરી એ ગરીબ બેહેન પર માહરે ખાતર ઘણી નીઘાહ ને ઘણી મેહેરબાની રાખજો. તેની માયનાં મરવા પછી તમે તેની માય બેહેનનીજ જગયા રાખેલી છે તે વાત ઘણુંાંજ ખરાં દીલનાં હેસાનથી એણે માહરી આગળ હજારો વખત કરેલી છે, ને તેવાંજ સદા એના પર ભલાં ને મેહરબાન રેહજો. ખરેખર, એની માયનાં મરવા પછી તમે જો એનો હવાલો નહીં લીધો હતે ને મીસીસ ઓલ્ડકાસલને ત્યાં નહીં રખાવી હોતે તો માહરા બેકદર ને નાલાયક બાપને બસ એ બચ્ચાંનું થતેજ શું તેનો હું તો ખ્યાલ વટીક કરી શકતો નથી. બચ્ચીત, ખુદાને બાર તમારી એવી નેકી ખાલી કદી જવાની નથી, ને તમો આયંદા સુખીજ થશો!"—ને એમ કેહતાં, માહરો હાથ ઘણું જોરથી દાબી, તે સુધરેલો ને સાચી રાહ પાછી અખત્યાર કરી ચુકેલો લાયક જવાંન ઉતાવળે ચાલી ગયો, જે પછી હું બી મી૦ વીલકીનસનને મળીને માહરે ઘર પાછી ફરી.

તે ધારાશાસ્ત્રીએ એ દરમ્યાંન મને ખાત્રી આપી કે મેજર ગાવરને મરનાર મી૦ ગાવરના માહરા જેગા મોટા વારસાનો અરઘો હીસ્સો આપવા અને એ કૉર્ટમાં ચઢી ચુકેલા મોટા ખરચાળુ મુકરદમાનો ઘર મેળે ફેસલો કરવાની ઑફર તેના સોલીસીટર્સ મારફતે તેવણુ મોકળી ચુકયા હતા, પણ તે સંબંધમાં હજી સુધી કશોજ જવાબ તેના તરફથી પાછો ફરયો ન હતો.

---

## પ્રકરણ ૧૫૪.

એ વાતને બીજા ચારેક દિવસ થવા પછી, મરનાર ઝારાએ મને જે બ્લુ કવરમાં એક કોઈ આસામીનું નામઠાંમ આપ્યું હતું, અને તેણીનાં કેહવા મુજબ જે લુચ્ચા પાર્કસની ગરદન ભચડીને મને માહરો તમામ વારસો વ્યાજ સાથે પાછો અદા કરાવી શકવાનો હતો તેને મલવા જવાનું કામ મેં હાથ ધરયું. મેં આગળ કહયું તેમ એ વારસો પાછો મેલવવા કરતાં બી વધારે મોટી આતુરતા તો તે કરપીણને ધારાથી સજા કરાવવાનીજ મને હતી, કેમજે તેણે બીચારા માહરા ગરીબ મમાવાનો જાન લેવાનું દોજખી કાર્ય કરેલું હોવા ઉપરાંત, મને તે વારસો સપુર્દ કરવાના બધા ઢોંગી દેખાવથી મને અને માહરા વાહલા પીતાને એક જબરી થાપ આપેલી હતી તેનો પણ મને તે માહા બુરા પર ખાર ઘણો આવતો હતો; પણ નાચારી કે મરતી ઘડીએ ઝારા તેને જતો મેલવાનુંજ માહરા કને વચન લઇ ચુકી હતી, અને ત્યારે એ થોડાંથીજ માહરે સબર માનવાની હતી. કાંઇ નહીં તો એ મોટી ગંજાવર દોલત તો હજી બી અને તો માહરે પાછી માહરે સ્વાધીન લઈ લેવાનું ચાહવા જોગ હતું?

મેં, તે ઉપરથી, બલી બીડાને પાછી માહરા વિશ્વાસમાં લીધી ને તે આસામીનું નામઠામ બતાવ્યું, જ્યારે તે બોલી, "હું ઓળખુંછ એનાં નામે એ આદમીને, બાઇ, પણ મેં તેને કદી જોયો નથી, અથવા તેનું ઠામ ઠેકાણું બી હું જાંણુતી નથી. હું એટલુંજ જાંણુછ કે અમો રખડેલ જીપ્સીઓની જાતમાં તેનું નામ ઘણું તહરાસ ધરાવતું ને માન પામેલું છે, ને તે અમારી જાતમાં એક રાજા જેવો નામાંકીત સત્તાધીશ છે. બધા મોટા મોટા મતફેર કે કજ્યાના ફેસલા તેજ કરેછ, ને તે કરે તો પછી મગદુર નહીં કોઇની કે તેના ચુકાદા સાંમે એક અવાજ વટીક તે ઉઠાવી શકે!"

"પણ ત્યારે એવો એક માણુસ આએ માહરે લગતા કેસમાં શું કરી શકવાનો છે?" મેં ફીકર બતાવી.

"નહીં કરી શકતે એવું હતે તો ઝારા એ નામ તમને કદી આપતેજ નહીં, ને તેને મલવા જવાનું તમને મરતે દમે કહેતેજ નહીં," બીડાએ જવાબ કરયો,—ને તેની એ તકરારનું વાસ્તવિકપણું હું સ્વિકારયા વના રહી નહીં.

અંતે, તેથી, ઠરયું એમ કે બીડાએ પેહલાં એકલીજ જઇ તે કાગળની ઇધાનીબંધ તે આસામીનું ઘર શોહધી કાઢીને જોઇ આવવું, ને બીજે દાહડે સ્હાંજ પછી મને ત્યાં લઇ જવી. એ મુજબ તે આગળે દહાડે જઇને તે મકાન શોહોધી કાઢી આવી હતી. તે કાંઇ અંદર ગઈ નહીં કે કોઇને મળી નહીં, પણ ફક્ત પુછપરછ કરીને તે મકાંન બાહેરથી જોઇ આવી હતી. તે લંડનમાંનો એ રખડેલ જાતથીજ વસાયલો, તેણીનાં કેહવા મુજબ, એક ઘણો એકાંત લત્તો હતો.

અમો, તે ઉપરથી, બીજી સ્હાંજે નિકળ્યાં. અમો બન્નેએ અકેક ઘણોજ સાદામાં સાદો ડ્રેસ પેહડી લીધો, અને સાથે જોખમ કશોજ લીધો નહીં, કેમજે પીટર્સફીલ્ડ ખાતે ઘરડી બૅટી કને પાર્કસના સંબંધનો એકરાર કરાવવા જતાં છેલ્લું જે અમે ભોગવ્યું હતું તે અનુભવની અત્યારે અમને ઘણી યાદ થઈ. વળી અમે મોંઢાં પર બન્નેએ જાડા બુરખા ઓઢી લીધા કે એવા એક લત્તાપર મને કોઇ જતી જોય તો ઓળખે ને વેહમાય નહીં; અને અમો ગયાં.

તે ગરમ મે મહીનાની એક રાત હતી, છતાં હવા તે દહાડે સરદ અને ઠંડી હતી. એક ઠંડી ફુક તે બપોર પછીની ફુક્યાજ કરતી હતી, અને અમોએ ભાડે કરી લીધેલી ગાડી જે લત્તાપર બીડાનાં કેહવાથી છોડી દીધી ને કોઇનું ધ્યાંન નહીં ખેંચાય તેથી ત્યાંથી પાઉં-પેઆદાંજ આગળ વધ્યાં તે આખો રસ્તો અરધો અંધારો, ચુપ ને તદન એકાંત હતો. ઘણી ખરી તે લત્તાની દુકાંણો બંધ થઇ ચુકી હતી, અને જે છુટી છવાઇ ખુલ્લી હતી તેમાં ઝુકતીઝાકતી મીનબતીઓથીજ કામ ચાલતું હોવાથી એ બાજુનું અંધારૂં સામું એવડું ભયભીત લાગતું હતું. ફક્ત જે વસ્તી ને ગડબડ સડબડ સંભળાતી તે પીઠાંઓ પાસેથી અમો પાસ થતાં ત્યારેજ થતું! તેમાંથી મોટાં ઢીંગણુાંના છાકટા મોટા અવાજે બાહેર આવતા, અંદર ગીરદી દેખાતી, અને તે માંહેલી થોડીક રોશણી બી બાહેર ધસડાઇ આવતી જોઇ શકાતી હતી.

હું તો બીહીધી. અમો ઘણું ચાલ્યાં હતાં અને હજી રસ્તાનો તો કાંઇ પાર આવતો દેખાતોજ ન હતો!

"બીડા, હજી ઘણું જવાનું છે કે?" મેં તે ઉપરથી બીડાને કાને લાગી ધીમે સાહદે ફફરમંદ પુછ્યું.

"હવે નજદીક આવી રહયુંછ, બાઇ," તે હીંમતવાન છોકરીએ આશ્વાવંત જવાબ કરયો; "પણ કાંએ, કંઇ તમે બીહોછ?"

"બા, બીહીવા જેવુંજ છે," મેં માહરાં મોંઢાં પરના બુરખા પછવાડેથી ફકરમંદ કહયું, "રાત ઘણી ગમઘોર છે, ને મને પીટર્સફીલ્ડના આપણા કડવા અનુભવની યાદથી ફાલ પડયા કરેછ!"

"તમે જરા બી ના બીહો બાઈ," બીડાએ હીંમત આપી; જો જરા બી જોખમ જેવું કે બીહીવા સરખું હતે તો, તમો માની બી શકોછ કે, ઝારા તમને આએ તરફ ચાહીચીતીને મોકળતે? તે તો તમારા જાનની રખેવાલ હતી, વાસ્તે—"

પણ તે પુરૂં કરે તેટલાં અમો ચાલતાં હતાં તે બાજુમાંનાં એક પીઠાંમાંથી એક લાંબી છલાંગથી કુદીને એક લાંબટાંગ્યો બાહેર આવ્યો, ને મેં ને બીડાએ બેઉએ તે પીઠાંમાંની મોટી રોશ્નીમાં તેનો એબ્યલ ચેહરો જોતાં સાથે ઓળખ્યો. તે પીટર્સફીલ્ડમાં ઘરડી બૅટીએ અમને જ્યારે કેદ કરયાં હતા ત્યારે અમારી પર જે પોહરો ભરવા રહયો હતો તે "કાલો નૅડ" હતો! મગર તેણે કાંઈ અમને જોવા છતાં ઓળખ્યાં નહીં, કેમજે તે તો લાંબી લાંબી ફલાંગે આગળ ચાલીજ ગયો.

"રખે એ કાફરડો બી જ્યાં આપણે જઇએછ ત્યાંજ જતો હોય?" તે ચાલી જવા ને નજરે દેખાતો બંધ પડવા પછી બીડાને કોપરયું મારી મેં ફકરમંદ કહયું;—કેમજે મેં જોયું કે જેમ હું તેમજ બીડા પણ તેને સારી રીતે જોઇ શકી હતી, અને અમો બંનેએ તેને જોતાં સાથે ઓળખ્યો હતો.

"તેમાં બી બીહવાનું નથી," બીડાએ પાછી ધીરજ આપી; "ત્યાં એ હોય તો કંઇજ કરી શકવાનો નથી. ઝારાએ તે વાતનો ખ્યાલ પેહલ્લાં કરયો ને રાખ્યોજ હોશે. ઘરડો ગીલ્ડ-ફૅાય જેના પર ઝારાએ તમોને ઓળખ આપેલી છે, ને જે અમારી જાતમાં, મેં તમોને કહયું તેમ, રાજા જેવો કેહવાયછ તેને ત્યાં મગદુર નહી નૅડની કે કોઇની કે આપણી સાંમે આંગળી બી ઉંચકી શકે, ને તેને કહીશું તો તે આપુને સલામત ઘેર પાછાં પોહોંચાડવાની ત્રેવડ કરશે. તમો તદ્દન બેફીકર રેહો."

મેં, એમ છતાં, શંકાશીલ ડોકું ધુણાવ્યું.

"એ આદમીને એવો સખ્ખત કમોદ ઝીલાવીને એના બસમાંથી આપણે બચી આવેલાં છીએ, એનું માથુંજ ફાટી જાય તેમ બાંગેલી ખુરસીના જાડા હાથાનો ફટકો તેં એને એવો જોરાવર મારીને બેહોસ કરેલો છે," મેં તે ગઇગુજરી યાદ કરીને અંદરખાનેથી ધ્રુજતાં ધપકતાં કહયું; "કે તે આપુને જોઇને વેર વાળ્યા વના જીવતાં કે આસાંન જવા દે એ હું માનતીજ નથી!"

બીડા ખુશ મીજાજે બેફીકર હસી. ડર શું તે તેની જાતવાળીઓ માફક આ બાહદર છોકરી તો જાંણે કાંઇ જાંણતીજ ન હતી!

"પણ અવલ તો ખાત્રીજ શું કે એ જ્યાં આપણે જઇએછ ત્યાંજ જઇ મુવો?" તે હસી; "મેં તમોને કહયું તેમ આએ આખો મોહોલ્લોજ એ અમારાં જાતવાળાં બમાતુઓ

એક હાથ ફરી બેઠેલાં છે, એટલે તે જો લંડનમાં હોય તો આએ તરફ તો હોવોજ જોઇએ! કાંએ નહીં તે કોઇ બીજાંજ ઘરમાં ગયો હોય?"

એમ છતાં મને હીંમત થઇ નહીં, ને મેં તો ચેતીને ચાલવાની મકસદથી પાછીજ ફરવા માંડ્યું, જ્યારે બીડા એકની બે થઇ નહીં.

"જો બાઇ, તમો ના બીહો," તેણીએ માંગી લીધું; "છેક લગોલગ આવી લાગવા પછી પાછું જવાતું ઘણું ગેરડહાપણ કેહવાશે. તે કરતાં તમોને એટલી બીહીકજ લાગતી હોય તો તમે સુખેથી પાછાં સીધારો, ને મને રજા આપો એટલે હું ગીલ્ડરૉયને મળી આઉં, ને ઝારાનું નામ આપી જવાબમાં તે જે કહે તે પુછી આવીને તમને ખબર આપું."

પણ એ બી મેં માન્યું નહીં. એ બચ્ચાંને એકલીને એમ એવા જોખમમાં મોકલવા ને જવા દેવા માહરો જીવજ કેમ માને? અંતે, તેથી, હું બી હીંમત કરીને સાથેજ ગઈ, અને અમો આગળ વધ્યાં,

એ પછી થોડુંજ આગલ ચાલવા પછી બીડા મને એક મેહરાપમાં લઇ ગઇ, જેની અંદર એક પૉલ જેવું હતું, અને વચમાંનાં ચોગાંણને ફરતાં મકાનો હતાં. તે મેહરાપના દાખલ થવાના ભાગપર તેમજ અંદરના ચોકમાં અકેક ફાનસ સળગાવેલું હતું, જે ઝાંખો ઉજાસ આપતાં હતાં, અને તેથી એટલું બી તે તરફ જોઇ શકાતું હતું એ ગણીમત હતું.

હવે બીડાએ જઇને હીંમતથી તે ચોકમાંનાં વચલાં મોટાં મકાંનનું બારણું જોશથી ઠોકયું, અને કેટલોક વાર તપાવી તપાવીને કોઇ તે ઉઘાડવા હાથમાં બતી લઇને તે તરફ આવ્યું. તે બારણાંની ફાટ વચ્ચેથી અંદર હીલચાલ કરતી તે બતીના બાએસથી જોઇ શકાયું. જરા વાર વધારે—અને અલડ્રૂપો ઉતારી તે બારણું કોઇ વેંહેસાંએ ઉંઘાડયું. તેના હાથમાં એક બતી હતી.

તે બુઢો હતો. ઉંમરમાં તે જૈફ હતો, પણ કદમાં તો માહરી કમ્મર તક બી ન આવે તેવો બુચકલો હતો. ભાગ્યેજ તેની ઉંચાઇ ત્રણેક ફીટ હોય! તે પોશાકમાં બી તદન કંગાળ અને હાલહવાલ હતો.

"કોણ છેઓરે?" તેણે ચુંચી આંખો કરી પુછ્યું.

"મી૦ ગીલ્ડરૉય હેમ્પ અહીં રેહેછ?" બીડાએ ખુલ્લે મોટે સાહદે પુછ્યું; "અમે તેવણ સાહેબને મલવા આવેલાં છઇએ."

"શાંને વાસ્તે? કોણ તરફથી?"

"અમોને મરનાર ઝારાએ મી૦ ગીલ્ડરૉયને મલવા ફરમાસ કરેલી છે," હવે મેં એક કદમ આગળ વધી જવાબ કરયો.

"હો, ત્યારે તમે મીસ પર્સી છેઓ?" પેલાએ તરતજ કહયું, અને માહરા ચેહેરામાં જોવા તે બુચકલો બુઢો પોતાના પગની એડી પર ઉંચો થયો, અને પોતાના નાઘલા મટુકલા હાથે હાથમાંની મીનબતી બી માહરા ચેહરા આગળ ઉંચી ધરી, જ્યારે માહરા ચેહરા પર બુરખો ઉતારેલો જોઇ તે જરા નાઉમેદ થયલો લાગ્યો.

"હા, હુંજ મીસ પર્સી છેઉં." મેં જવાબમાં કહયું.

"ને ત્યારે આએ સાથે બીજી કોણ છે?"

"એ માહરી ખીદમતમાં રહેલી બીડા છે."

"ઓ ત્યારે તો આવો, આવો, અંદર આવો," બારણુંમાંથી તરત હડી જતાં ને અમારે માટે રસ્તો મોકળો કરી અમોને અંદર લેતાં તે બોલ્યો, ને બીડાને જોઇ કદરૂપું હસતાં તેણે વધારયું, કે જ્યારે તેનો બીહીક લાગે એવો નાધલાં જાડાં માથાં સાથનો ચેહરો વધતો કદરૂપો દેખાયો, ને તેના પીલા પચક દાંતથી તે વધારે એબ્યલ લાગ્યો, "તું તો જાતવાલી છે એટલે તાહરૂં તો જાંણે આએ બાપનુંજ ઘેર!"

અમો અંદર ગયાં. અમને અંદર દાખલ કરીને તે વેહેંત્યાંએ બારણું પાછું ઘણી સમાલથી તરત બંધ કરી લઇ અલર્ડૂપો ચઢાવ્યા, અને પછી એક ચાલમાં થઇને તેણે અમને એક "સીટીંગ રૂમ" જેવામાં લઇ જઇ બેસવા કહયું, અને પોતે ઘરના માંહેલા ભાગમાં ચાલી ગયો.

ત્યાં તે ઓરડામાં એક લાંપ સળગાવેલો બળતો હતો, અને મેં આસપાસ જોયુ. તે રૂમમાં ફરનીચર થોડું ને કંગાળ તેમજ પુરાણું હતું, પણ બધું સફા હતું. આખા ઓરડાએ ત્યાંની સફાઈ સુઘડાઈ માટે તો બેશક માહરી વકફી ઉપરાંત મને ઘણી અજબ કરી!

"આએ તાહરી જાતવાલાંઓનું મુખ્ય મથક હશે, કેમજે બધી પોલની પોલ હોય તેવું મોટું મકાન છે," મેં બીડાને કાને લાગી ધીમે સ્હાદે કહયું.

"એમજ હોવું જોઇએ," બીડા એકમત થઈ. "લંડનનું અમારા લોકનું "હેડ ક્વૉરટર" હોશે, ને લંડનમાં આવનારાંઓને અથવા ઘરબાર વગરનાંઓને અત્રે આએ ઘરમાં આશરો મલતો હશે."

"પણ એ ભમાતુ લોક અહીં આવીને શું કરે?"

"ખાસ કરીને એ લોક અત્રે આવીને અહીંનાં બધાં બડેખાંઓનાં નોકરો સાથ દોસ્તી કરે, ને તે લોકોનાં દીલ જીતી લે." બીડાએ સહમજ આપી.

"અને પછી?"

"અને પછી તે લોક મારફતે તે મોટેરાંઓને લગતી ને તેમનાં બચ્ચાં બાળાઓને લગતી બધી વીગતો એક ચોપડીમાં નોંધી લે," બીડાએ કહયું; "એથી થાય એમ કે લંડનની સીઝન ખતમ થાએ ત્યારે ફલાંણો લૉર્ડ કયાં ગયો તે આગેવાન પેપરોથી ખબર મેળવીને એ લોક વેહેંચાઈ જાય, ને પછી તે તરફ જઈ હાથ જોવા ને નસીબ કેહવાના ઢોંગથી તે લોકને છક કરી સારૂં પેદા કરી શકે. દાખલા તરીકે ધારો કે એક લૉર્ડની છોકરી એક લશકરના ઑફીસર સાથ પ્યારમાં છે, અને લૉડ ને લેડી તે લગન થાય તેની વિરૂધ્ધ છે. હવે એ બાતમી એ લોક મેળવે ને સીઝન ખતમ થતાં જ્યાં તે ફૅમીલી ગયું હોય ત્યાં એક બુઢી હેરયું લે, ને છોકરીને બગીચામાં ફરતી હરતી પકડીને તેનું ભવિશ ભાખવાનું કહે. અલબત તે મોટે ઘરની છોકરી તો તેને હસી કાઢે કે હડધુત કરે, જ્યારે આસ્તે રહીને પેલી તેના પ્યારની નાઉમેદી ને નડતલોની વાત કાઢી તેનો એક એવો ચપકો મુકે કે પેલી હેરત થઈ સાંભળવા ઉભી રહે, ને ઘણી ખુશીથી આગળ સાંભળવા માંગે! એમ થયુ તો પછી તે પોરીને સુન્નાના દાદર ને

રૂપાંનાં દોરડાં બતાવી વેતરી કાહાડતાં પેલીને વારજ શું લાગે?"

હું એ સઘળું સાંભળી ગમત પામી હસી, અને એવી એવી થોડીક બીજી ત્રીજી વાતચીત કીધા પછી અમને ધ્યાન આવ્યું કે પેલો તો ગયો તે ગયોજ! શું તે મુવાં મુડદાંઓને જીવતાં કરવા ગયો હતો?

"પેલો હજી કેમ નહીં આવ્યો?" અંતે મેં યાદ કરી પુછ્યું, અને એક ખ્યાલ થતાં તરત વધારયું, "તું શું ધારેછ? એજ તો ગીલ્ડરૉય નહીં હોય?"

"અરે નહીં રે, એ શું?" બીડાએ કહ્યું; "એ તો કોઇ ઉપરના ખીદમતગાર જેવો હતો, ગીલ્ડરૉયને આપણે અત્રે આવેલાં હોવાની ખબર કરવાજ ગયો હશે."

એ પછી વળી અમો થોભ્યાં, ને એકલાં પડેલાં પાછાં ચુપ થયાં ત્યારે માહરી આંખ તે આખા ઓરડામાં ચોપાસ પાછી ફરવા લાગી. તે એક મોટો ઓરડો હતો, ને ચારે દીવાલો પર અગલી હેલ જેવાં પીકચરો ફ્રેમમાં જડાવી ટાંગી દીધેલાં હતાં. એમ કરતાં મને લાગ્યું કે એક સાઈડની દેવાલ પરનો વચમાંનો મોટો તખ્તો આબાદ હીલ્યો અને જરા ઉંચકાયો! એ શું? શું તે બાજુની દેવાલમાં તે તખ્તાથી ઢંકાયલો કોઇ એવો ગાલો હતો કે તખ્તો પાસેના રૂમમાંથી હાથથી ઉંચકી અથવા હઠાવીને કોઇ જોવા માંગે તો અમોને જોઇ શકે?

હું બીહીધી, ને કાંઇ બી બોલ્યા વના માહરી બાજુમાં ઉભેલી બીડાને મેં ઈસારત આપી સાહવધ કરી તે તખ્તા ઉપર તરત તેનું ધ્યાન ખેંચ્યું. હા, આબાદ! અમો બંનેએ હવે દબાયલી આંખોએ જોયું કે તખ્તો પાછો હીલ્યો, જરા વારે બરાબર આખો ઉંચકાયો, ને કંગાળ કાળા નૅડની શીહા સુરત તે ગાળામાં દેખાઇ આવી! તે લુચ્ચો ખાલી આંખોથી અંદર ડોકું ખોસીને અમોને આબાદ જોતો હતો, ને અમો ઉપર ખુંની ડોળા કાઢી અમોને ટીકતાં તે તેના કદરૂપા ચેહરામાં તુચ્છકારનું હસ્તો ત્યાં ઉભો હતો!!

---

## પ્રકરણ ૧૫૫.

એકજ પળ તે સીહા સુરત એ મુજબ અમો બન્નેના જોવામાં આવી, અને પછી તરતજ પેલી ફોટોફ્રેમ પાછી નીચે ઉતારીને તે ગાલો બંધ કરી લેવામાં આવ્યો. એમ છતાં તેને એવી રીતે કપટી આંખોથી, તુચ્છકારનાં એક હસ્વા સાથે, અમો ઉપર ટીકતો જોઇને મને ખુદરતીજ કાંઈ ફકર એટલી બધી પડી આવી કે માહરાં મુખમાંથી બેઅટકાવ નીકળી પડતી ગભરાતની એક ચીસ બડી મુશ્કેલથીજ હું રોકી શકી.

બીડાને તે ગમ્યું નહીં. તેણે તે જોયું, અને માહરો હાથ જોરથી પકડી લેતાં માહરે કાને લાગી કહ્યું, "એટલાં બીહીધેલાં ના દેખાવો, બાઇ! એમ તો એનું સામું ચઢી વાગશે, ને એ આપણને વધારે બીહીધરાવશે!"

"પણ તેં બરાબર જોયું એ કોણ હતો તે?" મેં બીહીધેલા અવાજે પુછ્યું; "તું બી ઓળખી શકી?"

"હા, તરતજ; કાળો નૅડ હતો," બીડાએ માહરા કરતાં વધારે હીંમતથી જવાબ કરયો,

—અને તે મ્હારા કરતાં ઓછી બીહીધેલીજ લાગતી હતી.

"ચાલ, ચાલ, આપણે જતાંજ રહીયે અહીંથી ત્યારે તો, બીડા," મેં ગભરાત કરયો; "પીટર્સફીલ્ડ ખાતેના આપણા એક વારના આવા અતી કડવા અનુભવ છતાં બીજી વાર અત્રે આવવાનો આપણે જોખમ ખેડયો તે ખરેખર ઘણું બેવકુફીભરયું થઇ ગયું!"

"અલબત, તે લુચ્ચાએ આપણને બીહીધરાવ્યાં તે નહીંજ થવું જોઇતું'તું, બાઈ," બીડાએ મને જવાબમાં સધ્યારો આપવાની ઉતાવળ કરી, "પણ તો બી આય વખતે મને બીહીક લાગતી નથી, ને હવે જતાં રહેવાનું તો બનવાનુંજ નથી. જો દગોજ હોય તો કોઈ આપણને બારણું ઉઘાડી આપવાનુંજ નથી, અને દગો નહીં હોય તો આપણે પોતાને બીહીધેલાં બતાવીને સાંમી આપણી હસી કરાવશું,"

"પણ તું પોતે શું ધારેછ? દગો હોશે?"

"હું તો હજી બી જરા થઇને દગો માનતીજ નથી!" બીડાએ ભાર નાખીને ખરાં દીલનાં જોશથી કહયું; "ઝારા જેવી નેક મરતી વખતે તમોને એમ સામાં ફસાવતમાં મુકી જાય એ બનવુંજ માહલ છે. કાંય કહીં નૅડ કાંઇ કામેકાજે અત્રે આવ્યો હોય, અને આપણે અહીં છઇયે તે જાંણ્યા વગર જીજ્ઞાસાથીજ એણે એ ગાલામાં ડોકાવ્યું હોય? એ બી તદ્દન બનવાજોગ છે. તેણે પછાથી આપણને ઓળખ્યાં અને તેની આંખમાં કપટ વંચાતું હતું તે તો ખરૂંજ, પણ હું ખાત્રીપુર્વક જાણુંછ કે આય અમારી કોમના રાજા જેવા જૅફ્ મી૦ ગીલ્ડરૉયનાં મકાનમાં કોઇ આપણી તરફ એક આંગળી વટીક હીળવી શકવાનું નથી. તેનો તહરાસજ એટલો મોટો——"

પણ એવામાં બાહેરની ચાલમાં પગલાં વાગ્યાં, અને બીડા તરત ચુપ થઈ ગઈ, જ્યારે બીજીજ પળે તે બારણું ઉઘાડી પેલો વેંહતું ઉંબર પર પાછો આવ્યો.

"તમે ઘણાં ખોટી થયાં?" તેણે જરા કદરૂપું હસીને કહયું; "પણ સાહેબ જરા કામમાં હતા. એવણની પાસે એક પછી એક લફરાં હોયજ ને હોય! હવે આવો."—અને તે રસ્તો બતાવતો આગળ આગળ ચાલ્યો.

મેં બીડાની ગમ, એ ઉપરથી, સવાલ કરતી ઢપે જોયું, અને તેણે મને આંખના એસારાથી જવાબમાં હીંમત આપીને ગુપચુપ ચાલવાજ કહયું, એટલે અમો તેની પુઠે ગયાં. તે અમોને જુદી જુદી ચાલો વીતાડીને આગળ ને આગળ ચલાવતો લઈ ગયો, જેથી તે વિશાળ પાલમાંનાં ઘરો અકેક સાથે અંદર ને અંદર જોડાયલાં કેવી રીતે બાંધવામાં આવ્યાં હતાં તે જોઇને હું ઘણી અજબ થઇ. એ પછી દેખીતા એક મોટા ઓરડાનું તેણે બારણું ઉઘાડી નાખ્યું, અને અમોને અંદર દાખલ થવા કહયું; અને અમો અંદર ગયાં ત્યારે અમોએ જોયું કે એક ઘણો જૅફ્ તેટલોજ દમામદાર આદમી એક મોટી ટેબલની બાજુમાં એક ઉંચી કુશાદે હીચ ખાવાની ખુરશી પર આરામથી બેઠેલો હતો, અને તેની પાસેની ટેબલ પર ચોપડી ચોપાન્યાં અને કર કાગળ્યાંઓ વિગેરે, ઢગના ઢગ, વેરવાર ફીસમે પડેલું હતું.

અને અમો તેની રૂબરૂ એકલાંજ હતાં. પેલો વેંહેંતું તો અમોને અંદર દાખલ કરીને બારણું બાહેરથી પાછું બંધ કરી અદબથી બાહેરજ રહયો હતો, જેથી અમો બે તે જીપસીઓના રાજા જૅફ્ ગીલ્ડરૉય કને એકલાંજ હતાં. તેને એક સફેદ દુધ જેવી લાંબી દાઢી હતી

કે જે તે હાલ બેઠો હતો ત્યારે તેના ખોળામાં ઢગલો થઇને પડતી હતી, અને તે ઓરડામાંની રોશનીમાં તેનો કરચલીઆળો ચહેરો તે મોટી દાઢીના બાયસથી ઘણો દમામદાર લાગતો હતો. તેનું નાક મોટું હતું, અને દાંતો દાચાંમાં કશા નહીં હોવાને લીધે મોઢું ખાડા પડેલું દેખાતું હતું. કમમાં કમ તે નેવુંની ભરતીમાં ભરાયલો લાગતો હતો. બદનમાં, એમ છતાં, તે પતલો અને ઉંચો હતો, અને બાલ વગરનું તેનાં માથાંનું સફેદ તાલક રોશનીમાં ઝળઝળ થતું હતું.

તેણે અમોને જોઇને બેસવાને વાસ્તે દમામથી હાથ ઉંચકીને ખુરસીઓ બતાવી, અને અમો બન્ને તેની સાંમે બેઠાં. બીડાની ખુરસી જરા એકાદ કદમ માહરી પછવાડે હતી.

"ત્યારે તમે મીસ પર્સી છેઓ?" માહરી પર પોતાની જીણી, તીણી, ઘરડી, કરડી આંખો ટીકેલી રાખીને તેણે તે પછી ખુલ્લા અવાજમાં કહયું—અને અજાયબી એ હતી કે તે દાંત વગરનાં બોખાં દાચાંથી બોલતો હતો તે છતાં તેની જીભ જરા બી લાગતી નહીં હતી, અને અવાજ બીલકુલ ખુલ્લોજ સંભળાતો હતો! "તમારે વાસ્તે મરનાર ઝારાએ મને ઘણુંજ સારૂં કહેલું છે: અને તું બીડા કે?" તેણે તે પછી માહરેથી એક કદમ પાછળ બેઠેલી બીડાને જોઇને મુરબ્બીગીરીથી પુછયું.

"હા સાહેબ," બીડાએ જરા બી ગભરાયા વગર પુર હીંમતથી જવાબ આપ્યો; "હું તમારી જીંગારી જાતનીજ છેઉં, અને મને ઉમેદ છે કે મને કે માહરાં વહાલાં બાઇને આએ તમારાં મુબારક છાપડાં હેઠળ અમારી સલામતી વાસ્તે બીહીવાનું કોઇ કારણ મળશે નહીં."

"તું એમ કાંય બોલેછ, છોકરી?" ઘરડા મી૦ ગીલ્ડરૉયે દેખીતી રીતે અજબ થતાં પુછયું.

"હું જે ખરૂં છે તે કહી દેવાની રજા માગુંછજી," બીડાએ જવાબ કરયો; "અમો અહીં આવ્યાં ત્યારે તમોને ખબર આપવા જે આદમી આવ્યો તેણે બાજુમાંના એક ઓરડામાં અમોને બેસાડયાં હતાં, અને તેને ફરતી દીવાલમાંના એક ગાળામાંથી એક એવા આદમીએ અમોને જોયાં કે જે અમોને લાગેછ કે અમારી સાંમે ઘણું કપટ ધરાવેછ."

"તું નૅડને વાસ્તે કેહછ?" તે ડોસાએ તરત પારખ્યું, અને તે હસ્યો; "ના બીહો, તે મને અત્રે કાંઈ પોતાનાં કામે મલવા આવેલો હજી બી આએ મકાનમાં છે ખરો, પણ તે——"

"અમે બીહીતાંજ નથી, સાહેબ, કેમકે નેકબખ્ત ઝારાએ અમોને તમારા જેવા ભલા મુરબ્બીને ત્યાં મોકલ્યાં ત્યારે દગો થઇજ કેમ શકે?" બીડાએ જોશથી કહયું.

"માહરાં છાપડાં હેઠળ દગાની વાતજ નથી, બેહેનો," તે ભલા બુઢાએ ઘણી મુરબ્બીગીરીથી અમોને હીંમત આપી; "કાળા નૅડને તમારી પર કપટ છે તે હું જાણુંછ, પણ તે માહરાં ઘરમાં કાંઇજ કરી શકવાનો નથી, અને હવે પછીથી તે તમોને કદી બી કોઇ કશીજ રીતે સતાવે નહીં તેની હું એને હમણાં બોલાવીને પુરતી તાકીદ આપશ. ઝારા તમો બેઉની ખરી ખેરખ્વાહ હતી. ગરીબ ઝારા!" તેણે મોટા બળાપાના નિશ્વાસથી કહયું; "તે પોતાના બેઅંદાજ લોભનો ભોગ થઇ. તેમ નહીં હોતે તો આપણીજ જાત માંહેલા કોઇ બી લાયક આદમી સાથે પરણેલી તે આજે તો સુખી અને જીવતીજ હોતે! પણ તેને એક નામાંકીત

"લેડી" થવાનું મન થયું, અને પરિણામમાં પોતાની ભર જુવાંની વચ્ચે કમોહતે મરીને બીચારી માગે લાગી ગઈ! મેં એને બચગીથીજ રમાડેલી હતી, અને હું એને એક માહરાં બચ્ચાંનાંજ હેતથી ચાહતો હતો. એણે પોતાની જાત અને મહજબ તજી દીધાં, અને અંતે ફેજ આવી બુરી થઇ. ખેર, હવે એ દુઃખની વાત જવા દેઓ. મીસ પર્સી, એ મને હૈયાતીમાં મળી હતી, અને લુચ્છા પાર્કસ પાસેથી તમોને તમારો હક અપાવવા એણે માહરી દાદ ચાહી હતી. એ તમારી સરકારી કૅાર્ટોનો આશરો એ દાદ વાસ્તે નહીં લેવા ચાહતી હતી, કેમજે એને એની મમાઇને બચાવીજ લેવાની હતી, અને પાર્કસને બી ધારાથી સજા કરાવવા એ ચાહતી નહીં હતી. મેં, તેથી, તેને મદદ થવા અને માહરી કૅાર્ટનો આશરો આપવા માથે લીધું હતું. તે પોતેજ તમોને અહીં માહરી સાથ મેળવવા લઇ આવવાની હતી, પણ તેટલાં તો આએ તેનાં નહીં ધારેલાં મોહતનો ગજબ થઇ ગયો! એમ છતાં, મેં તેને પ્રૅામીસ કીધેલું છે, તો એ વાહલાં બચ્ચાંનાં મરણ બાદ બી તેને ખાતર હું તમારૂં એ કામ કરી આપશ. તમે કબુલ તો છેઓની, મગર, એજ શરત પર કામ લેવા? પાર્કસ જો તમોને તમારો બધો અવેજ બ્યાજ સાથે પાછો અદા કરી આપે, તો તમારે તે પછી કોઇ બી દાહડે તેને ધારાથી સજા કરાવવી નથી તેને વાસ્તે તમારે માહરા સાથે કરારથી બંધાવું જોઇશે."

"હું કરારથી બંધાઈ ચુકીછ, ભલા મી૦ ગીલ્ડરૅાય," મેં ઘણાં માનથી કહયું; "મને તો માહરા પૈસા સ્વાધીન લેવા કરતાં બી વધારે એ નાલાયક લુચ્છાને સજા કરાવવાજ ગમતે, પણ હું મરનાર ઝારાને કોલ આપી ચુકીછ, અને હું તે માહરી વાહલી મરનારને આપેલા કોલથી તે વાસ્તે સેવટ સુધી બંધાયલી છું."

"સારી વાત છે," તે જૈફ આદમીએ પોતાની મોટી દાઢી પસવારતાં રાજી થઇને કહ્યું; "હવે ત્યારે તમે સીધારો. અમો ઘણું કરી ચુકેલા છીએ, અને હું બધી ગોઠવણો બાકીની પકી કરાવી જે દાહડે એ કેસ હાથ ધરી શકશ તેજ રાત્રે તમો બન્નેને અત્રે પાછાં તેડી લેવશ."

"જી હા, પણ માહરી ઘણી ખરી રાત માહરા નાટકના ધંધાને લીધે રોકાયલી રહેછ, મી૦ ગીલ્ડરૅાય," મેં ફીકર બતાવી: "તમે મેહરબાંની કરી માહરા ખાલી દાહડા લખી લેશો? એજ દાહડા પર તમે મને બોલાવો તો તમારી ઘણી મોટી મેહરબાની!"

"હું તેમજ ત્યારે કરશ," મી૦ ગીલ્ડરૅાયે મુરબ્બીગીરીથી કહયું; "મને તે ખાલી દાહડાઓ લખાવો."—અને, એમ કેહતાં તે બુઢાએ પાસેની ટેબલ પરથી એક નાધલી નોટબુક અને એક સુનાની પેનસીલ ઉપાડી, જ્યારે જે રાત્રે માહરા પાર્ટસ નહીં હતા તે ખાલી રાતની તારીખો મેં લખાવી તેમ તેણે પોતાને હાથે તે નોંધ બુકમાં લખી લીધી, કે જેમ કરતાં—મેં ઘણી અજબ થતાં જોયું કે—તેના હાથ જરા પણ નાતવાનીથી ધ્રુજતા નહીં દેખાયા!

"અને મુરબ્બીજી," મેં લગાર ઓશકથી અને આનાકાંનીથી માહરી પર્સ ખેંચી કાઢતાં કહયું, "એ સઘળું કરવાને વાસ્તે બેશક તમોને ઘણો ખરચ થશે, વાસ્તે..."

ઘરડો ગીલ્ડરૅાય મલકાતનું હસ્યો.

"તાહરા પૈસા ઉંચા કર, છોકરી!" તેણે દમામથી કહયું. "મેં તુંને કહયું તેમ ઝારા માહરૂં બચ્ચુંજ હતી, અને આએ હું જે કાંઇ કરૂંછ તે એ વાહલી મરનારને વાસ્તેજ કરૂંછ."

અને પછી અમોને વીદાય કરવા તે ઉઠીને ઉભો થયો, કે જ્યારે તેની દમામદાર ઉંચાઈ જોઇને હું છક થઇ ગઇ. તે કમમાં કમ સાડા છ ફીટ ઉંચો હશે. તેનો દેખાવ એવો દમામદાર અને દબદબાભર્યો હતો કે કોઇ બી તેનાથી બીહે, અને ખોદાની એ જાતની ખુદરતથી હું હેરત રહી. તે માલીક જેઓને એ જાતનું વડપણ આપે છે અને હજારો કે લખ્ખો પર હકુમત બક્ષે છે, તેઓને તે દેખાવમાં બી ઘણું કરીને તો કેવા તોરવંતા અને દમામદાર કરે છે તે આએ નાહના દ્રષ્ટાંટથી જોવાતું હતું !

તેણે ઉભો થઇને ટેબલ પરનો રૂપેરી ઘંટ વગાડયો, અને પેલોજ વેંહેંતું ઘણા અદબના દેખાવથી તરત અંદર દોડી આવ્યો. તે વકટલેણુ ઘરડા મી૦ ગીલ્ડરૉયના મુકાબ્લામાં એવો બેહસાબ ને તુચ્છ લાગતો હતો, કે જાંણે કોઇ બી તે મુકાબ્લો જોઇને હસ્યા વગર રહીજ નહીં શકે !

ગીલ્ડરૉય તે અંદર આવ્યા પછી અમો બન્નેને દમામથી થોડુંક નમ્યો, અને પછી અમોને બાહેર લઈ જવાને તે વેંહેંત્યાંને તેણે ઇસારત આપી, કે અમો તરત તે ભલા જેકનો ઘણો ઘણો ઉપકાર માની તે મરકુટયાંની બાંહેધરી હેઠળ તેની દમામદાર હજુરમાંથી બાહેર પડયાં.

હવે તે અમોને નજદીકનાંજ એક બારણાંમાંથી બાહેર રસ્તા પર વળાવી શકયો. અમોને ચલાવીને જે બારણે અમો દાખલ થયાં હતાં ત્યાં સુધી તે પાછાં લઇ ગયો નહીં. નજદીકમાંજ ચોકમાં ઉતરવાનું બીજું એક કુશાદે બારણું હતું તે ખોલીને તેણે અમોને બાહેર ઉતારયાં, જ્યારે એક સૉવરીન તેની એ મેહનત વાસ્તે મેં તેના હાથમાં સેરવી દીધો, તેથી તેનો આત્મા જીવતાંજીવત બેહસ્ત મુકામજ પોંહોંચી ગયો, અને તેની આંખો ખુશીમાં ચમકી નીકળી તે જોવાનું ખરેખર ઘણું ખુશકારક હતું.

"કાંએ, તમે તો માહરૂં માનતાંતાં નહીંની, બાઇ?" અમે રસ્તા પર ઉતરયાં ત્યારે ભલી ને સાચી બીડાએ પોતાની ફતેહની ખુશાલીથી છલકાઈ મલકાઇને કહયું; "ઝારા આપુને નુકશાન થાય એવું કરેજ કેમ?"

"ખરી વાત છે, વાહલી બીડા," હું એકમત થઇ. "આએ તાહરો ઘરડો ગીલ્ડરૉય ખરેખર તો કોઇ ઘણો મોટો માણુસજ દેખાયછ."—અને એ મુજબ અમો એ ને એજ વાત કરતાં ઘર પોંહચ્યાં, જે પછી તે રાત્રે મને ઉંઘ આવી તે આગમચ એ ભલા ડોસાએ જે માથે લીધું હતું તેમાં તેની ફાવત થશે કે નહીં તે વાસ્તે હું મનથી મુંઝાયા અને અજબ થયા કીધી.

---

## પ્રકરણ ૧૫૬.

અને હવે આપણે પેલી ઍલીન મારસીની વાત પર પાછાં આવ્યે. વાંચનારાં સાહેબો યાદ કરશે કે લેડી કેલવેડનની તે જીવેજાંનની સહી સ્ટેજ પર આવવા ચાહતી હતી, અને તે લેડીની ફરમાસથી મેં તેને શીખવીને એ હુન્નર માટે લાયક કરવાનું માથે લીધું હતું. તે વીસ વરસની એક ઘણી મનોહર તારૂણી હતી, અને એટલી ઉલટમંદ શીખનારી હતી કે તે જલદી સ્ટેજ પર

નામ કાઢશે એમ માનવાને હું કશીજ વેહમ કરતી હતી નહીં. તે ખરેખર તો એક ફ્રેન્ચ બાંનુ હતી, પણ ઇંગ્લીશ એવા તો ખરા ઍકસંટસથી અને એટલી છટાથી બોલતી હતી કે કોઇ ઇંગ્રેજ છોકરીને પણ બાજુએ બેસાડે!

તે હાલમાં હવે છેલ્લાં પાંચ અઠવાડયાંથી માહરી તાલીમ હેઠળ હતી. તે રોજ લૅસન લેવા આવતી હતી, અને જેમ મેરી સ્નેન્ટવર્થનો તેમ એ છોકરીનો પણ મને ઘણો પડોશ પડી ગયો હતો. ખરેખર તો હવે મી૦ રીચર્ડસને બેવડો તડાકો પડવાનો હતો, કેમકે મેરી અને ઍલીન બેઉ સ્ટેજ પર દાખલ થઇ ચુકી હતી, અને લોકોમાં ઘણો ઘોઘાંટ થાય અને તમાશગીર વર્ગનો ઘણો મોટો ધસારો થવા પાંમે એ મકસદથી તે બંને છોકરીઓને સામટી એકજ રાત્રે સ્ટેજ પર કાઢવાનો એ અમારી કંપનીના માલેક ને મેનેજરનો ઇરાદો હતો.

એ દરમ્યાંન અમે ગીલ્ડરૉયને મળી આવ્યાં તે રાત પછીની સહવારે ઍલીન લૅસન લેવા આવી ત્યારે મેરી તૈયાર થતી હોવાથી અમો બે જણુ થોડો વખત તાહેલાં મારતાં એકલાં બેઠાં, જે વખતે વાત સ્વભાવિક તેઓએ જાહેરમાં દેખાવ આપવાને લગતીજ અમો વચ્ચે થતી હતી.

"તાહરી ખાત્રી છે, ઍલીન, કે એ લાઇન લેવા વાસ્તે પછીથી તુંને પસ્તાવો થવાનો નથી?" મેં પુછ્યું.

"ઓ, પસ્તાવો કાંય થાય, ઍલન?" ઍલીન અજબ થઇ.

"કારણ કે એ ધંધો ખરેખર તો સોસાયટીમાં આપણે ચાહીએ એટલો માન પાંમેલો નથીજ."

"તમે એમ કેમ કહી શકોછ, ઍલન?" અલીન વધતી અજબ થઇ; "તમે તમારોજ દાખલો લેઓની! તમે સોસાયટીમાં શું થોડું માન પાન પાંમોછ?"

"એ બધું સ્ટેજ પર હોઇએ તેટલાંજ," મેં ફીકકું હસીને કહયું; "મોટે ઘેરનાં લૉર્ડ ને લેડીઝને હું જો "વીશ" કરૂં તો ઘણાં જણાં ડીસણાં કરે ને ટીચકાં ચહડાવે. એ તો જે માહરાં અંગત દોસ્તો થઈ લાગેલાં છે, જેવાં કે લેડી કેલવેડન, કાંઉન્ટેસ ઑફ બૅલગ્રેવ, કાંઉન્ટેસ બએત્રીસ વિગેરે તે લોકની તું વાત ના કર, પણ એ લોક સિવાય મોટાં સરકલમાં મને બી કોણ કોઠું આપેછ જે? તેથી હું કેહુંછ કે સ્ટેજ પર એક વખત નિકળવા આગમચ તું તાહરાં ભવિષ્યનો ઘણો વિચાર કરજે!"

"મને શું વિચાર કરવાનો હોય, ઍલન?" ઍલીને ગમખ્વારીથી કહયું. "માહરે વાસ્તે બીજો કોઇ ઉપાયજ નથી. લેડી કેલવેડન ગમે એવી માહરી જીવેજાંનની સહી છે, પણ તે છતાં બી હું તેને પોતાને કે તેનાં માયબાપને આશરે પડી રહીને ઓસ્યાલો ટુકડો ખાઇજ કેમ શકું?"

"એ તાહરો હેતુ તુંને ઘણી શોભા આપનારો છે, વાહલી એલીન," હું એકમત થઇ; "સૌને પોતાની હાલતનો વિચાર કરવાનો છે, પણ હું તુંને જે ખાસ કરીને કેહવા માંગુછ તે એમ કે જો તેં કેયે દીલ આપ્યું હોય તો તે જવાંનની લાગણીનો પેહલ્લે વિચાર કરજે. કદાચ તેને એ નહીં બી ગમે?"

એલીનની બંને આંખમાં, એ સાંભળતાં સાથે, અકેક આંસુ ઉભરી આવ્યું, અને મેં

તરત જોયું કે હું માહરી ગણત્રીમાં ભુલ કરતી નહીંજ હતી!

"હું તાહરી લાગણી દુ:ખવવા કે તાહરી ખાનગી વાતો તાહરી પાસે પડાવી લેવા જરા બી ચાહતી નથી," મેં તે ઉપરથી કહયું; "પણ મને પોતાને એ વાતનો અનુભવ થયલો છે—"

"તમોને?"

"હા," મેં કહયું. "હું જે એક વાહલા ને લાયક જવાંનને ચાહુંછ ને જેની સાથે માહરૂં થવાનું નકકી છે તેને સ્ટેજને વાસ્તે ઘણો અભાવ હતો, અને તેને સમજાવીને રાહ પર લાવતાં મને ઘણું સોસવું પડેલું છે! એટલા વાસ્તે હું તાહરી ફકર કરૂંછ, અને તુંને ચેતવણીનું કેહુંછ."

"તમે કેટલાં ભલાં છેઓ, ઍલન!" તે સુંદર છોકરીએ ઘણાં મોટાં હેસાંનથી કહયું; "અને જ્યારે તમે મને એમ ચેતવણીનું કેહોછ ત્યારે તો માહરે બી માહરો ભેદ પાક વિશ્વાસમાં તમો વાહલાં બેહનને કેહવોજ જોઇએ. તમારી અટકલ તદન ખરી છે, ઍલન, કે હું બી એક ઘણાજ લાયક જવાંનને ઘણાં ખરાં દીલથી ચાહતાં શીખી હતી, પણ–પણ—"

"પણ શું, વાહલી ઍલીન?" મેં હીંમત આપી; "શું તે કારજ પછીથી તુટી ગયલું છે?"

"હા, પણ તે મેં પોતેજ તોડી નાંખેલું છે, ને તેમાં તેવણનો વાંક જરા બી નથી," ઍલીને જોશથી કહયું, "તેવણની ગુંજાસ એટલી ગરીબ છે કે મનેજ તેવણને માંથે પડવા ગમ્યું નહીં. એમ તો તેવણના એક લખ્ખોપતી કાકા હતા, પણ તેવણ સાથ એવણને મુતલગ બનાવ નહીં હતો, અને તેથી તે બાજુની અમોને કાંઇજ આશા નહીં હતી. એથી મેંજ ના કહયું, ને હુંજ બજીદ થઇ. તેવણ બીચારાએ તો મને ઘણી ઘણી સમજાવી. તેવણે તો મને સમજાવા બાકીજ નહીં રાખ્યું કે આપણે ગરીબાઇમાં બી ઘણાંજ પુરતાં સુખ ને સંતોષથી રહીશું; પણ હુંજ હઠે પડી ને મેંજ ના કહ્યું. માહરી પોતાની આવી ગરીબડી અવસ્થા સાથે તેવણને માથે પડવા અને તેવણનું બીચારાનું ભવિષ એમ કચડી નાંખવા મને જરા થઇને ગમ્યુંજ નહી."

"અને કયારેકનાં તમે એમ છુટાં થયલાં છેઓ?"

"અમે છેલ્લાં મલ્યાં અને છુટાં થયાં તેને નજદીક બે મહીના થવા આવ્યા," ગરીબ ઍલીને પોતાના ખરા પ્યારના એ મોટા સ્વભોગ વિશે બોલતાં પોતાની છાતીમાં ઉભરી આવતું એક ડચકું મુશ્કેલીથી પાછું ગુંગળાવી નાંખીને કહયું.

"અને તેવણ તાહરો આએ સ્ટેજપર જવાનો એરાદો જાંણેછ?"

"હા, મેં કહીજ દીધું હતું," ઍલીને દુ:ખથી કહયું, "અને ત્યારે બી મને માહરા એ ઠરાવથી ફેરવવા તેવણ જાંણે આસમાનના તારા તોડીને નીચે લાવ્યા. પણ મેંજ નહીં માન્યું, અને અમે તે હાહડેનાં સદા સુધી વાસ્તે છુટાં પડેલાં છીએ."

હું એ સઘળું સાંભળીને, અલબત, ઘણી દલગીર થઇ. મને ઍલીનનો એ સ્વભોગ ઝાઝો ગમ્યો બી નહીંજ, પણ મેં તે છોકરી સાથે એ સંજોગમાં કશી વધારે તકરાર કરી નહીં. જેને તે પોતાના જાનથી જ્યાદા ચાહતી હતી તેનું જો નહીં માન્યું, ત્યારે માહરૂં એ

વાતમાં તે શું માનવાની હતી એમ જોઇ હું ચુપજ રહી.

"એવણુ માહરી સાથે ગુસ્સે થઇને છુટા પડેલા છે," ઍલીને જારી રાખ્યું; "અને હવે હું ધારૂંછ કે મને ભુલી બી ગયા હશે, એટલા વાસ્તે તમે જોશો કે મને એ લાઇન લેવાને વાસ્તે તેવણુનો વિચાર કરવાને હવે કોઇજ કારણ નથી. હું તનમનથી એ લીધેજ બેકરાર ને જળેલી છું, અને એ માહરા દુ:ખકારક વિચારોથી બચવા અને અળગી થવાજ મેં એ જાતની એ રોકાણોમાં આશરો શોહોધેલો છે."

અહીં અમારી એ વાત બંધ પડી, કારણ જે તેટલામાં તો મેરી ગ્લેન્તવર્થ તૈયાર થઇને પોતાના ઓરડામાંથી બાહેર આવી, અને લૅસન્સ શરૂ થયાં.

---

## પ્રકરણ ૧૫૭.

ઉપલી વાત થવા પછીથી ચોથે દાહડે મને ઘરડા ગીલ્ડરૉયને ત્યાંનું પાછું તેડું આવ્યું. એક કાપલી પર ફક્ત એટલુંજ લખેલું હતું કે, "આજે રાત્રે આંઠ વાગતે તમે બંને જણે હાજર રહેવું—ગીલ્ડરૉય." અને એ ફરમાસ મુજબ તે રાત્રે જલ્દીથી જમી લઇને મેં બીડા સાથે ઉમેદવંતું ફરી એક વાર તે જીપસીઓનાં તે રહેઠાંણો તરફ ઝોંકાવ્યું. હવે મને બી દીલમાં ડર કશો હતો નહીં. માહરી છાતી જે ધ્રુજ્યા કરતી હતી તે માત્ર એજ સંબંધમાં કે શું આ બુઢો જીપસી માહરી હજારો પાંઉન્ડની દોલત પાર્કસ જેવા એક હેરેમંદના હાથમાંથી છીનવી લઇને ખરેખર માહરે સ્વાધીન કરી શકશે? એ બનશેજ કેમ? તે પાર્કસને ફરજ પાડીજ કેઇ ફીસમે શકે? તેને એમ ફરજ પાડવાનો કાયદાથી હકજ શો હતો?

બીડાએ બારણું ઠોકયું, અને પેલાજ વેંહેંત્યાએ તે ઉઘાડયું. તે આ વખતે અમોને બાજુમાંના ઓરડામાં ખોટી કીધા વગર પાધરો એક મોટા ઓરડા તરફજ લઇ જતો હતો, જ્યારે તેને યાદ આવી ગયું હોય તેમ ઓરડાની બાહેર એક પળ અમને થોભાડી તેણે કહયું, "સાહેબનો તમને કેહવાને મને હુકમ છે, મીસ પર્સી, કે જે થાય તે તમારે ગુપચુપ જોયા કરવું, અને વચ્ચે તમારે એક અવાજ વટીક ઉઠાવવો નહીં. તમારે તે કબુલ છે? તમે એ વાતના કસમ લેશો?"

"ખચ્ચીતજ નહીં!" મેં અરધા ગુસ્સાથી કહયું; "પાર્કસ ઘણો બુરો અને પાપી છે ખરો, પણ તમે લોકો તેને કોઇ રીતે રીબાવો કે મને માહરી દોલત આપી દેવા વાસ્તેની તેના પાસે હા ભણાવા તેની ઉપર કાંઇ જાસ્તી ગુજારો તો તે હું કદી જોઇ શકવાની કે ચાલવા દેવાની નથી!"

"એનો જવાબ દેવાની મને અખત્યારી નથી," તે વેંહેંત્યાએ ટણકાથી કહયું; "હું તો એટલુંજ પુછું છ કે તમે ત્યારે એ સપત લેવા શું નાજ કેહોછ?"

"હું ત્યારે એ સંજોગમાં ગીલ્ડરૉય સાહેબને પેહલાં ખાનગીમાં એક મિનીટ મલવા માગુંછ," મેં માંગી લીધું.

"હું જઇને રજા પુછી આઉં ત્યારે," તે ખીદમતગારે જવાબ કરયો; "આવો, તમે તેટલાં આએ ઓરડામાં બેસો."—અને, એમ કહેતાં, તે અમોને તેજ બાજુમાંના એક

બીજાજ ઓરડામાં લઇ ગયો, અને અમો અંદર દાખલ થયાં એટલે બારણું બાહેરથી પાછું બંધ કરી લઇ પોતે ઉતાવળે ચાલી ગયો.

"કાંએ બીડા, મેં કીધું ને કહયું તે વાજબીજ છે કેની?" અમે તે ઓરડામાં પાછાં એકલાં પડયાં એટલે મેં માહરી વિશ્વાસુને પુછ્યું.

"વાજબી તો છે, મીસ," બીડા એકમત થઇ, "પણ મને લાગેછ કે એવી તકરાર ઉઠાવવા જેવું કોઇ કારણુજ નથી! મી૦ ગીલ્ડરૉય એમ જુલમાટથી કામ લે એવું મને લાગતુંજ નથી."

"તે ગમે તે હોય," મેં માથું ફફડાવી કહયું; "પણ આપણે એવા સપત લઇને બંધાઈ જઇએ તે આગમચ આપણુને એ વાતની—"

પણ વળી હું હયાં અચકી ગઈ. વળી પાછું તેજ થયું! આગળ માફકજ અમો જે ઓરડામાં હતા તે ઓરડામાંની એક બાજુની દીવાલની એક મોટી ફોટો ફ્રેમ ઉંચકાઇ, અને એક કદરૂપા ચેહરાએ અમોને ટાંકીને જોતાં અંદર દીવાલના તે ગાળામાં દપ દઇને માથું ખો-સ્યું: અને વાંચનાર શું ધારશે? તે કોણ હતું? તે પેલી ઝેરી નાગણ ઘરડી બૅટી—મરનાર ઝારાની ખુંની મમાઇ પોતે હતી!

મને ગભરાટથી એ તરફ જોતી જોઇને બીડાએ પણ જરા ચમકીને ત્યાંજ નજર કરી, અને તે પણ એ દેખાવ જોઇને થથરી ગઇ. એ ઘરડી વંત્રી ઇંગ્લાંડનો કિનારો સદાનો છોડી ગયલી વળી કયાંથી આએ તરફ એટલી વેહલ્લી પાછી ફુટી નીકળી? તેના ચેહરામાં કાળા નૅડનાં ઝનુન અને ખીજવાટ કરતાં પણ વધતું ઝનુન ને કપટ જોઇ શકાતાં હતાં, અને તે જોતાં માહરાં બદનમાં ફરતું લોહી જાંણે થંબ થઇ ગયું, કે જ્યારે બીજીજ પળે તો પેલી ફ્રેમ પાછી દીવાલ પર ઉતરી, અને તે ગાળો બંધ થઇ ગયો!

અને આ વખત તો બીડાને એ વિશે કાંઇ બી પુછવા કે તેના જોડે મત કરવા જોગો મને મુતલગ વખતજ મલ્યો નહીં, કેમજે હું તેવું કાંઇ બી કરૂં તે આગમચ તો બારણું પાછું ઉંઘડયું, અને પેલો વેંહેંત્યું પાછો ઉંબર પર આવ્યો.

તે હવે અમોને પોતાની સાથે પાછો લઈ જવા તૈયાર થયો, અને મને સધ્યારો આવે તેવી રીતે કહયું; "ગીલ્ડરૉય સાહેબે તમોને ખાતર જમા રાખવા કેહેવડાવ્યુંછ કે પાકસ સાથ કશી બી જાસ્તીથી કામ લેવામાં આવશેજ નહીં. ફકત કાયદાથીજ કામ લેવાશે, મગર જે થાય તે તમારે ચુપચુપ જોયાજ કરવાનું છે, અને વચમાં એક હરફ પણ ઉચારવાનો નથી, જે વાતના તમારે કસમ લેવા જોઇશે."

"તો તેવા કસમ હું ઘણી ખુશીથી લેઉંછ," મેં ધીરજ પાંમીને ખુશાલીથી કહ્યું; "મા-હરી મતલબ એટલીજ છે કે માહરો ગમે એવો લાભ સચવાતો હોય તો પણ તે આદમીને કોઇ રીતે રીબાવવામાં આવે કે તેના પર કોઇ બી રીતની જાસ્તી ગુજારવામાં આવે તે હું ખમી કે લઇ ચલાવી શકશ નહીં."

"ચાલો ત્યારે." તે વેંહેંત્યાંએ ટુંકું કરયું—અને અમો બંને તેની પુઠે ગયાં.

આ વખતે તે અમોને એક દાદર ચઢાવી તે ઘરના કોઈ બીજાજ ભાગમાં લઈ ગયો,

અને પછી અમે જે ઓરડામાં દાખલ થયાં તે ઘણો મોટો અને કુશાદે હતો. તેમાં ટેબલ, ખુરસીઓ વિગેરેની તૈયારીઓ કરી મુકેલી જોવામાં આવી, અને એક સાઇડે એક કાળો પરડો હતો, જેની પછવાડે અમોને લઇ જઇને બેસાડવામાં આવ્યાં, અને અમોને ખુરસીઓ આપવામાં આવી. તે પરડામાં આસરે ૭ ૭ ઇંચનાં બે ત્રણ ગબારાં હતાં, કે જેમાંથી અમો પોતે છુપાઇને આગળા હૉલમાં જે ક્રીયા થતી આવે તે સઘળી જોઈ શકયે એવી બંદોબસ્તીઓ કરી રાખેલી હતી.

અને અમો બેઠા પછી જરા વારે ઘરડો ગીલ્ડરૉય અંદર આવ્યો. તે આવીને વચમાંની એક મોટી ટેબલની આગળની એક ઉંચી પીઠની ખુરસીમાં ગોઠવાયો, અને તેની પછવાડે એક નાઘલું જેવું સરઘસ આવ્યું, કે જેમાં બધા જીપસીઓજ હતા, અને જ્યારે રોશનીઓ તેજ કરવામાં આવી ત્યારે બચ્ચાંનાં ચેડાં જેવો આ બધો મામલો જોઇને હું ઘણી અજબ થઇ. મને તો લાગ્યું કે અત્રે ભરાઇને આ સઘળો સ્ટુપીડ મામલો જોયા કરવો એ બી કાયદાનું એક ઉલંઘન હતું, કેમજે અવલ તો આએ ઘરડો ગીલ્ડરૉય તેની જાતમાં ભલે જો કે એક રાજા જેવો હોય અને પોતાની જાતના નાહના કજ્યાઓ પોતેજ ચુકવતો હોય, તોપણ પાર્કસ જેવા ઈંગ્રેજી સલતનતની એક અન્ય પ્રજાને પકડીને તેના અપરાધનો ફેસલો કરવા કે તેને સજા કરવા, અને તેમ કરીને ઇંગ્રેજી રાજનો કાયદો પોતાના હાથમાં લેવા તેને બેશક હકજ શું હતો? મેં જોયું કે આ તો સામું તાજના કાયદા વિરૂદ્ધનાં કારચોને મેં આગળ રહીને ઉત્તેજન આપેલું કહેવાશે, અને આ બધાં જો પકડાયાં તો હું પોતે એ મામલામાં ઓછી દોષિત ઠડવાની નથી! હું, તેથી, ઘણી બીહીધી.

"ચાલ, ચાલ, બીડા, આપણે જતાંજ રહીએ," મેં તે ઉપરથી તે વ્હાલી છોકરીને કાને લાગીને કહયું. "આએ તો કાયદાનો એક ફાર્સ હોય તેવુંજ કાંઇ લાગેછ, અને જો મામલો બીચકશે તો—"

"ચપી જાઓ, બાઇ! તમે તમારે ગુપચુપ જોયા કરો," બીડાએ ખાત્રીબેર કહયું. તે જાતવાળી હોવાથી તેને તો આએ કારોબાર વાસ્તે સામું કાંઈ અજબ માન બરપા થયલું દેખાતું હતું, અને પરિણામ બધું સારૂંજ થવાની તેની ખાત્રી કોઇને બી હેરત કરે તેવીજ હતી! "એમ બીહયા ધ્રુજ્યા ના કરો. એ લોક કાચે પાચે કામ કરે એવા કાચા પોચા છેજ નહીં."

મને ફરજ્યાત તેવામાં ચુપ થવું પડયું, કેમજે તેટલાં તો બાહેર પગલાં વાગ્યાં, અને ચાર મજબુત અને રાઠોડી જીપસી જવાંનો પાર્કસને પકડીને તે ઓરડામાં પોતાની વચ્ચે ઘસડતા લાવ્યા, કે જે લુચ્છો ચેહરામાં મોહત જેવો ફીકકો અને બીહીધેલો દેખાતો હતો! તેણે અંદર આવતાં સાથે ચોપાસ ગભરાયલી નજરે જોયું, અને પોતાને એક અપરાધીની અદાથી એક કોઇ કચેરી સાંમે ઉભો કરવામાં આવેલો જોઇને તે દેખીતી રીતે ઘણો તરખાયલો નજરે આવ્યો.

"છુટ્ટો મુકો એને!" ગીલ્ડરૉયે હવે દમામદાર અવાજે હુકમ કર્યો, અને ત્યારે જેવા તે જીપસી જવાંનોએ તેને છુટો મુકયો કે તેણે હીંમત પકડીને ઝનુનથી પુછ્યું, "કોણ છેઓ તમે બધા કમીના? શું મતલબથી મને અત્રે પકડી મંગાવવામાં આવ્યો છે?"

"ચુપ કર રે, બેઅદબ!" ઘરડા ગીલ્ડરૉયે તેને ઠઠરાવી નાંખ્યો; "તાહરે અમારો અદબ

કરવો જોઇશે. તાહરો આજે અત્રે ફેસલો થવાનો છે."

"ફેસલો ? શાંનો ? કીયા અપરાધનો ? કોણ કરશે ? પાર્કસે વળી તુચ્છકાર કરયો; "તમોને ખબર બી છે, હેમકો, કે હું પોતે એક ધારાશાસ્ત્રી છું ? મને દગાથી અત્રે બોલાવવામાં આવેલો છે, અને પછી જારતીથી ધરી પકડીને અહીં ધસડી લાવવામાં આવલો છે."

"અને તું અપરાધી નથી એમ ખરૂં કે ?" ગીલ્ડર્રાયે ગુસ્સો કર્યો; "ધ્યાંન કર ! અહીં કોઈ તાહરી પર કશી જાસ્તી ગુજારવાનું નથી. અહીં તો તાહરા અપરાધનો ચોખ્ખો ફેસલોજ કરવામાં આવનાર છે. એક સરકારી અદાલતમાં જે રીતે ન્યાય થાય તે રીતે ખરેખર તાહરો ન્યાયજ કરવાં આવશે."

"પણ તે કરશે કોણ ? તે ન્યાય કરવાનો તુંને કે કોઇને બી અહીં હકજ શું છે ?" પાર્કસે જુસ્સા ભેર પુછ્યું. "આએ જો તમે લોકોએ બધાએ મળીને કાંઈ રમુજ કરવા ધારી હોય તો—"

"ચુપ કર, બેવકુફ ! રમુજ શાંની હોએ ?" ગીલ્ડર્રાયે પાછો ધમકાવ્યો; "સાંભળ, થોમસ પાર્કસ ! તાહરી પર ખુંનનો સૌથી ગંભીર અને જબુન ચાર્જ છે !"—અને મેં જોયું કે એ સાંભળતાં તો પાર્કસ પોતે પોતાને ભુલી ગયો, અને એક સરપે ડંખ્યો હોય તેમ દીસ્તી રીતે જોરથી ચોંકયો.

"હા !" તે ચોંકવાનું જોઇને ગીલ્ડર્રાયે દાઢી પસવારતાં કહયું; "એ ખુંન તેં પોતે મી૦ ફોરસીથ નામના બુઢ્ઢાનું સને ૧૮૩૪નાં સાલમાં લીડસ ખાતે કરાવેલું છે. એ કામ તેં તાહરી મરનાર માતાની મારફતે લીધેલું છે, કે જે બાઇ તે ઘરમાં વરસો સુધી હાઉસકીપર હતી. એ ખુંન કરવાની મતલબ મરનારની એક નાહની છોકરીની છોકરીનો ત્રીસ હજાર પાંઉ-ડનો મોટો વારસો ખાઇ જવાનીજ હતી, અને એ બેઉ ગુનાહો કરીને તું ફાવી ગયો. બોલ, હવે તું શું કેહવા માંગેછ ? તું એ અપરાધો કબુલ કરેછ કે ન્યાયથી તાહરી તપાસ થાય તે માંગેછ ?"

"હું કોઇ બી જવાબ આપવાજ ના પાડુંછ !" પાર્કસ કે જેણે અત્યાર સુધીમાં પુરતી હીંમત પાછી જમા કરી લીધી હતી, અને પોતાનો જોખમ જોઇને મજબુતીથી પાછો સાહવધ થયો હતો તેણે મોટા તોરથી કહયું; "મેં અપરાંધ કીધો કે નહીં કીધો તે તું પુછનાર કોણ ? તુંને આએ કચેરી ભરવા કે કેસ ચલાવવાનાં હંબગ કરવાની સત્તાજ શું છે ? તમે હમણાં તો એ ફાર્સ ચાલવા દેઓ, પણ પછી પરીણામોને વાસ્તે ધ્રુજજો !"

"ખામોશ !" ગીલ્ડર્રાયે ગગરાત કર્યો; "તું તાહરો વખત આવે ત્યારે અમોને પકડા-વીને સજા કરાવવા જે તાહરેથી થાય તે કરજે, પણ હાલ તો તાહરી એ દીવાંની બકવાત વાસ્તે તાહરૂં મોઢું સીવેલું રાખ ! અંમે અમારો જોખમ જાંણેછ, અને જાંણીનેજ કામ લઇએછ. અમારો જોખમ તો આવે ત્યારની વાત છે, પણ તાહરો જોખમ તો આજેજ અત્યા-રેજ ને અહીંજ છે, અને તેનો તાબરતોબનો ફેસલો થવાનો છે. તાહરે વાસ્તે તો મોહત જીવતનોજ જોખમ ને સવાલ છે !"

"મોહત જીવતનો ?" પાર્કસ પાછો દબાયો; "એટલે શું, તમે લોક માહરો જાંન બી

લેશો ?"—અને તે લુચ્ચો દમ બ દમ હવે હીંમત હાર્યોજ જતો જણાતો !

"જે પોતે એક નીરપરાધી જૈફ્ જાંન લેવાને ડરયો નહીં તેને બીજાઓને જાંન લેવાનું પુછવાનો હક્જ શું છે ?" ગીલ્ડરૉયે બખાળ્યું; "તેં બુરાઇને વાસ્તે જાંન લીધો તો અમો તેની સજામાં નેકીને ખાતર જાંન લેવા ડરવાના શાંના હતા ? તું અમોને પકડાવાની લાહેરી કરેછ તેથી તાહરૂં પોતાનું બહેતર શું થવાનું છે ? જે ખુંન આજે અમે અહીં પુરવાર કરશું તે તાહરી એ હેમાકાતથી મોટી કચેરીમાં એવડાં જોરથી પુરવાર થશે, એમજ કેની ? અને ત્યાં કોણ તાહરી પર તરસ ખાવાનું કે દયા કરવાનું છે ? અહીં તો અમે નાખતીથી ને દયાથીજ કામ લેવા બેઠેલા છીએ. જો તું એ તાહરા મોટા ગુનાહોની તોજેશ કરશે, તો અમે તુંને જીવતો જવા દેવાના અને તરતજ છોડી મુકવાના છીએ. બોલ, ત્યારે હવે શું કેહછ ? તું પોતાને "ગીલ્ટી" કબુલ કરેછ ?"

પાર્કસ ઘેરાઈ ગયો. શું જવાબ કરવો અને હવે કેમ કામ લેવું તે તેને સમજ પડી નહીં. ગીલ્ડરૉયની જોરાવર સમજાવટની તેની પર દેખીતી મજબુત અસર થઇ. તે બદમાશ જોઈ શકયો કે તેનું પાપ ઘણા મજબુત પુરાવાઓ સાથે આએ લોકો પકડી કાઢી શકયા હતા, અને અહીં જો તે ખેચતાંણુ કરે અને પોતાનું કાંઇ વળતું નહીં જોઇને તે લોક તેને પરભાડો પોલીસને સ્વાધીન કરે તો એવા પુરાવાઓ સાંમે ત્યાં આકેબત તેનો બચાવજ શું થનાર હતો ? તેણે એ સઘળો વિચાર કીધો, અને એ વિચાર કરવા તે એકાદ બે મિનીટ થોભ્યો, કે જે દરમ્યાંન તે કૉર્ટ રૂમમાં એક ટાંચણી પડે તો તે બી સંભળાય એટલી બધી ચુપકીદી પસરી રહી.

"આએ બધું જુઠું છે !" તેણે અંતે એક ઠરાવ પર આવીને બખાળ્યું. દેખીતી રીતે તે જોવા માંગતો હતો કે તેની સાંમે પુરાવા શું અને કેટલા છે. "માહરી પાસે મીસ પર્સીની પોતાની સહીનું લખત છે કે જેમાં મરનાર ફોરસીથનાં વીલની સચ્ચાઈ તે છોકરીએ પોતે કબુલ રાખેલી છે, અને જો એ રીતે અમારી ફેવરનું મરનારનું વીલ સાચુંજ હોવાનું કબુલ રાખવામાં આવ્યું છે તો પછી ખુંનનો આરોપ અમારી સાંમે ટકીજ કેમ શકે ?"—અને પછી, મોટા તુચ્છકારમાં હોય તેમ, તે મોટા ઘોઘારી સાહદે જુઠું જુઠું હસ્યો.

"હવે ત્યારે વખત બરબાદ કરવા કોઇ જરૂર નથી," ગીલ્ડરૉયે પોતાનો ચુકાદો જાહેર કર્યો. "તું પોતાને નિર્દોશજ જાહેર કરેછ તો કાયદાથી તાહરી તપાસ થશે, અને તાહરો વાંક તુંને પુરવાર કરીને બતાવવામાં આવશે—"

---

## પ્રકરણ ૧૫૮.

હવે મને ઘણી હીંમત આવી. મેં જોયું કે આ કોઇ દાનાવ બુર્જોર્ગ ખરેખરી તારીફ લાયક ગણત્રીઓથીજ કામ લેતો હતો. તેણે એ લુચ્ચાનાં પાપના ઓસ્તવાર પુરાવાઓ એકઠા કીધેલા હોવા જોઇએ, કે જેથી તે આ બદમાશને બીહીઘરાવીને ઠેકાણે લાવવાનું કરી શકે. ભલી ઝારા પોતાની મમઇને ખાતર તેને ધારાથી બચાવી લેવા માંગતી હતી, અને મને ફકત માહરા હકો પાછા સપુર્દ કરાવવાજ ચાહતી હતી. એટલા વાસ્તે પોતાની

જાતના આએ "રાજા"ને મળીને તેણીએ કેટલાં બધાં ડહાપણ અને કેટલી દુરઅંદેશીથી કામ લીધું હતું તે બધું હવે ખ્યાલમાં આવી જતાં મેં તે વાહલી મરનારનાં મોહત પર નવેસરથી આંસુ ખેરવ્યાં અને માહરા ગાલ ભીંજવ્યા. અફસોસ કે તેની જીંદગીએ યારી આપી નહીં, અને પોતે આએ જે નેકીભર્યું કરવા ને કામ લેવા ચાહયું હતું તેનું પરીણામ જોયા કે જાંણુવા તે બીચારી જીવી શકી નહીં!

"પેહલ્લા શાક્ષીને બોલાવો!" હવે ગીલ્ડરૉયે હુકમ આપ્યો,—અને બે ચાર જણાઓ જેઓ સીપાઇનું કામ કરતા ઉભા હતા તેમાંથી એક જણ બાહેર દોડી જઇને એક આસામીને લઇ આવ્યો, જેને મેં જોતાં સાથે ઓળખ્યો. તે પાર્કસનો પેલો હેડકલાર્ક મી૦ મૉસ હતો, કે જેણે માહરી સાથે થયલા દગા વખતે, વાંચનાર યાદ કરશે કે, શાક્ષી તરીકે સહી પત્રીમાં કેટલોક આગેવાન ભાગ ભજવ્યો હતો.

"ઓ ખુદા, એ લોકોએ કેમ કામ લીધેલું લાગેછ!" મેં તેને દાખલ થતો જોઇને અજબ અજબ થતાં મનસે પુકાર્યું, કેમજે પાર્કસના પોતાનાજ હેડકલાર્કને તેઓ પાર્કસની સાંમે જુબાંની આપવા લઇ આવ્યા હતા એ કાંઇ તેમની નાહની સુની કારસાજી નહીંજ કહેવાય?

અને પાર્કસ? તે તો પોતાની સાંમે જુબાની આપવા ખુદ પોતાના કર્લાકનેજ આવી ઉભેલો જોતાં મોહત જેવો પાછો ફીકકો પડયો. તે ઘણોજ અજબ થયલો ને બીહીધેલો દેખાયો, અને પછી ચીઓ થઇને બોલ્યો, "સારૂં થયું, મૉસ, તું બી અહીંજ છે તો ઘણું સારૂં, આએ કમજાતો માહરી પર જુલમ ગુજારેછ તેનો તું શાહેદી રેહજે."

મૉસે જવાબ દીધો નહી. તેણે તો તેના માલીક તરફ આડી નજરે જોયું વટીક નહીં. તે પાધરો ન્યાયાધીસ ગીલ્ડરૉયની ટેબલ આગળ આવીને ગુપચુપ ઉભો રહયો.

"મી૦ મૉસ," તે જૈફ આસામીએ કહયું; "આએ અપરાધી થોમસ પાર્કસ અને એક જવાંન બાંનુ મીસ પર્સી વચ્ચે કાંઇ લખતો થયાંછ તેની તમોને કાંઇ ખબર છે?"

"જી હા, મને બરાબર ખબર છે," મૉસે મોટા ખુલ્લા અવાજે કહયું; "તે લખત ગયાં વરસની પાંચમી અકટોબરે થયાં હતાં, અને મને શાક્ષીની સહીઓ ભરવી પડી હતી.

"તે લખત શું હતાં?"

"તેમાં એક તો લીડસ ખાતેનું એક ઘેર મી૦ પાર્કસે મીસ પર્સીનાં નામ પર ચઢાવી આપ્યું તેનું લખત હતું."

"અને બીજું?"

"બીજું જે મીસ પર્સીએ સહી કરી આપ્યું હતું તેમાં મી૦ પાર્કસે એ બાઇ પાસ લખાવી લીધું હતું કે મરનાર મી૦ ફોરસીથનું જે વીલ રેજીસ્ટ્રારની ઑફીસમાં છે તે ખરૂં અને વાજબીજ છે."

"અને એવી સહી લેવાના બદલામાં મી૦ પાર્કસે એ બાઇને એક ચૅક આપ્યો?"

"જી હા,"

"અને તે ચૅકના સંબંધમાં તમે શું જાણોછ?"

"તે ચૅક દગલબાજીથી લખાયલો હતો. તે એવી સાહીથી લખાયલો હતો કે જે થોડા કલાક પછીથી ઉડી જાયછ, અને કાગળ પાછું કોરૂં ને કોરૂં રહી જાયછ!"

"તેવી સાહી કાંઇ તમે રજુ કરી શકોછ?"

"જી હા, આય તે સાહીની બાતલી છે. મને આએ કૉર્ટ તરફથી હુકમ થયો હતો તેમ એ મેં માહરા શેઠના પોતાના ઓરડામાંથી માહરે સ્વાધીન લીધી હતી."

"જોવો, જોવો, બાઈ," બીડાએ માહરે કાંને લાગી કહયું; "પેલો ગુનેહગાર ધ્રુજેછ કેવો!"

"બીજું કાંઇ તમે જાંણોછ?" એવામાં કૉર્ટે મી૦ મૉસને આગળ સવાલ કરયો.

"હા; મી૦ પાર્કસે મરનારનાં વીલ બાબે ગરીબ મીસ પર્સી પાસે જે દગલબાજીનાં લખત પર સહી લીધી હતી તે તક જોઇને એવણુની તીજોરીમાંથી ચોરેલું આએ કૉર્ટના હુકમ મુજબ હું અત્રે હીંમતથી રજુ કરૂં છું,"—અને તેણે તરતજ, એમ કહી, મેં જોયું કે જે લખત પર પાર્કસે માહરી દગલબાજીની સહી લીધી હતી તે ખીસામાંથી કાઢીને ઘરડા મી૦ ગીલ્ડરૉયને સ્વાધીન કીધું!!

"થોમસ પાર્કસ!" હવે મી૦ ગીલ્ડરૉયે તે અપરાધી તરફ પાછી નજર કરીને કહયું, "તાહરે કાંઈ આએ શાક્ષીને સવાલ પુછવાછ?"

પણ પાર્કસે કાંઇ જવાબ કરયો નહીં. તે તો પોતાની વાચાજ ગુમાવી બેઠો હોય તેમ તોબડા જેવું મોઢું કરી ગમખ્વાર અને ચુપ ઉભો.

"મી૦ મૉસ," ગીલ્ડરૉયે કહયું; "હવે ત્યારે તમે બાજુ થાઓ. તમારી જુબાની ખતમ થઇ છે."—અને પછી તરત પુકારયું, "બીજો શાક્ષી!"

વળી એક જીપસી બાહેર ગયો, અને તે પછીથી પાછો અંદર આવ્યો ત્યારે તેની સાથે મરનાર ઝારાની મમાઇ—પેલી દોજખી બુઢયા હતી! હવેજ મને સમજ પડી. હવેજ મને સમજ પડી કે આ કેસમાં પાર્કસની સાંમે જુબાની આપવા અને તે લુચ્ચાનાં ગાત્ર પુરતાં ઢીલાં કરવા આ બુઢયાને ઘરડા ગીલ્ડરૉયે તેના દેશવટામાંથી ખાસ તેડાવી લીધેલી હોવી જોઇએ!

અને ઘરડી બૅટીએ અંદર આવતાં સાથે ચોપાસ પોતાની ઘુવડ જેવી નજર ફેંકી. હું તુરત સમજી ગઇ કે તે અમોને શોહધતી હતી, પણ અમે ત્યાં દેખાયાં નહીં તેથી તે જરા નાઉમેદ થયલી લાગી. અમો પેલા કાળા પડદા પછવાડે સંતાયલાં હતાં એવો તો તે દદાને કશો ખ્યાલજ થયલો લાગ્યો નહીં!

તેને પણ મૉસનીજ જગ્યાએ લાવીને ઉભી કરવામાં આવી.

"તુંને જેમ કહેવામાં આવ્યુંછ તેમ, બુઠી, તાહરે કસમ પર આએ કૉર્ટ આગળ બધું ખરૂં કહેવું પડશે," મી૦ ગીલ્ડરૉયે તેને યાદ કરાવ્યું.

"હા, પણ મને બચાવવા તો તમે વચનથી બંધાયલાજ છેઓ કેની?" તે ઘરડી વંત્રીએ પોતાના જીણા, તીણા, કજ્યાખોર અવાજે પાછું અંકે કરાવ્યું.

"હું તુંને તે વચન આપી ચુકયોછ," ગીલ્ડરૉયે દમામથી કહ્યું—અને તરત વધારયું, "હવે બોલ, આએ આરોપીને તું ઓળખેછ?"

"હા, હું એને બરાબર ઓળખુંછ, અને હું બધું એકદમ કહી દેવાજ માંગુંછ," ધરડી બૅટીએ તીખાસથી કહ્યું; "એ મને આંઠ વરસની વાતપર પહેલવહેલો ચોર્કમાં મલ્યો હતો, અને એણે પૈસાની એક મોટી રકમ બદલ માહરી પાસે ઝેરી લૉઝેનજીસ વેચાતાં લીધાં હતાં."

"કોણુનો જીવ લેવા?"

"લીડસ ખાતેના ધરડા મી૦ ફોરસીથનો."

"તું શા ઉપરથી એમ કહી શકેછ?"

"કારણુ જે અમારા વચ્ચે બધી તેજ વાતની ગોઠવણુ હતી, અને ફોરસીથ મરી જવા પછી બી એ મને લીડસ ખાતે પાછો મલ્યો હતો, અને એણે મને બાકીની પથ્થેલી રકમ પગાર કીધી હતી."

"બોલ, બંધવા, હવે તાહરે એ શાક્ષીને કાંઇ પુછવુંછ?" પાર્કસને પાછો સવાલ થયો, પણુ તેણે હજી પણુ પાછો કશો જવાબ કર્યો નહીં, અને કોર્ટ તરફથી ધરડી બૅટીને બાજુ થવાનો હુકમ થયો.

"હવે અહીં આરોપી સામેનો કેસ ખતમ થાયછ," તે ન્યાયધીશે કહ્યું; "અને, બંધવા, તાહરી ઉપર ખુંનનો, વિશ્વાસઘાતનો અને ભયંકાર ઠગાઇનો એ સઘળા આરોપો મજબુતીથી પુરવાર થાયછ. કોઇ શક નથી કે મરનારનાં મીસ પર્સીના લાભનાં ખરાં વીલનો તમોએ નાશ કર્યો, અને હાલ જે સરકારમાં રૅજીસ્ટર થયલું વીલ હૈયાત છે તે તાહરીજ કીધેલી એક ફૉરજરી છે. મીસ પર્સી શાક્ષી આપવા તૈયાર છે કે એ ખોટી સહીનાં બનાવતી વીલનો ગંભીર અપરાધ તેં તેવણુ આગળ કબુલ વરીક કીધેલો છે. તું એ રીતે ધોળે દીસની એક લુટથી મીસ પર્સીના ખરા હકના ત્રીસ હજાર પાંઉડની મોટી દોલત દાબી બેઠોછ, જે અમે ચાલવા દેવાના નથી. એ અવેજ બધો વ્યાજ સાથે ગઈ તા૦ ૫ મી અકટોબર સુધીમાં છત્રીસ હજાર ત્રણુસો પાંઉન્ડનો થયલો છે, અને તે તાહરે, જો તું તાહરા જાન માલની સલામતી ચાહતો હોય તો, આએ કૉર્ટનો ચુકાદો છે કે, એક બી વાંધા વીસ્તી વગર મીસ પર્સીને એકદમ સ્વાધીન કરવો પડશે. આએ લખત, તે ફૉરજરીવાળું વીલ ખરૂંજ હોવા વાસ્તેની મીસ પર્સીની એક ભયંકાર દગલબાજીથી લેવાયલી સહીનું, અહીં મોજુદ છે, અને તેનો તરત નાશ થવો જોઇએ."—અને એમ કેહતાં સાથે તેણે તે દીવા પર ધર્યું, જે ભડકો લઈ ઉડવા પછી જમીન પર ફેંકયું, કે જ્યાં તે થોડાજ વખતમાં તો એક મોટાં બળતાં સાથે બળીને ખાખ થયું, કે જ્યારે તે દીલેર ન્યાયધીશનાં એ ચોખા ન્યાયથી માહરી છાતી હર્ષથી ઉંચકાતી થઇ. કેવો ભલો! કેવો સાચો! કેટલો દીલેર! કેવી ભયંકાર દગલબાજીથી લુચ્ચા પાર્કસે એ લખત પર માહરી સહી લઇને માહરા હાથ કાપીજ નાંખ્યા હતા તે યાદ કરતાં હું હંમેશ ગુસ્સાથી રગેરગ ઉકળતી હતી, અને તેજ દસ્તાવેજ એમ નાશ પાંમવાથી વીલની ફૉરજરી બાબે તે શીહા બદમાશ પાછો ધારાના સપાટામાં આવી ગયો હતો એમ જોવાથી મને ઘણી ધીરજ મળી. પાર્કસ તો, અલબત, તે દસ્તાવેજનો નાશ થતો રોકવા વાસ્તે એક આંગળી વરીક હીલવી શકયો નહીં, કે જ્યારે તેનાં દીલમાં તો હું જોઈ શકી કે દરીઆજ દોહવાતા હતા!!

"થોમસ પાર્કસ!" હવે ગીલ્ડરૉયે પાછું ઠઠરાવીને કહયું; "તાહરા જેવો એક ખુંની જીવવો જોઇતો નથી. તું માત્ર ખુંનનાજ વાંકનો જવાબદાર નથી પણુ બીજા, દરેક ગંભીરમાં-

ગંભીર અપરાધ તાહરે માથે લટકેછે. એટલાવાસ્તે હું તુંને ફાંસીની સજા કરૂંછું. હું માહરા અખત્યારમાં એક રાજાનીજ હકુમત ભોગવુંછું, અને એ હકુમત માહરી જાતમાં વંશ પરંપરા ચાલતી આવેલી હોવાથી, મેં તાહરા જેવા દોજખી ગુનેહગારોને અનેક મરતબા કાયદાની હદમાં રહીને એ સજા ફરમાવેલી અને કરાવેલી છે; પણ જો તું હજી બી સીધો ઉતરે તો માહરે સખ્ખત થવું નથી. પાંચમી અકટોબર ૧૮૪૧ સુધીનો તેં જે રકમ દબાવી છે તેનો વ્યાજ સાથે હીસાબ થઇ ચુકયો છે, અને તે જો આજ ને આજ મીસ પર્સીને સ્વાધીન કરવાનું તું અત્રે કાયદાસરતું અને પાકકું લખત કરી આપતો હોશે તો અમે તુંને તાહરો પલીદ જાન બક્ષી જતો મુકશું. પછી ભલે તુંને જોઇએ તો છુટો થવા સાથે સરકારમાં જઇને અમારી સાંમે ફર્યાદ નોંધાવજે, ને અહીં નહીં તો ત્યાં તેનાં પરીણામમાં ફાંસી જજે! અમોને પરવાહ નથી. બોલ, ત્યારે, તું શું માંગેછ? મોહતની સજા કે માંરી? જો તું માંરીજ માંગતો હોશે તો તાહરી પાસેથી પાક્કા દસ્તાવેજો પર સહી પત્રી લઇને મીસ પર્સીને કાલ ને કાલ એ અવેજ સ્વાધીન કરવામાં આવશે, અને જ્યાં સુધી મીસ પર્સીની ધણીઆતી રકમ તરીકે તે અવેજ તે બાઇને પોતાને નામે બેંકમાં જમા થશે નહીં ત્યાં સુધી તુંને અત્રે પહરેજ રાખી મેલવામાં આવશે. એ ત્રાન્સફર પાકકું થવા પછી અમો તુંને તરત છોડી દઇશું. બોલ, હવે તું શું કેહછ? હું તુંને વિચાર કરવા અને આએ કૉર્ટને સેવટનો જવાબ આપવા પાંચ મિનીટની મેહતલ આપુંછ. એમ છતાં, જો એ હક અદા કરવા તું ના કેહશે, અથવા અમને જવાબ વટીક નહીં આપશે તો પછી માહરો જે હોકમ થશે તે સેવટનોજ થશે, અને આવતી કાલ સહવારનો સુરજ ઉગતો જોવાને વાસ્તે તું જીવતો રહેવાનો નથી."—ને એમ કેહેતાં તે જૈફ આદમીએ પોતાનાં ગજવાંમાંનું ઘડયાળ કાઢીને વખત જોયો, અને પોતાની સમક્ષ ટેબલ પર તે ખુલ્લું મુકયું.

એક મોહતની ચુપકીદી એ પછી તે આખા મોટા ઓરડામાં પસરી રહી! કોઇ ગુસ ગુસ વટીક કરવાની હીંમત કરતું ન હતું. અમો બે વટીક એવાં હબતી ગયાં કે અકેકના કાન પર પડીને પણ કાંઇ કહી કે બોલી શકયાં નહીં!

અને પાર્કસ? તેનું માથું તેની છાતી પર ઝુમી પડયું હતું. તે પોતાનો જોખમ ખુલ્લે-ખુલ્લો જોઇ શકતો હતો. ગીલ્ડરૉયની હકુમત અને ઇનસાફથી તે ઠઠરીજ ગયો હતો, અને તે કશીજ રીતે શક કરી શકયો નહીં કે જો તેને ફાંસીની સજા કરવામાં આવશે તો તે સજા આ એકાંત ખુંણામાં જરૂર અમલમાં પણ મેળવામાં આવશેજ!

તેણે પોતાને ચોપાસથી ઘેરાઇ ગયલો જોયો. તે એવી રીતે ખુંણાંમાં ચંપાઈ ગયો હતો કે એક હાથ કે પગ હીળવી શકવા જેટલી પણ તેને માટે મોકળાસ જાંણે રહી ન હતી! તે શું કરી શકે? તે અહીંથી હાલ ગમે તેવી સહીઓ આપીને પોતાનો છુટકારો મેળવી શકે, તો પણ પછી શું કરી શકે? તે કેઇ રીતે આ જુલમાતની ફર્યાદ સરકાર સાંમે લઇ જવાની હીંમત કરી શકે? તે ઘણું તો આ લોકોને કાયદો હાથમાં લઇને એવી એક તપાસ ચલાવવા માટે સજા કરાવી શકે, પણ તેથી તે પોતે ખુંનની સજામાં સરકારી ફાંસીથી કેમ બચી શકનાર હતો?

"જવાબ આપ, બંધવા!" તે પાંચ મિનીટ આખર થવા આવતાં ઘરડા ગીલ્ડરૉયે પોતાના મોટા જોરાવર દમામદાર સાહદે ગગડાત કરયો, અને ઉંઘમાંથી ચમકી ઉઠયો હોય તેમ કમબખ્ત પાર્કસ ચોંકીને સાહવધ થયો!

---

# પ્રકરણ ૧૫૯.

"હું કબુલ થાઉંછ," તે કેદીએ અંતે હારેલો મારેલો થતાં મુશ્કીલથી સાંભળી શકાય એવા મરતા ધીમા અવાજે કહ્યું; "માહરી સહી લ્યેઓ. ઘટતું કરો, તે અવેજ તે છોકરીને આળી દેઓ, અને પછી મને અહીંથી જતો મુકો! હું ઇંગ્લાંડ છોડીને દુર જતો રેહવશ."

"તેં ત્યારે ઘણું ડાહપણથીજ કામ લીધું, થોમસ પાર્કસ!" ગીલ્ડરૉયે તે સાંભળીને કહ્યું; 'કેમજે અહીં કદી ફાંસી દેવાનો જોખમ અમો નહીં બી કરતે તો બી આટલું તો નક્કીજ છે કે આએ બધી પુરવારીઓ સાથે એક બી શક વગર અમો તુંને પોલીસને સ્વાધીન કરતે, કે જ્યારે મીસ પર્સી પોતાનો હક મેળવતે, અને તું નાહક તાહરા જાનથીજ જતે! એટલા વારતે તેં આએ જે તાહરો ચુકાદો જાહેર કર્યો તે ખરેખર નેક કરયું. તું જો કે અમોએ કાચે પાયે કાંઇજ કામ કીધું નથી. બૅંક ઑફ ઇંગ્લાંડમાં તાહરે નામે જે અવેજ જમા છે તેમાંથી છત્રીસ હજાર ત્રણસો પાંઉન્ડ મીસ પર્સીને નામે જમે કરવાનાં ત્રાન્સફર ખત મી૦ મૉસે કાયદા પ્રમાણે તૈયાર કરાવી રાખેલાં છે, જે પર ફકત હવે તાહરી સહી લેવાનીજ ખોટી છે. આવ આએ ટેબલ આગળ, અને સહી કર. મી૦ મૉસ, લાવો, તે દસ્તાવેજો રજુ કરો!"

અને હવેજ તે શેઠ અને તેનો કલાર્ક મી૦ ગીલ્ડરૉયની ટેબલ આગળ સામસાંમા થયા, કે જ્યારે દાંત પીસીને પાર્કસે મૉસને કાંઇક અપસુખન કહયા, અને તરત ઘરડો ગીલ્ડરૉય, ત્યારે, વચ્ચે હોમાયો.

"ખબરદાર!" તેણે થથરાવીજ નાખનારા અવાજે પોકારયું; "એ જવાંને નેકી અને સચ્ચાઇની સાઇડે કામ લીધેલું છે, અને તાહરા જેવા એક પાપી આદમીથી તેને એક બી અપસુખન કહી શકાવાનો નથી! તે અહીં ચાલવાનુંજ નથી."

અંતે લુચ્છા પાર્કસે ધ્રુજતા હાથમાં પૅન લીધી, અને માહરે નામનાં તે કાયદાપુર્વક ત્રાન્સફર સહી કર્યાં, કે જ્યારે બીડા હરખથી મને વળગી પડી.

"ઓ મીસ પર્સી, ઓ માહરાં ભલાં બાઇ," તેણીએ મોટા હર્ષથી માહરે કાને લાગી કહયું, "આએ ખુદાની કેવી મેહરબાંની! કેવું બધું સમાધાનીથી પાર ઉતરી ગયું! કેવું ખુદાનું બક્ષેલું તમારૂં સારૂં નસીબ!"

"હા, વાહલી બીડા, પણ હજી બધું છેલ્લે સુધી એમજ પાર ઉતરે ત્યારે ખુશી થવાનું!" મેં હસીને કહયું; "મને એ વાતનો આગળ, તું જાંણેછ તેમ, એક વખત અતી ઘણો કડવો અનુભવ થયલો છે, અને તેથી એ મોટો અવેજ જ્યાંવેર માહરે નામે બૅંકમાં જમા થાય નહીં ત્યાંવેર હું કાંઈ ખુશી થવાની કે ધીરજ પાંમવાની નથી."

"ઓ, પણ હવે હજી બીહીવાનું છેજ શું જે, બાઇ?" બીડા અજબ થઇ; "મી૦ ગીલ્ડરૉયે આટલું બધું તરીપાર ઉતારયું તો શું હવે બાકીનું નહી ઉતારી શકશે? વળી મી૦ મૉસ જે આટલી ભલાઇથી અને નેકીથી આપુનેજ મદદ કરવા બાહેર પડેલો છે તે શું હવે કાંઇ કાચું થવા કે ટાંચું પડવા દેવાનો છે?"

"એ બધી વાત ખરી છે, બેટા," હું એકમત થઇ; "હું કબુલ કરૂંછ કે આએ

નેકીભરેલાં ભલાં આદમીઓની બરકતે હવે મને નાઉમેદ થવાની વકી તો નથીજ દેખાતી, ને જે હોશે તે કાલે બપોર સુધીમાં તો સેવટનુંજ આપણા લાભમાં નક્કી થઈ જશે."

અહીં તેવામાં તે સહીપત્રીઓ થઈ ચુકી, જે પછી ગીલ્ડરૉયે પાર્કસને પાછો કેદમાં પુરવાનો હોકમ આપ્યો, અને તેને ખાતર જમા ફરી એક વાર કહી સંભળાવી કે જેવો કાલે સહવારે બેંકો ઉઘડતાં એ સઘળો અવેજ માહરાં નામ પર ટ્રાન્સફર થઇ રેહશે. કે તરતજ તેને એ કેદથી મુક્ત કરવામાં આવશે.

એ ઉપરથી પેલા ચાર લઠ્યાઓ પાર્કસને પોતાની વચ્ચે પકડીને પાછો ઘસડી ગયા, જ્યારે કૉર્ટ વીસરજન થયલી હોવાનું ગીલ્ડરૉયે મોટે સાહદે કહી સંભળાવતાં એકેક પછી સર્વ જણ ગરોગર તે કૉર્ટરૂમ છોડી ગયાં. ગીલ્ડરૉયે એ પછી ટેબલ પરનાં પાર્કસે સહી કીધેલાં લખતો પોતાને સ્વાધીન લીધાં, કે જ્યારે તેણે કરેલી ઇસારત મુજબ એકલો મી૦ મૉસજ હજી તે ઓરડામાં થોભ્યો હતો, અને પેલો ખાસ ખીદમતગાર વેંહેંત્સું પણ ત્યાંજ હતો.

વળી ગીલ્ડરૉયે, મેં જોયું કે, પછી અમોને પણ પરડા પછવાડેથી બાહેર તેડી લાવવા તે વેંહત્યાંને ઇસારતથી હુકમ આપ્યો, અને તે ત્યારે અમોને લેવા આવવાથી તરત અમો તેની પુઠે ગયાં.

એ વખતે ગીલ્ડરૉય મી૦ મૉસ સાથે વાત કરતો હતો, અને મેં જઈ તે બંને ગ્રહસ્થોનો તેઓની માહરા જોગી અનેક ભલાઇને વાસ્તે હજારો હજાર ઉપકાર માન્યો.

"માહરે લીધે તમે બીચારા ગરીબ તમારી નોકરી ગુમાવી બેઠાછ, મી૦ મૉસ," મેં કહયું; "પણ હું તેનાં હેસાંનમાં—"

"એ બધી વાત આપણે કાલે કરશું, મીસ પર્સી," ઘરડા મી૦ ગીલ્ડરૉયે મીઠાસથી હસીને તરત વચ્ચે પડતાં કહયું; "તમારૂં ધન તમારે સ્વાધીન થાય તે પછી તમારે જે કેહવું ને કરવું હોય તે કરયા કરજો. આએ દસ્તાવેજો જે સહી થઇ ચુકયાછ તે મુજબ આવતી કાલે મી૦ મૉસ એ છત્રીસ હજાર ત્રણસોનો તમારો અવેજ તમારે નામે બેંક ઑફ ઇંગ્લાંડમાંજ પાછો જમે કરાવશે, અને તે થઇ રહયા પછી એ લાયક જવાંનની તમો જોગી ખીદમતનો આપણે ધીરજથી વિચાર કરશું. હવે, તેથી, હાલ તો તમે બન્ને સીધારો."—અને તેણે માયાથી બારણાં તરફ હાથ લંબાવ્યો.

"પણ મને એક સવાલ પુછવા ગમેછ, ભલા મી૦ ગીલ્ડરૉય," મેં વિનંતીની ઢબે કહ્યું; "તમે ઘરડી ઍટીને કયાંથી બોલાવી મંગાવી?"

"તે તો કૉન્ટીનન્ટ પર હતી," મી૦ ગીલ્ડરૉયે જવાબમાં કહયું; "મેં તેને બોલાવી નથી. તે પોતેજ પોતાની ખુશીનું આવી. તેને તે જ્યાં હતી ત્યાં ઝારાનાં મોહતની ખબર મળી, અને તે તરતજ ઇંગ્લાંડ દોડતી પાછી ફરી, જે સંજોગનો મેં લાભ લીધો, અને તેની પણ જુબાની લેવાનું નક્કી કીધું. તેની ખુંનમાંની શામીલગીરી હું જાણુંછ એમ જાંણતાં સાથે તે ધ્રુજી પડી, અને હું તેને જરૂર બચાવી લેવશ એ વાતની ખાત્રી મેળવીને આએ કેસમાં જુબાની આપવા તે કબુલ અને તૈયાર થઈ. એ ઉપરાંત તેણે મને વળી વચન આપ્યું કે આએ જુબાનીનું કામ ખતમ થતાં સાથે તે તરત પાછી ફ્રાંસ નાહસી જશે, પણ તે એ

વચન અદા કરેછ કે નહીં તે હું ચોક્કસ પાયે કહી શકતો નથી. એને કાંઇ એમ વેહમ ભરપા થયલો માલુમ પડેછ કે ઝારા કુદરતી મોહતે મરણ નથી પાંમી, અને તેના વરે તેનું ખુંન કરેલું છે અથવા તેનાં મોહતમાં મદદ કરેલી છે!"

"ખરેખર?" હું જાંણે કાંઇ જાંણુતીજ નહીં હોઉં તેમ મેં અજાયબીજ બતાવી.

"હા," ગીલ્ડરૉયે જવાબ કરયો; "પણ હું ધારૂંછ કે તે તો એનો એક સ્ટુપીડ ધખારો છે, કેમજે ક્લેર તો પોતાની એ મોહરદારને પ્યારને વાસ્તેજ પરણ્યો હતો, અને તેના પર જીવજાંન કાઢી આપતો હતો એ વાત તો જગ જાહેર છે. હવે તેથી જોવાનું છે કે એણે મને આપેલાં વચન પ્રમાણે એ બુઢી ખરેખર ઇંગ્લાંડ છોડી જાયછ કે એ નીમીત હેઠળ અત્રે કાંઇ વધુ થોબવાના પછાડા ખાયછ! એમ છતાં તમારે કાંઇ એનાથી બીહીવું નહીં, મીસ પર્સી," અને તે ભલો જૈફ માહરી ભણી મમતાથી જોઇને પોતાની દાઢી પસવારતાં મુરબ્બીગીરીનું પાછું હસ્યો; "મેં તેને સખ્ખત તાકીદ કરેલી છે, અને તમારે રસ્તેજ નહીં આવે તે વાતની હવે પછી અત્રે બધી પકકી બંદોબસ્તી થયલી છે."

એ ઉપરથી મેં તેનો ફરી ફરીને દીલોજાંન ઉપકાર માન્યો, જે પછી અમો તેની રજા લઇને બાહેર પડયાં, અને ત્યારે આ વખતે તો, મી૰ ગીલ્ડરૉયે મોડી રાતનો ખ્યાલ રાખી, આગમચથી હુકમ આપી રાખ્યો હશે તેમ, પેલો વેંહેંત્યું અમોને છેક તેઓને લગતા લત્તાને નાકે સુધી મુકવા આવ્યો. એ પછી અમોએ એક ભાડુતી ગાડી, મોટા ધોરી રસ્તા પર ઉતરવા પછી, કરી લીધી અને તે પાછો ફરયો, જ્યારે, અલબત, તેને ઇનામ આપવાની માહરી ફરજ હું કાંઇ ભુલી નહીં, અને ત્રણ ગીનીનો નવેસરથી તેના હાથની હથેલી પર મેં જે સોનેરી ચીકાસ ચોપડયો તેથી તે રાજી રાજી અને થોડો થોડો થઇ ગયો, એ શું માહરે કેહવું જોઇશે?

હવે અમો ઘર પાછાં ફર્યાં ત્યારે માહરે ત્યાંનાં મોટાં ઘડીઆળમાં (અમો ઘરમાં આવી જવા પછી તરતજ) મધરાતના બરાબર બાર થોકાયા, અને મેરી ગ્લેન્ટવર્થ જે અમે ઘર પાછાં ફરવાની વાટ જોતી બેઠી હતી તે હેતથી અમારી કને ઉલટમંદ સવાલ કરતી દોડી આવી.

તે ઘણી ફ્કરમંદ થઇ ગયલી લાગતી હતી. અલબત તેનાથી આ વાતના સંબંધમાં મે કાંઇજ છાનું રાખ્યું નહીં હતું, અને પેહલ્લી રાત્રે અમો જમીને ઘરમાંથી બાહેર પડયાં હતાં ત્યારે હું કયાં જતી હતી તે મેં તેને કહીજ રાખ્યું હતું. એટલા માટે જ્યારે રાત ઘણી ગુજરી અને બાર વાગવા આવેલા છતાં અમો ઘર નહીં પાછાં ફરયાં ત્યારે પીટર્સફીલ્ડમાં અમે અનુભવ્યું હતું તે યાદ કરીને આ વખત પણ પાછો અમને કાંઈ દગોજ થયલો હોવાનું તેણીએ ધારી લીધું, ને તે ઘણો ડર ખાઈ ગઇ હતી.

અમોએ, મગર, તેને ધીરજ આપી, અને પછી જે બન્યું હતું તે સઘળી હકીકત ટુંકમાં તેને કહી, જે સાંભળી તે ખુશ ખુશ થઈ ગઇ. તે પણ બીડાની માફક મને મુબારકબાદી આપવા પડી, પણ મેં જે બીડાને કહયું હતું તેજ તેને પણ હસીને પાછું કહયું. મેં તે બંને વાહલી છોકરીઓને હેતથી સમજાવ્યું કે એજ ધન મેળવતાં મને એક વખત એટલી સખ્ખત છક્કડ ખાવી પડી હતી કે જ્યાં તક એ અવેજ પકકી રવેસે માહરા હાથમાં આવી પડે નહીં

ત્યાં વેર હું એ માહરાં સુભાગ્યમાં માનીજ શકતી નહીં હતી! બેશક ભલા ગીલ્ડરૉયે અક્કલ કામ નહીં કરી શકે એટલી બધી ગણત્રીઓ અને કાબેલ્યતથી સઘળું હદ વગરનું અત્યાર સુધી પકકુંજ કરી આપ્યું હતું ખરૂં, પણ તે છતાં, મને લાગતું હતું કે, પૈસાવાળાં થવાનું કરમમાં હોય નહીં તો હજારો પછાડા બાર્થ થઇ પડે છે!

એ મુજબ અમો વાત કરતાં તે રાત્રે ઘણાં મોડે સુધી બેસી રહયાં, અને પછી સુવાને વાસ્તે વગેસગે થયાં. એ વખતે નજદીક દોઢેક વાગ્યો હશે. બીડા માહરા ઓરડામાં મને કપડાં બદલવામાં મદદ થવા માહરી સાથે આવી હતી, અને હું સુવાનાં કપડાંમાં લગભગ તૈયાર થઈ ચુકી તેટલામાં બાહેર રસ્તા પર જોશથી જતા ઘોડાઓનાં પગલાં વાગ્યાં, બુંબાનાં બ્યુગલો થયાં, અને અમે ગભરાઇને બારી કને દોડીને જોયું તો કેથે આગ લાગેલી હોવાથી સળગેલા બુંબા મારતે ઘોડે જતા હતા! એ ઘણું બીહીધરાવનારૂં હતું, કેમકે જોકે લંડન જેવાં મોટાં શેહરમાં એ ઘણું સાધારણ છે, અમારાં લંડનમાં સરાસરી દર વરસે નાહની મોટી મળીને કમ-માં કમ પાંચસો આગો લાગતી હશે એ તો એક બચ્ચું બી જાંણે છે, તોબી આગના બુંબાઓ જાય ત્યારે કોઇને બી પેટમાં ફાળ પડયા વગર તો જાંણે રહેતીજ નથી.

અમોએ માહરા ઓરડાની બારીમાંથી ટીંગાઇને જોયું, પણ બુંબા કેઈ તરફ ધસડાઇ ગયા અને આગ કયાં લાગી હશે તે કાંઈ દેખાયું કે સમજાયું નહીં, અને તેથી અમે લોક મેરીના ઓરડામાં દોડયાં. એ ઓરડાની બારીઓ દક્ષીણે ઉઘડતી હતી, અને તે પણ અમો ગયાં ત્યારે સુવા જવાને વાસ્તે તૈયાર થયલી બારીએજ ટીંગાતી હતી. તેની બારીમાંથી થોડુંક દેખાતું હતું. વેગળે દક્ષીણ તરફનું આકાશ સળગી ઉઠયું હોય તેમ લાલ લાલ લાગતું હતું, એટલે આગ ઘણી દુર હોશે એવી વધતી ઓછી નીરાંતથી અમો અંતે એકમેકને પાછાં "ગુડ નાઈટ" કરીને છુટાં પડયાં, અને સુઈ ગયાં.

એ પછીની સહવારે હું છેક મોડેથી ઉઠી, અને મેં ચંગ વગાડયો ત્યારે બીડા સરેસ્તા પ્રમાણે હાજર થઈ નહીં. એક બીજી મેડ માહરા ચંગના જવાબમાં માહરી કને દોડી આવી, જેણે કહયું કે બીડા તો સહવારથી કેઠે તૈયાર થઇને ગયલી હતી, અને હજી પાછી આવેલી નહીં હતી. હું જરા એ સાંભળી અજબ થઇ. બીડા મને પુછ્યા કહયા વગર ગઇ કયાં, અને નવ વાગી ગયા હતા તો પણ પાછી કેમ નહીં ફરી હતી?

"રાત્રે તમે આગ જોઇતી કે, બાઈ?" હવે તે મેડે માહરી ખીદમત કરતાં કરતાં સ્હેજ મને વાત કરાવી પુછ્યું.

"આગ તો અમે જોઇ નહીં," મેં કહયું; "પણ દક્ષીણમાં થોડુંક આકાશ લાલ થયલું દેખાતું હતું. કાંઇ તમો લોકોને ખબર પડી?"

"હાજી, મને ને બીડાને સહવારે દુધવાલો આવ્યો તે કેહતો હતો," તેણીએ ખુલાસો કર્યો; "કેહજે છેક કલાર્કનવેલ ખાતે ભમાતુ જીપસીઓનાં ઘરોનો એક મોટો લત્તો છે તે આખો સળગી ઉઠયોછ!"

"જીપસીઓનું મથક?" મેં અજાયબીમાં પોકાર્યું, અને હું હવે તરત સમજી ગઇ કે બીડા ગીલ્ડરૉયનાં મકાંન વાસ્તે ડર ખાઇને તે તરફ જીસ્તેજો કરવાજ દોડી ગયલી હોવી જોઇએ!

અને તેટલાં તો બીડા પોતેજ પાછી ફરી. તેણે આવીને તરત પેલી બીજી મેડને બાહેર મોકલી દીધી, અને પછી બારણું બંધ કરી કહયું, કે જ્યારે તેના ચહેરા પર હદ વગરનું દુ:ખ અને નાઉમેદી જોઈ લઇ શકાતાં હતાં, " ઓ બાઈ, કેટલું બધું કમબખ્ત બની ગયું !"

" ઓ, શું છે ?" મેં ગભરાત કરયો; " શું ખરેખર આપણે રાત્રે જે મકાનમાં જઇ આવ્યાં ત્યાંજ ત્યારે આગ લાગી ?"

" હા," બીડાએ ગમખ્વારીથી કહયું; " બધી પોળની પોળ આખી સળગી ગેઇછ, અને જોકે આખાં લંડનના બુંબાઓ વર્ક કરેછ તોપણ આગ હજી કાબુમાં આવી શકી નથી. હજી તો ધમધમ બળેછ !"

" અરે અફસોસ, કેવું કમનસીબ !" મેં દયાથી પોકારયું; " પણ જ્યાં કાલે કૉટ બેઠી હતી તે મકાંન બી—"

" તે મકાન તો જાંણે ત્યાં હતુંજ નહીં તેમ કોલસા ને બળેલાં લાકડાંનો ઢગ થઇ પડેલું છે," બીડાએ રડમસ કહયું, ' અને સૌથી દુ:ખભરેલું કહેવા તો માહરી જબાંન બી જાંણે ઉપડતી નથી. પેલો બીચારો ગીલ્ડરૉય—"

" હા, હા, તેનું શું ?" મેં મોટી ઇન્તેજારીથી પુછ્યું.

" તેની બળીને કોયલો થયલી લાશ હાથ આવીછ, અને બીજી એવી ત્રણ ચાર નહીં ઓળખી શકાય એવી લાશ મળેલી છે," બીડાએ કહયું; " બીજાં વધારે બી બળી મુવેલાં હોય, પણ તે હજી નકકી થઇ શકયું નથી."

" ઓ નખ્ખોદ ! નખ્ખોદ !" મેં પોકારયું; " પણ તાહરી ખાતરીજ છે, બીડા ડીઅર ? તાહરી સમજવામાં કાંઇ ભુલ તો નથી ? શું તે જૈફ નેક ખરેખર બળીને બેહસ્ત પાંમ્યો ?"

" તદ્દન ખાત્રી, બાઇ ! ખાત્રી કર્યા વગર હું તમોને કેહું બી ખરી ?" બીડાએ સંતાપથી જવાબ કર્યો; " મેં જુદે જુદે ઠેકાણેથી માહરી એ વાતની પકી ખાત્રી કરી. કેહજે બીચારો બળતાંઓનાં વમળમાં સપડાઇ ગયલો બારી આગળ આવ્યો, અને હજારો લોકોએ તેને મદદ માટે પુકારતો જોયો બી ખરો, પણ મદદ પોંહચી શકે એમ હતુંજ નહીં, એટલે અંતે ખાખ થઇ ગયો !"

અને બીડા, એમ કેહતાં, રડી પડી, જ્યારે માહરેથી પણ રડયા વગર રહેવાયું નહી ! એમ કરતાં, વાહલાં વાંચનારાંઓએ ખાત્રી રાખવી કે, માહરો વારસો મળવાની માહરી ઉમેદ એ મુજબ ભાંગી પડીને સદંતર ભ્રષ્ટ થઈ હતી તેનું મને એક પળ માત્ર પણ દુ:ખ થયું નહીં ! દુ:ખ તો મને ખરેખરૂં તે ખરી અશોઇ ભરેલા ભલા મરનારનાં મોહતનુંજ થયું, કે જેણે છેક ગઇ રાત્રે મોડે સુધી તો માહરાં ભલાંની આટલી બધી કાળજી કરીને આટલું આટલું કરયું હતું !

" પણ બીજાં કોણ કોણ મરી ગયાં હોશે, બીડા ?" મેં જરા વારે દયાઇને પાછું પુછ્યું.

" તે હું નકકી કરી શકી નથી, બાઈ," બીડાએ જવાબ કર્યો; " મને લાગેછ કે પાર્કસ બી એ આગમાં જરૂર સપડાયલો હોશે, કેમજે કેહજે આગ એવી જોતાં જોતાંમાં ફેલાવો પાંમી કે બુંબાઓ આવે તેટલામાં તો એ આખું ઘેર ભગભગ સળગતું થયું હતું, અને જરા વાર-

માં આખી પોળ ને પોળ ગરમ થઇને ભડકો લઇ ઉઠી!"

"પણ પેલો બીચારો મૉસ? તે બી બચ્યો હશે કે તે બી નહીં?" મેં મોટી ગમખારીથી યાદ કરીને પુષ્કળ ફકરમંદ પુછ્યું; "તે બી બીચારો આગ લાગવા આગમચ પોતાને ઘરે બારે જતો રહયો હોય તો કેવું સારૂં!"

"તે બચ્યો હોશે તો તમોને આજે અહીં મળવા દોડી આવ્યા વગર રહેશે નહીં," બીડાએ કહયું; "ખરેખર, બાઇ, હવેજ હું જોઇ શકું છ કે અમારી મુબારકબાદીઓ કવખતની કહીને હસી કાઢવા વાસ્તે તમો કેટલાં ખરાં ને વાજબી હતાં!"

એવામાં મેરી મને શોહોધતી માહરા ઓરડામાં આવી, અને તેની આગળ અમે એ વાત કરી, જેને પણ થયલા ઓચંબા અને દીલગીરીનો કાંઇ શુમાર નહીં હતો. વળી એટલામાં તો મને માહસ પપા મલવા આવ્યા તે એક મૅડ મને ઉપર કહેવા આવી.

હું, તે પરથી, તરત તૈયાર થઇને નીચે ગઇ. મેં અત્યાર સુધી એ માહરા મુરબ્બી આગળ ગીલ્ડરૉયને લગતી કાંઇજ વાત કીધી નહીં હતી. મને બીહીક લાગતી હતી કે પીટર્સફીલ્ડ ખાતે હું ઘણી હાડમાર થઇ આવી હતી તેથી આ વખતે મને એવણ એ જોખમમ જવા દેશેજ નહીં. મેં, તેથી, ધારયું હતું કે જ્યારે બધું ખતમ થશે અને જે તે પરીણામ આવી જશે પછીજ હું એવણ કને બધી વાત કરશ, ને તે મુજબ આએ મુલાકાત દરમ્યાન એ માહરાં કારણો ગરીબાઇથી સમજાવીને તેવણ આગળ તે બધી વાત મેં કીધી, જ્યારે તેવણ પણ અજબ અજબ અને અંતે અત્યંત દલગીર થયા. તેવણ, એમ છતાં, પોતે હવે તેહકીક કરી આવવા દોડયા. ભલા ગીલ્ડરૉયે આટલી હદ સુધી કામ પાકકું કરી આપેલું હોવાથી બનવા જોગ હતું કે મૉસ તે કાગળ્યાં લઇને રાત્રે પરભાડો પોતાને ઘેરજ ગયો હોય, અને તે પોતે તેમજ તે કાગળ્યાંઓ તે રીતે કદાપી આગમાંથી સલામત બચી ગયાં હોય?

અને સહવારના દસ વાગતેના ગયલા તેવણ બીચારા છેક બપોરે બે વાગતે ઠાકેલા પરાકેલા પાછા આવ્યા, ને તેત્રણ પણ પુરી સત્યાનાસીનાજ સમાચાર લાવ્યા. ભલા ગીલ્ડરૉયની લાશ તો હજી ત્યાંજ પડેલી હતી, અને તે ઓળખવામાં પણ આવી હતી, પણ મૉસનું અને પાર્કસનું શું થયું તે કાંઇ ખબર મળી શકતી ન હતી. તેઓ આગમાં બળીને ખાખ થયા કે બચી ગયા તે એક ભેદી ઉખ્યાણું હતું. પાર્કસ વળી, માહરા પપાએ ખબર કાઢવાથી જણાયું હતું કે, તેનાં પોતાનાં ઘરમાંબી નહીં હતો. તેનાં બૈરી છોકરાં પણ કંઠે નાહસી ગયાં હતાં અને ઘર તમામ બંધ હતું. તેઓ તે સહવારેજ પોતાનો જીવજીવણગાળો જે થોડો ઘણો હોય તે લઇને નાહઠેલાં માલમ પડયાં! વળી બૅંક ઑફ ઇંગ્લાંડમાં પાર્કસના નામપર આડત્રીસ હજાર પાંઉન્ડની એક મોટી રકમ હતી તે પણ સહવાર ને સહવાર બેંક ખુલતાં સાથેજ કોઇ ઉપાડી ગયું હતું!! પાર્કસ પોતે તે અવેજ લેવા હાજર થયો નહીં હતો; તેણે તો પોતાની સહી મોકળી આપી હતી, અને ત્યારે શું ધારવું? અમો બાપ બેટીનું નક્કી અનુમાન, તેથી, એજ હતુ કે પાર્કસ બચી ગયલો હોવોજ જોઇએ, અને પોતાની બૈરા છોકરાંને તથા પોતાનો બેંકમાંનો કીંમતી અવેજ લઇને તે ઇંગ્લાંડ છોડાને એકદમ નાહસી ગયો. તેને હવે ઇંગ્લાંડમાં થોબવાનું ઘણું ગરમ પડેલુંજ લાગેલું હોવું જોઇએ. તેની ખાત્રી થયલી હોવી જોઇએ કે હું તેને હવે જીવવા કે જપવા દેવાનીજ નથી. હવે, તેથી, વહેમ જે રહયો તે ફકત બીચારા મૉસનીજ સલામતીનોસ

હતો. એકજ વાત નક્કી હતી, અને તે એટલીજ કે તે બદકારને બસ પડેલો માહરો વારસો મેળવવાની ઉમીદથી હવે માહરે સદંતર હાથજ ધોવાના હતા!

તે સ્હાજનાં પેપરોમાં પણ એ બધી બાતમીઓ હતી, અને નવું કાંઈ નહીં હતું. ગીલ્ડ-રૉયને બળતાંઓમાં ઘેરાઇ ગયલો જોવામાં આવ્યો હતો તે હકીકત, બીડા જેમ સાંભળી આવી હતી તેમ, વીગતે તેમાં વરણવેલી હતી.

---

## પ્રકરણ ૧૬૦.

એ વાતને એક અઠવાડયું ગુજરી ગયું, અને તે દરમ્યાનમાં બીજું નવું જુનું કાંઈ થયું નહીં. પેલો મી૦ મૉસ મને મળવા પણ આવ્યો નહીંજ, અને તેથી એજ અનુમાન હવે પકકું થતું હતું કે જે બળેલી લાશો નહીં ઓળખી શકાય એવી હાલતમાં મળી આવી હતી તેમાં એ પણ બીચારો શામીલ હોવો જોઇએ: અને એ અઠવાડયું ગુજરવા બાદ એક સહવારે મને સોલીસીટર મી૦ વીલકીનસનની એક ચીઠ્ઠી આવી, જેમાં તેજ દહાડે બપોરે બાર વાગતાને શુમારે મને તેની ઑફીસમાં જઇને મળી આવવાનું લખાઈ આવ્યું હતું.

હું, તે મુજબ, વખતસર ગઇ અને તેવણને મળી, જ્યારે તેવણે મને ખબર કરી, "હું જણાવવાને ઘણો ખુશી છું, મીસ પર્સી, કે મેજર ગાવર સાથે ઘેર મેળેની માંડવાળ વાસ્તે હું હવે સઘળું નક્કી કરી ચુકયોછ. હું પોતે એ મેજરને મલ્યોછ, અને તે એક ઘણો લાયક જવાંન મને માલુમ પડયોછ. મરનાર મી૦ ગાવરના તમોને મલેલા મોટા વારસામાંથી બે હીસ્સા ધાઇ પાડવાની જે અત્યાર સુધી તે હઠ લઇ બેઠો હતો તેમાં એમ લાગેછ કે તેનો પોતાનો કસુર કાંઇજ નહીં હતો. તેને તો તેના સોલીસીટરોએ નાહક ફુલકાવીને આડે રસ્તે દોરવ્યો હતો."

"પણ ત્યારે હવે બધું સરખું થયું—એમ?" મેં પુછ્યું; "ત્યારે હવે એ મોટા વારસાના સરખા બે ભાગ થશે, અને અમે બંને અકેક હીસ્સો મેળવશું એમજ નકકી થયુંછ કે?"

"હા, અને તે જવાંન ગ્રહસ્થે એ તમારી નાખતીથી કામ લેવાની રાજનીતી વાસ્તે પોતાનો ઘણો ઘણો આભાર કેહેવાડેલો છે. ખરેખર તો તેણે પોતેજ તમોને મળવા માગ્યું, અને મેં તેને આએ ઠેકાણે અત્રે મળવા બોલાવેલો છે. તમોને ગમશે?"

"હા, કાંએ નહીં? ખચ્ચીતજ ગમશે," મેં ખુશીથી કહ્યું; "એમાં બુરું શું છે? એ રીતે કજીયાનું મોહડું જ્યાં ત્યાંથી કાળું થયું, અને એક લાંબો ખરચાળુ અને કંટાલાભરેલો મુકરદમો લડવાની જેહમત અને જંજાલથી માહરો બચાવ થયો તે સાંભળી હું તમારી ઘણી આભારી થઇછ, મી૦ વીલકીનસન."

"વારૂં, અને હવે મીસ મેરી ગ્લેન્ટવર્થનું કેમ?" તે ધારાશાસ્ત્રીએ તરત પોતાના ઉપકારની વાત ફેરવાવી.

"તે તો હજી આર્લીવાલાંઓને ધીકકારતીજ રહેલી છે," મેં હસીને કહ્યું; "ને માહરી માફક સ્ટેજનો ધંધો અખત્યાર કરવાનોજ પકકો ઠરાવ કરી ચુકીછ."

પણ એટલામાં તો એક કલાર્કે આવીને મેજર ગાવર આવી લાગવાની ખબર આપી,

અને બીજીજ પળે તે અંદર આવ્યો. તે એક પટલો, ઉંચો, સોહામણો જવાંન લસ્કરી પોશાકમાં હતો. તેનો ચેહરો પ્રમાણીકપણાં અને નિર્દોષતાનાજ એક આયના જેવો દેખાતો હતો, અને જોતાં સાથેજ તે મને ગમ્યો.

મી૦ વીલકીનસને ઉઠીને અમારી અરસપરસ ઓળખાંણ કરાવી, જે પછી તે ભલો ધારાશાસ્ત્રી પોતે અમોને એકલાં છોડી પાસેના રૂમમાં ગયો, જ્યારે મને શેકહેંડ કરતાં તે જવાંન મેજરે કહયું; "હું તમોને મલવામાં ઘણું માન સમજુંછ, બાંનુ. તમે આએ વારસાના સંબંધમાં એટલી બધી ઉદારતા અને ભલાઇથી માહરી જોડે વરત્યાંછ કે હું ખચ્ચીત કરીને માનુંછ ને કેહુંછ કે એવી નેકનામી કાંઇ બધાંજ કરી શકે નહીં."

આ તે ઘણુંજ ખરાં દીલથી કેહતો ને બોલતો હતો એ જોઇ શકાતું હતું, અને તેથી મને ઘણો સંતોષ થયો.

"એમાં કાંઇ મેં કમાલ કીધી નથી, મેજર ગાવર," મેં હસીને જવાબમાં કહયું; "મને ખરાં દીલથી લાગ્યું કે મરનારના એક ભલાઇ ભરેલા ફાંટા મુજબ તેવણનાં છેલ્લાંમાં છેલ્લાં વસીઅતની રાહે હુંજ એકલી એ બધી બીસ્યાર દોલતની માલેક થઇ બેસું, અને તમો જે એવણના દીકરા જેવા ખરા અને હકદાર વારસ ભત્રીજા થાઓ તેવણ તદન રખડી જાય એ ઘણું ગેરવાજબી થઈ પડે. મેં તેથી નાંખતીથી કામ લેવા ચાહયું, અને ભલા મી૦ વીલકીનસન સોલીસીટરે બી મને તેજ ભલાઇ ભરી સલ્લાહ આપી. કૉર્ટમાં જવાનું કાંઇ સોખું નથી. કૉર્ટમાં તો જે હારે તે બી હારે ને જીતે તે બી હારે, કેમજે એવા મુકરદમાઓ કાંઇ એક બે દહાડામાં મટતા નથી, ને બંને બેરદુઓ ખરચમાંજ ખુહાર થઇ જાયછ. એટલા વાસ્તે આએ જે થયુંછ તે આપણા બેઉના હકમાં ખરેખર બરહકજ થયુંછ."

"ખરેખર, માહરો સ્વભાવ એવો છે, મીસ પર્સી, કે માહરો જો કાંઇ ખરેખરો ગંભીર વાંક હતે, અને માહરા મરનાર કાકાએ મને તેથી રદબાતલ કરયો હતે તો હું આએ વીલ બાબે વાંધો ઉઠાવવા કદી વચ્ચે આવતે કે બાહેર પડતે નહીં," મેજર ગાવરે ખુલાસો કરયો, "પણ મરનાર નાહકના માહરી સાથે ખફા થઇ ગયા હતા. તમો બધું સાંભળશો તો તરત કબુલ કરશો કે જે થયુંછ તેમાં માહરો ખચ્ચીત કરીને કોઇજ અપરાધ નથી."

"પણ મને એ તમારા કુટુંબી કજ્યાની વાત જાંણવા ને સાંભળવાનો હકજ શું હોય?"

"આપણા વચ્ચેની આએ સમજુત થવાથી હવે ખચ્ચીત તમોને તે હક પોંહચે છે, કેમજે ત્યારેજ તમે જોઇ શકશો કે તમારા મોટા વારસાનો એક અરધો હીસ્સો હું અમથોજ જમી જતો નથી," મેજર ગાવર બજીદ થયો; "માહરા મરનાર કાકા ખરેખર ઘણા ઉદાર ને ભલા હતા, પણ હું તો કેહુંછ કે તેમ વળી તેવણના જેટલો હઠીલો, ખારીલો ને ખરો ઝનુની આદમી દુન્યામાં બીજો કોઇ થયો નહીં હશે!"

"હું એ થોડું ઘણું જાણુંછ ને કબુલ કરૂંછ," મેં કહયું, કેમજે મરનારે પોતાની બેટીની નુકશાનીનું લૉર્ડ રેવન્સકલીફ પર કેવું ભયંકાર વેર લીધું હતું તેની યાદ થતાં પાછી માહરાં મનથી હું કમકમ્યાં વગર રહી શકી નહીં.

"હું બચગીથી માહરાં માય બાપ મરવા પછીથી માહરા એ કાકાનેજ આશરે ઉછરયો ને રહયો હતો, બેહેન," મેજર ગાવરે પોતાની હકીકત કહી; "એવણનો માહરી પર ખરેખર

ઘણો પ્યાર હતો, અને મને ઉંચી કેળવણી આપવા વાસ્તે શીલીંગ ખરચવી જોઇએ ત્યાં પાઉન્ડ બી ખરચી નાખવા તેવણુ કોઈ દહાડે જરા બી આનાકાંની કરતા જણાયા નહીં હતા. તેવણેજ મીલીટરી કૉલેજમાં મને મુકીને માહરી કેળવણી સંપુર્ણ કરાવી, અને અઢાર વરસની ઉંમરે તો લશ્કરમાંનું માહરૂં કમીશન ગેઝેટ થયું. એ પછી હું ત્યાં જલદીજ વધતો અને આબાદ થતો ચાલ્યો, અને આએ છેલ્લા ચૌદથી પંદર મહીનાની વાત છે કે જ્યારે મને એક મનોહરતા સાથે અચાનક ઓળખાંણુ થઇ. તે દીલકશ જવાંન બાંનુએ માહરૂં દીલ તમામ હરી ને ચીત ચોરી લીધું, અને અમો એકબીજાને પછીથી ઘણુાજ ધાડા પ્યારથી ચાહતાં થયાં. એજ વખતે કમનસીબે મને કાકાએ જરૂરનું કામ કહાડી રજા પર પોતાને બંગલે બોલાવી લીધો, અને હું અજબ થતો ગયો કે એવું જરૂરનું તે શું હશે? કેયું થયલું એમ કે માહરી બેહેન જેવી સ્વીટ કઝીન ફેલીસા સાથે મને ઘણો એખલાસ અને જાથુક કાગળપત્રોનો વેહેવાર હોવાથી મેં તેનાં જોગાં એક કાગળમાં પેલી સુંદરીને વાસ્તેના માહરા પ્યારની તમામ વીગતો મુર્ખો થઇને લખી વાળી હતી, જે કાગળ ભલી ફેલીસાએ ભલાઇમાં પોતાના પીતાને બતાવ્યો, અને તેથી એ ખરાબી થઇ. તેવણે પોતાની રૂબરૂ મને બોલાવીને માહરી ધુળજ ઝાટકી કાઢી! તેવણુ ઘણુાજ ગુસ્સે થયા. તેવણે મને સાફસાફ કહયું કે તેવણુનો એકલો અરમાન મને પોતા-ની ફેલીસા સાથેજ ગોઠવવાનો હતો, અને હું, તેથી, જેટલો અજબ તેટલો દુઃખી થયો. મને એ ગમ્યુંજ નહીં. અમે ખરેખર ભાઇ બેહન તરીકે ભાઇ બેહનનાજ પવિત્ર એખલાસથી સાથે ઉછરેલાં હતાં, એટલે આ દરખાસ્ત મને ઘણીજ કમકમાવનારી લાગી. મેં તેવણુને ખાત્રી આપી કે ફેલીસાને પોતાને બી એ ગમવાનુંજ નથી, પણુ તેવણે માહરૂં જરા થઇને માન્યું નહીં. મેં કાલાવાલા કીધા, હું પગે હાથે લાગો, પણુ સઘળું ફોકટ! અને ત્યારે મને અંતે માથું ફેરવીને કામ લેવું પડયું. હું ઉંમરમાં આવી ચુકેલો હતો અને તેથી તેવણુનું એક બચ્ચાંને દોરવે તેમ એ દોરવવાનું મને જરા થઇને ગમ્યું નહીં. મેં, તેથી, સાફ નાજ કહયું, અને ત્યારે માહરા કાકા તેવણુનાં ખરા ખારીલાં સ્વરૂપમાં પ્રગટ પડયા. તેવણે મને તાબરતોબ નોટીસ આપી કે જો હું નાજ કેહું અને તેવણુ જો મને પોતાનાં ઘરમાંથી હેઠળ ઉતારે તો તે સદા-નુંજ જાંણુવું: અને કોઇ દાહડો બી તેવણુની ઓશરીએ ચઢવા કે તેવણુનું મોઢું જોવાની માહરે તે પછી જીન્હાર વકકી રાખવી નહીં; અને આવંદા તેજ થયું! હું બી જવાંનીનાં જો-શમાં ગુસ્સાથી એકદમ ગરમ થયો અને ઉશ્કેરાઈ ગયો, અને તેવણે ત્યારે ધકેલો મારીને મને પોતાનાં ઘરમાંથી કાઢી મુકયો—તે છેક આજની ઘડી સુધી! એ રીતે તમે જોશો, બેહન, કે મરનાર સાંમે મેં કશીજ નાફરમાંની કે નીમકહરામી કરી નથી, અને એવો માહરો કોઇ ગંભીર અપરાધ બી થયો નથી, કે જેથી એવણુના લખ્ખોમાંથી એ મુજબ મને સદંતરજ આતલ-બાતલ કરવા ને રવડાવી નાખવા તેવણુ વાજબી કેહેવાય."

"ખચ્ચીતજ નહીં!" મેં ઘણું જોશથી કહયું; "અને એમ છે ત્યારે, મેજર ગાવર, ખરૂંજ માનજો કે માહરા વારસામાંથી તમને અરધો હીસ્સો કાઢી આપવા વાસ્તે મને લેશ માત્ર કોઇ દાહડો ખેદ થવાનો નથી."—અને વળી જરા થોભીને મને યાદ થતાં મેં પુછયું; "અને પછી પેલાં જવાંન બાંનુ સાથે તમો પરણ્યા ખરા કે?"

"નહીં, મીસ પર્સી! તે માહરી બીજી કમનસીબી પુરવાર થઇ છે," મેજર ગાવરે ગમ કરયો: "અમા તો છુટાં પડેલાં છીએ, કેમકે તે જવાંન બાંનુ માહરી ગરીબાઇ ને નાચા-

રીનાં કારણથી મને પરણવા ને માંથે પડવા મુતલગ એકમત થઈ શકીજ નહીં: પણ હવે તમારી દયાથી મને એ મોટા વારસાનો અરધો હીસ્સો મળ્યોછ તેથી હજી બી સૌ સારૂંજ થશે. એ ખોદાની મેહર છે કે માહરા બીચારા કાકાનાં મરવાથી અને તમો જેવાં ભલાંનેજ તેઓ પોતાની દોલત આપી ગયલા હોવાથી માહરાં એ સંકટોનું હવે સેવટ આવશે. માહરા ગરીબ કાકા! માહરી એક સગી બેહન જેવીજ ભલી ને અસરાફ ફેલીસા! હું તમોને દર્શાવી નથી શકતો, બાપ્રુ, કે એ બેનાં મરણથી હું કેટલો દુઃખી થયો, અને મને કેવો ગમ લાગ્યો! મરનારનાં વીલ મુજબ તમોએ માહરી ભલી ફેલીસાની મરતા દાહડાઓમાં ઘણીજ કદર કીધેલી માલુમ પડે છે, અને તે વાસ્તે હું ખરેખર તમારો ઘણો આભારી છું."

"એ બધાં ઘણું દુઃખની વાત છે, મેજર ગાવર." મેં ઘણી ગમખ્વારીથી કહયું.

"હા, પણ એ દુઃખ શું ને કેમ આવી શકયું તે મને કાંઇ હજી સમજ પડી નથી," મેજરે અજબ થતાં જવાબ કર્યો. "ગયા આંઠ દસ મહીનાની વાત પર તો માહરે કાંને વાત આવી હતી કે એ માહરી મરનાર બેહનનાં લગન લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફ જોડે ગોઠવાયાં હતાં, અને હું ખુશી થયો; પણ ત્યાર પછીથી એક દાહડે મેં માહરી અજાયબી વચ્ચે 'ટાઇમ્સ'માં તો એમ વાંચ્યું કે તે જવાંન લૉડ એક મીસ નોરમન નામની ખુબસુરત ઍકટ્રેસ જોડે પરણ્યો!"

"ખરી વાત છે," મેં કહયું, અને ટુંકમાં પટાવ્યું, "તેથીજ બીચારી ફેલીસા ગમ ખાઇને તુટેલાં દીલની મરી ગઇ."

તે પછી હજી થોડીક બીજી ત્રીજી વાતો કરીને મેજર ગાવર મોટા મિત્રભાવની લાગણીથી મને શેકહેન્ડ કરી ચાલતો થયો, જે પછી મી૰ વીલકીનસન પાછો હું હતી તે ઓરડામાં આવ્યો ત્યારે અમોએ એજ સંબંધમાં થોડીક જાસ્તી વાત કરી. તે સોલીસીટરના કેહવા પ્રમાણે મરનાર મી૰ ગાવરની રોકડ અને સ્થાવર મીલકત એટલી હતી કે જેની વ્યાજ વટાવની ઉપજ વરસ દાહડે પંદર હજાર પાંઉન્ડની થતી હતી, અને તે ઉપરાંત દેશાવરમાં સાહઠ હજાર પાંઉન્ડની કીંમતની બીજી મીલકતો પણ હતી. હવે એ બધું વેચી સાતીને રોકડ કરતાં અને તેના બે સરખા ભાગ બનાવતાં, મી૰ વીલકીનસનનાં કેહવા મુજબ, એટલો અવેજ થશે કે માહરા એકલીના ફાલાની વ્યાજ વટાવની વરસ દાહડે ઉપજ બાર હજાર પાંઉન્ડની આસાનીથી થઇ શકશે—એટલે પંદર હજાર રૂપીઆની દર મહીને મને ચાલુ આવક થનારી હતી, અને તે શું ખુદાની બક્ષેલી માહરા જેવી માટે કાંઇ કમ કરમબક્ષેશ કેહેવાય?

હું, તેથી, અચઆુચ એ રીતે મોટી શ્રીમંત થઇ પડેલી પુશકલ ધીરજ પાંમી, ને ખુદાના કરોડો શુકર કરતી તે ધારાશાસ્ત્રીની ઑફીસમાંથી બાહેર પડી. મેં ઘર જઇને માહરા પપાને તરત બોલાવી મંગાવ્યા, જેવણ આગળ એ બધી ખુશકારક વધાઇની મેં વાત કરી. વળી એ હવે તદન નકકી થઇ ચુકેલું હોવાને લીધે મેં બીડા, ઍલીન અને મેરીને પણ તે કહી દીધું, અને તે બધાંનાં હર્ષ અને મુબારકબાદીઓનું વીગતવારે અત્રે બ્યાંન કરવા થોભવા અને અત્યારમાંજ આટલી લંબાણ થઇ પડેલી માહરી વારતાને વગર અગતે વધારે લંબાવવા મને ગમતું નથી.

---

## પ્રકરણ ૧૬૧.

હવે વાહલા હેનરી વાસ્તે માહરે કાંઇ વાંચનારને કેહવું જોઇએ. યુનાઇટેડ સ્ટેટસથી તે પેઝલી આવ્યો અને મને છેલ્લો રૂબરૂ મલ્યો હતો તે વાતને હાલમાં દસેક મહીના થઇ ગયા હતા. અમો વચ્ચે એ દરમ્યાંન હેતવંતાં કાગળોની આવનજાવન તો ચાલુજ હતી, અને સૌથી વધારે ખુશી થવાનું એ હતું કે તેનું કામ તે તરફ ઘણું આબાદ અને ધીકતું હોવાથી તે સઘળું જલ્દીજ હાર પાડીને બે એક મહીનામાં તો તે પોતે ઈંગ્લાંડ પાછો ફરી શકનાર હતો!

મેં, મગર, સારાં નસીબે અત્યાર સુધી માહરાં કોઈ બી કાગળમાં મને મલનારા વારસા હીસ્સાની વાતો મુર્ખાઇથી કુવામાં પડીને લખીને તેને નાહક ઉમેદવંતો કાધોજ નહીં હતો. બબે મરતબા લુચ્ચા પાર્કસના હાથમાંથી મને મલતો માહરો વારસો છટકી ગયો હતો, જેથી એ ખરેખર ઘણું સારૂંજ થયું હતું કે મેં તેને કોઇ બી કાગળમાં તે બાબે આગમચથી કાંઇ બી જણાવ્યુંજ નહીં હતું. માહરાં મનમાં કે બધું પરીપકવ થાયનેજ હું લખું તો તે જાંણીને રાજી બી થાય ને બે વાત! તેજ કારણથી હાલમાં મરનાર મી૦ ગાવરના મને અચાનક મલેલા મોટા વારસાની વાત પણ હજી સુધી મેં તેને કાંઇ લખીજ નહીં. હું તે વાહલો આવે ને તેને છક કરવાજ ચાહતી હતી, કેમજે તે આવે તેટલાં હું પોતે સ્ટેજથી સદાની અલગ અને રીટાયર થનાર હતી, જયારે બીજા હાથ પર તેને બી એ ઓસ્યાલી નોકરી મુકાવી દઇને કોઈ આબાદીભરયા ધંધામાંજ નાખવાની માહરી મરજી હતી, કેમજે વરસ દાહડે બાર હજાર પાંઉન્ડની ખોદાની આપેલી મોટી પાદશાહી આવક હવે કાયમની માહરી થનાર હતી.

મેં, તેથી, હજી બી તેને લખ્યુંજ નહીં. મી૦ વીલકીનસનને ત્યાંથી આવ્યા પછી હું તેને કાગળ લખતી હતી ત્યારે એ હરખાવનારા વર્તમાન લખવાનું માહરૂં મન તો ખરેખર ઘણુંજ થયું, પણ મે મન માર્યું. જો હજી બી કાંઇ નાઉમેદી નહીં ધારેલી બરપા થાય ને નીકળીજ આવે તો?

હવે એક પખાવાડયું વહી ગયું, કે જે દરમ્યાંન અવારનવાર મને માહરા સોલીસીટરની ઑફીસમાં સહીપત્રીઓ કરવાને વાસ્તે ઉપરાસાપરી જવું પડતું હતું, અને ફાળાઓ ચુકવા ને વેંહચી લેવાનું કામ અમારા ધારાશાસ્ત્રીઓ હસ્તક હવે સંતોષકારક રીતે ધમધોકાર આગળ વધતું હતું. એજ દરમ્યાંનમાં ઍલીન અને મેરી બંને નાટક તખ્તા પર જાહેરમાં પહેલો દેખાવ આપવા લગભગ તૈયાર થઇ ચુકી હતી, અને તેથી બી મને ઘણી ખુશાલી હાંસલ થઇ. હું અમારી કંપનીના માલેક અને મેનેજર ભલા મી૦ રીચર્ડસને વાસ્તે વધારે કરીને ખુશી થતી હતી. નાટકવાલાઓ બધાજ બીલકુલ મતલબના ગુલામ અને લુચ્ચાઓ થાય છે એ કહેવત રૂપે મશહુર છે, અને મી૦ રીચર્ડસ પણ એ કાયદાનો કોઇ રીતે માનવંતો અપવાદ પુરવાર થતો નહીં હતો; પણ, એમ છતાં, પોતાની મતલબને સર કે ગમે તેમ તે માહરી સાથે તો ઘણોજ ભલો ચાલ્યો હતો એ ખરૂં. મને જોઇતી અવારનવારની છુટીઓ આપવાને વાસ્તે તે કદી બખીલાઇ કરતો જણાયો નહીં હતો, માહરા પગારો બરાબર મહીનો આખર થતાં

તરતજ તોળી દેતો, અવારનવાર માહરા પગારો વધારવાની કાળજી કરતો, અને માહરે માટે જાહેર તેમજ ખાનગીમાં ખરેખર ઘણું મોટું માન અને ઇજ્જત ધરાવતો હતો. એટલા વાસ્તે હું તેની નોકરીમાંથી ફારેગ થનાર હતી, અને ખુદરતીજ તેની આવકને આંચકો આવે એમ હતું તે સંજોગમાં મેરી અને ઍલીનને હું માહરી જગ્યાએ પાહવરડી કરીને માહરી બદલીમાં છોડી આવનાર હતી એ ખ્યાલથી મને ઘણો સધ્યારો ને સંતોશ હાંસલ થતો હતો.

અંતે તે રાત આવી કે જે રાત્રે એ બંને છોકરીઓ માહરી બાંહેધરી હેઠળ જાહેરમાં દેખાવ આપવાનું જાહેર થઇ ચુકયું હતું. એવો એક નામાંકીત નવો નાટક પસંદ કરવામાં આવ્યો હતો કે જેમાં અમે ત્રણે આગેવાન પાત્રોમાં ભાગ લેનારી હતી. માહરીજ એ પસંદગી હતી, અને તે રાત્રે ઠીએટર પર જે દરોરો પડયો તે ઘણોજ નોંધી રાખવાજોગ યાદગાર છે. ભાવો હંમેશ કરતાં બેવડા કરવામાં આવ્યા હતા, તો પણ દરેક બૅાકસ અથવા દરેક બેઠક બલ્કે દરેક વર્ગનું ખુણેખુણું આગમચથી રીઝર્વ થઇ ચુકયું હતું, અને જો હું એમ કહું કે ખેલની રાત્રે ઠીએટરમાં લોકોનો એક ડુંગર થવા ઉપરાંત જે બેઠાં હતાં તેથી ત્રણ ઘણાંને જગયા નહીં મલવાથી નાસીપાસી થઇ ને બાહરોબાહેરથી પાછું જવું પડયું તો તેમાં સહરાગત એકે નથી.

અને બ્હાહેર જ્યારે હાઉસમાં તમાશગીર વર્ગનો એક મોટો ઝમેલો એ રીતે ભેગો મલતો અને પોતપોતાની બેઠકો પર ગોઠવાતો હતો, ત્યારે અમો ત્રણ માહરા ડ્રેસીંગરૂમમાં બીડાની મદદ સાથે નાટકને લગતા પોશાકોના ઠઠેરામાં તૈયાર થતાં હતાં. અમારા હાથો છેક ખભાં સુધી ખુલ્લા હતા, અને દરેક હાથપર અકેકી હીરાની બ્રૅસલેટ ઝળઝળ થતી હતી. મેરી પણ તેના મઝલીન ડ્રૅસમાં કાંઇ ઘણીજ મનોહર દેખાતી હતી, અને તેના બાલમાં કપાળ આગળથી જે એક હીરાનો ક્રેસંટ પેહડેલો હતો તે તેના ભરાવદાર બાલનાં મનોહર માથાંને કાંઇ અજબજ મનોહરતા આપતો હતો. ઍલીન બી તેવીજ સુંદર ઢબે તૈયાર થયલી હતી. તેનો પાર્ટ ફ્રાન્સના રાજા પંદરમા લુઇની રાણીની એક વડી સાહેલી તરીકેનો હતો, અને પોશાક તેવાજ ઠાઠમાઠનો ફેન્સી હતો.

"કાંઇ બીહીક તો નથી લાગતીની, મેરી?" મેં ડ્રૅસ કરતાં કરતાં હસીને પુછ્યું; "પાર્ટ બધો પકકો મોંઢે તો છેની?"

"બોલે બોલ!" મેરીએ ખાત્રીપુર્વક કહયું; "પહેલી હંરોલમાં બાહેર નીકળતાં સાથે મને થોડીક બીહીક કદાપી લાગે ખરી, પણ માહરી ખાત્રી છે કે તરતજ હું પાછી શાંત અને હીંમતવાલી થઇ જવશ, અને કશીજ રીતે તમોને નાઉમેદ કરશ નહીં."

"અને તું, ઍલીન?" મેં હવે ઍલીન મારસી કે જે એક આખાં કદની આરસીમાં પોતાનો ડ્રૅસ કમપ્લીટ કરીને પોતાની આગળ પાછળ જોતી અને તપાસતી ચકરડી ભમરડીના ફેરા ફરતી હતી તેને સવાલ કર્યો.

"મને બી કાંઇ બીહીક તો લાગતી નથીજ, વાહલાં ઍલન," તેણીએ પણ ખાત્રીપુર્વક જવાબ આપ્યો.

"અને તાહરાં ભલું ચાહનારાં અંગત દોસ્તો લૉર્ડ અને લેડી કેલવેડને આજે સીટસ રીઝર્વ કરાવીછ ખરી કે?"

"તે લોક આવ્યા વગર કાંઇ રહે?" ઍલીન હસી; "તે લોકોએ તો કેટલા દહાડા આગમચથી એક મોટો બૉક્ષ રીઝર્વ કરાવેલો છે, અને ઘણુંએક દોસ્તો સાથે આવવાનાં છે,"

મેં અહીં મેરી તરફ જોયું. મને અજબ લાગું કે આરલીવાળાંઓ કદાચ આવશે તેથી તે કાંઇ મનમાં 'નરવસ" તે બાબે થતી હશે કે નહીં, અને અમારી નજરો મલતાં તે માહરી મતલબ વગર કેહવે સમજી ગઇ.

"તમે એમ કાંય માહરી ગમ જોવોછ, ઍલન ડીઅર?" તેણીએ હસીને પુછ્યું; "તમારાં મનમાં શું છે તે હું સમજુંછ. તમે સમજવા માંગોછ કે આરલીવાલાં જો આવે તો હું તે લોકને બેઠેલાં જોઇને કાંઇ ગભરાવશ કે નહીં; પણ તમે ભુલ કરોછ. મને તો તે લોકની કોઇની હવે એક તચાકડી બાર બી પરવાહ નથી. હું સાંમી તે લોક હશે તો બેવડી ઉલટથી માહરો પાર્ટ કરીને તેઓને ચાંઇ પાડવા ચાહવશ કે હું તે નાલાયકનું એક બી ઓસ્યાળું કર્યા વગર માહરી પોતાની બાજુનાં બળથી ઇજ્જત સાથે માહરો પોતાનો ગુજારો કરવા વાસ્તે પુરતી તાકાત ધરાઉંછ!"

અહીં માહરો બી ડ્રૅસ સંપુણ થઇ રહયો, અને ઍલીન જે મોટી આરસી આગળ હતી ત્યાં હું માહરો પોતાનો પડછાયો જોવા વાસ્તે ગઈ ત્યારે તે છોકરીએ માહરા કાને લાગીને કહ્યું; "મને એકજ બીહીક છે, ઍલન! જેવણ સાથનું માહરૂં કારજ મેં બજીદ થઇને તોડી નાખ્યુંછ તેવણ રખેને આવે તેની મને ઘણી મોટી ફીકર છે! તેવણને જોવશ તો ખચ્ચીત હું માહરી હીંમત હારી જવશ. ખોદા કરે ને નહીંજ આવે! ખોદા કરે ને તેવણને ખબરજ નહીં પડેલી હોય! સારૂં છે કે ઠીએટરોમાં ઍક્ટ્રેસીસ પોતાનાં ખરાં નામોએ જાહેરમાં રજુ થતી નથી, અને નાટકવાળાઓ કાંઈ ને કાંઇ ભલતાંજ નામો જાહેરમાં થોકી દે છે! એ ખરેખર ઘણું સારૂં છે, કેમજે અમો એકમેકને હજી બી એટલાં બધાં ચાહીએછ કે નસીબ સંજોગે જો તેવણ આજે ખેલ જોવા આવેલા હશે, અને મને ઉતરેલી જોશે તો જરૂર તેવણનું હાર્ટ ફાટી જશે, અને માહરી ખાત્રી છે કે હું પોને બી માહરી હીંમત ટકાવી શકવાની નથી!"

"પણ તું તો કેહતીતી કે તેવણની રેજીમેન્ટ તો લંડનમાં છેજ નહીં તે?" મેં યાદ કરાવ્યું.

"તેજ મને ધીરજ છે તો!" ઍલીને ફીકકું હસીને કહયું; "પણ તોબી બીહીક લાગ્યા કરેછ કે રખેને—"

"તેં એ જોખમ કીધોછ ત્યારે તો, ઍલીન, તાહરે જરા બી એમ નરવસ થવું નહીંજ જોઇએ. તે ચાલવાનુંજ નથી," મેં લગાર ગંભીર થઇને ફકરમંદ કહયું; "પેહલીજ રાત્રે જો એવો કાંઈ બી નબળો દેખાવ તું કરશે તો તાહરી ભવિષની બધી કારકીર્દીનો નાશજ થઇ જશે!"

"તમે બીહો ના, બેહેન," ઍલીને મને એ ઉપરથી ખાત્રી આપવાને ઉતાવળ કરી; "તેવું હશે તો બી હું માહરી હીંમત ટકાવી રાખવા માહરા જીવ પરજ કરશ."—અને જોકે ઍલીન એ ખાત્રી આપતી હતી ખરી, તો પણ મને લાગ્યું કે તે જોઇએ એટલા વિશ્વાસથી બોલી શકતી નહીંજ હતી, અને મને તે છોકરીએ, તેથી, ખચ્ચીત કરીને થોડીક ફકરમંદ બનાવી.

હવે અમો ત્રણે સંપુર્ણ તૈયાર થઇ ચુક્યાં, કે જ્યારે બીડા, પરવારેલી, જરા બાજુએ

ઉભી રહીને અમો ત્રણેને ઘણીજ વખાંણુની આંખોએ જોતી હતી, જે જોઇને માહરાથી હસ્યા વના રેહવાયું નહીં.

"મને માફ કરજો, બાઇ," તેણીએ અંતે નહીંજ રહેવાયું ત્યારે ઘણાં જોશથી કેહવાની હીંમત કરી; "પણુ હું તો કેહુંછ કે આખાં ઈંગ્લાંડમાંથી બી આવી ખરેખરી નમુનેદાર ખુબસુરતીની ત્રગડીના એવાજ બીજા ત્રણુ નમુના શોહોધેલા મળવાના નથી !"

"ત્રણુ નહીં ચાર, બીડા !" મેરી હસી; "ત્યારે તું વળી બાકી કોણુને વાસ્તે રેહછ ? તું શું ખુબસુરત નથી ને બદસુરત છે, એમ ?"

અમો બધાં હસ્યાં, અને હું મનમાં મેરીનાં એ મતને મલતીજ થઇ, કેમજે વાંચનાર યાદ કરશે કે એ માહરી નાહની જીપસી મેંડ ખરેખર એક પરી જેવીજ સુંદર હતી. ખરેખર, મેરીની કોમપ્લીમેન્ટથી હાલ તેના ગાલ ઓશકથી ધમધમીને લાલ થયા ત્યારે તો તે અદેખાઇ ઉપજાવે એટલી બધી સુંદર લાગતી હતી !

એવામાં છેલ્લો ઘંટો થયો, ને "ઓવરચર" બાહેર વાગવો શરૂ થયો, જે ખતમ થતાં તરતજ પરડો ઉંચકાયો, અને ખેલ ચાલુ થયો. એમ જોઇને અમો બધાં અમારા ઓરડામાંથી બાહેર પડયાં, અને સ્ટેજ પર વીંગ્સ આગળ આવ્યાં. પેહલો "સીન" એ વખતે ચાલતો હતો, કે જેમાં અમો ત્રણુમાંથી કોઇનું બી કામ નહીં હતું. મેરી બીજા પ્રવેશમાં દાખલ થનારી હતી, ઍલીન ત્રીજામાં, અને હું તો છેક બીજા ઍકટના છેલ્લા પ્રવેશમાં દેખાવ આપનારી હતી. લખનારે ખેલની રચના એવી જમાવી હતી કે બીજા અંકના છેલ્લા સીનમાં અમો ત્રણુ સામટાં સ્ટેજ પર રજુ થઇ શકવાનાં હતાં.

મી० રીચર્ડસ ઉશ્કેરાવલો એ વખતે સ્ટેજ પર દમકયા કરતો હતો. કોઈ બી નવી ઍકટ્રેસ નીકળવાની હોય ત્યારે તે નીકળે અને ફત્તેહમંદ થાય ત્યાં સુધી તેના જીવને જરાએ જપ આવતી નહીં હતી, અને તેજ મુજબ હાલમાં બી તે ત્યાંજ હતો, જે બીલકુલ ખુદરતીજ હતું.

અને અમો ઓરડામાંથી બાહેર આવ્યાં એટલે બીજાં બધાં ઍકટરો ને ઍકટ્રેસીસ પણુ અમોને જોવા અમારી આસપાસ જમા થઇ ગયાં, જ્યારે ખરૂં કહું તો જે લોકો પહેલાં સીનમાં નીકળેલાં બાહેર સ્ટેજ પર હતાં તે સિવાય અમારી સુંદરતા અને ડ્રૅસીસનાં ટેસ્ટ વાસ્તે વખાંણુ ગાવામાં બાકી કોઇ રહયુંજ નહીં !

હવે પેહલ્લો પરડો ખતમ થગો અને બીજો ઉંચકાયો, એટલે તે વખતનો માહરો ગભરાટ હું પોતે નવી નીકળનારી હોઉં તેવોજ થઇ પડયો. મને તે બે વરસની વાત યાદ આવી કે જે રાત્રે આએજ નાટકશાળામાં મેં માહરો પેહલ્લો દેખાવ આપ્યો હતો. મને યાદ આવ્યું કે હું સ્ટેજ પર પેહલી નીકળી અને ફુટલાઇટસ કને રજુ થઇ ત્યારે માહરી સાંમે કમમાંકમ ત્રણુ હજાર નાહના મોટા દરજ્જાનાં આસામીઓના એક ડુંગરને જોઇને હું પેહલી હરોળમાં ખચ્ચીત કરીને ઘણી બીહધી હતી, જેથી મેરી બાહેર નીકળતી હતી ત્યારે મેં હદ વગરની અધીરાઇથી તેના ચહેરા સામું જોયું; પણુ તે તદન શાંત હતી, અને તેનાં દરેક કદમમાં મજબુતી હતી એમ જોઇને મને ઘણી હીંમત આવી ગઇ. બીજી એક પળ—અને મેરી બાહેર પડી, કે જ્યારે કાનના બહેરેબેહેર ફાડી નાખે એવા તાળીઓના એક ધમધમાતે તે નવી નીકળેલી ઍકટ્રેસને સ્ટેજ પરના તેના પેહલ્લા દેખાવમાં લંડનની તમામ સમજદાર તમાશબીન

આલમે દીલસોઝ આવકાર આપ્યો, અને મેરીએ તેનો માથું નમાવીને ઘણી મનહર રીતે સ્વિકાર કરયો. તે મુતલગ "નરવસ" થતી દેખાઇ નહીં. તેણીએ માહરા શીખવ્યા મુજબ ઘણી છતા સાથે બોલવાનું શરૂ કીધું, અને જ્યારે તે સીનનો પોતાનો પાર્ટ ખતમ કરીને તે પાછી અંદર આવી ત્યારે તાળીઓનો પાછો જોરાવર ધમધમાત થયો, જે પુરવાર કરતું હતું કે તે તમાશગીર વર્ગના દીલ હરી લઇ શકી હતી.

"આરલીવાળાં કોઇ દેખાતાં નથી, ઍલન," મેરી અંદર આવી અને તેને મેં અને અંદર-વાળાં બધાંઓએ તેની ફત્તેહને વાસ્તે મુબારકબાદી આપી૰ તે પછી તરત તેણીએ માહરે કાને લાગીને કહયું.

"તે શું તું બધા ઍાક્ષીસ તાહરા પેહલાજ સીનમાં આટલી નવી છતાં જોઈ જવાની હીંમત જમા કરી શકી?" હું ખરાં દીલથી અજબ થઇ,—અને હસીને તરત વધાર્યું; "તેં તો ત્યારે માહરી પર બી દોઢ મુકાવ્યો જો, મેરી! હું પોતે એ જાતની હીંમત બે ત્રણ ઉપરાસાપરી નાઇટ સુધી મુતલગ કરી શકી નહીં હતી!"

"કદાચ માહરી પર જે ગુજર્યું તેણે મને વધારે મજબુત મનની કરી મેલી હશે?" તેણીએ એક નીસાસા સાથે કડવાસથી જવાબ કરયો, અને પછી ચાલી ગઈ.

હવે ત્રીજા સીનમાં ઍલીન નીકળી, અને તેને બી લોકોએ તેવાજ ધસારાનો આવકાર આપ્યો, જ્યારે પછીથી તે પણ ખરેખર તો મેરી જેટલીજ ફત્તેહમંદ થઇને અંદર પાછી આવી, અને ત્યારે મને અત્યંત ધીરજ અને ખુશાલી ઉપજી.

એ પછીથી મને બી સૅકંડ ઍકટના છેલ્લા સીનના માહરા દેખાવમાં હંમેશનો દીલસોઝ અને જોરાવર આવકાર મળ્યો, અને એ મુંગા આવકારનાં જોશમાં જાંણે લોકોની સાબાશી પણ શામેલ હોય એમ લાગ્યું, કેમકે મી૰ રીચર્ડસે જાહેર ખબરોમાં જણાવીજ દીધું હતું કે આ બંને બાળાઓ માહરીજ તાલીમ હેઠળ તૈયાર થયલી છે: અને પરવાર પાંમીને મેં જ્યારે ઑડ-યન્સમાં માહરી આંખ દોડાવી ત્યારે મેં જોયું કે લૉર્ડ ને લેડી કેલવેડન, અર્લ અને કાંઉન્ટેસ ઑાફ બેલગ્રેવ, કાઉન્ટેસ બીએટ્રીસ અને બીજા ઘણાં મોટે ઘરનાં માહરાં ઓળખીતાંઓ ખેલમાં આવેલાં હતા. હું વધારે ખુશી એટલા વાસ્તે થઇ કે ખીચોખીચ ગેલેરીમાં આગળીજ હારમાં મેં બીચારા માહરા ગરીબ બાપને પણ બેઠેલા જોયા.

અને બીજો અંક ખતમ થયા પછી ઍલીન માહરી પાસે આવી.

"ખોદાની કેવી મેહર, ઍલન," તેણીએ ખુશાલીથી કહયું, "કે તેવણ આવ્યાજ નથી! તેવણને ખબરજ નહીં હોશે. લોર્ડ અને લેડી કેલવેડન અને બીજાં ઘણાં માહરાં દોસ્તો અને ઓળખીતાંઓ છે, પણ તેવણ પોતે નથીજ. મેં ચીપીચીપીને જોયું."

"ચાલ, સારૂં!" હું એકમત થઈ; "એક આજની રાત એ પ્રમાણે નીકળી ગઇ તે ઘણું સારૂં થયું, કેમજે હવે પછીની રાતોમાં તું તેવણને જોશે તો તે વખતે તો તાહરી છાતી પુરતી ધાડી થઇ ચુકેલી હોશે."

હયાં માહરે કહેવાને ભુલવું નહી જોઇએ કે બીજા અંકના છેલ્લા દેખાવમાં જ્યારે અમો ત્રણે જણે સાથે સ્ટેજ પર દેખાવ આપ્યો ત્યારનો લોકોનો ઉત્સાહ ખરેખર ઘણો યાદગાર હતો,

અને અમો ત્રણ પર એ બીજો ડ્રૉપ ઉતરયો ત્યારે અમોને ચાલુ તાળીનું જે મોટું માન મલ્યું તે ઘણું મગરૂર કરનારૂં હતું. વળી એજ મુજબ ખેલ ખતમ થતાં છેલ્લા ઍક્ટના છેલ્લા પ્રવેશમાં પાછાં અમો ત્રણે સામટો દેખાવ આપતાં હતાં, અને તે સીન પણ લોકોની તેવીજ ઉલટ અને તાળીના ગગડાતો વચ્ચે પુરો થયો. ત્યાર કેડે સેવટનો પરડો ઉતરયો, અને તે વખતે અમો ત્રણેને પાછાં ફુટલાઇટ કને બોલાવવા વાસ્તે જાંણે એક દેવસ્થાન જાગ્યું હોય તેમ લોકોનું કીલ્યાંણ અને ખુમરાંણ સાંભળી નહીં શકાય એટલું બધું ચાલુ થયું. એટલા વાસ્તે પરડો પાછો ઉંચકવોજ પડયો, અને અમો ત્રણે પાછાં ફુટલાઇટ કને નમવા બાહેર આવ્યાં. હું એ વખતે વચમાં હતી, અને માહરા એકેક હાથ પર ઍલીન અને મેરી હતી; અને તાળીની પાછી ચાલુ થયલી ગરજના વચ્ચે અમારી પર ઠીએટરના દરેક ભાગમાંથી ફુલોના તુરા અને ગજરાઓનો એક વરસાદ જાણે વરસી રહયો.

અને એવામાં મેં એકેક હાથમાં ઍલીન અને મેરીનો હાથ પકડયો હતો તેમાંથી એલીનને જાંણે તાંણ થઇ આવતી હોય તેમ તેણે માહરા હાથ પર પોતાનો હાથ તાઇત બંધ કરી દીધો, અને હું તેના ગમ જોઉં કે મદદ કરી શકું તે આગમચ તો એક ધીમી ચીસ સાથે તે બેહોસ સ્ટેજ પર તુટી પડી! એ લોકોએ, અલબત, જોયું, અને તાળીનો ધમધમાત તેજ સેંકડમાં તાબરતોબ બંધ થઇ ગયો, જ્યારે પરડો ઉતાવળા ગભરાતમાં તરત પાછો ઉતારવો પડયો.

હું તો સમજીજ ગઇ. હું તો સમજીજ ગઇ કે એ શું થયલું હોવું જોઇએ. મેં તરત જોયું કે આએ તો દરીયો તરીને ખાડીમાં આવી ડુબી મરવા જેવું થયું હતું, કેમજે ઍલીન જેને ચાહતી હતી તેની પર આએ છેક છેલ્લામાંછેલ્લી વખત અચણુચ તેની નજર પડેલી હોવીજ જોઇએ એ વાતમાં કશોજ સંદેહ હતો નહીં.

એમ છતાં મેં જોયું કે લોકો હજી તેણીને માટે ફ્કરમંદ અને આતુર થઈ ગયલું વીસરજન થતું નહીં હતું, જેથી મેં મી○ રીચડસને ઉતાવળે કહયું, "પેહલ્લી વીંગમાંથી ફુટ-લાઇટ આગળ જઇને મોટે સાહદે મેહરબાની કરીને કહી આવો કે ફ્કત થાક અને લોકો તરફથી ઘણો સારો આવકાર મળેલો હોવાની ઉશ્કેરણીને લીધેજ એ બાઇનો સેહેજ જીવ ફરી આવ્યો હતો, પણ હાલ હુસ્યાર થયલાં છે અને તદન સારી પેઠે છે; અને ખરેખર તો મી○ રીચર્ડસે જઇને એમ જ્યારે કહ્યું, ત્યારે લોકો ધીરજ પામ્યાં, અને ઘણી ખુશાલી વચ્ચે પછીથી તેઓએ તરત વીખેરાવા માંડયું.

એ દરમ્યાન હું મેરી અને બીડાની મદદથી ઍલીનને ઉંચકીને માહરા ડ્રૅસીંગરૂમમાં લઇ ગઇ, અને ત્યાં તેને હુસ્યાર કરતી હતી, જ્યારે મેરીએ પણ એમજ ધારયું અને એમજ કહયું કે 'અજબ જેવું છે કે રહી રહીને છેક છેલ્લે ઍકસાઇટમેંન્ટ એવણ ખમી શકયાં નહીં.'

એવામાં ઍલીન અમારી ભરચોપડથી પાછી હુસ્યાર થઇ, અને આંખ ખોલીને આસપાસ જોવા લાગી. તેને સઘળું તરતજ પાછું યાદ આવ્યું, પણ મેરી અને બીડાને લીધે તે બોલી શકી નહીં; પણ મેં આંખના એસારાથી તેને જાંણવા દીધું કે હું બધું સમજી ગઇ હતી, અને તેણીએ નીરાંત માનવી.

એ પછી તે ઉઠીને ઉભી થઇ, અને અમે લોકોએ પોશાક બદલીને ઘર જવાની ઉતાવળ કરી. તેણીની બેહોસીના બાએસની વાત તેણીએ કે મેં તુરત વેળા તો કાઢીજ નહીં. મેં તે બંને વાહલી છોકરીઓને તેમની તે રાતની તે મોટી ફત્તેહ માટે પાછી ને પાછી મુબારકબાદી આપી, અને પછી ઍલીનને આજની રાત માહરેજ ત્યાં સુવા સલ્લાહ આપી, કે જે તેણે એકકે બોલે માન્ય કરી.

"હું પોતેજ એ તમો પાસે માંગી લેવાની હતી, અતી વાહલાં બેહન," તેણીએ હેતથી ને હેસાંનથી કહ્યું,—અને પછી મને બાજુએ લઇ જઇ વધારયું: "તમે મને આગળ કહેલું યાદ છે, ઍલન, હું હવે એક ઍકટ્રેસ થયલી હોવાથી મને હવે એ માહરાં હેતવંતાં પણ ઉમરાવ ફ્રૅન્ડઝ લૉર્ડ અને લેડી કેલવેડનને ત્યાં જવા ગમતું નથી. મેહરબાંની કરીને, તેથી, હાલ તરત તો લેડી કેલવેડન પર કોઇ આદમી પાસે એમજ કેહવડાવો કે આજની રાત હું તમારે ત્યાં રહેવાની છું, અને પછી આગળ શું કરવું તેનો આપણે કાલે ધીરજથી વિચાર કરશું. હું ધારૂંછ કે હવે માહરે કેઠે જુદી અને છુટીજ રેહવું પડશે. લૉર્ડ ને લેડીને મોટાં મોટાંઓ મલવા આવે ત્યારે હું ત્યાં હોવશ તો તે લોકો મને જોઇને ટીચકાં કરશે, અને બીચારાં એ ભલાં લૉર્ડ લેડીને ઘણું ખસ્યાતું લાગ્યા કરશે."

"એ બધી વાત આપણે કાલે ધીરજથી કરશું," મેં સમજાવ્યું; "હાલ તો આપણે, તું કેહછ તેમ, લેડી કેલવેડન પર માણુસ મોકળીને કેહવડાવીજ લઇએ."

તેમ કરવામાં આવ્યું. ઍલીને પોતેજ એક ચીઠી ટુંકમાં લખી, જે અમોએ તે લેડીને મોકલી આપી, અને પછી અમો અમારે ઘર પાછાં ફરવા અમારી ગાડી તરફ જતાં હતાં ત્યારે સ્ટેજનાં બારણાં પર અમોને અમારી કંપનીનો માલેક અને મેનેજર મી૦ રીચર્ડસ મલ્યો. તે અમારી વાટ જોતોજ ત્યાં ખોટી હતો.

"બાઇઓ," તેણે અમોને શેકહેંડ કરતાં ઍલીન અને મેરીને કહયું, "હું તમો બંનેની આજની મોટી ફત્તેહ માટે તમોને બેઉને પાછી ઘણી ઘણી મુબારકબાદી આપુંછ. હવે તમારા પગારનું આવતી કાલે ખુશી સાથે નક્કી કરશું. આપણે એ ફેસલો મીસ ત્રેફર્ડનેજ સોંપશું, અને એ બાંનુ જે રકમ તમારે માટે માંડી આપશે તે મને માહરા બાપના બોલથી કબુલ મંજુર છે."

અને ઍલીને મેરીએ તેનાં એ સારાં મત અને ઉદારતા વાસ્તે તેનો ઘણો ઉપકાર માન્યો, જે પછી તે અમોને અમારી ગાડી સુધી વળાવા આવ્યો, અને અમો અમારે ઘર પાછાં ફર્યાં.

---

## પ્રકરણ ૧૬૦.

ઘર જવા પછી અમો ધારા પ્રમાણે જમ્યાં, અને મેરી પોતાના ઓરડામાં સુવા જવા પછી હું જ્યારે ઍલીનને તેને વાસ્તે મેં જે ઓરડો ખાસ તૈયાર કરાવ્યો હતો તે બતાવા ગઇ ત્યારે તેણીએ થોડીક મીનીટ થોભવા મને અરજ કરી, અને ઠીએટરમાં છેલ્લે જે બન્યું હતું તે વાત અમો વચ્ચે ત્યારેજ પાછી નીકળી.

"જુઓની, વાહલાં ઍલન, એ કેટલું બધું કમનસીબ થયું કે રહી રહીને છેક છેલ્લામાં

છેલ્લી ઘડીએજ એવણુ પર માહરી નજર પડી?" ઍલીને કહયું; "જો એવણુ ઠીએટરમાં હતા તો માહરી અજાએબી એ છે કે આખો વખત હુ ચીપી ચીપીને જોતી હતી ત્યારે નહીં દેખાયા અને છેલ્લેજ કેમ નજરે પડયા? આપણી પર ફુલોનો વરસાદ પડતો હતો ત્યારે એક સાઇડ બૉક્ષમાં મેં બરાબર છેક આગળથી એવણુને ઉભેલા અને મને ટીકતા જોયાં!"

"પણ તાહરે એમ હીંમત હારી નહીં જવી જોઇતીતી," મેં લગાર ઠપકાથી કહયું; "તેં જ્યારે પરીણામનો વિચાર કરી કરીને એ ધંધો લીધો ત્યારે તો તાહરે મન પર ઘણોજ કાબુ રાખવો જોઇએ. એ તો એમ કેહની કે ખોદાની કરોડો મેહર થઇ કે આખો ખેલ પુરો થવા પછીજ તેં તેવણુને જોયા; નહીં તો કે શરૂઆતમાં કે વચમાંજ જો જોયા હોતે તો આખો ખેલજ કેટલો બરબાદ થતે ને રાહમલ જતે! વારૂં હવે એ તો થયું, પણ હવે પછીને વાસ્તે તું શું ધારેછ?"

"હું શું ધારૂં? હું શું કહી શકું?" ઍલીન ગુંચવાઈ.

"બનવા જોગ છે કે તું કહેછ તે પ્રમાણે એવણુનું ખરેખર તાહરી પર જો એટલું બધું હેત છે તો હજી બી તુંને એવણુ શોહધી કાઢીને પાછી સમજાવે અને સ્ટેજ મુકાવી દે," મેં ફીકર બતાવી.

"હવે તે શું થવાનું હતું?" ઍલીને ગમખ્વારીથી કહયું; "એવણે કાંઇ કરવામાં બાકી રાખ્યુંતું નહીં, પણ મેંજ નહીં માન્યું."—અને તે રડી પડી.

"ખેર, હવે હાલ તો તું સુઈ જા," મેં સમજાવ્યું; "સહવારે આપણે ધીરજથી એ વિષે પુખ્ત વિચાર કરશું, અને જે તે નક્કી કરીને સેવટના ઠરાવ પર આવશું"—અને હું તે તુટેલાં દીલની છોકરીને કેટલોક સધ્યારો આપીને બાહેર પડી, અને માહરા ઓરડામાં જઇને સુઈ ગઈ.

બીજે દાહડે, એ પછી, સરેસ્તા કરતાં સહવારે હું જરા વેહલીજ ઉઠી, અને નાસ્તાના રૂમમાં પેપરો જોવા ગઈ. તે દાહડેનાં દરેક પેપરમાં ઍલીન અને મેરીના દેખાવના વિગતવાર હેવાલો આવ્યા હતા, અને બંનેનાં ઍકટીંગ વિગેરેની પુષ્કળ તારીફો થયલી હતી. વળી માહરીજ તાલીમ હેઠળ એવી નામાંકીત ઍકટ્રેસીસ રજુ થવા પાંમી હતી તે ઉપરથી માહરે વાસ્તે પણ દુલ્લાં દીલથી તે લખનાર સાહેબોએ તે રીપોર્ટોમાં ઘણુંએક લખ્યું હતું. હું, તેથી, તે ન્યુસપેપરો લઇને પાછી ઉપર ગઇ, કે જ્યાં તરતની ઉઠીને તૈયાર થયલી તે બંને છોકરીઓ આગલા હૉલમાં બેસીને ગઇ રાતના નાટકનીજ વાત કરતી હતી.

અને મેરીએ માહરા હાથમાંથી ન્યુસપેપરો લઇને હદ વગરની ઉલટથી તાબરતોબ તે બધા અભિપ્રાય અને રીપોર્ટ વાંચી લીધા, કે જ્યારે ઍલીને તેવી કોઇ ઉલટ બતાવી નહીં. તે ઘણી ઉદાસ અને દલગીર દેખાતી હતી, અને, મેં જોયું કે, રાત્રે બનેલા બનાવની અસરથી તે હજી રીહાઇ પાંમી શકી નહીં હતી. એવામાં તો માહરૂં બાહેરનું બારણું જોરથી ઠોકાયું, અને અત્યારે સહવારને પ્રહર એ કવખતનો કોણ મીલાકાતી આવ્યો હશે તે વાસ્તે હું મનથી ઘણી અજબ થતી પોતે નીચે દોડી, કેમજે મેં ઘડીઆળમાં જોયું તો હજી તો ફક્ત સવા નવ થયલા હતા.

અને હું નીચે આવી તેટલાં તો માહરાં માણસે બારણું ઉઘાડીને તે મીલાકાતીને અંદર

લીધેલો, અને વરંડા પરથી અંદર આવતો તે મને સાંમોજ થઇ ગયો, જ્યારે હું જોઇને ઘણી અજબ થઇ કે તે તો પેલો મેજર ગાવર હતો !

અને તેને એમ કવખતે મલવા આવેલો જોઈ ફીકરથી માહરી અરધી છાતી બેસી ગઇ! એ વળી શું નવા સનાનના સમાચાર લાવ્યો હશે? મેં જોયું કે સહવારને પ્રહર એવા કવખતે તે મને મળવા આવ્યો ત્યારે તો ખચ્ચીત કરીને મરનાર મી૦ ગાવરના મને મળી ચુકેલા માહરા વારસામાં વળી કાંઇ વાંધો પડી ગયલોજ હોવો જોઇએ, અને નખ્ખોદ પર નખ્ખોદ! તે બી વળી માહરા હાથમાંથી પાછો સરી જનાર હતો કે શું?

"હું હજારો માફ માંગુછ, મીસ પર્સી, આવા એક કવખતે તમોને મળવા આવવા ને હરકત કરવા સારૂ," મેજર ગાવરે કહયું.

"કાંઈ નહીંજી; આવો, અંદર આવો," મેં ધીમે સાહદે જવાબ કર્યો, "હું સમજી શકુંછ કે કાંઇ ઘણું જરૂરતું હોય નહીં ત્યાં વેર તમો એમ મળવા આવોજ નહી. આવોજી આએ રસ્તે."—અને હું એમ કેહતાં બાજુમાંના બ્રેકફાસ્ત પારલરનું બારણું ઉઘાડી તેને ત્યાંજ લઈ ગઇ.

"માહરે ઍલીનને મળવુંછ, મીસ પર્સી," તેણે બેસતાં સાથે થોડાક ઉશ્કેરાતથી કહયું; "ઍલીન કાંહાં છે?"

"ઍલીન?" મેં અજાયબીથી પુકાર્યું, અને હવે તરતજ બધું મને એક ઝટકે સમજ પડી ગયું! એ મેજરે પોતે જે છોકરીને તે ચાહતો તેના જોડેના મોટા મતફેરની વાત માહરી કને કરેલી હતી, અને ઍલીને પણ પોતાની કાંહાંણી મને તેજ મુજબ કહેલી હતી, એટલે હવે હું તરત જોઇને સમજી જઇ શકી કે એજ કેથાં તે બે વીખુટાં લવર્સ હતાં!

"તમે શું હજી જાંણુતાં નથી? એ શું બનવા જોગ છે? એણે શું તમારી આગળ વાત કીધીજ નથી?" મને અજબ થતી જોઇને મેજર વધતો અજબ થયો.

"વાત તો તમે બંને જણે માહરી આગળ જુદી જુદી વખતે કીધેલી," મેં હસીને હવે જવાબમાં કહયું, "પણ અત્યાર સુધી મને ખ્યાલ નહીં થઇ શકયો હતો કે એ તમારેજ લગતી વાત હતી!"

"ઓ, મને મેહરબાંનીની રાહે તેની સાથે જલદીથી મેળવો!" તેણે અધીરાઇથી ધ્રુજતા અવાજે માંગી લીધું; "તમારી દયાળુ બરકતે હું તાલેવંત થઇ શકયોછ ત્યારથી હું એને શોહોધુંછ!"

"મેજર ગાવર," મેં લાગણીથી કહયું, "એ જવાંન બાંનુને વાસ્તેના એવા તમારા સાચ્ચા પ્યારને ખરેખર ઘણી આફીન છે, અને હું ખરૂંજ કેહુંછ કે એવા એક સાચ્ચા એતેકાદના માણુસને મેં માહરા વારસાનો અરધો હીસ્સો કાઢી આપ્યોછ એ હું માહરી પોતાની ખુશનસીબીજ સમજુંછ!"

"ખોદા મને મદદ કરે, માયાળુ બેહન," તેણે વળી લાગણીઓથી ઉશ્કેરાતાં કહયું; "હું મને મલેળી તમામ દોલત એ વાહલીનાં મુબારક કદમો પર મુકવા માંગુછ, જો તે મને હજી બી કબુલ કરે તો!"

"ખચ્ચીતજ કબુલ કરશે, મેજર," મેં ખુશાલીથી કહયું; "એ પણ તમોને એટલાંજ સાચ્ચાં જીગરથી ચાહેછ, ને ખરેખર ઘણી ભલી, સાચી ને ચાહવા જોગજ એક છોકરી છે."

"માહરી ગરીબ ઍલીન!" મેજર પટપટયો; "તે શું એમ સમજી હોશે કે મેં તેને તજી દીધી! ઓ, મહેરબાની કરીને તેને બોલાવો?"

હું તે ઉપરથી ખુશાલીથી ત્રણ ત્રણ ફાંડયે કુદકા મારતી ઉપર ઍલીનના ઓરડામાં ગઇ, અને મેં બારણુંનાં કડાં પર હાથ મેલ્યો કે મને તરત ખ્યાલ થયો કે માહરે ઘણી સંભાળથી કામ લેવું જોઇએ, અને તેને એકદમ ગભરાવવી નહીં જોઇએ. ખુશી તેમજ ગમી એકદમ અચણુચી છાકટ હદ સુધી આવી પડે છે ત્યારે તે આદમીને ઘણું બેતાબ કરી નાંખે છે તે મેં યાદ કરયું, અને હું અંદર ગઇ. ઍલીન એ વખતે મેં જોયું કે બારી આગળ ખુરસી ખેંચીને નીસોસ અને વિચારવંત એકલીજ બેઠેલી હતી.

"ઍલીન," મેં એ જોઇ અરધા ઠપકાથી કહયું; "એ શું નાદાની કર્યા કરેછ? એમ જો હારી ખાઇએ, અને દીલગીરીભરેલા વિચારોને આપણા પર ફાવવા દઇએ, તો પછી જીવાયજ કેમ? પણ ચાલ ખુશી થા! રાત પછી દીવસ આવેછ તેમ દીલગીરી પછી ખુશી પણ આવવીજ જોઇએ, અને માહરી પાસે તાહરે વરે એક ઘણી મોટી ખુશીની ખબર છે!"

"શું?" ઍલીને જરા બી ઉશ્કેરાયા વગર શોકાતુર શાંતીથી પુછયું.

"એક જણ તુંને મળવા આવ્યુંછ, ને તે કાંઈ સારીજ વાત લઇ આવ્યુંછ."

"એક જણ? કોણ એક જણ?" અને હવે તે છોકરી પોતાની બેઠકમાંથી ચમકી ઉઠી, જ્યારે મેં તેને ધીરજ આપી આપીને અંતે સઘળી ખરી વાત કહી.

તેણીએ જોશથી પોતાનું માથું દાબ્યું.

"ઓ, હવે હું તેવણુને કેમ મળી શકું? હવે તેવણુને મોઢુંજ કેમ બતાઉં? તેવણુ મને કેમ માફ કરશે અને કેમ કબુલ રાખશે?" તેણીએ તે સાંભળી કકળાટ કરયો; "હવે તેવણુ તમો કેહોછ, ઍલન, તેમ પઇસા ટકાથી સુખી અને આબાદ થયા હોય તે શું ખપનું? હું ગઈ રાત્રે સ્ટેજ પર નીકળી ચુકીછ એટલે, તમેજ કહેતાં હતાં તેમ, માહરી ઇજ્જતમાં તો હું હલકીજ પડેલી કેહવાઉં કેની?"

"ચેરી ના થા!" મેં ગુસ્સાથી કહયું; "હું તો ત્યારે જોઉંછ કે માહરે તુંને એ વાત કેહવીજ નહીં હતી! એમાં બેઇજ્જતી જેવું છેજ શું? ફરીથી એવું કદી બી બોલતી કે ધારતીજ ના! હું તો તુંને મોટા લૉર્ડ અને લેડીઓનાં આપણે વાસ્તેનાં ભુલભરેલાં અનુમાનો ને ટીચકાંને વાસ્તે કહેતી હતી: પણ હવે તકરાર છોડ, અને ચાલ, માહરી સાથે નીચે આવ! આય માણુસ તો કોઈ ખરેખરો મોટાં દીલનો અમીર છે, ને તે જેવાં નીખાલેસ દીલથી આગળ તુંને ચાહતો હતો તેવી ને તેટલીજ હજુર બી પણ ચાહેછ!"

"ઓ, હું કેમ માનું? હું કેમ માનું?" તે મોટા જુસ્સાથી પટપટી,—અને પછી હું બજીદ થઇને માહરી સાથે તેને નીચે લઈ ગઈ.

તે એક ખરાં સુખનોજ મેળાપ હતો, અને તે જોવા કે તેઓની વાત સાંભળવા હું થોભી નહીં. હું તો તેઓને એકલાં છોડીને મેરીનાજ ઓરડામાં ચાલી ગઇ, કેમજે મેં જોયું કે

હવે તો તેણીને ઍલીનના ભેદથી માહરે વાકેફ કરવીજ જોઇએ. હવે છુપાવામાં સાર શો હતો? એ તો દીસતુંજ હતું કે ઍલીન હવે ફરીથી કદી સ્ટેજ પર દેખાવ આપનાર નહીં હતી, અને ત્યારે તે મેરીએ, મને લાગ્યું કે, જાણવુંજ જોઇએ.

તે (મેરી) એ સઘળું સાંભળીને ઘણાંજ ખરાં દીલથી ખુશી થઇ.

"ખુદા સૌનું સારૂં કરે," તેણીએ એક ઉંડો નીસાસો નાખીને કહ્યું; "આપણું સારૂં નહીં થતું હોય તો બી બીજાંઓનું સારૂં થતું જોઇને તો આપણે રાજી થવું જોઇએ?"

મેં વાત ફેરવાવી. મેં જોયું કે મેરીનાં દીલમાં તેના નિશફળ નીવડેલા મોટા પ્યારનો ઉભરો ઉભાઈ આવતો હતો, એટલે મેં તે વાત ભુલાવી દેવા ગઇ રાતના ખેલ બાબે આજનાં પેપરોના રીવ્યુની વાત કાઢી, અને ત્યારેજ તે પાછી થોડીક ખુશાલ બની.

નજદીક એ મુજબ પોણો કલાક ઉપર મેં કાઢી નાખ્યો, અને પછી અમો બંને પાછાં નીચે ઉતરયાં જ્યારે બ્રેકફાસ્ટ રૂમમાં જતાં મેં જોયું તો તે બંને "લવર્સ" હાથમાં હાથ મેળવી ઘણી મોહબતના એખલાસથી સુખ દુઃખની હજારો વાતો કરતાં બેઠાં હતાં.

અને ઍલીન મને જોતાં કુદકો મારી ઉઠી આવી અને માહરી ગોદમાં દબાઇ.

"ઓ વાહલાં ઍલન," તેણીએ ખરાં દીલનાં જોશથી કહયું; "તમો તો હું જોઉંછ કે આદમી નહીં પણ ફરસ્તોજ સરજાયાંછ! આએ તમારી કેવી મોટી ભલાઇની વાત માહરા ઑલફ્રેડ મને કહેછ! મને શું ખબર કે તમુને મળેલા તમારા મોટા હકમાંથી અરધો હિસ્સો એટલી ઉદારતાથી તમેજ કાઢી આપ્યો, કે જેણે આએ રીતે અમોને પાછાં એકઠાં અને સુખી કીધાં! તમે બેઉ એકેકને મળેલાં હતાં અને ઓળખતાં હતાં તે વાતનો મને તો સ્પવનો બી કોઇ દાહડે થયો નહીં!"—અને તે ચેહરામાં લાલ થતાં ખુશાલીનું હસી.

મેં મેરીની એ પછી મેજર ગાવર સાથે ઓળખાણ કરાવી, અને બોહસ કરીને તેને નાસ્તાને વાસ્તે થોબાડયો, અને અમે બધાંએ સાથે નાસ્તો કરયો. તે બંને લવર્સ નાસ્તા પર આખો વખત ઘણાંજ ખુશાલ અને ઉલટમંદ હતાં, અને જ્યારે મેજર તે પછી રજા ચાહતો ઉઠયો ત્યારે ઍલીનને લેડી કેલવેડનને ત્યાં પાછો સ્હાંજે મલવાનું કહેતોજ ગયો. ત્યાર બાદ ઍલીને પોતાને લગતી વાત થોડાક વધારે ખુલાસાથી અમારી આગળ કરી. એ છોકરી લેડી કેલવેડનનાં માબાપ સાથે બાહેરગામ રહેતી હતી, કે જ્યારે બે મહીનાની વાત પર ઑલફ્રેડ પર બોજે નહીં થવાના બુલંદ અને બીનસ્વાર્થી હેતુઓથી બજીદ થઇને તેનાથી તે છુટી પડી. એ પછી મેજરને તેના કાકા મી૦ ગાવર મરણ પામવાના સમાચાર મલ્યા, અને ત્યારેજ તેણે જાણ્યું કે મરનાર પોતાની તમામ દોલત અને અસકયામત મરતી વખતે એક ચકમ ફાંટાને આધીન પોતાનાં છેલ્લાંમાં છેલ્લાં વસીઅતનામાંની રાહે મને સ્વાધીન કરી ગયા હતા. એ ઉપરથી તે ઘણો ખીજવાયો, અને તેના સોલીસીટરોની સલ્લાહ મુજબ કૉર્ટ લડીને વીલ ગેરકાયદે ઠરાવવાની દયાનતથી તે એકદમ રીજમીટમાંથી લાંબી રજા મેળવી લંડન આવ્યો, કે જયાં, વાંચનાર જાણેછ કે, અમો સમજુતી પર આવ્યાં, અને ફાલો સરખે ભાગે વેંહચી લેવાની ગોઠવણ થવાથી તેનો ફેરો સફળ અને કામ સરંજામ થયું.

તે તો એ પછી તરતજ ઍલીનને મલતે, પણ તે એમજ સમજ્યો કે ઍલીન લેડી

કેલવેડનનાં માબાપ સાથે હજી બાહેરગામજ રહેલી હશે. તેને ખબર નહીં કે લૉર્ડ અને લેડી કેલવેડન હાલ લંડનમાં હતાં, અને ઍલીનને પણ હરમીઓને (લેડી કેલવેડને) હાલમાં ત્યાંજ તેડાવેલી અને પોતાની સાથે રાખેલી હતી. એ ઉપરથી મેજર ઑલફ્રેડ ગાવર તો ઍલીનને મલવા દોડી જવા બધાં ખતપત્ર કાયદા પ્રમાણે નક્કી થવાની વાટ જોઇ ખોટી થઇ રહયો. તે પછીજ તે નીરાંતથી જઇને ઍલીનને સુખના એ સમાચાર કહેવાનો અને તેને પાછી જીતવાનો હતો!

હવે બન્યું એમ કે ગઇ રાત્રે ઍલીને નાટક તખ્તા પર પોતાનો પહેલો દેખાવ આપ્યો તે રાત્રે મેજર પોતાનાં થોડાંક દોસ્તો સાથે જમ્યો. એ દોસ્તોએ એક બૉક્ષ અમારા ખેલ સારૂ રીઝર્વ કરાવેલો હતો; જ્યારે મેજરને પાછળથી જગ્યા મળી શકી નહીં. મેજરે જ્યારે ટીકીટો મંગાવી ત્યારે સઘળી ટીકીટ બંધ થઈ ચુકેલી હતી. એટલા વાસ્તે મેજર પાસેની એક બીજી નાટકશાળામાં ખેલ જોવા ગયો, અને ત્યાંનો ખેલ અમારી થોડીક મિનીટ આગમચ ખલાસ થવાથી તે પોતાના દોસ્તો સાથે ઘર જવા ખેલની આખેરીએ અમારી ઠીએટર પર આવ્યો, કે જે વખતે તરતનોજ ડ્રૉપ પડેલો પાછો ઉંચકાયો હતો, અને ઍલીન તેને જોવા પાંમી. તેણે પણ ઍલીનને ત્યારેજ જોઈ, અને તે અજાયબીથી દંગ થઈ ગયો. તેણે એ દરમ્યાંનમાં વળી ઍલીનને બેહોસ થતી જોઇ, અને તેથી તેનાં મન પર ઘણીજ ઉંડી અસર થઈ. તે તરત રાતોરાત પોતાનાં દોસ્તોને તેમનાં મુકામપર છોડીને લેડી કેલવેડનને બંગલે દોડયો, કેમજે તે એમજ સમજ્યો કે ઍલીન ત્યાંજ રહેલી હોવી જોઇએ; અને તેવામાંજ તે લેડીને અમારી ચીઠ્ઠી મલેલી કે ઍલીન માહરે ત્યાં રહેવાની છે, જે તેણીએ તેને બતાવી, અને ત્યારે જોકે તે તુરત વેળા નાઉમેદ ઘણો થયો તોપણ, બીજી સહવારે માહરે ત્યાં તે છોકરીને મલી શકવા માટે પુરતો ઉલટમંદ અને ખુશાલ બન્યો, અને પછી શું બન્યું તે વાંચનારને રોશન છે.

મેજર ગાવર ખરેખર મોટાં મનનો આદમી હતો. ઍલીને સ્ટેજ પર દેખાવ આપ્યો હતો તેથી તેણે તેણીને માટે હલકું કે બુરું મુતલગ વમાસ્યું નહીં. ઉલટું તે છોકરીનો એમ ઇજ્જતથી પોતાનું ફોડી લેવાનો પ્રમાણીક હેતુ તેણે જાબજા વખાણયો, અને ભલી ઍલીન સુખીજ થઇ.

તે તેજ બપોરે લેડી કેલવેડનને ત્યાં પાછી ફરી, અને મને અને મેરીને જ્યારે તેણે ઘણાં હેતની કોટીઓ કરી ત્યારે તેની આંખોમાં આંસુ અને હોઠો પર મળકાતનું હસવુ હતું.

પેલા હાથ પર મી૦ રીચર્ડસ પાસે તો, અલબત, તેણીની તરફથી માહરેજ માફ માંગવાની હતી. એક લેખે ઍલીન સુખી થઇ તે સારૂંજ થયું, પણ મને લાગ્યું કે ઈંગ્લાંડની નાટકની શોખીન આલમે ભવિષની ઉંચી આશાઓ આપનાર ખરેખર એક નામાંકીત ઍક્ટ્રેસ અને મી૦ રીચર્ડસે તે કારણથી થનારી એક મોટી આવક ગુમાવી એ ઘણું ખોટું થયું.

એમ એક પખવાડયું વહી ગયું, અને અમારા વારસા હીસ્સા વેંહચી લેવાનું અંતે સઘળું કાયદાપુર્વક સંપુર્ણ થયું. મી૦ વીલકીનસનની ઑફીસમાં અમે બંને જણે હાજર થઇને અરસપરસનાં "રીલીઝ" છેલ્લે અંતે સહી કરી આપ્યાં, અને ત્યારેજ મેં ખરા છુટકારાનો દમ ખેંચ્યો, કેમજે તેજ દાહડે બૅંક ઑફ ઈંગ્લાંડમાં એક એવો મોટો ને ઘરખમ અવેજ માહરે ખાતે માહરે નામે જમે થયો કે જે એમનો એમ મુદ્દલ રહેવા છતાં વ્યાજ વટાવની દર

મહીને પંદર હજાર રૂપ્યાની મને પાદશાહી આવક આપી શકનાર હતો !

એ દાહડો અમો બાપ બેટીને વાસ્તે ઘણા ધકકાપછાડા, રખડ અને રંજનો (અને આયંદા મોટાં સુખ ને સંતોષનો) પુરવાર થયો, અને પાર્કસના કેસમાં બબે મરતબા મને દોજખી નાઉમેદીઓ થઇ હતી ત્યારે આ કેસમાં તો અંતે સઘળું કામ સરંજામ અને પકકુંજ થયું. એ ૧૯મી જુન સને ૧૮૪૨નો બખ્તાવર દાહડો હતો, કે જ્યારે સ્હાંજે ત્રણ વાગે હું એક મોટી દોલતની ધણીઆંણી થઇ, અને તે વખતની માહરી ખરાં દીલની ખુશાલી અને અગત કરીને માહરા ગરીબ વાહલા બાપના હદ વગરના સંતોષનું શું બ્યાંન કરી શકાશે ?

તેજ દાહડે સ્હાંજે લૉર્ડ કેલવેડનના બંગલામાં સ્પેશ્યલ લાઇસન્સથી મેજર ઑલફ્રેડ ગાવર અને ઍલીન માર્સીનાં લગન થયાં, ધામધુમ કશી જીવ જેવી હતી નહીં. ફકત ઘણુંજ અંગત સગાંવાહલાં ને દોસ્તોને નોતરવામાં આવ્યાં હતાં, અને લૉર્ડ અને લેડી કેલવેડને ઘણી ઓંહસથી મને અને મેરીને તેડયાં હતાં.

તે લોક બધાં તે મોટા મેળાવડામાં ઘણુંજ સાચાં દીલથી માહરી પરથી થોડાં થોડાં થઈ ગયાં, અને હું બી ખુશ ખુશાલ હતી, કેમજે એ લાયક લવર્સને એકઠાં કરીને તેમને ધણી ધણીયાંણી બનાવવામાં ખુદાની દયાથી માહરી મીસકીન મદદનો ઘણો આગેવાન હાથ હતો.

એજ હરોળમાં વળી માહરે મેરી અને બીડાના, માહરા એ મોટા ભાગ્યોદય સંબંધી, હર્ષ બાબે એકાદ લીટી લખવી જોઇએ. મને આગળ પડેલી છકકડને લીધે તેઓથી મેં એ વાત છેલ્લે સુધી છાનીજ રાખી હતી, અને તેથી જ્યારે તે બંને વાહલી છોકરીઓએ સઘળી હકીકત જાંણી ત્યારે તેમના સાચાં દીલનાં હર્ષ અને તેઓએ મને આપેલી ઉપરાસાપરી મુબારકબાદીનું જાંણે હું બ્યાંનજ કરી શકતી નથી !

હવે માહરે સ્ટેજને છેલ્લી સલાંમ કરવાની હતી, અને માહરી નાટકની નોકરીની રંજથી સદાનું ફારેગ થવું હતું, જે વાત કરવા મેં બીજી સહવારે એક ચીઠ્ઠી લખીને મી૦ રીચર્ડસને માહરે ઘરે ખાસ મળવા આવવા અરજ કરીને બોલાવી મંગાવ્યો.

તે આવ્યો. ઍલીન એ આગમચ સ્ટેજ છોડી ગયલી હોવાથી તે પુરતો નારાજ ને નાઉમેદ હતો, અને તેજ હરોળમાં હવે જ્યારે માહરો રીટાયર થવાનો એરાદો તેણે સાંભળ્યો ત્યારે તે બીચારાને થયલા ગભરાતનું હું કેમ બ્યાંન કરૂં ? તેના પગ આગળ એક બૉંબ ફાટયો હોય તેમ તે પોતાની બેઠકમાંથી એ સાંભળીને મોટી અજાયબી વચ્ચે ચમકી ઉઠયો ! તે માનીજ નહીં શકયો. તેણે તો એમજ ધાર્યું કે હું કાંઇ મજાક કરતી હતી !!

તે એવી કોઇ સત્યાનાસીના સમાચાર સાંભળવાની ફીકરથી મને મલવા આવ્યોજ ન હતો. હું તેને એ પ્રમાણે માહરે ઘર મને મલવા કદી બોલાવતીજ ન હતી; કાંઇ બી અમારાં કામ-કાજને લગતું માહરે તેને કહેવું કરવું હોય તો તે બધી વાત થીએટરમાંજ થતી, જેથી આ વખતે મેં તેને એક ચીઠી લખીને માહરે ઘેર ખાસ મલવા બોલાવ્યો ત્યારે તે તો સાંમો જરા અજબ થતો અને આશાવંત આવ્યો. તેને તો એમજ લાગ્યું કે ઍલીન માર્સે જે પરણી ગઇ હતી અને એકજ દેખાવ આપીને સ્ટેજ પરથી અળગ થઇ ગઇ હતી તે એ નોકરીમાં કદાપી પાછી જોડાવા ચાહતી હશે, અને તે વાત તેને સમજાવીને કહેવા વાસ્તેજ માહરે ઘેર તેને મેં એ મુજબ બોલાવી લીધો હશે. એટલા માટે એથી ઉલટુંજ જ્યારે તેણે સાંભળ્યું, અને

હું પોતે સ્ટેજને છેલ્લી સલામ કરીને જલદીજ અલગ થનાર હતી એમ જ્યારે મેં તેને કહ્યું; ત્યારે તે બીચારો જાણે પોતાના કાનોનો એતબારજ કરી શકયો નહીં!

તેને ઘણીજ ઘાતકી નાઉમેદી થઈ. હું, ઍલીન અને મેરી એ ત્રણનાં જોડાવાથી તેને ચાલુ છક્કાં પડવાની વકકી હતી, અને તે ઘણો હર્ષ પાંમ્યો હતો. ઍલીન અને મેરીએ પહેલાજ ખેલમાં લોકોનાં દીલ એવી કીસમે હરી લીધાં હતાં કે હવે અમો ત્રણને અવારનવાર રજુ કરતો રહીને તેણે ઘણું અમ્બું ખાટવાની પોતાનાં મનથી ઉમીદ અને ગણત્રીઓ કરી લીધી હતી, જેવામાં ઍલીન તદન નહીં ધારેલી પાછી અલગ થઇ તે નાઉમેદી જાણે બસ નહીં હોય તેમ હવે હું પણ રીટાયર થવાનું માંગી લેતી હતી તે એ બાપડો ખમી શકે તે કરતાં વધારે જ્યાદા થઇ પડયું! તે એમજ સમજ્યો કે બીજી કોઇ કંપનીવાળાઓએ મને ઘણા મોટા પગારે લલચાવીને પોતાની સંઘમાં શામીલ કરી દેવાનો તેની વિરૂદ્ધ તાગડો રચેલો હોવો જોઇએ, અને માહરે, તેથી, હસીને તેની એ ભુલ ભાંજવી પડી.

"તમો એ માહરે વાસ્તે માનીજ કેમ શકોછ, ભલા મી૦ રીચર્ડસ? હું તે ભમાતુ ઍક્ટ્રેસીસના વર્ગની નથી, કે જેઓ એક ઠેકાણે ઠરીને રહેતીજ નથી અને પતંગ્યાંઓની અદાથી, થોડાક વધતા પગારની લાલચે, ધોબીના વાગાઓની કાંની કંપની બદલતી ફરેછ, અથવા એવી ભપકીઓથી કંપનીના માલેકો પર દબાણ ચલાવીને પોતાના પગારો વધારી લેવાની ઠગાઇ કરેછ. હું તે લુચ્ચી અબળાઓના વર્ગની નથી."

"હું તે જાણુંછ, મીસ ત્રેફર્ડ. શું હું નથી જાણુતો?" મી૦ રીચર્ડસે અતવત કરી; "પણ ત્યારે એ છે શું? તમે શું મતલબથી મને છોડી જવાના એ ઘાતકી ઠરાવ પર આવી ગયાંછ? એમ તો માહરો નાશ થઈ જશે! હું તમોને રાજી કરવા કહેતો નથી, પણ આય આખર થતી સીઝન સાથે તમારૂં લખત પુરૂં થાયછ તેથી નવી મોસમમાં નવું ઍગ્રીમેંટ તમારી સાથે કરતાં હું તમારા પગારમાં વગર માંગવે એક ઘણોજ મનમાનતો વધારો કરનારો હતો!"

હયાં માહરે ખુલાસો કરવા જરૂર છે કે એ એક અજબ જેવો સંજોગ થયો હતો કે લંડનની "સીઝન" આખર થતાં જ્યારે બે મહીના નાટકશાળાઓ બંધ થાય છે તે છુટટીના દરમ્યાંનમાંજ માહરા વારસા હીસ્સાનું બધું પકકું થયું હતું, અને એ વખતે માહરૂં લખત પણ પુરૂં થતું હોવાથી હું નાટકથી અલ્લગ થવાને કાયદાથી પણ સદંતર છુટટી હતી. એ એક એતેફાક માત્ર થયો હતો. ખરેખર તો અમે ત્રણ જણે સામતો જાહેરમાં દેખાવ આપ્યો હતો તે "સીઝન"ની આખેરીના હીંગામમાંજ થયું હતું, ને તે પછી નાટકશાળા બંધ થતાં સુધીમાં ભાગ્યેજ મેં ને મેરીએ બીજા પાંચ છ દેખાવો આપ્યા હશે. એટલામાટે મી૦ રીચર્ડસને ઉપર મુજબ મેં માહરે ઘર મલવા બોલાવ્યા તે "સીઝન" ની અમારી છુટટીની વખતે હતું એમ વાંચનારે ધ્યાનમાં રાખવાનું છે.

"હું તમારો ઘણો ઉપકાર માનુંછ, મી૦ રીચર્ડસ," નવી મોસમમાં માહરો પગાર તે ઘણો વધારનાર હતો તે સાંભળીને મેં ઘણાં હેસાંનથી કહ્યું; "તમે મારી સાથે ઘણાંજ ગ્રહસ્થપણાંથી અને ઘણી ભલાઇથી વરત્યાછ. અને તેથીજ તે વાતની કદર કરીને મને જુદી જુદી કંપનીવાળાઓએ એકથી બેવડા પગારની લાલચે અનેક મરતબા બોલાવેલી છતાં મેં કોઇ દહાડે બીજે કોઇ ઠેકાંણે પગ મુકવાનો ખ્યાલ વટીક કીધો નથી."

"પણ ત્યારે હાલમાં એ છે શું?" મી૦ રીચર્ડસે કાકલુદીથી પાછું પુછ્યું.

"હાલમાં એટલુંજ છે, મી૦ રીચર્ડસ;" મેં હસીને કહ્યું; "કે માહરા સંબંધમાં ખોદાની બક્ષેશથી મામલો નહીં ધારેલો બદલાયોછ, અને હું થોડાક પૈસાટકાની માલેક થવાથી મને હવે કોઈબી જાતની નોકરીનાં ઓસ્પાલાંની જરૂર નથી. ખરૂં કેહું તો હું હવે જલ્દીજ પરણી બી જવાની છું, અને સંસારના નાટકમાં જોડાવાની છું!"

"હું તમોને ત્યારે માહરાં ખરાં દીલથી હજારો આબાદી ચાહુંછ, મીસ ત્રેફર્ડ," માહરા એ અજબ જેવા ભાગ્યોદયની વાત સાંભળી તે પર ઘણો અજબ અજબ થતાં, પણ પુરતી ગમગીનીથી, અમારી કંપનીના તે માલેકે કહ્યું; "ઍલીન માર્સે અલગ થઈ તેની મેં ઝાઝી દરકાર નહીં કીધીતી, પણ તમારા જવાથી તો માહરો નાશજ થઇ જશે!"

"તમે ભુલ કરોછ, મી૦ રીચર્ડસ," મેં યાદ કરાવ્યું; "માહરે બદલે મેરી તમારી નોકરીમાં છે, અને તેણે, તમે જોયું હશે તેમ, લોકોનાં દીલ પુરતાં જીતી લીધેલાં છે."

"હું તે વાત ના પાડતો નથી, અને ખરેખર તો તેજ એક મને થોડો ઘણો સધ્યારો છે!" મી૦ રીચર્ડસે શોકાતુરપણે જવાબ કરયો,—અને પછી વધારયું, "વૅલ, જ્યારે મામલો એમ છતાં એટલી બધી હદ સુધી ખોદાની બક્ષેશથી તમારા કેસમાં સુધરવાજ પાંમ્યો છે ત્યારે માહરાથી ઓંહોંસ કરાય નહીં, અને હું તમોને, તમે માંગોછ તેમ, માહરી એ ગરીબડી નોકરીનાં બંધણથી ખુશીથી મુક્ત કરૂં છું. બીજો ઉપાયજ નથી. હું તમારૂં માહરે વાસ્તેનું સારૂં મત કોઇ બી સંજોગમાં ખોહવા ચાહતોજ નથી. તમારી છેલ્લાં બે વરસની નોકરીમાં—હું કહેવાને ખુશી છું કે—તમારી બરકતે મેં ઘણું પેદા કરી લીધેલું છે, અને તેની હું માહરાં મનથી ઘણીજ કદર કરૂંછ. એટલા વાસ્તે, હવે હું એટલીજ અરજ કરૂંછ કે આવતી કાલે બપોરે સાડા અગ્યાર વાગતાને શુમારે તસ્દી લઇને તમો સ્ટેજ પર જરૂર આવજો. હું આપણી કંપનીનાં બધાં બાંનુઓ ને ગ્રહસ્થોને ત્યાં હાજર રાખશ, અને એક બે સારા સુખનો તમો બહેનને કહી સંભળાવીને બાઇજ્જત તમોને છુટટાં કરશ."

"ઘણી ખુશીથી હું આવશ, મી૦ રીચર્ડસ," મેં એ સાંભળીને ઘણા આભારની લાગણીથી તેને જવાબ કરતાં કહ્યું;—અને વળી મેં પણ વધારયું, "પણ માહરે બી એક વાત માંગી લેવી છે. હું અરજ કરૂંછ કે હું સ્ટેજ પરથી અળગ થઇછ તે વાતનો જાહેરખબરોથી કે પેપરવાલાઓને રીપોર્ટ કરીને કશોજ ઘોંઘાટ થવા દેતા ના!"

"ઓ, તે તો માહરો ખાસ એરાદો છે!" મી૦ રીચર્ડસે ભાર મેલી કહ્યું; "હું તમારાં માનમાં એક ખાસ મોટો બૅનીફીટ પરફૉરમન્સ હમણાં થીએટર બંધ છે તે છતાં——"

"ઓ નહીં, નહીં, મી૦ રીચર્ડસ!" મેં વધતી વિનંતીથી માંગી લીધું; "મને એ "ફ્સ" જરા થઇને ગમવાનો નથી. વળી ખોદાનું આપેલું હાલ માહરી પાસે એટલું પુરતું છે કે મને એવા કોઈ બૅનીફીટ પરફૉરમન્સની આશા કરવાની જરૂર પણ નથીજ. એટલા વાસ્તે મને વગર ઘોંઘાટેજ સ્ટેજ પરથી રૂખસદ થવા દેજો. પછી રહતા રહતા લોકોમાં માહરાં સ્ટેજથી અલગ થવા વિશેની વાત ફેલાશે, અને લોકો પોતાની મેળેજ જાંણશે."

ટુંકમાં, છેલ્લે એજ ગોઠવણ થઈ, અને પછી મી૦ રીચર્ડસ ઘણી દીલગીરી સાથે માહ-

રાથી છુટો થયો, જ્યારે વળતે દિવસે તેની ખાસ ફરમાસ મુજબ બપોરે સાડા અગ્યારને સુમારે સ્ટેજ પર હાજર રહેવાનું તેને મેં ઘણી ખુશીની સાથે પાછું પ્રૉમીસ કર્યું.

મેરી ઍલેન્તવર્થ, અલબત, હાલ તો માહરી સાથેજ રહેનાર હતી. મેં તો હવે માહરી કને પુરતું હોવાને લીધે તેને બી ઘણી ભલાંમણુ કરી કે હવે તેણે પણ સ્ટેજથી અલગ થવું, અને માહરી સાથે માહરી બેહેન થઇને રહેવું, પણ તેણે માન્યું નહીં. માહરાં ગમે એવાં હેત છતાં, તેણે તકરાર લીધી કે, તે તેને માટે એક ઓસ્યાળો ટુકડોજ કેહેવાય, જેથી સ્વકમાઇથી પોતાનો ગુજારો કરવા દેવાનુંજ તેણીએ કાકલુદીથી માહરી પાસે માંગી લીધું, અને હું એકમત થઇ.

મેં કાંઇ એકદમ માહરું ઘર બદલવા કે ભપકો વધારવાનો પણ વિચાર રાખ્યો નહીં. હું ઘણું મજાહનાં પુરતા મોકલાસભર્યાં અને ચોતરફથી ખુલ્લાં મકાનમાં રહેતી હતી, એટલે માહરી ગુંજાસ હોવા છતાં હાલમાં તરત ને તરત મેં વધારેની આજુ કરીજ નહીં. હેનરી આવતાં સુધી અને અમારાં લગન થઇ જતાં સુધી માહરે અહીંજ રેહવાનું હતું.

અને બીજે દાહડે બપોરે ઠરાવ મુજબ હું મેરીને લઇને નાટકશાળા પર ગઇ, જ્યાં મી૦ રીચર્ડસે તો કેથું, મેં જોયું કે, માહરાં માનમાં આખી કંપનીને એક ઘણું ભપકાદાર "લંચ" (ખાનું) આપ્યું હતું! નાધલાં મોટાં આખી કંપનીનાં મેમ્બરો એકેકએક હાજર હતાં, જે સૌ માહરી પરથી મરીજ ફીટતાં અને માહરાં એ મોટાં સુભાગ્ય માટે ખરાં દીલથી ખુશ થતાં જણાતાં હતાં.

તે ખાનું ખરચાળુ અને મોટું હતું, અને તે ખતમ થતાં મી૦ રીચર્ડસે માહરી તારીફમાં એક ફૅરવૅલ (સેવટની સલાંમ)નું શુભાષીત ભાષણ કર્યું. તે ઘણીજ છટાથી અને ઘણુંજ અસરકારક બોલ્યો. તેણે માહરાં ઍકટીંગની અને તેથી તેને થયલી ધરખમ આવકની ઘણી દીલસોજીભરી તારીફ લલકારી, એટલુંજ નહીં, પણ તે ઘણાં વધારે જોશથી ને વધારે માનથી જે બોલ્યો તે માહરી નેકી અને નીતીને લગતું હતું. સ્ટેજ પર રહીને મેં જે મોટી ઇજ્જત સાથનું વર્તણુ સવદા સાચવ્યું હતું તેને વાસ્તે તે ભલો ગ્રહસ્થ ખરાં દીલથી ઉલટપુલટ થયો, અને માહરી આસપાસ બેઠેલી ઍકટ્રેસીસને માહરો દાખલો લેવા ઘણાં જોશથી તેણે પાછો ને પાછો આગ્રહ કર્યો.

એ પછી ખીસામાંથી તેણે એક બૉકસ કાહડયો, અને મને તે ઘણાં માન સાથે સઘળાં-ઓની સમક્ષ એનાયત કર્યો. તે એક ઘણો મનોહર બ્રુચ હતો, કે જેમાં સબીની જગ્યા ખાલી હતી. અને આસપાસ, હું તરત જોઇ શકી કે, ઘણાં કીંમતી હીરાઓ જડેલા હતા; અને, અલબત, જવાબમાં મને પણ એક ઘણું નાધલું ભાષણ કરવુંજ પડયું. મેં તેમાં એ કંપનીના ભલા માલીકનો અંતકરણપુર્વક ઉપકાર માન્યો, અને એક એવા કદરવંતા માલીકની નોકરી કરવી તે પણ એક ખરેખરું માન અને મોજ હતાં એમ મેં ભાર નાખીને જાહેર કરયું. વળી મેં માહરી આસપાસના તે મોટી કંપનીના ઍકટર્સ અને ઍકટ્રેસીસનો પણ ઘણો આભાર માન્યો, કે જેઓ નીરંતર માહરી સાથે ઘણાં માન, મોહબત અને એખલાસ-થીજ વરત્યાં હતાં, અને એ પછી તે નાહનકડો મેળાવડો વિસરજન થયો. મેં એ વખતે તે એકેકએક જણુ સાથે શેકહેન્ડ કરી, અને હું ઘેર પાછી ફરવા મેરી સાથે માહરી ગાડીમાં

જઇ બેઠી; જ્યારે છેક માહરી ગાડી સુધી ભલા મી૦ રીચર્ડસની આગેવાની હેઠળ મને મુકવા આવેલાં તે માહરા મેહરબાંન દોસ્તોએ ખરાં દીલનાં જોશ સાથે જે "થ્રી ચીયર્સ" પોકાર્યા, તેનો માહરૂં ડોકું નમાવી નમાવીને સ્વિકાર કરતાં હું ઓશકથી માહરા ચેહરામાં બધી લાલલાલ થઇ ગઈ!

અને એ વાતને બીજા બારેક દિવસ થયા પછી મને માહરા વાહલા હેનરીનું એક કાગળ મળ્યું, કે જેમાં જણાવવામાં આવ્યું હતું કે તે લીવરપુલ આવી ચુકયો હતો, અને બીજા ચોવીસ કલાકમાં તે મને લંડન ખાતે આવી મળવાની ઉમેદ રાખતો હતો. તેના એક બાપ જેવા ભલા ને મુરબ્બી શેઠ મી૦ મેકડોનલ્ડ પણ એ વખતે લીવરપુલ ખાતેજ હતા, અને તેવણ સાથની ચોકકસ કામકાજની ગોઠવણ સંપુર્ણ કરીને તે મને મળવા આવનાર હતો.

અને એ સુખના સમાચાર વાંચીને હું કેટલી ખુશાલીમાં લીન થઇ તે શું માહરે કેહવું જોઇશે? વાહલો હેનરી માહરા ધારવા કરતાં બી કેટલો વધારે વેહલો પાછો ફરી શકયો હતો! જેમ દુ:ખ આવેછ તે લશકર ને લશકર રૂપે સામટું આવે છે, તેમજ સુખી સમો પણ એકલોજ આવતો નથી!

મેં એ વધાઇ તરત દોડી જઇને મેરી અને બીડાને કહી, અને તે બંને છોકરીઓ પણ માહરી એ ખુશાલીમાં ખરાં દીલથી ભાગ લેતી થઇ, જ્યારે તે રાત્રે ખુશાલીથી મને ઉંઘ પણ આવી શકી નહીં! હું માહરા એ "કઝીન"ને ઘણુંજ ખરાં દીલથી ચાહતી હતી, અને હવે અમો જલદીજ પરણીને ધણીધણ્યાંણી થઇ શકનાર હતાં એ ખ્યાલની ખુશાલીએ મને જાંણે તે રાત્રે છાકટ કરી મેળી! તેનાં લખવા પ્રમાણે બીજા દાહડાની રાત સુધીમાં તો તે મને આવી મળનાર હતો, અને તે સુખનો દાહડો તવલુદ થવાની આર્જુમાં મેં તે રાત લગભગ આખી ઉજાગરાનીજ કાઢી!

અને બીજી સાંહજે હું ઘણીજ તજુમલની સંભાળથી તૈયાર થઇ. પોતાના ભવિષના ખાવંદની આખમાં ગમતી થવાનું કોણ અભાગણીને નહીં ગમે? તે દાહડે માહરા ચેહરા પર અને માહરા પોશાક પર મેં ખાસ તજુમલભરી દરેક સંભાળ લીધી, જ્યારે ખોદાની બક્ષેશથી હું માહરી મોટી આરસીમાં જોઇને સંતોષ પાંમી કે ચાલુ ઉજાગરા અને માહરી જેહમતભરી નોકરીની રગડથી માહરા ચેહરા પર કશીજ માઠી અસર થવા પામી નહીં હતી. હું ખરૂં કબુલ કરવાને વાસ્તે શરમાતી નથી કે માહરા ચેહરા પરનો કુદરતી રતાશ અને સુંવાળી સફેદ ચામડીની ઝલેહ જાંણે મેં બે વરસ સુધી એવી હારરી નોકરી કરીજ નહીં હોય તેટલાં બધાં જેમનાં તેમ હતાં. નહીં કેમ હોય? હું હજી ફકત વીસ વરસની ખીલતાં જોબન સાથની એક નઓજવાંન તારૂણી હતી, અને, માહરી તબીઅત ઘણી સંભાળતી હોવાથી, માહરા ચહેરામાં કોઇ બી નાઉમેદી કરનારો ફેરફાર નહીં થયો હતો તેમાં ઝાઝું અજબ થવાનું કાંઈ પણ હતુંજ નહીં.

તે રાત સુધીમાં હેનરી આવવો હતો, અને મેં તેથી એક ખરચાલુ "ડીનર" તૈયાર કરાવ્યું હતું. ટેબલ પણ આજે ત્રણ આસામીઓનીજ માંડવામાં આવી, અને એ બધા કારભારમાં બીડા પોતે પોતાની રાજીખુશીથી અફળાઇ ઝીકાઈ જતી હતી.

અને સ્હાંજે છ વાગતાને શુમારે અમારાં બારણાં આગળ એક દોડતી આવતી ગાડી ઘોબી જવાનો અવાજ માહરે કાને આવ્યો કે હું ઉઠીને બારીએ દોડી. હેનરીજ આવ્યો હતો; અને એ જોતાં મેં દાદર પરથી ખુશાલીની મારીએ નખાવીજ દીધું. એવામાં તે ગાડીમાંથી ઉતરયો, અને ઉતરયો તેવોજ સરભોગ અંદર ચાલી આવ્યો, જ્યારે તે સોહામણા દમામદાર ઉંચા જવાંનને માહરાં ઘરમાં દબદબા સાથે ચાલી આવતો જોતાં માહરી છાતી હર્ષથી ઉંચકાઇ ઉંચકાઇ ગઇ !

અને અમારી એ લાંબા અરસા પછીની મીલાકાતનાં સુખ વાસ્તે વગર અગતે લાંબુ કરીને હું વાંચનારાંઓને કંટાળો આપવા ચાહતી નથી. એ એક એવી મીલાકાતનું એવું નાદર ને બેમીસાલ સુખ છે કે જેની કદર તે જેણે ભોગવ્યું હોય તેજ કરી જાંણશે. અમો લગભગ એક વરસેજ પાછાં મળતાં હતાં, અને એક વરસમાં હૅરી ઉછળીને એક છોકરામાંથી સરભોગ એક મોટો માટીડોજ બની ગયો હતો, જે જોવાનું હદ વગરનું ખુશકારક હતું.

એ પછી તે પહેલ્લી હરોળનું મીલાકાતનું સુખ અને અરસપરસની ઘણી તાકીદની ખબર અંતરને લગતી વાતચીતો અમો વચ્ચે ખતમ થતાં મેં મેરીને બોલાવી, અને તેની હેનરી સાથે ઓળખાંણ કરાવી. ત્યાર કેડે અમો ત્રણે સાથે જમ્યાં, કે જે બધો વખત હૅરીની મુસાફરીની વાતચીતે અમો બન્નેને ઘણીજ ગમત આપી. તેની એટલાંટીક મહાસાગરની પેલે પારની મુસાફરીમાં અને તેની અમેરીકન જીંદગીના નવીન અનુભવમાં તેણે જે જોયું અને અનુભવ્યું હતું તે કહેવાનું એટલું બધું હતું કે એ ખુશાલ વાતચીતમાં અમારા બે કલાક કયાં ગબડી ગયા તે અમે જાંણે જાણ્યાજ નહીં, અને પછી મેરી અમારી રજા લઇ અમોને એકલાં છોડીને પોતાના ઓરડામાં ચાલી ગઇ.

---

## પ્રકરણ ૧૬૪.

એ વખતે અમે અરસપરસ જરૂરી ખુલાસાઓ આપવા જોગી વિશેષતાથી વાતચીત કરી, જેમ કરતાં વાહલા હૅનરીએ તેનું કામ કેટલું ધીકતું ને આબાદ થઈ પડયું હતું તેની મને સુખકર ,બધી વીગતો કહી સંભળાવી. તેમાં સૌથી ખુશી થવા જોગ વધાઇ તો એ હતી કે તેણે અમેરીકા ખાતે મી० મેકડોનેલ્ડનું કામ જે ધમધોકાર મચાવી દીધું તેથી રાજી થઇને તેના એ શેઠે હાલમાં હવે પોતાનો ભાગ્યો બનાવી દીધો હતો. એ લખતપત્રો આગલીજ સાંહજે લીવરપુલ ખાતે સહી થઇ ચુકયાં હતાં, અને એ અત્યાર સુધી ધીકતી અને જાંણીતી પેઢી જે મી० મેકડોનલ્ડની એકલાની માલેકીમાં કામકાજ ચલાવતી હતી તે હવે મેસસ મૅકડોનલ્ડની કંપનીને નામે માહરા વાહલા હૅરીની ભાગીદારી સાથે કામ કરતી થયલી હોવાની પેપરોમાં જાહેર ખબરો પણ દેખાવ દઇ ચુકી હતી !

"પણ મી० મેકડોનલ્ડ તમને ભાગ્યા કરવા માંગતા હતા તે વધાઈ મને અત્યાર સુધી તમે જણાવી તો નહીં, વાહલા હેનરી ?" મેં કાંઇક ઠપકાથી પુછયું.

"મેં ખસુસ તુંને નહીં જણાવ્યું, માહરી વાહલી ઍલન," હેનરીએ ખુશાલીથી છલાછલ થતાં ઉગરે ચહેરામાં લાલ થઇને કહયું, "કેમજે બધું પકકું થાય પછી રૂબરૂ મીલાકાતમાંજ

હું તુંને તે કહીને છક અને ખુશ કરવા ચાહતો હતો. ખરેખર, એ ખોદાની માહરી પર ઘણી મોટી મેહર ને નવાજીશ થઇછ, કેમજે ત્રેવીસ વરસની નાહની ને કાચી ઉંમરે આવી એક નામાંકીત અને ધીકતી પહેડીનો હું ભાગ્યો થઇ શકયો એ કાંઇ ખોદાની જેવી તેવી દયા નથી. હું વધારે ખુશી તો એ ફેરફાર થવાથી એટલા વાસ્તે થયલો છું, વાહલી, કે હવે એ માહરી મોટી ધરખમ આવક થઇ પડવાને લીધે માહરી સઘળી મોતેબર મુરાદો ઘણું નજદીકનાં ભવિષમાંજ પાર ઉતરી શકશે."

"કેઇ મોતેબર મુરાદો, વાહલા હેનરી?" હું હાથે કરીને જરા ચીબી ને અંજાણી થઇ.

"તુંને માહરી પરણેતર કરીને આએ તાહરી સ્ટેજની નોકરીથી એકદમ તને સદાની ફારેગ અને અલગ કરવાની," હેનરીએ જોશથી કહયું, "વાહલી, તું એ નોકરીમાં ગમે એટલી બી ઇજ્જતથી તાહરો ગુજારો કરેછ, પણ એ નોકરી કાંઇ નહીં તો એટલી બધી જેહમતની છે કે તેથી રાત ને દાહડો માહરો જીવ તાહરે વાસ્તે બળ્યા કરતો હતો; અને હવે હું તુંને માહરી પોતાની ખુદાની આપેલી પુરતી કમાઇ પર એ જંજાળથી છોડવી શકવાનો છું તે વાતની ખુશાલીથી માહરૂં હૈયું બધું છળાછળ ભરાઇ જાયછ!""

"પણ એ જંજાળથી હું તો છુટીજ થઇ ચુકીછ, વાહલા હેનરી!" મેં હસીને હવે અંતે જાહેર કર્યું.

હેનરીએ તે સાંભળી અજાયબીમાં ડોળા ફાડી માહરી બણી જોયું. મેં માહરી મરજીથી સ્ટેજ છોડી દીધી હતી એમ જાંણીને તે ઘણોજ અજબ થયો, પણ કેમ અને કાંય તે કાંઈ તેને સમજ પડી શકયું નહીં.

"હું સમજી નથી શકતો, ઍલન ડીઅર," તેણે, તેથી, ઘણો ગુંચવાતાં કહયું; "તેં કયારે સ્ટેજ છોડયું? લીવરપુલ આવ્યા પછી તરતના જે પેપરો મેં જોયાં તેમાંની જાહેર-ખબરોમાં તો આગેવાન "કૅરેકટર" તરીકે તાહરૂંજ નામ મેં છપાયલું જોયલું છે?"

"તે ખરૂં છે, વાહલા," મેં કહયું; "એ તો ફકત છેલ્લા પાંચ સાત દિવસોનીજ રમત છે."—અને, એમ કેહતાં, પેલો બ્રુચ તેને મેં તરત લાવીને બતાવ્યો, અને તેની પુઠે જે માહરી વખાંણનું એક "ઇન્સક્રીપશન" (લખાણ) હતું તે વંચાવ્યું.

"ઓ, હું કેવો ખુશી થયો!" હૅરીએ છુટકારાનો એક મસ મોટો દમ ખેંચીને કહયું; "તું તો. અલબત, સ્ટેજ પર તાહરી ઇજ્જત અને હુન્નરમંદીથી પ્રકાશીજ નીકળી, અને તેં તો દુન્યા વરણનું માનપાન સ્ટેજ પરની તાહરી નોકરીમાં મેળવ્યું, તોબી તુંને એ ઘણીજ હાકવી નાખનારી જેહમતની નોકરીથી ફારેગ કરી શકવા પાક ખોદાને બાર રોજની માહરી બંદગી હતી, અને તે સાહેબે માહરી પોતાની આવક અને કમાઇથી તેમ કરવાને આયંદા મને શક્તિવાન કીધો છે ત્યારે—"

"અને તેજ કારણ છે, વાહલા હેનરી, કે તમોને બી હું મી૦ મેકડોનલ્ડને ત્યાં વધારે વાર મજુરી કરતા જોઇ શકવાની નથી, અને તમારે બી એ દેશવટા ને જેહમતની નોકરી હવે છોડવીજ પડશે!" મેં હવે ધીરે રહીને કહયું.

"તું કાંઇ ઘેલી થઇછ, ઍલન ડીઅર?" હેનરી ખુશમિજાજી હસ્યો; "હવે મને મજુરી

શાંની? હવે હું કાંઇ મી૦ મેકડોનલ્ડનો ક્લાર્ક કે ઍસીસટંટ થોડો છેઉં જે તેની વાત? મેં તુંને કહયુંની કે એ ધીકતી પેહડીમાં હવે તો હું એક ભાગ્યો થયલો છું?"

"તે બી મને નથી જોઇતું," હું હોઠ ચઢાવીને બજીદ થઈ,—અને હેનરી વધતો અજબ થયો. તે તો એમજ અજબ થયો કે હું કાંઇ અરધી ઘેલી થઇ ગઇ હોવશ કે કેમ? મેં, તે ઉપરથી, ઉઠીને માહરા મોટા વારસાને લગતાં જે પેપર્સ માહરે સ્વાધીન હતાં તેનો એક બાંધેલો પરકો તેના હાથમાં મુકયો, અને શાંતીથી કહયું. "આએ ધ્યાંનથી વાંચી લેઓ, વાહલા. હું પા ક્લાકમાં પાછી આઉંછ તેટલાં જોઉંછ તો આએ વાંચીને બધું ખલાસ કરો!"—અને તે હદ વગરનો અજબ થયલો મને વધતી રોકે અથવા વધારે કાંઇ બી બોલી શકે તે આગમચ તો હું હસ્તી હસ્તી તે ઓરડામાંથી બાહેર ચાલીજ ગઈ.

એ કાગળોમાં મરનાર મી૦ ગાવરનું વીલ અને મેજર ગાવર સાથે મરનારનો મને મલેલો વારસો વેંહચી લેતાં અરસપરસ જે રીલીઝ અમોએ સહી કરી આપ્યાં હતાં તેની નકલો વિગેરે હતું, જે બધું વાંચીને હેનરી સઘળું સમજી જાય તેથીજ હું તેને એકલો છોડીને પાસેના ઓરડામાં ગઇ, કે જ્યાં વળી મેં એક નવોજ નાટક ચાલતો જોયો! ત્યાં બી એક નાહનકડા નિર્દોષ પ્યારનો નાટકજ ચાલતો હતો, અને તે બીડાના સંબંધમાં હતો. વારતાનો સીલસીલા બીગડે નહીં તેથી એ વાત અત્યાર આગમચની મેં વાંચનારાં સાહેબોને જણાવી નથી. બીડાને એક ઇંગ્રેજ સેલર છોકરા સાથે ઘણા અજબ જેવા સંજોગ વચ્ચે ધાડી પીછાંણુ થવા પાંમી હતી, અને માહરી તેહકીકમાં મેં પછીથી જાંણી લીધું કે તે છોકરો પોતાના ધંધામાં ઘણીજ સારી આશા આપનારો, સારી ચાલચલણનો, ઘણો ગરીબ અને ઇજ્જતદાર હતો. એટલા વાસ્તે મેં એ નાધલ્યાંઓના પ્યારમાં કશો વાંધો જોયો કે કરયો નહીં હતો. અલબત, આ આગમચ મેં તે છોકરાને નજરે જોયો નહીં હતો, પણ બીડા જ્યારે તેને મળતી ત્યારે પ્રમાણીકપણે તરત આવીને માહરી આગળ તેની વાત કરતી, અને, મેં કહયુ તેમ, મેં તાબરતોબ કરેલી તે છોકરાને લગતી માહરી જુસ્તેજોમાં જે જાંણ્યું હતું તે ઘણુંજ સંતોષકારક હતું. વળી તે છોકરો પોતાની સેલર જીંદગીને લીધે લંડન થોડું આવતો અને થોડુંજ રહેતો. તેનું વાહણુ નજદીક છ છ મહીનાની સફરો કરીને ઇંગ્લાંડ પાછું ફરતું ત્યારે એકાદ મહીનો અત્રેનાં બારાંમાં થોભી જતું, અને તેથી તેવી કીસમની આ બે નાધલાં પ્યારાંઓની એ ત્રીજી મીલાકાત હતી.

આ વખત તો મેંજ તેને માહરે ઘર બીડાને મલવા તેડાવ્યો હતો. છેલ્લો તે તેણીને મલ્યો હતો ત્યારે મેં તેણીને કહયું હતું કે હવેનો તે આવે ત્યારે તેને આપણાં ઘરમાંજ તેડજે, અને તેમ તે હાલમાં અચબુચ આવી લાગ્યો હતો. મને તો ખબર બી નહીં. બીડાને પોતાને પણ ખબર નહીં હતી. તેણે અત્રે આવી લાગવા આગમચ કોઇ બી બંદરેથી કશું કાગળ લખ્યુંજ ન હતું, અને વાહણુ પરથી છુટ્ટી મેળવવા સાથે રાતોરાત, હજી ઘણું મોડું થયલું નહીં હોવાને લીધે, માહરાં કેહેણને માન આપી તે પાધરો અત્રે ચાલી આવ્યો હતો. તેનું નામ વીલ્યમ લારનર હતું.

તેણે કાંઇ મને જોઇ નહિ. બીડા એક સોફા પર માથું નમાવીને નીચી નજરે બેઠેલી હતી તેની પાસે તે તો તેનો હાથ પોતાના હાથમાં લઇને ગુંઠણએ બેઠેલો હતો, એટલે એ

નાહના રમુજી ફાર્સ દરમ્યાંન તેની તો બારણાં પર પીઠ હતી, અને તેણે મને જોઇ નહીં; પણ બીડાએ મને જોઇ અને તે તરત ચમકી ઉઠી, કે જ્યારે તેના રેશમસારો પર ધસી આવેલા ચુગલીખોર રતાશે તેણીને વધારે મનોહર બતાવી! ત્યારેજ વીલ્યમ પણ ચોંકીને ઉભો થયો અને તેણે મને જોઇ.

બીડા બીહીધી કે આવે રાતને વખતે વીલ્યમ મળવા આવ્યો હતો તેથી હું નારાજ થવશ, અને તે ઘણી ગભરાઇ ગઇ. તે, એ ઉપરથી, ખુલાસો કરતી માહરી આગળ ઓશકાતી શરમાતી દોડી આવી, કે જ્યારે હુ સઘળું સમજી ગયલી હોવાને લીધે મેં તેનું માથું પસવારીને તેને પુરતી ધીરજ આપી. એ ખરેખર–મને લાગ્યું કે–એક ઘણો રમુજી એતેફાક થયો કે જે રાત્રે માહરો હેનરી એક લાંબા દેશવટા પછી દરયા દોહોવતો મને મળવા આવી શકયો હતો તે ને તેજ રાત્રે, તેવાજ એક મોટા દેશવટા પછી, માહરી બીડાનો "લવર" પણ તેને શોહોધતો, આર્જુવાર, માહરે ઘેરને આંગણે આવવા પાંમ્યો હતો!

વીલ્યમ પણ એ પછી તરત બાહેર આવ્યો, અને મને જોઇને ઘણુાજ અદબથી નમ્યો. ખુશી થવાનું એ હતું કે તે બી બીડાની કીસમે તેની જીંગારી જાતનોજ હતો, તે છતાં તેનામાં પણ બીડાની માફક જીપસીઓનું રખડેલપણું કશુંજ જોવામાં આવતું ન હતું. તે વરસ વીસેકનો એક નઓજુવાંન છોકરો હતો, અને ચેહેરામાં ઘણોજ સોહામણો હતો. તેનો પોશાક ગરીબ પણ ઘણો સફા હતો, અને બધી રીતે તે એક ચાહવાજોગજ જવાંન નજરે આવતો હતો, એટલે માહરી વફાદાર અને વાહલી બીડાની એ પસંદગી અને રીદાગીરી વાસ્તે હું કશીજ રીતે માહરાં મનથી અજબ થઇ નહીં.

મેં તેને તેની છેલ્લી સફરની થોડીક હકીકત પુછી, જ્યારે તેનાં કેહવા મુજબ તે ઇસ્ટ ઈંડયા કંપનીને લગતી એક બોટ પર નોકરી હતો, પણ છેલ્લી સફરમાં "કેપ ઑફ ગુડ હોપ" જતાં સ્ટીમર પર એક એવી તાપ ફાટી નીકળી કે જેમાં એકદમ ચાર પાંચ ખલાસીઓ સપડાયા, અને તેમાં વીલ્યમ પણ એક હતો. તે લોકોને, તેથી, કેપ ઑફ ગુડ હોપનાં બંદરે ઉતારી પાડવા પડયા, અને પછી એક બીજાં વાહણમાં તે નોકરી મેળવવા પાંમ્યો, કે જે પર એક મોટો લશ્કરી અમલદાર ઉતારૂ તરીકે હતો તેનું તેણે ખાસ ધ્યાંન ખેંચ્યું. તે અમલદાર ઘણો ભલો હતો. તેણે તેને પોતાની નોકરીમાં લેવા ને વધારવા ચાહયો, પણ તેણે બીડા સાથે મત કરીને જવાબ આપવાની મતલબથી હજી તેને છેવટનો જવાબ આપ્યો નહીં હતો, અને તેનું નામ ઠેકાણું લઈ રાખ્યું હતું, જ્યારે હાલમાં બીડાનું મત કરવા અને માહરો હુકમ મેળવવા, તેનાં કહેવા મુજબ, તે એમ રાતોરાત આએ તરફ આવ્યો હતો.

મેં, તેથી, જવાબમાં થોડોક વિચાર કરીને એક બે દાહાડામાં તેને જવાબ આપવા કહયું. એ બંને બચ્ચાંઓનું માહરે ભલું વાંચવાનું હતું ને ભલું કરવાનું હતું, ને મેં જોયું કે ઉતાવળે આંબા પાકતા નથી. મેં તેને, તેટલાં, હવે માહરે ઘર આવતો જતો રેહવા કહયું, અને તુરત વેળા તો હું હેનરી પાસેજ પાછી ચાલી ગઈ. બધો માહરો જીવજાંન તો ત્યાંજ લાગી રહયો હતો, અને હાલ તુરત બીજી કોઇ વાત વાસ્તે માહરૂં ધક ફાજલ પડી શકાએ એમ મને લાગતું નહીં હતું.

હવે હું હેનરી પાસે પાછી ફરી, અને ત્યારે મેં જોયું કે તે તુરતનુંજ બધું વાંચી રહેલો

પેલાં પેપર્સ બાંધીને પાછાં ટેબલ પર મુકવા જતો હતો, જેવામાં મને જોતાં ખુશીની એક છલાંગ સાથે તે માહરી ભણી ધસી આવ્યો.

"ઓ ઍલન ડીઅર, આએ કેટલી બધી ખુશાલીની વાત છે!" તેણે હર્ષીત જીગરે પોકાર્યું; "હું તો જાંણે માનીજ નહીં શકતો! તાહરી આટલી બધી ભલાઇ અને નેકીનાં ઇનામ તરીકે પાક ખોદાની આએ કેટલી મોટી ને નહીં ધારેલી બુલંદ નવાજેશ!"

"હા, વાહલા હૅરી," મેં કહ્યું; "ખરેખર એમજ છે. તમો હવે જોવો કે આપણી ખુદાની આપેલી વરસ દાહડે પંદર હજાર પાંઉન્ડની આવક છે, ત્યારે તમારે બી મી૦ મેકડોનાલ્ડની ભાગીદારીમાં દેશવટો કે દલદેશરી કાંય ચાલુ રાખવાં જોઇએ! તમે વાહલા તમારી પોતાની કમાઇથી મને દલદેશરીથી છોડવવા માંગતા હતા તો મને બી તેજ હક હોવો જોઇએ કે નહીં?"

"નહીં," હેનરીએ જીકકર લીધી; "એક બૈરી પોતાના પૈસાથી વરને સ્વતંત્ર બનાવે એ કાંઇ ઘણું ચાહવા જોગ નથી; વર પોતાની કમાઇથી બૈરીને સમાલે ને સુખી કરે એમાંજ કીર્તી છે."

"ઓ હેનરી, તમે એવું બોલીજ કેમ શકોછ?" મેં ફરયાદની ઢપે કહ્યું; "શું માહરૂં તે બધું તમારૂંજ નથી? તમે જે એ વિચારો ધરાવોછ તે કોઇ બી ભરથારને વાસ્તે બેશક માનભરેલા કેહવાય, પણ હું કયાં તે તમારી ભાગીદારી છુટી કરાવીને તમોને આળસુ કે અયાસી થવા કેહુંછ? ઉલટું, આપણા પૈસાથી આપણે કાંઇ ઘણું વધારે સારૂં કરી શકશું, અને આપુને કાંઇ ફાયદો થાય તેવી રીતે લોકોને બી આપણે ઉપ્યોગી થઇ પડશું."

ટુંકમાં, હું ઘણી મોટી તકરાર પછીજ હેનરીને જેમતેમ મનાવીને માહત કરી શકી, અને અંતે તેની પાસે જોર જુલમનું મેં વચન લીધું કે તેણે વળતેજ દિવસે મી૦ મેકડોનાલ્ડને એક કાગળ લખીને એ ભાગીદારી પાછી છુટી કરી નાંખવી. એ કોઇ સરખેસરખો ભાગ બી હતોજ નહીં. હેનરીને ફકત ચાર આનાની પાંતી માંડી આપવામાં આવી હતી, અને મી૦ મેકડોનાલ્ડની હૈયાતી દરમ્યાંન તેને (હેનરીને) તો ઘણું કરીને અમેરીકાની બ્રાન્ચ સમાલીનેજ રહેવાનું લખત થયલું હતું, જે સઘળું મને કશા કામનું લાગ્યું નહીં. મેં, તેથી, અંતે હૅરી પાસે ભાગલાગ છુટટોજ કરી નાખવાનું કાગળ લખવાનું વચન લીધું, અને બે ચાર દાહડામાં તે પોતે પેઝલી જઇને અત્યાર સુધીનો સઘળો હીસાબકીતાબ ખલાસ કરી આવે એમ અમોએ નક્કી કર્યું.

અને બીજે દાહડે બપોરે માહરા પપા, ધારા મુજબ, મને મળવા આવ્યા ત્યારે હેનરી પણ તરતનો આવેલો માહરેજ ત્યાં હતો, જેથી વરસો બાદ તે મામા બાણેજ ફરી એક વાર જીંદગીમાં એકઠા મલ્યા, અને કેહવાની જરૂર છે કે માહરો હેનરી ખરાં દીલનાં વાહલથીજ પોતાના મામાને ભેટયો? તે બેશક માહરા પપાની આગલી નેહેસ્ત કમનસીબીઓ વિગતવારે જાંણતો હતો, પણ તેણે જરા પણ પોતાના મામાને મલતાં તે વાતનો અંતર કે અંદેશો બતાવ્યો નહીં, અને તે મામાએ પણ પોતાના એ લાયક જમાઇને ઘણાં હેતથીજ હૈયાં સરસો ચાંપ્યો.

એ મુજબ ચારેક દાહડા અમે ઘણાં સુખના અને મોજના ગુજાર્યા, જે પછી હેનરી પેઝલી ખાતે પોતાના હીસાબો નક્કી કરીને મી૦ મેકડોનાલ્ડની રૂખસદ ચાહવા સીધાર્યો. એ

વિયોગ ફક્ત ઘણું તો આઠ પંદર દાહડાનોજ હતો, અને પછીથી તો તે કદી નહી છુટો પડવાને વાસ્તેજ અત્રે પાછો આવનાર હતો, એટલે આ વખત છુટાં પડતાં કશીજ રીતનું અમોને ભારી લાગ્યું નહીં.

---

# પ્રકરણ ૧૬૫.

અને હેનરી ગયો તેજ દાહડે સાંહજે મેરી સાથે હું ડ્રૉઇંગરૂમમાં વાત કરતી બેઠેલી હતી. ખાનું તૈયાર કરવાનો હુકમ અમો આપી ચુકયાં હતાં, અને તેવામાં માહરૂં બાહેરનું બારણું જોશથી થોકાયું, જ્યારે જરા વારે, જોઉંછ તો, મી૦ નોરમન અને જુલી અમે લોક હતાં તે ઓરડાના ઉંબર પર આવી ઉભાં!

હું તરત ઉઠીને તેમને આવકાર આપતી ધસી ગઇ, અને કેહવાની જરૂર છે કે હું તેમને ઘણાં હેત અને ખુશાલીથીજ મળી? તે લોકો આવવાનાંજ હતાં. મને તેઓ ડોવર ખાતે બોલાવ બોલાવ કર્યા કરતાં હતાં, પણ માહરેથી માહરી આએ તરફની ચાલુ રોકાંણોને લીધે મુતલગ જઇ શકાતું નહીં હતું, તેથી જુલીએ છેલ્લું લખ્યું ત્યારે મને જણાવ્યું હતું કે તે હવે તો પોતેજ પોતાના બાપને લઇને એક વખત લંડન આવવા ચાહતી હતી. એટલુંજ કે આજે આવી લાગવા આગમચ મને કશુંજ તે લોકોએ જણાવ્યું હતું નહીં.

તે બેઉ બાપ દીકરી બીચારાં ઘણુંજ લીધેલાં ખાધેલાં દેખાતાં હતાં. બેઉ પુશકલ ફીકકાં ને કાહેલી નજરે આવતાં હતાં. "રીવર હાઉસ" ખાતે લૉર્ડ રેવન્સકલીફના સંબંધમાં જે કમબખ્ત બનાવો બની ગયા હતા તેને બે મહીના તરતનાજ પુરા થતા હતા, અને તે બનાવોની અસરથી, તેમ છતાં, તે બાપ બેટી હજી મુતલગ રીહાઇ પામી શકયાં ન હતાં.

તે લોકોએ મને મલેલા વારસાની બાબદમાં હજારો મુબારકબાદી આપી. હું તે લોકોને એ બાબે આ આગમચ લખી ચુકી હતી, અને તેઓ એ વાત જાંણતાં હતાં.

તેઓ મેરી એન્ટવર્થને પણ ઘણુંજ હેતથી પાછાં મલ્યાં, અને સ્ટેજ પર તે જે મોટી નામના કરી શકી હતી તેને વાસ્તે તે ભલાં બાપબેટીએ તેણીને પણ ઘણી ઘણી મુબારકબાદીઓ આપી.

એ પછી અમો એકલાં પડયાં ત્યારે મેં જુલીને તેણીના વરને વાસ્તે પુછયું, અને તેણીએ મને જવાબમાં ખાત્રી આપી કે તે તેઓનું "રીવર હાઉસ" છોડી ગયો હતો ત્યાર પછીથી આજ સુધીમાં કયાં હતો અથવા તેનું શું થયું હતું તે કશુંજ તેમના જાંણવામાં આવ્યું નહીં હતું.

"પપા તો ધારેછ કે તે કૉન્ટીનન્ટ પરજ જઇને કયે કોઈ એકાંત ધામમાં એકલો પડયો હશે," જુલીએ આંખપાણી કરયું; "કદાચ મરી બી ગીયાં હોય? મરી ગીયા હોશે કે મરી જશે તો તે બી આપણને કેમ ખબર પડશે? ઓ ઍલન, કેવી માહરી કુર સરજત ને કમબખ્તી!"—અને તે રડવા લાગી, જ્યારે વળી તરતજ જરા વારમાં પાછાં આંસુ ખંચાવી નાંખીને તેણીએ કહયું, "તાહરા આવા સુખના વખતમાં, વાહલી ઍલન, અમારે તુંને નાહકમાં

અમારે લીધે રંજીદા કરવી જોઇએ નહીં. મને પપા તો કહી કહીનેજ લાવ્યા કે જરા બી માહરે રડીને તુંને કંટાળો આપવો નહીં."

"ચેડી ના થા, જુલી!" મેં તેને ઠપકાથી કહયું; "તું જાણુતી નથી કે હું તાહરાં દુઃખે કેવી દાઝી જાઉંછ? હવે તાહરી પાસે ઉપાયજ શું છે—સિવાય કે તાહરા જીવને સબર મનાવાનો?"

"પણુ હું કેમ સબર માનું, ઍલન!" જુલીએ કકલાત કર્યો; "તેવણુની પરણી બૈરી તરીકે તેવણુ કાંહાં છે અને તેવણુનું શું થયું તેટલું તો માહરે જાણુવું જોઇએ? આવાં અંધારાંમાં અમ કુટાઇ મરી મરીને તે હું કેમ સબર માંનું?"

"એમ ના કર, જુલી," મેં સમજાવ્યું; "કાંઇ નહીં તો બીચારા તાહરા ઘરડા બાપને વાસ્તે તાહરે હસ્તું મોહું રાખવુંજ જોઇએ જોની, તાહરા બળાપાથી બળી બળીને એ બીચારા ડોસાજી કેવા અવતાર બેઅવતાર બની ગયાછ! આજે હું તો એવણુને એવા આવેલા જોઇને એવણુને વરે બીહીજ ગયલી છું. હવે કાંઈ નહીં, નીરાંત કરીને બાપ દીકરી મહીનો બે મહીના માહરેજ ત્યાં હાલ તો રહેજો. તમોને બેઉને ચેન્જની દેખીતી ઘણી જરૂર છે, અને આટલી બધી વખત મેં તમોને લખ્યા છતાં તમો આવ્યાંજ નહીં તેથી હું તો તાહરી સાથે રીસાયલી રેહવાની હતી!"—અને હું હસી.

તે બાપ બેટી, એ પછી, અમારી કંપનીમાં પાછાં થોડાંક ખુશાલ થયાં, અને વાતચીતમાં સારી રીતે ભાગ લેવા લાગ્યાં—તે એટલે સુધી કે રાત્રે અમે સુવા જવા છુટટાં પડયાં ત્યારે મી૦ નોરમને માહરે કાંને લાગી કહયું, "તાહરી સ્વીટ કંપનીમાં, ઍલન દીકરી, જોની કેટલી જલદી માહરી જુલી પોતાનો સંતાપ ભુલી જઇ શકી! મેં બે મહીને આજેજ એને પેહલ્લી વાર જરા હસ્તી બોલતી જોઇ! "રીવર હાઉસ"માં તો એ બધું અકારૂં નકારૂં કરીનેજ બેઠી હતી."

વળી બીજી સહવારે નાસ્તાના રૂમમાં હું જ્યારે ઉતરી ત્યારે ત્યાં બી મી૦ નોરમન એકલાજ હતા, જે જોઇને હું ખુશી થઇ, કેમજે તેવણુને એક વાત કેહવાની માહરાં દીલમાં ઘોલાયાજ કરતી હતી. મેં તેનો લાભ લીધો. જુલી અને મેરી હજી તૈયાર થઇને નીચે આવવાનાં હતાં તે તકનો લાભ લઇ મેં કહયું; "ભલા મી૦ નૉરમન, મને માફ કરજો, પણુ માહરે અરજ કરીને થોડુંક તમારી કને માંગી લેવાનું છે,"

"તે શું છે, દીકરા?" મી૦ નૉરમને જરા અજબ થતાં હંમેશની મુરબ્બીગીથી અને હેતથી તરત પાછો સવાલ કર્યો.

"હું ભુલી નથી જઇ શકતી, મી૦ નૉરમન, કે જ્યારે લંડનમાં હું પેહલવેહલી આવેલી અનાથ રવડી પડેલી હતી ત્યારે મહીનાના મહીનાઓ સુધી તમે માહરાં માય બાપ થયાં, અને મને તમારાં પણોતાં છાપડાંનો આશરો આપ્યો. ખરેખર તો આએ બધો સારો દહાડો જે હું આજે જોવા પાંમીછ તે તમો વાહલાંઓની બરકતથીજ થયલું કેહેવાય!"

"જરા બી નહીં," મી૦ નૉરમને જોશથી કહયું; "એ બધું તો તાહરી હુસ્યારી, નેકી ને તાહરાં તકદીરનું છે. અમે તે શું એવું તાહરે વાસ્તે કરીને તુટી પડયાં? તું અમારે માથે પડેલી હતીજ કે દાહડે જે તેની વાત!"

"એ તો તમારી લાયકી છે," હું બજીદ થઈ, "પણ માહરી અરજ એ છે કે હવે ખોદાનું આપેલું માહરી પાસે પુરતું ને બીશીયાર છે ત્યારે તમારી જોરીમાં મને તમારી થોડીક ખીદમત કરવા દેઓ. હું તો આએ વારસો માહરે હાથ આવ્યો કે તરતજ એ બાબે તમોને લખવાની હતી, પણ લખતાં ઘણું લાંબુ થઇ જાય અને વળી કદાચ તમો બુરૂં માનો કે ગુસ્સો કરો તેથી મેં તમોને લખ્યું નહીં, અને તક મળે ત્યારે મોંહડે મોંહડું વાત કરવાનુંજ માહરાં મનથી ઠરાવ્યું હતું."

"પણ તું કેહવા ને કરવા શું માંગેછ, ઍલન દીકરી?" મી૦ નૉરમન વધતા અજબ થયા.

"હું એટલુંજ કેહવા ને કરવા માંગુછ," મેં માંગી લીધું, "કે તમો માહરી પાસે એક જોઇતી કોઇ બી મોટી રકમ લઇને તમોને ગમે તે બીઝનેસમાં તેનો ઉપયોગ કરો કે તમારૂં મગજ બી જરા રોકાયલું રહે, અને તમોને બે પૈસાનો ફાયદો બી થશે."

"તું એક ખરીજ દીલાવર દીલની દીકરી છે," મી૦ નૉરમને ઘણાં હેસાનથી કહયું; "ને અમે જે થોડુંક તાહરે વાસ્તે અમારા ચાલતા વખતમાં કીધું હોય તેની તું માહરી વાહલી તાહરા સારા વખતમાં એટલી કદર કરવા માંગેછ તેજ માહરે મન કરોડો છે. તું ના તાહરા જીવને રંજ થવા દે. હવે કોઇ બી બીઝનેસમાં ઝીપલાવા માહરૂં દીલજ થવાનું નથી. માહરૂં દીલ તો માહરી ધણીઆંણીનાં ગુજરવા પછી તુટીજ ગયલું હતું, અને તેમાં જુલીનો સંસાર ચુંથાઈ જવા પછીથી તો હું એવડોજ દુઃખી થઇ ગયલો છું. હવે, તેથી, મને કાંઇ ગમતુંજ નથી. વળી હવે હું જીવી જીવીને કેટલુંક જીવવાનો? તું જાંણેછ કે જુલીને મરનાર પુઇમાય જે આપી ગયાંછ અને માહરાં નામ પર જે એક હજાર પાંઉન્ડ કરી ગયાંછ તે બધું અમારા ગુજરાને વાસ્તે હાલ તો જોઇએ તે કરતાં ઘણું વધારે છે."

ટુંકમાં, ગમે એટલું સમજાવા છતાં હું મી૦ નૉરમનને માહરી તરફથી કશી બી મદદ સ્વિકારવા સમજાવી શકીજ નહીં, ને હું નાચાર થઈ. તે પછી અમો વચ્ચે જુલીના વરની વાત નિકળી.

"તે કયાં છે અને તેનું શું થયું તેની કશીજ ખબરો હું મેળવી શકતો નથી," તેવણે માહરા સવાલના જવાબમાં કેટલાક અફસોસથી કહયું; "માહરી તેહકીકમાં હું એટલુંજ ફક્ત જાંણી ને નકી કરી શકયોછ કે ડોવરથી તે કૉન્ટીનન્ટ જવા ઉપડી ગયલો હતો ખરો, પણ તે ઇગ્લાંડમાં પછીથી પાછો ઉતરી પડયો હોય અને આએ તરફજ કેથે ભરાઇ રહયો હોય એ બી કાંઇ તદન નહીં બનવા જેવું નથી. હું, તેથી, અત્રે હાલમાં આવેલો છું ત્યારે થોડીક જુસ્તેજો કરવા ધારૂંછ. પેહલ્લાં એક બે ઠેકાંણે એક ફેરો એજ તેહકીકને અર્થે મારી આવવા માહરો એરાદો છે, ને કાલ પરમ હું ઉપડી જવા ધારૂંછ. જુલી તે દરમ્યાંન તાહરી સાથે સચવાયલી રેહશે એટલે મને ધીરજ છે."

અને એ મુજબ અમે વાત કરતાં બેઠાં હતાં તેટલાં મેરી દાખલ થઇ, અને જરા વારે તો જુલી પણ આવી એટલે અમે નાસ્તા પર બેસી ગયાં, જ્યારે જમી રેહવા કેડે અમો બધાં પેપરો લઇને બેઠાં. માહરા હાથમાં "ટાઇમ્સ" હતું, અને હું હાલમાં જાહેરખબરોની કૉલમ વાંચતી હતી. હું વેચવા કાઢેલાં ઘરો જોઇ જતી હતી, કેમકે હેરી જોડેનાં માહરાં લગન પછી

હું કોઇ વધારે કરીને ધણીઆતા બંગલામાંજ જઈ રેહવા ચાહતી હતી.

એવામાં એક ગામડેનો એકાંત બંગલો વેચવાની જાહેરખબર હતી તેણે માહરૂં ધ્યાંન રોકયું. તે મકાનની આસપાસની એક સો એકર જમીનનો વીસ્તાર પણ તે માલેકીમાં સાથેજ વેચવાનો હતો, અને તે મકાનની જે વીગતો આપવામાં આવેલી હતી તે બધી મને અનુકુળ થઇ પડે એમ લાગ્યું. તે લંડનથી ફક્ત વીસેક માઇલિના ફાસલા પર આવેલું જાહેરખબરમાં જણાવવામાં આવ્યું હતું, અને તે મને વધારે કરીને એટલા વાસ્તે ગમ્યું કે માહરા હૅરીને લંડનની ધામધુમી જીંદગી ગમતી નહીં હતી. તે અત્યાર સુધી એકાંતમાંજ રહેલો હોવાથી તેને એકાંતમાં વસવા જયાદા ગમતું હતું. તે છેલ્લો મલ્યો ત્યારે અમારી વાતચીતમાં મને કહી ચુકયો હતો કે થોડાક વીસ્તારની આસપાસ જમીન હોય, અને એવું જો કોઇ એકાંતમાં લંડનની નજદીકનાં પરાંઓમાં મજાહનું મકાન મળી જાય તો તેને વધતું ગમે, અને આએ તેવુંજ હોવાથી હું કુદી પડી. એ મકાનનું નામ "વીલોબ્રીજ મૅનશન" હતું, અને તે વીલોબ્રીજ ગામડાંમાંજ આવેલું હતું.

મેં એ જાહેરખબર, તે ઉપરથી, મી૦ નૉરમનને બતાવી, અને તેવણનું તેમજ મેરી અને જુલીનું તે બાબે ધ્યાંન ખેંચ્યું. હું કહી ચુકેલી હોવાથી તેઓ બધાં જાંણતાંજ હતાં કે માહરાં લગન પછી ઠર પાડવા હું એવાં કોઇ મકાનની શોહધમાં હતી. મી૦ નૉરમને, તે સાંભળીને, મને તે જાહેરખબર જે એસતેત બ્રોકરે આપેલી હતી તેને મળી આવવા ભલામણ કરી, અને હું તરતજ તૈયાર થઇને જુલી સાથે તેને મલવા નીકળી પડી.

તે મજાહનો માણસ હતો. તેણે મને એ એસતેતના પ્લાન્સ અને ડ્રૉઇંગ્સ બતાવ્યાં, અને માહરી તેહકીકમાં મેં સાંભળ્યું તે બધું સંતોષકારકજ હતું. હું તે ઉપરથી વીલોબ્રીજ બીજી સહવારે તે મકાન જોવા જઇ આવવા કબુલ થઇ. મી૦ નૉરમને પણ બીજે દાહડે કૉન્ટીનન્ટ પર ઉપડી જવાનુંજ ઠરાવ્યું હતું. એ તરફ દરેક પરદેશીને પોલીસ તરફથી પાસ-પોર્ટ લેવી પડે છે, એટલે તેવણને લાગ્યું કે રેવન્સકલીફ એજ તરફ કેથે ગયો હોય તો ત્યાં જઇ પોલીસ મારફતે તેની ભાળ મેળવવાનું અને તે હૈયાત છે કે નહીં તે જાણવાનું ઘણું મુશકેલ થવાનું નથી. મેં, તેથી, તેજ દાહડે વીલોબ્રીજ જવાનું ઠરાવ્યું કે જુલી તે દુઃખની વાત ભુલી જાય, અને એક કામમાં બે કારજ સચવાય.

અને બીજી સહવારે મી૦ નૉરમન ઉપડી જવા પછી દસેક વાગે અમોને વીલોબ્રીજ લઇ જવા વાસ્તે મેં મંગાવેલી બે ઘોડાની મોટી "પોસ્ટચેઝ" (મુસાફરીની ગાડી) માહરાં બારણાંમાં આવી ઉભી. મેં તો મેરીને બી સાથે લેવા માંગી, પણ તેને એક નવો પાર્ટ મોહડે કરવાનો હતો એટલે તેણે નાજ કહી, અને અમે બેઉ નીકળ્યાં. એ એસતેત હર્ટફર્ડશાયરની નજદીકમાં હતી, અને મેં રસ્તે જતાં જુલીને કહયું કે સઘળી વીગતો જે અમોને મળી હતી તેજ પ્રમાણેનું જો બધું હશે તો હું એ મકાંન ખચ્ચીત કરીને લઇજ લેવશ.

"પણ મકાન ઘણું ખડયાખરખર હશે," જુલીએ ફીકર બતાવી; "પેલા એસતેત બ્રોકરનાં કેહવા પ્રમાણે આંઠ વરસથી ખાલીજ પડેલું છે ત્યારે તો ઘણુંજ ખખડી ગયલું હશે."

"ત્યારેજ તો એ લોકોએ એટલું સસ્તું વેચવા કાહાડયુંછ કેની?" મેં ભુલ ભાંજી;

"તેની મરામતનો મોટો ખરચ ખ્યાલમાં રાખીનેજ વેચાંણુ કીંમત એટલી ઓછી ઠરાવેલી હોશે."

"એમજ હોશે," જુલી એકમત થઇ, "એ બધાં ગરગામડેનાં મકાનોની એજ મોહકાંણુ! વરસોનાં વરસો વેર ભાડુત કોઇ મળે નહીં, અને તેરીખ ઉપજે નહીં એટલે ખડખડપાંચમ થઇ જાય તો બી ધરવાલાને તે ઉપર રંગ ચુનાની મરામત કરવાનો ખરચ કરવાનું દીલ નહીં થાય!"

"તેથીજ તો મને ઘણું સમાલથી કામ લેવું પડેછ," મેં કહયું; "ઘેર લેવાં કાંઇ શોખાં છે? પેહલ્લે તો મને હેનરીનેજ દેખાડવું જોઇશે, અને તેને બી ગમશે તો પછી પપા જોઇ જશે. તે પછી તેવણુ બી પાસ કરશે તો કોઇ સરવેયર પાસે તપાસ ને આંકણી કરાવશું, અને પછી વળી મી૦ વીલકીનસન સોલીસીટર પાસે એનાં ખતપત્રો બધાં કલીન છે કે કેમ તે જોવાડવું પડશે. ઘણી ખતરાતનું કામ છે!"

"અને મેરીનું શું થશે?" જુલ્યટે પુછયું; "તમે પરણીને અહીં રહેવા આવશો, ઍલન, ત્યારે એ બીચારી કાંહાં જશે ને કેમ રહેશે?"

"એ તો નાજ કેહછ કે હું તમારાં લગન પછી તો તમારી સાથે રેહવાનીજ નથી," મેં કહયું; "મેં એને ઘણી બી સમજાવી પણુ એને એ ખ્યાલ ગમતો નથી. અને હું બી કબુલ કરૂંછ કે એ વાહલી છોકરીની એ તકરારમાં વજુદ તો છેજ. અલબત, એનાથી છુટી પડવા મને ઘણી દીલગીરી થશે, પણુ હવે એ પુરતું કમાયછ એટલે હું ધારૂંછ કે એક બે માણુસો રાખીને એકલી એ મજાહની રહી શકશે. આએ માહરૂં ગ્રેટ ઓરમંડ સ્ટ્રીટવાળું હાલનું મકાનજ એહું રાખવા માંગેછ, અને હું તો બધું નવું ફરનીચર વસાવશ તેથી તુરત વેળા તો માહરૂં એ ભર્યુંભાદર્યું ઘેર એમનું એમ એને ભેટ કરવાનો માહરો વિચાર છે."

---

## પ્રકરણુ ૧૬૬.

એ રીતે વાતચીત કરતાં મુસાફરીમાં વખત મજાહનો ગબડી ગયો, અને અમો "વીલોબીજ મેનશન"ની લગોલગ આવી લાગ્યાં. એ વીલોબીજ ગામડું, મેં કહયું તેમ, હર્ટફર્ડશાયરથી ફકત દોઢ માઇલ પર હતું, અને એકાંત છતાં તેથી પુરતું સગવડભરેલું હતું.

અમે તો હર્ટફર્ડશાયર ખાતેજ પોસ્ટચેઝ રોકાવીને ઉતરી પડયાં. બાકીનો તફાવત અમોને ચાલી જવા ગમ્યો, કેમજે હવા ઘણી ખુશનુમા હતી. અમોએ, તેથી, હર્ટફર્ડશાયરવાળી સરાહ આગળ ગાડી છોડાવી નાંખી, અને ત્યાં જઈ, થોડુંક રીફ્રેશમેન્ટ લઇને વીલોબીજ જવા ચાલતાંજ નીકળ્યાં. અમોએ બધી પકકીજ ઇધાંણીઓ મેળવી લીધેલી હતી, અને અમોને કહેવામાં આવ્યું હતું કે એક ઘરડા માલી ને તેની બૈરીની રખેવાળીમાં એ મકાન હતું, જે લોક તે અમાને બધું ફેરવીને બતાવશે.

ત્યાં એક માઇલ સુધી તો ધોરી રસ્તા પરથીજ જવાનું હતું, અને પછી ડાબા હાથ પરની એક ગલીમાં વળાંણુ લેતાં એ "વીલોબીજ મેનશન" પર અમો આવી લાગ્યાં. દરવાજે

ખુલ્લોજ હતો. દરબાનનું બાજુમાં નાંખેલું ચોકીનું એક મકાન હતું ખરૂં, પણ હાલમાં તે પડતું અને બંધ હતું, અને તેનાં બારણાંને તાળું પડયું હતું.

એક નાખેલો પાર્ક પસાર કરીને બંગલા પર જવાતું હતું, અને અમો બંગલાની લગોલગ ગયાં ત્યારે તો મને લાગ્યું કે ઘર ધારવા કરતાં બી ઘણું વધારે ભાગાં ભસ્તાં જેવું હતું! પેલા એસતેત એજંટે જેટલું કહયું અને બતાવ્યું હતું તે કરતાં આ તો વધારેજ ખડબાખરખર હતું! ફકત આસપાસનો દેખાવ ઘણો મનોરંજક હતો, અને કરવા માંગે તો એક મોટો બગીચો થઇ શકે એટલુંજ ત્યાં લલચાવનારૂં હતું!

જુલીને બી જોતાં સાથે એ ઘર મુતલગ ગમ્યું નહીં, અને તેણીએ તો બાહરે બાહેરથી પાછાં ફરવાનીજ સલ્લાહ આપી; પણ મેં માન્યું નહીં. અહીં સુધી આવેલાં તે મકાન અંદરથી જોયા વગર પાછાં તે કેવું જવાનું?

"એકાંત બી કેટલું છે!" જુલીએ તકરાર લીધી; "આએ દોઢ માઇલનો ફાસલો આપણે ચાલી આવ્યાં તેમાં આએ બીજો બંગલો, અને ત્યારે આએ એટલું બધું એકાંત તમોને ચાલશેજ કેમ, ઍલન? જુઓની, આસપાસ તુંને કોઇ બી બંગલો દેખાયછ?"

"તે એ ગરગામડેનાં ઘરો વળી એમ નહીં હોય તો કેમ હોય?" હું હસી; "અહીં બી તું કાંઈ મોહલ્લા વસાયલા જોવાની આશામાં આવીતી?"

"હા, પણ સો બસો વારને છેટે તો કોઇ ઘર હોય?" જુલીએ હજી વાંધો કરયો; "વળી એનાં રીપેર પર તમોને ખરચ કેટલો બધો મોટો થશે તેનો તો કાંઈ ખ્યાલ કર! આએજ જોની—બારીઓ ભાંગેલી છે, વીનીશન્સ કડકા બુકલા છે, બારીઓમાં કાચની જાત નથી, ને દીવાલોમાં વટીક ફાટ પડેલી ખુલ્લી જોઇ શકાયછ!"

"એ બધું ખરૂં છે, જુલી," મેં કહયું; "પણ અહીં સુધી આવ્યાંછ ત્યારે તો અંદર જરા ડોકાવતાંજ જઇએ. એમાં આપણું ગયું શું? મને તો એમ ગુસ્સો આવેછ કે જાહેરખબરોમાં કેટલી લલચાવનારી અને ઠગારી વીગતો આપવાનો લોકો ધંધોજ લઇ બેઠાંછ!"

એ પછી અમો ઓટલા પર ચઢયાં, અને બારણું બંધ હોવાથી મેં ચંગની દોરી જોરથી ખેંચી; અને ચંગ અંદર તરત વાગ્યો પણ ખરો, પણ મિનીટો તક કોઇ બારણું ઉઘાડવા તો આવ્યુંજ નહીં, અમોને લાગ્યું કે કોઇ મુવું જીવતું અંદર હશેજ નહી! મેં, એમ છતાં, પાછું એક વાર વધતાં જોરથી વગાડયું, અને ત્યારે મકાનમાંથી નહીં પણ કંપાઉન્ડમાંથી (મકાનની બાજુએથી) કોઇ ઘરડી ડોસી દોડી આવી.

તે ઘણી સભ્ય હતી. તેનો કરચ્યાળો ચેહરો ઘણો લાલ દેખાતો હતો, અને તેણે અમોને જોઇને ઘણા અદબનું નમન કરયું. તેણે કહયું કે તેનો વર પછવાડે લાકડાં ફાડતો હતો તેને તે મદદ કરતી હતી તેથી ચંગ વાગતો સંભળાયો નહીં, અને તેથી અમોને ખોટી થવું પડયું હતું.

"અમારે આએ મકાન જોવુંછ," મેં કહયું,—અને પેલા હાઉસ એજંટે પોતાના કાડ પર કાંઇ તેઓ જોગું લખી આપ્યું હતું તે મેં તે ડોસાંને વંચાવ્યું.

"હા જી, આવોની જી," તેણીએ નમનતાઇથી કહયું; "એ દાહડો રૂડો; એવો દાહડો કાંહાંથી જે?"

"એટલે," મેં અજબ થઇને પુછયું, "શું આએ મકાન લેવા કે જોવા કોઇ દાહડે કોઈ આવતુંજ નથી ?"

"કોઇ દાહડે બી તો નહીં !" તેણીએ છણકો કરીને કહયું. "એવું ભાગું ભસ્તું લે કોણ જે ? એમ તો માહરો ડોસો હર્ટફર્ડશાયરનાં પીઠાંમાં અવારનવાર દારૂ પીવા જાય ત્યારે ખબર લાવે જે કોઇ કોઇ છાપામાંની જાહેર ખબરો વાંચીને મકાન જોવા આવે ખરાં, પણ તાંહાંથીજ એવી ભડકાવનારી વીગતો મળે કે અહીંવેર આવવાની તસ્દી બીચારાં લીએજ નહીં, ને બાહરોબાહરજ પાછાં ફરે !"

"પણ એવી ભડકાવનારી વીગત તે તે લોકને શું મળતી હશે જે ?" મેં અજબ થઇને સવાલ કરયો.

"તે તમે જોતાં નથી, બાઈ, કે ઘેર કેવું ભાગાંભસ્તાં જેવું છે ?" તે ડોસીએ નાઉમેદી પેદા કરનારોજ જવાબ આપ્યો; "નવેસરથી નવું બાંધિ એવો તો ઉભોમાંપ એની મરાસત પછવાડે ખરચ કરવાનો, અને તે છતાં વળી એકલડોકળ વાએજેહાંન એકલું એવું છે કે કોઇને કદી ગમેજ નહીં."

એ ઉપરથી હું બી પાછી ફરવાનુંજ મન કરતી હતી, કે જ્યારે મને વળી વિચાર થયો કે ખરચ ખાતાં અહીં સુધી તે મકાન જોવાની મકસદથી આવેલાં એમ પાછું જવાનું મુતલગ ઘટારત થવાનું નથી. અંદર જઇને જોવામાં ગયું શું ? જરા અંદર જઇને જોઇએ તો ખરાં ! કાંય નહીં આએ ડોસી મતલબી હોય, અને પોતાની કાંઈ મતલબને સર પોતાના માલીકની નીમકહરાંમી કરી ગ્રાહકોને બાહરોબાહેરથી એ મુજબ ખેરવવાનું કેહતી અને કરતી હોય !

"જુલી, સાંભળેછ કે ?" મેં એ ઉપરથી કહયું. "આએ ડોસાં બી તો તાહરાંજ મતનાં છે કે એ મકાંન ઉઘડાવીને જોવાની જેહમત બી માથે પડવાની છે ! પણ મકુંજે અહીં સુધી આવ્યાંછ ત્યારે તો જરા જોઇજ લઇએ. આપણાં કયાં પોરયાં ઘરમાં રડવાનાં છે જે તેની વાત? આપુને જલદી પાછાં ફરવા જેવી ઉતાવળ છેજ શું ?"—અને પછી પેલી બુઢ્ઢા તરફ ફરીને મેં કહયું, "ડોસાં, બારણું ઉઘડાવો, અને અમોને જગ્યા બતલાવો."

"હા જી, બેલાશક ! મોટી ખુશીથી !" તે ડોસીએ જુઠી જુઠી ધામધુમ કરી, કે જ્યારે હું પ્રગટ જોઈ શકતી હતી કે અમોને ઘેર ઉઘાડીને અંદર દાખલ કરવા વાસ્તે તે જેવી જોઇએ તેવી ખરેખર તો ખુશી નહીંજ હતી. તે જરા જીવથી કાંઈ ગભરાતી દેખાતી હતી.

"મકુંજે તમોને અંદરનું મુતલગ ગમવાનું નથી, બાઈ," તેણીએ પાછાં વામાંટામાં કરયાં; "સીલીંગમાં ઠેકાણે ઠેકાણે એવાં ગાપચાં નીકળી ગયાં છે કે કાંઈ માથાં પર—"

"કાંઇ નહીં, જેવું હોય તેવું અમારે જોવું છે." મેં ટુકું કરાવ્યું: "બારણું ઉઘડાવો."—અને ત્યારે હવે બીજો રસ્તો નહીં જોઇને તે ડોસી ઓટલાની બાજુમાં ગઈ, અને કઠેરા પરથી ટીંગાઇને પોતાના જીણા તીણા ચીચવાતા સાહદે જીવ જીકાત્સો, "જૅન, ઓ જૅન ! સાંભળે કે ? આણીદૃા આવી જા; આએ કોઇ બે બાઇઓ ઘેર જોવા આવેલી."

અને જૅનસન સાબ એના જવાબમાં આવ્યા. તે રખેવાલ માલીનું નામ મી૦ જૅનસન હતું, કે જેને તેનાં મડમ જૅનનાં નાહનાં લાડકવાયાં નામે બોલાવતાં હતાં. તે આદમી એક જીવતું હાડપીંજર હતો ! કમ્મરમાંથી અરધો વળેલો, એક સુકકી સલી જેવો. વા આવે તો ઉડી

જાય એવો, સુફેદ પાકેલાં ઝુલફાંનો તે એક ડોસો હતો. તેનાં "શુ" જોઇએ તે કરતાં વધારે મોટાં હોવાથી તે ચાલતો હતો ત્યારે પગમાંથી પટક પટક નીકળી જતાં હતાં, જે જોવાનું ઘણું રમુજી હતું. તે ક્રમમાંક્રમ સીત્તેરની ભરતીમાં ભરાયલો, દાચાં બેઠેલો, ઝુલી પડેલી ચામડીનો એક એબલગામણો બુઢો હતો.

તેણે અમોને જોઇને પોતાની મેલી ખાર ટોપી ઉંચકીને હાથમાં લીધી, અને અમોને તે ખડખડપાંચમ જોવા આવેલાં જોઇને તે પોતે તેની બૈરી કરતાં કાંઈ ઓછો અજબ થયલો દેખાયો નહીં. તેણે અમોને અજબ થતાં પુછ્યું, "શું, બાઇ સાહેબો, આએ ખખડી ગયલી મીલકત તમો ખરીદવા ધારોછ?"

"તે તો હવે પછી જોઇશું," મેં ગુસ્સાથી કહયું; "તમે બારણું ઉઘાડો ને પછી———"

"ફોકટની તસ્દી છે, બાઇ સાહેબ!" જૅનસન હજી બજીદ થયો; "એવું કટકા બુકલ છે કે તમે કદી બી ખરીદી શકવાનાં નથી. જ્યારે પવન જોરમાં ફુંકેછ ત્યારે તો આખું છાપરું એટલાં જોરથી હીલેછ કે અમે જો અંદર કેથે બી હોઇએ તો બાહેર નાહસી આવ્ગેછ કે રખે છાપરું અમારાં માથાં પરજ બેસી જાય, અને અમો વર બૈયર, સાજાં તાજાં, ઉંઘમાં ઉંઘઇ રહીએ! એ ખ્યાલજ પડતો મુકો! આવો, બગીચામાં આવો, જ્યાં હું તમોને થોહીક તાજી સ્ત્રોબેરીઝ તોડી આપું. જરા ખાઇને સીધારો!"

"અમોને ભુખ નથી લાગી, મી० જોનસન," મેં હસીને કહયું; "બારણું ઉઘાડો. અમારે તો બંગલો જોવોજ છે. કેટલાં બધાં અમોને ખોટી કરયા કરોછ!"—અને આ છેલ્લું હું એટલા વધારે ગુસ્સા ને તીખાસથી બોલી કે તે જોલાબ તરત લાગ્યો, અને તે વર બૈયરે એકમેકને આંખ મારી.

"તું તાહરે જા, જૅન, તાહરાં કામ પર જા; હું બાઇઓને બતાઉંછ," અંતે મીસીસ જેનસને પોતાનો એરાદો જાહેર કર્યો, અને પછીજ તે પોતાની પાસેની ચાવીથી તાળું ઉઘાડીને અમોને અંદર લઇ ગઇ, જ્યારે જેનસન બગીચાને રસ્તે તેના ઘરડા પગ લઇ જઇ શકયા એટલો જલ્દી પછવાડે દોડયો.

તે મકાન અમે ઓરડે ઓરડે ફરીને જોયું. તે તદ્દન બીહીઘરાવનારી હાલતમાં હતું. ઠેકાંણે ઠેકાંણે દીવાળોમાંથી ગાપચાં નીકળી ગયલાં હતાં, અને દીવાળોમાંની ફાટનો તો કાંઇ શુમારજ નહીં હતો.

જેનસનવાળાંઓનું મથક, મેં જોયું કે, રાંધણીમાંજ હતું. તેઓ ત્યાંજ રહેતાં હતાં, કેમજે રાંધવા પકાવવાનું તેમજ તેમનું સુવા બેસવાનું ત્યાંજ જોવામાં આવ્યું. અસલમાં, અલબત, મકાન ઘણું કુશાદે અને સુખકારક હોવું જોઇએ, કેમજે ઓરડા ઘણા મોટા, સંખ્યામાં પુરતા, અને સીલીંગ પણ ઘણી ઉંચી હતી. તે એક મજલાનું મકાન હતું, અને અમે નીચે ફરીને દાદર પરથી ઉપર ચહયાં, કે જ્યારે પેલી ડોસી, અમારી લગોલગ ચાલતી, કાંઇ ને કાંઈ બાંહણે અમોને ત્યાંથી જલદીથી ખેરવી નાખવા જોગી પટપટ કરયાજ કરતી હતી.

"તમારા હીરા જેવા ડ્રૅસ ધુળ મટોડાંથી બધા ધુળ વળી જાય છે, બાઇઓ," તે ચેતવણીનું કહયા કરતી; અને તે જરા અળગ હતી ત્યારે મેં જુલીને હસીને કહયું, "મને તો લાગેછ

કે આએ બીચારાં વર બૈયર બીહેછ. એ લોકનાં મનમાં હશે કે આપણે એ મકાન જો ખરીદી લઇએ તો આપણુંજ માણસો લાવવાનાં હોઇશું, અને એ બીચારાં આવાં અચ્છાં ફર પડેલાં ઘરડેઘડપણ રવડી જશે!"

"હા, એમજ હોવું જોઇએ, ઍલન," જુલી એકમત થઇ, "કારણ જે હું બી જોઉંછ કે એ આપણુને બંનેને પાછાં જલ્દી અત્રેથી ખેરવવાની મથી મથીને મહેનત કરેછ!"

"તેથીજ તો હું એ લોકનું જરા વધારે પાકવુંછ!" હું હસી; "જરા ગમત પડેછ. જેમ જેમ આપણે ઓરડા ફ્રીને જોવા માંગ્યેછ તેમ તેમ એ વધતી ખાબરખોધામાં પડેછ!"

અમે ઉપલા મજલામાં પણ ઓરડે ઓરડે ફર્યાં, કે જે બધા ખાલીજ હતા, પણ એક ચોકકસ ઓરડા આગળ અમે આવ્યા ત્યારે તેનું બારણું બંધ હતું, અને અંદરથી કાંઇ એક જાતનો ચોકકસ ઉબક આવી જાય એવો વાસ આવતો હતો—જાંણે કાંઇ દવાને લગતાં કૅમીકલસ ત્યાં ચુલા પર ઉકળતાં હોય તેમ! એ શું? અહીં કોણ રેહતું હશે? આ બાગાં ભસ્તાં જેવાં ખાલી ઘરમાં રેહવુંજ કોણ જોઇએ? મકાનના માલેકની પરવાનગીથી તે રહયું હોય તો આખું ઘર ઘંઘાર જેવું ખાલી હતું તે છતાં ઉપલે મજલેના આ છેક છેડે ખુંણે ભરાઇને શું કામ તે રેહવું જોઇએ?

મેં પેલી ડોસીનો ચેહરો જોયો; તે ઘણો ચીંતાતુર હતો.

"કેમ, બાઇઓ, બધું જોઇ રહયાં?" અંતે તેણીએ કેહવાની હીંમત કરી; "હવે ચાલો, પાછાં નીચે જઇએ, અને માહરા જૉન થોડીક તાજી સ્ત્રોબેરીઝ તોડીને તૈયાર રાખી હશે તે—"

"પણ આએ બારણું ઉંઘાડની?" મેં તકાજો કર્યો; "અમારે તો આએ ઓરડો બી જોવો છે.—અને મેં બારણુંનાં હેન્ડલ પર હાથ નાંખ્યો,

"એ તો બંધ છે," તે ડોસીએ જવાબ કર્યો;—અને હું તરતજ જોઇ શકી કે તે એક ઉડાવનારો જવાબ હતો. "એ બંધ છે, અને એમાં જોવા જેવું કાંઇ નથી. જેવા બીજા ઓરડાઓ છે તેવોજ એ બી છે. એમાં તો બધો બંગલાને લગતો કાટકુટ ભરેલો છે, અને તેની ચાવી માહરા જૉન પાસ છે."

"કાટકુટ ભરેલો છે? ત્યારે અંદરથી તો કાંઇ અજબ જેવો વાસ આવેછ?" મેં હસીને કહયું;—અને પછી નાંખતીથી વધારયું, "પણ ચાલ, ગભરા ના; તને નહીં બતાવવો હોય તો નહીં."—અને મેં જુલી તરફ ફરીને કહયું, "ચાલો, ત્યારે આપણે હવે અહીંથી નીચે પાછાંજ ફર્યે."

તે ડોસીએ દીસ્તી રીતે એ સાંભળી એક છુટકારાનો દમ ખેંચ્યો, અને અમો ઉતરીને બગીચાના પાછલા ભાગમાં ગયાં, જ્યાં જેનસને અમારે વાસ્તે એક મોટી પ્લેટમાં તાજી સ્ત્રોબેરીઝ તૈયાર રાખેલી હતી. અમોએ તેનો ખુશીથી લાભ લીધો. પુરતું ચાલી આવેલાં હોવાથી અમે તરસાં થયલાં હતાં, અને પેલા ઓરડામાંથી કૅમીકલ્સનો જે કાંઈ ઘણો નાખુશ સોહડમ આવ્યો હતો તેની ખંચ્યા પણ અમારાં ગળામાં ઘુસી ગયલી હજી મટતી નહીં હતી.

અને જૉન અને તેની બૈરીએ મલતાં સાથે પાછી આંખના એસારાથી અરસપરસ કાંઇ

વાતચીત કરી લીધી, જે જોતાં સાથે હું પામી ગઇ કે ડોસીએ પોતાના ડોસાને સધ્યારો આપ્યો. તેણીએ પોતાની આંખના પલકારાથી તેને આબાદ જાંણવા દીધું કે અમો પેલું બંધ બારણું ઉઘાડવાને બજીદ થયાં હતાં નહીં, જેથી તે ડોસાનો ફીકરમંદ ચેહરો પણ તરત ખુલી ગયલો દેખાયો. તેણે એ પછી વધતી સભ્યતાથી અમો બંનેની ખાતર કરવાની ધામધુમ કરી. બગીચામાંથી તે થોડાંક ફુલ પણ તોડી લાવ્યો, અને છેલ્લે અમો તે વર બૈયરને પુરતાં "ખુશી કરીને" ત્યાંથી ચાલતાં થયાં.

"ખરેખર તું કેહતી હતી તેમ ફેરો તદ્દનજ હરાંમ ગયો, જુલી!" મેં રસ્તે જતાં જુલ્યટને કહયું.

"તદ્દન ભાગું ભસ્તું!" જુલ્યટ એકમત થઈ; "પણ મને અજબ એ લાગેછ કે તેનો એક ભાગ ઉપરને મજલે બંધ કાંય રાખ્યો હશે, અને તે ખુલીને આપુને બતાવ્યો કાંય નહીં?"

"તે મને ઘણું અજબ નથી લાગતું, પણ તે ઓરડામાંથી કાંઈ કેમીકલ્સનો વાસ ઘણો જોરાવર આવતો હતો તે મને વધતું અજબ કરેછ," મેં કહયું; "ઓરડામાં કાટકુટ ભરેલો હોવાની વાત જે ડોસીએ આપુને કહી તે તો બીલકુલ ગલતજ હોવી જોઇએ. માહરી ખાત્રી છે કે અંદર કાંઇ બી ભેદ છે. આપુને ઘેર બતાવવાની એ ડોકરાંઓએ જે આનાકાંની કીધીછ તે બી હવે તો મને લાગેછ કે કાંઇ પોતાની નોકરી ખોહી બેસવાની ફીકરથી નહીં, પણ એજ સંબંધમાં હોવી જોઇએ, પણ ખેર, એ વાતમાં આપણુને શું? આપણુને ક્યાં જંજાલ ઓછી છે કે એવી પરાઇ જંજાલની કનવાર કરયે?"

"પણ પેલું જોયું કે?" જુલીએ હયાં માહરૂં ધ્યાંન ખેચ્યું; "એજ બંગલા તરફથી કોઇ આપણી તરફ આપણી પુઠે આવતું દેખાયછ!"

મેં પાછું ફરીને જોયું. અમો તો હાલમાં સડક પર ઉતરેલાં હતાં, પણ તે બંગલાને લગતી ગલીમાં થઇને કોઇ આસામી ઉતાવળે આવતો હતો ખરો, જ્યારે અમો એ વખતે એટલાં દુર નીકળી ગયલાં હતાં કે તે કોણુ હશે તે અમે કાંઇ દુરથી જોઇ કે જાંણી શક્યાં નહીં.

"હા, પણ આટલાંમાં તો કોઇ બીજું મકાન નથી," જુલીએ ધ્યાંન ખેંચ્યું; "ત્યારે શું એ આપણી પુઠે પેલાં ખાલી મકાનમાંથીજ નીકળ્યો હશે? તેમ હોય તો જરૂર પેલા બંધ ઓરડામાંજ એ રહેતો હોવો જોઇયે."

"તેમજ હોશે,"—મેં કહયું; અને પછી અમે તો બીજી ત્રીજી વાત કરતાં આગળ વધ્યાં, કે જ્યારે જરા વારે પાછું ફરીને જોતાં મેં જોયું કે પેલી ગલીમાંથી પેલો આસામી ધોરી સડક પર આવવાને બદલે ખેતરમાં ઉતરી પડયો હતો, અને ત્યાંથી ટુંકે રસ્તેજ સડક પર આવી લાગવાનું કરતો હતો.

"જાંણે આય તો આપણુને જોવા કે પકડી પાડવા પુઠે લાગ્યો હોય તેમજ લાગેછ!" મેં હસીને કહયું; "એ ઉંચાં ઘાસનાં ખેતરમાં ઉતરીને ટુંકે રસ્તે આવેછ ત્યારે તો હું એમ ધારૂંછ કે આપણે હર્ટફર્ડશાયરમાં દાખલ થવાનાં કૉરનર પર પુગશું તે આગમચ એ ત્યાં પહોંચી જશે."

અમે કાંઇ, તો પણ, અફસુસ ધ્યાંન આપ્યું નહીં; અમે તો અમારે લંબાણુ રસ્તે વાતચીત કરતાં ધીરાં ધીરાં ચાલ્યાજ કીધાં, અને ખરેખર તો અમે જરા વાર તેની હસ્તી અથવા તે પુઠે આવતો હતો તે વાત ભુલી પણ ગયાં. તે તો ત્યાર પછીજ બન્યું કે જ્યારે અમો તે કૉરનર પર પોંહચ્યાં, અને હર્ટફર્ડશાયર ગામમાં દાખલ થવા જતાં હતાં ત્યારે તે ખેતર વટાડીને બાજુમાંની ઝાડીમાંથી અચબુચ બાહેર નીકળી આવતો અમોને રૂબરૂ થયો, અને અમો બંને જણાં બીહીને સખ્ખત ચોંકયાં. પહેલાં તો અમે તે કોણ હતો તે જોયું કે જોવાની દરકાર કરી નહીં, કેમજે તેણે ટોપી છેક આંખ સુધી ઉતારેલી હતી, પણ પછી તેજ ઘાતથી માહરૂં જરા વધતું ધ્યાંન ખેંચાયું, અને મેં આંખ ઉંચકીને બરાબર જોયું ત્યારે માહરાં મુખમાંથી તાજુબી ને ગભરાતની એક ચીસ નીકળી પડી, કેમજે તે કોઇજ નહીં પણ જુલીનો હીણનસીબ ભરથાર લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફ પોતે હતો!

---

## પ્રકરણ ૧૬૭.

હવે માહરી ચીસથી જુલીનું પણ ધ્યાંન ખેંચાયું, અને તે પણ તેને જોઇને ધ્રુજી પડી. તે તો બીહીને મને વળગીજ પડી, કેમજે ખરેખર ચોરની અદાથી અમારી પુઠે આવીને તે તપાવેલાં લોખંડના ડાહમથી બળી ગયલા એબ્બલ ચહેરાના આસામીએ અમને ટુંકે રસ્તે પકડી પાડયાં હતાં તે કોઇને બી અજબ કરે ને બીહીવડાવે તેવુંજ હતું. તે અહીં શું કરતો હતો! તે અમારી પુઠે કાંય આવ્યો હતો? તેની શોહધખોળમાં ગરીબ બીચારા મી૦ નૉરમન કૉન્ટીનન્ટ પર ધકેલાપછાડા ને ખરચ ખાતા ગયા હતા, ત્યારે આય નામદાર તો ફકત માહરાં મકાનથી વીસેક માઇલના ફાસલા પર આરામ સાથે છુપાઇને રહેલો હતો એમ જોઇને મને ઘણી અજાયબી લાગી.

તે તદન ફીકકો હતો, અને હોઠ રાખ જેવા સુકકા ને સામળા મારી ગયલા હતા. તેનાંમાં લોહીનો છાંટો બી નહીં હતો. આગળો તે એક વારનો ખરેખરો સોહામણો જવાંન, કે જેના પર કયકંઈ અબળાઓ મરી ફીટટી હતી તે, આજે જોવાને ધ્રુજરાં પેદા થાય એટલી હદ સુધી ચેહરામાં, આટલી ટુંક ઉંમર છતાં, બીહામણો થઇ ગયો હતો!

જુલી તો માહરે ઓથે ભરાઇજ ગઇ. જાંણે કોઇ લુટારો કે પીંઢારો આવ્યો હોય તેટલી બધી ખરે મને પોતાના પરણેતરને જોઇને તે બીહીધી, કે જ્યારે મેંજ હીંમત કરીને સવાલ કર્યો; "માહરા લૉર્ડ, તમે શું આએ તરફ છો? તમે શું કરવા અમારી પુઠે આવીને અમોને બીહીધરાવ્યાં?"

"ત્યારે શું ખસુસ તમે લોક માહરી જુસ્તેજોમાં આએ તરફ નહીં આવેલાં?" ફ્રેડરીક પોતે હવે અજબ થયલો દેખાયો,—અને મને લાગ્યું કે તે ખરાં દીલનુંજ બોલતો હતો. તેણે અમોને પોતાના સંતાવાના ઓરડામાંથી જોયલાં હશે, અને અમો ઘર જોવાને મસે તેનીજ ભાળ કાઢવા આવેલાં હોવાં જોઇએ એવાં કાંઈ ભુલભરેલાં અનુમાનથી દોરવાઇને તે અમારી સાથે રૂબરૂ થવા હીંમતથી અમારી પુઠે ધસડાઈ આવ્યો હતો. "હું હવેજ જોઈ શકું છ કે તમે બાખસુસ મને મળવાજ આવેલાં હતાં નહીં. મેં તો તમોને પાછાં ફરતાંજ પીઠેથી જોયાં."

"તે તમે શું આએ "વીલો મેનર" માં રહેલા છો?" મેં કહ્યું; "પેલો બંધ્યાર ઓરડો જે અમોને નહીં બતાવામાં આવ્યો તેમાં શું તમે સંતાયલા હતા?"

તે જવાબ આપવા પહેલાં થોડુંક થોભ્યો, અને થોડીક આનાકાંની પછી ચુકાદા પર આવ્યો હોય તેમ પછીથી હીંમતથી કહ્યું; "હા."

"અને તમે સમજ્યા કે અમો તમારીજ કેડ કાઢવા આએ તરફ આવ્યાં?"

"હું એ સિવાય બીજું સમજીજ શું શકું, મીસ પર્સી?" તેણે તકરાર કરી, "આ એક એવો નહીં વકફી રાખેલો સંજોગ થઇ ગયો કે હું તો જાંણે હજી બી માનીજ નથી શકતો કે તમો એ સિવાય બીજી કોઈ મતલબથી આએ તરફ આવ્યાં હોવો!"

"હા, એ ઘણો અજબ સંજોગ થયોછ," મેં અરધા ટણુકાથી કહ્યું.

"અજબ સંજોગજ નહીં, પણ હવે તો એમાં કાંઈ ખુદાનો ઉંડો હાથ છે એમજ સમજો."

"તમે—તમે શું કેહવા માંગોછ?" જુલ્યત જેહમતથી બોલી.

"હા, તું બોલી ખરી કે?" લૉર્ડ રેવન્સક્લીફ કડવાસથી હસીને કહ્યું; "તું મને જોઇને ઍલનની પીઠે બરાઇ ગઇ તેથી હું તો જાણું કે તું માહરી સાથે હોઠ ઉઘાડીને બોલવાજ નહીં માંગતી હોશે! મગર ખેર, એ ખોદાનો ઉંડો ભેદ જે હું કેહુંછ તે શું છે તે હું અત્યારે કેહવા ચાહતો નથી. હું એટલુંજ જાંણીને સંતોષ પાંમુંછ કે તમે લોક માહરી કાંઇ ખાસ શોહધ કરવાજ અહીં આવ્યાં હતાં નહીં. એજ બેહતર છે. મને ખુંણે પડેલોજ હવે તો પડવા ને મરવા દેઓ! એ તો એક માહરી દીવાન્યત હોવી જોઇએ કે આશા માહરાં દીલમાં એકાદ પળ એમ પાછી ઉછળી નીકળી, અને મને લાગ્યું કે તમે લોકો માહરી જોડે દોસ્તી કરવાજ આવ્યાં હશો. એ માહરી હેમાકત થઇ. આએ જીંદગીમાં તો હવે તે કદી બનવાનુંજ નથી. મેં તમોને અત્રે હાલમાં જોયાં ને તમો જે રીતે મને જોઇને ગભરાઇ ગયાં તેથી માહરી તરત ખાત્રી થઇ કે આ એક બીલકુલ અકસમાતીક મેળાપ હતો, અને તમો કાંઇ ખાસ મને મલવા કે શોહધવા આવ્યાં હતાંજ નહીં."

"તમે અહીં શું કરોછ, લૉર્ડ ફ્રેડરીક?"

"હું કાંઇજ કેહવા માંગતો નથી," તે જવાંન ઉમરાવે ઘણું દુખથી જવાબ કરયો, અને તે કડવું હસ્યો; "અને મને પુછવાની રજા છે કે તમો બેઉ જણીઓને આએ તરફનું એકાંત કાંય ભાવી આવ્યું?"

મેં, એ ઉપરથી, પેલા માલી મી० જેનસન જોગો લંડનના હાઉસ એજંટે થોડીક કાંઇ પોતાની તરફની લાખવત સાથનો કાર્ડ જે અમોને આપ્યો હતો તે વંચાવ્યો, અને કહ્યું, "આએ મકાન વેચવાનું હોવાની જાહેર ખબર "ટાઇમ્સ" માં હતી, અને માહરે એક એવું મકાન જોઇએછ તેથી અમે લોકો તો અહીં એ જોવા આવ્યાં હતાં."

"અને લંડન પાછાં કયારે ફરશો?" એક અચપુચ હવે કાંઇ ઉતાવળો વિચાર આવી ગયો હોય તેમ તેણે પુછ્યું.

"અમો અરધોક કલાક હર્ટફર્ડશાયરની સરાહમાં જરા આશાએશ કરીને તરત પાછાં જતાં રહીશું," મેં જવાબ કરયો.

"હાલમાં બે વાગેલા છે," તેણે પોતાનાં ગજવાંમાંનું ઘડીઆળ જોઇને કહયું, "ત્યારે બે કલાક માહરે ખાતર અત્રે જરા મેહરબાની કરીને જાસ્તી થોભી જાઓ." તે દુ:ખી જવાંને બીલકુલ વિનંતીની ઢપે માંગી લીધું, અને હુજ બધું એ મુજબ બોલતી અને તેના જોડે વાતચીત કરતી હતી ત્યારે તેની પરણેતર જુલ્યત પોતે તો, તે જવાંન કેવું ક જાંણે એક દેહસ્તનાક જંગલી જાનવર હોય ને તેનાથી તે બીહીતી હોય તેમ, માહરી કઢણેકઢણુ ધ્રુજતી લખલતી ભરાયાજ કરતી હતી, જેથી તે તેના તરફ ગમખ્વારીથી જોઇને વધારે દુ:ખી થતો દેખાતો હતો.

"અમો બે કલાક જાસ્તી અત્રે થોભી જઇએ?" મેં અજબ થઇને પુછયું.

"હા, માહરે ખાતર; એક મેહરબાની તરીકે," તેણે પાછું માંગી લીધું; "ફકત બે કલાક થોભી જાઓ, અને ચાર વાગે આએ વીલોબીજ મૅનશનમાંજ પાછાં આવજો."

"એ તરફ પાછાં?" જુલ્યટે દબાઇને સવાલ કર્યો.

"હા, એ ઘણું જરૂરતું છે," તેણે ભાર મુકીને કહયું; "હું નહીં મળશ તો જૅનસન ને તેની બૈરી માહરી તરફતું જે કેહવા જેવું હોશે તે તમોને કેહશે. કોઇ બી સુરતે એ ઍપોંઇન્ટમેંટ ખુદાને વાસ્તે ચુકતાં ના!"—અને એ છેલ્લું ઉતાવળે બોલીને, અમો કાંઇ વાંધાસાંધા કરી શકયે કે તેને તકરારમાં જાસ્તી રોકયે તે આગમચ તો, તે તરતજ પીઠ ફેરવી બાજુમાંની ઝાડીમાં ભરાઇ ગયો, અને ઘણી ઝડપથી ચાલી જઇને અમારી નજરે દેખાતો જલદીજ બંધ પડયો!

અમો બંને, એ થતાં, ભારે તાજુબ થયાં, અને કેટલોક વખત તો અરસપરસ શું કેહવું તેનો ખ્યાલ વટીક કરી શકયાં નહીં. જુલ્યત તો છેકજ હડબડી ગઇ હતી. તે પુશકલ બીહીધેલી હતી, અને તેથીજ તેણે વાતચીતમાં ઝાઝો ભાગ લીધો નહીં હતો, જ્યારે મને તો તે અભાગ્યા જવાંનથી બીહીવાનુંજ શું હોય? હું બીહીધી જરા પણ નહીં, જોકે તે એઉ કમબખ્ત વરબૈયરને વાસ્તે માહરૂં દીલ દયાથી ખરેખર ભરાઇ ગયું.

"ઍલન, એ શું હોશે?" અંતે જુલીએ પોતાની વાચા પર કાબુ મેળવીને ગભરાતથી પોકાયું અને મને પુછયું.

"હાલ તો ચાલ, આપણે સરાહમાં જતાં રહીએ," મેં કહયું. "આપણે આએ તરફ નહીંજ આવ્યાં હતે તો સારૂં થતે."—અને ચાલતાં ચાલતાં વધારયું, "મેં બી કાંહાં ને કાંહાં ઘેર ઉંધડાવીને જોવાની તાહરી સાથે ઓહસ લીધી!"

હું પોતે રસ્તે જતાં મસ ગુંચવાતી હતી. આ બનાવ બનેલો હોવાથી અમો બંને જણાં ઘણાં ગમખાર ને ચુપ થઇ ગયાં. મને સમજ નહીં પડતું હતું કે હાલના સંજોગમાં અમારે શું કરવું ને કેમ કામ લેવું. એક વખત મને મન થતું કે જુલીને લઇને માહરે બે કલાક પછી પાછું જવું ને જોવું કે તેને એવું તે શુંએક અમોને કેહવાનું હતું, કે જ્યારે વળી બીજીજ પળે પાછો ખ્યાલ થતો કે એ સઘળું ફુઝુલ હતું, અને અમોએ લંડનજ પાછાં જલદીથી જતાં રેહવાનું વધારે મુનાસેબ થશે. માહરાં મનમાં કે ત્યાં જઇને પખાને આએ તરફ મોકળી આપું કે એ શું કેહવા માંગેછ તે તેવણ જાંણી ને પુછી આવે, વળી એમ બી મને

મન થયું કે જુલીને નહી લઈ જતાં હું એકલીજ જઇને તેને મળી આઉં, પણ તે વિચાર બી મને પછીથી ગ્રાહ્ય ગમ્યો નહીં, કેમકે તેમાં વગર અગતે નીંદાનાં મોંઢામાં માહરી ઇજ્જતને જોખમમાં નાખવા જેવું કાંઇક લાગતું હતું.

“માહરાં દીલમાં તો કાંઇ એવું થાયછ, ઍલન!” જુલીએ ઘણાં શોકાતુરપણે કહયું; “કાંહાં ને કાંહાં આપણે અહીં આવ્યાં! એવણ એવું તે શું કેહવા માંગતા હોશે?”—અને જરાક થોભીને વધારયું, “હું ધારૂછ કે આપણે પાછાં જઇશુંજ. તું આવશે, વાહલી ઍલન? મને તું વાહલી બેહનની સદાની ઘણી હીંમત ને કુમક છે.”

વૅલ, તાહરી મરજીજ છે તો જઇશું,” હું એકમત થઇ; “આપણે માટે બીહીવા જેવું તો કાંઈ છેજ નહીં. એ તુને કે મને કાંઇ બી નુકશાન કરે એ તો માહરાં માનવામાંજ આવતું નથી.”

“ઓ નહીં, તે તો ખચીતજ નહીં,” જુલ્યટે જોશથી કહ્યુ; “નુકશાન શું બન્યુંછ? માહરો તો જીવજ જળી જાયછ. એવણને એ બધું શું સુજ્યું હશે! કેવો રમતો જમતો ફરતો હરતો જીવ, અને આજ આએ એકાંતમાં કેવી રીતે કેદ પડેલા સબડેછ!”—અને તે પાછી દુસ્કે દુસ્કે રડી, જ્યારે મેં ધીરજ આપવા જોગું જે બન્યું તે કહયું અને કરયું.

અમો તે સરાહમાં આવ્યાં, અને ત્યાં સારૂં દામ આપવા કરવાથી અમોને એક ઘણો સુઘડ અને સુખકારક મોટો ઓરડો તરત સ્વાધીન કરવામાં આવ્યો, જ્યાં અમોએ પેલા બે કલાક ગબડાવી નાખવાના હતા.

મને એ દરમ્યાંન એ “વીલોથીજ મેનર” વિશે બને તો થોડીક વધતી તેહકીક કરી લેવા મન થયું, અને તેથી જુલીને ત્યાંજ બેસવા કહીને હું તે સરાહની કારભારણને શોહધતી ગઇ. નસીબસંજોગે તે મને દાદર પરજ મળી ગઇ. તે મોટી ઉંમરની એક ઘણી સભ્ય ઓરત માલુમ પડી. હું નીચે જતી હતી ત્યારે તે મને દાદપરજ મળી, અને હું થોડીક વાત કરવા માંગતી હતી એમ જોઇને તે મને ઘણાં માનથી પોતાના ઓરડામાં તેડી ગઇ.

“તમો સમજી તો ગયાંજ હશો અમો શું મકસદથી આએ તરફ આવ્યાંછ તે, ઘરવાલાં?” મેં મને આપવામાં આવેલી ખુરસી ઉપર બેઠક લેતાં કહયું.

“હા, મીસ, હું ધારૂંછ કે તમે “વીલો મૅનશન” ખરીદવાની મતલબથી તે જોવા વાસ્તે આએ તરફ આવેલાં છો.”

“ખરી વાત છે,” મેં જવાબ કર્યો, “અને તેના સંબંધમાં, તેથી, થોડીક વિગતો પુછવાજ મેં તમોને તસ્દી આપેલી છે. ત્યાંનો માલી બુઢો જેનસન કેહતો હતો કે ઘણાં લોકો એ જોવા આવેછ ખરાં, પણ વીલોથીજ સુધી જઇને તે મકાન જોવાની તસ્દી લીધા વગર થોડીક ખબર-અંતરો મેળવીને અહીંથી ને અહીંથીજ બધાં પાછાં ફરેછ; ખરી વાત?”

“હા, બેહન, એમ છે ખરૂં,” તે અબળાએ જવાબ કર્યો; “એ મકાન વસાય તો અમોને તો બે પૈસાનું મોઢું જોવાનું થાય, કેમજે અમારી આએ સરાહ ને પીઢાં ઉપરાંત અહીં દુકાંણ બી છે, પણ અમોને કોઇ મોંઢે ચઢીને પુછે ત્યારે અમારાથી કાંઈ જુઠું કેહવાતું નથી.”

“પણ ત્યારે એવી તે એ શું વાત છે?” મેં પુછયું.

"પેહલે તો એજ છે કે મકાન તદનજ ધસી ગયલું છે," તે બાઇએ ખુલાસો કર્યો, "અને જે લેશે તેની એની મરામત કરાવતાં ખોળ નીકળી જશે."

"તે તો હું નજરે જોઈજ આવી," મેં કહયું; "પણ શું એ ઘર ઘરડાં જેનસનવાળાંઓના હવાલામાં છેલ્લાં આંઠ વરસથી તદન ખાલીજ છે?"

"ખાલી તો નહીંજ કેહવાય, કેમજે એક પ્રોફેસર છેલ્લાં ત્રણ ચાર વરસો સુધી એક ઓરડો ભાડે લઇને અહીં રહેલો હતો," તે સરાહવાળીએ જવાબ કર્યો. "તે કોઇ પ્રોફેસર સ્તીન-બૅક નામનો ફૅારેનર હતો."

"અને તે આખાં ઘરનું ભાડું ભરતો હતો, એમ?"

"નહીં રે, ફકત એક ઓરડો તેને આપવામાં આવેલો હતો," તે બાઇએ હસીને કહયું; "કોઇ આખાં ઘરનું ભાડુત આવે અથવા બંગલો વેચાય ત્યાં સુધી તે એક પછવાડેના ઓર-ડામાં પડી રહે અને કાંઇ નજીવી રકમ દર અઠવાડયે ભાડાંની આપ્યા કરે એવી બંદોબસ્તી થયલી હતી."

"અને પછી તેનું શું થયું?"

"ગયે વરસે તે ગુજરી ગયો."

"અને એ પ્રોફેસર કોણ હતો? શાંનો પ્રોફેસર?"

"તે કોઇ જાણતું નથી," તે બાઇએ જવાબ કર્યો; "તે જવળેજ બાહેર આવતો, ને ઘણું કરીને તો ઘરમાંજ ભરાઈ રેહતો. અમે લોકોએ તો કોઈ કોઇ વખતે અડછતો જોયલો. ઘરડો જપ હતો."

"એકલોજ હતો?"

"તદન એકલો."

"તેને એકાંત ગમતું હોશે?" મેં કહયું.

"તેને વરે કોઇને કાંઇ સમજ પડી શકી નહીં. કોઇ કહેછ કે કોઇ જરમન કૉલેજનો મોટો પ્રોફેસર હતો, અને ઘણો નામીચો કેમીસ્ત હતો, પણ રાજની સાંમે તેણે એક વખત કાંઇ લખેલું હોવાથી તેને જરમનીમાંથી કાઢી મુકવામાં આવ્યો હતો. વળી કોઈ તો કહે કે તે અહીં ભરાઇને ખોટા સીક્કા પાડતો હતો!"

"એટલું બધું!" હું અજબ થઇ; "પણ એવી અફ્વા ફેલાવો પાંમવાને વાસ્તે કાંઈ કારણ તો મળ્યું હોશેની!"

"કારણ તો ખરૂંજ તો," તેણીએ કહયું. "તે રહેવાને આએ તરફ આયો ને આયો એક કડીઆને બોલાવીને તેણે પોતાના ઓરડામાં એક મોટી ભઠ્ઠી કરાવી લીધી હતી."

"તે તો ત્યારે વધારે કારણ છે એમ માનવાને કે તે કોઇ કેમીસ્તજ હતો, અને પોતાની શોહધ ખોળને લગતા ઉકાળાને વાસ્તે એવી કોઇ ભઠ્ઠીનું તેને કામ પડયું હોય!" મેં તકરાર લીધી.

"હોય બી," તે બાઇ ધચુપચુ થઇ; "પણ એ જરમન પ્રોફેસરને વાસ્તે અમારાં ગામમાં કોઇને બી સારૂં મત તો હતુંજ નહીં."

હયાં તરત મને યાદ થઇ કે અમો ત્યાં ગયાં હતાં ત્યારે પછવાડેના ઓરડામાંથી કાંઇ દવા ઉકળવાનોજ સોહડમ આવ્યો હતો, જે તે પ્રોફેસર વાસ્તેના માહરાં એ અનુમાનને એક ટેકોજ આપનારી વાત થઈ પડતી હતી; પણ તે જો છેલ્લાં એક વરસથી ગુજરીજ ગયો હતો અને હાલમાં ફ્રેડરીક રેવન્સકલીફ ત્યાં રેહતો હતો, તો ગુંચવાવનારૂં એ હતું કે તે શું કામ દવાઓ ઉકાળે ? શું તે બી એ ઓરડામાં રેહવા આવ્યો તેથી તે જરમન પ્રોફેસરને પગલે એક કેમીસ્ત થઈ બેઠો હતો ?

---

## પ્રકરણ ૧૬૮.

"અને હમણાં એ જેનસનવાળાંઓ એ ઘેરમાં એકલાંજ છે કે ?" મેં અંજાણી થઇને પાછું પુછયું.

"નહીં; હમણાં બી કોઇ નવો આવીને રહેલો છે એમ છેલ્લાં બે ચાર અઠવાડયાંથી પાછું આએ તરફ બોલાતું થયુંછ ખરૂં," તે સરાહવાલીએ જવાબ કરયો; "કોઈ અવારનવાર આએ તરફ ફરતો દેખાયછ એમ બોલાયછ—જોકે મેં પોતે કાંઇ હજી કોઇને જોયો નથી. તે તો કેહજે મકાનના માલીકની હરસે જેનસનવાળાંઓએજ તેને ટુંક ભાડાં બદલ એક ઓરડો આપીને બેસવી દીધેલો છે: પણ તમે હમણાં ત્યાં જઇ આવ્યાં ત્યારે તમોએ કાંઇ જોયું હોશેની ?"

"હા, મને બી લાગેછ ખરૂં કે ત્યાં કોઇ રહેલું છે," મને કબુલ કરવાની ફરજ પડી.

"અને આખું ઘર જોયું ત્યારે તે ભઠ્ઠી બી તમે જોઈ ખરી કેની ?" તેણીએ આતુરતાથી સવાલ કર્યો; "ભઠ્ઠી છે કે પ્રોફેસરના મરવા પછી તે તોડાવી નાંખેલી છે ?"

"મેં ભઠ્ઠી તો કોઈ જોઈ નહીં," મેં સચ્ચાઇની હદમાં રહીને ઉડાવનારો જવાબ આપ્યો.

"ત્યારે તે તોડાવીજ નાંખી હશે, કેમજે આએ તરફના જે કડયાએ તે બાંધી આપી હતી તે અમારે ત્યાં દારૂ પીવા આવે ત્યારે સેંહેંકડો વાર કહી ચુકેલો છે કે ખરેખરજ તેણે એક ઓરડામાં એવી એક મોટી ભઠ્ઠી બાંધી આપી હતી."

"પણ એ સિવાય તો બીજું બધું સારૂં છે કેની ?" મેં પુછયું,—અને માહરી મતલબ પર આવવાની મકસદથી વધાર્યું; "જમીન તો રસાલ હોશે કેની ?"

"જમીન તો આએ તરફની બધીજ ઘણી રસાલ છે," તે સરાહવાળીએ જવાબ કરયો; "જે વાવ્યે તે તરત ઉગી નીકળેછ."

"ત્યારે તો હું અત્રે થોડોક વીસામો કરીને એ તરફ હજી પાછી જાઉં, અને જરા બરાબરજ મકાંન જોઇ લઉં," અમારે પાછું જવુંજ હતું તેથી તે તરફ પાછાં જવાનાં કારણનો મેં લેપડો લગાવ્યો.

"ખચ્ચીત જાઓ," તે અબળાએ ઉલટમંદ જવાબ કર્યો; "જો મકાન પર ખરચ કરીને તે પાછું સમારવાનો તમારો વિચાર હોય તો જગ્યા ખરેખર લેવા જોગ છે, અને લેવો ને રેહવા આવો તો મને ગરીબને ભુલતાં ના, બાઇજી."

મેં, અલબત, હસીને તેણીને જરૂરી સધ્યારો આપ્યો, ને મેં જુલી પાસ પાછી ફરી તેની આગળ સઘળી વાત કરી. અમોને જે અજબ લાગું તે એટલુંજ કે પ્રોફેસર મરી ગયો હતો અને ભઠ્ઠી પડત હતી, તો આજે હજી તેમાંથી દવાના ઉકાળાના વાસ ક્યાંના આવતા રહયા હતા ?

અમે અરધો કલાક વેહલાંજ નીકળ્યાં. જુલીનો જીવ માનતોજ નહીં હતો, અને તે પુશકળ બેકરાર થઇ ગઇ હતી, એટલે મેં જોયું કે ધીરે ધીરે અને ફરતાં ફરતાં જઇએ.

અમો એમ રસ્તામાં વખત ગાળી ગાળીને તે મકાન પાસે પોંહચ્યાં, અને હવે ગયાં તેવાંજ પાછળી બાજુએ ગયાં, જ્યારે અમોને તે તરફ આવતાં જોઇને તરતજ મીસીસ જેનસન બાહેર દોડી આવી. તેણીએ હજારો માફ માંગી. તેણીએ કહયું કે તેને ખબર નહીં કે અમો એમાંથી એક "લેડી" હતી. એક ખરા જીવતાજાગતા લૉર્ડની તાજીતફડતી બૈરી! અને, તેથી, અમારી પેહલી મીલાકાત દરમ્યાંન તેણીએ અમારો પુરતો અદબ નહીં કરયો હોય તો તેણીએ માંગી લીધું કે અમારે તેને માફ કરવું!

"બાઇ, તેં અમારી સાથે એવી કોઇ બેઅદબી કીધી નથી," જુલીએ ગરીબાઇથી કહયું,—અને તેવામાં તો તે ડોસીનો વર બી ત્યાં આવી લાગ્યો, જે પણ અમોને આગળ કરતાં વધતાજ અદબથી નમ્યો.

"આએ બાઈ સાહેબને વાસ્તે એક કાગળ છે," તેણે હવે જુલીને એક કાગળ આપતાં કહયું.

"એક કાગળ?" જુલી ઘણીજ અજબ થઇ, અને ગભરાતથી ધ્રુજતા હાથોએ તે ઉખેડીને ઉતાવળે વાંચવા પડી.

પણ તેણીએ થોડુંક વાંચીને મનેજ તે આપી દીધું.

"જોની, ઍલન, એવણુ શું લખેછ? મને તો કાંઇ સમજ બી નથી પડતી!" તેણીએ ફરયાદની ઢપે કકળાતથી માહરે કાને લાગી કહયું; "માહરાં તો જાંણે માથાંનુંજ કાંઈ ઠેકાણું નથી!"

"જરા ધીરજ રાખ," મેં પેલાંઓ સાંભળે નહીં તેમ જુલીને સમજાવી; "આવ, આપણે પેલાં ઝાડની નીચેના બાંક પર બેસીને વાંચ્યે."—અને અમો તે એકાંતમાં વાંચવા ગયાં, જ્યારે ધરડો જૅનસન અને તેની બાયડી અદબથી પોતપોતાને કામે ચાલ્યાં ગયાં.

અમો તે બાંક પર જઇને બેઠાં. તે એક એકાંત, સુખકારક અને છાંયડાવાળું ખુણું હતું, અને ત્યાં બેસીને તે કાગળ મેં પોતે મોટે સાહદે વાંચ્યું, જે ચપટ બીડેલા હાથો ને હોઠોએ જુલીએ ધ્યાંનથી સાંભળ્યું. તે આ મુજબ હતું:—

"વીલોબીજ મૅનશન,"
તા૦ ૧૯ મી જુન ૧૮૪૨.
કલાક અઢી. (બપોર.)

"માહરી અતી વાહલી જુલી,

"ખોદાના કરોડો શુકર માહરે કરવાના છે કે તું મને ચાહી ચીતીને મળવાજ આએ તરફ આવી, અને ગઇગુજરી જુલી જઇને મને તાહરી સાથે ડોવર પાછો રહેવા આવવા વાસ્તે

બોહસ કરી ગઇ. એ તાહરી ઘણી ભલાઇ છે, અને હું તેની હવે પછી માહરી આખી જીંદગી તક કદર કરશ. આપણે લડીને છુટાં પડયાં પછી, અને તાહરી તરફની માહરી બધી નાલાયક ચાલ પછી એ ભલાઈ તુંને ખરેખરી શોભા આપનારી છે. હુ તાહરાં ભલાં ફ્રેંન્ડ મીસ પર્સીનો બી એટલોજ ઉપકારી છું, કારણજે માહરી ખાત્રી છે કે તુંને અહીં સુધી લઇ આવવા ને માહરી સાથે દોસ્તી કરાવવામાં એવણનીજ ખરેખરી મોટી આગેવાની છે.

"હું આએ કાગળ લખુંછ તેથી તું જરા બી અજબ ના થતી. તું કહેશે જે જરા વારમાં તો આપણે પાછાં મળવાનાં ને સાથે જમવાનાં છીએ, ત્યારે વળી કાગળ શાનું લખ્યું, પણ તું ગઇગુજરી ભુલીજ જવા માંગેછ ત્યારે આપણે મળ્યે ત્યારે એ વાત તો નીકળવાનીજ નથી, તેથી આ લખીને હું આગમચથીજ તાહરી માફી માંગી લઉંછ. પછી મળશું ત્યારે એ વાત આપણે કાઢશુંજ નહીં. બે મહીનાની વાત પર હું તાહરી સાથે મરાઇ કપાઇને છુટો પડયો, જુલી ડારલીંગ, ત્યારે ફરીથી તાહરૂં મોહડું બી નહીંજ જોવાના મેં તો ઘણાએ પવિત્ર કસમ લીધા હતા, અને તેમ કરવા વાસ્તે હું કેટલો કરપીણ થયો તે હું હવેજ બરાબર જોઇ શકુંછ, ને અતી ઘણો પસ્તાઉંછ. તાહરી નેકી અને ભલાઇની તો કાંઇ હદજ નથી.

"હું તાહરી સાથે કજ્યો કરીને નીકળ્યો હતો ત્યારે કૉન્ટીનન્ટ પર ગયો હતો, અને જ્યારે હું ખુલોં ખાતે હતો ત્યારે મને એક આસામી સાથે મીલાકાત થઇ, કે જેણે મને આએ એકાંત ખુણાંની માહીતી આપી; અને ત્યારે હું આએ તરફ એકાંતમાં મરી રહેવા આવતો રહયો. તું જાંણેછ તેમ રસાયણી પ્રયોગોનું છેલ્લાં છેલ્લાં મને ઘણું વેહજું લાગેલું છે, અને મને ખુલોંમાં ખબર મળી તેથી મને લાગ્યું કે અહીં આ એકાંતમાં મરી રહેવાની માહરી ગત સચવાશે એટલુંજ નહીં, પણ એક જરમન પ્રોફેસર જે અત્રે ગયે વરસે મરી ગયો હતો તેની રસાયણી ભઠ્ઠી મને અહીં તૈયાર મલવાથી મને માહરી એ શોહધખોળમાં બી ઘણી કીંમતી મદદ આઇતી થઇ જશે, અને તે લાલચને લીધેજ હું આએ તરફ પાછો રેહવા આવવા મન કરી શકયો. એ મુજબ છેલ્લાં છ અઠવાડયાં થયાં હું અત્રે રહેલો છું. ખરેખર તો અત્રે હું માહરી લેબોરેટરીમાં એટલો રોકાયલો રહુંછ કે બાહાર બહરવાસ કેથે નીકળતોજ નથી, અને આસપાસનાં લોકો હું અત્રે રહેલો છું તે જાંણતાં હોય તે વાસ્તે બી હું શકમંદ છું.

"હાલમાં હું એક ઘણી અગતની શોહોધના ઘણા જોખમભરયા અખત્રામાં રોકાયલો છું. અલબત, તેમાં જોખમ ઘણો છે, પણ હું ઘણી સંભાળથીજ કામ લેઉંછ, અને તમે આજે મને મનાવા "વીલોબ્રીજ" ખાતે ચાહી ચીતીને આવ્યાં ત્યારે હું એજ અખત્રાની જંજાળમાં રોકાયલો હતો. એ વખતે તું માનશે, ડારલીંગ, હું તાહરોજ વિચાર કરતો હતો! તાહરા જેવી એક નેક અને નમુનેદાર મોહરદાર સાથે હું કેટલી બધી નાલાયકાતથી વરત્યો હતો તેની મને યાદ સંતાપતી હતી! એટલા વાસ્તે તું મને પોતેજ માફ કરતી આવી ત્યારે આએ માહરી માંગી લીધેલી માફીનાં વચનો હું એવડી હીંમત અને એવડા વીશ્વાસથી તને લખુંછ.

"આએ કાગળ હું જેનસનને આપી રાખશ તે તમોને સ્હાંજે તમો જ્યારે પાછાં આપણી ગોઠવણ મુજબ અત્રે ડીનર પર આવશો ત્યારે તમારાં આવતાં સાથે હાથોહાથ આપશે, અને ડીનર લઇને આજ ને આજ આપણે લંડન થઇને ડોવર હંકારી જઇશું, કે જ્યાં હવે બાકીના દાહડા સુખસંપજમાં રહીશું. હવે તું કોઇ વાતની ફીકર કરતી ના. તે પછી હું તાહરી સાથે

સરખો ચાલું તેને વાસ્તે આએ કાગળ તાહરા હાથમાં એક હથ્યાર જેવું થઇ પડશે, કેમકે જ્યારે બી હું વાંકો ચાલશ ત્યારે તું મને એ કાગળથી ઉંધાડો પાડી શકશે. ખુદા, મગર, આપણુને એ દાહડો બતાવશે નહીં, અને હવે આપણે જલદીજ પાછાં મળીએ એવી દુવા ચાહતાં,

લા૦ તાહરી નેકીમાં ઘણું માનવાવાલો અને તુને સાચાં દીલથી યાદ કરવાવાલો, તાહરી માઈનો તલબગાર ભરથાર,

ફ્રૅડરીક રેવન્સકલીફ."

આ અતી અજબ જેવું તે એક કાગળ હતું, અને અમોએ તે કેવી અજાયબીથી વાંચીને પુરૂં કીધું તે કેહવું જોઇશે? જેનસનનાં દેખતાં ઉતાવળે વાંચવા જતાં જુલીને તેની શરૂઆત સમજજ નહીં પડી તેમાં અજાયબીજ શું હોય? કાગળ હતુંજ તેવું અજબ જેવું ને કંફોડું, અને તે હું વાંચતી હતી ત્યારે પણ વચમાં વચમાં અજબ થવા અને આસપાસમાં તકરાર અને મત કરવા મને ઘણી વાર થોભી જવું પડયું હતું. તે કાંઈ ઘેલો તો નહીં થઈ ગયો હતો કે આવું લખતો હતો? અથવા શું જાંણી બુજીને જુલીને દુઃખ લગાડવાની મતલબથીજ તેણીને તેણે એવો એક પત્ર લખ્યો હતો?

એ માહરાં અનુમાનો કાગળ વાંચવાનું શરૂ કરતાં હતાં ખરાં, પણ જ્યારે મેં તે આખો વાંચ્યો ત્યારે મને મજબુતીથી લાગ્યું કે એનો ભેદ કાંઈ બીજો અને જુદોજ હોવો જોઇએ. આ કાગળ જાંણે લોકોમાં આશકારા કરાવાની મતલબથીજ લખાયો હોય એવી દીસ્તી ઢપે લખાયલો હતો, અને તેમ તે લખવામાં લખનારની મકસદ ત્યારે શી હોવી જોઇએ?

"કેહની, ઍલન, તું હવે શું ધારેછ?" જુલ્યટે ઘણાજ દબાયલા દેખાવે પાછું પુછ્યું; "એ તો હોય અને થઇ શકેજ નહીં કે એણે મને દુઃખ લગાડવા એ ઢપે લખ્યું હોય? ત્યારે હવે તને શું લાગેછ?"

"મને ઘણું ખરાબ લાગેછ," મેં ગંભીરાઇથી કહયું; "મને તો એમ લાગેછ, જુલી, કે એક માણસ આપઘાતથી મરવા પછી લોકોને તે આપઘાતથીજ મુવો હતો એ નામોશી જાહેર નહીં થવા દેવા ચાહતો હોય, અને પોતાનાં મોહતને ખુદરતીજ રૂપ આપવા માંગતો હોય તે ઢપનું આએ સંભાળથી લખાયલું એક કાગળ છે! મને લાગેછ—ખોદાને વાસ્તે હીંમત રાખ, જુલી! મને ખરેખર લાગેછ કે આએ કાગળ લખીને જેનસનને હાથોહાથ પોતે આપ્યા પછી આએ આગમચ તાહરો ફ્રૅડરીક આપઘાતથી પુરો થઇ રહેલો હોવો જોઇએ!"

"જુલ્યટ એક ચીસ સમેત ઉછળીને એ સાંભળતાં માહરે ગળે વળગી પડી. જોકે તેનાં પોતાના અનુમાનો પણ એજ અને એજ હતાં, તોપણ મેં જ્યારે ખુલ્લું કરીને ખુલ્લા શબ્દોમાં માહરૂં એ મત કહયું ત્યારે તે ગરીબ છોકરી પવનમાં હીલતાં એક સુકકાં ઝાડ પેરે તન બદનમાં ધ્રુજતી હતી!

"ચાલો, ચાલો, આપણે જલદીથી એવણુના ઓરડામાં જઇએ," તેણીએ ઉતાવળે માંગી લીધું, અને હું એકમત થવાથી અમો બેઉ પાછળી બાજુએ ગયાં, કે જ્યારે અમોને આવતાં જોઇ પેલાં વર બૈયર તરત પાછાં દોડી આવ્યાં,

"આએ કાગળ તમોને લૉર્ડ ફ્રૅડરીકે પોતે આપ્યો હતો?" જુલીએ એ વખતે અવાજ ટેડવીને થોડીક હીંમતથી જેનસનને પુછ્યું.

"જી હા, બાઇ," જેનસન કેહવા જતો હતો.

"ચુપ કર તું, જૅન," તેની બાયરી વચ્ચે બોલી,—અને જુલી તરફ ફરીને ઘણાં માનથી કહયું, "માફ કરજો, માહરાં લેડી, આ ગામડયો છે અને એને અદબથી વાત કરતાં આવડતી નથી. એ કાગળ અમારા લૉર્ડે અમોને પોતે પોતાને હાથે તમો આવો તેવાંજ તમોને પુગાડવા આપ્યો હતો."

"અને તે આપતાં તેવણુ કાંઇ બોલ્યાતા, વારૂ?"

"હા, માહરાં લેડી," તે બુઢયાએ પગ વાલ્રીને દસમી વખત પાછી કુરનસ બજાવતાં કહયું. "તેવણે તેજ વખતે ખુલાસો કીધો, અને ત્યારેજ અમે તો જાણ્યું કે તેવણુ ઈગ્લાંડના એક મોટા લૉડ છે, અને તમો માહરાં લેડી સાથે કાંઇ મતફેરનાં કારણથી રીસાઇને અત્રે ચાલી આવ્યા હતા! તેવણે અમોને કહયું કે મીસ પર્સી બંગલો વેચાતો લેવા માંગેછ એ મસે તમો ખાખસુસ અહીં તેવણુને મનાવાજ આવ્યાં હતાં, અને તમારી ઘણી ઘણી તારીફો કરીને કહયું કે આજે અમો ત્રણે અહીંજ સાથે જમીને રાત્રે લંડન જઇશું."

"ને સારૂં સારૂં જમવાનું કરવા અમોને લૉર્ડે ખોબો ભરીને પૈસા આપ્યા, માહરાં લેડી," વળી બુઢો જેનસન વચ્ચે પુરાયો; "એટલા બધા પૈસા કે અમે અમારી જીંદગીમાં કદી એટલા પૈસા સામટા જોયલા બી નહીં! પણુ અમે અહીં જંગલમાં શું કરી શકયે? અહીં મલેછજ શું જે તેની વાત? તોબી અમે ડાઇનીંગરૂમ ઘણી મહેનતથી સાફ કીધોછ, જ્યાં ટેબલ માંડેલી છે, અને જે બનશે તે અમે ટેબલ પર લાવીને હાજર કરશું, માહરાં લેડી,"

"તમારી ઘણી મહેરબાંની થઇ," મેં કહયું; "અને હવે અમે લારે ઉપર લૉર્ડને મળવા જઇએ? તમો તમારૂં કામ કરો, અમો રસ્તો જાંણયેછ એટલે ઉપર જઇને તેવણુને તેવણુના ઓરડામાં મલી શકશું."

"ઓ, બેલાશક! ખુશીની સાથે! પધારો!" તે બંને વર બૈયરે ધામધુમ કીધી. હું જોઇ શકી કે તે ગરીબ મીસકીન ગમારોને મન ઈગ્લાંડનો ખેતાબ પામેલો એક લૉર્ડ તે એક નાધલો ખુદાજ હતો, અને એક ખુદાનીજ ઇજ્જતથી તેઓ હાલમાં તેને અને અમોને માન આપતાં અને અમારો અદબ કરતાં થયાં હતાં!

મેં તે બેમાંથી એકને બી સાથે લીધું નહીં, કેમજે અમે ઉપર જઇને શું દેખાવ જોઇશું તેને વાસ્તે હું ભયભીત હદ સુધી ખાત્રીપુર્વક હતી, જેથી જ્યારે તે બે અમોએ આપેલી છુટી મુજબ ખુશી થતાં પોતાનું રાંધવા પકાવવાનું બાકી રહી ગયલું કામ ખતમ કરી નાખવા ઉલટમંદ રાંધણીમાં દોડયાં, ત્યારે અમો બંને ધડકતાં જીગરે ઉપર ફ્રેડરીકના ઓરડામાં તેને શોહધતાં ગયાં. અમો મનથી તો સારી રીતે જાણતાં હતાં કે તે બે મુફલીસ બીચારાંઓ મોટી મહેનતે જે ડીનર તૈયાર કરતાં હતાં તે બધો ખરચ અને મહેનત ફુઞુલ થવાનાંજ હતાં!

---

## પ્રકરણ ૧૬૯.

અને અમો ઉપર તેના ઓરડા તરફ પાછાં આવી લાગ્યાં ત્યારે પેલોજ સહવારવાળો

વાસ—કાંઇ દવાઓનો ઉકાળો ચુલા પર બળતો હોય તેવો—વધતાં જોરથી હાલ પણ આવતો હતો, અને અમો વધતાં અકળાયાં.

અમે જ્યારે બારણું ઠોક્યું, અને અમોને જવાબ મળ્યો નહીં, જ્યારે તે ઓરડાની અંદરની ભયભીત ચુપકીદી જાણે ઉડીને અમોને પાછી વાગતી હતી! મેં વધતાં જોરથી, તેથી, પાછું બારણું ઠોક્યું, અને તોબી તેનું તે! અંતે મેં વાંકી વળીને બારણાંની કળમાંથી અંદર ડોકાવ્યું.

તે એક કચપચ ઓરડો હતો. કોઇ શક નહીં હતો કે પેલો જરમન પ્રોફેસર સ્તીનબૅક જેમ પોતાના કેમીકલ્સનો ઓરડો વસાવી ગયો હતો તેમ ને તેમ તે હજી સુધી અખંડ રાખવામાં આવ્યો હતો. મોટા મોટા દવાના બાટલાઓ અભડાઇ ઉપર ચઢાવેલા હતા, અને આખો ઓરડો વેરવાર ને ગીચપીચ હતો.

"કાંય, કંઇ દેખાયછ કે?" જુલીએ અત્યંત અધીરી પડતાં પુછ્યું.

"હા, જરા માહરી આંખ હજી ઠરવા દે," મેં કહ્યું;—અને પછી મેં પાછું જોયું, જ્યારે, ઓ પરવરદીગાર! મેં કેવો ભયભીત દેખાવ જોયો! તે કમબખ્ત લૉર્ડ ઉંધે મસ્તક ચુલા પર કાંઇ એક કકડતો પેનો ચઢાવેલો હતો તે પ્રવાહીમાં માથું નાંખીને પડેલો હતો, અને ખચ્ચીતજ તે ઘણા વારનો મરી ગયલો લાગતો હતો!!

મેં એ ઉતાવળા ગભરાતમાં જુલ્યટને કહ્યું, અને તેણે દુઃખની એક બરાડ સાથે બારણાં પર નખાવી દીધું, પણ બારણું અંદરથી બંધ હતું. અમોએ, તેથી, બંનેએ સાથે મળીને દીવાન્યતભર્યાં ઝનુનથી તે બારણાંપર નખાવી દીધું, અને ઉપરની એક સ્ટૅપર જે ફક્ત અરધીજ ચઢાવેલી હશે તે ખણખણાત અવાજ સાથે ત્યારે તરત નીકળી પડી, અને બારણું એક કડાકા સમેત ઉંધડી જતાં અમે બંને અંદર જીકાઇ પડ્યાં!

તે એક હદ વગરનો ભયભીત દેખાવ હતો! અમે જાણીનેજ ઉપર આવ્યાં હતાં, અને અંદરનો એ દેખાવ ભમતાં મગજે વધનો ઓછો ચાવીનાં બાકોરાંમાંથી જોયલોજ હતો, તો પણ તે આખો દેખાવ નજરે નીહાળતાં અમારો દમ જાણે દમમાંથી નીકળી ગયો! તે ઉંધે મસ્તક પડેલો હતો, અને જે ટબના ઉકળતા પ્રવાહીમાં તેણે પોતાનું માથું ખોસેલું હતું તે પ્રવાહી, બલતું લગભગ હોળવાઇ ગયલું છતાં, હજી કઢામાં ખલખલ થયા કરતો હતો!

એજ તેનો અરમાન હતો! એજ ઢપના એક આપઘાત વાસ્તે તેણે મને "રીવર હાઉસ"માં એક વાર કહ્યું હતું. તેની ચાલુ બદકારી ને બદફેલીની સજામાં તેનો ચેહરો ડાહમ દઇને જળાવી નાખવામાં આવ્યો હતો તે નામોશીથી તે આલમને આગાહ કરવા ચાહતો નહીં હતો, અને તેથી તે કોઇ એવી તરકીબનું મોહત શોહોધતો હતો કે જેથી આપઘાતથી નહીં ને અકસમાતથીજ તેને મુવેલો માનવામાં આવે, અને વળી મુવા બાદ પણ તેને ડાહમ દેવામાં આવ્યા હતા તે કેહેર કદી જગતને જાહેર થવા પાંમેજ નહીં!

અને તેવીજ તારીફ લાયક દુરઅંદેશી અને ઉંડી ગણત્રીઓથી તેણે હાલમાં આએ અતી ભયભીત કામ લીધેલું એકજ ઝટકે જોઇ શકાતું હતું. તેણે પેલાં કાગળમાં લખ્યું હતું તેમ (કે જે કાગળમાં થોડુંક ખરૂં અને ઘણું ખોટું અને બનાવટી હતું) આટલું તો ખરૂંજ લાગતું હતું કે કૉન્ટીનન્ટ પર તેને આએ એકાંતમાં એવી એક લૅબોરેટરી પડત પડેલી હોવાનું

કોઇએ કહેલું હોવુંજ જોઇએ, અને તેથી તે અહીં મરવાજ આવ્યો હતો. તે લોક અકસમાતજ માને તેથી જુદા જુદા નીરર્થક પ્રયોગો કરતો અઠવાડયાંઓ સુધી અત્રે આવીને ધીરજથી થોભ્યો હતો, જેવામાં સંજોગો અમોને એને એ તરફ ધસડી લઇ આવ્યા, અને ત્યારે તેનાં મોહતે સીતાબી કરી. તદન બનવાજોગ છે કે કદાપી અમે નહીંજ આવ્યાં હતે તો હજી તે બીચારો થોડાંક અઠવાડયાં જીવતે, પણ આ સંજોગ થવાથી તેને પેલું કાગળ લખવાની એકદમ તદબીર સુજી, અને તેણે પોતાનાં અકાળ મોહતને બીલકુલ અકસમાતનું રૂપ આપ્યું, એટલુંજ નહીં, પણ એક જીવતું દોજખ ઉઠાવીને મોંઢું માથું એવી રીતે જળાવીને મુવો કે પેલા ડાહમનો ભેદ અમો ત્રણ ચાર જે જાંણતાં હતાં તે સિવાય જ્યાદા કોઇ જાંણવા પાંમ્યુંજ નહીં! કોરોનરની જુરીમાં પછીથી એક કૅમીસ્તે પુરવાર કરયું તેમ જે ઉકળતા રસાયણી પ્રવાહીમાં તે માથું ખોસી મુવો હતો—કોરોનરની જુરીમાં પુરવાર થયું તેમ અકસમાતથી તે કઢામાં પડી જવાથીજ તે બીચારો મરણ પામ્યો હતો—તે પ્રવાહી બધાં દીલનાં ચાંમડેચામડાં ઉતારી નાંખે એવી જાલીમ અને જબુન હતી.

જુલ્યટ બાજુમાંની એક ખુરસીમાં ફસડાઇ પડી, અને બાલેબાલ પીખીને બેઅખત્યાર રડી. તેને એ કમબખ્ત જવાંન વાસ્તે ઘણોજ ખરાં દીલનો પ્યાર હતો, અને તે ભુલીજ નહીં જઇ શકી કે ડોવર ઠર પડયા પછી તે સુધરીને સમો થયો હતો. તે પોતાની પરણી મોહરદાર સાથે ઘણી મોહબત અને વફાદારીથીજ પાછળથી રહયો હતો. ખચ્ચીત, જો મરનાર મી૰ ગાવર વચ્ચે નહીં આવતે તો કાંઇ સંદેહજ નહીં હતો કે તે એક નવો ને જુદોજ માણસ થતે, અને તે બંને વર બૈયર ઘણાં સુખસંપજમાં રહીને આયંદા સુખીજ થતે!

હવે હું હીંમત કરીને તે કઢાની નજદીક ગઇ, અને મેં આસ્તે રહીને તે મરનારનો હાથ માહરા હાથમાં લઇ ખાત્રી કીધી કે તે મરણ પાંમી ચુકયો હતો. જો તે બેહોસ થયલો હતે તો હું શોર મચાવીને મદદ બોલાવી એનો જાંન બચાવવા જે માહરાથી બનતે તે કરતે; પણ અફસોસ કે તે વાસ્તે જોઇએ તે કરતાં ઘણું મોડું થઇ ચુકયું હતું!

અને હું એ મરીજ ગયો હતો એમ ખાત્રી કરીને પાછી ફરવા જતી હતી તેટલાં માહરા પગ તળે એક નાધલી શીશોઇ કાંઇ કચડાઇ ગઈ, જ્યારે તેમાંનો થોડોક પ્રવાહી બાહેર ઘોળાયો; અને હું તાબરતોબ સમજી ગઇ કે તે નાહની શીશોઇમાં કોઇ જાતનું ઝેરજ હોવું જોઇએ. મરનારે બધુંજ પકકું કરયું હતું. ઉકળતી કઢામાં જાન તરત નીકળી ન જાય તો તે ટકી નહીં શકે તે ફીકરથી પેહલે તે બીચારાએ કાંઇ કાતીલ ઝેર પી લીધેલું હોવું જોઇએ એમ અમો તરત જોઇ અને સમજી લઇ શકયાં. તે કઢાની પાસેજ ખુરસી લઇને એવી ફીસમે બેઠેલો હોવો જોઇએ કે ઝેરના ઝટકા સાથે તે ઉછળીને પોતે તે કઢામાંજ પડે, અને એક સેકંડમાં જાંન ફના થાય! ખુરસીની પણ પુરવારી હતી. ખુરસી તે બીચારાના પગ આગળજ ઉઠલાઇને ઉંધી પડેલી હતી.

જુલ્યટને તેણે છેલ્લે ઘડીએ લખેલું કાગળ પણ એજ અજવાળું ફેંકતું હતું એમ હવે એક લેહજામાં જોઇ શકાતું હતું. આખો પ્લાન તેણે તારીફલાયક તાસુબીથી રચ્યો હતો, અને મરવાના ગભરાત છતાં પોતાની નામોશી છુપાવવાને વાસ્તે તેનુ મગજ કેટલી બધી ચાલાકીથી કામ કરી શકયું હતું તે જોઇને હું માહરી અક્કલથી બબજા હેરત રહી.

મેં, તેથી, મરનારની એ છેલ્લી સૌથી માનીતી મુરાદને અશોકભરેલું માન આપવા ટેબલ પરથી બ્રશ લઇને માહરા પગ તળે કચડાયલી શીરોઇનો ભુકો વાળીને બાજુ કરી નાંખ્યો કે કોઇને આપઘાતનો ખ્યાલજ નહીં થાય, અને જુલીએ પણ મરનારની એ માનીતી ઉમેદને દીલોજાંનીથી ટેકો આપવાનો પોતાનો પવિત્ર ઠરાવ હીંમતથી મને કહી સંભળાવ્યો. એમાં કોઇને નુકશાન હતુંજ નહીં. જુરી જો આપઘાતથી મરણ નીપજવાનું જાહેર કરે તો અપઘાતનાં કારણો માટે હજારો ચુનોચેરા પોલીસને કરવી પડે, અને ગરીબ જુલીને બેવડું જાહેરમાં નાહક લજવાઇ મરવાનું થાય. એટલા વાસ્તે તે બીચારાએ જે રસ્તો લીધો હતો તેજ બેહેતર હતો, અને તેનેજ ટેકો આપવાને અમો અમારા વચ્ચે મત કરીને તાબડતોબ એકમત થયાં.

તે પછી અમે બહાર નીકળીને સોહર મચાવ્યો, અને જેનસનવાળાંઓને ઉપર તેડી લીધાં, જે બંને જૈફો અમારી ગભરાતની બુમોથી બન્યું એટલી ઉતાવળથી ડર ખાઇ ગયલાં ઉપર દોડી આવ્યાં, જ્યારે તેઓ પણ આ દુઃખનો દેખાવ જોઇને તમામ થસ થઇ ગયાં. ઘરડી મીસીસ જેનસનને તો ઘણી અતવત એમ થઇ કે ઘણી મોટી જેહમતે અને મોટા ખરચે તેઓએ જે સુન્ના મોહર જેવું ડીનર તૈયાર કર્યું હતું તે એમનું એમ હવે બીગડવાનું અને રતવત થવાનું હતું !

ઘરડો જેનસન હવે જેટલી ઝડપથી તેના ઘરડા પગો પાછા તેને લઇ જઇ શકયા તેટલી ઝડપથી અમારા કહેવાથી એકદમ પોલીસને તેડવા દોડયો, અને પોલીસ આવી તેટલાં ગરીબ જુલીએ જે કલ્પાંત કર્યા કીધું તે કોઇનુ બી દીલ ગમથી ચાક કરી નાંખે તેવુંજ હતુ. જેનસનવાળાંઓ તો લાશને તે કઢામાંથી ઉંચકીને બાજુ કરવા ચાહતાં હતાં, પણ મેં કાયદો યાદ કરીને તેમને મના કર્યાં. ખરેખર, પોલીસ પણ અકસમાતનાંજ અનુમાન પર આવીને થોભે તેથી તેમને એ દેખાવ એમનો એમજ જોવા દેવાની માહરી મરજી અને ગણત્રી હતી, અને વળી કાયદા પ્રમાણે અમોને પોલીસ આવી લાગે તેટલાં કાંઇ બી ફેરફાર કરવાનો કોઇ હકજ નહીં હતો.

અને પછીથી જલદીજ આખાં ગામમાં એ મોહતે ઘણો મોટો ગભરાત મચાવ્યો. એવાં એકાંત ગામડાંઓમાં ખુંન અથવા આપઘાત એવા જવલેજ બનતા બનાવો થાય છે કે તે થાય છે ત્યારે કેવળ ગભરાતજ મચાવી મુકે છે, અને પછી પોલીસ આવ્યા બાદ તેણે લાશનો કબ્જો લીધો અને અમો અમારાં મનની શાંતી વાસ્તે સરાહમાં પાછાં ફર્યાં ત્યારે લોકો અમોને હદ વગરની જીજ્ઞાસાથી જગેજગ તીકતાં હતાં! ખરેખર તો સરાહમાં પણ જીજ્ઞાસુ લોકોના હજારો બેહુદા સવાલોનો ઘસારો તાલતાં અમને ઘણું જીવ પરજ આવ્યું !

એમ છતાં એ ગરગામડેનાં લોકોની ભલાઇના નમુના તરીકે પણ માહરે અત્રે લખવાને વીસરવું નહીં જોઇએ કે અમને આવી એક મુફલીસ સરાહમાં રાતવાસો રેહવાનું હતુ તે વાતનો ખ્યાલ કરીને હર્ટફર્ડશાયરનાં પાંચ સાત આગેવાન કુટુંબોમાંથી લેડી રેવન્સકલીફને અને મને તેમને બંગલે રેહવા આવવાનાં ઘણાં આગ્રહપુર્વક ઇજનો લખાઈ આવ્યાં, જે બધાં અમોએ ઘણાં હેસાંન અને માનથી ના પાડયાં. અમારે ફકત ત્યાં એકજ રાત રેહવાનું હતું. કોરોનરની જુરી ખતમ થાય ત્યાં સુધી એજ તરફ રેહવાનું પોલીસે લેડી રેવન્સકલીફ કને માંગી લીધું હતું.

જુલીએ, અલબત, ફ્રેડરીકના અર્લ બાપ અને કાઉન્ટેસ માતાને પણ તેનાં મોહતની ખબર આપવા એક ખેપ્યાને તાબડતોબ ખાસ મોકળી આપ્યો હતો, પણ તે સંગદીલ માબાપ——એમાંથી એક બી—આવ્યાં નહીં. ઘરડો અર્લ ઘણો બીમાર હોવાનું જવાબમાં તે લોકે જણાવ્યું; અને તેની બીમારીને લીધે તેને મુકીને નહીં આવી શકવાનું કાઉન્ટેસે જુઠું કે સાચ્ચું કહી મોકલ્યું. ફક્ત વાઇકાઉન્ટ રેવન્સકલીફ—મરનારનો વડો ભાઇ—એકલોજ બીજે દાહડે સહવારે ગામમાં આવ્યો, જે તુમાખના ભરેલાએ આવતાં સાથે પોતાની ખાસ્યત બતાવી, અને જુલીને કશીજ ગણકાવી નહીં. જુલી એક ઘણુંજ તુચ્છ પ્રાણી હોય એમજ તે તેનાં પોતાનાં મનથી સમજતો દેખાતો હતો, અને તેનો ભાઇ કુટુંબમાં અળખામણો થઇને ભર જુવાંનીવચ્ચે આ ગસ્આમડે મરી ગયો તેનો દોષ તે એ ગરીબ નિર્દોષનેજ દવાર ચઢાવતો લાગતો હતો! હેમક ગધેડો તે! તે ખરો ભેદ શું જાંણે? તે શું જાંણે કે મરનારને લલચાવનાર ને ફસાવનાર જુલી કોઈ રીતે હતીજ નહીં, અને ખરી રીતે તો ઉલટુંજ હતું? તે શું જાંણે કે કેવી જાલીમ ફરજ્યાતનાં આ લગન થયાં હતાં, અને તેનો ભાઈ પોતાની બુરી કરણીની સજામાં એટલો વેહલો જીંદગીથી કપાઈ ગયો હતો? તે શું જાંણે કે લોકોમાં વાત ફેલાઈ હતી તેમ અકસમાતથી નહીં પણ તેનો કમબખ્ત ભાઈ ખરેખર તો એક જનુન આપઘાતથી મરણ પાંમ્યો હતો?

તેણે મને મળવા માગ્યું, પણ મેં મજબુતીથી એ મીલાકાતનું માન ના પાડયું અને તે વાસ્તે નાજ લખ્યું. મેં સાફ લખ્યું કે જો તેને મળવુંજ હોય તો તેને પોતાની વીધવા ભોજાઇનેજ મળવું જોઇએ, અને તે અત્રે માહરી સાથે હાજર હતી તે છતાં તેને નહીં ને મને મળવા માંગવાનું તેના જેવા એક માટે બીલકુલ નાસુનાસેબ ને બેહુંદું હતું. વળી ખરેખર તો હું એ મીલાકાત વાસ્તે મુતલગ ખુશીજ નહીં હતી. મને મરનારને વાસ્તે તે બારીકીથી પુછે, અને માહરે તેના છુપા ભેદો જાહેર કરવા પડે તે ઘણું બંધનકર્તા હતું, અને માહરે, તેથી, એવી એક મુલાકાત ઓગાળવાનું બેવડું કારણ હતું.

એ પછી બીજે દાહડે બપોરે બે વાગે, એટલે વાઇકાઉન્ટ રેવન્સકલીફ ગામમાં આવ્યો તેજ બપોરે અમો જે સરાહમાં ઉતર્યાં હતાં ત્યાં જુરી ભરાઈ. જુરીના મેમ્બરો કોરોનર જોડે પેહલાં જઇને પોલીસે કરેલા રીપોર્ટ મુજબ લાશ અને તે ઓરડો કે જ્યાં મરણ નીપજ્યું હતું તે તથા મરણ કેવા સંજોગોમાં નીપજ્યું હતું તે સઘળું નજરે જોઈ આવ્યા હતા.

પેહલાં બે શાક્ષી ઘરડો જેનસન અને તેની બૈરીજ હતાં. તેઓ બીચારાં જે જાંણતાં હતાં તે કહી ગયાં. તેઓએ કહયું કે મરનાર છેલ્લાં છ સાત અઠવાડયાંઓથી એ એકાંતમાં આવી વસ્યો હતો, અને અકસમાત થવાને દાહડે તેણે પોતે કહયું ત્યારેજ તેઓએ જાણ્યું હતું કે તે પોતે એક લૉર્ડ હતો, કે જે પોતાની બૈરીથી રીસાઇને અત્રેનાં એકાંતમાં રેહવા ચાલી આવ્યો હતો. તેણેજ વળી તેઓને તેજ દાહડે પોતાની બૈરી સાથે સલાહ થયલી હોવાનું પણ કહયું હતું, અને રાત્રે લેડી રેવન્સકલીફ અને મીસ પર્સી તેના સાથે જમવાનાં હતાં એમ કહીને એક મજાહનું ડીનર કરવા વાસ્તે તેણે તેઓને પુરતો ખરચ આપ્યો હતો તે પણ તેમણે જાહેર કર્યું.

અને ત્રીજી શાક્ષી તરીકે જુલ્યટને બોલાવવામાં આવી, પણ તે તો લાગણીઓથી એટલી બધી આજેજ થઇ ગઈ કે કાંઈ બોલીજ નહીં શકી, અને કોરોનરે કે જુરીએ, તેની ઘણી

દયા ખાઇને, ઉપરાસાપરી સવાલોનાં દબાણુથી તેને મુતલગ પજવી નહીં. તેણીએ ફક્ત પેલું કાગળ જુરી કને રજુ કીધું, કે જે વાંચવાથી અકસમાતનાં અનુમાનને એક ઘણી મોટી મજબુતી મળી, અને જુરીએ ખચ્ચીત અકસમાતથીજ મરણુ નીપજેલું હોવાનો એકમતે અભિપ્રાય આપ્યો. માહરી જુબાનીની તો સારાં નસીબે જરૂરજ નહીં પડી હતી. જુરીની પોતાની તપાસ અને પોલીસની, એક કેમીસ્તની, એક ડાકટરની વિગેરે જે બીજી જુબાંનીઓ રજુ થઇ શકી તે બધી એવા પ્રવાહીમાં પડવાથી મોહત તાબડતોબ નીપજે અને આખી ચામડીજ ઉખડી જાય એવું પુરવાર કરનારી હતી, ત્યારે માહરી જુબાંનીનું વધારામાં કામજ શું પડે?

---

## પ્રકરણુ ૧૭૦.

આખું ગામ જુલીની દયા ખાતું હતું. તે જવાંન મોહતજ કોઇની બી દયા ઉશ્કેરે તેવું હતું. જુલીએ તો જોવાની હીંમત બી નહીં કીધી હતી, પણુ પોલીસે આવીને તે કમબખ્ત મરનારને તે ઉકળતા કઢામાંથી બાહેર ખેંચી કાઢયો ત્યારે મેં તે પર એક અડછતી નજર નાંખી લીધી હતી, અને તે એક વારનો અતી સોહામણો મુખડો એટલી ભયભીત હદ સુધી બેડોળ ને બદસુરત થઇ ગયો હતો—બળીને કોયલો થયલાં મોઢાં પરનાં તમામ ચામડેચામડાં એવાં ઉખડી ગયાં હતાં કે તે અતી કમકમાવનારા દેખાવ હેઠળ પેલા અસલ ડાહમ તો બીલકુલ નાબુદજ થઇ ગયા હતા, ને એ રીતે તે કમતાળે મરનારની ઉમીદ અને ગણુત્રીઓ આયંદા સઘળી ખરીજ આવી હતી!

અને જુરીનું કામ ખલાસ થયા પછી અમે તે સરાહને લગતા અમારા ઓરડામાં બંને જણુ એકલીજ હતી, અને પોસ્ટચેઝ તૈયાર કરવાનો હુકમ આપીને જેમ બને એમ જલ્દી લંડન પાછાંજ ફરવાનું ધારતાં હતાં. મુશકેલ ફક્ત મરનારનાં શબને ઠેકાંણે પાડવાને લગતી હતી. જુલીએ તો એ તરફ મૈયતનો કારોબાર કરનાર એકને બોલાવીને પોતાને ખરચે કૉફીન વિગેરેના સઘળા હુકમો આપીજ મેલ્યા હતા, પણુ હવે તે લાશને ગારવી કયાં તે નકકી થવાનું જરૂરનું થઇ પડયું હતું. એ બીચારાને એજ તરફનાં ગરીબ કબ્રસ્તાનમાં દાટવો, અથવા જ્યાં તેનાં ઉમરાવ કુટુંબનાં બીજાં મેમ્બરો લંડનમાંના ભપકાદાર "વૉલ્ટ"માં હંમેશગીની ઉંઘમાં ઉંઘતાં હતાં ત્યાં દાટવા વાસ્તે મોકળી આપવો તે અમારે નકકી કરવાનું હતું. તે કમબખ્ત માબાપે કુટુંબી મગરૂરી ને પૈસાની તકોબરીમાં જીવતાંજીવત તો તેને આ હદ સુધી આતલબાતલ કરીને વીસારી આપ્યો હતો, પણુ શું મુવા પછી પોતાનાં ગુજરેલાં વાહલાંઓ વચ્ચે તેની લાશને ઠામ આપવા બી તે ક્રુર મગરૂરો ના પાડવાનાં હોશે? એ સવાલનો નીર્ણય તો થવોજ જોઇએ, અને મેં જુલીને, તેથી, સલાહ આપી કે વાઇકાંઉન્ટ—મરનારનો વડો ભાઇ—જે લોકે લાજે ફરજ્યાત આવેલો હજી અત્રેજ થોભેલો હતો તેને એક ચીઠી લખીને તેણીએ એ વિશેનો જવાબ મંગાવી લેવો.

"મને એ નથી ગમતું, ઍલન," જુલીએ આનાકાંની કરી; "તેથી થશે એમ કે એમ કરીને હું એ તુમાખી કારશલતન ફૅમીલીમાં ઘુસવા માંગુંછ એમ કદાપી એ તુમાખતું ખોરયું પોતે પોતાનાં મનથી માની લેશે, અને મને વધતું અપમાન કરશે!"

"એવી ફીકર રાખવાની કોઇ જરૂર નથી," મેં સમજાવ્યું; "આપણે ચીઠીજ એવા તોરથી લખશું કે તેણે તુંને કરેલાં અપમાનને અને તેને પોતાને આપણે બીલકુલ તુચ્છ જાંણેચ્છ એમ ચીઠી વાંચતાં સાથે તેની ખાત્રી થઈ જશે. લખ હું લખાઉં તેમ."

અને ગરીબ જુલીએ એ સાંભળીને તરત મન પર લીધું, અને મેં જે ટુંક પણ ફક્ત જવાબ માંગનારી ચીઠી લખાવી તેનો "ટોન" તેને બી પણ ગમ્યો. એ ચીઠી અમોએ તરતજ વાઇકાંઉન્ટને મોકળી આપી, અને તે લઇ જનાર આદમી મોંઢેથીજ તેનો કહી મોકલેલો જવાબ લાવ્યો કે તે પોતે વીગતે વાત કરવા એક કલાકમાં, જો અમારી રજા હોય તો, અમોને મલવા આવવા ચાહતો હતો. હવે અમો ના કેમ કહી શકયે? અમે રજામાં હાજ કેહેવડાવ્યું, અને બીજે અરધોએક કલાક નહીં ગયો તે પહેલાં તો વાઇકાંઉન્ટ અમોને મળવા આવ્યો. તેને—મેં ઘરવાળીને કહી મુકયું હતું તેમ—તરતજ અમારા ઓરડામાં લાવવામાં આવ્યો.

તે મરનાર કરતાં દેખીતોજ ઉંમરમાં મોટો હતો, પણ મરનારને અરધે હીસ્સે બી સોહામણો નહીં હતો. તે ઉંચાઇમાં પણ ધ્યાંન ખેંચનારો બીલકુલ નહીં હતો, અને તુમાખ તો બાપેદાદેનો તેની નસેનસ ને રગેરગમાં ગળી ગયો હોય તેમ તેનામાં પચી ગયલો પ્રગટ વાંચી લઇ શકાતો હતો! તે બેઅદબ હદ સુધી તુમાખી દેખાતો હતો. એશકોતાત હતો, અને ડાબી આંખમાં એક "ક્વીઝીંગ ગ્લાસ" પેહડતો હતો, જેથી મને તો તે ઉલટો બદસુરત જેવો વધતો દેખાતો હતો, કેમકે તે એક આંખનો આઇગ્લાસ આંખ પર ટકાવા તે દરેક પળે ડાચાં એવાં જુદાં જુદાં એબલગામણાં જેવાં કર્યા કરતો હતો કે તેથી તે ખચ્ચીતજ બેવડો બદસુરત લાગતો હતો! ટુંકમાં, વાઇકાંઉન્ટ રેવન્સકલીફ કોઇ એવો માણસ નહીંજ હતો કે જોતાં સાથે કોઈનાં પણ મનમાં પોતાને વાસ્તે સારી અસર કે માન પેદા કરી શકે અથવા કોઇનાં બી દીલ જીતી લઇ શકે!

તે અમો હતાં તે ઓરડામાં આવતાં અમો બંનેને ઘણા મોટા તુમાખનું દુરથીજ સ્હેજ નમ્યો, અને અમોએ પણ ત્યારે તેને તેવાજ તોરથી સહેજ ડોકાં નમાવી જવાબ કર્યો. જુલી કાંઇ બોલીજ નહીં, અને મનેજ તેને ખુરસી બતાવવી પડી.

"કદાચ તમે લોકો અજબ થતાં હોશો," તેણે પોતાની બેઠક લઇને પેલો એક આંખમાં ખોસી ઘાલેલા ચસમાનો કાચ આંખ પર ટકાવી રાખવા ચેહરાના અનેક બીહીક લાગે તેવા ચાળાચસ્કા કર્યા કરતાં કહયું, કે જે બધો વખત તે જુલીનેજ ડોળો ખોબી ખોબીને પગથી માથાં સુધી નીહાળતો ને નીરખતો હતો! "તમે બેઉ અજબ થતાં હોશો કે હું તમોને ચાહી-ચીતીને મળવા આવ્યો, પણ મીસ નોરમન તમે——"

"માહરા લૉર્ડ," જુલ્યટે મોટા ગુસ્સાથી ઉછળી ઉઠી તથા સર ઉપર ખેંચીને કહયું, કે જ્યારે તેના ચેહરા પર એકદમ લોહીનો ધસારો થવાથી તે હતી તે કરતાં અતી ઘણી વધારે દમામદાર દેખાતી હતી! "તમે મને જાંણી બુજીને 'મીસ નૉરમન' કહી અપમાન કરવાજ જો અત્રે આવેલા હોવો તો તમારે તમારી ચાલ વાસ્તે શરમાવું જોઇશે."

"ઓ, એમ કે?" તે તુમાખી શ્રીમંત મોટા તુચ્છકારનું હસ્યો; "હું તો સમજતોતો કે નાચીજ ઍક્ટ્રેસીસ જ્યારે ઉમરાવોના છોકરાઓને ફાંદામાં ફસાવીને પરણી જાય, અને તેઓના ઉમરાવ ભરથારો મરી જાય ત્યારે તે લોકો પોતાનાં અસલ બાપીકાં ગરીબ નામેજ

પાછી ઓળખાતી થતી હશે !"

"તમોને મોટી શરમ છે!" જુલ્યટે વધતા ગુસ્સામાં પગ ઠોકીને કહ્યું; "હું જોઉંછ કે તમે કાંઇ નહીં તો એક સામન્ય ઇનસાન તરીકેની લાગણીથી વટીક માહરી લાગણીઓની કશી બી પરવાહ ધરાવ્યા વગર શરમભરેલી હીંમતથી અહીં સુધી મને દુઃખ લગાડવા ને અપમાન કરવાજ આવેલા છો, તો હું હુકમ કરૂંછ કે આ ઘડી આએ માહરો ઓરડો તમારે છોડી જવો જોઇશે! ઉઠો, એકદમ! માહરે કોઇ આદમીને બોલાવીને તમને હડધુત કરાવવા પડે તે આગમચ——"

હવે હું બી વચ્ચે પડી.

"ખચ્ચીતજ માહરા લૉર્ડ," મેં કહ્યું! "તમે એકદમ અહીંથી ચાલતા થાઓ. તેમાંજ તમારી શોભા છે. તમે પોતાને એક ઉમરાવમાં ખપાવોછ, પણ તમારા જેવી નાતરસ અને ખરી હીણપસ્તીભરેલી ચાલ તો એક દેહકાંણી બી ચલાવતાં શરમાય!"

"વાહ, આએ તો એક મજાહનો નાટક થતો દેખું!" પેલો વધતો ચકાસ્યો ને જાસ્તી બેઅદબ થયો; "આએ તો બે નાટકવાળીઓ સ્ટેજ પર નાટક કરતી કરતી અહીં બી કેયો આબાદ નાટક કરી દેખાડતી દેખું!"—અને તે મોટે સાહદે ને મોટા અપમાનનું હસ્યો; "ચાલવા દેઓ, ચાલવા દેઓ, ઘણી ગમત પડશે!"

"તમો અહીંથી એકદમ તમારૂં કાળું કરીને જાઓછ કે નહીં!" જુલીએ એકદમ છેડાયલી વાઘણનીજ છલાંગથી ઉછળીને મોટે સાહદે પુકાર્યું.

"તું શાંત થા, જુલી!" મેં તેને સમજાવીને કહ્યું,—અને પછી પેલા ખાલી મગજના લુચ્છા તરફ ફરીને વધાર્યું, "હું તમોને એક ઘડીની વચમાં તમારૂં પાંખડું પકડીને ઓરડાની બાહેર ફેંકી દેવાની શકતી ધરાઉંછ, માહરા લૉર્ડ, પણ હું તરત ને તરત તેમ નથી કરતી, કારણ કે હવે તો હું થોડુંક તમોને કહી સંભળાવવાજ માંગુછ. તમો અમોને ઍક્ટ્રેસીસ જાંણીને હીણોછ ને તે વાતનાં ઠીસણાં કરોછ, પણ ઇજ્જતદાર બાંનુઓને તેમની ગરીબી વાસ્તે નાકમાં તુમાખ રાખી તેમનાં ઘર સુધી ચાલી ચલાવીને જઇને અપમાન કરવાવાળા તમારા જેવા અવ્વલ નંબરના હીચકારા બાયલાઓથી અમારૂં માન કશીજ રીતે ઉતરી જતું નથી! અમે તો ઍક્ટ્રેસીસ થવા ને કેહવાવા વાસ્તે ઓર મગરૂર છીએ, પણ તમે ભુલીજ ગયાછ કે એક કમીની ઍક્ટ્રેસેજ એક વખતે તમારા અલે બાપનો જાંન બચાવેલો છે!"

"ઓ, તે હેસાંન—જો કદી કહી શકાય તો—ધોવાઇજ ગયું, કે જ્યારે તેં આગળ રહીને માહરા ભાઇને ફસાવવામાં આએ પોરીને મદદ કીધીતી, કારણ કે તાહરીજ લુચ્છાઇભરેલી ઉશ્કેરણીથી એ બધું થયલું છે એ તો અમે બધાં—"

"એવડી શરમ છે તમોને એ બાઇને એ પ્રમાણે ગળે પડવા ને સતાવવા વાસ્તે!" જુલ્યટે હવે તમામ ધીરજ ખોહી દઇને અફડાતફડી કરી; "મને અપમાન કરતા કરતા હવે એ બેહનને બી બુરૂં બોલવાની બેહયાઈ પર ઉતરી ગયાછ, પણ એ બાઇની ઇજ્જત ને નેકીને અરધે હીસ્સે બી તમારા આખાં ઉમરાવ મંડળમાંની એક બી બૈરી કે છોકરી આવી શકે એ શકભરેલું છે!"

"વૅલ, વૅલ, હવે એ હોજાતોજીનો ફાર્સ અહીંજ બંધ થવા દેઓ," તે લુચ્છાએ હવે થોડોક નરમ થતાં કહ્યું; "માહરે તો ફક્ત નજરે જોઇ લેવાનું હતું કે માહરી નામાંકીત ભોજાઇ કેવીક ખુબસુરતીની છે!"

"તેજ તમારાં તુચ્છ દીલની મોટામાંમોટી પુરવારી છે કે તમારી બેશરમી અમારાં મોંહાં પરજ કબુલ કરવાને વાસ્તે તમો જરા થઇને લજવાતા નથી, અને તે છતાં તમો પોતાને એક ઘણા મોટા ઉમરાવમાં ખપાવોછ!" જુલ્યટે તુચ્છકારથી કહ્યું; "તમારે જાણવું જોઇએ કે તમારા ઉમરાવ ભાઇને હું પરણી તે કાંઇ તેના ખેતાબ કે પૈસાની કુમક પર પરણી નથી, કેમજે અમે તો ગરગામડે રહેવા પરણીને તરતજ અત્રેથી જતાં રહેલાં હતાં, અને સામું મેં માહરા પોતાના પૈસાથી તે બીચારાનું ગુજસંણુ કરેલું છે. તે માહરી સાથે માહરાંજ ધણ્યાતાં મકાનમાં રહેલો હતો, અને તેની પોતાની પાસે તો એક શીલીંગ બી નહીં હતી! વળી બે મહીના પર તે માહરાથી અલગ થયો ત્યારે બી માહરાજ પૈસા લઇને તે અલગ થયો, અને તે આવાં મોહતે છેક પુરો થયો ત્યાંસુધી માહરાજ પૈસાથી તે બીચારાનો ગુજારો ચાલ્યો હતો. એજ તમોને તમારી આંખ ફોડીને બતાવશે કે ઍક્ટ્રેસીસ બી બાજે વખત કમીના હેતુઓના કેહવાતા ઉમરાવોને શરમાવા જેવું કરી શકેછ!"

મગર આ હડહડતો લુચ્છો અને કમીનો એથી બી કાંઇ હજી ઝાંખો જંખવાનો થયો નહીં!

"અને તમે 'લેડી રૅવન્સકલીફ' થયાં તે તો ભુલીજ જાઓછ કે?" તેણે વધારે તકોબરી કહી સંભળાવી; "હવે, તેથી, ભરયા બારમાં એ તમારૂં લેડીશીપ, માહરૂં માનો તો, ભુલીજ જાઓ, અને પાછાં મીસ નોરમનજ થઈ જાઓ! ખરેખર, તેમાંજ તમારી ઇજ્જત છે!"

"ખરેખર તેમાંજ માહરી ઇજ્જત છે!" જુલીએ કડવાસથી કહ્યું. "તમારો ભાઇ જે મોહોતે મુવો તે અને તેનો સબબ જો તમે જાંણુતા હોતે તો તમો ધ્રુજીજ મરતે, અને આવું મગરૂરીનું બોલવા ને મને કહેવા આગમચ તમારી જીભ તમે પોતેજ કાપી નાંખવા રાજી થતે! તમે એમ ના મળકાતા કે લેડી ફ્રૅડરીક રૅવન્સકલીફ કહેવાવાને વાસ્તે હું કશી બી રીતે મગરૂર છું! ઉલટું, એ બીચારા મરનારના સંબંધમાં જે બન્યુંછ તે પછી તો એવું એક ખેજાલત પામેલું નામ ધરાવવાને વાસ્તે હું બેવડી શરમાઉંછ ને લજવાઇને મરીજ જાઉંછ!"

પેલો શખ્સ એ સાંભળી હવેજ સખ્ત તરખાયલો દેખાયો. આ શું બધું જુલ્યટ કાંઇ અજબ જેવું ભેદભરેલું બોલતી હતી? તે વાસ્તે તે ગભરાઇને હદ વગરનો જીજ્ઞાસુ થયો!

"ચપી જા, જુલી," મેં મોટી નારાજીથી કહ્યું; "એ તું નહીં બોલવાનું બધું બોલી જાયછ."

"નહી બોલવાનું એટલે?" પેલાએ વધતી આતુરતાથી પુછ્યું.

"ખચ્ચીતજ નહીં બોલવા જેવું!" જુલ્યટે તો પોતાની મોટી ઉશ્કેરણી વચ્ચે ચાલુજ રાખ્યું; "એ મરનારના સંબંધમાં એક એવી મોટી નામોશી બરપા થયલી છે કે જે આલમ જો જાંણે તો તમો જે બધાં મોટાં તુમાખદાર ઉમરાવ તરીકે નસ્કોરાં ઉંચાં લઇને ફરોછ તે નામોશીથી ખાકમાં લોટતાં થઈ જશો! એટલા વાસ્તે હજી બી હું કેહુંછ કે તમે બધાં તમારી સંભાળમાં રેહજો. તે વાહલા મરનારને વાસ્તેનાં માહરાં માન અને સાચાં દીલના ચાહને ખાતર

મેં એ બધું અત્યાર સુધી દાબદબાણ કીધુંછ ને અમે બધાં ચુપ રહયાંછ ખરાં, પણ તમે લોક જો તમારી નાતરસ અને કરપીણ ચાલથી મને ઉશ્કેરવાજ માંગશો, તો યાદ રાખજો કે, તમારાં નાક કેમ કાપી નાંખવા તે બાજી માહરે હાથ છે!"

"જુલી, તું નથી ચુપ થતી?" મેં ઘણા ગુસ્સાથી કહયું; "એ તો તું ખરેખર એક ગુનાહજ કરેછ."

"પણ એવું તે છે શું?" પેલો એકદમ વધતો તલપાપડ થયો; "કેહોની લેડી ફ્રેડરીક—"

"હા! હવે હું લેડી ફ્રેડરીક થઈ ખરી કે?" જુલ્યટે મોટા કડવાસથી કહયું,

"હું કાંઇજ નથી કેહવા દેવાની!" મેં તરત વચ્ચે પડીને જુલ્યત કે જે કાંઇ બોલવા જતી હતી તેને ચુપ કરી નાખતાં કહયું. "એ ગરીબ મરનારની એટલી છેલ્લી ઉમેદ પોતાનાં મોટાં માન પામેલાં ખાનદાનની ઇજ્જતની રક્ષા કરવાનીજ હતી, અને તેને માન આપવા વાસ્તે તે નામોશી જાહેર નહીં કરવાને તું બંધાયલી છે."

"હું નથીજ બોલતી, બેહન ઍલન," જુલીએ બરીબાઇથી કરયું; "મને એ લોક તમાચા મારીને બોલાવેછ ત્યારેજ—"

"બોલો, બોલો, બોદાયને વાસ્તે બોલો!" પેલા કમીનાએ હવે વધતી કાકલુદી કરી; "અમોને બી લાગ્યાજ કરતું હતું કે એમાં કાંઈ બી ભેદ છે, નહીં તો તમારાથી કજ્યો કરીને છુટો થવા પછી અહીંના આએ છેક છટ્ઠે ખુંણેનાં આવાં હરીહાક એકાંતમાં તે છુપાઇ અને દબાઇ શાંનો રહે? તેનાં મોહતમાં બી કાંઇ ભેદ હોવો જોઇએ. તેને કૅમીકલ પ્રયોગો કરવાનું મૅડનેસ શાંનું લાગે? કોઇ દાહડે કોઇ સ્વપ્ને એ સાયન્સની જાતભાત બી નહીં જાંણે તે એકાએક એવું શાંનું કરવા જાય ને તેમાં અકસમાત શાંનો થાય?"

"તમારામાં જરા બી વકુફ હોય," મેં ગુસ્સાથી કહયું, "તો એ તમારી અજાયબીઓ કોઇની બી આગળ બોલતાં ને જાહેર કરતાં અચકાજો! એટલુંજ જાંણજો કે લેડી ફ્રૅડરીક રેવન્સકલીફને બુરૂં બોલતાં કે અપમાન કરવા જતાં એને ઉશ્કેરી મેળશો તો તમારાં આખાં કુટુંબને ઘણી મોટી ખેજાલત ને નામોશીમાં લજવાઇ મરવાનું થશે! એટલા વાસ્તે હું ભલામણ કરૂંછ કે—"

એટલાંમાં અમારા ઓરડાનું બારણું આસ્તે આસ્તે ઠોકાયું, અને પેલી સરાહવાળી અંદર આવી.

"યોર લેડીશીપ," તેણીએ અદબથી જુલ્યટને કુરનસ બજાવી કહયું; "કોઇ ડાકટર સીંગલટન નામના ગ્રહસ્થ અહીં આવી લાગ્યાછ ને તમોને મળવા માંગેછ. તેવણ કેહજે ડોવરના ડાકટર છે, અને—"

"હું ઓળખુંછ તેવણ સાહેબને," જુલ્યટે તરત સ્વભાવ સમાલી લઇને નમનતાઇથી જવાબ કર્યો; "તેવણને મેહરબાની કરીને તરત અંદર મોકલો."

ઘેરવાળી નમીને બાહેર ગઇ, કે જ્યારે જુલ્યટે હવે પોતાના જેઠ તરફ ફરીને કહયું; "મરનારને કાંહાં દાટવાના છે તે અમોને મેહરબાંની કરીને એક ટુંક ચીઠીથી લખી જણા-

વજો કે તે મુજબનીજ અમે લોકો બંદોબસ્તી કરચે."—અને તેણીએ તેને દમામથી બારણું બતાવ્યું.

તે, મગર, જવાબમાં હજી કાંઇ જ્યાદા કહેવા જતો હતો, જેવામાં તો બારણું પાછું ઉઘડયું, અને ડાકટર સીંગલટન દમામથી અંદર આવ્યા, એટલે પેલાને નમીને ચાલતો થયા વગર ચાલ્યુંજ નહીં. તેણે, તેથી, બાહેર જઇને બારણું પોતા પછવાડે પાછું બંધ કર્યું, અને તેની ખાલી થયલી ખુરસીમાં ડાકટર સીંગલટન બેઠા.

"આજે એતેફ્રાક જરૂરી કામસર માહરૂં અત્રે આવવું થયું, લેડી ફ્રેડરીક," તેવણે કહયું; "અને અહીં આવતાં સાથે તમારા ખાવંદનાં કમનસીબ મોહત બાબે સાંભળીને માહરાં હાડેહાડ ધ્રુજ્યાં! હું તમોને, તેથી, દીલાસા વાસ્તે એક ફરજ સમજીને હાલમાં અત્રે મળવા આવેલો છું, બાંનુ."

જુલ્યટે તેનો ઘણો ઘણો ઉપકાર માન્યો.

"ઓ ડાકટર સીંગલટન," તેણે તે પછી રડીને કહયું; "તમે તો બધું જાંણોછ. ઍલને માહરી આગળ વાત કીધેલી છે કે તમોને બધું ખબર છે. કેવી શ્રાપ પાંમેલી બીચારા માહરા મરનારની જીંદગી! એવણુની બદફેલીની સજામાં એ તપાવેલાં લોખંડના ડાહમ મોંઢા પર દેવાયા ને દેવાયા શરમથી બીચારા બીલકુલ જાંણે ઘેલાજ થઇ ગયા હતા!"

"જુલ્યટ, જુલ્યટ, તું કાંએ આજે એમ ઘેલી થાયછ? જરા ભેદમાં તો બોલ!" મેં ધીરજ ખોહી દઇ ગુસ્સાથી અને ઠપકાથી કહયું,—અને તરત મને વેહમ પડયો તેથી હું નરમ પગલે બારણાં આગળ ધસી ગઇ. ત્યાં જઇ મેં તે બારણું ઉઘાડી નાખ્યું, ને જોઉછ તો બારણાં પર કાંન કરીને પડેલો વાઇકાઉન્ટ રેવન્સકલીફ અમારા ઓરડામાં થતી વાતચીત સાંભળતો પકડાઇ આવ્યો! તેનો ચેહરો મોહત જેવો ફીકકો હતો. તેણે પેલો નેહેસ્ત ભેદ આબાદ કેથો સાંભળી લીધો હતો!!

---

## પ્રકરણ ૧૭૧.

તેણે પુરતું સાંભળ્યું હતું, અને તે, અત્યંત બેકરાર બની ગયલો, છેક મોહત જેવો ફીક્કો હતો, કે જ્યારે આમ છુપાઇને અંદરની વાત સાંભળતો પકડાઈ આવવાની બેજાલત અને હીણુ-પસ્તી વચ્ચે ઝીલાઇ જવાથી તે એકદમ વધારે ખસ્યાણો થયો.

"મીસ પર્સી," તેણે, એ ઉપરથી, મને જોતાં સાથે ઘણી વિનંતીની ઢપે ધીમે, બોખરે અવાજે કહયું; "મને માફ કરો, અને હું માંગી લેઉછ કે આએ પાસેના ખાલી ઓરડામાં ફક્ત એકજ મિનીટ જરા આવો. માહરે કાંઈ તમોને ઘણું જરૂરનું પુછવાનું છે."

હું ગઇ. મેં બારણું એવી કીસમે ઉઘાડયું હતું કે ઓરડામાં વાતચીત કરતાં બેઠેલાં ડાકટર સીંગલટન અને જુલીએ પેલાને બાહેર છુપાઇને ઉભેલો મુતલગ જોયોજ નહીં હતો, જેથી બારણું માહરી પછવાડે પાછું તરત ખેંચીને બંધ કરી લઇ હું પેલા તુચ્છ શ્રીમંતની હાકલુદી મુજબ તેની જોડે પાસેના ઓરડામાં ગઈ, કે જે એક બીજો "સીટીંગ રૂમ" હતો, અને જ્યાં—મેં જોયું કે—હાલમાં કોઇ નહીં હતું.

"તમારે શું કેહેવુંછ?" મેં મોટા તુમાખથી પુછ્યું; "આએ રીતે બારણાં પર કાન કરીને કોઇની ખાનગી વાતો સાંભળવાનું નાલાયક બાયલાપણું તો—"

"હું માફ માંગી ચુકયોછ, મીસ પર્સી," તે લુચ્છાએ વધતી કાકલુદીથી કહયું; કે જ્યારે જરા વાર આગમચનો તેનો પેલો તમામ તુમાખ અને ગરૂરી બીલકુલ જમીનદોસ્ત થઇ ચુકેલાં સ્પષ્ટ જોઇ શકાતાં હતાં! તે દુઃખી થયલો, ઘણી હીણુપસ્તી પાંમેલો, ઘણો ગભરાયલો નજરે આવતો હતો. "હું એટલુંજ પુછુંછ કે શું જુલ્યટે હમણાં જે ડાકટરને કહયું તે ખરી વાત છે? શું કોઇએ ખરેખર માહરા એ બદબખ્ત ભાઇને પકડીને તેની કોઇ બદફેલીની સજામાં તેનાં મોંઢાં પર તપાવેલાં લોખંડના ડાહમ દઇ તેનો ચેહરો ચુંઠી પીખી નાંખ્યો હતો? ઓ ખુદા, કેવું ભયંકર! કેવું ખેજાલતભરેલું! કેવું નહીં માનવામાં આવે એવું!"

"હવે અફસોસ થાયછ કે, માહરા લૉર્ડ?" મેં તુચ્છકાર કર્યો; "તમે તમારા પૈસા ને પદવી પર ઘણા ઉછળ્યા ને ઘણા ફુગરાયા, પણ આએ વાત જો જાહેર થાય, અને તમારૂં તુમાખી કુટુંબ જો જરા બી સ્વમાનમાં માનવાવાળું હોય તો જાહેર આલમના ફીટકાર વચ્ચે એ કુટુંબની ઇજ્જતના કેવા કાંકરેકાંકરા થઇ જાય? તમોને શરમ નહીં આવી એ ગરીબ પણ ઇજ્જતદાર અબળાઓને ઘેર બેઠાં આવીને એ રીતે મન ભાવતાં અપમાનો કરતાં અને મોંહ ભાવતું બુરૂં બોલતાં? હવે તમે તમારે ચાલ્યા જાઓ! તમે જે બેશરમીથી સાંભળી લીધુંછ તેથી જ્યાદા હું તમોને કાંઇજ કેહવાની નથી. તમે, માહરા લૉર્ડ, એવી અમારી તરફની કોઇ બી નરમાશને લાયકનાજ નથી!"

"માહરા ખુદા! માહરા ખુદા! ત્યારે શું ખરેખર—મને વહેમ હતોજ તેમ—એ આપઘાતથીજ પુરો થયો? એવી એક લ્યાનતનુંજ મોહત પાંમ્યો?" વાઇકાંઉન્ટ અરધું મોટે અરધું મનસે પટપટયો,—અને પછી માહરી તરફ ફરીને વધાર્યું, "હું તમો બંને બાંનુઓની હજારો માફ માંગુછ. હું જોઉંછ કે તમો બંનેને અપમાન કરવામાં હું ઘણો હીચકારો થયોછ, અને તેથી મને તમારી પાસે મેહરબાની માંગવાનો હક નથી, પણ હું માહરાં દુઃખી માયબાપ અને હીણુપસ્તી પાંમેલાં ફૅમીલી તરફથી કાકલુદી સાથે એટલુંજ માંગી લેઉંછ કે આએ ભયંકાર ભેદની ખેજાલત ખોદાને ખાતર લોકોમાં કદી બી જાહેર નહીં થવા પાંમે તેની—"

"અમોને તમારા તરફની એવી કોઇ તાકીદ કે સલ્લાહની કોઇ જરૂરજ નથી, માહરા લૉર્ડ," મેં મોટા ગુસ્સાથી કહયું; "અને હવે હું આએ મીલાકાત વગર અગતે લંબાયલી જોવા ચાહતીજ નથી. હવે જો તમે તમારા મરનાર ભાઇની લાશની બ્યવસ્થા કેમ કરવા માંગોછ તે કેહવા માંગતા હોવો તો તેજ કહીને ચાલતી પકડો!"

"હા, તેની લાશ તો આવા સંજોગમાં હું હવે ત્યારે લંડનજ લઇ જવશ, અને લોકચરચા કશી રીતે વધી નહીં જાય તેથી કારસ્લેતન ફૅમીલીના વૉલ્ટમાં પુરતાં માન અને અદબથી તે ભુમીદા કરાવશું. એ બધી બંદોબસ્તીઓ હું પોતેજ કરી લેવશ, અને તમો બંનેને એની કાંઇ તસ્દી હું થવા દેવશ નહીં."

"ત્યારે અમારે અત્રે કાંઇ વધારે ખોટી થવા જેવું છેજ નહીં," મેં કહયું; "અમો અમારે લાશને છેવટનો એક સેજદો કરી લઇ આજેજ લંડન જતાં રહીશું."—અને તેના જવાબને વાસ્તે હવે જરા એ જાસ્તી થોભ્યા વગર હું તે ઓરડામાંથી ચાલીજ ગઇ.

હું એ પછી પાછી અમારા ઓરડામાં આવી, કે જ્યાં જુલ્યટ અને ડાકટર સીંગલટન હજી એ વાત કરતાં બેઠેલાં હતાં, અને માહરા ગયા પછી ડાકટર તો તરતજ જુલીને પાછું દીલાસાનું કેટલુંક કેહેવા જોગું કહીને રજા ચાહતો ઉઠયો અને ચાલતો થયો. એ પછી મેં જુલી આગળ વાઇકાંઉન્ટ સાથે જે વાત થઇ હતી તે બધી બ્યાંન કરી, અને જુલી પણ એ બંદોબસ્તીથી ખુશીજ થઇ. એ ઉપરથી અમો તરત પાછાં તૈયાર થઇને મરનારની લાશને ફરી એક વાર સેવટનો સેજદો કરી આવ્યાં, કે જે ક્રીયા જુલ્યટના જખમો પાછા તાજા અને વેહતા કરનારીજ થઇ પડી; અને પછી અમો અમારી "પોસ્ટ ચૅઝ" તૈયાર કરાવીને તરતજ લંડન પાછાં ફરવા નીકળ્યાં. એ વખતે લૉર્ડ રેવન્સકલીફ હાજર રહયો કે જુલીને જાહેરમાં જરા બી માઠું લાગે નહીં. લોકો, તેથી, જોઇ શક્યાં કે લાશને લંડન લઇ જવાની બંદોબસ્તી કરવાને વાઇકાંઉન્ટ પોતે પાછળ રેહેનાર હતો, અને તેથી જુલીને વીલોબ્રીડજ ખાતે વધતી રોકાવા કંઇ જરૂર હતી નહીં. તેણે પોતે પોતાની વીધવા ભોંજાઇને હાથ આપીને ગાડીમાં બેસાડી, અને પછી મને હાથ આપ્યો, જેથી જુલી જોડે મરનારનાં કુટુંબને બેબનાવ હોવાનો તો કોઇને કશો એ ખ્યાલજ જાંણે થયો નહીં.

"હવે છેક અગ્યારમે કલાકે સુદ્ધ ઠેકાંણે આવી ખરી!" ગાડી ચાલુ થવા પછી જુલીએ કડવાસથી કહયું, "હવે એના પછાડા તું જોઈ શકેછ કેની, બેહેન ઍલન? હવે એ આપુને રાજી રાખવા ને રાજી કરવા વીહીલો પડેછ કે રખેને કોઇ સંજોગથી આપણે પેલો ભેદ જાહેર કરવા લલચાઇએ! લોકોમાં એ મોહોત બાબે કશીજ ચકચાર થવા પાંમે નહીં તેમ વરતવાની હવેજ એને સુધ્ધ આવીછ!"

અમો ઘર પોંહોંચ્યાં. આખે રસ્તે એ અજબ જેવા સંજોગની મુસાફરી વાસ્તે અમો હદ વગરનાં અજબ થતાં રહયાં હતાં. એક નજીવી વાત પણ બાજે વખ્ત કેવું જરૂરનું રૂપ લઈ લે છે તે આ એક નાહની મુસાફરીથી જોવાતું હતું. "વીલોબ્રીજ મેનર" વેચાતો લેવાની મતલબથી અમો તે જોવા ગયાં ત્યારે આવાં પરીણામોનો કોણે ખ્યાલ રાખ્યો હતો? એ જાંણે એક ખુદાઇ સંજોગજ બરપા થયો હતો. કમબખ્ત ફ્રૅડરીકનો અંત અમારી હાજરીમાંજ આવે, અને તેની એ ભયંકાર ફેજ અમો નજરે જોવા પાંમ્યે એવો એ એક અજબ જેવો સરજતનો જોવાજોગ ખેલ થઇ ગયો હતો!

મેરી ગ્રેન્ટવર્થ અને બીડા, જેઓને ઘર પાછાં ફરવા બાદ મેં જે કાંઇ બન્યું હતું તે ટુંકમાં કહી સંભળાવ્યું તેઓ, પણ એ માઠા બનાવની હકીકત સાંભળીને અત્યંત દીલગીર થયાં. તેઓ એટલુંજ જાંણતાં હતાં કે ફ્રૅડરીક અને જુલ્યત કાંઇ કજ્યો કરીને છુટાં પડયાં હતાં, અને હાલમાં અમે વીલોબ્રીજ ગયાં હતાં ત્યાં તેજ વખતે, તે વર બૈયરને દોસ્તી થવાનાં દરમ્યાનમાં, લૉર્ડ ફ્રૅડરીક રેવન્સકલીફ અકસ્માતથી મરણ પામ્યો હતો. એમજ તેઓ સમજતાં હતાં, અને એમજ તેઓને મેં સમજવા દીધું. આખી આલમ એમજ સમજતી હતી. મરનારે આપઘાત કીધા આગમચ અત્યંત બાહોશીથી પોતાની મોહરદારને લખેલો પેલો યાદગાર પત્ર, જુરીમાં રજુ થયલો, આખાં ઇંગ્લાંડનાં પેપરોમાં જુરીના હેવાલ અને અભિપ્રાય સાથે, છપાયલો હતો, એટલે ફ્રૅડરીક આપઘાતથી મરવાનો તો કોઇને એક દુરનો સ્વપનો વટીક થઇ શકયોજ નહીં.

હવે જુલ્યટને વાસ્તે બીજી સહવારે શોકના પોશાકો તૈયાર કરવાના ઑરડર આપવા પડયા. ખરી રીતે તો લૉર્ડ ફ્રેડરીકનું મોહત થયું તે આગમચથીજ તે એક વીધવા હતી, અને આ મોહતથી, ખરૂં જોઇએ તો, એઉનો ચાહવા જોગ એક છુટકોજ થઇ ગયો હતો, તોપણ લોક-લાજે તેણીએ શોક કરવાનો અને શોક પાળવાનો હતો, જેથી શોકના પોશાકો તૈયાર કરવાના હુકમો આપવા પડયા.

અને એ પછી થોડા દાહડામાં ઘરડા મી૦ નૉરમન પોતે કૉન્ટીનન્ટ પરથી પાછા ફર્યા, કે જ્યાં, વાંચનાર યાદ કરશે કે, મરનારની જુસ્તોજો કરવાજ તેવણ બીચારા ખાસ ગયા હતા. જુલીએ એ મોહત થવા પછીથી તેવણુને એ બધો હેવાલ વીગતવારે લખી વાળ્યો હતો, જેથી તેવણુ તરતજ પાછા ફર્યા અને આવતા રહયા, પણ પાધરા લંડન આવ્યા નહીં. આવતાં આવતાં તેવણુ ડોવર ખાતે "રીવર હાઉસ" માંજ થોભી ગયા, અને જુલીને ત્યાંજ તેડાવી લીધી. એ રીતે જુલી જે પોતાના બાપ સાથે એક બે મહીના શાંતીથી ગુજારવા માહરે ઘેર મેહમાન આવી હતી તે ખરેખર તો ફક્ત દસ બાર દાહડામાંજ ડોવર ખાતેનાં પોતાનાં મકાનમાં પાછી ફરવા પાંમી.

એવામાં મને માહરા વાહલા હેનરીનું કાગળ મળ્યું. તે મી૦ મેકડોનેલ્ડ જોડેની ભાગી-દારીનું જે લખત સહી કરી આવ્યો હતો તે ભાગીદારીમાંથી છુટો થવા અને પોતાનું કામકાજ આટોપી લઇને હીસાબ ચુકતે કરવા ગયો હતો તે વાંચનારાં સાહેબો ભુલી ગયાં નહીં હશે. તે અત્રે આવી ગયો અને મને મળી ગયો—બલ્કે મેંજ તેને મી૦ મેકડોનેલ્ડ સાથે સઘળું છુટું કરી આવવા બજીદ થઇને મોકળી આપ્યો—તેને હાલમાં એક પખવાડયું થવા આવ્યું હતું, અને આ કાગળમાં તે લખતો હતો કે તેને પાછો ફરતાં હજી આઠેક દાહડાનો વીલંબ થશે. સઘળું કામકાજ આટોપીને હીસાબ રજુ કરવાનું તે ધારતો હતો તે કરતાં વધારે મુશ્કેલ અને રોકાણભર્યું થઈ પડયું હતું. જેથી તે જાસ્તી રોકાયો હતો.

મગર એ દમ વગરની વાત હતી. નવાણું ત્યાં બર્મા સો! હવે આઠેક દિવસમાં તો એ મારો વાહલો—ભવિષનો માહરો ભરથાર—સેવટનોજ અતરે આવનાર હતો, અને મી૦ ગાવરે મને બક્ષેલી દોલતની હું માલેક થઇ ચુકેલી હોવાથી હવે તો અમે બંને જલદીજ પરણીને, કોઇનાં બી ઓશીઆળાંપણાંથી અલગ, પુરતાં સ્વતંત્ર ને સુખી થનાર હતાં એ ખ્યાલના હર્ષથી માહરી છાતી ઉંચકાઇ ઉંચકાઇ જતી હતી. એ દરમ્યાનમાં તેઠલાં મને માહરી વાહલી બીડાનાં ભલાંમાં થોડુંક જાસ્તી ધ્યાંન આપવાની ફુરસદ થઇ શકી. તેણીને જે ઈંગ્રેજ સેલર છોકરા સાથે મોહબત થવા પાંમી હતી તે એ નાધલ્યાંઓના પાક પ્યારની કેરીયતને લગતું આગળ મેં થોડુંક વાંચનારાંઓને જણાવેલું છે. તે છોકરાનું નામ—મેં આગલ કહયું છે તેમ—વીલયમ લારનર હતું. તે બી બીડાની જીપસી જાતનોજ હતો, પણ જેમ બીડામાં તેમજ તે છોકરામાં એ જીપસીઓનું રખડેલપણું કશુંજ જોવામાં આવતું ન હતું. તે આ વખતે બીડા જોડે એક નવી નોકરીનું મત કરવાજ આવ્યો હતો, અને તેઓએ માહરૂં મત માગ્યું હતું, જે મેં તેમને વિચાર કરીને આપવાનું પ્રૉમીસ કરેલું વાંચનારને યાદ હશે. તેણે મને કહયું હતું કે તેનાં વાહાંણુમાં સર રોબર્ટ ટેમ્પલ નામનો હિંદુસ્તાનની ઇસ્ટ ઇન્ડયા કંપનીનો એક ઘરડો કરનલ હતો, જે તેને પોતાની નોકરીમાં રાખી લેવા ચાહતો હતો. વહાંણ પર તેનો

ખાસ હજુરચો અને ખીદમતગાર બીમાર થઇ જવા પછી વીલ્યમે તેની થોડીક ખીદમત કરી તેથી તે વીલ્યમ પર કુરબાન થયો હતો. તેણેજ તેને, પરીણામમાં, પોતાની એ નોકરીની ઑફર કરી હતી, જે વીલ્યમે કબુલ રાખવી કે નહીં તે વાસ્તેનો એ બે પ્યારાંઓ વચ્ચે સવાલ બરપા થયો હતો, અને તે માહરા સેવટના ચુકાદા વાસ્તે તેઓએ પછીથી એકમત થઇને માહરી અદાલતમાં નોંધાવ્યો હતો.

એ સર રોબર્ટ ટેમ્પલને માટે, મેં તે ઉપરથી, પુરતી તેહકીક ને તલાસ કરી, અને મને ત્યારે જણાયું કે તે ઘણી ઉદાર વૃતીનો પણ ખરેખર તો તદનજ ચકાસેલો ચક્રમ એક લખ્ખોપતી હતો. તે હિન્દુસ્તાનથી ઘણો માલદાર થઇને ઇંગ્લાંડ પોતાની જીંદગીની સાંહજ શાંતીમાં ગુજારવા જાથુકનો પાછો ફર્યો હતો, અને નાહના વીલ્યમને એક નોકર તરીકે નહીં પણ વધારે કરીને તો એક કમપેન્યન અથવા સેક્રેટરી તરીકેજ તે પોતાની નોકરીમાં રાખવા ચાહતો હતો.

તે જબરો ભેજાંફાટેલ હતો—ઘણોજ જલદી તપીને ઉશ્કેરાઇ આવે એવો; પણ ખરેખર તો ઘણું મોટાં ને ઉદાર દીલનો તે એક "ઇંડયન નવાબ" હતો. તે ખરેખર તો ઇસ્ટ ઈંડિયા કંપનીની નોકરીમાં એક કરનલ હતો, પણ પાછલાં વરસોમાં ત્યાં તે "નવાબ"ના એલકાબથી ઓળખાતો થયો, અને હાલમાં ઈંગ્લાંડ પાછો ફરેલો તે એક "ઇન્ડયન નવાબ"જ કેહવાતો હતો. વીલ્યમને, તેથી, મેં હાલની માહરી ફુરસદનો લાભ લઇને એ વિશે માહરી જોડે ધીરજથી વાત કરવા માહરી કને મળવા બોલાવ્યો.

"મને તો માહરી સેલરની જીંદગીજ વધારે પસંદ છે, બાઇ," તેણે મને કહયું; "એમાં હું વધવા અને હવે પછી આબાદ થવાનાં ચાન્સીસ ઘણા જોઉંછ, પણ તેવાંમાં આએ નવી નોકરીનો સંજોગ ઉભો થવાથી માહરે તે કબુલ રાખવી કે નહીં તે વાસ્તેની, માહરી બીડાને ખાતર, મને તમો બાઇની સલ્લાહ જોઇએછ."

'સર રોબર્ટ ટેમ્પલની ઑફર બી મને તો ઘણી ઉદાર લાગેછ, વીલ્યમ," મેં કહયું; "એણે તુંને આપવા માંગેલો પગાર અને પોઝીશન બેઉ તાહરા લાભમાં મને તો ઘણાં આશા આપનારાંજ દેખાય છે, પણ. તું તેમજ લોક કેહછ એટલો બધો, જો એ ભેજાંફાટેલ ને ચક્રમજ હોય તો—"

"તેજ તો માહરી મુશકેલી છે, મીસ!" વીલ્યમ હસ્યો; "હું જાંણુંછ કે એ નવાબ દીલના ઘણાં મોટા ને ઉદાર છે, પણ છેડાય ને ઉશ્કેરાય ત્યારે એક ભુતપલીદ જેવાજ થઇ જાયછ, અને જે હાથમાં આવેછ તે છુટું મારવા વટીક થોભતા કે અચકાતા નથી!"

"એ તો ત્યારે ઘણી ગંભીર વાત છે," મેં કહયું. "રખે પડછાયો પકડવા જતાં આએ હાથમાંનું અસલ પણ આપણે ગુમાવ્યે તે એક મોટી વિચારવા જેવીજ બીના છે! પણ ત્યારે તું એમ શા ઉપરથી કેહછ કે એ ડોસા દીલના ઘણા ઉદાર છે?"

"મેં મુસાફરી દરમ્યાંન તેના ઘણા દાખલા જોયા, મીસ," વીલ્યમે જવાબ કર્યો, "દાખલા તરીકે, એક વખતે વાંહણના મેન પોસ્ટ પરથી એક ખલાસી બીચારો તુટક પર પડયો, ને તેનો જમણો પગ ભાંગી ગયો, જે કાપી કાહડવા ફરજ થઇ પડી. હવે તેને મદદ થવા એક ઉઘરાણાંનું લીસ્ટ થયું, અને બધા ઉતારૂઓએ પોતપોતાની શકતી પ્રમાણે તેમાં ગીની, અરધી ગીની,

પાંચ શીલીંગ એમ ભરી આપ્યું, જ્યારે ડોસાજીએ તે લીસ્ટમાં પોતાની તરફથી દસ શીલીંગ ભરી."

"ઓ, દસ શીલીંગ?" મેં અરધા ગુસ્સાથી કહયું; "તું ઘેલો તો નથી થયો, છોકરા? એવો એક લખપતી નવાબ દસ શીલીંગ એવાં એક જરૂરનાં લીસ્ટમાં પોતાના નામે ભરે તેને તેને શું ઉદારતા કેહેછ?"

"તમે સાંભળો તો ખરાં, બાઇ સાહેબ," વીલ્યમ હસ્યો, "તેવણે લીસ્ટમાં તો એમ ફકત દસ શીલીંગ ભરી, પણ પછી માહરી મારફતે તે પગ ખોઇ બેઠેલા ગરીબ કમબખ્તને પોણુસો ગીની છુપી રીતે મોકળી આપી, અને એ વાત વાહણ પર બીજું કોઇ જાંણે નહીં તેની તેને ને મને સખ્ખત તાકીદ ફરમાવી!"

"ઓ, ત્યારે તો ખરોજ ઉમરાવ!" મેં એકદમ ખરાં દીલનાં જોશથી કહયું; "ત્યારે એવાની નોકરીમાં તું દુ:ખી કદી થવાનોજ નથી, વીલ્યમ. તું જરૂરજ જા ને એ નોકરી બેલાશક કબુલ કર. હું ધારૂંછ કે તું જો ડોસાજીની નાડ જરા સમાલી સમાલીને કામ કરશે તો એ તાહરી સાથે ગેરરીતીથી વરતવાનો નથી, કેમજે એ પોતેજ રાજી થઇને તુંને પોતાની નોકરીમાં લેછ. વળી તુંજ કેહેછ તેમ એ એકલો છેકલો અને કોઇ બી દુરનાં કે નજદીકનાં સગાંવાહલાંની ઓથ વગરનો છે, તો એવા એકની નોકરી કરવા ને દીલ જીતવામાં પરીણામ આયંદા સારૂંજ થશે."

"ને મને એ નોકરીની બીજી બી એક લાલચ છે, મીસ પર્સી," વીલ્યમે ચેહરામાં લાલ થતાં કહયું, 'વાહણની નોકરી પર જવાથી તો છ મહીના સુધી હું બીડાને પાછો મળી કે જોઇ શકતો નથી, જ્યારે——"

"હું સમજી," મેં તે છોકરાને ઓશકથી અતી ઘણો લાલ થતો જોઇને ગમત પામતાં કહયું, "તું તાહરે એ નોકરી લે, અને તું અહીં છે ત્યારે તો હવે અવારનવાર ફુરસદ પામતાં અતરે બીડાને મળવા આવશે તો મને કાંઇ વાંધો નથી."

---

## પ્રકરણ ૧૭૨.

એ પછી થોડેક દિવસે વાહલો હેનરી લંડન પાછો ફર્યો, અને તે મીલાકાતનું સુખ અત્રે વીસ્તારીને લખવા માહરી કને જગ્યા નથી. મેં તેને તે શું કરીને આવ્યો હતો તે પુછ્યું, અને ત્યારે જે ગોઠવણો થઇ હતી તે તેણે મને બ્યાંન કરીને કહી. તે છેલ્લો અત્રે આવ્યો ત્યારે અમેરીકાથી આવતાં લીવરપુલ થોભ્યો હતો, અને ત્યાં એ નવી ભાગીદારીનાં લખતો પર સહીઓ થઇ હતી. ચૌદ વરસની મુદતની એ ભાગીદારી હતી, અને એ મુદતની અંદર જો બી ભાગ્યો છુટો થવા માંગે તેણે આખા ત્રીસ દહાડાની સામી પારટીને આગમચથી નોટીસ આપવાનો એ લખતમાં એક ખાસ કરાર નાંખેલો હતો—એટલે કે મજકુર નોટીસના ત્રીસ દિવસ સંપુર્ણ પુરા થઇ રહે ત્યાં સુધી તો એ ભાગીદારીમાંથી કોઇ બી ભાગ્યો મુક્ત થઇ ચુકેલો કેહવાયજ નહી.

"એ રીતે, માહરી વાહલી ઍલન, તું જોશે કે હજી તો હું એ ફર્મમાં ભાગ્યોજ કહેવાઉં," હેનરીએ હસીને સમજાવ્યું. "મી૦ મેકડોનેલ્ડે કાંઇ એ મહીનાની નોટીસ પર ભાર નાંખીને મને માહરી મરજી ઉપરાંત ભાગીદારીમાં બાંધી રાખવા કહયું નહીં, પણ મેંજ એ વાતની હીમાયત કરી. લખાણું તે વંચાણું. મેં લખત સહી કરી આપ્યું, તો તેના કરારો પ્રમાણે ચાલવાને હું બંધાયલોજ છું."

"ઓ ખચ્ચીતજ!" હું ઘણી ખુશી સાથે તરત એકમત થઇ. "આપુને મી૦ મેકડોનેલ્ડ જેવા ખરા ભલા આદમી સાથે કરીતીથી વરતવા જરૂરજ શું છે? ભલે થોડા દહાડા વધતા ઓછા! તેમાં શું ખાતું મોડું થવાનું છે? પણ તમે એ નોટીસ આપી કયારે, વાહલા હેનરી?"

"પેહલાં તો હું અહીંથી પેઝલીજ ગયો, અને છુટો થઇ જવાનો માહરો એરાદો મેં મી૦ મેકડોનેલ્ડને કહી સંભળાવ્યો. તેવણ તે સાંભળીને ઘણાજ નાઉમેદ ને દલગીર થઇ ગયા, અને મેં જ્યારે આપણી પૈસા ટકાની નહીં ધારેલી થઇ પડેલી ઘણી સુખી સ્થિતીની હકીકતથી તેવણને વાકેફ કીધા ત્યારે તેવણ જેટલા અજબ તેટલા ખુશી થયા. તેવણે, એમ છતાં, મને ભાગીદારીમાં ચાલુ રેહવાની ઓંહોસ તો ઘણીજ કીધી, અને છેલ્લે અંતે તો અરધોઅરધ ભાગ આપી દેવા બી તૈયાર થયા! પણ આપણા વચ્ચે થઈ ચુકેલી બંદોબસ્તી મુજબ મેં નાજ કહયું, ત્યારે તેવણ નાચાર થયા. એ પછી માહરે બધા હીસાબો રજુ કરી આપવા પડયા, અને જ્યારે તે સઘળું ખતમ થઈ રહયું ત્યારેજ—હમણાં ફકત આઠેક દહાડા પર—હું કાયદાસરની નોટીસ આપી શકયો, જેથી નોટીસ આપવાની તારીખથી એક મહીનો ગુજરવા બાદ એ ભાગીદારીથી હું તમામ મોકલો થયલો કેહવાવશ, અને તે વાતની જાહેર ખબરો ત્યારેજ પેપરોમાં આવી શકશે."

આ બધી ગોઠવણ ઘણી બરહક હતી, અને તે મેં ખુશીથી મંજુર રાખી. એ પછી વાહલા હેનરીએ અમારા લત્તા પર નસીબ સંજોગે એક ફરનીશડ ઘર મળી ગયું તે તુરત વેળા પોતાને વાસ્તે ભાડે રાખી લીધું, અને આખો દહાડો તે માહરે ત્યાં માહરીજ સાથે રેહતો. એ સંજોગમાં અમે લગન બી જલદીજ નકી કરી નાખ્યાં. ચાર અઠવાડયાંઓ, એ તૈયારીઓને વાસ્તે અમોને લાગ્યું કે, ઘણા પુરતાં હતાં. માહરા હેનરીને ગમતું હતું એવું બગીચા સાથનું એકાદ ગરગામડેનું કવાએટ મકાન હજી અમોને કાંઇ મળી શકયું નહીં હતું, જે અમારે શોહધી કાઢવાનું હતું. વળી લગનના વાગા વસાવવાના હતા, અને બીજી ઘણી જરૂરતી તાકીદની ખરીદીઓ કરવાની હતી; અને હું, હેનરી તેમજ માહરા પપા ત્રણ મળીને રોજ સહવારે ખરીદીએ નીકળતાં, તેમજ લંડનથી વીસ કે ત્રીસ માઇલના ફાસલા પર જે જે મકાનો વેચતાં આપવાની પેપરોમાં જાહેર ખબરો આવતી તે અમો જઇને જોઇ આવતાં. એમ કરતાં અંતે એક મકાન અમોને બધાંને ગમતું મળી ગયું. તે ફ્રીહોલ્ડ હતું, અને તેનાં "ટાઇટલ ડીડસ" તપાસી તે ખરીદવાનું સાટું પકકું કરવાનું અમોએ સોલીસીટર મી૦ વીલકીનસનનેજ સોંપયું.

એમ, વાત કરતાં, બે અઠવાડયાં ગબડી ગવાં, અને અમારાં લગનના ખરા સુખી ને ભાગ્યશાળી દિવસને વચમાં ફકત બે અઠવાડયાંનોજ વીલંબ બાકી રહી ગયો. લગનની, એ દરમ્યાંન, બધી તૈયારીઓ અમો કરતાંજ ચાલ્યાં, અને માહરૂં લગનભરયું ઘર હાલ તો ખુશી-ખુરમી અને ખુશખુશાલીનુંજ એક અફસર ધામ થઇ પડયું!

અમારે કાંઈ ઘણી ધામધુમ નહીં કરવાની હતી. માહરી બે ત્રણ અંગત સહીઓ—મેરી ગ્લેન્ટવર્થ સુધ્ધાં—માહરાં લગન વખતે માહરી "બ્રાઇડ મેડસ" થનાર હતી. મી૦ નૅારમન અને જુલી પણ ડોવરથી ખાસ આવનાર હતાં. મેજર ગાવર અને ઍલીનને પણ તેડું કરવાનું હતું, અને માહરા બાપ કે જેવણ માહરા કાકા તરીકે જાહેરમાં મી૦ ફોરસીથ તરીકેજ—વાંચનારાંઓ જાંણે છે તેમ—ઓળખાતા હતા તેવણુજ મુરબ્બીગીરીથી, ધારા પ્રમાણે, એ લગનમાં માહરો હાથ માહરા હેનરીને સ્વાધીન કરનાર હતા. માર્કવીસ અને માર્સ્યોનેસ ઑફ કેમપેન અને માર્સ્યોનેસની બેહન કાંઉન્ટેસ બીએટ્રીસ પણ આવનાર હતાં, અને એ ઉપરાંત થોડાંક માહરાં બીજાં અંગત દોસ્તોને તેડવાનું ઠરાવવામાં આવ્યું હતું. ટુંકમાં, હવે બધું બીલકુલ પરીપકવ નકકીજ હતું, અને વચમાં કાંઈ વાંધા વીસ્તી જેવું દેખાતું નહીં હતુ; પણ બધું એમ આદમીનું ધારયુંજ જો આસાન પાર ઉતરતું આવતું હોતે તો ખુદાની ખુદાઇની કદર આદમીઓ જાણીજ કેમ શકતે?

હવે હૅરીને ઘેર આવ્યાને ત્રણેક અઠવાડયાં થયાં, અને પેલી ભાગીદારી છુટી થવાને વચમાં ફકત ચારેક દિવસનોજ વીલંબ હશે તેમ એક નવી તદ્દન નહીં ધારેલી આફત બરપા થઇ! હું માહરી લાયબ્રેરીમાં તે દાહડે માહરા પપા સાથે વાત કરતી બેઠેલી હતી. તેવણ તરતનાજ મી૦ વીલકીનસનને તેઓની ઑફીસમાં મળતા આવ્યા અને ખબર લાવ્યા હતા કે જે મકાન લેવાનું નકકી હતું તે માહરે નામે ચહડાવાનું હવે લગભગ પકકું થઇ ચુકયું હતું; અને એમ અમે વાત કરતાં બેઠેલાં હતા તેટલામાં અમારા ઓરડાનું બારણું જોરથી ઉઘડયું, અને હેનરી, ઘણો બીહીધેલો અને ગભરાયલો જેવો, અમારા ઓરડામાં દોડી આવ્યો. હું બીહીધી. માહરા બાપ બી પોતાની બેઠકમાંથી ચમકી ઉઠયા. એ શું થયું હતું? હેનરીનો ચેહરો હુબહુ દુઃખનોજ એક આયનો હતો! અંતે મેં તેને ઘણી ઘણી ધીરજ આપીને બેસાડયો, અને એ તેનાં દુઃખ અને ગભરાતનું સમજાવીને તેને કારણ પુછયું.

"નખ્ખોદ વળી ગયુંછ, ઍલન, બીચારા મી૦ મેકડોનેલ્ડનું સદંતર નખ્ખોદ વળી ગયુંછ!" તેણે ઘણું રડમસ કહયું.

"મી૦ મેકડોનેલ્ડનું નખ્ખોદ?" હું ઘણી અજબ થઈ. "હૅરી, એ શું કેહોછ? આવા મોટા લખ્ખોપતી આસામીનું એકદમ એમ નખ્ખોદ શા વરે વળી ગયું?"

હૅરીએ એ પછી ઘણી મુશકેલીથી જેમ તેમ શાંત થતાં બધો ખુલાસો કરયો, જે ખરેખર નહીં માનવા જેટલો ભયભીત હતો! ન્યુયોર્ક ખાતેનું "મેસર્સ રૉલીન્સ અને સીડની" ને નામે ઓળખાતું એક મોટું ધીકતું કરોડપતી બેંકીંગ હાઉસ, કે જેની લીવરપુલ, લંડન, વીગેરે બધે શાખાઓ હતી તેણે અચબુચ નાણાં પગાર કરવાનું બંધ કરયું હતું, અને એ સ્વપને વકકી નહીં રાખેલાં સત્યાનાશીભરેલાં દીવાળાંએ જે હજારોને પાયમાલ કરી મેલ્યાં તેમાં એ ખરી ભલી મનસનીનો મી૦ મેકડોનેલ્ડ એક હતો. એ એક એવું મોટું ને નામીચું બેંકીંગ હાઉસ હતું, કે જેની નાદારીનો તો જાંણે કોઇને કોઈ બી દહાડો ભય હોયજ નહીં, અને તેમાંજ મી૦ મેકડોનેલ્ડના ધીકતા ધંધાનો બધો આબારીભરેલો અવેજ રોકેલો હોવાથી એ ઉમરાવ જેવા સાહસીક વેપારીને પણ નહીં ધારેલી રીતે હવે નાદારીના ભયભીત જોખમમાં આવી ઉતરવાનું થયું હતું! વળી એજ નહીં હતું. મસલ મશહુર છે કે દુઃખ આવે છે ત્યારે એક અને

એકલું આવતુંજ નથી. મી૦ મેકડોનેલ્ડનાં પેઢીનાં મુખ્ય કારખાનામાં એજ લગોલગ એક મોટી આગ લાગી, અને મદદ પોંહચી શકે તે આગમચ તો તે પણ બધું બળીને ભસ્મ થઇ ગયું, જ્યારે ખરી કમબખ્તી તો એ હતી કે હેડ કલાર્કની ગફલતથી વીમો જે એક અઠવાડયાં પરજ ખલાસ થયો હતો તેનું પ્રીમ્યમ નવેસરથી ભરીને તે ચાલુ રખાવવાનું પણ રહી ગયું હતું!!

"ઓ, કેટલું ભયંકાર!" મેં દુઃખથી દાઝી જઇને પોકાર્યું, "પણ ખરેખર તબાહજ થઈ ગયા હશે? કાંઇજ બીચારાનું બચ્યું નહીં હશે?"

"તબાહીની શું વાત કરેછ, ઍલન ડીઅર?" હેનરીએ લગભગ રડી દઇને કહયું; "અહીંયાં તો કરજદારીનો સવાલ છે! અવેજ તો બધા ડુબી ગયા ને ઠાર મરી ગીયા, કે જ્યારે પેઢીનાં લખ્ખોનાં દેવાં, જો ઇજ્જત રાખવી હોય, તો એ બીચારાએ પગાર કરવાંજ જોઇએ. નહીં તો પોતે પણ નાદાર થવુંજ જોઇએ; અને એ કરજદારી કયાંથી એ બીચારા ભરપાઈ કરી આપી શકે? એવાં મોટાં ધીકતાં બીઝનેઝમાં રોજની જેમ હજારોની આવક તેમ હજારોની દેણદારી બી થતી આવે છે, અને આવક જેમ રૉલીન્સને ત્યાં જમે થતી આવે તેમ દેણદારી તો ચોપડામાં ઉભીજ રહે, ત્યારે એ લખ્ખોની દેણદારીને બીચારો પુગીજ કેમ શકે? જોની, આએ કાગળો વાંચની! એક તો બીચારાએ રડતી આંખોએ પોતેજ લખેલો છે, અને બીજો મી૦ પરકીન્સ નામના જે હેડ કલાર્કે વીમો રીન્યુ કરાવવાનું ભુલી જવાની નહીં માફ કરી શકાય એવી મોટી ગફલત ખાધી તેણે મોટા અફસોસનાં અતવત સાથે માહરી હજારો માફ માંગીને લખેલું છે!"

"બચ્ચીત ઘણું બુરૂં થયું," મેં ઘણી દયાથી કહયું, "પણ તોબી ખુદાના શુકર છે, વાહલી હૅરી, કે તમે સવેળા બચી ગયા!"

"હું બચી શાંનો ગયો?" હેનરીએ કપાળ કુટીને કલ્પાંત કર્યું, "તું ભુલી કેમ જાયછ કે માહરી ભાગીદારી છુટી થવાને તો એ બધું બન્યું ત્યારે હજી આખા છ દિવસનો વીલંબ હતો? ઓ, ખરી વાત તો એ છે કે મી૦ મેકડોનલ્ડ સાથે માહરો બી નાશજ થઇ ગયો!"

"હેં, તે કેમ બને? એમાં ઇનસાફ શું છે?" મેં દુઃખથી ચીસ પાડી.

"માહરી વાહલી દીકરી," માહરા બાપે ઉંડી ગમખ્વારીથી કહયું; "કાયદો તે કાયદો છે, અને હું બી હવે વિચાર કરૂંછ ત્યારે માહરી બી ખાત્રી થાયછ કે જો એમ હોય તો વાહલો હેનરી એ નાદારીની નહીં સહન થઇ શકે એવી મોટી નામોશી ને આફતથી મુતલગ બચી શકવાનો નથી!"

"ચાલો, ચાલો, આપણે તરત મી૦ વીલકીનસનનું મત લઇએ," મેં અધીરતાથી ઉભી થતાં પોકાર્યું; "માહરા તો માનવામાંજ નહીં આવતું. ગમે તે પણ હેનરી તો ચોવીસ દિવસ આગમચથી પોતે એ પેઢીથી અલગ થયલા હોવાની નોટીસ આપી ચુકેલા છે, તો પછી એવણની એ નખ્ખોદમાં હીસ્સેદારી કાંય સમજાવી જોઇએ?"

અમો બધાં વીલકીનસન સોલીસીટરની ઑફીસમાં દોડી ગયાં. હું એક ઝપાટામાં

જઇને માહરી ટોપી અને સ્કાર્ફ લઇને તૈયાર થઈ આવી. માહરા હાથ પગ એ બધો વખત ગભરાતથી ધ્રુજતા હતા. અમો અમારી ગાડી જોડાવાનો હુકમ આપવા વટીક ખોટી થયાં નહીં. બહાર વરંડા પર જઇને અમે ભાડેની એક ગાડી બોલાવી લીધી, અને તે ધારાશાસ્ત્રીની ઑફીસ પર એક સપાટામાં પોંહચી ગયાં.

સારાં નસીબે મી૦ વીલકીનસન એ વખતે પોતાના ઓરડામાં એકલોજ હતો, અને અમોને તેણે તરત અંદર બોલાવ્યાં. અમે, તેથી. તેની કને જઇને પેલા કાગળો વંચાવ્યાં, અને અમારો આખો કેસ સમજાવ્યો. તેણે તે પછી ખુરસી પર અઘેલો મારયો, પગ ટેબલ તળે વધારે પ્રસારીને લાંબા કીધા, ચશ્મો નાક પરથી ઉંચકીને છેક કપાળ પર ઉંચો ચઢાવ્યો, અને એકાદ પળ કપાળ પર આંગળી ટેકવીને ગંભીર ઘોરસ્તાન જેવા દાચાં સાથે વિચાર કીધો, કે જ્યારે અમો ત્રણે તેનું મત અને ચુકાદો સાંભળવા છેક અધીરતાની તાપથી તરસતાં હતાં!

"કોઇ બચાવજ નથી, મી૦ વેકફીલ્ડ," અંતે તેણે ઘણી મક્કમતાથી ખુલ્લા અવાજે ભાર નાંખીને માહરા હેનરીને કહયું; "તમારાં લખતનો કરાર ઘણો કલીયર છે, અને એક બી શક કે સંદેહ વગર તમો અત્યારે તો હજી એ ફર્મમાં ભાગ્યાજ છો!"

માહરો ગરીબ હેનરી! એ સાંભળીને તે વધતો ફીકકો પડયો, અને તેના હોઠ દીસ્તી રીતે ધ્રુજ્યા, જેથી અધીરી પડીને મેં તેનો હાથ માહરા હાથમાં લઇ દીલાસાને વાસ્તે હેતથી દાબ્યો, અને કાન પર પડીને હીંમત રાખવા જોગું તેને કેટલુંક કહયું.

"ત્યારે—ત્યારે શું તમે એમ કહેવા માંગોછ, મી૦ વીલકીનસન, કે જો મી૦ મેકડોનેલ્ડ નાદાર થાય તો હું બી સાથે નાદાર જાહેર થવશ, અને પેપરોમાં માહરૂં બી નામ નાદારીનાં લીસ્ટમાં રજુ થશે? શું માહરી બી નાદાર તરીકે જાહેર કોર્ટમાં તપાસ ચાલશે?"

"માહરા જવાંન દોસ્ત," વીલકીનસને ઘણી મુરબ્બીગીરીથી કહયું; "એ બધું કાયદા પ્રમાણે થવાનું તો ખરૂંજ, પણ તેમાં તમારે કે મી૦ મેકડોનેલ્ડે વટીક શરમાવા કે ધ્રુજવા ધપકવા જેવું છેજ શું તે હું જોઇ શકતો નથી. નાદારી બે પ્રકારની થાય છે: લુચ્ચાઇની અને નાચારીની; અને આએ તો એવી ઉઘાડી હકીકતનો ખરી નાચારીનોજ એક જાણવાજોગ કેસ થશે કે જેમાં કોઇ તમારે વાસ્તે બુરૂં માનવાનું નથી, અને બધાં સાંમી તમારી દયા ખાશે!"

"પણ નામોશી તો ખરીજ કેની?" હેનરીએ મોટા સંતાપથી તકરાર લીધી—અને તેની આંખમાં આંસુ ઉભાઇ આવ્યાં, જે જોતાં માહરો જાંન જળી ગયો. "માહરૂં નામ ગવરમેન્ટ ગેઝટમાં નાદાર તરીકે આવી માહરી કાચી ને આશાવંત ઉંમરમાં છપાય તે કરતાં તો હું મુવેલોજ ભલો કેની?"

"એ બધું બચ્ચાંસહી બોલવાનું છે—એક હીંમતવાન અને સાહસીક વેપારી બચ્ચાના તોરનું નહીં!" મી૦ વીલકનસન ઠપકાથી હસ્યો; "ઉલટું તમારે તો ખુશી થવું જોઇએ, કેમજે હવે હું તમોને એક ખરી વાત કેહવા માંગુછ. મીસ પર્સીએ એ વાત કોઇને બી નહીં કેહવાની મને ઘણી સખ્ખત મના ફરમાવેલી હતી. એ બાઇએ ઘણીજ તારીફ લાયક ઉદારતાથી પોતાને મળેલી મોટી દોલતનો બે ત્રતીઆંઉસ ભાગ એમનો એમ તમારી એકલાની મતા તરીકે તમારે નામે ચઢાવી આપવાનાં ડીડસ મને તૈયાર કરવા કહેલાં છે, અને તે જો તૈયાર થઇ ચુકયાં હતે અને સહીપત્રીઓ લેવાઇ ચુકી હતે તો આજે એ બાઇનો તે બધો અવેજ, તમારે નામે ચઢેલો,

તમારી પેઢીનાં માંગનારાંઓને ખાતે ઘસડાઈ જતે!"

હેનરી અને માહરા પપા એ સાંભળીને ઘણાજ અજબ થતા અને બીહીધેલા માહરા ચેહરા સામું જોવા લાગ્યા, કે જ્યારે થોડીક વાજબી મગરૂરીની ઓશકથી મેં તરત નીચું જોયું.

એ ખરી વાત હતી. હું મી૦ વીલકીનસનને એ હુકમ આપી ચુકી હતી. મેં જોયું કે એ દોલત બધી માહરે નામે રહે તો હેનરી ગમે તે પણ માહરા ભરથાર તરીકે પોતાના જીવથી તે ખાતાં ખરચતાં ઓશકાયા કરે, જેથી એક મોટી રકમ તેને નામે ચઢાવવાનાં ટાઇટલ ડીડસ તૈયાર કરવાનો તે સોલીસીટરને મેં છુપ્યો હુકમ આપી રાખ્યો હતો. મેં વળી એ વાત કોઇને પણ કહી નહીં હતી, અને ઓચરયાંઓ કાયદાપુર્વક તૈયાર થતાં સુધી તે કોઇને પણ નહીં કેહ-વાને મી૦ વીલકીનસનને ખાસ તાકીદ કરી હતી. મેં જોયું કે એ વાત આગમચથી જો જાહેર થશે તો માહરો હેનરી કાંઇ માનવાનો ને એકમત થવાનોજ નથી, અને તેથી બધું નકકી થયા પછી તેને અચરત કરીને ફાવી જવાની માહરી ખુશાલીભરી ઉમેદ અને ગણત્રી હતી. એટલા માટે મી૦ વીલકીનસને એ વાત આ તબકકે જાહેર કરી દીધાથી હેરત અને દંગ થતાં માહરા ભવિષના ભરથારે માહરી આંખોમાં જે હદ વગરનાં હેસાંન અને લખ્ખો પ્યારથી જોયું તે શું અત્રે માહરે સમજાવવા થોભવું જોઇશે?

"હજી ખુદાના ઘણા શુકર કરવાના છે," મી૦ વીલકીનસને જારી રાખ્યું, "કે આએ બંગલો વેચાતો લેવાનાં ટાઇટલડીડસ વગીક હજી સહી થયાં નથી. એ બંગલો બી, મી૦ હેનરી વેકફીલ્ડ, તમારેજ નામે લેવાનો મને મીસ પર્સીનો હોકમ હતો, અને, તેથી, જો સહીપત્રીઓ થઇ ચુકી હતે તો એ બંગલો પણ તમારી પેઢીના માંગનારાઓ એક લેહજામાં જપત કરી લઇ શકતે!"

"ઓ માહરી વાહલી ઍલન, ત્યારે તો માહરી સાથે તાહરો બી તમામ નાશજ થઇ જતે, અને કીરતારનું કેવું મોટું હેસાંન કે તેણે કાંઈ નહીં તો તાહરો આવો કટોકટ બચાવ કરી આપ્યો!"

"માહરાં વાહલાં છોકરાંઓ," હવે માહરા પપાએ કહયું; "તમે તમારે ઘેર જાઓ. હાલ એટલુંજ બસ છે. માહરે મી૦ વીલકીનસન સાથે એકલાએ એ બાબે ખાનગીમાં થોડુંક મત કરવાનું છે, અને તે કરીને હું તમોને ઘેર આવી મલુંછ."

---

## પ્રકરણ ૧૭૩.

અમો બંને, એ ઉપરથી, તાબેદારીથી તરત ઉઠયાં. હું માહરા પપાની મતલબ સમજી ગઇ. હવે આએ વાતમાં તો કાંઇ ધીરજથીજ ફેસલો થવો જોઇએ, અને અમો બંને એમ અમારાં અરસપરસ હેત વચ્ચે ઉશ્કેરાઇ આવ્યા કરીએ, તો પાટલો કેમ ફાવે? અમો, તેથી, તરતજ ઉઠયાં, અને માહરા પપાને તે ધારાશાસ્ત્રી સાથે એકલા છોડી ઘર તરફ ચાલતાં થયાં.

અમો બંને ચાલતાંજ ઘર તરફ જવા નીકળ્યાં. ઘણાં દુ:ખી દેમાગે, આએ નહીં ધારેલાં કાંટાના કટેસર માટે પોતપોતાના વિચારોમાં મશગુલ, અમો ધીમાં કદમે ચાલતાં ઘેર પાછાં ફરતાં હતાં.

"તું તો એમ થવાથી માહરે વાસ્તે કાંઇ બુરૂં નથી માનતીની, વાહલી ઍલન?" હેનરીએ અંતે ઘણી ગમખ્વારીથી જબાન ખોલી મને સવાલ કરયો.

"એ શું ઘેલાં, હેનરી!" મેં ઠપકાથી કહયું; "એમાં તમારો કસુરજ શું છે? એવી એક મોટી ને નામીચી પેઢીમાં બાગ્યા થવાનો તમારો લોભ ખોટો હતો એમ હું દીવાંની નહી હોઉં ત્યાં સુધી કહીજ કેમ શકું?"

"હા, પણ માહરૂં નામ નાદારીની ટીપ વચ્ચે પેપરમાં જાહેર થાય તેથી તાહરો કાંઇ ઓછો નાશ થવાનો નથી, વાહલી ઍલન, અને તેનું મને ઘણુંજ લાગેછ."—અને દુ:ખનું એક ડ્રચકું, એમ કહેતાં, તેણે પોતાની છાતીમાં ગુંગલાવ્યું તેનોં અવાજ પ્રગટ માહરે કાંને આવ્યો!

મેં તેને સધ્યારો આપ્યો. ઘણી હીંમત રાખવા મેં તેના કને આજીજીથી માંગી લીધું, અને એ વાતચીત કરતાં અમો ઘર પોંહચ્યાં.

અને થોડે વારે માહરા પપા પણ ત્યાં આવી લાગ્યા, જે પછી અમો ત્રણની કાંઉનસીલ અમારે ત્યાંના લાયબ્રેરીરૂમમાં પાછી ભેગી થઈ.

"આફ્ત તો છેજ, માહરાં છોકરાંઓ," માહરા બાપે લાગણીભેર કહયું, "મી૦ વીલકીનસને કાયદાની શાહદતો ટાંકીને એ વાત વાસ્તે માહરી તદન ખાત્રી કરી આપી. મી૦ મેકડોનેલ્ડ માંગનારાઓને ચીઠીઓ આપીને કે બીજી કોઇ બી રીતે પોતે ઉભો રહી શકે ત્યાં સુધી આપણે એ નાદારીની નામોશીમાંથી બચી શકવાનાં નથી."

અને અમો એ મુજબ એજ વાત કરતાં હતાં તેવામાં માહરો બાહેરનો દરવાજો જોરથી ઠોકાયો, અને જરા વારે એક આદમીએ આવીને અમોને ખબર આપી કે પેઝલી ખાતેથી મી૦ ગ્રાહામ નામનો કોઇ ગ્રહસ્થ મી૦ વેકરીલ્ડને ખાસ મલવા આવ્યો હતો.

"હા, એલેકઝાંનડર ગ્રાહામ? એ મી૦ મેકડોનેલ્ડનો ભાણેજ થાયછ," હેનરી ઉતાવળે બોલ્યો,—અને પછી તેણે તે નોકર તરફ ફરીને કહયું, "બોલાવ તે શેઠને અહીં."

તે આવ્યો. તે હેનરીનીજ ઉંમરનો દેખીતો સોહામણો એક જવાંન હતો, અને તેની સઘળી અદા ગ્રહસ્થપણાંનીજ હતી, તે ફીકો અને દુ:ખી દેખાતો હતો.

તેણે આવતાં સાથે હેનરીનો હાથ ઘણી મમતાથી પોતાના હાથમાં લીધો, અને મોટાં અફ્સોસથી કહયું, "ઓ મી૦ વેકફીલ્ડ, માહરા મામાજી જેવા અશો આદમી ઉપર આએ ખુદાનાં ઘેરનો કેવો નહીં ધારેલો અને નહીં ઘટતો ગજબ! તમે માનવાના નથી, પણ તેવણ જેટલા પોતાને વાસ્તે દુ:ખી નથી તેટલા તમારી અદરકદરથી દાઝીને અફ્સોસ પર અફ્સોસ કરેછ!"

"હોવુંજ જોઇએ," હેનરીએ જોશથી કહયું; "એ જેહ ગ્રહસ્થ ખરેખર તેવાજ ભલા ને અમીર છે; પણ એ કેમ બન્યું? જરા વીગતે બધી વાત તો કરો, મી૦ ગ્રાહામ? કાંઈજ છુપાવતા ના. કાંઇ ઓશકાતા ના. આએ માહરાં કઝીન મીસ પર્સી છે, અને આએ માહરા મામાજી મી૦ ફોરસીથ છે. અમો એ રીતે અહીં બધાં ઘેરનાંજ છીએ, વાસ્તે બધું ખુલાસાથીજ કેહજો."

"કેહવાનું શુ હોય—સિવાય જે સરયાંમ કમબખ્તીનીજ એક કેફ્યત?" મી૦ ગ્રાહામે

મોટા અફસોસથી કહયું. "અવ્વલ તો આગનીજ ખરાબી કાંઇ થોડી નથી. મી૦ પરકીન્સે વખતસર પ્રીમ્યમ પાછું નહીં ભર્યું એ તે કમબખ્તની ગાફેલી કાંઈ જેવી તેવી નથી, પણ તેટલુંજ બલ્યું હતે તોબી બળાસર. એટલો બોજ તો આપણે આસાનીથી ઉંચકી શકતે, પણ આએ રૉલીન્સવાળાઓએ તો મારીને બધું નખ્ખોદજ કાઢી નાંખ્યું! એવું એક કરોડપતી બેન્કીંગ હાઉસ નાદાર થાય એમ કોણ જાણે ને કોણ માને?"

"ખચ્ચીતજ નહીં મનાય," હેનરી એકમત થયો. "મેં માહરી નજરે એ બેંન્કીંગ હાઉસની આબાદી ન્યુયોર્કમાં જોયલી કેની? હું તો કેહુંછ કે એવી મોટી આંટવાળું ન્યુયોર્કમાં બીજું કોઇ હાઉસજ નહીં હોશે; પણ હવે થવાનું શું છે? મી૦ મેકડોનેલ્ડ ટકી શકશે કે નહી?"

મી૦ ગ્રાહામની આંખ શરમથી ઝુખી પડી. "બીલકુલ નહીં," તેણે ધીમે ખોખરે સાહદે કહયું; "લખ્ખોની મદદ હોય નહીં ને થાય નહીં ત્યાં સુધી બચાવજ કયાંથી હોય? અને ધીરધારનો વિશ્વાસ હાલમાં અજબ જેવી રીતે ઉઠી ગયલો, તેવા ફુણાફાટયાના વખતમાં કોઇ પાંચ પાઉંડ નહીં ધીરે તો લખ્ખો બીચારા ક્યાંથી ઉભા કરી શકે?"

"ઓ કેટલું દુઃખભરેલું!" હેનરીએ એક ડચકાં સાથે કહયું.

"માહરા મામાજીને ઘણું દુઃખ તો એમ લાગેછ કે તમે બીચારા અમથા નાહકમાં જબેહ થઇ ગયા," મી૦ ગ્રાહામે અફસોસ કરયો; "તેવણે તમોને પોતાની ભાગીદારીમાં લીધા ત્યારે દગાની તો કોઇ દયાનત કે સ્વપનો વટીક નહીં હતો. એવણને ખરેખર તો ભાગીદારીનું લખત સહી થવાનું કમબખ્ત થઇ ચુકવા પછી તમે તરતજ પાછા છુટા થવા નોટીસ વટીક આપેલી છે, એટલે તમે તો ભાગીદારીનો એક બી લાભ મેળવ્યા વગર, વગર લીધે ખાધે, હલક ખદઈ માર્યા જાઓછ! એવણે તો તમોને ભાગીદારીમાં લઇને તમારી વફાદારીભરી અને મેહનતુ નોકરીની સાંમી કદર કરવા માંગી, અને તમારૂં સારૂંજ કરવા ચાહયું, પણ તમારાં ને એવણનાં હીણ નસીબે બધું ઉલટું અને ઉંધુંજ થઇ ગયું!"

"હું તે સમજુંછ, મી૦ ગ્રાહામ," હેનરીએ મોટાં દુઃખથી કહયું; "હું માહરાં એ બે સગાંઓને એજ કમબખ્તી તમે આવ્યા ત્યારે સમજાવતો હતો."

મી૦ ગ્રાહામે તે સધ્યારા વાસ્તે માહરા હેનરીનો ઉપકાર માન્યો, જ્યારે મેં માહરા પીતાને કહયું, "ચાલો, પપા, આપણે બાહેર જઇએ. એ લોકને પોતાના ધંધાની એકલા પડીને ખુલાસાથી વાતચીત કરી લેવા દઇએ."

માહરા પપા તરત ઉઠયા. તેવણ ચતુર હતા અને ચેતીજ ગયા કે હું ખાસ કાંઇ મતલબથી તેવણને એમ બાહર તેડી જતી હતી.

અમો બંને એ મુજબ પાસેના ઓરડામાં ગયાં, જ્યાં એકલાં પડતાં મેં માહરા પીતાને પુછયું, "હવે શું કર્યે, પપા ડીઅર."

"આપણે શું કરયે, દીકરા?" માહરા પપાએ બેપરવાહીના દેખાવથી કહયું, કેમકે ખરેખર તો તેવણ બુધ્ધીના અસાધારણ તેજ હોવાથી માહરાં મનમાં શું કેહવાનું ઘોલાયા કરતું હતું તે માહરાં વગર કેહવે સમજીજ ગયલા અંદરખાનેથી ગભરાયા કરતા હતા! "એમાં આપણે શું

કરી શકવાનાં હતાં ! વળી એમાં હેનરીએ, મી૦ વીલકીનસને સમજાવ્યું તેમ, ખરેખર તો બીહવાનું ને શરમાવાનું છેજ શું ? એને કોઈ ધરવા પકડવાનું કે સજા કરાવી શકવાનું તો નથી ! સાંભ્રા, એ કેહછ તેમ, એના પગારના ને કમીશનના જે પંદરસો પાઉન્ડ એકઠા થયલા મી૦ મેકાડોનેલ્ડની બુકમાં એને મલ્યા વગરના હજી જમે હતા તે બી નાહકનાં આપણે ગુમાવીને બેઠાં, અને તેજ બસ છે. અલબત, એને સ્કૉટલંડની કોર્ટમાં જવાનું ને ત્યાં ઘણું રોકાવાનું તો થશે, કેમકે એ નાદારી પેઝલી કોર્ટનીજ કેહવાશે, પણ—"

"પણ એ નામોશી ? નામોશી કાંઇ જેવી તેવી થવાની છે, ફાધર ?" મેં હબતાયલા ચેહરાએ દુઃખથી કહયું, "તમે જોઇ શકતા નથીં કે એ નામોશીના ખ્યાલે હેનરીનું જીગર એક કાતીલ તીરથી વીંધાઇ જાય તેમ વીંધાઇ ગયુંછ ? આવી ઉઘરતી જુવાનીમાં એ બીચારો પોતાનાં નામને એવું કલંકીત થયલું કેમ ખમી શકે ?"

"પણ તું કાંઇ ઘેલી છે, છોકરી ?" માહરા પપા ચીરડાયા; "એમાં આપણે કરીજ શું શકયે ! એમ તો જે કરપીણ બેહ્યાઓ પોતાના અવેજો દાબી દઇને અથવા બૈરી છોકરાંઓનાં નામે ચઢાવી દઇ નફ્ફત નાકે નાદાર થાયછ તેનું શું થાય ?"

"તેવા નાલાયક કંગાળોને તેમનાં નજીસ મોહતેજ મરવા દો, પપા," મેં અધીરાઇથી ને કંટાળાથી કહયું; "હું તો ઇજ્જતદાર અને કાંકના આસામીઓને એ નામોશીથી કેવું ખમવું પડેછ તે વાત કરૂંછ. માહરી તો ખાત્રી છે, પપા, કે હૅરી એટલો બધો કાંકનો છે કે એ ફટકા પછી પાછું કદી ઉંચું જોઇ શકવાનો નથી, ને એ કદી જો જીવ પર કરીને જાંનથી નહીં જાય તોબી એનું આખું ભવિશ્ન બધું કચડાઇ ભચડાઇને અસુખી ને બરબાદ થઇ જવાનું છે !"

"પણ ત્યારે તું શું કરવા માંગેછ તેજ કેહની ?" માહરા પપાએ દેખીતી નાચારીથી કહયું; "માહરી ખાત્રી છે કે તેં કોઇ નવો પ્લાન મનમાં ધારી મુકયોછ."

"હા, પપા ડીઅર, તેમજ છે," મેં ઘણી ગમગીનીથી કહયું; "મેં મનમાં કસમ ખાઇને પકકો ઠરાવ કરી લીધેલો છે. માહરૂં ગમે તે થાય, પણ હું તો એ માહરા કાંકના ધણીને એ દુઃખ ખમવા દેવાની નથી. બળી ગઇ એ પછીની અમારી જીંદગી ! ધુળ વાલી–લગનના વિચારથી હાલ તો હાથજ ઉઠાવ્યે, અને હું માહરે પાછી માહરી સ્ટેજ પરની નોકરીએ લાગશ; પણ હું તો મરનાર ગાવર તરફથી મને જે દોલત મલીછ તેની પઇએ પઈ જરૂર હોય તો એ માહરા વાહલાના બચાવ અને ભલા મી૦ મેકડોનેલ્ડની ઇજ્જતને વાસ્તે એ લોકોને સ્વાધીન કરી દેવાની છેઉં."

માહરા પપાએ અવાચક અજાયબી વચ્ચે માહરા ચેહરા સાંમું કેટલોક વાર તક તક જોયા કીધું ! થોડોક વખત સુધી અમો બેમાંથી કોઇ બી બોલી શકયું નહીં, કેમકે અમો બનેની છાતી ઘણી ભરાઇ આવેલી હતી.

"માહરાં ખરાંજ નેક ફરજંદ !" અંતે માહરા પપા ગદગદ કંઠે બોલ્યા, "આએ તે તાહરી કેવી ભલાઈ ને કેવી વાખવાખી ! મને તો સમજ બી નહીં પડતી કે હું તાહરી સાથે

ગુસ્સે થઇને એ તાહરી મકસદ ધુતકારી કાઢું કે એ શીરસ્તાઈ સદગુણ વખાંણી તેની હીમાયતમાં તુંને ઉત્તેજન આપું ?"

"મને ઉત્તેજન આપો, પપા !" મેં બંને હાથ જોડીને ખરાં દીલની કાકલુદીથી માંગી લીધું, "આપણું નસીબમાં ગરીબ રેહવાનું હોશે તો ગરીબ રહીશું, પણ ઇજ્જતની નોંક સથે સુખી તો રહીશું ? હું તમોને, તેથી, પગે લાગીને માંગી લઉંછ કે માહરા એ ઠરાવમાં તમે મને જરા બી નાહીંમત કરતા ના !"

"જેવી તાહરી મરજી," માહરા બાપે એક હાય એંચીને કહયું; "ખુદા તાહરી એ બધી નેકીના બદલામાં આયંદ્દા તુંને ખોબે ખોબે નવાજ્યા વગર રેહવાનો નથી એ હું માહરાં ખરાં જીગરથી માનુંછ, અને તેથી હું નાહીંમત થતો નથી. તે બારેહકતાલાને ત્યાંનો ઇનસાફ બેમુળ છે !"

એ પછી એક બીજો પા કલાક અમોએ કેમ કામ લેવું અને એ ધારેલી બંદોબસ્તી શી રીતે પાર ઉતારવી તેનું આપસમાં મત કરયું, જેવામાં તો અમો હતાં ત્યાં હેનરી આવ્યો.

"બીચારા મી૦ મેકડોનેલ્ડે પોતાના ભાણેજને બધો રૂબરૂ માહરી આગળ ખુલાસો કરવાજ ખાસ મોકળી આપ્યો," હેનરીએ કહયું; "અને એ નેક આદમીની ભલાઇ તો જુઓ ! માહરા જે પંદરસો પાંઉન્ડ એવણુ પર લેહણુા નીકળે છે તે એ ભાણેજ પાસે મને બધા રોકડા મોકળી આપ્યાછ !! એવણુ કેહછ કે હું બીજું તો આપતો મુવો, પણ એટલું તાહરા ખરા હકનું માહરા પર નીકળતું તો તું માહરી પાસે લે કે મને જરા બી સધ્યારો રેહે !"

"અને તમે તે લીધા ?" મેં આતુરતાથી પુછયું.

"હું તે લેઉં તેવો હલકત અને તું માની બી શકેછ ?" હેનરીએ લગાર ઠપકાથી કહયું. "મેં જવાબ કેહવાડયોછ કે એ પંદરસો પાંઉન્ડ નથી તો માહરા કે નથી તો હવે મી૦ મેકડોનલ્ડના પોતાના. એ અવેજ પર તો હવે ખરી રીતે પેઢીના માંગનારાઓનોજ હક પોંહોંચે, અને તે લોકનેજ તેનો ફાળો મળવો જોઇએ. મેં, તેથી, મી૦ ગ્રાહામ પાસે એ અવેજ લીધોજ નથી, અને હવે તમે વાહલાંઓની રજાથી હું પોતે મી૦ ગ્રાહામ સાથે આજે પેઝલી મી૦ મેકડોનેલ્ડને મળવા ફેરો મારી આવવા ઉપડી જવા ચાહુંછ."

"હા, તેજ ઘણું નેક થશે, વાહલા હેનરી," મેં ઉત્તેજન આપીને કહયું; "તમે જાતે જાઓ ને બધી તલાશ કરો તે વાતજ ન્યારી છે. સધાવો !"

ટુંકમાં, માહરો હૅરી મુસાફરીને વાસ્તે એક ઝપાટામાં પાછો તૈયાર થઈ ગયો, અને અમો કેવી ગમખ્વારી વચ્ચે છુટાં પડયાં તે હું કેમ સમજાવી શકુ ?

"હું આએ છેલ્લો સ્કૉટલંડથી આવ્યો, વાહલી ઍલન, ત્યારે તો એમજ સમજીને આવ્યો હતો કે હવે આપણે પાછાં છુટાં કદી આએ જીંદગીમાં તો પડવાનાંજ નથી, અને થોડુંકમાં તો પરણીને પાર પણ પડી જઇશું !"

"બધું ખુદાનું ધાર્યું થાયછ," મેં માહરાં આંસુઓ વચ્ચેથી કહયું, "એમાં બી કાંઇ તે માહનામી સાહેબની સારી મતલબ હશે એમ માનીને આપણે આવાં દુઃખમાં સધ્યારો શોહોધવાનો છે."

"માહરેથી ખમાતુંજ નથી, માહરેથી ખમાવાનુંજ નથી," હેનરીએ પાછો ને પાછો કકળાત કર્યો. "માહરા પૈસાટકા જતા રહે ને હું મજુરી કરીને માહરૂં ઇજ્જતથી પુરૂં કરૂં તે વાતનો મને કદી ગમ થાએ નહીં, પણ માહરી આવી કાચી ને ઉઘરતી ઉમ્મરમાં માહરૂં નામ કલંકીત થાય તે માહરાથી ખમાતું નથી, ઍલન!"—અને તે માહરી ખાંધ પર માથું નાંખીને દુસ્કે દુસ્કે રડયો, જ્યારે ઘણી મુસ્કેલીથી ઘણી ઘણી ધીરજ આપીને અમો બંનેને માહરા પપાએ છુટાં કીધાં—અને તે સધાવ્યો.

એ જુદાઇએ, મગર, બની શકે તો પાછી ગરીબ થઇ જવાના માહરા રૂડા ઠરાવમાં મને વધારે મુસ્તકીમ કરી મેળી. માહરી પકકે પાયે તમામ ખાત્રી થઇ કે કાંકનો હેનરી આએ નામોશીની આફત ખચ્ચીત કરીને ખમી શકવાનો નથી, ને કાંઇ ને કાંઇ કરી નાંખશે!

માહરા પપાએ મી૦ આહામને એકાંતમાં મળી લીધું હતું, અને તેવણે જે સાર મેળવ્યો હતો તે પરથી નકી થયું કે માહરી પાસે જે દોલત અનાયસે આવી ગઇ હતી તે હું બધી, એમની એમ, મી૦ મેકડોનલ્ડને સ્વાધીન કરૂં ત્યારેજ તે ગ્રહસ્થ મુશકીલથી તગુ મગુ પોતાના પગ પર પોતાની નોંક જાળવીને ઇજ્જત સાથે ખડો રહી શકે, અને તેજ માહરે કરવું હતું!!

તે આખો દાહડો અમારો ઘણી હાડમારી, દોડદપટ અને કામકાજનો ગયો, કેમકે માહરે મી૦ વીલકીનસન પાસે માહરી તમામ દોલત મી૦ મેકડોનેલ્ડનાં નામ પર ચઢાવી આપવાના દસ્તાવેજો ઉતાવળે તૈયાર કરી લેવાના હતા, કે જે કરતાં અમોને રાત થઈ ગઇ, અને તેથી તે રાત્રે તો મેં માહરા બાપને માહરેજ ત્યાં સુવાડયા. બીજી સહવારે બડી ફજ્જર અમારે વાહલા હૅરીની પુઠે પેઝલી જવાનું હતું.

---

## પ્રકરણ ૧૭૪.

બીડા અને મેરીને માહરે થોડું ઘણું કેહવુંજ પડયું. અમારા ગભરાત ને દોડદપટથી તે લોક સસજીજ ગયાં હતાં કે કાંઇ બી ઘણું બુરૂં થયલું હતું, અને જ્યારે સર્વ વર્તમાન તે લોકે જાંણ્યા અને માહરા રૂડા ઠરાવથી આગાહ થયાં, ત્યારે એ બેઉ બલી છોકરીઓની નાઉમેદી ને દુઃખનો કશો શુમાર રહયો નહીં. અમારાં માથે આવેલાં લગનને વાસ્તે કેવાં બધાં ઉલટમંદ અને ઉમેદવાર થયલાં, અને આ નહીં ધારેલી સત્યાનાસીથી આખું ઘર હવે કેવું પાછું ઉદાસ અને દર્દમંદ બની ગયું!

બીડાએ માહરી સાથે માહરી નોકરીમાં પેઝલી આવવા ઘણું માંગ્યું, પણ મેં સમજાવીને નાજ કહયું. મેં કહયું કે માહરી સાથે માહરી મદદે પપા હતા તેજ ઘણું હતું, જેથી મેરીને અને તેને અહીંજ રહી ઘર સંભાળવાનું કહીને હું બડી ફજ્જર પપા સાથે પેઝલી જવા નીકળી પડી, જ્યાં અમો પોંહોંચ્યાં ત્યારે રાત થઇ ગઇ હતી. અમો, તેથી, તુરત વેળા એક હોટેલમાં ગયાં, અને રાતોરાત તો બાપ દીકરી બુકબાચકો ખાઇને સુઈ ગયાં. અમોએ રાતોરાત હેનરીને કે મી૦ મેકડોનેલ્ડને અમો પેઝલી ખાતે આવી પુગ્યાં હતાં એવી કશીજ ખબર થવા દીધી નહીં. ખરેખર તો માહરૂં કામ પાર ઉતરતાં સુધી માહરે માહરાં અત્રેનાં આગમન તેમજ ધારણાથી વાહલા હેનરીને બીલકુલ નાવાકેફ અને અંધારામાંજ રાખવો હતો.

એ પછી બીજી સહવારે મી૦ ગ્રાહામ પર માહરા પપાએ પોતેજ એક ચીઠી લખી મોક-લાવી. તે ચીઠી "ખાનગી" લખી, અને તેને અમારાં હોટેલ પર અમોને મળવા બોલાવ્યો. તે તેના જવાબમાં અજબ થતો તરતજ આવ્યો, અને ત્યાં આવીને મને બી પેઝલી ખાતે આવેલી જોઇ ઘણો વધતો અજબ થયો.

"હેનરી કાંહાં છે?" માહરા પપાએ તેને પુછ્યું; "હું અહીં આવ્યોછ તે મેં માહરી ચીઠીમાં અરજ કરવા મુજબ તમે તેને મુતલગ જાણવા તો નથી દીધું કેની?"

"તેને બી નહીં ને કોઇને બી નહીં," મી૦ ગ્રાહામે પોતાની અજાયબી વચ્ચે જવાબ કર્યો. "તમારી ચીઠી મને મળી તેવો તે વાંચતાં સાથે હું અહીં ચાલીજ આવ્યો. મી૦ વેકફીલ્ડ પોતે તો અમારી ફર્મના સોલીસીટરોને ત્યાં હીસાબો જોવા ને તપાસવા હાલમાં રોકાયલા છે."

"તે બેહતર છે," માહરા પપાએ ખુશી થઇને કહ્યું; "એમ તો ત્યારે હજી તેને કલાક બે કલાક સોલીસીટરોને ત્યાં રોકાવાનું થશે; એમજ કેની?"

"હું તો ધારૂંછ કે આખો દાહડોજ પસાર થશે," ગ્રાહામે જવાબ આપ્યો.

"અને અહીંનાં લોકો મી૦ મેકડોનેલ્ડની હાલની નાદારી હાલત પામી ગયાં હશે કે?"

"તેમાં શું સદેહ હોય, મી૦ ફોરસીથ?" તે જવાંને ગમગીનીથી જવાબ કરયો; "બુરી ખબરો તો હંમેશ ઘણો વેહલોજ ફેલાવો પાંમે છે; પણ તમો સાહેબોનું અત્રે કેમ આવવાનું થયુંછ? માહરા ગરીબ મામાજી તમો બંનેને જોઇને સાંમા વધારે શરમાશે ને દુ:ખી થશે!"

"અમો તેઓને દુ:ખી કરવા નથી આવ્યાં, મી૦ ગ્રાહામ," માહરા પપાએ કહયું; "અમારી રૂડી મતલબ તમે થોડાક વારમાંજ જાંણુશો. ટુંકમાં, એટલુંજ છે કે જેમ બને એમ જલદી અમારે મી૦ મેકડોનેલ્ડને ખાનગીમાં મળવાનું છે, અને એ અમારી મીલાકાત દરમ્યાંન બીજું કોઈ ત્યાં હાજર હોવું જોઇએ નહીં. તમો હોવો તેની અમોને અડચણ નથી."

મી૦ ગ્રાહામ ઘણો અજબ થતો ને ગુંચવાતો દેખાયો.

"માહરા મામાજી હાલમાં ઑફીસના પોતાના ઓરડામાં એકલાજ છે," તેણે જરા વારે કહયું; "પોતે બી કાંઇ હીસાબના ચોપડાઓજ લઇને બેઠેલા છે, અને કોઈ બી કારણે કોઇએ પણ અંદર જઇને તેવણને ડીસટર્બ નહીં કરવાની અમોને બધાને તેવણે સખ્ત તાકીદ ફરમાવેલી છે.

"પણ તોબી અમારે તો તરત મળવુંજ જોઇશે," માહરા બાપે ભાર નાખીને કહયું; "હેનરી પરવાર પામે અને સોલીસીટરોની ઑફીસમાંથી પાછો આવી લાગે તે આગમચ અમારે એવણ સાહેબને જરૂરનું મળી લેવાનું છે."

"આવો ત્યારે માહરી સાથે." મી૦ ગ્રાહામે વધતો અજબ થતાં ચુકાદો કરયો.

"મીસીસ મેકડોનેલ્ડ અને છોકરીઓ કેમ છે?" મેં અહીં માહરી તરફથી સવાલ કરયો; "તે બીચારાં બી બધાં એ આફતથી ઘણી હીંમત હારી ગીયાં હશે? કેટલું કમનસીબ! ગયે વરસે હું પેઝલી આવી ગઇ ત્યારે તો એ લોક પૈસાની બધી લેહર ચેહરમાં કેટલાં બધાં સુખી હતાં!"

મી૦ ગ્રાહામની આંખો આંસુથી ભરાઇ ગઇ, અને તે કાંઈ બોલ્યો નહીં. તે બીચારો જવાબમાં કશું એ બોલી શકયોજ નહીં, જ્યારે મને લાગ્યું કે માહરે એ પુછવું ને બોલવું નહીંજ હતું.

"ચાલો, ચાલો, હવે વખત ઘણો કીંમતી છે," હયાં માહરા પપાએ તરત વાત ફેરવાવી—અને અમો મી૦ ગ્રાહામ સાથે એક ભાડેની ગાડીમાં મી૦ મેકડોનેલ્ડની ઑફીસ પર દોડી પહોંચ્યાં.

તેણે (મી૦ ગ્રાહામે) આસ્તે રહીને મી૦ મેકડોનલ્ડવાળા ઓરડાનું બારણું ઉઘાડી અંદર ડોકાવ્યું ને જોયું કે તે એકલોજ હતો કે નહીં, જ્યારે અમો તેની લગોલગ પછવાડે તેણે ઇસારત કરવાથી તે ઓરડામાં ઘુસી ગવાં, જે સંસારાથી ચોંકીને મી૦ મેકડોનેલ્ડે માથું ફેરવીને જોયું. તેણે પેહલાં ગ્રાહામને એકલાનેજ જોયો.

"કાંએ, એલેકઝાનડર, કોણુ આયુંછ જે?" તે વેપારીએ પોતાના ભાણેજને જોતાં ઘણા ગુસ્સાથી સવાલ કરયો; "મેં સખ્ખત મના કીધી હતી કે હું કોઇને બી મળી શકવાનો નથી, ને કેમ તેં મને ડીસટર્બ કરવાની હીંમત કીધી?"

"માફ કરો, મામાજી, પણુ આએ લોકો—" અને તેવામાં તો તે જૈફ ગ્રહસ્થે અમો બાપ બેટીને જોયાં.

"ઓ, મીસ પર્સી, તમે?" તે ગ્રહસ્થે ઘણી મોટી અજાયબી વચ્ચે પોતાની બેઠકમાંથી તરત ઉઠતાં ને વધતો ધીકકો પડતાં કહયું.

"મી૦ મેકડોનેલ્ડ, અમે તમોને હરકત કરતાં આવ્યાં તેથી નારાજ કે ગુસ્સે થતા ના!" મેં એ ઉપરથી તરત માંગી લઈ તેને નરમ કરયો; "આએ માહરા કાકાજી મી૦ ફોરસીથ છે. માહરા હેનરીએ તમો આગળ એવણુ લિશે કદાપી વાત તો કીધી હશે?"

"હા, હું ઓળખુંછ એવણુ સાહેબને નામે," મી૦ મેકડોનેલ્ડે માહરા પપાને માનથી નમતાં કહયું—અને ઘણી ગમખ્વારીથી વધારયું; "માહરાં બૈરી છોકરાં સાથે હું ભીખારી થઇ ગયો તો બરજાહનમ, મીસ પર્સી, પણુ મને તમારા ગરીબ હેનરીનું ઘણું લાગેછ! આએ ભાગીદારી પર આગ લાગે તે એ બીચારો છોકરો નાહેકનો માહરી મોહકાંણુમાં મારયો ગયો! ઓ ભલાં મીસ પર્સી, હું તમોને શું માહરી સત્યાનાસીનો ખ્યાલ આપી શકું! માહરાં અહીંનાં કારખાનાંવાળી જગ્યા તો જરા જઇને જુઓ! જ્યાં એક મોટા મેહલ જેવી તે જોરાવર અને ઓસ્તવાર ઇમારત ઉભેલી હતી ત્યાં આજે ફક્ત રાખના મોટા ઢગલાઓ વચ્ચે બધો બળેલો કાટ પડેલો છે. ફક્ત તેમાંજ માલમતા સાથે મને હેંસી હજાર પાંઉન્ડની ગંજાવર નુકશાંની લાગી ગઇછ! અને વળી તે થોડું હોય, તેમ રૉલીન્સવાળાઓ બીજો સી-તેર હજાર પાંઉન્ડનો ગંજાવર માર મારીને બેસી ગયાછ!! એ ઉપરાંત બે બીજી મોટી ધીકતી પેઢીઓ ઉપર અમારાં મોટાં લેહણાં નીકળતાં હતાં તેઓ બી એ રૉલીન્સવાળાઓના છાંટા લાગવાથી પાયામાલ થઇ ગયાછ, અને એ રીતે હું બધો ચો તરફના મારથી ઘેરાઇ ગયોછ!"

"ખુદા સૌ સારૂં કરશી," મેં સધ્યારો આપ્યો; "ખોદા તમારા જેવા નેક માણુસોને ફના થવા દેશેજ નહીં, ભલા મી૦ મેકડોનેલ્ડ. માહરા હેનરી જોગી તમારી હજારો મહેરબાંની

હું મુતલગ ભુલી જઇ શકતી નથી. એ બચ્ચું હતો ત્યારથી એ બાપ વગરના છોકરાના તમો બાપ, મુરબ્બી અને વાળી થયા, અને તમારી માયાળુ દસ્તગીરીથી તેને તમે પોતેજ આગળ રહીને મોટી પાયરીએ ચઢાવ્યો."

"એ બધી જુની વાત છે, બેહેન," મી૦ મેકડોનલ્ડે વધતું દુ:ખ પાંમતાં કહયું, કે જ્યારે તેના ચીમરાયલા ગાલો પરથી ગડગડ આંસુઓ ગબડી પડયાં. "ખરૂં છે, બાઇ, કે હું એવી નેકી ને લાયકી સાથે બધાં જોડે ચાલેલો છું, અને માહરૂં લેણુદેણુ આજ સુધી એટલું ચોખ્ખું રાખેલું છે કે માહરા બુઢાપામાં મરતે દહાડે મને આએ ફેજ કોઇ રીતે સજાવાર નથી."

"ના રડો, મામાજી; કેટલુંક રડયા કરશો ?" બીચારા આહામે પોતે પણ હવે રડતાં રડતાં કહયું.

"ના રડો, મી૦ મેકડોનેલ્ડ, ના રડો!" મેં સધ્યારો આપ્યો અને આગ્રહ કરયો; "હીંમત રાખો! ખોદા હજી બી તમારૂં ખાતું આબાદ રાખશે, અને હજી બી તમારી ઇજ્જતનો તે સાહેબ બચાવ કરશે!"

"અરે તેનો તો હવે સ્વપનો બી નથી!" મી૦ મેકડોનેલ્ડે એક ઉંડી હાય મારીને અફસોસ કરયો; "તાહરા એવા સધ્યારાને વાસ્તે હું ઘણો ઉપકાર માનું છું, બેટી, પણ હવે માહરાથી ટકાય તેવું મુતલગ છેજ નહીં. મેં દરેક પાસાં તપાસી જોયાં, અને ખ્યાલ થઇ શકે એવી દરેક ગણત્રીઓ મેળવી લીધી!"

"મામાજી," આહામે હયાં લાગણીથી પોકારયું; "મને ખરેખર લાગેછ કે મીસ પર્સી કાંઈ ખાસ રૂડી મતલબથીજ એ બોલેછ, અને કાંઇ ભલી મતલબથીજ એ લોક અત્રે આવેલાં છે."

"અને ખરેખર તેમજ છે, મી૦ મેકડોનેલ્ડ," મેં અંતે અધીરી પડીને કહી અને કબુલ કરી દીધું, "તમારા જેવા ભલા આદમીને બચાવનો હાથ આપવાની રૂડી સરજત પાક ખોદાની બક્ષેલી માહરી છે!"—અને, એમ કેહતાં, માહરી લાગણીઓ પણ માહરે વશ નહીં રેહવાથી હું બી બેઅખત્યાર રડી પડી!

તે એક ઘણો અસરકારક દેખાવ હતો. બધાંની આંખો ભીણાયલી હતી, અને ઘરડો મી૦ મેકડોનેલ્ડ કે જે જોરાવર બાંધાનો અને મોટાં કદાવર આંગનો એક ઉંચો ગ્રહસ્થ હતો તે ડોળા ફાડીને માહરી ભણી જોતો હતો! તેનું આખું બદન શંકાથી વળ ખાઇને ધ્રુજતું હતું! તે સમજીજ નહીં શકતો હતો કે હું ઘેલી જેવી એ શું કહેતી હતી અને કેહવા માંગતી હતી!

ત્યાં માહરા પપાએ પોતાના ડગલાનાં મોટાં ગજવામાંથી પેલું કીંમતી "ટ્રાન્સફર ડીડ" કાઢીને મને આપ્યું, જે મેં બેઉ હાથોએ મી૦ મેકડોનેલ્ડને સ્વાધીન કરતાં કહયું, "આએ લેઓ, સાહેબ. હું એક મોટી દોલત મેળવવા પાંમી હતી જે આખી અનામત, એમની એમ પૈઇએ પૈઇ, મેં તમારાં નામ પર બેંક ઑફ ઇંગ્લાંડમાં જમે આપેલી છે, અને તેનો આએ માહરી સહીસાખ સાથનો સરકારી દસ્તાવેજ છે."

મી૦ મેકડોનેલ્ડ, એ સાંભળતાં, પોતાની બાજુમાંની ખુરસી પર પછડાઈ પડયો! તે કાંઇ

બોલીજ નહી શકયો. તેણે અંતે ટેબલ પર માથું પટકી નાખ્યું, અને જોતાં દીલમાં ચુંથાઇ આવે તેમ તે ધરડો આસામી મોટે સાદે રડયો. તે જાણે ઘેલો થઈ જતો હોય તેમજ થોડો વાર લાગ્યું, ને પછી પાછો ચમકી ઉઠીને તેણે પોતાનું માથું જોરથી બે હાથે દાબ્યું. એ પછી તેણે પેલો દસ્તાવેજ ઉતાવળે વાંચી જોયો, અને તરત પોકારીને બોલ્યો, "બાઇ, તું એક ખરેખરો ફીરેસ્તો છે! હું કેમ માની શકું કે તું આવી એક મોટી દોલત માહરી આવી નાદારી વચ્ચે મને ધીરવા તૈયાર થઈ ગઇછે? બોલ, બોલ, તું મને એ કઇ શરતો પર ધીરી શકે છે?"

"કોઇ શરત પર નહી!" મેં મજબુતીથી કહયું. "એ હું તમોને ધીરતી નથી, મી૦ મેકડોનેલ્ડ—આજ ને કાલ તો એ હું તમો સાહેબને ભેટ આપુંછ. હું તમારી પાસે એની કશી રસીદ માંગતી નથી. તમો તમારૂં કામ ચાલતું હતું તેમ ચલાવો, તમારો ધીકતો ધંધો ચાલુ રાખો, અને પરવરદેગાર જો તમારો હાથ પાછો એક વખત ફરતો કરે ને ઘણીજ સગવડથી એ રકમ તમે મને પાછી ભરી શકો ત્યારે કટકે કટકે કે એકઠી રકમે તમોને ગમે તેમ ને તમારાથી બને તેમ એ મને પાછી ભરજો. હું એ માંગવાની નથી. હું એની આશા વટીક કરવાની નથી. એમજ સમજજો કે તમારી દીકરીએજ તમોને એ મદદ કરેલી છે, અને હું ખોદાને સાહેદ રાખીને તમોને ખાત્રી આપુંછ, સાહેબ, કે હું એમાં તમો ઉપર હેસાંન કરૂંછ એમ હું કગરસ બી માહરાં મનથી માનતી નથી."

મી૦ મેકડોનેલ્ડે એક ઝટકાથી મને પોતાની ગોદમાં ખેંચી લીધી, અને બાપીકાં હેતથી મને ઘણુંજ જોરથી પેટમાં દાબીને કોટી કીધી. તેણે પછી મને પોતાનાં ગુઠણ પર બેસાડી, અને બરડો પસવારી કહયું, "માહરી ભલી દીકરી, તું એ ભુલ ના કર! હવે માહરી અવસ્થા થઇ. હવે હું કીયે જમાને એટલું બધું પુરતું કમાવશ કે આવી તાહરી પાદશાહી રકમ તુને પાછી ભરપાઈ કરી આપી શકશ? એ આખી રકમ તો શું પણ એ રકમનો એક ભાગ આપી શકવાને બી હવે તો મને એક જમાનો જોઇશે! નહીં, નહીં, મીસ પર્સી, હું એ રકમ કેમ લઇ શકું? શું કાંઈ નાહની સુની રકમ છે! માહરા ખુદા, એક આખો ખજાનો! તમો માહરાં દીકરી જેવાંનેજ હું લુટી લેઉં? તમો મુફલેસને એ છતી દોલતે હું મુફલેસજ રેહવા દેઉં?"

"મી૦ મેકાડોનેલ્ડ," મેં વિનંતીથી સમજાવ્યું, "એ રકમ તમોને લેવીજ પડશે! એ તો હવે બેંકમાં તમારે નામે જમા આપી ચુકઇછ, ને એમાં બીજું કાંઇ થઈ શકવાનું નથી. વળી તમે ધારોછ તેવી હુ કાંઈ ફીરેસ્તો બી નથી, અને એક ગમે એવાં ભલાં કામમાં બી સ્વાર્થ સામેલ થયા વના રહી શકતો નથી. હું એ તમોને નથી આપતી તેટલું માહરા હેનરીને આપુંછ એમજ સમજો. તેવણનું નામ નાદારીમાં શામેલ થવાથી તેવણનું ભવિષ બધું કચડાઇ જશે ને જીંદગીની બધી ધુળધાણી થશે, જે થતું—ખોદાએ મને તાકાદ બક્ષેલી છે ત્યારે તો—માહરે અટકાવવું ને બચાવવુંજ જોઇએ. એવણ ઘણા કાંકના છે, અને એક ક્ષણની દીવાન્યતમાં કાંઇ ને કાંઇ કરી નાંખે એમ માનવાને હું કશો સંદેહ કરતી નથી. વળી એવણને હું માહરાં મનથી વરી ચુકેલી છું, અને એવણ વગર હું પૈસાવાળી રહું તે કરતાં ગરીબજ રહીને એવણને પરણવાની માહરી ઉમેદ ફળીભુત થાય તે માહરે ખોદાથી ચાહવાનું છે. એટલા વાસ્તે, તમો જોશો કે એક ફીરેસ્તા રૂપે હું કાંઇ ખાસ એ રકમ આપીને તમોનેજ મદદ કરવા આવી નથી!"

"માહરી દીકરી. એ બધું તાહરૂં કેહેવાનું ફક્ત મન સમજાવવાનું છે," મી૦ મેકડોનેલ્ડે મોટી ઉશ્કેરણી વચ્ચે જવાબ કરયો. "તું ખરેખર એક ફીરેસ્તો છે, કેમજે એવા સ્વાર્થને ખાતર બી એવા બેકીંમતી ભોગ આપવાવાળાં તાહરા જેવાં આસાંમીઓ આએ દુન્યામાં કરોડે એક થતાં હોશે!"

"હવે એ બધી બેફાયદા તારીફ અને બીનહાંસલ જીકકર છે, માહરા વાહલા સાહેબ," મેં હસીને ઉતાવળે કહયું; "તમે હવે તરત તમારાં બૈરી છોકરાં આગળ જાઓ, અને એ વધાઈ તેઓને કહી સંભળાવો કે તમારી આખી મોટી નેકીભરી જીંદગીને એ જીંદગીની સાંહજે કોઈ કલંક લાગનાર નથી! જાઓ! ખુદા તમોને મદદ કરે, અને હજી બી તમે પાછા પગભર અને આબાદ થાઓ!"

એ પછી હું જ ત્યાં નહીં થોભી. તે જૈફ ગ્રહસ્થ નાહક માહરી તારીફ લલકાર્યા કરે અથવા તે અવેજ કબુલ રાખવાને આનાકાંની કરતો અચકાયા કરે તે જોવા હું થોભીજ નહી. મેં પપાને ઇસારત કીધી, અને તેવણ તરત માહરી પુઠે આવતા રહયા, કે જ્યારે બાહેર નીકળતાં નીકળતાં ગ્રાહામને મેં કહયું, "મેહરબાંની કરીને તમો જરા અમારી સાથે આવશો?"

"હજારો ખુશીથી," તે જવાંને ઘણો હેસાનમંદ અને દીલસોઝ જવાબ આપ્યો—અને અમો બાપ દીકરી બાહાર નીકળ્યાં તેની પુઠે તે પણ તરત અમારી સાથે આવ્યો.

"હવે મેહરબાંની કરીને તમો, મી૦ ગ્રાહામ, મી૦ મેકડોનેલ્ડના સોલીસીટરોને ત્યાં દોડી પોંહચો," મેં દાદર ઉતરતાં તે જવાંનને અરજ કરી, "અને હેનરીને અમારી પાસે હોટેલ પર મોકળો. એવણને કેહો કે હવે વકીલને ત્યાં હિસાબો તપાસ્યા કરવા કાંઈજ જરૂર નથી, અને હાલ તમે જે જોયું તે બેલાશક એવણને હવે કહીજ દેજો."

"હું એક તડાકામાં સઘળી વાત એવણને કહીને તમારી આગળ એવણને મોકળી આપુંછ, મીસ પર્સી," મી૦ ગ્રાહામે જવાબ કર્યો; "તમો જેવાં નેક બાંનુનું કોઈ બી કામ કરવું એ માહરે મન એક મોટામાં મોટી મોજ છે."—અને તે દોડી ગયો.

અમો, એ પછી, પાધરાં હોટલમાં પાછાં ફરયાં, જ્યારે રસ્તામાં અમો બાપ બેટી બંને પોતપોતાના વિચારોમાં એટલાં બધાં મશગુલ રહયાં કે બેમાંથી એક બી કોઇ કાંઇ બોલી શકયું નહીં, અને હોટેલમાં અમો પોંહોચ્યા પછી જરા વારમાં તો હેનરી ત્યાં હાંફતો હાંફતો આવી લાગ્યો. તે મુશકીલથીજ બોલી પણ શકતો હતો!

"ઓ ઍલન, માહરી સૌથી વાહલી ઍલન," તેણે આવતાં સાથે જુસ્સાથી પુકારયું, "તેં આએ શું કરી નાખ્યું? એ શું તાહરૂં નખ્ખોદ કાઢી નાખ્યું? શું એ ખરી વાત છે? હું તો જાંણે માનીજ નથી શકતો! હું તો જાણે તમામ માહરી હોસ ગુમાવી બેઠેલો છું!"

"જે તમોને એ બાબદમાં મી૦ ગ્રાહામે કહયું હોય, વાહલા હેનરી," મેં શાંતીથી કહયું, "તે બધું બોલેબોલ ખરૂં છે."

"પણ આવો મોટો ભોગ, અને તે બી માહરા જેવા એક તુચ્છ કમીનાને વાસ્તે? ઓ, હું કેમ ખમી શકું!"—અને તે તમામ આજેજ થયલો બાજુમાં બેસી ગયો.

"એમાં મોટો ભોગ શાંનો, વાહલા હેનરી!" મેં તેનું માથું પસવારીને સમજાવ્યું.

"તમારાં નામને કલંકીત થતું જો માહરાથી બની શકે તો બચાવવું એ તમારી ભવિશની મોહરદાર તરીકે શું માહરી પાક ફરજ નથી? આટલા બધા તમે કાંકના છો, અને એ નામોશી નહીં ખમી શકીને——"

"પણ હું કેમ એવા એક અત્યંત મોટા ભોગને વાસ્તે લાયક કેહવાઉં? હું તાહરી એટલી માયા અને એટલું માન જીતવા જેવું અથવા તેને લાયક થવા જેવું અત્યાર તક કરીજ શું શકયોછ?"

"હવે પછી કરજો," મેં નરમાશથી સમજાવ્યું; "હજી તો આપુને આપણી આખી જીંદગી લેવાની છે કેની?"—અને હું તેની આતુરતા ભરી આંખોમાં જોઇને મીઠાસથી હસી.

"ખુદા મને લાયક કરે! ખુદા મને એવું કોઈ પ્રયોજન આપે કે જ્યારે તાહરા આવા અતી બુલંદ સ્વભોગનાં હેસાંનની એટલીજ દીલાવર પુરવારી હું તને કોઇ આપી શકું; પણ શું ખરેખર તું મી૦ મેકડોનેલ્ડને બધુંજ આપી આવી?"

"બધું, વાહલા હેનરી," મેં સમજાવ્યું, "ખુદાના રસ્તા તો જુઓ! જેટલું એવણે ખોહેલું હતું તેટલુંજ કીરતારે માહરે હાથ સ્વાધીન કીધેલું હતું!! હું બી કાંહાં તે મહેનત કરીને કમાવા ગઇતી? એ તો આઇતું ધન હતું, ને આવ્યું તેવું ગયું તેમાં અફસોસ હોયજ શાંનો?"

"નહીં, નહીં, હું એ કદી થવા દેવાનો નથી," હેનરીએ ઘણા ગુસ્સાથી પાછો ઉછળી ઉઠીને કહયું; "આપવુંજ હોય તો થોડું આપ-અરધું આપ ને અરધું રાખ; છેકજ હદ વાળી ના દે!"—અને તે મી૦ મેકડોનેલ્ડ પાસેથી અરધું પાછું લાવવા દોડી જવા કરતો હતો, જ્યારે મેં તેને પકડીને રોકયો.

"ચેડા ના થાઓ, હેનરી!" મેં લગાર ગુસ્સાથી કહયું; "જો મી૦ મેકડોનેલ્ડ આખું નહીં રાખે તો માહરે કાંઈ બી આપવુંજ નથી. બચાવ થવો હોય તો આખો ને બરાબરજ થવો જોઇએ; બાકી એમ તો જે આપશું તે સાંમુ માંગનારાઓ ફાળે પડતું લઇ જશે, ને નાદારીમાંથી તમારાથી કે તેવણુથી કાંઇ બચાવાનું નથી. માહરૂં, તેથી, એટલું તમો માનો, માહરા વાહલા?"

"ઓ, હું ઘેલો થઇ જાવશ, હું ઘેલો થઇ જવશ!" તેણે જોશથી પોતાનાં માથાંમાં એક મુકકી ગુમાવીને મારતાં ઘણા અફસોસનાં અતવત સાથે કહયુ—અને મેં તેને ત્યારે ઘણું એક સમજાવીને ઘણી મુશકેલથી જેમ તેમ પાછો શાંત કર્યો.

"કેહો મને, વાહલા હેનરી," મેં વિનંતીથી પુછયું; "માહરે ખાતર તમોને એવો જો પ્રસંગ થતે ને એકાદો એવો ભોગ આપવો પડતે તો તમે તે આપતે કે નહીં?"

"ઓ, લાખ્ખો ખુશીથી આપતે!" હેનરીએ જોશથી કહયું.

"વારૂં, ત્યારે તેજ હું કાંય નહીં કરૂં?" મેં તકરાર લીધી; "મને શું તે હક નથી? હું શું તમારી અર્ધાંગના નથી?"

"પણ તું ભુલી જાયછ, ઍલન, કે તું એક ઓરત છે, અને એ જાતની બધી ફરજો મર્દોનીજ છે," હેનરીએ કાકલુદી કરી; "તેં મને એમ કરીને ઘણો શરમાવી મેલ્યો! હું

કોઈ રીતે તાહરે લાયકનો નથી! તેં, મોટા મોટા ઉમરાવોના હાથની ઑફરો નામંજુર કરી, અને માહરા જેવા એક નાચીજને પરણવાની તાહરી એ ઉમેદમાં તું મને સાંમો સમાલે ને સપોવે એ હું—"

"તમે ચુપ કરશો, હેનરી?" મેં ખરાં દીલથી ગુસ્સે થઇને તેનું મોહડું દાબી દેતાં કહયું.

"ખુદા તુંને સુખી રાખે! ખુદા તુંને સુખી કરે!" તેણે હવે સઘળી નાચારીની અદાથી અંતે દુઆ કરી; "હું કેમ તુંને માહરાં દીલમાં હાલ હદ વગરનાં હેત અને હેસાંનની જે લાગણીઓ ઉભરાયછ તેની પુરવારી આપી શકું? તું શ્રીમંત થયલી માહરે લીધે પાછી ગરીબ થઇ ગઈ? માહરે લીધેજ—માહરા જેવા એક કમબખ્ત નાચીજને લીધે તું પાછી એક જોખમભરી નોકરીના હાંદેસાઓમાં અટવાશે?"

"એ વાતનો ના ખેદ કરો, વાહલા હેનરી," મેં માંગી લીધું; "શું પૈસામાંજ બધું સુખ સમાયલું છે? શું પૈસા હોશે તોજ આપણે સુખી થઇશું? અત્યાર વેર નોકરી નહીં હતી તો બીજું શું હતું?"

"પણ તું નોકરી પર જાય તે મને નથી ગમતું! મને મજુરી કરવા દે," તેણે કાકલુદી કરી; "હું રાત દિવસ મજુરી કરીને તાહરૂં ને માહરૂં બેઉનું પુરૂં કરી શકશ, પણ તું સ્ટેજ પર પાછી નોકરીએ જવાનો વિચાર ના કર!"

"એ તમારી ઘણી ભુલ છે, હેનરી," મેં નરમાશથી સમજાવ્યું, "એમાં હલકત કાંઇ નથી. કોઇ બી ઇજ્જતદાર ને પ્રમાણીક ધંધામાં શરમ નથી, પછી તે ગમે એટલો વગોવાયલો અથવા ખરી કે ખોટી રીતે અપજશ પાંમેલો હોય તોબી શું થયું? તમો વાહલા જાંણોછ કે હું પોતે માહરી પાક ઇજ્જતની સમાલ કરવાને પુરતી સમર્થ છું, તો પછી એવી એક મોટી ને નામીચી આયપત આપનારા ધંધાથી માહરે હારી ખાવું શું કરવા જોઇએ?"

"એમ છે ત્યારે તો હવે મને બી માહરૂં ફોડી લેવાની રજા આપ! આએ ભાગીદારીમાં મેં કાંઈ કાંદા કાહડયા નહીં, અને હવે મને એ ધંધા પર નફરત આવી ગેઇછ," હેનરીએ કાંઇક અચબુચ યાદ આવી ગઇ હોય તેમ ઘણી મોટી ઉશ્કેરણી હેઠળ ધ્રુજતા અવાજે કહયું; "હવે તો માહરે એક કરોડપતીજ થવા જવું જોઇશે. હા, એક કરોડપતી!"

મેં ઉજળી વાખ થઇને તેનો ચેહરા ભણી જોયું! અફસોસ, આ ઉપરાસાપરી ઉશ્કેરણીઓથી તે ઘેલોજ થઇ જતો હતો કે શું?

"ઍલન, તું શું મને કાંઇ ઘેલોજ થઇ ગયલો સમજેછ?" તેણે કડવાસથી પુછયું.

"નહીં, પણ વાહલા હેનરી, તમે શાંત થાઓ; તમે સાહવધ થાઓ! તમે ફાટું ફાટું બોલોછ તે મને બીહીક લાગેછ!"

"હું જરા બી ફાટું ફાટું નથી બોલતો. હું જે ખરૂં છે તેજ તુંને કહી સંભળાઉંછ. એ માહરી કેટલાંક વરસોની ઉમેદ હતી ને છે," હેનરીએ સમજાવ્યું, "પણ તું છુટી થવાનું કબુલ નહીં કરશે અને આપણુને એવી ગરજ નથી એમ જાંણીને મેં અત્યાર તક માહરૂં મન માર્યું હતું. એ સુનાને લગતી એક સુના જેવી વાત છે, ખરૂં કંચન સુન્નુંજ ખોબે ખોબે

લાવવાનું છે, વાહલી ઍલન!"

હું ગભરાઇને રડી પડી. આએ એક દીવાનાના તોરનું બોલવાનું નહીં હતું તો બીજું શું હતું? અફ્સોસ, માહરો હેનરી શું ખરેખર ઘેલોજ થઇ જતો હતો? માહરાં દીલના જાણે કટકા ભુકલા થઇ ગયા! મેં તેને શાંત અને સચેત કરવા અને તેનું ધક ઠેકાંણે લાવવા તેને બીજી ઘણી વાતો કરાવી, પણ વ્યર્થ! ઉલટો તે મનેજ ઘેલી કહીને હસી કાઢતો, અને માહરાં આંસુઓ પોતાની હેતવંતી અને પવિત્ર ચુમીઓથી ધોઇ કાહડતો! અંતે બડી મુશકીલથીજ હું તે શું કેહવા માંગતો હતો તે સમજી શકી. અરસપરસની ઘણી મુશકીલ જેહમત પછીજ તે ખરેખર શું કેહવા ચાહતો હતો, અને કેઇ ઉમેદ તે કરતો હતો તે હું સમજી શકી. અસલ વાત એમ હતી કે ન્યુયોર્કમાં તે જ્યારે હતો ત્યારે તે તરફના સોનું મલનારા મુલકોની કેરીયત તેની જાંણમાં આવી હતી. તે તરફથી વખતો વખત સોનાની શોહધમાં ઘણાએક કાફ્લાઓ જતા અને બરબાદ થતા, પણ ખરી વાત એ છે કે જે ખેડે તે ખાટે એ મસલ મીસાલે કોઇક ફાવેલા ડાહ્યા તે મોટા જોખમો ઉઠાવીને મોટા કરોડપતી થયલા પણ પાછા ફર્યા હતા ખરા, અને હાલમાં હેનરીને અચણુચ યાદથી એ ઉભરો થઇ આવ્યો કે તેણે જ્યારે હવે નવેસરથી પાછી કમાવાની જીંદગી શરૂ કરવાની હતી ત્યારે તો તેણે એવાં એક જોખમનાં "ઍક્સીપીડીશન" પર નસીબ અજમાવવા નીકળી જવું!

મેં તેના સોહમણા ચેહરામાં ધારી ધારીને જોયું. તે બીલકુલ શાંત હતો, અને તેની આંખોમાં દીવાન્યતનું દેહસ્તનાક ચિન્હ કોઈ નજરે આવતું હતું નહીં. મેં, તેથી, છુટકારાનો દમ ખેંચ્યો, અને મને ઘણી ધીરંજ મલી; અને ત્યારેજ એ શી વળી નવી હોસ ફરામોસ વાત તે કેહવા માંગતો હતો તે હું થોડાંક બી ધ્યાંનથી સાંભળવા લાગી. તે એ ઉપરથી, માહરી બાજુમાં સોફા પર ગોઠવાયો, અને માહરો હાથ પોતાના હાથમાં લઇને પોતાનો એરાદો ઘણી આતુરતાથી મને સમજાવવા લાગ્યો.

તેના કેહવા મુજબ એ અમેરીકાના સોનેરી મુલકો હજી જોઇએ એટલા હાથ આવ્યા નહીં હતા, અને કેલીફોર્નીઆને લગતા ઘણા લલચાવનારા હેવાલો યુરોપ અને અમેરીકામાંથી સાહસીક શોહધકોને તે તરફ ઘસડી જતા હતા. એમાં પોલાંણ કશું નહીં હતું. મુસાફરી જોખમની અને જેહમતની હતી ખરી, બાકી ત્યાં સોનું પુરતાં પ્રમાણમાં હોવાની વાતમાં સચ્ચાઇ હતી તે બેતકરાર ખરૂં હતું. અમેરીકાથી અવારનવાર એવી પાર્ટીઓ, સાહસીક ને ખડતલ આસામીઓની ઉભી થયલી, કેલીફોર્નીઆ ઉપડી ગયલી તેણે (હેનરીએ) પોતે નજરે જોયલી હતી. તેના કેટલાક દોસ્તો બી ગયા હતા, કે જેઓએ તેની શામીલગીરી માંગી હતી, પણ તે વખતે એ લાલચ અને જોખમ કરવા તેણે કશી જરૂર જોઇ નહીં હતી.

"હવે બી નહીંજ, વાહલા હેનરી," મેં તેનાં ગળામાં હાથ નાંખીને તેને વીનવ્યો; "કાંહાં જાય? કેમ જવાય? એ કાંઈ નાહના સુના જોખમની વાત છે? એ તરફનાં જંગલી હેવાન સમ ઇન્ડયન્સ ત્યાં યુરોપ્યનોને જોતાં સાથે તેમના લોહી તરસ્યા મુદ્દઇઓ થઇ જાય છે, અને એ સાહસીક જવાંનોનો મોટો ભાગ તે તરફ ગયલો તે હેરેમંદોની તીરથી વીંધાઇને ટપોટપ કુત્રાં કોહલાંની કીસમે મારયો જાય છે તે શું હું જાંણતી નથી? ઓ, એ ખ્યાલમાંજ દીવાન્મત છે. આપણે આપણાં ઘરને આંગણેની અરધી રોટલીમાંજ સબર માનશું, અને આખી રોટલીને

વાસ્તેનો એવો મોહત જીવતનો જોખમ કદી વ્હોરી લઇ શકશું નહીં."

એ પછી અમો બે વચ્ચે એ બાબે ઘણી જુબેસ થઈ, પણ ગમે એ થતાં હેનરીએ માન્યું નહીં! મેં ઘણો પટાવ્યો, ઘણો સમજાવ્યો, પણ સઘળું ફોકટ! તેને એટલો ઠરાવવંતો ને હઠીલો થયલો મેં તેની જોડેના માહરા આખા સમાગમ દરમ્યાંન કદી જાંણ્યોજ નહીં હતો, અને તેથી હુંજ અંતે હારીને નાચાર થઈ. તેની વિનંતી ને કાકુલદી એટલી જોરાવર હતી, અને હાલના આવા સંજોગમાં કેલીફોર્નીઆ સોનાની શોહધ વાસ્તે જવાની અને કરોડપતી થઇને પાછી ફરવાની તેની દીવાન્યતભરી આસ્થા એટલી મજબુત થઈ પડી કે અંતે હુંજ હારી ગઇ અને તદન નાચાર થઈ ગઇ!

---

## પ્રકરણ ૧૭૫.

માહરા પપાએ એ પછીથી જ્યારે એ વાત જાંણી ત્યારે તેવણ પણ કાંઇ ઓછા દુઃખી નહીં થયા, પણ પછી વળી મેં જલદીજ જોયું કે તેવણ બી કાંઈ અજબ જેવા અચપુચ ધ્યાંન બેધ્યાંન અને સુના સાહવજ જેવા થઇ ગયા! જ્યારે જોઉં ત્યારે કાંઈ ઉંડા વિચારમાં ઉતરી ગયલા. અને હું પુછું તેનાજ જવાબ આપે! વળી એ શી આફત હતી? હું ઘણું દુઃખ પામી. આ તો કાંઇ ધરમ કરતાં કરમ નડે એવોજ અનુભવ થતો મને લાગ્યો!

તેજ દાહડે મીસીસ મેકડોનેલ્ડ પોતાની ઉંમરે પુગેલી ચારે દીકરીઓ સાથે મને ને પપાને મળવા આવ્યાં. તેઓ, દેખીતી રીતે મી૦ મેકડોનેલ્ડેજ મોકળેલાં, પોતાનું હેસાંન જાહેર કરવા આવ્યાં હતાં, અને અકેક પછી બધાં મને બગલગીર થઇને માહરી ખાંધ પર માથું નાંખી ઘણુંએક હેસાંનનું અને ખુશાલીનું રડયાં.

તે પણ એક ઘણોજ અસરકારક દેખાવ હતો, કે જે ઉપર, એમ છતાં, માહરે અત્રે વગર અગતે લાંબું કરવું નથી. ટુંકમાં, તેઓએ માહરો ઉપકાર માન્યો અને માહરે વાસ્તેનું પોતાનું હેસાંન જાહેર કરવામાં કાંઇજ બાકી રાખ્યું નહી, અને બીજીજ સહવારે હું માહરા હેનરી અને પપા સાથે માહરે ઘેરેબારે પાછી લંડન જવા ઉપડી ગઈ. હેનરીની મોટી મુસાફરીની હવે બધી તૈયારીઓ કરવાની હતી, અને તે તો આંઠ દીવસમાંજ ત્રાન્સએટલાંન્ટીક તરફ ઉપડી જવાનું માથું ફેરવીને બોલતો હતો, એટલે અમારા હાથમાં વખતજ ક્યાં બચ્યો હતો?

માહરા પપા તો એ બધો વખત ચુપ અને ગમગીનજ રેહતા હતા, અને મને ખાત્રીપુર્વક લાગ્યું કે મેં મને મલેલી દોલત ધુવનપાટગ્યો વાળી દીધી તેથી એવણુને ઉપજેલી નીરાશી, અથવા અમારાં લગનનો સવાલ પડતો મુકવો પડવાનો હતો અને હેનરી દુરદરાઝ જતો રેહવાનો હતો તે વાતનાં ગમનુંજ એ કાંઇ પરીણામ નહીં હતું. તેવણનાં મનમાં બી દીસ્તી રીતે બીજું કાંઈ ઘોલાયા કરતું હોવું જોઇએ ખરૂં, કે જે વાતનો તેવણને પાધરો સવાલ કરીને ઘેર જવા પછી જેમ બને એમ જલદી નિર્ણય કરવા મેં માહરાં મનથી ગાંઠ વાળી રાખ્યો.

અને અમો ઘેર પોંહચ્યાં, જ્યાં મેરી તેમજ બીડા અમારાં લગનનો ખ્યાલ હાલમાં પડતો મુકવામાં આવ્યો હતો તે અને વાહલો હેનરી એક મોટી જોખમની સફર પર સીધારનાર હતો તે સાંભળીને ખરાં દીલની દીલસોજી સાથે હદની વગર નાઉમેદ ને નાસબર બની. એ ઉપરાંત માહરે જુલ્યટને અને મી૦ નૉરમનને બી એ નવી બરપા થયલી કમનસીબીની વાત લખી વાળવી પડી, અને જે જે દોસ્તોને લગનની વાતની ખબર હું આપી ચુકી હતી તે લોકોને પાછું માહરે લખી વાળવું પડયું, જે ખરેખર ઘણાં દુઃખનું એક કારજ હતું. મને કાંઇ ગમતુંજ નહીં હતું. આ તો બધું નહીં ધારેલું કાંટાનું કતેસર થઇ ગયું હતું, અને એની જોડેજોડ હેનરીની લાંબી જુદાઇના ખ્યાલથી માહરી છાતી ફાટફાટ થતી હતી.

પણ ખુદાની દયાથી હું ઘણાં મકકમ મનની એક છોકરી હતી, અને પડયું તે પંજરવાનું એ સીધ્ધાંત મુજબ હું દુઃખથી દબાઇ નહીં જતાં તેનો બોજો જો ઉપાડવોજ પડતો તો ઘણી બરદાસ્તવારીથી ઉપાડી શકતી હતી. હમણાં પણ, તેથી, મેં ઘણી હીંમત રાખી. અરે, જો મને કોઇ જોશીએ આ બધું બન્યું તે આગમચ કહયું હતે કે તાહરાં લગન હાલમાં થનારજ નથી, તુંને મળી ચુકેલું ધન તાહરી ગાંઠમાં રેહવાનુંજ નથી, અને તાહરો હેનરી કદાચ જીવતો પાછો ફરીજ નહીં શકે એવા જીવ સતોસત જોખમમાં દુરદરાઝ દરીઆ ખેડતો જનાર હતો તો હું ધારૂંછ કે માહરો જીવજ નીકળી જતે! પણ એક પછી એક તે બધું આવ્યું ત્યારે હું હીંમતથી અને સબુરીથી તેનો બોજ ઉઠાવી શકી એ તો ખરૂં. જો ખરૂંજ કબુલ કરૂં તો માહરા વાહલા દીલેરનું એ શુરાતન અને મર્દાન્ગી મને કેટલીક હદ સુધીનાં ગમ્યાં એ ખરાં. ખરા નરેશેર મર્દ બચ્ચાનું એ લક્ષણ છે. માચીમાંના માકડની કાંની બૈરાંઓની સોડમાં ભરાઈ બેસનારા બાયલાઓનું એ કામજ નથી, જેથી જોકે આ સાહસમાં નાહીંમત કરનારૂં ઘણું હતું તો પણ મેં ઘણું મન મોટું કરીને ઘણી હીંમત રાખી.

હૅરી તો ધર્યો ધરાતો ન હતો! તે તો તદન ખાત્રીપુર્વક હતો કે ન્યુયોર્ક જઇને એક મોટો કાફલો તે ઉભો કરી શકશે, અને કેલીફોર્નીઆની શોહધખોળથી ફત્તેહમંદ અને ફીરોઝગરજ પાછો ફરશે; અને અજબ જેવું તો કેથું એ હતું કે હેનરીનો એ ઠરાવ જાંણ્યા પછી માહરા ઘરડા બાપની છાતીમાં પણ એજ લોભ અને એજ ઉમંગ જાંમ્યો! એ બધું અજબ જેવું પણ તદન ખરેખરૂં હતું. તેવણુની અજબ જેવી ઉદાસી ને ચુપકીદીનો ભેદ તો કેથો એજ પુરવાર થયો. તેવણે પોતેજ અમે લંડન પાછાં ફરવા પછી ત્રીજે દાહડે માહરી આગળ ખુલાસો કરયો. તેવણુની તકરાર એ હતી કે હેનરીને આવી બાળક ઉંમરે એકલો એવા મોટા જોખમમાં કાંય મોકળવો જોઇએ? તેવણ કેહતા કે માહરી જીંદગી એક કોડીની કીંમતની નથી, ત્યારે માહરે તેને મદદ કરવા તેના બચાવમાં તેની સાથે કાંય નહી જવું જોઇએ?—અને મને તે સાંભળીને ફાટી ફાટીને રડવું આવ્યું. બાપ અને ભરથાર રીસાઇને જાંણે એકકી વારે મને એકલી છોડી મોહત જીવતના એક જોખમમાં જીપલાવા ચાલી જવા તેયાર થયા હતા!

"તાહરે તો ઉલટું ખુશી થવું જોઇએ, માહરી ડાહી દીકરી," તેવણે મને રડતી જોઇને પેટમાં દાબી સધ્યારો આપ્યો; "તું માહરી સદગુણની મુર્તીએ મને કાદવ કીચલમાંથી બાહેર ખેંચી કાઢયો, અને માહરા એક વારના માહ પાપી અવતારથી મને મુકતી અપાવીને આજે

જે હું શુધ્ધ ને સદગુણી છેઉં તે તેંજ મને બનાવ્યો; પણ, એ છતાં, માહરાં બચ્ચાં, માહરા ગુજરાંણને વાસ્તે તો હું તાહરોજ ઓશીયાલો કેની? તું જો કે દુન્યાથી ઉલટો માહરો કેસ છે. બાપે દીકરીનો ગુજારો કરવો જોઇએ તેને બદલે હું તો સાંમો માહરી ગાય ગોસપંદ જેવી દીકરીને ઉભે માપ માંથે પડેલો છું!"

"ઓ, તમે કાંય એમ બોલીને મને પજવોછ, પપા? માહરાં બધાં સુખ દુઃખમાં મને તમારી શું જેવી તેવી ઓથ અને જેવી તેવી કીંમતી મદદ છે?

"કાંઈ નહીં, દીકરા, મને જરા ધીરજ રાખીને સાંભળી લે," માહરા પપાએ બજીદ થઇને કહયું, "હૅરીના એ લોભમાં હું પોતે પણ ઘણું માનુંછ. એ અમેરીકન પેનીનશુલા તેના જોખમોથી બેશક ખાલી નથી, પણ સુન્નું ત્યાં બીસ્યાર છે, ત્યારે હું બી કાંએ નહીં જાઉં? હું જો મરી ગયો તો દુન્યામાંથી એક નાલાયક ઓછો થશે, ને જીવ્યો ને કરોડપતી થઇને પાછો ફર્યો તો માહરી આએ સદગુણની મુર્તીને તેની બધી નેકીની નવાજેશમાં માહરે મરતે દાહડે નીહાલ કરી જવાનો તો સંતોષ રેહશે? આએ માહરાં તન પર કપડાં છે તે વટીક તાહરાં અપાવેલાં છે! હું દહાડામાં ચાર વખત નીમક ખાઉંછ તે બી બધું તાહરૂંજ છે, અને હું એ તાહરાં હેસાંનનાં ઓશીયાલા બોજમાં નહીં મરૂં તે શું તુને ગમશે નહીં?"

મેં દુઃખની એક ચીસ પાડી તેઓને ચુપ થવા કહયું. મેં તેઓને કાકલુદીથી સમજાવ્યું કે મેં જે કાંઇ કરયું હતું અને હું જે કાંઇ કરતી હતી તે તેઓ જોગી ખુદાને ઘરથી માંગી લાવેલી માહરી પાક ફરજની બજાવણીથી જ્યાદા કોઇજ કીસમે હતું નહીં.

"તેજ તો તાહરી ભુલ છે, દીકરા," માહરા બાપે બજીદાઇથી તકરાર લીધી; "તાહરી બચગીમાં હું તાહરી તરફની માહરી ફરજો કેઈ અદા કરીને મરી ગયો કે આએ વખતે માહરી જેરીમાં તાહરી ફરજની આશા કરવાને હું વાજબી કેહવાઉં? વૅલ, વૅલ," તેવણે વળી મને અધીરી પડતી ને ગુસ્સે થતી જોઇને ઉતાવળે વધાર્યું, "તું એમ ખીજવાયા ના કર. હું જે આપણી ખરી હકીક્ત ને હાલત છે તેજ માત્ર તુંને કહી સંભળાઉંછ. હવે બીજો ખ્યાલ કર. માહરા સાથે જવાથી હેનરીને કેટલી બધી મદદ થશે તે ધ્યાનમાં લેવાનું છે. એ કેટલું દુરદરાઝ જવાનું છે, અને તેમાં કેવો જોખમ અને જેહમત છે તે હું બરાબર સમજુંછ, અને માહરે, તેથી, એની સંભાળમાં સાથે જવુંજ જોઇએ. ખાત્રી રાખજે, માહરાં બચ્ચાં, કે જો કોઇ વખત માહરો જાંન આપીને બી એનો જાંન હું બચાવી શકતો હોવશ તો તે હું હજારો હજાર ખુશીથી કરશ, અને બેહસ્તમાં પછીથી તમો વાહલાંઓની ઘણી મગરૂરીથી હું વાર જોવશ; પણ, તેથી ઉલટું, જો હું જીવતો રેહવશ અને એને જીવતો લઇને તાહરી આગળ પાછો ફરશ તો મેં એની કેવી સંભાળ લીધીછ તે એજ તુંને કેહશે, અને તેટલાંથી બી તું માહરાં નેક બચ્ચાંનાં હેસાંનોનો બેકીંમતી બોજ થોડો ઘણો વાળી આપેલો સમજી હું ધીરજ માનશ."

મેં માહરા પપાનો એ સાંભળતાં પગે લાગીને ઉપકાર માન્યો, અને જો કે તેવણથી બી જુદી પડતાં માહરૂં કલેજું કપઇ જતું હતું, તોપણ માહરા હેનરીની સમાલમાંજ તેવણ સધાવતા હતા તે વિચારથી મને હદ વગરલી ધીરજ ઉપજી, મને માહરા બાપનાં ઉંડા ડાહપણ

અને બેહળા અનુભવમાં ઘણો વિશ્વાસ હતો, અને માહરી ખાત્રી થઇ કે એ મામા ભાણેજ સાથે જવાથી પરીણામ ખોદાની દયાથી આયંદા કદાપી સારૂંજ આવશે. હેનરી પોતે પણ એ સાંભળીને ઘણો ખુશી થયો, અને તેને પણ જાંણે એવણની ઓથ મળી જવાથી ફત્તેહની એક ગેરંટી મળતી હોય તેમજ લાગ્યું!

વાંચનારને યાદ હોવું જોઇએ કે પુઇમાય મીસીસ ઓલ્ડકાસલ ગુજરી ગયાં તેવણ જે મને ત્રણ હજાર પાંઉંડ વારસામાં આપી ગયાં હતાં તે અનામત, એમની એમ, મેં ગયે વરસે માહરા એ ગરીબ બાપનાં નામ પરજ ચ્યાપી હતી. એ રકમનાં વ્યાજ પર એવણ ઘણી સારી રીતે ઇજ્જતથી અને સગવડથી જુદા રહીને પોતાનો ગુજારો કરી શકતા હતા. તે રકમ, તેથી, અત્યારે પાછી માહરાં નામ પર કરી દેવાની તેવણ બોહસ લઇ બેઠા કે તેનું વ્યાજ ઉપરાંત મુદ્દલ બી મને જરૂર પડે તો હું વાપરી શકું, અને તકરાર નીવારવા મેં હાજ કહયું. માહરી મતલબ એ રકમ જ્યાં હોય ત્યાં તેવણનાજ હવે પછીના ઉપયોગ માટે વ્યાજે વધવા દેવાનીજ હતી. વળી, હેનરીના પોતાના પગાર અને કમીશનના પંદરસો પાઉંન્ડની જે મોટી રકમ મી૦ મેકદોનેલ્ડના હાથમાં જમા હતી તે રકમ, એ જૈફ ગ્રહસ્થને હવે આગળ લખવા મુજબની સવળતા થઈ ગયલી હોવાથી, તેવણનેજ ત્યાં રાખી મેળવા અથવા નહીં ઉપાડવા કાંઇ કારણ નહીં હતું. તેવણે તો બીચારાએ નાદાર થતાં બીજાં માંગનારાઓના ભોગે બી તે રકમ હૅરીને આપીજ દેવા કાઢી હતી, પણ તે વખતે એણે તે લીધી નહીં હતી; પણ હવે જ્યારે તે કેલીફોર્નીઆ જવા નીકળ્યો હતો એમ તેઓએ જાંણ્યું ત્યારે તે રકમ સાથે લઈ જવા એવણે તેને ઘણો સમજાવ્યો. તેવણને બી અવલમાં તો હેનરીનો એ સાહસ જરા થઇને ગમ્યો નહીં, અને તેને એ ખ્યાલ પડતો મુકવા તેવણે બી ઘણો સમજાવ્યો, મગર હેનરીએ તો માથું ખોહીનેજ કામ લેવા માંડયું હતું, એટલે તે માહરો વાહલો કોઇનો સમજાવેલો સમજ્યો નહીં.

એટલા માટે પોતાના જમા થયલા એ પંદરસોમાંથી ફક્ત પાંનસો પાંઉન્ડ તેણે પોતાના જીવખરચને વાસ્તે મુસાફરીએ જતાં તુરત વેળા ઉપાડયા, કે જ્યારે બાકીના એક હજાર વાસ્તે તે મી૦ મેકડોનેલ્ડને અરજ કરી ગયો કે તેને જ્યારે બી પુરતી સવળતા થાય ત્યારે તે અવેજ તેણે મનેજ ભરવો. એ બંદોબસ્તી, અલબત, માહરી જાંણપુજ કે મંજુરયાત વગરજ હૅરી મી૦ મેકડોનેલ્ડ સાથે પકી કરી આવ્યો હતો, અને મને તો તે વિશે કાંઇ ખબરજ નહીં. એ તો છેક ઉપડતી વખતે તેણે મને કહયું કે મી૦ મેકડોનેલ્ડ પરના તેના બાકી નીકળતા એક હજાર પાંઉન્ડ જો મને મોકળવામાં આવે તો માહરે તે કબુલ રાખવા, અને માહરા ઉપયોગમાં લેવા, અને માહરાં છુટાં પડવાનાં દુઃખ વચ્ચે હું એ વાતને કયાં સેકો તાણું ને તેની કયાં જીકર કરવા બેસું? મેં તે વખતે મનમાં ધારી લીધું કે એક હજાર પાંઉન્ડ જો મને મોકળવામાંજ આવશે તો હું તે પણ બેંકમાં જમા કરાવશ ને તેનેજ વાસ્તે અનામત રાખશ, એટલે તે વાતની મેં તે વખત કશી જીકર કરી નહીં.

અને અતે જુદાઇનો તે સંતાપજનક દિવસ બરપા થયો, કે જ્યારે માહરા બાપને મળીને હું માહરા વરને મળતી, અને વરને મળીને, ઘેલી જેવી, પાછી માહરા બાપને ભેટતી! મને એ કાતેલ ઝેર જેવી જાલીમ જુદાઇએ તે વખતે કેટલી રડાવી અને કેટલી દુઃખી કીધી

તેનો હું વાંચનારાંઓને એક ઝાંખો ખ્યાલ બી આપી શકતી નથી; મગર અંતે સેવટની કીસ કોટીઓ ખલાસ થઇ, જ્યારે દુન્યામાં દરેક ચીજનો છોડો હોય છે તેમ તેઓની રવાંનગી થઇ. હું તેઓની ગાડી સુધી રડતી તેમજ હસ્તી—હસ્તાં મોઢાંએ એ વાહલાઓને વીદાય કરવાની માહરાં અંતકરણની કાળજીને લીધે માહરાં આંસુઓ વચ્ચેથી હસ્તી—તેઓને મુકવા ગઇ, અને ગાડી ઉપડી જવા પછી હું માહરા ડ્રૉઇંગરૂમમાં પાછી ફરી સોફા પર ઉંધે મસ્તક પટકાઇ પડી, અને ફેકેફેક રડી. હવે એ બેઉ વાહલાઓને પાછા જીવતા કે મુએલા જોવશ કે નહીં, અને જોવશ તો કયારે જોવશ એ બધું સરજતને સ્વાધીન હતું, જે માહરાં કલ્પાંત વચ્ચે બીડા અને મેરી ગલેન્તવર્થે મને ઘણી ઘણી હીંમત આપી. તે બંને કલાકો તક માહરી બાજુમાંથી ખસી નહીં.

અને તે રાત્રે ખાધા પીધા વગર હું વહેલ્લીજ સુઇ ગઈ. મને ખાવા પીવા કાંઇ ગમ્યુંજ નહીં. હું તો જાંણું જે મને ઉંઘ બી આવવાની નથી, પણ તન મનમાં ઘણીજ ઠાકેલી હોવાથી, એજ બંને વાહલાઓનો વિચાર કરતી કરતી, હું ઉંઘાઇ ગઈ, અને ખોદાની મેહરબાંનીથી છેક સહવારે ઉઠી ત્યારે એ સરજતની આધીનતા વાસ્તે માહરાં મનથી પુરતી શાંત થઇ ચુકેલી હતી. હવે શાંત થયા વગર બીજું કરીજ શું શકાય? ઇંગ્લાંડનો કીનારો છોડી જતાં એ બંનેએ લીવરપુલ પોંહચીને જે કાગળો મને કાળજીથી લખ્યાં હતાં તેથી અલબત માહરા જીવને થોડી ઘણી પણ રાહત મળી.

---

## પ્રકરણ ૧૭૬.

હવે માહરે પાછું કામકાજમાં મંડાવાનું હતું. ખરેખર નવેસરથીજ માહરે માહરી જીંદગી પણ પાછી શરૂ કરવાની હતી. મેં જોયું કે જેમ જલદી માહરૂં મગજ રોકાયલું થાય તેમ હું એ જુદાઇનું દુ:ખ વહેલ્લી ભુલતી થવશ, જેથી સીઝન પાછી ચાલુ થતી હોવાથી નાટકો પાછા ચાલુ થઈ ચુકયા હતા, અને મેરી પોતાનો પાર્ટ કરવા નાટકમાં જતી હતી ત્યારે હું એક રાત્રે તેની સાથે ઠીએટર પર ગઇ.

મેં ઘણે લાંબે વખતે ત્યાં પાછો પગ મેલ્યો, પણ એ ખુદાની કેવી મેહર કે હું જ્યારે પૈસાવાળી થઇને સ્ટેજથી અલગ થઇ ત્યારે કટોકટ તેજ વખતે વેકેશન શરૂ થયલું હતું, અને પાછી સીઝન ખુલી ત્યારે તરતનાજ નાટકો પાછા ચાલુ થયલા હતા! એટલા વાસ્તે થયુ એમ કે હું સ્ટેજથી અલગ થઇ હતી તે વાત તો અમારી કંપનીને લાગતાંવળગતાં અંગત આસામીઓની હદની બાહેર ઝાઝી જાહેર થવા પામીજ નહીં હતી. એ ઘણું સારૂં થયું, અને એથી માહરી હસી થતી ઘણી બચી. પેપરવાળાઓએ બી એ વાત જાંણીજ નહીં હતી, જેથી અમારી તરફની નાટકની શોખીન આલમને તો કાંઈ સ્વપનો બી નહીં હતો કે હું સ્ટેજથી અલગ થઇ ચુકી હતી. એ તો બધું, એટલા વાસ્તે, મને જાંણે એક સ્વપનું થઈ ગયું હોય તેમજ હાલમાં દેખાતું હતું!

હું જઇને મી૦ રીચર્ડસને તેની ઑફીસમાં મળી, કે જે ગ્રહસ્થે પોતાની હંમેશની રીત મુજબ ઘણી સભ્યતાથી મને આવકાર આપ્યો. કદાપી તે માહરી મીલકાતની મતલબ મનથી

સમજી પણ ગયો હોય!—મને એમ લાગ્યું ખરૂં, પણ તેણે તેવું બાહેરથી જરા એ બતાવ્યું નહીં, અને પેહલાં તો અમે નાટકની દુન્યાને લગતી એલાર પેલારનીજ વાતો કરી. મેરી એન્તવર્થ સ્ટેજ પર ઘણું સારૂં કામ કરતી હતી અને લોકોનો તેણે ઘણો સારો ચાહ જીતી લીધો હતો તે મી૦ રીચડર્સે મને કહયું, અને પછી નરમાશથી પુછયું; "આજે કાંઇ તમે અત્રે મીલાકાતનું મને માન આપ્યું, મીસ પર્સી?"

"માહરે સ્ટેજ પાછું જૉઈન કરવાની મને ફરજ પડી છે, મી૦ રીચર્ડસ," મેં જરા ખસ્યાનું જેવું હસીને કહયું.

"ખરેખર?" તે ઘણો અજબ અને રાજી થયલો દેખાયો; "શું નાટકની દુન્યાનો એક ઝળકતો સેતારો પાછો ત્યારે સ્ટેજ પર પ્રકાશવાનો છે ખરો?"

"માહરી મશકેરી ના કરો, મી૦ રીચર્ડસ," મેં ઓશ્રકાઇને કહયું; "હું કેહુંછ તે ખરૂં છે. માહરી સ્થિતીમાં સુખી ફેરફાર થવાથી તમારી તરફનાં માન ચાંદ વચ્ચે હું સ્ટેજ છોડી ગઇ હતી, પણ હાલ પાછો મામલો એવી રીતે બદલાયોછ કે માહરા ગુજરાને વાસ્તે તમને પગે પડતી પાછી આવીછ!"

"હજારો ખુશીથી," મી૦ રીચર્ડસે દીલસોજીથી કહયું, "અને જોકે ખરૂં કેહું તો સમો એ રીતે માહરી ફેવરમાં પાછો બદલાવા વાસ્તે હું ખુશી છેઉં, તોપણ ખરેખર તો તમે જે સુખી સ્થિતી ભોગવવાની ઉમેદ કરતાં હતાં તે એવા કોઇ ઉલટા સંજોગો બરપા થવાથી ઉલટાઇ ગયુંછ એમ જાંણીને મને ઘણી દીલગીરી લાગેછ."

"હું તમારી એ દીલસોજીને વાસ્તે ઉપકાર માનુંછ, મી૦ રીચર્ડસ," મેં કહ્યું; "અને હું ઉમેદ કરૂંછ કે એ બધી હકીકત તમે મેહરબાનીની રાહે ખાનગીજ રાખશો. આપણા ખેલાડીઓમાં હું કાંએ ગઇ અને કેમ પાછી ફરવા પાંમી તેની જેમ ઓછી ચરચા અને ચાવા-ચીવી થવા પાંમશે તેમ હું તમારી જાસ્તી આભારી થવશ."

"તે વિશે તમે બીલકુલ બેફીકર રેહો, બેહેન," મી૦ રીચર્ડસે સધ્યારો આપ્યો; "હું બધું માહરી પરજ લઇ લેવશ કે હુંજ એ બાઇને ઘણી બોંહસથી પાછો લઇ આવ્યો, એટલે તમોને કશીજ રીતે નબોજું લાગશે નહીં."

"અને હવે માહરા પગારનું કેમ?" મેં હસીને પુછયું.

"જેમ તમે કેહો તેમ," કંપનીના તે મેનેજર અને માલેકે કહયું, "તમારી સામેલ-ગીરીથી માહરી આવકમાં સંગીન ફાયદો થવાનો તે વાત હું જરા બી છુપાવતો કે ચીબોચાબો થઇને ના પાડતો નથી, અને તમો જેવાં એક ખરાં ઇજ્જતદાર બેહેનની સામીલગીરી હું માહરી કંપનીને વાસ્તે ઘણી માન ભરેલી ધારૂંછ, એટલે તમોને થોડુંક વધતું આપવું પડશે તોબી તે મને ખટકવાનું નથી, એટલુંજ કે આપણા ખરચો ઘણા મોટા છે, અને કમીટી આવક જાવક તપાસતી વખતે માહરી સાથે એ મોટા ખરચોને વાસ્તે ઘણાં ચીઢડાં ફાડયા કરેછ, વાસ્તે તમો બેહન ઘણું ખેંચી નહીં પકડો તો મેહરબાંની!"

"હું ખેંચી પકડવા માંગતીજ નથી, ભલા મી૦ રીચર્ડસ," મેં સમજાવ્યું; "છેલ્લી

એ સીઝનથી તમે મને અઠવાડયાંના ચાલીસ પાંઉડ આપોછ તે હવે હું એટલુંજ માંગી લઉંછ કે પચાસ કરો, અને મને બેનીરીત નાઇટ જે દર વરસે આપતા હતા તે ગમે તો ના આપતા. ”

“ માહરે કબુલ છે,” મી० રીચર્ડસે એક બી આનાકાંની વગર ખુશી થતાં કહયું; “ તમે એ ઘણું વાજબી માંગોછ, ને એમાં તેથી વાંધો કરવા જેવું રહયું નથી. કાલે માહરા સોલીસીટરો તમને એગ્રીમેંટ તૈયાર કરી મોકળશે, જે મહેરબાનીની રાહે સહી કરીને મને પાછું વાળજો.”

અહીં એ મુલાકાત ખતમ થઇ, અને હું મેરી સ્લેન્ટવર્થવાળા બૉકસમાં જઇને નાટક જોવા બેઠી. મેરીએ તેમાં બેશક ઘણી કમાલ કરી, અને ખેલ ખતમ થવા પછી તે જ્યારે તૈયાર થઇને માહરી પાસે આવી બેઠી ત્યારે મેં તેની એ ફત્તેહ વાસ્તે તેને ઘણીએક મુબારકબાદી કહી.

એમ છતાં, અમો તરત ઘર નહીં ગયાં. ખેલની પછવાડે ફાર્સને બદલે જે એક નવો “બાલે” (નાચ) રજુ થનાર હતો તે જોવા અમો થોભ્યાં, અને જ્યારે તે પર પરડો પાછો ઉંચકાયો ત્યારે મને તે દેખાવ અલબત ગમ્યો. સીનરી પર દેખીતી રીતે મી० રીચર્ડસે ઘણો પૈસો અને ઘણું ભેજું ખરચ્યું હતું.

તે નાચનારીઓનો ગ્રુપ મેં મોજથી જોયો ને ધ્યાંનથી તપાસ્યો. તેમ કરતાં હું જોઇને ઘણી અજબ થઈ કે તેમાં પેલી લુચ્ચી મેલીસા હેરીસન પણ હતી! તે પાપી છોકરીએ મારકવીસ ઑફ ટાઇનેડેલના સંબંધમાં માહરી સાથ ઘણી નાલાયક ચાલ ચલાવી હતી, અને પછી તે કપાત્ર આદમીની બાંહેધરી હેઠળ પોતે સ્ટેજ છોડી ગઈ હતી તે વાંચનારને યાદ હશે; અને ત્યારે લાંબે વખતે પાછી તે સ્ટેજ પરજ શું ધકેલા ખાવા આવી હશે? શું તે ભ્રષ્ટ બુદ્ધીના મારકવીસ સાથે તેણીને કાંઇ કજ્યો થયો હશે, કે તે નાલાયકે પોતેજ એવી એક વંઠેલની મોહીનીથી વેહલો ધરાઈ જઇને તેને ફેંકી દીધી હશે?

અલબત, બાલે ડાન્સર્સમાં જુલીની જગ્યાએ વધતી ઓછી હાલમાં તેજ હવે આગેવાન હરોળમાં હતી, પણ, એમ છતાં, મેં જોયું કે એક નવી છોકરી જે તરતની એ નોકરીએ રહેલી હોવાનું મેં પેપરોમાં વાંચ્યું હતું તે કાંઈ એ લુચ્ચીને આસાનીથી ફાવવા દે એમ લાગતું નહીં હતું. તે નવી હતી એમ છતાં પોતાના હુન્નર અને સુંદરતામાં જલદીજ મેલીસાને પાતરે પાણી પાય એવી મને લાગી. તે વીસથી બાવીસ વરસની એક ઈંગ્રેજ છોકરી હતી અને સ્ટેજ પર તે “માડમુવાઝેલ એનજેલીન”ને નામે ઓળખાતી હતી.

હું, તેથી, એ છોકરી કોણ હશે તે જાંણવાને સ્વભાવીક જીજ્ઞાસુ થઇ, અને તે વિશે માહરી પડોશમાં બેઠેલી મેરી સ્લેન્તવર્થને પુછવા જતી હતી, જેવામાં અમારા બૉકસનું બારણું ઉંઘાડીને સારાં નસીબે મેનેજર મી० રીચર્ડસ પોતેજ અંદર આવ્યો. તે તો જાહેરમાં માહરે પેહલો દેખાવ કીયે દિવસે આપવાનો હતો તે પુછવાનું રહી ગયલું હોવાથી મને શોધતો અને તેજ પુછતો અત્રે આવ્યો હતો, કે જેથી તે મુજબની ગોઠવણ કરવાને તેને સવળતા થાય; અને ત્યારે મેં તેને બેસાડયો, અને એ એનજેલીન કોણ હતી અને કયાંથી આવી હતી તે તેને પુછયું. અલબત, હું સ્ટેજ છોડી ગઇ તે પછી છેક દસ અઠવાડયે—એટલે બેથી અઢી મહીને—નાટક-

શાળામાં આજે પાછો પગ મુકવા પાંમી હતી, અને તેટલાં જેમ મેલીસા હેરીસન પાછી આવીને ઘુસી ગઇ હતી તેમજ આ પણ એક નવી નાચનારી નોકરીએ લાગી હતી, અને તેને લગતું, તેથી, થોડુંક મને સ્વભાવિક જાંણુવા અને પુછવા ગમ્યું.

"એ છોકરીની વાત જરા અજબ જેવી છે," મી૦ રીચર્ડસે કહ્યું. "એ મહીનાની વાત પર—એટલે તમો સ્ટેજ છોડીને અલગ થયા પછી થોડુંએકે હું એક ઠેકાંણે જમવા ગયો, જ્યાંથી ટુંકે રસ્તે ઠીએટર પર ચાલતો આવવા નીકળવાથી મને એક ગરીબ લત્તામાંથી પસાર થવું પડયું. એ વખતે બીચારી એક ઘણી મુફલીસ જેવી છોકરી માહરી પાસથી ઉતાવળે ચાલી ગઈ, અને મેં જોયું કે ઓશકાતી શરમાતી કાંઈ બંડલ પોતાના હાથમાંથી છુપાવીને માલ ગીરવી રાખનાર જે લોહી તરસ્યા બ્યાજખાઉઓ આવે છે અને જેઓની દુકાણો અત્રે ઠામઠામ છે તેઓ માંહેલા એકની દુકાંણુમાં ઘુસી ગઇ. હું, તેથી, જરા થોભી ગયો. મેં ગૅસ લાઇટના ઉજાસમાં એ છોકરીનો ચેહરો બરાબર જોયો હતો, જે ઘણો સોહામણો ને ખુબસુરત દેખાયો હતો, એટલે માહરા ધંધાની રૂહે બને તો તલાસ કરવા હું થોભી ગયો. એ પછી મેં જોયું કે તે દુકાણુમાંથી તે પાછી નીકળી ત્યારે તેની આંખમાં આંસુ હતાં. એ ઉપરથીજ હું તેની આગળ ગયો, અને ઘણી નરમાશથી તેને મેં વાત કરાવા માંડી. મેં તેને પેહલેથીજ સમજાવ્યું કે માહરી નીઅ્ત તેને મદદ થવા જેવી નેક હતી, અને હું સાચ્ચીજ દયાનતથી તેને વાત કરાવતો આવ્યો હતો. તેણીએ, એ ઉપરથી, માહરા ચેહરા પર એકાદ પળ ટીકી ટીકીને જોયું—જાંણે માહરા પ્રમાણીક હેતુઓ વિશે તે પોતાની ખાત્રી કરવા ચાહતી હોય; અને પછી માહરી દીલસોજીને વાસ્તે માહરો ઉપકાર માનીને ચાલીજ ગઇ. તે એવા એક બ્યાજખાઉ મારવાડીની દુકાણુમાંથી ઉતરી, અને ઉતરતાં પકડાઇ તેની ખેજાલતથી તે ઘણી ઓશકાતી હોય તેમ ચેહરામાં લાલ થઇ, અને કાંઇ બોલી નહીં શકવાથી માહરો ઉપકાર માનીને ચાલી ગઇ. એ જોઈ મને તરત લાગ્યું કે આ કોઇ ખરી ગરીબી ને કમનસીબીનો કેસ હતો. આગળ કાંઇ સારા દાહડા જોયલા હોય એવા જમાનાની ગીરદેહશીથી ગબડતાં ગબડતાં તંગદસ્તીની છેક છેલ્લી પાયરી પર આવી લાગનારાં જે સારે ઘરનાં મુફલીસ મોહતાજો થાય છે, અને જેઓ પોતાની નામોશીથી ધ્રુજી ધ્રુજીને મરે છે તે જાતની આ એક છોકરી હતી એમ મને તરતજ લાગ્યું. હું, એ ઉપરથી, પેલા મારવાડીની દુકાણુમાં ગયો, અને મેં ત્યાં માહરી તલાસ કરી, જ્યારે માહરી તેહકીકમાં જણાયું કે તે બીચારી કાંઈક પોતાંનાં પેહડવાનાં કપડાં પર દસ શીલીંગ માંગી લેવા આવી હતી, જ્યારે તે લુચ્ચાએ નજદીક બે પાંઉડનો માલ દબાવીને તેણીને ફક્ત પાંચ શીલીંગ પકડાવી હતી! મેં એ સાંભળીને તેનું નામ ઠેકાણું મેળવી લીધું—માહરી ખરેખર મતલબ કે તે બીચારી જો દુઃખમાંજ હોય તો હું તેને થોડીક દાનદયાથી મદદ કરૂં; પણ તે નામ ઠેકાણાં મુજબ જઇને જ્યારે મેં તલાસ કરી જોઇ તો તે નામ ઠેકાણું આપેલું તો તદન ખોટુંજ પુરવાર થયું, કેમજે તે મોહલ્લામાં તે નામનું કોઇ આસામી રેહતુંજ નહીં હતું! હું, તેથી, ઘણો નાઉમેદ થયો, અને અરધો ખીજવાયલો ઠીએટરમાં પાછો ફર્યો.

"તમે ઘણા ભલા છો, મી૦ રીચર્ડસ," મેં ખરાં દીલથી કહયું; "ગરીબોને વાસ્તેની તમારી એ જાતની ભલાઇના દાખલાઓથી હું પુરતી રીતે વાકેફ છું; પણ પછી?"

"પછી બીજે દાહડે હું રીહીયરસલમાં રોકાયલો હતો તેટલાં મને કોઇ છોકરાએ આવીને કહયું કે કોઇ અજાણી બાઈ મને મળવા આવેલી ખોટી થતી હતી," મી૦

રીચર્ડસે જારી રાખ્યું, "અને જઇને જોઉંછ તો માહરી ઘણી અજાયબી વચ્ચે માલમ પડયું કે એ તેજ છોકરી હતી કે જે આગળી રાત્રે મને મળી હતી, અને જેણે મારવાડીની દુકાંણમાં પોતાનાં પહેરવાનાં કપડાં ગીરવી મુકીને ફક્ત પાંચ શીલીંગ મેળવતાં મીસ જેમ્સ સ્મીથનું ભલતુ ને ખોટું નામ આપ્યું હતું. હું, એટલા માટે, તેને પાછી જોઇને ખુશી થયો કે તેનું દુઃખ ટાળવા અને તેને બને તો મદદ થવા મને તક મલશે ખરી, અને તેણે બી મને જોતાં સાથે તરત ઓળખ્યો, કેમકે મને જોઇને તે એકદમ ઘણી ગભરાઇ અને શરમાઇ ગઇ. એ જોઇને મેં તેને ઘણી ધીરજ આપીને બેસાડી, અને ત્યારે તેણે મને જણાવી દીધું કે હું આગળી રાત્રે જોઇ ચુકયો તેમ તે પૈસા ટકાનાં ઘણાં દુઃખમાં હતી, અને હાલમાં સ્ટેજનો ધંધો માંગતી અને શોહધતી હતી. મેં તેને મદદ થવાને એ ઉપરથી માહરી પુર ખુશી જાહેર કરી, અને સવાલ કર્યો કે સ્ટેજમાં કેઇ લાઇન તે લેવા ચાહતી હતી. તેણે કહયું કે નાચવાની તેણે ઘણી સારી તાલીમ લીધી હતી, અને તેથી તે એક બાલે ડાન્સર તરીકે રેહવા માંગતી હતી. મેં, તે ઉપરથી, તેની થોડીક પરીક્ષા કરી જોઈ. પેહલાં તે અત્યંત ઓશકાઇ, પણ મેં તેમજ બાલે માસ્તરે તેણીને ઘણી હીંમત આપી, જ્યારે અમે જોઇ શકયા કે તે જાહેરમાં ઘણું સારૂંજ કામ કરી બતાવી શકશે. એ ઉપરથી મેં તેને તરત માહરી નોકરીમાં રાખી લીધી, અને તેને મદદ થવાની સાચ્ચી દયાનતથીજ તેના પેહલા અઠવાડયાંનો અરધો પગાર તરત મેં આંગ પર આપી દીધો, જે તેણીએ ઘણોજ અચકાઇ અચકાઇને લીધો, અને લગભગ આંખમાં આંસુઓ સાથે તે પાછી ફરી. તેણીએ પોતાનાં નામ તરીકે આએ વખતે આએ "જૅન ચરચીલ" લખાવ્યું, અને મને લાગ્યું કે યા તો ગઈ રાત્રે પેલા મારવાડીને ત્યાં તેણીએ નોંધાવેલું નામ ખોટું હોય, અથવા તો આએ ખોટું હોય, અથવા તો બેઉ બી ખોટાં હોય, અને તેનું ખરૂં નામ કાંઇ બીજું અને જુદુંજ હોય, જે હાલમાં તે છુપાવતી હોય? મેં, એમ છતાં, તુરત ને તુરત કશી જ્યાદા ફીકકર થવા દીધી નહી, જે પછી બાલે માસ્તરના હાથ હેઠળ સાત અઠવાડયાંની પુખ્ત તાલીમ લીધા પછી ગયે અઠવાડયેજ પહેલવેહલી તે જાહેરમાં નીકળી, અને તમે જોવોછ કે એ ખરેખર ઘણું સારૂં કામ કરી શકેછ."

"ત્યારે ખરેખર તો એ છોકરી કોણ છે ને કાંહાંથી આવેલી છે, તે તમો, મી૦ રીચર્ડસ, હજી સુધી કાંઇ જાંણતાજ નથી?" મેં જરા અજબ થઇને પુછ્યું,

"કશુંજ નહીં," મી૦ રીચર્ડસે જવાબ કર્યો. "એણે કાંઇ પછીથી મને કહયું નહીં અને મેં પુછયું નહીં. માહરી મતલબ તો એ બીચારીને એની મુશ્કલસીમાં મદદ થવાનીજ હતી કેની? એ હાલમાં તો "લોંગ એકર" વાલા જરા સારા લત્તામાં આવી રહેલી છે, અને કાંઇ કામ પડે તો અમને ફાંફાં નહી મારવાં પડે તે મતલબથી તેણે પોતેજ પોતાની ખુશીથી પોતાનું એ એડરેસ ગયે અઠવાડયે આપણાં કેટલગમાં નોંધાવ્યું છે."

"અને મીસ હેરીસન કયારે પાછી આવી?"

"તેને બી બે અઠવાડયાં થયાં," મી૦ રીચર્ડસે જવાબ કર્યો, "એ ખરાબ ચાલની છોકરી ખોટે રસ્તે પોતાનું સારૂં કરી શકવાની ઉમેદમાં આપણને છોડી ગઇ હતી ખરી, પણ જલદીજ ઝાડુ ખાઇને પાછી ફરી, અને આગળ કરતાં અરધા પગારે પાછી રાખવાને મને કાલાવાલા કીધા એટલે મેં રાખી લીધી."

એ પછી માહરે જાહેરમાં કયારે રજુ થવું તે તારીખ અમારા વચ્ચે અમે નકકી કરી લીધી, અને જરા વારે બાલેનો તમાશો ખતમ થવાથી ડ્રૉપ પડયો, એટલે અમો ઘરે ગયાં.

માહરે માહરો પેહલો દેખાવ "લેડી મૅકબેથ" તરીકે જાહેરમાં આપવાનું નકકી થયું હતું, અને પેહલી રાત્રે હું પાછી નીકળી તે દાહડેની લોકોની ઉશ્કેરણી ખુદાની બક્ષેશથી હું મગરૂરી માની લઇ શકું એવીજ હતી. દરેક પેપરવાળાએ માહરી એક બી ખુશામદ કે કાલાવાલા વગર માહરાં એ સ્ટેજ પરનાં આગમન વાસ્તે મુબારકબાદીની આરટીકલો લખી હતી, અને જો હું એમ કહું કે સેંહેંકડો નહીં પણ હજારો લોક નાટકની રાત્રે જગ્યા ન મળી શકવાથી નાઉમેદ થઇ પાછાં ફર્યાં તો હું એક બી સહરાગાત કરતી નથી.

હવે એ રાત્રે બીજા અંકનો માહરો પાર્ટ કરીને સ્ટેજ પરથી હું અંદર આવેલી માહરા ડ્રૅસરૂમ તરફ જતી હતી તેવામાં મેં એક દમામદાર તોરના, પાકટ ઉંમરના આસામીને સ્ટેજની એક બાજુએ મી૦ રીચર્ડસ સાથે વાત કરતો ઉભેલો જોયો. તે ચાલીસથી પીસતાલીસ વરસની ઉંમરનો હશે, પણ માથાં પરનાં તાલકના બાલ ઘસાઇને તાલક બીલકુલ છોલેલા બોકડા જેવું વચમાંથી વગર બાલનું અને ચલકતું થઇ ગયું હતું, અને આસપાસના બાલ, ગુચ્છા, ઠેબ્યા વીગેરે હજી પુરતાં પ્રમાણમાં હોવાથી તે ઘણો દમામદાર દેખાતો હતો. તે ઘણો અચ્છી રવેશે ડ્રૅસ થયલો હતો, પણ તેમાં ટેસ્ટનું ખુન કશું નહીં હતું, અને તેનો તમામ દેખાવ દેખાવદાર અને ઉમરાવી તોરનો હતો.

તેણે, મને આવતી જોતાં સાથે, બાજુમાં હડી જઇને મને પાસ થવા જોગી અદબથી જગા કરી, અને વળી મને ઘણું માનથી નમ્યો, જેનો મેં તેટલીજ સભ્યતાથી જવાબ કર્યો. એ પછી માહરા ડ્રૅસરૂમમાં મને માહરી તે રાતની ફત્તેહ વાસ્તે બીજી ઍકટ્રેસીસ મુબારકબાદી આપતી આવી તે લોક સાથની વાતચીત દરમ્યાંન, વાત પરથી વાત નીકળતાં, હું જાંણવા પાંમી કે તે સર હયુ વેર્ડ નામનો એક ઘણો ધનવાંન બેરોનેટ હતો.

"પણ એ વાતનો કાંઇ બંદોબસ્ત થવો જોઇએ, મીસ ત્રેફર્ડ," તે ઍકટ્રેસીસમાંની એકે જરા ટણકાનું માથું ફફડાવીને કહ્યું; "એમ બધાજ ભલતા સલતાઓ સ્ટેજપર કાંએ ઘુસી આવવા જોઇએ? તમારે અમારાં આગેવાન તરીકે મી૦ રીચર્ડસને આપણો અણગમો કહીને એ વાતનો કંઇ બંદોબસ્ત કે કાયદો કરાવવો જોઇએ."

"એમાં કાયદો તો શું થઇ શકે, બેહન," મેં સમજાવ્યું, "પણ, અલબત, મને પોતાને બી એ મુતલગ ગમતું નથી, અને હું તો જ્યારે બી મને પ્રસંગ થઇ શકેછ ત્યારે એ વાત વાસ્તેનો માહરો અણગમો મી૦ રીચર્ડસને જાહેર કર્યા વગર રેહતીજ નથી."

"પણ તમે બધાં ભુલી જાઓછ," એવામાં એક બીજીએ ભુલ બાંજી, "કે સર હયુ તો આપણાં ઠીએટરની કમીટીનો એક સભાસદ અને શેરહોલ્ડર છે, અને તેને અંદર આવતો કેમ મી૦ રીચડસ રોકી શકે?"

"અને વળી એ તો છેક ત્રણ વરસે આજેજ અત્રે પાછો આવ્યો," એક ત્રીજી પુરાંણી ઍકટ્રેસે ધ્યાંન ખેચ્યું. "એ તો છેલ્લાં ત્રણ વરસથી જાથુક કૉન્ટીનન્ટ પરજ રેહતો હતો, અને હમણાં ચાર પાંચ દાહડા થયાજ લંડન પાછો ફરેલો છે."

અહીં ડ્રૉપ પાછો ત્રીજા અંક વાસ્તે ઉંચકાવાનો ઘંટો થયો, અને અમો અમારા ઓરડામાંથી પાછાં બાહેર પડયાં. એમ કરતાં જેવી હું સ્ટેજ પર થઇને વીંગ આગળ જતી હતી ત્યારે હજી પેલો સર હયુ મી૦ રીચર્ડસ સાથે તેજ જગ્યા પર વાત કરતો ઉભેલો હતો, અને તેણે મને જોતાં સાથે ઘણાં માનથી પાછી ટોપી ઉંચકી ત્યારે મને લાગ્યું કે તે મને કાંઇક ધારી ધારીને જોતો હતો! એમ છતાં, તેનાં તે ટીકવામાં બેઅદબ કે ગેરકાયદે કશુંજ નહીં હતું, અને મેં કાંઈ બુરૂં માન્યું નહીં.

---

## પ્રકરણ ૧૭૭.

એ પછી બીજે દાહડે સહવારે નાસ્તા પછી હું પેપરો વાંચતી બેઠેલી હતી. સઘળાં પેપરોમાં માહરા પેહલા દેખાવની ફત્તેહના ઘણા લંબાણથી હેવાલો લખાયલા હતા, અને એક પછી એક હું તે જોઇ જતી બેઠેલી હતી, જેવામાં માહરી મેડે મને એક કાગળ લાવી આપ્યું. તે ઉપર "મીસ પર્સી"ને નામનું માહરૂં શરનામું હતું, અને મેં તે ઉખેડયું તો તેમાંથી ફક્ત એક હજાર પાઉન્ડની એક બેંક નોટ નીકળી!

"અંતે મી૦ મેકડોનેલ્ડે ઠરીવાળા હજાર પાઉન્ડ ત્યારે મને મોકળવાના ફાજલ પાડયા ખરા!" હું માહરાં મનથી એ જોઈ પટપટી,—અને પછી તરત ધ્યાંન આવ્યું કે તે ચીઠી લાવનાર ખોટી થતો હશે, કેમકે તે કાંઇ પોસ્ટમાં આવેલું કાગળ નહીં હતું. વળી કવરમાં ફક્ત એ મોટી રકમની એક બેંક નોટ સિવાય બીજું કશું કાગળપત્ર પણ હતું નહીં, એટલે બનવાજોગ હતું કે મી૦ મેકડોનેલ્ડ પોતેજ આવ્યા હોય, અથવા તો તેવણનો ભાણેજ કે એવો કોઇ બીજો વીશ્વાસુ માણસ એ રકમ લાવ્યો હોય? મેં, એ ઉપરથી, તરત ચંગ વગાડયો, અને પેલીજ મેડ પાછી આવી.

"આએ ચીઠી લાવનાર કોઇ ખોટી છે કે?" મેં પુછયું.

"નહીં, મીસ," તેણીએ જવાબ કર્યો.

"નહીં?" હું અજબ થઇ; "એ કવર લાવ્યું કોણ?"

"કોઈ ઉંચો જેવો—સારા દેખાવનો જવાંન હતો, મીસ," તેણીએ કહયું.

"પેલો મી૦ એલેકઝાનડર ગ્રાહામ મી૦ વેકફીલ્ડને અહીં મળવા આવ્યો હતો તે તો નહીં?"

"હું કહી નહીં શકતી, મીસ," પેલી પોરી ગુંચવાઇ, "પેલા પેઝલીથી આવ્યા હતા તેવણજ કેની? તેવણનો ચેહરો મને બરાબર ધ્યાંનમાં નથી, પણ હવે મને ખ્યાલ થાયછ કે તેવણ જેવાજ લાગતા હતા."

"ત્યારે કાંઇ નહીં; તેવણજ હશે," મેં ચુકાદો આપ્યો; "કદાચ હમણાં મીળાકાતને વાસ્તે ઘણું જલદી સમજીને ચાલી ગયા હોશે તે પાછા આવશે. પાછા આવે તો ડ્રૉઇંગરૂમમાં બેસાડીને મને ખબર કરજે."

પણ સાંહાંજના છેક ત્રણ વાગ્યા તોબી મી૦ ગ્રાહામ તો પાછો આવ્યોજ નહીં! એમ

કેમ ? આ રકમ હેનરી ગોઠવણ કરી ગયો હતો તેમ મી૦મેકડોનલ્ડેજ મને ભરી હતી એમાં તો કોઇ સંદેહજ નહીં હતો, અને તે હાથોહાથ પગાર કરવાને વાસ્તે મી૦ ગ્રાહામ આવી ગયો હતો તે પણ દીસ્તીજ રીતે નીશ્ચંશય હતું, એટલે તે પાછો નહીં આવ્યો એજ એક અજાયબી હતી.

એટલાંમાં તો, મેં હુકમ આપી રાખ્યો હતો તેમ, માહરે કાંઇ ખરીદીએ જવાનું હોવાથી માહરી ગાડી જોડાઇને બારણાં પર આવી. એ ઉપરથી હું પેલો હજાર પાંઉન્ડનો અવેજ સાથે લેતીજ ગઇ, અને બેંકમાં તે માહરે ખાતે તુરત વેળા મેં જમે કરાવી લીધો. એટલો મોટો જોખમ ઘરમાં તો રખાયજ નહીં, અને માહરે એ પૈસા વાપરવાજ નહીં હતા. ફકત હેનરી ત્રાન્સએટલાન્ટીક સધાવેલો પાછો આવે ત્યાં સુધી માહરે તે સાચવી રાખવાનો હતો, અને એ મુજબ એ સઘળું આટોપી લઇ હું ઘર પાછી ફરી ત્યારે તલાશ કરતાં માલમ પડયું કે ગ્રાહમ તો માહરી ગેરહાજરી દરમ્યાંન પણ પાછો આવ્યોજ નહીં હતો. આ મને ઘણું નાઉમેદ કરનારૂં લાગ્યું. બનવાજોગ હતું કે મી૦ મેકડોનેલ્ડે અત્રેના કોઇ મિત્ર મારફતે એ અવેજ મને હાથોહાથ રોકડમાંજ પુગાડવાની બંદોબસ્તી કરી હોય અને સંભાળ લીધી હોય, પણ સભ્યતાને ખાતર તેવણે સાથે એક ઉપકારની નહીં તો ખુલાસાની એક લીટી તો લખવી જોઇતી હતી ? પણ મેં જોયું કે બીચારો જેમ તેમ આફતથી બચેલો એટલે હજી તેનું ભેજું જોઇએ એટલું ઠેકાંણે આવ્યું નહીં હશે. મેં, તે ઉપરથી, તરત ઉપકાર માનીને તે જેફ ગ્રહસ્થને તે હજાર પાંઉન્ડની પોંહચ લખી વાળી, અને તેની બૈરી અને છોકરીઓને એ કાગળમાં ઘણાં હેતથી યાદ કરી દુવા લખી.

એ પછીની બીજી રાત્રે પાછો માહરો પાર્ટ હતો, અને તે દાહડે મેરી જરા બીમાર થવાથી હું એકલીજ નાટકમાં ગઇ. બીડાને બી હું ધારા મુજબ તે રાત્રે તો માહરી સાથે નહીં લઇ ગઇ, કેમજે મેરીની તબીયત મને ઘણી નરમ લાગવાથી તેણીની સંભાળમાં તેને માહરે ઘરમાં છોડીજ જવી પડી.

પણ જ્યારે ખેલ ખતમ થયો, અને માહરા પાર્ટથી ફારેગ થઈ હું ડ્રૅસરૂમમાં કપડાં બદલવા આવી ત્યારે મેં જોયું કે બીડા માહરી વાટ જોતી ત્યાં આવીને બેઠેલી હતી. મેરી કેથી જાસ્તી બીમાર થઈ હતી, અને તેથી હું ખેલ પછીનો બાલે જોવા ખોટી નહીં થાઉં તે મતલબથી તે મને (છતી માહરી ગાડી મને લેવા ઠીએટર પર પાછી જોડાઇને આવતી હતી) તેમાં હકીકત કેહવા આવી હતી.

"ખરેખર, બીડા ? શું મેરી એટલી બધી બીમાર થઇ ?" મેં સઘળું સાંભળીને ફીકરમંદ પુછયું.

"હા, મીસ; તમો વેહલાં ઘેર આવો તેથીજ હું અહીં એ બધી હકીકત કેહવા જાતે આવી."

"તાહરે તેને એકલી મુકીને નહીંજ આવવું હતું," મેં લગાર ઠપકાથી કહયું; "મને હવે મોઢું ધોતાં ને પાછી તૈયાર થતાં પાએક કલાક લાગશે, તેટલાં તું આપણી ગાડીમાંજ પાછી ઘેર દોડી પોંહચ. કાંઇ નહીં. હું ભાડુતી ગાડીમાં આવી જવશ."

"પણ હુંજ ત્યારે ભાડુતી ગાડી કરી લેઉંની !"

"નહીં; ગાડી શોહધતાં કદાચ વખત લાગી જાય, અને તેને એમ એકલી રાખવાનું મને ગમતું નથી. વળી આપણો ઘોડો વધારે જલદી જશે."

"વારૂજી, ત્યારે હું એમ કરૂંછ" બીડાએ કહયું,—અને તે ઉતાવળે દોડી જતી હતી, જેવામાં યાદ થવાથી એકાદ પળ થોભીને વધાર્યું, "આએ તમારાં ત્રણ કાગળો છેલ્લા ટપાલમાં આવ્યાં હતાં જે હું જાંણું જે તરત તમોને વાંચવા ગમશે કરીને છતી અહીં આવી ત્યારે સાથે લેતીજ આવી."

"એની બી શું એટલી ઉતાવળ પડી ગઇ હતી?" હું હસી—અને પછી બીડા મને તે આપીને ઉતાવળે ચાલી ગઇ. તે પછી તે કાગળો ડ્રેસીંગટેબલ પરજ મુકીને હું ઉતાવળે મોઢું ધોવા ગઈ, અને પછી આવીને ઘેર જવા તૈયાર થઇ. તે વખતે બી મેં તે કાગળો કાંઇ વાંચ્યાં નહીં. મેરીને લીધે માહરો જીવ ઉંચો હતો અને હું ઉતાવળમાં હતી, જેથી તે તુરત વેળા તો મેં માહરા ખીસામાં મુકીજ દીધાં, અને હું તરત બાહેર નીકળી પડી.

હવે હું બાહેર નાટકશાળાના વરંડા પર નીકળીને ભાડુતી ગાડી જોતી હતી, અથવા ગાડી બોલાવી લાવવા જે નાધલા પોરીયાઓ આગળ રખડયા કરતા રહેછ તેમાંના કોઇને કેહવા જતી હતી તેવામાં એક સઇસ માહરી આગળ આવ્યો, અને માનથી પોતાની ટોપીને આંગળી લગાડી કહયું, "ગાડી તૈયાર છે, મીસ પર્સી."

મને તરત તે સઇસની લીવરી ઓળખીતી લાગી. મને લાગ્યું કે તે બીએટ્રીસના બનેવી મારકવીસ ઑફ્ કેમપેનનીજ ગાડીની લીવરી હતી.

"મારકવીસની ગાડી છે કે?" મેં તે ઉપરથી પુછયું.

"જી હા, મૅમ, મારકવીસની," પેલાએ તરતજ જવાબ કરયો.

"ત્યારે તો લાવ," મેં કહયું, "અને હજી બાલે ખતમ થવાને વાર છે, તેટલાં મને માહરે ઘર ઉતારી આવ."—અને તરતજ બે સુંદર ઘોડાની એક બ્રોહામ સઇસે ઇશારત કરવાથી હું ઉભી હતી ત્યાં ખેંચાઈ આવી, અને હું તેમાં બેઠી એટલે એક સપાટામાં તે ઉપડી.

પણ ગાડી કેટલીક આગળ વધવા પછી મને લાગ્યું કે ગ્રેટ ઓરમન્ડ સ્ટ્રીટવાલાં માહરાં મકાન તરફ તે જતી હોય એમ તો લાગતું નહીં હતું, અને ત્યારેજ મને બીહીક લાગી કે એ શું ઘોટાળો હતો. એ ઉપરથી મેં તરત માથું બાહેર કાઢીને ગાડી ઉભી રખાવી, અને એક સેકન્ડમાં તે કોચમેને ઉભી કરી, જ્યારે સઇસ કુદીને માહરી આગળ આવ્યો.

"કોચમેન નવો છે કે?" મેં તેને પુછયું "એને રસ્તો ખબર છે કે? મને લાગેછ કે એ તો કોઇ નવે રસ્તે હાંકી જાયછ?"

"જરા બી નહીં, મીસ; આપણે ટુંકે રસ્તે પોંહચેછ," તેણે કહયું—અને મને નીરાંત થવાથી હું અધેલો મારીને અંદરથી બેઠી, એટલે ગાડી જોશબંધ પાછી ઉપડી ગઈ. એમ છતાં વળી પાછું મને થોડેક વારે લાગ્યું કે એ ધાડ શું ધધડી? માહરૂં ઘેર આવતાં એટલો વાર કેમ લાગે? અને મેં ડોકું કાઢીને ગાડીમાંથી જોયું તો કાંઇ મોટાં મોટેરાંઓનાં મકાનો હોય તેવા ધપધપ્યા રસ્તામાંજ તે આગળ વધતી હતી!

હું તેથી ગુસ્સો કરી તે એકદમ થોભાડવાનું કેહવા જતી હતી, પણ તેટલાં તો તે એક

મોટા કમ્પાઉંડમાં વળી, અને એક દમામદાર મકાનના પોર્ટીકોમાં જઇને ઉભી રહી! એકજ પળ, અને ધામધુમી અદાથી સઇસે ઉતરીને બારણું ઉઘાડયું, જપોજપ પાવડાની ઘડી ખોલી, અને હું ઉતરૂં તે વાસ્તે માનથી બાજુ થઇને અદબથી ઉભો.

"પણ તું મને લાયોછ કાંહાં?" મેં ગુસ્સો કરીને પુછ્યું. "એ કોણનો બંગલો છે? શું મારકવીસ હાલમાં અહીં રેહછ?"

મને કાંઇ ડર લાગતો નહીં હતો. મને એમજ લાગતું હતું કે આએ બીએટ્રીસને ત્યાંની ગાડી છે, ને કાંઈ બી ગેરસમજુત કે ભુલજ થયલી છે."

"બધું બરાબર છે; મીસ; કાંઇજ ભુલ નથી." પેલા સઇસે પાછું કહયું.

"પણુ કાંઉન્ટેસ બીએટ્રીસે અહીં મને બોલાવેલી છે?"

"હા, મીસ," પેલાએ જરા બી અચકાયા વગર જવાબ આપ્યો, અને મેં જોયું કે જ્યાંરે અહીં વેર આવી હતી અને બીએટ્રીસે ખાસ ગાડી મોકળીને આવી મોડી રાત્રે કેથી મને મળવા તેડાવીજ હતી ત્યારે અંદર જઇને જરા જોઉં તો ખરી કે એ શું ઘોંટાળો છે? કદાચ કોઇ અહીં બી બીમાર તો નહીં થયું હોય, અને તેથી તો મને નહીં તેડાવી હોય?

ખચ્ચીત, કાગળ પર પેન દોડે તેથી બી જ્યાદા ઝડપથી મગજમાં વિચારો દોડી શકે છે, અને તે મુજબ મેરી ગ્લેન્ટવર્થને વાસ્તે ઘણી ફકરમંદ થયલી છતાં ઘડી ચપકો બીએટ્રીસને મળીને ખુલાસો કરવા ને ખુલાસો મેળવવાને આતુર હું ઉતરી પડી, અને ઉતાવળે બંગલામાં દાખલ થઈ.

આગળું બારણું ઉઘાડુંજ હતું, અને ત્યાં એક ફુટમૅન તૈયાર ઉભેલો હતો, જેણે મને અદબથી તપલી ઝાડી, અને પછી વચમાંના મોટા સગેમરમરના દાદર પર થઇને તે મને રસ્તો બતાવતો ઉપર લઇ ગયો.

તે દાદર પણ ઘણો મોટો મોકળાસભરયો અને આરાસ્તા હતો. ખટકે ખટકે સ્ટેચ્યુઝ, કુંડાં, વાઝીસ, પીકચર્સ વિગેરે બધું ગોઠવેલું હતું, અને સઘળું મોટી સમૃધ્ધીની અને ઉંચા ટેસ્ટનીજ ગુવાહી પોકારતું હતું.

પણ સબર! અરધો પોણો દાદર ચઢી રહયા પછી મને લાગ્યું કે ફુટમેનની લીવરી (પોશાક) પણ મારકવીસનાં માણસોની લીવરીથી તદન જુદી પડતી હતી, પણ તેટલાં તો દાદર ખતમ થયો, અને દાદરની સાંમેનાજ મોટા ઓરડા આગળ થોભી તે ફુટમેને મોટે સાહદે પોકારયું, "મીસ પર્સી!" તે એ પછી અદબથી બાજુ થયો કે હું એક ચાવી આપેલાં પુતળાંની કીસમે અંદર દાખલ થઇ, અને બારણું માહરી પુઠે ધડાકા સમેત બંધ થતાં મેં મોટા ગભરાત અને હદ વગરની અજાયબી વચ્ચે જોયું કે જેનીં રૂબરૂ હું આવી ઉભી હતી તે તો પેલો દ્રવ્યવાન બેરોનેટ સર હયુ વોર્ડ હતો!

---

## પ્રકરણ ૧૭૮.

હું ગભરાઇ ગઈ. હું અહીં કાંહાં આવી? અહીં કેમ આવી? આ શું નવો ભયંકાર દગો હતો? બનાવોજ બધા ઉપરા સાપરી કાંઇ એવા અજબ સંજોગોના બન્યા હતા કે હું કદમો-

કદમ મને ફસાવવા વાસ્તે માંડવામાં આવેલાં છટકાંમાં સપડાઇને તે પારધીની છેક લગોલગજ આવી ઉભી, જે બધું ઓચંબાથી મને બેફામ કરી મેળે એવુંજ હતું. મેં આવું કાંઇ જાણ્યુંજ નહીં હતું. મેં તો દગો કાંઇ માન્યોજ નહીં હતો!

અને તે બેરોનેટની રૂબરૂ આવી લાગતાં મેં જોયું કે તે એક દમામદાર, ઘણા ઉંચા ટેસ્ટથી આરાસ્તા કરેલું દીવાનખાનું હતું, કે જેમાંનું વચમાંનું મોટું ગૅસનું ઝુંમર એક અજબ જેવી નરમાશભરી પણ તેજસ્વિ રોશની તે આખા હૉલમાં પાંથરતું હતું. બૅરોનેટ પોતે ઇવનીંગ ડ્રેસમાં હતો, અને તેનાં પેટંટ લેધર શુ અને સફેદ ગ્લેઝ કરેલાં શર્ટમાંનાં હીરાનાં બટનો તે રોશનીમાં ઝળઝળ થતાં હતાં. તે વચમાંનાં તે મોટાં ઝુમ્મર નીચેજ હું અંદર દાખલ થઇ ત્યારે મુછમાં હસ્તો ઉભેલો હતો, અને જેવી હું અંદર ગઇ અને બારણું માહરી પુઠે બંધ થયું કે તે તરત હેતથી હાથ લંબાવતો મને આવકાર આપવા માહરી ભણી ધસી આવ્યો! તે તદ્દન ધેરીતો બારીતો લાગતો હતો. દગાથી ફસીને હું આવી હતી તેને બદલે જાણે માહરી રાજી ખુશીનુંજ આવી હોઉં તેવુંજ કાંઇ ધેરીતા બારીતાપણું તેના ચેહરામાં વાંચી લઇ શકાતું હતું, અને હું હદ વગરની અજબ થઇ કે માહરી છાતીમાં જે ગુસ્સો એકદમ ઉછળી નીકળ્યો તે વટીક એ અજાયબીનાં દરમ્યાનમાં એકાદ પળ ડુબી અને સમી ગયો!

"આવી ખરી કે, ઍલન?" તેણે અજબ જેવી ખુશાલીથી માહરી આગળ આવતાં કહ્યું; "તોબી, લુચ્ચી, તેં મને કેટલી વાર જોવડાવી? હું તો વાર જોતાં જાણે ઠાકીને બેજાર બેજાર થઇ ગયો!"

હવે મને બેવડી ખાત્રીથી લાગ્યું કે આએ કોઇ બી ભુલ કે ઘોંટાળોજ હતો, જેથી, શેકહેંડમાં તે હાથ આપવા આવ્યો ત્યારે બે કદમ તરત પાછળ હઠીને મેં ગુસ્સાથી પોકાર્યું: "ખબરદાર, તમે તમારી ઇજ્જતમાં રેહેજો! તાકાત શું તમારી માહરી સાથે એવી બેઅંદાઝ અને ગેરસલુક કીસમે વાત કરવાની?"

"એ વળી શું નાટક કરેછ, પોરી?" સર હયુ વૉર્ડ દીસ્તી રીતે અજાયબ થયો; "કાંઈ અહીં બી પાછો નાટક કરી બતાવવોછ શું?"

"હું તમારાં કોઇ કાવત્રાંનો ભોગ થઇને અત્રે આવીછ ખરી, સર હયુ વૉર્ડ," મેં એ સાંભળીને મોટા થસ્સાથી કહયું; "પણ ખરૂંજ માનજો કે તે એક માહરી ભુલ ને ગેરસમજુતનુંજ પરીણામ થયુંછ!"

"ભુલ? શાંની ભુલ?" તે બૅરોનેટે તુચ્છકાર કર્યો,—અને એમ છતાં તે પોતે માહરો ગભરાટ જોઇને કાંઇ થોડો અજબ થતો દેખાયો નહીં.

"હા, ભુલજ થઇછ," મેં ગુસ્સાથી પાછું કહયું; "હું તમોને જાણી બુજીને અત્રે મળવા આવીજ નથી. હું તો ભુલથી માહરી એક સહીને મળવાનું સમજીને આવેલી છું, અને હવે તેથી એકદમ મને અત્રેથી પાછી ફરવા રજા આપો!"—અને હું બારણાં તરફ જવા ફરતી હતી.

પેલો તેવામાં એકાદ પળ વિચાર કરતો દેખાયો, અને પછી મોટે સાહદે મને ઘણું માઠું લાગે એવું મોટા તુચ્છકારનું હસ્યો, કે જ્યારે ગરમ લોહી માહરા રોખસારો પર ધસી આવ્યું, ને મેં ઘણા ગુસ્સાની અધીરાઇથી ખીજવાત સાથે માહરો પગ જમીન પર થોકયો.

"મેં તમારે વાસ્તે ઘણું સારૂં માનેલું છે, સર હયુ વૉર્ડ," મેં ગુસ્સાથી બખાળ્યું; "મેં તમોને એક ગ્રહસ્થજ જાંણેલા છે, પણ હું જોઉંછ કે તમો તમારો અદબ, વિવેક ને દરજ્જો ઘણો સહેલથી ભુલી જઈ શકોછ. હું ધારૂંછ કે તમે જાંણોછ કે હું નીચ બુધ્ધીની નથી, અને માહરાં સ્વમાનમાં ઘણું માનવાવાળી છું."

"પણ, એ બાઇ, ત્યારે તું કેહેવા શું માંગેછ?" પેલાએ હવે પોતાની તરફના ગુસ્સાનો તકાજો કર્યો; "જો એમજ છે તો તું એટલી બધી બાહુતી થઇને શું કરવા ને અહીં આવીજ શું જખ મારવા?"

"મને એમ બોલનારે પોતાની ઉંમર અને દરજ્જાનો ખ્યાલ રાખી શરમાવું જોઇએ," મેં હદ વગરના વધતા ગુસ્સાથી ધ્રુજતાં પોકાર્યું,—અને, એમ છતાં, હું દધાઇ, કે તે આ જે બોલતો હતો તે કાંઇક ખાત્રીના ભારથી—આ બધી તકસીરોની હું જવાબદાર હોવાની જાંણે કાંઈ ખાત્રીથીજ—બોલતો દેખાતો હતો!!

"તમે આવું બેહ્યાઈભરેલું શું જોઇને બોલોછ તે પેહલાં સમજાવો!" મેં તે ઉપરથી ગગડાત કરયો; "પણ નહીં, માહરે ખુલાસો પુછવાની દરકાર બી શું કરવા કરવી જોઇએ? માહરે આએ દોજખમાં એક સેકંડ પણ જ્યાદા થોભવામાં શોભાજ નથી!"—અને હું વળી બારણાં તરફ ધસી, કે જ્યારે તે તરત માહરી પુઠે આવ્યો.

તે ફકત બારણાંની આડે ઉભો રહયો. તેણે મને મુતલગ પકડી નહીં, કે માહરા બદનને હાથ વટીક લગાડયો નહીં.

"હું કશી બી જાસ્તીથી કામ લેઉં તે કીસમનો હલકત નથી," તે બૅરોનેટે મોટા દમામથી કહયું; "પણ આએ મુળાકાત અત્રે ખતમ થાએ તેમાં તાહરી કે માહરી શોભા રેહવાની નથી. તાહરે મને ચોકકસ ખુલાસાઓ આપવાજ પડશે. મને ધોળે દિવસે લુટીને તું, છોકરી, એ રીતે મને ગપેડો બનાવી શકવાની નથી!"

"માહરા ખોદા, તમે કેહેવા શું માંગોછ?" મેં હદ વગરની અજાયબીથી રગેરગ ધ્રુજતાં પુછયું; "મેં તમોને શાંના લુટયા? એ શું આરોપથી તમે મને ગુંગળાવોછ? ખરૂં માનજો કે એક માહરી સહી માહરાં ઘરમાં માહરી સાથે રહેછ તે અતી ઘણી બીમાર થયલી છે, અને મને ઘેર જલ્દી દોડી પોંહચવાની ખરેખર ઘણી જરૂર છે."

વળી પેલો કડવાસનું અને તુચ્છકારનું હસ્યો.

"મેં તુંને એક ઘણી સારીજ છોકરી ધારીતી, મીસ પર્સી, અને તેથી, હવે અહીં ચાલી ચલાવીને આવ્યા પછી આવાં ઢીલ્લાં બાહણાં તુંને કાઢતી જોઇ મને કાંઇ ઘણુંજ અજબ લાગેછ!"

"ઢીલ્લાં બાહણાં? તમે માનતા નથી?"

"ખચ્ચીતજ નથી માનતો! એમ હતું તો તું અહીં આવીજ શું કરવા? તે બૅરોનેટે પુછયું—ને પાછું કહયું, "હું ખરાબ માણુસ નથી, પણ આએ બધી તાહરી નાટકી રીતભાત મને જો ગુસ્સાથી ઉશ્કેરી મુકીને ખરાબ માણુસ બનાવે તો, હું ધારૂંછ કે, હું એક ખરાબ માણુસ થઈ પડવામાં મુતલગ ગેરવાજબી ગણાવાનો નથી."

માહરો ગુસ્સો ઉતરી ગયો. મેં જોયું કે અમે બંને કાંઈ ભરમમાંજ કુટાતાં હતાં, અને ખુલાસાઓ થવાજ જોઇએ, જેથી મેં કાકલુદીથી કહયું; "મને કેહો તો ખરા, સર હયુ, કે તમે માહરે વાસ્તે એવાં સઘળાં હલકાં ને પાપ ભરેલાં અનુમાનો કરવા શા પરથી દોરવાયા?"

"ઓ મીસ પર્સી, આએ ઢોંગ તો હવે ઢોંગની બી હદ ઓળંગી જાયછ!" તે બૅરોનેટે દીસ્તી રીતે કંટાળો કરયો; "પણ એમ છતાં હું કબુલ કરૂંછ કે હું જ્યારે તાહરા ચેહરામાં જોઉંછ ત્યારે મને કાંઇ એટલું બધું તેમાં નિરદોશ લાગેછ કે હું ધીરજ ખોહી દઇને ગુસ્સો કરવા માંગુંછ, પણ ગુસ્સે થઇ શકતો નથી! મગર હું ભુલીજ કેમ જાઉં કે તું એક નામાંકીત ઍક્ટ્રેસ છે."

"એ એક હીચકારો તાંણો છે," મેં જુસ્સાથી કહયું. "ઍક્ટ્રેસોએ ઠગારાં અને બુરાં થવુંજ જોઇએ એવું કાંઇજ નથી. ઇજ્જતદાર પ્રમાણીકોને પણ કોઇ બી ધંધાથી પેટ પુરતું પેદા કરવાનું રેહછ."—અને હું હીંમત હારીને રડી પડી.

"રડ ના, બાઇ," તેણે દમામથી કહયું; "પણ માહરે ખુલાસો તો જાંણવોજ જોઇએ."

"અને હું બી ખુલાસોજ પુછવા થોભીછ," મેં કહયું, "ભલે હું મોડી થવાથી માહરી સહી બીચારી મરી જાય, પણ માહરી પાક ઇજ્જતના સવાલને વાસ્તે હું ઘણી કાંકની છું. હું જાંણુવા માગુંછ કે તમે શું ગણત્રીથી આજે માહરાં આવવાની અત્રે વકકો રાખી હતી?"

"શું ગણત્રીથી વકકી રાખી?" તે બૅરોનેટે માહરા એ સવાલના જવાબમાં પાછો તેજ સવાલનો પડઘો કર્યો; "જો તું મને સજા કરવાનેજ વાસ્તે માહરો મોકળેલો અવેજ દાબી રાખવા ચાહતે તો તે દાબી રાખતે, પણ આજે રાત્રે માહરી ગાડીમાં અત્રે આવતેજ શાંની? તું તો માહરો અવેજ દાબી રાખીને બી માહરો તુચ્છકાર કરી શકતે! હું, તેથી, ખાત્રીથી માનુંછ કે તું અત્રે આવી તે તાહરી ખુશીતુંજ, પણ અત્રે આવ્યા પછી આએ બધા તાહરા નાટક ને નખરાં છે. તું મને વધારે ઉશ્કેરવા ને છક કરવાજ એમ ભારી હલકી થાયછ!"

"પણ મેં તમારો કીયો અવેજ દાબી રાખ્યો?" હું વાંચનારને નહીં સમજાવી શકું એટલા બધા મોટા ગભરાતથી મેં પાછું પુછયું; "સાંભળો, સાહેબ! જો તમે મને એવો કોઇ અવેજ મોકળવાનું હીચકારાપણું કે નીરલજપણું કરયુંજ હોય તો તેવો કોઇ અવેજ મને પુગ્યોજ નથી!"

હવે પેલાની ગભરાવાની વાંરણુ આવી.

"વારૂં, ત્યારે તુંને અવેજ નહીં પુગ્યો તો તેં કેમ જાણ્યું કે હું તુંને મળવા ચાહતોતો?"

"પણ મેં કાંઇ જાણ્યુંજ નથી! મેં તો અબઘડી અહીં આવ્યા પછીજ જાણ્યું."

"ને માહરી ગાડીમાં તું અત્રે આવી શું ધુળ મુકવા?"

"માહરો ખુલાસો સાંભળી લેઓ," મેં વિનંતીથી કહયું,—અને પછી કેવી રીતે મેં એ ભુલ ખાધી હતી તે હું ઉપર જે વરણવી આવી છું તે વીગતવારે તેને સચ્ચાઇના ભારથી, દીલમાં લાગી આવે તે કીસમે, મેં કહી સંભળાવ્યું, અને તેણે તે બધું ઘણુંજ ગંભીર ધ્યાંનથી સાંભળ્યું.

"એ બધી વાતની પુરવારીઓ તમારા લુચ્ચા સઇસને અબઘડી અહીં માહરી સાંમે

બોલાવીને પુછો, અને જો તે સાચું બોલશે તો તરત તમારી ખાત્રી થશે!" મેં છેલ્લે કહ્યું. "બબ્બે ત્રણ ત્રણ મરતબા તે લુચ્ચાએ મને માહરા સવાલોના જવાબમાં એમજ સમજવા દીધું કે આએ મારકવીસ ઑફ કેમપેનની ગાડી છે, અને મકાન વટીક તેજ માહરાં દોસ્તોનું છે!"

તે બારણાં આગળથી હઠી ગયો.

"બેસ, મીસ પર્સી," તેણે જરા વધતો અદબવંતો થતાં કહયું, "બીહતી ના. હું તાહરાં બદનને હાથ વટીક નથી લગાડવાનો. બેસ, અને આપણે ધીરજથી વાત કરયે. એ સઘળો ખુલાસો અરસપરસ થઈ જવાની ઘણી મોટી જરૂર દેખાયછ,"

હું તરત, એ સાંભળી, બાજુમાં એક ખુરસી ખેંચી બેઠી, જ્યારે તે માહરી સાંમે એક સોફા પર ગોઠવાયો.

"ખરી વાત એ છે, બાઇ, કે હજી તાહરી કહેલી એ બધી વાત માહરાં માન્યામાં મુતલગ આવતી નથી," તેણે કહયું, "મેં મોટાં દામે તાહરી એ નોકરી ખરીદેલી છે, અને તેથી માહરા માન્યામાંજ નથી આવતું કે તું બતાવેછ તે હદ સુધીની બધી એ ભુલ પર ભુલજ થતી આવે! જેમ હું વધતો વિચાર કરૂંછ તેમ માહરી વધતી ખાત્રી થાયછ કે આએ અકકલ હેરત કરનારાં બધાં તાહરાં સ્ત્રી ચરીત્રજ છે, અને હું તે હવે લઇ ચલાવવાનો નથી."—અને, એમ કેહતાં, પાછો એકદમ ઉસ્કેરાઇ આવેલો તે દગાબાજ ઉછળીને માહરાં આંગ પર આવ્યો! હું, તે ઉપરથી, એક ચીસ સાથે હરણીની અદાથી ચમકીને તેજ પળે બાજુમાંની એક બારી આગળ ધસી ગઇ, અને મદદની બુમ પાડવા એક બી આનાકાંની વગર મેં બારીના કાચમાં મુકકી મારીને તે કાચના એક શોભીતા મોટા તખ્તાનો ચુરેચુરો કરી નાંખ્યો!

"આવ હવે, હીચકારા, માહરાં બદનને એક આંગળી વટીક લગાડવા, અને જો કે હું મદદની ચીચ પાડીને મોહલ્લા મેળવુંછ કે નહીં!" મેં ઘણા ધીકકારના મસ મોટા ગુસ્સાથી કહયું.

તે હઠી ગયો.

"જા, તુચ્છ કમીની! હું તુંને જતી મુકુંછ," તેણે પ્રગટ ધીકકારથી કહ્યું,—અને ખુશાલીની એક ચીસ સાથે બારણાં આગળ જઇને જેવું મેં બારણું ખોલી નાખ્યું તેવું તેણે વધાર્યું, "હમણાં તો જા, અને કાલે આખું ઇંગ્લાંડ જાંણશે કે મીસ ત્રેફર્ડ જે નેકીનો નમુનો કેહવાયછ ને પુગરાયછ તે એક હજાર પાંઉન્ડે પોતાની ઇજ્જત સર હયુ વેડંને વેચી ચુકીછ."

એક હજાર પાંઉન્ડ? માહરા ખુદા, એ શું હતું? વિજળીનો એક ઝટકો લાગ્યો હોય તેમ, તે બારણું ઉંઘાડી નાંખ્યા પછી, તે બારણાં આગળ એ સાંભળીને હું બેતાકાત ઉભી રહી ગઇ, અને પછી લુલી મુત્રી જેવી તે ઓરડામાં પાછી ફરી.

"કેમ, તુચ્છ ઓરત, હવે હીંમત કેમ હારી ગઇ? હવે પાછી કેમ ફરી? હવે હજી બી કબુલ કરેછ કે નહીં કે તું મને એક હજાર પાંઉન્ડ લુટી લઈ ગઇછ? તું સાચી અને નેકજ હતી તો માહરી તે હજાર પાંઉન્ડની બેંકનોટ ધીકકાર સાથ તેં મને તરત તે મળવા સાથે

પાછીજ કાંએ નહી મોકળી !"

"બેંકનોટ ! એક હજાર પાંઉન્ડની બેંકનોટ !" મેં ચીસ પાડી; "તે શું તમે મને મોકળેલી હતી ?"

"મેં નહી મોકળી તો શું તાહરા બાપે મોકળી હતી ?" તે તુચ્છ બુધ્ધીનો બેરોનેટ વધતો રદ્દ થયો; "મેં તે ચોથે દહાડે મોકળી, તેં તે કબુલ રાખી, અને તાહરાં ખાતાંમાં બેંકમાં તે અવેજ જમે વટીક કરાવ્યો, તેની માહરી પાસે પાક્કી પુરવારીઓ મોજુદ છે !"

"માહરા ખોદા, મેં એ કેવી મોટી ભુલ કીધી!" મેં માહરાં મોઢાં પર તમાચા મારીને તોબેહ કીધી,—અને બાજુમાંની બેઠક પર હું બેતાકાત ફસડાઈ પડી.

"ભુલ ? એ બી તેં ભુલજ કીધી કે ? આવો મોટો અવેજ બેંકમાં તાહરે ખાતે જમે કરાવ્યો તે બી ભુલથીજ કરાવ્યો કે ? ચાલ, હવે એ ભુલને વાસ્તે બી થોડોક નાટક કરી બતાવ !"—અને તે મોટા કડવાસનું હસ્યો.

"સર હયુ વૉર્ડ," મેં કાકલુદીથી કહયું, "ખોદાને વાસ્તે ખોદાના બંદા તરીકે માનો કે તમારા એ આરોપને વાસ્તે બી હું બીલકુલ બેગુનાહ છેઉં. તે નોટ મને મળી ખરી, અને તે અવેજ મેં બેંકમાં માહરે ખાતે જમે કરાવ્યો બી ખરો, પણ—"

"ઓ જાહનમમાં નાખ તાહરાં પણ ! શું નોટની પછવાડે મેં માહરી સહી કીધી હતી તે પણ તેં જોઇ નહીં એમ તું મને કેહવા માંગેછ ?"

"મેં ખરેખરજ નહીં જોઇ," મેં ચીસ પાડીને કહયું; "સાંભળો. એક હજાર પાંઉન્ડ, માહરા પોતાના હકના, મને બાહરથી મળવાના હતા તેની હું વકકી રાખી બેઠી હતી, ને તેજ રકમ મને મળીછ એમ ધારીને મેં કાંઈ જ્યાદા તેહકીક કીધી નહીં, અને જઇને તે બેંકમાં આંધળી જેવીએ જમે કરાવી દીધી. તે વાસ્તે હું માફ માંગુછ, અને કાલ ને કાલ તે અવેજ હું તમોને એમનો એમ પાછો ભરી આપસ !"

"ધુત, નહીં જોઇએ ! તું એમ માનેછ કે બાહેરથી એક હજાર પાંઉન્ડની મોટી રકમ તને આવવાની તાહરી હેમક વાત હું માનવાનો છું ? એવા કીયા તાહરા વેપલાના એક હજાર પાંઉન્ડ તુને મળવાના બાકી હતા ?"

માહરા ગાલ ગુસ્સાથી લાલ લાલ બનેલા બધા ગરમ થઇને તમામ ધમધમી આવ્યા હતા, કે જ્યારે મેં તે લુચ્ચાને છક કરી નાખે એવા દમામથી કહયું, "માહરો ખુલાસો સાંભળો ! તમારે તે સાંભળવોજ પડશે ! માહરા એક કઝીન નામે મી૦ હેનરી વેકફીલ્ડ છે, કે જેવણ હાલમાં થોડાક દિવસો થયા ઇંગ્લાંડ કાંઈ કામે છોડી ગયલા છે. તેવણ પેઝલીના આગેવાન અને જાણીતા વેપારી મી૦ મેકડોનેલ્ડના ભાગ્યા થાયછ, અને જતી વખતે મને કહી ગયા હતા કે મી૦ મેકડોનેલ્ડ તેવણના હીસાબના માંગતા એક હજાર પાંઉન્ડ મને મોકલી આપે તે માહરે જમે કરાવવા; અને તમો ખ્યાલ કરો કે એ અવેજની હું વાટજ જોતી હતી તેવામાં એટલોજ અવેજ એક કવરમાં બીડીને મને મોકલવામાં આવ્યો ત્યારે તે મી૦ મેકડોનેલ્ડે મોકલેલો માનીને મેં કાંઇ બી વધુ તેહકીક વગર બેંકમાં જમે કરાવી દેવાની ભુલ ખાધી, એમાં નહીં બનવા જેવું શું છે ?"

---

## પ્રકરણ ૧૭૯.

પેલાએ પાછો તુચ્છકાર કીધો.

"ખાસ્સી વાત છે!" તેણે થીસનાં કરયાં; "હજાર પાંઉન્ડનો અવેજ પેઝલી વેરથી મોકલેલો તુને હાથોહાથજ મળે એ તું માની શકી——એમ કે?"

"હા, હું માની શકી," મેં ગુસ્સાથી કહયું; "કેમજે જે આદમી તે આપી ગયો તેનું મેં માહરી મેડને વર્ણન પુછ્યું, અને તેણે જે કાંઇ ખુલાસો કરયો તેથી હું એમ સમજી કે મી૦ મેકડોનેલ્ડના ભાણેજ જેવણને હું સારી રીતે ઓળખુંછ તેવણ પોતેજ હાથોહાથ આવીને તે આપી ગયા હતા."

તે મોટે સાહદ હસી પડયો.

"ફ્રસ્ટ રેટ! આબાદ બંધબેસ્તું!" તેણે કહયું, "એ બી તેં તાહરૂં મન સમજાવવાનું અને મને સમજાવવાનું ઘણું અચ્છું ગોખી રાખેલું દેખાયછ! છોકરી, હવે માહરૂં સાંભળશે? હું તાહરી કહેલી એ બધી વાતમાંનો એક સીલેબલ બી સાચો માનતો નથી. તે સાચો માનવાના માહરી પાસે કાંઇ પુરાવા કે કારણુજ નથી!"

"હું તમોને પુરાવા બી આપી શકશ!" મેં કાકલુદીથી કહ્યું, "મેં મી૦ મેકડોનેલ્ડને એ રૂપ્યાની પોંહચનો એક કાગળ લખી વાળેલો છે, અને તેનો આજકાલમાં જવાબ આવી જવો જોઇએ. જો તે જવાબ આવશે તો હું તમોને જરૂર વાંચવા મોકલાવશ, કેમજે તે કાગળમાં મેં નરમ ઠપકો વટીક તે ગ્રહસ્થને લખેલો છે કે એ અવેજ મને મોકળી આપ્યો તે સાથે ખુલાસાની એક લીટી પણ મને નહીં લખવા જેવું ગેરડાહપણ તેવણ બતાવી શકયા!"

"એ બધું હંબગ છે," પેલાએ પાછું ને પાછું કહ્યું; "તાહરે જો આપવાજ હોય તો લાવ માહરા એક હજાર પાંઉન્ડ, હમણાં ને હમણાં, માહરાં દીલ પર ફેંકી દે, અને અત્રેથી ચાલતી થા; અગર નહીં તો માહરો અવેજ ગમે એ સંજોગમાં તેં કબુલ રાખેલો હોવાથી, તુને જો દીલમાં તેની કાંઇ બી કાંક હોય તો, હજી બી સમજુતથી માહરી મરજીને એકદમ તાબે થા!"

"હું તાબે થવાને બદલે તમારી પર થુકીનેજ ચાલી જાઉંછ!" મેં ઘણાજ તીખાસથી કહ્યું,—અને હું હીંમતથી પાછી બારણાં તરફ ફરી, કે જ્યારે ઘણાંજ ઝનુનથી ઉસ્કેરાયલો તે કામાતુર પલીદ હવે માહરાં બદન પર ધસ્યો, અને તેણે મને માહરી કમ્મરમાંથી પકડી. મેં, તેથી, ખીજવાઇને અને માહરી તમામ ધીરજ ખોહી દઇને, અમો વચ્ચે કેટલીક સખ્ખત હોજાતોજી ને ખેંચતાણ થવા બાદ, તેની નરકોરી પર એક ઘણીજ જોરથી મુકકી મારી, જ્યારે તે ગુસ્સાની એક બરાડ સાથ પાછો પડયો અને બે કદમ પાછો હઠયો! એ વખતે હું માહરાં આખાં તન બદનમાં ગુસ્સાથી રગેરગ ને નસેનસ ધ્રુજતી હતી, અને માહરો પોશાક જે તેની સાથની એ હોજાતોજી દરમ્યાંન ઘણો ચુંદાઇ પીખાઇ ગયો હતો તે સમો કરવા એકજ પળ ત્યાં જાસ્તી થોભી. વળી મને બીડાએ લાવી આપેલાં પેલાં માહરે નામનાં પોસ્ટમાં આવેલાં કાગળો, જે ઠીએટરમાંથી નીકળતાં મેં માહરા ડ્રેસના ફોલ્ડસમાં છાતી આગળથી છુપાવ્યાં હતાં તે બધાં, નીચે માહરા પગ આગળ એ હોજાતોજી દરમ્યાંન નીકળી પડેલાં

હતાં તે લેવા હું વાંકી વળી. માહરાં મનમાં કે તે કાગળો લઇને બીજીજ સેકંડે બાહેર નીકળી પડું, પણ ઓ ખુશાલી! તે કાગળો લેવા હું વાંકી વળી ત્યારે ઉપરનુંજ એક કાગળ જોઇને હું ચમકી. તે કાગળ પર મી૦ મેકડોનેલ્ડના પોતાના મોટા જાણીતા હરફે કરેલું માહરે નામનું શીરનામું હતું, અને તેને મારેલા સ્ટેંપ ઉપરનો પેઝલીનો પોસ્ટમાર્ક પણ ખુલ્લો વાંચી લઇ શકાતો હતો!!

હું થોભી ગઈ. મને સ્વભાવિક હવે હીંમત અને પ્રેરણા થઇ કે પાક પરવરદેગાર જે માહરી ઇજ્જતનો સર્વદા સમાલનાર રક્ષક હતો તે માહરૂં નિષ્કલંકપણું આ બદમાસની સમક્ષ પુરવાર કરી આપવાનું મને ત્યાં ને ત્યાં તરતજ એક તદન નહીં ધારેલું પ્રયોજન પુરૂં પાડનાર હતો! મેં, તેથી, ત્યાં ને ત્યાં તે કાગળ ખોલ્યો, અને કરોડો હેસાંન તે ખુદાવંદ પાકનાં—તે કાગળને ઉપરથીજ પીન કીધેલો માહરી ફેવરનો એક હજાર પાંઉન્ડનો એક ક્રૅાસ કરેલો ચૅક તેમાંથી નિકળ્યો!

પેલો તો જોયાજ કરે! તેણે માહરા ચેહરા પરથીજ જોઇ લીધું હતું કે કાંઇ બી જાણવાજોગ નવું બન્યું હતું ખરૂં, અને તે તુમાખદાર બૅરોનેટે માહરી પર પાછો ધસારો લાવવાની જરા એ હીંમત કરી નહીં. તે અજબ થતો અને નસકોરી દાબતો, દાંએબાંએ, બાજુએ ઉભેલો હતો, અને મામલો આગળ શું વળાંણુ લે છે તે દેખીતી રીતે મનથી ઘણો અજબ થતો તપાસતો હતો.

મેં તે કાગળ ત્યાં ને ત્યાં વાંચ્યો. તે આ મુજબ હતો:—

પેઝલી, તા૦ ૨૭ મી સપટેંબર ૧૮૪૨.

**"માહરાં વાહલાં મીસ પર્સી,**

"તમારૂં આજે કાગળ આવ્યું તે વાંચીને હું શરમાઇ ગયો. શરમાઇ ગયો તેટલોજ હું અજબ પણ થયો છું. તમો માહરા ભાણેજ મી૦ ગ્રાહામ પાસે હાથોહાથ માહરા મોકળી આપેલા એક હજાર પાંઉન્ડના બેંક નોટની પોંહચ કબુલ કરોછ, અને વળી મેં ખુલાસામાં એક લીટી વટીક લખી નહીં, અને ગ્રાહમ મોઢેમોઢું ખુલાસો કરવા જરા બી થોભ્યો નહીં તે વાસ્તે ઘણી નરમાશથી મને ઠપકો લખોછ, પણ, બેહન, તમારી કાંઇબી ઘણી મોટી ને ગંભીર ભુલ છે. મેં એવો કોઇ અવેજ તમોને હજી મોકળ્યોજ નથી, અને ગ્રાહમ હાલમાં તો એક બી દાહડો પેઝલી છોડીને બાહેર કેઠે ગયોજ નથી!

"એ અવેજ તમોને મોકળવામાં મેં ખરેખર ઘણીજ ઢીલ કીધીછ, અને તે વાસ્તે હું તમારી ઘણીજ માફ માંગુંછ. તમારા ભલા મી૦ હેનરી વેકફીલ્ડ મને કહી ગયા હતા કે માહરે બધું જરૂરનું આપતાં મુકતાં જો એટલો અવેજ ફાજલ પડે તોજ તમોને મોકળી આપવો, અને તેથી માહરૂં "બેલેન્સશીટ" તૈયાર થતાં સુધી હું ખોટી હતો. મને માફ કરજો. તાજુબીભરેલું તો એ છે કે તમારૂં કાગળ આવ્યું તેજ દાહડે માહરો બેલેન્સ શીટ તૈયાર થયલો હું તપાસી ચુકયો હતો, અને ત્યારેજ હું જોઇ શકયો કે તમારા એક હજાર પાંઉન્ડ ઘણી સગવડ સાથે હું તમોને પાછા મોકળી શકશ. હું, તેથી, આજના પોસ્ટમાં તમોને ખુલાસાનો કાગળ લખીને એ ચૅક મોકળી આપવાનો હતો, ને તેટલાંજ તમારૂં આ કાગળ આવ્યું છે.

"હું તે ચૅક અત્રે આ સાથે મોકળી આપું છું, જે માહરી તરફનાં લખ્ખો હેસાંન સાથે

સ્વિકારજો. બેહેન, તમો જાંણી નથી શકવાનાં કે કેટલાં હેસાંન ને હેતથી માહરૂં જેફ દીલ આજે લખતાં તમારે વાસ્તે ઉશ્કેરાયછ! લાખમાં એક મળે એવી તું એક ખરી નેક બાઇ છે. ફકત તાહરા ભવિષના ભરથારને નાદારીનો કલંક પોંહચતો અટકાવવા તેં મને તાહરા તરતના મળેલા લખ્ખો બક્ષીશ આપ્યાછ તેવી નેકી કોણ કરે? માહરા ઉત્તમમાં ઉત્તમ આશીરવાદ તમે બંને માહરાં વાહલાં છોકરાંઓને મળે ને ફળે એજ હાલ તો માહરૂં ચાહવું છે. માહરા જેવા કમબખ્તને એ રીતે તાહરી બધી બાદશાહી દોલત સપુર્દ કરીને તું બીચારી પોતે પાછી સ્ટેજની ઘણી અપજશ પાંમેલી ખરી દલદેશરીની નોકરીમાં પડીછ તે જાંણતાં, અને એ નોકરીને લગતા જોખમોનો ખ્યાલ કરતાં, માહરી ઘરડી આંખોમાંથી લોહીનાં આંસું ટપકેછ; પણ તું ખરી નેક છે એટલે ખોદાનો તુંને સાહયો હોવોજ જોઇએ એવી ખાત્રી સાથે, તાહરો બેકીંમતી અવેજ જેમ બને તેમ તુંને જલદીથીજ ભરી આપવાની ઉમેદ, મેહનત અને બંદગીમાં હાલ તો હું જીવુંછ. ખોદા તમો બેઉને ઘણું સુખ આપો!

"તમોને જે એક હજારનો ચૅક મળ્યો તે માહરી તરફનો નથી. તે કદાપી કોઇ તમારાં બીજાં કામકાજને લગતો હોશે, વાસ્તે તલાશ કરજો ને ઘટતું કરજો. મીસીસ મેકડોનેલ્ડનાં, માહરાં અને માહરી ત્રણે છોકરીઓનાં ઘણાં ઘણાં હેત અને અંતરના હજારો આશિષ સાથે,

લી॰ તમારો ઘણો સાચો,
**જેમ્સ મેકડોનેલ્ડ.**

માહરી ખુશાલી એ કાગળ વાંચતાં મને છાકટ અને આજેજ કરી મેળે તેટલી બધી થઇ પડી, પણ મેં મજબુતીથી માહરાં મન પર તરત પાછો કાબુ મેળવ્યો. ખોદાએ મને આ લખપતી આગળ માહરી "કેરેકટર" ચોખ્ખી કરી આપવાની એજબેબી બક્ષીશની મદદ મોકળી આપી હતી, ત્યારે હવે માહરે નાહીંમત થવાનું શું હોય?

"સર હયુ વૉર્ડ," મેં તે ઉપરથી મોટા ખુલ્લા દમામદાર સાહદે કહયું, "ખોદાને બાર નેકી ખાલી કદી જતીજ નથી. તમે અત્યારે ને રાતોરાત માહરી પાસે, જો હું માહરી ઇજ્જત બચાવવા માંગતી હોઉં તો, તમારા મેં ભુલથી વાપડેલા એક હજાર પાંઉન્ડનો અવેજ તકાજો કરીને પાછો માંગ્યો, તો લેઓ, તે આજે ખુદાનો મોકળેલો તાબરતોબ ને તેજ વખતે પાછો!"—અને મેં એક ઝાંસા સાથે હાથ લાંબો કરીને તે ચૅક તેને આપવા કર્યો.

તે, મગર, તરત તેણે લીધો નહીં. તે તો જાંણે અજાયબીથી અવાચકજ થઇ ગયો હતો! તેણે બોલવા માંગ્યું પણ બોલી શકયો નહીં, અને મને વધતાં જોશથી લાગ્યું કે ખરેખર ખુદાની લાકડીને અવાજજ નથી!

તેવામાં મેં તરત યાદ કરીને માહરી ફાઉન્ટન પૅન કાહડી ઉભી ઉભીએ તે ચૅકની પછવાડે માહરી સહી કરી, કારણ મેં જોયું કે બૅરરનો નહીં પણ ઑરડર અને ક્રૉસ કરેલો તે એક ચૅક હતો, અને અવેજ ખાતાંમાંજ જમે થવો જોઇતો હતો. એ પછીથી મેં તેને પાછો તે આપતાં સાથે પેલું કાગળ પણ વાંચવા આપી દીધું.

"વાંચો આજે," મેં જુસ્સાથી કહયું, "તમોએ કરેલા માહરા તુચ્છકાર અને મેં કહેલી દરેક વાતની સચ્ચાઇના અસ્વિકારનો ખોદાને ઘરનો એ તમો જોગો પાધરો જવાબ

છે. વાંચો એ, અને તમારામાં ગ્રહસ્થપણુંનો એક અંશ પણ હોય તો આએ છેલ્લા અરધા કલાકમાં મને કરેલા હજારો શરમ ભરેલા અન્યાયને વાસ્તે શરમીંદગીથી તમારૂં માથું નીચું નમાવો!"

તેણે તે કાગળ હદ વગરનો અજબ થતાં માહરા હાથમાંથી લગભગ ઝુંટવી લીધું, અને તે કેટલી ઉલટથી અને કેવી હેરત થતી આંખોએ તે વાંચતો હતો તે હું ઘડી ભરની મોજથીજ જોતી ઉભી!

તેનો ચેહરો તે વાંચતાં, જોતાં જોતાંમાં, એકદમ ગંભીર થયો, અને માહરી ખાત્રી થઈ કે તે આદમી બુરો હતો ખરો, પણ હદ પાર બુરો નહીંજ હતો. આદમી માત્ર ભુલને પાત્ર છે, અને કેટલાક ખરા સારા આદમીઓ પણ થોડાક વખતની ઘેલચ્છા કે ઉશ્કેરણી વચ્ચે થોડાક બુરા થઇ શકે છે. દુન્યામાં નેકી અથવા નીતી વસ્તી હોય તેવું તે લોકો ઘડીભર ભુલીજ જઇ શકે છે, અને પૈસા બદલે તેઓ ચાહે તે કરવાને સમર્થ છે એમ માનવાને લલચાય છે; પણ એવા બુરાઓના મેં કહયું તેમ, બે વર્ગ થાય છે. એક કે જે એવા અમર્યાદશીળ લોભ દીલે વસાવવા પછી પોતાના દોજખી લોભોને તૃપ્ત કરવા કોઇ પણ જાતની જાસ્તી સાંમે આસાનીથી પોતાની આંખ બંધ કરી લઇ શકે છે, અને બીજા કે જેઓને એ લોભ વચ્ચે રોકાવા જેવું એકાદ શીક્ષણ મળવા સાથે તરત પાછા શુધ્ધ થઇ શકે છે; અને સર હયુ વૉડં એ છેલ્લા વર્ગ માંહેલો એક હતો. તેને માહરે માટે અપવિત્ર લોભ બરપા થયો હતો ખરો, પણ તે કોઇ બી જાતની જાસ્તીથી કામ લીએ તે જાતનો અધમ બુરો હતોજ નહીં. હાલમાં બી તેણે જે એક બે વખત એવી ધારણા ને વલાંણ બતાવી તે હવસ કરતાં ગુસ્સા અથવા ખીજવાતનુંજ વધારે કરીને પરીણામ હતું, અને તે મી૦ મેકડોનેલ્ડનું કાગળ વાંચતો હતો તે વખતે તેના ચેહરા પર જે ફેરફારો થતા ગયા તે જોઇને માહરી ખાત્રી થઇ કે તેણે મને કરેલા અન્યાયને વાસ્તે તે મનથી હદ વગરનો પસ્તાતો હતો!

તેણે અંતે વાંચીને ઘણી વિચારવંત ફીસમે મને તે કાગળ પાછું આપ્યું, ખાંસીને ગળું ખંખારયું, અને પછી ઘણાં ગંભીરપણે કહયું, "બાઇ, માહરી ખાત્રી થઈ. તું ખરેખરજ એક નેકચલણ ફીરેસ્તો છે, અને તું કેહછ તે પ્રમાણે હું ખરી શરમીંદગીથીજ માહરૂં માથું નીચું નમાઉંછ. હું જરા બી ઓશકાયા વગર તાહરા પગ પર પડીને તાહરી માફી ચાહુંછ. તું હવે મને માહરી પોતાની માએ બેહન જેવી છે. મેં તુને અપજશ આપવા અને ગેરઇનસાફ કરવામાં કાંઇજ બાકી રાખ્યું નથી, પણ તું ખાત્રીથી માનજે કે તુને નાહકનું માઠું લગાડવા જાંણીબુજીને મેં એમ કીધું નથી. સંજોગોજ એવા બધા કાફરડા ને કંફોડા બની ગયલા હતા. બચ્ચીત, તાહરા જેવી એક ખરીજ નેકને એ રીતે ખોટે રસ્તે ઉતારવાની માહરી શેહેતાન્યત હું આએ કાગળ વાંચવા પછીથી એક ઘડી બી હવે ના પાડી શકતો નથી!"

"હું કબુલ રાખુંછ એ તમારી મોટાં દીલની ગુવાહી અને માફી, સર હયુ," મેં તરત તેને માહરો હાથ આપીને ઉદારતાથી ઉઠાડતાં ઘણી શાંતી સાથે કહયું, "હું કબુલ કરંછ કે સંજોગો ઘણી સખ્ત રીતે માહરી વિરૂધ્ધ હતા, અને તેથી જોકે મને ઘણું દુ:ખ લાગેલું છે, તો પણ હું ઘણી ખુશીથી તમોને માફ કરી શકુંછ. તમારા એ ગલીચ લોભ છતાં બાતેનમાં જે તમારામાં ખરેખર મોટા સદગુણો છે તે હું જોઉંછ ને ખરાં દીલથી વખાંણી શકુંછ."

"જા! તું હવે માહરી માય તરીકેજ, નીખાલેશ ને નીષ્કલંક, માહરો મેહલ છોડી જા!" તે બૅરોનેટે મોટા સખીતએહ જુસ્સાથી કહયું, "તું કશીજ વાતની તાહરા જીવને રંજ થવા દેતી ના. જે માહરં આદમીઓએ અત્રે તુને આવતી જોઇછ, અને જે લોકે તાહરે વાસ્તે ખરેખરજ બુરાં અનુમાનો કરયાં હશે તે લોકો બી જરૂરજ જાંણશે કે મી૦ મેકડોનેલ્ડ લખે છે તે મુજબ લાખ નેકમાં એક મળે તેવી તું ખરેખરી નેક છે! તું એક મિનીટ અહીં ઉભી રેહ. હું હમણાં પાછો આઉંછ."—અને તે ઉતાવળથી ચાલી ગયો.

હું નીરાંત પામેલી બેઠી. હવે મને દગાનો કોઇ ડર હતોજ નહીં. ઉલટું, માહરો આત્મા બાગબાગ થતો હતો કે આજની નસીબત આ દમામદાર બૅરોનેટને તેની બાકીની જીંદગી સુધી કદાપી કામ આવશે અને શુધ્ધ બનાવશે! તેણે કહેલો હરેફ હરફ સચ્ચાઇનાંજ જોશથી બોલાયો હતો.

તે પાંચ મિનીટમાં તો પાછો આવ્યો.

"મેં માહરાં માણસોને, બાઈ, તાહરા ઉંચ સદગુણો વિશે પુરતો ખુલાસો કરેલો છે," તેણે કહયું, "અને તે લોકો વરસોથી મને ઘણો સારી રીતે ઓળખતાં હોવાથી અચ્છી રવેશે સમજી શકેછ કે હું તેઓને કાંઇ બી ઉલટું સમજાવવાની કોઇ દાહડે પરવાહજ કરૂં નહીં! માહરો સઇસ પોતે બી મને ખાતરજમા આપેછ કે તું માહરૂં ઘર જાંણીને અત્રે આવીજ નથી, પણ મારક્વીસ ઑફ઼ કેમપેનને ઘર મારક્વીસનીજ ગાડીમાં જાએછ એજ ભ્રાંતીમાં અત્રે આવેલી છે!"

"પણ ત્યારે માહરા સવાલના જવાબમાં તો એ લુચ્ચાએ મને દરેક વખતે એમજ સમજવા દીધું કે મને બીએત્રીસે બોલાવેલી હતી?" મેં ખુલાસો ચાહયો.

"તે વાતનો તેણે માહરી આગળ બધો એકરાર ને ખુલાસો કરયો," સર હયુએ જવાબ દીધો; "હવે તો બધું મને ખુલાસો કરીને ખરેખરૂં સમજાવાજ દેઓ. હું તો છેલ્લાં કેટલાંક વરસોથી કૉન્ટીનન્ટ પર રહેલો હતો, અને ઇંગ્લાંડનાં સ્ટેજ પર તમારી ખુબસુરતી તેમજ ઍકટીંગથી તમે કરેલી નામનાની કેફીઅત અત્રેનાં પેપરોમાં મેં સેંકડો વખત ત્યાં વાંચી હતી. એ પછી જ્યારે હું લંડન આવ્યો ત્યારે પેહલીજ તકે તમોને સ્ટેજ પર ઍકટ કરતાં નજરે જોવાનો મને કુદરતી લોભ થયો. મેં તે મુજબ તમોને જોયાં, અને હું એ કંપનીનો મોટામાં મોટો શેરહોલ્ડર અને ડાયરેકટરોની કમીટીની બૉર્ડનો એક સભાસદ હોવાથી ઍકટડ્રૉપ વખતે સ્ટેજ પર ઘુસ્યો. મેં તમોને ત્યાં લગોલગ પાસેથી બે મરતબા જોયાં, અને રીચર્ડસને અસેમસે તમારા સંબંધનો માહરો અયોગ્ય લોભ મેં કહી સંભળાવ્યો, જ્યારે તેણે મને ખાતરજમા આપીને કહયું કે માહરે એ વાતનો કોઇ દાહડે ખ્યાલ વટીક કરવો નહીં. તે તો તમારી નીતી અને નેકીની તારીફ઼માં, હું ખરૂંજ કેહુંછ કે, એક ભાઇ અથવા બાપ નહીં બોલી શકે તેટલી બધી ગરમ દીલસોજીથી બોલ્યો! મેં તેને, તેથી, પડતો મેલ્યો. મને તે વખતે એમ તો કદી લાગ્યુંજ નહી કે કોઇ બી છોકરી આવી મોટી લાલચને ઠોકરે મારવા જેવું મોટું દીલ ધરાવી અને બતાવી શકે! મેં, તેથી, એક મોટામાં મોટોજ ફ઼ટકો મારી જોવાનો નીશ્ચય કરયો. મેં તમોને એક હજાર પાંઉન્ડની મોટી રકમની બેંકનોટ, પછવાડે માહરી સહી અને ઍડરેસ લખીને, મોકળી આપવાની હીંમત અને

બેઅદબી કીધી."—અને હવાં તે ભલા આદમીનો અવાજ ખરાં દીલની નામોશીથી દીસ્તી રીતે ગગળી પડયો.

"ચાલવા દેઓ તમારો ખુલાસો, સર હયું વોર્ડ," મેં હીંમત આપીને કહયું, કેમજે સઘળું જે બન્યું હતું તે ખરેખરૂં વીગતવારે હું જાંણુવાજ ચાહતી હતી.

"માહરાં મનમાં કે એ ઘણી મોટી ને પુરતી કસોટી થશે," તે બેરોનેટે આગળ ચલાવ્યું; "જો લોકો કેહતાં હતાં તેમ ખરેખર તમે નેકજ હોશો તો મલતાં સાથે તે બેંકનોટ ઘણા ધીકકાર સાથે તમો માહરી પર પાછી મોકળશો, અને જો એવી મોટી લાલચ સાંમે નહી ટકી શકશો તો તે નોટ રાખ્યા અને કબુલ્યા પછીથી અત્રે તમો મને મળવા આવ્યા વગર રેહવાનાં નથી. હવે તે નોટ તમે પાછી તો મોકળીજ નહી, અને ત્યારે હું એક સિવાય બીજું અનુમાન કરીજ શું શકું? અલબત, મને સજા તરીકે, તમે તે બેંટનોટ રાખી શકતે, પણ મેં પાછું ને પાછું અનુમાન કરયું કે કોઈ બી નેકજાદ છોકરી—જો ખરેખર નેકજાદજ હોય તો—એટલી બી ભાડુતી થવાને વાસ્તે પોતાનાં મનને કદી બી સમજાવી શકેજ નહીં! મને લાગ્યું કે એ આગમચ લોક કેહતાં હતાં ને માનતાં હતાં તેમ તમે નેક તો હશોજ,—માફ કરજો, હવે ગુસ્સો ના કરતાં! માહરે બધું મને જે લાગ્યું તે ખરેખરૂં કેહવુંજ જોઇએ—પણ એવી મોટી લાલચની સાંમે તમે ટકી શકયાં નહીં. વળી એ વાતની મેં માહરી ખાત્રી પણ કીધી. મેં બેંક ઑફ ઇગ્લાંડમાં છુપી તલાસ કરાવી, અને મેં જાણ્યું કે તે બેંક નોટનો અવેજ તમારાં ખાતાંમાં જમે ગઈ ચુકયો હતો! એ ઉપરથી, એ પછી મેં માહરાં માણસોને કેહવા જોગું કહીને ઠીએટર પર આજ રાત્રે તમારે સારૂ ગાડી મોકળી. હું તો મુરખ ગધેડો જેવો એમજ સમજ્યો હતો કે તમો ફકત માહરાં બોલાવવાની વાટજ જોતાં હશો, અને માહરી ગાડી જોતાં સાથે મને અત્રે મળવા રાજી ખુશીથી ચાલી આવશો!"

"ત્યારે શું તમારો કોચમેન અને સઇસ એમજ સમજ્યા હશે કે હું અત્રે માહરી રાજી ખુશીથીજ આવી?"

"મેં હમણાં જઇને એ ઘોટાળાનો તે લોક કને ખરો ખુલાસો કીધો, અને તેઓને પુછીને માહરી બેવડી ખાત્રી કીધી ત્યાં તક બેશક તેઓ એમજ સમજતા હતા," સર હયુ વોર્ડે શરમીંદગીથી માથું નીચું નમાવીને કહયું; "ગાડીમાં બેસતાં તમે તે મારકવીસને ત્યાંથીજ આવી હતી કે કેમ એ જે પુછયું, અને તે લોકે જવાબમાં જે હા કહયું તે એટલાજ વાસ્તે કે તે, તેઓની સમજ મુજબ, તમો ખસુસ આસપાસનાંઓને એમ સમજવા દેવાજ માગતાં હતાં ને તેથીજ એ ચરત કરતાં હતાં!"

"ઓ ખુદા! ઓ ખુદા!" મેં ખરાં દીલના ગભરાતથી પોકાર્યું, "મેં ઘર છોડયા પછી ટપાલમાં આવેલાં આએ કાગળ માહરી ભલી મેડ જો દુરઅંદેશી કે અગમચેતીથી ઠીએટર પર નહીં લાવી હતે, અને સંજોગોને સ્વાધીન મી૦ મેકડોનેલ્ડનું આએ કાગળ હાલમાં અત્રે તમારાં દેખતાજ મેં ઉખેડયું તેમ જો નહીં થયું હતે તો માહરૂં તમે કદી બી માનતે નહીં, અને કેની નાહકમાં માહરી ખરાબી થઈ જતે!"

"તમે કેહોછ ને બોલેબોલ ખરૂં છે, મીસ પર્સી," સર હયુએ ગમ ખાઇને કહયું; "અને હવે તમો અત્રેથી સીધાર્શો તે આગમચ એકજ માહરી છેલ્લી વિનંતી છે."

"વળી તે શું છે?" મેં ધીમે સાહદે પુછ્યું.

"તે એજ છે કે આએ ચેક એટલો તમે તમારી નીતી ને નેકીને વાસ્તેની માહરી સાચ્ચાં દીલની હજારો વખાણુ ને માનની ઇધાંણી તરીકે કબુલ રાખવાની માહરા પર મેહેરબાની ફરમાવો!" તેણે માંગી લીધું. 'હું પાક ખુદાનાં નામનાં કસમથી કેહુંછ કે જેમ એક બાપ એક દીકરીને અથવા એક ભાઇ એક બેહનને આપે તેટલાજ પવિત્ર ખ્યાલથી એ હું હવે તમોને આપવા માંગુછ; અને, એમ છતાં, તમે એ રકમ જો તમારી પાસે રાખતાં કંમકમતાંજ હોવો તો ભલે ગમે એ ધરમખાતાંમાં તમારે પોતાને નામે ભરી દેજો!"

"નહીં, સાહેબ, મને એ માફ કરો," મેં મીનતજારીથી પણ ઘણુંજ ખરાં દીલના ભારથી કહયું; "એ વાજબી થવાતું નથી. એ શોભેજ નહીં; અને હવે ત્યારે મને રજા આપશો?"

"હજારો ખુશીથી," તેણે તરત ઉઠીને ઉભો થતાં કહયું, અને વધારયું, "એટલું જરૂર યાદ રાખજો, બેહન, કે આજે નહીં ને કોઇ બી દહાડે કોઇ બી રીતની માહરી ખીદમતની તમોને જરૂર પડે તો માહરા પૈસાજ નહીં પણ માહરૂં માથું બી ખચ્ચીત કરીને તમારી નોકરીમાં મોજુદ છે! એ બધું હું ખરેખરાં દીલથીજ બોલુંછ, કેમજે તમારી આએ મુકાબ્લો નહીં મળી શકે એવી પાકીજગીની ઘણીજ બુલંદ અસર તમો માહરી પર કરી શકયાંછ."—અને તે મને મુકવા નીચે ગાડી સુધી માહરી સાથે આવવા જતો હતો.

મગર તે વાતની બી મેં માંગી લઇને ના કહી. એ બી મને જોઇતું કે ગમતું ન હતું, અને તેણે માહરી એ વાતની મરજી જાંણી માહરા સુખનને તરત માન આપ્યું. બારણાં આગળજ એક ફુટમેન ઉભો હતો તે મને જોતાં સાથે અદબથી રસ્તો બતાવતો આગળ આગળ ચાલ્યો, અને હું તેની પુઠે ફુલ જેવાં હલકાં જીગરે તે દમામદાર અને આરાસ્તા દાદર સપસપ ઉતરી ગઇ.

ત્યાં નીચે વરંદા પર સર હયુની જોડીની બ્રોહામ તૈયાર ઉભી હતી, અને મને જોતાં પેલાજ લુચ્ચા સઇસે તરત બારણું ઉઘાડયું, પણ મેં તેને કચડીજ નાંખે એવી ફકત તેના પર ગુસ્સાની એક નજર નાંખી, અને તે કોચમેન તેમજ સઇસોને અજબ થતા અને બોચી ખજવાલતા તેમને રસ્તે મરવા દઇ હું પાંઉપ્યાદીજ તે કમપાંઉન્ડની બાહેર નીકળી, જ્યારે નસીબ સંજોગે એ બંગલાના દરવાજા આગળથીજ પસાર થતી એક ખાલી ભાડુતી ગાડી મને મળી ગઇ, અને તેમાં બેસી, આ અજબ જેવા બનાવ પર મનથી હજારો હજાર અજબ થતી, હું બીજા પા કલાકમાં તો ગ્રેટ ઓરમંડ સ્ટ્રીટમાંનાં માહરાં મકાનમાં સહીસલામત પુગી ગઇ.

---

## પ્રકરણ ૧૮૦.

એ રીતે હું માહરે ઘર પોંહચી ત્યારે ઘણી મોડી રાત થયલી હતી; અને હું જોઇને ખુશી થઇ કે તે છતાં માહરી લાંબી ગેરહાજરી બાબે હું ધારતી હતી તેટલાં બધાં ફકરમંદ માહરાં ઘરમાંનાં થઇ ગયાં નહીં હતાં. બીડાએ ડાકટરને બોલાવ્યો હતો, અને મેં જઇને જોયું કે મેરી સ્નેન્ટવર્થની તબીઅત થોડીક વધારે સારીજ હતી.

અલબત, બીડા થોડીક અજબ થઇ હતી, કેમકે મેં તરત તેની પુઠે આવવાનું તેને કહ્યું હતું, અને તે છતાં મને એટલો બધો વાર થયો, પણ મને કાંઇક નહીં ધારેલી રોકાણ નીકળી આવવાનુંજ તેણીએ માની લીધું, અને તેજ મુજબનું તેણીએ મેરીને કહેલું ને સમજાવેલું, એટલે હું જે એકાદ કલાક મોડી થઇ તે વાસ્તે તે લોકોને ઝાઝો ગભરાત થયો નહીં હતો, અને મેં કાંઇ, તેથી, ખુલાસો કરીને કેહવાની જરૂર જોઇજ નહીં.

બીજે દાહડે હું બજારમાં થોડીક ખરીદીએ ગઇ. હું માહરી ગાડીમાંજ ગઇ હતી, અને થોડીક દુકાંણો ફરી મને લેવા જોગું હતું તે લઇને પરવારી, અને છેલ્લી દુકાંણમાંથી જેવી હું નીકળીને ગાડીમાં બેસવા જતી હતી તેવીજ માહરી નજર પડી કે એક કંગાળ જેવા પોશાક અને દેખાવનો આદમી માહરી ગાડી આગળથી ઘસારાબંધ નીકળી જવાનું કરતો હતો. હું, મગર, તેને જોતાં સખ્ખત ચોંકી. અમો બંનેએ એકકીજ વખતે એકમેકને જોયાં અને ઓળખ્યાં. તે પેલો ખુંની લુઇગી હતો, કે જે એક કરતાં બબે ખુંનોનો જવાબદાર હતો! તે પણ મને જોતાં સાથે ચમકીને એકાદ પળ થોભીજ ગયો, અને તરત ને તરત શું કરવું તે જાંણે તેને સુઝયું નહીં, પણ એ પછી તરતજ પોતાના જોખમનો ખ્યાલ થતાં તે જીવ લઇને નાહસવા લાગ્યો. એવામાં મને બી ખરી વાતનું ભાન થયું, ને મેં પોકાર કર્યો. "પકડો!" મેં મોટેથી પોકાર્યું, "આએ નાહસેછ તે પેલો ઇટાલ્યન ખુંની લુઇગી છે!"

તરતજ ગભરાત થઇ રહયો! તે મોટી વસ્તીનો અને લોકોની જબરી આવન જાવનનો એક જબરો મોટો રસ્તો હતો, એટલે તે ખુંનીને જલદીજ ગીરફતાર કરી લઇ શકાયો. માહરો જે સઇસ ગાડી આગળ બારણું માહરે માટે ખોલીને માહરી બાજુમાં ઉભેલો હતો તે પણ ખુંની લુઇગીનો પોકાર કરતો પુઠે તાબેદારીથી તરતજ દોડયો હતો, એટલે લોકો ઉપરાંત બાજુમાંથી પસાર થતા બે કાનસ્ટેબલ પણ તેની પુઠે પડયા, અને બધાએ મલીને તેને તરત પકડયો.

હું પણ એ જોઈ ઉતાવળે માહરા જીવથી બીહીતી તે તરફ ગઇ. તે લુચ્ચો બદમાશ પોલીસના હાથમાંથી છુટવાની જબરી અછાડપછાડ કરી રહયો હતો, અને માહરી ખાત્રી છે કે જો છુટતે તો કોઇ બી કીસમે ત્યાં ને ત્યાં મને કપટનો મારયો જાંનથી મારીજ નાંખતે! પણ પેલા બંને પોલીસ ઑફીસર ઘણા કદાવર અને જોરાવર હતા, જેઓએ તેને પોતાના પગ તળે બચડીને તરતજ હાથકડી પેહડાવી દીધી, અને ત્યારેજ તે આજેજ થયો. અને એમ છતાં એ વખતે પણ તે એવા માહરી પર ખુંની ડોળા કાઢતો હતો કે તે જોવાનુંજ બીહીક લાગે તેવું હતું! ઇટાલ્યનો ખરેખર ઘણા કીનાબાજ અને ઝનુની કેહવાય છે, અને તે કેટલી હદ સુધી ખરૂં હતું તે આએ ખુંની બદમાશમાં જોઇ શકાતું હતું!

"માહરૂં કાંઈ પુલીસ પર કામ પડશે?" તે કાનસ્ટેબલોને મેં એ પછી ધીમે સાહદે પુછ્યું, કેમકે મેં પેહલી હરોળની ઉશ્કેરણીમાં બુમ પાડીને તેને એ રીતે કેદ પકડાવ્યો હતો ખરો, પણ પછીથી માહરી હીંમતની ઘણી અજબ જેવી ઓટ થઇ ગઇ હતી.

એટલામાં તો ત્યાં લોક લોક થઈ ગયું હતું, અને તેઓમાં અનેક જણે મને "મીસ ત્રેફર્ડ" તરીકે ઓળખી લીધી હતી.

તે કાનસ્ટેબલોએ બી મને ઓળખેલી હોવી જોઇએ, કેમજે ઘણા અદબથી ટોપીને આંગળી લગાડીને તે બેમાંના એકે માહરા સવાલના જવાબમાં કહયું; "હમણાં તમારૂં કામ નથી, મીસ.

એને ઓળખાવી આપવાની વીગતો દરેક પુલીસ પર નોંધાયલી છે. એને મેજીસ્ટ્રેટ પાસે ઉભો કરશું ત્યારેજ ફકત તમારી જબાંનીનું કામ અમોને કદાપી પડશે, અને કામ પડશે તો કેસ મુલતવી રખાવી બીજી હીઅરીંગ વાસ્તે તમને બોલાવી લઇશું."

એ પછી તેઓ પોતાના કેદી સાથે ઉતાવળે ત્યાંથી ચાલી ગયા, કે જેની પછવાડે તે ટોળાંમાંનું ઘણું એક લોક ચાલતું થયું, અને બીજા જે બાકી રહયા તે, હું જાંણે કોઇ જોવા જોગ જાનવર હોઉં તેમ, મને તાજુબીથી એવી રીતે જોતા માહરી પુઠેપુઠ માહરી ગાડી સુધી આવ્યા કે હું માહરા જીવથી ઘણી ઓશકાઈ.

હું એ પછી ઘેર નહીં હાંકી જતાં મારકવીસ ઑફ કેમપેનને બંગલે પેહેલ્લાં હાંકી ગઇ, અને ત્યાં જઇને બીએત્રીસને મળી. બીએત્રીસનાં બેહન બનેવી—મારકવીસ અને મારસ્યોનેસ—તો તે વખતે બાહેર ગયલાં હતાં, અને બીએત્રીસ ઘરમાં એકલીજ હતી. તેણે મને તરત પોતાના ઓરડામાં બોલાવી, અને જ્યારે તેણીએ જાણ્યું કે તે ભેવડાં ખુંનનો બદમાશ જવાબદાર માહરી સમયસુચકતાથી એમ ઝીલાઇ ગયો હતો ત્યારે તે ખરાં દીલથી ખુશી થઇ.

એ પછી થોડાક દિવસ જવા કેડે એક દાહડે દીસના મને ઠીએટર પર જવાનું થયું, અને ગઇ. એક નવો નાટક તેનો લખનાર વાંચી સમજાવનાર હતો, અને મી૦ રીચર્ડસે તે વખતે મને હાજર રેહેવા અરજ કરી હતી. તે એ ખેલ વિષે માહરૂં પણ મત જાંણવા ચાહતો હતો. તે એ રીતે મને ઉપરાસાપરી ઘણી અગત અને ઇજ્જત આપતો રહેતો હતો.

હવે હું ઠીએટરમાં પોંહચી ત્યારે તે "ઑથર" હજી આવી લાગેલો નહીં હતો, જેથી હું એક નવા બાલે (નાચ)ની જે સ્ટેજ પર તાલીમ ચાલતી હતી તે એક બાજુમાંની વીંગમાંથી જરા જોતી ઉભી. બાલે–માસ્તર મસ્યર ડુપરેઝ જે એ હુન્નરનો મોટો કીસબી લેખાતો હતો તે તાલીમ આપતો હતો, અને પેલી એનજેલીના ચરચીલ આગેવાન ભાગ ભજવતી હતી. મેં તેને તેનાં ઘરનાં કપડાંમાં આજેજ જોઇ, અને બાલે નાચનારી તરીકે સ્ટેજને લગતા અરધા ઉંઘાડા અને અમર્યાદશીલ પોશાકમાં તે જેવી લાગતી હતી તે કરતાં હમણાં પોતાના ઘેરીતા બારીતા પોશાકમાં મને તો તે કાંઇ ઘણીજ વધારે સુંદર દેખાઇ. તે, મેં આગળ કહયું છે તેમ, બાવીસેક વરસની એક મનોહરતા હતી, અને તેની રીતભાત અને વરતણુમાં અગત કરીને લેડી લાઇક ઘણું દેખાતું હતું.

મને તો, અલબતાં, એ છોકરી પેહલાંથીજ ગમી ગઇ હતી, અને એના સંબંધમાં મી૦ રીચર્ડસથી મેં જે સઘળો ખુલાસો મેળવ્યો હતો તે વાહલાં વાંચનારાંઓ ભુલી ગયાં નહીં હશે ? તે બીચારી પૈસેપૈસાની મોહતાજ કેથાં પોતાનાં કપડાં ચપડાં વટીક મારગીજ સારગીજ કરીને પોતાનું પુરૂં કરતી હતી, અને છેલ્લે અંતે હીંમત કરીને સ્ટેજ પર નોકરીએ રેહવા આવી હતી તે સઘળું મને મી૦ રીચર્ડસે કહેલું હતું. મને, તેથી, એ છોકરીની ઘણી દયા લાગી હતી, અને હું તેની દોસ્ત થવા ચાહતી હતી; પણ તેની એ સઘળી વાત જાંણ્યા પછીનાં છેલ્લાં છ અઠવાડયાં સુધી મને કોઇ તેવો મૌકો હાથ આવ્યોજ નહીં હતો. એમ તો મેં એક બે વખત કાંઇક તેને બોલાવવાની બી કોશેશ કરી હતી, પણ તેવામાં કાંઇ ને કાંઇ એવું નીકળી આવતું કે તેને ઉતાવળે માહરી પાસથી ચાલીજ જવાનું થતું હતું. ખરેખર, એક બે વખત મને એમ બી લાગ્યું કે તે છોકરી હાથે કરીને મને મળવાના કે માહરી જોડે

વાત કરવાના ખસુસ અખાડા કરતી હતી, પણ એ નહીં બનવાજોગ માનીને એ વાત માહરાં મનમાંથી મેં બીજીજ પળે હસી કાઢી હતી, મેં તેને આખી જીંદગીમાં આગળ કદી જોયલી નહીં, અને તે શું કરવા માહરી સાથે એમ કરે?

એ મુજબ તે બપોરે વીંગમાંથી તેને બીજી બાલે ડાનસર્સ સાથે મસ્યર ડુપરેઝના હાથ હેઠળ તાલીમ લેતી જોતી હું ઉભી હતી તેવામાં પેલી લુચ્ચી મેલીસા હેરીસન—મેં જોયું કે—સામેની વીંગમાંથી તે ટોળીમાં શામીલ થવા વાસ્તે આવી લાગી. તેણીએ મને સ્ટેજ પર દાખલ થતાંજ સાંમી વીંગમાંથી બરાબર જોઇ, પણ જોતાંજ સાથે ચશ્મ ફેરવી નાખી, ને મને મુતલગ જોઇ નહીં હોય તેવાં ચરત કીધાં, જે પછી પાધરી તે ડાન્સ કરતી ટોળી આગળ તે આવી ઉભી.

બેશક, વાંચનારાં સાહેબોને યાદ હશે કે મેલીસા એ નવી હરીફ એનજેલીનાની ઘણી અદેખાઇ કરતી હતી. એનજેલીને એ નોકરી પર આવ્યા પછી જુલ્યટનીજ જગ્યા રાખી હતી, અને તે જુલ્યટ જેટલીજ લોકપ્રિય થઇ પડી હતી તેનું તે અદેખી છોકરીને ઘણું ઝેર લાગતું હતું. એમ છતાં, સ્ટેજ પર ઑડીયન્સની સાંમે તો તે પોતાની એ અદેખાઇને જાહેર થવા નહીં દઇ શકતી હતી, પણ મને કેહવામાં આવ્યું હતું કે રીહીઅરસલમાં છીતાંછબત્રાં શોહધતી રહીને એ છોકરીની તે પુશ્કળ અંતસ કરતી રહી હતી, અને હમણાં પણ તેણીએ માહરાં દેખતાં બી કાંઇ તેવુંજ કરી બતાવ્યું. તેણીની શરમભરેલી અનિતી અને એક ચૅકના સંબંધમાં તેણીએ કરેલો અતી ભયંકાર દગો જો હું જાહેર કરવાની દરકાર કરૂં તો તે પાપીણી દેશનીકાળનીજ સજાએ પોંહચે. તે ફેજને લગતો માહરો અદબ વટીક તે તુચ્છ બુધ્ધીની છોકરીને, મેં જોયું કે, હાલમાં તેની નામુનાસેબ ઇર્ષામાં રોકી શકયો નહીં!

"ખીસો, મીસ ચરચીલ, મને જગ્યા આપો!" તેણીએ આવતાં સાથે બધાંને હરકત થાય તે રીતે આગેવાન હરોળમાં પોતે જગ્યા લેવા તકાજો કર્યો.

"તમારી ભુલ છે, મીસ હેરીસન," એનજેલીને ઘણી ગરીબાઇથી જવાબ કરતાં કહયું; "હું માહરે માહરી ખરી જગ્યા પર છું. આજે ડાન્સમાં મને મસ્યર ડુપરેઝે એજ જગ્યા નકકી કરીને આપેલી છે. ખરૂં છેની, મસ્યર?"—અને મસ્યરે, અલબત, એનજેલીનાનીજ સાઇડ લીધી.

"હા, તમે ના શું કરવા કેહો?" લુચ્ચી મેલીસાએ ઘણા તુચ્છકારથી ડોકું ફફડાવીને કહયું; "મીસ ચરચીલ ખોટાં હશે તોબી મસ્યર ડુપરેઝ તો તેવણને ખરાંજ જાહેર કરવાના!"

"ચુપ રેહો, મીસ હેરીસન!" તે બાલેમાસ્તરે ગુસ્સાથી કહયું; "તમારા આવા નાસ્ટી રીમાર્કસ જો હું મુંગા ધીકકારથી નહીં ત્રીટ કરવા ચાહું તો ગુસ્સો પેદા કરે એવાજ છે!"

"હં! ગુસ્સો? ધીકકાર?" મેલીસાએ ખીચ પાડીને અણુકા કીધા; "અને તમે મને એમ દમ બરાવશો તેથી હું દબી જવશ કે? જાઓ, જોઇએ તો મી૦ રીચર્ડસ આગળ માહરો રીપોર્ટ કરીને મને નોકરીએથી ખેરવાવી નાંખો! હું તમારી એક તચાકડી ભાર બી દરકાર રાખતી નથી! હું આજે દુકતી સાથે નાચવા સાફ નાજ પાડું છ. એને નાચતાં આવડતુંજ નથી. એ તદન ખોટાં પગલાં લઇને સાંમી મને ભુલાવી નાંખેછ, અને ઑડીયન્સનાં દેખતાં

મને ધકેલા મારી પાછળ નાખીને આગળી હરોળમાં નીકળી જાયછ, કે જાંહાં તાંહાંથી બધા ઍપલોઝ એનેજ મળતા હોય એમ લાગે!"

મસ્યર ડુપરેઝે ઘણા ગુસ્સાથી પગ ઠોકયો, અને શું કરવું તે વાસ્તે તે એકાદ પળ અચોકકસ દેખાયો. એનજેલીના ચર્ચીલ, મેં જોયું કે, એવો એક ફેસાદ પોતાના સંબંધમાં બરપા થવાથી ઘણી દુ:ખી થયલી લાગતી હતી.

"તમારા જેવા ઘરડા વાંદરના પગ થોકવાના બી મને શું ભાર પડવાના છે?" તે દિવસે અદેખાઇના આવેશમાં આંધળીજ બની ગયલી ને છેલ્લેજ પાટલે બેઠેલી કમબખ્ત મેલીસા છેકજ પવારે ગઇ; "તમારી ને આએ દુકતીની વચ્ચે શું કાળાંધોળાં ચાલેછ તે અહીં બધાંને ખબર છે. એ ચુંચી આંખવાળીનાં પેટમાં ટાંટયા છે! પટાલ પાણી ચલાવે ને મોરી કોરણી રાખે તે એ!"

હયાં ત્યાં જમા થયલી બધી બાલેડાન્સર્સીએ "શેમ! શેમ!" ના પોકાર ઉઠાવ્યા, જ્યારે મસ્યર ડુપરેઝ તો આવાં હડહડતાં અપમાનથી ગુસ્સાથી ઘેલોજ થયલો મી० રીચર્ડસને બોલાવી લાવવા તેના ઑફીસરૂમ તરફ દોડયો,

"શેમ પોકારનારીઓનેજ બેવડી શરમ છે!" મેલીસાએ તે બધીઓ પર ખીજવાતના ડોળા કાઢીને બખાળ્યું; "હું જાંણુંછ તેટલું કોઈ નથી જાંણતું. હું કસમ પર કહી શકશ કે મસ્યર સાથે આએ છોકરી——"

"ઓ, તમે કેટલાં પાપી ને કપટી છેઓ, મીસ હેરીસન!" હયાં એનજેલીના રડી પડી,— અને હવે એ જોતાં માહરાં પેટમાં અતી ઘણું ચુંઠાઇ આવવાથી, અને માહરી ધીરજ નહીંજ રહી શકવાથી, હું વીંગમાંથી આગળ વધીને જ્યાં એ ફેસાદ ચાલતો હતો ત્યાં ગઇ.

"તમારે એવું બોલતાં શરમાવું જાઇએ," એનજેલીનાએ રડીને જારી રાખ્યું; "માહરા જેવી એક નિર્દોષને એવા ગલીચ આરોપથી એ મુજબ ગુંગળાવતાં—" અને અહીં તેની માહરા પર નજર પડી એટલે તે વધારે શરમાઇ, ફીકકી પડી, અને પછી એક લપેડો ખાઇ સ્ટેજ પર બેહોસ પટકાઇ પડતે—જો વેળાસર કુદકો મારીને મેં માહરા હાથોમાં તેણીને ઝીલી નહીં લીધી હતે તો!

"છોકરીઓ, મને મદદ કરો," મેં દયાથી દોરવાઇને કહયું, "આએ બાઇને માહરા ઓરડામાં સોફા પર લઇ જઇએ. એને આજે જે રીતે સતાવવા ને અપમાન કરવામાં આવ્યુંછ તે ખરેખરી એક શેહતાંન્યત છે!"—અને એમ કહીને મેં એવા તો તુચ્છકારથી લુચ્ચી મેલીસા તરફ જોયું કે જાંણે માહરા ડોળાના દાબ હેઠળ હું તેને કચડીજ નાખવા માંગતી હોઉં!

તે, અલબત, ઉશ્કેરાઇને મને બી કાંઇ અપમાનનું કેહવા જતી હતી, પણ તેટલાં તેને પોતાનો જોખમ યાદ આવ્યો, અને તે દાનાઇથી ચુપ રહી. તે ફકત ટણુકો અને તુચ્છકાર કરીને માહરી આગળથી ફરી ગઇ.

અમો તે પછી મીસ ચર્ચીલને ઉંચકીને માહરા ડ્રેસરૂમના સોફા પર લઈ ગયાં, અને

ત્યાં સુવાડીને તેને સચેત કરવાના ઉપાયો લેવામાં આવ્યા; જે પછી જેવી તે હુસ્યાર થવા લાગી કે મેં તે છોકરીઓને તેણીને ત્યાં એકલીજ છોડી જવા નરમાશથી સમજાવીને કહયું,

"એને ઘણું હડહડતું અપમાન કરવામાં આવ્યું છ, બેહનો," મેં કહયું, "અને, તેથી, એ ઘણી નરવસ થઈ ગયલી છે. એને હાલ માહરીજ સંભાલમાં તમે એકલી છોડો. એ હુસ્યાર થશે ને આપણને બધાંને જોશે તો ઘણી શરમાશે, અને પાછી કદાચ બેહોસ થઇ જશે. હું એને એકલીજ મલશ ને સધ્યારો આપશ."—અને તે બીજી છોકરીઓ માહરી એ સમજાવતનું વાસ્તવિકપણું ઘણાં મોકલાં મને સ્વિકારી ઘણી ખુશીની સાથે તરત તે ઓરડામાંથી ચાલી ગઇ, જ્યારે હું એનજેલીના ચરચીલ સાથે તેની જોડે માહરી ઓળખાંણ થવા પછી ઘણે અઠવાડયે, આ પેહલીજ વાર, એ મુજબ એકલી પડી.

---

## પ્રકરણ ૧૮૧.

તે છોકરી એ પછી જરા વારે હોસમાં આવી, અને તેણીએ આંખ ખોળીને આસપાસ જોયું, જેવામાં તેની નજર માહરી ઉપર પડી, અને તાજુબ કે મને જોતાં સાથે તે ઘણી બીહીધેલી જેવી એકદમ સોફા પરથી ચમકી ઉઠી!

"શું છે, મીસ ચરચીલ," મેં એ જોઇને ઘણી અજબ થતાં સમજાવીને કહયું; "હવે કાંએ બીહોછ? એ તો હું છેઉં!"

"તમે છેઓ?" પેલીએ ઘણાજ મોટા અનકા સાથે તુચ્છકાર કર્યો,—અને મને તો એટલું બધું મનમાં ઓછું આવ્યું અને એટલી બધી અજાયબી લાગી કે જેનું હું બ્યાંન વરીક કરી શકતી નથી. ગરીબ બીચારી—પેલીની સતાવણીઓનાં કારણથી કાંઇ ઘેલી તો નહીં થઇ ગઇ હોય?

"હું તમોને ઓળખુંછ, મીસ પર્સી!" પેલીએ ઘણા કડવાસથી કહયું,—અને તેણે મને માહરાં ખાનગી નામે બોલાવી તેથી બી હું બની શકે તો વધતી અજબ થઈ. માહરૂં મીસ પર્સી તરીકેનું નામ માહરી સાથે સ્ટેજ પર નોકરી કરતાં કાંઇ બધાંઓ વચ્ચે જણાયલું નહીં હતું, અને જેઓ જાંણતાં હતાં તેઓ પણ મને એ નામથી નહીં પણ અત્રે મેં ધારણ કરેલાં મીસ ત્રેફર્ડનાં નામથીજ ઓળખતાં ને બોલાવતાં હતાં. એટલા માટે આ છોકરીએ મને મીસ પર્સીનાં ઘેરીતાં બારીતાંપણાંથી બોલાવી તેથી હું સ્વભાવિકપણે ઘણી વધતી અજબ થઇ.

"હું તમોને સારી રીતે ઓળખુંછ, મીસ પર્સી," તે છોકરીએ મોટા તિરસ્કારથી પાછું કહયું, કે જ્યારે તેની ચતુર આંખો પળે પળ ગુસ્સા અને મોટા ધીક્કારનાજ પળકારા મારતી દેખાતી હતી!—"અને તમો જેવાં એકનાં કોઇ બી હેસાંનમાં આવવા કે રેહવા હું રાજીજ નથી."

અજાયબીથી હું એ સાંભળતાં છક થઇ ગઇ, તોપણ મેં હવે લગાર ટણકાથી કહયું, "હું ધારૂંછ કે તું ઘેલી થયલી હોવીજ જોઇએ, છોકરી, નહીં તો કે તાહરા જેવી એક આવી ખરાબ મૅનર્સ બતાવી શકેજ નહીં."

"તમારાં કોઇ બી હેસાંનમાં હું જાઉં તે કરતાં તો હું ઘેલીજ થાઉં તે બેહતર!" તેણીએ એક છેડાયલી વાઘણનાંજ ઝનુનથી કહયું,—અને મને તો એટલું બધું દુઃખ લાગ્યું કે માહરી આંખમાં ઉભરી આવતાં આંસુ હું મુશકેલથી રોકી શકી!

"પણ મને ખુલાસો તો કર? મને જરા સમજાવ તો ખરી?" મેં માંગી લીધું, "કે મેં તાહરૂં શું બગાડયું?"

"એમ પુછો કે શું નહીં બગાડયું?" પેલીએ ઝનુનથી જવાબ કર્યો, "છેક આએ ફેજે હું પુગીછ તે ફેજે મને પુગાડવાવાળાં તમે નહીં તો બીજું કોણ દોજખી છે?"—અને તે પોતાના હાથોમાં માથું નમાવીને દયા ઉપજે તેવી રીતે નીરાશીથી રડી પડી!!

માહરા ખુદા, શું આ છોકરી બીચારી ખરેખર મગજની અજાગરીજ હશે? તેના પર ગુસ્સો આવ્યા કરતાં હજી બી મને દયાજ આવી! મેં, તેથી, તેની આગળ જઇને તેને પાસાંમાં લેવાની કોશેશ કરી, જ્યારે તે કમકમાતથી હઠી ગઈ.

"તાહરી કાંઇ ખરેખર ભુલ છે, એનજેલીન," મેં એમ છતાં ઘણી નરમાશથી સમજાવીને કહયું, "મેં તો તુંને જોઇ ને જોઇ હું તો તાહરાં ભલાંમાં ઉશ્કેરાયલી છેઉં!"

"માહરૂં ભલું?" તેણીએ પાછો તુચ્છકાર કરયો; "તમે મને ઓળખોછ ખરાં કે?"

"હું કાંહાંથી ઓળખું? તાહરૂં એનજેલીના ચર્ચીલ નામ અમથું સ્ટેજ ઉપર ધારણ કરેલું છે કે ખરેખરૂં છે તે વટીક હું તો જાણુતી નથી!" મેં જવાબ કરયો.

"હા, ને નથી ઓળખતાં તેથીજ તો એ બધી નેકી કરવા નીકળ્યાંછ!" પેલીએ મોટાં ઝનુનથી કહયું; "ચાલો, ચાલો, એવી તમારી નેકી મને નથી જોઇતી! તમારે લીધેજ તો આએ બુરી હાલતે પુગીને સ્ટેજ પર હું એક નાચનારી થઇ કેની? તમારે લીધેજ તો આવી નાપાક નાલાયકોની સંગતમાં મને શામીલ થવું પડેછ કેની, કે જે કમીનાઓનાં દીલને અડકવામાં બી હું તો મને અપવિત્ર થયલી સમજુંછ. અને, તે છતાં, જે લોકોની આએ નજીસમાં નજીસ તાણાજાણી સાંભળીને માહરે ખમી જવું પડેછ? તમારે લીધેજ કેની?"—અને એ છેલ્લું 'તમારે લાધેજ કેની?' તે કાંઇ એવા તો ખીજવાત ને ઝનુનથી બોલી કે એકાદ પળ મને એમ બી ડર માલુમ થયો કે તે જરૂર મને વળગી પડીને મારશે!

પણ નહીં; બીજીજ પળે દીવાન્યતભર્યાં ઝનુનથી પોતાની પછવાડે માહરા ઓરડાનું બારણું જોરથી અફાળી મુકીને તે બાહેર ચાલી ગઇ, અને હું પુશકળ ઓચંબો પામેલી અને બીહીઘેલી જ્યાં ઉભી હતી ત્યાંજ થંબ થઇ ગઇ. તે આ શી ભુલ કરતી હતી? તે કેહેવાજ શું માંગતી હતી? મેં તેને આખી જીંદગીમાં કદી જોયલી કે જાંણેલી નહીં તો મેં તેનો એવો બુરો ફેજ કીધેલો હોયજ કેમ? હું મરતાંને બી મર નહીં કેહવાવાળી ને તેનેજ ક્યાં નડવા પડવા ગઇ? ખચ્ચીત, મેં જોયું કે યા તો તે કાંઇ મજબુત ભુલાવો ખાતી હતી, અથવા તો તે ઘેલીજ હતી; પણ તે જે બોલતી હતી તે એટલું બધું ઠરેલ અને ચોકકસ હતું કે તેમાં ઘેલાપણાનો તો એક અંશ માત્ર પણ જાંણે જણાતો હતો નહીં.

હવે માહરે શું કરવું? એને કેમ સમજાવવી? એની ભુલ કેમ ભાંજવી? અને હું એ બધા વિચાર કરતી હજી ઉભી હતી તેવામાં તો તેજ દીવાંની પાછી જુસ્સાભેર માહરા

ઓરડામાં ધસી આવી. હું જાણું જે પોતાની ભુલ જોઇને કદાપી માફ માંગવા આવી હશે, પણ નહીં!

"હું એમ કેહેવા આવી, મીસ પર્સી," તેણીએ થરસાથી પાછી આવતાં સાથે કહ્યું; "કે બધાં જાંણેછ કે હું બેહોસ થવા પછી તમો મને તમારા ઓરડામાં લાવ્યાં, અને ઘણી કદરદાંનીથી તમે મને પાછી હોસમાં લાવવાનું હેસાંન કર્યું! હવે તે જો હેસાંનજ હોય તો એટલું માહરી પર વધતું હેસાંન કરજો કે આપણી વચ્ચેના મતફેરની વાત જાહેર થવા દેતાં ના. હું ગુસ્સામાં ભાંણુ ભુલી ગઇ, અને મને લાગેછ કે માહરે તમોને કેહવું જોઇતુંતું તે કરતાં વધારે માહરાથી બોલાઇ ગયુંછ, અને જો કે જે બોલાઇ ગયુંછ તે વાસ્તે હું જરા બી દલગીર નથી થતી, કેમજે બધું ખરૂં ને ખોદા વાજબીજ બોલાયુંછ, તો બી હું જાહેરમાં આપણા વચ્ચેનો એ મતફેર પ્રગટ પડેલો જોવા ચાહતી નથી. હું જાંણુંછ કે મી૦ રીચર્ડસ સાથે તમારો વગવસીલો ઘણો મોટો છે, અને તમો ચાહશો તો મને આએ નોકરી પરથી એક લેહજામાં ખેરવાવી બી નાંખી શકશો, પણ તમારામાં, જો જરા બી દયા હોય તો, એટલી હદ સુધીનાં ઘાતકી થતા ના. મને એક બીજા જીવનો બી ગુજારો કરવાનો છે, અને તેથી તો મને આએ ઓસ્યાળી રોટલી, માહરી મરજી ઉપરાંત, આવી નાલાયક મજુરીમાં, પેદા કરવી પડેછ, અને તેથી તમારાથી થાય તો એ વધારે નુકસાંન થતું બચાવજો!"

"હું એવી ખારીલી નથી, મીસ ચર્ચીલ," મેં સમજાવીને કહયું, "હું એવું કાંઇજ કરવાની નથી. હું તો પાછું બી કેહુંછ કે હું તાહરાં ભલાંમાં છું. તું કાંઈ બી ભુલજ કરેછ!

"ખેર, હવે ભુલ કરૂંછ તો ભુલ!" તેણીએ ટણુકાથી કહયું; "પણ હવે હું જેમ માંગી લેઉંછ તેમજ મેહરબાંની કરીને જાહેરમાં બધાંનાં દેખતાં માહરી સાથે વરતજો."—અને એટલું બોલી તે પાછી ધસારાબંધ માહરા ઓરડામાંથી બાહેર ચાલી ગઇ.

હું પણ એ પછી જરા વારમાં માહરાં મનનું સમાધાન કરી લઇને તે ઓરડામાંથી બાહેર નીકળી, જ્યારે મને ખબર પડી કે મી૦ રીચર્ડસે પેલી મેલીસા હેરીસનને તો મોટી હડધુત સાથે તાબરતોબ આવીને પોતાની નોકરી પરથી રૂખસદ કરી દીધી હતી, અને માહરે કેહેવું જોઇએ કે તે બીલકુલ નાલાયક છોકરીને એ જે સજા થઇ તે મને ઘણીજ વાજબી લાગી.

પેલા હાથ પર, પેલો ઑથર નાટક વાંચવા આવવાનો હતો તે પણ કાંઇ આવ્યો નહીં. મી૦ રીચર્ડસ પર તેની ચીઠ્ઠી આવી હતી કે તેની તબીઅત એકાએક ઘણી બીગડી આવેલી હોવાનાં કારણથી તે આજનું એપોંઇન્ટમેંટ સાચવી શકતો હતો નહીં, અને મી૦ રીચર્ડસે મને એ વાતની ખબર કરી ત્યારે હું બી માહરાં મનથી રાજીજ થઇ. હું બી એટલી બધી ઉશ્કેરાયલી હતી, એનજેલીના ચર્ચીલની માહરા જોડેની વર્તણુંકથી માહરો જીવ એટલો બધો ખાત્તો મારી ગયો હતો, કે હું તે નાટક આજે ધ્યાંનથી સાંભળી કે તે ઉપર હું માહરૂં મત આપી શકતેજ નહીં, જેથી તે ઑથર નહીં આવી શકયો તે ઉપર હું રાજી થઈ. એ પછી મેં વાતમાં વાત મેળવીને મી૦ રીચર્ડસનેજ મીસ ચર્ચીલ વાસ્તે પાછું પુછ્યું, "એનાં માય બાપ, ભાઇ બેહન કોઇ છે કે? કોઈ હોશેની?"

"મને કશીજ ખબર નથી, મીસ ત્રેફર્ડ," મી૦ રીચર્ડસે જવાબ કર્યો; "એ છોકરી ઘણી સારી ચાલની અને ઇજ્જતદાર લાગેછ, અને માહરી તો ખાત્રી છે કે લુચ્ચી મેલીસાના ગલીચ

એસારાઓમાં વજુદ કશુંજ નથી."

"તે તો ખચ્ચીતજ નહીં હોવું જોઇએ," હું તરતજ એકમત થઇ; "પણ એ કાંહાં રેહેછ તે તમે જાંણોછ?"

"તમારા હંમેશના માયાળુ દીલગુરદા મુજબ તમે કાંઇ એ ગરીબ છોકરીને છુપીછાંની મદદ થવા ચાહોછ?" મી૦ રીચર્ડસ હસ્યો,—અને તરત વધાર્યું, "હા, હું જાંણુંછ. એણે આપણાં કેટલગમાં પોતાનું ઠેકાણું નોંધાવેલું છે."—અને, એમ કહી, તેણે તરત કેટલગ કાઢ્યું, જેમાંથી એ છોકરીનું નોંધાવેલું નામ ઠેકાણું એક કાગળની કાપલી પર પોતેજ લખીને મને ઉતારી આપ્યું, જે લઇને હું માહરે ઘર પાછી ફરી.

માહરે તાતે ધાએજ કામ લેવું હતું. માહરે એ છોકરીને લગતી ખબર મેળવવી હતી. માહરે જાણવું તો જોઇએ કે તે શું ભુલાવો ખાતી હતી, અને મને કાંએ અપજશ આપતી હતી? મેં, એ ઉપરથી, માહરી વાહલી બીડાનીજ મદદ શોહધી. માહરી એ નીમકહલાલ જીપસી સાથી માહરી હરેક મુશ્કેલીમાં મને ઘણી કીંમતી મદદ કરતી હતી. મેં, તેથી, તેને પેલી કાપલી આપી, અને એ કાપલી મુજબ સંભાળથી ખબર કાઢી આવવા હુકમ કરયો, કે મીસ ચર્ચીલ ક્યાં રહેતી હતી અને કોણની સાથે રહેતી હતી તે સઘળું ખબર પડી શકે.

તે કલાકેક પછી પાછી ફરી.

"હું આએ કાપલીમાં બતાવ્યા મુજબ લેંગ એકર ખાતે જે એ ઝવેરીની દુકાંણ છે ત્યાં ગઇ," તેણે ખુલાસો કરયો; 'મેં પેહલે તો કાંઇ નાહની કીંમતની લૉકેટોજ જોવાના ઢોંગ ધતુરા કર્યા, અને આએ એક વેચાતી લીધી બી ખરી; અને પછી તેનાં ઘરમાં ત્યાં કાંઇ જગ્યા ભાડે આપવાની હતી કે કેમ તે વિશે પુછ્યું, પણ તેણે તો સાફ નાજ કહી. તેણે તો કહયું કે માહરૂં આખું ઘર અંગત સગાં વાહલાંઓથીજ વસાયલું છે, અને અમે ભાડુતો રાખતાંજ નથી. પછી મેં વાતમાં વાત મેળવીને એમ બી પુછ્યું કે "મેડમુવાઝેલ એનજેલીન જે નાટકમાં એક બાલે ડાન્સર છે તે શું અહીં તમારે ત્યાં રેહતી નથી?" અને ત્યારેજ તે જરાક ગુંચવાતો દેખાયો. એમ છતાં બીજીજ પળે તેણે તે વાતની બી સફા નાજ કહી, અને હું દુકાણમાંથી ઉતરીને ચાલતી થઈ."

"ઘણું અજબ જેવું!" મેં કહયું, "મી૦ રીચર્ડસે મને એ નામ ઠેકાણું ખુદ કેટલગમાંથી ઉતારી આપ્યું તો શું તેણીએ ત્યાં બી જુઠુંજ નોંધાવ્યું હશે?" મેં, એટલા માટે, મી૦ રીચર્ડસનેજ ફરીથી એ બાબે પુછવાનો ઇરાદો કરયો, અને બીડાની કાબેલ્યતભરી જુસ્તેજો માટે તેણીનો ઉપકાર માનીને તેને રૂખસદ કરી.

બીજે દાહડે મી૦ રીચર્ડસને હું તેની ઑફીસમાં પાછી મળી, જ્યારે મેં તેને કહયું, "તમારી કાંઈ ભુલ તો નથી, મી૦ રીચર્ડસ? એનજેલીન કાંઇ તમે આપેલાં ઠેકાણાં પર રેહતી નથી?"

"નહીં?" મી૦ રીચર્ડસ અજબ થયો; "ઉભાં રહો, તે રીહીઅરસલમાં આવેલી છે, અને હું પુછી જોઉં.—" અને તે ઉતાવળે જવા કરતો હતો.

"નહીં, એ ભુલ તો કરતાજ ના!" મેં તરત તેને રોકી રાખીને માંગી લીધુ, "હું એને

વરે કાંઇ બી તલાશ કરૂંછ અથવા એને મદદ થવા માંગુંછ એ વાત એને કાને ગયલી જોવા કે એ વિશેની એને કાંઇ બી શંકા બરપા થાય તે થયલું જોવા મુતલગ ખુશી નથી, અને માહરી તેહકીક ખાનગીજ રેહશે તે માટેની તમારી દાનાઇમાં મને ઘણો વીશ્વાસ છે, તેથી તો હું પુછુંછ!"

"પણ માહરી તો ખાત્રીજ છે, ત્યારે, કે તેણીએ આપેલું ઍડરેસ તદન ખરૂં છે," મી૦ રીચર્ડસે યાદ કરતી ઢબે કહયું; "અને હા, મને યાદ આવ્યું! એક વખત એક નવા બાલેને લગતું "બીલ" મને તેની ઉપર મોકળી આપવાનું હતું, અને તે મેં એજ નામે એ ઝવેરીની કૅરમાં મોકલ્યું હતું તે બરાબર તેણે સ્વાધીન બી લીધું હતું, ત્યારે એ ઍડરેસ ખોટું હોઇજ કેમ શકે?"

આથી હું જરા દબાઇ. એ તો ત્યારે દીસતુંજ હતું કે તે જવેલરે બીડાને વાહી હતી, અને એનજેલીન તેજ ઘરમાં રેહતી હોવી જોઇએ; પણ જ્યારે તે પોતાનું ઠામ ઠેકાણું એટલું બધું છુપુંજ રાખવા ચાહતી હતી, ત્યારે હવે મને જાસ્તી ખણખોડ કરવા ગમ્યુંજ નહીં, અને નાચારીથી તુરત વેળા તો મેં એ વાત પડતીજ મેળી. મેં, એમ કરતાં. મી૦ રીચર્ડસ કને ફરીને માંગી લીધું કે હું એ વાતમાં તેણીનાં ભલાંને વાસ્તે જુસ્તેજો કરતી હતી એવું તેણે એનજેલીનને કોઇ બી સંજોગમાં મુતલગ જાંણવા દેવું નહીં.

હવે હું એ વાતથી પરવાર પાંમેલી, પેલો લુઇગી જે કેદ પકડાયો હતો તેજ ભાગ પર પાછી આવશ. તેને મેજીસ્ત્રેટ આગળ ઉભો કરવામાં આવ્યો હતો, અને તેના ઉપર મીસીસ સેંટ ક્લેરનું ખુંન કરવાનો એકજ આરોપ પેહલ્લાં તો રજુ કરવામાં આવ્યો હતો. તે પછી ડોવર ખાતે કારબનીના કાંઉન્ટનું જે ખુંન કરવામાં આવ્યું હતું તે સવાલ પુલીસે ઉપાડયો, અને પુલીસેજ આંઠ દિવસ કેસ મુલતવી રખાવ્યો, કે એ ખુંનને લગતી કેટલીક જુબાંનીઓ એકઠી કરવાનું તેને બની આવે; અને પછી ફરીથીની "હીયરીંગ"માં શાક્ષી આપવા હાજર થવા મને અને બીએત્રીસને સમન લગાડવામાં આવ્યો.

હવેજ—એ સમન લાગવા પછી મને એહાં એહાં અચંબુચ વિચાર થયો કે એ માણુસને એ બંને ખુંનો વાસ્તે ફાંસીએ લટકાવવામાં હું મદદ થાઉં તે ઇનસાફી કેમ કેહવાય? હું સારી રીતે જાંણતી હતી કે ઝારાનું મોઢું જળાવી નાંખીને તેણે તેને મરણ સુધીની બેડોળ કરી નાંખી હતી ખરી, પણ તે કાંઈ તેમ કરીને તેનો જીવ લઈ શકયો નહીં હતો? તે ખરેખર તો આપઘાતથી આખર થઇ હતી, અને તે હું જાંણતી હતી, ત્યારે ધર્માસન સાંમે સોગંદ પર જુબાની આપતાં હું ઇનસાફની રીતીએ કહીજ કેમ શકું કે તે ઝારાનો ખુંની હતો? તેને જન્મદેશનીકાળની કે એવી કોઇ સજા વીત્રીઓલનું તેલ નાંખીને ઝારાને જળાવી નાખવા વાસ્તે થાય તે અલબત વાજબી કેહવાય, પણ તે તેલનીજ અસરથી તેણીનું મરણ માનીને કોર્ટ તેને એક ખુંની તરીકે સૌથી મોટામાં મોટી—તેનો જાન લેવાની—સજા ફરમાવે, અને તે અન્યાયને હું માહરી જુબાંનીથી ટેકો આપું તે શું માહરા પાર્ટ પર ગુનાહભરેલું નહીં લેખાય? એજ પ્રમાણે, વળી, કાંઉન્ટ ઑફ કારબનીનાં ખુંનના સંબંધમાં, પણ મને લાગ્યું કે, એ કમબખ્તને શકનો લાભ મળવો જોઇએ. હું અથવા બીએત્રીસ છાતી પર હાથ મુકીને સોગંદ પર મજબુતીથી કેહવાને તૈયારજ કેમ થઇ શકયે કે તે ખુંન કરનાર પણ એજ હતો? અલબત, મોટે

ભાગે અમારો વેહેમ એજ આદમીને માટે હતો ખરો, પણ તે, એમ છતાં, એક વેહમજ હતો. અમો તે વખતે તે ટેકડીને અરધે ભાગે બી પોંહચ્યાં નહીં હતાં, અને અમે જે કાંઇ જોયું હતું તે એટલું દુરથી, શરૂ થઈ ચુકેલાં ઝઝકળાંનાં એવાં અરધાં અંધારાંમાં અને એટલું જલદીથી બની ગયલું જોયું હતું—તે વખતે અમો બંને એટલાં બીહીધેલાં અને બેફાંમ બની ગયલાં હતાં કે તે કાંઉન્ટને આંચકો મારીને નાંખી દેનાર અને તરત પછી બીજીજ સેકંડે ત્યાંથી અલોપ થઇ જનાર એજ અને એજ હતો એમ સાચાં અંતઃકરણથી બાર નાંખીને કેહેવાને વાસ્તે અમો ખચ્ચીતજ તેયાર થઇ શકયે નહીં. એ, તેથી, ઘણું વિચારવાજોગ થઈ પડતું હતું કે લુઇગીને ફાંસી દેવાડવા હું માહરી શામીલગીરી આપીજ કેમ શકું? નીતીની રાહે તે ઝારાનો ખુંની હતો એ વાત ના પાડી શકાતી નહીં હતી, પણ કાયદાની આંખે નહીંજ. ઝારા મજબુત બાંધાની એક જોરાવર ઓરત હતી, અને જો તે આપઘાતથી આખર થઇ નહીં હતે તો એ તેલની અસરથી મરી જતે એમ તો કાંઇ હતુંજ નહીં. તે તો પેલા સફેદ ગુલાબનું ઝેર સુંધીને પોતાનેજ હાથે મરી ગઇ હતી, કેમજે પોતાની ખુબસુરતીનો નાશ થઈ જવા પછી બેડોળ અવતારે તે જીવવા ચાહતી હતી નહીં, જે હું જાણતી હતી; અને જો એ વાત કૉર્ટમાં જાહેર થાય તો કેઇ જુરી લુઇગીને ઝારાનો ખુંની ઠરાવે, અને કીયો જડજ તેને ફાંસીની સજા ફરમાવી શકે? હવે ત્યારે એ સઘળી ખરી હકીકત તે કમબખ્તના બચાવમાં કૉર્ટમાં જાહેર કરવા વાસ્તે હું શું માહરા ધરમથી બંધાયલી નહીં હતી? કબુલ કરયું કે મેં વાહલી ઝારાને તેનાં મોહતનો એ ભેદ સાચવવા અને તે લોકોમાં નહીંજ જાહેર કરવા વચન આપ્યું હતું. ઝારાએ મરવા આગમચ મને મળવા બોલાવીને મોગમમાં પોતાનો એ એરાદો મને કહયો હતો, અને તેનો ભેદ સાચવવા વચન લઇ લીધું હતું તે માહરાં ભલાં વાંચનારાંઓને યાદ હોવું જોઇએ; પણ હવે તે છતાં સવાલ એ ઉભો થતો હતો કે એવું એક વચન આવા સંજોગોમાં પાળવાને હું શું બંધાયલી હતી? હું એ વચન પાળું અને એક નિર્દોષને નાહકમાં જાંનથી જવા દઉં તે શું નીતીથી, ધર્મથી તેમજ કાયદાથી અધર્મી અને પાપભરેલું નહીં હતું? તે એક જીવવા લાયક આસામીજ નહીં હતો તે એક દીગર સવાલ હતો, પણ એ કાંઈ ઇનસાફ કેહવાય કે તેટલા વાસ્તે જે ખુંન ખરેખર તેણે નહીં કરયું હતું તે ખુંન તેના પર પુરવાર કરવામાં માહરે મદદ થવું?

બડી મુશકેલ હતી! બીજી એક મુશકેલ એ હતી કે ઝારા આપઘાતથી મુઇ હતી એ વાત જો જાહેર થાય તો સેંટ કલેર તરત પકડાયા અને ફાંસી જયા વગર રેહ નહીં! એ આપઘાતમાં તે શરીક હતો. તેણે તેમાં ઝારાને જાણી જોઇને ઉત્તેજન આપ્યું હતું. ખુદ તે ઝેરી ગુલાબ તેણે પોતેજ મરનારને લાવી આપ્યો હતો, અને એ બધી વાત જો ઝારાની મેડની જુબાંનીથી પોલીસ પુરવાર કરી શકે તો કલેર કેમ બચી શકે? વાંચનાર કદાપી જાંણતાં હશે કે હું જે વખતને વાસ્તે આએ વારતા લખું છું ત્યારે ઇંગ્રેજી કાયદામાં એક આપઘાતમાં મદદ થવાનું ખુંનની બરોબરનુંજ ઠરાવેલું હતું, અને આપઘાતમાં મદદ કરનારને જાંણી જોઇને જાંન લેનાર અને ખુંન કરનાર તરીકે ફાંસીનીજ સજા મળતી હતી; અને એ ત્યારે માહરે થવા દેવું જોઇએ કે નહીં! કમીનો કલેર ખુદ માહરી ઇજ્જત અને માહરા જાંન પર ટાંપનારો વરસોનો માહરો હડડતો મુદદઈ હતો તે હું ભુલી જવા ચાહતી નહીં હતી, પણ આએ કાંઇ તેથીજ હું તેને ચાહી ચીતીને સજા કરાવવા માંગતી હતી એમ નહીં હતું. આએ તો

સંજોગોજ લુઇગીને છોડાવી મુકીને તેને ફાંસીએ લટકાવાના સ્વભાવિક બરપા થતા હતા, કેમકે હું તો માહરી ફરજને જુઠી થઈ નહીંજ શકતી હતી; અને મેં તો અંતે ઠરાવ કરયો કે માહરે તો માહરી જુબાનીમાં લુઇગીને માટે હું જે ખરેખરૂં જાંણુતી હતી અને માનતી હતી તેજ ખરાં દીલથી જાહેર કરવાનું હતું.

અને મને સમન મળવા પછી એજ બધા ગંભીરપણે વિચાર કરતી હું બેઠી હતી તેવામાં મને બીએટ્રીસની ચીઠી આવી. તેણીએ મને મળવા બોલાવી. તેને પણ સમન લાગી ચુકેલો હોવો જોઇએ, અને હું તરત સમજી કે તેથીજ તે મને એ બાબે વાત કરવા વાસ્તે મળવા ચાહતી હતી. હું પોતેજ જવાની હતી. માહરાં ઉપલાં અનુમાનોની સેવટે મેં પોતેજ મન કરયું હતું કે તેને મળીને એ બધી વાત કેહવી અને તેનું બી મત કરવું. મેં, તેથી, સાંહજે તેને મળવા આવવાનું તે ચીઠીના જવાબમાં કહી મોકલ્યું.

અને હું સાંહજે ગઇ. મને દરવાજા પર એક આદમીએ કહયું કે તે ઘરમાંજ હતી, પણ તેને કોઇ ગ્રહસ્થ મળવા આવેલો હતો, એમ છતાં હું આઉં તેવી મને તો તે જ્યાં બી હોય ત્યાં દાખલ કરવાનો તેણીનો નોકરો જોગો હુકમ હતો, જેથી મને જરા બી ખોટી નહીં કરતાં એક આદતી તરતજ ડ્રૉઈંગરૂમમાં જ્યાં તે મીલાકાતી સાથે બે વાત કરતી બેઠી હતી ત્યાં લઈ ગયો.

---

## પ્રકરણ ૧૮૨.

અને મેં ત્યાં જઇને જોયું કે તે બીએટ્રીસને મળવા આવનાર એક ઇટાલ્યન હોય એવાજ દેખાવનો કોઈ ફૉરેનર હતો. તે દેખાવલો, મજબુત બાંધાંનો, આશરે ત્રીસેક વરસનો જવાંન્યો હતો, અને તેના કર્લ કરેલા બાલથી તે વધતો શોભતો હતો. તે પોશાકમાં બી ઘણો ટેસ્તફુલ અને સુઘડ હતો, અને પૈસા ટકાથી પણ પુરતો સુખી હોય એમજ લાગતું હતું.

તે મને જોતાં સાથે એક ફૉરેનરની સઘળી સભ્યતા ને અદબથી ઉઠીને મને નમ્યો, અને બીએટ્રીસ પણ ઘણાં હેતથી ઉઠી આવીને હંમેશ મુજબ મને બગલગીર થઇ. એ પછી તે એકાદ પળ જરા અચકાતી દેખાઇ, અને બીજીજ પળે પોતાનાં મનથી નીશ્ચય કરી ચુકી હોય તેમ તેણે મને તે આદમીને ઓળખાવ્યો.

"આએ માહરા ફ્રેન્ડ સીનોર લુડવીકો મેરાનો છે," તેણીએ કહયું.

હું એ "મેરાનો" નામ સાંભળીને જરા અજબ થઇ. એ તો પેલાજ ઇટાલ્યન ઑારીસરનું નામ હતું કે જે બીએટ્રીસનાં લગન આગમચ તેણીને ચાહતો હતો, અને લુઇગીનાં ઉશ્કેરવાથી જેના સંબંધમાં તેણીને બેવફા થયલી માનીને મરનાર કાંઉન્ટે પાછળથી તેને દગાથી પકડી લટકાવીને મારી નાખ્યો હતો! વાંચનાર તે સઘળી ગઈ ગુજરી યાદ કરી લઇ શકશે. તેજ ભયભીત લાશવાળા ઓરડામાં તે ખુંની ખાવંદે પોતાની આ કમબખ્ત મોહરદારને ત્રણ ત્રણ દિવસો તક કેદ કરી મેળી હતી, અને આયંદા માહરી મારફતે તેના વેહમનું ખોટાઈ પુરવાર થવા પછીજ એ વરબૈયર વચ્ચે થોડીક પાછી છેલ્લા દાહડાઓ પર સલ્લાહ થવા પામી હતી! તેજ નામનો આ વળી બીજો ત્યારે કોણ હતો?

"સીનોર લુડવીકો મેરાનો મરનાર એનજેલો મેરાનોના કાકાના દીકરા થાયછ," માહરી મુંજવણ જોઇને તે તરત પાંમી જતાં બીએટ્રીસે ખુલાસો કરયો,—અને તે ચેહરામાં ઘણી ઓશકથી હોય તેમ જોવા જોગ હદ સુધીની લાલ થઇ ગઇ.

તે ઇટાલ્યન હયાં તરત વચ્ચે પુરાયો.

"હું ઇગ્લીશ ઘણું સારી રીતે બોલી કે સમજી શકતો નથી, મીસ પર્સી," તેણે ભાંગી-તુટી ઇંગ્રેજીમાં કહયું; "પણ તમોને જે ખુલાસો કરવામાં આવ્યો તેથી તમોએ મને ઓળખ્યો હશે. તમો આવ્યાં ત્યારે અમે તમારીજ વાત કરતાં હતાં, અને કાંઉન્ટેસ તમારી દોસ્તીને વાસ્તેની પોતાની મોટી મગરૂરી મને કહી સંભળાવતાં હતાં."

"હા, હું બાલેબાલ એ માહરી ભલી સહીને આભારી છેઉં," કાંઉન્ટેસે લાગણી ભેર કહયું; "એની મદદથીજ માહરા ભરથાર આગળ માહરી નિર્દોષતા પાછળથી પુરવાર થઇ શકી, અને માહરાં બેહન બંધેવીની ભુલ ભાંજીને તે લોક સાથ બી મને સલ્લાહ કરાવી આપનાર એજ વાહલી બેહન છે!"

"એ તમારૂં અમો જોગું ઘણું હેસાન છે, મીસ પર્સી," તે જવાંને પાછું કહયું, "માહરો મરનાર કઝીન ખરેખર મને ઘણો વાહલો હતો, અને તેનાં મુવા બાદ તમો કાંઉન્ટેસને અને તેને જે ઇનસાફ અપાવ્યો તે તમારી ભલાઇની ઘણી વખાણ છે. મેં તો બધું અહીં આવ્યા પછી હાલમાં થોડુંએક પરજ જાણ્યું. અમે તો વરસો ટક કાંઈ સમજી બી નહીં શક્યાં હતાં કે અમારા ગરીબ એનજેલોનું શું થયું, અને તે એકાએક કેમ અને કાંહાં ગુમ થઇ ગયો! અમોએ તેની અમારી ઇટલીની પુલીસ મારફતે બેફાયદા ઘણી જુસ્તેજો કરાવી હતી."

"અને તમો ઇંગ્લાંડ કયારે આવ્યા?" મેં સેહજ પુછ્યું.

"થોડાજ દાહડા થયા," તે જવાંને મોગમ જવાબ કરયો, "અને કાંઉન્ટેસ સાથે નસીબ સંજોગે રસ્તામાં એક વાર મીલાકાત થઇ ગઇ. હું એવણને દુરથી પીછાંણતો હતો. મને એનજેલોએ એક બે વખત ફ્લોરેન્સ ખાતે એવણને બતાવ્યાં હતાં."

એ પછી અમોએ થોડીક બીજી ત્રીજી વાત કીધી, જ્યાર બાદ મેં કહયું, "હું તો પેલા લુઇગીને વાસ્તે તાહરી સાથે થોડીક વાત કરવા આવેલી છું, વાહલી બીએત્રીસ."

"અને મેં બી તુને સહવારે બોલાવી હતી, વાહલી ઍલન, તે એજ સંબંધમાં વાત કરવાને વાસ્તે હતું." બીએત્રીસે જવાબ કરયો.

"ત્યારે આપણે જરા પાસેના ઓરડામાં જઇને વાત કરી લઇએ?" મેં પુછ્યું.

"ઓ નહીં, અહીંજ કરશું," બીએત્રીસે જાહેર કરયું, "સીનોર મેરાનો બધું જાંણેછ એટલે એવણથી એ વાતમાં છુપાવાનું કાંઈ છેજ નહી. ઉલટું, જે કંગાળ તેવણના વાહલા કઝીનનાં મોહતનું કારણ થઈ પડયો હતો તેની એ ફેજ સાંભળીને એવણ ખરાં દીલથી ખુશીજ થયાછ."

"હા, અમો બંને ભાઈ ભાઇઓ જેવાજ હતા, અને તેથી માહરા ગરીબ કઝીનની ખુહારી કરનાર એ કમીના કંગાળ પર મને ઘણો હદ વગરનો ખાર આવેછ," લુડવીકો મેરાનો

કાંઇ અજબ જેવાં કપટ ને ઝનુનથી બોલ્યો, અને તે એમ કેહતો હતો ત્યારે તેની આંખમાં ખરૂં ઇટાલ્યન ઝનુન કાંઇ એવી રીતે પ્રગટ પડતું હતું કે તે જોઇને હું એકાદ પળ જાંણે ડર ખાઈ ગઇ!

"પણ હું નથી ધારી શકતી," મેં હયાં નરમાશથી સમજાવ્યું, "કે એમાં એને તમો લોક ધારોછ તેમ ફાંસીની સજા મળી શકે!"

"ફાંસીની સજા નહીં?" બીએત્રીસ અને લુડવીકોએ એકકે દમ સાથેજ પોકાર્યું!

"જો તે એમ બચી જાય તો હું એમજ કેહું કે બ્રિટીશ રાજમાં ઇનિસાફ નથી," બીએત્રીસે ગુસ્સાથી કહયું, "પણ, ઍલન ડીઅર, તું શા ઉપરથી એમ ધારેછ કે તે બચી જશે?"

"હા, શા પરથી?" પેલાએ પણ જુસ્સાભેર તકાજો કરયો.

"હું તમોને સમજાઉં," મેં નરમાશથી કહયું; "વાહલી બીએત્રીસ, તું કબુલ કરશે કે આપણે ડોવર ખાતે આપણી જુબાનીમાં જે નોંધાવેલું છે તેનેજ ઇનિસાફની રાહે આપણુને વળગી રેહવું જોઇશે. આપણે ઘણે દુરથી એક આકારને અચબુચ નીકળી આવીને કાંઉન્ટને ખીણમાં ગબડાવી નાંખી પાછો અલોપ થઇ જતાં જોયો છે, તે દેખાવ જોઇને આપણે અત્યંત બીહી ગયલાં હતાં, અને અર્ધાં બેફાંમ સરખાં તે વખતનાં અરધાં અંધારામાં જોઇ વટીક નથી શકયાં કે તે ખુંની લુઇગીજ હતો, ત્યારે આપણે કેમ કસમ પર કહી શકવાનાં હતાં કે તે ખરેખર લુઇગીજ હતો? આપણે ડોવર ખાતે એક ઠેકાંણે એક જુબાની નોંધાવી, અને હવે ફરી જઇને બીજી જુબાંની કેમ નોંધાવી શકવાનાં હતાં?"

"એ તાહરી તકરાર વાજબી છે," બીએત્રીસ એકમત થઇ, "અને હું પોતે બી એજ મતલબનું તું આવી ત્યારે સીનોર મેરાનોને સમજાવતી હતી; પણ તેથી શું થયું? એની સાંમે ઝારાનાં ખુંનનો અપરાધ તો પુરવાર થઈ ચુકયોછ કેની?"

"તે બાઇ પર એણે જે વીત્રીઓલ તેલ નાખ્યું તેની અસરથીજ તે જો મરી ગઇ તો તે એક ખુંનજ છે, અને બ્રિટીશ કાયદામાં એવાં ખુંનની સજા ફાંસીજ છે," મેરાનોએ બખાળ્યું,

"અને તેજ તો તમારી ભુલ છે!" મેં સમજાવ્યું; "એ વાત ઘણી ખાનગી હતી, અને હું તે જાહેર નહીંજ કરતે, પણ આવા સંજોગોમાં તે હું ઇનસાફની રાહે છુપાવી શકતી નથી. ખરી વાત એટલીજ છે કે તે તેલની અસરથી ઝારાનું મરણ નીપજ્યુંજ નથી, અને તે હું સારી પેઠે જાંણુંછ!"

"નહીં? ઓ ઍલન, તું એ શું કહેછ?" બીએત્રીસ હદ વગરની અજબ થઇ.

"નોનસેન્સ! એવાં કોઇ હીલ્લાં બાહણાંથી જો એ મુજી છટકી જતો હશે તો હું——" અને મેરાનો કાંઇ આગળ એ મુજબ બોલતો બોલતો અટકી ગયો, કે જ્યારે વટીક તેની આંખમાં પેલુંજ બીહીક લાગે એવું કપટ અને ઝનુન ઝળકી રહેલું દેખાયું!

"પણ અમોને ખુલાસો કરીને કેહ તો ખરી, ઍલન ડીઅર, કે જો તું કેહછ ને ધારેછ તેમ ઝારા એ વીત્રીઓલની અસરથી મરણ નથી પાંમી, તો તેનું મરણ નીપજ્યું કેમ?"

"હું તે હમણાં ને હમણાં ખુલાસો કરીને તુને સમજાવી શકતી નથી, બેહન," મેં જવાબ કરયો, કેમકે જો કે હું તો બીએત્રીસને માહરા વિશ્વાસમાં લઇને એ બધી ખરી હકીકત તેને કેહવાજ અત્રે આવી હતી, તોપણ આ મેરાનો જે એક કેવળ પારકોજ હતો તેના દેખતાં એ બધી હકીકત કહી સંભળાવવાનું મને ગમ્યું નહીં. "હું તુને હાલ તો એટલુંજ કહી શકુંછ કે લુઇગીને ફાંસી આપવા વાસ્તે ઝારાનાં મોહોત પર કોઇ મદાર બાંધવાની નથી. એ મોહોત તેણે નાંખેલાં વીત્રીઓલથી નીપજ્યુંજ નથી, ને તેની ઘણી જોરાવર જુબાનીઓ રજુ થવાની છે. એટલા માટે એ અપરાધના સંબંધમાં ઘણું તો એને દેશનીકાળની સજા થશે કે જ્યારે માહરી ખાત્રી છે કે કાંઉન્ટનાં ખુંનની બાબમાં તો તેને શકનો લાભ આપી છોડીજ મુકવામાં આવશે!"

પેલાં બંને એ સાંભળી ઘણાં દબાયલાં ને નાઉમેદ થયલાં દેખાયાં. તેઓએ તો લુઇગીનો જાંન લેવાની કેથી અજબજ આસ્થા દીલે વસાવેલી નજરે આવી, અને બીએત્રીસ જેવી એક ભલી છોકરીને બી એ ઝનુનના ઝેરથી બચેલી નહીં જોઇને હું માહરાં મનથી ઘણી અજબ થઇ, કે શું બધાંજ ઇટાલ્યનો ખરેખર એવાં ખારીલાં, કપટી અને ઝનુની થતાં હશે?

"હું એ ખમી શકવાનો નથી," લુડવીકો ઝનુનથી બોલ્યો, "માહરા એનજેલોની એ બદમાશે કીધેલી ખોહારીનું વેર વળવુંજ જોઇએ, ખચ્ચીત, તમો લેડીશીપ"—અને હયા તે બીએત્રીસ તરફ ફરયો—"શું તમારી જુબાંનીમાં એટલું ભાર નાંખીને કહી નહીં શકશો કે કાંઉન્ટને ખીણમાં નાંખી દેનાર લુઇગીજ હતો, અને તેને તમે બરાબર જોયો હતો?"

"હું માહરાં ફ્રેંન્ડને એવું જુઠું બોલવા કદી દેવાની નથી, અને માહરી ખાત્રી છે કે એ પોતે બી કસમ ઉપર ધમાસન સામે એવું જુઠું બોલવા તૈયાર કદી થવાનીજ નથી," મેં તરત વચ્ચે પુરાઇને બીએત્રીસ જવાબ આપે તે પેહલાં ગુસ્સાથી ને મજબુતીથી કહયું. "એવા એક કમીના કંગાળને સજા કરવાની આપણી આસ્થા અને આર્જુમાં વટીક આપુને ગેરરીતીથી અને ગેરકાયદે કામ લેવાનું કશીજ રીતે સજાવાર થવાનું નથી. વળી ડોવરમાં અમે એક જુબાંની નોંધાવી ચુકેલાં છીએ—"

"ઓ, પણ તેથી શું થયું? તે વખતે તમારૂં મગજ ઘણું અશાંત હતું, અને તમો લોકોએ એમ નોંધાવ્યું," કપટી મેરાનોએ પાક બેહયાઇથી પત્રી જવા વાસ્તે અમારાં મોઢાંમાં ખુદ જુઠા બોલોજ હવે તો મુકવા માંડયા! "તે કોઈ કારણ નથી કે તમે હવે એમ નહીં કહી શકો કે વધારે શાંત મગજે વિચાર કરતાં અમારી ખાત્રી થઇછ અને અમો યાદ કરી શકયાંછ કે કાંઉન્ટને ખીણમાં ફેંકી દેનાર એ લુચ્છો લુઇગી પોતેજ હતો!"

"સીનોર," મેં લગભગ ગુસ્સાથી ગરમ થઇને કહયું, "તમો મને ઘણી અજબ કરોછ. ઇનસાફની રાહે મેહરબાંની કરીને ઇનસાફ થવા દેઓ. ન્યાય બાલ જેટલો બારીક છે, અને ગમે એવાં આપણાં ઝનુન કે મતલબને ખાતર બી ન્યાય સાથ એમ ચેડાં કાઢતાં થવાની મેહરબાંની કરીને તમો અમોને સલ્લાહ આપતા ના!

"નહીં, નહીં, ઍલન ડીઅર, તું એટલી ગુસ્સે ના થા," બીએત્રીસ તરત વચ્ચે પુરાઇ,—અને તેણીએ મને સમજાવી લેવા અને શાંત કરવાની ઉતાવળ કરી, "આપણે તો જે સાચું હશે તેજ બોલવાનાં. એ તો સીનોર મેરાનો પોતાના ભાઇ સરખા કઝીનને વાસ્તેનાં હેતને લીધેજ

એમ બીચારા ઉશ્કેરાયા કરેછ!"

"હું માફ માંગુછ, મીસ પર્સી," પેલાએ તરત નરમ પડી જતાં કહ્યું, "અને આએ તમારી ઇનસાફની હીમાયતની નેકી હું ઘણી વખાણુંછ: પણ એની પાછી તપાસ હવે ક્યારે—કાલે છે કે?"

"હા," મેં કહ્યું, "કાલે તો મીસીસ કલેરનાંજ ખુંનની તપાસ ચાલશે, અને તે પછી કાંઉન્ટનાં ખુંનનો સવાલ હાથ ધરવામાં આવશે."

"પણ તેં આજનું પેપર જોયું કે?" બીએત્રીસે હયાં યાદ થતાં મને પુછ્યું.

"નહી; આજે મેં પેપરો હજી વાંચ્યાં નથી," મેં કહ્યું, "મને આજે વખતજ નહીં મલ્યો; પણ કાંએ, તેમાં કાંઇ એ ખુંની વિશે છે ખરૂં કે?"

"હા; 'મોરનીંગ પોસ્ટ' માં આજે લંબાંણુથી હેવાલ છે," બીએત્રીસે ખુલાસો કર્યો, "એ પેપર લખેછ કે ખુંની ઘણો નાહીંમત થઇ ગયોછ, અને પોતાના જેલરને પુછતો હતો કે એક ખુંની પોતાનો બધો અપરાધ સાચો થઇને જો કબુલ કરે તો તેના પર થોડી ઘણી છુટછાટની દયા બતાવવાનું બ્રિટીશ કાયદામાં છે કે નહીં?"

"અને તે જેલરે શું જવાબ કર્યો?" લુડવીકોએ કાંઇક આતુરતાથી પુછ્યું.

"તે જવાબ છપાયલો નથી," બીએત્રીસે કહ્યું, "એ પેપર તો ફક્ત ખુંનીની પોતાની વર્તણુંક અને તેને કીધેલા બધા એવા ઘેલાગાંડા સવાલોનોજ હેવાલ આપેછ."

"બીજું બી કાંઇ છે કે?" મેં પુછ્યું.

"હા; એ પેપરનાં લખવા મુજબ ખુંની ઘણો પુરતો બીહીધેલો છે, અને પોતાનું "કનફેશન" કરવા કોઈ ઇટાલ્યન કેથલીક પાદરી જો આએ તરફ મળી આવે તો તેને તેની કને હાજર કરવા વાસ્તે બી તેણે જેલના સત્તાવાળાઓને અરજ કરેલી છે."

એ પછી એ બાબદ વિશે જાસ્તી કાંઇ વાત કરવા જેવું નહીં હોવાથી હું બીએત્રીસની રજા ચાહતી ઉઠી, જ્યારે બીએત્રીસે ફુરસદ હોય તો સાંહજ પછી પાછી એક ફેરો તેને મળવા આવવાનું માહરી કને માંગી લીધું.

મેં હાજ કહ્યું. હું તરત સમજી ગઇ. ઝારાનું મરણ શી રીતે નીપજ્યું હતું તે જાંણુવાને બૈરાંઓને બરની જીજ્ઞાસાથી તે ઘણી ઉશ્કેરાયલી હતી, અને હું મેરાનોનાં દેખતાં બધી ભેદ ખોલીને વાત કરી શકી નહીં હતી તે એ પોતે જોઇ શકી હતી.

એ પછી હું બીએત્રીસને શેકહેંન્ડ કરી અને પેલા ઇટાલ્યનને દુરથી ઠંડું નમી તે ઓરડામાંથી બાહેર પડી અને દાદર ઉતરી ગઇ, પણ પછી છેક નીચે ઉતરવા બાદ મેં જોયું કે માહરો રૂમાલ, ઉપર હું બેઠી હતી તે સોફા પર, ભુલી આવી હતી. મને, તેથી, તે પાછો લેવા જવુંજ પડયું. તે દાહડે મને સરકમ થયલો હતો, અને રૂમાલ વગર ચાલે એમ ન હતું. હું, તેથી, તે પાછો ઉપર લેવા ગઇ અને ડ્રૉઇંગરૂમનાં બારણાં આગળ પોંહચી એટલે મેં અંદર પેલા ઇટાલ્યનને ઘણાં ઝનુનથી બખાળતાં સાંભળ્યો, જે સાંભળી હું થસ થઇ ગઇ. તે શું કેહતો હતો?

"તે મરવોજ જોઇશે! તેને ગમે એ સંજોગમાં ફાંસીએ લટકાવવોજ જોઇશે!" તે ઘણાં મોટાં ઝનુનથી દાંત પીસી બોલતો હતો; "અને તું જોજે તો ખરી, બીએટ્રીસ, હું જો તુંને એ આપણી ઉમેદ પાર પાડી નહીં આપું તો હું એક ખરો ઇટાલ્યન બચ્ચોજ નહીં!"

મેં તરત બારણું ઉંઘાડી નાખ્યું, અને તે ઇટાલ્યન પોતાનાં એ ઝનુન વચ્ચે પોતાને પકડાઇ આવેલો જોઈ એકદમ ચોંકયો. બીએટ્રીસ બી હદ વગરની ગભરાઈ ગઇ અને લાલ થઇ ગઈ, જ્યારે મેં શાંતીથી કહયું, "હું ફકત માહરો રૂમાલ જે અત્રે ભુલી ગઇછ તે પાછો લેવા આવીછ, કેમજે તમે જુવોછ તેમ મને સરકમ થયલો છે. મેં કાંઇ જાંણીબુજીને તમો લોકોની વાત સાંભળવાની દરકાર ધરાવી નથી, પણ હું અત્રે આવતાં જે સાંભળવા પાંમીછ તે સાંભળીને અતી ઘણી દલગીર છું."

પેલો ફીકકો પડયો.

"તું તે મન પર ના લે, ઍલન ડીઅર," બીએટ્રીસે તરત શરમાઇને ઉતાવળે માંગી લીધું. "એ તો એવણથી એમ ગુસ્સામાં ઘેલું ગાંડું બોલાઈ ગયું."—અને માહરે કબુલ કરવું જોઇએ કે આએ કોઈ ખારીલા આદમીની બીએટ્રીસ આજે એકદમ જરા જરામાં જે હીમાયત કરતી દેખાતી હતી તે મને જરા થઇને ગમ્યું નહીં.

"હા, માહરાથી ફકત ઉશ્કેરણીમાંજ એ ઘેલુંગાંડું બોલાઇ ગયું," પેલા ઇટાલ્યને બી વળી પાછો પોતાની તરફનો એજ લેપડો લગાવ્યો!

"પણ એ તમારાં દીલની તમારી ગેરસલુક ઉશ્કેરણીથી ખચ્ચીત તમારે બાઝ આવવું જોઇએ," મેં ખરાં દીલની નારાજીના ઠપકાથી કહયું. "એ ઘણું ગેરવાજબી છે. ન્યાય ન્યાયની રીતેજ થવા દેવો જોઇશે."—અને હું તેઓના જવાબને વાસ્તે હવે જરા એ થોભ્યા વગર પાછી તે ઓરડામાંથી નીકળી ગઈ.

તે પછી સહાંજે સાતેક વાગે હું બીએટ્રીસને ઘર વળી પાછી ગઈ. તે રાત્રે માહરો પાર્ટ નહીં હતો, અને મને ફુરસદ હતી, જેથી હવે બીએટ્રીસને એકલીજ મળી શકવાની ઉમીદથી, મેં તેને પ્રૉમીસ કર્યું હતું તેમ, તેને મલવા હું પાછી ગઇ. એ વખતે સારાં નસીબે તે એકલીજ હતી.

"તું ઘણી ગુસ્સે થઇ, વાહલી ઍલન, આજે બપોરે પેલા ઇટાલ્યન ગ્રહસ્થ પર?" અમો પાછાં મલવા પછી બીએટ્રીસે જરા ફજેત જેવું હસીને પુછયું, "એ તો ઇટાલ્યન ખવાસજ એવો થાયછ! અમો ઇટાલ્યનો ઈંગ્રેજોની શાંત પ્રકૃતીથી ઘણાં જુદાં પડયેછ!"

"પણ એ સીનોર મેરાનો ધંધો શું કરેછ?" મેં પુછયું.

"એ બી એના મરનાર કઝીનની કાંની ઈટાલ્યન લશકરમાં હતો," બીએટ્રીસે જવાબ કરયો.

"ત્યારે એક લશકરી અમલદાર તરીકે તો એવણે ચોખ્ખા ન્યાયનીજ વધતી હીમાયત કરવી જોઇએ?" મેં અરધા ગુસ્સાથી કહયું.

"હા, ને એવણ એવી પાક હીમાયત કરે એવાજ દીલના સાચ્ચા અને ભલા છે," બીએટ્રીસે, કાંઇક ઘણી અજબ જેવી ઉશ્કેરણીથી, વળી તેના બચાવ અને હીમાયતમાં કહયું. "ખરી વાત એ છે કે એવણ તરકન આર્મીમાં જે મોટા ઓધ્ધા પર હતા તે પરથી હાલમાં

રીટાયર્ડ છે. એક માલદાર કાકાનાં મરણથી હાલમાં એવણુ એક મોટી દોલતના ધણી થયલા છે, કે જે દોલત જો બીચારો એનજેલો આજે જીવતો હતે તો, તેનો પેહલો હક હોવાથી, તેનેજ મલતે! પણુ હું ઉમેદ કરૂંછ, ઍલન ડીઅર, કે તું સીનોર મેરાનોને વાસ્તે કાંઇ બુરૂં વિચારતી તો નથી?"

"હું બુરૂં કે સારૂં વિચારૂં તે દમ વગરની વાત છે," મેં હસીને કહયું, "પણુ એટલું તો ખરૂં કે આજે આપણી જુબાંનીને જુઠી ને સહરાગતી કરવા એવણુ જે બોલો આપણાં મોઢાંમાં મુકતા હતા તે મને જરા થઇને ગમ્યું નથી."

"હવે એ વાત જવા દે," બીએત્રીસે ઉતાવળથી કહયું, "અને મને કેહ તો ખરી કે લુધગી આપણી ઝારાનાં ખુંનને વાસ્તે ફાંસી નહી જશે એમ માનવાનાં તાહરાં કારણો શું છે? શું ઝારાનું ખુંન કોઇ બીજાએ કીધુંછ, અથવા તો તે કાંઇ આપઘાત કરીને મરણુ પામીછ?"

મેં ગમગીનીથી અને અધીરાઇથી કહયું, "હા, એમજ છે, બીએત્રીસ! તે બીચારી આપઘાતથી પુરી થઇછ, અને તેની એ આપઘાતની યોજનામાં આગળ રહીને મદદ કરનાર પેલો કરપીણુ સેંટ કલેર પોતે છે! બીચારી ઝારાનું મોહત એ લુચ્છાનેજ આભારી છે. તેણીની દાસીની જુબાંનીથી તે બધું બરાબર પુરવાર થઇ શકશે, અને—"

"હા, હું ધારતીતીજ! હું માનતીતીજ! માહરી તો ખાત્રીજ હતી!" એવામાં બારણાં પછવાડેથી એક તીણો, જીણો ચીચવાતો સાહદ સંભળાયો, અને બીજીજ પળે તો એક ધડાકા સમેત બારણું ઉંધાડી નાખી મરનાર ઝારાની ઘરડી મમઇ, લંગડાતી અને પોતાની ખાંધઘોડીની મદદથી એક દેડકાની માફક કુદકા મારતી, અમો બંનેના અતિ ઘણા મોટા ગભરાત વચ્ચે, અમો જ્યાં બેઠેલાં હતાં ત્યાં અચબુચ આવી ઉભી!

---

## પ્રકરણુ ૧૮૩.

તે કયાંથી આવી? તે શું આસમાનમાંથી તુટી પડી? માહરો એકરાર પકડી પાડવા— ઝારાના આપઘાતમાં કલેરની આગેવાની ને શામેલગીરી હતી એમ મને બોલતી આબાદ સાંભળી તે ઉપાડી લેવા કટોકટ વખતે એ ઘરડી વંત્રી અત્રે કયાંથી ફુટી નીકળી?

"કોણુ છે રે તું?" બીએત્રીસે તેણીને ન ઓળખીને, એક ભખી ખાધેલી ઘરડી ભીખારણુને છેક ઉપલે મજલેના તેણીના ડ્રૉઇંગરૂમ સુધી એ રીતે ધસી આવેલી જોઇ હદ વગરની અજબ થતાં ગુસ્સાથી સવાલ કરયો.

"આને પુછો! એ મને ઓળખેછ," ઘરડી બૅટીએ પોતાની ખાંધઘોડીની લાકડી વડે મને બતાવતાં જવાબ કર્યો, "ઍલન પર્સી તમોને કેહશે કે હું ઝારાની કોણુ થાઉંછ, અને ઝારા મને કેટલી બધી વાહલી હતી!"

"એ ઝારાની મમાઇ થાયછ," બીએત્રીસે એ સાંભળીને સવાલ કરતી ઢપે માહરી ભણી જોયું એટલે મેં ખુલાસામાં તેણીને કહયું, અને પછી પેલી તરફ પાછી ફરીને તુચ્છકારથી વધાયું "એ તું અહીં ઇંગ્લાંડમાં શું કરેછ રે? ઇંગ્લાંડમાં તું કેમ આવી? તુંને તો

ઇગ્લાંડમાંથી ઝારાએ કસમ આપીને નહસાડી દીધીતીની ?"

"હા, હા, પણ હું ઝારાનાં મોહતનો કીનો લેવાજ આવેલી છું !" તેણીએ કપટના જોશથી જવાબ કરયો; "મને કમીના કલેર પર એટલો કીનો લેવો છે, અને પછી હું માહરૂં કાળું કરીને જવશ, જે પછી ફરીથી ઇગ્લાંડના કીનારા પર કદી પાછી ફરવાની નથી !"

"વારૂં, અને તું ત્યારે માહરાં ઘરમાં શું કરવા આવી રે?" બીએત્રીસે ડોળા કાઢી પુછ્યું.

"હું તમોનેજ મળવા આવી," તે બુઢ્યાએ જરા બી ખંચાયા વગર જવાબ કર્યો, "કાંઉન્ટેસ તમેજ છેઓ કેની ? તમારા કાંઉન્ટને જેણે મારયો તેણેજ માહરી વાહલી દીકરી ઝારાની ઉપર પણ વીત્રીઓલનું તેલ નાખ્યું હતું તેથી હું જાણું જે દયાને ખાતર—"

"દયાને ખાતર ?" બીએત્રીસ અજબ થઇ, "તુંને શું કાંઇ પૈસા જોઇએછ ?"— અને તેણીએ એમ કેહતાં પોતાની પર્સ ખેંચી કાઢવા જેવી એક હીલચાલ કરી.

"નહીં, નહીં, મને તાહરા પૈસા જોઇતા નથી," તેણીએ ચીસ પાડીને કહયું.

"ત્યારે તુંને શું જોઇએછ ?"

"મને જે જોઇતુંતું તે તો અત્રે આવતાં સાથેજ મને નહીં ધારેલું મળી ગયું," તેણે પોતાનું એબ્યલ દાચું લંબાવી કદરૂપું હસ્તાં કહ્યું, "હવે મને બીજું કાંઇ જોઇતું નથી."

"તુંને શું મળી ગયું ?" બીએત્રીસ વધતી અજબ થઇ,—અને માહરી તરફ ફરીને તેણે પુછ્યું, "ઍલન, તું કાંઇ સમજેછ એ શું કેહવા માંગેછ તે ? કોઇ બીચારી મગજની ખીસેલી તો નથી ?"

"નહીં, નહીં ! હું મગજની ખીસેલી નથી; સાતનાં મગજ ખીસાડી નાખું એવી હું સાબુત છું," ઘરડી બૅટીએ જીવ જીકાટયો, "પણ જો તમોને ખુલાસોજ જોઇએછ, તો સાંભળો ! ઝારા માહરી મરજી ને હોકમોથી ઘણી ઉલટી ચાલવાવાલી હતી, પણ માહરૂં તેના પર ઘણું સાચ્ચાં દીલનું હેત હતું, અને હું તેનો કેટલીક હદ સુધી તો પોતે ધાક વટીક કરતી હતી. આએ ઍલનને ખબર છે. પુછો એને હું જો જુઠું બોલતી હોઉં તો ! હવે જ્યારે મેં જાણ્યું કે ઝારા ગુજરી ગઇ હતી ત્યારે ખચ્ચીત કરીને માહરી ખાત્રી થઈ કે એ મોહોતમાં કાંઇ બી દગો હતો. મને કલેર પર કશોજ ભરૂસો આવતો હતો નહીં હું. એ ખુરાને રગેરગ ને નસેનસ ઓળખુંછ," અને એમ બોલતાં વળી તેણીએ અર્થસુચક રવશે માહરા ભણી જોયું "એ ઉપરથી તેહકીક કરવા હું લંડન આવી. મીસ પર્સી જાંણેછ, એને તે રાત યાદ હોવી જોઇએ. અગીઆરમી મેની રાત્રે મેં માહરી જુબાંનીથી અમારી કોમના વડા ગીલ્ડરૉયની કૉર્ટમાં એ છોકરીને ઘણી મદદ કરેલી છે."

"હા, હા, તે મને યાદ છે," મેં મોંહ કુમલાવીને કંટાલો કર્યો,—કેમકે તે તુચ્છ હેતુઓની બદમાશ દદા માહરી સાથે જે ઘેરીતું બારીતું હાલ કરતી હતી તેથી હું કમકમ્યા વગર રહી નહીં. "તે વાતને આએ વાત સાથે શું નીસપત છે ? તું કેહવા શું માંગેછ ?"

"તું શાંની એમ તરડાયછ !" ઘરડી બૅટી હવે બેવડી તરડાઇ; "ઘરડા ગીલ્ડરૉયે તો મને કહયુંતું કે હું જો તેની કૉર્ટમાં તુંને મદદ થવાની સાચ્ચે સાચી જુબાંની આપશ તો તું

માહરી તરફનો આગળો સઘળો વેરભાવ ભુલી જશે?"

"હા, હા, તે નેક ગીલ્ડરૉયે જો તુંને એમ કહયું હોય તો તે માહરે કબુલ છે," મેં ઉતાવળે કહયું, "પણ તું તાહરે તાહરો ખુલાસો જે હોય તે આગળ ચલાવ!"

"વૅલ, ત્યારે, મેં કહયું તેમ માહરી ઝારા સાથે દગો થયો હતો એવો મને મજબુત વેહમ બરપા થવાથી તેનાં મોહોતના સમાચાર મલતાં સાથે હું જોખમ કરીને બી ઇંગ્લાંડ પાછી આવી, જેવામાં માહરી જાતવાળાઓએ મને પકડીને ગીલ્ડરૉયને ત્યાં જુબાંની આપવા ઉભી કરી. તેણે, એમ છતાં, માહરી જુબાંનીનું કામ ખલાસ થવા પછી મને પાછી કૉન્ટીનન્ટ પર નહાસી જવાનીજ સલ્લાહ આપી, અને હું તેથી પાછી ગઇ. હું જાણું જે ઇંગ્લાંડની બાહેરજ મરવાની માહરી સરજત હોશે, પણ તેટલાંમાં તો માહરી દીકરી પર વીત્રીઓલનું તેલ નાંખનાર કરપીણુ કેદ પકડવાના સમાચાર ત્યાં તે તરફ માહરી જાંણુમાં આવ્યા, અને પાછી ત્યારે ઇગ્લાંડ આવીને ઝારાનાં મોહોત બાબે તેહકીક કરવા વાસ્તે માહરાં ભેજાંનો કીડો ચવડયો. એ ઉપરથી અહીં આવીને મેં પેહેલે તો, ઍલન, તુંને તાહરે ઘેર મલવાનો વિચાર કીધો. મેં માહરી દીકરીનાં મોહતનો હેવાલ પેપરોમાં ચીપીચીપીને વાંચ્યો હતો, અને હું તેથી જાંણુતી હતી કે તેને છેલ્લી મળી આવનાર તુંજ હતી; પણ તુંને મલવું કેમ અને કાંહાં તે મને સમજ નહીં પડી. માહરી ખાત્રી હતી કે તું મને તાહરાં ઘરમાં તો દાખલ થવા દેવાનીજ નથી. મેં, તેથી, કાંઉન્ટેસની મારફતે તુંને મલવાનું નક્કી કર્યું. તુંને કાંઉન્ટેસ સાથે ઘણું સારૂં હતું અને કાંઉન્ટનાં ખુંન બાબે તમે બેઉને જુબાંની આપવી પડવાને લીધે તમો બેઉ મલતાં ભેટતાં હોશો એ વાતની મને ખાત્રી હતી. એ ઉપરથી હું અહીં આવી, અને મને નીચે ખીદમતગારે કહ્યું કે મીસ પર્સી સાથે ચોર લેડીશીપ રોકાયલાં હતાં. મેં, તેથી, તોલ્લો લગાવ્યો કે એજ કોનફરન્સમાં માહરૂં બી કામ છે, અને મને અહીં એ બાઇ સાહેબોએજ ખાસ મળવા બોલાવેલી છે!"

"તેં એમ માહરાં આદમીઓને ભમાવવાની હીંમત કરી?" બીએત્રીસે ડોળા કાઢીને ગુસ્સો કર્યો.

તે નફટાઇનું હસી.

"એટલી હીંમત કીધી ત્યારેજ તો હું અહીં આવવા પાંમી, અને ત્યારેજ તો આએ બાતમી મેળવવા પાંમી કેની?" તે ઘરડી વંત્રીએ હીંમતથી જવાબ કર્યો, "એમ હીંમત કીધી ત્યારેજ તો તે ખીદમતગાર બીચારો અહીં સુધી રસ્તો બતાવતો આવ્યો, અને મને આએ બારણું પર છોડી ગયો કેની? અને તેવામાં મને જે જોઇતુંતું તેજ મેં સાંભળ્યું."

હું ઘણી અજબ થઇ. તે ડોસી જે કેહતી હતી તે સઘળું સાચુંજ કેહતી હતી એમાં તો દેખીતી રીતે એક પણ સંદેહ નહીં હતો, અને માહરી થોડીક બેદરકારીથી માહરા બોલોના સંબંધમાં આએ કેવો ઘોંટાળો થઇ ગયો તે જોઈ હુ હેરત થઇ. એવામાં તો એક ખીદમતગારે આવીને સીનોર મેરાનો મળવા આવેલો હોવાની બીએત્રીસને ખબર આપી, અને ત્યારે મેં તેના કાન પર પડીને કહયું; "જા, વાહલી, તું તેને બીજા ઓરડામાં હાલ તો જઇને મલ, તેટલાં આએ વંત્રીને મળીને માહરે એકલીએજ થોડીક વાત કરી લેવી જોઇશે."

"કયાં છે સીનોર?" બીએત્રીસે એ ઉપરથી પેલા ફુટમેનને સવાલ કર્યો.

"ડાઇનીંગ હૉલમાં મેં બેસાડેલા છે, માહરાં લેડી," તે ખીદમતગારે માનથી જવાબ કર્યો.

"ચાલ, ત્યારે હું આઉંછ ત્યાં," બીએત્રીસે કહ્યું;—અને તેઓ બંને બાહેર જવાથી હું પેલી કંગાળ બુઢ્ઢયા સાથે તે ડ્રૉઇંગરૂમમાં એકલી પડી.

"તાહરી શું મતલબ છે, છોકરી? માહરી સાથ કાંઇ દગો કરવાની મતલબ છે?" માહરી સાથ એકલી પડતાં બીહતી હોય તેમ તે ખુંની દદાએ આસપાસ ગભરાતની ચક્ષમો દોડાવીને પુછ્યું.

"દગો હું કરૂં?" મેં તુચ્છકાર કર્યો.

"હવે હું તાહરી શતરૂ નથી, ઍલન!" તે ડોસીએ કાકલુદીથી કહ્યું; "અને મેં જે આગલાં વરસોમાં શતરૂવત કીધી તે બી માહરી પોતાની તરફની નહીં પણ બીજાંઓની પાપી ઉશ્કેરણી અથવા ખીદમતનાં કારણથીજ હતી એ તું ભુલી ના જા! મેં તો તાહરૂં, એમ છતાં, છેલ્લે છેલ્લે ભલુંજ કીધેલુ છે. પાર્કસ તાહરી દોલત જે લુચ્ચાઇથી જમી ગયલો હતો તે મેં તુંને માહરી જુબાનીથી પાછી અપાવી."

"મને તે દોલતની એક પાઇ બી મળી નથી," મેં તીખાસથી કહ્યું; "તેજ રાત્રે ગરીબ ગીલ્ડરૉયનાં ઘરમાં એક આગ લાગી—"

"હા, તે તો મને ખબર છે; પણ તેથી શું થયું?"

"તે આગના સપાટામાં આવીને પેલો મી૦ મૉસ, કે જેની પાસે એ માહરા પૈસાના સઘળાં કીંમતી ઓચરયાંઓ હતાં તે, હું ધારૂંછ કે બળી મુવો હશે," મેં દર્દમંદ દીલે કહ્યું, "કદાચ પાર્કસ બી એ આગમાંજ ફના થઇ ગયો હશે, ને મને તો કાંઇજ મળ્યું નહીં!"

"ઘણી અજબ જેવી વાત છે!" તે બુઢ્ઢયાએ એ સાંભળી હરણફાળ થઇને કહ્યું, "હું તો છેલ્લા પાંચ મહીનાથી કૉન્ટીનન્ટ પરજ સબડયા કરતી હોવાને લીધે મને કાંઈ એ વાતની ખબરજ નહીં! પણ કાંઇ નહીં; હવે તો હું આવીછ ત્યારે એ બધી વાતની તલ્લાસ કરશ, અને મને જે ખુલાસો મળશે તે તુંને લાવી આપશ. તું બેફીકર રેહ. મને તો બધી ખરેખરી ખબર મળીજ શકશે!"

"હવે છોડ એ વાત," મેં કંટાળો કર્યો, "અને અહીં તું જે મતલબથી આવીછ તેજ વાત કર. કમીની ઓરત, તું જાણેછ કે જે ઝારાને તું પેટની દીકરી માફક આટલી બધી ચાહવાની લાહેરી મારેછ તે તાહરાં બચ્ચાંનો તાહરી પોતાનીજ બનાવતનાં પલીદ હથીઆરોથી નાશ કરવામાં આવ્યો?"

"હેં, શું? કેમ? કોણે?" તે તોતડી બોબડી થઈ; "માહરાં હથીઆરો શું ને વાત શું?"

"ચીબી ના થા! ઢોંગ ના કર!" મેં થથરાવી; "કમબખ્ત, તું શું એમજ ધારતી હતી કે તેં જે ઝેરી ગુલાબનાં ફુલોની બનાવટ કીધી તે તાહરૂં ઝેર તાહરાં દુશ્મનોનેજ ઠાર કરવાનાં ઉપ્યોગમાં લેવાયુંછ? તું ભુલેછ સાંભળ! અને ધુજ કે તાહરાં પોતાનાં બચ્ચાંનો જાંન બી તેજ તાહરાં હથીઆર વડે લેવાયોછ!"

"એ શું કેહોછ?"" જાંણે એક મજબુત ફટકો પડયો હોય તેમ તે ડોસીએ તદન

આજેજ બનતાં ઘુંટેલા દમે કહ્યું, "તમે—તમે શું એમ કેહવા માંગોછ—શું એમ કેહવા માંગોછ—"

"હા, હા, હું એમજ કેહવા માંગુંછ, કમજાત!" મેં ખરાં દીલથી ઉશ્કેરાઇને કહયું; "હું એમ કેહવા માંગુંછ કે તાહરીજ બનાવતના સફેદ ગુલાબનાં ઝેરથી વાહલી ઝારા આપઘાતથી આખર થઇ છે, અને તેને તે બનાવતી ગુલાબનું ઝેર પુરું પાડી તેના આપઘાતમાં મદદ કરનાર તાહરા પાપોનો શરીક અને તાહરો હમેશનો મુરબ્બી ઍડવીન સેંટ કલેર પોતે છે!"

તે ડોસીએ બેઉ હાથે પોતાનાં બંને બેસી ગયલાં દાચાં ઘણાં જોરથી દાબી દીધાં. તે મુંગા ને ગુંગળાતા ગુસ્સાથી ઘેલીજ થઇ જતી હોય એવું કાંઇક એકાદ પળ લાગ્યું, અને મને ખાત્રી થઇ કે ગમે એવી તે બુરી હતી—દયાહીણુ, કરપીણુ, કંગાળ હતી, પણ કોઇ સંદેહ નહીં હતો કે મરનાર ઝારાને વાસ્તે તેનાં દીલમાં ઘણીજ સાચી લાગણીનું હેત હતું.

"એ ખોદાને ઘરનો માહરા જોગો માર છે!" તેણીએ ધીમા, ખોખરા, બીહીક લાગે તેવા સાહદે કહયું; "પણ હું એ ખુંની કલેરને જતો મુકવાની નથી. નહીંજ! માહરૂં ગમે તે થાય, પણ હું માહરી એ ગરીબ વાહલી દીકરીનું વેર લેવશ! હવે તો હું એમ બી માની નથીજ શકતી કે એ આપઘાતજ હોએ. કાંએ નહીં ખુંનજ હોય? ઝારાએ બધી વાત માહરી આગળ કીધેલી છે, અને કેવી રીતે જોર જુલમથી એ એને પરણી અને ન છુટકે ફરજના માર્યાએ એને કબુલ રાખી તે બધું હું જાણુંછ, તો પછી કાંએ નહીં એણેજ, એ નાપસંદ લગનની ગુલામીથી બચવા, આવી એક તક મળી ગઇ ત્યારે, માહરી ઝારાને—"

"નહીં, તાહરી ભુલ છે, ડોસી," મેં ઉતાવળથી કહયું, "હું બધું બરાબર જાણુંછ. એણે તે ફુલ તેને જાતે જઇને લાવી આપ્યું, અને એ આપઘાતમાં આગળ રહીને મદદ કરી એજ વાતનો તે ખુંની બદમાશ જવાબદાર છે!"

"પણ તેજ શું કાંઇ ઓછું છે?" પેલીએ એક દીવાનીનીજ અદાથી ચીસ પાડી.

"અને તેથી તું હવે કરવા શું માગેછ?" મેં અજબ થઇને પુછયું.

"હું એને પકડાવશ! હું પુલીસમાં માહરી ફરીઆદ નોંધાવશ, ને એને પકડાવશ!" તે મોટાં ઝનુનથી બખાળતાં બોલી.

"અને તે તુંને મુકી દેશે કે?" હું હસી, "એ ઝેરની બનાવટ કરવાવાલી તરીકે તુંને તરત પકડાવશે અને તાહરી ગરદન મરવાશે નહીં કે?"

"ચુલામાં પડે! કાલે પકડાવતો હોય તો આજે પકડાવે," તે ડોસીએ ફફડાટનું કહયું, "પણ હું એને મુકવાની નથી. એણે માહરો બી અદબ નહીં કીધો? માહરે ખાતર બી તેને મરતા અટકાવી નહીં?"

"તું ઘણો લાંબો વિચાર કરીને જે લેવું હોય તે કામ લેજે, ડોસી!" મેં સમજાવ્યુ. "તું સલગરી મુકશે, પણ આગ ઘણી મોટી લાગશે ને ધડાકો બી ઘણો મોટોજ થશે, તે ધ્યાંન રાખજે."

"હા, હા, તે મને ખબર છે!" ઘરડી બૅટીએ હજી ઝનુનથીજ જવાબ ફર્યો, "હુંજ

એકલી નથી પકડાવાની. જો એ બધા પાપના પોઠા એક પછી એક ખુલ્લાજ થશે તો બીજાં બી ઘણાં મોટાં માણસો સંડોવાવાનાં છે! તું તાહરે બેસીને તમાશો જોયા કરજે, ઍલન!"—અને તે એમ કહી, ઘણા કેહર અને કપટનું હસ્તી, બીજી પળે તો પોતાની ખાંધઘોડીથી એક દેડકાની માફક કુદતી તે ઓરડામાંથી ઘેલી જેવી ધસારાબંધ પાછી બાહેર જતી રહી!

મેં તેને રોકી નહીં. મને લાગ્યું કે પાપીઓ તેમનાં પાપે મરે એ બીલકુલ ચાહવા જોગ હતું. મને કલેરની કે ખુદ આએ કમીની કંગાળની પણ કાંઈ એ દયા આવે એમ હતુંજ નહીં. એ લોકો તરફથી હું કાંઇ થોડી ઘણી હાડમાર થઈ, અને મેં કાંઇ થોડું ઘણું ખમ્યું નહીં હતું, અને હું ત્યારે તે ડોસીને તેના કીનાના એરાદામાં શું કરવા રોકવા માંગું? મેં, તેથી, તેને જવાજ દીધી. એ પછી હું જ્યાં હતી ત્યાં થોડોક વાર એકલી ખોટી થતી રહી, જેવામાં બીએત્રીસ તે ઓરડામાં આવી.

"ઘણી ખુશીની વાત છે, ઍલન," તેણીએ આવતાં સાથે ઘણી ઉલટથી કહયું, "ખુની લુઇગી બચવાનો નથી! તેને ફાંસીજ મળશે!"

"તે તું શા ઉપરથી ધારેછ ને માનેછ, બીએત્રીસ?" હું અજબ થઇ, "શું જુબાંનીમાં ખોટું કેહવા તું સીનોર લુડવીકોને પ્રૉમીસ થઇ ચુકીછ?"

"તાહરે એવું બોલવું કે ધારવું નહી જોઇએ!" બીએત્રીસે જરા મિજાસ ને ટણુકાથી જવાબ કર્યો.

"મને માફ કર," મેં માંગી લીધું, "હું તાહરૂં દીલ દુઃખવવા એ બોલી નથી. હું જાણું જે એ રીતની જુબાની આપવાને વાસ્તે સીનોરે તુંને કદાપી હજી બી પાછી સમજાવી લીધી હશે."

"તેવું કાંઇજ નથી; ખરેખર તો જુબાની તુંને કે મને કે કોઇને બી આપવી પડવાનીજ નથી!" બીએત્રીસે જવાબ કર્યો, "હમણાંજ સીનોર ખબર લઇ આવ્યા કે આજે બપોર પછી, લુઇગી માંગતો હતો તેમ, એક કોઇ કેથલીક ઈટાલ્યન પાદરી તેનાં કેદખાનાંમાં તેને મળી આવ્યો, અને એ પાદરીએ તેને સમજાવ્યું તેમ અંતે તે મનાયો. તેણે પછાથી તરતજ "પ્રીઝન"ના ગવરનરને પોતાની પાસે બોલાવ્યો, અને બે દરોગાઓને શાક્ષી રાખીને ગવરનરે તેનો સઘળો એકરાર નોંધી લીધો, જેમાં ડોવર ખાતેની ટેકડી પરથી માહરા વરને ખીણમાં ગબડાવી દેનાર એજ કરપીણ હતો એમ પોતે કબુલ કરીને તે એકરારનામું તેણે સહી કરી આપેલું છે!"

"ત્યારે બરાબર છે," હું એકમત થઈ, "એમ કરીને પોતાનાં પાપનો ભાર ઓછો કરવા ને ખોદાની દયામાં આશ્રરો શોહધવા તે પાદરી કદાપી તેને સમજાવી શકયો હોશે?"

"પણ એ સારૂંજ થયું કેની?" બીએત્રીસ ખુશખુશ થઇ, "હવે કાલે મેજીસ્ટ્રેટ આગળ એને ઉભો કરશે ત્યાં એને એજ એકરાર કરવો પડશે, અને કોઇની બી શાક્ષીની જરૂર પડશેજ નહીં. એમ થવાથી વળી તુંને, વાહલી ઍલન, મરનારને તેં આપેલાં તાહરાં વચનથી વેગળી જઇને ઝારાનાં મોહતનો ભેદ બી જાહેર કરવાની કાંઇ જરૂર રેહશે નહીં!"

"તે ભેદ તો, મગર, હવે કાંઇ છુપો રહેવાનોજ નથી," મેં કહ્યું. "હું તે નહીં જાહેર

કરશે, તો બીજી એક એ સંબંધમાં કલેર પર ફીનો લેવા વાસ્તે જરૂર પીટનો જગાડવાની ને એ ભેદ જાહેર કરવાની છે!"

"કોણ—પેલી ઝારાની ઘરડી મમાઇ?" બીએત્રીસ અજબ થઇ.

"તેજ," મેં કહ્યું,—અને પછી અમો બે વચ્ચે જે કાંઇ વાતચીત થઇ હતી તે ટુંકમાં મેં તેણીને પાછી કહી સંભળાવી, જે પછી હું માહરે ઘર પાછી ફરી ત્યારે ઘણું મોડું થયલું હતું. નજદીક દસ વાગવા આવ્યા હતા.

---

# પ્રકરણ ૧૮૪.

લુઇગીના સંબંધમાં મને એ રાત્રે બીએત્રીસે જે કાંઈ કહયું હતું તે હકીકત પેપરોમાં રજુ થયલી બીજી સહવારે મેં વાંચી લીધી. તે દરેક પેપરમાં આપવામાં આવેલી હતી. "ઇટાલ્યન ખુંની લુઇગીએ પોતાનાં ખુંનોના કરેલા એકરાર" એવું તે બાબદને પેપરવાળાઓએ મોટા મોટા હરફનું મથાળું આપ્યું હતું.

એ પેપરોમાં રજુ થયલા હેવાલ મુજબ એમ બન્યું હતું કે લુઇગીએ કોઇ ઇટાલ્યન કેથલીક પાદરીને મલવાની આર્જુ કરેલી હોવાની વાત સરકારે પેપરમાં જાહેર કરેલી હતી, જે ઉપરથી એ લોકનો કોઇ એક ઘરડો પાદરી હાલમાં લંડનમાં હશે તે આગળી સાંહજે બે વાગે જેલખાનાં પર હાજર થયો, જ્યારે સત્તાવાળાઓએ તરત તેને તે કમનસીબ કેદી સાથે મેળવ્યો. અલબત, પાદરી હોય તેટલો વખત કેદી આગળ બીજું કોઇ રહી શકતું નથી, અને તે કાયદા મુજબ તેઓ બંનેને એકલા છોડવામાં આવ્યા. એ પછી તે પાદરીએ કેદીની પોતાની સંમતીથી જેલના ગવરનરને બોલાવી મંગાવ્યો, કેમકે તેણે કહયું કે લુઇગી પોતાના અપરાધનો એકરાર કરવા ચાહતો હતો. એ એકરાર લુઇગીએ પોતાની રાજી ખુશીથી કરવા ચાહયો કે તે પવિત્ર પાદરીની માયાકુળ સમજાવતનું તે પરીણામ થયું તે કાંઈ જણાયું નહીં, પણ તે વાતની જેલના સત્તાવાળાઓને જુસ્તેજો કરવાની કોઈ જરૂર બી નથી રેહતી. એટલું બસ હતું કે તેણે દરોગાઓની શાક્ષી સમક્ષ તે ગવરનર આગળ સઘળો એકરાર નોંધાવ્યો, અને પછી તે ઉપર પોતાની સહી કીધી, જેથી બાકી હવે એટલુંજ રહયું હતું કે તેને કોઇ માજીસ્ટ્રેટ આગળ ઉભો કરવો, જે તેને કાયદાપુર્વક સેસનમાં નોંધે, અને સેસનમાં તેનો કેસ રજુ થાય તેટલાં તેને ધારા મુજબ ન્યુગેટની મોટી જેલમાં ખસેડવામાં આવશે.

હવે એમ થવાથી દીસ્તુંજ હતું કે બીએત્રીસનો અને તેના નવા દોસ્ત સીનોર લુડવીકોનો અરમાન હતો તેમ લુઇગીને જરૂર ફાંસી મળવાની હતી, અને જો કે હું પોતે ફાંસીની સજાની હીમાયતી નથી—એક જણ એક ખુંન કરે તેની સજામાં સરકાર તેનું પાછું ખુંન કરે તે જાતની સજાનાં વાસ્તવિકપણાંમાં હું ઘણું માનવાવાળી નથી, તો પણ એટલું તો ખરૂં કે એવા એક ખુંની કપાત્રને તેનાં મોટાં પાપોની એ રીતે જે સજા મળનારી હતી તે વાસ્તે હું કશી દયા બતાવી શકી નહીં.

એ ફાંસીની સજા માહરાં ગરીબ મતથી નારવા એટલા વાસ્તે છે કે મોહોત જીવત એક

એકલા પાક ખોદાનો અધીકાર હોવો જોઇએ. એક આદમી બીજા એક આદમીનું ખુંન કરે તે જો તેમ કરવાથી ખુદાનો અધીકાર છીણવી લેવાનો દોષ કરવા જેવો ખોટો હોય, તો સવાલ એ બરપા થાય છે કે તેજ જાતનો દોષ અને અપરાધ સરકાર માબાપ પોતે કરે તેમાં ઇનસાફ કેમ સમાયલો કેહવાય?

અને હું એ મુજબ એ બધા ખ્યાલો કરતી બેઠી હતી તેવામાં પેલા બે કાનસ્ટેબલો, જેઓએ લુઇગીને મેં રસ્તા પર ઓળખાવાથી પંદર દીવસ આગમચ કેદ પકડયો હતો તેઓ, માંહેલો એક મને મળવા આવ્યો. તે ફકત સભ્યતાથી એટલુંજ મને કહેવા ને ખબર આપવા આવ્યો હતો કે મને સમન પુગાડવામાં આવેલો હતો તે મુજબ હવે માહરે આજે પોલીસ કૉર્ટ પર ફેરો ખાવાની તસ્દી લેવાની કાંઇજ જરૂર નહીં હતી. કેમજે લુઇગીએ પોતાનાં પાપનો એકરાર નોંધાવેલો હોવાથી હવે માહરી કે બીએત્રીસની સાહેદીની જરૂર નહીં રહી હતી.

"પણ જો એ મેજીસ્ટ્રેટ સાંમે પોતાનો એકરાર પાછોજ ખેંચી લે તો?" મેં મને સેહેજ ખ્યાલ થતાં પાછો સવાલ કર્યો.

"તેવો કોઇ સંભવ નથી, મીસ," તે કાનસ્ટેબલે જવાબ કર્યો; "મગર જો તેમ થયું તો કેસ તરત મુલતવી રાખવામાં આવશે, અને બીજી વખતની "હીઅરીંગ" વાસ્તે તમો બાઇઓને નવેસરથી પાછા સમન લગાડવામાં આવશે."

મેં, એ ઉપરથી, તે કાનસ્ટેબલ સાહેબના હાથની હડેલીને થોડોક ચીકાસ ચોપડયો. તે દેખીતો ભલો માણુસ હતો, અને તેની કદર કરવાનું મને થોડુંક વાજબીજ લાગ્યું. વળી એમ કરવામાં માહરી એક બીજી બી મકસદ હતી. મેં, તેથી, તેના હાથમાં અરધી ગીની મુકી, અને તેણે એ રીતે મને વખતસર ચેતાવીને માહરો ફેરો અને વખત બરબાદ થતો બચાવ્યો તે વાસ્તે તેનો ઉપકાર માની કહયું, "મેહરબાંનીની રાહે મેજીસ્ટ્રેટની કોર્ટમાં એ સંબંધી આજે શું થાયછ તે જરા અત્રે પાછો ફેરો ખાઇને મને કહી જવાની તસ્દી લેજો. હું ઘરમાંજ છું, અને તમારી વાર જોવશ."—અને કેહવાની જરૂર નથી કે તે અરધી ગીની ગજવાંમાં પડેલી હોવાથી તે કાનસ્ટેબલ બેવડો ભલો થયો, અને મને રીપોર્ટ કરવા ઘણી ખુશીથી જરૂર પાછો આવવાનું પ્રૉમીસ કરતો ગયો.

વાંચનારાં સાહેબો, અલબત, માહરી મકસદ સમજી ગયાં હશે. મેં જે તેને પાછો તેડયો તે ખાસ કરીને કલેરના સંબંધમાં કાંઇ જાંણવાને વાસ્તેજ હતું. મને લાગતું હતું કે ઘરડી બૅટી જો તેને પકડાવાજ ચાહતી હશે તો તે ગડબડ આજે કોર્ટમાં થઇ જશે, અને તે જાંણી લેવાની દયાનતથીજ તે કાનસ્ટેબલને એ મુજબ મેં પાછો બોલાવ્યો હતો. મને ખુદરતી એ વાતનો ફેસલો જાંણવાની અકડવકડ થતી રહી હતી. કંગાળ કલેરનાં પાપનો ઘડો અંતે છળાછળ ભરાઇ ચુકયો હતો, અને તે જો પકડાય તો તેની જોડે પેલી લુચ્ચી બેડી લીલાની પણ આખર આવનાર હતી તે હું જોઈ શકી; અને હું માહરાં મનથી કમકમ્યા વગર રહી શકી નહીં કે એવી એક કરપીણ અને બીલકુલ નાલાયક ઓરત એક વાર માહરી જીવેજાંનની સહી હતી, અને હું તેનાં ઘરમાં દાહડાઓ સુધી રેહવા વટીક જતી હતી!

---

## પ્રકરણ ૧૮૫.

હવે, તેથી, આજે મેજીસ્ટ્રેટની કોર્ટમાં શું થાય છે તે જાંણુવાને લગાર અધીરી પડેલી હું તે કાનસ્ટેબલની વાત જોતી બેઠેલી હતી, જેવામાં બપોર પછી બે વાગતે તે કાનસ્ટેબલ પાછો આવ્યો, પણ તેણે આવીને આપેલી ખબરમાં નવું કશુંજ ન હતું. તેના કેહવા મુજબ પેહલાં મરનાર મીસીસ કલેરનો કેસજ હાથ ધરવામાં આવ્યો હતો, કે જેમાં તો વીત્રીઓલ તેણે ફેંક્યું હતું એ વિશે કોઇ જુબાંનીની જરૂરજ નહીં હતી; એમ છતાં, કોર્ટને કશીજ જેહમત નહીં આપતાં તેણે એ તકસીર તરતજ કબુલ કરી. તેને કોર્ટે તે ઉપરથી પુછ્યું કે તે બાઇને તેણે એ રીતે હલાક કરવાનું કારણ શું હતું? પણ તેણે કારણ આપવા ના પાડી કે "હું માહરૂં પાપ માહરા પાદરી કને કબુલ કરી ચુકેલો છેઉં, અને તેજ બસ છે."—અને માજીસ્ટ્રેટે તરત કબુલ કરયું કે તે કારણો કેહવાની તેની મરજી નહીં હોય તો કાયદા મુજબ તેને તે કારણો આપવાની કોર્ટ ફરજ પાડી શકે નહીં.

"હા, મીસ; ઘણી ગરીબીથી અને ઘણા પશ્ચાતાપનાજ દેખાવથીજ," તે ઑફીસરે કહ્યું, "પોતે જે કીધું તેને વાસ્તે તે ત્યાં પસ્તાતો દેખાતો હતો, અને જગ્યા અને સ્થળનું ઘણું બરાબર વર્ણન આપીને પોતાના એ વાંકનો તેણે સઘળો એકરાર કીધો."

"અને પેલા બીજા અપરાધનો?"

"તેનો પણ, તેણે કબુલ કીધું કે કાંઉન્ટે તેને એક મોટા વાંકમાં પકડયો, અને પોતાની નોકરી પરથી હાંકી મુકયો, જેથી તે તેની સાંમે મજબુત ઉશ્કેરાયલો હતો. તેણે, એ ઉપરથી, થોડુંએક સુધી ડોવરમાં તેમની પુઠ પકડી, અને કાંઉન્ટ રોજ સાંહજે તેના બંગલાની સાંમેની ઉંચી ટેકરી પર ફરવા જતો હતો તેની તક સાંધી એક સહાંજે તે તેનાં પર તુટી પડયો, અને પોતે તેને ખીણમાં ગબડાવી મુકયો અને માજીસ્ટ્રેટે એ સઘળું સાંભળીને તેને આવતી ક્રીમીનલ સૅશનમાં નોંધ્યો છે."

"અને બીજું કાંઇ?" મેં હજી આતુરતાથી પુછ્યું, કેમજે ઘરડી બૅટીએ કોર્ટમાં હાજર થઇને કલેરને પકડાવ્યો હોય એવું તો તે કાંઇ હજી બોલતોજ નહીં હતો!

"બીજું તો કાંઇજ નહીં," તેણે સાદાઇથી કહયું, "હવે તો આવતા મહીનાની છઠી તારીખે સૅશન્સ, છે અને તે વખતે એ ખુંનીને ફાંસીની સજા મળશે."

મેં, તે ઉપરથી, તે કાનસ્ટેબલને તેની એ વધારાની તસ્દી માટે બીજી એક અરધી ગીની બક્ષીશ આપી, જ્યારે તે ખુશી ખુશી થયલો માહરો ઘણો ઘણો ઉપકાર માની ગયો, અને હું માહરા વિચારો સાથે એકલી પડી. મેં જોયું કે ઘરડી બૅટીએ ત્યારે પાછળથી કલેરને પકડાવાનો પોતાનો એરાદો મોકુફજ કરેલો હશે, કેમજે તેમ નહીં હતે તો આજે કોર્ટમાં હાજર થઇને તે એ વાતનો કાંઇ બી ઘડોલાવડો કરીજ નાંખતે. કદાપી તે પોતાની સલામતીને વાસ્તે બી બીહીધી હોય? એ બનવાજોગ હતું. તે ગોણેસોની ભરતીમાં ભરાયલી હતી, અને તેના જેવી એક દુષ્ટની જીંદગી આ ધરતી પર નાહકનો નહીં જોઇતો ભાર હતો, પણ, એમ છતાં, મરવા કોણને ગમેછ? ગમે એ ઉંમરે, ગમે એ સંજોગમાં, મોહોત કોણને વાહલું લાગેછ?

એમ બીજાં ત્રણ અઠવાડયાં ગુજરી ગયાં, કે જે દરમ્યાંન કાંઇ નવું જાણવા જેવું બન્યું નહીં. હું એ અરસામાં બે ત્રણ વાર બીએત્રીસને મળી હતી, જેની વાતચીતનો સાર ગ્રહણ કરીને પામી જઇ શકી હતી કે તે સીનોર લુડવીકો પર ઘટે એ કરતાં ઘણું વધારે ધ્યાંન આપતી થઈ હતી. આ મને જરા કરાજી પેદા કરનારૂં લાગ્યું, કેમજે કોઇ સંજોગથી એ માણુસ તેનાં બારીલાંપણુાંનાં કારણુથી મેં જોયો ને જોયો મને મુતલગ ગમ્યોજ ન હતો. વળી તે હજી અહીંજ પડી રહયો હતો તે પણુ અર્થસુચક હતું, અને મેં જોયું કે લુઇગીને ફાંસી જતો જોઇને પોતાની ફીનાબાજ ચશ્મોને ટાઢક પમાડવાની કપટી દયાનતથી તે હજી અહીં આએ તરફ થોભેલો હોવો જોઇએ!

લુઇગીને વાસ્તે પણુ અવારનવાર પેપરોમાં પેરેગ્રાફ્સ આવતા હતા, જેથી માલમ પડતું હતું કે પેલો કેથલીક પાદરી તેની રાહનુમાઇ કરતો રોજ તેને બંદગી કરાવવા કેદખાનાંમાં આવતો હતો, અને આરોપી એ સઘળો વખત પુશકળ ચુપ અને ઉદાસ રેહતો હતો.

વળી એજ ત્રણુ અઠવાડયાંના અરસામાં બીજો એક નાહનો બનાવ બન્યો, કે જે કલેરની પડતીજ થવાનું ચાલુ થઇ ચુકવાની એક પુરવારી તરીકે લેખી શકાશે. તેનું પ્રધાનપદ ખુંચવી લેવામાં આવ્યું! તે આખી "મીનીસ્ત્રી" નેજ એકદમ બેઇજ્જતી સાથે રૂખસદ કરવામાં આવી, કેમકે તે લોક ઘણીજ પક્ષપાતી અને ગેરરીતીએ કામ લીધેલું હોવાનું એકદમ અજવાળાંમાં આવ્યું. વળી છચોક બોલાતું થયું કે હવે પછીની પાર્લામેંટની બેઠકમાં કલેર અને તેના ગોઠયાઓની સખ્ખત ખબર લેવા વાસ્તે વિચાર ચલાવવામાં પણુ આવનાર હતો!

એ પછી સૅશન્સની બેઠક થવાનો દહાડો ઉગ્યો, અને જે ગ્રાંન્ડ જુરી પેહલ્લાં ગોઠવવામાં આવી તેની સાંમે લુઇગીનો કેસ રજુ થનાર હતો. બુધવારે એ કેસ સાંભળવાનું જડજે નકકી કરયું, અને મંગળવારનાં પેપરમાં તે વાંચીને પાછું મને અજબ લાગવા માંડયું કે ઘરડી બૅટી એ સૅશન્સની તપાસ વખતે હાજર થઇ ત્યાં કલેરને ઝીલાવી દેવાનો ફીટનો હજી એ ઉભો કરવાની તો નહીં હોય?

અને તેજ દાહડે બપોરે બીડા ખબર લાવી તેથી માહરા એ વેહમને એકદમ ઘણી મજબુતી મળી. વાહલી બીડાને તેનો લવર વીલ્યમ મારનર મળવા આવ્યો, જે કાંઈ નવી ખબર લાવ્યો હતો, ને તે હકીકત એ બંને છોકરાંઓ મને કેહવા જોગ ધારીને માહરા ઓરડામાં મને કેહવા આવ્યાં હતાં.

એ વાતનો મજમુન એ હતો કે વીલ્યમ જે "હિંદી નવાબ"ની નોકરીમાં રહેલો હતો —પેલો મગજનો ચકાસેલો ઘરડો યુરોપ્યન, જે વાંચનાર યાદ કરશે કે "હિંદી નવાબ"ને નામે ઓળખાતો હતો—તે તેના શેઠનો બંગલો કલેરના બંગલાની અતરાફમાંજ આવેલો હતો, અને વીલ્યમને કલેરની ઘરડી હાઉસકીપર મીસીસ હોલમેન સાથ ઘણી સારી ઓળખાંણુ થઇ ગઇ હતી. એમ થવાથી વીલ્યમ ફુરસદ મલતાં અવારનવાર કલેરને બંગલે મીસીસ હોલમેન સાથ કાંઇ ને કાંઇ તાહેલાં મારવા ઉતરી પડતો હતો, જેમ કરતાં આગળી સાંહજે મરનાર ઝારાની જે ખાસ "મેડ" હતી (જે વાંચનાર યાદ કરશે તેમ તેણીનાં મોહત બાબે બધી વાત માહરી આગળ કરી ગઇ હતી) તેને બગીચાનાં એક ખુણાંમાં ઘરડી બૅટી સાથે કાંઈ મસલતમાં તેણે ઉભેલી જોઈ, અલબત, વીલ્યમ બી બીડાની જીપસી જાતનોજ

હતો એટલે ઘરડી બૅટીને સારી રીતે ઓળખતો હતો. હવે એમાં કાંઈ વીલ્યમને તુરત ને તુરત ઝાઝું અજબ કરનારૂં લાગ્યું નહીં. તે છોકરી અભણ હતી, અને દીસ્તી રીતે ઘરડી બૅટી તેનો હાથ જોવાનું કહીને તેને વાહતી હતી, જે વીલ્યમ જોઇને હસીને ચાલી ગયો હતો. તે એ વખતે બૅટીને ખરેખર તો પોતાનો હાથજ દેખાડતી હતી, અને તે ડોસી તેને એક મોટા લૉર્ડ સાથે પરણવાની "સુનાના દાદર ને રૂપાંનાં દોરડાં"ની વાતો કહી સંભળાવતી હતી, તેથી, તે ઘણી ઉશ્કેરાયલી નજરે આવતી હતી. વીલ્યમે કહ્યું તેમ, મગર, તે વાતની તેણે કાંઇ દરકાર કરી નહીં. તે તો ફક્ત પેલી મેડની મુરખાઇ પર હસીને ચાલી ગયો, પણ આજે એટલે મંગળવારે—લુઇગીનો કેસ નીકળનાર હતો તેની આગળે દાહડે—વળી વીલ્યમે એક નવું કોટક દીઠું. વીલ્યમ કાંઇક પોતાનાં કાગળો પોસ્ટ કરવા જતો હતો તેવાંમાં, રસ્તાનાં એક ખુંણામાં, તેણે વળી પાછાં તેજ એને મળતાં જોયાં, કે જ્યારે પેલી મેડે દેખીતી ચોરી છુપીથી તેને કોઇ એક બૅાક્સ આપ્યો, અને એ આપ લે વીલ્યમનાં જોવામાં આવી હતી એમ તે મેડને જણાઈ આવતાં તે ઘણી ગભરાઇ ગઇ. એ પછી જ્યારે વીલ્યમ કાગળો પોસ્ટ કરીને પાછો ફરતો હતો ત્યારે ઘરડી બૅટી તો તે તરફ હતી નહીં, પણ પેલી છોકરી એકલીજ તેનો રસ્તો ઘેરીને ઉભેલી હતી. તેણીએ એ વખતે વીલ્યમને પટાવીને કાળાવાળાથી માંગી લીધું કે તેણે એક બૅાક્સ ઘરડી બૅટીને આપતાં તેને જોઇ હતી એ વાત તેણે (વીલ્યમે) મેહરબાંનીની રાહે મીસીસ હોલમેનને કે તેના શેઠ ક્લેરનાં ઘરમાં કોઇને બી કહેવી નહીં, અને વીલ્યમને એમાં કશું લાગતું વળગતું નહીં હોવાથી તેણે એ પરાઇ પંચાતમાં માથું મારવાની અગત જોઇ નહીં, જેથી તેણીની એ કાકલુદી તેણે કબુલ રાખી. તે તો સમજીજ નહીં શકયો કે એ નાઘલો બૅાક્સ શાંનો હશે, પણ પછી ભડકો ફુટયો. ક્લેર જ્યારે સહાંજે ઘર આવ્યો ત્યારે તેણે પોતાની કબાટમાંથી એક કાંઇ ચોક્કસ જાતનો બૅાક્સ ગુમ થયલો જોયો અને ગરબડ કરી મેળી! ત્યારેજ પેલી પોરીએ બધું કબુલ કરી દીધું. તે ગભરાઇજ એટલી ગઇ કે બધાંનો વેહમ તેની પરજ ઉતરયો, અને તેને ધમકાવીને પુછતાં ડરી જઇને તેને સઘળું કબુલ કરી દેવુંજ પડયું. એમ છતાં, જ્યારે ક્લેરે જાંણ્યું કે તે બૅાક્સ તે પોરીએ ઘરડી બૅટીનાં ફુલકાવ્યાથી ચોરી લઇ જઇને તેનેજ આપ્યો હતો ત્યારે, મીસીસ હોલમેને વીલ્યમ આગળ વાત કરી તે મુજબ, ક્લેરે સાંમું સઘળું તરત નરમ પડી જઇને દાબ દબાંણ કરી નાંખ્યું! તે એ આગમચ આટલો બધો ઉશ્કેરાયલો અને ગુસ્સે થયલો હતો તે એ સાંભળીને અજબ જેવો ઠંડો પડી ગયો—એટલે સુધી કે મીસીસ હોલમેને તો પેલી મેડને નોકરી પરથી કાઢી મુકવાજ માંગી, કે આજે એણે નાઘલી ચોરી કીધી તો હવે પછી કોઈ દાહડે એ મોટી બી કરશે, પણ ક્લેરે તેટલું બી થવા દીધું નહીં, અને પેલી પોરીને દમસમ કરીને જતીજ મુકી!

"પણ પેલો બૅાક્સ શાંનો હતો?—ચોરીથી પેલી મેડે એ જે બૅાક્સ ઘરડી બૅટીને લઇ જઇ આપ્યો તેમાં શું હતું તે કાંઇ માલમ પડયું કે નહીં?" મેં આતુરતાથી પુછયું.

"હા, મીસીસ હોલમેને કહયું કે તે બૅાક્સમાં એક બનાવતી સુફેદ ગુલાબ હતો," વીલ્યમે જવાબ કરયો, જે સાંભળતાં હું તેમજ બીઝા તરત સમજી ગયાં કે એ પેલી ઘરડી વંત્રીની પોતાની બનાવટનો પેલો ઝેરી ગુલાબજ હોવો જોઇએ, કે જેથી ઝારાએ પોતાનું સેવટ લાવી મુકયું હતુ. બીઝાને પણ ખબર હતી. છેલ્લાં અમે બંને એ ડોસીના હાથ પર આફત

થયાં હતાં ત્યારે એ જીવતી દાકણે અને સફેદ ગુલાબ સુંઘાડીનેજ મારી નાખવાનું કીધું હતું તે બીડાનું જોયલું હતું, કેમજે, વાંચનાર યાદ કરશે કે, તે વખતે પીટર્સફીલ્ડ ખાતેની માહરી એ જેહમતમાં બી તે મને મદદ થવા માહરી સાથેજ હતી.

હવે ત્યારે આ બધી હકીકત સાંભળવા પછી માહરી પકકી ખાત્રી થઇ કે ઘરડી બૅટી પાપી ક્લેરનો પીછો મુકવા હજી ચાહતી નહીં હતી, અને આવતી કાલની સેશનમાં તે કાંઇ નવું જુનું કરવાની ખરી! મેં, તેથી, તુરત વેળા તો બીડા અને વીલ્યમનો, તેઓ મને ખબર આપી ગયાં તે વાસ્તે, ઉપકાર માની તેમને રૂખસદ કરયાં, અને પછી મેં જે એ અજબ કરનારી હકીકત સાંભળી હતી તે ઉપર હું પોતે વિચાર કરતી બેઠી. હું બધું સમજી ગઇ. મેં જોયું કે તે ડોસી ક્લેરના પાપનો એ પુરાવો કૉર્ટમાં રજુ કરવાજ એ કાવત્રાંથી પોતાને સ્વાધીન લઇ ગઇ હતી, અને ક્લેર પોતાનું મોહત ચેતીને તરત બધું પાંમીજ ગયલો હોવો જોઇએ, તેથીજ તેને દાબદબાંણુ કરયું. ચોરનાં પગલાં ચોર પીછાંણે છે. એક વાર એજ ઘરડી બૅટી એજ લુચ્ચા ખુંનીના પાપભરયા પ્રપંચોમાં તેની એક મલત્યન બલ્કે હથ્યાર જેવી હતી, અને તેજ જ્યારે આવા દેખીતા દગાથી તે મેડની મારફતે તે ગુલાબ ચોરી ગઇ, ત્યારે તે તેની છાતીનાં પાટયાં બેસાડી દેવાને બસ હતું કે તેને માથે જીવ સતોસત બયનું કોઇ બી મજબુત વાદળ ઘેરાતું હોવું જોઇએ! અલબત, તે કાંઇ સમજ્યો તો નહીંજ હશે કે કાંએ એ મુજબ અચપુચ ઘરડી બૅટી તેની વિરૂધ્ધ કામ લેતી થઈ ગઇ હતી, પણ જેટલું થયું હતું તેટલુંજ, તેની હાલની પડતી વચ્ચે, તેને ધ્રુજાવા ને બેકરાર બનાવી મેલવા કાંઈ કમ નહીં હતું એ તો હું એક તડાકે સમજી ગઇ. હું, તેથી, હવે માહરાં મનથી અજબ થવા લાગી કે તે લુચ્ચો હવે શું કરશે? ઘરડી બૅટીને શોહોધી કાઢીને તેણીને પાછી મેળવી લેશે કે ફીકરનો માર્યો ઇગ્લાંડનો કીનારો છોડીને એકદમ કેવે દુરદરાઝ નાહસી જશે?

બીડા સાથે એ વાતનું મેં મત કરયું હતું. તે તો, મેં કહયું તેમ, બધુંજ જાણુતી હતી. મેં તેનાથી કાંઇ બી એ વાતમાં છુપાવ્યું હતું નહીં, અને છુપાવવાની જરૂર પણ નહીં હતી; અને તે છોકરીએ કહયું, "તમે જોજો તો ખરાં, બાઈ, એ ભેંસનાં શીંગડાં હવે ભેંસનેજ ભારી પડવાનાં છે! હું એ ઘરડી બટીને, માહરી આટલી નાહની ઉંમર છતાં, ઘણીજ સારી રીતે ઓળખું છ. એ એક ખરી ઝેરી નાગણ છે, અને પોતે મરતી હોશે તોબી એક વખત પોતાની ઝારાનો કીનો લેવાનો ભુત જો એનાં દીલમાં ભરાયો હોશે તો ક્લેરનો કચ્ચડઘાંણ કાઢી નાખ્યા વગર કદી એ સખ કરારથી રેહવાની કે મરવાની નથી!"—અને બીજે દાહડે લુઇગીનો કેસ સેશનમાં રજુ થનાર હતો, જ્યારે મને કૉર્ટમાં શું થયું તે જાંણવાની અધીરાઇ તે આખો દાહડો થયા કીધી. મેં વીલ્યમને બધું કૉર્ટમાં જોઇ આવીને મને રીપોર્ટ કરવા ખાસ મોકળી આપ્યો હતો, અને તેજ સહાંજે ત્રણ વાગતે તે હાંફતો હાંફતો માહરી પાસે દોડી આવ્યો.

"પકડાયો! મીસ, અંતે પોલીસે કેદ પકડયો!" તેણે આવતાં સાથે હાંફતાં હાંફતાં મને ખબર કરી.

"કોણ—કોણ પકડાયો, વીલ્યમ?" મેં અધીરી પડી પુછ્યું.

"ક્લેર! ખુંનના ચાર્જ પર કૉર્ટમાં ને કૉર્ટમાં પોલીસે ક્લેરને આજે કેદ પકડયો!"

તેણે જવાબ કરયો, "હું શું વાત કરૂં, બાઇ સાહેબ, તે વખતે કૉર્ટરૂમમાં જે મોટો ગભરાત થઇ રહયો તેની તમારી આગળ!"

એવામાં એક ગાડી ધસારાબંધ માહરાં બારણાં આગળ આવીને ઉભી રેહવાનો અવાજ માહરે કાંને આવ્યો, અને મેં તરત બારીએથી ડોકાવીને જોયું તો તે બીએત્રીસ આવી હતી. તે ગાડીમાંથી ઉતરીને મને મળવા આવેલી માહરા વરંડામાં દાખલ થઇ તે મેં જોયું, ને હું તરત સમજી ગઈ કે કીનાબાજ લોભથી તે અંતે કૉર્ટમાં લુઇગીનો ફેંજ જોવા હાજર થયલી હોવીજ જોઇએ, જ્યાં કલેરને પકડાયલો જોઇ મને તે વાતની ખબર કરવા ઉતાવળી અધીરી પડી તે પણ મને અત્રે મળવા આવેલી હતી.

અને એ રીતે તે કરપીણુ ગુનેહગાર, કે જે પૈસા અને પદવીમાં એક વાર હદ વગરનો નામાંકીત હતો, અને જેની સદા ફાવતજ થતી આવી હતી તેનો જોતાં જોતાંમાં દાહડો વાંકો થયો, અને ત્યારે તે એક લેહજામાં આ ભયંકર હીણુપસ્તીની ફેંજે પુગ્યો!! અલબત એ કેમ થયું—ધરડી બૅટીએ કૉર્ટમાં હાજર થઇને શું કહયું અને શું કરયું કે જે પુરાવાઓને આધારે પોલીસે એવા એક મોટા ને નામાંકીત માણસને ત્યાં ને ત્યાં કેદ પકડયો તે બધી વીગતો માહરે હજી મેળવવાની અને સાંભળવાની હતી, અને બીએત્રીસ ઉપર આવી લાગે તેટલાં બી માહરો જીવ નહીં થોબવાથી હું ઘણી મોટી આતુરતા વચ્ચે પાછી વીલ્યમ તરફ ફરીને તે તેનેજ બધું પુછી લેવા પડી.

---

## પ્રકરણ ૧૮૬.

"તેં પોતે જોયું, વીલ્યમ?" મેં ઉશ્કેરણીથી પુછયું, "એને પકડીને કાંહાં લઇ ગયા?"

"સેશન કૉટમાંથી પાધરો પોલસ કૉર્ટમાં!" વીલ્યમે જવાબ કર્યો. "ધરડી બૅટી બી તેની પુડે ધસડાતી પોલીસ કૉર્ટમાં ગયલી છે, કેમજે એને મેજીસ્ટ્રેટ આગળ ઝારાના ખુંની તરીકે હમણાંજ ઉભો કરવાનો છે."

"ઓ, ત્યારે તો તું પોલીસ કૉર્ટમાં દોડી પોંહોંચ," મેં તે છોકરાને વિનંતીથી હુકમ કરયો: "તેજ બેહતર થશે. પોલીસ કૉર્ટમાં ઝારાની એ ધરડી મમાઇ શું જુબાંની આપેછ અને એનું શું થાયછ તે બધું તું જાતે જોઇ અને સાંભળી આવ."—અને વીલ્યમ તાબેદારીથી દોડવા જતો હતો તેને મેં વળી એકાદ પળ રોકીને પુછયું, "પણ લુઇગીનું શું થયું તે તો તેં મને કહયુંજ નથી?"

"લુઇગીને તેના પોતાના એકરારના આધારે ફાંસીની સજા ફરમાવવામાં આવી, મીસ."

"હા, ફાંસીનીજ સજા!" તેવામાં એક અવાજે પછવાડેથી દેખીતાં મોટાં કપટની મોજથી પોકાર્યું, અને તે બોલનાર બીજું કોઇજ નહીં પણ, વાંચનાર સમજી ગયાંજ હશે તેમ, તેવામાં ઉપર આવી લાગેલી બીએત્રીસ પોતે હતી!

હવે તે અંદર આવતાં સાથે વીલ્યમ તો માહરા હુકમ મુજબ પોલીસ કૉર્ટ પરજ દોડી ગયો, કે જ્યારે તેણીએ માહરી બાજુમાં એક ખુરસી પર જગ્યા લેતાં કપટની મોજથી પાછું કહયું, "હવે માહરૂં વેર વળ્યું, ઍલન! એ કમજાત ખુંનીને ફાંસીનીજ સજા અંતે મળી!"

"પણ તું પોતે શું કોર્ટમાં એની એ સજા સાંભળવા જઇ બી આવી?" મેં લગાર અણગમાંથી પુછ્યું; "તેં તો તાહરી એ મકસદ મને છેક ગઈ કાલ સુધી જરા બી જાંણવા દીધેલી નહીં?"

"હા, પણ પછીથી આજે માહરૂં મન થયું," બીએત્રીસે જરા ફજેત જેવું હસીને ઉતાવળે કહયું,—અને એ વાત ફેરવાવાજ માંગતી હોય તેમ તરત વધાર્યું, "પણ વળી કોર્ટમાં બીજો શું એક નાટક થયો તે તું જાંણેછ કે, ઍલન?"

"હા, સેંટ કલેર કેદ પકડાયો તે કેની?"

"હા; એવો તો તે જોવાજોગ દેખાવ હતો જો!" તેણીએ ઉશ્કેરણીથી કહયું, "લોકો જાંણે હધાઈજ ગયાં, કારણ જે આવો એક મોટો માણસ જેની આગળ આખું ઈંગ્લાંડ ઝુકતું ચાલે તેવો ઈંગ્લાંડનાં પ્રધાન મંડળનો એક આગેવાન મેમ્બર તેને એક કનસ્ટેબલ ભર કોટમાં ખભાંમાંથી પકડે એ શું કાંઇ તું નાહની સુની વાત સમજેછ?"

"ખચ્ચીતજ નહીં!" હું એકમત થઈ, "પણ શું બન્યું તે બધું જરા મને વીગતે કેહ તો ખરી?"

"તે તું શું હજી કાંઈ જાંણતીજ નથી?"

"જરાબી નહીં," મેં જવાબ કર્યો, "હું આએ છોકરાને એ સઘળી ડીટેલ્સ પુછવા જતી હતી તેટલાં તો તાહરી ગાડી આવી, અને તું ઉપર આવી."

"ત્યારે તો હુંજ તુને બધું માંડી મેળીને કેહું," બીએત્રીસે ઉલટમંદ કહયું, "જોની, લુચ્ચીનો કેસ સૅશનમાં સાંભળવા જવાનો ખ્યાલ તો મને છેક ગઇ રાત્રેજ થયો—"

"સીનોર મેરાનોએ સુઝાડયો હશે?" મેં માહરો અણગમો છુપાવ્યા વગર અરધા અનકાથી રમુજ કરતાં ટાહુકો પુર્યો.

"હા, ના શું કરવા કેહું, ઍલન?" તેણીએ બેજાબલતનું હસ્તાં જરા વધતી નફ્ફટ થઇને જવાબ કર્યો, "અને તેથી હું ગઇ. આજે સહવારે સીનોર મેરાનો પોતે આવીને પોતાની સાથે મને લઇ ગયા. તું વિચાર કર કે હું કાંએ નહીં જાઉં? માહરાં સુખી ઘરનું સત્યાનાશ વાળનાર એજ કમીનો કે કોઈ બીજો? એને લીધેજ મરનાર મેરાનો બીચારો નાહક જાનથી ગયો હતો કેની ને એને લીધેજ આએ ધરતી પર ચાર દહાડાનું મેં એક જીવતું દોજખ અનુભવેલું કેની? એણેજ વળી, એ બધું જાંણે પુરતું નહીં હોય તેમ, છેલ્લે માહરા ધણીનો જીવ વટીક લીધો કેની?"

"વારૂં, વારૂં, પછી?" મેં લગાર કંટાળો કર્યો, કેમજે અમે એ સંજોગમાં બીએત્રીસ એવી નજીસ હદ સુધીની ખારીલી અને કપટી થઇ તે ખરેખર તો મને તેના જેવી એક માહરી અંગત ફ્રેન્ડના સંબંધમાં જરા થઇને ગમ્યુંજ નહીં.

"પછી અમે જયારે કોર્ટમાં પોહચ્યાં ત્યારે તમાશગીરોને વાસ્તેની સૅશન કોર્ટની ગૅલેરી તો બધી કેથી ચીકાર ભરાઇ ગયલી," બીએત્રીસે માહરા એ અણગમા પર અખાડા કરીને ખુશ મિજાજેજ આગળ ચલાવ્યું, "પણ અમે ગૅલેરીનાં ઑફીશીયલ્સના હાથમાં અકેક ગીની સેરવી, એટલે અમોને આગળી હારમાં બે ખુરસીઓ મજાહની મલી ગઈ. એ વખતે કોર્ટનું કામ બી

કેચું તરતનુંજ ચાલુ થયલું. અમે થોડાંક મોડાં થયલાં. અમે જઇને બેઠાં તે આગમચ જુરી ગોઠવાઈ ગયલી, અને તેને ધારા પ્રમાણે સોગંદ અપાતા હતા તેટલાં મેં કૉર્ટમાં ચોપાસ નજર દોડાવી લીધી. મેં જોયું કે ઑનરેબલ એડવીન સેંટ ક્લેર પણ કૉર્ટમાં કાંઉનસલોની ટેબલ આગળ આગેવાન મુખડા પર દમામથી બેઠેલો હતો. બધાં લોક તે વખતે તેનેજ બતાવતાં હતાં અને તેનીજ દયા ખાતાં સંભળાતાં હતાં. લોકો તો એમજ ધારતાં અને પોતપોતા વચ્ચે વાતચીત કરીને વાજબી ઠરાવતાં સંભળાયાં કે પેલા કાફરડાએ એની બીચારી બાયડીનો જીવ લીધો તેથી તેને સજા થતી જોવા એ કૉર્ટમાં ખાસ હાજર થયો તે ઘણું ખોદા વાજબીજ છે. એમ છતાં મને તો લાગ્યું કે ક્લેર ઘણો ફીકકો હતો, અને બીહીધેલો જેવો આસપાસ જરા જરા વારે કાંઇ જોયા કરતો કે કોઇને શોહોધ્યા કરતો હોય એમ બી દેખાયું. એવામાં તો કૉર્ટનું કામ ચાલ્યું."

"ને પેલો પાદરી બી કૉર્ટમાં હાજર હતો ખરો કે?" મેં સ્હેજ યાદ થતાં સવાલ કરયો.

"નહીં, હા, નહીં!" બીએત્રીસ ગગળી પડી ને તોતરી બોબરી થઇ—જોકે હું એના એ ગભરાતનું કારણ કાંઇ તે વખતે સમજી શકી નહીં. "તે તો મેં કાંઇ જોયુંજ નહીં, કેમજે માહરૂં તો ધ્યાંન બધું કૉર્ટનાં કામ પરજ લાગેલું હતું. કૉર્ટના કલાર્કે આરોપીને તેનું એકરારનામું વાંચી સંભળાવ્યું—"

"બેઉ અપરાધોનું એકરારનામું કે?"

"નહીં, એકજ," બીએત્રીસે જવાબ કરયો, "ફકત કાંઉન્ટનાં ખુનનુંજ, અને એ એકરારનામું વાંચી રહીને તે કલાર્કે મોટે સાહદે આરોપીને પુછયું કે તું પોતાને કૉર્ટ સાંમે ગીલ્ટી જાહેર કરે છે કે નૉટ ગીલ્ટી?" જ્યારે તેણે મોટા ખુલ્લા સાહદે જવાબમાં પોતેજ કહયું કે 'ગીલ્ટી'! એ પછી જડજોએ પોતપોતા વચ્ચે કાંઇ મત કીધું, અને તેઓ માથે કાળી ટોપીઓ ઓઢીને લુઇગીને ફાંસીની ટેપ ફરમાવા જતા હતા, તેવામાં કૉટમાં અચણુચ ગોધ્યારૂં થઇ રહયું. કૉર્ટની શાંતી વચ્ચે એક જીણા તીણા અવાજે ચીચ્યારી પાડીને પુછયું કે "માહરી ઝારાનાં મોહોતની તપાસ અહીં ચાલવાની છે કે નહીં?"—અને મેં જોયું તો તે પેલી જીપસી બુઢયા હતી કે જેને, તુંને યાદ હશે કે, તેં માહરી આગળ ઝારાની મમાઇ તરીકે ઓળખાની હતી."

"અને ક્લેર તેને જોઇને ગભરાયો ખરો કે?" મેં મોટી આતુરતાથી પુછયું.

"ગભરાયો પુછેછ? ઘણોજ ગભરાયો!" બીએત્રીસે જવાબ કરયો, "તે તો ત્યાંથી ઉઠીને ગુપચુપ વંજો માપી જવાનુંજ કરતો હતો—જો કે હું તો તે વખતે બી કાંઈ સમજીજ નહીં કે તે બુઢયાનાં કારણથીજ તે એમ ઉઠીને જતો રહેવાનું કરતો હતો; પણ તેવામાં પેલીએ ચીસ પાડી કે 'એને જવા ના દેઓ! એને પકડો! માહરી ઝારાનો ખરો ખુની તો એજ ચંડાળ છે!' હવે જડજો, અલબત, એ નહીં ધારેલાં ડીસ્ટરબન્સથી ઘણા છછણી પડયા, અને તેને કોઇ દીવાની સમજીને કૉર્ટમાંથી બાહેર ઉંચકી જવા બે મજબુત બાંધાના કનસ્ટેબલોને તેઓના તરફથી ઇસારત મળતાં તેઓ તેની આગળ દોડી બી ગયા, પણ તે તો જાણે એક છેડાયલી વાઘણ! પોતાની બાંધધોડીની લાકડી ઘુમાવીને તેણે તે લોકને પોતાથી દુરજ રેહવા ફરજ પાડી અને ચીસ પાડીને પોતાનાં ખીસામાંથી એક કાંઇ નાંધલો બૉકસ ખેંચી કાઢતાં કહ્યું, "આએ

બૉકસમાં એક બનાવટી ગોલાબ ઝેર પીવાડેલો છે, ને એ ગોલાબ સુંઘાડીને આએ લુચ્ચાએ, માહરા લૉર્ડસ, માહરી ગરીબ ઝારાને મારી નાખેલી છે, જે વાતની, જો તમે નહીં માનતા હોવો તો, દરેક પુરવારી આપવા હું તૈયાર છું."

"પુરવારી?" હું અજબ થઇ.

"હા, સાંભળ તો ખરી!" બીએત્રીસે આગળ ગબડાવ્યું, "એ દદા તે બૉકસ ઉંધાડો પકડીને બૅરીસ્ટરોની ટેબલ આગળ ધસડાઇ ગઈ, અને ત્યારે તેના હાથમાં એક ઝેરી સરપ પકડેલો હોયની તેમ તે જે જગ્યાએ જઇ ઉભી ત્યાં બેઠેલા બૅરીસ્ટરો ગપોગપ ઉઠીને બીહીધેલા જેવા બાજુ થઈ ગયા! એ પછી તેણીએ પોતાની શૉલની તળેથી એક બાસકેટ કાઢી કે જેમાં બે જીવતાં સસલાં હતાં અને તે તેણે કાઢીને ટેબલ પર પટકયાં, જ્યારે આખી કૉર્ટ બધી દંગ થઈ જઇને તમાશો જોયા કરે! જડજો વટીક જાણે વાચા ગુમાવી બેઠા હતા, અને એ બધું બની ગયું એવા એક આંખના પળકારામાં કે મને તો તુંને તે કેહતાં ને સમજાવતાં બી વાર લાગેછ! તે ઘરડી વંત્રીએ તે બાસ્કેતમાંથી, મેં કહયું તેમ, તે બે સસલાં કાઢયાં, અને તે નાહસવા જતાં હતાં તેવામાં તેમને પકડીને પેલું ગોલાબ સુંધાડી દીધું કે તરતજ તે બીચારાં બેઉ જાનવરો પથ્થર થઈ ગયાં અને એક પળમાં તો મરી ગયાં!! 'આએ રીતે એણે માહરી દીકરીને મારી નાખેલી છે, અને તેથીજ, માહરા લૉર્ડસ, માહરો અવાજ અત્રે સાંભળતાં સાથે એ ખુંની ઉઠીને કૉર્ટમાંથી નાહસવાનું કરતો હતો!"

"પણ તાજુબ કે એ બધું થયું ત્યાં સુધી તે નાહસી ગયો નહીં ને કૉર્ટમાં ઠંડીને ઉભોજ રહયો?" મેં અજાયબી બતાવી.

"નાહસી જાય તે કેમ?" બીએત્રીસે ખુલાસો કરયો. "બારણાં આગળ ત્રણ ચાર મજબુત બાંધાના જીપસી જવાંનો ઉભેલા હતા કે જે લોકો તેને બાહેર પાસ થવા દેતેજ નહીં, અને વળી તે બુઢયાએ તેનું નામ પોકારયું ત્યારે તેવા સંજોગમાં તે નાહસી જઇજ કેમ શકતે? તે, તેથી, તુચ્છકારનું હસ્તો ઉભોજ રહી ગયો, જેવામાં તે બુઢયાએ આગળ ચલાવ્યું, 'આએ છોકરી માહરી શાક્ષી છે. એ માહરી મરનાર દીકરીની દાસી હતી, અને ઝારા મરણ પામી ત્યારે એણે એ ગોલાબ તેની છાતી પર જોયલો છે. એ ગોલાબનો બૉકસ ફલેર પોતે લઇને છેલ્લો મરનારના ઓરડામાં ગયો હતો તે જોનારા શાક્ષીઓ બી માહરી પાસે મોજુદ છે'—અને તું માનશે, ઍલન? એ બધું સાંભળીને લોકોની મતીજ ફરી ગઇ, અને તે મોટા માનવંત આદમી સામે આખી કૉર્ટ જાંણે અજબ જેવી રીતે ઉશ્કેરાઇ ગઇ!! એ પછી જડજો તરફથી ઇશારત થતાં બે કનસટેબલોએ તરત જઇને ફલેરનો કબ્જો લીધો, અને આએ મોટી કૉર્ટ તરફથી તેને મેજીસ્ટ્રેટ આગળ તરત લઈ જઇને ઉભો કરવાનો હુકમ મલતાં તે બધું સાહજન માહજન સેસન કૉર્ટમાંથી બાહેર પડયું. અલબત, તેની પછવાડે કૉર્ટમાં તમાશગીર તરીકે આવેલું ઘણુંએક અલફાતુ લોક બી દોડતું ગયું, અને કૉર્ટ અરધી ઉપરાંત ખાલી થઇ ગઇ. પેલી ઘરડી ડોસી બી પોતાની ખાંધઘોડીની મદદથી દેડકાની માફક કુદતી કુદતી કૉર્ટની બાહેર ગઇ, અને તેની સાથે તેના સાક્ષીઓ બી જતા રહયા."

"અને પછી લુઇગીનું શું થયું?"

"લુઇગીને તો અત્યાર સુધી બધાં ભુલીજ ગયલાં, પણ એ ગભરાત સમવા પછી ચીફ

જડજે મોટે ખુલ્લે સાહદે પાછું બોલવા માંડયું. ત્યારેજ, જાણે સ્વપ્નામાંથી ઝપકી ઉઠયાં હોય તેમ, બધાંનું ધ્યાંન એ ખુંની પર પાછું ખેંચાયું. જડજે કહ્યું કે "સેંટ ક્લેર જેવા નામાંકીત આદમી સાંમે જે આરોપ આએ ડોસીએ ભર કોર્ટમાં હીંમત સાથે રજુ કરયા તે નીચલી કોર્ટમાં પુરવાર થાય કે નહીં તેની સાથે આએ તબકકે આએ કોર્ટને કાંઇ કામ નથી. આએ કોર્ટ તો હાલમાં લુઇગીને જે ફાંસીની સજા ફરમાવવાની છે તે કાંઉન્ટના ખુંનનીજ તકસીરને વાસ્તે છે."—અને એમ કહીને જડજેએ પાછી કાળી તોપી પેહડી, અને ધારા મુજબ વડા જડજે તેને ફાંસીની સજા ફરમાવી."

"અને ખુંનીએ તે કેમ સાંભળી?" મેં દયા ખાઇને પુછ્યું.

"હું તો કાંઇ બધું જોઇ શકી નહીં," બીએત્રીસે ઉતાવળમાં કહ્યું, "તે તો તું પેપરમાંજ વાંચજેની?"

"પણ કાંએ? તું ત્યાં હતી ત્યારે તે બી તેં જોયું ને સાંભળ્યું તો હશે કેની?"

"હા, જોયું તો ખરૂં," તેણીએ જરા વિચારવંત અદાએ આનાકાનીથી જવાબ કરયો. "તે ગુઠણ પર પડયો, અને કોર્ટની તેણે બોજરખ્વાહીથી દયા માંગી લીધી, પણ, જડજેએ કહયું કે, એમાં દયા હોયજ નહીં, અને તે લોકોએ કોર્ટ તરત બરખાસ્તજ કરી નાખી"—અને એટલું કહીને ઘણી ઉતાવળમાં હોય તેમ બીએત્રીસ માહરી રજા ચાહતી ઉઠી.

હું ઘણી અજબ થઇ. બીએત્રીસની ચાલ હમણાં હમણાં કાંઇક થોડીક કરાજી પેદા કરનારી અને વિચીત્ર બની ગયલીજ લાગતી હતી. તે વાત કરતાં કરતાં ફીક્કું થયું હોય તેમ અચાનક ઉઠીને ચાલતી થઈ હતી. તેને કાંઇ અચાનક યાદ આવી ગયું હતું, અને મને લાગ્યું કે તે પેલા સીનોર લુડવીકો મેરાનોના સંબંધમાંજ હતું. પોતાના આગલા લવરના એ કઝીન સાથે કાંઉન્ટેસ બીએત્રીસનું મન જોઇએ તે કરતાં દીસ્તી રીતે ઘણું વધતું મળી ગયલું લાગતું હતું, અને તે આદમી માહરાં મન પર સારો છાપ જોતાં સાથે બેસાડી શકયો નહીં હતો તેથી બીએત્રીસને વાસ્તે હું થોડીક દલગીર અને નાઉમેદ થઇ.

એ પછી કલ્લાકેક ગબડી જવા બાદ વીલ્યમ પાછો ફરયો. તેના કેહવા મુજબ સેંટ ક્લેરને મેજીસ્ટ્રેટ સાંમે ઉભો કરવામાં આવ્યો કે જ્યાં તેની કાયદાસરની તપાસ ચાલી, અને માજીસ્ટ્રેટે જુબાનીઓ લઇ પરીણામમાં તેની ઉપર ખુંન કરવાનો અથવા આપઘાતમાં મદદ થવાનો આરોપ ખુલ્લે ખુલ્લો ઘડી કાઢયો!

---

## પ્રકરણ ૧૮૭.

એ પછીનાં ત્રણ અઠવાડયાંમાં નવું કાંઇ જાંણવા જોગું બન્યું નહીં. લુઇગીને લગતા હેવાલો તેને ફાંસીની સજા મળવા પછી પણ પેપરોમાં અવારનવાર આવ્યા કરતા હતા, અને તેમાં જાહેર થવા મુજબ પેલો ઘરડો કેથલીક પાદરી તેને દીલાસો આપવા અને તેને બંદગી કરાવવા ઉપરાસાપરી બંદીખાનાંમાં આવ્યાજ કરતો હતો. તેને ફાંસી દેવાનો દિવસ પણ નજદીક આવતો રહયો હતો. કાયદા મુજબ ટપ ફરમાવામાં આવ્યા પછી ત્રીજાં અઠવાડયાંના સોમવારે તેને ફાંસી દઇને મારી નાખવાનો હતો, અને ફાંસીનો માચડો તેયાર થઇ ચુકયો હતો.

અને ફાંસી દેવાની સહવારે તે માંચડાની બાહાર એક મોટો જંગી તમાશો થયો. તે વખતે ફાંસી દેવાતી ખુલ્લી દેખાડવામાં આવતી હતી, અને હજારો લોક તે "નાટક" જોવા બડી બામદાહથી ઉતરી પડતું હતું, જેમાં હલકી પંકતીનાં બઈરાં માટીડા ને છોકરાંઓનો તો કાંઈ શુમારજ રેહતો નહીં હતો. તેઓ બધાં "સારી જગ્યા" લઈ લેવા આપસઆપસમાં પુશકલ મરાતાં ને પીખાતાં!

પણ આ કેસમાં તો લોક ઘણું નાઉમેદ થયું! બરાબર સાડા સાત વાગે ખબર આવી કે કમબખ્ત ખુંનીએ બંદીખાનાંમાં આપઘાત કરીને જાંન આપ્યો હતો, અને ફાંસીના લાકડાંનાં જાહેર તમાશાની નામોશીથી પોતાને બચાવી લીધો હતો!

લોક, એ સાંભળી, અજબ અને ખફા થયું. એ કેમ બન્યું ને બનીજ કેમ શકે? ખુંનીને આપઘાતનું સાંધણ તેના ગારમાં પુગાડીજ કોણ શકે? ખુંનીઓ આપઘાત નહીં કરે તેની તો હજારો પાંતીની ચોકાસી રાખવાનું કાયદામાં ફરમાવેલું હતું, અને તે છતાં લુઇગી આપઘાત કરીજ કેમ શકયો? તેના પર જાથુકનો ચોકી પાહરો તો હોવોજ જોઇએ, સિવાય કે પેલો કેથોલીક પાદરી તેને બંદગી કરાવવા આવતો હોય ત્યારે, અને તે છતાં કેવાં સાંધણથી ખુંની આપઘાત કરી શકે તે લોકોને અતી ઘણું ગુચવાવનારૂં થઈ પડયું.

મેં તો છેક સહાંજેજ બધું વાંચ્યું. ખુંનીની લાશ પર કોરોનરે બપોરે જુરી ભરી, અને તે જુરીમાં જે જુબાંનીઓ રજુ થઈ તે સહાંજનાંજ પેપરોમાં વાંચવાથી હું માહરી માહીતી મેળવી શકી. એ રીપોર્ટ પેપરોમાં જે છપાયલો હતો તેમાં થોમસ ગીલબર્ટ નામના "ન્યુગેટ પ્રીઝન"ના એક પોહરેગીરની જુબાંની ઘણી અગતની હતી, અને તે આ મુજબ હતી:--

"હું છેલ્લાં પંદર વરસ થયાં એ નોકરી પર છું. લુઇગી બધાં મળીને છ અઠવાડયાં સુધી માહરી નીગેહબાંનીમાં કેદ હતો. તેને ફકત એક ઘરડો ઇટાલ્યન રોમન કેથલીક પાદરી નામે ફાધર મેફ્યો મળવા આવતો હતો--તે સિવાય બીજાં કોઇને બી મળવા દીધામાં આવ્યો હતો નહીં. ખુંનની સજા પાંમેલાઓને એક પળ બી કાયદા પ્રમાણે એકલા છોડવામાં આવતા નથી, પણ પાદરીઓ આગળ તેઓ પોતાનાં કનફેશન કરે ત્યારે તેઓની આગળ રેહવાનો અમને હોકમ નથી. હવે ગઇ કાલે ખુંનીનો છેલ્લોજ આતવાર હોવાથી ફાધર મેફ્યો ઘણા કલાકો સુધી તેની આગળ રહયો હતો, અને રાત્રે પોહરો બદલાતાં ખુંનીનો મેં હવાલો લીધો ત્યારેજ પાદરી તેને છોડી ગયો હતો. તે મને પુછતો ગયો કે સહવારે તેને ક્યારે પાછો દાખલ કરવામાં આ-વશે, અને મેં તેના એ સવાલના જવાબ વાસ્તે તેને ગવરનરનો હવાલો આપ્યો. તેવામાં ગવરનર પોતેજ ત્યાં આવી લાગ્યો, જેણે પાદરીને ગમે ત્યારે સહવારે આવવાની રજા આપી, અને તેથી તે છ વાગતે પાછો આવવાનું કહી ગયો. એ પછી મેં જોયું કે બંધવો ઘણો બેકરાર હતો, જેથી મેં તેને ઉંઘાઈ જવાની માયાથી સલ્લાહ આપી. તેણે, મગર, મને સમજાવ્યું કે તેને ઉંઘ મુતલગ આવી શકતી નહીં હતી. વળી તેણે મારી અથવા સજાના ઘટાડાની અરજી સર-કારને કરી હતી તેનો જવાબ રાત્રે બી આવવાનું સંભવીત હતું કે નહીં તે તેણે ઘણી આતુ-રતાથી મને પુછ્યું. મેં ના કહયું. અલબત, હું જાંણતો હતો કે ખુંનીએ એવી અરજીઓ કરી હતી, અને તે મારી અથવા સજાના ઘટાડાનો જવાબ આવવાની નકકી ઉમેદમાં તળપાપડ તવળ્યા કરતો હતો. તેણે આખી રાત એ ને એજ તગર કર્યા કીધી હતી, જો કે મેં તો તેને

નાંખી નાંખીને સમજાવ્યું કે તેણે કોઈ એવા જવાબની ઉમેદ કરીજ મીથ્યા હતી. તે તો, એમ છતાં, મને કેહે જે એવા મોટા મોટાઓ માહરી ભલાંમણમાં વચ્ચે પડેલા છે કે સહવાર આગમચ માફીપત્ર આવ્યા વગર રેહવાનુંજ નથી, અને તે ઉપરથી મને મજબુતીથી લાગ્યું કે પેલો પાદરી કાંઇ પોતાનો વગવસીલો ચલાવતો હોવો જોઇએ, અને તેણેજ જો ખુંનીને એવી કાંઈ ઉમેદ આપી હોય તો તે કાંઈ ધરખમ પાયા વગરની હોયજ નહીં. એવામાં તો છ વાગવા આવ્યા અને ફાધર મેફ્યો પોતેજ પાછો આવ્યો, જેથી હું માહરા બંધવાને તે પાદરી સાથે છોડીને ધારા પ્રમાણે પાછો બાહર ગયો. એ પછી કલાકેક બાદ જ્યાં ચોકમાં હું ફેરા ફર્યા કરતો હતો ત્યાં આવીને ફાધર મેફ્યોએ મને કહયું કે માહરો બદલીવાલો ખુંની આગળ હતો એટલે હું નભરવસ થયો. છ વાગતે પોહરો બદલાવાનોજ હતો, અને તેથી મેં ધાર્યું કે માહરો જોડીદાર જેમ્સ ખુંની આગળ અંદર આવેલો હોવો જોઇએ. હું તેથી પાદરીને ઘણાં માન સાથે દરવાજા સુધી મુકવા ગયો, જે દરમ્યાંન મેં અજબ થઇને પુછયું કે 'ખુંનીને ફાંસી દેવા લઇ જવામાં આવે ત્યારે શું તમો સાહેબ હાજર રેહવાના નથી?' 'હા રે, જરા હું ચા પાણી કરીને હમણાં પાછો આઉંછ,' તેણે મને જવાબ કર્યો, અને તે સાંભળી હું બી પછી માહરી કોટડીમાં ગયો. ત્યાં મેં પણ ચા પાણી કરી લીધું, ને ખુંનીને લઇ જવાનો વખત થયલો હોવાથી તેનાં ભોયરાંમાં હું પાછો ફર્યો; પણ ત્યાં જઇને જોઉંછ તો જેમ્સ કાંઈ ત્યાં હતોજ નહીં, અને ખુંની તદન એકલોજ હતો, એટલુંજ નહીં પણ તે એક લોહીનાં ખાબોચ્યાં વચ્ચે તદન મુવેલો પડેલો હતો!!"

એ પછી પેલા બીજા બદલી પોહરેગીર જેમ્સ કોપીનની પણ જુબાની લેવામાં આવી, ને તે પણ તેના જોડીદાર થોમસ જેટલોજ પોતાની થોડીક ગફલતનાં કારણથી ધ્રુજી પડેલો અને ગભરાઇ ગયલો હતો. તેણે કહયું કે "સહવારે છ વાગતે માહરે થોમસને ધારા પ્રમાણે રીલીવ કરવાનો હતો અને પોહરો બદલવાનો હતો એ તદન ખરી વાત છે, પણ કોઇ દાહડે નહીં ને આજે સહવારે હું અજબ જેવી રીતે ઉંઘાઇ રહયો, જેથી બંધવાના ઓરડામાં હું મુતલગ ગયો હતોજ નહીં."

એક ડાકટર જેને તરત બોલાવામાં આવ્યો હતો ને જેણે મરનારની લાશ ન્યુગેટમાં જઇને તપાસી હતી તેણે જુબાંની આપી કે મને સાડા સાત વાગે જેલના સત્તાવાળાઓએ તપાસ કરવા બોલાવ્યો હતો, અને મેં તપાસ્યું ત્યારે કેદી તદન મરણ પાંમેલો હતો. તેણે પોતાની એક ધોરી નસ કોઇ હથ્યારથી કાપી નાંખી હતી, અને જે રીતે એ નસ કપાયલી માલમ પડીછ તે ઉપરથી હું ખાત્રીપુર્વક કહી શકુંછ કે એ જાતનો જખમ મરનાર પોતે પોતાનેજ હાથે કરી શકયો હોય. જે અરધો કલાક પાદરીના જવા પછી મરનાર એકલો પડયો હતો તેથી અનુમાન થઇ શકતું હતું કે તે પાદરીનાં દેખતાં અથવા તેના જવા પછી તરત એ નસ કાપી નાંખવામાં આવી હોય, કેમજે લોહી એટલા મોટા જથ્થામાં અને એટલું ઝડપથી વહેલું હોવું જોઇએ કે પા કલાક મરણ નીપજાવવાને વાસ્તે પુરતો કેહવાય."

કોરોનરે હવાં ફાધર મેફ્યોને વાસ્તે પુછયું, પણ તેનો તો પત્તોજ નહીં હતો! જેલના સત્તાવાળાઓ તે કોણ હતો ને કયાંથી આવ્યો હતો તે કશુંજ જાણતા હતા નહીં, અને તેઓની એ બેદાદી વાસ્તે કોરોનરની જુરીએ ઠપકાનો સેરો માર્યો, કેમજે દેખીતું હતું કે તે પાદરી કોઇ વેશધારી ઠગારો હતો. તેમ નહીં હતે તો તે ગીલબર્ટને પ્રૉમીસ કરી ગયો હતો તેમ કેદીને

ફાંસી પર લઇ જવાના વખત વાસ્તે જરૂરજ પાછો હાજર થતે, અથવા કાંઇ નહીં તો જુરીમાં તો હાજર થતે? વળી મરનારના ઓરડામાંથી હથ્યાર કાંઇ મલ્યું હતું નહીં, તેથી બી એજ અનુમાન પકકું થતું હતું કે તેણેજ આગળ રહીને આએ આપઘાતમાં લુઇગીને મદદ કરી હતી, અને પછી પોતે તે હથ્યાર છુપાવીને પોતાનો જાંન બચાવી નાહડો હોય! કોરોનરે, તેથી, પોતાનાં સમીંગ–અપમાં ફાધર મેફ્યુઓએ ખુંનીને આપઘાતમાં મદદ કરેલી હોવાનો શેરો માર્યો, કે જેની સજા, વાંચનારને હું આ આગમચ જાહેર કરી અને કહી ચુકીછ તેમ, તે વખતે કાયદામાં ખુંનના અપરાધના મુકાબ્લાનીજ—એટલે કે ફાંસીનીજ ફરમાવેલી હતી!

એ સઘળું એ મુજબ મેં તે દાહડેનાં સહાંજનાં પેપરોમાં વાંચ્યું, અને તે પછી આખી રાત એ વાતની મને કાંઇ સ્વભાવિક અકરવકર થયા કીધી. હું માહરી તે અકડવકડ જીતી શકીજ નહીં. મને ચોક્કસ પાયે લાગ્યા કીધું કે લુઇગીના મોહતના ભેદમાં કાંઇ એવું હોવું જોઇએ કે જે શોહોધી કાઢવા જોગ થઇ પડે, અને એ ને એ ધખારામાં હું સહવારે ઉઠીને તૈયાર થઇ નવ વાગતામાં તો બીએત્રીસને બંગલે તેને મળવા ગઇ.

હવે હું ત્યાં ગઇ ત્યારે પોસ્ટમેન ત્યાંના હોલપોરટરને કાગળો આપતો હતો, જેથી આગળો દરવાજો ખુલ્લોજ હતો. હું, તેથી, તરત અંદર દાખલ થઇ, અને મેં બીએત્રીસને વાસ્તે પુછયું. મને કેહવામાં આવ્યું કે તે ઘરમાંજ હતી, અને નોકરનફરો પુરતું જાણતાં હતાં કે હું તદ્દન ઘેરીતીબારીતી હતી એટલે હું સરભોગ ઉપલે મજલેના ડ્રૉઇંગરૂમમાંજ એકલી ચાલી ગઈ, જ્યાં પોંહોંચતાં સાથે મેં અંદર વાતચીતના અવાજ સાંભળ્યા, અને હું ગભરાઇને ઉભી રહી ગઇ. મેં તે અવાજો તરત ઓળખ્યા, પેલો લુડવીકો મેરાનો અને બીએત્રીસ વાત કરતાં હતાં.

"કેહની મને, બીએત્રીસ ડારલીંગ, તાહરું વેર હવે વળ્યું કે નહીં?" તે ખારીલો ઇટાલ્યન કપટનાં ઝનુનથી તે છોકરીને પુછતો સંભળાયો; "તાહરા એનજેલોનો અને તાહરો જેણે નાશ શોહોધ્યો, અને તાહરા હેમક વરને ભોળવીને જેણે તાહરાં ઘરમાં એટલો કુસંપ કરાવ્યો તેની ઉપર કેવી સીફતથી મેં આપણું બેઉનું અતે વેર લીધું! અને ત્યારે હવે તાહરા હાથની માહરી ઉમેદવારી વાસ્તે તું મને હજી શું કરવા ટીંગાવી રાખેછ?"

"માહરે કબુલ છે," બીએત્રીસ ધ્રુજતા અવાજે જવાબ કરતી સંભળાઇ, "માહરાં એ મોટાં વેરમાં મને મદદ થવા વાસ્તે, લુડવીકો વાહલા, હું તમોને હવે ચાહતાં શીખીછ, અને હું તમારીજ થવશ; પણ મને થોડો વખત આપો અને હમણાં તો જતા રેહવો હું માહરાં બેહેન બનેવી સાથે વાત કરીને કાલે તમોને માહરો સેવટનો જવાબ આપશ, ને તે હાનોજ આપશ!"

અહીં મેં અંદર ચુમીઓના અવાજ થતા સાંભળ્યા, જ્યારે હું એટલી બધી નરવસ થઇ ગઇ કે હું ત્યાંથી નહાસીજ જવાનું મન કરતી થોડાંક કદમ દાદર તરફ પાછળ હઠી બી ગઇ ખરી! એવામાં મને ભાન આવ્યું કે નોકરો હું આવી ગઈ હતી એમ જો પછીથી બીએત્રીસને જણાવશે તો વગર વાંકે માહરે બેવડું શરમાવાનું થશે, જેથી હું હીંમતથી પાછી ફરી, અને તેજ પળે લુડવીકો ઓરડામાંથી બાહેર આવ્યો, એટલે તેણે તો મને તરતની દાદર ચઢીને આવેલીજ બેશક માની લીધી. એમ છતાં, તે મને જોઇને ગભરાઇ ગયો, અને હું પોતે પણ

ઓછી ગભરાઇ ને ઓછી અજબ થઇ નહીં. ખરેખર, તેનામાં કાંઈ એટલો બધો ફેરફાર થયલો મેં જોયો કે હું તેને રસ્તા પર મળતે કે જોતે તો કદાપી ઓળખી પણ શકતે નહીં! એ ફેરફાર શો હતો?

એક ઝટકે મને તરત ખ્યાલ થયો કે તેણે પોતાના મોટા ભરાવદાર થેબ્યા તમામ બોડાવી નાખ્યા હતા, અને લાંબા કાળા ચળકતા ઇટાલ્યન ઢપના તેના જે બાલ હતા તે પણ બધા કાપીને તમામ ટુંકા કરાવી નાંખ્યા હતા: પણ કાંએ? તેણે એમ કાંએ કરયું? અને તતક્ષન મને માહરાં મનેજ પાછો જવાબ આપ્યો કે આ દગલબાજેજ ત્યારે પેલા ફાધર મેફ્યોનો પાટ ભજવેલો હોવો જોઇએ, જે "ગૅટ અપ"માં મદદ થવા વાસ્તેજ તેને પોતાના ચેહરા અને બાંધણીમાં આ સઘળો ફેરફાર કરવો પડયો હતો!!

એવામાં બીએત્રીસ પોતે બાહેર આવી, અને તે પણ મને જોઇને ગભરાઇ ગઈ. એમ છતાં જલદીજ પોતાનાં મન પર તરત પાછો કાબુ મેળવીને તેણે હંમેશની મમતાના કે ઢોંગનાં દેખાવથી કહ્યું, "ઓ ઍલન ડીઅર, તું કાંહાંથી આવી? તું ક્યારે આવી?"

પણ મેં તેને જવાબ કર્યો નહીં. હું તો દીવાની જેવી પેલા ઠગારાનેજ હજી ટીકયા કરતી હતી! ખરેખર તો એ સઘળું ઉપર જે બ્યાંન કરવામાં આવ્યું છે તે બનીજ એક એવા લેહજામાં ગયું કે તે બ્યાંન કરવાનેજ મને દસ ઘણો વધારે વાર લાગેલો વાહલાં વાંચનારાંઓએ સમજી લેવાનો છે! એ દરમ્યાંન પેલાએ બીએત્રીસને કાંઇ ઇટાલ્યનમાં કહયું, જે મને સમજ નહીં પડયું, અને પછી તે ઉતાવળમાં દાદાર ઉતરી જવા કરતો હતો, જ્યારે મેં અજબ જેવી હીંમતથી આગળ પડી તેનાં બદનની બાંહે પકડી તેને રોકયો.

"ખબરદાર, સીનોર!" મેં થથરાવીને કહયું; "તમે અહીંથી જઇ શકશો નહીં. એક આદમીના આપઘાતમાં મદદ કરવાનું ઇંગ્રેજી કાયદામાં ખુંનની બરાબરજ ઠરાવેલું છે, અને હું તમને લુઇગીના સંબંધમાં તેજ ચાર્જ વાસ્તે પોલીસને સ્વાધીન કરવા માંગુછ!"

તે જર્દ જેવો ચેહરો એ સાંભળતાં એકદમ છેક મોહત જેવો ફીકકો થયો, અને એક જોરાવર ફટકો પડયો હોય તેમ તે એક લપેડો ખાઇ બે કદમ પાછળ હટયો, જેવામાં બીએત્રીસે એક દયામણી ચીસ સાથે અમો બે વચ્ચે નખાવી દીધું!

"ઓ નહીં, નહીં, ઍલન ડાઅર, તું એવું કાંઇજ કરી શકવાની નથી!" તેણીએ ફાટેલે ડોળે કાકલુદી કરી; "હું એવણને પરણવા પ્રૉમીસ થઇ ચુકીછ, અને એવણ માહરા ભવિશના ભરથાર છે, તો તાહરી બીએત્રીસને ખાતર, દયાળુ બેહન, તું જે જાંણેછ તે વાસ્તે તાહરૂં મોહું સીવેલું રાખ અને ચુપ થઇ જા!"

હું આજેજ થઇને પાછળ હઠી, અને તેજ પળે બીએત્રીસે ઇસારત આપવાથી પેલો કમાનમાંથી છુટેલા તીરની ઝડપે તે કુદ્દાદે દાદર પરથી ગબડી ગયો, કે જ્યારે હું દીગમુઢ જેવી ઘણાં નારાજ થયલાં ને દર્દમંદ દીલે બીએત્રીસ સાથે ડ્રૉઈંગરૂમમાં ગઇ.

મને એ છોકરી સાથે વાત કરવા કે તેનું મોહું ચ્હીક જોવા હવે ગમતું હતું નહીં. મને લાગ્યું કે માહરે પવિત્ર ઇનસાફનેજ મદદ થવું હતું—દોસ્તીને પક્ષપાતી થવાની નબળાઇ બતા-

વવી નહીંજ હતી! કોઇ બી રીતે બીએત્રીસ અને માહરી વચ્ચેનાં બેહન બેહનો જેવાં સહી- આરાંની તો આજે આખરજ આવી ગઈ એ હું દીવા જેવું દીસ્તું જોઇ શકતી હતી!

---

## પ્રકરણ ૧૮૮.

તે પણ સમજીજ ગઇ. માહરાં મનમાં શા તરંગો દોડતા હતા તે માહરા ચેહેરા પરથીજ પામી ગઈ, અને ઘણાં શોકાતુરપણે તેણે પુછ્યું, "ઓ ઍલન, તું શું માહરી સાથે નથી બોલવા ચાહતી? તું શું માહરી સાથે રીસાઇ જવા માંગેછ?"

"બીએત્રીસ," મેં ઠંડા અને કરડા અવાજે કહયું, "તું આએ માણસ સાથે એક નજીસ કપટકાર્યમાં શરીક થઈ તે હું લઇ ચલાઉં કે ખમી શકું તેથી ઘણું જ્યાદા છે. લુઇગીને ઇન- સાફની રાહે તેનાં પાપે મરવા દેવો હતો, પણ તે ગમે તેવો બી ખુંની હોય તેથી વેરનાં મારયાં તમે બે જણે મળીને તેનું ખુંન કીધુંછ તે વાતને હું કદી બી માહરી બાહલી આપવાની કે એકમત થવાની નથી."

"ઓ ઍલન, એમ કાંએ બોલેછ?" પેલીએ હજી નીર્દોષતાનાજ દેખાવથી ઘણી નારાજ થવાની ઢપે પોકારયું, "અમે શાંનું તેનું ખુંન કીધું?"

"ખુંન જેવું ખુંન ને ઠગાઈ જેવી ઠગાઇ!" મેં વધતો ગુસ્સો કર્યો, "અને તે બી ધર્મને બાંહણે! પાદરીપણું ધારણ કરીને?"

"એ તું શું બોલેછ? તું તાહરાં મનથી શું ધારેછ?" તે વધતી અંજાણી થઇ,—અને હું તેની મતલબ તરત પાંમી ગઇ. તે પોતાની તકસીર બધી ખુલ્લે ખુલ્લી માહરી કને કબુલ કીધા આગમચ હું તેઓનો દગો કેટલી હદ સુધીનો પાંમી જઇ શકી હતી તે બની શકે તો માહરે મોહડેજ પેહલાં દેખીતી રીતે અંકે કરાવી લેવા ચાહતી હતી, જેથી મને તેના ઉપર વધતો કેહેર અને વધતોજ તીરસ્કાર બરપા થયો.

"તું મને એ સવાલ કરેછ તે વાસ્તેની હું તાહરી મતલબ સમજી જઈ શકુંછ, બીએ- ત્રીસ," મેં મોટા કડવાસથી કહ્યું, "પણ તે છતાં માહરાં જે મનમાં છે તે હું ખરેખરં તુંને હીંમતથી કહી દેવાજ ચાહુંછ. લુઇગી કેદ પકડાયા પછી તમે બેઉએ તેને જાંનથી ઉખેડી નાખ- વાનોજ એક મોટો કપટી અરમાન તમારે દીલે વસાવ્યો હતો, અને તેટલી હદ સુધી હું તેમાં ઝાઝું બુરૂં જોતી કે માનતી નથી—જોકે ખરેખર તો તુંને બીચારીને એ કપટ વાસનામાં એમ હદ વગર ઉશ્કેરી મુકનાર આએ મેરાનોજ છે. એ જો વચમાં નહીં આવ્યો હતે તો તું કાંઇ એટલી બધી કોઇ દાહડે ઉશ્કેરાતે નહીં. હવે સાંભળ. જેવું તમે લોકે માહરી મારફતે જાણ્યું કે એણે જે વીત્રીઓલનું તેલ ફેંકયું તેથી ઝારા નથી મરણ પાંમી, અને કાંઉન્ટનાં ખુંનના સંબંધમાં બી તેને શકનો લાભ મળવાનું ઘણું સંભવીત હતું, તેવાંજ તમે બને જણાં કોઇ બી રીતે મારી કુટીને બી એનો જાંન લેવાડવાની ધરફડીમાં પડયાં. તેવામાં પેપરમાં વર્તમાન છપાયા કે ખુંની કોઇ ઇટાલ્યન પાદરી અત્રે હોય તો તેને મળવાની આર્જુ કરેછ, એટલે તર- તજ તાહરા મેરાનોએ સૌથી દોજખીમાં દોજખી લોભ દીલે વસાવ્યો!"

"ઍલન!" બીએત્રીસ મને એટલી હદ સુધીનું સઘળું પામી ગયલી જોઇ એકદમ ભડકી ઉઠી, કે જ્યારે તેની આંખમાં હજી બી ઝનુન વંચાતું હતું! હું એટલી બધી હદ સુધી બધું ચેતી અને પામી ગઇ હતી એમ કદાપી તેણે પેહલી હરોળમાં નહીંજ ધાર્યું હોય.

"સાંભળ!" મેં અણુગમાથી પાછું થથરાવીને કહયું, "મેં થોડીક તાહરી અગતની ખીદમતો કીધેલી છે એ માહરૂં હેસાંન આએ તબ્બકે યાદ કરીને સાંભળ. મોરનીંગ પોસ્ટમાં એ વર્તમાન છપાયલા પેહલ્લા વાંચતાં સાથે તાહરો લુડવીકો મેરાનો એક ઘરડા પાદરીના ઠગારા વેશમાં હીંમતથી કેદખાનાંમાં હાજર થયો, અને તે બીચારા ખુંનીને ભોળવીને તેની પાસે ઠાગાથી ખુંનનો એકરાર કરાવી લીધો! ખરી વાત કેની?"

"ભોળવીને? ઠાગાથી?"

"અલબત ભોળવીને ને ઠાગાથી!" મેં જોશથી કહયું, "પછીથી સઘળું મને બરાબર સમજ પડેલું છે. એ ઠગારા આદમીએ ખુંનીને સમજાવેલું લાગેછ કે તું જો બધું ખરેખરૂં કબુલ કરી દે તો ઈંગ્રેજી કાયદા મુજબ સરકાર તુંને જરૂર માફ કરશે અથવા તાહરી સજા ઘટાડી નાંખશે, અને તે ઉમેદ પરજ તે બીચારાએ પોતાનો જાંન વેચી નાંખ્યો!"

"અને તે તુંને નહીં ગમતું, ઍલન? એવો એક જબુન ખુંની ને નાલાયક આદમી તેની લાયક ફેજે પુગ્યો તેથી તું શું દલગીર છે?"

"લાયક ફેજે પુગ્યો તે ગમે એવું બરહક થયું હોય," મેં હજી તકરાર લીધી, "પણ માહરી તકરાર એ છે કે કાયદાથી ને નીતીથીજ બધું થયું નથી. એકને તેના ગુનાહની સજા કરાવવાની ઉલટમાં આએ તો એમ થયું કે તમે બે જણે તેવોજ એક બીજો મોટો ને જબુન ગુનાહ કીધો!! તુંજ કેહતીતી કેની કે બંધવાએ ફાંસીની સજા થયલી સાંભળતાં સાથે ગુંઠણું પર પડીને કોર્ટ કને મારીની આર્જુ કીધી, અને જડજોએ ના કહ્યું ત્યારે તે ઘણો અજબ અને દુ:ખી થયો? તેં વળી વધારાની એક વાત તો માહરેથી છુપાવેલી, ને મને કહેલીજ નહીં કે તેણે કૉર્ટમાં તકરાર લીધી કે મેં એકરાર કરી લીધેલો હોવાથી ઇંગ્રેજી કાયદા મુજબ મને માંરી પર હક પોંહચેછ, અને જડજોએ તે વાત હસી કાઢી હતી?"

"એ તેં કેમ જાણ્યું?" બીએત્રીસે ધીમે સાહદે પુછ્યું.

"એકજ પેપરમાં એ વધારાનો રીપોર્ટ હતો, અને પછીથી તે માહરાં વાંચવામાં આવ્યો હતો," મેં મિજાજથી કહયું, "જોકે તે વખતે બી મને મેરાનોએ એ જાતનો દગો કરવાનો તો કોઇ સુબેહ થયો હતો નહીં. મને, તેથી, હવે જે દુખ થાયછ તે એજ કે તું એવા ખુંની પ્રપંચમાં શામીલ થઇ, કારણ જે હું કોઇ શક નથી કરી શકતી કે ખુંનીને આપઘાત કરવાનું હથ્યાર લઇ જઇને આપનાર અને આપઘાત કરવા ઉશ્કેરનાર તથા તે હથ્યાર લઇને પછીથી જેલમાંથી નાહસી જનાર પેલો ઢોંગી ફાધર મેફ્યો એ તાહરો મેરાનો ને મેરાનોજ હતો!!"

"તું ઘણીજ સખ્ખત થાયછ, ઍલન," બીએત્રીસે હવે શરમથી માથું નમાવીને રડી દેતાં કહયું; "પણ તું ભુલીજ જાયછ કે અમે એ પાપી લુઇગીને હાથ કેટલું કેટલું ખમેલું છે! એણે માહરા ધણીને માહરે વાસ્તે વેહમાવા કાંઇ થોડું કીધું? એણે શું અમોને જડ

મેખથી ઉખેડી નહીં નાખ્યાં? તેની ગલીચ નોકરીને વાસ્તે મેં તેને થથરાવ્યો ને મના કીધી તેથી તેનાંજ ભંભેરવાને લીધે માહરા વરે મને જીવતાં દોજખમાં ચાર દહડા સુધી પુરી નહીં રાખીતી? અને તોબી મેં જે શામીલગીરી આપી તે વાસ્તે તું મને ઠપકો કેમ આપી શકે?"— અને તે પોતાનાં મોઢાં પર હાથ ઢાંકીને બેઅખત્યાર રડી.

હું તે જોતાં નરમ પડી ગઇ. મને લાગી આવ્યું, કેમજે તે છોકરીએ તે ખુંનીને હાથ બેશક ઘણું ખમ્યું હતું.

"હવે ખેર, એ વાત જવા દે," મેં થોડીક. નરમાશથી કહ્યું, "અને તું જો માહરી દોસ્તીની કદર કરી શકતી હોય-તું જો માહરે વાસ્તે કાંઇ બી સારૂં માની શકતી હોય—"

"ઓ ઍલન, તે બી શું તું હજી માનતી નથી?"

"હું માનુંછ, ને તેથીજ કેહુંછ કે જ્યારે તું માહરે વાસ્તે એટલું માન ધરાવેછ ત્યારે માહરી એટલી સલાહ માન, અને આએ માણુસ સાથે તાહરૂં નસીબ જોડવાના ખ્યાલથી હજુ બી એકદમ હાથ ઉઠાવ!"

"ઓ ઍલન!"

"હા," મેં કહ્યું, "મને એ આદમી એટલો બધો ઝનુની ને કપટી માલમ પડયોછ કે એવા એકને તું તાહરો ભરથાર બનાવે તે ખ્યાલથીજ હું તો બા ધ્રુજુંછ!"

"ઍલન, મને માફ કર," બીએત્રીસે ઠરાવથી કહ્યું, "હું એ વાતમાં તાહરી કોઇ સલ્લાહ માની શકવાની નથી."—અને પછી વળી કાંઇ નવો વિચાર થયો હોએ તે ઢબે વધારયું, "એમ છતાં મને એ વિશે વિચાર કરવા દે. આપણે કાલે પાછાં મળશું. તું કાલે આએજ વખતે અત્રે પાછી આવજે, અને હું જે ઠરાવ પર આવી હોવશ તે તુને ખરેખરો કહી દેવશ."— અને જાંણે હવે તે મને જતી રહેલી જોવાજ ચાહતી હોય તેમ પોતેજ ઉઠીને ઉભી થઈ. મેં, તેથી, થોડીક આનાકાંની અને દીલગીરીથી તેને શેકહેંન્ડમાં માહરો હાથ આપ્યો, જે માહરી આનાકાંની જોઇ લઇને તેણે બી પોતે ઘણોજ અળગો પોતાના હાથમાં લીધો, અને અમે અત્યાર સુધી જે આટલાં હેત પ્રીતનાં ફ્રેન્ડઝ હતાં તે હવે અરસપરસના મોટા અણગમા વચ્ચેજ તે સહાંજે છુટાં પડયાં.

વળી બીજી સહાંજે મને તેણીએ કહી મેલ્યું હતું તેમ હું પાછી તેને મળવા ગઇ—માહરી હજી બી ઘણીજ મરજી અને દયાનત હતી કે બને તો તેને હજી એ સમજાવી એવા એક કપાત્ર આદમી સાથે જન્મની પાળ બાંધતી અટકાવવી, પણ મારકવીસના બંગલા પર જઇને તેને વાસ્તે પુછતાં મને જે જવાબ મલ્યો તેથી હું તો પથ્થરજ થઇ ગઇ! મને કેહવામાં આવ્યું કે તે તો તેજ સહવારે સીનોર લુડવીકો મેરાનો સાથે પરણવા વાસ્તે પેરીસ ઉપડી ગઇ હતી, અને વળી તેનાં બેહન બનેવી તેને ડોવર સુધી વળાવા ગયાં હતાં!

આ ઘણું નાઉમેદી પેદા કરનારૂં હતું, અને મને એકાદ પળ એમ બી લાગ્યું કે માહરે તેનાં બેહન બનેવી મારકવીસ અને મારસ્યોનેસને મળીને સઘળી ખરી હકીકતથી વાકેફ કરી દેવાં; પણ નહીં. મેં એ વિચાર તરત મોકુફ કર્યો. મને લાગ્યું કે બીએત્રીસના સંબંધમાં મેં માહરી ફરજ બજાવવા જોગું પુરતૂં કડયું અને કર્યું હતું, અને તેથી મેરાનોનો અપરાધ

મારકવીસ ને મારસ્યોનેસને જાહેર કરી દઇને પોલીસનાં નવાં લફડાંમાં માહરે પડવા અને તે ક્રમબખ્તોને ફસાવવા ખરેખર તો હવે કાંઇ જરૂર નહીં હતી. હું, તેથી જે બન્યુ હતું તે ઉપર થોડીક દલગીર થયલી માહરાં મકાનપર પાછી ફરી.

એ પછી બીજાં એકાદ પખવાડયાં સુધી તો નવું કાંઇ જાંણુવા જેવું બન્યું નહીં, પણ ત્યાર કેડે અચયુચ વળી કાંઇ એવું બન્યું કે જેની કોઇએ કશીજ વકકી રાખેલી નહીં! અમારી ઠીએટરના લૅસી માલેક અને મેનેજરે નાદારીમાં નામ નોધાવ્યું, અને એ દેહસ્તનાક સમાચાર સાંભળીને અમે તો બધાં હબતીજં ગયાં, પહેલાં તો એ કેમ અને કાંએ બન્યું તેજ અમો કોઇ સમજી શકયાં નહીં, કેમજે ખરેખર તો એ આદમીને એના નાટકના ધંધામાં છકકાંજ હતાં અને એનું ડુકે ફાટતું હતું. અમે સૌ કોઇ તેને એ ધંધામાં ઘણો તાજો અને માલદાર બનેલો માનતાં હતાં, અને બેશક હતું બી તેમજ. હું જે અઢી વરસ તેની નોકરીમાં રહી તે દરમ્યાંન મેં જોયલું હતું કે ઘણું કરીને તો જગ્યા નહીં મળવાનાં કારણથી લોકને હંમેશ પાછુંજ જવું પડતું હતું, ત્યારે એ નાદારી કાંહાંથી આવી? અંતે ખુલાસો મલ્યો કે અલસીનું એક કૉરનર કરવામાં આવ્યું તે સત્તામાં એ બેવકુફ આદમીએ પણ મોટા પાયા પર ઝોંકાવ્યું, અને એકદમ લખપતી ને કરોડપતી થવા જતાં જે આબાદી અને મોજમાં હતો તેમાંથી બી સબર દબર નિકળી ગયો!! પરીણામમાં, હું અને મેરી ગ્લેન્ટવર્થ અમારી હીરા જેવી નોકરી પરથી નહીં ધારેલાં રવડી પડયાં, અને બીચારાં અમારા કરતાં વધારે મોહતાજ અને ગરીબ ખેલાડીઓ જે હતાં તેઓનો ફેજ તો દયાજનકજ થઇ પડયો.

તેણે (મી૰ રીચર્ડસે) મને અને મેરી ગ્લેન્ટવર્થને તો દીલાસાનું ઘણુંએક લાંબું લટાક લખી મોકલ્યું. તેણે અમો કને વિનંતીથી માંગી લીધું કે અમોએ કોઇ બી બીજી કંપનીમાં ઉતાવળ કરીને જોડાવું નહીં, કેમકે નાદારીમાંથી છુટકો મળ્યા પછી તે પોતાનું નાટકનું કામ નવેસરથી જરૂર પાછું ચાલુ કરનાર હતો. અને હાલની અમારી થોડીક બેકારીનો પણ તે વખતે પુરતો ખંગ વાળી આપનાર હતો; અને મેં તેનાં એ કાગળનો દીલસોજીભર્યોજ જવાબ લખ્યો. માહરી સાથે એ આદમી ખરેખર ઘણો ભલો હતો, અને ઘણુંજ માનથી સદા વરતતો હતો એ વાત હું વીસરી જઇ શકી નહીં.

અને હવે એ સંજોગો વચ્ચે અમો, નવરાં પડેલાં, લંડનમાંજ પડી રેહેવા રાજી થઇ શકયાં નહીં. મને જુલીને ત્યાં થોડાક દિવસ ડોવર ખાતે નીવતી અને આશાએશ વાસ્તે જઇ રેહેવાનું મન થયું, અને જુલીને એ માહરો એરાદો લખ્યો એટલે તે તો ખુશાલીથી તે વાંચીને કુદીજ પડી. તેના ઘરડા બાપ પણ તેને એકલી મુકીને થોડુંએકના કૉન્ટીનન્ટ પર ફરવા જવા પાછા નીકળી ગયા હતા, એટલે મેં અને મેરીએ એકાદ મહીનો તેની આગળ તેનાં "રીવર હાઉસ"માં જઇ રેહેવાનુંજ મન કર્યું હતું એમ જાણી તે હદ વગરની ખુશી થઇ અને અમો ગયાં.

મેં બીડાને સાથે લીધી નહીં. તેની પર માહરો વિશ્વાસ ઘણો મોટો હતો, અને તેની દાનાઇમાં હું ઘણું માનવાવાળી હતી, એટલે તેને તો માહરાં માણસોની સાથે માહરું ઘેર તપાસવા હું લંડનમાંજ છોડી ગઇ, જે બીડાને પોતાને પણ અલબત ઘણુંજ ગમયું એ તો કહયા વગર ચાલશે. તેનો વીલ્યમ હાલમાં લંડનમાંજ નોકરીએ હતો, અને તે અવારનવાર અત્રે

આવતો જતો હતો, એટલે બીડાને માહરી જોડે ડોવર લઇ જવા કેટલીક હદ સુધીનું ખરેખર ઘાતકીજ થઇ પડતે.

---

## પ્રકરણ ૧૮૯.

એ રીતે હું અને મેરી "રીવર હાઉસ"માં પોંહચ્યાં ત્યારે ડીસેમ્બર માસની શરૂઆત હતી, અને જુલ્યટે હંમેશના જેવોજ હેત પ્રીતનો અમોને બંનેને ઘણોજ મીઠો આવકાર આપ્યો. હવા બી એ વખતે તે તરફ કાંઇ ઘણી ખુશનુમા હતી. હજી કકડતી ઠંડી પડવાની શરૂઆત થઇ નહીં હતી, અને ઝાડપાંન લીલાં કંજર જેવાંજ હતાં—જાંણે હજી વસંત રૂતુની શરૂઆત હોયની તેવુંજ મજાહનું કાંઇ લાગતું હતું.

અને સંજોગ તો જુઓ! અમો ડોવર પોંહચ્યાં તેજ બપોરે અમારાં ઘર આગળ, જાંણે અમારી વાટ જોઇને અકસ્માત થવાનું બેસીજ રહયું હોયની તેમ, ગાડીનો એક ઘણો જાંણવા-જોગ અકસ્માત થયો!! હું અને મેરી ડ્રૉઇંગરૂમમાં બેસીને તાહેલાં મારતાં હતાં, અને જુલ્યટ કાંઈ કામે કાજે ઘરના માંહેલા ભાગમાં રોકાયલી હતી, તેટલાં ઘોડાઓની મસ્તી અને અફાળ-ઝીકને લગંતા તેમજ આદમીઓના ગભરાતના અવાજે અમારે કાને આવ્યા, અને અમે દોડી જઇને જોયું તો એક મોટી મુસાફરીની ગાડી અમારા બંગલાની સામી સાઇડેજ ઉંધી વળી ગયલી હતી! ને વળી ગાડી બી, અમે દુરથીજ જોઇ લીધું કે, તેનાં બારણાં પરનાં કોરોનેટસ-થી કોઇ મોટા ઉમરાવને ઘરનીજ જણાતી હતી, જ્યારે આગળ જતાં સાથે મેં વધતી હબતીને જોયું કે તે તો ફરીથી મેરીના બાપ ડયુક ઑફ આર્લીનીજ ગાડી હતી!! તેનાં માણુસોની લીવરી પરથી એ તરતજ જણાઈ આવ્યું,

"બાપ રે, ગાડી તો ઉંધી વળી ગઇછ તે કોઇ કચડાઈ મુવું હશે!" મેરીએ જોતાં સાથે સ્વભાવિક ગભરાત કર્યો.

"તો બી આપણુને આગળ જવાનું નથી, મેરી," મેં તરત અમારાં કદમ રોકી નાખતાં કહયું, "આપણે એ લોકની નજરે નહીંજ પડયે તો સારૂં."

એવાંમાં તો તે મોટી "પોસ્ટચેઝ"ને જોડેલા ચારે ઘોડાઓને છુટા કરી નાખીને શાંત પાડવામાં આવ્યા હતા, અને પછી ગાડીનું જે બારણું ઉપર આવ્યું હતું તેમાંથી પેલા અરધા ઘેલા ડયુકને પોતાને તેનાં માણુસોએ બાહેર ખેંચી કાઢયો, જે, અમે અમારી સંતાવાની જગ્યા-માંથી જોયું તો, કાંઇ ઝાઝી ઇજા પાંમેલો નહીં હતો. ભીચા માંહા ને તંગડી ઉંચી તેમ તે જુઠી જુઠી ગડબડ ને મોટા મોટા બુમ બરાડાનો ગભરાત કરતો હતો, અને સાચું કાંઇ કોઇને સુઝ પડવા દેતો નહીં હતો, પણ પછીથી ડચેસને અંદરથી ખેંચી કાઢવામાં આવી. તેના હાલ ખરેખર ઘણા બુરા હતા. તેને ઘણું સખ્ખત વાગેલું હોવું જોઇએ, કેમજે તે તદન બેહોશ હતી. તેના બાલ બધા છુટી ગયા હતા, અને દીલ પરનો પોશાક પણ પુશકળ વેરવાર અને હાલહવાલ બની ગયલો ખુલ્લો જોઇ શકાતો હતો.

અલબત, એ જોઇને માહરો જીવ નહીં રહયો, અને હું મદદે દોડી જતે, પણ તેટલાં તો જુલીએ ઉપરની બારીમાંથી એ બધું જોયું હશે તેથી તેજ પોતાનાં માણુસોને લઇને મદદ

કરવા બીજે દરવાજે ઉતાવળો બાહેર દોડી પોંહચી, એટલે મેં નીરાંત કરી. હું જ્યાં ત્યાંથી એ આર્લીવાળાંઓ સાથે મેરીને મેળવવા મુતલગ ચાહતી નહીં હતી.

પણ એટલામાં તો એક બીજી ગાડી તે તરફ ધસારાબંધ આવી લાગી. તે પણ ડયુકનીજ હતી, અને તેમાંથી મારકવીસ હરબર્ટ—ડયુકનો બેટો—જે બન્યું હતું તે જોતાં ઘણો ગભરાયલો જેવો કુદકો મારીને એકદમ બાહેર આવ્યો. એ બધું કાંટાનું કટેસરજ થતું આવતું લાગતું હતું, અને અમો ડોવર આવ્યાં તેજ દહાડે આ નવી જંજાળ બરપા થતી હતી તે જોઇને હું બહુજ નારાજ થઈ. અલબત, તે વાતને તો સાત મહીના થઈ ગયા હતા કે જ્યારે એક બુકસૅલરને ત્યાં મેરી ગ્રેન્ટવર્થ જેને પોતાનો કાકો જાંણતી હતી તેને પેહલી પંક્તીનો એક ડયુક પીતા તરીકે પીછાંણવા પાંમી હતી, અને હરબર્ટ તેનો તે રીતે ભાઇજ થતો હતો તે ગજબની મોહકાંણમાં તે લવર્સને સદાનાં છુટાં પડવું પડયું હતું. એ વાતને સાત મહીના થઇ ગયા હતા, જે પછી વળી આ નહીં ધારેલી તેઓ જોડે મેરીની પાછી મીલાકાત થવાની સરજતનો સંજોગ ઉભો થયો હતો !

મેરી એ માહરો અણુગમો પાંમી ગઇ. તેણે બી જોઇ લીધું કે જુલી જે એ બધા રીટનાથી બીલકુલ નાવાકેફ હતી તે ભોળાઇમાં ડયુકવાળાંઓને જરૂર કહી દેવાની કે અમો બંને તેને ઘેર મેહમાન આવેલાં ને રહેલાં હતાં, જેથી તેણીએજ મને સધ્યારો આપ્યો.

"તમે તમારે કાંઇ ફીકર ના કરો, ઍલન ડીઅર," તેણીએ તણુકાથી કહયું, "હું એ કોઇબી નાલાયકોને મળવાની દરકાર ધરાવતીજ નથી. હું માહરે, એ લોકો અહીં થોભશે તેટલો વખત માહરા ઓરડામાં ભરાઈ રેહવશ, અને એ લોક માંહેલાં કોઇની બી નજરે પડશજ નહીં !"

"તે છતાં આપણે જુલીને એ વાત વિશે વિશ્વાસમાં લેઇ લઇશું, અને હું એના કાનમાં હમણાંજ ફુંક મારી લેવશ કે માહરૂં તો કાંઇ નહીં, પણ તું અત્રે છે એ વાત તે એ લોકોને જાહેર થવા નહીં દે," મેં સુચવ્યું.

"જેમ તમારી નેક નજરમાં સારૂં લાગે તેમ કરો," મેરીએ બેપરવાહીથી કહયું,—અને પછી તે તો ઉતાવળે પોતાના ઓરડામાંજ ચાલી ગઇ, જ્યારે હું હવે જ્યાં અકસમાત થયો હતો ત્યાં ગઈ. એ પછી બેહોસ ડચેસને ઉંચકીને બંગલામાં લાવવામાં આવી અને અંદર લઇ જઇ એક સોફા પર તુરત વેળા તેને સુવાડવામાં આવી, જ્યારે તે હજી હોસમાં નહીં આવેલી હોવાથી ઘરમાં બધો ગભરાત થઈ રહયો. દેખીતી રીતે તેણીને ઘણી સખત ઇજા થઈ હતી, અને પડોશમાંથી ડાકટર સીંગલટનને બોલાવી લાવવા જુલીએ એક આદમી દોડાવ્યો.

એવામાં જવાન મારકવીસે મને ત્યાં જોઇ, અને મને જોઇને જેટલો ખુશી તેટલો અચરત થયલો માહરી ભણી શેકહેંન્ડ સારૂ હાથ લંબાવતો તે ઉલટમંદ દોડી આવ્યો. ડયુક બી મને ત્યાં જોઇને અજબ થયો અને તરત કહયું, "ઘણું ખોટું થયુંછ, મીસ પર્સી. ધોરી રસ્તાની બાજુમાં કશી બી વાડ ભર્યા વગર એવો એક મોટો ખાડો રેહવા દેવામાં આવે કે જેથી લોકોની ગાડી ઉંધી વળી જાય એ ડોવરની મ્યુનીસીપાલીટીને વાસ્તે ઘણી મોટી શરમની વાત છે. એમ તો લોકો ત્યારે પોતાના ફ્રેંઇગરૂમની પાસે વગર પાળના કુવા ખોદાવી રાખે તેવુંજ એ થયું ! કમબખ્ત પીસબ્લોસમ બી હમણાં અહીં નથી કે આવી વખતે જરા સલાહ

આપતે ! મેં તો તેને——"

"માહરા લૉર્ડ," મેં તેના એ વગર અર્થના હેમક બકવાતથી કંટાળીને ઉતાવળે કહ્યું, "જોવો, જોવો, હર ગ્રેસ હુસ્યાર થાયછ !"

"ગરીબ બીચારી ! તમે સમજ્યાંની, મીસ પર્સી ? જેવી ગાડી ઉંધી વળી કે ગાડીનાં બારણાં સાથે એનું માથુંજ અફળાઇ ગયું તેની એ બધી મોહકાંણુ છે." તે હેતવંતા (?) ભરથારે સમજ આપી.

એ દરમ્યાંન મેં જુલીને બાજુ ખેંચી લીધી, અને તેના કાનમાં ઉતાવળે કહ્યું, "જુલ્યટ, મેરી ગ્લેન્ટવર્થ આપણાં ઘરમાં છે એ વાત એ લોક જાણવા નહીં પાંમે તેની જરા સંભાળ લેજે. એમાં એક ભેદ છે, જેનો ખુલાસો પછીથી હું તુને ખાનગીમાં કેહવસ."

જુલી એ સાંભળીને દેખીતી અજબ તો ઘણી થઇ, પણ તરતજ મને આંખના એશારાથી તેણીએ સધ્યારો આપ્યો, અને અમો ડચેસના સોફા આગળ પાછાં ગયાં, જેવામાં ડાકટર આવ્યો.

તેણે ઘણી બારીક તપાસ કીધી, અને કહ્યું, "ઘણો નૅસ્ટી અકસ્માત છે, પણ જાંનના જોખમ જેવું મને કશું લાગતું નથી—જો અત્રેથી એ બાઇને ખસાડવામાં નહીં આવે તોજ. એ બાનુને અહીંથી કયે બી લઇ જઇ શકાશે નહીં. કદાચ બે ચાર અઠવાડયાં સુધી બી અહીંજ રાખવાં પડશે !"

"લંડન કાંઇ ઘણું દુર નથી, ડાકટર, લંડન અમારાં પોતાનાં મકાનમાં નહીં લઈ જઇ શકયે ?" ડયુકે હયાં આગળ થઇને સવાલ કરયો—અને તેને જોતાં સાથે ડાટક્સને પોતાના ચેહરામાં કાંઇક મોટી અજાયબીથી ટીકતો જોઇ ડયુક પોતેજ ગભરાયો, અને "એક વર્ડ ખાનગીમાં, ડાકટર," એમ કહી તે તરત તેને બાજુનાં એક ખુણાંમાં તેડી લઇ ગયો.

હું તરત સમજી ગઇ, અને હું માહરાં મનથી હસ્યા વગર રહી નહીં. વાંચનાર યાદ કરશે કે મેરીની માતા બીચારી મરવા સુતી હતી ત્યારે એજ ડાકટરે તેણીની સારવાર કરેલી હતી, અને તે વખતે તો એક સાદા મી૦ ગ્લેન્ટવર્થ તરીકેજ તેણે ડયુકને ઓળખેલો હતો ! એટલા માટે હાલમાં તેજ આસામીને "ડયુક ઑફ આર્લી" તરીકે જાણતાં તે ડાકટર ખરે મને હેરત થયો, અને તેનો તે ગભરાત પાંમી જઇને ડયુક પોતે ગભરાયો, જેથી તેને ખાનગીમાં ખુલાસો કરવા અને તેનું મોહું બંધ કરાવા તે તેને ઉપર મુજબ બાજુમાં લઈ ગયો હતો.

"ત્યારે અહીંથી લઈ તો નહીંજ જઈ શકાય, ડાકટર ?" ખાનગીમાં ઘુસઘુસ કરીને તે લોકો ડચેસવાળા સોફા કને પાછા આવ્યા એટલે ડયુકે મોટે સાહદે પુછયું.

"બીલકુલ નહીં, માહરા લૉર્ડ," ડાકટરે જવાબ કર્યો, "જો એવી કોઇ બી નાદાની કરશો તો એ બાઇ પાણી પીવા ઉભી નથી રહેવાની. ફકત એને ઘણી સંભાળથી બીછાણાંમાં લેઇ લેઓ, અને ગમે તે થાય પણ આએ ઘરમાંજ હાલ તો રહેવા દેઓ."

"હું તો ઘણી ગરીબ આદમી છું, માહરા લૉર્ડ," અહીં જુલ્યટે ઘણી ઉદાર મલમ-

ણુસાઇથી વચ્ચે પડીને કહયું, "અને આએ ગરીબ છાપડું તમારા લંડનના આલીશાન મહેલને મુકાબ્લે તદનજ તુચ્છ છે, પણ એ જે છે તે તમો સાહેબોને સગવડ થાય ત્યાં વેર તમારી ખીદમતમાં મોજુદ છે,"

"ઓ લેડી ફ્રેડરીક, તમારી ખરેખર ઘણી મોટી મહેરબાંની થાયછ." ડયુકે કહયું.

"પપા, લેડી ફ્રેડરીકનો બેશક આપણુને ઘણો ઉપકાર માનવાનો છે," હયાં હરબર્ટે બી ટેકો આપ્યો, "કારણ આવા કટોકટના વખતમાં એવણનું મકાંન આપણુને એવો કીંમતી આશરો આપેછ."

"ઓ ખચ્ચીતજ! ખચ્ચીતજ!" લાયકીનો કોથળો ડયુક ઉલટપુલટ થયો, જ્યારે જુલ્યટે તરતજ માહરી મદદથી તે નાખલા બંગલામાંનો સૌથી સરસમાં સરસ બૅડરૂમ બીમાર ડચેસને વાસ્તે તૈયાર કરાવ્યો, જેવામાં ડાકટર સીંગલટને માહરા કાન પર પડીને કહયું, "તમો, પાછાં અહીં, મીસ પર્સી? તમોને જોઇને હું ઘણો ખુશી થયો. તમે મને મલી ગયાં તે સારૂંજ થયું. તમોને એક મિનીટ ખાનગીમાં કાંઈ કેહવા માંગુંછ."

હું એ ઉપરથી તુરત બ્રેકફાસ્ટરૂમનું બારણું ઉંઘાડીને તેને તે ઓરડામાં લઇ ગઇ, જ્યાં અમો એકલાં પડયાં એટલે તેણે હસીને કહયું, "દુન્યાના રંગઢંગ જોયા કે? આએ આપણો પુરાંણો રફીક સાદોમાંદો મી૦ ગ્લેન્ટવર્થ તો કેવો ડયુક ઓફ આર્લી પુરવાર થયો!!"

"હા ડાકટર; હું તો એ ઘણું થયું જાણુતીતી," મેં બી હસીનેજ કહયું, "અને તમે ઘણા અજબ થયલા દેખાયા, ત્યારે મને રમુજ મળી!"

"હું અજબ થયો તે કાંઇ એટલા વાસ્તેજ નહીં, મીસ પર્સી," ડાકટરે કહયું "કે મી૦ ગ્લેન્ટવર્થ તેજ ડયુક નીકળ્યો; પણ ખરી વાત એ છે કે ફકત ગઇ કાલેજ એ લોકનાં સંબંધમાં એક નવોજ ભેદ મેં જાણેલો છે, અને હું તો તે સંબંધમાં આજે લેડી ફ્રેડરીકને મળીને પુછવા આવવાનોજ હતો કે મેરી ગ્લેન્ટવર્થ કયાં મળી શકશે."

હું હસી.

"સંજોગો તો જુવો, ડાકટર," મેં કહયું, "કે તમે મેરીને મળવા માંગોછ ત્યારે મેરી હમણાં આએજ છાપડાં હેઠળ છે!!"

"ખરેખર?" ડાકટર ઘણો અજબ અને ખુશી થયો; "એ બાઇના સંબંધમાં માહરે તમોને એક ઘણો ચોંકાવનારો ભેદ કહેવાનો છે."

પણ એજ વખતે જુલ્યટની એક મેડ મને કેહવા આવી કે ડચેસને વાસ્તેનો બૅડરૂમ તૈયાર કરવામાં આવ્યો હતો, અને હું તેને બારણાં પર તે સંબંધમાં પુછવા ગઇ ત્યારે જોઉંછ તો જવાંન મારકવીસ હરબર્ટ તેજ બારણાં આગળથી પસાર થઇ ગયો. મને તે ઘણું અજબ કરનારૂં લાગ્યું; અને હું થોડીક મનથી બીહીધી પણ ખરી. મેરી અહીં છે એમ મેં ડાકટરને કહયું તે એ છોકરાએ બારણાં આગળ ભરાઇને સાંભળ્યું તો નહીં હોય?

તુરત વેળા તો, મગર, એ બધી વાત અને એ બધા વિચારો પડતા મુકીને મને અને ડાકટરને જવુંજ પડયું, કેમજે ડચેસને બૅડરૂમમાં લેવામાં આવે ત્યારે માહરે તેમજ ડાકટરે આગળ રેહવાનું ઘણું જરૂરનું હતું.

પેલા હાથ પર ડચેસની બેખુદી તો હજુ ચાલુજ હતી, અને પલંગ પર સુવાડયા પછી પણ ડાકટરે ગમે એટલું કરવા છતાં તે પાછી હોસમાં આવી શકી નહીં. એમ છતાં ડાકટર તો પોતાનાં આગળાં મતને હજી એ વળગીજ રહયો. તેનાં કેહવા મુજબ બીમારને માર ઘણો લાગેલો હતો ખરો, પણ જાંનને જોખમ કશો નહીં હતો, અને પુરતી શાંતી અને સારવારથી કામ લેવામાં આવે તો કેસ હજી બી હાથમાં આવી શકશે એમ નકકી સંભવતું હતું.

એ અભિપ્રાય ડયુકને અને મારકવીસને હું પોતેજ કેહવા ગઈ, કેમકે પલંગ પર સુવાડવા પછી ડાકટરે જ્યારે બારીકીથી ડચેસને તપાસી ત્યારે તે બાપ દીકરાને ઓરડામાંથી બાહેર જવું પડયું હતું, અને ફકત હું અને જુલીજ તે ઓરડામાં થોભ્યાં હતાં.

અને તે બાપ બેટા ડાકટરનો તે હીંમત આપનારો અભિપ્રાય સાંભળીને ઘણા ખુશી થયા. અગત કરીને જવાંન મારકવીસ હરબર્ટ. તે છોકરાનું તેની માય પર ખરેખર ઘણું હેત હતું.

"સારૂં થયું—ઘણું સારૂં થયું?" ડયુક પટપટયો; "નહીં તો કમબખ્ત પીસબ્લોસમ બી હાલમાં અહીં નથી તેવા વખતમાં કાંઈ નવું જુનું થઇ જતે તો હું કેટલો બધો ગભરાઇ જતે! પણ ખરા જો, ગાડીમાં માહરી પેલી મોઘામાંની વાયોલીનનો કેસ હતો તેનું શું થયું હશે? લાવની, આદમીઓને પુછું!"—અને તે એવી એક રટુપીડ ઉશ્કેરણી હેઠળ અર્ધઘેલા જેવો અમોને બેને એકલાં મુકી તરત બાહેર દોડી ગયો!

મારકવીસ ઘણો શરમાયો. તેને પોતાના ચગડોળ બાપનાં એ બધાં ચક્રમપણાંથી ઉપરાસાપરી ઘણું શરમાવાનું થયા કરતું હતું તે હું જોઇ શકતી હતી. તે એવામાં માહરી તરફ ફર્યો, જ્યારે તેનો અવાજ શોકાતુર હતો.

"સાત મહીને આપણે પાછાં આજે અત્રે તદન નહીં ધારેલાં મલ્યેછ, મીસ પર્સી," તેણે કહયું, "જેને હું ચાહતાં શીખ્યો હતો તેનાં સંબંધની માહરી થોડીક નબળાઇ પકડાયા પછીનાં આપણે કોઇ દહાડે પાછાં મળ્યાંજ નહીં, પણ તમારી નસીહતથી મને ખરેખર ઘણો ફાયદો થયોછ, અને તમો બેહન જાંણીને બેશક ખુશી થશો કે તે પછી એક બી ખતાનો હું કશીજ રીતે જવાબદાર થયો નથી."

"હું એ સાંભળીને ઘણી ખુશી છું, માહરા લૉર્ડ," મેં મમતાથી કહયું, "તમારી સારી ચાલની સઘળી સચ્ચાઇ હું તમારા ચેહરામાંજ હાલમાં પ્રગટ પડતી જોઇ શકુંછ."

"હું તો ઈંગ્લાંડથી જતોજ રેહલો હતો, અને આયંદા જે માહરી બેહન પુરવાર થઇ તેને વાસ્તેના માહરા પ્યારની ઘણી ઘાટકી નાઉમેદી હું દુર દેશાવરોમાં ભુલી જવા ચાહતો હતો," હરબર્ટે જાસ્તી ખુલાસો કર્યો, "પણ માહરાં માત પીતાએ માન્યું નહીં, અને કીસમસ પોતાની સાથેજ ગુજારવા મને જોરાવરીથી બોલાવી લીધો." વળી તેણે હવાં એક ઇચકું પોતાની છાતીમાં ગુંગળાવ્યું, અને પછી ધીમે સાહદે વધારયું, "પણ મેરી હવે કેમ છે! તે મને કેઠે મળવા પાંમે તો એક બાઇ તરીકે બી મને મળે ને માહરી સાથે ભલાઇથી વાતચીત કરે કે નહીં? હું તેને ખાત્રી આપવા માંગુંછ, બેહેન ઍલન, કે હું એક વખત જેટલો દયાનતનો બદ હતો તેટલોજ હવે તમારી રૂડી નસીહતનાં પરીણામમાં પછીથી પાછો અસલ જેવોજ નેક થયલો છું."

એવામાં ડયુક પોક મુકતો અમો વાત કરતાં ઉભાં હતાં ત્યાં પાછો આવ્યો!

"નખ્ખોદ નીકળી ગયું," તેણે ઘણું રડમસ કહયું, "એક હાથ પર માહરી બૈરી બધી ભાંગીને ભુકો થઇ, અને બીજા હાથ પર માહરી વાહલાંમાં વાહલી વાયોલીન!! એક દુઃખ હોય તો એકને રડીને બેસ્યે! યા તો બૈરી બચતે કે યા તો વાયોલીન, તોબી ધુળ વાળી, પણ આએ તો એકઠો બેઉનોજ સંતાપ મને થયો!"—અને હું તે ડોસાનાં એ ચક્રમપણાંથી ઘણી રમુજ પામેલી માહરા ઉઘડી જતા દાંત મુશકેલથી બીડેલા રાખીને બાહેર સટકી ગઈ. આ અર્ધઘેલો ડોસો પોતાની બૈરી અને વાયોલીનને એકજ ત્રાજવાંમાં તોલતો હતો તે ખચ્ચીત કરીને ઘણું રમુજી હતું.

એ પછી મેં જુલ્યટને ખાનગીમાં મળીને મેરીને લગતી તમામ હકીકત કહી, અને તે સાંભળીને તે પણ ઘણી અજબ અજબ થઇ.

"એ ઘણું કફોડું થયું," તેણે કહયુ, "જોની—કદી મદી તું માહરે ત્યાં નીરાંતનો એક મહીનો ગુજારવા આવી ત્યારે વળી તદન નહીં ધારેલું એ શેખરું નીકળી આવ્યું. કેવાં આપણે ત્રણ એકલાં હતે તો ખુશાલ ફરતે હરતે ને મોજમજાહ કરતે, પણ આએ તો બીચારી મેરીને એવા સંજોગમાં ત્યારે તેના ઓરડામાં કેદ પડી રેહવું પડશે તે કેમ પાળવશે! ડાકટરનાં કેહવા મુજબ એ કાંઈ એક બે દહાડાનું લફડું નથી, અને જો ચાર છ અઠવાડયાં ડચેસને અહીં રાખવીજ પડે તો ડયુક ને મારકવીસને રેહવા દેવા કાંઈ માહરાથી ના કહી શકાવાનું છે?"

"મામલો ઘણો ગુંચવાવનારો થઇ પડયોછ તો ખરો!" મેં કહયું, "મેરીએ સઘળી ખરી હકીકત જાંણવા પછી પોતાના બાપની ઠગાઇને વાસ્તે એ આખાં કુટુંબ પર એક એવો કંઇ કાળો કેહર લઇ લીધોછ કે એ લોક રૂબરૂ થવાં જોગએજ નહીં. હું જરા બી શક કરતી નથી કે મેરી એટલી ભેજાંફાટેલ છે કે કોઇને કાંઇ ને કાંઇ મોંઢે છુટું અપમાન બી કરી બેસશે, અને અગત કરીને આએ ભાઇ બેહન બી નહીં મળે એ ઘણું ચાહવા જોગ છે."

"મેરી પોતે શું કેહછ?" જુલ્યટે પુછયું.

"મેં તેનું મત હજી લીધું નથી," મેં કહ્યું, "પણ હું ધારૂંછ કે હાલના સંજોગમાં તો અમારે પાછાં અહીંથી અમારે ઘેરેબારે લંડન જતુંજ રેહવું પડશે. બીચારી મેરીને એમ તે કેદ કયાં સુધી કરી રાખ્યે?"

"ને ડાકટર સીંગલટન તુને શું કેહતા હતા?" જુલીએ પુછયું.

"તેવણ બી કાંઇ મેરીનાજ સંબંધમાં કેહવા માંગેછ, પણ અમારી વાત અધુરી રહેલી છે. તેવણ શું કેહવા માંગેછ તે સાંભળીનેજ અહીંથી અમારે પાછાં ક્યારે ઉપડી જવાનું તે મેસી સાથે હું નક્કી કરી શકશ," મેં જવાબ કરયો.

"ત્યારે તું અહીંજ બેસ ને ડાકટરને હું તાહરી આગળ અહીંજ મોકળી આપું. તું વાત કરીજ લે."—અને જુલી એમ કહીને ઉતાવળે ઉઠીને તે ઓરડામાંથી બાહેર ગઇ, જે પછી જરા વારમાં ડાકટર સીંગલટન અંદર આવ્યો.

"એ બાઇના સંબંધમાં એક અજબ જેવો ભેદ માહરે તમોને કેહવોછ, મીસ પર્સી,"

તે ડાકટરે અંદર આવતાં સાથે ચાલુ કરયું. "તમોને યાદ છે એ છોકરી એની મરનાર માય સાથે જે કૉટેજમાં રેહતી હતી તેના બગીચાને લગતો એક ઘરડો માળી હતો તે?"

"હું ઓળખુંછ તે માળીને બરાબર," મેં કહયું, "મેરીનો તો તે ઘણો માનીતો છે, કેમજે મેરીને તેણે બચગીથી રમાડેલી છે."

"તેજ માળીના સંબંધમાં માહરે તમોને કાંઇ હાલમાં કેહવાનું છે," તે ડાકટરે કહયું, "એ લોક પછી એ બંગલો પેલા કારબનીના કાંઉન્ટે ભાડે રાખ્યો હતો તે તો તમે જાંણોછ, પણ કાંઉન્ટનું ખુંન થવા પછી કોઇ જાથુકનું ભાડુત મળ્યું હતુંજ નહીં, ને હવે છેક હમણાં કેહજે કોઈ જાથુકનું ભાડુત મળી ગયુંછ. એટલા માટે આખું મકાન રંગ ચુનાની મરામતથી રીપેર કરાવવાનો ઘરડા માળી મી૰ થોમસનને હુકમ મળ્યો છે, અને તે કેહજે એ હુકમ મુજબ ગઇ કાલે મરનાર મીસીસ ગ્લેન્ટવર્થનો બેડરૂમ તૈયાર કરાવતો હતો ત્યારે અચણુચ ત્યાંની દીવાળમાં એક કોઇ છુપું ફાલકું હોવાનું તેણેજ શોહોધી કાઢયું. જ્યાં મીસીસ ગ્લેન્ટવર્થનો ઘોલ્યો રેહતો હતો તેની બરાબર પછવાડેનીજ દીવાળમાં ફાળકું હતું, અને તે મધેની રીસેસમાંથી કાંઇ કાગળો છુપાવેલાં એ ઘરડા માળીને મળી આવ્યાં!!"

"કાગળો?" હું અજબ થઇ.

"હા, ઘણાજ અગતના દસ્તાવેજો!" ડાકટરે કહયું, "થોમસનને વાંચતાં નથી આવડતું, અને માહરી સાથે વરસોની ઓળખાંણ તેથી એ બીચારો જેવા તે દસ્તાવેજ મળ્યા કે તરત માહરી પાસે તે લઇ આવ્યો, અને મેં તેને કહયું કે હું ફુરસદે એ વાંચી જોવશ, ને જો કાગળ્યાં કાંઇ કામનાં કે કોઇના લાભનાં પુરવાર થશે તો હું જરૂર તુને એક સારૂં જેવું ઇનામ અપાવશ."

"અને તમે તે વાંચી જોયાં?" મેં મોટી આતુરતાથી પુછયું,—કેમજે મને તરતજ લાગ્યું કે મેરીના સંબંધમાં કાંઇ નવું અજવાળું પડવાનીજ આ વળી કાંઇ વાત હોવી જોઇએ.

"હા, વાંચી જોયાં અને તમે શું ધારોછ? તમે સાંભળીને અજબ થશો, મીસ પર્સી, કે જેમ તમે બધાં ધારોછ તેમ મેરી ગ્લેન્ટવર્થ કાંઇ આએ ડયુકની દીકરી નથી!"

"ડયુકની દીકરી નહીં?" હું મોટી તાજુબીમાં ચમકી ઉઠી; "એ તમે શું કેહોછ, ડાકટર? તમારી કાંઇ ભુલ તો નથી? ડયુક પોતે એ તેની દીકરી હોવાનું ખાત્રીપુર્વક જાંણેછ ને કબુલ રાખેછ?"

"તેજ તો મજાહ છે!" ડાકટરે હસીને કહયું, "એ ડયુકની દીકરી બી નથી અને જેને એ પોતાની માએ જાંણુતી હતી તે મરનાર મીસીસ ગ્લેન્ટવર્થની વટીક દીકરી નથી!"

હું તો અજાયબીથી દંગજ થઇ ગઇ. હું તો અજાયબીની મારી કાંઇ બોલી બી શકી નહી!

"એ ઘણો અજબ જેવો ભેદ પકડાયોછ," ડાકડરે જારી રાખ્યું, "અને તે ઉપરથી પુરવાર થાયછ કે મરનાર એ મેરીની માય નહીં પણ ખરેખર તો માસી થતી હતી, અને એ માસી એ છોકરીને પોતાનાં પેટની દીકરી પેરેજ ચાહતી હતી, કારણ કે છેક એના જન્મથીજ એ છોકરી એ માસીની ગોદમાં ઉછરેલી છે!"

"કેટલું અજબ જેવું!" મેં કહયું,—અને તરત માહરા ખ્યાલો મેરી અને હરબર્ટ પર દોડયા કે જેઓ, વાંચનાર યાદ કરશે કે, એકમેકને આંધળા વિશ્વાસ અને અખંડ હેતથી ચાહતાં શીખ્યાં હતાં, અને, જો આ વાત ખરી હોય તો, હજી પછી ઘણુ પરણવાને જોઇએ એટલાં અરસપરસ છુટ્ટાં હતાં! એ ઉપરથી મેં તરત વધારયું, "તે કાગળો તમારી પાસે છે, ડાકટર?"

"હા, બેહન," ડાકટરે જવાબ કર્યો, "એ બધો અજબ જેવો હેવાલ મરનારે પોતે પોતાને હાથે લખેલો છે, એટલુંજ નહીં પણ વળી મરનારની બેહન જે મેરીની સગી મા થાય તેનાં બી કેટલાંક કાગળો છે, તથા એ છોકરી તે માય બાપનું હકદાર ફરજંદ છે તેઓનાં લગનની અને એ છોકરીના પોતાના જન્મની સરટીફીકેટો વટીક મોજુદ છે!"

"ઓ, કેટલું નસીબદાર!" હું પોકારી ઉઠી, "મીસીસ ગ્લેન્ટવર્થની દીકરી તરીકે મેરી જે એક હદ વગરની કાંકની છોકરી છે તે પોતાને નામોશીથી તવલુદ થયલી જાંણી ઘણો ગમ કર્યા કરેછ ને બળાપાથી પીલાયા કરેછ, તેને વાસ્તે આએ વધામણી કેટલી સુખકારક થઇ પડશે!"

"હા, પણ તમે ભુલી જાઓછ," ડાકટરે કહ્યું, "કે નામોશીમાં જન્મેલી તરીકે તે પોતાને એક મોટા ડયુકની પુત્રી જાંણેછ, જ્યારે એના ખરાં મા બાપ તો ફકત બીચારાં મુફલસીમાં અવલ્યાં મુકીને પુરાં થયાં છે!"

"ઓ, તેનો શું મુજાકો છે?" મેં તુચ્છકાર કર્યો; "અખંડ જીંદગી ભરની નામોશીમાં એક રાજાને પેટે જન્મ લેવા કરતાં ઇજ્જતથી એક ગરીબ ભીક્ષુકને બાર જનમવાનું કાંઈ ઓછું પસંદ કરવાજોગ ને માનભરેલું છે? અને મેરી તો એક ભીક્ષુકની છોકરી ઇજ્જત વચ્ચે જન્મેલી પુરવાર થવા ચાહે તે માંહેલીજ એક ખરી ઇજ્જતદાર ને નેકકેરદાર અબળા છે એ તમો સત કરીને જાંણુજો!"

"એ સાંભળીને હું ખુશી છું ત્યારે," ડાકટરે કહયું, "અને હવે વળી મેરીના ગુજારાનો સવાલ છે."

"એટલે તમે એમ પુછોછ કે હાલ ડયુક મેરીના નીભાવને વાસતે એક મોટી રકમ આપતા હશે તે બંધ થઇ જવાથી મેરીનો ગુજારો મુશ્કેલ થઇ જશે, ને તે એ છોકરી કેમ કબુલ કરવાની છે?"

"હા, તેજ હું પુછવા માંગુંછ."

"ત્યારે તમે જાંણો, ડાકટર, કે એ તમારો વસવસો બી તદન ખોટો છે," મેં સમજાવ્યું. "ડયુક અને ડચેસે સાથે મળીને એક મોટી ને ધરખમ રકમ એ છોકરીનાં નામ પર આપેલી છે ખરી, પણ એને એ કુટુંબ પર પોતાના જન્મની નામોશીને લીધે કાંઈ એટલો સખ્ખત કેહર આવી ગયલો છે કે તેમાંની એક પૅનીને બી હાથ લગાડવા એણે સીર્ફ બજીદાઇથી ના પાડયું, અને ત્યારે તે રકમ, એમની એમ, એની જાંણ વગર એની પાછલી જીંદગીમાં એને કદાપી કામ આવે એવી મતલબથી એને નામે મેં બેંકમાં જમા રખાવેલી છે. એ અજબ ઝનુની છોકરી છે. બીચારી માહરી કાંની સ્ટેજપર મજુરી કરીને ખુશીથી પુરૂં કરેછ, પણ ડયુકના એક ખોટા પૈસાની બી એણે કદી આશા કીધી નથી."

"ઓ, ત્યારે તો એવી એક નેક છોકરીને આએ બધી ખરી હકીકત જલ્દીજ જાંણુવા દેઓ." ડાકટરે દીલસોજીથી કહયું.

"પણ તે આગમચ, ડાકટર, હું ધારૂંછ કે એ બધી હકીકત શું છે તે ડીટેલ્સ જાંણીને હું જાઉં તો બેહતર," મેં સહેજ વિચાર થતાં કહયું, "તમોને કાંઇ અડચણ છે? તમોને હાલમાં એટલી ફુરસદ છે?"

"મને તો પુરતી ફુરસદ છે," ડાકટરે હસીને જવાબ કરયો, "ડયુકે મને રાત સુધી આજે અહીંજ રેહવા મોટી ફી બદલ રોકેલો છે, અને હમણાં એકાદ કલાક સુધી માહરે માહરાં પેશંટને પાછું છેડવું નથી, એટલે માહરો તો સાંમો તમારી સાથે તાહેલાં કરવાથી વખત સોહવાશે."

"ઓ, ત્યારે તો જરૂર એ બધી હકીકત મને કેહો," મેં માંગી લીધું, "એ બધી નવેસરથી વાંચી લેવાની માહરી એથી હાલ તુરત તો જંજાળ બી બચી જશે,"

"ત્યારે સાંભળો," ડાકટરે કહયું; "મીડલેંન્ડ કાંઉન્ટીનાં વેકફીલ્ડ ગામડાંમાં એક પાદરી નામે લેટીમર ઘણાં વરસ સુધી રહેલો હતો. તે ગરીબ હતો, અને પોતાની પરણેતર ગુજર પાંમવા પછી પોતાની બે ચેહરેનમુન દીકરીઓ સાથે ઘણી ઇજ્જત વચ્ચે એકલોજ તે ગામમાં વરસો સુધી રહેલો હતો. હવે તમે જાંણોછ કે છોકરીઓને ઇજ્જતને રસ્તે દોરવવા વાસ્તે એક ભલી માયના સાહયા જેવો બીજો કોઇ સાહયોજ થતો નથી—બાપો કદી બી એવા કાળજીવંત ને સંભાળભર્યા થઇ જાણતા નથી—એટલે પરીણામમાં, જ્યારે પંચાવન વરસની સાધારણ ઉંમરે તે પાદરી પોતે લકવાથી અચબુચ મરણ પામ્યો ત્યારે એ બે છોકરીઓ, જેમની નીતી રીતી, અલબત, પેહલ્લા પ્રકારની નહીંજ ધારી શકાય તેઓ બીલકુલ રવડી પડી. તે વખતે વડી ઓગણીસ વરસની ને નાહની અઢાર વરસની વયની હતી. તેઓ ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન તેમ પોતે જે ટુંક કેળવણીથી તે ગામડે વાખવાખ થઈ રહી હતી તેને આધારે મનમાં એમજ મલીદા ખાતી ને ફુગરાતી હતી કે અમે ઘણું શીખેલીઓ છીએ, અને લંડન જઇશું તો કેડેબી કોઇ સારી નોકરીમાં તરત ઠર પડી જઇશું! એ ઉપરથી તેઓ મીસીસ ગ્લેન્ટવર્થ કરીને તેઓની એક મામી લંડનમાં રહેતી હતી તેમને ઘર રેહવા આવી, કે જે ફેમીલી તેઓ બે હતી તે કરતાં પણ ખરી રીતે તો વધારે મુફલેસ અને અભણ હતું! તેમાં તે વીધવા માતા, ત્રણ છોકરીઓ અને એક છોકરો હતો, અને છોકરીઓ બધી પરણીને સાસરે ગયલી હોવાથી જવાંન વીલ્યમ ગ્લેન્ટવર્થ, જે તે છોકરાનું નામ હતું તે, પોતાની માએ સાથે ઘરમાં એકલોજ રેહતો હતો. તે પોરયો તે તરફની એક વેપારી પેઢીમાં કલાર્ક હતો.

"ગ્લેન્ટવર્થવાળાંઓએ, મગર, તે બેહનોને પોતાને ત્યાં કાંઇ ઘણો ઉલટમંદ આવકાર આપ્યો નહીં. વીલ્યમની માય—છોકરીઓની મામી—ઘણી ગરીબ હતી તેમજ વળી એકલપેટી અને કંજુસ બી હતી. છોકરીઓએ, તેથી, જેમ બને તેમ જલદી પોતાને વાસ્તે કાંઇ નોકરી જોઈ કાઢવાના પછાડા માર્યા, પણ એ કામ તે લોકોએ ધાર્યું હતું તેવું કાંઈ સેહલ પુરવાર થયું નહીં. ત્યારેજ તે લોકોએ જાણ્યું કે તે લોકોએ જે કેળવણી લીધી હતી તે ઘણીજ ઉતરતા દરજ્જેની અને બચ્ચેબાળેકા ખેલ જેવી અપુર્ણ હતી. અંતે તેઓની ઘરડી

મામી તે પોરીઓ એમ માંથે પડતી આવી તેથી ઘણી નારાજ અને નાસબર બનેલી દેખાઈ, એટલે તેઓ મનથી ઘણી મુંજાવા લાગી. વીલ્યમ, તોપણ, ભલો થયો. તેણે પોતાની મા સાથે તેણીનાં એ નેહસ્તપણાં માટે ઘણો કજ્યો કર્યા કીધો, અને અંતે તે બે બેહનોમાંની વડી જેનું નામ મેરી હતું તે એક શ્રીમંત કુટુંબમાં છોકરાં રમાડવા રહી ગઇ. એ રીતે તે બેઉ બેહનોને છુટું પડતાં લાગ્યું તો ઘણું, પણ બીજો ઉપાયજ નહીં હતો. ત્યાર પછી થોડું-એકે ઘરડી મીસીસ ગ્લેન્ટવર્થ મરણ પાંમી, અને વીલ્યમ જે પેલી નાહની બેહન જેનને છુપી રીતે ચાહતાં શીખ્યો હતો તે, પોતાની માતાનાં મરણ બાદ, ચોક્કસ મુદતે, એ નાહની બેહન જેન સાથે પરણી ગયો. મેરી એ વખતે રજા લઇને એ લગન વાસ્તે ખાસ પોતાની મામીને ઘર આવેલી હતી, અને જેન એ રીતે થર પડી જવાથી ઘણી ખુશી થઇ. તે પોતે પુરતી દુઃખી હતી. તેને પોતાની નોકરીમાં કાંઇજ સુખ નહીં હતું. પગાર ઝુઝવી અને કંગાળ હતો, અને શેઠ શેઠાણી ઘણાં જુલમગાર હતાં. એ ઉપરાંત પોરયાં બી લાડથેલાં અને ચીબાવલાં હતાં. પરીણામમાં, તે જ્યારે પાછી નોકરીએ ગઇ ત્યારે તે કુટુંબમાં જે એક જુવાંન ઉમરાવ ઘણો આવતો જતો હતો અને તેણી ઉપર ઘણું ધ્યાંન આપતો થયો હતો તેની ઘેલીઘેરી વાતો તે ખુશીથી સાંભળતી થઇ. તે ઉમરાવ જવાંન ઘણું માન પામેલાં આર્લીના ડયુકનો દીકરો હતો, અને છેલ્લે તે એ જવાંન સાથે બેઇજ્જતી વચ્ચે નાહસી ગઇ. એ પછી થોડુંએકે વીલ્યમ ગ્લેન્ટવર્થ પણ જેનને ઘણી મુફલસીમાં અવત્યાં મુકતી મેળીને રેલવેના એક અકસમાતમાં મરણ પાંમ્યો, કે જ્યારે તે તેની મોહરદાર એક માતા થવાની સ્થિતીમાં હતી. એ વખતે મેરી, જે પેલા લૉર્ડના આશ્રરામાં અપવિત્ર જીંદગીએ રહેલી હતી, ને જેનો હાથ હવે પૈસા ટકામાં હાલ ઘણો છુટો થઇ ગયલો હતો તેણીએ પોતાની મુફલેસ નાહની બેહેનને ઘણી મદદ કરી. એ વખતે તેને (મેરીને) પોતાને ત્યાં પણ એક બચ્ચું અવતરવાની વકકી હતી, અને જે મારકવીસ એ બચ્ચાંનો બાપ થનાર હતો તે એથી ઘણો ખુશી થયો—જોકે ખરેખર તો તે પરણેલો હતો, અને તેને ઘર એક હકદાર બેટો પણ અવતરેલો હતો. એવામાં સરકાર તરફથી જવાંન મારકવીસને હુકમ થતાં કૉન્ટીનન્ટ પર એક એલચી ખાતાંની નોકરી પર જવું પડયું, અને તે મેરીની રજા લઇને તથા તેને તેના પ્રસવના વખત વાસ્તે ખરચની દરેક મોટી સગવડ આપીને ગયો. અલબત, મેરી પેહલાં તો બીહીતી હતી કે તે એ ઉમરાવના અપવિત્ર આશ્રરામાં અપ્રમાણીક જીંદગીએ જીવતી હતી તેથી તેની નાહની બેહન જેન તેના પર જરૂર ઘણી ગુસ્સે થશે અને તેને ચાહશે નહીં; પણ જેન બીચારી તેના જવાંન ધણીનાં મરવાથી પૈસા ટકાનાં એવા માહા સંકટમાં આવી ગઇ હતી, અને એક માતા થવાની કટોકટ માથે આવેલી તેની હાલતમાં તેને પૈસા ટકાની મદદની એવી જરૂર પડી, કે તેને મેરીની સાથ સલ્લાહ ફરજ્યાત રાખવીજ પડી, જેથી તે બેહનો મળતી ભેટતી રહી. એ પછી પેહલાં જેનની સુવાવડ આવી, અને તેને ત્યાં એક છોકરીનો જન્મ થયો, જેનું નામ મેરી રાખવામાં આવ્યું."

"ઓ, ત્યારે આપણી મેરીનું નામ જે મેરી ગ્લેન્ટવર્થ છે તે તો બીલકુલ હકદાર ને ખરૂંજ છે?" હું અજાયબીથી પુકારી ઉઠી.

"તદન ખરૂં," ડાકટરે જવાબ કર્યો, "એ જેન અને વીલ્યમ જે પરણેલાં અને હકદાર ધણી ધણીઆંણી હતાં તેઓનુંજ બચ્ચું છે: મગર મેરીને જન્મ આપ્યા પછી તેની માતા જેન બી સુવાવડમાંજ સખ્ખત બેમાર આવવાથી ગુજરી ગઇ, અને એની માસીને એ

બચ્ચાંનો હવાળો લેવો પડયો. એ પછી વળી થોડુંએકે મેરીની માસીની પોતાની પણ સુવાવડ થઇ, અને તે બચ્ચું જનમતાં સાથે તરતજ ગુજરી ગયું, એટલે માસીએ પોતાની બેહનની દીકરીને પોતાનીજ કરીને ઉધારી—એટલે સુધી કે જે ઉમરાવના આશરા હેઠળ તે રહેલી હતી તેનું હેત સદા બચ્ચાંનાં કારણથી સચવાયલું રહે તે ઉમેદથી તેણે તેને વટીક તે તેઓનું પોતાનું બચ્ચું ફુલગુજાર થવાની વાત જાંણવા દીધીજ નહીં! પરીણામમાં, બે વરસે જ્યારે જવાંન લૉર્ડ પોતાને શેહર ઘેર પાછો ફર્યો અને મેરીને મળવા આવ્યો ત્યારે તેનાં પોતાનાં બચ્ચાં તરીકે જેનની છોકરી બતાવવામાં આવી, અને તેને છેકના છેડા સુધી મેરીના એ દગાનો તો કોઈ સ્વપ્નો વટીક થયો નહીં. વળી મેરીએ પોતાની બેઇજ્જતી બચાવવા જેનનાં મરણ પછી તરત મેરી ગ્લેન્તવર્થનુંજ નામ ધારણ કર્યું હતું, જેથી જે ઉમરાવ મળવા આવતો હતો તે મી૦ ગ્લેન્તવર્થ તરીકેજ ઓલખાતો થયો, અને તે બચ્ચું સમજનું થયું ત્યારે તેને તે પોતાનો કાકોજ માનવા લાગી. ત્યાર બાદ પોતાના બાપનાં મરણથી મારકવીસ પોતે ડયુક થયો, કે જે ડયુક હાલમાં આએજ મકાનમાં છે, અને જેને તમે એ ગ્લેન્તવર્થનો અત્યાર તક પીતા સમજ્યાંછ!"

"પણ એ બાઇ પોતાને હાથે એવી એક કેફીઅત લખી શું કરવા ગઈ હશે?" મેં અજાયબી બતાવી.

"એ લખેછ કે એ બીચારાં બચ્ચાંનું આયંદા સારૂં થાએ તે ખ્યાલથી મેં એ બધી ખરી હકીકત લખી રાખેલી છે, કે એ દાહડે વારેની થવા પછી જો કાંઇ સારે ઠેકાંણે પરણવાનું એનાં નસીબમાં હોય, અને નામોશીમાં તવલુદ થયલાં બચ્ચાં તરીકે જો એનો કાંઇ અસ્વિકાર થવા પાંમે તો બધી ખરી હકીકત તરત જાહેર થઇ શકે!"—ડાકટરે ખુલાસો કરયો.

"કેવો નેક વિચાર!" મેં રાજી થઇને કહ્યું; "ખરાબીમાં ને ખોહારીમાં ફસેલાંઓને બી બાજે વખત નિર્દોષોને ખાતર ખોદા કેવી નેક તોફીઅત બક્ષેછ! ખચ્ચીત, જો થોડીક બીમાર પડીને એ બાઇ મરી જતે તો મરનાર નાહની મેરીને એ કાગળ્યાંઓ વાસ્તે જરૂર કરીને કહી જતે; પણ બીચારી પડી ને પડી અવાચક થઇ ગઇ તેથીજ અત્યાર સુધી અમો બધાં અંધારાંમાં ઠોકરાયા કીધાં; હવે ત્યારે હું જાઉં, ડાકટર, મેરીને એ બધી વાત કેહવા?"

"સુખેથી જાઓ," તે ભલા ડાકટરે કહ્યું, "તે નેક બચ્ચાંને એ સધ્યારો અને સુખના સમાચાર જેમ જલદી મળે તેમ સારૂં, અને હવે હું પોતે બી માહરાં પેશંટને પાછો તપાસવા જાઉંછ."

એ મુજબ અમો બંને છુટાં પડયાં, અને હું મેરીને મલવા જવા કરતી હતી, તેવામાં તો તે પોતેજ અરધે દાદરે ઉતરી આવેલી મને સાંમી મલી!

---

## પ્રકરણ ૧૯૦.

"મેરી, મેરી!" મેં ઠપકાથી કહ્યું, "મેં તુંને ના કહ્યુંતુંની?"—અને પછી રખે તેને કોઇ હાલમાં બી હજી જોઇ લીએ તે ફીકરથી હું એક નરમ આંચકાથી તેને ઘસડી બાજુ-

માંના એક ઓરડામાં લઇ ગઇ, અને ત્યાં જઇને મેં બારણું બંધ કરી લીધું.

"શું કરૂં, ઍલન!" અમે એકલાં પડયાં એટલે મેરીએ રડમસ જેવીએ ખુલાસો કર્યો, "બે કલાક વેર માહરા ઓરડામાં એકલી ભરાઇ રહેતાં માહરો તો જીવજ ગભરાઈ આવ્યો, અને હું ઘંટ વગાડી વગાડીને થાકી તોબી કોઇ નોકર નફરો વટીક મને જવાબ કરતાં આવ્યાં નહીં, જેથી માહરી ધીરજ ખપી ગઈ, એટલે અંતે હું નીચે આવતી રહી!"

"તું ઘણી ચેડી થઇ," મેં ઠપકાથી કહયું, "આપણે ઠરાવ કર્યો તો તે ઉપર અમલ થવોજ જોઇતો હતો. નોકર નફરો બી એટલાં બધાં કામમાં પડેલાં કે તુંને જવાબ કોણ કરી શકે, વારૂં?"

"તે મને કેમ ખબર પડે?" મેરીએ બચાવ કર્યો, "તમે બી બે કલાક સુધી મને તદ્દન વીસારીને નિરાંત પાંમેલાં નીચે બેસીજ રહયાં!"

"ઘેલી, હું તો તાહરાજ સંબંધમાં રોકાયલી હતી!"

"માહરા સંબંધમાં?" અને મેરી ઘણી અજબ થયલી દેખાઇ.

"હા."

"ઓ, વાહલાં ઍલન, તમો ખરેખર કેટલાં ભલાં છો!" તે છોકરીએ હેતથી ને હેસાંનથી કહયુ, "પણ વળી માહરા સંબંધમાં નવું શું થયું?"

"કાંઇ ઘણુંજ અજબ જેવું ને જાંણુવા જોગ!" હું હસી, "તું જાંણીને ખુશીજ થાય તેવું!"

"ઓ, શું? મને કેહો તો ખરાં?"

"તું ડયુકની દીકરી નથી. ડયુક સાથ તુંને કશુંજ લાગતું વળગતું નથી! તું નામોશીમાં જન્મેલી નથી, અને લગનના પવિત્ર હકથી એક થયલાં બીજાં અને જુદાંજ માતપીતાનું તું તો હકદાર ફરજંદ છે!" મેં ભાર નાંખીને કહયું.

મેરી ખુશીની એક ચીસ સમેત એ સાંભળતાં પોતાની બેઠકમાંથી ચમકી ઉઠી. તેણે હદ વગરની આતુરતાની આજીજીથી પોતાના બંને હાથ વટીક જોડયા! જાંણે તે પોતાના કાનોનો ઇતબારજ કરી શકી નહીં, અને જ્યારે મેં તેને વધારે ભારથી પાછું સમજાવીને કહયું કે ડયુક સાથ કે ડયુકનાં કુટુંબ સાથ તેને કશુંજ સગપણ નહીં હતું, ત્યારે હદ વગરની ખુશાલીથી તે માહરે ગળે વળગી પડી, જેવામાં તાજુબ કે તેજ પળે બારણું ઉઘાડીને ખુદ મારકવીસ હરબર્ટ પોતે તે ઓરડામાં અંદર ચાલી આવ્યો!!

તે ઘણો ઉશ્કેરાયલો હતો. તેનો ચેહેરો ખુશીથી ખીલીને લાલ થઇ ગયલો હતો. શું તેણે અમો બેને આ ઓરડામાં આવતાં જોયાં, ને મેરીને ડયુકનાં કુટુંબ સાથ કશુંજ લાગતું વળગતું ન હતું એમ જે મેં કહી સંભળાવ્યું તે તેણે બારણાં બાહેર ભરાઇ છુપાઇને સાંભળી લીધું હતું?

તેમજ હતું! તેણે આવતાં સાથે ખુશાલીથી પોકાર્યું "ઓ ઍલન, શું એ ખરી વાત

છે ? અમે ભાઈ બેહન નથી ? શું હું હજી બી ત્યારે માહરી મેરીને પરણુવા ને લગનના પાક હકથી માહરી મોહરદાર બનાવવા છુટો છું ?"

પણ મેરીની એ વેળાએ શી દશા હતી ? મેં તેણીના ભણી જોયું, અને મને લાગ્યું કે તેનું માથું કાંઇક ઝોકા ખાતું હતું, જ્યારે બાજીજ પળે તે બેહોસ થઇને સોફા પર તુટી પડી! આ બધી છાકટ કરી નાંખનારી હદ સુધીની ખુશાલી એટલી આજેજ કરી નાખવાવાળી પુરવાર થઇ કે તેજ તેને ઉશ્કેરીને બેહાંમ કરી મુકવા બસ હતી, અને તેવામાં વળી કટોકટ તેજ વખતે ઉપર કહેલું બોલતો હરબર્ટ પોતે અંદર ધસી આવ્યો તે સઘળું એ ગરીબ છોકરી ખમી શકે તે કરતાં ઘણું જ્યાદા થઈ પડયું, અને તે પોતાનાં મગજ પરનો અખત્યાર ખોહી દઇને બીલકુલ બેહાંમ બની ગઇ !

એ, મગર, સારૂંજ થયું. તે પ્યારાંઓને આ તબ્કકે મળવા દેવા હું મુતલગ ખુશી નહીં હતી. હું જાંણુતી હતી કે તેઓ બંને એકમેક પર જાંન ફીદા કરી નાંખે એટલી હદ સુધી એક બીજાને ચાહતાં હતાં, અને હરબર્ટની લાગણી તદ્દન પ્રમાણીક અને ગૃહસ્થાઇ ભરેલી હતી, એમાં તો એક બી સદેહ નહીં હતો, તોપણ તેનાં મોટી પદવી ધરાવનાર તુમાખી માબાપ એવાં એક જોડાંણને વાસ્તે એકમત થાય એ અત્યારે હજી માનીજ કેમ શકાએ ?

"માહરા લૉર્ડ," મેં તે ઉપરથી જરા અણગમો બતાવી કહયું, "તમે એમ બારણાં આગળ ભરાઇને અમારી વાત સાંભળવાનું ગેરસલુક અને ગેરડાહપણ કર્યું તેથી હું ઘણી દલગીર છું, પણ તમે જો માની શકતા હોવો કે હું બીલકુલ તમારા ભલામાં છું, તો હું માંગી લેઉંછ કે અબ ઘડી આએ ઓરડો છોડી જાઓ, અને વીસ મીનીટ પછી મને એકાંતમાં મળજો, એટલે આપણે બધી વધારે વીગતથી વાત કરી લઇશું."

"પણ શું હું આએ નવા બરપા થએલા સંજોગો વચ્ચે માહરી મેરીને જરા મળી બી નહીં શકું ?" તે બીચારાએ કાકલુદી કરી.

"ખચ્ચીતજ નહીં!" મેં મજબુતીથી કહયું, "મને એને જલ્દીથી સાહવધ કરવા દેઓ, અને હું પાછું માંગી લેઉંછ કે તમો જો તમારૂં ને એનું સારૂંજ ચાહતા હોવો તો એ હોસમાં આવે તે આગમચ અહીંથી જતા રેહો. વીસ મીનીટ પછી, મેં કહયું તેમ, મને બ્રેકફાસ્ટ રૂમમાં મળજો."

"હું તાબે છું, ઍલન," તે જવાંને તરત દાનાઇથી ને નાંખતીથી એકમત થતાં કહયું,— અને મેરી જે હાલમાં તેની બેખુદી વચ્ચે બી કાંઇ અજબ જેવી સુંદર દેખાતી હતી તેના મોહક મુખડા પર એક આતુર નજર ફેંકી તે, થોડોક નાઉમેદ, તે ઓરડામાંથી જતો રહયો, અને પોતાની પાછળ બારણું તેણે ખેંચીને પાછું બંધ કરી લીધું.

મેં એ પછી પાણીના છટકાવ ને કોલોનવૉટર વિગેરેની મદદથી મેરીને પાછી જલ્દીજ હુસ્યાર કીધી. મેં ડાકટરને તેડયો નહીં કે હું જરા બી ગભરાઇ નહીં, અને મેરીએ હોસમાં આવતાં સાથે પેહલું જે પુછયું તે પોતાના વાહલા હરબર્ટના સંબંધમાં હતું !

મેં તેને સમજાવી. તે ઘણી શાંક, સ્યાંણી, સમજદાર અને તાબેદાર હતી. માહરી સલ્લાહ

વગર તે એક પગલું બી નહીં ઉગામે તેમાંની તે એક ગરીબ છોકરી હતી તે વાંચનાર સારી રીતે જાંણી ગયલાં છે, અને અમો લંબાણ ગુફ્તેગો પછી અંતે એજ ઠરાવ પર આવ્યાં કે હાલ મેરીએ હરબર્ટને મુતલગ એકાંતમાં મળવું નહીં, અને માહરે એ જવાંનને ખાનગીમાં મળીને અહીંથી તુરત તો જતો રેહવા વાસ્તેજ સમજાવી લેવો. હજી તો ડયુકને અને ડચેસને મેરી ડયુકની છોકરી નહીં થતી હતી તે વર્તમાન જાહેર કરવાના હતા, અને તે જાહેર થતાં તે લોક એ બાળા તરફ કેવી વળાણ બતાવેછ તે જોઇ તપાસીનેજ આગળ કામ લેવાનું હતું. મેરી, એ ઉપરથી, તુરતજ પોતાના ઓરડામાં જતી રહી, અને હું પાધરી ડયુકને શોહોધતી તે બંગલાના બીજા ભાગમાં ગઈ.

તે (ડયુક) એ વખતે લંચ પર બેઠેલો હતો, અને ત્યાંજ હું વગર અચકાવે ગઇ. તે ઘણા ખુશ મિજાજમાં હતો, અને એક બટક પર હાથ મારતો હતો, જ્યારે વળી ગળાંની ગટર ધોઇ કાઢવા ઉપરથી શેરી પરજ મારો હતો! ભલી જુલ્યટ તે ઉમરાવ પહરોણાંઓની ઘણી ખરચાળ ખાતરદારી કરવામાં જરા બી બખીલ કે તંગદસ્ત થતી જણાઇ નહીં હતી.

"ઓ મીસ પર્સી?" તેણે મને જોતાં સાથે આવકારનું કહયું, "આવો, આવો, બેસો! મને જરા હેલ્પ કરશો? નહીં? એક શેરીનું ગ્લાસ બી નહીં? વારૂં ચાલો, ત્યારે, જેમ તમારી મરજી. તમે જુઓ, મીસ પર્સી, કે માહરો જીવ તો ઘણો દલગીર ને દુખી છે.—એક વાતનું મને કાંઈ દુઃખ નથી!"—અને એમ કેહતાં તેણે એક મોટો દબુસો મોઢાંમાં દાબી દીધો, "પણ બબે વાતનો માહરા ઘરડા જીવને સંતાપ ને ગમ છે. એક હાથ પર માહરી બૈરી ભાંગીને ભુકો થઇ અને બીજા હાથ પર માહરી સૌથી વાહલી અને સૌથી માનીતી વાયોલીન! એ કાંઇ જેવું તેવું દુખ છે?"—અને શેરીનું આખું ગ્લાસ એમ કેહતાં તેણે બલાપાથી ગળાંમાં રેડી દીધું! "તે છતાં જીવતો જીવ, તેને કાંઇ ખાધા પીધા વગર ચાલે વારૂં? તમેજ કેહો?"

"માહરા લૉર્ડ," મેં એ તેની બકવાતથી ગમત પામી કહયું, "માહરે કાંઇ તમોને ઘણુંજ જરૂરનું કેહવાનું છે!"

"હમણાંજ?" તેણે ચીંતાનો ચીલ્લો કપાળ પર ચઢાવીને પુછયું, "પીસબ્લોસમ આવે ત્યાં વેર થોભી નહીં શકાશે? તે ઘણો સમજુ ને બાહોસ છે, અને કોઇ બી અગતની વાતમાં તેની સલ્લાહ—"

"માહરા લોર્ડ, માહરે જે કેહવાનું છે તે ઘણી ગંભીર તાકીદનું છે," મેં તેનાં એ હેમકપણાંથી હવે કંટાળો ખાઇને કહયું.

"એવું તે શું છે?" તેણે થોડુંક જીજ્ઞાસુ પુછયું.

"તે તમારા ને મેરીના સંબંધમાં છે," મેં શાંતીથી કહયું.

"શું? તે પોરીને કાંઇ વળી વધારે પૈસા જોઇએછ?"

"નહીં, તેણે તો તમારૂં એક દોઢયું બી અત્યાર સુધી જોયું કે લીધું નથી, અને હવે પછી કદી લેશે બી નહીંજ, કેમજે તમે જાંણીને અજબ થશો કે તે કાંઈ તમારૂં બચ્ચું છેજ નહીં."

"હેં? શું?" અને તે બેદરકાર માણસ એ વાત સાંભળતાં એટલો આ વખત ઉશ્કેરાયો

ને ચોંકયો કે હાથમાંનું શેરીનું ગ્લાસ બટકની આખી ડીશમાં બધું ઉંધું વાળ્યું!! "માહરી દીકરી નહીં તો કોણના બાપની?"

"બીજાજ બાપની."

"હા, કોઇ બી બાપની તો હોવીજ જોઇએ કેની?" તે છબરડા માસ્તર પાછો પોતાની રીત પ્રમાણે થોડોક રમુજી અને બેપરવાહ થયો, "પણ કોણની તેજ માહરે જાંણવું છે!

"અને તેજ હું તમોને કેહવા આવીછ, જો તમે ધીરજથી ને વચ્ચે બોલ્યા વગર ધ્યાંનથી સાંભળી શકો તો!" મેં કહયું.

"હા ત્યારે, ચલાવો; પણ જરા થોભો!" તે દીવાનાએ માંગી લીધું, "આ બટકની ટાંગ મને કાપી કાઢવા દેઓ, અને તે ધીરજથી દપાડું તેટલાં એ જે અજબ જેવી કેફીઅત તમારે મને કેહવી હોય તે તમે તમારે નીરાંતથી મને કેહયા કરો. હું એ રીતે પુરતો રોકાયલો હોવશ તો વચ્ચે નહીં બોલશ!"

અને તેમજ થયું. તે વચ્ચે નહીંજ બોલ્યો! તે રોકાયલોજ એટલો હતો કે વચ્ચે બોલવાનો તે બીચારાને વખતજ નહીં મલ્યો. તે બટકને તેણે વચ્ચેથી ચીરી ફાંસીને દપોદપ તેના દણુસા પર દણુસા એવા લગાવા માંડયા, કે જે દરમ્યાંન મેરીનાં માબાપને લગતી જે નવી શોહોધ થઈ હતી તે સઘળું મેં બન્યું એટલું ટુંકમાં તેને કહી સંભળાવ્યું; અને જ્યારે હું તે સઘળું કહી રહી ત્યારે તેની પેહલી અજાયબીનો જુસ્સો સમી ચુકેલો હોવાથી તે એટલુંજ બોલ્યો, "આએ તો ત્યારે ખરેખર કાંઇ ઘણું અજબ જેવું છે! જાંણે "અરેબ્યન નાઇટસ" માંની તમે માહરી આગળ એકાદ વાત કરતાં હોવોની તેવુંજ છે, મીસ પર્સી! પણ કોઇ બી રીતે એ વાત માહરા પેલા હુલ્લડ પોરયા હરબર્ટને કાને જવી જોઇએ નહીં. તે જરા તમે સાચવજો, નહીં તો પછી કાલનો દુકાળ આજે પડશે! એ નહીં તો એ પોરી સાથેજ પરણવાનો રખણો લઈ બેસશે."

"તે તપાસવાનું અને ઘટતું કરવાનું તમારૂં કામ છે, માહરા લૉર્ડ, માહરૂં નહીં," મેં જરા તણુકાથી કહયું, "હું તો તમોને એટલુંજ ચેતાવવા માંગુંછ કે મેરી ગ્લેન્ટવર્થ હાલમાં આએજ મકાંનમાં છે, અને તેથી તમોએ ચેતેલા રેહવું હોય તો ચેતેલા રેહજો."

"ઓ, એમ છે?" ડયુકે જરા વધતો ગભરાત કર્યો; "ત્યારે તો માહરે હરબર્ટને કાંઇ બી કામને મસે અહીંથી લંડન ખદેરી દેવોજ જોઇએ. હું એને અમારાં સગાં વાહલાંઓને ખબર કરવા અને લંડનથી એની માવને વરે નામાંકીત ડાકટરો મોકળવાને મસે લંડન મોકલી આપું, અને હું પોતે બી હવે અહીં થોભવા ચાહતો નથી. એમ છે ત્યારે એ છોકરી સાથે રૂબરૂ થવાનું ઘણું કફોડું થઈ પડશે, જેથી હું અત્રેનાં "હોટેલ સેસીલ" માં જતો રેહુંછ. એટલુંજ કે અવારનવાર હું ઘડીચપકો લોકલાજે ડચેસની ખબર લેવા અહીં પાછો આવવાનો હોવશ ત્યારે તમોને એક ચીઠીથી આગળથી ખબર આપશ, અને મેહરબાંનીની રાહે તમે તેટલો વખત મેરીને તેના ઓરડામાંજ ભરાઇ રેહવા સમજાવી લેજો."

---

## પ્રકરણ ૧૯૧.

આએ બંદોબસ્તી મને બી ગમી, અને તેથી હું સઘળું ખુશીથી મંજુર કરીને તે ઓરડામાંથી બાહેર પડી, જ્યારે બ્રેકફાસ્ટ રૂમ તરફ ગઇ ત્યારે ત્યાં હરબર્ટ માહરી વાટ

જોતો, મેં જઇને જોયું કે, મોટી ઉશ્કેરણીના ફેરા ફર્યા કરતો હતો.

"માહરા લૉર્ડ, તમે માહરૂં માનશો?" મેં તેને તે ઉપરથી ઠંડો પાડી તરત સમજાવ્યું; "તમારા પપા કાંઇ કામને મસે તમોને લંડન મોકળી દેવા ચાહેછ, અને તમો હાલમાં અત્રે કાંઇ બી ફેસાદ કે ફીટનાનો સીન નહીં થવા દેવાનું ચાહતા હોવો તો માહરૂં એક ગરીબ બેહેન તરીકેનું દાનાઇથી માનો, અને અત્રેથી જેમ બને એમ જલદી જતાજ રેહો!"

"પણ મેરીને મલ્યા વગર? તેની સાથે એક બી વાત કર્યા વગર?" તેણે ફરયાદની ઢપે પુછ્યું,

"હા, તેમાંજ તમો બંનેની ભલાઇ છે," મેં મજબુતીથી કહયું, "તમો બેઉ થોડોક મને વખત આપો, અને તમો બંનેને એક કરવા વાસ્તે શું કરી શકાય તેનો જો હું કાંઇ તોડ શોહધી કાઢી શકશ તો હું તમોને જરૂર મદદ કરશ; માહરા પર ઇતબાર રાખો."

મારકવીસ હરબર્ટ નાચાર થયો.

"પણ મને સમજાવો તો ખરા, માહરા લૉર્ડ, કે અમો બે વાત કરતાં હતાં તે દરમ્યાંન તમો કેમ અંદર ધસી આવવા પામ્યા?" મેં હયાં યાદ થતાં પુછયું.

"હું બધું ખરૂંજ કેહવશ, મીસ પર્સી," તે પ્રમાણીક જવાંને ખુલાસો કર્યો, "ખરી વાત એટલીજ છે કે મમાને ડ્રૉઇંગરૂમમાંથી બેડરૂમમાં રીમુવ કરવામાં આવતાં હતાં તે વખતે મેં તમોને અને ડાકટરને એક ઓરડામાં વાત કરતાં બેઠેલાં જોયાં, અને બેડરૂમ તૈયાર હતો એમ તમોને લેડી ફૅડરીકની મેડ કેહવા આવી તે વખતે ઓરડાનાં બારણાં આગળથી પસાર થતાં ડાકટરના એટલા બોલો મેં ખુલ્લા સાંભળ્યા કે મેરી ગ્લેન્ટવર્થના સંબંધમાં તે તમોને કાંઇ ઘણું અગતનું કેહવા માંગતો હતો!"

"ઓ, ત્યારે તો માહરા વેહમ તદન ખરાજ હતા!" મેં કહયું, "તે ઓરડામાંથી બાહેર આવતાં મેં તમોને ત્યાંથી પસાર થઇ જતા જોયા હતા, અને ત્યારેજ હું ભડકી હતી કે રખે તમે ડાકટરના બોલો સાંભળ્યા હોય!"

"હા. બેહેન, તેજ ખરી વાત છે," હરબર્ટે જવાબ કર્યો, "અને તમે ખ્યાલ કરો કે એવું સાંભળીને હું ઉશ્કેરાઉં કે નહીં? પછીથી મેં તમોને અને ડાકટરને વળી એક ઓરડામાં ભરાઇને ઘણો વખત સુધી વાત કરતાં જોયાં, પણ, અલબત, તે વખતે તો ભરાઇ છુપાઇને તે સાંભળી લેવાની હું હીંમત કરી શકયો નહીં. ત્યાર પછીથી હું છુપી છાની તમારી પર નીગેહબાંની રાખતોજ ચાલ્યો, કારણ કે તમોને એકાંતમાં મળીને એ શું હતું તે બને તો આજીજીથી પુછી લેવા ચાહતો હતો. એવામાં તો મેં મેરીનેજ દાદર પરથી ઉતરી આવતાં જોઇ, અને તે પણ આએજ મકાનમાં હતી એમ જાંણતાં હું હદ વગરનો અજબ થયો અને જાસ્તી ઉશ્કેરાયો. એ પછી તમો બંને એક ઓરડામાં ઘુસ્યાં, અને ત્યાં શું વાત થતી હતી તે જાંણવા માહરો જીવ નહીંજ થોભી શકયો, ત્યારે હું કબુલ કરૂંછ કે હું ઘણો બેશરમ થયો, અને બારણાં આગળ ભરાઇને અંદર તમો બે વચ્ચે થતી વાતચીત મેં સાંભળી લીધી. તે દરમ્યાંન તમોએ તેને તે માહરી બેહન મુતલગ નહીં થતી હોવાનું કહયું, અને માહરી ખુશાલી નહીં રોકી શકાવાથી હું પોતે પોતાને ભુલી જઇને હરખનો માર્યો એકદમ અંદર ધસી આવ્યો!"

ટુંકમાં, ઘણી મુશકેલથી મારકવીસ હરબર્ટ એ પછી મનાયો, અને અત્રેથી જતો રેહવા કબુલ થયો. મેં તેઓને જલદીજ પાછાં મેળવવાની દરેક પ્રમાણીક કબુલાતો આપી. તે પછી તે બે બાપ દીકરાઓ વચ્ચે કાંઇ વાતચીત થયલી હોવીજ જોઇએ, કેમજે જરા વારમાં મારકવીસની પોસ્ટચેઝ તૈયાર કરવાનો હોકમ થયો, અને લંડનના મોટા ડાકટરોને મોકળવા અને બીજાંઓને આ અકસમાતની ખબર આપવાને મસે મારકવીસ હરબર્ટ લંડન જવા ઉપડી ગયો. અલબત, તે જવા આગમચ પોતાની બીમાર માતાના ઓરડામાં પાછો ને પાછો જઇ આવ્યો હતો, કે જે આસ્તે આસ્તે સાહવધ થવાનાં ચીન્હો દેખાડતી જતી હતી અને જેના સંબંધમાં કશીજ રીતે ફીકરમંદ નહીં થવાની ડાકટર સીંગલટને તે હેતવંતા દીકરાને દરેક હીંમત અને ખાત્રી આપી હતી.

વળી જરા વારે ડયુક પણ હોટેલમાં રેહવા ગયો, અને ત્યારેજ મેં, મેરીએ અને જુલીએ છુટકારાના દમ ખેંચ્યા. જુલી બી સઘળું જાંણતી હતી. તેની આગળ સઘળી વાત વીગતવારે મેં કરેલી હતી.

વળી અજબ જેવું તો એ હતું કે મેરી હવે બજીદ થઇને બીમાર ડચેસની સારવાર સારૂં તેના ઓરડામાં હીંમતથી આવી. તેણીએ પોતે તેની નર્સ થવાનું કાકલુદીથી માંગી લીધું! આર્લીવાળાંઓ વાસ્તેનો તેનો કહેર હવે તમામ સમી ગયો હતો, અને ડયુક તથા હરબર્ટ અત્રેથી જતા રહેવા પછી તેને કાંઇક અજબ હીંમત આવી ગયલી જોઇ શકાતી હતી. તેને હવે, તે કેહેતી હતી કે, આર્લીવાળાંઓ પર કાંઇ સાંચું ખુદરતી હેત આવતું હતું, અને તેના પ્યારનું ગમે એ પરીણામ આવે તોપણ આ વખતે તો એક હેતવંતાં દીલની સાચ્ચી ભલાઇથી તેના વાહલા હરબર્ટને ખાતર તે પોતાની ફરજ માંની લઇને ડચેસને નર્સ કરવાની ઓંહોંસ લઇ બેઠી, અને તે બીમારનો તેણીએ હવાલો લીધો.

એ આગમચ—માહરે અત્રે વળી કેહવું ઘટે કે—ડાકટર સીંગલટને મેરીને તેણીના ઇજ્જતદાર જન્મને લગતી પુરવારીના પેલા અગતના દસ્તાવેજો સપુર્દ કરયા હતા, અને તે તેણીએ વાંચીને ઘણી સંભાળથી પોતાની કને ઉંચા કર્યા હતા. વળી તેણીએ ડાકટર મારફતે પેલા ઘરડા માળી થોમસન ઉપર એક મોટું ઇનામ પણ મોકળી આપ્યું હતું, કેમજે ખરેખર તો એ સઘળો ભેદ મેળવી આપનાર તે ગરીબ અભણ ઘરડો માળીજ હતો.

પણ અહીં હવે એ બધી વાત અત્રેજ પડતી મુકી માહરે બીજી જરૂરની હકીકતો હાથ ધરવી જોઇશે. ઉપલી વાતો બન્યા પછી બીજે દહાડે, એટલે કે અમો ડોવર આવ્યાં ને ડચેસને અકસમાત થયો તે પછીના ત્રીજે દિવસે, મને બીડાનું એક કાગળ મળ્યુ, જેમાં બે અગતના વર્તમાન હતા. એક તો એ કે પેલી એનીજેલીના ચરચીલનું રહેઠાણ અંતે એ બાહોસ છોકરી અચયુચ શોહધી કાઢી શકી હતી, અને બીજું તો એ કે મરનાર ગીલ્ડફૅાર્ડની છાવણીમાં જે પેલો ખુઘો વેહેંત્યું જતાં આવતાં અમારી ખીદમત કરતો હતો તે મને જરૂરી મળવાની આરજુથી માહરે ઘર મને મળવા આવી ગયો હતો. આ બેઉ ઘણી દીલ ઉશ્કેરનારી વાત હતી. વાંચનાર જાંણેછ કે એનજેલીના ચરચીલની હું દોસ્ત થવા ને તેને દરેક બની શકતી મદદ કરવા ચાહતી હતી, તે છતાં, તેણીએ કેવી રીતે મને તેની શત્રુ જાહેર કરીને મને તરછોડી કાઢી હતી, અને તે પોતે કોણ હતી તે બને એટલું જલદી તેહકીકથી જાંણી લેવાને હું પુશકળ

ઇંતેજાર બની હતી. હું વળી પેલા ખુંધા જીપસીને મળી લેવાની તક પણ ચુકવા ચાહતી નહીં હતી. અમે તો એમજ ધારતાં હતાં કે ઘરડા ગીલ્ડરૉય સાથે એ તેનો ખાસ ખીદમતગાર વેહેંત્યું જીપસી પણ બીચારો બળી મુવો હશે, પણ તેમ નહીં હતું, ત્યારે તેનાથી માહરી ગુમાયલી દોલતનો ભેદ હજી બી કદાપી મને મળી આવે તે વાસ્તે હું ઉલટમંદ થઇ. એટલા માટે મેં તરત પાછી લંડન જતી રેહવાજ જુલી પાસે માંગી લીધું, અને જોકે તે તેમજ મેરી માહરા એ ઠરાવથી ઘણું નાઉમેદ થયાં, કેમજે હું તો એક મહીનો નીરાંતના જીવે જુલીને ત્યાં રેહવાનીજ ગણત્રી ને મતલબથી આવેલી હતી, તોપણ, એ બને વાતની અગત અને તાકીદ પીછાંણી, તે બને જણીઓએ મને આયંદા ખુશીથી જવા દીધી.

એ મુજબ તેજ સહાંજે પાંચ વાગે ગ્રેટ ઓરમંડ સ્ત્રીટમાંનાં માહરાં ઘરમાં હું પાછી આવી લાગી, અને ત્યારે બીડા પાસે એ બને વાતોની વધતી વિગતો મેં મેળવી. પેલા વેહેંત્યાંને વાસ્તે બીડાએ કહયું કે તે પોતે કાંઇ તેને મળી શકી નહીં હતી, અને તેને તો એક માહરી બીજી મેડ નામે સુસનેજ જવાબ કર્યો હતો; પણ તે મેડે કહેલી વીગતોથી એક બી શક વગર પુરવાર થતું હતું કે તે આવી જનાર તે ખુંધોજ હતો.

"અને સુસને તેને કહયુંછ વારૂં કે હું એક મહીના વાસ્તે ડોવર રેહવા ગયલી છું?" મેં ફીકરમંદ પુછયું.

"જરા બી નહીં," બીડાએ સધ્યારો આપ્યો. "સુસન કહેછ કે ખુલાસાથી બોલવાનો તેણે તેને વખત આપ્યોજ નહીં, અને તે એમજ સમજ્યો કે તમે બાહેર કેથે કામેકાજે ગયલાં હતાં, જેથી તે બે ચાર દીવસ રહીને પાછો આવવાનું કહી ઉતાવળમાં ચાલીજ ગયો."

"એ બેહતર છે," મેં ખુશી થઇને કહયું, "ત્યારે તો તે પાછો આવવોજ જોઇએ ખરો, કાંયજે કોઈ શક નથી કે એ આપણને આપણા લાભનું કાંઈ જરૂરતું કેહવાજ માંગતો હોવો જોઇએઃ હવે ત્યારે પેલી એનજેલીનાની વાત. તુંને તેનાં મકાનનો પત્તો કેમ મળ્યો, બીડા?"

બીડાનો ખુલાસો ટુંક હતો. તેના જણાવ્યા મુજબ તે આગલે દાહડે હોલબર્નમાંથી કાંઇ કામેકાજે જતી હતી તેટલાં અચંબુચ તેને રસ્તામાં એ એનજેલીના મળી. તેણીએ કાંઈ બીડાને જોઇ નહીં, જેથી તરત બાહોસીથી કામ લઇને દુરથી બીડાએ તેની પુઠ પકડી. એ પછી ક્વીન સ્ત્રીટમાં થઇને વોતર્લુ બ્રીજ સુધી તે આગળ વધી, અને બીડાએ અંતે તેને તેજ તરફનાં એક ઘરમાં ઘુસતી જોઈ. એ ઉપરથી બીડાએ ત્યાં પછીથી થોડુંક નાણું વેરીને ખબર કાહડી, અને ત્યારે પકકું થયું કે એ છોકરી ત્યાંજ રહેતી હતી!

બીજી સહવારે, એ ઉપરથી, મને બીડાએ આપેલી પકકી ઇધાંણીઓ મુજબ હું પોતે હવે તે છોકરીને મલવા ગઇ, અને તે રેહતી હતી તે ચાલીની અતરાફમાં જઈને મેં એનજેલીના ચરચીલને નામે પરપુછ કરી; પણ એ નામનું તો કોઇ ત્યાં રહેતું માલુમ પડયું નહીં. અંતે એ ચાલીના એક દુકાનદારે, મેં તેના હાથને ચીકાસ ચોપડયો ત્યારે, મને કહયું કે કોઇ મી૦ સ્મીથ નામનો ગરીબ આદમી પોતાની દીકરી સાથે ત્રીજે મજળે દાદરની ડાબી સાઇડે રેહતો હતો, કે જે છોકરી નાટકમાં ધંધો કરતી સંભળાતી હતી; અને તરત મને યાદ આવ્યું કે એ છોકરીએ પોતાના કપડાં ગીરવી મુકેલાં મી૦ રીચર્ડસે પકડયાં હતાં તે દુકાંણમાં પણ તેણીએ "મી૦ સ્મીથ" નુંજ નામ નોંધાવ્યું હતું! એ ઉપરથી હીંમત પાંમી, હવે તરતજ, મને ઇધાંણી

આપવામાં આવી તે મુજબ, હું વચમાંના મોટા દાદર પર થઇને તે ચાલીના ત્રીજે મજળે પોંહોંચી ગઇ, અને જે ઓરડાની મને ચોકકસ ઇધાંણી આપવામાં આવી હતી તેનું બારણું (જે મેં જોયું કે જરા કોરવાંકું અળગુંજ બંધ કરેલું હતું તે) મેં હીંમતથી ટપટપ થોકયું. તરતજ અંદરથી જવાબ મળ્યો—"અંદર આવો!" અને તે જવાબ કરનાર ઠંડો શોકાતુર મધુરો સાદ મેં તાબરતોબ એનજેલીનાનાજ અવાજ તરીકે પીછાંણી લીધો. હવે, તેથી, જરા વધતી હીંમત પામેલી હું તે બારણાંને આંચકો મારી અંદર દાખલ થઈ; પણ મેં શું જોયું? મેં અંદર દાખલ થતાં સાથે જે જોયું તેથી હેબત ખાઇને હદ વગરની અચરત થયલી હું તે બારણાંના ઉંબર પરજ ચીટકી ગઇ!

મેં જોયું કે એનજેલીના જે એક ખુરસી પર સીવતી બેઠેલી હતી તે મને જોતાં સાથે ભયની એક ચીસ સાથે પોતાની બેઠકમાંથી ચમકી ઉઠી, અને તેજ વખતે વળી, બીજા હાથ પર, સઘડી આગળ તાપણું કરતો બેઠેલો એક શખ્સ પણ મને જોતાં સાથે એકદમ એજ મુજબ પોતાની ખુરસી પરથી ચમકી ઉઠીને બીજા ઓરડામાં ઉતાવળે નાહસવા જતો હતો, જે કોઇજ નહીં પણ માહરા મમાવાજીનો ખુંની અને દગાથી માહરો મોટો વારસો હજમ કરી જનાર પેલો લુચ્ચો થોમસ પાર્કસ પોતે હતો!!

---

## પ્રકરણ ૧૯૨.

હું પોતે પણ તેને નહી ધારેલી એમ શોહોધી કાઢતાં અજાયબીથી દંગ થઇ ગઇ. હું કેટલી હદ સુધીની અજાયબ થઇ ગઇ તે જાંણે અત્રે બયાંનજ કરી શકતી નથી! વળી તે પોતે પણ મને જોઇને ઓછો અજબ થયો કે કમ ગભરાયો નહીં. તે મને જોતાં સાથે એક સાઇડના ઓરડામાં નાહસવાનુંજ કરતો હતો, અને એનજેલીના પોતે પણ કાંઇ થોડી તરખાઇ ગયલી દેખાતી નહીં હતી, પણ અમો બધાં એવી રીતે અચાનક રૂબરૂ થઇ ગયાં કે સૌ જાંણે પોતપોતાની જગ્યા પર પથ્થરજ થઇ ગયાં!!

તે એક નાખલો ઓરડો હતો, જ્યાં ફરનીચર થોડું, જુજવી અને કંગાળ હતું, છતાં તે સારા તેસ્ટથીજ ગોઠવેલું હતું, અને તે ઓરડાની સફાઇ સુઘડાઇમાં એક અબળાના કોમળ કરની કાળજીવંત કારસાજી એકજ નજરમાં જોઇ શકાતી હતી. હું, એ પછી, માહરી અજાયબીમાંથી ફારેગ થયલી, માહરા મગજ પરનું સમતોલપણું પાછું મેળવીને, દમામથી અંદર આગળ વધી.

"મીસ પર્સી, અંતે માહરૂં ઠામ ઠેકાણું શોહધી કાઢીને અહીં સુધી બી તમો અમો ગરીબોને સતાવવા આવી લાગ્યાં ખરાં?" પેલી એનજેલીના ચરચીલે પોતાના હાથમાંનું સીવવાનું ખુરસી પર ફેંકી દેતાં મોટા ગુસ્સાની અદાથી માહરાં આંગ પર ધસી આવી કહયું, કે જ્યારે તેની આંખમાંથી આતશના અંગારજ જાંણે પ્રગટ પડતા જોઇ શકાતા હતા, "તમે શું માહરા ગરીબ બાપનો પીછો મુકવાનાંજ નથી?"

"તાહરો ગરીબ બાપ?" મેં વધતી અજબ થતાં પોકાર્યું, "કોણ—આએ તાહરા બાપ થાયછ?"—અને મેં એમ પુછતાં કંગાળ પાર્કસને બતાવ્યો.

"હા, માહરા કમનસીબ બાપ!" જેન સ્મીથ ઉર્ફે એનજેલીના ચરચીલે હવે ધીરજ ખોહી દઇને રડી દેતાં કહયું, અને પછી જાંણે તે દુખી બાપને બચાવી શકવા હીંમત અને સધ્યારો આપવા ચાહતી હોય તેમ તે હેતવંતી છોકરીએ દોડી જઇને તે નાલાયક બાપનાં ગળાંમાં પોતાના નાજુક હાથો નાખ્યા.

"નહીં, માહરી દીકરી, તું ના બીહી જા," પાર્કસે હવે પોતે ધ્રુજતા અવાજે કહયું; "એ બાઇ હું જાણુંછ કે વચનની ધણી સાચી છે, અને એણે મરનાર ઝારા તેમજ ઘરડા ગીલ્ડરૉયને મને વધારે નહીં સતાવવા વાસ્તે ખાસ વચન આપેલું છે."

"પણ તમે ભુલી જાઓછ, મી૦ પાર્કસ," મેં ઠસ્સાથી કહયુ, "કે તે એ અને એજ સરતે હતું કે માહરા બપાવાનો તમે ભયંકર દગલબાજીથી પચાવી પાડેલો તમામ વારસો તમો વ્યાજ સીકકે પાછો માહરે સ્વાધીન કરો!"

"પણ તે તો મેં કીધું કેની?" પાર્કસે કગળીને કહયું, "અને બીજાં નાપેકારોની દગલબાજીથી તે અવેજ જો તમોને નહીં મલ્યો હોય તો તેમાં માહરો શું અપરાધ છે?"

"ત્યારે શું તે અવેજ હાલમાં તમારા સ્વાધીનમાં નથીજ?" મેં અજબ થઇને પુછયું.

"માહરા સ્વાધીનમાં?" પાર્કસે દુઃખથી પોકાર્યું,—અને એક દચકું તેની છાતીમાંથી બેઅટકાવ બાહેર પડતું ખુલ્લું સાંભળી શકાયું! "જુઓ આએ ઓરડાની કંગાલ્યત! એવી એક દોલત માહરા સ્વાધીનમાં હોય એવો એક બી પુરાવો તમે અત્રે જોઇ શકોછ? અમે કેવી કંગાલ્યત બલ્કે સરયામ ભુખમરાના દાહડા કાઢયાછ તે આએ માહરૂં ગરીબ બચ્ચુંજ તમોને કહી શકશે, અને ત્યારે પણ તમો માનશો કેની? હું એક ઘણો ખતાવાર ને અપરાધી આદમી છું, મીસ પર્સી, પણ ખરૂંજ માનજો કે ગીલ્ડરૉયને ત્યાંની મોટી આગ પછીથી અત્યાર સુધી મેં આએ જેહાંનમાં જીવતું દોજખજ જોયલું ને અનુભવેલું છે. મને ખોદાએ મરતે દાહડે આએ માહરાં ગાય ગોલાબ જેવાં બચ્ચાંનો ઓશીઆળો બનાવ્યોછ, અને તે બીચારી પ્રમાણીક મજુરીથી જે કમાઇ લાવે તે ઉપર અમો બે બાપ બેટીનો બડી મુસ્કીલથી જેમ તેમ દુઃખે પાપે ગુજારો ચાલે એમ છે!"—અને હયાં તેના અરધા કદરૂપા ચેહરાના ચીમરાયલા ગાલોપરથી ગડગડ આંસુઓ ગબડી પડયાં!

હવેજ મને સમજ પડી. એનજેલીના ચરચીલ (જેનું ખરૂં નામ હવે વાંચનાર જોઇ શકયાં હશે તેમ જેન પાર્કસ હતું તે) ઠીએટરમાં મને પોતાનો નાશ કરનાર જાહેર કરતી હતી, અને માહરા બણી જે કટ્ટો શત્રુભાવ અને તીરસ્કાર ધરાવતી હતી તેનો ભેદ હવેજ મને સમજાયો. ગરીબ છોકરી—તે શું જાણે તેના બાપના માહરા જોગાં અગાધ કરપીણપણાંની વાત? એ શું માનવા જોગ હતું કે તેણે પોતાની બેટી કને પોતાનાં નેહસ્ત પાપોનો અત્યાર સુધીમાં પ્રમાણીક એકરાર કર્યો હોય?

"મીસ પાર્કસ," મેં હવે તે ઉપરથી કહયું, "તમે માહરી તરફ હદ વગરનો શત્રુભાવ બતાવીને મને નાહકમાં અતી ઘણો ગેરઇનસાફ કરેલો છે, પણ તમારા બાપ તમને હવે કેહશે કે એવણે જે ખમ્યું છે તે વાસ્તે એવણે પોતે પોતાનોજ ઉપકાર માનવાનો છે!"—અને પછી વળી તેણીના બાપ તરફ ફરીને મેં થસ્સાથી વધાર્યું, "તમારે તમારી દીકરીને માહરાં સંબંધની તમારી બધી નાલાયક વર્તણુક વીસ્તારીને કહેવી જોઇશે."

"ઓ મીસ પર્સી," તેણે મોટી કાકલુદીથી કહ્યું, "ના મને એ ફરજ પાડતાં! માહરા અપરાધો જાહેર કરીને માહરાં નિર્દોષ બચ્ચાંને નાહક ના કમકમાવતાં! એ વાહલી દીકરીનાં હેત વડેજ હું જરાતરા બી સુખથી આજ સુધી જીવી શકયોછ, તો અમારૂં તે નજીવું સુખ તમે મેહરબાંનીની રાહે ના નાહક ચુંઠી નાખતાં કે લુટી લેતાં!"

જેન પાર્કસ, એ સઘળું સાંભળી, ઘણી અજબ થયલી દેખાઇ! અમો વચ્ચેની વાતચીત સાંભળીને તેના કાન ઘણા ખુલી ગયલા લાગ્યા. હવેજ તે જોઈ શકી કે સતાવણીઓ માહરી તરફની નહીં પણ ખુદ તેના કપાત્ર બાપ તરફનીજ હતી, અને માહરે કેહવું જોઇએ કે મને એ બલી છોકરીની ઘણી દયા લાગી. તે એક ખરી હેતવંતી અને કાળજીવંત પુત્રી પુરવાર થઇ હતી, અને તે મને સૌથી ઘણું ગમ્યું. હું, ત્યારે એવા સંજોગમાં, કેમ તે બચ્ચાંને તે બાપની બદમાશીની બધી વાતથી માહીતગાર કરી શકું? હું કેમ તે બીચારીને કહી શકું કે તેનો બાપ એક નાતરસ ખુંની હતો?

"મીસ પાર્કસ," મેં એ ખ્યાલ થતાં તેની તરફ ફરીને ઘણી માયાથી કહ્યું, "તમે મને ઓળખતાં નથી. મેં તમારી દોસ્તીની આજીજી કરી તે ફક્ત તમારૂં ભલું માનીને તમોને બને એ મદદ થવાની મકસદથીજ કીધું હતું, અને તે છતાં તમે મને તમારી શત્રુ માંની લીધી! એ તમારી ઘણી ભુલ છે. તમારા બાપે મને ઘણાં ગંભીર નુકશાંનો કરેલાં છે—એવાં કે જે બધાં તમે જાંણો તો થથરીજ જાઓ! એમ છતાં, એટલું તો તમો હમણાં જાંણી લઇ શકયાંજ હશો કે એક માહરો મોટો પાદશાહી વારસો એત્રણ ભયંકર દગાબાજીથી ખાઇ બેઠેલા છે, અને એવું તો એથી બી બદતર એવણના ને માહરા સંબંધમાં બીજું ઘણું છે!"

"હા, હા, ઘણું છે, જેન દીકરી, ઘણું છે!" પાર્કસે ગભરાયલા જેવાએ મને આગળ બોલતી અટકાવી નાખવા વચ્ચે પડીને ઉતાવળે કહ્યું, "મીસ પર્સી ઘણાં ભલાં છે, અને એવણ આપણાં દુશમન નથી. હુંજ એવણની ઘણી મોટી અને નહીં માફ થઇ શકે એવી ગંભીર ખરાબીઓનો જવાબદાર ને તકસીરવાર છું."

"ઓ મીસ પર્સી, તમો મને ત્યારે કેમ માફ કરી શકશો? મેં ત્યારે તમોને કેટલો ગંભીર ગેરઇનસાફ કર્યો!" જેન પાર્કસ જે દીલની ખરેખર ઘણી ઉત્સાહી અને સાચી હતી તે પોતાનાં દીલનાં પ્રમાણીક જોશથી, એ સાંભળતાં સાથે, પોકારી ઉઠી, "હું તો આએ બધું નવુંજ જાણુંછ! હું તો એ બધું કાંઈ ભેદી ઉખ્યાણું જેવુંજ સમજુંછ, અને હું ત્યારે તમારી ખરેખર ઘણી ઘણી માફ માંગુંછ!"—અને એ સાંભળતાં સાથે તેને, તેની એ માફીના સ્વિકારમાં, મેં તરત માહરો હાથ આપ્યો, જે તેણે હેતથી દાબ્યો, જ્યારે મેં વાંકી વળી તેનાં કપાલ પર ચુંમી લેતાં કહ્યું, "હવે બેહેન, તું જરા પાસેના ઓરડામાં જા. માહરે તાહરા પપા સાથે એવણનાજ સંબંધમાં કાંઇ જરૂરી ને ખાનગી વાત કરી લેવાની છે."

"પણ તમોને માહરૂં ઠેકાણું કેમ મલ્યું? તમે શું પપા અહીં છુપાયલા છે, એમ જાંણીનેજ અત્રે આવ્યાં?" તેણીએ જતાં જતાં અજબ થઇ સવાલ કરયો.

"જરા બી નહીં," મેં ખાત્રી આપી, "તેં મને કરેલા ગેરઇનસાફને લીધે તાહરૂં ઘેર અને તું કોણ છે તે શોહધી કાઢી તાહરી ભુલ ભાંજવા હું ઘણીજ ખંતી થયલી હતી, અને માહરી એક મેડે તું રસ્તામાં મળી જતાં તાહરી પુઠેપુઠે જઇને આએ તાહરૂં મકાન શોહધી

કાઢ્યું, જેથી હું તો ફક્ત હજી બી તાહરાં મનનું સમાધાન કરીને બને તો તુંને મદદ થવાની નેક નીઈાથીજ અત્રે આવી. મી૦ પાર્કસ અત્રે છુપાયલા હોવાનો મને તો કોઇ સ્વપનો બી નહીં હતો!"

"ઓ, ત્યારે તો ખરેખર કેવું તમારૂં મોટું દીલ છે, અને કેવો મેં તમોને તદન વગર કારણે ગંભીર ગેરઇનસાફ કીધો!" તેણીએ અતવત કરતાં પાછું કહ્યું,—અને મને થોડીક અધીરી પડતી જોઇ ઉતાવળે કહ્યું; "તમે ત્યારે પપા સાથે વાત કરો, બેહેન, તેટલાં હું પાસેના ઓરડામાં છું."—અને તે ગઇ.

"મી૦ પાર્કસ," તેની પુઠે બારણું બંધ થવા પછી મેં કહ્યું, "આએ તમારી છોકરી એક રત્ન છે, અને હું ચાહુંછ કે તેણીની રૂડી અસર તમને હજી બી પોંહચી શકે! એટલું તો નકકીજ છે કે તમારાં બધાં કરપીણપણાંની વાત એ કશીજ જાંણતી નથી, અને જોકે તમારે હાથ મેં ઘણુંજ ખમ્યુંછ તોબી તમારાં એવાં એક બચ્ચાં આગળ તમોને ઉંઘાડા પાડવા વાસ્તેનાં દયાહીણપણાં સારૂં હું માહરાં મનને સમજાવી શકી નહીં. હવે સાંભળોઃ તમને તમારા ઘોર અપરાધોના બદલામાં નહીં પકડાવા અને ન્યાયથી છટકવા દેવા હું ઝારા અને ગીલ્ડરૅાયને વચન આપી ચુકીછ તે વાત ખરી છે, પણ તે કયારે કે માહરા વારસાની પાહદશાહી રકમ જે મને હજી મળી નથી તે વાસ્તેનું તમારૂં નિર્દોશપણું તમો માહરી આગળ પુરવાર કરી શકશો!"

"અરે પણ તે કેમ બને?" તે લુચ્ચાએ પાછી કાકલુદી કરી, "આએ માહરો હાલજ જુઓની?"

"તમો હાલ ગરીબી ને કંગાળ્યતમાં રહેલા છો એ હું જોઇ શકુંછ અને એ વાત હું ના પાડતી નથી," મેં થરસાથી કહ્યું, "પણ તેથી એમ કેમ પુરવાર થાય કે ગીલ્ડરૅાયને ત્યાંની આગ પછી એ અવેજ તમારે સ્વાધીન પાછો આવ્યોજ નથી, અને તમો તે કોઇ રીતે બુરી હાલતમાં પાછો ખોહી બેઠા નથી? તમારી બૈરી કયાં ગઇ? એ આગ લાગવા પછી બીજી જ સહવારે તમારાં મકાનમાંથી બધો જીવ જીવનગાળો અને તમારાં છોકરાંઓને લઇને તે ગુપચુપ નાહસી ગઇ તે શું તમારી પોતાનીજ ઉશ્કેરણીનું પરીણામ નહીં હતું?"

"જરા બી નહીં!" પાર્કસે મોટી ગમખ્વારીથી કહ્યું, "પેલો કમીનો મૅાસ—"

"મી૦ મૅાસ? તમારો હેડ કલાર્ક? તે શું નાહસી જઈ શકયોછ? તે શું આગમાં તારાજ થયો નથી?" મેં અજબ થતાં સવાલો કર્યા.

"હું ચાહુંછ કે તે કમીનો તારાજ થયો હતે!" પાર્કસે ઉંડી ગમગીનીથી જવાબ કર્યો, "પણ તે નીમકહરામ ચંડાળ તારાજ નથી થયો, અને તેજ માહરી સહીઓ થઇ ચુકેલી હોવાથી બેંકમાંનો માહરો તમામ અવેજ અને હું ધારૂંછ તેમ માહરાં બૈરી છોકરાં વટીકને લઈને કેઠે નાહસી ગયોછ. તેની મોટી પુરવારી એજ છે કે બેંકમાં હવે માહરે નામે એક અરધી બી નથી!"

"ઓ, કેમ મનાય?" મેં ઘણીજ હેરત થતાં કહ્યું, કેમજે પાર્કસ કેઈ રકમનો અને કેટલી હદ સુધીનો ઢોંગી, ફરેબી અને કુરતાજી હતો તેનો મને આ આગમચ પુરતો અનુભવ થઇ ચુકયો હતો!

"ખુલાસો સેહલ છે, મીસ પર્સી," તે લુચ્ચાએ જવાબમાં સમજાવ્યું, "મેં તમો લોકોને

પેલી દગલબાજી ભરેલી સાહીથી લખાયલો ચૅક આપીને ધુતી લીધાં તે પછીથી માહરા જીવને જરા જપ નહીં હતી. મને લાગ્યાજ કરતું હતું કે તમારો પીતા જે ખરેખર ઘણો બાહોશ ને ખંતીલો આદમી છે તે કોઈબી સુરતે મને સપડાવશે, અને તેથી મેં માહરી બૈરીને વીશ્વાસમાં બધું કહયું.

"માહરા બપાવાનાં ખુંનની વાત સુધ્ધાં?" મેં સવાલ કર્યો.

"ઓ નહીં! આસ્તે બોલો-તે નહીં," તેણે ગભરાઇને કહયું, "તે વાત માહરા ને માહરાં મરનાર માય સિવાય બીજા કોઇની જાંણમાં નથી, અને માહરાં માતાનાં મરવા પછી તે વાત પર સદાનું ઢાંકણુ વળી ગયું એમજ હું તો માનતો હતો!"

"ત્યારે ખરી રીતે તો તે વાત તમારી પોતાની બૈરી વટીક હજી સુધી જાંણતી નથી—એમ?"

"બીલકુલજ નહીં," પાર્કસે જવાબ કરયો, "મેં ફક્ત પૈસાટકાની તમો જોડેની માહરી દગલબાજીનીજ વાત તેની આગળ કરી, અને લંડન મુકીને અમારૂં સર્વસ્વ લઈ મનની નીરાંત અને સલામતીને વાસ્તે જેમ બને એમ જલદી કૉન્ટીનન્ટ પર નાહસી જવાનેજ વાસ્તે અમો બંને એકમત થયાં. તે વખતે માહરૂં ઘણું કરજ થઇ ગયલું હતું, અને જો હું ચાહતે તો માહરા અંગત અને તમારા પૈસામાંથી હું તે સઘળું ઘણી આસાનીથી આપી શક્તાં બી થોડોક સારો અવેજ લઇનેજ નાહસી જતે; પણ અમારી દયાનત બીગડી, અને જે અમો કને હતું તેમાંથી એટલું બી કમી નહીં થવા દેવાના ઠરાવ પરજ આવી, માંગનારાઓને રડાવી, અમે છુપાછુપજ નાહસી જવાની બધી તૈયારીઓ કરી. ખોટી ફક્ત માહરી વડી દીકરી જેન જે તે વખતે પેરીસ ખાતે પોતાની એક સહીને ત્યાં તબ્યતના સુધારા વાસ્તે લાંબી મુદતથી ગયલી હતી તે પાછી ફરે તેટલીજ હતી. અમે તેને તાકીદનું કાગળ લખીને જલદી આવતી રેહવા જણાવ્યું, પણ તે આવે તેટલાં એક સહાંજે પેલી ઘરડી વાંદરી ઘરડી બૅટી માહરી ઘણી અજાયબી વચ્ચે મને માહરે ઘર મળવા આવી! તેણે મને પોતાની સાથે જલદીથી બાહેર આવવા કહયું; અને તમારા બપાવાનો કાંટો કાઢવામાં એ ઓરત માહરી સાથે શામીલ હતી માટે કદાપી એ વળી કાંઇ નવું સંકટ આવતું હોય તે ફીકરથી ધ્રુજી ધપકીને જરા બી આનાંકાંની વગર તરત તેની સાથે હું ઘરમાંથી બાહેર પડયો. તેનાથી માહરે બીહવાનું કાંઇજ નહીં હતું, કારણ કે હું જાંણતો હતો કે તે તો ખુદ માહરીજ તાંઇની અને માહરી દોસ્ત હતી. પણ તે કાફરડી કાંઇ બી ખુલાસો આપ્યા વગર જુઠાં જુઠાં બાહણાંથી વાહી પટાવીને મને પેલા ઘરડા ગીલ્ડરૉયને ઘર લઇ ગઇ, જ્યાં શું બન્યું તે તો તમે જાંણોછ, કેમકે તમે માહરી તપાસ ચાલી તે વખતે તમારી નોકરાંણી બીડા સાથે ત્યાં પરદા પછવાડે છુપાયલાં હતાં!"

"ને તે તમને કોણે કહયું?" મેં અજબ થઇને પુછયું.

"હું તે બધુંજ કેહુંછ: સાંભળો," તેણે કહયું, "માહરી તપાસ ખતમ થવા પછી પેલા જીપસી ચોકીદારોએ મને લઈ જઇને પાછો એ મોટાં મકાંનને લગતા એક કુશાદે ઓરડામાં કેદ કર્યો, અને તે વખતની માહરી નાસીપાસીનો હું તમોને કેમ ખ્યાલ આપી શકું? જેનને આવતાં મોડું થવાથી, નાહસવાની બધી તૈયારીઓ કરી ચુકેલાં છતાં, હું આએ અચણુચી આફતમાં ગીરફતાર થયો, અને આએ એક પાહદશાહી અનામત માહરા હાથમાંથી સરી ગઇ તે

વાસ્તે માહરાં કેદખાનાંનાં એકાંતમાં મેં ખીજવાતથી દાંતેદાંત પીસ્યા અને બાલેબાલ પીખ્યા! મેં નાહસવાની દરેક વેતરણ બી પણ કરી જોઇ, અને દરેક માંર્ગો તપાસી જોયા, પણ જાંણે હું "ન્યુગેટ પ્રીઝન"માં કેદ પડયો હોઉં તેટલી બધી ઓસ્તવારીથી તે ચંડાળો મને એ ઓરડામાં પુરીને ચાલી ગયા હતા, કેમજે તમોને રોશણ છે તેમ બીજે દાહડે તે અવેજ તમે તમારે સ્વાધીન લઇ શકો ત્યાંવેર મને કેદમાંજ પુરી રાખવાનો ઠરાવ થઈ ચુકયો હતો. એવામાં મોડી રાત થતાં, માહરા ઘણા ગભરાત ને અજાયબી વચ્ચે, મને હું જ્યાં પડયો હતો ત્યાં તે ઘરમાં કાંઇ સળગતું અથવા બળતું હોય તેવો વાસ આવવા લાગ્યો, અને જરા વારમાં તો ભગભગ બળતાં બળતાં હોય એવા અવાજો સાથે લોકોના ગભરાતના અવાજો પણ માહરે કાંને આવતા થયા! આથી માહરી ખાત્રી થઇ કે તે મોટું મકાન આગના સપાટામાં સપડાયું હતું, અને હું તદન ધ્રુજવા પડયો! મેં મને છુટો કરવા બુમેબુમ પાડી અને બારણાં પર અછાંડપછાડ કરી મેળી, પણ કોઇએ કાંઈ સાંભળ્યું નહીં, અને કોઇ માહરી મદદે આવ્યું નહીં. કોઇને માહરી તે વખતના બાહેરના મોટા ગભરાત દરમ્યાંન યાદજ થતી લાગતી હતી નહીં. બધાં પોતાને બચાવવા પડયાં હોય અને મને ભુલીજ ગયાં હોય એમ એક લેહજામાં જોઈ શકાતું હતું, અને જીવતો આએ કબરમાં મુંજાઇ મરવાના ખ્યાલથી હું છેક ઘેલાપણાંની હદ સુધી અતી ઘણો દેહસ્ત ખાઇ ગયો! માહરૂં માથું ખસી નહીં ગયું અને હું તે વખતે ઘેલોજ નહીં થઇ ગયો એ એક મોજેજો છે. ધપોધપ બારીબારણાં અને ફરફરનીચર આગમાં બળીને જમીનદોસ્ત થવાના અવાજો અને બાહેરનાં લોકના બેશુમાર ગભરાતના હોકારા—તેઓ શું બોલતા હતા તે કાંઇ સમજી શકાય નહીં તેવી કીસમના—માહરે કાને આવતા રહયા હતા, અને તેમ તેમ હું જ્યાદા ધ્રુજી પડતો ગયો. દરેક પળે માહરો ઓરડો આગમાં સપડાવવાનો મને ભય થતો રહયો, અને મગજની એટલી હદ સુધીની ઉશ્કેરણી હેઠળ ઘણોજ આજેજ થયલો હું ખોદાની દયાથી અંતે બેહોસ થઇ ગયો!"—અને હયાં કમબખ્ત પાર્કસ જરા દમ ખાવા થોભ્યો.

---

## પ્રકરણ ૧૯૩.

"એ માહરી બેભાંની કલાકોના કલાકો તક રહેલી હોવી જોઇએ," તેણે જરા વારે પાછું ચલાવ્યું, "કેમજે હું જ્યારે પાછો હોસમાં આવ્યો ત્યારે મેં જોયું કે ખાધાપીધા વગર હું તદન નાતવાન થઇ ગયલો હતો. સારાં નસીબે, મગર આગળે દાહડે ટેબલ પર માહરે માટે જે ખાવાપીવાનું લાવી રાખવામાં આવેલુ હતું તે હજી અનામત હતું, અને મેં બુકબાચકો ખાઇને પાણી પી લીધું, જેથી માહરાં તનમાં થોડીક તાજગી આવી. એ વખતે બાહેર સઘળું તદદન શાંત થઇ ગયલું હતું, જે શાંતી વચ્ચે જરા વારે બારણાંનાં તાળાંમાં ચાવી ફરતી સંભળાઇ, અને પેલા જે જીપસી ચોકીદારોએ મને એ ઓરડામાં કેદ પુર્યો હતો તેઓજ, માહરી યાદ થવાથી, મને છુટો કરવા આવ્યા. તેઓમાં કાળો નૅડ કરીને એક આસામી હતો કે જે તમોને ઓળખતો હતો."

"હું ઓળખુંછ તે લુચ્છાને," મેં એ બયબીત કેફીઅત સાંભળતાં ડર ખાઇ જઇને વિચારવંત કીસમે કહયું.

"તેઓએ સઘળો ખુલાસો માહરી આગળ કીધો," પાર્કસે જારી રાખ્યું; "તે એક લાંબી ચૅાલની ચૅાલ હોય તેવું મોટું ગંજાવર મકાન લગભગ બળીને આખું નાશ પામ્યું હતું, કે જ્યારે મને જ્યાં પુરવામાં આવ્યો હતો તેજ તરફનો એક મોટો ભાગ ખુદાઇ મોજેજાથી બચી ગયો હતો! હું ત્યાં એ મુજબ લગભગ ચોવીસ કલાક કેદ અને બેહોસ રહયો હતો, અને તે વાતની માહરી ખાત્રી થતાં હું અજાયબીથી દંગ થઇ ગયો. તેઓએજ મને ગીલ્ડરૉય આગમાં બળી મુવો હતો તે વાત બી કહી, પણ મૉસનું શું થયું તે એ લોક કાંઇ કહી શકયા નહીં. તેઓએજ મને તમો અને બીડા ત્યાં સંતાયલાં હતાં તે અને આગ લાગવા આગમચ તમે તમારે ઘેરેબારે જતાં રેહવાને નસીબદાર થયાં હતાં તે વાત કહી. મને તેઓ કેહજે તેઓ તો મને બીજી સહવારેજ છોડવવા આવતે, કારણ કે હું મરી ગયો હતો કે જીવતો હતો તે જાંણવાની તેમને ઘણી ચટપટ થયા કરતી હતી, પણ પુલીસનાં લફડાંથી તેઓ બીહીધા, કેમકે મને ત્યાં કેદ કરવામાં આવ્યો હતો એમ માલુમ પડવાથી રખે પુલીસ કાંઈ જ્યાદા તેહકીક કરે અને તેઓ સપડાઇ જાય તેની તેમને ફકર થયા કરતી હતી. ગમે તે હોય, પણ તેઓની દયાની બરકતેજ આટલો માહરો છુટક થયો, નહીં તો કદાપી કેટલાક દિવસો સુધી તે ઓરડાની તપાસ લેવાતે નહીં, અને હું આગમાંથી બચેલો ત્યાં ભુખમરાથીજ પુરો થઇ જતે!"

"તમે બેશક ત્યારે ઘણું ખમ્યું," હું દયાથી બોલ્યા વના રહી શકી નહીં.

"ઘણું ખમ્યું, મીસ પર્સી, ઘણું ખમ્યું!" તે આદમીએ અફસોસનાં અતવતથી કહયું,—અને તેની આંખો પાછી આંસુથી ભરાઈ ગઇ, "અને એ લપડાકો પડયા પછીજ માહરાં નેહસ્ત પાપોનાં અગાધપણાં સામે માહરી આંખો ખુલી ગઇછ. હું હવે પસ્તાવાથી રોજબરોજ બળી જળીને ખાખ રાખ થાઉંછ! હવે મેં માહરી હવે પછીની જીંદગીને માટે સુધરવાનો એક નવોજ સફો ખોલ્યોછ, અને ખુદા તેમાં ફાવવાને સારૂ મને મદદ કરે!"

"તે તો હજી જોવાનું છે," મેં હજી કાંઇક શંકાથી અને કડવાસથી કહયું,—કેમજે તેના જેવા એક ઢોંગી ફરેબી પર મને મુતલગ ઇતબાર આવતો નહીં હતો! "તમે તમારી વાત આગળ ચલાવો."

"હવે કેહવાનું થોડુંજ રહયુંછ," પાર્કસે આગળ કહયું, "હું કેદથી છુટો થયો તેવો, ગભરાયલો જેવો, માહરે ઘરજ દોડયો. મેં જે કીંમતી અવેજોનાં ત્રાન્સફરડીડ ધરડા ગીલ્ડરૉયની કૉર્ટમાં સહી કરી આપ્યાં હતાં તેનું શું થયું હતું, અને ખુદ માહરાં ઘરમાં માહરી લાંબી ગેરહાજરી વાસ્તે શું ધારવામાં આવતું હતું તે નકકી કરવા હું ઘણોજ આતુર થઇ ગયો હતો; પણ ઘેર પોંહચતાં મેં શું જોયું? ઘેર તો બંધ હતું! માહરાં ઘરને તો તાળાં પડયાં હતાં! સારાં નસીબે અમારે ત્યાં ઝાડુ કાઢવા અને ઉપરનું થોડુંક કામકાજ કરવા સહવાર સહાંજ પડોશમાંની એક ગરીબ બાઇ આવતી હતી, જે ત્યાં એ વખતે ઉભેલી હોવાથી મને મળી ગઈ, પણ તે તો મને જોઇને હબતીજ ગઇ, અને મેં માહરાં બૈરી છોકરાં કયાં હતાં અને તેઓનું શું થયું હતું તે તેને પુછયું ત્યારે તે વધારે અજાયબ થઈ ગઇ. તેના કેહવા મુજબ તો માહરી તરફથી માહરો મોકલેલો માહરો હેડ કલાર્ક મી૦ મૉસ માહરે ત્યાં આવીને માહરાં બૈરી છોકરાંને લઇ ગયો હતો! વળી એ બાઈના કેહવા મુજબ મૉસ માહરા

ઑફીસરૂમમાં જઇને અરધોક કલાક કાંઇ ફાંફાં મારતો ભરાઇ રહયો હતો! ખોદા જાંણે ત્યાં તેણે શું કાળાં ધોળાં કર્યાં. એટલું તો ખરૂં કે તે આવ્યો અને પેલી બાઇના કેહવા મુજબ તેણે માહરી બૈરી સાથે કાંન પર પડીને કાઇ ગુજસુઝ કીધી, જે પછી તરત તેણીએ ગાંસડા પોટલાં બાંધવા માંડયાં, અને તે તેની સાથે માહરાં છોકરાંઓને લઇને જતી રહી. તેણે માહરા નોકરોને વટીક અકેક પગાર વધારાનો આપીને રાજી કરયા ને રૂખસદ કીધા. તેણે બધાંઓને એમજ સમજવા દીધું કે મને અચણુચ જરૂરનાં કામે કૉન્ટીનન્ટ પર જવું પડયું હતું, જ્યાં તેણીને લઇ આવવા મેં માહરા હેડ કલાર્ક મૅાસને ફરમાશ લખી હતી!!

"અલબત, પછીથી તરતજ માહરાં માંગનારાઓને ખબર થઈ ગઇ કે માહરી બૈરી એ મુજબ ઘર મુકીને નાહસી ગઇ હતી, અને તેઓએ જે હાથ આવે તે સ્વાધીન લેવા કૉર્ટમાં તાબરતોબનું મોશન કરાવી ધુજારો કરયો. તેઓ ઘર પર ઝપટી લાવ્યા ને જે હાથ આવ્યું તે બધું ઉંચકી જઈ તેઓએ મને છેકજ ભીખારી કરી મુકયો. મેં બેંકમાં બી તલાસ કીધી હતી, જ્યારે માલુમ પડયું કે જે ત્રાન્સફરડીડ મેં સહી કરી આપ્યાં હતાં તેની રાહે મૅાસ તમામ અવેજ કોઇ ભલતાજ આદમીને બેંકમાં મોકળીને ઉપાડી ગયો હતો, કેમકે અવેજ વસુલ કરનાર તરીકે કોઇ જેનકીન્સનાં નામની સહી હતી! મેં ઘરમાં પણ તલાસ કરી જોઈ હતી, જ્યારે એ લુચ્ચાએ માહરા ઑફીસરૂમની ડેસ્કનાં બધાં માહરાં ખાનગી ખાનાંઓ પણ કળ તોડીને ઉઘાડી નાખેલાં પકડાયાં, અને તેમાંનાં માહરાં ઘણાંએક કીંમતી ઓચરયાંઓ અને જરૂરી દસ્તાવેજો વટીક એ લુચ્ચો ચોરી ગયો હતો!"

"અને પછીથી આજ સુધી એ લોકનો શું કાંઇજ પત્તો નથી?" મેં દયા ખાઇને પુછ્યું.

"આજ તક કશોજ નહીં!" પાર્કસે ઉંડી ગમખ્વારીથી જવાબ કરયો, "તે લુચ્ચો એ માહરી ઘરણી થવા આવેલી બાયડીને શું ઉંધું ચત્તું સમજાવીને કયાં લઇ ગયો તે હું કશુંજ જાંણી શકયો નથી. ત્યાર પછી માહરાં માંગનારાઓએ મને નાદાર કરાવ્યો, કે જે વખતે કૉર્ટમાં નામોશીનો મારયો હું હાજર નહીં થયો તેથી કૉર્ટનો તીરસ્કાર કરવાના વાંક સારૂ મને પકડવાનું વૉરંટ નીકળેલું છે, જેનાં પરીણામમાં આએ રીતે આ એક દુરદરાજ ઘરનાં ખુણાંમાં માહરે સંતાઇ રહેવું પડે છે!"

"અને તમારી જેન ઇંગ્લાંડ કયારે આવી?" મેં પુછ્યું.

"એ બધી માહરી પર આફત વરસી રેહવા પછી તરતજ," પાર્કસે જવાબ કરયો, "ત્રીમેન નામનું પૈસેટકે એક સુખી કુટુંબ પેરીસમાં રહેતું હતું તેની એક દીકરી સાથે એને ઘણાં સહીયારાં હોવાને લીધે લાંબા ચેન્જ સારૂ તે ત્યાં રેહવા ગઇ હતી. તે લોક ઘણાં ભલાં ને મેહેરબાન હતાં, અને એની તબ્યત ઇંગ્લાંડમાં ઘણી લહડી ગયલી જાણતાં સાથે તેઓએ ઘણી હોંહોંસ કરી એને પોતાને ઘર વરસ છ મહીના ચેન્જ સારૂ રાખવા તેડાવી લીધી હતી. એમ છતાં, અમારૂં કાગળ મળતાં સાથે તે તો તરતજ આવતે, પણ અમે ઘેર ઉચકી નાખવાનો વિચાર કીધો, ને એને પાછી જલદી લંડન આવવાનું કાગળ લખ્યું, ત્યારે એ લોક કેહાં કૉન્ટીનન્ટ પર ફરવા નીકળી ગયલાં, અને કાગળ પેરીસમાંજ પડી રહયું તેથીજ એ ઘોંટાળો થયો. તેનાં કેહવા મુજબ જેવાં તેઓ પેરીસ પાછાં ફરયાં અને એણે તે વાંચ્યું તેવીજ તે

લંડન આવતી રહી, અને આવતાં સાથે એ સત્યાનાસીના સમાચાર સાંભળી હબતીજ ગઇ. તેને પેલી અમારે ત્યાં કામ કરનારી ભલી મુફલીસજ જ્યાં હું છુપાયલો રહેલો હતો ત્યાં દયા ખાઇને તેડી લઇ આવી હતી."

"પણ તમે તમારાં બૈરી છોકરાંનો પત્તો મેળવવા જોગી તલ્લાસ કાંઇ કીધીછ કે કીધીજ નથી?" મેં સવાલ કરયો.

"ઘણી બી કીધી, મીસ પર્સી!" મી૦ પાર્કસે દુઃખથી કહયું, "પણ તે લોક પાતાળનાં પેટાંમાં ગરક ગયાં હોય તેમ આજ સુધી તે લોકનો કશો પત્તોજ નથી! હવે કેહો મને, બાનું, કે આએ બધું માહરૂં કહેલું તમે માનોછ કે નહીં!"

"હું માનુંછ તો ખરી," મેં વિચારવંત અદાએ કહયું, "પણ કોઇ બી રીતે માહરા હાથમાં તો માહરા હકનું એ માહરા મરનાર મમાવાનું ધન આવતું અટકીજ પડયું કેની? ખેર, મગર, એમાં હું તમોને દોષ દઇ શકતી નથી હું, અલબત, તમોને માફ તો કરી શકતીજ નથી. તમારા માહરી સાંમેના દગલબાજીભરયા એ અપરાધો એવા જબુન છે કે ગમે એવા પસ્તાવાથી ખુદ ખુદા વટીક તમને તે માફ કરે એ શકભરયું છે. વૅલ, હું તમને પકડાવતી અને સજા નથી કરાવતી એજ બસ છે. મેં ઝારા અને ગીલ્ડરૉયને આપેલાં વચનને હું સાચીજ રહેવા ચાહુંછ, પણ તેમ છતાં, તમારા અને માહરા વચ્ચે કશીજ ઓળખાંણ પીછાંણ રેહવી જોઇશે નહીં. હું તમોને પીછાંણવાજ ના પાડુંછ, જેથી હવે પછી તમો માહરી જોડે બી મેહેરબાની કરીને તેમજ વરતજો."—અને, એમ કહી, તેને શેકહેન્ડમાં હાથ આપ્યા વગર અથવા એક ડોકાંના લેહકાથી નમવાની પણ દરકાર કરયા વગર હું તે ઓરડામાંથી બાહેર પડી, જ્યારે માહરી તેણીના બાપ જોડેની વાતચીત ખતમ થઇ હતી એમ જેનને જાણવા દેવા વાસ્તે તે ઓરડાનું આગળું બારણું મેં જોરથી અફાળીને બંધ કીધું. જેન એ સાંભળીને બાજુના ઓરડામાંથી બાહેર ચાલી આવી, અને તેને હું પુરતી નરમાશથી મળી, તે ઘણી કાહેલી અને ફીકી દેખાતી હતી—જાંણે માહરી પાસથી ગયા પછી એકલી પડેલી તે રડયાજ કીધી હોય તેમ—અને મને તે ગરીબ બચ્ચાંને વાસ્તે ઘણુંજ લાગ્યું.

"ચાલ માહરી સાથે થોડેક સુધી આવ—જેન," મેં તે ઉપરથી તેને સમજાવીને કહયું, "આપણે રસ્તામાં વાત કરશું."—અને તેણીને બે વાર કહેવું પડયું નહીં. બીજીજ પળે તે પોતાની ટોપી અને શૉલ લઇ ઉતાવળે બાહેર દોડી આવી, અને અમો વાત કરતાં રસ્તામાં ઉતરયાં.

"હું ઉમેદ કરૂંછ, મીસ પર્સી," જેને એ દરમ્યાંન ગરીબાઇથી કહયું, "કે માહરા પપાને તમે જે કાંઇ પુછયું હશે તેના તમોને સંતોષકારક જવાબ મલ્યાજ હશે. મને એવણની ચાલ વિશે જાંણીને ખરેખર અફસોસ થયલો છે."

"મેં એવણનો ખુલાસો માનેલો છે, અને હું એવણ સાથ ઘણી નાખતીથીજ વરતેલી છું," મેં જવાબ કરયો, "હું એવણને હવે સજા કરાવવા ચાહતી નથી; હું એવણની દોસ્ત બી કદી થઇ શકવાની નથી."

"અને માહરી સાથે બી તમે ગુસ્સેજ રેહશો કે?" ગરીબ જેને કાકલુદીથી પુછયું.

"જરા બી નહીં!" મેં સધ્યારો આપ્યો, "તાહરી એટલી બધી રૂડી ચાલચલણ જોઇને

મને તાહરે વાસ્તે ઘણુંજ ખરાં દીલનું હેત બરપા થયલું છે, અને હું હંમેશ તાહરૂં ભલું ચાહનાર ફ્રેન્ડ થઇ રહેવશ."

અને એ મુજબ વાતચીત કરતાં અમો યૉર્ક રોડ પરથી વળાંણુ લઇને વૉટરલુ રોડ પર દાખલ થતાં હતાં, જેવામાં સામેથી આવતી એક છોકરીને જોઇને જેન પાર્કસે મોટી ખુશાલીની એક બુમ પાડી! બંનેએ એકમેકને જોયાં, ઓળખ્યાં અને જોઇને બંને હરખાયાં, અને પેલી છોકરી, કે જે મેં જોયું તેમ, સરોવરનાં ઝાડ જેવી સીધી અને સુંદર હતી તે, ઘણા હેતવંતા હાવભાવથી જેનની આગળ ધસી આવી.

તેઓએ ઘણીજ મોહબતથી અરસપરસ શેકહેન્ડ કરી, અને મને લાગ્યું કે જો હાલમાં હતાં તેમ રસ્તા પર નહીં હતે તો બંને એકમેકને કૉટી પણ જરૂર કરી પડતે!

"ઓ વાહલી જેન!" તેણીએ આવતાં સાથે હેતથી કહયું.

"ઓ શારલૉટ ડીઅર!" જેને તેટલાંજ હેતથી પોકાર્યું, "કેવાં નહીં ધારેલાં આપણે પાછાં મળી ગયાં!"

જેને એ દરમ્યાંન તેણીની જોડે માહરી ઓળખાંણ કરાવી, અને મને મીસ પર્સી તરીકે ઇનટ્રોડયુસ કરી, જ્યારે તે છોકરીએ ડોળો ખોબી ખોબીને માહરા ચેહરામાં જોયું.

"મીસ પર્સી?" તે જરા અજબ થઇને ખંચાઈ, "પેલાં જાણીતાં ટ્રેજેડયન નાટકકાર મીસ ટ્રેફર્ડની મેં ઘણી તસ્વીરો જોયલી છે, અને તે સઘળીને આએ ચેહરો કાંઇક એટલો બધો મલતો આવેછ—"

"હું કહી દેઉં?" જેન પાર્કસે હસીને માહરા કાનમાં કેહતાં પુછ્યું.

"કેહની! હવે એમાં છાનું છેજ શું?" મેં હસીને જવાબ કરયો, જે બધું પેલીએ બરાબર સાંભળ્યું, એટલે ઘણી ખુશાલીથી પુકાર્યું, "ઓ, શું તમેજ ત્યારે મીસ ટ્રેફ્ડ છો? હું કેટલી ખુશી થઇ તમોને એમ રૂબરૂ જોઇને! હું કેવી તમોને જોવા ચાહતી હતી! તમારાં નામાંકીત ઍક્ટીંગનાં હેવાલો અને લખાણો અત્રેનાં પેપરોમાં છપાયલા હું કૉન્ટીનન્ટ પર ઘણુંજ ઉમંગથી વાંચતી હતી, અને ત્યારે તમોને એક વખત સ્ટેજ પર જોવાની દીલથી હંમેશ આરજુ કરતી હતી!"

"તમો શું લંડનમાં ત્યારે ઘણુંએ આવ્યાં?" મેં પુછ્યું.

"હા, નજદીક ચાર વરસે!" તે છોકરીએ જવાબ કરયો, "અને તેથીજ હું તમોને સ્ટેજ પર ઍકટ કરતાં કોઇ દહાડે જોઇ શકી હતી નહીં. ખરૂંજ માનજો કે માહરાં માએ બાપ અને માહરી બધી બેહનો બી તમોને એક વખત રૂબરૂ જોવા ને મળવા તમારે લગતા હેવાલો વાંચી વાંચીને ઘણુંજ આતુર થઇ રહેલાં છે."—અને તે ભલી છોકરીનાં દીલની એ અકસર સાદાઇ હું માહરાં મનથી વખાણ્યા વગર રહી શકી નહીં. "તમે અમારે ત્યાં મળવા આવશો, મીસ પર્સી? અમે બધાં ઘણુંજ ખુશી થઇશું."

હું ના કહી શકી નહીં.

"તમે બી આવજો," મેં કહ્યું, "તમે બેહન માહરે ઘર રીટર્ન વીઝીટ આપવા કબુલ થતાં હશો તો હું ખુશીથી કાલે તમારે ઘેર આવશ."

એ ઉપરથી શારલોટે મને પોતાનાં ઘરનું ઠેકાણું આપ્યું, અને તે વૅસ્ટ ઍન્ડનાં ફૅશનેબલ લત્તા પર આવેલું હતું. મેં બી તેને માહરૂં ઠેકાણું કહયું.

---

## પ્રકરણ ૧૯૪.

"પણ હવે તું કાંઇ તાહરી તો વાત કર, જેન?" શારલૉટે હવે જેન પાર્કસ તરફ ફરીને કહયું, "આંઠ આંઠ નવ નવ મહીના સુધી એકદમ તાહરી બરખ ક્યાં દુબી ગઇ હતી? અમે તો એટલાં અજબ થયાં! નહીં કાંઇ ખબર અંતરનું તાહરી તરફનું કાગળ કે પત્ર, અને અમે જે પોતે લખ્યાં તે કાગળો તુંને પોંહચ્યા વગર રીડીરેકટ થયલાં અમનેજ પાછાં મલ્યાં, તેથી અમે તો કાંઇ એટલાં અજબ થયાં! હતું શું?"

ગરીબ જેનની આંખમાં, એ પહરયારો સાંભળતાં, આંસુ ઉભાઇ આવ્યાં. પોતાની દોસ્તના એ પહરીઆરાથી પોતે એ છેલ્લા સાત આંઠ મહીના દરમ્યાંન જે કાંઈ ખમ્યું હતું તેની યાદ થતાં તે ઘણી જંખવાની થઇ, અને તેના હોઠ ધ્રુજ્યા.

"ઓ, શું છે? એવું તે શું છે?" મીસ ત્રીમેને ગભરાઇને પુછ્યું,—અને તરત વધારયું, "કાંઇ નહીં, ચાલો; તમે બે કઇ તરફ જાઓછ તેજ તરફ હું બી આઉં, અને આપણે વાત કરતાં આગળ વધ્યે. હું તો આએ તરફ અમારી એક બુઢી નર્સ બીમાર થયલી છે તેને જરા જોવા આવી હતી, પણ કાંઇ નહીં, તેને મલવા તો હું કાલે બી આવશ."—અને અમો વાત કરતાં ત્રણે રસ્તા પર આગળ વધ્યાં.

"તમે લોક લંડન ક્યારે આવ્યાં, શારલોટ?" હવે જેને પુછયું.

"પરમ દાહડે સાંહજેજ, અને હું વળતી સહવારે તાહરી ખબર લેવા તાહરે ઘર ગઇ, પણ જોઉંછ તો તાહરા ઘરને તો તાળું પડેલું. ત્યારેજ મેં જાણ્યું કે તમે લોક ઘર બંધ કરીને કેઠે બાહરગામ ગયલાં છો, તેથી હું હમણાં તુંને લંડનમાં જોઇને ઘણી હેરત થઈ."

ગરીબ જેન! તે પોતાની ફ્રેન્ડને જવાબ કરતાં વળી દીસ્તી રીતે પાછી ઘણી ગુંચવાઇ, અને ત્યારે મનેજ તેની વાહરે જવું પડયું.

"હા, મીસ ત્રીમેન," મેં કહયું, "એવણ પોતાના પીતા સાથે અહીં છે, ને એનાં મમા બીજાં છોકરાંઓને લઇને બાહેરગામ ગયાં છે. બીચારા એવણના બાવા જરા પૈસાટકાનાં મોટાં દુખમાં આવી ગયા છે."

"ઓ, એમ કે? ત્યારે મને જરા લખતે તો ખરી?" શારલોટે ઠપકાથી કહ્યું.

"મેં તુંને બે વખત લખ્યું, વાહલી શારલોટ," જેને ગડગડ કંઠે જવાબ કરયો, "પણ માહરાં કાગળોના જવાબજ તાહરી તરફથી કશા નહીં આવ્યા ત્યારે માહરાં મનમાં ખચ્ચીત ઓછું આવ્યું. મને લાગ્યું કે માહરા બીચારા પપાનું નામ નાદારોની ટીપમાં ગવરમેન્ટ ગેઝટમાં દેખાવ દેતું થયું તે વાંચીને તમે લોકોએ કદાચ—"

"ઓ જેન, તું કેમ એટલી બધી ચેરી થઈ શકી?" શારલોટે ગુસ્સો કરયો, "તું અમારે માટે એવું હલકું મત બાંધીજ કેમ શકી તેજ મને તો અજબ કરેછ! અમે તો કાંઇ

જાણ્યું બી નથી. અમોને તાહરાં કોઇ કાગળ મલ્યાંજ નથી. અમે ફરીને રેહતાંતાંજ કાંહાં. જે કાગળો મળી શકે? તેથી તો મેં પોતે લખ્યું કે તું કાગળો કાંએ નથી લખતી, અને તાહરો પત્તો નહી મળવાથી તે કાગળો મનેજ પાછાં આવ્યાં."

"મેં ઘણાં દુ:ખના દાહડા કાઢયાછ, શારલોટ," જેને ઘણી ગમખ્વારીથી કહયું, "અમોને ઘણી તંગી હોવાથી મેં તાહરી થોડીક પૈસાટકાની મદદ બી મંગાવી હતી—"

"ઓ ખુદા, કેટલું બુરૂં થયું કે તેવું એક બી કાગળ મને નહીં મલ્યું!" બળી શાર્લૉટે ખરાં દીલથી દુ:ખ પાંમી અરધા ગુસ્સાનું અતવત કરયું, "તે કાગળ મને મળતે તો તું માની બી શકેછ કે હું પપાને કહીને તરત ને તરત તને અવેજ મોકળાવ્યા વગર રેહતે બી ખરી?"

"હું નથી માની શકતી તેથીજ તો હું ઘણી અજબ થઇ, વાહલી બેહેન," જેને જવાબ કરયો, "હું એટલી લાંબી મુદ્દત તમારે ઘર તમો વાહલાંઓ સાથે રહી આવેલી, અને હુંજ તમારો દીલગુરદો નહીં જાણું એ કેમ બને?"

"અને તોબી તો તેં અમારે વાસ્તે મનમાં ઓછું માન્યું ખરૂંની!" શારલોટે પાછો નરમ ઠપકો આપ્યો.

"માહરી ઘણી ભુલ થઈ, શારલોટ," જેને કબુલ કરયું.

"વારૂં, પણ હમણાં?" શારલોટે ઉલટથી પુછ્યું; "હમણાં હજી બી જો કાંઇ મદદ જોઇતી હોય તો—"

"હમણાં તો હું ધંધામાં પડેલી છું, શારલોટ," જેને જોતાં દીલમાં ચુંદાઇ આવે એવું ગમગીનીભરયું હસીને કહયું; "તું જાણીને ઘણી અજબ થશે કે મેં બી મીસ ત્રેફર્ડની માફક સ્ટેજની નોકરી લીધેલી છે!"

"ઓ, ખરેખર?"—અને શારલોટ ખરેખર ઘણી અજબ થયલી દેખાઇ.

"હા," જેને ઉદાસીથી જવાબ કરયો, "પણ મીસ ત્રેફર્ડ જેવું નામાંકીત કશુંજ નહીં. હું તો સ્ટેજ પર ફક્ત એક બાલે ડાન્સર છું."—અને તે ઘણી ઓશકાતી દેખાઇ.

"તેમાં શું થયું?" શારલોટે ઘણી દીલદારીભરી રવેસે જોશથી હીંમત આપીને તેની ઓશક ભાંજી નાંખી, "ગરીબાઇ બધાંને માથે બને છે, અને ગરીબાઇ આવે ત્યારે કોઈ બી પ્રમાણીક ધંધામાં ઇજ્જત સાથે પડયાં હોઇએ તેમાં નબોજું છેજ શું? ફક્ત મને દુ:ખ એટલુંજ લાગેછ કે એટલી હદ સુધી તું તંગ ને મોહતાજ થવા પાંમી, પણ મેં કાંઇ તે જાણ્યું નહીં!"

જેને હેસાંનથી તેનો હાથ દાબ્યો. એ વખતે અમે વૉટર્લુ બ્રીજ પર આવી ચુકયાં હતાં, અને લોકોનું ધ્યાંન નહીં ખેંચાય તેથી તે બંને છોકરીઓ ઘણે ધીમે સાહદે, સાધારણ વાતચીત કરતી હોય તેમ, પોતાની લાગણીઓ દાબી દાબીનેજ વાત કરતી હતી.

"અમે તો પરમ દાહડેજ ઇંગ્લાંડ ચાર વરસે પાછાં ફરયાં," શારલોટે જારી રાખ્યું, "અને અહીં હાલમાં માહરા કાકા કર્નલ ત્રીમેનના બંગલામાં રહેલાં છીએ. ત્યાંજ તમો બેઉ જણાંએ અમોને મળવા આવવું જોઇશે, કેમજે એકાદ અઠવાડયાંમાં અમે સ્ટેફર્ડશાયર ખાતેનાં અમારાં

પુરાતન મકાનમાં રેહવા અત્રેથી જતાં રહીશું."

"સ્ટેફર્ડશાયર ખાતેના ત્રીમેન હૉલમાં?" જેને ઉલટમંદ પુછયું, "ઓ, કેવું મજાહનું! ત્યારે એ હૉલ સંબંધી કૉર્ટમાં તાહરા પપા સાથે કોઇને વાંધો ચાલતો હતો તેનો છેડો આવ્યો ખરો કે?"

"હા, અને તે વાહલા પપાની જીતમાંજ આવ્યો," શારલોટે ખુશાલીથી કહયું, "જેથી અમો ત્યાં રેહવા જવાનાં છીએ. વળી અમે બધાં હાલમાં વધારે ખુશી એટલા વાસ્તે છીએ કે હૉલમાં પાછાં ફરવા પછી તરતજ લગ્ન થવાનાં છે."—અને, એમ કેહતાં, શારલોટના ગાલ ઓશકથી લાલ થયા.

"ઓ, કેવી મોટી ખુશાલીની વાત!" જેને અતી ઘણી ઉલટથી ઉશ્કેરાતાં કહયું, "કોણનાં—તાહરાં લગન કે? કોણ સાથે? પેલાજ સાથે કે?"—અને શારલોટે ઘણી મુશકીલથી સાંભળી શકાય એવા ધીમા સ્વરે જવાબ કરયો, "હા."

હું હવે વચમાં તુટી પડી.

"મને હવે જવા દેવો, બેહેનો," મેં માંગી લીધું, "તમોને તમારી ખાનગીખુનગી વાત-ચીત મોકલાશથી કરવામાં, હું જોઉં છ કે, હું એક નડતલ થઈ પડું છું.!"

"ઓ નહીં, નહીં, મીસ પર્સી, તેવું કાંઇજ નથી," શારલોટે ઉતાવળે કહયું, "માહરે લીધે તમે બેઉ જણ સાથે નીકળેલાં છુટાં પડો એ તે શું કેહેવાય?"

"તેની કાંઈ ફકર નથી," મેં સમજાવ્યું, "મને હવે ખરેખર જવાનુંજ છે. મને એક ઠેકાણે મલવા જવાનું છે."—અને પછી જેન તરફ ફરીને વધારયું, "મને સાંહજે માહરે ઘર મલવા જરૂર આવજે, જેન. હું છ વાગા સુધી ઘરમાંજ રેહવશ ને તાહરી વાર જોવશ."

"અને તમો બી માહરે ઘર જરૂર આવશો કેની, મીસ પર્સી?" શારલૉટે ઘણા આગ્રહ સાથે માંગી લીધું, અને હું કબુલ થઈ ત્યારેજ અંતે મને તેણે જવા દીધી, જે પછી હું તે બે સહીઓને પોતાનાં સુખદુઃખની વાત મોકલે મને કરવા એકલી છોડી ત્યાંથી એકલીજ આગળ વધી.

એ વખતે, મેં ઉપર કહ્યું તેમ, અમો વૉટર્લુ બ્રીજ પર આવી ચુકયાં હતાં, અને તેથી ત્યાંથી સ્ટ્રેન્ડને રસ્તે થઇને હું ગ્રેટ ઓરમંડ સ્ટ્રીટમાં માહરાં ઘરમાં પાછી આવી લાગી, જ્યાં આવતાં સાથે આતુરતાથી બીડાને મેં પુછીને તેહકીક કીધી કે પેલો ખુંધો વેહેત્યું પાછો મને મળવા આવ્યો હતો કે નહીં, અને બીડાએ જવાબમાં નાજ કહયું. એ પછી બીડા આગળ મેં પાર્કસને લગતી બધી વાત કરી. એ વાહલી છોકરી કેટલી માહરાં ભલાંમાં હતી અને આ સંબંધમાં સઘળું જાંણતી હતી તે વાંચનારને રોશણ છે. એની મદદથીજ તો મરનાર ગીલ્ડ-ર્રૅયને ત્યાં હું જવા પાંમી હતી કેની!

તે ઘણી અજબ થઇ.

"મને તો મી૦ મૅાસ કોઇ ઘણોજ પ્રમાણીક અને આબરૂદાર આદમી લાગતો હતો, બાઈ," તેણીએ પોતાની અજાયબી કહી સંભળાવી.

"હું બી તેમજ ધારતી હતી, પણ આજે દુન્યામાં બાહેરના દેખાવથી કદી ભુલવું જોઇતું

નથી એ વાત અનુભવથી ઘણી પુરવાર થાયછ," મેં કહ્યું, "હવે તો પેલો ખુઘો આવીને નવી શું ખબર આપેછ તે પરજ બધો આધાર છે, કેમકે મને ખાત્રીપુર્વક લાગેછ કે એ સંબંધમાં એ કાંઈ જાણતો હોવોજ જોઇએ, અને તેથીજ, એ મને અત્રે ખાસ મળવા આવ્યો હોશે."

*હવે તેજ સહાંજે પાંચેકને શુમારે જેન પાર્કસ, અમે ઠરાવ્યું હતું તેમ, મને મળવા માહરે ઘર આવી. તેણીએ પોતાના બાપથી વધતું ઓછું જાણેલું હોવુંજ જોઇએ, કેમજે તેનાં જોડેની માહરી નાખતી વાસ્તે તેણે આવતાં સાથે માહરો ફરી ફરીથી ઉપકાર માન્યો, અને પોતાની માહરા જોગી ચાલને વાસ્તે ઘણો ઘણો ખેદ દેરશાવ્યો. એ પછી માહરે માટે તે કેમ એટલો અણગમો લઇ નાહસવા પાંમી હતી તે મેં પુછતાં તેના ખુલાસામાં તેણે કહ્યું:—

"માહરાં માયનો માહરી ઉપર જેવો જોઇએ તેવો પ્યાર નહીં હતો, પણ પપા વધારે મેહરબાંન હતા. વળી માહરાં માય બાપ વચ્ચે જોઇએ એવો બનાવ બી નહીં હતો, અને તે લોકો સારો દિવસ એટલાં લડતાં વઢતાં કે વડી દીકરી તરીકે તે જોઇને મને ઘણું બળી મરવાનું થતું હતું. પરીણામમાં, માહરી તબ્યત બધી નાશ પામી ગઈ, અને ઘરથી કંટાળેલી મેં કેઠે જતી રેહવા માંગ્યું. મેં, તે ઉપરથી, શારલોટ ત્રીમેનને લખ્યું. અમો વચ્ચે સ્કુલમાંથીજ ઘણાં હેતનાં સહીઆરાં હતાં, જે અત્યાર સુધી ચાલુજ હતાં, જેથી શારલોટે માહરૂં કાગળ વાંચતાં સાથે મને તેડાવી લીધી. તેનાં માય બાપની તે ઘણી લાડકી છે, અને તે લોક ઘણાં ભલાં છે. તેઓએ બી ઘણી ઓંહોંસથી માહરાં મમા પપાને લખ્યું, અને તેથી મને જવા દેવામાં આવી.

"હું એ લોક સાથે પછીથી ગામેગામ ફરી, અને માહરી તબ્યતને તેથી ઘણો મોટો ફાયદો થયો. એ મુજબ ફરી ફરીને, મગર, છએક મહીને અમે અમારે ઘેરેબારે પેરીસ ખાતે જ્યારે પાછાં આવ્યાં, ત્યારે ત્યાં પપાનું કાગળ લાંબા વખતનું આવીને પડેલું મને મલ્યું, કે જેમાં માહરાં માય બાપે તે વાંચતા સાથે મને લંડન પાછી આવી જવા ફરમાશ લખી હતી. તે ઉપરથી હું તરતજ નિકળી પડી, અને અત્રે આવી માહરા પપાથી સાંભળીને હું હબની ગઇ કે તમારે લીધેજ અમારાં ઘરનો નાશ થઈ ગયો હતો!! મને માફ કરજો હું એમ કહુંછ તે, ઍલન; માહરી પર ગુસ્સે નાજ થતાં. એ બધો વાંક માહરા ખતાવાર પપાનો છે. તેવણે પોતાનો વાંક ઢાંકવા મને બધું એમ ઉલટુંજ સમજાવ્યું. તેવણે કહ્યું, કે કોઈ લુચ્ચા ને મતલબી વકીલની ઉશ્કેરણીથી તમે તેવણને એક મોટો વારસો ગળે પડયાં, અને કાંઇક ફ્રૅાડ અને ફૉરજરીના વાંકોનો દમ ભરાવીને તેવણુની પાસે વગર હકે તમે બધું તેવણનું નાણું નીચવી લીધું. અલબત, હું કાંઇ કાયદો તો સમજું નહીં, અને તેવણે મને જે કાંઇ ઘેલુંગાડું કહયું તે મેં હેમક જેવીએ સઘળું સાચું માન્યું. હવે તમેજ વિચાર કરો, બેહેન, કે એવી માહરી માન્યતા પછી તે દહાડે ઠીએટરમાં હું જે બેવકુફીભરી રીતે તમારી જોડે વરતી તેમાં અજાયબી શું છે? મને તો કાંઇ તમારી તરફ એટલો બધો ધીક્કાર આવી ગયો હતો, અને હું તમારાં નામથીજ કાંઇ એવી કમકમતી હતી, કે તમે પેલું વચમાં સ્ટેજ થોડુંક સુધી છોડી ગયાં તે નહીં થયું હતે તો હું ભુખે મરતે, પણ મી૦ રીચર્ડસના સમજાવવાથી એ નોકરી મેં કરી દીધી તેમ કદી કબુલ કરતે નહીં!"

"ને પછી હું તો પાછી આવી ત્યારે?" મેં હસીને પુછ્યું,

"ત્યારે નાચારી થઇ પડી!" જેન પણ હસી, "એક વખત નોકરીમાં ઠર પડેલી હોવાથી તમો પાછાં આવ્યાં ત્યારે તે નોકરી છોડી જવા હું માહરા મનને સમજાવી શકી નહીં, અને બનતાં સુધી તમારા કોઇ બી સમાગમમાં નહીં આવવાનોજ મેં મજબુતીથી કસ્દ કર્યો."

એ પછી મેં તેને એ બધી વાતથી ઘણું દુ:ખ પામતી ને દલગીર થતી જોઈ એ વાત ફેરવાવી, અને તેની સહી શારલોટનીજ વાત પાછી કાઢી.

"એ તો તમોને મળવાથી અને તમારી સાથે ઓળખાંણુ થવાથી કાંઇ અજબ જેવી ખુશી થઇ ગઇછ!" જેને હસીને કહ્યું, "અને માહરી પાસે બી પાછું કહેવડાવ્યુંછ કે તમે પ્રૉમીસ કીધુંછ તેમ આવતી કાલે એને ઘેર એને મળવા જયા વગર રેહતાંજ ના. કરનલ ત્રીમેનનો બંગલો વૅસ્ટ ઍન્ડમાં ઘણો જાંણીતો છે."

"પણ એ એનાં માય બાપની એકલીજ છે કે?" મેં પુછ્યું.

"અરે નહીંરે, બીજી પાંચ બેહનો છેની!"

"છ છોકરી?" હું અજબ થઈ; "ને છોકરા કેટલા?"

"છોકરો એક બી નથી!" જેને જવાબ કર્યો. "બધી ઢગલે ઢગલા છોકરીઓજ, પણ એમ છતાં હેપી ફૅમીલી છે. ઘણા સંપમેલનાં સુખમાં બધાં ફરતાં હરતાં ને મોજમજાહ કરતાં છે. એ લોકોનો સ્ટેફ્ફર્ડશાયરમાં ઘણો મોટો બંગલો છે, જે ઘણી નામાંકીત મીલકત કહેવાય છે. ઘણો પુરાણો છે. કેહછ કે તેમાંનાં કેટલાંક ઝાડ તો છેક રાણી ઇલીઝાબેથના વખતનાં છે!"

"અને એ મીલકત હાલમાં કાંઈ વાધામાં હતી?" મેં પુછ્યું.

"હા, અને શારલોટના કેહવા પ્રમાણે તેનો ફૈસલો એક લાંબા વખતના કજ્યા પછી કૉર્ટે હાલમાં એ લોકનીજ ફેવરમાં ચુકવ્યો છે, જેથી એ લોકો આવતાં અઠવાડયાંમાં હવે ત્યાં રેહવા જવાનાં છે," જેને ખુલાસો કર્યો. "રમુજી તો એ છે કે એ હૉલમાં સહાંજ પછી રોજ ભુતનો આરો દેખાતો હોવાનું કેહજે તે બાજુએ હાલમાં મજબુતીથી મનાયછ ને બોલાયછ. પણ મી૰ ને મીસીસ ત્રીમેન કેહછ કે અમે તો ઘણી વખત ઘણા ઘણા મહીના એ હૉલમાં રહેલાં છીએ, છતાં અમોને તો ભુતમામાએ કોઈ દહાડેબી બીહીધરાવ્યાં નથી!"

"અને એ લોક હાલમાં ત્યાં લગન કરવા જાયછ?" મેં પુછ્યું.

"હા. શારલોટનાંજ લગન છે," જેને જવાબ કર્યો, "તમોને બી લગનમાં તેડવાનાં છે."

"ઓ, પણ આટલી ટુંક ઓળખાંણુ પીછાંણુમાં હું કેમ જઇ શકવાની હતી?"

"તમે જોજો તો ખરાં!" જેન હસી, "એ બધાં છેજ એવાં મલતાવડાં ને બોલકણાં કે તમે જશો ને મળશો તેવું પહેલી મુલાકાતમાંજ તમારૂં પરાયાપણું બધું દુર થઇ જશે!"

"શારલોટનાં લગન કોણ સાથે થવાનાં છે?" મેં સેહજ પુછ્યું.

"એક ઇટાલ્યન છે," જેને જવાબ કર્યો,—અને તરત હસીને વધાર્યું, "ઘણો અજબ જેવું લવ-અફૅર છે! એ લોક બે વરસ પર ઇટાલી ગયાં હતાં તે વખતે મીલાનમાં એ જવાંન સાથ શારલોટની પીછાંણુ થઇ હતી. તે એ તરફનાં લસ્કરમાં એક ઑફીસર હતો, અને જ્યારે શારલોટનાં માય બાપે એ વાત જાંણી ત્યારે એ લોકોએ એ જવાંન બાબે ખબર કાઢી,

જ્યારે ખબરમાં એટલુંજ જણાયું કે તે પૈસા ટકાથી ઘણો તંગ હતો. બીજું કાંઇ તેની વિરૂધ્ધ સંભળાયું નહીં. એમ તો કેહજે તેનાં બીજાં સગાવાહલાં ઘણાં પૈસા ને પદવીવાળાં હતા, પણ આએ છોકરો પોતે ભુખરી હતો, જેથી શારલોટના બાપને એ કારજ ઝાઝું ગમ્યું નહીં. તેવણે, તેથી, એ લગનને વાસ્તે મંજુરયાત આપી નહીં. તેવણ સ્ટેફર્ડહૉલને લગતો જે મોટો લૉ-સુટ લડતા હતા તે જો કદી હારી જાય તો તેઓની પોતાની સ્થિતી બી લગાર બારીક થઇ પડે તે ફીકરથી તેવણે તે ગરીબ ઑફીસર સાથનાં શારલોટનાં લગનને માટેની બાહલી આપવા નાજ કહી અને એ લોકો છુટા પડયાં, અને એ ઘણું અજબ જેવું છે કે એ હૉલને લગતો કજીયો મી૦ ત્રીમેનના લાભમાં ચુકયા પછી હમણાંજ તદન નહીં ધારેલાં એ લવર્સ પાછાં અચબુચ કેલે ખાતે મળી ગયાં! એ દરમ્યાનમાં વળી શારલોટના લવરનો બી એક કોઇ ઉમરાવ કઝીન મરી ગયલો હોવાથી તે પોતે બી પુરતો માલદાર થયલો હતો, અને એવા સંજોગમાં એ જોડું હાલમાં પાછું સંધાયુંછ, અને હવે લગન થઇ જવાનાં છે!"

"અને તું પોતે બી લગનમાં જવાની છે ખરી કેની? તાહરી સહીને કેમ તાહરા વગર ગમવાનું ને ચાલવાનું છે?" મેં હસીને પુછ્યું.

જવાબમાં તે ચેહરો અતી ઘણો શોકાતુર થયો.

"હું કેમ જઇ શકવાની હતી, ઍલન?" તેણીએ અરધું રડી દઇને કહયું, "એ તો માનતીજ નથી, પણ મને ના કેહવુંજ પડયું. હું એક બાલે ડાન્સર એવા મેળાવડામાં પોશાવાની નથી. તમારી વાત તો જુદી છે. સ્ટેજ પરની તમારી નામના તમોને ગમે એવા મોટા મેળાવડાને લાયક કરી શકેછ. વળી એટલુંજ કયાં છે? બીચારા માહરા બાપ કોઇ બી દાહડે અચબુચ ધરાઇ પકડાઇ જવાના ધડકધુજારા વચ્ચે તેવણને હું અત્રે એકલા છોડીને મોજમજાહ કરવા જવા જેવી એકલપેટી થઇજ કેમ શકું? વળી માહરાં માયની નામોશીનો બી માહરે ખ્યાલ રાખવાનો છે. તેવણ માહરાં ભાઇ બેહનને લઇને કાંહાં જતાં રહયાંછ તે વટીક અમો જાંણતાં નથી, અને તેવા હીંગામમાં હું મોજમજાહ કરવા જાઉં એ અક્કલથી ઉળટી વાત છે."—અને માહરે કેહવું ઘટે કે તે ભલી છોકરીની એ સઘળી તકરારનું વાસ્તવિકપણું હું માહરાં મનથી સ્વિકારયા વના રહી શકી નહીં. વળી એ વાતથી તે છોકરીના પવિત્ર સ્વભાગના વખાણવા જોગ સદગુણો વધતાં અજવાળાંમાં આવતા હતા, જેથી—બની શકે તો તે મને વધતી ગમી, એટલે અમો એકમેકથી પુરતાં રાજી થયલાંજ તે સાંહજે છુટાં પડયાં. તે નજદીક માહરે ત્યાં બે કલાક બેઠી હતી, જે દરમ્યાંન મેં તેને થોડુંક રીફ્રેશમેન્ટ આપ્યું, અને અમો ઉપર મુજબ પુશકળ તાહેલાં મારી ઘણીએક બીજી બેલારપેલાર વાતચીતો કરી કરીને છુટાં પડયાં.

---

## પ્રકરણ ૧૯૫.

એ પછી બીજી સહવારે મને બીએત્રીસની બેહેન મારસ્યોનેશ ઑફ કેમપેનનો એક કાગળ આવ્યો. તેણે મને, જો ફુરસદ અને સગવડ હોય તો, તેને બંગલે મળી જવાની વિનંતી લખી હતી. તેના લખવા મુજબ બીએત્રીસ ઘણા વમળમાં હતી, અને તે સંબંધમાં તે મને

મળવા માહરી જોડે વાત કરવા ચાહતી હતી. આ વાંચીને હું ઘણી અજબ થઈ. બીએત્રીસ તો માહરી સમજાવત અને સલ્લાહની ઉપરવારી થઇને તેના વાહલાને વરવા અને સુખી થવા પોતાનાં બેહેન બનેવીનું ઘર છોડીને નાહસી ગઇ હતી, અને વળી વમળમાં શાંની આવી ગઇ હતી ?

હું બપોરે બે વાગે માહરી ગાડી જોડાવીને તેણે મને તેડાવી હતી તે મુજબ તેને બગલે મળવા ગઈ. તે એ વખતે પોતાના ઓરડામાં એકલીજ હતી, અને તે મને ઘણાં હેતથી મળી.

"બીએત્રીસ વમળમાં છે કરીને તમે મને લખ્યું તેથી મને ઘણી ફીકર લાગી, યોર લેડીશીપ," મેં બીજી ત્રીજી પેહલાં બેસતાં સાથેની ધારા મુજબની વાતચીત થવા પછીથી પુછ્યું; "એવું તે શું છે ?"

"એ તો પાછી આવી ને આવી—"

"પાછી આવી!" મેં અજાયબીમાં પોકાર્યું, "પાછી ક્યારે આવી!"

"ત્યારે શું તમે જાણતાંજ નથી," હર લેડીશીપ અજબ થઈ, "એ તો પરમ દહાડેની આપણે ઘર પાછી આવી ગયલી છે!"

"એ તમારી બેહેને પોતાનું ઉપડી જવાનું ખાખસુસ માહરેથી છુપાવ્યું હતું," મેં ફરયાદની ઢપે લગાર કરાણીથી કહયું, "અને પછી પાછી આવી તે વટીક મને જણાવ્યું નથી."— અને હું માહરાં મનથી ઘણી અજબ થઇ કે એવું તે શું એક થયું હશે કે જે કારણથી એ ધારેલાં લગન ભાંગી પડયાં, અને એ છોકરીને પોતાનાં બેહેન બનેવીનો આશરો શોહધતી અત્રે પાછું આવવું પડયું!

"તમોને ગુસ્સો લાગોછ, મીસ પર્સી?" મારસ્યોનેશે દીલગીરીથી રહયું, "એ છોકરીએ તમારાં જેવાં એક સાથે એવી નગુણી ચાલ ચલાવીછ એમ હું આજે પેહલુંજ જાણુંછ, અને જાંણીને ખરેખર ઘણી દલગીર છેઉં. એ છોકરી જે આજે સુખની રોટલી ખાતી થઇછ તે ખરેખર તો તમારી રૂડી બરકતે છે!"

"એ તો તુચ્છ વાત છે," મેં સાદાઇથી કહયું, "એણે મને કહયું નહીં કે એ અહીંથી ઉપડી જવાની છે, અને મને જુઠું જુઠું મળવા બોલાવી, ને હું મળવા આવી તેની આગળી સાંહજે તો એ ઉપડી ગયલી હતી."

"અમે બી ડોવર સુધી એને મુકવા ગયલાં," મારસ્યોનેશે કહયું, "અમોને એણે કહયું કે હું તો હવે દુન્યાથી કંટાળી ગઇછ અને કોઇ કૉન્વેન્ટમાં રેહવાની ગોઠવણ કરવા માંગુંછ, અને તે મકસદથી પેરીસ જવા માગુંછ. અમે ઘણું ના કહયું અને ઘણું સમજાવ્યું, પણ અમારૂં માન્યુંજ નહીં."

"એમ તમોને કહયું! હું વધતી અજબ થઈ, કેમકે મેં તરત જોયું કે એ હસાબે તેણીએ લુડવીકો સાથે પરણી જવાના પોતાના એરાદાથી પોતાનાં બેહેન બનેવીને વટીક અખા-

રાંમાં રાખવાનીજ આએ ગત કરી હતી, અને હું તેથી બની શકે તો એ છોકરીને વાસ્તે વધતી નાઉમેદ થઇ.

"પણ શું પોતે જોગન થવા ચાહતી હતી તે વાત બી એણે, તમો બંને વચ્ચે આટલાં સહીયારાં હતાં તે છતાં, તમારી આગળ કીધેલીજ નહીં?" મારસ્યોનેશ વધારે અજબ થઇ.

"નહીં," મેં ટુંકમાં કહયું, કેમકે ખરી વાત શી હતી તે એ લોકને જાહેર કરી દેવામાં મેં હવે કશું સાર્થક જોયું નહીં.

"પરમ દાહડેજ એ અચબુચી પાછી આવી," મારસ્યોનેશે જારી રાખ્યું, "કાંઇ એવી તો ઉશ્કેરાયલી અને ખભડેલી કે અમે તો કાંઇ સમજી બી શકયાં નહીં! અમોને તો બસ એટલુંજ કહયું કે કોનવેન્ટમાં દાખલ થવાનો અને જોગન બનવાનો માહરો વિચાર મેં હાલમાં ફેરવી નાખેલો છે, અને ત્યારની આવીને પોતાના ઓરડામાં ભરાઇ રહેલી છે. મેં ઘણી બી સમજાવવાની કોશેશ કરી, કેમજે હું જોઈ શકુંછ કે એને ખીજવાવાનું કાંઇ બી નવું મોતેબર કારણ મળેલું એ અમારાથી છુપાવેછ, પણ માનતીજ નથી; ત્યારે અંતે અમોને તમારો ખ્યાલ થયો. મેં તેથી તમોને બોલાવી મંગાવ્યાં. જરા મેહરબાની કરીને તમે તો મળી જુઓ? તમારી આગળ એ કદાચ બધો ખુલાસો કરશે."

મેં થોડોક વિચાર કર્યો, અને પછી તરત ઠરાવ પર આવતાં કહયું, હા, હું એને મળશ."

"હમણાંજ જાઓ, બેહેન," મારસ્યોનેશે માંગી લીધું, "એ હાલમાં પોતાના ઓરડામાં છે અને એકલીજ છે."

હું ગઇ. મેં જઇને બીએટ્રીસનું બારણું ઠોકયું, અને અંદરથી દુઃખી સાહદે તેણીએ જવાબ કર્યો, "અંદર આવો!"

હું, તે ઉપરથી, એક નરમ હડસેલાથી બારણું ઉંધાડીને અંદર ગઇ. તે મને જોઇને ચમકી ઉઠી. તે દીસ્તી રીતે મને જોતાં ઘણી ગભરાઇ ગઇ. તેણે, અલબત, મને જોવાની તો કશીજ વકી રાખેલી નહીં. મેં બારણું ઠોકયું ને તેણે "અંદર આવો!"નો જવાબ કર્યો ત્યારે તે તો એમજ સમજેલી કે તેની બેહેન અથવા તો કોઇ "મેડ" હશે.

"ઓ, તું કાંહાંથી આવી, ઍલન?" તે પોકારી ઉઠી.

તે મોહત જેવી ફીકી હતી, અને પોશાકનાં વેરવાર બેદાદપણાં સાથે તે છેક જોવાજોગ હદ સુધી સુંદર દેખાતી હતી.

"બીએટ્રાસ," મેં નરમાશથી કહયું, "તું કાંએ માહરી સાથે એમ વરતેછ? તું કાંએ એમ માહરી સાથે એટલી બધી જુદાઇ સાચવેછ?"

તેણીએ તરત જવાબ દીધો નહીં. તેણીએ એકાદ પળ શોકાતુરપણે નીચે જોયું, અને તેના હોઠ દીસ્તી રીતે ધ્રુજ્યા, તે પછી અચબુચ એક જુસ્સાથી હોય તેમ તે બોલી, "ઍલન, મેં તાહરૂં નહીં માન્યું, અને મેં સખ્ખત છક્કર ખાધીછ! લુડવીકો મેરાનો એક દગલબાજ બદમાશજ પુરવાર થયોછ!"

"પણ તેણે શું કીધું?" મેં અજબ થઇને પુછયું.

"પરણવાની ઉમેદ ને વચનથી તે મને અત્રેથી ખાસ પેરીસ લઇ ગયો, અને ત્યાં કોઇ બીજી માહરા કરતાં નાધલી ઉંમરની કુમારી છોકરી આગળની ઓળખાણની એને મળી જવાથી એ લુચ્ચાએ મને સાબુત હાથતાળી આપી અધ્ધર રવડાવી નાંખી!"

"હું ઘણી ખુશી થઇ," મેં કહયું, "બીએટ્રીસ, જો તું તાહરી પાક ઇજ્જત સાથે તેને હાથથી સલામત બચી આવી શકી હોય તો——"

"એટલે? તું શું મને એટલી હદ સુધીની ગેરસલુક કે ગેરસમજ માની શકેછ, ઍલન?" તેણે ગુસ્સાનાં નેણ ફડકાવી પુછ્યું.

"વૅલ, ત્યારે ઘણા મોટા સધ્યારાની વાત છે," મેં કહયું. "અને તાહરે ખરેખર એ જે થયુંછ તેથી ખરાં દીલથી ખુશીજ થવાનું છે. તે ઝેરીલો ને ખારીલો ઇટાલ્યન તાહરે બરનો ભરથાર નહીંજ હતો. મેં તો જોયો ને જોયો તે મને ગમ્યોતોજ નહીં, અને પરણીને તું કદી સુખી થઇ શકતેજ નહીં. એ ખરી રીતે તો લુઇગીનો ખુંની છે, ને તેનું એ તરકટ જો આપણે ઉંઘાડું પાડયે તો તે ફાંસીને લાકડે લટકી જાય!"

બીએટ્રીસ ઉંડા વિચારમાં એ સાંભળતાં ગરકાવ ગઇ ગયલી દેખાઇ, અને જરા વારે તેણે ઝનુનથી દાંત પીસી કહયું, "બરાબર છે, ઍલન; એને સપડાવવોજ જોઇએ. માહરે માહરૂં વેર વાળવુંજ જોઇએ."

"ચેડી ના થા!" મેં ચેતવણીની આંગળી ઉંચકીને કહયું, "ભુલી ના જા કે એ ઇટાલ્યનને તેનાં ખારીલાંપણાં વાસ્તેજ હું એટલો ધીકકારૂંછ. એ જાતનું કપટ તું સમજુ બેહેનને શોભે નહીં, ને એવા એકથી બચવા વાસ્તે તેના પર કીનો લેવાની વાતજ કેમ કરી શકાય?"

વળી બીએત્રીસ થોડીક વિચારમાં પડી, અને યાદ થતાં મને ધીમે સાહદે પુછ્યું, "તેં માહરાં બેહેન આગળ બધી ખરી વાત કીધીછ કે, ઍલન?"

"બીલકુલ નહીં" મેં સધ્યારો આપ્યો, "પણ અહીંથી હું જવશ ત્યારે માહરે કાંઈ ખુલાસાનું તેવણને કેહવું તો જોઇશે કેની?"

"ઓ કાંઇજ કેહતી ના, વાહલી ઍલન," બીએત્રીસે માંગી લીધું, "એટલી મને વધતી બેહોરમત થતી બચાવજે, અને હવે હાલ તો તું જા. હાલ તો મને એકલી પડવા દે. મને વિચાર કરવા દે. માહરૂં મન ઘણું ગુંચવાઇ ગયુંછ. એટલું તો સારૂંજ થયું કે તું આવી ગઈ, કેમજે તેં આવીને માહરી નાઉમેદી મને બીજીજ લાઈટમાં જોતી કીધીછ, જેથી માહરાં મનનુ ઘણું સમાધાન થશે. હાલ તો, મગર, તું મને વિચાર કરવાનો થોડોક વખત આપ અને મને છોડી જા! સાંહજે જરૂર પાછી આવજે ને મને મળજે. હું તાહરી ઘણી ઉપકારી થવશ."

હું ગઇ. મેં જાસ્તી થોભવાની બોહોસ કરી નહીં. મને બી લાગ્યું કે એજ ઘણું બહેતર હતું, અને તેથી સાંહજે પાછું આવવાનું પ્રૉમીસ કરી તુરત વેળા તો તેને તેના વિચારો સાથે હું એકલી છોડી ગઈ. તે પછી તે મકાંન છોડી જવા પેહલાં હું પાધરી મારસ્પોનેસ પાસ પાછી ગઇ, ને તેને કહયું, "એ હમણાં ઘણી શાંત થયલી છે. હું ધારૂંછ કે એના ખીજવાતનું કારણ તમો એને નહીંજ પુછો તેટલું સારૂં. એને આપણે ઢંગે ધારે રેહવા દઇશું, તો એ એક બે દાહડામાં આગળ હતી તેવીજ પાછી ખુશખુશાલ બની જશે."

મારસ્યોનેસે એ સાંભળીને એ માહરા સખ્યારા વાસ્તે ઘણો ઘણો ઉપકાર માન્યો, અને તેને બી સહાંજે પાછું આવવાનું કહી હું થોડીક ખરીદીએ ગઇ. તેજ સ્હાંજે પાંચ વાગતે મને ત્રીમેનવાળાંઓને ત્યાં મળવા જવાનું હતું, અને તેટલાં માહરે જે જરૂર જોગી ખરીદીઓ કરવાની હતી તે હાલમાં વખત હોવાથી મેં સઘળી કરી લીધી, અને પછી વખત થતાં હું પાધરી કરનલ ત્રીમેનને બંગલે હંકારી ગઇ.

તે એક મોટું ભવ્ય મકાન હતું, અને ભપકાભરેલી લીવરીના એક ખીદમતગારે તરત દોડી આવીને માહરી ગાડીનું બારણું ઉઘાડયું, જે પછી તેને કહીજ મેળવામાં આવ્યું હશે તેમ તે પાધરો મને મીસ ત્રીમેનના ઓરડામાં લઇ ગયો. તેને એમજ ખબર હોવી જોઇએ કે મીસ શારલોટ ત્રીમેન તે ઓરડામાં એકલીજ હતી, જેથી જેવું તે મને તેણીના ઓરડાનું બારણું ઉઘાડી આપીને ખીસી ગયો અને હું અંદર દાખલ થઈ કે મેં શું જોયું? ત્યાં અંદરથી બારી આગળ બે આસામીઓ વાત કરતાં ઉભેલાં હતાં, જેઓ પોતાની વાતમાં એટલાં મશગુલ થઇ ગયલાં હતાં કે બારણું ઉઘડવાનો અથવા માહરાં દાખલ થવાનો અવાજ વટીક તેમને કાંને પોંહચી શકયો નહીં, અને હું તેઓને જોતાં અચરતીથી દંગ થઇ ગયલી જ્યાં હતી ત્યાં ઉભી રહી ગઇ!! તે બેમાં એક શારલોટ હતી, અને બીજો, તેની કમ્મરે હેતથી હાથ વીંટાળી ઉભેલો—દેખીતી રીતે તેનો પેલો ભવિષનો ભરથાર-પેલો લુચ્છો લુડવીકો મેરાનો હતો!! અને તેવામાં તે બંનેની માહરા પર નજર પડતાં લુડવીકો જોશથી ચોંકયો. તેણે તરત શારલૉટની કમ્મર આગળથી પોતાનો હાથ ખસાડી નાંખ્યો, અને પુશકળ બીહીધેલો જેવો ઘણું કૂજેત સરખું હસ્તો માહરી આગળ ધસી આવતાં બોલ્યો, "આહ, મીસ પર્સી, તમો અહીં?"—અને તેણે શેકહેંન્ડમાં હાથ લાંબો કીધો, જે તેની પાક બેહયાઇ જોઇ હું વધતી ગુસ્સે થઇ. મેં, અલબત, તે હાથ જોયો, પણ શેકહેંન્ડમાં કબુલ રાખ્યો નહીં! શારલોટ પણ મને જોતાં ઘણીજ ઉળટમંદ માહરી ભણી હર્ષીત દીલે ધસી આવી હતી.

"ઓ મીસ પર્સી, હજારો વૅલકમથી ભલે આવ્યાં!" તે ભલી છોકરીએ ઉલટમંદ કહયું,—અને તરત અમો બંને ભણી જોઇને વધારયું, "પણ ઓ, તમે બેઉ તો એકમેકને ઓળખતાં દેખાઓછ, ત્યારે સીનોર મેરાનો જોડે, મીસ પર્સી, તમને ઇનટ્રોડયુસ કરવાની માહરી મેહનત બચી ગઈ!"—અને તે ખુશ મિજાજે હસી.

"હા, માહરા દોસ્ત મારકવીસ ઑફ઼ કેમપેનને ત્યાં હું એક બે વખત એ બાંનુને મલ્યો હતો," સીનોર મેરાનોએ કહયું, કે જ્યારે ખરેખર તો તેનો ગભરાત જોવા જોગ હદ સુધીનો વધી પડયો હતો, અને તેની ઇજ્જત રાખવા તથા તેને ઉઘાડો નહીં પાડવા તે શારલોટ નહીં જુએ તેમ મને ઘણી કાકલુદીના આંખના એસારાઓ પર એસારાઓ ઉપરાસાપરી આપતો રહયો હતો! "તમો, મીસ પર્સી, મારકવીસ કે મારસ્યોનેસને મળતાં ભેટતાં તો હોશો?"

'હા, હું આજેજ-હમણાંજ તે લોકોને બંગલે જઇ આવેલી છું," હું કેટલી હદ સુધી તે લુચ્છાનું તરકત જાંણુતી હતી તે વાત વારસેનો માહરો ચોખો ચાંપી જોવાની મકસદથી તેણે મને કીધેલા એ છેલ્લા સવાલના જવાબમાં મેં હીંમતથી અને તુચ્છકારથી કહયું,—અને વળી તેનું દીલ જારતી ધ્રુજાવવા મેં તુરત ઉમેરયું, "બીએત્રીસ બી આવેલી છે, અને તેને બી હું મલતીજ આવી."

"ઓ, એમ કે ? કાંઉન્ટેસ ઑફ કારબની બી આવેલાં છે ખરાં કે?" જાંણે બધી સાધારણ વાતચીતજ ચાલતી હોય તેમ તેણે બેદરકાર કીસમે જવાબ કરયો, કે જ્યારે બીજરે તો તેનાં છાતીનાં પાટયેપાટયાં ધ્રુજતાં હતાં તે હું ખુલ્લેખુલ્લું જોઇ શકતી હતી.

"કાંઉન્ટેસ ઑફ કારબની ?" શારલોટે યાદ કરતી ઢપે કહયું, "હા, મને યાદ આવ્યું. લુડવીકો ડીઅર, તમે માહરી આગળ તેવણની વાત કીધેલી ખરી. પેલા કોઇ ઇટાલ્યન ખીદમતગાર લુઇગીને ખુંનના વાંક માટે ફાંસીની સજા થયલી તેની તમે માહરી આગળ વાત કીધેલી, ત્યારે તમે એ નામ બોલેલા ખરા; પણ ચાલોની, મીસ પર્સી, માહરાં માયજી બાવાજી ને બેહેનો સાથે તમોને હું મેળવું ? તે લોક તમારી આવવાની વાર જોયછ, ને આપણે એ શું ધુળ જેવાં તાહેલાં કરતાં ઉભાં!"—અને તે હસી.

"હા, જાઓ, જાઓ, બેઉ જણા જાઓ," લુડવીકો મેરાનો ઉતાવળે વચ્ચે હોમાયો, "હું તેટલાં હોટેલ પર ફેરો મારી આઉં. હું રાત્રે જમવાને વખતે પાછો આવશ, શારલોટ."—અને તે જવા કરતો હતો.

---

## પ્રકરણ ૧૯૬.

હવે માહરે શું કરવું ? માહરૂં પોઝીશન ઘણું અગવડકારક થઇ પડયું હતું ! શું માહરી ફરજ નહીં હતી કે આએ લુચ્છાની દગાબાજી ત્યાં ને ત્યાં હીંમતથી ઉઘાડી પાડવી અને ગરીબ શારલોટનો નાશ થતો સવેળા બચાવી લેવો ? જો હું પેલાની આંખના એસારાઓની કાકલુદી માન્ય કરીને ચુપ રેહું અને તેને જતો મુકું તો હું શું ખોદાની ગુનેહગાર નહીં કેહવાઉં ? હું તેથી મજબુતીથી તરત એક સેવટના નિર્ણય પર આવી.

"જરા સબુર કરો, સીનોર," હવે મેરાનો જે ઉતાવળે ત્યાંથી ખસ્રી જવાનું કરતો હતો તેને બોંહેમાંથી પકડીને રોકી રાખતાં મેં કહયું; અને શારલોટ એ જોતાં હબતી ગયલી દેખાઇ! "તમારાથી એમ છટકાશે નહીં. તમારાથી એમ જવાશે નહીં."—અને પછી મેં શારલોટ ભણી ફરીને વધારયું, "મીસ ત્રીમેન—માહરે હમણાં ને હમણાં અને તાબરતોબ તમારા સંબંધમાં એક અગતનો ખુલાસો જાહેર કરી દેવાનો છે!"

"ઓ તદન દમ વગરની વાત છે," પેલા લુચ્છાએ જીવ પર આવીને તુચ્છકાર કર્યો, "પેલી કાંઉન્ટેસ ઑફ કારબનીને ખાતર પેલા લુઇગીને સજા કરાવવા મેં ચાહયું હતું તેના સંબંધમાં એ બાઈ કાંઇ તુંને કેહવા માંગેછ."

"તમોને મળવા આવતાં સાથે માહરે આએ "સીન" તમારે ત્યાં કરવો પડેછ તે ઘણું દુઃખ ભરેલું છે, મીસ ત્રીમેન," મેં કહયું, "પણ માહરે એક બહેનપણી તરીકેની તમો જોગી માહરી પાક ફરજ બજાવવીજ જોઇએ."—અને પછી દરેક પળે ગરીબ શારલોટના વધતા આવતા ગભરાત વચ્ચે તે ખારીલા ઇટાલ્યન તરફ ફરીને મેં કહયું, "ફાધર મેરીયોનાં નામે એક પાદરીનો વેશ ધારણ કરીને લુઇગીને તેનાં કેદખાનાંમાં મળવા જવાની ઠગાઇ કરનાર તમોજ કે કોઈ બીજો?"

"ઓ કેમ બને?" શારલોટે લગભગ ગુસ્સાથી પોકાર્યું; "મીસ પર્સી, તમારી કાંઇ બી

ઘણી ગંભીર ભુલ હોવી જોઇએ. મેં એ બધો હેવાલ પેપરોમાં વાંચેલો છે. ફાધર મેરીયો તો કોઈ બુઢો પાદરી હતો, અને તેને તો પકડવાનું પુલીસનું વૉરંટ વટીક જાહેર થયલું છે!"

"તે આએજ આસામી છે," મેં ભાર નાંખીને કહયું, "છે એવણુમાં તે ના કેહવાની હીંમત?"—અને શારલોટે ઘણી દઘાઇને આતુરતાથી તેના ચેહરામાં જોયું, કે જે મોહત જેવો ફીકકો પડયો હતો!

"હુ સમજાઉં," લુડવીકોએ હવે લેપડો લગાવ્યો; "તું કાંઇજ માનતી ના, શારલોટ! આએ બધી ભુલ છે. આએ તમામ ખોટારૂં છે!"

"કાંઇ બી સમજાવવાની કોઇ જરૂરજ નથી," મેં થસ્સાથી કહયું; "વાહલી શારલોટ, આએ આદમી તાહરે લાયકનો નથી. એ એક મોટો ઠગારો છે. લુઇગીને વાસ્તેનો એનો અપરાધ શું છે તે જો તુંને હું બધું વીસ્તારીને કેહું તો તું ધ્રુજી પડશે, પણ તે વાત બી જવા દે. એની એક બીજીજ ઠગાઈ હાલમાં મને કેહવા દે. એ પેરીસમાં તુંને પાછો મલ્યો તે વખતે કાંઉન્ટેસ ઑફ કારબની સાથનાં એનાં લગન તદન નકકી થઈ ચુકયાં હતાં. તેને વાસ્તે એ કાંઉન્ટેસને પેરીસ નહસાડી વટીક લઇ ગયો હતો, અને તેટલામાં તું એને પાછી મળી જવાથી એણે તે બીચારીને હાથતાળી આપીને અધ્ધર રવડાવી નાખી. હું હમણાં પાધરી કાંઉન્ટેસ પાસેથી એની એ બધી દગાબાજીની વાત સાંભળીનેજ ચાલી આવીછ! એવો એ હૈયાંનો ખોટો અને વચનનો જુઠો આસામી છે!"

શારલોટના મુખમાંથી, એ સાંભળતાં, ભયની એક અરધી ગુંગળાયલી ચીસ નીકળી પડી, અને તેણીએ બાજુમાં ઉભેલા લુડવીકોનો ધીકકાર કરી તેને એક ધકેલો મારી પોતાની પાસેથી દુર કર્યો. એ પછી તે એક બાજુમાંની ખુરસી પર પછડાઈ પડી, અને મેં જોયું કે તે ગરીબ છોકરી આ ધાટકી નાઉમેદીથી જખમાયલી બેહોસ થઈ પડે એટલી બધી આજેજ થઇ ગઇ હતી!

"સીનોર મેરાનો," મેં હવે મોટા ગુસ્સાથી કહયું, "તમારે હવે અબઘડી આએ મકાંન છોડી જવું પડશે!" અને જવાબમાં તે કે જે અત્યાર સુધી ગભરાત, ખીજવાત અને નાઉમેદીના માહરી પર દાંત પીસ્તો ઉભેલો હતો તે હવે પોતે પોતાને ભુલી જઇ, ધીરજ ખોહી દઇ, એક સર્પના સણુસણુતથી બોલ્યો, "કમીની ઓરત, હું જો આનું પુરેપુરૂં વેર તાહરી પર નહીં લેઉં તો માહરાં જીવતર પર લ્યાનત જાંણુજે!"

શારલોટે સારાં નસીબે આએ બરાબર સાંભળ્યું, અને તે સાંભળીને તે પોતાની બેઠકમાંથી મોટા ગુસ્સા સાથે ઉછળીને ચમકી ઉઠી.

"આહા, હવે ત્યારે તમે તમારાં ખરાં સ્વરૂપમાં જાહેર થયા ખરા!" તેણીએ ઘણુ મોટા ગુસ્સાથી પોકાર્યું; "હવે ત્યારે મીસ પર્સીએ ઉંઘાડાં પડેલાં તમારાં ભયંકાર તરકતોની તમામ સચ્ચાઇ હું જોઈ શકુંછ! જાઓ, દુર થાઓ, કાળું કરો માહરાં ઘરમાંથી, લુડવીકો, તમારૂં"—અને એમ કેહતાં તેણીએ ઠરાવનારા રોબ અને ગુસ્સાથી તે કચડાઇ ગયલા કમીનાને આંગળી કરી બારણું બતાવ્યું, કે જ્યારે કપટનું ને ખીજવાતનું કાંઇ વધતું બબડતો, વંટોલ્યાની અદાથી, તે લુચ્ચો ધસારાબંધ તે ઓરડો છોડી ગયો.

અને શારલોટ, તેના જવા પછી, પેલી બેઠકમાં પાછી ફસડાઇ પડી. તે હવે રડી પડી.

"ઓ, મીસ પર્સી," તેણીએ રડીને કહ્યું, "અમો શું તમારૂં હેસાંન માંની શકશું? ખોદાએજ જાંણે તમારી સાથે માહરી ઓળખાંણ કરાવીને સવેળા માહરે ઘર તમોને મોકલી આપ્યાં! કેવા એક નાલાયક સાથે માહરા બંધ બંધાતા અટકાવી તમો મને બચાવી શકયાંછ!"

"હું તો, એમ છતાં, ઘણી દલગીર છું બેહેન, કે તમારે ઘરની માહરી પેહલીજ મીલાકાતમાં આવો એક ફીટનો બરપા થવા પાંમ્યો," મેં ગમ ખાઇને કહ્યું, "પણ માહરે માહરી પાક ફરજ અદા કરવા સિવાય બીજો રસ્તો નહીં હતો!"

"ઓ ખચ્ચીતજ, ખચ્ચીતજ, ભલાં બેહેન!" શારલોટે જોશથી કહ્યું,—અને ત્યારે મેં થોડીક વધતી વીગતે તેણીને સઘળી હકીકત કહી સંભળાવી. તે તો હબતીજ ગઈ. તેણીએ ફાટેલે ડોળે ને ફીકકે ચેહરે તે સઘળું સાંભળ્યું, અને જેનામાં તે અત્યાર સુધી સઘળી સંપુર્ણતાજ જોતી રહી હતી તે બાતેનમાં એવો ઝેરી નાગ અને કપટી કરપીણ હતો કે એક અરધાં ખુંન વટીકમાં તેણે પોતાના હાથ, પોતાનાં કપટની મોજ સારૂ, બોળ્યા અને અપવિત્ર કર્યા હતા એમ જાણતાં તે ભલી છોકરી પોતાનાં જીગરનાં અંતર સુધી થરથર ધ્રુજી! હવે તે બુરાનાં બદકાર નામ પર તેણીએ પુરોજ મુકયો, ને માહરી, અલબત, તેજ મકસદ હતી. તેથીજ એટલી બધી વીગતે માહરે તેને સઘળું કેહવું પડયું હતું. મેં જોયું કે અરધુંસરધું સાંભળેલું હોય પછી જો એને પેલો પાછું મનાવી લેવાનું કરે તો એ છોકરી તેને વાસ્તેનાં પોતાનાં હેત વચ્ચે પસરી જાય અને મનાઇ જાય એ ઘણું બનવા જોગ હતું, અને તેથીજ પાકકું કામ કરવા મેં તેને માહરા વિશ્વાસમાં લીધી અને સઘળું કહ્યું.

ત્યાર કેડે તે મને બોંહસ કરીને પોતાનાં માતપીતા અને બેહનો જોડે મેળવવા લઇ ગઇ. મેં નો નાજ કહ્યું. તે ઘણી ઉદાસ અને દુઃખી થયલી હતી તે જોઇને ઘરમાં ઘણો ગભરાત થઇ પડશે તે ફીકરથી મેં તો એ મીલાકાત કોઇ બીજા દિવસ પર મુલતવાજ તેને સમજાવી, પણ તેણે માન્યું નહીં.

"હું તમોને એ લોક સાથ મેળવીને તરત પાસેના ઓરડામાં માહરાં મમાને લઇ જવા માંગુંછ," તેણીએ સમજાવ્યું. "તમો છેઓ તેટલાંજ એ બધી વાત માહરાં વાહલાં મમા પપાને જાહેર થઇ જવી જોઇએ."

અને તેણીએ તેમજ કર્યું. તે માબાપ અને બેહનો બધાં એક ઘણો ખુશાલ તબ્યતનો બોલકણો સૅટ હતો, અને બધાં આવકારનાં હેતથીજ મને મલ્યાં. ખરેખર, જેન કેહતી હતી તેમ, જાંણે તે લોકે એક લેહજામાં માહરૂં બધું પરાયાપણુંજ ભુલાવી દીધું. પ્યાલાં રકાબીના સૅટ જેવી ચઢઉતર ઉંમરની મી૰ ત્રીમેનની બીજી પાંચ છોકરીઓ, કે જેમાં સૌથી નાહલી ચૌદ વરસની હતી, તે બધી ઘણી ઉલટમંદ, હસમુખી અને બોલકણી હતી.

ત્યાં વળી એક સાહરા બૅરન નામની એક બીજી બી કોઇ છોકરી હતી, અને તે, મને કેહેવામાં આવ્યું તેમ, પેલી નાહલી બેની એક ગવરનેસ હતી. તે ઘણીજ દેખાવલી અને ખરે ખરી લેડી લાઇક હતી. ખરેખર તો તેણીનામાં કાંઇ એટલું દમામદાર હતું કે જે આએ છ

મીસ ત્રીમેન માંહેલી એકમાં પણ જોવામાં નહીં આવતું હતું. તે એ છેલ્લી બે છોકરીઓની તાલીમ અને કેળવણી સારૂ તેમનાંજ ઘરમાં જાથુકની રહેલી અને ઘણી પળોટાયલી હતી, અને તેને, તે કુટુંબની તે એક હોય તેમજ, ત્યાં—મેં એક તડાકે જોઇ લીધું કે—રાખવામાં આવેલી હતી—એક ગવરનેસ કે શીક્ષકના અંતરથી નહીંજ, અને તે મને જોતાં સાથે ગમી ગઇ.

પણ એ સાહરા બૅરનના સંબંધમાં—બલ્કે ખરેખર તો ખુદ એ ત્રીમેન ફૅમેલીનાજ સંબંધમાં મને ઘણીએક ચોંકાવનારી વીગતો હવે પછી રજુ કરવાની છે, માટે તે સારૂ તેનો લાયક પ્રસંગ આવે તેટલાં હાલ માહરે થોભવું જોઇએ. તે તેના વખતવારે થઇ રેહશે. હાલ તો માહરે ફકત શારલોટનીજ બાબદ આગળ ચલાવવી જોઇએ.

સારાં નસીબે, મને મળવાની તે બધાંની હદ વગરની ઉલટ અને ખુશાલી વચ્ચે તેણીના ચેહરા પરની ઉદાસી અને દુઃખ જોવાનું કોઇને કશું ભાનજ થયું નહીં, અને એ પેહલીજ ઉલટની માહરી મીલાકાતને લગતી "સેરીમની" ખતમ થતાં સાથે મેં જોયું કે શારલોટ પોતાની માતાને એસારો આપીને પાસેના એક ઓરડામાં બોલાવી લઇ ગઇ. હું એ દરમ્યાન મી૦ ત્રીમેન અને તેની છોકરીઓ સાથે વાત કરતી બેઠી હતી, અને દસેક મિનીટ થવા પછી એક નોકરે આવીને મી૦ ત્રીમેનના કાનમાં કાંઈ કહયુ. જેથી તે પણ ઉઠીને તરત બાહેર ગયો. હું અલબત, સમજી ગઇ. હું પામી ગઇ કે શારલોટે પોતાની માતા આગળ વાત કરી હશે, અને તેના સંબંધમાંજ તેને તેની ધણીઆંણીએ તે કૉનફરન્સમાં સામેલ થવા બોલાવી લીધેલો હોવો જોઇએ. હવે, તેથી, મને ત્યાં જાસ્તી થોભવાનું બેજરૂર લાગ્યું, અને હું જરા વાર બેસી, છોકરીઓને મળી ભેટીને, જવા નીકળી, પણ ચાલમાં મને મી૦ ત્રીમેને રોકી. હું જતી રેહતી હતી એમ તેણે પાસેના ઓરડામાંથી સાંભળેલું હોવું જોઇએ, કેમજે બધી છોકરીઓ ગડબડ કરતી મને હૉલનાં બારણાં તરફ વળાવા આવી હતી.

તેણે મને ચાલમાં રોકી.

"ઓ મીસ પર્સી, તમે જાઓછ?" તેણે કહયું, "શારલોટને અને મીસીસ ત્રીમેનને મળતાં જાઓની?"—અને માહરા જવાબ સારૂ થોભવા વગર તે મને હાથ પકડી પેલા કૉનફરંસ-વાળા ઓરડામાં ઘસડીજ ગયો, જ્યારે હું સમજી ગઇ કે તેની મતલબ ખરેખર તો પોતાના શોભીતા જમાઇને વાસ્તે તેણે જે ચોંકાવનારી વીગતો સાંભળી હતી તે વિશે મને વિશેષતાથી પુછવા પરછવાનીજ હતી, પણ બીજી છોકરીઓ સમજી અને ભડકી નહીં જાય તેથી તે એમ તાલ તળાવતથી મને તે ઓરડામાં લઈ જતો હતો, અને હું જ્યારે તે ગ્રહસ્થ સાથે તે બાજુમાંના ઓરડામાં ગઇ ત્યારે મેં તે બંને માદીકરીને રડતી જોઇ. શારલોટની તે હેતવંતી માતાએ તેને પોતાની પનાહ આપતી ગોદમાં ચાંપીને પકડી હતી, અને એક હેતવંતી માતાનો સધ્યારો કેવો થાય છે તેની કદર તો જેઓ જાંણી શકેછ તેઓજ જાંણે છે!

મી૦ ત્રીમેને હવે ગંભીર થઇને મને હાથના એસારાથી બેસવાની અરજ કરી, અને હું તે બધાંની સાંમે બેઠી એટલે તે બાપે પોતે બેસીને કહયું, "બલાં મીસ પર્સી, આવા એક કમજાતના બસથી માહરાં બચ્ચાંને બચાવા વાસ્તે તમારો હું શું ઉપકાર માંની શકું તે મને સમજ નથી પડતું! એમ કોઇ નહીં કરે! તમે એક તદન અજાણ્યાં ને પરાયાં છતાં હીંમતથી

તે વીલનને ઉંધાડો પાડયો એ તમારી તારીફલાયક સમયસુચકતા અમે જેટલી વખાણ્યે તેટલી થોડી છે. ખરૂં કેહું તો, બેહેન, માહરી દીકરી શારલોટ જે કેહછ તે પરથી તો મને તમારે વાસ્તે બીહોક લાગેછ કે રખે તે કમજાત તમને કાંઇ સતાવે, અને અમારૂં ભલું કરવા જતાં તમો બીચારાં આપદામાં આવી પડો!"

"મેં નેકીને રસ્તે કામ લીધુંછ, મી૦ ત્રીમેન," મેં હસીને કહયું, "તેથી હું કશીજ રીતે બીહીતી નથી. નેકીનો પાક પરવરદેગાર હંમેશ મદદગાર થાય છે."

"હવે અમો અત્રે થોભવા માંગતાં નથી," મીસીસ ત્રીમેને ઘણી દીલગીરીના અવાજથી કહયું, "આએ વાત સાંભળીને અમારાં દીલ તદન ખાતાં થઇ ગયાંછ, અને કાલ પરમ અમે સ્ટેફર્ડ હૉલમાં જતાં રહીશું, વાસ્તે તમે અમોને પ્રૉમીસ નહીં કરો, ભલાં મીસ પર્સી, કે એક આંઠ દાહડા બી તમે ત્યાં અમારે ઘર મેહમાન આવશો? અમે તમારી બીજી શું ખીદમત કરી શકયે? તમે તો આએ ઘડીની વચ્ચે અમારે વાસ્તે એટલું બધું કરી નાંખ્યુંછ કે જીંદગીભરનાં હેસાંનમાં અમોને કચડી નાખ્યાંછ. હું તો મી૦ ત્રીમેનને એમજ કેહુંછ કે માહરી શારલોટનાં સારાં નસીબે કટોકટ વખતે ખુદાએ જાંણે એક ફીરેસ્તોજ એને સારૂ આસમાનમાંથી ઉતારયો!"

"તમે માહરી એ નજીવી જેવી ખીદમતની બધાં હદથી જ્યાદા તારીફ કરીને મને શરમાવોછ, મહેરબાંનો," હું હસી, "ખરૂંજ માનજો કે મેં એક પાક ફરજ બજાવ્યાથી જ્યાદા કાંઇજ કીધું નથી."

"ઓ નહીં, નહીં, ઍલન ડીઅર, એ નજીવું થયુંજ નથી," શારલોટે હવે ઉઠી આવી હેતથી અને હેસાંનથી માહરાં ગળમાં હાથ નાખ્યા; "હું તો જેમ જેમ એ વાત વિશે વધતો વિચાર કરૂંછ તેમ તેમ હું કેવા ગજબમાં ગીરફતાર થવાની હતી તેનો ખ્યાલ કરીને ખોદાની હજારોહજાર શુકરગુજાર બનુંછ. એટલા વાસ્તે, બેહેન, તમારે એટલો અમારો સુખન કરવોજ પડશે, અને તમારી કાંઇ બી ખીદમત કરવાનું અમોને ચાન્સ આપવુંજ જોઇશે."

મેં હા કહયું. તેઓ બધાં ફરતાં ફરતાંએ મને હા ભણાવવા ઘેરીજ એવી લીધી અને બજીદાઇથી એ ઇજન કબુલ રાખવા તે ભલાં આસામીઓએ માહરી પર દબાંણ એટલું કીધું કે માહરે અંતે ગભરાઇને હા કેહવુંજ પડયું. મેં તેમને પ્રૉમીસ કર્યું કે હું જ્યારે બી થોડી નીરાંત ને સગવડ પાંમશ ત્યારે સ્ટેફર્ડ હૉલમાં એકાદ અઠવાડયું ગુજારવા આવવાનું નકકી કરીને ઘણી ખુશીની સાથે તેમને આગમથી લખી જણાવશ ને આવી જવશ, અને હું રૂખસદ ચાહતી ઉઠી,

હવે, ત્યાંથી નીકળેલી, હું પાછી મારકવીસ ઑફ કેમપેનને ત્યાં ગઇ. બીએત્રીસને પાછી મળવા મેં કબુલ્યું હતું તે વાંચનારાં સાહેબોને યાદ હશે. મારકવીસ અને મારશ્યોનેસ બંને એ વખતે ઘરમાંજ હતાં, અને તેઓ મને સરેસ્તાની નમ્રતા ને હેતથી મળ્યાં. મારશ્યોનેસનાં કેહવા મુજબ હું બપોરે આવી જવા પછી બીએત્રીસના સ્વભાવ ને તબ્યતમાં ખરેખર ઘણો જાણવાજોગ ને ખુશી માનવાજોગજ સુધારો થયલો માલમ પડયો હતો. તે જો કે આગળ જેવી તદન ખુશખુશાલ તો નહીંજ થઇ હતી, તોપણ પુરતી શાંત હતી, અને તે લોકો સાથે

સહાંજે ચાએ પીવા ટેબલ પર આગળ માફક હાજર વટીક થઇ હતી. હું તે ઉપરથી લગાર ખુશી થયલીજ તેને તેના ઓરડામાં પાછી મળવા ગઇ.

"વાહલી ઍલન, મેં તાહરી સાથે જે નાલાયક ચાલ ચલાવી હતી તે જોતાં તું માહરી સાથે આટલી માયા અને નાખતીથી વરતેછ એ ખરેખર તાહરી મોટાંમાં મોટી ભલાઇ છે," હું તેના ઓરડામાં ગઇ એટલે માહરા બંને હાથ પોતાના હાથમાં લેતાં બીએત્રીસ હેતથી પટપટી.

"હું તાહરી એ માહરા જોગી ચાલથી દુ:ખી થઈ હતી ખરી, બીએત્રીસ, અને એથી આપણી દોસ્તીમાં ખલલ આવી જાય એવું બી થયું હતું, પણ તેં તાહરી ભુલ જોઈ એટલુંજ હાલને કાજ તો માહરે માટે બસ છે. હવે બેસ, ને મને એ શું બન્યું તે બધું વીગતે કેહે. હવે એ વાત કરી શકવા જેટલી તું શાંત થઇછ ખરી કેની ?"

"હા ઍલન, બેસ," તેણીએ કહયું, અને અમો બેઠાં.

---

## પ્રકરણ ૧૯૭.

"એ આવ્યો ને આવ્યો એણે મને જાણે આંજીજ નાંખી, ઍલન," તેણીએ તે પછી જે બન્યું હતું તે મને કેહવા માંડયું, "હું તેની મોહરદાર થવાની મકસદથીજ ગયા દસ દાહડા પર તેના સમજાવ્યા મુજબ અત્રેથી ચાલી ગઇ. અમો કૅલેમાં મળવાનાં અને એકઠાં થવાનાં હતાં, અને લગન બી ત્યાંજ કરાવવાનું નકકી થયું હતું. મને, એમ છતાં, બધું પકકું થયા વગર માહરાં બેહેન બનેવીને કહી દેવા ખુદા જાણે કેમ હીંમતજ થઇ નહીં. મને બીહીક લાગી કે તેઓ બી તાહરી માફક કદાચ મને નાહીંમત ને નારાજ કરશે. મેં, તેથી, જોગણ થવાનો માહરો વિચાર થયલો હોવાનુંજ તેઓને ખોટું સમજાવ્યું, અને એ લોકો મને ડોવર સુધી મુકવા આવ્યાં. એ લોક તો આગળ બી આવતે, પણ માહરી ગોઠવણ પકડાઇ આવે તે ફીકરથી મેંજ બજીદ થઇને ના કહયું. એ પછી હું પોતે કૅલે ગઇ, અને એક હોટલમાં ઉતરી. લુડવીકો બીજાં હોટલમાં હતો, અને લગનની ક્રિયા કરાવી લેવાની સઘળી તૈયારીઓ પરીપુર્ણ કરતો હતો. એમ ચાર પાંચ દાહાડા ખરાં સુખના સ્વપનાના ગયા, જેવામાં એક દાહડે તે અચબુચ એવો ચેહરો લઇને માહરી પાસે આવ્યો કે કાંઇ બી માઠું થયલું હોવાનો મને તરત ભય થયો. પછીજ કોથળામાંથી બીલાડી બાહેર પડી! તેણે માહરી આગળ કબુલ કીધું કે તે આગળ જે છોકરીને એક વાર ઘણી ચાહતો હતો તે છોકરી અચબુચ તેને પાછી મળી ગઇ હતી, અને આગળો પ્યાર પાછો જારી થયલો હોવાથી તે હવે મને પરણી શકતો નહીં હતો!! આએ ઘણુંજ ગેરસલુક હતું, અને અમારા વચ્ચે તેથી એક જબરદસ્ત કજીયો થયો. મેં તેની બધી નાલાયકાતો હવે તેનાં મોહડાં પર કહીને તેને ખસ્યાંણો કીધો, અને તાહરું નહીં માનવાને વાસ્તે હું કેટલી બેવકુફ થઇ હતી તે પણ મેં તેને જોરથી કહી સંભળાવ્યું."

"અને પછી તમે લોક તરત છુટાં પડયાં ?"

"તરતજ! મેં તેને હડધુત કરીને માહરી સાંમેથી હાંકી કાઢયો, અને તે પછી આજ સુધી મેં તેનુ કાળું મુખ પાછું જોયું નથી. ઓ ઍલન, હું શું કેહું તેની કરપીણ ચાલથી મને જે ખેજાલત અને ગુસ્સો બરપા થયો તેની વાત! હું તદન તુટેલાં દીલે મા-

ફરી બેહેનને ઘર પાછી ફરી, અને કેમ એ કમીના પર માહરો કીનો લઇ શકું તે ને તે ખ્યાલમાં હજી સુધી ગુંચવાયા કરૂંછ!"

"કીનો? વળી પાછો કીનો? હજી કીનાનીજ વાત?" મેં ઠપકાથી કહ્યું, "એ તુને નહીં શોભે, બીએત્રીસ! અબળાઓને કીનો અથવા કીનાનો ખ્યાલ કદી શોભા આપે નહીં; અને તે કરતાં—ચાલ, તું ખુશી થાય એવી તાહરે વાસ્તે એક વધાઇ હું હાલમાં લઇ આવેલી છું. તાહરો કીનો થોડો ઘણો સંતોષ પાંમે તેવીજ!"

"ઓ, તે શું?"

તે ઉપરથી, તેની આગળ મીસ ત્રીમેનના સંબંધમાં જે કાંઇ બન્યું હતું તે સઘળું મેં બ્યાન કરીને કહ્યું, જે તેણીએ ઘણાં એકાગ્ર ચીતથી સાંભળ્યું અને તે કમબખ્તની કેટલી ખેજાલત સાથે તેના ધારેલાં એ દગાબાજીભરેલાં લગનમાં હું હાર નીપજાવી શકી હતી એમ મેં જાહેર કરયું ત્યારે તે ખરાં દીલથી હરખાઇ, અને માહરી પરથી થોડી થોડી થઇ ગઇ. ટુંકમાં, અમોએ ઘણો વાર સુધી એ બાબદસર એ મુજબ વાતચીત કર્યા કીધી, અને જ્યારે હું માહરે ઘર પાછી ફરવા ઉઠી ત્યારે મેં જોયું કે કોઇ બી શક વગર બીએત્રીસ વધતી શાંત અને સુખી થયલી જોઇ શકાતી હતી.

બીજેજ દાહડે, એ પછી, મીસીસ ગાવર મને મળવા આવી, અને તેને ઘણુંએ પાછી જોતાં અને તે ચાહીને મને યાદ કરી એ મુજબ મળવા આવી તેથી હું ખરાં દીલથી ખુશી થઇ. એ મીસીસ ગાવરને વાંચનારા સાહેબો ભુલી ગયાં હશે નહીં. એ પેલી ઍલીન મારસે હતી—લેડી કેલવેડનની અંગત સહી, કે જેને લેડી કેલવેડનની ફરમાસથી મેં સ્ટેજ પર રજુ કરી હતી, અને પછી મરહુમ ગાવરનો વારસો મળ્યો તેમાંથી અરધો ફાળો મરનારના એ બત્રીજા મેજરને મળવાથી તેઓ આયંદા પરણીને સુખી થયાં હતાં.

"ઓ ઍલીન, એટલી અચબુચ તું કાહાંથી આજે અત્રે નીકળી આવી ને ભુલી પડી?" મેં તેને હેતથી બગલગીર થતાં રાજી થઇને પુછ્યું;—અને જવાબમાં તેણીએ જણાવ્યું કે લગન પછી તે લોકો છેલ્લા છ મહીના સુધી લંડનમાં હતાંજ નહીં. તેના કેહવા મુજબ તે આગળી સહાંજેજ લંડન આવી હતી, અને આવતાં સાથે પેહલી તકે મને મળવા આવી હતી. તે પોતાના ભલા ધણીના સુખમાં ઘણી સુખી હતી, અને ઘણી તંદરોસ્ત અને સુંદર દેખાતી હતી. તેનો વર બી સાથેજ મને મળવા આવવાનો હતો, પણ છેલ્લી ઘડીએ નહીં ધારેલી રોકાંણ નીકળી આવવાથી તે આવતાં રહી ગયો, અને ઍલીન એકલીજ આવી હતી.

તેણીએ ત્યાર કેડે ઘણાં હેતથી મેરી એન્ટવર્થની ખેરઆરીયત પુછી, કે જ્યારે જવાબમાં મેં તેને જણાવ્યું કે તે હાલમાં ડોવર ખાતે લેડી ફ્રેડરીક રેવન્સકલીફ સાથે "રીવર હાઉસ"માં ચેન્જ સારૂ ગયલી અને રહેલી હતી.

અમોએ એ પછી બીજી ત્રીજી વાતચીતો કરી, જ્યારે મને યાદ થતાં મેં પુછ્યું "હું તુંને જરૂરનું પુછતાં તો ભુલીજ જાઉંછ, ઍલીન! તાહરાં ભલાં ફ્રેન્ડ લેડી કેલવેડન કેમ છે?"

"ઓ, બીચારી હરમીઓનની તબીઅત ઘણીજ લથડી ગઇછ, ઍલન," ઍલીને દુઃખ પાંમીને જવાબ કર્યો, "તે બીચારી તો મરતી હોય એમજ લાગેછ!"

"મરતી?" હું ચમકી ઉઠી, "કેમ બને?" કેમકે વાંચનાર યાદ કરશે કે લૉર્ડ કેલવેડનના પેલા લુચ્ચા ભત્રીજાએ પેલી ધરડી વંત્રી ઝારાની મમાઇ પાસે તેણીને પુરી કરી નાખવાનાં ઝેરી લૉઝેનજીસ ખરીદી લીધાં હતાં ખરાં, પણ તેજ દરમ્યાનમાં એ ઝેરના ઉતારનાર લૉઝેનજીસ મળી જવાથી ચેહરાની સુંદરતા સુધારવાને મસે હું તે રોજ ચાએમાં અકેક લેવા એ બાંનુને સમજાવીને આપી આવી હતી, અને તેથીજ મેં અત્યાર સુધી એટલી નીરાંત માંની હતી.

"હા, બીચારી દીન પર દીન હાડ નાખતી ને ગળાતીજ જાયછ." ઍલીને માહરાં મનમાં શા તરંગ દોડતા હતા તે જરા બી જાંણ્યા કે સમજ્યા વના ઘણાં શોકાતુરપણાંથી કહયું.

"અને હમણાં એવણ ક્યાં રહેલાં છે? કેલવેડન હૉલમાંજ કે?"

"હા," ઍલીને જવાબ કર્યો, "છેલ્લા ચાર છ મહીનાથી એ લોક ઠડીને ત્યાંજ રહેલાં છે. વળી હમણાં હમણાં એના બુઢા ભરથાર ઘણા ચક્રમ ને ચકાસેલા થઇ ગયાછ, અને એને ઘર કોઇ બી આવે જાય તે વટીક હવે એવણને ગમતું દેખાતું નથી!"

"ને પેલો એવણનો ભત્રીજો મી૦ કોલીંગવુડ હમણાં ક્યાં છે તે તું જાંણેછ કે, ઍલીન?" સેહજ પુછતી હોઉં તેમ વાતમાં વાત મેળવીને મેં પુછ્યું.

"તે કાંહાં રેહેછ તે તો હું નથી જાંણતી, પણ કેલવેડન હૉલમાં હરમીઓન એનાં માહરા જોગા કાગળમાં લખતી હતી કે તે હજી બી આવતો જતો તો ઘણો છે."

"હું એ બીચારીની બીમારીની વાત સાંભળીને ઘણી દલગીર થઇ," મેં કહયું, "હજી તો બીચારીને ભાગ્યેજ બાવીસ ત્રેવીસ વરસ પુરાં થયાં હશે તો બી ભર જુવાન ઉંમરે, જોબનના બાહરમાં, એ ઉમરાવજાદી મરતી આવેછ તે ખરેખર ઘણું અફસોસ કરવા જોગ છે."

"કાંઇ ઘણી અજબ જેવી બીમારી છે," ઍલીને જારી રાખ્યું. "એ લખેછ કે માહરાં હાડેહાડ નરમ થતાં જાયછ, અને કાંઈ કશામાં ઉળટ લેવા ગમતુંજ નથી. ભુખ વટીક મરી ગયલી છે, અને હવે તો બીચારીએ ખાટલોજ પકડેલો છે!"

"પણ ડાકટરો શું કેહછ?" મેં પુછ્યું.

"ડાકટરો દુ:ખનું મુળ કાંઇ પારખીજ નહીં શકતાં," ઍલીને સમજાવ્યું, "કાંઇ નર-વસ સીસ્ટમનું દરદ છે એમ ધારેછ, પણ શું દરદ છે તે કાંઇ સમજાવી શકતા નથી!"

"મને એ બાઇને જોવા અને મળવા જવા ગમેછ," મેં કહયું.

"ઓ જરૂરજ જાઓ, ઍલન, હરમીઓન ઘણીજ ખુશી થશે," મીસીસ ગાવરે જવાબ કરયો. "તે હંમેશ તમારે વાસ્તે તો ઘણીજ મોટી વખાંણથી વાત કરેછ."

"પણ એના ઘરડા વરને નહીં ગમશે તો?" મેં આનાકાંની કરી, "તું કેહછની કે તે ડોસાજીને કોઇની કંપની ગમતી નથી!"

"તમે જશો તે તો માહરી ખાત્રી છે કે ગમશે," ઍલીને જવાબ કર્યો, "હીઝ લૉર્ડશીપને બી તમારે વાસ્તે ઘણુંજ માન અને ઘણોજ ઉંચો મત છે.

"ત્યારે હું જઇજ આવશ એક ફેરો," એકદમ ઠરાવ પર આવી જતાં મેં કહયું, કારણ

કે એ બાઈ પરના ખુંની હુમલાની વીગત માહરી જાંણમાં આવવા સાથે મેં તેને બચાવવાનું આટલું કીધેલું તે છતાં એ બાઇ મરતી આવતી હતી અને મરવા સુતી હતી એમ જાંણવાથી મને ખરાં દીલનો ખેદ બરપા થયો હતો. હું તેથી તેજ દાહડે નીકળી. ઍલીન મળી જવા પછી માહરા જીવને ધીરજ અથવા નીરાંત રહીજ નહીં શકી, અને હજી તો બપોર હતી એટલે મને લાગ્યું કે હેમ્પશાયર ખાતે કેલવેડન હૉલમાં પોંહચી જતાં મને ઘણું તો સહાંજ થશે. મેં એ ઉપરથી તરતજ એક પોસ્ટચેઝ મંગાવી અને પછી બીડાને તેડીને બધી વાત કહી. એ ઉપરાંત મેં તેને એક ચોકકસ કામ બી સોંપ્યું, કેમજે એ ઝેરના ઉતારાનાં લૉઝેનજીસ વાહલી બીડાજ લઈ આવી હતી, અને તે હાલ પણ આ ઉમરાવ બાંનુને મરતી બચાવવા મને મદદ થઇ શકશે એમ મને લાગ્યું.

હું એ મુજબ હેમ્પશાયર જવા નીકળી પડી, પણ માહરી ગણત્રીથી ઉલટી રીતે કેલવેડન હૉલ નજદીક હું જઇ લાગી ત્યારે છેક રાત થવા આવેલી હતી, એટલે મને તરત ને તરત હૉલમાં જવા ગમ્યું નહીં. હું જાંણે રાતવાસો ત્યાં ધામો નાંખવા ને રેહવા આવી હોઉં તેવુંજ તે તો લાગે, અને તે તો ઘણું નબોજું થઈ પડે! હું તેથી હાલ તો પાધરી પીટર્સફીલ્ડજ હંકારી ગઇ, અને જે હોટેલમાં છેલ્લાં હું અને બીડા ઉતરેલાં હતાં તેજ હોટેલમાં જઇને મેં રાતવાસો ઉતારો લીધો.

તેનાં નોકરોએ મને તરત ઓળખી અને પેલો બકબકખોરો વેટર કે જેણે હું બારીએ ઉભેલી હતી ત્યારે મને લૉર્ડ અને લેડી કૅલવેડનને રસ્તેથી હંકારી જતાં બતાવીને ઓળખાવ્યાં હતાં, અને જેણે મી० કોલીંગવુડને બતાવીને તેની પણ મને ઓળખ આપી હતી તેજ હાલમાં બી માહરી ખીદમતમાં હાજર હતો. મેં તેને, તેથી, જમતાં જમતાં બેદરકારીથી હોય અને સ્હેજ યાદ થતાં પુછતી હોઉં તેમ લૉર્ડ અને લેડી તેમજ કોલીંગવુડને વાસ્તે પાછું પુછ્યું, પણ તે નવું કાંઇ જાંણતો દેખાયોજ નહીં, જેથી હાલમાંની માહરી મીલાકાત બીજી સહવારે શું નવો રંગ દેખાડે છે તે જોવાની ઉમેદમાં તે રાતભર તો હું જલદીજ સુવા ગઇ અને વેહલી ઉંઘાઇ ગઈ.

બીજી સહવારે નવ વાગે નાસ્તો કરીને હું પીટર્સફીલ્ડથી પાછી નીકળી, અને એક કલાકમાં કેલવેડન હૉલમાં આવી પુગી. એ હૉલનાં દમામદારપણાં વિશે હું આગલ પુરતું લખી ચુકી છું, એટલે તે વાસ્તે તો અત્રે નવેસરથી લંબાણ કર્યાં વના ચાલશે. ખચ્ચીત, હું આ તકે માહરાં તમામ વાંચનારા વર્ગને ખાત્રી આપવા માંગું છું કે આ માહરી પુશકલ લંબાણ થઇ પડેલી વારતાનો વેહલો છેડો લાવવા હું ઘણી ઉતાવળમાં પડી છું, અને સઘળું ટુંકમાંજ આટોપી લઈ ઠેકડાભર આગળ અને આગળ વધુ છું.

માહરી ગાડી પાર્કમાં થઇને મહેલનાં પોર્ટીકોમાં દાખલ થઇ એટલે તરતજ નોકરો ઉતરી આવ્યા, અને મને બાઆદરમાન લઇ જઇ નીચેના આરાસ્તા ડ્રૉઇંગરૂમમાં બેસાડવામાં આવી, જ્યાં બીજીજ પળે બારણું ઉઘડયું અને ઘરડો લૉર્ડ કૅલવેડન પોતે દાખલ થયો. તે ડોકરો ખુશમીજાજી અને લાલ મઘરડા જેવો ઘણો તંદરોસ્ત દેખાતો હતો, અને મને ઘણો અફસોસ થયો કે આવા એક ઘરડા વાંદર પર પોતાનું જોબન બરબાદ કરનાર તેની નઓજુવાંન મોહરદાર પોતે જ્યારે કપટ અને અદેખાઇનો ભોગ થઇ મરવા સુતી હતી ત્યારે એ ડોસાજી પોતે, નજ-

દીક સીતેરની ભરતીમાં, હજી બનામે ચજદ જેવા હતા! તેનાં દીલમાં એક ફુલની તરાંહનું મોટું લાંબું રેશમી ડ્રેસીંગગાઉન હતું, અને માથાં પર કાલી સ્કલકૅપ હતી. ખરેખર, મને તો જરા એમ બી લાગ્યું કે એ બુઢાને મેં છેલ્લો જોયો હતો તે કરતાં તે જરા હાલમાં જાસ્તી જવાંન થયો હોય, કેમજે આ ગરગામડેની તાજી તંદરોસ્ત હવાથી તેના બેઠેલા ઓખા ગાલો પર થોડોક રતાશ વટીક આવેલો જોઈ શકાતો હતો.

તેણે મને જોતાં સાથે તરત ઓળખી, અને મને જોઇને તે દીસ્તી રીતે ઘણો ખુશી થયો. તેણે મને ચાંપીને શેકહેંન્ડ કરીને કહ્યું, "ઘણુંજ નેક કીધું, મીસ પર્સી, તમે ચાહીને મળવા આવ્યાં તે. માહરી હરમીઓન તમને કાગળ લખીને તેડાવવાજ ચાહતી હતી. તે ઘડી ઘડી તમોને યાદ કરેછ."

હું અલબત તેનાં એ વૅલકમથી ખુશી થઇ, ઍલીને મને જે કાંઇ કહયું તે પરથી હું બીહીતી હતી કે કદાચ સાહઠી ને બુઢી નાહઠીવાલા આ ચકરમદાસને માહરૂં તેને ઘર આવવાનું નહીં બી ગમે, અને તેથી મેં કહયું; "હું ઘણી ખુશી છેઉં, માહરા લૉર્ડ, કે તમે મને એમ આવકાર આપોછ. હું તો બીહીતી હતી કે રખેને તમોને માહરૂં આવવાનું નહીં ગમે!"

"નહીં ગમે?" તેણે અજબ થઇને પોકારયું; "કાંએ નહીં ગમે? એવો ખ્યાલ તમે તમારાં મનમાં દાખલજ થવા કેમ દીધો? માહરી હરમીઓનનું ખરેખર તમારા પર હેત છે, અને—"

"હું સાંભળીને અત્યંત દલગીર છું, માહરા લૉર્ડ, કે હર લેડીશીપ એટલાં બીમાર ચાલેછ," મેં વચ્ચે પડી કહયું; "મેં તો મીસીસ ગાવર તરફથી કાલેજ સાંભળ્યું, અને મને એવણને વાસ્તે ખરાં દીલનું હેત છે તેથી હું તરતજ એવણને જોવા ને મળવા આવી."

"ઘણું નેક કીધું—ઘણુંજ નેક કીધું, ભલાં મીસ પર્સી," તે ડોસાજીએ ઉલટમંદ જવાબ કરયો,—અને ઘણાં શોકાતુરપણે વચાર્યું, "ખરેખર માહરી હરમીઓનની તબ્યત હદ વગરની લઠડી ગઈછ, અને એ શું ધાડ ઘધરી આવીછ તેની અમોને કાંઇજ સમજ પડતી નથી."—અને તે એમ બોલતો હતો ત્યારે તેનો અવાજ એટલો જાડો અને ધાડો સંભળાતો હતો કે તેનાં દીલમાં તે જવાંન મોહરદાર વાસ્તે ઘણુંજ હેત હતું, અને તેણીની બીમારીથી તેને ઘણુંજ દુઃખ લાગતું હતું એમ જોવા ને સમજવાને વાસ્તે એક પણ સંદેહ રેહતો હતો નહીં!

"તમો બેસો, મીસ પર્સી, હું તમે આવ્યાંછ તે જઇને હરમીઓનને ખબર કરી આઉં," તેણે તરત પછી કહયું, "એ તો એટલી ખુશી થઇ જશે!"—અને વળી બારણાં સુધી જઇને પાછો આવી તેણે કહયું. "હું તમારી પોસ્ટચેઝ છોડાવી નાખવાનો હુકમ કરૂંછ. તમારાથી હમણાં કાંઇ પાછાં જવાશે નહીં. અમો તમોને આંઠ પંદર દહાડા અહીં રાખવા વગર પાછા જવા દેવાનાંજ નથી."—અને એમ કહીને તે હેતના શુર પર ચહડેલો ડોકરો, માહરા જવાબને વાસ્તે બી થોભ્યા વગર, જૈરીની નાતવાનીના લપેડા ખાતો હસ્તો હસ્તો તે ઓરડામાંથી તરત બાહેર ચાલી ગયો.

અને મને ઘણું તપવું પડયું નહીં. બે ચાર મિનીટમાં તો તે એમજ લપેડા ખાતો પાછો તે ઓરડામાં ધસી આવ્યો.

"આવો, આવો," તેણે હસ્તાં હસ્તાં કહ્યું, "પેલી પોરકી તો તમોને આવેલાં જાંણીને કાંઇ અજબ જેવી ખુશી થઇ ગઇછ. ચાલો, ચાલો, તે તમોને જલ્દી બોલાવેછ!"

# પ્રકરણ ૧૯૮.

હું, એ ઉપરથી, તે ડોસાજીની પુઠે ગઈ. ઘણા કુશાદે અને ભપકાદાર આરસપાહણના દાદર પર થઇને અમો બન્ને ઉપર ગયાં, કે જ્યાં એક શોભાથી સજેલા બેડરૂમમાં એક મોટી ઇઝીચૅરમાં મેં જવાંન લેડી કેલવેડનને ટકીઆઓના ઢગ વચ્ચે અરધી અલેટાયલી પડેલી દીઠી. તે ઘણી બીમાર દેખાતી હતી. ઓ ઘણીજ બીમાર! મેં તેને પીટર્સફીલ્ડમાં હોટેલની બારીએથી પોતાના ધરડા ધણીની ઓરદુએ બેઠેલી બે ઘોડાની ગાડીમાં ગબડી જતી પેહલ્લા જોઇ હતી ત્યારે તેનો શું એક રાતા ગુલાબ જેવો ખુશનુમા ચેહરો, અને આએ શું? ગજબજ થયો હતો! તે તદન ફીકકી થઇ ગઇ હતી, અને બદનમાં વટીક એકદમ સુકાઇ ગઇ હતી. તે સુસ્ત, ઠંડી, હાવભાવ વગરની ને બીલકુલ નીસોસ બની ગઇ હતી, અને મને જોતાં તે હર્ષનું હસી ત્યારે તે હસવું વટીક એટલું ગમખ્વાર હતું કે માહરાં દીલમાં અતી ઘણું ચુંઠાઈ આવતાં માહરી આંખમાં ઉભરાઇ આવતાં આંસુ હું બડી મુશકીલથીજ રોકી શકી!

"આહ, માહરી વહાલી ઍલન, તું જોયછ કે માહરામાં કેવો ફેરફાર થઇ ગયોછ તે? જોની, હું તો મરવાજ સુતીછ જો!"

"નહીં, નહીં, માહરી વાહલી," લૉર્ડ કેલવેડન હેતથી વચ્ચે પુરાયો; "તું એ ખ્યાલજ તાહરાં મનમાંથી કાઢી નાખ. એ તાહરો એક ધખારો માત્ર છે. માહરી ખાત્રી છે કે મીસ પર્સી બી તુંને એજ કેહશે. ખરૂંની, મીસ પર્સી?"

"માહરા લૉર્ડ, એ તમારી ભલાઇ છે," તે જવાંન મોહરદારે તેના ખાવીંદ તરફ બન્યું એટલા મીઠાસથી જોઇને એક ગમખ્વારીભરેલાં હસવા સાથે કહયું, "પણ મીસ પર્સી મને ઘણા લાંબે વખતે જોયછ, અને મને જોતાં સાથે એવણુની આંખમાં આંસુ આવી ગયાંછ તેજ શું દેખાડેછ?"

"હું હૈયાંની ઘણી નરમ છું, લેડી કેલવેડન, પણ ખરેખર તો તમે ધારોછ તેવી ગંભીર આએ બીમારી હોયજ નહીં!" અંતે મેં કહયું.

"એમ ધારવાનું બધું ફાંફાં છે, ઍલન," લેડી કેલવેડને ગંભીરાઇથી ટકયાઓ પર માથું ધુણાવી કહયું, "હું ઘણી રફતે રફતે સીક થતી જાઉંછ, ને તે હું જોઇ શકુંછ. હવે તો જાંણે માહરા હાથ પગ હીલવી શકવા જેટલી બી માહરામાં તાકાત કે ઇચ્છા રહી નથી!"

"પણ હવે મીસ પર્સી આવ્યાંછ એટલે તું સારી થઇ જશે," લૉર્ડ હસ્યો, "ચાલો, ચાલો, તમે બે એકલાં પડીને વાત કરો, અને હું બાહેર જાઉં. માહરી ખાત્રી છે કે મીસ પર્સી તુંને ઘણો સધ્યારો ને હીંમત આપી શકશે."

"તમે બી જરા હવે બાહેર ફરી આવો." તે જવાંન મોહરદારે હેતવંતી કાળજીથી માંગી લેતાં કહયું, "કેટલા દાહડા થયા તો માહરે લીધે બાહેર ગીયાજ નથી! માહરી આગળ તો હવે મીસ પર્સી છે એટલે નીરાંત કરો."—અને તેણીના તે કાળજીવંત હેત માટે ઘણો સંતોષ પામેલો લૉર્ડ કેલવેડન ખુશીની સાથે બાહેર ગયો.

"મને ખરૂં કેહ, ઍલન," તેના જવા પછી હરમીઓને તરતજ પુછ્યું, "તુંને પોતાને શું લાગેછ? શું હું ઘણી લેવાઇ નથી ગઇ?"

"તે તો હું કબુલ કરૂંછ, વાહલાં લેડી, પણ—"

"પણ શું? હું નથી ધારતી કે આએ બીમારીમાંથી હું હવે ઉઠી શકું! ડાકટરો બી માહરૂં દુ:ખ પારખી શકતા નથી, પણ ઍલન, હું એક વાત પુછું? તું ખુરૂં ના માનતી. ચામડીના સુધારાને વાસ્તે તેં મને જે પેલાં લૅાક્રેનજીસ ચાએ કૅારીમાં લેવા છેલ્લા આઠ નવ મહીના પર આપ્યાં હતાં તેની તો કાંઇ એ ખરાબી નહીં હોય?

"ઓ નહીંરે," મેં ગભરાઇને કહયું, "વાહલાં લેડી કેલવેડન એ તમે માનીજ કેમ શકયાં? માહરી ખાત્રી નહીં હોય ત્યાં સુધી—"

"મને માફ કર, ઍલન," તેણીએ કહયું. "મને સેહજ એમ લાગ્યા કરતું હતું, અને ફકત મેં ખાત્રીને વાસ્તેજ તુંને એમ પુછ્યું."

"પણ એ એકાએક કેમ થયું? શાથી થયું? તમારા ખોરાકમાં કાંઈ એવું છે કે જે તમો જાસ્તી પ્રમાણમાં અથવા રોજ લેયા કરોછ?" મેં પુછ્યું.

"એવું તો કાંઈજ નથી; ખરેખર તો હવે મને કેટલુંક થયું ભુખજ લાગતી નથી."

"અને હીઝ લૉર્ડશીપ તમારી સાથેજ જમેછ કે જુદા?" મેં માહરી તેહકીક આગળ ચલાવી.

"માહરી સાથેજ," તેણીએ કહયું, "આવી બીમારીમાં બી માહરી સાથેજ પોતાનું જમવાનું અત્રે મંગાવેછ. જરા મને વીહલી મુકતા નથી. ખરેખર ઘણા ભલા છે. હમણાં હમણાં એટલુંજ એવણનાંમાં આવ્યુંછ કે પહરોણાંઓનો કચબાર આવે ને અત્રે રેહ તે એવણને ઝાઝું ગમતું નથી, અને તેથીજ ઍલીન ને તેનો વર હાલમાં લંડનમાં આવેલાં છે તોબી મને સોહવાય કરીને તે લોકને અત્રે રેહવા બોલાવી લેવા મને ગમતું નથી."

"પણ આએ આટલા ઓરડામાં ઉઠીને બી શું તમો ફરતાં હરતાં નથી?"

"ફરવા માંગુ તો ફરી તો શકું, પણ મને ગમતુંજ નથી!" તેણીએ નીસોસપણે કહયું; "જોની, એમ તો હું માહરે હાથે ઉઠીને બેસી શકુંછ, પણ બેસુંછ કે તરત પાછું સુઇ જવાનું મન થાયછ!"—અને તે બીચારી ધબ દઇને પાછી અલેટાઇજ ગઇ.

"અને તમારી દાસીઓ કેવી છે? વીશ્વાસુ?"

"તે કાંએ પુછેછ, ઍલન?" હરમીઓન અજબ થઈ, "જે છે તેજ છે. તાહરી જોયલી છે તેજ. બે વરસ પર માહરાં લગન થયાં ત્યારની એની એજ છે."

"બધું પુછવાની માહરી કાંઇ ખાસ મતલબ છે, લેડી કેલવેડન." મેં શાંતીથી કહયું.

"પણ શું? તું શું એમ ધારેછ કે મને કાંઇ ઝેર દેવામાં આવેછ?" તે ઉમરાવજાદીએ ગભરાત કરયો.

"વારૂં, તમોને પોતાને એમ કદી લાગુંછ?" મેં પાછો સવાલ કરયો.

"ખરૂં કહું, ઍલન ડીઅર? હા, મને એક બે વખત એમ લાગું ખરૂં, પણ મેં તે ખ્યાલ

હસી કાઢયો કે માહરા હેતવંતા ધણીનાં રાજમાં મને ઝેર કોણ દે અને કાંએ દે? મને એક ખ્યાલ થયો ખરો, પણ—" અને તે આનાકાંની કરતી લાગી.

"નહીં, મને કેહો, લેડી કેલવેડન," મેં આગ્રહ કરયો, "માહરાથી ના છુપાવતાં. માહરી પર વીશ્વાસ રાખજો. હું તમારાં ભલામાં છું, અને કદાપી તમારી થોડીક ખીદમત કરી શકશ. મને કેહો કે તમારા નોકર નફરોમાંના કોઇ પર બી તમોને વેહેમ જાયછ?"

"કોઇ પર બી નહીં," તેણીએ કહયું, "પણ શું એજ મકસદથી તેં મને હમણાં પુછયું કે માહરા ધણી માહરી સાથેજ જમેછ કે જુદા, અને આહરી દાસીઓ વીશ્વાસુ છે કે નહીં? પણ તું તાહરાં મનમાંથી માહરીજ માફક એ વેહમ કાઢી નાંખ, ઍલન. એ તો તું ઘણી ભલી છે તેથી તુંને એમ શંકા થતી હશે, કારણ કે ભલી તો તું ખરેખર છેજ."—અને તે મીઠાસથી હસી. "ભલી હતી ત્યારેજ તો માહરી ભલામણ ઉપરથી ઍલીન આર્મેને તેં આટલી આટલી મદદ કીધી કેની? તે ગરીબ લાચારને કેળવીને સ્ટેજને લાયક કીધી, અને વળી મેજર ગાવર સાથે એટલી લાયકીથી વરતી કે વગર તકરારે તાહરો ખરયો વારસો વટીક તેં તેને કાઢી આપ્યો, જે બધી કાંઇ જેવી તેવી ભલાઇ છે? તેથીજ તો એ માહરી પ્રિય સખી પોતાના વાહલાને અંતે પરણીને સુખી થઇ શકી, અને ત્યારે તાહરા જેવી એકને ચાહવી અને ભલી પોકારવી એમાં સહરાગાત શું છે?"

"એ તો બધી માહરીજ વખાંણની વાત થઇ," મેં હસીને કહયું, "પણ હાલ તો આપણને તમારીજ વાત કરવાની છે. હીઝ લૉર્ડશીપ મને કેહતા હતા કે જો હું આજે નહીં આવતે, તો તમે કાગળ લખીને બી મને તેડાવાનાં હતાં; ખરી વાત?"

"બેસ્ચીતજ; તુંને મળવા માહરો જીવ ખરેખર ઘણો લાગી રહયો હતો."

"પણ તે ફકત મને મળવાનેજ ખાતર કે કાંઇ બીજી બી ખાસ મતલબથી?" મેં તેહકીક કરી.

"થોડુંક ખાસ મતલબથી બી ખરૂં!" તે હસી, "હું એમ પુછવા ચાહતી હતી, ઍલન, કે જે ફ્રેન્ચ કેમીસ્ટે તેં મને આપેલાં ચામડી સુધારવાનાં પેલાં લૉઝેનજીસ બનાવ્યાં તે કાંઇ માહરી એ બીમારી નહીં પારખે અને મદદ નહીં કરે?"

"તે તમે બધાં પી ગયાં કે કાંઇ બાકી છે?" મેં પુછયું.

"તે તો ઘણું થયું ખલાસ થઈ ગયાંછ," લેડી કેલવેડને જવાબ કરયો, "પણ તેથી શું થયું? તું જો તે કેમીસ્ટને મળે તો તે માહરો જાંન બચાવવાનાં લૉઝેનજીસ બી તુંને કાંઇ તૈયાર કરી આપે ખરો! ડાકટરો જે નહીં જાંણે તે એ નીમહકીમો બાજે વખત ઘણું જાંણેછ."

"હવે ત્યારે હું તમોને ખરી વાત કહી દઉંછ, વાહલાં લેડી કેલવેડન," મેં કહયું, "એ કોઇ કૅમીસ્ટનાં આપેલાં લૉઝેનજીસ હતાંજ નહીં. મેં તમોને એ તો જુઠું અડાવ્યું હતું ને તે વાસ્તે તમે મને માફ કરજો. મેં ઘણી રૂડીજ મકસદથી તમોને એમ ઠગેલાં છે, અને તે મકસદનો ભેદ તમો જાંણશો ત્યારે જરૂર વખાંણશો. એ લૉઝેનજીસ તો એક ઘરડી જીપસી ઓરતનાંજ બનાવેલાં હતાં.

"ઓ, તું તેને ઓળખેછ ઍલન?" હરમીઓને ભારે ઉલટમંદ કહયું, "જો, ત્યારે તો તું તેને માહરે ખાતર મળ, અને મને મરતી બચાવાનો કાંઇ તેની પાસે ઉપાય હોય તો માહરે ખાતર મેહરબાની કરી હજી બી જરૂર મેળવ. હું ગમે એવો મોટો ખરચ થશે તે તુંને ઘણી ખુશીથી આપશ. તુંને લાગેછ કેની, બેહન, કે મરવાનો હજી આ માહરો વખત નથી? મરવાને વાસ્તે હજી હું ઘણી જુવાન નહીં કેહવાઉં?"

"જો દયાળુ ખુદા મને મદદ કરશે તો હું તમોને મરવા દેવાનીજ નથીં," મેં જોશથી સધ્યારો આપતાં કહયું, "તમે ઉશ્કેરાવો ના! તમે શાંત રેહો. ઍલીને મને કેહતાં સાથે હું એ બધી તલ્લાસ કરવાની મકસદથીજ અત્રે આવેલી છું, અને હું ચાંપતા ઉપાયો લેવાડીને—"

"ઓ ઍલન, ત્યારે તો હું તાહરી જનમભરની ઉપકારી થઇ રેહવશ," લેડી કેલવેડને લગભગ રડી દઇને કહયું.

"તમે પુરતી ધીરજ રાખો," મેં સમજાવ્યું, "હું તે ઓરતને ઓળખુંછ, અને તેને શોહોધી કાઢવાનું હું માહરી મેડને સોંપતીજ આવેલી છું. માહરી ખાત્રી છે કે તે હાલ લંડનમાં છે, અને તે મળી આવશે તો તમારી બીમારીનો ઉપાય ઘણો સેહલ થશે; પણ તે કદાચ અહીં આવવા ને તમારો કેસ નજરે જોવા માંગે તો?"

"તો લાવની? ભલે! તેની શું અડચણ છે?" તે લેડી ઉમીદમાં ઉશ્કેરાઇ.

"નહીં, એ બધું ખાનગીમાંજ કામ લેવાયલું હું જોવા ચાહુંછ. માહરી એક તેમ કરવા ખાસ મકસદ છે," મેં કહયું, "તે જીપસી ઓરત અત્રે આવી જાય તે ખુદ તમારા ભરથારે વટીક જાંણવું જોઇશે નહીં."

લેડી કેલવેડને થોડોક વિચાર કીધો.

"આપણે એમજ ગોઠવણ કરશું ત્યારે," તેણીએ જરા વારે એકમત થતાં કહયું,

"પણ કેવી રીતે?" મેં પુછયું, "હમણાંજ તે નકકી થવું જોઇએ, કેમજે તેવું હોય તો હું આજેજ પાછી જાઉં, અને તેને લઇનેજ આઉં."

"હાલ ટુંકા દાહાડા છે," લેડી કેલવેડને કહયું, "અને તું ઓનજપ થયા પછીજ અત્રે પાછી આવી શકે તો પેહલે તેને બાહેરજ ઉભી રાખીને એકલીજ અંદર આવજે, અને પછી આપણે પાછળ બારણે તેને અંદર બોલાવી લઇશું."

આ ગોઠવણ મને પસંદ આવી, અને હવે ત્યારે વખત નહીં ખોહવાની મતલબથી મેં તરતજ પાછું લંડન ઝોકાવા એકદમ માહરી પોસ્ટચેઝ તૈયાર કરવાનો હુકમ મોકલ્યો. ઘરડો લૉર્ડ કેલવેડન પોતે તો એ સાંભળીને ઘણો અજબ અને નારાજ થયો, પણ મેં તે ઉમરાવને સમજાવ્યું કે હું લેડી કેલવેડનનીજ ફરમાસથી તેવણને ખાતર કાંઇ જરૂર જોગી ખરીદીઓ કરવા લંડન જતી હતી, અને જલ્દીજ પાછી આવનાર હતી ત્યારે તે રાજી થયો. તેની પરણેતર માહરા આવવાથી પાછી એટલી ઉલટ લેતી થઇ શકી કે પોતાને જોઇતી કરતી ખરીદીએ એમ મને માંગી લઇને મોકળે એ તે ડોસાજીને ઘણુંજ ગમ્યું, અને માહરા ખરચ ખુંટણ વાસ્તે તે એક મોટી રકમનો ઉદાર ચૅક પણ તાબરતોબ ભરી આપવા તૈયાર થઇ ગયો!

પણ મેં હસીને ના કહયું. મેં કહયું કે હાલ તેવી કોઇ જરૂર નહીં હતી, એને તે વાસ્તે પછીથી થઇ રેહશે.

---

## પ્રકરણ ૧૯૯.

હવે લંડન જતાં મને આખે રસ્તે તરેહવાર વિચારો થયા કીધા. દીસ્તુંજ હતું કે પેલા લુચ્ચા કોર્લીંગવુડની ઘણી ફાવત થઇ હતી. તેણે કોઈ બી નોકરને પોતાના હાથમાં લીધેલું હોવુંજ જોઇએ, અને પેલી બુઢી વંત્રી પાસે મોંઘી કીંમતે તેણે જે ઝેરી લૉઝેન્જીસ ખરીદયાં હતાં તે હાલમાં પુરતી અસર કરતાં થયલાં હોવાં જોઇએ. એ ઝેર આપનાર નોકર નફ્ફરોના સાથમાનાં કમીનાંને ત્યારે પેહલે પકડવું જોઇએ, પણ તે કેમ બને? નાપેકાર કોર્લીંગવુડે મને હડહડતા કસમ આપ્યા હતા તે કસમ મને પાળવાના હતા, તો તેને ઉંધાડો પડતો તો માહરે બચાવવોજ જોઇએ, અને ત્યારે બધી એ રીતે મુશકેલ પર મુશકેલ હતી, કે જે હું કેમ ટાળી શકવાની હતી?

હું ઘર પોંહચી તેવીજ બીડા માહરી આગળ ઉલટમંદ દોડી આવી.

"હું પત્તો મેળવી શકીછ, મીસ," તેણે ખુશાલ તબ્યતથી હસીને કહયું,—અને તે સાંભળીને હું ઘણી રાજી થઇ, જે પછી હું તેને લઇને ડાઇનીંગરૂમમાં ગઇ, અને ત્યાં બેસીને મેં તેને ધીરજથી પુછયું, "ત્યારે તુંને એ ઘરડી વંત્રી મળી ખરી?"

"જી હા, બાઇ," બીડાએ જવાબ કર્યો, "ને તે કેહછ કે 'ઍલન જે કેહશે તે કરવા હું તૈયાર છું.' હવે એ ડોસીને તમારે વાસ્તે જરા બી ઝેર નથી, અને મેં વળી ઘણાં મોટાં ઇનામની બી લાલચ બતાવેલી છે."

"ઘણું નેક કર્યું, બીડા," મેં સાબાશી આપતાં કહયું. "એ બુઢીની હાલમાં આપણુને ખરેખરી જરૂર પડવાની છે, કેમજે બીચારી હરમીઓન ખરેખર મરવા સુતેલી છે. સારૂંજ થયું કે મને એ સુઝયું કે અહીંથી જવા પેહલાં તાહરા વીલ્યમની મદદ સાથે એની ભાલ મેળવવા હું તુંને તાકીદ કરતીજ ગઇ."

"હા, પણ હું કે વીલ્યમ કાંઇ તેને એટલા થોડા વખતમાં શોહોધી કાઢી શકતે નહીં, મીસ," બીડાએ સમજાવ્યું, "એ તો એક ઘણો નસીબવાંન જોગ થયો કે તમે હેમ્પશાયર જવા ઉપડી જવા પછી બે કલાકમાં પેલો ગીલ્ડરૉયવાળો ખુંધો વેંહેંતું તમોને અત્રે મળવા આવ્યો!"

"ઓ, કેટલું નસીબદાર!" મેં કહયું, "તે આવ્યો ને ત્યારે તેણેજ તમો લોકને તે ડોસીનો પત્તો આપ્યો એમ?"

"હા," બીડાએ કહયું, "તેને એ કયાં રેહતી હતી તે ખબર હતી. કલેરના સંબંધમાં તપાસ નીકળે ત્યાં સુધી તે અત્રે લંડનમાંજ ડડીને રહેલી છે."

"ને એ ખુંધો આપણે ત્યાં શું કરવા ફેરા ખાયછ ને શું કેહવા માંગેછ?"

"તે તો દમ વગરની વાત છે," બીડાએ કહયું, "યોર્ક રોડ પર પેલા થોમસ પાર્કસને

ભરાતો છુપાતો રસ્તેથી જતો એ જોવા પાંમ્યો હશે તે કાંઇ ઘણું તમારા લાભનું સમજીને કેહવા માંગતો હતો, પણ મેં તેને કહીજ દીધું કે તે તમોને ખબરજ હતું, અને પાર્કસને મળવા જેવી હવે કોઈ જરૂર રહી નહીં હતી."

"સારૂંજ કીધું," મેં કહયું, "નહીં તો તે ખુંધો કાંઈ કમાઇની લાલચે એ બુરાને વળી પકડાવતે અથવા સતાવતે! તેં કાંઇ તેને આપ્યું કાંય નહીં?"

"મેં બે ગીની આપેલી છે, મીસ," બીડાએ કહયું, "અને તેથીજ તો રાજી રાજી થઇને તે મને ઘરડી બૅટી સાથે મેળવવા લઈ ગયો. મેં તેને બીજાં ઇનામ વાસ્તે બી પાછો તેડેલો છે કે બાઇ આવીને હજી તુંને સારી રીતે વરતાવશે."

"અને બૅટી તુંને કેવી રીતે મળી?"

"પેહલે તો માહરી સાથે ઘણી ટણુકામાં ને થસ્સામાંજ હતી," બીડાએ હસીને કહયું, "પણ મેં ઝારાને વાસ્તેનાં એનાં ઘણાં હેતની વખાંણુ કીધી ત્યારે મનાઇ ગઈ અને રડી પડી. ઝારા પર એનું ખરેખર ઘણું હેત છે, બાઇ, અને મેં જ્યારે કહયું કે ઝારાનું માહરા પર તેમજ મીસ પર્સી પર ઘણું હેત હતું ત્યારે તરત આપણી બેઉની પક્ષની થઇ ગઇ. મેં વળી બે આનાં તરીકે એકદમ વીસ ગીની તેના હાથમાં મુકી ત્યારે તો તે બધી માહરા પરથી ઓવરાઈજ ગઈ! હવે તમે તેને મળવા માંગતાં હોવો તો હું હમણાંજ તેને વીલ્યમ પાસે તેડાવી મંગાઉં?"

"વીલ્યમ હાલમાં અહીંજ છે શું?"

"જી હા, તમે આવ્યાં તેની ફકત પાંચ મિનીટ આગમચ મને મળવા અત્રે આવેલો છે."

"હા, ત્યારે તો ઘણું સારૂં, જરૂર દોડાવ! તેને કેહ કે જરા બી વખત ખોહવાનો નથી. મોહોત જીવતનોજ સોદો છે."—અને બીડાએ જઇને તે ડોસીને લઇ આવવા ઇધાંણીબંધ તે છોકરાને મોકળી આપ્યો.

પછી તે આવી, અને હું તેને માહરા ઓરડામાં એકલીજ મળી. તે ઘણી ખુશખુશ હતી, બીડાએ તેને એક મોટાં ધરખમ ઇનામની લાલચ બતાવી હતી, અને વળી વીસ ગીની બેઆનાં તરીકે આગમચનીજ હાથમાં પકડાવી દીધી હતી, તેથી તેનો આત્મા સ્વર્ગનાં સુખમાં હતો!

"બેસો," મેં નરમાશથી કહયું,—જોકે ખરેખર તો એવી એક ખુંની બદમાશનો સહવાસ મને ભીત્તરે ખચ્ચીત કરીને કમકમાવતો હતો!

"તાહરૂં શું કામ છે?" તેણે પોતાની બેઠક લેતાં પુછ્યું, "પૈસાને ખાતર એક સિવાય તું મને બધું જે કેહશે તે હું કરશ!"

"ને તે એક તે શું?" મેં પુછ્યું.

"મુજી કલેરને જતો મુકવાનું!" તેણીએ કપટી ઝનુનથી કહયું, "તેણે માહરી ઝારાનો જીવ લીધોછ, અને તેને હું આખી દુન્યાની દોલત ખાતર બી બચવા દેવાની નથી."

"માહરી તે વાતજ નથી." મે ટણુકાથી કહયું, "આંહથી નવ મહીનાની વાત પર પચાસ ગીની લઇને તેં ઝેરી લૉઝેનજીસ કોલીંગવુડ નામના એક નાલાયક આદમીને વેચ્યાં હતાં તે તને યાદ છે?"

"ખરી વાત છે," તે બુઢીએ જરા બી ડર ખાધા વગર કહ્યું, "તેં ને બીડાએ અમારી વાત ભરાઇને સાંભળેલી હતી, અને પછીથી તે સખ્શે અમોને નહીં ફસાવવા તુને સોગંદ બી આપ્યા હતા તે મને ખબર છે."

"એ કરપીણુ સોગંદ મને પાળવા પડેછ એજ કમનસીબી છે!" મેં ગુસ્સાથી કહ્યું, "હવે સાંભળ, એ તાહરાં નેહેસ્ત લૅગ્રેનજીસથી એ લુચ્છા આદમીની એક જુવાંન કાકી જે એક લખ્ખોપતી લૉર્ડની ધણીઆણી છે તે હાલમાં મરવા સુતેલી છે."

"ત્યારે તો દેખઇતુંજ છે કે તે એ છોકરીને પેલાં લૅગ્રેનજીસ દોહવીદાહવીને રોજ પાતો હોશે?" તે દહાએ ખીજવાત પેદા કરનારી બેદરકારીથી કહ્યું.

"તે પોતે નથી પાતો," મેં ધીરજ ખોહી દઇને કહ્યું, "તે તો હાલમાં કૉન્ટીનન્ટ પર મુવેલો છે, પણ તેની તરફથી કોઇ નોકર દગો કરતો હશે. તે નોકરને તું ઓળખેછ?"

"હું એ મેહલમાં કોઇને બી ઓળખતી નથી." તે ડોસીએ સચાઇનાં જોશથી કહ્યું, "ખરેખર તો કોલીંગવુડ માહરી આગળ તો કાંઇ બોલ્યોજ નથી. એ ઝેર કોણુને વાસ્તે તે ખરીદેછ તે વટીક તેણે મને જાંણુવા દીધું નથી, પણ મેં તેહકીક કીધી હતી તેથી એટલી મને બાતમી મળી હતી કે એ ઘરડો લૉર્ડ એક જુવાન બાયડી લાવેલો છે, અને તેને જો બચ્ચું થાય તો લૉર્ડની પદવી અને પૈસાથી એ કોલીંગવુડ રખડી મરે તેથી તે ડોસાનો યા તો એ પોરીનો કે બેઉનો વચ્ચેથી કાંટો કાઢી નાખવા તે ઘણો ખંતી હતો."

"અને એમજ છે," મેં કહ્યું, બાઇ બીચારી હાલમાં મરવા સુતેલી છે. તેના સાંધે સાંધા ઢીલા થઇ ચુકયાછ, અને તેને ખાવા પીવા મુતલગ ગમતું નથી."

"બીછાણુંમાં પોતાને હાથે ઉઠીને બેસી શકેછ કે તે બી નહીં?" તે ડોસીએ પુછ્યું.

"ઉઠેછ ખરી, પણ પાછી તરત ઢબ દઇને પડી જાયછ!"

"વૅલ, ત્યારે તો બેશક કેસ ખરાબ થવા માંડેલો છે!"

"પણ કાંઇ બચાવ છે કે નહીં?" મેં મોટી અધીરતાથી તપી આવીને પુછયુ.

"છે ખરો," ડોસીએ વિચારવંત જવાબ કરયો; "હું ધારૂંછ કે હું જો તેને જોઉં ને તરત ઉપાય લેવામાં આવે તો એ ઝેરનો ઉતાર હજી બી હું અજમાવી શકું."

"અજમાવ!" મેં મોટી ઉશ્કેરણીથી કહ્યું, "અને તું જો તેને મરતી બચાવી આપે તો પાંનસો ગીની ઇનામમાં તને અપાવવાનું હું માથે લઉંછ."

તે ડોસી પોતાની બેઠકમાંથી હરખની મારી ચમકી ઉઠી! આવી મોટી દોલતનાં ઇનામની લાલચના હરખથી તે ફાટીજ ગઇ!

"પણ મને એ ઇનામ ખરેખર મળશે તેની ગેરંટી શું?" તેણીએ હજી અંકે કરાવ્યું.

"માહરૂં વચન! તું જાંણેછ કેની કે હું વચન આપુંછ તે પાળનારી છું?"

"મને તે બસ છે," તેણીએ જરા વિચાર કરી સંતોષ માનતાં કહ્યું, "છોકરી, મેં તુને ઘણી ઓળખેલી છે. હું તુને હવે રગેરગ ને નસેનસ જાણુંછ."

"ને તું ધારેછ કે તું એ બાંનુને બચાવી શકશે?"

"માહરી તદન ખાત્રી છે!" તે ડોસીએ મોટી ઉલટ આપનારો જવાબ કરયો, "પણ વધારે ખાત્રીથી તો તે કેસ નજરે જોવા પછીજ હું કહી શકશ. દુન્યામાં દરેક ઝેરના ઉતારો પરવરદીગારે પેદા કીધેલા મોજુદ છે. એ તો જે જાંણે તેજ જાંણે. એટલુંજ કે હવે ઢીલ થવી નહીં જોઇએ. તમે માહરી આગળ એ કેસની જે વીગત કહીછ તે પરથી મને એમ તો લાગેછ કે બીજા ત્રણ ચાર દાહડામાં કેસ ઘણો વધારે ખરાબ થશે, અને દસ બાર દહાડામાં તો ખલાસ થઈ જશે!"

"અને તોબી તું મને આ તબકકે તેને બચાવી શકવાની હીંમત આપેછ?"

"હા, જો હવે ઉતાવળ થાય તો!" તેણીએ જવાબ કરયો.

મેં અહી એ ઉપરથી તેણીની આગળ બાકીની બધી ખરેખરીજ વાત કરી. બીડા ઝેરનો ઉતાર તેનીજ બનાવટનો આગળ લાવી હતી તેજ લૉઝેનજીસ ચામડીની સફાઇ વધારવાને મસે મેં એ બાઇને ખાસ આપ્યાં હતાં, પણ ખરેખર તો દીસ્તું હતું તેમ ઝેર તેને આપવાનું ચાલુ કરવામાં આવ્યું તે આગમચ તે કેહાં લઇને તે બીચારી પુરાં કરી ચુકી હતી તે સઘળું મેં તેને સમજાવ્યું, અને કેલવેડન હૉલમાં છુપી રીતે તેને દાખલ કરવાની હતી તે પણ મેં તેને કહયું. અલબત એકજ "પોસ્ટચેઝ"માં તેના જેવી એક ખુંની સાથે મુસાફરી કરવા હું મુતલગ એકમત થઇ નહીં—તેણીનો પલીદ સ્પર્શ વટીક મને હદ વનાનો કમકમાવતો હતો. મેં, તેથી, તેને બીજી વીસ ગીની મુસાફરીના ખરચની તેમજ લાલચની આપી, અને જેમ બને એમ જલદી તે તરફ નીકળી આવીને બીજે દાહડે સહાંજે અંધારૂં થતાં એક ચોક્કસ વખતે તે મેહેલને લગતા બગીચામાં આવવા મેં તેને તાકીદ કરી, જે સઘળી બંદોબસ્તીઓ પકકી થવે અમો છુટાં પડયાં.

---

## પ્રકરણ ૨૦૦.

બીડાએ સાથે આવવા માંગ્યું. જ્યારે મેં પછીથી તેણી આગળ વાત કરી કે ઘરડી બૅટીએ લેડી કેલવેડનને આએ તબકકે પણ સાજી કરી આપવાનું માથે લીધું હતું, અને અમો જુદીજુદી પોસ્ટચેઝમાં પીટર્સફીલ્ડ તરફ જવા તેજ બપોરે ઉપડી જનાર હતાં, ત્યારે તેણીની ઘણી મરજી થઇ કે તેણીએ માહરી સાથે આવવું. એ માહરી ઘણીજ ખરાં દીલની કાળજી કરનારી હતી, અને દેખીતી રીતે હજી તેને એ પોતાની જાતવાળી ઘરડી બૅટી પર વિશ્વાસ આવતો હતો નહીં.

મેં, તેથી, તેને પુરતો સધ્યારો આપ્યો. મેં તેને સમજાવ્યું કે જેઓની ઉશ્કેરણીથી એ વંત્રી માહરા જીવ પર હંમેશ તાંપતી હતી તેઓનીજ હવે તે શત્રુ થઇ લાગેલી હોવાથી તેનાથી હવે માહરે બીહીવા જેવું કાંઇજ હતું નહીં. વળી લેડી કેલવેડનને તે જાન બચાવે તો પાંનસો ગીનીનું જે મોટું ગંજાવર ઇનામ મેં તેને પ્રૉમીસ કર્યું હતું તે લાલચ એ જીવતી બળાને વાસ્તે ખરેખર એટલી મોટી હતી કે તે મને કશો પણ આજાબ આપવાને બદલે એ કામ હાલ તો તરીપાર ઉતારવાજ વધારે તત્પર થવી ને રહેવી જોઇએ!

બીડાએ એથી સંતોષ માન્યો, અને પછી તેજ બપોરે ઠરાવ મુજબ માહરે સારૂ પોસ્ટ-ચેઝ માહરાં બારણાંમાં આવીને ઉભી રહી. હું એ વખતે તૈયાર થઇ રહેલી જરા છેલ્લી વાર આરસીમાં ડોકાવા ખોટી થતી હતી, જેવામાં બીડા જે બારીએ જઇને સેહેજ બાહેર ડોકાવતી

હતી તેનાં મુખમાંથી કાંઇક કરાજીનો એક ઉદ્ગાર બાહેર પડયો!

"શું છે, બીડા?" મેં એ ઉપરથી તરત અજબ થઇને પુછયું.

તે જરા આનાકાંની કરતી લાગી.

"ખાસ કરીને તો કાંઇ બી નથી, બાઇ, ને તમે જવા તૈયાર થયાંછ ત્યારે હું તમોને જરા બી બીહીધરાવા માંગતી નથી, પણ મેં જે કાંઇ જોયું તે મને ઝાઝું ગમ્યું નહીં," તે વાહલી છોકરીએ કહયું.

"હા, પણ એવું તે તેં શુંએક જોયું?"

"કોઇ લોફર જેવો આએ રસ્તેથી જતો જતો આપણું બારણાં આગળ ઉભેલી પોસ્ટચેઝ જોઇને થોભી ગયો, તેની અંદર તેણે ડોકાવ્યું, અને પછી વળી આપણી બારી પર જોયું, જેવામાં મને ગુસ્સામાં ડોળા કાઢતી જોઇ હાંએબાંએ નાહસીજ ગયો."

હું હસી. "તેમાં તે શું એવું મોટું થઇ ગયું, બીડા?" મેં કહયું, "એવો એક અકસમાત કાંએ નહીં થઇ શકે? તે લોફર સરખાએ અમથી વગર અર્થની આળસુ જીજ્ઞાસાથી ગાડીમાં જોયું હોય, અને પછી આપણી બારી પર ડોકાવ્યું હોય!"—અને, તોપણ, બીડાનાં મનનું જોઇએ એવું સમાધાન નહીં થયલું જોઇને મેં ઘણી મુરબ્બીગીરીનાં હેતથી તેના ગોરા ગાલ પર આંગળાં અફાલ્યાં, અને હું પછી જઇને ગાડીમાં બેઠી. બીડા, અલબત, મને ગાડી સુધી વળાવા આવી હતી, અને ત્યારે બી ગાડી ઉપડી જતાં મેં હસ્તે ચેહરે રૂમાલ ઉડારીને તેને "બાઇ—બાઇ" કીધું, કેમકે મેં હજી બી જોયું કે તે છોકરીએ બારીએથી જે જોયું હતું તેથી તે પુરતી શંકાશીલ થઈ ગઈ હતી અને મેં તેની ફીકરો હસી કાઢીને તેને સમજાવ્યું તેમ તે એ બનાવ એક અકસમાતજ માનવાને પોતાના દીલને સમજાવી શકતી નહીં હતી.

પણ માહરી ગાડી ગ્રેટ ઓરમંડ સ્ટ્રીટને નાકે પોંહોંચી ત્યારે તેની વળાંણ પર એક સાંમેથી આવતી જોડીની વિકટોરીયા પર માહરૂં ધ્યાન ખેંચાયું, અને મેં સેહેજ જોઇ લીધું તો તે ગાડીમાં પેલી લુચ્ચી લેડી લીલા ઍસેનડાઇન ઘણા ઠાઠમાઠથી બેઠેલી હતી.

આથી થોડોક મને તરખાત થયો ખરો. ખુદા જાંણે કેમ પણ એ દુષ્ટ અબળા—ખુબસુરત બળાની એ મીલાકાત મને થોડીક અપશુકનભરેલીજ લાગી. ખરેખર તો એવી એક મીલાકાત થવામાં અજબ થવાનું કે બીહીવાનું જરા બી નહીં હતું, પણ એ લુચ્ચી ઓરતને જોઇ ને જોઇ મને બી બીડાની ફીકરોનો જાંણે વા વાગ્યો, અને હું થોડીક બીહીધી.

એમ છતાં, બીજીજ પળે મેં માહરાં મનથી એ માહરી સઘળી વાહીઆત ફીકરો હસી કાઢી. એ અબળા મને મળી તે વાતને બીડાએ બારીએથી જોયલા પેલા લોફર જોડે કાંઇ પણ સંબંધ હોય તે હું માનીજ નહીં શકી, અને જરા વારમાં તો હું એ સઘળું પાછું ભુલી પણ ગઇ.

ત્યાર બાદ જ્યારે છેલ્લે ટપ્પે ઘોડા બદલાયા ત્યારે મેં પુછયું કે કેલવેડન હૉલ પર કેટલેક વાગે પુગી જવાશે, અને મને જે જવાબ મલ્યો તે કેવળ સંતોષકારક હતો. હું એજ ચાહતી હતી. ઘરડી બૅટીને કોઇનું ધ્યાંન નહીં ખેંચાય તેમ કેલવેડન હોલના બગીચામાંના પેલા નાઘલા પાછલા ખાનગી દાદરે હું બીમાર લેડી કેલવેડનવાળા બેડરૂમમાં લઇ જવા ચાહતી હતી, અને

મને કેહવામાં આવ્યું કે હૉલ પર પુગતાં અંધારૂં થઇ જશે, જે મને ગમ્યું.

અને તેમજ થયું. બૅટી જે લંડનથી માહરી આગળ ઉપડી ગયલી હતી તે જુદી પોસ્ટ-ચેઝમાં ત્યાં આવી લાગેલી હૉલના રસ્તાની બાજુમાંનાં ઝાડી ઝાંખરાંના એક ખુંણામાં છુપીને માહરી વાટ જોતી ઉભેલી હતી, અને તેને જોતાં હું માહરી ગાડી ઉભી કરાવીને તરત ઉતરી પડી.

"તું ક્યારેકની આએ તરફ આવી લાગીછ?" મેં તેને ગાડીમાંથી ઉતરીને ત્યાં મળતાં સાથે પુછ્યું, જ્યારે, અલબત, અમારી વાતચીત માહરી પોસ્ટચેઝ હાંકનાર સાંભળવા ન પામે તેની અમો બંને પુરતી સંભાળ લેતાં હતાં.

"એક કલાક થયો," ઘરડી બૅટીએ જવાબ કર્યો, "ને મેં અહીં જલદીથી આવીને માહરૂં બધું કામ પાકકું કરી લીધુંછ. હૉલમાંના મોટા દરવાજામાંથી બાગમાં ઘુસ્યા વગર મેં સાઇડમાંની ઝાડીઓમાંથી અંદર જઇને પેલો તમે કહયોતો તે છુપો દાદર જોઈ રાખેલો છે, અને તમે કેહો ત્યારે હું ભરાયલી છુપાયલી તે રસ્તે ત્યાં તમોને આવીને મળી શકસ."

"એ ઘણું બૅટર થયું," મેં કહયું, "તું ત્યારે તેજ બાજુથી બાગમાં તે છુપા દાદર તરફ પાછી દાખલ થઇ જા, અને તે દાદરની બરાબર સાંમેનાં એકાદ ઝાડ પછવાડે છુપાઇને ઉભી રેહજે. ત્યાં આવીને પછી હું તુંને ઉપર લઇ જવસ."

ટુંકમાં, એ રીતે અમો બે વચ્ચે મજકુર ગોઠવણ વધારે પકકી થઈ, અને પછી હું ખુશી થતી પાછી ગાડીમાં બેસીને હૉલમાં હંકારી ગઇ.

મેં તે પોસ્ટચેઝને, મગર, રૂખસદ કરી નહીં. માહરે લંડન કયારે પાછું ફરવું થાય તે કાંઈ નકકી નહીં હોવાથી તુરત વેળા મને તે ગાડી રોકી રાખવાનુંજ સુઝયું. મેં, તે ઉપરથી, લૉર્ડ કેલવેડનના તબેલામાંજ તે ગાડી છોડવા ને માહરે વાસ્તે રીઝર્વ રાખવા કોચમેનને વરદી આપી રાખી, અને સારાં નસીબે માહરી ગાડી જઇને વરંદામાં ઉભી તે વખતે ઘરડો લૉર્ડ કેલ-વેડન પોતેજ ત્યાં હાજર હતો, જે મને એટલી જલદી એમ ત્યાં પાછી ફરેલી જોઇને ખરાં દીલથી ઘણો ખુશી થતો દેખાયો.

મેં તેને લેડી કેલવેડનની ખેરઆફીઅત પુછી, જ્યારે તે એકદમ શોકાતુર થયો.

"માઠા સમાચર છે, ભલાં મીસ પર્સી, ઘણા માઠા," તે જેફ આસામીએ દેખીતી રીતે ઘણું દુઃખ પામીને કહયું, "તમે અત્રેથી ગયા પછી વાહલી હરમીઓનની તબીયતમાં વધતોજ બીગાડો થયલો છે!"

"વધતો બીગાડો?" મેં ફકરમંદ પોકાર્યું,—કેમકે મને તે સાંભળતાં સાથે એ ઘણું બનવાજોગ લાગ્યું કે હું અત્રે આવેલી હતી તેથી મામલો બીચકેલો માની લઇને તે જવાંન ઉમરાવજાદીને ઝેર આપનારાં કરપીણોએ પોતાનાં પાપી કૃત્યમાં વધતી ઉતાવળ કરી હોય, અને વધતાં પ્રમાણમાં ઝેર આપીને જલદી આંકો લાવી મેળવાનુંજ નક્કી કર્યું ને ધાર્યું હોય!

"હવે તમે આયાંછ, મીસ પર્સી, ત્યારે તો, હુકમ ખોદાનો, હું માનુંછ કે હરમીઓન પાછી વેહલી સારી થઇ જશે," તે લૉર્ડે ઉમીદ બતાવી, "પણ તમે જે એને માટે અસબાબ લેવા લંડન ગયા હતાં તે લાવ્યાં ખરાં કે?"

"લીધા વગર આઉં બી ખરી, માહરા લૉર્ડ ?" હું હસી, "પણ કદાચ મને હજી બી એકાદ વાર પાછું જવું પડશે. એક બે ચીજ એવણને પુછીનેજ લેવા મેં હજી મોકુફ રાખેલી છે. એ ઢપનાં બીમારોને તો જેમ બને તેમ તે લોકની ટાંપનાં થઇને એમ ખુશ રાખવાંજ જોઇએ, અને તેથી તમારી રજા હોય તો હું માહરી પોસ્ટચેઝ આપણા તબેલામાંજ છોડાવા માંગુંછ."

"રજા પુછોછ, મીસ પર્સી ?" લૉર્ડ કેલવેડને લગાર ઠપકાથી કહયું, "તમે અમારે ખાતર આટલી આટલી જેહમત ઉઠાવો ને બીનહાંસલ રંજ કરો ને એમ એવી એક નજીવી વાત વાસ્તે માહરી રજા પુછવાની વાત કરો એ શોભે બી ખરૂં ?"—અને પછી તરતજ બાજુમાં ઉભેલા એક ખીદમતગાર તરફ ફરીને તેણે વધાર્યું, "અહીં આવ, જેમ્સ ! ગાડીમાંથી મીસ પર્સીનો પોર્ટમેન્ટો ઉતાર, અને ગાડી આપણાજ તબેલામાં છોડાવીને ઘોડાઓને તેમજ કોચમેનને બી બધી જોઇતી સગવડ મળી શકે તેનો માહરે નામે હુકમ આપીને બંદોબસ્ત કર."

"જો હુકમ, માહરા લૉર્ડ !" ખીદમતગારે નમીને કહયું;—અને પછી તે પોતાના માલીકનું એ ફરમાન બજાવવા તાબરતોબ બાહેર દોડયો.

"હવે હું તમોને હરમીઓન પાસે લઈ જાઉં, મીસ પર્સી ?" તે લૉર્ડે ઉલટભેર કહયું; અને તેવામાં એક દાસીપુત્રીને ત્યાંથી પસાર થતી જોઇને તેણે હુકમ કર્યો, "મેટીલ્ડા, અહીં આવ; મીસ પર્સીનો જે અસબાબ જેમ્સ ગાડીમાંથી ઉતારે તે તું પોતે પાધરો એવણને આપણે જે ઓરડો આપ્યો હતો ત્યાંજ લઈ જવાની ગોઠવણ કર."—અને પછી તે પોતે મને પોતાની બીમાર મોહરદારવાળા ઓરડામાં તેડી ગયો.

તે ખરેખર ઘણી વધતી બીમાર થઇ હતી ! મેં આગળે દાહડે તેને જોઇ હતી તે કરતાં તેના હાલ એકદમ જાસ્તીજ પડી ગયા હતા, અને હું તેને જોઇને ખરે મને જાસ્તી બીહીધી. એમ છતાં મેં તેની આગળ તો માહરૂં મોઢું હસતુંજ રાખ્યું, અને તે પણ મને એટલા વેહલી પાછી ફરેલી જોઇને ઘણી ખુશી થઇ.

"લે, માહરી વહાલી હરમીઓન," ડોસાજીએ હસીને કહયું, "આએ તાહરી સહી પાછી આવેલી છે, અને હવે તો માહરી ખાત્રી છે કે એ આવીછ તે તુંને વેહલી પાછી સારીજ કરશે."

"હા, માહરાં વાહલાં લેડી," મેં મોગમ કહયું, "કાંઇ જરા બી અંદેશો તમારા જીવથી કરતાં ના. હું બધું તમારા હુકમ મુજબજ કરી આવીછ, અને ખુદા હવે તમોને સારૂંજ કરશે."

"ઓ, તેં કેટલી બધી તસ્દી લીધી, વાહલી ઍલન !" હર લેડીશીપે, એ સાંભળી, હેતથી માહરો હાથ દાબીને કહયું, કેમકે મેં મોગમમાં આપેલા સધ્યારાનો ભાવાર્થ તે તરત બરાબર સમજી શકી, અને પોતાની આટલી બીમારી છતાં એ સાંભળતાં તે ઘણી ઉલટમંદ અને ખુશી થયલી દેખાઇ.

એ પછી લૉર્ડ કેલવેડન મનને ગમ્યું અમને બંનેને એકલાં છોડીને બાહેર ગયો. તે બલાઇથી સમજીજ ગયો કે અમોને સહી સહીઓને કાંઈ ઘણી ગુજસુજની વાતો કરવાની હશે.

"ખોદા તમારૂં ભલું કરે, મીસ પર્સી," તે જૈફ ઉમરાવે જતાં જતાં દેખીતાં હેસાંનથી કહયું, કેમકે તે એક તડાકે જોઇ શકયો કે માહરા આવ્યાથી બીમાર હરમીઓન કાંઇ અજબ જેવી પાછી ઉલટમંદ થઇ ગઇ હતી. "હું તો સમજી બી નહીં શકતો કે તમારી કંપનીમાં માહરી બૈરી, જો હું ઉમીદ કરૂંછ તેમ, સારી થઇ જશે તો હું તમારો શું ગુણ જાંણુશ! હું રાજા હતે તો તમોને હું ડચેસ બનાવતે; પણ વૅલ, વૅલ, આપણે જોઈશું."—અને તે હસ્તો હસ્તો ચાલી ગયો, જ્યારે તેના ગયા પછી લેડી કેલવેડન હેતથી મને પોતાની આગળ બોલાવીને બગલગીર થઈ.

"ઓ વાહલી ઍલન, એ શું બનવા જોગ છે, એ શું માનવા જોગ છે કે તેં મને હાલમાં મોધમ એસારો કહી સંભળાવ્યો તેમ તે ઘરડી જીપસી ઓરતને તું એટલી જલદી ખરેખર શોહધી કાઢીને તાહરી સાથે અત્રે હાલમાં લાવી શકીછ?" તેણીએ ઉશ્કેરણીથી પુછયું.

"હા, માહરાં લેડી," મેં તેવોજ ઉલટમંદ જવાબ કરતાં કરયું, "એટલુંજ નહીં પણ વળી મેં તમારો કેસ તેની આગળ વીગતે બ્યાન કર્યો, જે સાંભળી તે તમોને હજી બી સારાંજ કરી શકવાની આપણુને સંપુર્ણ હીંમત ને ખાત્રી આપેછ!"

લેડી કેલવેડને એ સાંભળતાં ખુશાલીનું રડી દીધું, અને માહરી આંખમાં પણ આંસુ આવ્યાં. ખરેખર આવી નમાની, આવી ભલી, આવી ભરજવાંન એક ઉમરાવજાદી એક અદેખા કરપીણુની કાતીલ દગાબાજીનો ભોગ થઇ જાંનથી જાય ને નહીં મોહતનું મોહત પાંમે એના જેવો જાલીમ ગેરઇનસાફ દુન્યામાં બીજો થઇજ શું શકે?

હવે અમે વખત ખોહયો નહીં. માહરે પેલા પાછળા દાદરે ઘરડી બૅટીને અંદર લાવવાની હતી, અને મને લેડી કેલવેડને તે દાદરબારીની ચાવી પોતાના તક્યા તળેથી કાઢી આપી, જે લઇને હું નીકળી પડી. હું પાસેના ડ્રેસીંગરૂમમાં ગઇ, કે જ્યાંથી તેને લગતા બાથરૂમમાં જવાતું હતું, ને ત્યાં પેલો દાદર હતો. હું તે સરસર ઉતરી ગઈ, અને નીચે જઇને ચાવી લગાડી તે દાદરબારી ઉઘાડી બાહેર બાગમાં ઉતરી, કે જ્યારે તરતજ તે બાજુનાં એક મોટાં ઝાડનાં થડની પછવાડે એક કંમરમાંથી વળેલા આકારને હું છુપાઇને ઉભેલો થોડીક આંખ ખેંચીને જોઇ શકી, અને માહરી ખાત્રી થઇ કે તે પેલી ઘરડી જંત્રી હતી.

"કેમ?" તેણીએ તરતજ મને જોતાં સાથે પોતાની ભરાવાની જગ્યાએથી બાહેર આવી જીગ્નાસુ પુછયું.

"હર લેડીશીપ જાસ્તી બીમાર થયલાં છે," મેં ઉદાસીત કહયું.

"ત્યારે તો મામલો ઘણો બીગડતોજ આવેછ," તે ડોસીએ જવાબ કર્યો, "પણ હજી બી બીછાણાંમાં ઉઠીને એ બાઇ બેસી તો શકેછની?"

"હા, તેમ તો છે."

"ચાલો ત્યારે," તેણીએ તાકીદ કરી, "હવે ત્યારે વખત મુતલગ ખોહવો જોઇએ નહીં."

અમો ગયાં. હું જેમ આવી હતી તેમજ પેલી દાદરબારી પાછી બંધ કરી તે બુઢયાને ઉપર લઈ ગઇ, અને ત્યારે લેડી કેલવેડને તે દાખલ થતાં તેને ડોળો ખોબી ખોબીને જોઇ. તે બાપડી તેને જોતાં ઘણી ઉસ્કરોઇ—એટલી કે મને લાગ્યું કે તે કદાપી બેહોસ પણ થશે; અને

તેમાં અજાયબી કોઇ નહીં હતી, કેમકે આ બુઢ્ઢયા તેના જાનની ઉગારનાર થઇ પડે એમ પોતાની બીમારી વચ્ચે માની લેવાનું તેણીને વાસ્તે ઘણું ઉસ્કેરણી કરનારૂં હતું. મેં, તેથી, તે ઉમરાવજાદીને હીંમત રાખવા તાકીદ કરીને કહ્યું, અને પછી ઘરડી બુઢીને તેની સાંમે ખુરસી આપી બેસાડી.

તે બેઠી. તેણીએ પણ વળી એમ બેસીને લેડી કેલવેડનના ચહેરામાં નજદીક ત્રણ ચાર મિનીટ સુધી એકી નજરે ટીકી ટીકીને જોયું, કે જ્યારે તે આશા મુકવાનું કે આશા રાખવા-નુંજ કેહવાની હતી તે જાણવા વાસ્તે માહરો જાન જાણે બેશુમાર તલબગારીમાં તણાઇ ગયો.

એ પછી તેણીએ હરમીઓનને તેની તબ્યતને લાગતા સવાલો પર સવાલો પુછવા માંડયા. દીસ્તુંજ હતું કે ઝેરની અસર ક્યાં સુધી પોંહચવા પાંમી હતી તેનો શુમાર એ ડોસી પોતાની જાણ અને પતીજ માટે એ સવાલોથી નક્કી કરી લેવા ચાહતી હતી.

"વૅલ, માહરાં લેડી, હવે ત્યારે હું નાહીંમત થતી નથી," અંતે તેણીએ હવે મજબુતીથી ઠરાવ પર આવી જતાં અમારા જીવમાં જીવ લાવનારો સધ્યારો કહી સંભળાવ્યો; "હું તમોને હજી બી સારાં કરી શકવાની હીંમત આપી શકુંછ!"

"ઓ, તું મને સારી કર, બુઢી, અને તું જે માંગશે તે હું તુંને આપશ." તે ઉમરાવ-જાદી ઘણી ઉસ્કેરાઇને કેહવા જતી હતી.

"એક ઘણું મોટું ઇનામ હું એ બાઇને પ્રૉમીસ કરીજ ચુકીછ, માહરાં લેડી," મેં તેવામાં તરત વચ્ચે પડીને સમજાવ્યું.

"ખુદા તાહરૂં ભલું કરે, ઍલન! ખોદા તમો બંનેનું ભલું કરે, અને તમારી મેહેનતને જશ આપે!" તે ઉમરાવજાદીએ દયા ઉપજે એવી ફીસમે પાછું રડી દઇને દુઆ કરી, કે જેવામાં પોતાના ફાટાતુટા ઓવરકોટનાં મોટાં ગજવાંમાંથી પેલી બુઢ્ઢયાએ એક લાકડાંનો બૅાકસ કાઢયો. તે ચારેક ઇંચ લાંબો, બેએક ઇંચ પોહળો, અને દોઢેક ઇંચ ઉંડો હશે.

તે તેણીએ ઉઘાડયો, જ્યારે મેં જોયું કે તેમાં ઘણુંએક પડીકાં બાંધી મુકેલાં હતાં. તેમાંથી તેણે જોઈ જોઇને એક ખેંચી કાઢયું. તે પછી એક ચમચી, એક ડીકાંન્ટર અને પાણી માંગી લીધું, જ્યાર કેડે પેલાં પડીકાંમાંનો પાઉડર પોતાનાં ગજવાંમાંથી એક નાઘળો જોખ કાઢીને ચોક્કસ પ્રમાણમાં તેણીએ તોલ્યો, અને તે પેલી ડીકાંન્ટર પાણીથી છલાછલ ભરીને તેમાં નાખ્યો. એ રીતે તે મીક્ષ કરીને તેણીએ ટેબલ પર ઠરવા મુકયો, અને એમ પાંચેક મિનીટ તેણીએ તે ટેબલ પર તે ડીકાંન્ટર રેહવા દીધી, કે જે ક્રિયા અમો બંને અજબ થતાં જોતાં બેઠાં હતાં. પહેલાં તો તે પાણી ઘણું દોહવાયલું દેખાતું હતું, પણ આસ્તે આસ્તે પેલો પાઉડર તેમાં પીગળી જતો લાગ્યો, અને જરા વારે પાણી બીલોર જેવુ પાછું સ્વચ્છ થયલું નજરે આવ્યું! એ વખતે તેણીએ બે વાઇન ગ્લાસીસ માંગી લાધાં, અને પેલી ડીકાંન્ટરમાંથી એક ગ્લાસ છળાછળ ભરીને પેહલાં પોતેજ પી ગઇ. આ હું તરત સમજી કે અમોને બંનેને પુરતી હીંમત આપવાને વાસ્તેજ તેણે કર્યું—એવું બતાવવા કે તે દગો કશો કરતીજ ન હતી, અને તે જે હરમીઓનને પીવાડવાની હતી તે આબે હૈયાત હતું—ઝેરનો ઉતાર, ઝેરે કાતીલ નહીંજ! અલબત, એમ થયાથી બીજું ગ્લાસ પેલાં પાણીનું તેજ ડીકાંન્ટરમાંથી જે તેણીએ હરમીઓનને ભરી આપ્યું તે તેણી હવે એક બી આનાકાંની વગર પુરતી હીંમત ને ઘણી ખુશીથી તરત પી

ગઈ, અને મને ગ્લાસ પાછું આપતાં કહયું, "તદ્દન પાણી જેવું પાણી લાગેછ, ઍલન! અંદર કોઇ જાતનો બીજો તેસ્ટજ નથી."—અને તે ફીક્કું હસી.

---

## પ્રકરણ ૨૦૧.

"હવે આએ ડીકાંન્ટર ભરેલી છે તેમાંથી એજ મુજબ અકેક ગ્લાસ કાલે બે વખત જમવાની એક કલાક આગમચ જરૂર તમો લઇ લેજો, માહરાં લેડી," તે ઘરડી વંત્રીએ તે પછી કહયું, "હું કાલે તમોને પાછાં જોઇ જવસ, કેમજે પરમ દાહડે તો મને લંડન પાછું ફરવુંજ જોઇશે."

હું તરત સમજી ગઇ. કરપીણુ કલેરની પુલીસમાં ધારા મુજબની જે પ્રથમદર્શક તપાસ ચાલનાર હતી તે વાસ્તે પરમ દાહડાની સહવાર નક્કી થઈ હતી તે મને ખબર હતી, અને આ ડોસી પોતાની વાહલી ઝારાનાં ખુંનનું વેર લેવા, કલેરને હીંમતથી ઉઘાડો પાડવાની મકસદથી, તે વખતે ત્યાં હાજર રહેવા ચાહતી હતી એ દીસ્તુંજ હતું.

"હું તુંને માહરી પોતાની પોસ્ટચેઝમાં રાતોરાત કાલે અત્રેથી લંડન પુગાડસ," મેં હીંમત આપી, "પણુ કાલે તો તાહરે જરૂર આવીને હર લેડીશીપને જોઇ જવાંજ જોઇશે."

"પણુ ત્યારે આજની રાત એ બીચારી અત્રે કયાં રહેશે?" હરમીઓને ચીંતા બતાવી, "માહરૂં માન, ઍલન ડીઅર; આપણે લૉર્ડ કેલવેડનને બધી ખરી વાત કહી દઇએ, અને એ ડોસીને આજની રાત આપણે ત્યાંજ રાખ્યે."

મેં ના કહયું. હું હા કેમ કહી શકું? લૉર્ડ કેલવેડનના ખુંની ભત્રીજા કોલીંગવુડને કોઈ બી દાહડે કોઇ બી સંજોગમાં તેના ખુંની એરાદામાં ઉઘાડો નહીં પાડવા મેં કસમ લીધેલા હતા, અને માહરા તે પવિત્ર કસમને માહરે સાચ્ચીજ થવાનું હતું. એટલા વાસ્તે તો માહરે કાંઇ કાંઇ ઓઠાં બાહણુંથી એ ઉમરાવ બાઇને બચાવી લેવાના આએ આંબડગુછડ પછાડા મારવા પડતા હતા, અને ત્યારે લૉર્ડ કેલવેડનને હું જાણુવા દઇજ કેમ શકું કે તેની પરણેતરને ધીમું ઝેર આપવામાં આવતું હતું, ને આ ડોસી તે ઝેર જાણુતી હોવાથી તેનો હાલમાં ઉતાર કરવા અત્રે આવી હતી? તેથી મેં ઢીલ્લાં બાહણુંથી લેડી કેલવેડનને પાછી મનાવી લીધી, અને ઘરડી ઍટીએ પોતે પણુ જો લૉર્ડ કૅલવેડનને વિશ્વાસમાં લેવામાં આવે તો એ કામમાંથી બીલકુલ હટી જવાનો પોતાનો મુસ્તકીમ એરાદો એકદમ ડરી જઇને કહી સંભળાવ્યો!

"માહરા ઉતારાની તમે કાંઇજ ફીકર ના કરો, માહરાં લેડી," તે ડોસીએ હસીને કહયુ; "માહરી તો એક ભમાતુજ જીંદગી છે, અને હું તો રાતવાસો કોઇ બી પીઠાંમાં ઘણી આસાનીથી પડી રહી શકસ. મેં તો એવી અગવડો ને હલાકીઓની રાતો હજારો ગુજારેલી છે."—અને તે બેઠેલાં ડાચાંની જેદ્દ ઘણું કઠોર ને કદરૂપું હસી.

અને એજ નક્કી થયું કે ઍટીએ હાલ તો અત્રેથી જવું, અને કાલે સાંહજે લેડી કૅલવેડનને પાછું જોવા આવવું. એ ઉપરથી, હું જે રસ્તે તેને એ લેડીના બૅડરૂમમાં લઇ આવી હતી તેજ રસ્તે પાછી બાહેર લઈ ગઇ, કે જ્યારે બાથરૂમમાં પોહોંચતાં તેનો હાથ મજબુત પકડીને ઘણી કાકલુદીની મીનતગુજારીથી મેં પુછયું, "તું શું ખરૂંજ કહેછ, ડોસી? તું શું ખરેખરીજ

અમોને હીંમત આપેછ? તું અમોને કાંઇ વાહતી તો નથી? તાહરી ખાત્રી છે કે એ બાઇ હજી બી બચશે?"

"તદન ખાત્રી, ઍલન! ખોદાનાં ઘેર સુધીની ખાત્રી!" તે બુઢયાએ મક્કમપણે જવાબ કરયો. "એ ખાત્રી નહીં હોતે તો હું એ કેસ માથે લેતેજ નહીં. અલબત, હું ખરાં દીલથી માનુંછ ને કહુંછ કે જો બીજા બે ત્રણ દિવસ જાસ્તી ગબડી જતે તો ઘણુંજ મોડું થયલું કેહવાતે, અને કેસ મુતલગ પાછો હાથમાં આવી શકતે નહીં. આએ બી હું તો એમ ધારૂંછ કે બાઇનો બાંધો ઘણો મજબુત હશે તેથીજ તે એમ અત્યાર સુધી ખેંચી શકી; પણ હવે ખોદા સૌ સારાંજ વાણાં કરશે."

"પણ તું શું ધારેછ? કેટલુંક થયું ઝેર આપવાનુ ચાલુ થઇ ચુકયું હશે?"

"નજદીક એક મહીનો થયો હશે." તે બુઢયાએ જવાબ કર્યો.

"ઓ, હું કેવું ચાહુંછ કે તે ઝેર આપનારાં કરપીણો માહરા સપાટામાં આવી જાય!" મેં ગુસ્સાથી નેણુ ફડકાવી આર્જુ કરી.

"હેં, શું તો તું તે લોકોને પકાડાશે?" તે દદાએ ફાળ ખાધી, "તો પછી તાહરૂં વચન કયાં રહયું? તું તે લોકને પકડાવે તો કોલીંગવુડ કયાં બચવાનો હતો, અને કોલીંગવુડ ફસે તો માહરા પોતાના બી શું હાલ થાય?"

"નહીં; તે રીતે હું કામ લેવા ચાહતી નથી," મેં તેને સધ્યારો આપવાને ઉતાવળ કરી; "માહરી મતલબ કે તે લોક પકડાય તો તે દેવેનામ દેવોને હું બીહીધશવીને અત્રેથી નહસાડી મુકી શકું, અને કાંઇ નહીં તો તેથી વધતો બીગાડ થતો તો એકદમ અટકે? આય પાપભરી કારસાજી તો ખતમ થઇ જાય?"

"હા, તે રસ્તે તું ભલે કામ લે," તે બુઢયા એકમત થઇ, "તે વાસ્તે મને કશોજ વાંધો નથી. તે તો જો તું આંખ અને કાન ઉંઘાડાં રાખીને મેહેલમાં બે ચાર દહાડા રહેશે તો જરૂર પકડાઇ આવશે, અને પૈસા બદલ કોણુ નોકર નફરોએ કોલીંગવુડને બાર પોતાને વેચી નાખ્યાંછ તે તાબરતોબ તને જાહેર થઈ જશે."

હવે એ પછી બીજે દાહડે છ વાગે પાછી આવવાનું કહીને તે ડોસી બાગમાંથી રૂખસદ લેતી હતી, જ્યારે તેને એકદમ યાદ આવી ગયું હોય તેમ તેણે પાછી જરા થોભી જઇ વધારયું, "કદાપી કાલે રાત્રે માહરી સાથે, ઍલન, તુંને બી લંડન પાછું આવવું પડશે."

"મને બી?" મેં અજબ થઇને પુછયું.

"હા; આજની દવાએ કેટલો ફાયદો કરેલો છે તે જોવા પછીજ હું કાલે એ વિશે નકકી કરી શકશ," તે ડોસીએ કહયું, "ખરી વાત એટલીજ છે કે કદાચ આએ દવાના કરતાં વધ-તી જોરાવર દવાની જરૂર પડશે તો તે માહરે લંડનથી મોકલી આપવી જોઇશે, અને માહરે લંડનમાં આએ કેસને લીધે જો જારતી રોકાવુ પડશે તો તુંનેજ તે દવા અત્રે લઇ આવવા માહરી સાથે આવવું પડશે. પોસ્ટથી કે બીજા કોઇ મારફતે મોકલવામાં જોખમ ઘણો, ને એવી વાતમાં તેવો વિશ્વાસ કરી શકાયજ નહીં."

"ઓ, ત્યારે તો હું ખુશીથી આવશ," મેં તરત કહયું, અને ત્યારે રાજી થયલી એક

દેડકાની માફક પોતાની લાકડીઓના ટેકાથી કુદકા મારતી તે ઘરડી વંત્રી જે રસ્તેથી બાગમાં દાખલ થઇ હતી ત્યાંથી તુરત પાછી બાહેર નીકળી ગઈ, ને હું પોતે પેલી દાદરબારી આગળ પાછી ફરી; પણ ત્યાં આવતાં મેં શું જોયું? બાહેર બાગમાં તે ડોસી સાથે ઉતરતાં એ બારી (બારણું) આ વખત પાછું બંધ કરતાં હું કેથી વાતમાં ને વાતમાં ભુલીજ ગયલી, અને એવી થોડીક બી ભાંનભુલી થવા વાસ્તે મને માહરાં મનથી ઘણો પસ્તાવો થયો. એમ છતાં, મને એટલું તો લાગ્યું કે એટલા વારમાં એ તરફ કોઇ આવી ગયું હોય એ તો બનાવ જોગ હતુંજ નહીં, જેથી ધીરજ પાંમેલી હું અંદર જઇને તે બારણું પાછું બંધ કરી લેવા જતી હતી તેવામાં તે તરફ એક ઓળો પડયો, અને દાદર ઉતરી આવતા તે તરફ મેં સળગાવેલી ગૅસ લાઇટમાં જોઉંછ તો લેડી કેલવેડનની એગાઠા નામની એક ખાસ દાસી ત્યાં હતી!

હું હદ વગરની અજબ અને ગુસ્સે થઇ. તે અહીં શું ફાંફાં મારતી હતી? તે એ તરફ કેમ અને કયારે આવી લાગી? શું તેણે મને પેલી બુઢયા સાથે બાહેર બાગમાં ઉતરતાં જોઇ હશે?

એ એગાઠા વરસ અઢારેકની એક નઓજવાંન પોરી હતી. તે દેખાવળી હતી, પણ કોઇ ઘણુંજ મોઢું ચઢાવીને ફરનારી ને પુછે તેટલાનોજ જવાબ આપનારી, અરધી ટણુકાબાજ દાસીપુત્રી હતી. મેં તો તેને જોઇ ને જોઇ તે મને ગમી ન હતી. તે બે હતી. લેડી કેલવેડનની અંગત ખીદમતમાં અવારનવારની વારાફરતી નોકરી આપનારી બે એવી ખાસ દાસીઓ હતી, જેમાં એક પેલી મૅટીલ્ડા અને બીજી આ એગાઠા.

"તું અહીં શું કરેછ, એગાઠા?" મેં અરધા ગુસ્સાથી પુછયું.

"ઓ મીસ, તમે છેઓ કે?" તેણીએ જરા ગભરાતાં જવાબ કર્યો, "હું તો એ દાદરબારી ખુલ્લી જોઇને જરા જોવા આવી કે એ રસ્તે બારણું ખુલ્લું મુકીને કોણ બાહેર ગયું હશે!"

"હા, હુંજ ગઇ હતી," માહરે થસ્સાથી કબુલ કરવું પડયું, "માહરૂં માથું દુઃખતું હતું, અને મને ચોખ્ખી હવામાં ઉતરી આવવાનું જરૂરનું લાગ્યું તેથી હર લેડીશીપ પાસે ચાવી લઇને હું નીચે બાગમાં ઉતરી હતી. હું ધારૂંછ કે બારણું મેં ચાવી દઇને બંધ નહીં કીધું હતું, તોપણ બારણાં પર બારણું નાંખીને બંધ તો કીધેલુંજ હતું, તો પણ તેં આંચકો મારીને ઉઘાડી જોવાની અને અંદર આવવાની બેઅદબી શું કામ કીધી?"

"એમાં બેઅદબી જેવું છેજ શું, મીસ પર્સી?" પેલીએ માથું ફફડાવાને ખુલ્લા ટણુકાથી ગુસ્સો કીધો, કે જેની એ વધારાની બેઅદબી મને જરા થઇને ગમી નહીં. તેનું મોઢું ચઢેલુંજ હતું, અને તેનામાં કાંઈ એવું હતું કે જે તેની વર્તણુંક બાબે મને એકદમ શકમંદ કરતું હતું. એજ તો ત્યારે નહીં હોય? લેડી કેલવેડનને ઝેર આપનાર તેની બે અંગત દાસીઓમાંની એક તો હોવીજ જોઇએ, અને મૅટીલ્ડા હસમુખી, ભોળી, ભલી, દેખીતા નિર્દોષ સ્વભાવની છોકરી હતી, તેના કરતાં હોય તો, મને તરત લાગ્યું કે, એ ખુંની પ્રપંચનાં ભયંકારપણાંમાં શામીલગીરી આપનાર આએજ દુકતી હોવી જોઇએ!

"તમે કાંઇ માહરાં બાઇ નથી, અને તમો મને ધમકાવીને પુછશો તેથી તમોને કાંઈ તમારા સવાલોના જવાબો આપવાને હું બંધાયલી નથી," તેણીએ જોરથી કહયું, "માહરં બી

માથું દુઃખતું હતું, અને હું બી તમારીજ માફક હવા ઘોરવા બાગમાં ઉતરી હતી, જેવામાં મને બારણુંની ફાટમાંથી દાદરને મથાળેની બાથરૂમવાળી ગૅસ કોઇએ સળગાવેલી દેખાઇ, અને તેથી હું અજબ થઇને અંદર જોવા ગઈ."

હવે આનો માહરે શો જવાબ કરવો ? મેં ઉતાવળી થવા ચાહયું નહીં. કાંએ નહીં આએ છોકરી નિર્દોષ હોય, અને તે કહેતી હતી તે ખરૂંજ હોય? મેં, તેથી, તેને શકનો લાભ આપવાનુંજ હાલ તો માહરાં મનથી ઉતાવળે નકકી કરયું, અને એ છોકરી પર પુરતી નીગાહથી તકેદારી રાખવા મુસ્તકીમપણે ઠરાવ કર્યો.

"એમજ છે તો ઠીક છે," મેં અરધા ટણુકાથી કહયું, "તું બાહેર જા, માહરે આએ બારણું બંધ કરી લેવું છે."—અને તે એ સાંભળી વધુ કાંઇ પણ બોલ્યા વગર બાહેર ચાલી ગઇ, જ્યારે તે દાદરબારી બંધ કરી ચાવી દઇને હું પણ જતી રહી.

અને હાલ તુરત એ બખેડા વિષે લેડી કેલવેડનને કશું નહીંજ કેહવાનો મેં ઠરાવ કર્યો. તેમાં સાર શો હતો ? તે ફર્ડી અને કાહેલીને પજવવાનું મુનાસેબ થતે નહીં. માહરેજ એ ચોરીનો પુરતી તલાસ કરી પછી બાહરોબાહર કાંટો કાઢી નાંખવાનો હતો. માહરા કસમ પાળવાને ખાતર એજ સલ્લાહકારક અને જરૂરતું હતું, અને તેથી હાલ તરત તો હું એ વાત ખાઇ ગઇ અને ચુપ થઇ. માહરે ઘરડી ઍટીનાં કેહવા મુજબ આંખ અને કાન ખુલ્લાં રાખીનેજ હૅાલમાં હાલમાં રહેવાનું હતું.

મેં એ પછી ઉપર આવીને લેડી કેલવેડનની કને વાત કરી કે માહરે કદાપી આવતી કાલે લંડન પાછું ફરવું પડે, અને તે સાંભળી તે ઘણી નાસબર બની—બલ્કે ખીજવાઇ. મેં, મગર, તેને સમજાવ્યું કે માહરે તેનાંજ ભલાંને ખાતર જવું પડવાનું હતું, અને જઇને નવી દવા લઇ આવવાની હતી ત્યારે તે ઘણી રાજી થઇ, અને વગર સમજનો થોડોક ઉતાવળો ખીજવાત બતાવવા વાસ્તે તે ભલી બીમારે ઘણી ઓજરખવાહીથી માહરી માફ માંગી લીધી.

"આપણે લૉર્ડને તો, અલબત, એમજ સમજવા દઇશું કે તમોને ગમતી એક બે ચીજ ઘણી જરૂરની લાવવાની બાકી રહી ગઈ છે તે વાસ્તે તમોજ મને પાછી મોકલો છો," મેં સુચવ્યું.

"હા, પણ એ તુંને માહરે ખાતર કેટલો બધો કંટાળો ને કેટલી બધી તસ્દીનો ત્રાસ, વાહલી ઍલન!" તેણીએ બલાપાથી કહયું. "ખરચતું તો કાંઈ નહીં, પણ તું માહરે વાસ્તે કેટલી હદ વગરની જેહમત ઉઠાવવા તૈયાર થઇ જાયછ!"

"તમે સારાં થશો તેથી મને જે સુખ ને સંતોષ થશે તેના મુકાબ્લામાં, માહરાં વાહલાં લેડી, આએ જેહમત શું હીસાબમાં છે?" મેં હસીને જવાબ કર્યો, "ને હવે ચાલો, એ તકરાર જવા દેવો. ઘણો વખત થયોછ તે લૉર્ડ કેલવેડન ઓય કરતા કે અત્રે પાછા આવતા હશે. આએ દવાની ડીકાંન્ટર તેટલાં આપણે ઉંચી કરી નાંખ્યે."—અને, એમ કહી, હું સઘળું હરમીઓનના બતાવ્યા મુજબ વગેસગે કરીને ઘરવારી એટલે અમે ઘંટ વગાડયો, અને ઍડીલ્ડા જવાબ કરતી દોડી આવી. તેની પાસે મેં માહરે વરે કૅારી મંગાવી તથા હરમીઓને લૅાર્ડ કેલવેડનને તેડાવ્યા. મને ખાવાની રૂચી નહીં હતી તેથી મેં કૅારીજ મંગાવી હતી, અને હરમીઓન ઘણી નારાજ થઇ, તે તો ભોણુંજ મંગાવવા બજીદ થઇ. તેનાં મનમાં કે લૅાર્ડ કેલવેડન જોડે હું

એકલી ટેબલ પર જમવા જવા ઓશકાતી હોવશ, પણ મેં તેને તેવું કશું નહીં હોવાની ખાતર જમા કહી, અને ફક્ત કૅાફીજ મંગાવી.

લૅાર્ડ કેલવેડન પણ એ પછી જરા વારે ઓરડામાં આવ્યો, અને હરમીઓને તેની કને ફર્યાદ કીધી ત્યારે તે ખરાં દીલથી નારાજ થયો; પણ મેં તેમને પાછી ને પાછી ખાત્રી આપી કે બપોરે મેં જરા જાસ્તી દબાવેલું હોવાથી મને હાલમાં ખાધાની રૂચીજ નહીં હતી.

એવામાં મૅટીલ્ડા કૅાફી લાવી, પણ તે અમથી કૅાફીજ નહીં હતી. એક મોટી રૂપેરી તાસકમાં કૅાફીપોટ અને તેને લગતું સર્વ હોવા ઉપરાંત સેન્ડવીચીસ, ઠંડું ચીકન, વિગેરે બીજી ઘણીએક તેમાં ડીસીશ ગોઠવેલી હતી, અને તે જોઈ હું હસ્યા વના રહી નહીં શકી.

માહરે હયાં કેહવું ઘટે કે મેટીલ્ડા પેલી એગાઠા કરતાં ચારેક વરસ મોટી હતી. તે પણ ઘણી દેખાવલી હતી, અને ઉલટમંદ તેટલીજ હસમુખી હતી. તે કોઇનું બી મન અને સારૂં મત જોતાં સાથે હરી લઇ શકે તે જાતની એક દીલજીત છોકરી હતી, અને હું કૅાફી લેતી હતી ત્યારે તે જે ચપલાઈ અને ઉલટ સાથે પોતાનાં ભલાં શેઠ શેઠાંણીની સમક્ષ ચપકચપક મને સર્વ કરતી હતી તે ઘણું જોવા જોગ હતું

કૅાફી પછી પણ અમો ત્રણ જણ અવારનવાર ગામગપાટાની વાતચીત કરતાં ઘણો વાર બેસી રહયાં. લોર્ડે પોતાનું જમવાનું પણ પોતાની બીમાર મોહરબ્બરના બેડરૂમમાંજ મંગાવ્યું હતું. તે એમજ કરતો હતો. લેડી કેલવેડન કહેતી હતી કે તે જાસ્તી બીમાર થવા પછીથી તે વૃધ્ધ ભરથાર ભરી ભુખે કદી ખાતો ન હતો, અને ટેબલ પર સરેસ્તા મુજબ જમવા તો ડાઈનીંગ હૅાલમાં કદી જતોજ નહીં; અને માહરે કબુલ કરવું જોઇએ કે તે જૈફ આસામીનું પોતાની નઓજુવાંન ઘણીઆણી જોગું એ હેતવંતાપણું મને ઘણું ગમ્યું.

તે પછી થોડીક થાકેલી હોવાને લીધે મેં સુવા જવાની રજા માંગી, જે બાખુશી તરતજ મને આપવામાં આવી. મને લાગ્યું કે લેડી કેલવેડને પણ વેહેલીજ સુઇ જવું જરૂરનું હતું, જેથી પણ મેં એમ જલદી સુઇ જવાની રજા માંગી લીધી.

લેડી કેલવેડને, તે ઉપરથી, પોતાની બાજુમાંનો રૂપેરી ઘંટ વગાડયો, અને મેટીલ્ડાએજ તેનો જવાબ કર્યો, જેને માહરી દરેક સગવડ પર પુખ્ત ધ્યાંન આપવા અને સુવા જવા આગમચ માહરા બાલ કરવા વિગેરે તે ભલી બાઇએ પોતે મજબુત તાકીદ કરી, અને હું તે વર બૈયરનો ઉપકાર માની સુવા ગઇ.

ત્યાં માહરા ઓરડામાં સઘડી સલગાવેલી તૈયાર હતી, પલંગ સફાઇથી બીછાવેલો હતો, અને સઘળું હદ વગરનું સુખકારક કરેલું હતું. મેટીલ્ડા માહરી સાથેજ હતી. તેણીએ મને કપડાં ઉતારવા, બાલ કરવા, વિગેરેમાં ઘણાં દીલથી મદદ કરી, અને પછી તેનો ઉપકાર માની, તેને રૂખસદ કરી, મેં બારણું ઢાંકયું અને હું સુતી.

હું ઘણી જલદી ઉંઘાઇ ગઇ, અને છેક સહવારે જાગી ત્યારે મેં ઘંટ વગાડતાં સાથે મેટીલ્ડાજ માહરી ખીદમતમાં પાછી દોડી આવી.

"હર લેડીશીપ આજે કેમ છે?" મેં કાળજીવંત પુછયું; પણ મેટીલ્ડાએ જવાબ કર્યો કે તેને ખબર નહીં હતી, કેમજે આજે તો હર લેડીશીપની ખીદમતમાં હાજર રેહવાને એગાઠાની

વારણુ હતી. ખરેખર તો એ ઉમરાવજાદીની એવી દાસીઓ અર્ધો ડજન હતી, પણુ હરમીઓ-ઓનની અંગત રક્ષક અને તેની લગોલગ ખીદમત કરનારી એ એજ હતી.

અને હું તૈયાર થઇને તેણીને મળવા ગઈ ત્યારે તે પોતે બીછાંણાંમાંથી ઉઠીને સોફા પર અલેટાયલી હતી, જ્યારે માહરા આતુરતાભર્યા સવાલના જવાબમાં તેણીએ હસીને કહયું કે તેને ઉઠવા પછીથી આજે ખરેખર થોડુંક સારૂં તો લાગતું હતું, પણુ તે કદાચ અમથું ખ્યાલી બી હોય? ગમે તે હોય, પણુ મેં જોયું કે, તે પાછી પુરતી ખુશાલ હતી, અને તેટલુંજ હાલને કાજ તો બસ હતું.

---

## પ્રકરણુ ૨૦૨.

જરા વારે લૉર્ડ કેલવેડન પણુ તૈયાર થઇને તે ઓરડામાં આવ્યો, અને તેના હોકમથી ત્યાંજ અમારે માટે નાસ્તાની એક મોટી ટેબલ તરત બીછાવવા અને તૈયાર કરવામાં આવી. એ વખતે આજે એગાઠા નોકરીમાં હતી, અને હું પરોણી હોવાથી હું ચાએ લેવશ કે કૉફી તે તેણે મનેજ પેહલાં ધારા મુજબ પુછ્યું. ત્યાર કેડે તેણે પોતાનાં શેઠ શેઠાણીની મરજી પુછી, અને અમારે વાસ્તે અમોએ જેમ માંગ્યું હતું તેમ ચા કૉફી તે કપમાં તૈયાર કરવા લાગી. એ વખતે હું જાંણે એક ચીકનનાં ફાડચાં કાપવામાં ઘણીજ રોકાઇ ગયલી હોઉં તેવો દેખાવ કરતી હતી, જ્યારે ખરેખર તો એગાઠા પર ઘણીજ બારીક નીગાહ રાખતી હતી, અને હરમીઓનવાળું કૉફીનું કપ તે કેમ તૈયાર કરેછ તે જોતી હતી. એમ છતાં મેં તેની હીલચાલમાં એક કગરસ માત્ર પણુ વાંધાભરેલું વર્તણુ પકડયું નહીં. તેણે એકજ ચાંદીની કીટલીમાંથી માહરી અને હરમીઓનની કૉફી કપમાં નાંખી, અને ના તો કપ લઇને જરાબી ફરી કે ન તો પોતાના હાથો વાંકાસમા કરીને મને કોઈ રીતે તેણે પોતાને વાસ્તે શકીલી કરી. તેણે કપમાં કાંઇબી નાંખ્યું હોય એવું જરા પણુ મને લાગ્યુંજ નહીં, અને એ રીતે નાસ્તો ખલાસ થયો.

લૉર્ડ કૅલવેડન તે પછી ફરવા જવા નિકળ્યો, અને મને પોતાની સાથે પોતાની ગાડીમાં લઇ જવા તે ઘણો બજીદ થયો. લેડી હરમીઓને બી, અલબત, ઘણી ઓંહસ કરી, પણુ મેં ના કહયું. માહરે તો આખો દાહડો એ બાઈની પાસેની પાસે રહીને દગલબાજી પકડવાની હતી, અને એક ઘડી બી ખસ્તી નહીં થવાની મતલબથી મેં આગળે દિવસની મુસાફરીની ઠાકનુંજ બાંહણું આપ્યું, અને હું ઘરમાં રહી.

વળી બે કલાક પછી બપોરે લંચને વાસ્તે શું લાવવું તે એગાઠા સરેસ્તા મુજબ હરમીઓનને પુછવા આવી, અને લેડી કેલવેડને મોહોડું કુમલાવ્યું. તેને ખાવાનું ગમતુંજ ન હતું. ખાધાના ખ્યાલથીજ તેને ઉબક આવતી હતી. સહવારથી તે ચાએ કૉફી અને બે ત્રણુ બીસકીટ પર રહી હતી, અને તે તો હમણાં બી ના જ કેહવા જતી હતી, પણુ મેં ઓંહસ કીધી, અને ત્યારે તેણે થોડોક ગ્રેવીસુપ લાવવા તે દાસીપુત્રીને ફરમાસ કરી.

એ વખતે બી મેં બન્યું એટલી તેહકીક કરી, પણુ મને શંકાશીલ થવાનું કારણુ મલ્યું

નહીં. વળી મેં જોયું કે આ છોકરી પોતાનાં શેઠ શેઠાંણી સાથે બી અદબવંતી અને પુરતી માન ભરેલી હતી, છતાં તોરી તો હતીજ! તેનામાં એક જાતનો ટણકો અથવા તોર તેની જાંણે એક ખાસ્યતજ થઇ પડયો હતો, જેથી માહરી જોડે તેણે આગળી સાંહજે જે મિજાસ કર્યો હતો તેથી હું હવે ઝાઝી અજબ થઈ શકી નહીં.

અને બપોરે જમવા પછી મેં આસ્તે રહીને વાતમાં વાત મેળવી લેડી ક્લવેડન આગળ તેની એ દાસીઓને લગતી વાત ઉપાડી.

"મેટીલ્ડા ઘણી મજાહની છોકરી છે," મેં કહ્યું, "ઘણી નમાની ને મીઠા સ્વભાવની. તમે તેને ખાસ તાકીદ નહીં બી કરતે તોપણ માહરી ખાત્રી છે કે તે માહરી પર ઘણુંજ ધ્યાંન આપતે!"

"હા, છોકરી છેજ એવી ભલી," લેડીએ એકમત થતાં કહ્યું, "પણ એગાઠા બી કાંઇ બુરી નથી. એટલું કે તે ઘણી ભરભરબોલી નથી. લાંબા સમાગમ પછીજ સારા નરસા ગુણ ઓળખી શકાય તેમાંની એ છોકરી છે. ફક્ત મોંઢાં પર ગુમતો ઘણો રાખે છે એટલુંજ."

"ત્યારે તો તમારી બેઉ અંગત દાસીઓ ભરૂસાપાત્ર અને ભલી છે?" મેં હજી તેહકીક કરવાની મતલબનું પુછ્યું.

"ખચીતજ, ઘણી ભરૂસાપાત્ર ને ભલી!" લેડી ક્લવેડને દરેક નિર્દોષતાના દેખાવથી કહ્યું,—અને અમારી વાત તુરત વેળા ત્યાંજ ઢંપ પડી. તે આખો દાહડો દરેક ભોજનનાં દરમ્યાંનમાં એગાઠા મુતલગ સમજી નહીં જાય તેમ તેના પર મેં ઘણીજ બારીક નિગાહ રાખી, અને નવું કાંઇ મેં પકડયું નહીં. અલબત, જમવાનું લાવતા તો બૉય બટલરોજ, પણ તે લોકો અમે જમવા બેસતાં ત્યારે થોબતા નહીં, અને એગાઠા કે મૅટીલ્ડા—જેની વારણ હોય તેજ—ટેબલ પર હાજર રહેતી. હરમીઓન બીમારીનાં કારણથી સારી રીતે પોશાક સજી નહીં શકતી હતી, અને વળી તેને નોકર આદમીઓની ગડબડ સડબડ ને ઢરપચ ધાંધળનો બી આ બીમારીમાં ઘણો કંટાળો આવતો હતો, જે ઉપરથી પુરૂષ નોકરોએ ભોણું મુકીને ચાલીજ જવા અને ટેબલ પર હાજર નહીં રહેવાનો ઘરડા લૉર્ડે હુકમ કાઢયો હતો.

એ પછી સાંહજે અમે જયારે પાછાં એકલાં પડયાં ત્યારે ઘરડી બૅટીને પાછી ઉપર લાવવાનો વખત થયો કે હું આગળી સાંહજની માફક ચાવી લઇને અંધારૂં થવા પછી તેણીને અંદર લાવવા પેલા ખાનગી દાદર પરથી નીચે ગઇ.

પણ તે હજી આવેલી નહીં હતી, અને બગીચાની દીવાલની સરહદે હું તેને શોહધતી કશો બી અવાજ કર્યા વગર ફરતી હતી, તેવામાં મને કોઇ પુરૂષનાં તે તરફ આવતાં ભારી પગલાંનો અવાજ સંભળાયો, અને હું ચમકીને થંભ થઇ ગઇ. એ કોણ? બાગના એ સૌથી એકાંત બાગમાં અત્યારે એ કોણ?

જરા વારે હું છુપાયલી હતી તેની બીજી મેરથી ધીમે ધીમે વાતચીતના અવાજો માહરે કાને આવ્યા, અને મેં તરત જાઇ લીધું કે તેમાં એક પુરૂષનો મોટો મર્દાનો અવાજ અને બીજો એક સ્ત્રીનો કોમળ સ્વર હતો. કોઇ સ્ત્રી પુરૂષ વાત કરતાં હતાં.

"તેણે આપણને ચેતાવી રાખ્યુંજ હતું," તે પુરૂષ કહેતો સંભાળાયો; "તેણે કહેલુંજ

હતું કે ઍલન પર્સીથી ઘણું તપાસજો, કેમજે એ પોરી બધું જાંણી ગયલી છે."

"તેને લીધેજ તો એણે એ કામ તરત ને તરત હાથમાં નહીં લીધું ને મહીનો બે મહીના ઢીલમાં નાખ્યું," પેલી ઓરત બોલી,—અને મને વિજળીનો ઝટકો લાગ્યો હોય તેમ લાગ્યું, કેમકે તે પેલી લુચ્છી એગાઠાનોજ અવાજ મને લાગ્યો! "વચમાં વખતનો ગાળો પડે તો એ પર્સી નભરવસ થાય અને બધું ભુલી જાય, તેથી તો મી૦ કોલીંગવુડે વચમાં બે મહીનાનો ગાળો નાખ્યા પછીજ આપુને કામ હાથ ધરવા કહ્યું!"

"મને ખબર છે," પેલો એકમત થયો, "હું જાણુંછ. એ તો હજી બી બીજા બે મહીના કાઢી નાંખવાનો હતો, પણ પછી ફ્રાકાફ્રકી એટલી ચાલવા લાગી કે એને અત્રેની હવા ગરમ પડી ગઇ અને નાહસવું પડયું, ત્યારે આએ કામ તરત હાથમાં લેવાનું આપુને સોંપ્યા વગર એનો છુટકો નહીં રહી શકયો."

અહીં પેલી અબળાએ વળી કાંઇ કહયું, કે જે એટલું આસ્તે બોલી કે મને સંભળાયું નહીં, પણ તેનો તેની સાથવાળાએ જે જવાબ કર્યો તેથી હું તેણીના સવાલનો ભાવાર્થ સમજી જઇ શકી.

"અલબત, એ દુકતી વેહેમઇનેજ અહીં આવેલી હોવી જોઇએ; નહીં તો એ અહીં આવે ને રહે શું જખ મારવા? વળી ગઈ શું ને આવી શું? તુંજ કહેછ કેની કે પરમ દાહડે ગઈ અને ગઇ કાલે તો પાછી બી આવી?"

"પણ તું કાલે આવવાનો હતો તેમ મને મળવા કાંએ નહીં આવ્યો?" પેલી છોકરીએ પુછયું.

"હું રોકાઇ ગયો, ડારલીંગ," પેલાએ જવાબ કર્યો, "પણ તેથી તું કાંઇ એમ ધારેછ કે મને આપણાં કામની અને તેને લગતી જોખમની કાળજી થોડી છે, કે તાહરી પરનો માહરો પ્યાર કાંઇ કમતી થયલો છે?"

વળી હયાં તેઓ વાત કરતાં બંધ થયાં, અને મને કીસીસના સાહદ સાંભળાયા. તે પછી તેણે પાછું કહયું, "હું અજબ થાઉંછ કે એ દુકતી ગઇ કાલે તું કેહછ તેમ માથું દુખવાનાં કારણથીજ હવા ખાવા નીચે આએ તરફ આવી હોશે કે કાંઇ ખસુસ મતલબથી—તુને જોવા તપાસવા આવી હોશે?" અને એ સાંભળતાં સાથે માહરી હવે પુરી ખાતરજમા થઇ કે એ વાત કરનારી ત્યારે એગાઠાજ હોવી જોઇએ. ઓનાં કોમળ સ્વરૂપમાં ખરી ખુંની શેહતાંન તેજ હતી, કે જે પોતાની આવી માયાળુ અને નેકકેરદાર શેઠાંણીને ઝેર આપવાની શેહતાન્યતમાં શામીલ થઇ એક આગેવાન ભાગ ભજવતી હતી! હવે એ વાતનો વેહેમજ શો હોએ?

અહીં વળી તેઓ વચ્ચે થોડોક વાર થોડીક ધીમે સાહદે વાત થઇ, કે જે હું સાંભળી શકી નહીં, અને તે પછી પેલો ગુસ્સાની અદાથી બોલ્યો, "ખચ્ચીતજ, આપુને તરત મી૦ કોલીંગવુડને લખવું જોઇશે."

અહીં પેલી ઓરત વળી કાંઇ બોલી.

"કસમ?" પેલાએ બખાળ્યું, "કસમને મારની ગોલી! મને કોઈ એક પૅની આપે તો હું એક લાખ કસમ તરાતર ને ઝરાઝર ખાઇ જાઉં! આજના જમાનામાં કસમનો ઇતબાર

કેવો કરવો ? આપણે તો આપણી ફરજ છે તેમ એને તરત લખી વાળ્યે, પછી એ છે ને એ પોરીના કસમ છે: ગમે તેમ કુટયા કરે. પછી એને બોલવાનું તો નહીં રહે?"

વળી પેલી પોરી કાંઇ બોલી.

"હા ડારલીંગ, તુંજ એટલું લખી લાવજે," પેલાએ કાળાવાળાની ઢપે માંગી લીધું. "કમનસીબ માહરાં કે હું લખતાં વાંચતાં શીખ્યા વગર એમને એમ ઉખરા જેવો વધી ગયો, પણ હું બધી બીજી રીતે તો બારે ગાંઠ પુરો છું, ને તું જોજે તો ખરી પરણ્યા પછી હું શીખ્યો નથી તે છતાં તુંને કેવી સાહેબશોખ મોજમાં રાખુંછ તે!"

"ને તું કાગળ લેવા પછી પાછો આવશે કે?" પેલીએ પુછ્યું.

"હા; પણ સમો સમાલીનેજ માહરે આવવું જોઇએ," પેલાએ સમજાવ્યું, "કેમજે અહીં બધાં એમજ સમજેછ કે હું માહરા શેઠ સાથે પરદેશ ગયલો છું, અને તેથી મને અહીં જો કોઇ જોશે તો કાલનો દુકાળ આજે પડશે!"

"તેથીજ તો હું તુંને ઉપરાસાપરી આએ બાજુએ એમ મળવા આવવા ચાહતી નથી," તે દાસીપુત્રીએ કહ્યું, "કોઇ દહાડો જરૂર ઝીલાઇ જઇશું."

"તે બી બરાબર છે," પેલો એકમત થયો, અને કહ્યું, "જો તું એમ કર. તું તાહરે કાગળ લખીને જ્યારે બી બને ત્યારે બાગમાં ઉતરજે, અને કમ્પાંઉન્ડને પેલે નાકેની દીવાલ આગળ જે પેલું એક સુફેદ ખાલી કુંડું છે તેમાં તે મુકી જજે. હું તે પછી માહરી તક સંભાળીને અત્રે આવીને તે લઇ જવશ. કાગળ કુંડાંમાંથી ઉડી નહીં જાય તેથી ઉપર એક પથરો બી મુકવાને ભુલતી ના!"

"ને તાહરા શેઠ મી૦ કોલીંગવુડનું સરનામું તો જે છે તેજ છે કેની? કાંઈ બદલાયું તો નથી ની?"

"બીલકુલ નહીં; છે તેજ છે," પેલાએ કહયું, "તું સરનામું કરી સ્ટેમ્પ મારીનેજ લાવજે, અને મેં કહયુંછ તે વાઝમાં મુકજે, કે હું રાતઅવાર મને જેમ બનશે તેમ આવીને પછીથી અત્રેથી તે કાહાડી લઇ જવશ ને પોસ્ટ કરી નાંખશ. બરાબર સમજીછ?"

"હા," પેલીએ જવાબ કર્યો.

"ચાલ ત્યારે," પેલાએ કહયું, "હવે જતે."—અને તેઓ હજી એમ વાત કરતાંજ બાગમાં તે ગીચ ભાગમાં આગળ વધ્યાં, કે જ્યારે મેં પુરતું સાંભળી લીધેલું હોવાથી તેઓની પુઠે જવાની કાંઇ દરકાર કરી નહીં. વળી હજી માહરે તો ઘરડી બૅટીને શોહોધી કાઢવાની હતી, કેમજે માહરી ખાત્રી હતી કે કદાપી તે પણ અંદર આવી ચુકી હોય, અને પેલાંઓને વાત કરતાં જોઇ ડરી જઇને પાછી હઠી ગઈ હોય? હાલ તો એ બધા નાસાગોસાનાજ દાવ ચાલતા હતાની?

અને માહરો એ વેહેમ ખરોજ પડયો. હું કમ્પાંઉન્ડની દીવાલે દીવાલ, એક સરપની માફક ગ_બડ કીધા વગર, તેને શોહોધતી ચાલી, અને જોઉંછ તો દુરનાં એક ખુણાંમાં તે ડોસી દબાઇને ઉભી રહેલી!

"પેલાં કોઇ બે અહીં ભરાઇને વાત કરતાં હતાં તે પટયાં કે?" તેણીએ ઉંચે દમે પુછ્યું.

"હા," મેં કહયું, "ચાલ, લેડીશીપ અંદર વાટ જોતાં હોશે. આજે મોડું ઘણું થઇ ગયું,"—અને અમો પછીથી પેલું ખાનગી બારણું ખોલીને પાછાં અંદર ઘુસ્યાં, જ્યારે લેડી કેલવેડન મેં જઇને જોયું કે ખરેખર ઘણી અધીરી પડી ગઈ હતી. તે તો એમજ સમજેલી કે આજે ઘરડી બૅટીને આવતાં મોડું થયું હશે, અને મેં, તેથી, પેલી એગાઠાને લગતી વાત કાંઇ કીધીજ નહીં. હાલ તો માહરે તે વિશે હજી ખામોશીજ અખત્યાર કરવામાં સલામતી હતી.

તે ડોસીએ તે પછી એક ડાક્ટરનીજ અદાથી બેસીને પોતાની દર્દીને તેની બધી હકીકત પુછી, અને તે જે બારીકીથી સવાલો પર સવાલો કરતી હતી તે બતાવતું હતું કે તે આ ઉમરાવજાદીને સારી કરવા અને પેલું મોટું ધરખમ ઇનામ ખાટવા ખરે મને તે ખંતી હતી.

"હવે મને ઘણી વધારે હીંમત આવેછ, "તેણીએ અંતે કહ્યું, "અને વધતી ઝડપથી સુધારો કરી શકે એવી જે દવાને વાસ્તે હું બોલી હતી તે ખચ્ચીત કરીને અજમાવા જોગ છે. એટલા વાસ્તે હું આજેજ રાત્રે લંડન પાછી ફરવા માગુંછ, અને માહરી સાથે મીસ પર્સીએ આવવું જોઇશે."

"હું તૈયાર છું," મેં ખુશાલીથી કહયું.

"પણ તું વેહલી પાછી ફરશે કેની, ઍલન?" લેડીએ વિનંતીથી માંગી લીધું. "મને તાહરા વગર ગમવાનું નથી જો! ગમે એવી દવા છતાં તું અત્રે નહીં હોશે તો ઉપાયો કારગત લાગવાના નથી, અને હું સારી થઇ શકવાની નથી જો!"

"હું જલદીજ પાછી આવશ, હરમીઓન," મેં માયાથી તે વાહલી બીમારનુ માથુ પસવારી કહયું.

"અને અમે પાછાં ફરયે તેટલાં એ પાઉડર પાણીમાં પીગલાવીને લેયાજ કરજો," ઘરડી બૅટીએ તેણીને કહયું, "હું તમોને આએ આંઠ પડીકાં આપી જાઉંછ, અને ઍલન નવાં લાવે એટલે એ પડીકાં જે બચ્યાં હોય તે રદ કરજો. તે નવાં બી એજ પ્રમાણે પીગલાવીને પી લેવાનાં છે. રોજ કમમાંકમ જુનું કે નવું એક આખું પડીકું તો તમારાં પેટમાં જવુંજ જોઇશે, અને જો હું તરત મીસ પર્સી સાથ પાછી નહીં બી ફરી શકશ તો આંઠ દાહડા રહીને એક ફેરો ગમે એમ કરીને આવીને તમને જોઇ જવશ. તમે તે વાસ્તે ફીકર કરતાં ના. તેની હું બધી બંદોબસ્તીઓ મીસ પર્સી સાથે કરી લેવશ."

અને એ પછી તે રજા ચાહતી ઉઠી, જ્યારે તેને કૅલવેડન હૉલથી થોડેક છેટે એક તળાવ હતો ત્યાં ઉભી રેહવા મેં કહયું, કે જ્યાંથી હું તેને માહરી પોસ્ટચેઝમાં ઉપાડી લઇને માહરી જોડે લંડન લઇ જવાની હતી. અલબત, આ મને ઝાઝુ ગમતું હતું નહીંજ. મેં આગળ કહયું તેમ, એ ખુંની દુષ્ટાનો એક સ્પર્શ વટીક મને કમકમાવા પુરતો હતો, અને તેના જેવી એક જોડે એક ગાડીમાં એવી એક લાંબી મુસાફરી કરવાનું માહરા જીવ પરજ બની આવે તેમ હતું; પણ ગરજ બડી બાપડી! હાલમાં માહરી ગરજ ઘણી મોટી હતી. ગમે એ

ભોગે અને ગમે એ જોખમે લેડી કેલવેડનનો જાન બચાવી માહરે પેલાં ખુંનીઓને ઉંધાં નાંખવાં હતાં; અને તેથી એ પુણ્ય હાંસલ કરવાના માહરા હર્ષ વચ્ચે એટલી લાચારી ખમી લેવા વાસ્તે હું માહરાં પાક મનને સમજાવી શકી.

સારાં નસીબે લૉર્ડ કૅલવેડન એ વખતે ફરવા ગયલા હતા, અને તેટલાંમાં પોસ્ટચેઝ તૈયાર કરાવી મેં નીકળીજ પડવાનું કીધું. ઘણું બનવાજોગ હતું કે ડોસાજી ઘરમાં હતે તો મને રાતોરાતની મુસાફરીની રજા આપતે નહીં કે એવો જોખમ કરવા જોગું એટલું તે નાહસતું શું પડયું હતું? તેઓ બીચારા ખરી વાતનો ભેદ શું જાણુતા ને સમજતા હતા? તેઓ તો એમજ કેહતે કે માહરે સહવારે નીકળવું; અને જો હું રાતોવહી નીકળવાની ઓંહસજ કરતે તો મને ગાડી પર એક બે માણુસ આપવા બી બજીદ થતે, જે કેમ ચાલતે? તે કોઇ નોકર આદમીઓનાં દેખતાં હું પેલી બુઢયાને રસ્તામાંથી ગાડીમાં કેમ ઉપાડી લઇ શકતે? એટલા માટે પોતાના વરને ગમે એ કારણુ આપીને સમજાવી લેવાનું મેં હરમીઓનનેજ સોંપ્યું, અને મેં પોતે તો તરત પોસ્ટચેઝ તૈયાર કરાવી. નોકર નફરોમાં મને લંડન જવા જરૂરનું કામ નીકળી આવવાનુંજ બાહણું બતાવવામાં આવ્યું હતું. અલબત, માહરે કેહવાની જરૂર નથી કે હું એમ ગાડીમાં નીકળી તે આગમચ પેલા ખાનગી દાદરને રસ્તે ધરડી બૅટીને હું બાહેર મોકળી આવી હતી, કે જે પેલા તળાવ આગળ જઇને માહરી વાટ જોતી ખોટી થઇ રેહનાર હતી.

---

## પ્રકરણ ૨૦૩.

વળી એક સૌથી અગતની વાત આએજ તબકકે માહરે વાંચનારની વાકેફી માટે લખવી જોઇએ, કે જે કાર્ય લંડન જવા સારૂ અત્રેથી ઉપડવા આગમચજ મેં અત્રે પાકકું કરી લીધું હતું તે પેલું એગાઠાવાળું કાગળ હાથ કરી લેવાનું હતું. મેં માહરાં મનથી એ ઠરાવજ કરી રાખ્યો હતો. હું બીહીતી હતી કે રખેને એ પોરીને પેલાએ તાકીદ કરી મેળી હતી તેમ કાગળ લખીને અત્રે વાઝમાં નાખી જવાનો અત્યાર સુધીમાં વખત નહીં મલ્યો હોય, અને એ માહરી યોજના પાર ઉતાર્યા વગરજ માહરે અત્રેથી કુચ કરી જવું પડે! એમ છતાં, માહરે તલ્લાસ તો કરવાનીજ હતી, એટલે બૅટીને બગીચાની બાહેર વટાવી હું પાધરી પેલાં વાઝ તરફ ગઈ. સારાં નસીબે એ વખતે બાગમાં ફીકકી ચાંદણી પડતી હતી, અને વધારે સંતોષ માનવાનું તો એ હતું કે તે તરફ ઉંચી બેઠકનાં જે કુંડાઓ ગોઠવેલાં હતાં તેમાં એ એકજ સુફેદ કુંડું હતું કે જે ખાલી હતું. મેં, તેથી, પેલાં લોકોની વાતચીત સાંભળી લીધેલી હોવાને લીધે તરતજ તે કુડું ઓળખ્યું, અને રખે પકડાઇ જાઉં અને એગાઠા પોતે જોઇ લે તેની ફીકરથી આસપાસ જોતી તપાસતી ઘણી ધડક ધડક થતી છાતીએ હું ત્યાં ગઇ.

હું નસીબદાર હતી. માહરી મેહનત અને ગણત્રી સફળ થઇ. તે વાઝમાં એક કાગળ હતું, અને તે ઉપર વળી નાહના નાહના બે ત્રણ પથ્થરા મુકેલા હતા, જે પથરાઓ હઠાવી મેં તે કાગળ ઉપાડી લીધું. એ પછી હું પાછી તરત ઉપર સટકી ગઇ, ને માહરાં કપડાં બદલવાને મસે માહરા ઓરડામાં ગઈ, જ્યાં બારણું બંધ કરી મેં તે કાગળ ખુલીને વાંચ્યું. મેં તે ખુલવામાં જરા એ આનાકાની કરી નહીં, કેમકે હું જાંણુતી હતી કે એમ કરીને હું કોઇ પાપ

નહીં પણ ખરૂં પુણ્ય કરતી હતી. હું પાપનો અટકાવ કરતી હતી, અને એક પાપનો અટકાવ કરવો એ પુણ્ય કરવાની બરાબરજ સમજાવું ઘટે છે. તે કાગળનાં કવર પર એક ઓરતનાજ નાજુક હરફે આ મુજબ સરનામું હતું:—

મી૦ કોલીંગવુડ.
હોટેલ-ડ-નોર્ડ, બુલોં.

અને તે ઉખેડીને મેં આ મુજબ વાંચ્યું:—

"ડીસેંબર ૧૪ મી, ૧૮૪૨.

"ઍલન પર્સી અહીં આવેલી અને રહેલી છે. પરમ દાહડે આવેલી પાછી ગઇ હતી, અને ગઈ કાલની વળી પાછી આવેલી છે. ક્યાં સુધી રહેવાની છે તેની કાંઈ ખબર પડતી નથી, પણ જે "પોસ્ટચેઝ"માં અત્રે આવી તે આપણેજ ત્યાં છોડાવેલી છે તેથી એમ તો લાગે છે કે લાંબો વખત રહેવાની નહીં હશે. બીજું જાંણવા જોગ કાંઇ નથી. જેમ આપ્યેછ તેમ આપ્યા કર્યેછ, અને બીમારી મજાહની વધતીજ આવેછ. ઍલનનાં આવી લાગવાથી હવે કાંઇ નવો ફીટનો બરપા થવાનો હોય તો કોણ જાંણે. તમારો હુકમ તરત મોકલજો.

આર. બી."

આ તે કાગળ હતું, અને તેથી મને એટલો તો સધ્યારો મલ્યો કે ઘરડી બૅટી અત્રે બે વાર આવી ગઇ હતી તેની તો એ બદમાશોને કશી સુધ્ધીજ નહીં હતી. હવે માહરે શું કરવું? મેં માહરી ત્રંકમાંથી લખવાની સામગ્રી કાઢી, (કે જે હંમેશ મુસાફરીમાં માહરી સાથે રાખવાનો માહરો ધારો હતો,) અને પેલું કાગળ નમુના તરીકે પાસે રાખીને બન્યું એટલું જોઇ જોઇને તેમજ ઢેડવી ઢેડવીને મેં તે માંહેલાજ હરફનું એક બીજું કાગળ નીચે મુજબ ઘસરડી કાઢ્યું:—

"ડીસેંબર ૧૪ મી, ૧૮૪૨.

"અહીં તો બધો ખાનાખરાબીનો સોદો થઇ ગયલો છે! મને લાગેછ કે આપણું તમામ તરકત હવે પકડાઇ આવ્યા વગર રેહવાનું નથી. લંડનથી નામાંકીત ડાકટરોને બોલાવ્યા છે, જે લોકોએ મને લાગેછ કે તરકત પકડી કાઢેલું છે. તમે રકમ મોકલાવો કે અમે નાહસી જઇએ. જોખમ ઘણો છે.

આર. બી."

જેમ પેલું કવરમાં નાંખેલું હતું તેજ પ્રમાણે આ કાગળ પણ મેં તેવાંજ એક કવરમાં નાંખ્યું, અને તે તૈયાર કરીને મેં માહરા ખીસામાં ઠેસવ્યું. હવે પેલાં અસલ કાગળનું માહરે શું કરવું? તે ફાડી નાખવું કે સાચવી રાખવું? કોઈ દાહડે તે એક મજબુત પુરાવા તરીકે કામ કેમ નહીં આવે? મેં, તેથી, તે અંતે સાચવી રાખવાનોજ નિશ્ચય કર્યો, અને માહરી ત્રંકમાં છેક અંદરથી તે દાબી દીધું. તે પછી મેં બારણું ઉઘાડયું ને ઘંટ વગાડયો, એટલે મેટીલ્ડા આવી.

"મેટીલ્ડા," મેં કહયું; "હવે માહરી ત્રંક બંધાવો."—અને, એમ કેહતાં, મેં તેના હાથમાં બક્ષીશનો એક અરધો સોવરેન સેરવી દીધો. મને એ છોકરી ઘણી ગમી ગઇ હતી.

માહરી પર ઘણું કાળજીવંત ધ્યાંન આપતી હતી. માહરે કહેવું જોઇએ કે પેલું કાગળ માહરી ત્રંકમાં અંદરથી મુકીને મેં તરત તેને ચાવી મારી લીધી હતી.

તે પછી પેલાજ ખાનગી દાદરે, લેડી કેલવેડનનું ધ્યાંન ખેંચ્યા વગર, હું પાછી નીચે બાગમાં ઉતરી આવી. દાદરબારીની ચાવી મેં માહરીજ પાસે રાખી હતી, એટલે મને એ સવળતા સેહલથી મળી શકી. વળી, મેં ઉપર કહ્યું તેમ, બાહેર ચાંદણી હતી તે મને વધતું મદદ કરનારૂં હતું, અને હું, તેથી, સરભોગ પેલાં ખાલી વાઝ આગળ ગઇ, જેમાં મેં પેલું માહરૂં લખેલું કાગળ મુકીને ઉપર પથરા ગોઠવ્યા. એ સઘળું ફક્ત એકજ મિનીટનું કામ હતું, જે કરીને તરત હું પાછી ઉપર આવી. સારાં નસીબે લૉર્ડ કેલવેડન ફરીને હજી પાછા ઘર આવ્યા ન હતા, ને તેવણ આવી લાગે તે આગમચ માહરે તીરી જવાનું હતું. પોસ્ટ ચેઝ પણ બારણાંમાં તૈયાર આવી ઉભી હતી, અને માહરે ખોટી થવાનું કશુંજ કારણ નહીં હતું. મેં, એટલા માટે, તરત હવે હરમીઓનથી રૂખસદ લીધી, અને મેટીલ્ડાએ લાવીને માહરો પોર્ટમેન્ટો ગાડીમાં મુકયો અને હું બેઠી, એટલે તરત તે લંડન જવા ઉપડી ગઈ. પેલા હાથ પર ધરડી બૅટી પેલા તળાવ આગળ માહરી વાટ જોતી, અમારી ગોઠવણ મુજબ, ઉભેલી હતી, અને તેથી ગાડી ઉભી કરાવીને મેં તરતજ તેમાં તેને બી બેસાડી દીધી, જે પછી અમોએ તરતજ લંડન તરફ મારી મુકયું. મેં, અલબત, તે ધરડી વંત્રીને ઝાઝી વટાડી નહીં. એવી એક ખુંની પલીદ સાથે હું વાત બી તે શું કરૂં? અને તે પણ માહરી મકસદ સમજી ગઈ હોય તેમ બાજુમાં ગુપચુપ ગગડીજ રહી. પહેલી હરોળમાં થોડીક જરૂરી વાત કરવા પછી અમો બંને ચુપ થયાં, અને ગાડીમાં અઢેલો મારીને ગુપચુપ અમો અમારી બેઠકોમાં બેસી રહયાં.

પણ એકાએક તેવામાં એ શું થયું? ગાડી ત્રણેક માઇલ ધસારામાં નીકળી જવા પછી અચબુચ એક મોટો ઝોંક ખાઇને ઉભી રહી ગઇ, ઘોડાઓ ઉછળવા લાગ્યા, અને એક મોટાં ફટકાનો તથા તેની પછવાડે તરત દુઃખની બરાડનો અવાજ થયો! મેં, એ ઉપરથી, માહરી બાજુનો કાચ તરત નીચે ઉતાર્યો અને બાહર ડોકાવ્યું, જેવામાં એક લોફર જેવો, હાથમાં જાડી દાંગ સાથે, માહરી ગાડીનાં બારણાં આગળ આવ્યો, અને બારણું પોતેજ ઉઘાડી નાંખીને ઘણાજ કઠોર અને કરડા અવાજે બોલ્યો, "ઉતરી પડો રે તમો બેઉ અહીં."

પેહલાં તો હું એમજ સમજી કે આએ પેલી લુચ્ચી વંત્રીનુંજ મને કાંઈ હેરાંન કરવાનું વળી પાછું કાંઇ કાવત્રું હતું, અને જોકે તે પોતે બી ગભરાતમાં "એ શું છે? એ શું છે?" કરીને પુછવા પડી હતી તો બી તેણીને વાસ્તેની દગાબાજીનો માહરો વેહમ તરત ને તરત કાંઇ ભાગ્યો નહીં.

"કોણ છેઓ તમે લોકો, અને શું સત્તાથી ધોરી રસ્તા પર માહરી ગાડી રોકવાની તમો હીંમત કરી શકોછ?" મેં, તે છતાં, હીંમત રાખીને લગાર થથરાવનારા સાહદે પોકાર્યું. "જો તમો અમોને લુટવા ચાહતા હોવો તો———"

"હવે રેહવા દે તાહરૂં એ ડાહપણ, મીસ પર્સી!" પેલાએ મોટા તુચ્છકાર સાથની બરાડ મારી; "મુંગી મુંગી ઉતરેછ કે પાંખરૂં પકડીને બાહર ખેંચી કાહડું?"

એટલામાં તો બે બીજાઓ બી પેલાની મદદે ગાડીનાં બારણાં કને આવ્યા, અને મેં જોયું કે ટેસપીસ કરવાનો આ સમોજ નહીં હતો! કોઇ શક નહીં હતો કે સીધે સલુકે હું જો નહીં

ઉતરૂં તો તે કરપીણો મને ગાડીમાંથી બાહેર ખેંચી કાઢવા પણ બે વાર વિચાર કરવા લલચાય એમ નહીં હતું!

"પણ તમે લોક કેહોછ શું? તમે લોક માંગોછ શું?" ઘરડી બૂઢીએ હવે જીવ ઝીકાટયો, "એ બાઇ તો પોતાની પર્સ તમોને આપવા તૈયાર છે તે લઇને મરી જાઓની? દફા થાઓની?"

"હવે તું મુંગી મરેછ કે નહીં, ડોસી?" પેલો પેહલોજ આવેલો વધતો તરડાયો,—અને તેણે મને જબરીથી બાહેર ખેંચી કાઢવા જોરથી માહરૂં કાંડું પકડયું, એટલે મેં પોકાર્યું, "મુકી દે માહરો હાથ! હું ઉતરૂંછ માહરી મેલે!"

તે, એ ઉપરથી, તરત ખીસી ગયો, અને હું ગાડીમાંથી બાહેર આવી, જ્યારે બાહેર આવતાં સાથે તે ધોળા દીસની ચાંદણીમાં મેં જોયું કે માહરી પોસ્ટચેઝનો કોચમેન બીચારો બાજુમાં લાંબો થઇ પડેલો હતો, અને યા તો તે મરણ પાંમેલો અથવા બેહોસ થયલો હતો!! દીસ્તુંજ હતું, તેથી, કે પેલા ફટકાનો અવાજ જે માહરે કાંને આવ્યો હતો તે માર એજ બાપડાને પડયો હતો, અને તેનાંજ મુખમાંથી નીકળેલી દુ:ખની બરાડ માહરા સાંભળવામાં આવી હતી!

"કમજાતો!" મેં, તેથી, ગુસ્સામાં બુમ પાડી, "તમે આએ બીચારાને જીવથી મારી નાખ્યો?"—અને મેં, દુ:ખથી ધવાઇ, હાથ કરીને લાંબા થઇ પડેલા તે પોસ્ટીલ્યનને બતાવ્યો.

"કોઇએ મારી નાખ્યો નથી ને એ મરી ગયો નથી!" તે ત્રણમાંના એકે તુચ્છકારના તુમાખથી કહયું; "દસ મિનીટમાં તો એ એના ઘોડા જેવો પાછો ખડો થશે!"—અને પછી પેલી ડોસી જે હજી ગાડીની અંદરજ મરી રહી હતી તેની તરફ ધસી જઇને પેલાએ ખીજવાતથી કહયું, "તું શાંની હજી અંદર મરી રહીછ રે? ગાડીમાંથી નીકળેછ કે ખેંચી કાઢું?"—અને પછી વળી તેને બાહેર નીકળવાનો વખત વટીક આપ્યા વગર પેલાએ દયાહીણપણે અફાળી ઝીકીને તેણીની ચીસ ચીચ્યારીઓ વચ્ચે તેને બાહેર ખેંચી કાઢી, જ્યારે માહરી હવે સંપુર્ણ ખાત્રી થઇ કે આ દગો એ ઘરડી વંત્રી તરફનો નહીંજ હતો,

પણ ત્યારે એ ફેસાદ હતો શું? મને હવેજ યાદ આવ્યું. માહરી ગાડી લંડનથી નિકળી ત્યારે પેલા કોઇ લોફર જેવાને તેહકીક કરતો વાહલી બીડાએ જોયો હતો, અને વળી નાકા પર લેડી લીલાની ગાડી મને મળી ગઇ હતી તે બેઉ વાતને આએ જાસ્તી સાથે કાંએ નહીં કાંઈ સંબંધ હોય?

તે ડોસી બી ઘણીજ દધાઇ ગઈ હતી. તેણીએ કદાચ એટલી બધી તોડછોડ ને જાસ્તીની ફકર રાખી નહીં હશે. તેને ગાડીમાંથી બાહેર ખેંચી કાઢેલી હોવાથી માથું ફાટી જાય તેવાં જોરથી તે જમીન પર અફલાઇ ગઈ અને પછડાઈ પડી હતી!

"હવે તમે કેહોછ શું?" મેં પાછો તકાજો કર્યો.

"તમારે બેઉએ અમારી સાથે ગુપચુપ આવવું પડશે," પેલાએ ઝનુનથી કહયું.

"કાંહાં?"

"અમો જ્યાં બી લઇ જઇએ ત્યાં !"

"હું જાંણ્યા વગર નથીજ આવવાની !" મેં જુસ્સાથી પગ ઠોકી કહયું.

"અને તું ના કેહશે તેથી અમો તુને જતી મુકશું એમ કે?" એક બીજાએ અનકા કરયા,—અને તેણે વળી માહરી આગળ ધસી આવીને મજબુતીથી માહરૂં કાંડું પકડયું. અમો વચ્ચે, અલબત, તેથી મોટી તાંણખેંચ અને હોજાતોજી થઇ, અને માહરી ટોપી અને શાલ વિગેરે નીકળી પડી, પણ પેલા ચંડાલ કાંઈ તેથી દબ્યો નહીં, જ્યારે બીજા એકે ઘણાં ખારીલાપણાંથી પોતાના હાથમાંની જોરાવર ડાંગ મને ફટકો મારવા હવામાં ગુમાવીને ઉંચકી એટલે હું તરત દબી ગઇ.

"હું આઉંછ, હું આઉંછ!" હું નરમ થઇ ગઇ,—અને ત્યારેજ હું બચી ગઇ, કેમકે નહીં તો તે મને કરપીણપણે માર્યા વગર રેહતેજ નહીં!

એ પછી તે ત્રણમાંના એકે જમીન પર પડેલી માહરી શાલ ને ટોપી ઉંચકી, જ્યારે બીજાએ ગાડીમાંથી માહરી ત્રંક લીધી, અને અમોએ ચાલવા માંડયું. પેલી લંગડી ડોસીને બી પેલાઓ ઘસડતી ચલાવતા લાવતા હતા.

હયાં માહરે કેહવું જોઇએ કે આ જ્યાં બન્યું ત્યાં એકાંત ઘણું હતું, અને તે ધોરી સડકની એક વળાંણવાળા ભાગ પરજ બન્યું હતું. મદદનો કોઈ જોગજ દેખાતો નહીં હતો, અને હું પાછી એક વાર લાચાર આ કોઇ અંજાણ્યા ખુરાઓના બસમાં એ મુજબ ફસી પડી હતી!

"હું સો ગીની આપુંછ—જો તમે મને જતી મુકો તો!" મેં ચાલતાં ચાલતાં કહયું.

"પાંનસો?" તેઓમાંના એકે સુચવ્યું.

"વૅલ, પાંનસો, કબુલ!" મેં ઉલટમંદ કહ્યું,—અને પેલાઓ બધા તે સાંભળીને મોટે સાહદે માહરૂં પાકી આવે તેમ રમુજ કરતા હસી પડયા.

"એ ફુઝુલ બકવાત છે બધો," તેઓમાંના એકે હવે હસતાં હસતાં કહયું, "કેમજે તાહરે એટલી તો ખાત્રી રાખવી કે તું જે અમોને આપશે તેથી અમોને પોતાની નોકરીમાં રાખનારાંઓ ચાર ઘણું જ્યાદાજ આપશે ને નવાજશે!"

આથી માહરે પાછું ચુપ થવુંજ પડયું, અને જરા આગળ ચાલતાં મેં જોયું કે એક ગાડું ઉભેલું હતું, તેમાં અમને જોર જુલમથી બેસાડવામાં આવ્યાં. તેઓ પણ બેઠા, જ્યારે અમો બધાં અંદર ગોઠવાયા પછી તે ગાડાંને જોડેલા ઘોડાને પકડીને જે ઉભો હતો તે તરતજ ગાડાં પર ચઢયો, અને તેણે ઘોડાને જોરમાં હાંકયો. અમોને કયાં લઇ જવામાં આવતાં હતાં? ઘોડો ઘણો તેજ હતો, કેમકે ગાડું મોટું હતું, અને અમે આટલાં બધાં તેમાં સીંચાયલાં હતાં છતાં તે અમો સઘળાંનો બોજ ઉપાડીને સપાટામાં નાહસ્તો હતો!

"એ લોક આપણને કયાં લઈ જતા હશે?" ગાડાંમાં ગોઠવાયા પછી મેં બૅટીના કાન પર પડીને પુછયું, પણ તેણીએ જવાબ કરયો નહીં. તે તો ખબડેલીજ એટલી હતી! તે કાંઈ સંભળાય કે સમજ નહીં પડી શકે એવો ગુંગવાટયો બકવાત એકલી એકલી પોતાનાં મન સાથ કર્યા કરતી હતી, અને દીલમાં આવ્યું હોય તેમ ધુણ્યા કરતી હતી! દેખીતી રીતે સહવાર

થવા આગમચ લંડન પોંહચી જવાની તેની માનીતી મુરાદ પર આ ફીસમે પાણી ફરી વળ્યું હતું તેનું તેને ઘણું દુ:ખ લાગતું હતું.

એ મુજબ કલાકેક સુધી ગાડું ગબડયા કીધું, અને મને તો કાંઇ સમજણ પણ નહીં પડી શકે કે એ કમીનાઓ અમને કયાં ઘસડી જતા હતા, પણ રફતા રફતા હવે જે બાગમાંથી ગાડું પસાર થતું હતું તે માહરી ઓળખાણમાં આવતા લાગ્યા, અને ત્યારે તરત મને ભાન થયું કે હું પીટર્સફીલ્ડના તેજ ભાગમાં હતી કે જ્યાં ઘરડી બૅટીનું પેલું કંગાળ ઝુપડું હતું, અને જેની પાસેનાં પેલાં પડત "ફાર્મ હાઉસ"માં મને અને બીડાને એક વાર પહરેજ કરવામાં આવ્યાં હતાં!! શું તે ખડયાખડખડ મકાન એવી દગાબાજીનાંજ કામમાં હંમેશ વપડાતું હતું?

બરાબર તેમજ થયું. તેજ મકાન આગળ અમારૂં ગાડું જઇને ઉભું રહયું, અને અમોને નીચે ઉતારવામાં આવ્યાં, જ્યારે મેં તે ચારે રફયનોના ચેહરા ચાંદણીમાં તપાસની બારીકબીન નજરે જોયા કે તેઓમાંથી લાલચ કે દયાના આંટાંમાં આવી શકે એવો કોઇ પણ ચેહરો હતો કે નહીં! પણ નહીં! તે એકથી એક વધારે બદતર, વધારે બીહામણા, ખુંની ખવીસના ચેહરાઓ જેવા બધા બેલગામ મુખડાઓ હતા.

છેલ્લે, અમને ઉપર પેલાજ ઓરડામાં લઇ જઇને કેદ કરવામાં આવ્યાં! ઘરડી બૅટીને તો બે જણાઓ પોતાની વચ્ચે અફાલજીક વચ્ચે ઘસડતા ભસડતા ઉંચકીનેજ દાદર પરથી લાવતા હતા!

તેઓએ એ પછી ખીસામાંથી એક મીણબતી કાઢીને સળગાવી, અને એક ખાલી બાટલીનું ખોખું જે ત્યાં પડેલું હતું તેમાં ખોસીને તે બાટલી અમને જે ઓરડામાં રાખવાનાં હતાં તે ઓરડામાંની ભાગીતુટી ટેબલ પર મુકી, અને એ રીતે નજદીક નવ મહીને હું તેજ જગ્યામાં પાછી કેદ પડી કે જ્યાંથી કાળા નૅડને બીડાની મદદથી બેહોસ કરીને હું છેલ્લી નાહસવા પાંમી હતી!

"તમારે અહીં ગુપચુપ રેહવાનું છે," પેલા આગેવાને હવે કહયું; "જો તમો કાંઇ ધુમચકરી નહીં મચાવશો તો કોઇ તમારો એક બાલ બી વાંકો કરવાનું નથી. ફકત ચોક્સ મેહેતલ તક અહીં તમોને કેદ રાખીને પછી છોડી મુકવાનાં છે. તમારી ત્રંક અત્રે આએ સલામત છે, ને તે પછીથી જેમની તેમ પાછી તમારે સ્વાધીન કરવામાં આવશે. તમારે કશીજ ફીકર કરવી નહીં. સહવારે તમારે વાસ્તે જોઇતા નાસ્તા પાણીની બી સઘળી પુરતી ગોઠવણ રાખવાનો અમોને હુકમ છે, અને તે બજા લાવવામાં આવશે."—એમ કહી બારણું બંધ કરી તેઓ બધા ચાલતા થયા. વળી મેં જોયું કે આગળ એ ઓરડાનું બારણું જે ફકત દોરડાંઓથી બાંધીને બોસ્તવાર કરવામાં આવતું હતું તેને બદલે આ વખતે તો બારણાંને આબડૂંપો પણ જડાવવામાં આવ્યા હતા, અને તે ફાજલ દોરડાંનો એક ઢગ અમારા ઓરડામાંજ પડયો હતો!

---

## પ્રકરણ ૨૦૪.

"તું કાંઇ ખ્યાલ કરી શકેછ," મેં ધરડી બૅટીને અમો એકલાં પડતાં પુછ્યું, "કે એ આપણી ધરપકડ કોણે કરાવીછ ને કાંય કરાવીછ? તું ધારેછ વારૂં કે કોલીંગવુડ ઇંગ્લાંડ પાછો ફરયો હશે, અને તેનીજ આએ નવા સીતમની બધી દગલબાજી છે?"

"ઓ બીલકુલ નહીં!" તે બુઢયાએ જોશથી કહયું; "આએ ધરપકડમાં કોલીંગવુડનો હાથ હોયજ નહીં."

"ત્યારે કોણુનો? શું તું ધારેછ? તું શું સમજી શકેછ?"

"હા, પેહેલાં હું નહી સમજી હતી, પણ જરા ભેજું કસ્તાં હવે મને બરાબર સમજ પડી ગઇછ!" તેણીએ તરડાઇને જવાબ કરયો; "ખાસ કરીને પેલાએ કહ્યું કે થોડી મેહેતલ તક તમને એને કેદ રાખવાનાં છે ત્યારે વધારે!"

"પણ શું? કોણે?" મેં અધીરાઇથી સવાલ કરયો.

"તાહરી પોંહચ શું પુગી શકતી નથી?" તે વાઉ જેવી ખીજવાઈ. "આએ ફકત કોઇ બી રીતે મને કાલે સહવારે કૉર્ટમાં હાજરી આપતી રોકી રાખવાની મકસદથી કરવામાં આવેલું છે!"

"ઓ, હું સમજી!" મેં તરત જવાબ કરયો,—કેમકે પેલો લોફર જેવો માહરી ગાડી જોઇ ગયો હતો, અને તરતજ વળી લેડી લીલાની ગાડી સાંમી થઈ હતી તેનો ભાવાર્થ હવે મને વધતી મજબુતીથી સમજાયો, અને મેં જોયું કે વાહલી બીડાની કાળજીવંત ફીકરો બેવજુદ નહીંજ હતી. મેં, એ ઉપરથી, તે બુઢયાને જે બન્યું હતું તે કહયું, અને ત્યારે તે વાઘણની અદાથી ખીજવાઇ ને છેડાઇ.

"પણ કેમ બને?" તેણીએ કહયું, "કલેર ને લીલા વચ્ચે તો પછીથી કુત્રાં બીલાડાંનું વેર થયલું મને ખબર છે."

"તે તો હું બી જાણુંછ," મેં કહયું, "પણ એવાં પલીદોને કપાઇ વહરઇને છુટાં પડતાં અને વળી પાછાં હસી બોલીને મળી જતાં વાર થતો નથી. મેં પોતે કલેર સાથે ત્રણ મહીનાની વાત પર લેડી લીલાને દોસ્તીના એખલાસથી નાટકશાળાના એક બાક્ષમાં બેઠેલી જોઇ હતી!"

"ઓ ત્યારે તો કાંઇ શકજ નથી," તે વંત્રીએ જાસ્તી ઝનુન પર ઉતરી જઇ વધતો જીવ જીકાટયો; "માહરી ઝારાનું વેર લેવા મને અત્રે રોકી રાખવાનોજ આએ બધો આબાદ તાગડો છે! પણ હું એ ખમવાની નથી!"

મેં તેને સમજાવીને શાંત થવા કહયું. મેં સમજાવ્યું કે પેલાઓ નીચે ગગડેલા છે તેઓ એ રીતે ઉપર ગડબડ થતી સાંભળીને પાછા દોડી આવશે, અને નાહકમાં નહીં જોઇતો ફીટનો બરપા થશે તેમાં હાંસલ શી થવાની હતી? એ તો દેખીતું હતું કે અમારા જાન પર કોઇ ટાપતું ન હતું, પણ આ કોઈ છેલ્લામાં છેલ્લી પંકતીના એવા અધમ બુરાઓ જોડે અમને પલ્લો પડયો હતો કે જેઓ જરૂર પડે તો જીવથી બી મારી નાખે અને લાશ દારમદાર કરી મેળે એમાં કાંઇ સંદેહ નહીં હતો!

"પણ કલેરની તપાસ તો તું કેહેતી હતી તેમ આવતી કાલે સહવારે છે, ત્યારે પેલો આપુને જાસ્તી રોકી રાખવાનું કહી ગયો તેની મતલબ શું હશે?" મેં જરા અજબ થતાં પુછ્યું.

"એટલું નહીં સમજતી, છોકરી?" પેલીએ માહરી પરજ હવે પોતાના ગુસ્સાનો ખાર ખાલી કીધો, "બનવાજોગ છે કે નહીં કે કોઇ સંજોગથી કાલને કાલ એનો કેસ નહીં બી નીકળે અને બે ચાર દાહાડા મુલતવી રહે"—અને તેણીએ વળી અરધું માટે—અરધું મનસે બોલીને દાંતે દાંત પીસતાં બખાળ્યું, "તે ખુંની બચી જવાનો, અને માહરી ઝારાનું વેર હું નહીંજ લઇ શકવાની!"

"પણ કાંય?" મેં પુછ્યું; "તું નહીં હોશે તેથી શું બંધવાને છોડીજ મુકશે! શુ તાહરી જુબાનીને વાસ્તે કેસ મુલતવી રાખવામાં નહીં આવશે એમજ તું ધારેછ?"

"ખચ્ચીતજ!" પેલીએ પોતાનો લંગડો પગ થોકીને કહયું, "એ પાર્લામેન્ટનો મેમ્બર ને પ્રધાન મંડળને લગતો છે, એટલે મેજીસ્ટ્રેટ તો ગધેડો બનવાનોજ, અને સાંખું એમ કેહવાનો કે 'તમો સાહેબ વળી એક બી દાઘ વગર પુર ઇજ્જત સાથેજ માહરી કૉર્ટ છોડી જાઓ છો.'" અને, એમ કેહેતાં, તે વંત્રી પાછી એટલી ઉશ્કેરાઇ અને ચીસ પાડીને મોટે રોખડું કરવા લાગી કે મને ઘણી બીહીક લાગી, અને મેં તેને શાંત થવા પાછું ઘણુંએક સમજાવીને કહયું.

"અરે જારે!" તેણે બેવડી ચીસ પાડી, "હવે મને માહરી જીંદગીની પરવાહજ શું છે? માહરે તો બસ માહરૂં વેર લેવાનું હતું અને તેમાં જો હું નહીં ફાવશ તો જીવવામાં મને મજાહજ શું રેહેવાની છે?"—અને આ વળી તે એવું બખેડારૂપ એવડું ચીચવાઇને બોલી કે તરત ધપરધપર દાદર પર પગલાં વાગ્યાં, અને બીજીજ પળે તો પેલા ચારમાંથી બે રફ્યનો ઉપર પાછા દોડી આવ્યા!

"કેમ રે એઇ, તાહરે માથે મોહતબોહત ગુમયુંછ કે શું! તાહરૂં મોહત સીતાબી કરેછ કે કેમ?" તેઓમાંથી એકે બીહીક લાગે તે ઢપે અંદર આવતાં સાથે પેલીનાં દીલ પર ધસી જઈ બખાળ્યું.

"અરે જા, કમીના! તાહરેથી અહીં બીહેછ કોણ જે?" તે ઘરડી વંત્રીએ મોટાં ઝનુનથી કહયું;—અને મને ખરેખરો ડર બરપા થયો કે છેક દીવાના તોરથી જે વાત પર તે ડોસીએ દીલ લગાડયું હતું તેને લગતી આ ધાટકી નાઉમેદીનાં કારણથી રખે તેનું માથું ખીસી જાય, અને તે ખરેખરી દીવાની થઇ જાય! "ચાલ હત, રસ્તો છોડ! માહરે તાબરતોબ જવુંજ જોઇશે!"—અને તે તો બારણાં તરફ ધસી ગઈ.

હવે પેલાઓએ ધીરજ ખોહી દીધી. ધીરજ ખોહી દે તેવોજ આ મામલો હતો, અને તે બેમાંના એકે ત્યારે પોતાના હાથમાંની જોરાવર ડાંગ ઉપાડી જોરથી એક ફટકો ખરેખરો માર્યો; પણ સારાં નસીબે તે ડોસી એક આંખના પળકારામાં બાજુ થઇ ગઇ, અને બાજુમાંની એક લાકડાંની ખુરસી પર તે ફટકો ઉતર્યો, કે જેના પૈયા તે ફટકા હેઠળ કરાકરી બીસકીત પેરે ભાંગી પડયા. કાંઇ શક નહીં હતો કે એ ફટકો જેમ ટાંકવામાં આવ્યો હતો તેમ તે ડોસીનાં મસ્તક પરજ જો ઉતર્યો હતે તો તે કાલનો સુરજ ઉગતો જોવાને જીવતેજ નહીં!

"બેશરમો!" મેં તેથી હવે માહરી ધીરજ ખોઈ દઇ ગુસ્સાથી ચીસ પડી, "આવી એક નાતવાન બુઢ્યા પર તમારૂં જોર બતાવાની હેરેમંદી કરોછ? શરમ છે તમો હીચકારાઓને!"

"ત્યારે એને કેહ કે એ ચુપ મરી રેહે ને અમોને પજવે નહીં!" પેલાઓમાંના એક બીજાએ મોટા ગુસ્સાથી કહ્યું;—અને પછી પાછા ઘરડી બૅટી પર ધમકીનાં નેણુ કાઢી તેઓ ડોળા ધુરકતાજ બારણું જોશથી બંધ કરી, આલસ્ટૉપ ચઢાવી, નીચે ચાલી ગયા.

તે ડોસી થોડીક હવેજ નરમ થઇ.

"હું એ બેઉ કરપીણોને બચવા દેવાની નથી—તું જોજે તો ખરી!" તેણીએ તે પછી પાછું તેટલાજ ખીજવાતથી પણ ધીમે સાહદે કહ્યું; "હું એક કરતાં એ બેઉને—ક્લેરને તેમજ લીલાને ફાંસીએ લટકાવેલાં માહરી આંખે જોઇને મારૂં તોજ ખરી!"—અને એટલું બોલી તે, માહરી સાથે પણ મોઢું ચઢાવી, એક ખુણાંમાં ફસડાઇને બેસી ગઇ, અને રાત અસાધારણ ઠંડી હોવાથી, જૈરી અને ઠંડીથી પોતાના નાલાયક અવયવોને ધ્રુજતા બચાવવા તેણીએ પોતાનો ફાટોતુટો "ક્લોક" પોતાના દીલ પર બન્યું એવી રીતે વીંટાળીને ઓઢી લીધો.

ઓ, તે રાત! ખુંનીઓનાં ખુંનનીજ આર્જુ કરતી એક તે કરપીણના ખુંનીની દોજખી સંગતમાં મને ગુજારવી પડેલી તે કારમી રાત હું કદી ભુલી જઇ શકવાની નથી! આએજ મકાંનમાં એવી એક રાત મેં આગળ ગુજારી હતી ખરી, પણ ત્યારે તો માહરી સોબતી તરીકે માહરાં ગલામાં હાથ નાંખીને મને સધ્યારો આપનાર એક ચાહવા જોગ પુતળી હતી, કે જ્યારે આજે તો જે હતી તેના એકેક સ્પર્ષથી વટીક હું જાબજા, મેં ઉપર કહ્યું તેમ, કમકમ્યા કરતી હતી!

અલબત, તે ઓરડાની કંગાલ્યતનું વિશેષતાથી બ્યાન કરવા જરૂર નથી. તે વાંચનારાં સાહેબોને સારી રીતે રોશન છે. એ બાબે પુરતું હું આ આગમચ લખી ચુકી છું. ઓરડો ધુળથી ભરાયલો અને દીવાલો સરદ ભીનાસવાળી હતી, જ્યારે તેની બેઉ બાજુની બારીને સલ્યા જડી લીધા હતા. તે સરબસર એક કેદખાનુંજ હતું, અને તે સલ્યા જડેલી બારીઓ, તે સરદ દીવાલો, ભીખારડાંની કોઠડીને બી લજવાવે એવું ત્યાંનું ફરફરનીચર અને પેલી ખુંની કંગાળ જોડેનો સહવાસ એ બધુ મને હદ વગરનું નાસબર બનાવવા વાસ્તે જોઇતું અને પુરતું હતું! બેશક માહરી જીંદગીનો તો મને કાંઇ ભય નહીંજ હતો, પણ જો આંઠેક દિવસ તે કમીનાઓ પેલી જોડે મને બી અત્રે એમ કેદ કરી મેળે તો મને બીહીક લાગી કે સંજોગો બધા એવા બુરા હતા કે હું જરૂર ઘેલી થઇ જાઉં! વળી બીડા કેટલી બધી માહરે માટે ફકરમંદ થઈ જાય, અને હું પાછી નહીં ફરવાથી દરમીઓન કેટલી અધીરી પડી જાય તે સઘળો માહરે વિચાર કરવાનો હતો!

પણ વિચાર કરવાથી કાંઇ વળે એમ હતું નહીં. કલાક પર કલાક ગબડતા ગયા—કલાકો હાકવી નાંખનારા, કંટાળો પેદા કરનારા, ઘણાજ દુઃખકારક! મને લાગ્યું કે ઘરડી બૅટી જ્યાં એક વાર મને કેદ કરીને મોજમાં માહલતી, ત્યાં તેજ દદા આજે કેદ થઇ પડી હતી તે તો ખોદાના ઇનસાફનો એક પડધા માત્ર હતો, પણ તેની સાથે માહરો કાંય એમ નાહક કચડઘાંણ નીકળતો હતો?

મેં ઘડીઆળ જોયું. એક વાગવા આવેલો હતો. દીસ્તી રીતે આ મકાનમાં અમોને

લાવીને પુરવામાં આવ્યાં. તે પછીનો દોઢ કલાક નિકળી ગયો હતો, જે બધો વખત હું બારી આગળ પેલી ખાટલીની કોર પર અતરંગ ને અતરંગ બેસી રહી હતી; અને તેવાંમાં મને અચંબુચ લાગ્યું કે પેલી બારીની નીચે કાંઇક ધીમો ખખડાત થયો હતો! મેં દમ લેવાનું પણ મોકુફ કરીને કાન કરી સાંભળ્યું. બરાબર તે બાજુએ કાંઇ હીલચાલ થતી હતી ખરી, પણ હીલચાલ કોણની હોય–દોસ્તની કે દુશ્મનની? દયાની કે દગાની? દગા અથવા દુશ્મનની હીલચાલ હોય તો તે એ રસ્તે શું કરવા થવી જોઇએ? ચોરી છુપીથી કાંય? મોટે બારણેજ બારણું ઉંઘાડીને કાંય નહીં તે ખુંનીઓ અંદર દાખલ થાય? અને વળી બારીને તો સળ્યા જડેલા હતા, એટલે તે રસ્તે તેઓ અંદર પ્રવેશ પાંમીજ કેમ શકે? એ ત્યારે વધતું બનવા જોગ હતું કે આ કોઇ દોસ્તની—કોઇ નહીં ધારેલી આવી મલનારી મદદને લગતીજ હીલચાલ હતી!

હું ચમકી અને બારી આગળ ગઈ. એમ બી હોય કે તે ચાર રસીયનોમાંથી કોઈ એક ફુટો હોય, અને મેં આપવા માંગેલી મોટી લાલચને ખાતર તે કદાપી અમોને નહસાડવાનો જોખમ કરવા તૈયાર થઈ ગયો હોય?

મેં ઘરડી બૅટી તરફ જોયું. તે તો એક દીવાળનાં ખુણાંમાં દબાઇને પોતાના ખોળામાં માથું નાંખી બેખોફ ઘોંટાતી હતી. તેને આ તરફ થતી હીલચાલ કે ખખડાતનું કશું ભાન હોય એમ દેખાતુંજ નહીં હતું. મેં, તેથી, એકલીએજ માહરી તેહકીક આગળ ચલાવી, અને તેટલામાં તો તે બારીના સલીઆમાં એક કોઇ હાથ ઉંચકાયો, અને કોઇએ ટપ દઇને માહરા પગ આગળ એક ચીઠી નાંખી!!

ચીઠી! કોણની?

હું હદ વગરની અજબ થઇ. એ કોણ હશે? કોણ મને એમ ચાહી ચીતીને મદદ કરવાનો જોખમ કરતું અત્રે આવ્યું હતું? મેં જેટલું બન્યું એટલું ડોકાવીને બાહેર જોયું, પણ તે કોઈ એવા નીચાણમાં હતું કે મને મુતલગ દેખાયું નહીં. મેં, તેથી, તુરત પેહલાં તો તે ચીઠી ઉંચકી લીધી, અને તે કોણ તરફની હતી તે જોવા હું પેલી મીણબતી આગળ ધસી ગઇ.

તે ચીઠી, મેં દીવા આગળ જોયું કે, પેનસીલથી લખેલી હતી, અને તેમાંના હરફો વાંકાચુકા ને ઉતાવળા હતા; પણ તે વાંચવા આગમચ જ્યારે તે પરની સહી વાંચી ત્યારે ખુશાલીમાં માહરૂં હ્રદય એકદમ જોશથી ધડકતું થયું! તે પર વીલ્યમ લારનરની સહી હતી. એ તે સેલર જવાન હતો, કે જે, વાંચનારાંઓ જાણે છે તેમ, માહરી વાહલી બીડા પર પરણવાની ઉમેદથી ધ્યાન આપતો હતો, અને જેને એક ઘણાજ લાયક જવાંન તરીકે ઓળખીને મેં તેની એ મુરાદ માટે માહરી મરજીની બાહલી આપી હતી!

મેં હવે તેની માહરા જોગી લખેલી મજકુર ચીઠી વાંચી. તે નીચે મુજબ હતી:—

"બીહીતાં ના, ભલાં મીસ પર્સી; મને વાહલી બીડાએ તમને મદદ કરવાજ આએ તરફ મોકલાવેલો છે, અને હું માહરા જીવના જોખમે બી તમો બાઇજીને મદદ કરવા માહરૂં બનતું કરશ. મને, મગર સમજ નથી પડતી કે ઘરડી બૅટી એ બદજાદો સાથે મળી ગયલી છે કે તે બી તમારી માફક તમારી સાથે કેદ પડેલી છે? વળી માહરે તમારી મરજી બી જાંણવી જોઇએ. તમે કેહો તો હું પીટર્સફીલ્ડ દોડી જઇને પુલીસની મદદ લઇને આઉં, અને જો તમને એ

નહીં ગમતું હોય તો ગુપચુપ બને એ કરીને અત્રેથી તમને નહસાડવાનીજ ગોઠવણ કરૂં. હવે તેથી જો પોલીસની મદદ તમો માંગતાં હોવો તો આએ ચીઠી વાંચીને તમારી બારીનું એકજ ફાલકું જોરથી બંધ કરજો. પણ જો તે નહીં ગમતું હોય અને ગુપચુપજ કામ લેવાડવા માંગતાં હોવો તો એજ મુજબ અફાળીને બેઉ ફાલકાં બંધ કરી લેજો, અને તે પછીજ હું તમારો જે હુકમ હશે તે મુજબ કામ લઇને તરત ઘટતું કરશ.

"આએ દીવાલ પર આએ બાજુથી આવવાનો જોખમ ઘણો છે, અને જોખમ કરવા છતાં બી હું બારીની લગોલગ પોંહચી શકતો નથી એ મુશ્કેલી છે; પણ તોબી હું નાઉમેદ કે નાહીંમત થતો નથી. તમે ફકત પુરતી ધીરજ રાખજો. તમારા ઓરડાની નીચેના ઓરડામાં જે ચાર ખવીસો ચોકી કરતા બેઠેલા છે તે લોકથી મને ઘણું બીહી બીહીને કામ લેવું પડે છે.

તમારો તાબેદાર નોકર વીલ્યમ લારનર."

હું ખુશી થઈ ગઇ, અને હવે કેમ કામ લેવું અને શું કરવું તે વિષે એકાદ પળ વિચાર કરવા લાગી. મને પેલી બુઢયાનુંબી મત કરવા ગમ્યું, જેથી મેં તેને જગાડી, જ્યારે તે લગભગ બીહી ઉઠી. મેં તેને, એમ છતાં, ધીરજ આપી, અને પેલી ચીઠી વાંચવા કહી.

તે ઘણીજ ઉલટથી ઘસારાબંધ ઉઠી અને બતી આગળ ગઇ, જ્યારે પોતાની ઘરડી ઝુકતી આંખોએ, મેં જોયું કે, એક તાજુબીભરેલી સીતાબી વચ્ચે તેણીએ તે તરત આખી વાંચી લીધી.

"વીલ્યમ લારનર?" તેણીએ તે વાંચીને યાદ કરતી રવેસે માથું ધવડતાં કહયું, "હું ઓળખુંછ એ પોરયાને તો. એ માહરી જાતવાળો છે; હા, ઘણો મજાહનો છોકરો છે, પણ હવે ત્યારે તું શું કરવા માંગેછ?"

"હું તો ધારૂંછ કે પોલીસનેજ બોલાવી લેવાનું વધારે સલ્લાહકારક છે," મેં હજી બી વિચારવંત કહયું.

"હા, હા, ઘણુંજ સારૂં, બોલાવો! બોલાવો!" તેણીએ ઉળટમંદ પોકારયું; "કાંઇબી કરો, જલદી કરો, કે જ્યાં ત્યાંથી હજી બી હું વેળાસર લંડન પોંહચી જાઉં!"

"ચપી જા!" મેં વળી તેને ઉશ્કેરાતી જોઇને ધમકાવી અને ચુપ કરી; અને હવે હું અતી ઘણી ઉળટમંદ બારીનું એકજ ફાલકું બંધ કરવા જતી હતી તેટલામાં કોઇ ઢપ દઇને નીચે જમીન પર પછડાઇ પડવાનો આવાજ આવ્યો, પેલા નીચેના ચોકીદારો બીજીજ પળે ઘોંઘાટ કરતા ચોંકી ઉઠયા અને ગાલબેલ દેતા તે તરફ બાહેર દોડી આવ્યા, અને ફીકરથી ત્યારે માહરા પ્રાણ ઢળી ગયા! હું તરત સમજી ગઈ, વીલ્યમ મુશ્કીલથી માહરી બારી સુધી પોંહોચવા બાજુમાંનાં કોઈ ઝાડ પર ચઢયો હશે, અને આવા કટોકટ વખતે તે ડાંખળી ભાગતાં તે નીચે પટકાઇ પડયો હશે, તેથી બધી આ મોહકાંણ વળી ગઈ હતી!

પણ પછી શું થયું તે મને દેખાયું નહીં. ચંદણી તો ઘોળા દીસ હતી, પણ બધું બારીનાં હેઠાણમાં થતું આવતું હોવાથી મને તે મુતલગ દેખાતું ન હતું.

"મરી ગયોછ?" મને હયાં એક અવાજ સંભળાયો.

"નહીં; મને લાગેછ કે અમથો જખમી થયોછ અને બેહોસ થયલો છે," બીજાએ મત આપ્યું.

"મને છોડો! મને આએ કેદથી છુટી કરો!" મેં એ સાંભળીને બારીએથી ગુમરાણ કરયું, "માહરે એ ગરીબ છોકરાની સાહરવાર કરવી જોઇશે."

"તું ચુપ પડી રહે! તું ચુપ ગગડી રહે રે, પોરી!" નીચેથીજ એકે હું જોઈ શકું તેમ બારીથી થોડેક છેટે જઇને માહરા ભણી જોતાં ગુસ્સામાં પોકારયું.

"મરવા દે એ લોકને! બકવા દે એને!" બીજાએ કહયું, અને પછી તેઓ પોતા વચ્ચે વીલ્યમને ઉંચકીને અંદર લઇ ગયા તે તેમની હીલચાલથી મેં જાણ્યું.

"રંધાઇ રહયું! બધું પાછું ખલાસ થઇ ગયું!" પેલી ડોસીએ નાઉમેદીના અવાજથી પોકારયું, "માહરી ગરીબ ઝારા, હું શું કરૂં તાહરાં મોહતનું વેર લેવા વાસ્તે?"—અને તે ડોસીએ પાછો નાઉમેદીના ખીજવાતથી ઘણો બળાપો કરયો.

"ખચ્ચીત ઘણું કમનસીબ થયું," મેં પણ અફસોસ કરયો,—અને વધારયું, "પણ આએ વીલ્યમની ચીઠી રેહેવી નહીં જોઇએ."—અને તરત તે મેં ટેબલ પર પડેલી ઉંચકીને દીવા પર ધરી બાળી નાંખી.

"પણ સબર કરો," તે ડોસીને એક વિચાર થતાં તેણે પુછ્યું, "એણે કેમ જાણ્યું હશે કે આપણે અહીં કેદ પડેલાં છીએ?"

"તે તો કોણ જાણે! હું કહી શકતી નથી," મેં કહયું, "પણ બીડા થોડીક વેહેમાયલી હતી, એટલે બનવાજોગ છે કે તેણેજ એને અહીંયાં મોકળી આપ્યો હોએ!"

"ત્યારે તો વળી એ બી બનવાજોગ છે કે બીડા પણ એની સાથેજ આએ તરફ આવી હોય, અને આટલાંમાંજ કેથે છુપાયલી હોય?" તે ડોસીએ અટકળ કરી, "તેમ હોય તો તે કાંય નહીં વીલ્યમની વાટ જોઇને પોતે અધીરી પડી બીજી મદદ સાથે અહીં આવી લાગે?"

"તે મને મુતલગ બનવાજોગ લાગતું નથી," મેં કહયું, "બીડા ઘણી સ્યાંણી છોકરી છે, અને તે વીલ્યમ સાથે એવી મોડી રાત્રે એકલી એમ મુસાફરી કરતી નીકળેજ નહીં."

"ત્યારે તો બધી ઉમેદનો અમલોજ પાછો તુટી પડયો!" તેણીએ અફસોસની હાય ખેંચી કહયું, જ્યારે ખાર અને ખીજવાટની મારેલી તે પાછી પેલાં ખુણાંમાં જઇને ખબડતી ફફડતી ગગડી.

"હું હવે એકલી પડેલી પાછી પેલી બારી આગળ ગઇ, અને નીચે કાન કરી સાંભળતી ઉભી, પણ મને કાંઇ સંભળાયું નહીં. તે વાંચનાર જાંણેછ તેમ ડીસેમ્બર મહીનાની એક ઠંડી રાત હતી, જે હાડકે હાડકાં એવી રીતે કકડાવી મેળતી હતી કે મને બારી આગળથી અંતે જરા વારમાં ફરજ્યાત હઠીજ જવું પડયું!

ગરીબ વીલ્યમ! તે માહરાં મનમાંથી જરા થઇને ખીસતો નહીં હતો. શું તે હજી બેભાન હશે? ઓ ખોદા, શું તે મરી ગયો હશે? હું બેસ્તાં થાકતી ત્યારે ઉઠીને ફરતી અને ફરતાં થાકતી ત્યારે વળી પાછી બેસી જતી. મને ઉંઘ તો આવીજ નહીં. ઉંઘ તો શું પણ ઉંઘ લાવનારી શરૂઆતની સુસ્તી જેવું બી રાતભર માહરામાં કાંઇજ નહીં હતું, અને જ્યારે ચાંદણી ફીકી પડતી ગઇ અને દિવસનું ઝઝકલું બારીમાંથી ઘરમાં ડોકાવતું થયું ત્યારે માહરા

અંતી ઘણા બેકરાર બનેલા જીવમાં થોડોક નવેસર જીવ આવ્યો.

અંતે છેક સહવારૂં થયું ને તડકું ચઢયું ત્યારેજ પેલી ડાકણ તો જાગી, અને જાગતાં સાથે મને પુછયું કે તે ઉંઘતી હતી તે દરમ્યાન કાંઇ બી નવું જાંણવા જેવું બન્યું હતું કે નહીં.

મેં ના કહયું.

"હવે ત્યારે તાહરૂં કે માહરૂં ગમે તે થાય, પણ હું ખામોશ મરી રહેવાની નથી!" પેલીએ તે ઉપરથી પાછું બંદ મચાવ્યું, "માહરો શત્રુ માહરી પર ફાવી જાય તે હું કેમ ખમું અને ખામોશ જોયા કરૂં?"

મેં વળી તેને સમજાવી લીધી. મેં તેને ઘણીજ ધીરજ આપી. માહરે હાલ તેને ટાઢી મીઠીજ રાખવા ઘણી જરૂર હતી. માહરે તેના મારફતે કામ લઇને હજી તો લેડી કૅલવેડનનો જાંન ઉગારવાનું પુંણ્ય હાંસલ કરવાનું હતું!

"તું અમથી એટલી ઉશ્કેરાયછ ને નાઉમેદ થાયછ!" મેં સમજાવ્યું, "તું જ્યારે બી અહીંથી છુટે ત્યારે પાધરી લંડન જઇને તરતજ કોઇબી મેજીસ્ટ્રેટ આગળ હાજર થઇ શકશે, અને આએ શરમભરેલી જાસ્તીના કારણથી તું ક્લેરની સાંમે તાહરી જુબાની રજુ કરવા વેળાસર હાજર નહીં થઈ શકી હતી એમ જાહેર કરી શકશે. તું ખાત્રી માનજે કે એ જાસ્તીની વાત કૉર્ટમાં પુરવારીઓ સમેત આપણે રજુ કરશું તો ક્લેરને તાબરતોબ પાછો પકડવામાં આવશે, અને—"

પણ હું પુરૂં કરૂં તે આગમચ બારણાં બાહેરથી કોઇ મોટે સાહદે મજાકનું ને તુચ્છકારનું હસી પડયું, અને અમો બંને એકદમ ચોક્યાં. એ કોણ? તે એક અબળાનો હસવાનો અવાજ હતો, અને તે રૂપેરી ઘંટ જેવો મીઠો સરોદ માહરો જાંણીતો હતો. તે પેલી લેડી લીલાનો અવાજ હતો, કે જે દેખાવમાં ઘણી મીઠી છતાં બાતેનમાં જુઠી એક પલીદીજ હતી. એકજ પળ, અને બારણું પોતાને હાથે ઉંઘાડી લેડી લીલા તુચ્છકારનું હસતી અમારી સાંમે તે બારણાંના ઉંબરમાં આવી ઉભી.

---

## પ્રકરણ ૧૯૭.

"નહીં, નહીં, માહરી વહાલી ઍલન, એમ મનમાં તાહરીજ મરજીના મલીદા ના ખા!" તેણીએ પુરતી મજાકથી હસતાં હસતાં કહયું, "તું ધારેછ તેટલાં બધાં અમે કાચે પાયે કામ લેનારાં કાચાં પોચાં કે મુરખ નથીજ!"

મેં, મગર, તે નાલાયકને જોઇને દમામદાર ગુસ્સાનો મોંઢાં પર તરત થોબરો ચઢાવ્યો. તે લુચ્ચી અબળાએ મને "વાહલી ઍલન"નાં ઘેરીતાંબારીનાંથી બોલાવી તેથી માહરા ગાલો ગુસ્સામાં ધમીધમીને ગરમ થઇ ગયા, પણ હું કાંઇ બોલી નહીં. તે અત્રે શું કેહવા ને શું કરવા આવી હતી તેજ પેહલાં સમજી લેવાનો મેં માહરાં મનથી તાબરતોબ ઠરાવ કર્યો.

તે ઘણીજ સુંદર દેખાતી હતી—તે ખુબસુરત બળા! તેણે કાળી મખમલની ટોપી પેહડેલી હતી, કે જે તેના ઝલકતા કાળા બાલ અને તેજસ્વિ મુખડા પર ઘણી બીરાજતી હતી.

પોશાક બી ઘણો ઠઠેરાબાર હતો, અને ગળાં પર કીંમતી ફર્સ નાખેલાં હતાં. જાંણે તે એક દયાની દેવી કોઇ પુન્યવંતાં કારજ વારતે આવી હોય તેવીજ લાગતી હતી, જ્યારે અફ્સોસ કે ખરેખર તે હતી તો હૈયાંની કપટી, મેલી, બુરી, ખુંની! તે જરા બી પોતાની નાતરસ ચાલ માટે જંખવાણી થતી કે શરમાતી દેખાતી હતી નહીં. તે પતળી, ઉંચી, દમામદાર જાંણે કાંઇબી અયોગ્ય વર્તણુ તેણીએ કર્યુંજ નહીં હોય તેમ હસતી હસતી અમારી સાંમે આવી ઉભી!

"નહીં, માહરી વાહલી ઍલન, તાહરી ઘણી ભુલ છે," તેણીએ અંદર આવતાં કહ્યું. "તું આએ બીચારી બુઢ્યાને કાંય વારૂં એમ બેવકુફ બનાવતી હોશે!"

મેં બૅટી ગમ જોયું. તેની આંખમાં ગુસ્સાનું ઝનુન પ્રગટ પડેલું સ્પષ્ટ જોઇ શકાતું હતું, પણ તે બી મને ચુપ રહેલી જોઇને ચુપજ રહી. તે માહરી મકસદ પાંમી ગઇ, અને એ ગુનહેગાર અત્રે શું કરવા ને શું કેહેવા આવી હતી તે પેહેલાં જાણવા ચાહતી હોય તેમ ખામોશજ ઉભી. લેડી લીલા, એથી, થોડીક અજબ અને નાસીપાસ થઇ. તે ધારતી હતી કે અમો તેને જોતાં સાથે ઉશ્કેરાશું અને તરતર કરશું, જેથી આ જોઇ તે તો નાઉમેદ થઇ.

"કેમ, બેઉ સાહેબો કાંઇ બોલતાંજ નથી? ઠસ્સામાંજ છેઓ?" તેણીએ ફ્જેત જેવું હસીને પુછ્યું, "બધું માહરેજ કેહેવું ને બોલવું જોઇશે, એમ કે? ચાલો, એમ તો એમ. હું કાંઇ તમારી આગળ ઉભી રેહેતાં બીહતી નથી, કેમકે માહરા બૅાડીગાર્ડ ચાર ચાર નીચેથી એક ટકોરામાં ઉપર બોલાવી લઈ શકાય એવા તૈયાર ખડા છે, અને તેઓને એકસોને બદલે પાંનસો ગીની આપનારી બી અમારા તરફ્થી ફીટાવી શકવાની નથી!"— અને એમ કેહેતાં તે વળી માહરા ભણી જોઇને કપટથી હસી.

હું હજી ચુપ રહી.

"તું ડોસી? તુંને એ એકાએક શું વાહરૂં આવી ગયું?" તેણે હવે ઘરડી બૅટી તરફ્ ફ્રીને કહયું. "તું શાંની એકદમ અમારી વેરસી મુદ્દઇ થઇ પડી? કસેરને વાસ્તે કાંય એમ ભરમમાં કુટાઈ મરતી હશે? તેણે કાંઇ તાહરી ઝારાને મારી નાંખીજ નથી. તાહરી ઝારા તો પોતાની ખુશીનો આપઘાત કરીને મુઈ તેમાં કોઈ શું કરે? પણ તે છતાં બી હવે અમથી ભરૂસે ભુખે ના રેહેતી! દસ વાગતાને ટકોરે એકજ મિનીટ કસેર મેજીસ્ટ્રેટ આગળ ઉભો રેહેશે. ફ્કત એકજ મિનીટ! અને તેની વિરૂદ્ધ કોઇજ જુબાની નહીં હોવાથી મેજીસ્ટ્રેટ તેને મોટાં માન સાથે તરત છુટો કરશે! હવે, તેથી, કસેર પર ફીનો લેવાના તાહરા વાહીઆત ધખારાથી બાઝ આવ. તેમ કરવા જતાં સાંમી તું પોતે ઠાર મરી જવાની છે તેનો બધો ખ્યાલ રાખ! એ સુફ્ેદ ગુલાબની બનાવત કરનાર અને એ ઝેર શોહધી કાઢનાર પલીદ છે કોણ? તુંજ કે કોઈ બીજી?"

"અને તે તું જાહેર કરવાની હીંમત ધરાવેછ?" ઘરડી બૅટી જાસ્તી ઉશ્કેરાઇ.

"આલબત હીંમત ધરાઉંછ! કાંય નહીં હીંમત ધરાઉં? મને બીહવાનું છેજ શું?" લેડી લીલાએ ટણુકો કર્યો.

હું પોને એ જોઇને ઓછી હેરત થઇ નહીં. જાણે પોતે કેવીક નિર્દોષ અને સ્વચ્છ હોય તેમ તે ખુંની અબળા આએ બુઢયાને ગુંગળાવતી આવી હતી એ વાતની માહરી તો અજાયબીજ નહીં ભાંગી!

"હવે તેથી હું તુંને કેહેવા આવીછ, ડોસી, કે તું ચેતજે!" લેડી લીલાએ જારી રાખ્યું. "ક્લેર ને હું પાછાં એક થઇ ગયલાં છીએ. અમે અમારા બચાવને વાસ્તે નાપસંદ ગઇગુજરીઓ ભુલી ગયલાં છીએ, અને અમો એક કરતાં બેની જુબાની સાથે થશે તો પાતો કૉર્ટ તુંને દીવાની ઠરાવશે, અથવા નહીં તો તુંને જુઠી અને નિર્લજ, નિંદક જબાંનની દોજખી જાહેર કરશે!"

મેં બૅટી ગમ જોયું. તે તો તમામ હડબડી ગયલી લાગી, અને મને ઘણું ઝનુન છુટયું. મેં તે ડોસીને કેહેવા ચાહયું કે આ તો ચોખ્ખી ફસાવત થયલી જોઇને તે બુરાંઓ દોર દમામથી તેને એમ દબરાવી સબરાવીને બને એમ પોતાનું કામ કાઢી લેવા ચાહતાં હતાં, પણ આ બધા ઝેરી સરપો હતા. સરખીજ પંક્તીનાં તે બધાં નાલાયક કપાત્ર હતાં, અને તેથી મને તેમના વચ્ચે બોલવા ગમ્યું નહીં.

"અમે તાહરેથી જરા બી બીહીતાં નથી," લેડી લીલાએ જારી રાખ્યું, "અમે તુંને ધમકાવા કે સમજાવાની દરકારજ કશી રાખતાં નથી. હું તો ફકત તાહરા બુઢાપા પર તરસ ખાઇને અત્રે આવેલી છું. જો આએ દસ્તાવેજ! એ અમારા સોલીસીટરોએ તૈયાર કીધેલો છે. એમાં ફકત એટલુંજ છે કે તેં ક્લેર સાંમે કૉર્ટમાં જે તોહમત મુકયું તે તદન નાપાયદાર અને જુઠું હતું, અને એક પળનાં ઘેલાંપણાંમાંજ તું એમ કરવા લલચાઇ હતી એમ તું ખુલ્લે-ખુલ્લું તાહરી પુર રાજીખુશી ને અકકલ હુસ્યારીથી કબુલ કરેછ. હવે, બોલ, તું એ સહી કરવા માંગેછ?"

"કોઇ કાલે બી નહીં!" ઘરડી બૅટીએ પાછો પોતાનો લંગડો પગ ઠોકીને ઝનુનથી કહયું, "હું તાહરી એ લાંબી લાંબી લતરાજથી જરા બી ઠગાતી નથી!"

"પણ તું એ વાંચ તો ખરી?" લેડી લીલાએ પટાંમણે સાહદે કહયું,—અને મેં જોયું કે તે પેલીને જે બતાવતી હતી તે એક ફુલસ્કૅપના તાવ પર કાંઇ લખાયું હતું.

પેલીએ તે સેહેજ વાંચ્યું. તેના જેવી એક લબાડ દગલબાજ જે એમ બી ઢળે અને એમ બી ગબડી પડે તેવીને લલચાવીને સીસામાં ઉતારવાનું ક્લેર અને લીલા જેવાં કરપીણોને મુશકેલ શું થઇ શકે? દેખીતી રીતે તે કાગળમાં કાંઇ એવું હતું કે જે તે દહાને ઘણું લલચાવતું ને ઘચુપચુ કરતું દેખાયું!!

"હું સહી અને પૅન સાથે લાવેલીજ છું," લેડી લીલાએ હજી પટામણા સાહદે જારી રાખ્યું,—અને એક મોરકકો કેસ કાઢી તેમાંથી તેણે એક સોનાની પૅન અને સહીની બાટલી રજુ કરી, "તાહરે ફકત સહી મુકવાની છે; બીજું કાંઇ નહીં!"

શું પેલી સહી કરશે? હું ઘણી અજબ થઇ. આવાં ઝનુનની કપટના છેક દીવાનાજ તોરથી જે અત્યાર સુધી એ બે કરપીણો સાંમે, પોતે આટલી કરપીણ હોવા છતાં, ઉશ્કેરાતી રહી હતી તે શું—એ બનવાજોગ હતું કે—એટલી સેહલથી મનાઇ જશે? તેણીએ એ દસ્તા-વેજમાં એવું તે શું વાંચ્યું?

"પૅન લાવો, સહી કરૂં," અંતે તે ઘરડા વંત્રીએ અરધી રીસાયલી અદાથી કહયું—જાણે એક પાક ફરજ અને નાચીજ લોભના હવસ વચ્ચે તેની જૈફ છાતીમાં જંગ જામ્યું હોય તેમ: અને દેખીતી રીતે કોઇ ચોકકસ જાતના લોભેજ તેને અંતે આજેજ અને માહત કરી!

લેડી લીલાએ તે ઉપરથી તેને ટેબલ આગળ લઇ જઇને તેની કને તરત પેલાં કાગળ પર સહી કરાવી લીધી, જે પછી તેણીએ તેને કાંઇ આપ્યું, જે પેલીએ એક ઝટકે લઇને ખુશીમાં ચમકતી આંખો સાથે પોતાના ફાટાતુટા ઓવરકોટનાં ગજવામાં ઉતાવળે ઠેસવી દીધું।

"હવે મને છુટી ક્યારે મુકવાની છે?" તેણીએ તે પછી લીલાને પુછ્યું.

"હું અહીંથી જાઉં પછી એકજ કલાકમાં."

"અને તમો અહીંથી ક્યારે જશો?

"આએ હવે બાકી ઍલન સાથનો હીસાબ પટી જાય કે તરતજ!"—અને, એમ કેહતાં, પેલો દસ્તાવેજ પોતાના ખીસામાં મુકી, તે ટેબલ આગળથી હઠી જઈ, હું જ્યાં ઉભી હતી ત્યાં તે કમીની અબળા આવી.

"હવે મીસ પર્સી," તેણે ત્યાં આવી કહયું, "તમે માહરૂં થોડુંક સાંભળશો? પેલી બુઢયા સાથે વાત કરતાં મેં તમારાથી કાંઇ છુપાવ્યું નથી, પણ તમારી સાથે તો હું જે વાત કરવા માંગુછ તે એ ડોસીને માહરે સાંભળવા દેવાનું નથી, અને તેથી તમે એકમત થાઓ તો આપણે ખાનગીમાંજ વાત કરશું.

"માહરે લેડી લીલા એસેન્ડાઇન જેવી એક સાથે ખાનગીમાં કોઇ બી વાત કરવાની પરવાહજ નથી," મેં મોટા તુમાખથી કહયું; અને હું બે કદમ પાછળ હઠી.

"ઓ, એમ છે તો મને બી કોઇ પરવાહ નથી," તે લેડીએ ડોકું ફફડાવીને કહયું; "હવે ત્યારે ભલે એ સાંભળે. સાંભળો ત્યારે, મીસ પર્સી," અને તેના અવાજમાં ઘણો તુમાખ સંભળાતો હતો; "હમણાં નવ વાગવા આવ્યાછ, અને એક કલાકમાં તો મેં કહયું તેમ ઍડવીન સેંટ કલેર મોટી ઇજ્જત સાથે છુટો થશે!"

"ને તે વાત સાથે મને શું નીસબત છે?" મેં ગુસ્સા સાથે પુછ્યું.

"હું તાહરી ખાત્રી કરવા માંગુછ કે તું જો કાંઇ એ વાતમાં માથું મારવા ચાહતી હોય–"

"તે જુઠી વાત છે!" ઘરડી બૅટી અત્રે વચ્ચે પુરાઇ, "એ કાંઇજ જાણતી નથી. એ કાંઇજ વચ્ચે માથું મારવા ચાહતી નથી. એ તો કૅલવેડન હૉલમાં રહેલી હતી, કે જ્યાંથી માહરી સાથે કાંઇ અમારાં ચોકકસ કામને સબબે લંડન આવવા નિકળી હતી."

"વૅલ, ત્યારે તો તે વધારે કારણ છે," લુચ્છી લીલાએ કહયું, "અમે એને લંડન જતાં રોકી અને કેદ કરાવી તેથી જરૂર એ તો ખાર લે—"

"ગમે તે હોય, લેડી લીલા," મેં તોરથી કહયું; "પણ તમારે એ વાતની ખાત્રી રાખવી કે જેમ આએ બુઢીને તમે ડરાવી દબરાવી તેની પાસે સહી કરાવી લીધી તેમ માહરા સંબંધમાં તમે જરાક બી ફાવવાનાં નથી! હું કોઇ બી કાગળ પર ગમે એ સંજોગમાં કદી સહી મુકવાની નથી!"

"મને તાહરી સહી જોઇતીજ નથી, ઍલન!" લેડી લીલાએ વળી પટામણા સાહદે કહયું, "તાહરી સહી માંગવી એ તો તુંને અપમાન કરવા જેવુંજ છે. તુંને તો અમે ઘણી ઓળખેલી છે, અને તાહરો તો એક સુખનજ અમોને બસ થશે. તું ફક્ત એટલા કસમ લે કે આએ અમારી જાસ્તી વાસ્તે તું અહીંથી જવા પછી આગળ પગલાં કશાંજ લેશે નહીં, અને હું તરત

તુને જતી મુકશું. ખરેખર તો એવા કોઇ કસમની બી જરૂર નથી, કારણ કે અમે જાણ્યેછ કે આએ જાસ્તી જાહેર કરવાને તું પોતે બી ખુશી નહીંજ હોવી જોઇએ."

"કાંય નહીં?" મેં જુસ્સાથી સવાલ કર્યો.

"કારણ કે કૅલવેડન હૉલમાં તું આએ જીપસી બુઢ્યાને ચોરીછુપીથી બખે મહતાબા શું કરવા લઈ ગઇ તે તાહરે તે સંજોગમાં જાહેર કરવું પડશે, અને તું ચોરીછુપીથી એને લઇ ગઇછ એ વાતના તો અમારી પાસે પુરાવા છે!"

"આહ," મેં અજબ થઇને પોકાર્યું, કેમકે હું ખરેખર અજબ થઇ કે આએ લુચ્છાં કમીનાંઓ કેટલી હદ સુધી લોકોની ખાંનગી હીલચાલ પર ચાહે તો નિગેહદારી રખાવી શકતાં હતાં!

"અલબત હું કબુલ કરૂંછ કે કૅલવેડન હૉલને લગતા તું એ શું ધકેલાપછાડામાં પડી છે તે હું જાંણુતી નથી, અને મને તે જાંણુવાની કાંઇ પરવાહ બી નથી," લેડી લીલાએ આગળ ચલાવ્યું, "ને જો તું અમોને નહીં સતાવવાનું માથે લે તો—"

પણુ હું દબી કાંએ જાઉં? કૅલવેડન હૉલને લગતા માહરા ધકેલાપછાડામાં કાંઈ બી અપ્રમાણીક હતું એમ આએ મુર્ખીને હું સમજવા કાંય દઉં? મેં, તેથી, બેપરવાહીના દેખાવ સાથે મોટા તુમાખથી તરત વચ્ચે પડી કહયું, "હું નાલાયક અબળાઓની પખે એવું કાંઇજ કરતી નથી કે જે વાત અજવાળાંમાં આવતાં માહરે જરા બી જાહેરમાં ડરવાનું કે શરમાવાનું થાય! કૅલવેડન હૉલને લગતી માહરી નેકી જોઇએ તો ભલે આખી દુન્યા જાંણે!"

"તે ગમે તે હોય, પણુ એ વાત તું લોકોથી આજ ને કાલ છુપાવવા માંગેછ એમાં તો કાંઈ સવાલજ નથી," પેલીએ હઠ લીધી, "હવે ત્યારે બે રસ્તા તાહરે વાસ્તે ખુલ્લા છે. યાતો હું કેહુંછ તેમ તું કસમ લે, અથવા—"

"હા, અથવા?"

"અથવા તો તાહરે અહીંયાં ચાર પાંચ દહાડા કેદ રહેવું પડશે, કેમકે અમો ઈંગ્લાંડ છોડી જવાના છીએ, તેથી અમે કેસે અથવા બુલોં જઇને તુને છોડી મુકવા જ્યાં સુધી તાહરા આએ ચોકીદારોને લખશું નહીં ત્યાં સુધી યાદ રાખજે કે તુને તાહરૂં છુટાપણું કદી મળવાનું નથી."

"માહરી સાથે આએ સરકશી? આએ હીંમત? મેં આટલી બધી નાખતીથી તમો પલીદોને અત્યાર તક જતાં મુકયાંછ તેથી?" મેં હદ વગરની ગુસ્સે થઇને બખાલ્યું. હું ગુસ્સામાં ગોયા પોતે પોતાને ભુલીજ ગઈ! "બે વરસ પર હંટર સ્ટ્રીટમાં મી૰ નૉરમનનાં ઘરમાં આવીને ઝેરી સુફેદ ગુલાબ સુંઘાડી તેં માહરૂં ખુંન કરવાનું આદર્યું હતું, અને તે તાહરા કરપીણુ ગુનાહ પર ઢાંકપીછોડો કરી મેં તુને જતી મેળી તેની બી તું શરમ કરી શકતી નથી? જા, જા, કમીની ઓરત, તાહરેથી થાય તે કર! માહરે માથે સદા દાદારની ચોકી છે. હું તાહરી સાથે જ્યાદા વાત કરવા વટીક કમકમીને ના પાડુંછ!"

"હેમક! દીવાની! કંગાળ!" હવે પેલી પણુ તેટલીજ હદ સુધી પોતે પોતાને ભુલી જઇને ઉશ્કેરાઇ, "તું જાણેછ, તું કોણુ સાથે એટલી તુંદીથી વાત કરેછ તે? હલકી પંક્તીની નાટકવાળી, તું શું જોઇને એટલી ફ્રાસ્ટ જાયછ? માહરાં મોંઢાંમાંથી એક બોલ બાહેર

પડશે તો તેજ વખતે તાહરો અહીં ને અહીં ધડો લાવડો થઇ જશે તેની તુંને ખબર બી છે?"

"હા, હું જાણુંછ હું કોણુ સાથે એટલી તુંદીથી વાત કરૂંછ તે!" મેં મોટા તીખાસથી જવાબ કર્યો, "અને વળી હું એમ બી જાણુંછ કે માહરાં મોંઢામાંથી બી એક પણુ બોલ બાહેર પડશે તો તું ફાંસીને લાકડે લટકી જશે!"

"સેહતાંન!" લેડી લીલા પોતાના પીસેલા દાંતો વચ્ચેથી પટપટી, અને તે એટલી બધી ગુસ્સે થઇ કે તેનું આખું તનબદન ધ્રુજતું દેખાયું, તથા તે સોહામણો ચેહરો જે આટલી હદ સુધીનો ખુબસુરત હતો તે જોતાં બીહીક લાગી આવે એટલો કાળો ઠણક મારી ગયો!!

હું બીહીને બે કદમ પાછળ હઠી, અને માહરી પુરતી સંભાળમાં સચેત થઇ ઉભી. લોહીમાં લપટાયલાં એવાં ખુંનીઓનો ઇતબાર કેવો? કાંય નહીં તે એક વાઘણુની છલાંગથી કુદીને માહરાં દીલ પર આવે, અને મને આજેજ કરીને પેલો સુફેદ ગુલાબ સુંધાડી દે? કાંય નહીં તે જબુન ખુંનનું ખુંની હથ્યાર તે કરપીણુ ઓરત પાસે હાલમાં પણુ મોજુદ અને તૈયાર હોય?

"હવે સાંભળ, ઍલન પર્સી!" પેલીએ, એમ છતાં, પોતાનો ગુસ્સો છાતીમાં ઓગાળીને ગુંગળાયલે અવાજે કહયું, કે જ્યારે તેનો મીઠો મધુરો અવાજ ધાડો અને ગંભીર વાગતો સંભળાતો હતો; "તું મને હંટર સ્ટ્રીટના બનાવની યાદ આપેછ, પણુ મેં તો તુંને તેજ વખતે કહેલુ હતું કે હું જો તાહરી દોસ્ત નહીં થઇ શકું તો તાહરી જીવલેણુ દુશમન થવાની, અને તેજ હું આજે બી પાછું તુંને, પરીણુામોની એક બી દરકાર વગર, પાછું કહી સંભળાઉંછ. મને તાહરાં વચન કે કબુલાતની દરકાર નથી, અને તાહરો કેમ રસ્તો કરવો તેની મને સારી રીતે ખબર છે!"—અને મોટા તુમાખથી એમ કેહતાં તે જતી રેહવા ફરી.

---

## પ્રકરણુ ૨૦૬.

"ઓ, એમ છે?" મેં કહયું,—અને ખુદા જાંણે મને શું તરતજ એકદમ ઝનુન છુટયુ કે તેની પીઠ ફરેલી જોઇને મેં તાબરતોબ એક ઉછાળો મારી તેને ગળચીમાંથી પકડી! હું પોતે માહરા બચાવમાં મને તે વખતે છુટેલું તે ઝનુન આજે પાછું શાંતીથી યાદ કરૂંછ ત્યારે માહરાં આખાં તનબદનમાં ઠરઠર ધ્રુજુંછ, મગર તે વખતે મને કોઇ ભય કે કોઇ આનાકાંનીનો ખ્યાલ વટીક થયો નહીં. હું એક ઝનુની વાઘણુનીજ માફક ઉશ્કેરાઈ ગઇ હતી!

મેં તેનું ગળું ભચડી નાખ્યું, અને તે એક અવાજ વટીક કરી શકે તે આગમચ તો તેને પેલી ફંગાંલ પલંગડી પર પટકી નાંખીને હું તેની છાતી પર ચઢી બેઠી, જ્યારે માહરો રૂમાલ કાઢી તેનાં મોંઢાંમાં ડાચો મારી દેવાનું, ત્યાં પડેલી પેલી દોરડીઓ વડે પછીથી તરત તેના હાથ પગ તે ખાટલી સાથે ઓસ્તવારીથી બાંધી લેવાનું, વિગેરે ફકત એકજ પળનું કામ હતું!! તાજુબ તો એ કે હજી બી પોતાનું વેર વાળી શકવાની દીવાન્યતભરી ઉમીદમાં એ માહરી ફત્તેહથી ફુલાઇને ઘરડી બૅટ્રી વટીક તાબરતોબ મને જોઇતી મદદ કરવા ઘણીજ વીહળી પડી ગઈ હતી. તેણીએ અવ્વલ તો ઘોંઘાટ કશો નીચે નહીં પોહોંચવા પાંમે તેની દુરઅંદેશ ફકરથી બારણું તરત બંધ કરી લીધું, કે કાંઇ ગડબડ કે અછાડપછાડનો અવાજ વટીક નીચે

જાય નહીં, અને વળી, મેં કહ્યું તેમ, પછીથી તાબરતોબની બધી મને મદદો પણ કરી.

મેં હવે ફરીથીનું તેનું ગળું દાબી દીધું, અને પછી તેનાં મોઢાંમાંથી પેલો ડાચો કાઢયો.

"હું એક બી આનાકાની વગર તાહરૂં ગલું ચીપલાવી નાંખશ," મેં ખરાં દીલનાં જોશ ને ઝનુનથી કહ્યું, "હું માહરા બચાવમાં તુંને જાંનથી મારશ, જો તું એક બી બુમ મારવાની જરા બી હીલચાલ કરશે તો! તું જોયછ કે આએ વખતે બારણું અંદરથી ચપટ બંધ છે! બોલ ત્યારે, માહરી આગળ ખરી વાત કર! પેલો જવાંન જેણે મને મદદ કરવા માંગી અને જેને અકસમાત થયો હતો તે જીવતો છે કે મરી ગયો છે?"

"જીવતો છે," લેડી લીલાએ પોતાની નાચારી તરત જોઇ લેઇ મુશ્કેલથી બોલતાં જવાબ કર્યો.

"કાંહાં છે?"

"નીચેજ—પેલાઓની પાસે છે."

"હવે ત્યારે, બુઢી, તું બારણું ઉંઘાડ ને નીચે જા!" મેં ધરડી બૅટીને હુકમ કરતી ઢપે કહ્યું; "તું પેલાઓને જઇને બેધડક કેહ કે અમોએ લેડી લીલા સાથે સલ્લાહ ને સમજુતી કરી લીધીછ, અને વીલ્યમને લેડી લીલા તરત ઉપર બોલાવેછ."

"અને તે લોક સાથે કોઇ ઉપર આવવા માંગે તો?"

"સાફ ના કેહજે. કેહજે કે લેડી લીલા એ છોકરા સાથ ખાનગીમાંજ વાત કરવા માંગેછ, અને તેની પાસે ચોકકસ કબુલાતો લઇને એને હવે જતો મુકવાનો છે."

"ઘણું મજાહનું, ઓ ઘણુંજ મજાહનું!" તે ઘરડી વંત્રીએ ખુશાલીથી હાથ મસળતાં કહ્યું, "ઍલન, આજે તો તેં ભારી બજાવી, દીકરા! મને હવે તું એની પાસે પેલું મેં સહી કરી આપેલું કાગળ બી પાછું અપાવી દે, કે માહરૂં બી કલ્યાંણ થઈ જાય!"

"તે તુંને પાછુંજ મળશે," મેં ઠરાવની મજબુતીથી ને ઓસ્તવારીથી કહ્યું, "તું જઇને વીલ્યમને પેહલ્લાં ઉપર લઈ આવ, ને પછી હું તુંને તે કાગળ પાછું અપાવવાનીજ છું. એવી જબરદસ્તીની દગલબાજીથી સહી કરાવેલો દસ્તાવેજ આએ નાલાયક ઓરતનાં સ્વાધીનમાં માહરે રેહવા દેવોજ નથી."

ઘરડી બૅટી એ સાંભળીને ખુશીથી નાચતી તે ઓરડામાંથી બાહેર ગઇ. તે ઓછી ખંતી નહીંજ હતી. તેણીએ સંભાળને ખાતર વળી બાહેર જઇને પણ પોતાની પુઠે બારણું પાછું બંધ કરવાની કાળજી કરી.

"તું જો જીવવા માંગતી હોય. લેડી લીલા," મેં તે પછી કહ્યું, "તો જરા બી તાહરો અવાજ કહાડતી ના. હું માહરા આંગળાં તાહરાં ગળાંમાં આરપાર જરા બી આનાકાની વગર તરતજ ચલાવી દેવશ, તું જો જરા બી સોહર મચાવશે તો! તેં મને ઘણી સતાવેલી છે, અને માહરા જાંનના બચાવમાં ખરેખર હાલમાં હું ખુંન પરજ ચઢેલી છું!"

લેડી લીલાએ ટકટક માહરા ચેહરામાં જોયા કીધું! બુમ પાડવા ચાહે તોપણ પાડી નહીં શકે એવી રીતે, મેં જોયું કે, તેનું ગળું ચીપલાઇ જતું હતું. તેને ગળે કાચકી બાઝી હતી,

અને ખરેખરજ હું એક ખુંનખાર હદ તક ઉશ્કેરાઇ ગઈ હતી, જેવામાં તો દાદર પર પગલાં વાગ્યાં, અને ઓ ખુશાલી ! વીલ્યમ અને બૅટી તે ઓરડામાં આવ્યાં.

તેનાં કપાળ પર એક મોટો ચીરો પડેલો હતો, કે જેમાંથી લોહી ઝરતું હતું, અને તે પર પાટો બાંધેલો હતો.

માહરાં પેટમાં ખરેખર તો મુતલગ જીવ ન હતો. મેં ઘરડી બૅટીને વીલ્યમને ઉપર બોલાવી લાવવા નીચે હીંમત કરીને મોકળી હતી ખરી, પણ હું ધારીજ નહીં શકતી હતી કે માહરી ધારણાઓ એટલી હદ સુધી આબાદ પાર ઉતરશે ને ફત્તેહમંદ થશે. હું બીહીતી હતી કે ઘરડી બૅટી નીચે જશે એટલે મને એકલી જોઇને પેલી જરૂર અછાડપછાડ કરશે અ-થવા બુમ પાડવાનો જોખમ પણ કદાચ કરે–જોકે ખરેખર તો મેં માહરાં આગળાં દયાહીણ-પણે તેનાં નાજુક સુંવાળાં ગળાંમાં દાબીજ રાખેલાં હતાં. વળી હું ઘણે ભાગે એમ બી બીહી-તી હતી કે પેલા નીચે ચોકી કરનારા બદમાશો ઘરડી બૅટીનું કદાપી નહીં બી માને, અને તલાશ કરવા તેઓમાંનો એકાદ પેહલાં ઉપર આવવાનું બી મન કરે ! પણ નહીં, તેવું કશું એ થયું નહીં, અને અત્યાર સુધી માહરી ફાવત સંપુર્ણ હતી.

હવે વીલ્યમ આવ્યો, અને તે તો લેડી લીલાને મેં એવી અવદશા વચ્ચે પટકી નાંખેલી અને મને તેની છાતી પર ચઢી બેઠેલી જોઇને અજબ, હેરત અને દંગ થઈ ગયો !

"નીચે સઘળું સમાધાન છે ?" મેં તેઓ ઉપર આવતાં સાથે ઘણી લાહેરી ને હીંમતના મોટા તુમાખ સાથે ઘરડી બૅટીને પુછ્યું.

"તદન," ઘરડી બૅટી કે જેનાથી ખુશાલીનું માર્યું હસાઇ હસાઇ જવાતું હતું તેણીએ બોખું બોખું હસીને મને સધ્યારો આપ્યો. "તેઓમાંનો એક તો સાંબો હસીને એમ બી બોલ્યો કે "અમારી ખાત્રીજ હતી કે હર લેડીશીપ અત્રે આવશે એટલે બધો એજ મુજબનો દોસ્તીનો બંદોબસ્ત થઇ જવાનો !"

"હવે, વીલ્યમ, ત્યારે હમણાં ને હમણાં તાહરેથી થોડુંક ચાલી જઇ શકાશે ?"

"ઓ, ઘણુંજ સારી રીતે !" વીલ્યમે ઉળટમંદ જવાબ કરયો.

"પીટર્સફીલ્ડ અહીંથી દોઢ માઇલ છે," મેં કહયું, "હવે તું શું ધારેછ ? તું કેટલા વખતમાં ત્યાં પુગી જઇ શકશે ?"

"ફક્ત વીસ મિનીટમાં, મીસ," વીલ્યમે ઉતાવળે કહયું.

"ઘણું સારૂં; ત્યારે હવે તું ત્યાં દોડી પોંહચ, અને ત્યાંનાં રૅાયલ હોટેલમાં થોભ: ને જો એક કલાક સુધીમાં હું ત્યાં નહીં આવી લાગું તો તરત પોલીસને લઇને અહીં પાછો દોડી આવજે, અને અહીં જે બી ખરાબીઓ થયલી તું જોય તે સઘળી લેડી લીલાનું કીધેલું ને કરાવેલું છે એમ હીંમતથી જાહેર કરજે."—અને વીલ્યમ તાબેદારીથી જવા કરતો હતો, પણ મેં હજી તેને રોકયો.

"સબર કર," મેં કહયું—અને માહરા હાથ તો પેલીનાં ગળાં આસપાસજ રોકાયલા

હોવાથી મેં ઘરડી બૅટીને કહયું, "એનાં ગજવાંમાં તાહરૂં સહી કરી આપેલું પેલું કાગળ છે તે કાઢ!"

ઘરડી બૅટીએ, એ સાંભળતાં સાથે, ખુશાલીનાં એક "ચકલ" સાથે તે કાગળ ખેંચી કાઢયું. અને તે પોતાનાં ગજવાંમાં તે ઠેસવવા જતી હતી, પણ મેં ના કહયું.

"નહીં, એ હમણાં તાહરે રાખવાનું નથી," મેં કહયું, "આપ એ કાગળ વીલ્યમને. એ તો એક મજબુત પુરાવો થશે. એ તું તાહરી પાસ રાખ, વીલ્યમ, ને જો એકજ કલાકમાં, મેં કહયું તેમ, હું તુંને રૉયલ હોટેલમાં નહીં આવી મળું તો એ દસ્તાવેજ તાબરતોબ પોલીસને સ્વાધીન કરજે, અને પુરતા આદમીઓ લઇને મારતી ગાડીએ અહીં પાછો આવી લાગજે."—અને વીલ્યમને બીજી વાર કેહવું પડયું નહીં. તે કમાનમાંથી છુટેલા તીરની ઝડપે ત્યાંથી દોડી ગયો.

"ડોસી, જો!" મેં એ પછી વળી ઘરડી બૅટીને હોકમ કીધો, "બારીએથી જો કે એની પુઠે કોઇ જતું તો નથી?"

તેણીએ જોયું. થોડીક મિનીટ સુધી તે બારીએ ઉભી રહી, અને પછી હદ વગરની ખુશાલીથી હાથ મસળતાં તે બુઢયાએ પોકાર્યું, "હુરરે! ઘોરી સડક પર ઉતરી બી ગયો, અને આપણે બચી ગયાં! છોકરી, તાહરી હુસ્યારીને હજારો સાબાશ છે."

મેં પણ હવે મસ મોટા છુટકારાનો દમ ખેંચ્યો. મેં, એમ છતાં, હજી થોડોક વખત સુધી લેડી લીલાને તેજ 'પોઝીશન'માં દાબી રાખી, કેમજે હું વીલ્યમને સલામત પીટર્સફીલ્ડ પોંહચી શકવા માટે પુરતો વખત આપવા ચાહતી હતી, અને પછીજ મેં માહરા હાથ કે જે એવી એકનીએક રવેસે પેલીનાં ગળા આગળ દાબી રાખેલા હોવાથી તમામ અકડી ગયા હતા તે હઠાવી નાંખ્યા.

"હું હવે તુંને છુટી કરૂંછ, ઓરત!" મેં મોટા તુમાખના તુચ્છકારથી કહયું, "અને હવે તાહરે જોઇએ તો બેલાશક તરત પેલા ખુંનીઓને તાહરી મદદે ઉપર બોલાવીને માહરૂં કે અમો બેઉનું ખુંન કરાવ! મને હવે જરા બી દરકાર નથી. તું જે કરશે તે તાહરે જોખમે કરશે. મેં કેઇ રીતે ચોકકસ પાયે કામ કીધેલું છે તે તું જોઇ ચુકીછ. હવે તું તાહરૂં સુઝયું કર."—અને હું ખસી ગઇ. મને બીહીક લાગી કે ઝનુનની મારી તે પોતેજ હવે માહરી પર પાછો વળતો હુમલો કે ધસારો લાવે એ પણ બનવાજોગ હતું; પણ તેવું કશું બન્યું નહીં. મેં જોયું કે તે નાચીજ ઓરત તેવું કાંઇ કરવાની તન મનની સ્થિતીમાંજ ન હતી. તે બડી મુશકીલથી ઉઠી શકી. તેણીએ મુશકીલથીજ દમ ખેંચ્યો, તેનાં ગળાંમાં કાંઇ ખખડાટ થયો અને બીજીજ પળે તે ઢબ દઇને પડીને બેહોસ થઇ ગઇ!

હું ગભરાતથી તેની આગળ દોડી ગઇ. મેં તેને તરત માહરા ખોળામાં લીધી, અને બૅટી પાસે પાણી મંગાવીને ઘણું સરખું તેનાં મોંઢાં પર છાંટયું, જેથી અંતે થોડેક વારે તે પાછી હોસમાં આવી. એ પછી ધીમે ધીમે તેણે આંખ ખોલી આસપાસ જોયું, જ્યારે જોતાં સાથે તેને સઘળી ખરી વાતનું ભાંન થયું, ને તેણે આંખ પાછી વીચી દીધી.

"લેડી લીલા," મેં કહયું, "હવે તું જોતી હશે કે ખુદાતાલાએ પાછી મને પુરતી મદદ

કીધેલી છે. અત્યાર સુધીમાં પેલો છોકરો રૅયલ હોટેલમાં પુગી ગયો હશે. તું મને સાંભળવા માંગેછ ?"

તે ઉઠીને બેઠી, અને માહરેથી અળગ થઇ ગઈ. તેણીએ માહરી તરફ ઘણા ધીક્કાર ને કપટનીજ આંખો ડેરવી.

"હવે તું શું કરવા માંગેછ? હજી બી તું સમજુતી પર આવવા માંગેછ કે નહીં?" તેણીએ તોરથી પુછ્યું.

"સમજુતી?" મેં તુચ્છકાર કર્યો; "જીત માહરી છે—તાહરી નહીં; અને હું જે કહું તે શરતો તાહરેજ કબુલ કરવી પડશે!"

"અને તાહરી તે શરતો શું છે?"

"માહરી શરતો એ છે કે અબઘડી અમો બંનેને તું છુટાં મુકે, ને અત્રેથી જવા દે," મેં જોર શોહોરથી કહયું; "અલબત તું ઘણી બુરી છે, અને અત્યાર સુધી તેં જે ખુન કીધાં હોય તેમાં વધારાનાં એક બે કરવા તું અચકે નહીં તે હું જાણુંછ અને કબુલ કરૂંછ, પણ ધ્યાંન રાખજે કે આએ વખત તમે લોક ફાંસીનાં લાકડાંથી બચવાનાં નથી, કેમજે વીલ્યમ એવી રીતે કામ લેશે કે તમોને કોઇને અત્રેથી નાહસવાનો વખતજ મલવાનો નથી!"

તે કસકુનમ ઓરત થોડોક વખત લાંબી નીગાહ પોંહચાડતી થોભી ગઈ. તે થોડોક વાર વિચાર કરતી ચુપ બેઠી, અને પછી ગરીબાઇથી કહયું, "માહરે કબુલ કરવું જોઇએ કે તેં ઘણી તારીફ લાયક હુસ્યારીથી કામ લીધુંછ, ઍલન; અને હવે તેથી એ આપણા વચ્ચેના કડવા-સનો અહીંજ છેડો આવવો જોઇએ. જો તું અમોને તમો બંને જોગી અમારી જાસ્તી વાસ્તે નહીં પકડાવાનું માથે લેતી હોય તો હું વચનથી બંધાઉંછ કે હું અથવા ક્લેર આજ પછી કદી તાહરા રસ્તામાં આવશું નહીં."

હવે મેં પોતે થોડોક વિચાર કીધો. હું કાંય નહીં કબુલ થાઉં? તે લુચ્છીએ પેલો ઘરડી બૅટી પાસે લખાવી લીધેલો દસ્તાવેજ વટીક માહરા સ્વાધીનમાં હતો, જે કોઈ બી દાહડો તેઓ સામું માહરા બચાવનું એક મજબુત હથ્યાર થઇ પડે એમ હતું. વળી હું કબુલ નહીં થાઉં તો એ બુરાઓ છેલ્લે પાટલે બેસે, અને ઝનુન પર ચઢેલાં, પરીણામોની દરકાર કર્યા વગર, કાંઇ ને કાંઈ કરી બી નાંખે! એ ઉપરથી મેં કહયું; "હું ધારૂંછ કે મેં પુરતી જીત મેળવીછ, અને માહરે વાસ્તે હવે તેટલુંજ બસ છે. અમોને અહીંથી હવે જલદી જતાં મુકો, કેમકે એક કલાક થઇ જશે તો વીલ્યમ પોલીસને ખબર આપશે તેની મને ઘણી બીહીક છે, અને અમો જોગી તમારી આએ શરમભરેલી જાસ્તીની વાત પર અહીંજ મટોડું વાળવા હું નાખ્તીથી કબુલ થાઉં છું."

"જા ત્યારે," તેણીએ કહયું; "હું દાદર આગળથી પોકારીને પેલાઓને કેહુંછ, અને તે લોક તુને જવા દેશે."

"હું પોતે તો અલબત પોલીસને નથીજ ખબર આપવાની," મેં, એમ છતાં, જતાં જતાં કહયું; "પણ માહરે કેહવું જોઇએ કે બીજાંઓ એમ કરે તેની હું જોખમદાર નથી. દાખલા તરીકે પેલા પોસ્તીલીયનને એ લોકોએ માર્યોછ તે જો ફરયાદ કરવા જાય—"

"તેનું અમો ઠેકાણું કરી ચુકયાંછ," લીલાએ શાંતીથી જવાબ કર્યો.

"શું તેને મારી નાંખ્યો?"

"નહીં, તે ફકત બેહોસ થયો હતો, અને પછી જરા વારમાં હુ પોતે ત્યાં આવી લાગી, એટલે મેં તેને એટલું પુરતું નવાજ્યોછ કે તે કશી ફર્યાદ કરી શકવાનો નથી, ને ખુશીથી એ જાસ્તી વાસ્તે ચુપ થયલો છે."

"અને તમે લોકે માહરાં ઘર પર ચોકી રાખી હતી એ વાત ખરી કે?" મેં ત્યાંથી જવા આગમચ બધું ખરૂં નરૂં કરી લેવાની મતલબથી હજી થોડીક જાસ્તી તેહકીક કરી.

"હા, અમો ઘરડી બૅટીની હીલચાલ તપાસતાં રહયાં હતાં, અને એક વખત એ તાહરે ઘર આવી ગઇ તેની અમોને બાતમી મળી, જેથી અમો ઘણાં બીહીધાં," તે દુષ્ટાએ કહયું, "તે પછી અમે વધતી તેહકીક રાખી, અને તમે બંને જુદી જુદી પોસ્ટચેઝમાં પીટર્સફીલ્ડ તરફ આવ્યાં તે અમે જાંણ્યું. મેં પોતે તુંને પીટર્સફીલ્ડ આવવા નીકળેલી માહરી ગાડીમાંથી જોઇ હતી."

"તે મને ખબર છે," મેં તુમાખથી કહયું, જ્યારે લેડી લીલા હવે ઘરડી બૅટી તરફ ફરી.

"જો, બાઇ," તેણીએ કહયું, "તેં અમારા એક હજાર પાંઉન્ડ હમણાં ને હમણાં લીધેલા છે. એક હજાર પાંઉન્ડની નોટ મેં તુંને આપેલી હમણાં બી તાહરાં ગજવાંમાં મોજુદ છે, વાસ્તે તાહરાં ઇમાનને થોડીક સાચ્ચી થજે, અને જોકે તેં સહી કરી આપેલો દસ્તાવેજ અમારાં સ્વાધીનમાં નથી, તોબી એવી એક ગંજાવર રકમ તુંને મળેલી હોવાથી હવે અમોને સતાવવાના ખ્યાલથી બાઝ આવજે."

પણ તે બારેમાંઠ પુરી અબળા આમરદા કે ઉમરદા કાંઇ બોલીજ નહીં! તેણીએ કશો જવાબજ નહીં કરયો, અને હવે એ જોઇ મેં ત્યાંથી જતીજ રેહવાને ઉતાવળ કરી. મેં માહરી ટોપી પેહડી, અને પોરટમેંન્ટો ઉપાડી લીધો. માહરી ખાત્રી હતી કે લીલા હવે કશોજ દગો કરી શકવાની નથી, અને તેમજ થયું.

જેવાં અમો દાદર ઉતરયાં કે ઉપરના કટેરા પરથી ટીંગાઇને તેણીએ નીચે પોકારી કહયું, "તમો તમારે હવે એ લોકને જવા દેજો. અમારા વચ્ચે સઘળી જરૂરી સમજુતીઓ થઇ ચુકેલી છે."

તેઓ બધા બીડી પીતા, મેં આડી નજરે જોઇ લીધું કે, ત્યાં અરડાઇ પડેલા હતા, અને બીડીના ઉબક લાવનારા ધુમાડાથી ભરાઇ ગયલો તે આખો ઓરડો બેહક બેહક થતો હતો, પણ મેં તેઓ તરફ નહીંજ જોવાના ઢોંગ કરયા, અને હું માહરૂં છુટાપણું પાછું મેળવીને ખુશીથી છાકટ કરી મેળનારા છુટકારાનો દમ ખેંચતી ફરી એક વાર બાહેરની ચોખ્ખી હવામાં ઉતરી.

હું જલ્દીથી પીટર્સફીલ્ડ ખાતેનાં હોટેલમાં પોંહચી જવા ચાહતી હતી. એક તો રખે કલાક વહી જાય અને વીલ્યમ પોલીસને ખબર આપી દે તેની મને ખરેખરી ફકર હતી, અને બીજું તો આખી રાતની હું તમામ ઉજાગરી હોવાથી અને સહવારે અત્યાર સુધી મેં કાંઇ પીધેલું ખાધેલું નહીં હોવાનાં કારણથી હું તદન બીમાર થઇ ગયલી ઘસડાતી ચાલતી હતી.

અમો પેહલાં પાંચેક મિનીટ સુધી તો અમારા વિચારોમાં બંને ગીરફતાર ગુપચુપજ ચાલ્યાં, જે પછી મને યાદ થતાં મેં તે ડોસીને પુછ્યું, "એ શું કાગળ તેં એ લોકને સહી કરી આપ્યું હતું?"

"ખુદા જાંણે! હું પોતે બી જાણુંછ કાંહાં જે?" તે હસી.

"ઓ, હું સમજી," મેં કહ્યું, "તે કાગળ બતાવવા સાથેજ તે નાલાયક ઓરતે તે કાગળ પર એક હજાર પાંઉન્ડની નોટ ધરીને તુંને બતાવી હોશે, એટલે કાગળમાં શું લખેલું હતું તે જાંણવાની દરકાર કીધા વગર તેં તાહરી સહીનું બીલાડું તરત ચીત્રી આપ્યું, એમજ કેની?"

"એમજ, છોકરી, એમજ! હજાર પાંઉન્ડ તે કાંઇ તાહરે મન હસવા જેવી રકમ છે?"— અને તેણીએ જે ગજવાંમાં તે પાદશાહી અનામત સાચવીને મુકી હતી તે ઉપર જાંણે ફરીથીની ખાત્રીને વાસ્તે ઘણા સંતોષથી પોતાનો હાથ મુકયો!

"અને ત્યારે ઝારાનું વેર લેવાનો તાહરો અરમાન કે જેને વાસ્તે તું આટલું આટલું કુદતી હતી અને બધો જીવેજીવ પટકી નાખતી હતી તે તેં હજાર પાંઉન્ડ બદલ વેચી નાંખ્યો એમજ કેની?" મેં મોટા ધીકકારથી કહ્યું.

"છોકરી, તું હજી નાદાન છે! તું હજી બચ્ચું છે!" તેણીએ ફજેત જેવું હસીને કહ્યું, "તું એમાં નહીં સમજે. તું માહરા જેવી મોટી ને બુઢી થશે ત્યારેજ જાણશે કે પૈસો તો ખુદ ખુદાથી બી આગળ ને આળા છે!"

હું કમકમી. આ દુષ્ટ ઓરત ઝારા પરનાં ઘણાં હેતની બડાઇ હાંકયા કરતી હતી, અને તેનાં મોહતનું વેર લેવા ઘણી ધરફડી મારતી હતી, પણ માહરી ખાતરજમા થઇ કે આ તે જાતની એક નાચીજ કપાત્ર હતી કે જે હાલ તેને મળી હતી તે માંહેલી અરધી રકમ વાસ્તે જરૂર પડતે તો ખુદ ઝારાને પોતાને પણ શેહતાનને વેચી નાખતે! એવી એકનો ઇતબાર શું? હાલ પાંનસો પાંઉન્ડ બદલ લેડી કૅલવેડનને સારૂં કરી આપવાનું તે માથે લઈ ચુકી હતી ખરી, પણ જો કોલીંગવુડ એને મળે અને પાનસોને બદલે સાતસો આપવાનું કેહે તો એજ ગરીબ લેડી કૅલવેડનને પોંહતી કરી આપવાનુંજ પાછું માથે લે! એમ છતાં માહરી મતલબને સર હાલ તો માહરે એને ટાઢી મીઠીજ રાખવાની હતી, જેથી મેં તેને વધારે ફફડાવવા કે ઠપકો આપવાનું તુરત વેળા મોકુફજ રાખ્યું.

"હવે તું શું કરવા ધારેછ?" મેં તે પછી તેને પુછ્યું.

"હવે લંડન સુધી ધકેલો ખાવાની ત્યારે તો આપુને કોઇ જરૂરજ નથી," તેણીએ કહયું, "હું ધારૂંછ, કે હર લેડીશીપને વાસ્તે જે જોરાવર દવા જોઇએછ તે તો અત્રે પીટર્સફીલ્ડ ખાતે બી મળી શકશે."

"ઓ, તે તો ત્યારે ઘણું બેહતર થશે," મેં ખુશી થતાં કહયું, "કેમકે તો હું આજ ને આજેજ કૅલવેડન હૉલમાં પાછી ફરી શકશ."

એ ઉપરથી મને તે ડોસીએ પીટર્સફીલ્ડમાંનાં એક જાણીતાં "એલ હાઉસ" (પીઠાં)નું નામ ઠેકાણું આપ્યું, કે જ્યાં તે દવા લેવા વીલ્યમને એક કલાક પછી તેની કને મોકલી આપ-

વાનું તેણે મને કહયું, અને પછી તે દવા લઇને માહરે કેલવેડન હૉલમાં પાછું ફરવું એવી અમો વચ્ચે બંદોબસ્તી થઇ.

"અને તું આવતે અઠવાડયે તેં પ્રૉમીસ કરયુંછ તેમ હર લેડીશીપને પાછાં જોઇ જશે કેની?" મેં યાદ કરાવ્યું.

"ખચ્ચીતજ, બરાબર આજનેજ દાહડે આવતે અઠવાડયે ધારા મુજબ સાંહજે છ વાગતે હું બાગમાં આવી જવશ, પણ આએ "દ્રગ" જો મળશે તો તે એટલું કારગત લાગશે કે હું એ બાઇને પાછી જોવશ ત્યારે તો એ પુરતી તંદરોસ્તી સાથે ફરતી હરતીજ થઈ ગયલી હોશે!"—અને તે દદા ખાત્રીના વિશ્વાસથી હસી.

એ પછી પીટર્સફીલ્ડમાં દાખલ થવાની રસ્તાની વળાંણુ પર અમો બંને છુટાં પડયાં, અને હું હોટેલ તરફ આગળ વધી તેવામાં જોઉંછ તો વીલ્યમ માહરી વાટ જોતો હોટેલના દરવાજા પરજ દમકયા કરતો ખોટી હતો, જે મને તે તરફ આવતી દુરથી જોઈ અતી ઘણો ઉલટમંદ, માહરા હાથમાંનો પોરટમેંન્ટો લઇ લેવા, માહરા ભણી હસ્તે ચેહરે ધસી આવ્યો.

---

## પ્રકરણ ૨૦૭.

તે મને એ મુજબ સલાંમત પાછી ફરેલી જોઇને ઘણો ખુશી થયો, અને હું તેની સાથે હોટેલમાં જઇને ઠર પડી, જ્યાં મેં હાથ મોહું પાક કરી તરતજ જમવાનું મંગાવ્યું, કેમકે મેં ઘણા કલાકોથી કશુંજ ખાધું નહીં હતું, અને પછી જમીને વીલ્યમ જોડે નિરાંત પાંમેલી હું વાત કરવા બેઠી. તે કેવી રીતે જાંણવા પાંમ્યો અને મને માહરાં કેદખાનાંમાં મને મદદ થવા આવ્યો તે મેં તેને પુછયું.

"મને તો વાહલી બીડાએજ મોકલ્યો, મીસ," તેણે જવાબ કર્યો, "તમે કેલવેડન હૉલ ખાતે જવા નીકળવા પછી એનો કાંઇ જીવજ નહીં માન્યો. તમે તૈયાર થતાં હતાં ત્યારે કોઇએ આપણાં બારણાંમાં ઉભેલી તમારી મુસાફરીની ગાડીમાં ડોકાવીને પાછું ઉપર આપણી બારી પર જોયું હતું તે વાતને લગતી એની ફીકર તો તમો બાઇએ હસી કાઢી હતી, પણ એને તેના સંબંધમાં તે છતાં પુશકળ ચટપટ થયાજ કીધી, જેથી માહરે માહરા શેઠની રજા લઇને તેનાં મનની નીરાંત વાસ્તે એક ફેરો આએ તરફ આવી જવું એમ અમોએ નકકી કર્યું. હવે થયું એમ કે હું કૅલવેડન હૉલ તરફ તેહકીક કરતો આવ્યો ત્યારે મેં ચોરી છુપીથી ઘરડી બૅટીનેજ એ હૉલના બગીચામાં દાખલ થતી જોઈ, અને મને ત્યારે કાંઈ બી દગોજ હોવાનો વધતો વેહમ પડયો! એ પછી જરા વારે તે વળી પાછી બાહેર નીકળી અને થોડેક દુર જઇને એક બાજુમાં ઉભી રહી, એટલે હું બી, તે મને નહીં જુએ તેમ, બાજુમાં છુપાઈ રહયો, જ્યારે જરા વારે મેં જોયું કે એક પોસ્ટચેઝ આવી તેમાં તે બેસી ગઇ, જેમાં તમે પોતેજ હતાં! હવે તેથી મને નીરાંત થઇ કે દગા જેવું કાંઇજ નહીં હોવું જોઇએ, ને તે ઉપરથી હું પાધરો પાછો લંડન આવવા નીકળી પડયો. માહરાં મનમાં કે પીટર્સફીલ્ડ ખાતેથી કોઇ ગાડી ગાડું લંડન જતું મળી આવશે તેમાં હું બેસી જવશ. હું તેથી પગ ઉઠાવીને ચાલવા લાગ્યો, અને માઇલેક ચાલી ગયા પછી જોઉંછ તો તમારીજ પોસ્ટચેઝ રસ્તાની એક બાજુમાં ખાલી ઉભેલી!! હું

એ જોઇને ખરે મને ગભરાયો, અને મેં તેના હંકારનારને તમો લોક ક્યાં ગયાં હતાં તે પુછ્યું. પેહલાં તો તેણે મને કાંઈ કેહવા ચાહ્યું નહીં, પણ માહરી પાસે ખરચ જોગા પુરતા પૈસા હતા તેમાંથી મેં તેના હાથમાં દશ શીલીંગ સેરવી દીધી, અને ત્યારે જે બન્યું હતું તે સઘળું હું જાણી શકયો! હવે સવાલ માત્ર એ હતો કે આ જે દગલબાજી થઇ હતી તેમાં ઘરડી બૅટીનો હાથ અને સામેલગીરી હતાં કે નહીં?

"હવે, મગર, હું એ ફાર્મહાઉસ તરફ ચોરી છુપીથી આવ્યો, અને ત્યાં આવતાં મેં તેના એક બે ઓરડાઓમાં બતી જોઇ એટલે માહરી ખાત્રી થઈ કે તમોને ત્યાંજ કેદ કરી મુકવામાં આવ્યાં હતાં. મેં ત્યારે વધતી સંભાળથી કામ લીધું, અને બારીઓમાંથી ડોકાવીને તમારી પર ચોકી રાખનારાઓ કોણ અને કેટલા હતા તે વિગેરે જોઇ લીધું, જે પછી શું થયું તે તો તમો જાણો છો."

"તાહરી હીંમતને હજારો સાબાશ છે ત્યારે, વીલ્યમ," મેં એ સઘળું સાંભળીને મોટી વખાણથી કહયું,—અને તરત વધારયું, "હવે લાવ પેલું કાગળ, જે ઘરડી બૅટી પાસે એ લુચ્છી ઓરતે સહી કરાવેલું મેં તાહરાં સ્વાધીનમાં આપેલું છે તે."—અને વીલ્યમે તે મને આપ્યું ત્યારે મેં જોયું કે તે કોઇ વકીલેજ ડ્રૅાફ્ટ કીધેલું હતું. તે કોઇ વકીલનાજ કલાર્કના સરેસ્તાના હરફમાં વકીલોને ત્યાં જે કાગળો વપડાય છે તેવાં એક કાગળ પર લખાયલું હતું, અને તેમાં ઑનરેબલ એડવીન સેંટ કલેર પર ઘરડી બૅટીએ જે તોહમત ધારાની અદાલતમાં મુકયું હતું તે તદન કલ્પીત, નાપાયદાર, અને જુઠું હોવાનું કબુલ રાખવામાં આવ્યું હતું, ઘરડી બૅટી ખાત્રી લખી આપતી હતી કે એ માનવંત ગ્રહસ્થ પાસ પૈસા કહડાવવાની લુચ્ચી દયાનતથીજ તેણીએ એ જુઠો ચાર્જ તેના પર મુકયો હતો!!

મેં તે દસ્તાવેજ સાચવી રાખ્યો. તે મને લાગ્યું કે કોઇ દાહડે કામનોજ હતો. ખચ્ચીત, કેવાં તુચ્છ કમીનાપણાંથી એ કરપીણીએ તે ડોસીને પૈસા બદલ ખરીદીને આ દસ્તાવેજ પર તેની સહી લઇ લીધી હતી તે જોતાં હું કમકમ્યા વના રહી નહીં.

એ પછી મેં વીલ્યમને ઘરડી બૅટીને મળીને પેલી દવા લઈ આવવા તેણીએ કહી રાખ્યું હતું તે પીઠાંમાં ખબાંણીબંધ મોકલી આપ્યો, અને તે બપોરે બેએક વાગતાને શુમારે તે દવા લઇને પાછો આવ્યો. હવે, તેથી, હું કૅલવેડન હૉલમાં ચાહતે તો તરતજ પાછી ફરી શકતે, પણ તરત ને તરત મને ત્યાં જવા ગમ્યું નહીં. તે ઠીક નહીં પડતે. લૉર્ડ કૅલવેડન જાણતા હતા કે હું લંડન ખાતે લેડી કૅલવેડનના ફાંટાઓ તૃપ્ત કરવા માટે જોઇતી ખરીદીઓ કરવાજ ગઇ હતી, અને ત્યારે એટલી વેહલી લંડનથી પાછીજ કેમ ફરી શકું: મેં, તેથી, વળતી સહવાર સુધી હોટેલમાંજ ચોખી જવાનું ઠરાવ્યું, અને બીડા ફકરમંદ થતી હશે એમ જોઇ વીલ્યમને એક ખાસ ગાડી કરાવી આપી લંડન પાછો રવાના કરી દીધો, જ્યારે મેં, અલબત, તેની માહરા જોગી સઘળી બેકીંમતી મેહનત અને મદદને વાસ્તે તેને, યથા શક્તી, પુરતો નવાજ્યો એ તો કહયા વનાજ ચાલશે.

અને બીજી સહવારે મેં માહરે માટે ગાડી તૈયાર કરાવી, જ્યારે એક કલાકમાં તો હું કૅલવેડન હૉલમાં પોંહચી ગઇ. ત્યાં બધાંએ તો મને બેશક લંડનથીજ પાછી ફરેલી માની લીધી, જ્યારે ત્યાં આવતાં સાથે મને જે પેહલો વિચાર થયો તે એ હતો કે પેલી લુચ્છી એગાહ

તેના લોફર લવર સાથે આએ તરફથી હવે વટેણા વાવી ગઇ હશે કે હજી ત્યાંજ હશે? તેનું તરકત મેં પકડી કાઢયું હતું એમ તે જાંણી ગઇ હશે કે નહીં?

હું ગાડીમાંથી ઉતરી એટલે પેહલ્લાં તો મેટીલડાએજ હસતે ચેહરે દોડી આવીને મને ઉલટમંદ આવકાર આપ્યો, અને મેં તેનેજ ત્યારે કાળજીથી હર લેડીશીપની તબ્યત વાસ્તે પુછયું.

"ઘણાં બૅટર છે," મેટીલડાએ જવાબ કર્યો, "તમારીજ વાર જોયા કરેછ. મને કેહતાંજ હતાં કે તમે આજે પાછાં ફરવા જોઇએ ખરાં; પણ ઓ લેઓ, હીઝ લૉર્ડશીપ આવ્યા!"

"ઓ મીસ પર્સી, તમે પાછાં આવ્યાં?" તે ડોસાએ મને જોતાં ખુશાલ અને ઉલટમંદ માહરી ભણી દોડી આવતાં અને મને શેકહેંન્ડ કરતાં કહયું; "કેટલાં જલદી! હું કેવો ખુશી થયો! ખચ્ચીત, તમોને અમારે ખાતર કેટલી બધી તસ્દી ઉઠાવવી પડેછ! પણ તમે ભલાં છેઓ તેથી જાંણીને ખુશી થશો કે હર લેડીશીપ આજે ડાઇનાંગ ટેબલ પર ઉતરવાનો વિચાર કરેછ. મને કેહતીતી કે ઍલન આવશે તો હું ડાઇનીંગ હૉલમાં આજે જમવા ઉતરશ."

"ખરેખર?" હું અતી ઘણી ખુશી થઇ; "શું ડાઈનીંગ હૉલમાં નીચે ઉતરી શકે એટલી બધી એવણુની તબ્યત આજે સારી છે?"

"હા, એમ કાંઈ લાગેછ ખરૂં," ઘરડા લૉર્ડે ખુશાલ જવાબ કર્યો, "અને એ બધાં રૂડાં વાણું તમારાંજ કરેલાં છે."

અને અમો એ વાત કરતાં ઉભેલાં હતાં ત્યારે હૉલમાંથી લુચ્છી એગાઠાને મેં કાંઇ કામેકાજે પાસ થતી જોઇ, જ્યારે હું ચોંકયા વગર રહી શકી નહીં. હું દીસતી રીતે ચોંકી—એવી કે એગાઠાએ વટીક તે જોયું, અને તે જરા દબાયલી દેખાઇ. તે પોરીના ચેહરામાંજ કાંઇ એવું હતું કે જાંણે હું ચોંકયા વગર રહીજ નહીં!

હું પછી જઇને લેડી કૅલવેડનને મળી, અને હું છોડી ગઈ હતી તે કરતાં તેને વધતી ખુશાલ અને વધતી ઉલટમંદ બનેલી જોઇ હું ઘણાંજ ખરાં દીલથી રાજી થઇ. .અલબત, તેના ચેહરામાં કે બદનમાં હજી કશો ફેરફાર થયો નહીં હતો, પણ અંદરખાંને—તેણીએ મને કહયું કે—તેને તાકાત જેવું ઘણું માલુમ પડતું હતું, અને તેને ઘણું સારૂં લાગતું હતું. હજી તો દવા શરૂ કરવાને ચારજ દાહડા થયા હતા, અને ત્યારે મને ખાતરજમા થઇ કે હું જે પેલી ડોસીની આપેલી નવી જોરાવર દવા અત્રે માહરી સાથે લઈ આવેલી હતી તેથી હવે વધારે સંગીન અને વધારે ઉતાવળો ફાયદો જરૂર એ બાઇને થવાનો, કદાચને જે ઝેરી લૉઝેનજીસ અત્યાર સુધી આપવામાં આવ્યાં હતાં તે ખતમ બી થઇ ચુકયાં હોય, અને તેથી બી ઘરડી બૅટીની દવા વધતો ઉતાવળી અસર કરી શકતી હોય?

તે દાહડે બપોરે લંડનનાં પેપરો આવ્યાં, જે મેં વાંચ્યાં ત્યારે જોયું કે લુચ્છી લીલાએ કરેલી અને કહેલી ગણત્રી મુજબજ એડવીન કલેરને ઘણાં માન સાથે છોડી મુકવામાં આવ્યો હતો. ઘરડી બૅટીની ગેરહાજરીમાં એ આખો મુકરદમોજ ભાગી પડયો હતો, અને જડજોએ તે ઑનરેબલ ગ્રહસ્થને ખાત્રી આપી હતી કે તે એક બી કલંક વગર મોટી ઇજ્જત સાથેજ તેમની કૉર્ટ છોડી જતો હતો!!

તે સાંહજે હું બાગમાં ઉતરી, ને મેં ત્યાં જઇને પેલા વાઝમાં જોયું કે જેમાંથી અત્રેથી

હું ગઈ તે આગમચ મેં એગાઠાનું કાગળ કાઢી માહરૂં તેને બદલે ઠેસવી દીધું હતું. હું જોવા ચાહતી હતી કે તે કાગળ હજી ત્યાં હતું કે નહીં? નહીં હતું, અને ત્યારે સવાલ એ ઉભો થયો હતો કે તે કાગળ, માહરૂં લખેલું, ખુલ્લાં ખાતે લુચ્છા કોલીંગવુડ પર તેના ભાડુતી નોકરે મોકલી આપ્યું હશે કે નહીં?

લેડી કૅલવેડન તે દાહડે ડાઇનીંગ હૉલમાં ઉતરી, અને ત્યારે આખાં ઘરની ખુશાલીનો પાર રહયો નહીં. સર્વને એ ઘણું ગમ્યું, કેમકે જેની જીંદગીથી એક વાર હાથ ધોવાઈ ચુકયા હતા તે ખુદાની બક્ષેશથી એટલી હદ સુધી સારી થઇ હતી એ તેનાં ભલાંમાં માનવાવાળાં સવ કોઇએ શુકરગુજાર થવા જેવુંજ થઇ પડયું.

એમ એક અઠવાડયું ગુજરી ગયું. તેરમી ડીસેંબરે લેડી કૅલવેડને ઘરડી ઍટીની દવા લીધી હતી, અને આજે વીસમી હતી, એટલે કે નવી દવા ચાલુ કરવા પછીના બીજા ચાર દાહડા ગબડી ગયા હતા, ને તે દહાડે બપોરે લૉર્ડ અને લેડી સાથે મૉરનીંગ રૂમમાં હું વાત કરતી બેઠેલી હતી. તેવામાં અમોએ બધાંએ બારીમાંથી જોયું કે એક ઘોડેસ્વાર કંપાઉન્ડમાં થઇને મેહલ તરફ આવતો હતો.

"એ તો બારલો છે," લૉર્ડ કૅલવેડને જોઇને સેહેજ નભરવસપણે કહયું.

"ઓ બારલો?" લેડી કૅલવેડને જવાબ કર્યો, અને પછી માહરી ભણી ફરીને વધાયું, "તું જાંણેછ કે, ઍલન ડીયર? માહરી દાસી એગાડાએ તો માહરી નોકરી છોડી જવા મને નોટીસ આપેલી છે!"

"કાંય વારૂં?" મેં માહરી ઉશ્કેરણી જેમ બને એમ છુપાવીને ઘણી અંજાણી દેખાતાં પુછયું.

"એ આએ બારલો સાથે પરણીને ઠર પડી જવાની છે!" હરમીઓને જવાબ કર્યો, "એ બારલો અમારી મીલકતોના અમારા અસલ ભાડાં ઉઘરાવનારનો દીકરો થાય છે."

"અને તેની સાથે એ પરણુવાની છે?"

"હા," હરમીઓને હસીને કહયુ, "એ રીચર્ડ બારલો સાથે એ છોકરી પ્યારમાં પડેલી છે, અને ઘણાં પ્રમાણીકપણે ઘણી સાદાઇથી પોતાના એ પ્યારની બધી વાત માહરી આગળ બે ચાર દાહડા પર એણે કીધી ત્યારે મને ખરેખર તે સાંભળીને ઘણી ગમ્મત મળી."

આ નવી પુરવારી હતી! હવે શકજ શો હોવો જોઇએ? એગાઠા જેને બાગમાં મળી હતી અને પછીથી જેની સહીનો એક કાગળ લખીને તે પેલાં વાઝમાં મુકી ગઇ હતી તે સહી "આર. બી." ના હરફોની હતી, અને આ આસામીનું નામ રીચર્ડ બારલો હતું, અને તેનીજ જોડે પરણી જવાનાં નીમીતથી તે લુચ્છી છોકરીએ આ નોકરી છોડી જવાની નોટીસ આપી હતી, ત્યારે હવે તેણીની ખુંનખાર તકસીર વાસ્તે શક કે સવાલજ શો રહયો?

તે ઘોડેસ્વાર હવે અમો બેઠાં હતાં તે ઓરડાની બારીની છેક નજદીકથી પાસ થયો, અને ત્યારે મેં જોયું કે તે સારા દેખાવનો આશરે પચીસેક વરસનો એક જવાંન હતો. તેને જોઇને કોઇ જાંણે માનીજ નહીં શકે કે તે એટલી હદ સુધીનો એક બદમાશ હોય! પણ

સબર, હયાં એક નવો સવાલ ઉભો થતો હતો! પેલાને તો મેં કેહેતાં સાંભળ્યો હતો કે તે મુતલગ લખી વાંચી જાંણુતો નહીં હતો, અને તેજ જો આએ આસામી હોય તો તે ભાડાં ઉઘરાવવાનું કામ કેમ કરી શકે? લૉર્ડ કેલવેડનની મીલકતો ઘણી બીશીયાર ને બેહોળી હતી તે વાતની મને માહીતી હતી, અને હરમીઓને માહરા સવાલના જવાબમાં મને કહયું કે ઘરડો બારલો પોતે તો લકવાથી લાઇલાજ થયલો બીચારો ઘરમાં સબડતો હતો, અને તેની જગ્યે તેનું કામ તેનો આએ દીકરોજ હાલમાં કેટલાક મહીનાઓથી સમાલતો હતો; ત્યારે તે કેમ બને?

હું તેનો ઘોડો જોવાને મસે જરા ઉઠીને બારણાં પર ગઇ. ત્યાં જઇ મેં જોયું કે રીચર્ડે હૉલપૉર્ટરને કેટલાક પૈસા ગણી આપ્યા, અને પછી તેણે તૈયાર રાખેલાં નવાં ખીલો જે તેને આપ્યાં તે ચોકસાઇથી વાંચી લઇને તેની વળી એક રસીદ લખી આપી. એવું ચરચર તેણે લખ્યું કે હું તેથી બેવડી અજબ થવા વગર રહી નહીં.

એ ભેદ શો હતો? પોતે લખી જાંણુતો હોવા છતાં પોતાના દસકતમાં કોઇ દાહડે પકડાઈ નહીં આવે તે સ્વાર્થી દગલબાજીથીજ શું તે કોલીંગવુડ જોગાં કાગળો એગાઠા પાસ લખાવતો હતો? પણ તે બી કેમ બને? જો એગાઠા જાંણુતીજ હોય કે રીચર્ડ બારલો લૉર્ડની મીલકતોનાં ભાડાં ઉઘડાવનાર હતો તો પછી તે લખી નહીં જાંણુતો હતો એ વાત તે કબુલજ શાંની રાખે?

સાંહજે અમે ફરવા ગયાં. લેડી કૅલવેડન ઘણુંએ બાહેર નીકળી. લૉર્ડ કેલવેડન અમારી સાથે ઘોડેસ્વાર થઇને વાત કરતો ચાલતો હતો, અને અમે બન્ને જોડીની ગાડીમાં હતાં; અને કહયા વગર ચાલશે કે એ તરોતાજગીભરેલી બાહેરની ખુલ્લી ચોખ્ખી હવાથી વાહલી હરમીઓનની તબ્યતને ઘણી મદદ થયલી લાગી.

---

## પ્રકરણ ૨૦૮.

એ પછી રાત્રે હું ડીનરને વાસ્તે ડ્રેસ કરતી હતી અને મેટીલ્ડા મને મદદ કરતી હતી, ત્યારે મેં અજાંણી અમ્મા થઇને વાત પરથી વાત કાઢી.

"કેહજે તાહરી સહી પેલી એગાઠા તો અહીંની નોકરી મુકી જવાની છે, મેટીલ્ડા, ખરી વાત?" મેં પુછ્યું.

"જી હા, મીસ; મને બી એમ કેહતીતી તો ખરી," મેટીલ્ડાએ જવાબ કર્યો, "એનાં લગન છે."

"હા," મેં કહયું, "મને હર લેડીશીપે કહયું; પણ એ લોક અત્રે કોઇ દાહડે મલતાંતાં ખરાં કે?"

"હા જી; અવારનવાર સાંહજને છેડે ચોરી છુપીથી બાગમાં મળતાં હતાં," મેટીલ્ડાએ ખુલાસો કર્યો,—અને જરા લુચ્ચાઇગીરીના દેખાવથી હસીને વધાર્યું, "તમારેથી તે વાત ક્યાં અંજાણી છે જે?"

"એટલે, તે શું?"

"એણેજ મને તો કહેલું," મેટીલડાએ ખુલાસો કર્યો, "તમે બીજી વખત અહીં પાછાં આવ્યા પછી તમારૂં માથું દુઃખતું હતું અને તમે બાગમાં ઉતરેલાં, ત્યારે એ ખાનગી દાદર આગળ તમોને મળી ગયલી, અને ત્યારે તમે એને ધમકાવેલી તે યાદ છે કે નહીં?"

"હા, તે તો મને યાદ છે," મેં કહ્યું; "તે કેહતીતી કે માહરૂં જેમ માથું દુઃખતુંતું તેમ એનું બી દુઃખતુંતું, અને તેથી એ બાગમાં ઉતરી હતી."

"તે જુઠું કહેલું!" મેટીલડાએ હસીને જવાબ કર્યો, "એ બીહીધી કે તમે કદાચ સમજી ગયાં હશો—"

"શું સમજી ગઇ હોવશ?"

"કે એ એમ ચોરી છુપીથી એના લવરને બાગમાં મળી હતી; અને, તેથી, તેણે તમારૂં માજનું તપાસવા તમોને એમ જુઠું કહી દીધું." તે છોકરીએ ખુલાસો કર્યો.

"અને તેથીજ એ એમ માહરેથી બીહીધેલી ધ્રુજેલી રહેછ, અને મને જોઇને મોઢું ચઢાવેછ કે?" મેં સવાલ કર્યો.

"એ કહેછ કે તમો એની સાથે ઘણી કરડાઇથી વરતોછ, અને તમે એને એક બે વખત ધમકાવેલી બી ખરી," મેટીલડાએ સાદાઇથી કહ્યું.

"એટલુંજ નથી," મેં ગુસ્સાથી કહ્યું, "એ દુકતીને તું જાંણવા દેજે કે એનું એક ઘણું મોટું તરકટ મેં પકડેલું છે, પણ હું તે લૉર્ડ ને લેડીને જાહેર નથી કરતી તે ફક્ત દયાને ખાતરજ છે. પણ વારૂં, મને એ તો કેહ—એ એનો રીચર્ડ બારલો લખી વાંચી જાંણેછ ખરો કે? હું જાણુંછ ત્યાં વેર તો એને લખતાં વાંચતાં નથી આવડતું, ને લૉર્ડ તો કેહતાતા કે એ ઘણું સારૂં શીખેલો છે?"

"ને એગાઠા પોતે બી મજાહનું ખપજોગું શીખેલી છે, મીસ."

"એમ કે? તું એના દસ્કત ઓળખી શકે ખરી?" મેં પુછ્યું,—અને મેટીલડા જરા બીહીધેલી તેમજ ગુંચવાતી દેખાઇ.

"હા, મીસ, મેં એના હરફ ઘણી વખત જોયલા છે, અને હું ધારૂંછ કે હું જોઉં તો ઓળખી આપું," તેણીએ કહ્યું, જે ઉપરથી ઉઠીને માહરી ત્રંકમાંથી પેલું એગાઠાવાળું મેં તફડાવેલું કાગળ તરત કાઢ્યું, અને કવર પર કોર્લીંગવુડનું નામ હતું તે કવર છુપાવીને અંદરનું કાગળ ખુલ્લું કરી તેને બતાવ્યું.

"આએ એગાઠાનાજ હરફ કે?" મેં તે બતાવતાં તેને પુછ્યું.

મેટીલડાએ તે ઉપર ટપકે જોયું, અને મને તો લાગ્યું કે તે પુશકળ બીહધેલી અને ઉશ્કેરાયલી દેખાઇ! તે બોલી ત્યારે તેનો અવાજ વટીક ખોખરો વાગ્યો!

"એ શું બધો ગરબડ ઘોંટાલો છે, મીસ?" તેણીએ ગભરાતથી પુછ્યું.

"પણ તું કાંય નાહેક એટલી બીહીતી ને ગભરાતી હોશે!" હું હસી, "મને કેહની, એ એગાઠાનાજ હરફ છે કે નહીં?"

"પણ એ કાગળ તમારા હાથમાં આવીજ કેમ શક્યું?" મેટીલ્ડાએ માહરા સવાલનો જવાબ કરવાને બદલે પાછો મનેજ તરત સવાલ કર્યો!

"એ બધું હું તુંને સમજાવવા ચાહતી નથી," મેં કહયું, "તે તો વખત આવશે ત્યારે તું બધું જાણુશે. હાલ તો હું પુછું તેનોજ મને જવાબ આપ.'

મેટીલ્ડાએ, એ ઉપરથી, તે કાગળ ટૉઇલેટ ટેબલ પરની બત્તી આગળ લઈ જઇને તેમાં પાછું માથું ખોસ્યું. મને લાગું કે તે પેલા હરફ ચોકસાઇથી તપાસતી હતી, અને પછી તે મને પાછું આપતાં ધીમે સાહદે તેણે કહયું; "એ તેનાજ હરફ છે,"

"બસ, એટલુંજ મને જોઇતું હતું!" મેં કહયું, "માહરી તો ખાત્રી હતીજ, પણ માહરે જરા વધારે પકકું કરી લેવું હતું."

"પણ મને મેહરબાંનીની રાહે નહીં કેહો, મીસ પર્સી," મેટીલ્ડા જરા હજી બજીદ થઈ, "કે એ કાગળ તમારા હાથમાં કેમ આવવા પામ્યું?"

"તે નહીં કેહવાય," મેં ધસ્સાથી જવાબ કર્યો, "પણ તુંને ગમે તો તું બેલાશક તાહરી સહીને કહી દેજે કે તેનું એક ભયંકાર તરકત મેં પકડેલું છે, અને તેથી તે જેમ જલદી તેની આએ નોકરીમાંથી પોતાનું કાળું કરી જાય તેમ બેહતર!"

"પણ તે તો જવાનીજ છે! તેણે એક મહીનાની નોટીસ આપેલી છે," મેટીલ્ડાએ યાદ કરાવ્યું.

"તે મને ખબર છે," મેં શાંતીથી કહ્યું, "પણ તે એક મહીનો બી આએ ઘરમાં રેહ તે મને પસંદ નથી. તે જેમ જલદીથી અત્રેથી પોતાનું કાળું કરે તેમ બેહતર!"

"હા જી, હા જી, હું કેહવશ," મેટીલ્ડાએ ઉતાવળે કહ્યું; "પણ તમો ખોદાને ખાતર તે અહીંથી જાય તેટલાં તેને ફસાવતાં ના! બીચારી ગરીબનું નખ્ખોદ નીકળી જશે. એટલી દયા કરજો. હમણાં ને હમણાં તમે જે બી તરકત એનું પકડેલું હોય તે દયાને ખાતર લૉર્ડ કે લેડીને કે કોઇને બી જાહેર કરી દેતાં ના!"

"એ અત્રેથી જતીજ રેહશે તો હું તેણીને કશુંજ નથી કરવાની," મેં તેને સધ્યારો આપ્યો, "તેણે ને તેના નાલાયક લવરે પણ પીટર્સફીલ્ડમાંથીજ નહીં પણ ઈંગ્લાંડમાંથી બી પોતાનું કાળું કરીને દુરદરાઝ કેથે જવું જોઇશે."

"ઓ, એટલું બધું?" મેટીલ્ડા વધતી ઉશ્કેરાઇ, "પણ તમે કેટલા દાહડાની એ લોકને તેમ કરી શકવા વાસ્તે મેહતલ આપોછ, મીસ?"

"ઘણામાં ઘણા ત્રણથી ચાર દાહડાની!" મેં ધસ્સાથી જવાબ કરયો,—અને હવે મારો ડ્રેસ થઇ રહેલો હોવાથી હું ઘણા દમામ સાથે તે ઓરડામાંથી બાહેર પડી. અલબત, બાહેર જવા આગમચ પેલું કાગળ પાછું પેલી ત્રંકમાં મેળી દઇ તે ત્રંકને ચાવી મારીનેજ હું ગઇ, કેમકે તે કાગળ માહરે સાચવવું હતું, અને મેં જે મેટીલ્ડાના કાન ખોલી રાખ્યા હતા તેથી હું પુરતો સંતોષ પાંમીનેજ ગઇ. એ જરૂરનું હતું. માહરે માહરા કસમ મુજબ ગડબડ કરયા વગરજ કામ લેવું હતું, અને એમ બીહીધરાવીનેજ એ બદમાશોને અત્રેથી નહસાડી મુકવાં હતાં, ત્યારે એથી બેહતર થઇજ શું શકે?

તે રાત્રે જમવા બાદ સુવા જવા આગમચ હું લેડી કેલવેડન સાથે કેટલોક વખત સુધી તેના બેડરૂમમાં તાહેલાં કરતી બેઠી. માહરે કેહવાની જરૂર નથી કે તે પોતાના ઓરડામાં એકલીજ સુતી હતી, અને બાજુમાંના નાહના ચેમ્બરમાં રાત્રે એગાઠા અને મેટીલ્ડા તેની ખીદમતમાં વારા ફરતી સુવા આવતી હતી. આજે એગાઠાની વારણ હતી, અને સુતી વખતે ચંગ વગાડીને હરમીઓન તેને અંદર બોલાવે ત્યાં સુધી તે અંદર આવતી નહીં હતી.

હવે અમો હાલમાં તેને તેની તબ્યતમાં જે સારૂં લાગતું હતું તેનીજ વાત કરતાં બેઠાં હતાં, જેવામાં એકાએક કાંઇ ધસી પડયું હોય તેવો અમારી સાઇડે કેથે એક બીહીક લાગે તેવો કાંઇ ધમઘોર ગુંગળાયલો અવાજ થયો! એ શું? અમે બંને ચમકી ઉઠયાં, અને હરમીઓને તો તેની નબળી તબ્યત વચ્ચે ઘણી ફાળ ખાધી.

"ઓ ખોદા, એ શું હશે?" તેણીએ પોકારયું.

"કાંઇ મજબુત પડયું ખરૂં!" મેં કહ્યુ, "પણ તમે અહીંજ બેસી રેહજો; હું એક ઝપાટામાં તપાસ કરી, ખબર લઇને, અહીં આવી!"

પણ તેણીનો જીવ કાંઇ માને? તે બી માહરી સાથેજ ધસડાઇ, અને અમો બાજુમાંના ઓરડામાં દોડી ગયાં. ત્યાં કાંઈ નહીં હતું, જેથી તે પછી તેની પાસેના બાથરૂમમાં ગયાં, અને ત્યાં પણ સઘળું જેમનું તેમ જોઇ ત્યાંથી દાદર ગમ વળ્યાં, જ્યારે અમે શું જોયું? પેહલાં તો અમને કાંઇ દેખાયુંજ નહીં. પુશકળ ધુલારૂં હતું, અને મેં બાજુમાંની ગૅસ સળગાવી તોબી પેહલી હરોળમાં તો ધુલારાં સિવાય બીજુ કાંઇ જોઇ શકાયુંજ નહીં; પણ પછી મેં ઘણી અજાયબી વચ્ચે જોયું કે પેલા ખાનગી દાદરનો એક થોડોક હીસ્સો એવી રીતે ધસી પડયો હતો કે કોઇ અજાણ્યું દાદર સમજીને ઉતાવળે ઉતરવા જાય તો સીધું સરભોગ નીચે તુટી પડીને અફલાઇજ મરે!!

"દમ વગરની વાત છે," મેં સઘળી પુખ્ત તપાસ કરી લઇને સધ્યારો આપ્યો, "દાદરનો આએ ફકત થોડોક ભાગ ધસી ગયલો છે, ને સહવારે લૉર્ડને કહીશું તો એક લેહજામાં તે સમો કરી લઇ શકાશે. હમણાં ગડબડ કરવા જેવું કાંઇ નથી."

"પણ એ કેમ બન્યું હશે?" હરમીઓન ઘણી અજબ થઇ, "કેવો પથ્થર જેવો દાદર હતો! અમે તો કોઇ દાહડે એક ફાત પડેલી બી જાંણી નથી!"

"એમાં અજબ થવાનું શું છે?" મેં હસીને કહયું, "પ્લાસ્ટર કેયેથી છુટું પડી ગયું હોય કે અંદરનું લાકડકામ સરી ગયું હોય તો તેટલો ભાગ ધસી બી જાય! એ તમારા આવા નામાંકીત મેહલનો એક ખાનગી નાધલો દાદર ધસી પડે એ અજબ જેવું હોય, પણ તેમાં નહીં બનવા જેવું શું છે?"

ટુંકમાં, મેં તે બાથરૂમનું તે મજકુર દાદરને લગતું બારણું ચોકસાઇથી પાછું ઢાંકી લીધું, અને પછી અમો હરમીઓનના બેડરૂમમાં પાછાં ફરયાં. તેણીએ તો હજી બી ઘણું ચાહયું કે રાતોરાતજ લૉર્ડને તેના ઓરડામાંથી બોલાવી મંગાવવા અને તે નાધલી હોનારતથી વાકેફ કરવા, પણ મેં માન્યું નહીં. એમાં એવો ગભરાત કરવા જેવું હતુંજ શું?

"જો એ મટોડું ધસવાનો ઘોંઘાટ આપણે સાંભળ્યો તેમ બધાંએ સાંભળ્યો હતે તો

આખું ઘેર અત્યારે તો તળે ઉપર થતે ને બધાંજ દોડી આવતે; પણ તેમ નથી થયું ત્યારે અમથી કાંય ગડબડ કરવી ને બધાંને ગભરાવી મારવાં?" મેં તકરાર લીધી, "આવી જાડી દીવાળો ને ઘરમાં હજી બધું શાંત નહીં થયલું એટલે માહરી ખાત્રી છે કે એ ધસારો બીજાં કોઇનાં બી સાંભળવામાં આવ્યોજ નથી."

પણ હરમીઓન હજી મને ઘણી બીહીધેલી દેખાઇ, એટલે કાંઇ નહીં તો તેના જીવના સધ્યારાને વાસ્તે તેને આજે એકલી મુકવા મને ગમ્યું નહીં, અને તે રાત્રે મેં તેની સાથે તેનાજ પલંગ પર સુવાની ઑફ્ફર કરી, જેથી તે ઘણીજ રાજી થયલી દેખાઇ. એ ઉપરથી એગાઠા પછીથી આવે ત્યારે તેને તેના ઓરડામાંજ પાછી સુવા મોકલી દેવા મેં સુચણા કરી, પણ હરમીઓને તે પણ માન્યું નહીં.

"માહરો જીવ કાંઇ આજે રાત્રે માનતોજ નથી." તેણીએ કહયું, "એ બી હંમેશ સુવેછ તેમ, તું આજે માહરી પાસે છે તોબી, પાસેના રૂમમાં સુવે તો તુંને શું અડચણ છે, ઍલન વાહલી! એકથી બે ભલાં! મને એથી વધતી હીંમત રેહશે અને હું વધતી નિરાંતે ઉંધાવશ."— અને હું ત્યારે એ વાત વાસ્તે ઘણી ખુશીથી તુરત એકમત થઇ. એ ઉપરથી હરમીઓને તરત ઘંટ વગાડયો, અને એગાઠા સુવા આવી.

મગર ખરૂં કહું તો તે ખુંની છોકરી અમારી એટલી નજદીકમાં રાત્રે સુવે તે મને ઝાઝું ગમતું નહીં હતું. વધારે કરીને એટલા વાસ્તે કે મેં તેનું તરકત પકડી કાઢયું હતું એમ મેટીલ્ડા કને મેં તેને જે કેહવડાવ્યું હતું તેથી હવે તે માહરી કટ્ટી દુશમન થઇ લાગેલી હોવી જોઇએ એમ મને લાગ્યા કરતું હતું, પણ વળી એમ છતાં, એ બી બનવાજોગ હતું કે મેટીલ્ડાને આજ ને આજ તેણીની કને એ વાત કરવા તક નહીં મળી શકી હોય, અને, તેથી, તે હજી હું તેનું તરકત જાંણુતી હતી એ વાતની માહીતીથી નાવાકેફજ હોય?

અને લાગ્યું બી તેમજ. એગાઠા જ્યારે ઓરડામાં આવી ત્યારે મેં તેના ચેહરામાં બારીકીથી જોયું, પણ મને તેમાં કાંઇબી અસાધારણ લાગ્યું નહીં, અને ત્યારે મેં નકી માની લીધું કે મેટીલ્ડાને તેની આગળ તે વાત કરવાની તક મળેલી હોવી નહીં જોઇએ.

"એગાઠા, એણી તરફ આવ," એ પછી મેં તેને પાછળના ઓરડાઓમાં માહરી પુઠે આવવા કહયું, અને હરમીઓન તરત સમજી ગઇ કે હું તેને પેલી હોનારત થયલી બતાવી રાખવા માંગતી હતી. તેમજ હતું. ખુંની જોકે તે હતી તોપણ એ ઘણું ઘટારત હતું કે માહરે તે દાદર ધસી પડયો હતો તે એને બતાવી રાખવું. જોકે હવે મોડી રાત્રે તે એ દાદરેથી ઉતરીને નીચે બાગમાં જાય એ કશી બી રીતે સંભવતું ન હતું, તોપણ મને લાગ્યું કે તેને ચેતાવી રાખેલી સારી.

તે એ ઉપરથી તરત માહરી પુઠે આવી, અને મેં તે બાજુની ગૅસ સળગાવીને તેને તે મોટા ઉંચા દાદરનો એક ભાગ જે ધસી પડયો હતો તે બતાવ્યો.

તે ઘણીજ બીહીધી અને અજબ થઇ.

"ઓ મીસ, તમે કોઇને બતાવતાં નહીં? હીઝ લૉડશીપને બી રાતોરાત ચેતાવતાં નહીં?" તેણીએ ગભરાટ કર્યો.

"તેથી ફાયદો શું થશે, એગાઠા?" મેં પુછ્યું, "રાતોરાત તો કડીઆ બેગારી આવીને એ સમો નથી કરવાના? હર લેડીશીપની તબ્યત નરમ છે અને હું તેઓને જરા બી ઉશ્કેરાવાનું કારણ આપવા ચાહતી નથી. ખોદાના ભેદ ન્યારા છે, અને હું જેમ તેમ જેમ તેમ એ બાઇને બચાવી શકીછ!"—અને, એમ કેહતાં, મેં વળી તે છોકરીની આંખોમાં ટીકી ટીકીને જોયું, પણ તાજુબ કે તે માહરાં એમ કહેવાથી બી કશીજ રીતે ખસ્યાંણી પડેલી કે ઘભાયલી દેખાઇ નહીં. તે ફકત શાંતીથી એટલુંજ બોલી કે "ખરેખર, ખોદાયની મેહર!"

"હું હવે આજે રાત્રે હર લેડીશીપની સાથેજ સુવાની છેઉં, કેમજે એવણ જરા નરવસ થયલાં છે," મેં કહયું, "અને તેથી તું તાહરે નિરાંત કરીને સુઇ જજે."

"વારૂં, મીસ," તેણીએ તાબેદારીથી જવાબ કરયો.

એ પછી જ્યારે એગાઠા હરમીઓનને સુવાને વાસ્તે તૈયાર કરતી હતી ત્યારે હું ઘડી ચપકો માહરા પોતાના ઓરડામાં ગઇ. ત્યાં ધારા મુજબ મેટીલ્ડા માહરી સુવા જવા આગમજ ખીદમત કરવા ધારા મુજબ માહરી વાટ જોતી બેઠી હતી, અને હું ગઇ ત્યારે સઘડી પુર બાહરમાં સળગાવીને તે તેની આગળ વિચારવંત કીસમે તાપણું કરતી બેઠેલી હતી.

તે મને જોઇને અદબથી ચમકી ઉઠી.

"તેં પછી એગાઠાને, મેં કહયું હતું તેમ, આજે ચેતાવી રાખીછ ખરી કે?" મેં, મને યાદ થતાં, અંદર આવતાં સાથે તેણીને પુછયુ.

"નહીં, મીસ, અમે જરા બી એકલાં પડયાંજ નથી, મને તકજ નહીં મળી," તેણીએ જવાબ કરયો.

"વૅલ, એટલું બધું કાંઇ ખાત્તું મોડું થતું નથી, કાંઇ નહીં, કાલે કેહજે," મેં કહયું,—અને તે પછી તેણીએ ધારા મુજબ મને માહરો ડ્રૅસ બદલવામાં મદદ કીધી, એટલે મેં તેને રૂખસદ કીધી. માહરા બાલ તો હંમેશ હું માહરે હાથેજ કરતી હતી. અને તેમાં હું તેણીની મદદ નહીં લેતી હતી, એટલે ખરી રીતે તો હું આજ રાત્રે માહરા ઓરડામાં નહીં સુવાની હતી તે વિશે પણ તે તો નાવાકેફજ રહી.

મેં, એ પછી, કપડાં ઉતારી એક મૉરનીંગ રૅપર પેહડી લીધું, અને હું માહરાં બારણાંને ચાવી દઇને હરમીઓનના ઓરડામાં સુવા ગઇ. તે બી એટલામાં સુવાને વાસ્તે તૈયાર થઇ ચુકેલી હતી, અને અમે તેથી હજી થોડોક વખત વાતચીત કરયા કીધી. ત્યાર પછી તેને ઉંઘ આવવા માંડી એટલે હું બી સુવા તૈયાર થઇ, અને એગાઠા જે બાજુમાંનાં ડ્રૅસીંગ-રૂમમાં સુતી હતી તે ઓરડાનું બારણું અંદરથી ચોકસાઇને ખાતર બંધ કરી લઇ હું બી સુઈ ગઇ.

---

## પ્રકરણ ૨૦૯.

મને બી તરતજ ઉંઘ આવી ગઇ, પણ પછી મધરાતને શુમારે હું જરા ઝપકી ઉઠી. મને કાંઇ એક બારી હું સુતી હતી તેટલા અતરાફમાં કેયે જોરથી ઉઘડવા કે બંધ થવાનો

સાહદ આવ્યો, અને તે સાહદ પરજ હું ચમકી ઉઠી હતી. એ શું? શું પવનેજ બારી ઉંઘડીને અફળાઇ ગઇ હશે? મેં થોડોક વાર પડીપડીએ કાન કરીને સાંભળ્યું, પણ પછી તો કાંઈ અવાજ આવ્યો નહીં. એમ છતાં, માહરા વસવસતા જીવ સાથ હું પાછી તરત ઉંઘાઇ જઇ શકી નહીં, એટલે દીલની તસલ્લી વાસ્તે ધીમેથી હરમીઓન જાગી નહીં ઉઠે તેમ હું બીછાણાંમાંથી ઉઠીને બાહેર આવી, અને ઘણોજ હળવેથી સ્ટૉપર ઉતારી એગાઠાવાળું બારણું ઉંઘાડયું.

મેં અંદર ડોકાવ્યું. ત્યાં સઘળું બીલકુલ શાંત હતું, અને એગાઠા તો મજાહની ઉંઘાતી હતી. ગૅસ લાઇટ બુજવી નાંખેલી હતી, પણ સમેદાંનીમાં એક મીનબતી બાજુએ બળ્યા કરતી હતી, અને એ સઘળું જોતાં સંતોષ પાંમી મેં પાછું તે બારણું બંધ કીધું અને હું પલંગ પર સુવા ગઇ, તેટલાં—ઓ ખુદા! એક ઉપર એક કોઇ ધમાધમ અફળાઇ જવાના અવાજો થયા, અને તેની લગોલગ સાથેજ ભયભીત હૃદયભેદક ચીસોના અવાજો કાને આવ્યા, કે જે તે મધ્ય રાતની શાંતીમાં થયલું હોવાથી આખું ઘર મોટા ગભરાટ વચ્ચે જાગી ને ફફડી ઉઠયું!!

હરમીઓન તો તે સાંભળીને જાગતાં સાથે ધ્રુજવાજ પડી, અને મને વળી પલંગ પરથી નીચે ઉતરેલી જોઇ બેવડી બીહીધી.

"માહરા ખુદા, એ વળી શું હશે ઍલન?" તેણીએ ચમકી ઉઠીને બીછાણાંમાં બેસતાં ગભરાત કરયો,—અને તેટલાં તો એગાઠાએ અમારૂં બારણું જોરમાં અંદરથી ગબડાવ્યું.

"જલદી ઉંઘાડો! જલદી ઉંઘાડો!" તેણીએ પુકાર કરયા; "બાથરૂમ તરફ કાંઇ મોટી હોનારત થયલી છે!"

મેં તરત બારણું ઉંઘાડી નાંખ્યું, અને પછી હરમીઓનને જરા શાંત રેહવાની તાકીદ સાથ વિનંતી કરી, હું એગાઠા સાથે હાથમાં મીનબતી લઇ બાથરૂમ તરફ જીવ નાખતી દોડી. અમો ફકત નાઇટ ગાઉનમાં અરધાં બેમહલાજે હતાં, પણ તે વાતનું બી હાલ ભાંન શાંનું રહે? ગભરાતજ એવા પ્રકારનો થયો હતો કે અમો સઘળાંનાં અંદર સુધી હાડેહાડ ધ્રુજતાં હતાં!

હવે બાથરૂમમાં અમોએ દોડી જઇને જોયું તો ત્યાં જેમ સઘળું હતું તેમ તદન શાંત હતું, અને ત્યારે તેને લગતું બારણું ઉંઘાડી નાંખી પેલી દાદરવાળી નાઘલી ચાલમાં અમે નીકળ્યાં, જ્યારે મેં જોયું કે દાદારને મથાળેની એક મોટી બારી જે હું પેહલી રાત્રે અત્રે આવી ગઇ ત્યારે બંધ હતી તે ઉંઘડી ગયલી હતી, અને દાદરનાં હેઠાંણમાંથી કોઇનાં મરતી વખતનાં દચકાંના અથવા અસહ્ય દુઃખની કાંસકરાંજના ભયભીત ઉંડા અવાજો કાને આવતા હતા!!

એ ઉપરથી અમોએ એક બાજુના કટેરા જે હજી સલામત હતા તે પર જરા ટીંગાઇને નીચે જોયું, અને જો કે ફકત એક મીનબતીની મદદથી છેક હેઠાંણમાં જોઇએ એવું કાંઇ જોઈ શકાયું નહીં, કેમકે મકાંન ઘણીજ ઉંચી ઉભરણીનું બાંધેલું હોવાથી પેહલો માળ નજદીક બેથી અઢી મજળાની સામન્ય ઉંચાઇનો હતો, તોપણ મને એમ તો લાગ્યું કે કોઇ બે આસામીઓ નીચાંણમાં પડેલા છે! એથી હું ગભરાતની મારી, ભાંન ભુલી થઇને, પેલો તુટેલો દાદર ઉશ્કેરણીનાં જોશ વચ્ચે ઉતરવા જતી હતી, ત્યારે એગાઠાએ ચીસ પાડીને

મને કમ્મરમાંથી પકડી લીધી.

"અરે એ શું કરવા જાઓછ, મીસ ?" તેણીએ ગભરાત કર્યો, "દાદરનો ઉપલો ભાગ છેજ કાંહ જે તમે ઉતરવા જતાં હતાં ?"—અને ત્યારેજ હું ફાળ ખાઇને પાછી હઠી ! હું કેટલી હૈયાંસુની થઇ ગઇ હતી તેનું ત્યારેજ મને ભાન થયું, અને ત્યારેજ મેં જોયું કે આ છોકરીએ ખરેખર માહરો પ્રાંણ ઉગારયો હતો, કેમકે એકજ કદમ જો હું આગળ વધતે તો સરભોગ હું બી નીચે જતે, અને માહરૂં માથું ફાટી જતે !! અને જો કે આ બધી ઘણુજ મોટા ગભરાતની પળો હતી, તે છતાં તે ગભરાત વચ્ચે બી એગાઠાની એ ભલાઇથી હું એકાદ પળ દંગ થયા વના રહી શકી નહીં.

એમ કેમ ? એ તો સાંમો માહરો કાંટો કાઢી નાખવા ચાહે, અને હું જો એ અકસાતથી મરતે તો તેને તો ભલેભલું થવું જોઇએ, ત્યારે તેને બદલે આ તો સાંમી તેણેજ મને બચાવી લીધી ?

એટલામાં તો લૉર્ડ કેલવેડન પોતે લેડીના બેડરૂમવાળું બારણું અધીરાઇથી ગબડાવતા હતા, અને અમો તેથી તે તરફ પાછાં દોડી ગયાં, જ્યારે એગાઠાએ બારણું ઉંઘાડયું અને તેટલાં મેં પલંગ આગળ જઇને જોયું 'તો હરમીઓન બેશુધ્ધ થઈ ગઇ હતી ! એ પ્રમાણે ગભરાત પર ગભરાત વધતોજ આવ્યો, અને મેં ઉતાવળે સ્લીપર પેહડાં લઇ મૉરનીંગ રૅપર માહરાં દીલ પર વીંટાળી લીધું. એવામાં સારાં નસીબે થોડુંક ભરચોપડ કરવાથી હરમીઓન બી હોસમાં આવી, અને તેની આગળ લૉર્ડ કેલવેડનને રાખીને હું અને એગાઠા થોડાક પુરૂષ નોકરોની મદદ સાથે આગળે બારણેથી નીચે દોડી.

મેં તે બાજુની દાદરબારીની ચાવી લઇ લીધી હતી, અને આદમીઓએ તેજ બતીઓ સાથે લીધી હતી. પેલી મેટીલ્ડા બી અમારી સાથે ધ્રુજતી ધપકતી દોડી આવી હતી. સઘળાંજ એ વખતે હાલહવાલ પોશાકમાં હતાં, કેમકે ચમકી ઉઠતાં સાથે સ્ત્રી પુરૂષો જે જરાતરા હાથમાં આવ્યું તે દીલ પર નાંખી બાહેર નીકળી પડયાં હતાં. ખરાજ મોટા ગભરાતનો સમો હતો ! સર્વનાં હલખરેહલખરાં ઉડતાં હતાં, અને અમો બગીચામાંથી વળાંણ લઇને પાછળા દાદરવાળાં બારણાં તરફ કેમ પોંહચ્યાં તે બી હું તો જાંણે જાંણતી નથી !

કોઇએ એમ કરતાં તે બારણાંને મથાળેની ઉંચાણમાંની બારી મને બતાવી.

"આએ બારી હંમેશ બંધ રેહવાવાળી તે ઉંઘડી ગયલી છે," તેણે ધ્યાંન ખેંચ્યું.

"હા, એજ રસ્તે તે લોક અંદર ઘુસેલા લાગેછ," એગાઠા ગુસ્સાથી બોલી.

"તે લોક કોણ ? શું ચોરો આવ્યા ?" અરધીક ડજન અવાજોએ એકદમ સામટું પુછયું.

પણ જવાબનો તે વખતજ નહીં હતો, તેવામાં તો મેં બારણાંમાં ચાવી ફેરવી, અને બારણું ઉંઘાડતાં અમોએ શું જોયું ? તે તુટી પડેલો દાદર ધુળ મટોડાંના ઢગ વચ્ચે અરધો ભાગેલો પડેલો અથવા લટકતો હતો, અને નીચાણમાં તે આરસપાહાણના પથ્થરની મજબુત ફરસબંદી પર અફળાઇ પડેલા બે આકારો પડેલા હતા, જે હજી તો અમો જોઇએ તેટલાં માહરી પાછળ એક ચીસ પડી, અને મેટીલ્ડા ત્યાંજ ફસડાઇ પડી !!

"એની પર ધ્યાન આપો," મેં હુકમ કરયો, "એ ગરીબ બીચારીથી આએ દેખાવ જોઇ શકાતો નથી."

"ઓ, મુઇ હું અભાગની!" તેવાંમાં તો તેણીએજ તે પેહલી પળોના ગભરાતમાં પોતાનાં મગજનું સમતોળપણું ખોહી દઇને ચીસેચીસ પાડી! "ઓ રોબર્ટ, રોબર્ટ, તાહરો આએ શું ફેજ! ત્યારે તું મરી જશે તો ફાંસીએ હવે માહરે ચહવું પડશે કે? મને એ શું સુઝયું? અરે, અરે, મેં એ તાહરા ગુનાહમાં કાંય શામીલગીરી આપી!" વિગેરે.

હું તો દંગ થઈ ગઇ. આ છોકરી એ શો બકવાત કરતી હતી! એણે કયા ગુનાહમાં શામીલગીરી આપી અને આએ રોબર્ટ કોણ હતો!

"અરે આએ તો રોબર્ટ બ્રાઉન છે—મી૦ કોલીંગવુડનો ખાસ ખીદમતગાર!" એક જણાએ તેવામાં બત્તીથી તેનો ચેહરો બરાબર જોઇને પોકાર્યું.

"અને આએ તો મી૦ કોલીંગવુડ પોતે પડેલો છે!" બીજાએ ગભરાત કર્યો.

"કોલીંગવુડ?" મેં બુમ પાડી, "પણ જુઓ, જુઓ! કાંઇ બી જીંદગી એ બેમાં બાકી રહેલી છે કે બેઉ મરણુજ પાંમ્યાછ?"

"મી૦ કોલીંગવુડ તો લાસ થઇ ગયલો છે, મીસ," તેઓએ તેહકીક કરવા પછી તેઓ-માંના એકે મને જવાબમાં કહયું.

"અને બ્રાઉન બી તે કયાં જીવેછ જે?" બીજાએ કહયું, "બ્રાઉન બી તો આખર થઈ ગયલો છે!"

"રોબટ બ્રાઉન?" મેં માહરાં મનથી હેબત ખાતાં પોકાર્યું; "માહરા ખુદા, ત્યારે આટલું આટલું સુધી શું હું નિર્દોશ બેગુન્હા એગાઠાનેજ નાહકમાં સંતાપતી અને બદનામ કરતી હતી? એગાઠા જેની સાથે પરણુવાની હતી તેનું નામ રીચર્ડ બારલો હતું, એટલે બન્નેનાં નામોના પેહલા હરફો એકમળતા હોવાથીજ મેં આ ઘણો મજબુત ભુલાવો ખાધો હતો!!

પણુ હાલના જીવસતોસત ગભરાત વચ્ચે હું એગાઠાને કેહું બી તે શું અને તેની માફ માગું બી તે કેમ? હાલ તે માટે નીરાંત કે અવકાશજ કયાં હતી? હાલ તો પેલા લાશ થઇ ગયલાઓ પરજ અમારે ધ્યાંન આપવાનું હતું.

"કોઇ તમારામાંથી એક જણુ ઘોડેસ્વાર થઇને દોડી જાઓ, અને નજદીકમાં જે ડાકટર હોય તેને તેડી લાવો," મેં હુકમ આપ્યો, "મને વીશ્વાસ આવતો નથી. કદાચ હજી થોડુંક હૈયાત એ બેઉમાં કે બેમાંથી કોઇ એકમાં બી બાકી હોય!"—અને એક બે આદમીઓ ડાકટરને તેડી લાવવા દોડી ગયા બી ખરા.

"તદન બેફાયદા છે, મીસ," વડો બટલર જે એક બુજોર્ગ આદમી હતો તેણે કહયું; "બેઉમાં જરા પણુ જીંદગી બાકી રહી નથી. બેઉ તદન લાસજ થઇ ગયલા છે!"

"પણુ પેલી મેટીલ્ડા કયાં છે?" મેં તેવાંમાં માહરી આસપાસ ફરીને તેને ત્યાં ન જોતાં પુછયું.

"તેને બીજીઓ અંદર લઇ ગઇ," એકે જવાબ કર્યો, અને પછી ફરીને પોતાના સાથી-ઓને કહયું, "મેં તમો લોકને કહયું તે તમે લોક માનતાતા નહીંની? માહરી ખાત્રીજ હતી કે

આએ લુચ્છો રૉબર્ટ એના શેઠ સાથે ખુલ્લોં ગયોતોજ નહીં. મેં એને તે દહાડે આબાદ આપણા બગીચામાંથી ચોરી છુપીથી બાહેર નીકળતો જોયો હતો, અને ત્યારેજ મેં તમોને આવીને ચેતાવેલું, પણુ તમે બધાએ મને દારૂ પીધેલો કહીને હસી કાહાડેલો !"

"એઉ બદમાશ ! એઉ પોતાની લાયક ફેજે પોંહચ્યા!" ઘરડા બતલરે ઘણું ઉશ્કેરાઇને કહયું, "મને તો વેહમજ પડયો હતો કે આપણી ભલી શેઠાંણી વગર મોહતનું જે મરવા સુતી હતી તે આએ કરપીણુ કોલીંગવુડનોજ કાંઇ દગો છે."

"હોવોજ જોઇએ, હોવોજ જોઇએ," હવે ઘણાકો મોટા જુસ્સાથી એકમત થયા, "નહીં તો આજે ચોરની માફક એ ચંડાળો આવી મોડી રાત્રે મેહલમાં આવતેજ શાંના? કાંઈ બી બુરૂંજ કરવા આવ્યા ને આવીને આએ ફેજ પામ્યા!"

"અરે પણુ આએ દાદર કેમ ભાગી ગયો? એ ક્યારે પડી ગયોતો?" વળી કેટલાકોએ તે પર ધ્યાંન ખેચાતાં સવાલ કર્યો.

"તમે લોકો લાશ આગળ રેહજો, ને હું હીઝ લૉર્ડશીપને જઇને બધી ખબર આપુંછ." હયાં મેં કહયું—અને ઘણી મમતાથી એગાઠાનો હાથ લઇને કહયું, "આવ, ભલી એગાઠા, માહરી સાથે."

ખરેખર, માહરા ખરાં દીલના પસ્તાવા વચ્ચે મેં એટલી બધી માયાથી એ તેને કહયું કે તેણીએ તાજુબીમાં માહરા ચેહરામાં જોયું, અને પછી અમો બગીચામાં થઇને પાછાં ઉપર જતાં હતાં ત્યારે તેણીએ દબાયલે સાહદે કહયું; "ઓ મીસ, ખરેખર મેટીલ્ડા એવી નીચ ને નાલાયક થઈ હશે? શું ખરેખર તે આએ ખુંનીઓ સાથે સામેલ હશે?"

"હા, એગાઠા," મેં કહયું, "અને હું એ માહરી ભુલને વાસ્તે ખરેખર ઘણી દલગીર થઇ."

"કેઈ ભુલ, મીસ!" તેણીએ અજાયબીથી પુછયું,—અને પછી એકદમ એક ઝટકે તેણીને ખ્યાલ થઇ ગયો હોય તેમ પુકારીને કહયું, "ઓ, શું તમે મને આએ પાપમાં શામેલ ધારતાંતાં ને તેથીજ શું તમે માહરી સાથે હંમેશ એટલાં બધાં તુમાખથી અને ધાક ધમકીથી વરતતાં હતાં?"

"હું ઘણી શરમીંદગીથી હા કેહુંછ, એગાઠા, અને ઘણાં મોકળાં મનથી માહરી એ ભુલ ને ગેરઇનસાફ માટે માફ માગુંછ. મેં ઘણો મોટો ને જબરો ભુલાવો ખાધો છે," મેં બહુજ ખેદ પામીને કહયું.

"ઓ, તમે કેટલાં ભલાં છેઓ, મીસ પર્સી!" તેણીએ લગભગ રડી દઇને કહયું, "માહરા જેવી એક મીસકીન પાસે તમારે માફ માગવાનું શોભે બી ખરૂં!

"એ બધી વાત આપણે પછી ધીરજથી કરશું," મેં તેનો ઘણી માયાથી હાથ દાબીને કહયું, અને તુરત વેળા તો તે પછી હું લૉર્ડ અને લેડી કેલવેડન પાસે લેડીના બેડરૂમમાં પાછી ફરી.

અને ત્યાં જઇને કેટલી ધીરજ આપીને મેં તેઓને તે સઘળી હકીકત કહી, અને તેમ છતાં તે સાંભળીને તેઓ બંને કેટલાં ઉશ્કેરાયાં તેનું બ્યાંન કરવું બેજા છે! લૉર્ડ કેલવેડને તો જાંણે

માન્યુંજ નહીં કે જેને તે એક પોતાનો દીકરોજ અને ભવિષનો વારસ જાંણુતો હતો તે એટલી હદ સુધીનો અધમ બુરો હોય! તે હવે આ ફાની જેહાનથી ફના થઇ ચુકેલો હોવાને લીધે હું તેને આપેલાં માહરાં પાક વચનથી મુક્તી પાંમી ચુકી હતી, જેથી એ ખુંનની કોશેશના સંબંધમાં હું જે જાંણુતી હતી તે મેં સઘળું અવ્વલથી અત્યાર સુધીનું હવે જરા એ અચકાયા વગર બ્યાંન કરીને કહ્યું, અને માહરૂં પાક વચન સમાલી સમાશીને મેં લેડી કેલવેડનને જીવાડવા શું શું જેહમતો ઉઠાવી હતી તે જ્યારે તેઓએ જાણ્યું ત્યારે લેડી કેલવેડન હેસાંનતું રડીને એક બચ્ચાંની માફક દચકાં ખાતી હતી, અને લૉર્ડ કેલવેડને પણ ખરી મુરબ્બીગીરીથી મને પોતાનાં પાસાંમાં ખેંચીને ખરાં બાપીકાં હેતથી બગલગીર થતાં માહરી ખાંધ પર માથું નાંખી પોતાની ઘરડી ચશ્મોમાંથી ઘણુંએક આસુંઓ ખેરવ્યાં!

ગુંચવણુ પેદા કરનારૂં હવે માત્ર એજ હતું કે તે મરનાર ગુનેહગાર પોતાના તેવાજ ગુનેહગાર સાથી સાથે મોડી રાત્રે ચોરીછુપીથી આજે મેહેલમાં દાખલ થવા કાંએ પાંમ્યો હતો? પેલું માહરૂં કાગળ તેને ગયું, કે જે મેં "આર. બી." ની સહીથીજ લખ્યું હતું કે અહીં બધું પકડાઇ ગયલું છે તેથી બીહધેલો શું તે લેડી કેલવેડનનું કે લૉડનું કે માહરૂં કે અમો સઘળાંનું ખુંન કરવાજ આવ્યો હતો?

એવામાં એગાઠા ઘણી ગભરાતી, અમો એ ગભરાતની વાત કરતાં બેઠા હતાં ત્યાં, દોડી આવી.

"ઓ મીસ પર્સી, તમે જરા જલદીથી આવશો?" તેણીએ આવતાં સાથે કાકલુદી કરી; "મેટીલ્ડા મરી જાયછ, અને મરવા આગમચ તમોને મળવા માંગેછ!"

"પણ તમે લોકોએ તેની આગળ ડાકટરને તેડયોછ કે નહીં?" મેં અરધા ગુસ્સાથી પુછ્યું.

"ડાકટર તો કયારના આવી ચુકયાછ!" એગાઠાએ જવાબ કર્યો, "તેવણે પેહલાં પેલી બેઉ લાશ તપાસી અને બેઉનું હૈયાત તદનજ ખતમ થઇ ચુકેલું જાહેર કરીને તેવણ મેટીલ્ડા પાસ ગયા. તેવણ બી ધારેછ કે એ બીમાર ટગર કરેછ તેમ તમે જલ્દીથી આવો અને એને મલો તો સારૂં."

હું, તે ઉપરથી, તે વરબૈયરની રજા લઇને તેઓને તુરત વેળા એકલાં છોડી મેટીલ્ડાવાળા ઓરડામાં દોડી ગઇ. ડાકટરે–મેં જોયું કે–તે ઓરડામાંથી બધાંને બાહેર કાઢયાં હતાં, અને ફકત એક ઘરડી મેડ અને ડાકટર પોતે હું ત્યાં ગઈ ત્યારે તે બીમાર કને હતાં.

બીમાર? ઘણીજ બીમાર! તે કે જે આજ રાત્રે સુવા ગઇ ત્યારે તો સાજી તાજી ને તંદરોસ્ત હતી તે મનની બેજારીનાં દુઃખથી બીમાર થઈ આ થોડાજ કલાકોનાં દરમ્યાનમાં સરબસર મરવાજ સુતી હતી! તેનું મન જાંણે ઉશ્કેરાત કરતાં કરતાં ઠાકી ગયું હોય તેમ તે તદન નીશોશ થઇ ગઇ હતી, ચેહરો મોહત જેવો ફીકકો પડી ગયો હતો, ગાલોમાં ખાડા પડી ગયા હતા, અને મહીનાઓની બિમાર હોય તેમ આંખો ઉંડાણમાં ગરક ગઇ હતી!

"તમે આયાં, મીસ પર્સી!" તે મને જોતાં સાથે પાછી ઉશ્કેરાઇ, અને ડાકટરની તરફ ફરી હાથ જોડી કહયું, "અમોને જરા એકલાં છોડો. માહરે મીસ પર્સીને કાંઈ અગતનું કેહવાનું છે."—અને ડાકટર પેલીને ઇસારત કરી તેણીને લઈ ખુશીની સાથે પોતે બાહેર ગયો. તે

મને કાન પર પડી કેહતોજ ગયો કે બીમાર એ મુજબ પોતાનાં મનને શાંતી આપે એ ઘણું જરૂરનું હતું.

હું તેણીની કને, તેથી, ખુરસી ખેંચી બેઠી, કે જ્યારે પેહલાં તો તે ધ્રુસાંધ્રુસ રડી.

"અભાગની છોકરી," મેં દયાથી જળી જતાં કહયું, "તુંને એ શું સુજ્યું? તું જેનું નીમક ખાતી હતી તેનોજ જાંન લેવામાં તેં શામેલગીરી આપી?"

"ઓ, મુઇ હું! મુઇ હું!" તેણીએ તડાપ તડાપ પોતાના માથાંમાં હાથ મારીને કહયું, કે જ્યારે મેં તેના હાથ પકડી લઇને તેને શાંત કરવાની વ્યર્થ કોશેશો કરી, "મને તો રોબર્ટે ફ્રસાવી. તેણે મને નાહકની મોટી મોટી લાલચોથી ગરદન મારી; અને, ઓ મીસ પર્સી, જે અપરાધને વરે તમે ગરીબ એગાઠાને વાસ્તે વેહમાયા કરતાં હતાં તે અપરાધી ખરેખરી તો હુંજ મુવેલી હતી! હા, એ ક્રેરી લૉક્રેનજીસ માહરી ગરીબ બાઇને આપનારી કરપીણુ ખુંની હુંજ છેઉં. મને ઘણી વખત એ બીચારીને પીલાતી ને મરતી જોઇને દયા છુટી આવતી, પણ રોબર્ટ માનતોતો નહીં!"

"ને એ તાહરી ટર્ન હોય તેજ દાહડે તું કરી શકતી હતી?" મેં પુછ્યું.

"નહીં, એગાદાની ટર્ન હોય ત્યારે બી હું ઘણું કરીને તો કોઇ ને કોઇ તરકીબથી કૅારી, ચોકલેટ કે સુપમાં, મને કહી રાખવામાં આવ્યું હતું. તેમ, એ લૉક્રેનજીસમાંનું એક સેરવી દેતી હતી!" તેણીએ પોતાનાં આંસુઓ વચ્ચેથીજ કહયું.

"પણ કોલીંગવુડે કાંય પોતાની કાકીનુંજ મરણ શાહોધ્યું? ખરી રીતે તો તે જે મેળવવા ચાહતો હતો તે તેના કાકાનાં મરણથી તેને મલતે?" મેં માહરી મુંજવણ જાહેર કરી, "તું કાંઇ એ વિશે જાંણેછ?"

"હા. તે બીહીતો હતો કે કાકાએ કદાચ એકાદ વીલથી સઘળું લેડીનાંજ નામ પર કરી નાખ્યું હોય, અને તેને એક લુખ્ખા સુકકા ખેતાબથી જ્યાદા લૉર્ડનાં મરણથી કાંઇ બી નહીં મળી શકે!" તેણીએ ખુલાસો કર્યો.

"ઓ, હવે હું સમજી ત્યારે," મેં કહયું; "અલબત એ સિવાય બાકીનું તો હું બધું જાણુંછ. એક સાંહજે મેં તુંને તાહરા લવર સાથે બાગમાં છુપાઇને વાત કરતાં બી સાંભળી, પણ માહરાં ભેજાંમાં એગાઠાજ તે વખતે ભરાઇ ગયલી હોવાને લીધે મેં તે અવાજ બી એગાઠાનોજ માંની લીધો હતો!"

"અને તેથીજ ત્યારે તમે તે રાત્રે પેલું અમારૂં કાગળ બી કાઢી લીધું કેની?" તેણીએ કહયું, "ઓ, હવે ત્યારે મને બધું બરાબર સમજ પડેછ, કેમજે તમે જે ભલતુંસલતું કાગળ લખેલું તે નહીં સમજ પડવાથી તે મલતાં સાથે ગભરાઇને કોલીંગવુડ અત્રે ધસડાઈ આવ્યો, ને ત્યારેજ અમોને બી એ કાગળના ઘોટાળાની ખબર પડી. કોલીંગવુડ તે પછી તરતજ પામી ગયો કે એ કારસ્તાંન તમારૂંજ હોવું જોઇએ."

"અને લેડી કેલવેડન સારી થતી જતી હતી એ વાત કોલીંગવુડ જાંણતો હતો કે?"

"હા, મીસ, ગઇ કાલે અમે બધાં સાથે મલ્યાં હતાં ત્યારે મેંજ કહયું, અને તે સાંભળી તે તમારા પર ઘણો વધતો ખીજવાયો," મેટીલ્ડાએ જવાબ કરયો, "કેમજે અમારી પાસનાં

લૉઝેનજીસ પુરાં થઇ ગયાં હતાં, અને તમો કોઇ બી રીતે એ ઝેરનો ઉતાર લાવીને માહરી બાઇને પાતાં હતાં એમ તેણે માની લીધું. એ ઉપરથી અમે ગઇ સાંજે વળી પાછાં મલ્યાં, અને ત્યારે મેં તેને પાછું જણાવી દીધું કે તમારા વેહમો એગાઠા પરજ હતા!"

"અને પછી શું થયું?"

"પછી પોતાની બાજી બધી ઉલટાઇ જતી જોઇને તે હદ વગરનો અધીરો પડયો, અને મારવું કે મરવું એજ નૈયતથી એ આજ રાત્રે એક ફટકો મારી લેવા તૈયાર થઈ ગયો!" મેટીલ્ડાએ કહયું, "તે લોકોએ બારીને રસ્તે લેડી કેલવેડનને લગતા ઓરડાના બાથમાં દાખલ થવાનું નકકી કીધું હતું. તે બારીની લગોલગ જે મોટું ગ્રેપવાઇનનું ઝાડ છે તેજ ઝાડ પર ચઢીને એ લોકોએ અંદર આવવાનો ટાગડો કીધો—જોકે મેં તો એ બેવકુફીથી હાથ ઉઠાવા એ બેઉને ઘણું સમજાવ્યું. મને તો તે વખતે ખબર બી નહીં કે એ બાજુનો દાદર ધસી ગયલો છે, નહીં તો હું જરૂર તે લોકને ચેતાવતે, પણ ખોદાનાં ઘરનો ગજબ—ખોદાના ઘરનો માર—આવવાનો હોયછ ત્યારે તેના હજારો રસ્તા થાયછ!"—અને એ બોલતાં તેણીનું ગળું ઘુંટાઇ જતુ હોય તેમ તેણીએ પોતાનાં ગળાં પર જોશથી હાથ દાબ્યા, કે જ્યારે મેં ઉઠીને તેને થોડુંક ઠંડુ પાણી પાયું.

"અને એ લોક આજે રાત્રે ઘરમાં આવીને ખુંન કઇ કીસમે કરવાના હતા તે તું કાંઇ જાંણેછ કે?" મેં તનબદનમાં કાંપતાં પુછયું.

"હા, કોલીંગવુડ પાસે કાંઇ ઝેર હતું," તેણીએ જવાબ કરયો, "એ કેહેતો હતો કે જો તે રૂમાલમાં લઇને સુંઘાડે કે હોઠ પર એક બે ટીપાં નાખીને એ ઉંઘતી અબળાનાં દીલમાં કે મગજમાં પેવશ કરી શકાય તો તે એકાદ દચકાં સાથે તરતજ આખર થઇ જાય, અને કોઈ કદી જાંણે બી નહીં કે મોહત શાથી નીપજ્યું!"

"પણ આજે એ લોક કેમ આવ્યા?" મેં અજબ થતાં પુછયું, "આજે તો ડ્રેસીંગરૂમમાં સુવાની તાહરી નહીં ને એગાઠાની ટર્ન હતી?"

"તેજ મને અજબ કરેછ! તેજ માહરોબી ગુંચવાડો છે," મેટીલ્ડાએ અતવત કરયું, "કાંઇ બી ગેરસમજુતજ થઈ ગઈ હોશે, કેમકે એ લોકોને બાથરૂમમાંથી બારણું ઉંઘાડીને અંદર તો હુંજ લેવાની હતી."

"એ બધું તું કેહછ તેમ ત્યારે બીજું કાંઇજ નહીં પણ ખોદાના ઘરનો માર અને ગજબ છે!" મેં કહયું,—અને, બેશક, એ સઘળી ખોદાની ખુદાઇ માટે હું દાંતમાં આગળાં પકડીને હેરત રહી. ખરેખર, નાસ્તીકોને પણ આસ્તીક કરી મેળે અને ખુદાની ખુદાઇમાં માનતાં કરે તેવોજ આએ કોઇ અજબ ખુદાવંદી બનાવ બન્યો હતો—નહીં તો આવા એક મેહલનો તેજ દાહડે દાદર શાંનો ધસે, કે જેથી તેને માથેની બારીમાંથી ઉછળીને અંદર આવતાં સાથે તેઓ પગઠયું ચુકીને અકેક પછવાડે સરભોગ સીધા બંને નીચેજ જાય, અને ફરસબંદી પર અફલાઇને પુરા થાય? ખુદાની ખુદાઇ નહીં હોતે તો એવો એક મોટો જોખમ કરવાનું અને છેલ્લે પાટલે બેસવાનું આંધળા કોલીંગવુડને સુજતેજ શાંનું?

"ઓ, હવે હું જીવીને શું કરૂં? આવી બધી ખુદાની કરાંમત જોવા પછી હું કેમ જીવી

શકવાની હતી?" મેટીલ્ડાએ એ પછી પાછું રડીને કલ્પાંત કરયું, "હવે તો લૉર્ડ અને લેડી બધું જાંણુશેજ, અને હું ત્યારે બચીજ કેમ શકવાની હતી?"

---

## પ્રકરણ ૨૧૦.

"સઘળું ખુદાની ખુદાઇજ પુરવાર કરેછ," મેં તેનાં તે કલ્પાંત પર ઝાઝું ધ્યાંન આપ્યા વના અરધું મોટે–અરધું મનસે કહયું "કેટલું અજૂબ જેવું કે દાદર ધસી પડવાની ગડબડ હરમીઓન ચાહતી હતી તેમ મેં તે રાતોરાતજ થવા નહીં દીધી, અને એ હોનારતની વાત મેટીલ્ડા પોતે પણ તેથી વેળાસર જાંણુવા નહીંજ પાંમી!

"મેં જે દેખાવ જોયો," મેટીલ્ડાએ પોતાનું કલ્પાંત જારી રાખ્યું, "તેથી માહરૂં તો જાંણે દીલજ ત્યાં ને ત્યાં ફાટી ગયું! હું ધારતીજ નથી કે હું હવે જીવશ, પણ ધારો કે હું જો જીવવા પામું તો, મને ખરેખરૂં કેહો, મીસ પર્સી, માહરૂં શું થશે? લૉર્ડ અને લેડી માહરૂં તરકત જાંણેછ ખરાં કે?"

"હું તુને જુઠી ઉમેદોનો સધ્યારો આપવા ચાહતી નથી, છોકરી," મેં દયા ખાઇને કહયું, "લૉડ અને લેડી જાંણેછ એટલુંજ નહીં પણ બધાં તાહરી શામીલગીરી પાંમી ગયલાં છે!"

"ઓ ખુદા, ત્યારે તો તું મને વેહલું મોહત આપ!" તેણીએ ચીસેચીસ પાડીને રડીને કકલાટ કર્યો, "હું જેલમાં જાઉં ને ફાંસીએ લટકું તે કરતાં તો મને આએ બીછાણાંમાંજ મરવા દે!"

મેં તેને, એમ છતાં, માહરેથી બને એટલું કરીને બચાવા અને તેના આટલા બધા પ્રશ્ચાતાપ પર નીગાહ રાખવા જોગું કેટલુંએક કહયું, અને પછી તેને બન્યું એટલી શાંત કરીને હું બાહેર ગઇ. એ પછી હું બાહેર ડાકટર અને પેલી બુઢી મેડને મળી, અને અમોએ ત્રણે મલીને કેટલોક વાર વાતચીત કરી આપસઆપસમાં તે કમનસીબ પોરીને વાસ્તે થોડુંક મત કરયું. ડાકટર ખાત્રીપુર્વક હતો કે તે હજી જોકે ઘણી હુસ્યાર્ હતી અને બધી સાહવધ વાતચીત કરતી હતી, તોપણ ભયનો જુસ્સો તેને માથે ઘણો ચઢી ગયો હતો, અને તે લાંબો ખાટલો ભોગવે અથવા તો કદાપી હવે પછી બીચારી સરયાંમ ઘેલી બી થઇ જાય!

ત્યાર બાદ ડાકટર અને મેડ તે બીમારવાળા ઓરડામાં પાછાં ગયાં અને હું આગળ વધી, પણ જરા વારમાં તે લોકોએ માહરે નામની મોટે મોટે બુમ પાડીને મને પાછી બોલાવી લીધી. માહરી પીઠ ફરવા સાથે બીછાણાંમાં પડી પડીએજ તે કમબખ્ત છોકરીએ આપઘાત કરયો હતો! પોતાનાં ગળાંમાં તુવાલનો તાઇટ ફાંસો નાંખીને તેણીએ દેહત્યાગ કરવાનું કરયું, અને જોકે એ ઘણું તરતનું થયલું હતું, અને અમો તરતજ અંદર પાછાં ફરેલાં હોવાથી હજી છેલ્લાં દસકલાં ચાલતાં હતાં, તોપણ ડાકટરે તેને બચાવી લેવા અનીખના તારા તોડવા છતાં, તેણીએ દીવાન્યતભર્યાં ઝનુનમાં ફાંસો એટલો બધો મજબુત અને તાઇટ ખાધેલો હતો કે તેણીની જીંદગી ડાકટરનાં હાથમાંથી ગમે એવી કોશશ છતાં સરીજ જતી રહી, અને અમારા જોતાંજોતાંમાં તે બીચારીની હેયાતની તમામ ઓટ થઇ જતાં વાવલો ચડપ દેતો કે ઉડીજ ગયો!

હું હવે એ નવા ગમખાર સમાચાર લૉર્ડ અને લેડી કેલવેડનને કેહવા દોડી ગઇ. તે વખતે હરમીઓન, ભયભીત બનાવો બન્યા હતા અને તેણીનો જાન લઇ લેવાનો જે કરપીણ પ્રપંચ મેં જાહેર કરેલો હતો, તે વાતની હેબત અને અજાયબીમાંથી થોડીક ફરાગત પાંમેલી દેખાઇ હતી, અને તેવામાંજ મેં જઇને એ નવી મોહકાંણના સમાચાર તેમને કહયા, તેથી તે નવેસરથી પાછો ડર ખાઇ છેકજ હડબડી ગઇ! ઘરડો લૉર્ડ કેલવેડન પોતે પણ જાંણે એ ઉપરાસાપરી હેબતનાક બનાવોથી ધ્રુજી પડયો!

"માહરાં ઘર પર એ શું સીતમનો શેહતાંન એક રાતમાં ઉતરી પડયો!" તેણે મોટા સંતાપથી કહયું; "જાંણે ખુદાનો કેહરજ છુટી પડયોછ!"

"હા, માહરા લૉર્ડ," મેં નરમાશથી સમજાવ્યું, "કેહર છુટી પડયોછ ખરો, પણ તે તો આપણે ખુશી થવા જોગ કેહર છે! તે તો બુરાંઓને પાયામાલ કરી નાંખી તેમની બદકારીના અંજામે પુગાડવાનો કેહર છે, અને તેમાં આપણે બીહીવાનું કે સંતાપ કરવાનું શું છે?"

ટુંકમાં, ઘણી મુશકેલીથી તે લૉર્ડ અને લેડી શાંત થઇ શકયાં, અને લેડી કેલવેડન પાછી જાસ્તી બીમાર નહીં થાય તે મકસદથી મેં તરતજ મને ખ્યાલ થતાં દરખાસ્ત કરી કે તેણીને માહરી સાથે સહવાર થતાંજ લૉર્ડ કેલવેડનના લંડન ખાતેના મેહેલમાં લઇ જવી.

"અહીંયા ચાલુ ગભરાત થોડાક દાહડા ચાલ્યા કરશે," મેં સમજાવ્યું, "આએ લાશો પર કોરોનરની જુરીઓ ભરાશે, લાશો ઠેકાણે પાડવી પડશે, પેલો દાદર પાછો બાંધવાની ખટરાટ થશે, અને એ બધા હીગાંમમાં બીમાર લેડી કેલવેડનને અહીં રાખવાનું જરા એ સલાહકારક નથી!"

"ખચ્ચીતજ નહીં," લૉર્ડ જોશથી એકમત થયો, "તુંને ગમે તે કર અને ગમે તેમ કામ લે. તાહરી દાનાઇ પર કરોડો આફરીન છે. માહરા તો જાંણે હાથ પગજ વેરાઇ ગીયાછ, અને તું જે કેહશે તે હું કરશ. માહરે તો અહીંજ રેહવું જોઇશે કેની?"

"હા, માહરા લૉર્ડ, તમારે તો એક બે દાહડા અહીંજ રેહવું જોઇશે," મેં સમજ આપી, "કોરોનર પર જરા તમારો વગ ચલાવજો અને જુરીમાં માહરી જુબાંનીનું નહીં કામ પડે તેમ કરજો. બધું ટુંકમાંજ આટોપી લેવાડજો, અને પછી તમો બી લંડનમાં ઇટન સ્કવૅર-વાળા તમારા મેહલમાં જલદી આવતા રેહજો. થોડુંક સુધી આએ તમારૂં મકાન હવે પડત અને બંધ રાખવાનું ઘણું સલ્લાહકારક થશે."

અને લેડી કેલવેડનને પોતાને પણ એ માહરો ઠરાવ અને સમજુત ઘણુંાંજ ગમ્યાં, અને તે પાછી ને પાછી મને હેતથી બગલગીર થઇ. આ મકાનમાં થોડાજ કલાકમાં એટલા બધા ભયંકર બનાવો ઉપરાસાપરી બનવા ને અજવાળાંમાં આવવા પાંમ્યા હતા કે મજબુત મગજનાં માણસો પણ ત્રાસ પાંમીને થથરી જાય, તો હરમીઓન જેવી નબળી તબ્યતની એકના શા આશરા?

અને તે રાત્રે એ બધું થઇ ચુકવા બાદ અમો થોડી ઘણી આશાએશ વાસ્તે પાછાં સુવા ગયાં ત્યારે લગભગ સહવાર થવા આવી હતી, પણ તન મનમાં અમો એટલાં બધાં બેજાર બની ગયલાં હતાં કે અમને બધાંને આશાએશની ઘણી જરૂર લાગી, અને માહરી સલ્લાહ પર અમલ કરવા બધાં એકમત થવાથી અમો પાછાં બીછાંણે ગયાં ખરાં—જોકે ઉંઘ મને પાછી મુતલગજ આવી નહીં.

અને બીજી સહવારે મોડેથી અમો ઉઠયાં ત્યારે તરતજ લેડી કેલવેડનને લંડન લઇ જવા-વાની ધમાલ ચાલી. હું તો પાછી ઉંઘાઈ શકી નહીં હતી તેથી માહરૂં તો માથું બી ઘણું ભારી થયું હતું, પણ અત્રેથી જવાની ગડબડમાં હું એ બેચેની થોડી ઘણી ભુલી જઇ શકી. લૉડ કેલવેડનની એક સુખકારક મોટી પોસ્ટચેઝ હતી, તે હુકમ સાથે તૈયાર કરવામાં આવી, અને તેને ચાર ઘોડા જોડેલા હોવાથી તેજ દાહડે સહાંજ થવા આગમચ તો અમો ઇટનસ્કવૅર ખાતે પોંહચી ગયાં. પોતાની બાઇને મદદ થવા એગાઠા અને બીજી બે દાસીઓ અમારી સાથે આવી હતી, અને હરમીઓને માહરા ધારવા કરતાં વધારે હીંમતથી અને ટેકાવથીજ સઘળું સહન કરયું. તે કીરતારનો હાથ અને દયા આએ બનાવમાં જોઇને તે ઘણી હીંમત પાંમી તે-મજ શુકરગુજાર થઈ હતી.

હવે લંડન આવ્યા પછી પણ હરમીઓને બે દાહડા તો તેનેજ ઘર તેની સાથે થોભી જવા માહરી કને માંગી લીધું, અને હું ખુશીથી તે વાસ્તે એકમત થઇ. અલબત, અમારી વાત-ચીતમાં ઘણું કરીને તો એ પછી બી એ અને એજ હતું. કાલીંગવુડનું તરકત હું કેમ પકડવા પામી હતી, અને પેહલી હરોળમાં ચામડીના સુધારાના મસે હું ઝેરના ઉતારનાં લૉઝેનજીસ જે તેણીને આપી ગઇ હતી તે મેં કેમ મેળવ્યાં હતાં તે બધુંજ માહરે હવે તો તેણીને કેહવું પડયું, અને માહરાં વચનને સાચી રહીને મેં તેનો જાન બચાવવા જે જે કીધું હતું તે ઉપર પાછો વિચાર કરતાં હરમીઓન માહરાં જોગાં પોતાના હેસાંનમાં વધતીજ ગીરફતાર બનતી રહી.

"હું તમોને લંડન લઇ આવી તેમાં માહરી એક મતલબ ધરડી બૅટી તમોને પાછાં જોઇ જાય તે પણ હતી," મેં સમજાવ્યું, "એણે આંઠ દાહડા રહીને તમને પાછાં જોઇ જવાનું કહેલુ છે, અને આ બનાવો જે બન્યા તેથી તે કેલવેડન હૉલમાં આવતાં કદાચ ડરી જાય તે મતલબથી તમોને અત્રે આવવાની માહરે વધારે કરીને સલ્લાહ આપવી પડી. હવે હું ધારૂં છ કે તેને તમારાં આએ મકાંનમાં બોલાવવા કરતાં હું તેને માહરેજ ઘરે બોલાવી લઉં, અને તમો બાં તેને ત્યાંજ આવીને મળો. તેજ વધારે બેહતર થશે."

"જેમ તુંને ગમે તેમ કર, બેહેન," હરમીઓને તાબેદારીથી કહયું; "તું જે કરશે તે મને કબુલ છે. તું જે કરશે તે માહરૂં સારૂંજ કરશે."

હું, એ ઉપરથી, બીજે દાહડે બપોરે જમીને ગ્રેટ ઓરમંડ સ્ટ્રીટવાળાં માહરાં મકા-નમાં એક ફેરો જઈ આવી. મેં, અલબત, હું લંડનમાં આવી હતી તે હજી માહરે ઘર કોઇને કેહવડાવેલું નહીં—કેમકે તેવી કોઇ જરૂરજ નહીં હતી, અને તેથી એમ હસ્તે ચેહરે મને તદન નહીં ધારેલી ને અચયુચ ઘર પાછી ફરેલી જોઇ બીડા તો બધી અજબ અજબ અને ખુશી ખુશી થઇ ગઇ.

બીડાને મેં બધું કહયું. કહેવાનું કાંઇ થોડું હતું? એ વાહલી છોકરીએ વીલ્યમને માહરી તપાસમાં મોકલ્યો, અને તેથી મને ઘણી કીંમતી મદદ થવા પાંમી તે બધી તેની દુરઅંદેશી તેણીને પેટમાં ચાંપીને મેં ઘણી વખાંણી, અને તેનો ઘણો ઘણો ઉપકાર માન્યો, જ્યારે કેલવે-ડન હૉલ ખાતે પછીથી જે કાંઈ બન્યું હતું તે સઘળી ભયભીત કેફીયત તેણીએ ઉંચે દમેજ સાંભળી લીધી. ત્યાર બાદ તેનેજ મેં ધરડી બૅટીની શોદ્યોધમા મોકલી, અને તે મળે તો

બીજે દહાડે સહાંજે ચાર વાગે માહરેજ ઘર આવવાનું તેણીને કહી આવવાની તેણીને ફરમાશ કરી. મેં તેણીને કહયું કે કેલવેડન હૉલમાં જે બન્યું હતું તે સઘળું તેણે તે ડોસીને કહીજ દેવું, અને તેણીને ખાત્રી આપવી કે તેણીની પોતાની સલામતી એ સંબંધમાં કોઇ રીતે જોખમમાં નહીં હતી.

અને વાહલી બીડાએ એ મુજબ સઘળું પાધરૂં સરંજામ ઉતાર્યું, જેથી બીજે દહાડે સહાંજે ચાર વાગે લેડી કેલવેડનને હું માહરી સાથે માહરે ઘર લઇ આવી, જે પછી જરા વારમાં તો ઘરડી બૅટી પણ ત્યાં આવી લાગી.

લેડી કેલવેડનને, મગર, હવે તે ડોસી તરફ અભાવ અને ધીક્કાર વધારે આવતો હતો. તે ભુલીજ જઇ નહીં શકી કે આએ દદા હાલમાં તેણીનો જાંન ઉગારનાર હતી ખરી, તોપણ એક વખતે તો તેણીનો કાળગરો જવાંન જાંન વગર દયાએ બરબાદ કરવાનું ઝેર વેચનાર નાકદરી શેહતાન એજ હતી! એમ છતાં ગરજ બડી બાપડી! તેણીએ પોતાનો અણગમો તે ડોસી આગળ જાહેર થવા દીધો નહીં, અને, તેથી, તે ડોસીએ તો હંમેશ મુજબ તે બીમાર બાંનુની હકીકત જોઇતી બારીકીથી પુછી. તેણીએ ઘણાક સવાલો કરયા, અને તેના જવાબો સાંભળી તે પુરતી સંતોષ પાંમેલી દેખાઈ, જ્યાર કેડે તેણીએ જાહેર કરયું કે હવે જોખમ બીલકુલ મટી ગયો હતો, અને ફકત તનની તાજગી અને આસુદગી વાસ્તે તેણીએ જે છેલ્લી નવી દવા આપી હતી તે ત્રણેક અઠવાડયાં હજી ચાલુ રાખવાની હતી.

એ પછી હું તે બુઢીને લઇને પાસેના ઓરડામાં ગઇ, અને ત્યાં અમે એકલાં પડયાં ત્યારે મેં તેને પુછ્યું, "તુંને કેલવેડન હૉલમાં શું શું બન્યુ તે બીડાએ બધું કહયું?"

"હા, કહયું," તેણીએ જવાબ કરયો, "અને તે સાંભળ્યુંછ ત્યારની માહરા જીવને જરા જપ નથી. માહરે હવે ઈંગ્લાંડમાં રેહવુંજ નથી. હું રેહવશ તો મરતે દહાડે કોઇ ને કોઈ રીતે પાછી ફસી જવશ, અને, તેથી, હું તો માહરી સલામતીને વાસ્તે ફ્રાંન્સ પાછી નાહસી જવાનોજ પકકો એરાદો કરી ચુકીછ!"

"એ ઘણો સારો વિચાર છે," મેં કહયું, "બનવાજોગ છે કે કોલીંગવુડ કોઇ આગળ તાહરાં એ કાવત્રાંને વાસ્તે બોલ્યો હોય, અને કાંઇ ને કાંઇ નહીં ધારેલી ફસાવત થઇ જાય! મેં તુંને પાંનસો ગીની આપવા કહયું હતું તે આએ ગણી લે, ને હવે માહરૂં માને તો અત્રેથી જતીજ રેહજે, અને બાકીની તાહરી જીંદગી, હમણાં ને હમણાં આટલા બધા બેશુમાર પૈસા મળ્યાછ ત્યારે તો, હવે બની શકતું હોય તો, નેકીમાં ને શાંતીમાંજ ગુજારજે!"

તે બુઢયાએ તે ગીનીઓ ગણી લીધી, અને તે મસમોટો સોનેરી ઢગલો પોતાની સાંમે એક ઘણ્યાતી મીલકત તરીકે જોતાં તેની આંખોમાં એક અજબ જાતનો ચળકાત પ્રગટયો તે જોઈ હું અચકકથી હેરત રહી. મેં એ પાંનસો ગીનીનો અવેજ લેડી કેલવેડન પાસે લઇજ રાખ્યો હતો, અને કેહવાની જરૂર છે કે તેણીએ તે હજારો ખુશી અને હજારો હેસાંન સાથે માગતાં સાથે મને કાહડી આપ્યો હતો?

અને એ ધનનો ઢગળો ગણી મોજીને સ્વાધીન લીધા પછી બી ઘરડી બૅટી માહરી કાંઇક અજાયબી વચ્ચે હજી ત્યાંજ થોભી. તે જાંણે મને કાંઇક કેહવા માંગતી હોય અને તેથી હજી ખોટી થતી હોય એવું મને લાગ્યું!

"શું છે?" મેં, તેથી, તેને કાંઇક અજબ થતાં સવાલ કરયો, "હજી તાહરે મને કાંઈ કેહવાનું છે? લેડી કેલવેડનના સંબંધમાં કાંઇ છે?"

"હા, કેહવાનું તો છે, પણ તે લેડી કેલવેડનના સંબંધમાં નહીં, પણ તાહરા પોતાના સંબંધમાં છે," તે ડોસીએ થોડીક આનાકાંનીના દેખાવથી કહયું, "તે કેહવાથી આયંદા તુંને ફાયદો થાય કે નહીં તે હું તુંને કાંઇ તદન ખાત્રીપુર્વક કહી શકતી નથી, પણ અત્રેથી હું સદાની જાઉંછ ત્યારે મને લાગેછ કે માહરે તે તુંને કહી દેવુંજ જોઇએ!"

"ઓ, એવું તે શું છે?"

"ગભરા ના; સારૂં છે! તાહરાં ભલાંનુંજ છે;" તે બુઢયાએ મને ધીરજ આપવાને ઉતાવળ કરી; "કેહ મને, તું કાંઇ જાંણેછ? શેફીલ્ડ ખાતે કોઇ તાહરાં સગાંવાહલાં વેકફીલ્ડ નામનાં રેહતાં હતાં?"

"હા, એક માહરાં ફુઇ અને તેવણુનો દીકરો રેહતાં હતાં ખરાં," મેં જવાબ કરયો, "તે ફુઇ તો બેહેસ્ત પામ્યાં—"

"ને દીકરો?"

"દીકરો તો હાલ ઘણે દુરદરાઝ—અમેરીકામાં છે; પણ તે તું કાંય પુછેછ?" મેં આતુરતાથી સવાલ કરયો.

"મને લાગેછ કે એ તાહરો કઝીન જો ચોકકસ ઠેકાંણે તલાસ કરે તો એને કદાપી મોટો લાભ થઇ પડવાનો સંભવ છે."

"ઓ, કેમ બને?" મેં અજબ થતાં કહયું, "તાહરી કાંઇ બી ભુલ હોવી જોઇએ. માહરા ફુવા તો બીચારા ઘણીજ ગરીબ સ્થિતીમાં ગુજર પામ્યા હતા."

"એ તાહરા ફુવાનો હું ધારૂંછ ત્યાં સુધી એક ઘણો માલદાર બાઇ હતો," ઘરડી બૅટીએ કહયું, "એ તાહરા કઝીનનો કાકો, ને તેનેજ લગતી એ બધી હકીકત છે; પણ તે કાંઇ હું બધી સીલસીલામાં જાંણુતી નથી. ખરી વાત એટલીજ છે કે આએ તાહરી સાથે અમારી જાતવાળી બીડા છે તેનાં માયબાપ જે રોબીનસનને નામે ઓળખાતાં હતાં તે લોકને લગતી જુસ્તેજો કરવા એક બાઇ થોડાંક વરસો પર માહરી પાસે આવી હતી. એ બીડાનાં માયબાપે એક કોઇ ઉમરાવનું ચોરાયલું બચ્ચું શોહોધી કાઢીને તેઓને પાછું સ્વાધીન કર્યું હતું તેથી તે ઉમરાવને ત્યાંથી એ રોબીનસનવાલાં મરી ગયાં ત્યાં સુધી તે લોકોને એઠહું મોટું વરસાણુ મલ્યું જતું હતું."

"તે તો મને ખબર છે," મેં કહયું, કેમકે વાંચનારાં સાહેબો યાદ કરશે કે જુલ્યતના સસરાનો મેં ત્રેનમાં બીડા સાથે એક વખતે જાંન બચાવ્યો હતો ત્યારે બીડાને ઓળખીને તેનાં હેસાંનમાં બીડાને વાસ્ને એ અર્લે તેના બાપની એ નેકી મને કહીને એક મોટી રકમ આપી હતી, જે તેણીને જણાવ્યા વગર તુરત વેળા તો મેં બેંકમાં જમા રાખી હતી, અને તેથી એ વાતની મને ખબર હતી.

"એ રોબીનસનવાળાંઓની ખબર લેવા મીસીસ સ્ટરટન કરીને એક બૈરી બે ત્રણ વરસ પર માહરી આગળ આવી હતી," ઘરડી બૅટીએ કહયું; "અને ત્યારે તેનીજ તરફથી એ હકીકત

મેં પહેલી સાંભળી. તે વખતે તો આપણી વચ્ચે બીચાબારૂં હતું, તેથી મેં કાંઇ તુંને એ વાતની ખબર આપી નહીં, જોકે હું જાણતી હતી કે એ વેકફીલ્ડ નામનાં તાહરાં કોઈ સગાં હતાં ખરાંઃ પણ તું તાહરી તરફની માહરી સઘળી દગાબાજીઓ છતાં માહરી સાથે એટલી ભલી ચાલીછ, છોકરી, કે હવે આએ ઈંગ્લાંડનો કીનારો સદાનો છોડી દેવા આગમચ મરતે દાહડે મને તાહરા જોગી એ થોડીક ભલાઈ કરી લેવાનો ખ્યાલ થયો!"

"હું તાહરો ઘણો ઉપકાર માનુંછ," મેં કહયું, "પણ તું જે આએ બધું ગોલગોલ કેહછ તે બધું મને કાંઇ બરાબર સમજ પડતું નથી?"

"હું પોતે સમજાવી શકતીજ નથી, કેમજે તે હું પોતે બી હજી બરાબર જાંણુતી કે સમજતી નથી," તે બુઢયાએ કહ્યું, "માહરી તો ફક્ત તુંને એટલીજ ભલાંમણ છે કે સ્ટેફર્ડ ખાતે જઇને એક વખત તું એ મીસીસ સ્ટરટનની ખબર કાઢ, અને તે જો તુંને ત્યાં તે તરફ મળી જાય તો તેનાથી એ બધી વીગતો મેળવી લે. એમાંથી કદાપી કાંઈ મોટો લાભ થઇ પડશે એમ મને લાગેછ."

"પણ મીસીસ સ્ટરટન હજી બી સ્ટેફર્ડ ખાતે હોય એજ કેમ કહી શકાય?" મેં લગાર નાઉમેદીથી પુછયું.

"તે બાઇ એટલી મુફલેસ હતી કે માહરી ખાત્રી છે કે, જો જીવતી હશે તો, હજી ત્યાંજ હશે," ઘરડી બૅટીએ સમજાવ્યું, "ગરીબીમાં અવત્યાં મેળતાં આસામીઓ પોતાનું અસલ વતન છોડી કેઠે બાહાર જઇ શકતાંજ નથી."

"પણ તું કાંઇ તેનું ચોક્કસ ઠેકાણું જાંણેછ?"

"હા, તેણે મને તે કહેલું યાદ છે," તેણીએ કહયું, "અને તે તું લખી લે."

મેં, એ ઉપરથી, તેણીએ લખાવ્યુ તેમ સ્ટેફર્ડ ખાતેનું તે કોઇ મુફલીસ મીસીસ સ્ટરટનનું ઠામ ઠેકાણું એક કાગળની કાપલી પર ઉતારી લીધું, અને પછી તેના જેવી એક અધમ બુરીથી બની શકી એટલી ભલી દુવાઓથી મને આબાદી ચાહી તે ડોસી મને છોડી ગઇ.

---

## પ્રકરણ ૨૧૧.

હું લેડી કેલવેડનને, એ પછી, તેનાં ઇટન સ્કવૅરવાળા મેહલમાં પાછી લઇ ગઇ, અને ત્યાં બીજે દહાડે ઘરડો લૉર્ડ કેલવેડન પણ અમને આવી મલ્યો. તેણે કહયું કે જુરીઓ ભરાઇ ચુકી હતી, અને લેડી કેલવેડનનો જાંન લેવા આવેલા તે બંને ખુંનીઓ અકસમાતથી મરણ પામવાનો જુરીએ અભિપ્રાય આપ્યો હતો. પેલી મેટીલ્ડાનું મોહત ઘડી ભરની દીવાનગતમાં કરેલા આપઘાતનું પરીણામ જાહેર થયું હતું, અને તે એ ખુંનીઓની મસલતમાં શામીલ હોવાનું જાહેરમાં પુરવાર થયું. અલબત, વાંચનારે ધ્યાન રાખવું કે લૉર્ડ કેલવેડને પોતાનો વગ ચલાવેલો હોવાથી કોર્લીંગવુડે હરમીઓનને ઝેર આપતું કીધું હતું એ વાત જાહેરમાં મુકવામાં આવી હતીજ નહીં. ફક્ત તે બદમાશ ભત્રીજો પોતાના નોકરની મદદ સાથે તે જવાંન બાંનુનું ખુંન કરવા આવતાં અકસમાતથી તે નોકર ભેગો માર્ગે લાગી ગયો હતો, અને તે પ્રપંચમાં મેટીલ્ડા શામીલ હતી એટલીજ જુબાંનીઓ જુરી સાંમે રજુ કરવામાં આવી હતી.

હવે તે વર બૈયર ઇટન સ્કવૅરમાં એ મુજબ પુરતી સમાધાંની અને સુખ વચ્ચે પાછાં ઠર પડી ચુકેલાં હોવાથી માહરે ત્યાં જાસ્તી પડી રેહવાનું કોઈ કારણ નહીં હતું, અને તેથી મેં માહરે ઘર પાછી ફરવા રજા માંગી, જ્યારે માહરી અતી ઘણી મોટી અજાયબી વચ્ચે લૉર્ડ કેલવેડને ઘણાં હેતથી માહરા હાથમાં એક નાહનકડું કાગળ્યું સેરવી દીધું, જે—મેં જાયું કે—દશ હજાર ગીનીની ગંજાવર રકમનો એક ચૅક હતો !

મેં તે કબુલ રાખ્યો નહીં. હું સાંભી ખરાં દીલથી ગુસ્સે થઇ. મેં તકરાર લીધી કે જો તેઓ ભલાઇથી કેહતાં અને માનતાં હતાં તેમ મેં એ એક ખરી ભલાઇ અને મોટાં પુણનું કામ કર્યુંજ હોય તો તે માહરૂં પુણ માહરે પઇસા બદલ વેચી શું કરવા નાખવું જોઇએ? હરમીઓન, મગર, મેં એ ભેટ નહીં કબુલ રાખવાથી નાઉમેદીનું રડી પડી, અને પછી કાંઇ નહીં તો તેણીની અખંડ દોસ્તીની યાદમાં બાલમાં પેહડવાનો એક ઘણો કીંમતી હીરાનો "તીઆરા" હમન થમન થઇને તેણીએ મને ભેટ આપ્યો, જે માહરે કબુલ કરવોજ પડયો. તેમાંના હીરા દેખીતા ઘણા કીંમતી હતા, અને જોકે હીરામાં હું ઘણું સમજવાવાળી નહીં હતી, તોપણ મને પેહલીજ નજરે લાગ્યું કે તે પચીસસો પાંઉન્ડથી ઓછી કીંમતની મતા નહીંજ હોઇ શકે.

અને, એ મુજબ, હું માહરે ઘરેબારે પાછી ફરી, પણ શાંતીથી થર પડવા તો નહીંજ! શાંતીથી માહરે ઘરેબારે થર પડવાનું માહરા નસીબમાંજ કયાં હતું? તે તો કદાચ માહરા વાહલા હેનરી સાથે પરણીને ઘેરીતીબારીતી થાઉં અને ઠર પડું—કે જે સેવટ પરજ હવે આ વારતા વેહલી ઘસડાય છે—ત્યારેજ થાય! હાલ તો માહરે સ્ટેફ્ફર્ડશાયર ખાતે પેલી મીસીસ સ્ટરટનની ખબર કાઢવા જવાનું હતું, અને વળી પેલી મીસ પાર્કસની સહી શારલોટ ત્રીમેનનું તેડું જે મેં બાહલ રાખ્યું હતું, ત્યાં પણ આંઠ પંદર દાહડા જઇ આવવાનું હતું; અને એ એક ખરો નસીબવાન સંજોગ થયો હતો કે એ ત્રીમેન હૉલ પણ, આપણે આગળ વાંચી આવ્યાં છીએ તેમ, સ્ટેફ્ફર્ડશાયરમાંજ આવેલો હતો.

હયાં માહરે ખુલાસો કરવા જરા થોભવું ને કેહવું જોઇએ કે મને ડોવરથી જુલ્યા તેમજ મેરી ગ્લેન્તવર્થનાં હેતવંતાં કાગળો આવ્યા કરતાં હતાં. હું ત્યાંથી ઘર પાછી ફરી તેને એક પખવાડયું થઇ ગયું હતું, પણ તે બીના મેં બીજી ત્રીજી માહરી વાતની વચ્ચે ઘુસાડી નહીં તેથી વાંચનારે એમ નહીં સમજવું કે મેં ત્યાંને લગતી વીગતો વીસારીજ આપી હતી. ફકત વાતનો સીલસીલો સાચવવાને વાસ્તેજ મેં વચમાં તે બાબદ વિશે કાંઇ લખ્યું નથી. ત્યાંથી આવેલાં તે કાગળો મુજબ ડચેસ ઑફ આર્લી હજી પેલા અકસ્માતનાં પરીણામમાં જુલીના બંગલામાંજ હતી, અને મેરી તેની જેવી ને તેવી ખંતથી સારવાર કરતી કેહવાતી હતી. તે ઉમરાવ બાનુ ઘણી આસ્તે આસ્તે સાજી થતી હતી, અને કમનસીબ એ હતું કે તેનાં માથામાંજ સખ્ખત વાગેલું હોવાને લીધે તે બીચારી મગજમાં ઘણી નબળી પડી ગયલી હતી, અને કદાચ હવે પછી ઘેલી થઇ જાય અને હંમેશ ઘેલીજ રહે એવાં કમનસીબ ચીન્હો પણ બરપા થતાં ડાકટર સૉમલટનને લાગતાં હતાં! તેણીને કહી પણ રાખવામાં આવ્યું હતું કે મેરી અસલમાં ધારવામાં આવ્યું હતું તેમ ડયુકની દીકરી નહીં હતી, પણ કોઈ જુદાંજ માયબાપનું હકદાર ફરજંદ હતું, અને તેથી તે પણ ઘણી ધીરજ પામેલી લાગતી હતી. ખરી રીતે તો મેરીને તેની એટલી

સાહસ્વાર કરતી જોઇ તે હોસમાં આવ્યા પછી પોતે મેરી પર ઘણાં હેસાંનનું હવે હેત કરતી લાગતી હતી.

પેલો અધઘેલો ડયુક તો હજી ડોવર હોટેલમાંજ મરી રહેલો હતો. તે અવારનવાર પોતાની બીમાર મોહરદારની ખબર લેવા આવતો, પણ મેરી કંઇ તેને તે વખતે મળતી નહીં. તેને હવે એ ઠગારા આસામી પર તદ્દન અભાવ આવી ગયો હતો. માહરા જોડે થયલી બંદોબસ્તી મુજબ ડયુક હંમેશ જુલીને પોતાનો મળવા આવવાનો વખત આગમચથીજ લખી વાળતો, અને મેરી તે વખતે પોતાના ઓરડામાં જતી રેહતી.

મેં વળી પેલાં બુરા કલેર અને લેડી લીલાની પણ થોડીક ખબર કઢાવી, અને પરીણામમાં અમને માલમ પડયું કે તેઓ બંને ઇગ્લાંડનો કીનારો છોડીજ ગયાં હતાં, અને કયાં ગયાં હતાં તે કોઇ જાણતું નહીં હતું.

બીજા હાથ પર મને શારલોટ ત્રીમેનનું બી તેડાંની યાદનું પાછું કાગળ આવી ગયું હતું. તેના સ્ટેફર્ડશાયર ખાતેના બાપીકા ત્રીમેન હૉલમાં તેની જોડે એક પખવાડયું ગુજારવાનું માહરૂં પ્રૉમીસ તે મને પાછું યાદ કરાવતી હતી, અને ઘણી બોહસથી ઇજન કરતાં તેણીનો સંસાર ધુળ થતો મેં જે અટકાવ્યો હતો તે હેસાંન મને પાછું જાહેર કરતી હતી. પેલા લુચ્ચા ઇટાલ્યન લુડવીકો મેરાનો જેને મેં ઉંધાડો પાડયો હતો, અને જેના ઠગાઇભરેલા બસથી એ બાળાને મેં સવેળા બચાવી લીધી હતી તે વાતની એ યાદ હતી એમ અત્રે વાંચનારાં સાહેબોને પાછું યાદ કરાવ્યા વગર ચાલશે.

અને હું ત્રીમેન હૉલ વાસ્તે ઉપડી જવાની તૈયારીમાં હતી તેટલાં માહરે નામે એક મોટુ પારસલ આવ્યું, જે કોણ તરફનું અને શું હતું તે માટે અજબ થતાં મેં તે બૅાક્ષ ખોલીને જોયું તો મને માલમ પડયું કે તે ઘરડા લૅાર્ડ કેલવેડનની પોતાની અંગત એક માહરા જોગી ઘણાં હેત સાથની ભેટ હતી! તે એક આખી "ડીનર સરવીસ" હતી. ચોવીસ માણસોને ચાલે એટલી ઘણી ઉંચી ચાંદીની દીશીશ, સાઇડ દીશીશ, સુપ પ્લેટસ, ચમચા, કાંટા, છરી વીગેરે તેમાં સઘળું કંપ્લીટ હતું, અને દરેક પર માહરાં નામના પેહલા હરફોના મોનોગ્રામો કોરાવેલા હતા; અને માહરે એ ભેટ પણ, અલબત, કબુલ રાખવીજ પડી. મેં જોયું કે પેલી હીરાના સ્ટારની ભેટ તો હરમીઓન તરફની હતી, જ્યારે ડોસાજીએ હવે આ પોતાની તરફનો હીસ્સો મોકળી આપ્યો હતો, અને મેં રોકડ નહીં લીધું ત્યારે તે લોકોએ આ રીતે મને હેતથી નવાજીને પોતાના જીવને સંતોષ આપ્યો હતો, જ્યારે કેહવાની જરૂર છે કે મેં એ સઘળાંનો એક નમ્ર ચીઠી લખીને ઘણી માયાકુળ કીસમે ઉપકાર માન્યો!

અને ઇટન સ્કૅરમાંથી હું માહરે ઘર આવી તે પછીના ચોથે દાહડે બીડાને લઇને હું સ્ટેફર્ડશાયર જવા પાછી ઉપડી ગઇ, ને અમો સહવારના ઉપડેલાં તેજ બપોર પછી ત્યાં આવી લાગ્યાં; પણ હું ગઇ તેવી ત્રીમેન હૅાલમાં પાધરી ગઇ નહીં. પેલી મીસીસ સ્ટરટનને લગતી થોડીક ખબર મેળવવા હું અધીરી પડી હતી, જેથી જતાં સાથે એ તલ્લાસ સગવડથી કરી શકાય વાસ્તે પેહલાં તો અમો તે તરફનાં પેહલ્લે વાંઘેનાં એક હોટલમાંજ ઉતર્યાં. માહરે એ ખબર મેળવવી ઘણી જરૂરની હતી અલબત, માહરાં ફુઇ કોઇ બી દાહડે એમના દેર કે જેઠને વાસ્તે બોલ્યાં નહીં હતાં, પણ તે કદાચ એમ બી હોય કે બાઇ બાઇઓ વચ્ચે કાંઇ છરી

ચુલ્યાનું વેર પડયું હોય, અને વરસોથી તેઓ અળગ થઇ ગયા હોય તેથી પણ તેવણ એ વિશે પાછલાં વરસોમાં કાંઇ નહીં બોલ્યાં હોય?

મેં હોટેલમાં આવીને જમવાનું કહડાવ્યું, અને જમીને બીડાને ઠામ ઠેકાણાં મુજબ મીસીસ સ્ટરટનની ખબર કાઢી આવવા પેલી કાપલી આપીને મોકલી દીધી, અને જ્યારે બે કલાકે તે પાછી ફરી—કે જે બે કલાક મેં ઘણી અધીરાઇથીજ ગુજાર્યા હતા—ત્યારે હું તેના ચેહરા પરથીજ પામી ગઈ કે તેણીનો ફેરો હરાંમ ગયો નહીં હતો. તેને, તેના કેહવા મુજબ, તે બાઇનું ઘર મલ્યું હતું, અને તે કોઈ ત્રણ બચ્ચાં સાથની ખરેખરી ગરીબાઇની છેલ્લીમાં છેલ્લી પગઠી પર અવલાં મુકતી એક મુફલીસ વીધવા હતી.

આટલુંજ બસ હતું, અને હવે ત્યારે એ ઠેકાણું મળી ગયલું હોવાથી નીરાંત પાંમી, તેને બીજે દાહડે જાતે જઈ મળી આવવાના ઈરાદા સાથે, હું તરતજ હવે ત્રીમેન હૉલમાં હંકારી ગઇ. તે એક અસલી તોરનું, પુરાણું બાંધકામનું, ભવ્ય મકાંન હતું, અને મને ત્યાં જતાં સાથે ઘણો હેતવંતો આવકાર મળ્યો એ તો કહયા વગર ચાલશે. શારલોટ અને પેલી તેની પાંચે બેહનોએ મને જાંણે હેતથી ઘેરીજ લીધી, અને મને એક કગરસ બી પરાયું લાગવા દીધું નહીં. પેલી નાધલી છોકરીઓની ગવરનેસ સાહરા બેરન પણ ત્યાં હતી, અને તે પણ મને ઘણી મજાહની મળી.

વળી, મેં જોયું કે માહરે વાસ્તે તૈયાર કરવામાં આવેલો ઓરડો ઘણો કુશાદે અને સુખકારક હતો, અને તેની લગોલગનો એક ઓરડો બીડાને વાસ્તે હતો, એટલે બીડા એ મુજબ માહરી પાસેજ હતી તે મને અગત કરીને ગમ્યું. શારલોટે મને તેજ સાંહજે ફેરવીને તે આખું મોટું ભવ્ય મકાન બતાવ્યું.

"અને જેન પાર્કસ કેહતી હતી કે આએ તાહરાં ઘેરમાં ભુતનો ચારો હોવાનો શાખો પડેલો છે, અને એક ચોકકસ ઓરડામાં ભુત અવારનવાર દેખાવ દેછ તે કયાં?" મેં હયાં યાદ થતાં હસીને પુછ્યું, "તે ઓરડો તો તેં હજી મને દેખાડયો નથી, શારલોટ?"

"તે ઓરડો અમારો લાયબ્રેરીરૂમ છે," શારલોટે તેમજ હસીને જવાબ કરયો, "આગળ તે ઓરડો કોઈ બેડરૂમ હશે, જે અમારા વખતમાં પપાએ લાયબ્રેરીરૂમ બનાવેલો છે."

"અને શું ત્યાં ભુત ફરતો જોવામાં આવે છે?"

"અમે તો કોઇએ અમારી જીંદગીભરમાં કોઇ દાહડે હજી જોયો નથી, પણ અભણ નોકરનફરોએ ઉચકી ચુચકી આગળની વાત સાંભળેલી તેનો ડર તે લોકનાં દીલમાંથી જતો નથી, અને તે લોકો એ ઘેલાગાંડા ધખારા હજુર બી ધરાવેછ ખરાં!"

"અને એ વાત શું છે, શારલોટ?" મેં વાતમાં ઉમંગ લઇને ઇન્તેજારીથી પુછ્યું.

"તે તો કાંઇ પચાસ વરસની પુરાંણી ગાત છે," શારલોટે જવાબ કરયો, "માહરાં માય બાવાના વખતની બી નહીં. માહરા બપાવાજીના વખતની છે, ને તે વખતે માહરા બાવા તો હાથમાંનું એક બેબી હતા. માહરાં બપાઇજી પોતાની સુવાવડમાંજ ગુજરી ગયાં, અને ત્યાર પછીનો એ બનાવ આએ હૉલમાં બનેલો કેહવાય છે."

"પણ તે શું?"

"કેહછ કે માહરા બપાવાજી એક અથંગ શીકારી હતા, અને તેવણે માહરાં બપાઇજીનો કાંઈ ઝાઝો શોક રાખ્યોતો નહીં. વાઇન અને શીકાર એ બે તેમની સૌથી આગેવાન મોજ હતી, અને તેથી તેવણે બપાઇજીનાં ગુજરવા પછી થોડુંએકેજ પાછી મેહલમાં મોજશોખની એક મોટી કંપની નોતરી, જેમાં એરાબેલા રેવન્સકલીફ નામની એક કોઇ જવાંન બાનું બી પોતાની માતા સાથે આવેલી હતી."

"રેવન્સકલીફ!" મેં ઘણી અજબ થઇને પુછયું.

"હા; તાહરી સહી લેડી જુલ્યટ રેવન્સકલીફ છે તેના સસરા અર્લ ઑફ કારશલતન કાંઈ અમારાં સગપણમાં છે," શારલોટે જવાબ કર્યો, "એ એરાબેલાની માતા માહરા બપાવાજી સાથે અંગત સગપણમાં હતી તેથીજ, મેં તમોને કહયું તેમ, તેને પણ નોતરવામાં આવી હતી. ગ્રહસ્થો એકલા હોય તો રમત ગમતમાં જોઇએ એવી મજાહ નહીં પડે એ ખ્યાલથી કેટલીક બાંનુઓને બી નોતરવામાં આવી હતી, અને પછી તો એરાબેલા અને તેની માતાને માહરા બપાવાજીએ પોતાનેજ ઘેર જાથુકનાં રાખી દીધાં કે તેમનો ઘરખટલો સચવાય. હવે કેહજે જ્યારે પેલી મોટી કંપની નોતરવામાં આવી હતી ત્યારે એક કેપટન કુટલી નામનો જવાંન હિંદુસ્તાનથી રજા પર આવ્યો હતો તે પણ તેમાં હતો. તે ઘણો નાઘલો છોકરો હતો ત્યારે ઇન્ડયા ખાતે રીજમીટમાં ગયલો હતો, અને જ્યારે ગયો ત્યારે એરાબેલા જે બાર વરસની છોકરી હતી તેની સાથે તેને ઘણું સારૂં હતું. એટલા માટે નજદીક સોળ વરસો બાદ તે જ્યારે આએ તરફ પાછો ફર્યો અને તેને આએ કંપનીમાં નોતરવામાં આવ્યો ત્યારે તે ત્યાં એરાબેલાને પાછી જોઇને ઘણો મોહીત થયો, અને તેઓ વચ્ચે ઘણાં ઢરાંપરાં ચાલતાં જોવામાં આવ્યાં હતાં. ત્યાર પછી પાંચ છ મહીને કેપટન કુટલી એરાબેલાને પાછો એક વખત મળવા આવ્યો. પેલી કંપની બરખાસ્ત થઇ અને લોકો પોતાને ઘેરબારે ગયાં ત્યારે કેપટન બી ચાલ્યો ગયો હતો, અને બીજા પાંચ છ મહીના ગુજરવા બાદ તે એક દાહડે, કેહજે, એરાબેલાને પાછો મળવા આવ્યો. એ વખતે માહરા બપાવાજી તો મરતેતોલ બીમાર થયલા હતા. તેવણુ ઘોડા પરથી પડી ગયા હતા, અને ગરદનનું હાડકું ભાંગી ગયું હતું, તેથી તેવણુ તો બીલકુલ બીછાંણે પડેલા. તે દરમ્યાંન એ બનાવ બન્યો. અમારો હાલ જે લાયબ્રેરીરૂમ છે ત્યાંજ એરાબેલા ને તેની માતાનો વસવાત હતો, અને ત્યાં એ સાંહજે કેપટન પાછો આવી લાગવાથી એ ત્રણે વચ્ચે કાંઈ ઘણો મોટો કજ્યો થઇ પડવાના અવાજો નોકરનફરોને કાંને પોંહચ્યા, પણ તકરાર શું હતી તે સાંભળી કે સમજી શકાયું નહીં, અને તેનો બાએસ કોઇએ જાંણ્યો નહીં. એમ છતાં, બીજી સહવારે એરાબેલા કે તેની માતા ઓરડામાંથી બાહેર નહીં નીકળ્યાં અને ત્યારે બારણાં ઉતારીને અંદર જઇ આદમીઓએ તળાશ કરી તો તે ત્રણે મુવેલાં માલમ પડયાં! તે ખુંની કાર્ય ખસુસ કરીને ઝનુની એરાબેલાએ પોતે કરેલુંજ માલમ પડયું, કેમકે ઝનુની દીવાન્યતમાં તેણીએ ગોળીથી પોતાની ગરીબ જૈફ માતાને અને પોતાના લવર કેપટન કુટલીને ઠાર માર્યાં હતાં, અને પછી વળી પોતે ફાંસો ખાઇને મરી ગઇ હતી. એ કાંય બન્યું તેની કાંઇ જુબાંની નહીં હતી, પણ લોકો અનુમાન કરેછ કે કેપટન કુટલીએ એરાબેલાની ઇજ્જત બરબાદ કરી હોય, અને પછીથી શરૂઆતમાં વચન આપ્યું હોય તેમ તેણીને પોતાની હકદાર

મોહરદાર બનાવવા પત્રી જાઇને તેણે ના કહયું હોય તેનું તે કાંકની છોકરીએ ખુંન પર ચઢીને એમ વેર લીધું હોય, અને પોતાની બેઇજતી માટે તેણીનાં મરવા પછી તેણીની જૈફ માતાને પણ લોકો આંગળી નહીં બતાવી શકે તે વાસ્તે તે દીવાંનીએ તે કેપટનને મારવા ઉપરાંત પોતાની તે ગરીબ ધરડી માતાને બી થાર મારી નાંખેલી હોવી જોઇએ!"

"પણ ત્યારે તેમાં ભુતની વાત શું આવી?" મેં પુછ્યું.

"તેજ હું તુંને કેહુંછ, ઍલન ડીઅર," શારલોટે જવાબ કર્યો, "એમ કેહછ કે બીજે દાહડે કેપટનની લાશ જોઇને અજબ થવાનું એ મળ્યું કે કેપટનને પોતાને તો ચોરી છુપીથી એ અમારા લાયબ્રેરીરૂમની પાછળી બાજુએ જે એક બારણું બગીચામાં ઉંઘડેછ તે બારણે એક મોટો ક્લોક ઓઢીને નાહસી જતો એક માળીએ પોતે આબાદ જોયો હતો, અને ત્યારે તેની લાશ અંદર કેમ આવી? અલબત, સમજદાર આદમીઓ તો એમ માંનેછ કે જઇને તે મોડી રાત્રે તેજ બારણે પાછો આવ્યો હોય, અને પછીજ એરાબેલાએ તેને દગાથી ઠાર માર્યો હોય. તેણીએ પેલો મોટો કજ્યો થવા પછી તેને જવા દીધો હોય, અને કોઈ હીલ્લાં બાહણુંથી મોડી રાત્રે પાછો આવવાને તેને લલચાવ્યો કે સમજાવ્યો હોય, પણ પેલા માળીની અક્કલમાં એ વાત બેસ્તી આવી નહીં. તેણે એમજ માન્યું કે તે મરનાર કેપટનનો ભુત હતો, અને ત્યારથી એ ભુતના ચારાની વાત અમારા બંગલાની અતરાફમાં એટલાં જોરથી બોલાતી થઇ કે લોકો સાંહજ પછી એ તરફ વરસો સુધી આવવાની હીંમતજ નહીં કરતાં હતાં, અને જે આવતાં તે લોકો ડગલો ઓઢીને તે ભુતને એ બાજુએ ભમતો જોવાની દેહસ્તનાક વાતના ગપ્પાઓ લઇનેજ પાછાં ફરતાં!"

મને ઘણી ગમત મળી. ખરેખર, એક વહેમ અથવા એક વાહીયાત ગપ ચાલુ થાય છે તો પેહડી દરપેહડી તે કેટલાં સાલો સુધી સચવાતી આવેછ તેનો આ એક નોંધ લેવાજોગ પ્રત્યક્ષ પુરાવો હતો!

હવે તેજ રાત્રે જમવાનું થવાની આગમચ કલાક એકની મને ફુરસદ હતી, અને તેથી જમવાને વાસ્તે ડ્રૅસ થવાની આગમચ હું એકલી લાયબ્રેરીમાં ગઇ. ખરૂં કહું તો તે વખતે લાયબ્રેરીમાં ભુત હોવાની વાત બીલકુલ માહરાં લક્ષમાંથી નીકળીજ ગઇ હતી. એ લાયબ્રેરીમાં મેં એક મોટું નાટકોને લગતું પુસ્તક જોયું હતું, કે જે મને જરા જોઇ જવા ગમ્યું અને હું ગઇ. ત્યાં ધમધમ રોશની બળતી હતી, અને સઘળું ઘણું ખુશકારક હતું એટલે ત્યાંજ વાંચી લેવા તે ચોક્કસ ગ્રંથ બુકકેસમાંથી કાઢી લેવા મેં માહરો હાથ લાંબો કીધો, ને તેજ ઘડીએ માહરી બાજુમાં પગલાં વાગ્યાં. મેં, તેથી, ચમકીને જોયું તો આબાદ એક આકાર, મોટો ક્લોક ઓઢેલો, તે શૅલફની બાજુએ એક પરડો હતો તેની પછવાડે ભરાઇ જતો દેખાયો!! હું હદ વનાની ચોંકી, અને માહરે કબુલ કરવું જોઇએ કે તેજ સહાંજે શારલોટે લાયબ્રેરીમાં ભમતા કેપટન કુટલીના ભુતની વાત જે માહરી કને કરી હતી તેની મને યાદ થતાં ઘડીભર માહરાં બદનમાં ફરતું લોહી થંભ થઇ ગયું! હું ઘણીજ બીહીધી. એ શું હતું? શારલોટ તો કેહતી હતી કે વરસો સુધી તે લોકોએ કોઇએ એવો કોઇ આકાર જોયોજ ન હતો, અને ત્યારે હું અહીં આવી તેજ દાહડે અને તેજ રાત્રે ભુતમામો મનેજ કાંય એમ ભડકાવી મેળવા પાછો દેખાવ દેતો ચાલી આવ્યો હશે?

પણ બીજીજ પળે હું માહરાં મન સાથ માહરાં મનની એ નબળાઇ માટે અતીઘણી ખીજવાઇ અને લજવાઇ, અને હીંમત કરી જે બાજુએ તે ભુત જઇને ભરાયો અને અલોપ થયો હતો ત્યાં મક્કમ મનથી તલાસ કરવા દોડી ગઇ. મેં તે પરડો હઠાવી નાંખ્યો અને અંદર ડોકાવ્યું. ત્યાં કોઇ હતું નહીં. હું ત્યાં તે બાજુએ બધે ફરી અને મેં બધે જોયું, જે પછી આગળ વધતાં પેલું શારલોટે કહયું હતું તે બગીચામાં ઉંઘડતું બારણું માહરી નજરે પડયું. તે અળગુંજ હતું. મેં તે ઉંઘાડી નાંખ્યું ને બાહેર બગીચામાં ડોકાવ્યું. ત્યાં અધારૂં ફીલ હતું, અને ત્યાં પણ કોઇ નજરે આવી શકયું નહીં. મને, તેથી, લાગ્યું કે મેં જે આકાર જોયો તે કાંઇ બી માહરી આંખની ગફલત હોવી જોઇએ—જોકે ખરી રીતે તો તે વખતે હું એ ભુતની વાત સદંતર ભુલીજ ગયલી હતી!

મને પેહલી હરોળમાં ખ્યાલ થયો કે શારલોટને કે તેની માતાને બોલાવીને માહરો એ વેહમ કેહવો, પણ જરા વધતો ખ્યાલ થતાં મને તેમ કરવું ઘણું નામુનાસેબ લાગ્યું. મને બીહીક લાગી કે માહરી નાહક હસી થશે, કેમજે હાલમાં હજી એટલું સક્કરૂં હતું, અને ઘરમાં માણુસો પગેપગ એટલાં હતાં કે કોઇ ચોર ચોરી કરવાની મકસદથી એકદમ એ ઘરમાં ઘુસ્યો હોય એ બી કાંઇ બનવાજોગ નહીં લાગતું હતું.

મેં, એ ઉપરથી, એ જે જોયું હતું તે માહરી આંખની ખાંમી કે મનનો ઘખારોજ હોવો જોઇએ એમ સમજી તે ખ્યાલ માહરાં દીલથી દુર કીધો, અને પછી મને જે વાંચવાનું હતું તે ત્યાંજ વચમાંની બતીની હેઠળ બેસીને નીરાંતથી અરધો કલાક વાચ્યા કીધું, જેવામાં ડીનર વાસ્તે ડ્રેસ કરવાનો વૉરનીંગ બૅલ થવાથી હું ઉઠીને માહરા ઓરડામાં ગઇ.

બીજી સહવારે હું શારલોટ અને તેનાં માબાપને કાંઈ કામે જવાનું કહીને પેલી મીસીસ સ્ટરટનને મળવા ગઇ. બીડા તેનાં ઘરનું ઠામઠેકાણું બરાબર જોઇ આવી હતી, એટલે તેના પાસેથી ઇધાંણી મેળવીને હું એકલીજજવા નીકળી. મને ત્રીમેનવાળાંઓએ ઘણી મેહરબાંનીથી પોતાની ગાડી આપવા ઘણી બોંહોંસ કરી, પણ બીડાનાં કેહવા મુજબ તે મુફલીસ બાઇનું મકાંન કાંઇ ઝાઝુ દુર નહીં હતું, અને હવા ઘણી ખુશનુમા હોવાથી મને ચાલવા ગમતું હતું, એટલે મેં તેમની તે ઑફ્ફર ઘણા ઉપકાર સાથે ના પાડી, અને હું ચાલતીજ ગઇ.

તે એક ઘણોજ મુફલીસ અને અત્યંત ગરીબ લત્તો હતો, કે જે મેં પુછતાં પુછતાં શોહોધી કાઢયો. હું નહીં ધારતી કે આખાં સ્ટેફર્ડશાયરમાં બીજો એથી વધારે કંગાળ અને મુફલીસ લત્તો કોઇ બી બીજો હોઇ શકે; અને ત્યાં મીસીસ સ્ટરટનનું મકાન હું થોડીક મુશકેલીથી શોહોધી કાઢી શકી.

---

## પ્રકરણ ૨૧૨.

તે મકાનનાં બારણુંમાં એક એબદસા જેવી મેલીઘેલી ડોસી કોઈ ભઠીઆરાનાં પાંઉ પુગાડવા આવેલા પોરયા સાથે વાત કરતી ઉભી હતી, અને તેને જઇને મેં તે બાઇ વાસ્તે પુછયું. તેણે મને જવાબમાં કહયું કે તે અત્રેજ રેહતી હતી, અને બીચારીને ખાધાના બી વાખા પડતા હતા. તે મને જોઇને એમજ સમજેલી લાગી કે હું ફકત દયાને ખાતર તે બાઇને કાંઇ ધર્માદા

મદદ થવાજ આવી હતી, અને તેને મેં તેમજ સમજવા દીધું, જેથી તેણીએ ભલાઇથી મને લઇ જઇને તે અબળાનો ઓરડો બતાવ્યો.

તેનું બારણું અળગું બંધ કરેલું હતું, અને તેના ઉપર મેં એક ટકોરો મારયો, જેના જવાબમાં "આવો!" કરીને કોઇએ દુ:ખી દેમાગે અંદરથી સાહદ આપ્યો, અને ત્યારે બારણુંને એક નરમ હડસેલાથી ઉઘાડી નાંખી હું અંદર ગઇ.

હું અંદર ગઈ, અને—ઓ પરવરદીગાર! મેં ત્યાં કેવી કંગાલ્યત જોઇ? ફરનીચરની તો તે આખા રૂમમાં જાત બી નહીં હતી. ચાર પાંચ અરધાં નગ્ન બચ્ચાંના ઝુડા સાથે એક કંગાળ ઓરત—હાડકું ને ચામડું!—તે અરધા અંધારા, હવા ઉજાસ વગરના ઓરડામાં ઘાસ પાંથરીને પડેલી હતી, અને મને જોતાં તે ચમકી ઉઠી. છોકરાં બી યા તો મને જોઇને ખુશી થયાં અથવા તો બીહીધાં, કેમજે પોતાની ચીઠડેહાલ માતાનાં ચીઠડાંની કીનારી પકડીને તેની ઓઠે ભરાતાં તેઓ મને ટીકીટીકીને જોતાં હતાં.

તે બાઈ હાથ ઓળતી માહરી પાસે ધસી આવી.

"ઓ મૅમ, તમે કોણ છેઓ?" તેણીએ તવળાતથી કહયું, "જો અમોને અમારી આએ મોટી મુફલસી ને તંગીમાં મદદ કરવાજ આવ્યાં હોવ તો ખુદા તમારૂં ઘણું ભલુ કરશે!"

માહરૂં હૈયું ભરાઈ આવ્યું. અરે, જ્યારે આપણે રોજ ધરાઇને ખાઇએછ ત્યારે આવાં બી મુફલીસો વસેછ કે જેમને એક વેરનું પેટ ભરીને ખાવાનું વટીક મળતું નથી. તે આ ભુખ્યા દુકાળ્યા ચેહરાઓથીજ જોઇ શકાતું હતું, અને તે જોતાં માહરો જીવ દુ:ખથી કરમાઇ ગયો.

"બાઇ, તું બીહી ના," મે સધ્યારો આપીને કહયું, "હું તુંને મદદ કરશ. લે આએ પૈસા, ને તાહરાં બચ્ચાંઓને વાસ્તે ને તાહરે વાસ્તે કાંઇ જમવાનું મંગાવી લેજે."—અને, એમ કેહતાં, મેં તેના હાથમાં પાંચ પાંઉન્ડ મુકયા, કે જે મોટી દોલત-સોનાનો ઢગલો-જોતાં તે ગરીબ ભીક્ષુકે દુ:ખની અથવા સુખની એક ચીસજ મુકી!

એ પછી તેણીએ મને એક બીલકુલ ભાગુંતુંટું સ્ટુલ બેસવા આપ્યું, અને ત્યાર બાદ હું શી મતલબથી તેને ઘરે આવી હતી તે મને પુછવા પડી. તે વરસ ચાલીસેકની જીપસી જાતની એક ઓરત હતી, કે જે ઝારાની માફક પોતાની જાતવાળાંઓમાં નહીં પરણતાં બાહેર પરણી હતી. તેના કેહવા મુજબ તેનો વર શેફીલ્ડ અને બરમીંગહામનો એક ફેરયો વેપારી હતો. તેનું કામ સારૂં ચાલતું હતું અને તે લોકો લાવીને ખાય તેવી હાલતમાં પુરતાં સુખી હતાં, જેવામાં તે અચબુચ મરી ગયો, અને તે બીચારી પરણેતર પોતાનાં બચ્ચાં જોડે તમામ નીરાધાર રવડી ગઈ. તેની પાસે જે થોડું ઘણું હતું તે વડે તેણે પેહલાં પોતાના વરનું કામ ચાલુ રાખવાના પછાડા માર્યા, પણ તે આવડયું નહીં, અને ઘણી ખોટ સાથે તેણીએ તે વેપાર બંધ કીધો, જ્યારે તેની કને જે થોડુંઘણું બચેલું હતું તે પણ એ મુજબ સફાચટ થઇ ગયું!

અને તે પછી હું જે મકસદથી તેણીને શોહોધતી અઇ હતી તે વાતની માહરી તપાસના જવાબમાં તેણીએ જોઇતો ખુલાસો કર્યો. તે બાવીસ વરસની પુરાંણી વાતો મને કેહતી હતી,

કે જ્યારે તે પોતે સત્તર અઢાર વરસની એક છોકરી હતી. "તે વખતે," તેણીએ કહ્યું કે, "માહરાં માપ બાપ જીપસી જાતનાં ભટકતાં લોકો હતાં, અને એંબલડન ખાતે છાવણી કરી રહેલાં હતાં. એક દાહડે ત્યાં એક ઘણા ભપકાથી ડ્રેસ થયલો ડોસો આવ્યો, અને માહરા બાપને બાજુએ લઇ જઇ તેના જોડે તેણે કાંઇ વાત કરી. એ પછી માહરા બાપે આવીને તે વાત માહરી માય આગળ કરી ત્યારે હું પાસેજ હતી. તેવણે કહ્યું કે તે આસામીનું નામ મી૦ વેકફીલ્ડ છે."

"પણ આખું નામ શું?" મેં આતુરતાથી પુછ્યું.

"આખું નામ જીરાલ્ડ વેકફીલ્ડ હતું, બાંનુ," તેણીએ જવાબ કર્યો.

"અને તે શું કેહવા આવ્યો હતો?"

"તેણે એક મોટી લાંચ આપીને માહરા બાપને લલચાવ્યો કે લૉર્ડ અને લેડી કારશલટનનો મેહલ જે નજદીકમાંજ હતો ત્યાં જઇને તેઓનો એક બાળકબેટો જે વરસેકની ઉમ્મરનો હતો તેને ચોરી લાવવો; અને માહરાં માય બાપ એ વાતને લાલચનાં મારયાં એકમત થયાં. એ પછી તેજ દાહડે એ બાળકને તેની દાયા ફેરવવા લઇ ગઇ ત્યારે તક જોઇ તેની નજર ચોરાવી, તે જ્યારે બાજુમાં એક આસામી સાથે વાત કરતી ઉભી હતી ત્યારે, માહરો બાપ તે બચ્ચાંને ચોરી લઇ આવ્યો. હવે એજ વખતે અમારી જાતનું એક બીજું હરીફ કુટુંબ હતું જે રોબીનસનને નામે ઓળખાતું હતું, અને તેને અમારાં કુટુંબ સાથ હંમેશનું બીયાબારૂં હતું; અને પેલા જીરાલ્ડ વેકફીલ્ડે અમોને જેમ પેલાં બચ્ચાંને ચોરવાનું કામ સોંપ્યું તેમ વળી તેણે રોબીનસનવાળાંઓને એવુંજ એક બીજું કામ સોંપ્યું. તેણે રોબીનસનને કહ્યું કે બરમીંગહામથી કારશલટન ખાતે એક ગાડીમાં અર્લ ઑફ કારશલટન તેના બીજા નાંહલા છોકરા સાથે જનાર હતો, વાસ્તે રસ્તામાં તે ગાડી રોકવી, અને તે બંને બાપ બેટાને ગાડીમાંજ ઠાર મારવા!"

"ઓ કેટલું કરપીણુ!" મેં કમકમીને કહ્યું, "પણ વારૂં, પછી?"

"હું જે ખરી બનેલી હકીકત છે તેજ તમોને કેહુંછ, બાંનુ, જ્યારે તમો વેકફીલ્ડવાળાંઓને વાસ્તે સઘળું જાંણુવાજ માંગોછ ત્યારે," તે અબળાએ કહ્યું.

"અને ત્યારે તું એમ કેહવા માંગેછ," મેં અંકે કરાવ્યું, "કે એક હાથ પર તાહરા બાપ પાસે મી૦ વેકફીલ્ડે નાહલા છોકરાને ચોરાવી મંગાવ્યો, અને બીજા હાથ પર રોબીનસનવાળાંઓ પાસે અર્લનું અને તેના વડા દીકરાનું રસ્તામાં તેણે ખુંન કરાવા માંગ્યું?"

"બરાબર તેમજ!" તે બાઇએ જવાબ કર્યો, "જે નાહલા છોકરાને માહરા બાપ ચોરી લઇ આવ્યા તે ફ્રેડરીક રેવન્સકલીફ હતો, અને અર્લની સાથે ગાડીમાં જેને મારી નાંખવાનો હતો તે અર્લનો વડો દીકરો વાઇકાંઉન્ટ રેવન્સકલીફ હતો."

'ઓ, આવો એક ખુંની રાક્ષશ માહરા વાહલા હેનરીનો કાકો પુરવાર થાય?' મેં મનથી વમાસ્યું, 'બળી ગયા તેવા એકના પૈસા! જો તેના લખ્ખો બી માહરા હેનરીને મળતા હોય તો તેવા શ્રાપીત પૈસાની અમારે શું ઉમેદ કરવી?' પણ માહરે હાલ તો એ બધી હકીકત જાંણવી અને સાંભળવી હતી.

"જીરાલ્ડ વેકફીલ્ડની મતલબ," તે બાઇએ જારી રાખ્યું, "તે બચ્ચું ચોરાવી મંગાવાની એટલીજ હતી કે જો રોબીન્સનવાળાંઓ પેલા બાપબેટાને ઠાર મારી શકે તોજ એ બચ્ચાંને બી પછીથી ઠાર મારવું; નહીં તો તેની મતલબ કશીજ રીતે સરતી નહીં હોવાથી તે બચ્ચાંનો વચમાંથી કાંટો કાઢી નાખવા કોઇ જરૂરજ નહીં હતી."

"અને તે પ્રપંચ ભાગી પડયો કે ?"

"હા; રોબીન્સનવાળાંઓએ જીરાલ્ડ વેકફીલ્ડને તો એમજ સમજવા દીધું કે તેઓ તેની ટાંએનાં છે, અને તેઓ તેનાં કેહવા પ્રમાણેજ કરવાનાં છે, જ્યાર પછી તો એ લોકો સાંમું માહરા માયબાપ હસ્તક જે બચ્ચું ચોરાયલું હતું તેને બી તેજ રાત્રે ધણી ફત્તેહમંદીથી અમારી છાવણીમાંથી ચોરી ગયાં, અને લઇ જઇને તેને તેઓએ તેનાં ઉમરાવ માબાપને હવાળે કીધું !! તેઓએ, અલબત, જીરાલ્ડને એમ છતાં ફસાવ્યો નહીં, અને જોકે માહરાં માયબાપ સાથે તે લોકને સદાનું વેર હતું તોબી તે બચ્ચું ચોરી જનાર તરીકે માહરાં માયબાપનાં નામ વટીક આપ્યાં નહીં. એ જાતનુંજ અમારૂં જીપસી ખમીર થાયછ. દુશમેનો સાથે બી મરતાં દગો નહીં કરવો એ વાતનો બચગીથીજ અમારાં મન પર છાપ બેસાડવામાં આવે છે, અને તેથી, અલબત, કારશલટનવાળાંઓને તો જીરાલ્ડની દગાબાજીનો એક દુરનો સ્વપ્નો બી નહીં થયો ! અર્લ તો નાઘલો ફ્રેડરીક ચોરાઇ ગયો ત્યારે કારશલટન ખાતે નહીં હતો, અને લેડી પોતાનાં બચ્ચાંના ગમનો એકલીજ કકળાત કર્યા કરતી હતી, જેવામાં અર્લ પોતાના નાઘલા બેટા સાથે બરમીંગહામથી પાછો ફર્યો, રોબીનસનવાળાંઓએ જીરાલ્ડ વેકફીલ્ડને પ્રૉમીસ કરયું હતું અને માથે લીધું હતું તેમ તે બાપબેટાની ગાડી રસ્તામાં મુતલગ રોકીજ નહીં, અને પછીથી તેઓએ ગુમાઇ ગયલા ફ્રેડરીકને લાવીને તે દુઃખથી બેતાબ થયલાં માબાપને સ્વાધીન કર્યો ત્યારે તે લોકનાં સુખની કાંઇ સીમાજ નહીં રહી ! તે કરોડપતી ઉમરાવે રોબીનસનવાળાંઓને તરતજ એક ધણી મોટી રકમથી નવાજ્યાં, અને તે ઉપરાંત કેહજે એક મોટી રકમનું વરસાણુ તેણે તે લોકને બાંધી આપ્યું, જે તેઓ મરી ગયાં ત્યાં સુધી તેઓને મળતું રહયું હતું."

"પણ જીરાલ્ડ વેકફીલ્ડનો એટલું મોટું કરપીણપણું કરવા અને કરાવવામાં લોભ શું હતો ?" મેં પુછ્યું,

"તેને એમ માલમ પડયું હતું કે અસલવારે તે એકજ ફેમીલી હતું કે જે પાછળથી વેહચાઇ ગયું હતું, અને જો કારશલટનવાળા બાપબેટાઓ નાશ પાંમે તો તે પોતે તેના ખેતાબ અને પૈસાનો ધણી થવાનું પુરવાર કરી શકવાની સ્થિતીમાં હતો," તે બાઇએ ખુલાસો કર્યો, "માહરાં બાપ માહરા માય આગળ એ વાત ધણી વખત કરતા હતા, અને હું જોકે તે બધું બરાબર સમજી કે સમજાવી શકતી નથી, તોબી માહરા બાપના વખતનાં માહરી પાસે એ સંબંધમાં થોડાંક કાગળો છે તે જો તમો વકીલો પાસ તપાસાવો તો કદાચ કેઈ રીતે એ કારશલટનના ખેતાબ અને પૈસા પર વેકફીલ્ડવાળાઓનો હક પોંહચે તે તમો નકકી કરી શકશો."

"ઓ, તે કાગળો શું તાહરી પાસે હાલમાં બી છે કે ?" મેં હદ વગરની ઉળટથી પુછયું.

"હા," તેણીએ કહયું, "જરા થોભો."—અને તે પછી તે એક ખુંણાંમાં ગઇ, જ્યાંનાં

એક ભાગાતુટા બૅાકસમાં મિનીટો સુધી કાંઇ ફાંફાં મારી, બધું તળે ઉપર કરી, અંતે તે એક પૅકેટ શોહધી લાવી શકી.

તે બ્રાઉન પેપરમાં વીંટાળેલું અને બ્લુ રીબનથી બાંધેલું એક પૅકેટ હતું, કે જે વરસોનાં વેહવાથી પીળું પડી ગયું હતું, અને તેની રીબન વટીક ઉજળી ફક મારી ગઇ હતી. તે આખું પૅકેટ ડરટી અને ચીકણું હતું; પણ તે છતાં મેં તે કેટલી ઉળટથી સ્વાધીન લીધું અને માહરા રૂમાલમાં બાંધી લીધું તે શું માહરે કેહવું જોઇશે?

"વારૂં પછી શું થયું?" મેં ત્યાર કેડે પુછ્યું,

"પછીથી જીરાલ્ડ વેકફીલ્ડે રોબીનસનવાળાંઓના દગાની વાત જાંણી ત્યારે તે ગુસ્સાથી ઘેલોજ થઇ ગયો. તેણે માહરાં માયબાપનો વાંક કાંઇ કાઢયો નહીં. ખરેખર તો તે છોકરો તેનાં માબાપને સ્વાધીન થયો તે માટે તે કોઈ રીતે નારાજ થયો નહી, કેમકે જ્યા વેર અર્લ પોતે અને વડો બેટો હૈયાત હતા ત્યાં વેર એ નાધલાનો કાંટો કાઢવો બીલકુલ ફુઝુલ અને બેફાયદા હતું. એમ છતાં, તે નાઉમેદીનો ઘા એ જીરાલ્ડ વેકફીલ્ડને જબુન ને ઘણો જબરો લાગ્યો, અને યા તો તે બીહીકનો માર્યો બીમાર થયો ને મરી ગયો, કે અથવા તો તેણે ઝેર ખાઇને પોતાની જીંદગીનો આંકો લાવી મેળ્યો. તેને ખબર નહીં કે રોબીનસનવાળાઓએ તેનું નામ આપીને તેને ફસાવ્યો નહીં હતો, અને, તેથી, તે એ રીતે ઉતાવળો પડીને પોતાની જીંદગીનું સેવટ લાવ્યો. તેવામાં તરતજ માહરા બાપ ત્યાં જઇ લાગ્યા, અને તે વખતે આએ કાગલ્યાંઓ તેણે માહરા બાપને સ્વાધીન કીધાં હતાં. માહરા બાપ કાંઇ તેમાં, અલબત, સમજ્યા નહીં. તેવણુ મરનારનાં કોઈ સગાંવાહલાંને જાણુતા કે ઓળખતાજ નહીં હતા, પણ પછી હમણાં જ્યારે માહરા પર ઘણા વાખા પડવા લાગ્યા ત્યારે બને તો એ કાગળ્યાં કેથે વેચીને બે પૈસા પેદા કરવાનો મને એક દાહડે અચબુચ વિચાર થયો. મને, તેથી, પેલી ભમાતુ અમારી જાતવાળી ઘરડી બૅટી છેલ્લાં બે વરસ પર મળી ત્યારે તેને મેં એ વિશે પુછ્યું કે કદાચ એ કોઇ વેકફીલ્ડવાળાંઓને જાણતી ને ઓળખતી હોય? પણ તેણે બી કાંને હાથ મેળ્યા, ને છેક તમેજ આજે ખોદાનાં મોકલેલાં તે વાસ્તે મને પુછતાં ને શોહોધતાં આવ્યાં. અલબત, આજે વેકફીલ્ડવાળાં કોઇ હોય અને જીરાલ્ડના આએ દસ્તાવેજોથી તેઓનો દાવો એ ખેતાબ ને પૈસા વાસ્તે સાબીત બી થઇ શકે તોબી એટલું તો ખરૂં કે હાલના વેકફીલ્ડને તેથી કાંઇ ખાટવા જેવું નથી, કેમકે જોકે અર્લનો બીજો બેટો ફ્રૅડરીક, જેને માહરાં માયબાપ તે એક વરસનો હતો ત્યારે ચોરી લાવ્યાં હતાં તે, મેં સાંભળ્યું કે, ગુજરી ગયલો છે, તોબી અર્લ પોતે હજી હૈયાત છે, અને વળી તેનો વડો બેટો વાઇકાંઉન્ટ રેવન્સકલીફ બી હૈયાત છે, કે જે પરણે અને તેને ત્યાં છોકરાં થાય તેજ એ પૈસા ને ખેતાબનાં વારસ લેખાય એ કોઈ રીતે અસંભવીત નથી."

"હવે ત્યારે મને એ બાબે કેહવા જેગું તેં બધું ઇમાનદારીથી કહેલું છે," મેં રાજી થઇને કહયું, "અને તુંને તાહરે આએ પેપર્સની કેટલી કીંમત મળે તો આએ તાહરૂં સંકટ ટળે તે ખરેખરૂં કેહ? ખરી રીતે તો હું એ પેપર્સ પર કશોજ મદાર બાંધતી નથી, કેમજે મેં સાંભળ્યુંછ તે ઉપરથી કારશલતનવાળાંઓનો ઉમરાવી ખેતાબ કે મોટી આયપત કરાવનારી ગંજાવર દોલત માહરા ગરીબડા કઝીન હેનરી વેકફીલ્ડને ફાળે આવે તે હું માનીજ નથી શકતી; તોપણ હું તો તુંને મદદ થવા માગુંછ, બાઇ."

"ઓ ભલાં બાંનુ," પેલીએ ખરી ઓજરખ્વાહીની કાકલુદીથી કહયું, "તમોને ખુદાએ ઘણું આપેલું જણાયછ, અને તમે જો મને ફ્કત પચાસ પાંઉન્ડ આએ કાગળોની કીંમતના આપશો તો માહરૂં જન્મ સુધીનું દુ:ખ ટળી જશે, અને હું અને માહરાં બચ્ચાં મરશું ત્યાં સુધી રાત અને દીસ તમારા હકમાં ભલી દુવા માંગશું."

મેં એ માંગણી માન્ય રાખી, અને મેં તેને તે રકમ મોકળી આપવાનું પ્રૉમીસ કરયું, જ્યારે હજારો હર્ષ અને હેસાંનથી તે બધી ઉલટપુલટ થઇ; અને પછી રસ્તે જતાં મને તહરે-વાર વિચારો આવ્યા અને ગયા. એ શું માનવાજોગ હતું—કોઇ દાહડે બી બનવાજોગ હતું કે માહરો સાદો ગરીબ હેનરી મોટી પંકતીનો એક કરોડપંતી ઉમરાવ થાય, અને હું પોતે તેની મેહોરદાર તરીકે આઇતું ઉમરાવપદ પામીને લેડી કારશલટન થાઉં? ઓ, કેમ બને?"

એ પછી હું વિચારવંત, ધીમેધીમે પગલે, ત્રીમેન હૉલ તરફ પાછી ફરતી હતી. વાહલાં વાંચનારાંઓ જો માની શકે તો હું અત્રે ખાત્રી આપવા માંગુછ કે માહરો હૅરી એક કરોડપતી ઉમરાવ થાય તે ખ્યાલો કરતાં બી પેલી ગરીબ અબળાની હદ વગરની મુફલસીના ખ્યાલો માહરાં મનમાં જ્યાદા દબાંણુ કરી રહયા હતા, અને એ રીતે હું વિચારવંત ત્રીમેન હૉલ તરફ જતી હતી તેવામાં પીઠેથી કોઇએ માહરૂં નામ પોકાર્યું, અને મેં ફરીને જોયું તો તે કોઇજ નહીં પણ જુલીનો જેઠ વાઇકાંઉન્ટ રેવન્સકલીફ પોતે હતો! કેટલું અજબ જેવું! હું તેની અને તેનાં કુટુંબને લગતી કેટલીક વાતો મીસીસ સ્ટરટનથી સાંભળીને ચાલી આવતી હતી, તેટલામાં તેજ આસામી મને મળી ગયો એ શું કાંઇ થોડું તાજુબી ભરેલું હતું? વાંચનારાં સાહેબો એ આદમીને ભુલી ગયાં નહીં હશે. લૉર્ડ ફ્રૅડરીક આપઘાતથી આખર થયો ત્યારે જુલી અને હું એ તુમાખી ઉમરાવને વીલોબીજ ખાતેનાં પોંહચખાનાંમાં છેલ્લાં મળ્યાં હતાં તે વાતને હાલ છ મહીના થયા હતા. મેં તે વખતે આ આદમીના ગરૂરનું પુરતું ધ્યાન કરેલું છે. તે કદમાં બી કાંઇ ઉંચો કે દમામદાર નહીં હતો, અને ચેહરામાં લૉર્ડ ફ્રૅડરીક જેવો સોહામણો જરાએ નહીં હતો. તે એકજ આંખમાં ચસ્માનો કાચ પેહડતો હતો, અને તે કાચ આંખ પર ઠરાવા ચેહરો હરેક પળે હતો તે કરતાં જ્યાદા ઍબ્યલ અને ચિત્ર-વીચિત્ર કરયા કરતો હતો! હમણાં પણ તેમજ હતું. હાલમાં તો તે માહરી સાથે મુતલગ તુમાખી થયો નહીં. તેનો અમારી જોડેનો પેહલી હરોળનો તુમાખ તો વીલોબીજ ખાતેજ પછીથી અવળો નીકળી ગયો હતો. ફ્રૅડરીક એવું એક નામોશીનું મોહત પાંમ્યો હતો, અને તેના આપઘાતનું મુળ કારણ એવું એક ભયંકાર હતું કે જે જો લોકોમાં જાહેર થાએ તો કારશલટનવાળાંઓનું નાકજ નીકળી પડે, જેથી કરીને છેલ્લે અમારી જોડે એ વાઈકાંઉન્ટ ઘણો મળી ગયો હતો.

"ઓ મીસ પર્સી, તમે આએ તરફ?" તેણે મને જોતાં લગાર અજબ થઇ પોકાર્યું.

"હા, માહરા લૉર્ડ, એમાં અજબ થવા જેવું તે શું છે?" મેં હસીને કહ્યું, "હું આય તરફ થોડા દાહડા અત્રે રેહતાં એક શ્રીમંત કુટુંબમાં મેહમાન આવેલી છું."

"કોણ—ત્રીમેનવાળાંઓને ત્યાં?" તે વધતો અજબ થયો.

"હા."

"ઘણો પુરાણો મેહેલ છે એ," વાઇકાંઉન્ટે કહયું—અને તરત વધારયું, "તમોને ખબર હશે કે અમારાં કારશલટન ફૅમીલીને લગતું અમારૂં પોતાનું એક મથક અહીંથી ફક્ત ત્રીસ માઇલના ફાસલા પર એમબલડન ખાતે બી છે.

"એટલું બધું નજદીકમાં?" હું અજબ થઇ.

"હા," વાઇકાંઉન્ટે કહયું, "અમારાં કુટુંબને એ ત્રીમેનવાળાંઓ સાથે વરસોના વાંધા ચાલતા આવ્યા હતા, અને તેમાં એક વખત તો વેકફીલ્ડ નામનું એક બીજું કુટુંબ બી શામીલ હતું."

"વેકફીલ્ડ?" હું તરત વાતમાં વધતો ઉમંગ લેતી થઈ.

"હા," વાઇકાંઉન્ટે કહ્યું, "ત્રીમેન, રેવન્સક્લીફ, અને વેકફીલ્ડ એ માહરા અર્લ બાપ કેહછ કે આગળ અરધી સદીની વાત પર એકજ કુટુંબ હતું, અને હાલમાં તેમાંથી એ ત્રણ ફાંટા પડી ગયલા છે—તે એટલે સુધી કે કારશલટન ફૅમીલી સાથે વેકફીલ્ડનાં કુટુંબનો સંબંધ તો આજે કોઈ જાણતું કે કબુલ રાખતું બી નથી!"

"અને એ કુટુંબો વચ્ચે વાંધો શું હતો?" મેં પુછયું.

"કારશલટનને લગતી અમીરી પદવીનો," વાઇકાંઉન્ટ હસ્યો, "અને પછી એ મીલકતો ને અસક્યામતોની લડતમાં કૉર્ટ દરબારમાં એ બધાં કુટુંબો ઘણુા ખોહાર અને પાયમાલ થઇ ગયલાં કેહવાયછ!"

"અને પછીથી ત્યારે પેલાં વેકફીલ્ડવાળાંઓનું શું થયું?"

"તે તો અમે ધાર્યેછ કે કુટુંબજ આખું ફના થઇ ગયું, અને તેનાં કોઇ વારસો હાલમાં હૈયાત છેજ નહીં," વાઇકાંઉન્ટે જવાબ કરયો, "એમ તો કેહજે પચીસેક વરસ પર વેકફીલ્ડ કુટુંબનો એક દાવાદાર કારશલટન કુટુંબની "પીઅરેજ"ની પદવી અને પૈસાનો દાવો કરતો ઉભો થયો હતો ખરો, પણ તે તો કોઇ ઠગારોજ માલમ પડયો, અને તેનું કાંઈ ચાલ્યું નહીં. તે કોઇ જીરાલ્ડ વેકફીલ્ડ નામનો આસામી હતો. હું કાંઇ એ બધી વીગતો તેને લગતી બારીકીઓ સાથે જાંણુતો નથી, પણ માહરા બાવા ઉંચકીચુંચકી વાત કરે તે મેં સાંભળેલી; પણ અજબ છે કે તમે એ વાતમાં મજાહ લેઓછ, પર્સી?"

"હું કાંય નહીં મજાહ લેઉં, માહરા લૉર્ડ?" મેં હસીને કહ્યું, "હું હાલ ત્રીમેનવાળાંઓને ત્યાં ઉતરેલી છેઉં, અને તમારાં કુટુંબ સાથે બી મને કાંઈ અણુજાંણ્યું નથી એટલે એ વાત ખુદરતીજ મને સાંભળવા ગમે!"—અને પછી મેં તરત વધાર્યું, "તમે પોતે એ ત્રીમેન હૉલ જોયલો છે કે?"

"હા, નહીં, હા!" તે જરા એ માહરા પાધરા સવાલથી માહરી થોડીક અજાયબી વચ્ચે મને ગભરાયલો લાગ્યો, "એ ત્રીમેનવાળાંઓ ને કારશલટનવાળાંઓ વચ્ચે મતફેર જેવો ને તેવો હજી સુધી છે તેથી એ ત્રીમેનવાલાંઓ જ્યારે બાહેરગામ ફરતાં હતાં ત્યારે હું એક વખત એ હૉલ જોઇ આવેલો છેઉં ખરો."—અને પછી એ મુજબ થોડોક વધારે વાર અમે બીજી ત્રીજી વાતચીતો કરીને છુટાં પડયાં.

ત્યાર બાદ મેં બીડા આગળ જઇને બધી વાત કરી. મને વાઇકાંઉન્ટ રૅવન્સક્લીફ મળ્યો

હતો તે પણ મેં તેને કહ્યું, અને તે છોકરી તે સાંભળીને ઘણી અજબ થઇ, કેમકે મીસીસ સ્ટરટને કહેલી વાતને વાઇકાઉન્ટે તરતજ પાછળથી કહેલી વાતથી ટેકો મળતો હતો કે આગળ એ વેકફીલ્ડવાળાંઓ અને કારશલટનવાળાંઓ ખરેખર એકજ કુટુંબનાં હોવાં જોઇએ.

મેં, એ ઉપરથી, તે બાઇને પચાસ પાઉન્ડ મોકલી આપવાનું જે પ્રૉમીસ કર્યું હતું તે રકમનો ચેક બીડા કને તરતજ લખીને મોકળી આપ્યો. એ રકમ દેખીતી રીતે મને પુરાં પડેલાં પેલાં કાગળ્યાંની કીમ્મતને માટે હતી, પણ મેં ઉપર સમજાવ્યું તેમ એ કાગળ્યાંઓ પર કશોજ મદાર બાંધી શકાતો નહીં હતો અને ખરી રીતે તો તે મુફલીસ બાઇને તેની મોટી તંગદસ્તી વચ્ચે થોડીક મદદ થવાનીજ માહરી ધર્માતુ મકસદ હતી.

અને એ મુજબ બીડાના જવા પછી મેં પેલું પૅકેટ ખોલ્યું અને તેમાંનાં કાગળ્યાંઓ વાંચી જોવાની કોશેશ કરી, પણ મને કંઇ બરાબર સમજ પડી નહીં. ઘણુંખરાં કાગળ્યાંઓ ઘણુંજ મેલાં થઇને પીળાં પડી ગયલાં તેલ ઘીના દાઘથી ખરાબ થઈ ગયલાં હતાં. વળી ઘણેક ઠેકાંણેથી તે ચુંઠાઇ પીખાઇ ગયલાં હતાં, પણ એટલું તો ખરૂં કે તે બધાં હજી વાંચી શકાય એવી અખંડ હાલતમાં હતાં. તેમાં વિશેષ કરીને વંશાવળીઓજ બતાવેલી હતી, કે જેને લગતી વીગતો માટે બ્રીટીશ મ્યુઝીયમ માહેલાં ચોકકસ વૉલ્યુમોનો તેમાં હવાલો આપવામાં આવ્યો હતો. વળી તેમાં હકદાર લગનોની કેટલીક સરટીફીકેટસ હતી, અને ચોકકસ વીલની પુરવારી સરકારી ખાતાંઓમાં કયાં અને કેમ મળે તે બી સઘળું લખી જણાવેલું હતું. એ કાગળોમાં જીરાલ્ડ વેકફીલ્ડનું નામ વધારે કરીને હતું, પણ તેના કાગળ્યાં માહરા હૅરીના બાબમાં કાંઇ બી લાભ આપનારા પુરવાર થાય એ એવડું શકભરેલું થઈ પડયું. માહરે, તેથી મને લાગ્યું કે, પેહલાં બે મુદ્દા પકડવાના ને નક્કી કરવાના હતા. એક તો એ કે માહરા ફુવા જેમ્સ વેકફીલ્ડનો જીરાલ્ડ વૅકફીલ્ડ નામે કોઇ વડો ભાઇ હતો કે નહીં, અને બીજું એ કે જીરાલ્ડ જો માહરા ફુવાનો ભાઇ થતો હતો તો એ બંને ભાઇઓને વૉરીકશાયર માંહેલાં અસલ વેકફીલ્ડ ફેમીલી સાથે કાંઇ બી લાગતું વળગતું હતું કે નહીં.

હવે એ બાતમીઓ માહરે કેમ મેળવવી? મેં ઘણો વિચાર કીધો, અને તેમ કરતાં અચાનક મને પેલા લુચ્ચા પાર્કસની યાદ થઈ. તેની માય અમારે ત્યાંની પુરાંણી હાઉસકીપર હોવાને લીધે ને તે પોતે હાલમાં પુરતો જેફ્ થયલો હોવાથી ઘણું બનવા જોગ હતું કે તે એ બાબે કાંઇ જાંણતો હોય! મેં, તે ઉપરથી, તલાસ કરવા તરતજ તેની દીકરી જેનને નિચે પ્રમાણે કાગળ લખ્યો:—

સ્ટેફર્ડ, તા૰ ૨૮ મી ડીસેંબર, ૧૮૪૨.

"માહરી વાહલી જેન,

"તાહરો માહરી પર ઘણો પ્યાર છે, અને તાહરા બાપ જોડે મેં થોડીક કરેલી ભલાઈના બદલામાં તું માહરી કોઇ ખીદમત કરવા આતુર છે, વાસ્તે મને તુંને એક કામ સોંપવા ગમેછ. કદાચ તુંને ખબર હશે કે શેફીલ્ડ ખાતે માહરા એક ફુવા મી૰ જેમ્સ વેકફીલ્ડ ગરીબીમાં ગુજરી ગયા હતા. તુંને ખબર નહીં હશે તો તાહરા બાવા તો જરૂરજ જાણતા હશે. તેવણુને પુછજે. હવે માહરે જે એ સંબંધમાં ખાસ કરીને હાલમાં અગતનું ને તાકીદનું જાણવુંછ તે એ છે કે એવણુના કોઇ વડા ભાઇ હતા કે નહીં, અને હતા તો તેવણુનું નામ શું છે? વળી

પપાને એ પણ પુછજે કે એક સદી પર વેકફીલ્ડવાળાંઓનું જે મોટું શ્રીમંત ખાન્દાન કેહવાતું હતું તેનેજ લગતા એ માહરા ફુવા અને તેવણના ભાઈ હતા કે કેમ? એ વિશે બી તેવણ કાંઇ જાણતા હોય તો બધું પુછીને મને તરત જરા વીગતે લખવા તસ્દી લેજે.

"હું અત્રે તાહરી સહી શારલોટને ત્યાં તેઓના ત્રીમેન હોલમાં મેહમાન આવેલી છું. તે લોક બધાં તુંને ઘણાં હેતથી યાદ કરેછ, અને હું ઉમેદ રાખુંછ કે તું ઘણી સારી પેઠે હશે. તાહરા જેફ બાપ પણ સારી પેઠે હશે. સઘળી ભલી દુવાઓ સાથે,

લા૦ વાહલી બેહન **ઍલન પર્સી.**"

અને એ કાગળ લખીને હું પોસ્ટ કરાવી રહી એટલે જરા વારમાં તો બીડા પેલો પચાસ પાંઉન્ડનો માહરો ચૅક ગરીબડી મીસીસ સ્ટરટનને આપીને પાછી આવી. તેનાં કેહવા મુજબ તે બાઇ તેની છેલ્લામાંછેલ્લી પાયરીની આવી કંગાળ્યતનાં દરમ્યાનમાં એ એક બાદશાહી રકમની મદદ થવાથી બધી હરખાઇ હરખાઈ ગઈ હતી. તેણીએ હજારો હજાર પોતાનો ઉપકાર બીડા પાસે મને કહી મોકલ્યો હતો, અને બીડાનો પોતાનો પણ અંતઃકરણપુર્વક તેણે ઘણો ઘણો ઉપકાર માન્યો હતો.

---

## પ્રકરણ ૨૧૪.

હવે એજ દાહડે રાત્રે વળી ફરીથી મોડે સુધી હું લાયબ્રેરીરૂમમાં વાંચતી બેઠેલી હતી. એ વખતે બધાં તરતનાં વગેસગે થઈ ચુકયાં હતાં. બીડાને બી મેં માહરા ઓરડામાં મોકલી દીધી હતી, અને થોડુંક વાંચીને સુવા આવવા મેં કહી રાખ્યું હતું; પણ હું જે નાટક સંબંધી વૉલ્યુમ વાંચતી હતી તે ખરેખર એટલું બધું રસીલું ને જાણવાજોગ હતું કે વખત કેમ નીઠી ગયો તે જરા થઇને મેં જાણ્યું બી નહીં. પેલી લાયબ્રેરીના ભુતમામાની વાત તો માહરાં લક્ષ-માંથી બીલકુલ નીકળીજ ગઈ હતી. આગળી રાત્રે મેં એ રૂમમાં જે કાંઇ જોયું હતું તે તો, મેં કહયું તેમ, માહરી આંખની એક ગફલત અથવા તો તરતની સાંભળેલી તે બીહીધરાવનારી વાતને લગતો માહરાં મનનો ધખારોજ માત્ર માનીને મેં તે વાત સદંતર માહરાં મનમાંથી ઓગા-ળીજ નાંખી હતી; અને તેવામાં વળી પાછો અચબુચ પેલા પરડા તરફ કાંઇ ખખડાત થયો, અને ભુતની વાતની યાદના ધસારા વચ્ચે વળી પાછી હું માહરાં વાંચણ વચ્ચે એકદમ ચમકી ઉઠી!

હું તરત તે પરડા આગળ ગઇ, અને તે હઠાવી નાખીને હીંમતથી મેં અંદર ડોકાવ્યું. ત્યાં કોઈ હતું નહીં! હું, તેથી, વળી પાછો માહરાં મનનો એ ધખારોજ માની લઇ તે પરડા આગલથી નીરાંત પાંમેલી હઠી જવાનું કરતી હતી, જેવામાં મને ચોક્કસ પાયે લાગ્યું કે પેલાં બગીચામાં ઉઘડતાં બારણાં આગળના અંધારા ઓથામાં કોઇ એક ડગલો ઓઢેલો કાળો આકાર ઉભો રહેલો હતો ખરો, અને તે જોઇને હું ચીસ પાડવા જતી હતી, જેવામાં તો તે આકારે પોતેજ માહરી આગળ ધસી આવી માહરૂં મોઢુંજ પકડી લીધું!

હું એથી પેહલી હરોળમાં બેશુમાર બીહીધી, કેમજે માહરી તરતજ ખાત્રી થઇ કે આએ કોઇ ભુત હતોજ નહીં, પણ કોઇ જીવતો જાગતો આસામીજ હતો; પણ બીજીજ પળે અસા-

ધારણું હીંમત માહરી મદદે પાછી બોલાવી લઇને માહરા હાથની એક ઉતાવળી અછાતથી તે આસામીએ ઓઢેલો ડગલો મેં ખેંચી કાઢયો, જ્યારે મેં તે ઓરડાની રોશણી વચ્ચે શું જોયું? તે કોઇજ નહીં પણ પેલો લુચ્ચો ઇટાલ્યન લુડવીકો મેરાનો હતો, કે જે એક વખત એકને હાથતાળી આપીને ગરીબ શારલોટને ફસાવવા ચાહતો હતો!

"ખોદાને ખાતર, મીસ પર્સી, તમે શોહોર મચાવતાં ના!" તેણે પોતાને પકડાઇ આવેલો જોતાં કાકલુદીથી માંગી લીધું, "હું કોઇ બી બદ દયાનતથી અત્રે આવ્યો કે ભમ્યા કરતો નથી."

"બદ દયાનતથી નહીં!" મેં ગુસ્સામાં બખાળ્યું; "એક હ્યાનતી ચોરની અદાથી લોકોને બીહીધરાવવાની કીસમે આએ ઘરમાં ઘુસવા ને ભમવાનો તમને હકજ શું છે?"

તેનો ચેહરો, મગર, એ જોરાવર તાણુંજાનીના સુખનો સાંભળતાં સખ્ત નાઉમેદીના ખીજવાત અને ગુસ્સાથી કાળો ઠણુક મારી ગયો. મને એ જાતના તેના ખારીલા ચેહરાનો આ આગમચ પુરતો અનુભવ થયો હતો. શારલોટનાં ઘરમાં લંડન ખાતે મેં તેને ઉંધાડો પાડયો અને તેણે કીનાના દાંત કચકચાવી માહરી પર કીનો લેવાનું મને કહી સંભળાવ્યું હતું ત્યારે તે એવોજ ખારીલો અને ઝનુની બન્યો હતો, અને તેથી હું બીહી ગઇ. મેં જોયું કે આએ લાયબ્રેરીરૂમનાં એકાંતમાં હું તદન એકલી હતી, અને આખું ઘર લગભગ વગેસગે થઇ ચુકયું હતું, ત્યારે માહરે તેને ઉશ્કેરી મુકવો સલામતીભરેલું કેમ કહી શકાએ?

"માહરી મકસદ જરા બી અપ્રમાણીક નથી, મીસ પર્સી," તેણે એમ છતાં માહરી સાંમે ઉભાઇ આવતો પોતાનો તે ખીજવાત અને ખાર જેમ તેમ પાછો છાતીમાં સમાવીને સભ્યતાથી કહયું, "મને ફકત એક વખત શારલોટ સાથે મળવા અને રૂબરૂ થવા દેઓ. હું ફકત તેણીને એક વાત કેહવા અને પુછવા માંગુછ. મને એટલી માહરી એ માનીતી યોજનામાં મદદ કરો!"

"હું મદદ કરૂં?" મેં હજી બી હીંમતનોજ દેખાવ રાખીને તુચ્છકાર કર્યો.

"હા!" તેણે મજબુતીથી કહયું, "આએ ઓરડામાં ભુતનો ચારો હોવાની વાત માહરે કાને આવેલી હોવાથી તેનો લાભ લઇ શારલોટને અત્રે એકાંતમાં એક વાર મળી લેવાના લોભ સારૂં આજે કેટલા કેટલા દાહડા થયા હું અત્રે ચાલુ પછાડા મારૂંછ, કેમકે જે રીતનો ભુત આએ તરફ ભમતો કેહવાયછ તેવીજ રીતે હું અત્રે દાખલ થયલો અને ભમતો રહેલો હોવાથી મને જોઇને બીજાં બધાં, જે બી જોય તે, બીહીને નાહસી જશે એ વાત પર મેં ઘણોજ મદાર બાંધ્યોછ, અને શારલોટ અહીં એકલી આવી જવાની તક શોહોધતો હું ખોટી છું!"

"એ બધાં તમારાં મોહતનાં ફાંફાં છે," મેં તીખાસથી અને તીરસ્કારથી કહયું, "હું દયામાં દયા ફકત એટલીજ તમારા પર કરૂંછ કે તમોને અત્રેથી તમો જો જતા રેહવા ચાહતા હોવો તો હું વગર ગડબડ કરવે જતા રેહવા દેવશ, અને હું એ વાત જાહેર થવા નહીં દેવશ. શારલોટ તમોને મુતલગ મળવા ચાહતી નથી, અને તેને મળવાથી તમારૂં કોઇ સાર્થક થવાનું નથી. તે બીચારીની તમારા સંબંધમાં નાલેશી અત્યાર આગમચ પુરતી થઇછ, અને હવે આએ ઘરમાં જ્યાદા નાલેશી થવાની કાંઇજ જરૂર નથી. એટલા વાસ્તે હું હોકમ કરૂંછ કે અબઘડી તમો અહીંથી તમારૂં કાળું કરીને જતા રેહો!"

"હેં, એટલી બધી તુંદી માહરી સાથે, બેમરવત છોકરી?" તે ફેરી ઇટાલ્યન વળી પાછો

કપટ અને વેરનો મારયો ખારો ઝેર જેવો અને ચેહરામાં કાળો ઠણુક થઇ ગયો, કે જ્યારે બીજીજ પળે મોટાં ઝનુન વચ્ચે એક ચળકતી ચીજ તેણે પોતાના ખીસામાંથી ખેંચી કાઢી, કે જે મેં એકજ નજરમાં જોઇ લીધું કે એ બારની એક રીવોલવર હતી!!

"એક જરા બી શોહોર મચાવ કે ગરબડ કર, તેણે મજબુત ઠરાવનાં ઝનુનથી તે રીવોલવર માહરાં કપાળની છેક લગોલગ પકડતાં કહયું—કે જ્યારે તે હથીઆરના મને થયલા એક સ્પર્ષથી વટીક મોહતની ઠંડી ધ્રુજરીતું એક લખલખું માહરાં આખાં તનબદનમાંથી પસાર થઇ ગયું, "અને તેજ વખતે હું તને અહીં ને અહીં પરીણામોની દરકાર કરયા વગર ઠાર મારશ!"

હું બીહીકની મારી જે જગ્યા પર ઉભી હતી તે જગ્યા પર જાંણે અવાચક અથવા પથ્થર થઇ ગઇ. એ માણુસ કઇ હદનો કરપીણુ હતો તે હું જાંણુતી હતી. કરપીણુ ઇટાલ્યનોનાં ઝનુન અને સખ્ત વેરભાવનો આ આગમચ મને પુરતો અનુભવ થયલો હતો. લુઇગી અને બીએત્રીસના મરનાર ભરથારના દાખલાઓમાં મેં એ સંબંધમાં જોઇએ તે કરતાં જયાદા જોઇ લીધું હતું, અને ત્યારે હું એ મુજબ તેની ધમકીથી ડર ખાઇ ગઈ ને બીહી ગઈ તેમાં અજાયબી શી હોએ?

"હવે ત્યારે સાંભળ, છોકરી!" તેણે તે પછી એવડાં ઝનુનથી અને એવડી તોડછોડથી કહયું, "તાહરે જો જીવવુંજ હોય તો અબઘડી અહીં ગુઠણે પડ અને કસમ ખા કે તું મને આગળ રહીને આજે રાત્રે માહરી ધારણામાં મદદ કરશે!"

"હું કદી એવા જુઠા કસમ લેવાની નથી," મેં જેમ તેમ માહરી હીંમત જમા કરી લઇને કહયું, "તું માહરો જીવ લેશે તોબી હું એ અધર્મ કરવા કબુલ થવાની નથી." અને, અલબત, મને ખાત્રીપુર્વક લાગ્યું કે આ વખત માહરૂં ખચ્ચીતકરીને આવીજ બન્યું હતું! તે કંગાલ મને પોતાના બસથી હવે છોડે અથવા જીવતી જવા દે એ મુતલગ સંભવતું ન હતું!

"તું ના નાહક તાહરા જીવથી જવાતું કર!" તે, એમ છતાં, હજી બી બજીદ થયો. "મને ફકત એકજ વખત તું શારલોટ જોડે મેળવ. તેંજ આગળ રહીને અમારાં કારજનો નાશ કીધોછ, તો તુંજ હવે અમોને પાછાં એકઠાં કરી આપ! એમાં તું કોઇ ગુનાહનું કામ કરતી નથી. એમ કરતાં તું કેહ તે કસમ ખાવા હું તૈયાર છું, કે જો શારલોટ પોતે મને કબુલ રાખવા નાજ કેહશે તો હું તેને કે તુંને કશીજ રીતે હેરાંન કરશ નહીં, અને હું માહરાં કમનસીબને રડતો માહરૂં ફોડી લેવા ઇંગ્લાંડનો કીનારો સદાનો છોડી જવશ. માહરે તો ફકત એકજ વાર શોરલોટને ફરીથી રૂબરૂ મળવુંછ અને પુછવુંછ. હું માનતોજ નથી કે તેનું દીલ માહરી ઉપરથી એટલી હદ સુધી ઉઠી ગયું હોય. લંડનનાં એનાં મકાનમાં એણે મને પોતાની હજુરમાંથી હડધુત કરી હાંકી કાઢયો હતો ખરો, પણુ તે તો તે પહેલી પળોની ઉશ્કેરણીનુંજ પરીણામ માત્ર હું માની લઉંછ. એ મને એટલી બધી ચાહતી હતી કે શાંત મગજે વિચાર કરતાં એણે માહરે વાસ્તેનું મત માહરા લાભમાં પાછું નહીં ફેરવ્યું હોય એ હું માનીજ શકતો નથી. બોલ, ત્યારે, તું માહરા હોકમ મુજબ એ માહરૂં કામ કરવાના કસમ લેવા તૈયાર છે? તું ના કેહે, અને તેજ ઘડીએ તું માહરા પગ આગળ મુરદું થઇ પડશે!"

"તું માહરૂં ગમે તે કર," મેં દુઃખથી લગભગ રડી દેતાં કહયું, "પણ કીરતાર જો મને બચાવા ચાહશે તો તું કરીજ શું શકવાનો છે?"

"તું શું કેહવા માંગેછ?" લુડવીકોએ ખરાં દીલના તુચ્છકારથી કહયું, "ખચ્ચીત, તું એમ તો મને કેહવા ને સમજાવા માંગતી નથી કેની, છોકરી, કે આએ ઓરડામાંના ભુતને તુંને બચાવા વાસ્તે ખુદા તાહરી યારીએ અત્રે મોકળશે?"—અને તે કમીનો રમુજનું હસી પડયો.

"હા, હું એમજ કેહવા માંગુંછ," મેં અચબુચ એક વિચાર થતાં જુસ્સાથી કહયું; "કીરતારની માહરા પર સદાની દયા અને ચોકી છે."—અને પછી તરતજ જરા ચોંકીને વધારયું, "આહ, જો કમબખ્ત, જો તાહરી પાછળ અને હવે ધ્રુજ!"—અને માહરા જીવસતોસત ગભરાત વચ્ચે મને એ જે તરકીબ સુઝી તે માહરા બચાવને વાસ્તે મને પાક ખુદાનીજ સુઝાડેલી હોવી જોઇએ, કેમકે માહરાં એમ બોલવાથી તે હીચકારો ખરેખર બીહીધો, અને તેણે જરા ચમકીને પછવાડે જોયું, કે જ્યારે એક ઝટકાથી, તેનાં એ પળવારના બેબાખરાંપણાં પર ફાવી જઇને, તેનાં હાથમાંથી તે ભરેલી રીવોલવર ઝુટવી લેવાનું માહરે માટે ફકત એકજ મિનીટનું કામ હતું!! વળી વધતી ખુશનસીબી તો એ દરમ્યાંન કટોકટ વખતે એ થઈ કે બરાબર તેજ પળે લાયબ્રેરી-રૂમનું બારણું એક ધડાકા સાથે ઉઘડયું, અને માહરી વાહલી બીડા માહરી પરનું એક સંકટ જોતાં બીહીધેલી ગભરાયલી તરત માહરી પડખે દોડી આવી!

"બીહીતી ના, બીડા ડીઅર," મેં તરત તેને હવે સધ્ધારો આપ્યો, "એ કમીનો હવે આપણા સપાટામાં સપડાયલો છે. એ પેલો લુચ્છો લુડવીકો મેરાનો છે."—અને તેના તરફ ફરીને મેં પુર હીંમતથી કહયું, "તું જરા બી હવે અમારાં આંગપર ધસવાની હીંમત કર, અને ખુદાના કસમથી કેહુંછ કે તેજ પળે તું અમારા પગ આગળ મુરદું થઈ પડશે!"—અને તે કંગાળ ઇટાલ્યનનો ચેહરો, એ સાંભળતાં, તે વખતે ત્યાં ને ત્યાં ચીત્રી લેવા જોગ થઈ પડયો! તે ખરે મને બીહીધો, અને અમારાં આંગ પર ધસવાને બદલે હવે સામો હજી બી બે કદમ પાછળ હઠયો! તેના હોઠ ફીકા પડી ગયા, અને તે ધ્રુજતા દીસ્તી રીતે જોઇ શકાયા!

એ પછી હું તેને તે જ્યાં ઉભો હતો ત્યાંજ ઉભો રેહવાનો હોકમ કરી તેના પર પેલી રીવોલવર ટાંકેલીજ રાખી, છેક બાહેરનાં બારણાં આગળ હઠી ગઇ, અને પછી મેં બીડાને કહયું; "જલદી જા, બીડા, અને મી૦ અને મીસીસ ત્રીમેનને ઉઠાડી લાવ. તું ફકત તે લોકોનેજ ઉઠાડજે ને તે લોકોનેજ લાવજે. બીજો ઘોંઘાટ ધભરાત કાંઇજ કરતી ના. તેઓને પોતાને જેમ સારૂં લાગે તેમ પછી ભલે કરે."—અને બીડા માહરી ફકર કરીને આનાકાંની કરતી લાગી એટલે મેં કહયું, "તું તાહરે હવે બીનદેહસ્ત જા, બીડા. એ લુચ્છો આદમી એક કદમ આગળ અથવા એક કદમ પાછળ હઠશે તો હું તેજ પળે રીવોલવર છોડીને એને અહીં ને અહીં ઠાર મારશ!"

"મીસ પર્સી, મીસ પર્સી," તે લુચ્છાએ હવે કાકલુદી કરી, "તું એમ અતેરૂં ના કર. ખોદાને વાસ્તે તું તે લોકને ના બોલાવ. મને ગુપચુપ અત્રેથી સરી જવા દે, અને હું ફરીથી તાહરા કે શારલોટના રસ્તામાં કદી બી નહીં આવવાના કસમ લેવશ."

મેં જવાબમાં ફકત તુચ્છકાર કર્યો અને બીડાને મોકલી દીધી, કે જ્યારે તેના ચેહરા પર વળી પાછો કપટનો કાળાસ એટલી હદ સુધી ફરી વળ્યો કે મને ખરાં દીલથી લાગ્યું કે તે એકાદ ઝનુની હુમલો હું હાલમાં પાછી તે ઓરડામાં એકલી હોવાથી જરૂર માહરી પર લાવશે; પણ નહીં. તેણે માહરી આંખોમાં મજબુતી અને ઠરાવ વાંચી લીધેલાં હોવાં જોઇએ, કેમજે હું ખરે

મને સાવચેત અને તૈયાર ઉભી હતી, અને જો તે એવી એક બી હીલચાલ કરે તો તેની સાંમે માહરા ઉંચા હાથે ટાંકીને પકડેલી રીવોલવર માહરા બચાવમાં છોડવાનોજ માહરો નક્કી એરાદો હતો!

પણ તેણે એવી કોઇ હીલચાલ કરી નહીં, અને તેવામાં તો બાહેરની ચાલમાં ઉતાવળે આવતાં પગલાં વાગ્યાં, જ્યારે બીજીજ પળે બીડા સાથે મી૦ ને મીસીસ ત્રીમેન ત્યાં આવી લાગ્યાં.!

મેં છુટકારાનો દમ ખેંચ્યો. સારાં નસીબે હજી તેઓ સુવા ગયલાં અને અનડ્રૅસ થયલાં નહીં હતાં, એટલે બીડાએ બારણું ઠોકતાં સાથેજ તેઓએ જવાબ કર્યો, અને તેમને માહરી મદદે આવી લાગતાં કશીજ વાર થયો નહીં હતો.

તે વરબૈયર ઘણુંજ અકલાઇ ગયલાં દોડી આવ્યાં હતાં અને મી૦ ત્રીમેને તો અંદર આવતાં સાથે તે લુચ્છાનાં આંગ પર ધસી જઇ તેને ગલચીમાંથી પકડતાં કહયું; "વીલન! આવી મોડી રાત્રે તું માહરાં ઘરમાં? બોલ, તાહરૂં અત્રે એ શું કારસ્તાન છે?"

"એના તરફનો ખુલાસો હું કરૂંછ, મી૦ ત્રીમેન," મેં અહીં આગળ થઇને કહયું. "એ કહેછ કે આપણી શારલોટનું હેત એના પરથી ઉતરી ગયું હોય એમ એ માનતોજ નથી. એ કેહછ કે એ શારલોટને ફકત એકજ વાર થોડીક પળ રૂબરૂમાં મળવા માંગેછ, ને શારલોટને પુછીને પોતાનાં મનનું સમાધાન ને ખાત્રી કરવા માંગેછ. એ કસમ લેવા તૈયાર છે કે જો શારલોટ એને મુતલગ ચાહતી નહીં હોવાનું એનાં મોનાં પરજ કેહે તો એ ત્યાર પછીથી ફરીને તેણીના રસ્તામાં આવશે નહીં."

"એ કમીનો છે!" મી૦ ત્રીમેને મોટા ગુસ્સાથી બખાળ્યું, "માહરી દીકરી એને એજ મતલબનું આ આગમચ એક વખત મોઢાં પર ખોલ્લું કહી ચુકેલી છે, ત્યારે તે છતાં એને તેણીને પાછો મળવાની ઉમેદ કરવાનો હકજ શું છે?"

"તેણે તે વખતે જે કાંઇ કહયું, મી૦ ત્રીમેન," તે ઇટાલ્યને ગમખાર દબદબાથી હવે કેહવાની પાછી હીંમત કરી, "તે મને લાગેછ કે ફકત તમારા લોકના જોર જુલમનું પરીણામ હતું, અને જો તે કદી જોરજુલમ નહીં બી હોય તોપણ તે પેહલી હરોળના ગભરાતનું પરીણામ તો ખચ્ચીત કરીને હોવુંજ જોઇએ. એટલા વાસ્તે હું એને ફરીથી ફકત એકજ વખત અત્રે પાછો મળવા માંગુછ."

"એ પુઝુલ છે!" મી૦ ત્રીમેને તોરથી કહયું, "તું કાંઉન્ટેસ ઑફ કારબનીને પરણુ-વાના ઇરાદાથી એક વખત તેનાં બેહેન બનેવીનાં ઘરમાંથી વાહી પટાવીને કાહડી લઇ ગયો હતો એ વાત ખરી છે કે નહીં?"

"તે એક માહરૂં તકલીદી ઘેલાપણું હતું," તે ઇટાલ્યને હજી આજીજીનાજ અવાજથી કહયું, "હું તમારી છોકરીને ખરાં દીલથી ચાહુંછ——"

"ચુપ કર. લબાડ!" મી૦ ત્રીમેને વધતો ગુસ્સો કરયો, "ચાહ અને પ્યારના પવિત્ર લબ્ઝ માહરી પાક દીકરીના સંબંધમાં તાહરી પાપી જબાંન પર લેતોજ ના!"—પણ મીસીસ ત્રીમેને હયાં પોતાના ભરથારને કાને લાગીને કાંઇ કહયું, કે જે ઉપરથી, મેં જોયું કે, તે તરત થોડોક નરમ પડી ગયો!

હું સમજી ગઇ. તે માત પીતા આ ફેસાદ બને ત્યાં સુધી પોતાનાં બચ્ચાંની પાક ઇજ્જતને વાસ્તે જાહેર થયલો જોવા ચાહતાં હતાં નહીં, અને તેથી મી૦ ત્રીમેને હવે થોડોક નરમ થતાં કહયું, "અને તું શું કસમ પુર્વક કેહવા ને સમજાવા માંગેછ કે જો માહરી શારલોટ આવીને તુંને ખાત્રી આપે કે તે તુંને મુતલગ ચાહતી નથી અને કદી તુંને કબુલ રાખવાની નથી તો તું અમારા રસ્તામાંથી સદાનો નાબુદ થશે?"

"હું સત ધરમથી પાક ખુદાના કસમ સાથે એ વાતની હા કેહુંછ," તે ઝનુની ઇટાલ્યને ગુસ્સાથી કહ્યું, "હું એ છોકરીને વાસ્તેના માહરા સાચ્ચા પ્યારના સબબથીજ આટલો જોખમ ખેડીને કેટલા કેટલા દાહડા થયા અત્રે ભટકયા કરૂંછ. ખોદાયે મને પુરતું ને બીશીયાર આપેલું છે, એટલે હું તમારા પૈસા પર ટાંપુંછ એમ તો તમે માનશોજ નહીં કેની, ભલા મી૦ ત્રીમેન?"

અને છેલ્લે એ તકરારનું વાસ્તવિકપણું મી૦ ત્રીમેને મનથી સ્વિકાર્યું હોય એમજ જણાયું, કેમજે બીજીજ પળે વધતી નાંખતીથી તેવણે કહયું, "ઑલ રાઇટ, ઑલ રાઇટ, આપણે જોઇશું,"—અને પછી તેવણે પોતાની બાયડીને એસારો આપ્યો, કે જે તરત તે ઓરડામાંથી બાહેર ગઇ.

"માહરી વાહલી ઍલન," એ પછી મી૦ ત્રીમેને માહરી પાસે આવી ધીમે સાહદે પુછયું, "એ શું થયું? એ કેમ થયું?"

મેં તે ઉપરથી તેવણુને બધું ટુંકમાં સમજાવી લીધું, અને ત્યારે તેવણે કહયું, "ખરી બાહદુર છોકરી! ખરીજ ભલી ને નેક! લાવ, આપી દે મને એ રીવોલવર માહરા હાથમાં. એ તાહરા પવિત્ર હાથમાં શોભતી નથી."—અને મેં તરતજ તે ઉપરથી તેવણુને તે મોટી ખુશી સાથે આપી દીધી. વળી એજ દરમ્યાંનમાં મેં બીડાને પુછયું, "અને બીડા ડોઅર, તું કેમ એ કટોકટ વખતે અંદર આવી લાગી હતી?"

"કટોકટ વખતે શાંનું, મીસ?" બીડા હસી, "હું તો ત્યારનું આવવા મન કરતી હતી, પણ મને બીહીક લાગી કે કદાચ તમને તે ગમશે નહીં એમ છતાં પછીથી તો માહરી ધીરજ નહીંજ રહી. મને કાંઇ આવા જોખમનો તો અલબત કોઇ ખ્યાલજ નહીં થયલો, પણ મને એમ બીહીક લાગ્યા કીધી કે કદાચ તમારી વાંચતાં વાંચતાં આંખ લાગી ગઇ હોય, અને તેથી હું તો તમોને જગાડીને સાથે સુવા લઈ જવા અત્રે આવી લાગી હતી."

અને એ બધો વખત જ્યારે અમો આપસ આપસમાં એ મુજબ વાતચીત અને ગુસગુસ કર્યા કરતાં હતાં ત્યારે લુડવીકો મેરાનો તો એક મોટા બુક કેસ પર અરધો અઢેળી પડી, બંને હાથની અદબ વાળી, શારલોટની વાત જોતો શાંતિથી ઉભો હતો, જે જોતાં એટલું તો મને ખરેખર લાગ્યું કે આ આદમીએ છેલ્લું જે કહયું તેમાં ઘણું વજુદ હોવું જોઇએ. એ ખચ્ચીત કરીને શારલોટને ચાહતોજ હોવો જોઇએ, અને બીએત્રીસના સંબંધનું તો તેનું એક ક્ષણીત ઘેલાપણુંજ પુરવાર થતું હતું. તે પોતે પૈસાપાત્ર અને સુખી હતો, એટલે ચાહ સિવાય તેનાં મનમાં શારલોટને માટે બીજો લોભ કોઇ હોવો નહીંજ જોઇએ!

અને શારલોટને પણ આવતાં કાંઇ ઘણી વાર લાગી નહીં. તે બી હજી તો તેની માતા તેને બોલાવવા ગઈ ત્યારે સુવા જવાની ફકત તૈયારીઓ કરતી હતી. તેણીએ બાલ

તરતનાજ છોડેલા હતા, પણ પછીથી તે પાછા બાંધી લેવા પણ તે થોભી નહીં હતી, અને જે બન્યું હતું તે સાંભળીને પુસ્કળ બીહીધેલી જેવી લાયબ્રેરીમાં તે તેની માતા જોડે દોડી આવી ત્યારે એ જાંણે એક ખરી જીંદગીનો બનાવ નહીં પણ એક નાહનો સરખો નાટક ચાલતો હોય તેવુંજ કાંઇ મને તો લાગ્યું!

"ઓ, તું આવી કે? ચાલ એમ આવ, બેટા!" મી૦ ત્રીમેને તેણીને દાખલ થતી જોતાં તેણીનો હાથ પકડીને કહ્યું,—અને પછી પેલા તરફ ફરીને વધાર્યું, "સીનોર મેરાનો, બોલો, હવે તમારે આ બાઇને શું કેહવુંછ ને શું પુછવુંછ?"

લુડવીકો, એ ઉપરથી, તરતજ શારલોટના પગ આગળ ગુંઠણે પડયો, કે જ્યારે તે તો વધતી બીહીધેલી જેવી સાંમી બે કદમ તેના આગળથી પાછળ હઠી!

"શારલોટ, માહરી પર દયા કર!" તે ઇટાલ્યને કાકલુદીથી કહયું, "તાહરા વાસ્તેનો માહરો મોટો પ્યાર હું માહરાં દીલથી ફીટાડી શકતો નથી. હું તુંને ભુલી જઈ શકતો નથી, અને તેં મને હાંકી કાઢયોછ ત્યારથી હું ઘણો બેકરાર બની ગયલો છું. માહરી પર દયા કર અને મને હજી બી પાછો એક વાર કબુલ રાખ! હું તુંને ખરાં દીલથી ચાહુંછ અને તુંને સુખીજ કરશ. માહરી એકજ ખતા જે આએ મીસ પર્સીએ તમો આગળ જાહેર કીધીછ તે તરફ નાખતીની નજરથી જો, અને હું ખોદાના કસમ ખાઇને કેહુંછ કે——"

"ચુપ કરો, સીનોર મેરાનો!" શારલોટે ધ્રુજતા અવાજે તોપણ કશી બી લાગણી વગર ઠંડી બેપરવાહીથી કહયું, "એવા કોઈ કસમ કે એવી કોઈ ખાત્રીની મને જરૂરજ નથી."

"ઓ, ત્યારે શું તું નાજ કહેછ? ત્યારે તો લે તાહરા બાપના હાથમાંનું હથીઆર, અને મને તું તાહરે હાથે અહીંજ ઠાર માર!" તે ઇટાલ્યન મોટી નાસીપાસીથી તમામ ફગળી પડયો, "હું તાહરા વગર જીવી શકવાનો નથી!"

"સીનોર મેરાનો, ઉઠો, ઉભા થાઓ, અને મને સાંભળી લેઓ," શારલોટે વળી લગાર તીખાસથીજ જવાબ કરયો; "હું તમારૂં કશી રીતે બુરૂં ચાહતી નથી, પણ હું હવે તમારી કોઇ કાલે થઇ શકનાર નથી, અને તેથી તમારી એ ઉમેદથી હવે તમે સદાનો હાથ ઉઠાવજો. મને કોઇ બી દાહડે મનાવી શકવાની હવે બીલકુલ આશા રાખતાજ ના! માહરાં માયબાપ કદી મને ફરજ પાડે તો બી હું જીન્હાર તમોને કબુલ રાખવાની નથી! હવે એથી વધારે શું પુછોછ?"

"સાંભળ્યું?" હવે મી૦ ત્રીમેને તેની તરફ ફરીને થથરાવનારા સાહદે પુછ્યું, "ને લે ચાલ, હવે ત્યારે રસ્તો પકડ માહરાં ઘેરમાંથી."

પણ તે વખતે સીનોર મેરાનોનો ચેહરો ખચ્ચીત કરીને બીહીક લાગે તેવોજ થઇ ગયો હતો. તેને આ નાઉમેદી ને હડધુતનો ફટકો ઘણો જબુનજ થઇ પડેલો જોઈ શકાતો હતો!

"શારલોટ!" તેણે ધીમા ખોખરે અવાજે કહયું, "ત્યારે એ શું તાહરો સેવટનોજ જવાબ છે? તું શું મને કદી માફ કરી શકવાનીજ નથી?"

"કદી નહીં. એ માહરા સેવટનો જવાબ છે, અને હું તે ખુલ્લા શબ્દોમાં અનેક મરતબા

કહી ચુકેલી છું," શારલોટે જોરથી કહયું,—અને તે ગુસ્સાથી ફરી ગઇ.

"અને ત્યારે એ હું કાંય ખમ્યા કરૂં?" તે ઇટાલ્યને ઝનુનથી દાંત પીસીને કહયું, "માહરાં સુખનું બધું સત્યાનાશ વાળનાર આએજ નાપેકાર ઓરત છે તો એ જીવવીજ શું કરવા જોઇએ?"—અને, એમ બોલતાં, આંખના એક પળકારામાં—આંખ ઉઘાડીને પાછી બંધ કર્યે તેટલામાં—તો તે કમીનાએ મી૦ ત્રીમેનના હાથમાંથી પેલી રીવોલવર એક ઝટકાથી પાછી ઝુટવી લીધી! તેણે તે પછી બીજીજ પળે ટાંકીને એક ગોળી તેમાંથી માહરા પર છોડી, કે જયારે ભયની એક મોટી ચીસ સમેત હું ઉછળીને હઠી ને બાજુ થઇ ગઇ, અને ગોળી સનસન કરતી બારણાં તરફ ધસી ગઇ. એજ વખતે તે બારણાંમાંથી એક અબળા ઘણાં મોટાં કમનસીબે ધસીને અંદર આવવા જતી હતી તેને તે ગોળી આબાદ લાગી, અને તે બીચારી લોહીલુહાણ ઢગલો થઇને બારણાંમાં તુટી પડી, જેવામાં તો બીજા બારનો ધડાકો થયો, અને તે કમનીસીબ ઇટાલ્યને પોતાનાં મોહડાંમાં તે રીવોલવર પકડીને પોતાનાંજ માથાનું ફાડચું ઉરાડી નાખ્યું!!

---

## પ્રકરણ ૨૧૫.

ઓ, તે દીલનાં હાડેહાડ ધ્રુજાવનારી ખરી ખુનામરકીની ભયભીત પળો! કોઇને જાણે શું કરવું ને કોણને મદદ કરવી તે બી સુઝે નહીં! પણ, અલબત, બધાં જે પેહલાં દોડી ગયાં તે પેલાં બારણાંમાં પડેલા આકાર તરફજ હતાં. તે કોણ હતું કે જેને એમ ગોળી લાગી હતી?

તે શારલોટની નાહની બેહનોની ગવરનેસ પેલી સાહરા બેરન હતી, કે જેનાં મોહતે સીતાબી કરી, અને જે બીચારી લાયબ્રેરી હૉલમાં ગડબડ થતી સાંભળીને એ શું હતું તે જોવા અંદર આવવા જતાં અચાનક માહરે બદલે એ રીતે મરણતોલ ઘાયલ થઇ હતી!

માહરો જીવ બળી ગયો. કીરતારે મને બચાવી લીધી ત્યારે આ બીચારી નિર્દોષને તેજ ગોળી લાગેલી જોતાં મને હદ વગરનો સંતાપ થયો.

એટલામાં તો આખું ઘર ભભડી ઉઠયું હતું. રીવોલવરોના ધડાકા થવાથી બધાં તરતનાંજ વગેસગે થયલાં હોવાને લીધે સર્વ કોઇ લાયબ્રેરીરૂમમાં પાછાં તાબરતોબ દોડી આવ્યાં, અને ત્યારે એ શું બન્યું હતું તે બધાંઓ તરત જાંણી શકયાં.

પેલો કમબખ્ત તો, અલબત, તતકાલનુંજ મોહત પાંમ્યો હતો. મને શક છે કે તે કંગાળે મરવા પેહલાં જાણ્યું વટીક હોય કે મને મારતાં માહરે બદલે તેણે બીજી એકને બીચારીને ગોળી મારીને મારી નાખી હતી, અને હું સલામત બચી ગઈ હતી! તે એ જોવા કે તપાસવા યોગ્યોજ નહીં હતો બધું જે કાંઇ બન્યું હતુ તે ઉપરાઉપરી આંખના પળકારામાંજ બની ગયું હતું!

પણ ગરીબ સાહરા બેરનની હેયાતની જોત હજી સારાં નસીબે બુજાઈ ગઈ નહીં હતી. તે બેહોસ થઇ હતી, અને તેનો જાન આખર થઈ ચુકયો નહીં હતો. તે જે રૅપર દીલ પર

ઓઢીને આ તરફ દોડી આવી હતી તે બધું લોહીમાં લપેટાઇ ગયલું હતું, અને તપાસ કરતાં માલુમ પડયું કે તેણીનાં જમણાં ખભાંમાં ગોળી લાગી હતી, અમે સઘળાંએ ધાર્યું હતું તેમ છાતીમાં નહીં. એથી બધાંને થોડીક ઉમેદ આવી કે હજી બી કદાપી તેને બચાવી લઇ શકાશે, અને મારતે ઘોડે એક ખીદમતગારને, તેથી, ડાકટરને બોલાવી લાવવા મોકલવામાં આવ્યો. તેજ વખતે સાહરાને ઉંચકીને તેના પોતાના ઓરડામાં લઇ જવામાં આવી, અને અમે લોકોએ તેનો જખમ ધોઇને લોહી વહેતું ડાકટર આવી લાગે તેટલાં જેમ તેમ બંધ કર્યું.

એ પછી તે ઘણે વારે ઘણી મુશકીલથી શુધ્ધીમાં આવી. તે બીચારી એક ભયભીત સ્વપ્નો જોઇને જાગી ઉઠી હોય એમજ પેહલાં તો તેને લાગ્યું, પણ પછી હાથમાં જે દરદ થતું હતું તેથી તેને ખરી વાતનું ભાન આવ્યું, અને ત્યારે એ શું થયું હતું તે તેણીએ મરતે દબાતે સાહદે અમોને ઓજરખ્વાહીથી પુછયું.

અમોએ, તે ઉપરથી, જે બન્યું હતું તે ટુંકમાં તેણીને કહયું, અને તેને થયલો જખમ ઘણો નજીવો હોવાનું કહીને તેને દરેક હીંમત આપી. એવામાં ડાકટર પણ આવી લાગ્યો, જેણે ગોળી માસમાંથી કાપી કાઢવાનાં ઑપરેશનની તાકીદની જરૂર જોઈ તેમ કરયું. એ ઑપરેશન ઘણું દુઃખકારક થયું, અને ઘણી મુશકેલથી અને લાંબે વખતે ડાકટર પોતાની નેમમાં ફાવી શકયો. તે, અલબત, સાહરાનાં બચવાની, એમ છતાં, હજી બી કશી ઉમેદ આપી શકતો નહીં હતો. જેથી મી૦ ને મીસીસ ત્રીમેને એકમત થઇ તે ગરીબ છોકરીની મા બેહેનને એ આફ્તની ખબર કરવા એક આદમીને લંડન મોકલી આપ્યો.

શારલોટ ઘણું રડી અને ઘણું ખેદ પાંમી. "માહરેજ લીધે એ બધું થયું કેની?" તેણીએ રડીને કહયું, "માહરે લીધે તે ખુંની અત્રે આવવા પામ્યો કેની?"—અને, પરીણામમાં, શારલોટ અને મીસીસ ત્રીમેન જયારે સાહરાની ઉઠવેઠમાં તેની આગળ બાકીની રાત્રે જાગતાં બેસી રહયાં, ત્યારે મને અને બીડાને બોંહસ કરીને સૌએ સુવા મોકલી,

અને અમારા ઓરડામાં જવા પછી મેં બીડાને ચાંપીને કોટી કરી. તે કાળજીવંત વાહલી વેળાસર માહરી ફકર કરીને લાયબ્રેરીરૂમમાં આવી તેથીજ માહરો બચાવ થયો હતો એમાં કોઇ સંદેહ નહીં હતો. જો તે નહીં આવતે અને હું લુડવીકો મેરાનો સાથે થોડોક વાર ત્યાં એકલી પડત્રા પાંમતે, તો બનવા જોગ હતું કે હું તેનાં મર્દાનાં જોર આગળ માહત થતે, અને ખરેખર કદાપી ઘણી હેરાંન થઈ પડતે! વળી બીડાનો પોતાનો હરખ બી કાંઇ થોડો ઘણો કે નાહનો સુનો નહીંજ હતો. માહરે બદલે બીચારી સાહરા બેરનને ગોળી લાગી હતી તેથી તે ખરાં દીલથી ઘણું દુઃખ પામતી હતી, પણ હું તેમ છતાં બચી ગઇ હતી એ તે કીરતારની બુલંદ બક્ષીશ અને દયાને વાસ્તે તે વાહલી છોકરી અતી ઘણી શુકરગુજાર થઇ. એ પછી અમે કલાકો સુધી ઘોલ્યા પર પડીને વાત કરયા કીધી. એવા ભયભીત સંજોગોમાં ઉંઘ તે શાંની આવે ને કોણુને આવે?

ત્યાર કેડે સહવારે ઉઠતાં સાથે બીડાને મેં તરતજ સાહરાની ખબર લઈ આવવા તેણીના ઓરડામાં મોકલી, અને જવાબમાં તે નાઉમેદી પેદા કરનારીજ વાત લઇ આવી. બીચારી સાહરા જાસ્તી બીમાર થઇ હતી, અને ડાકટર જે બીજો ફેરો આવી ગયો હતો તેણે તે નહીંજ બચ-

વાનું જાહેર કર્યું હતું. એથી તે આખાં મોટાં ઘરમાં ઘણી ગમગીની ફેલાઇ, કેમકે સાહરા બેરન એ ઘરમાં બધાંને ઘણી પ્રિય થઇ પડી હતી. નાથલી છોકરીઓ એમીલ્યા અને લેવીન્યા કે જેની સાહરા બેરન ખાસ ગવરનેસ હતી તેઓ પણ ઘણું રડયા કરતી હતી.

હું, તેથી, તરતજ હવે ઉતાવળે તૈયાર થઇને તે બીમારના ઓરડામાં દોડી ગઇ, અને મેં બજીદ થઇને શારલોટને અને તેની માતાને થોડીક આસાએસ કરવા મોકલી આપ્યાં. એ પછી હું તે બીમાર જોડે એકલી પડી, અને તે તક લઇને મેં જોયું કે સાહરા મને કાંઇ ખાનગીમાં કેહવા માંગતી હોય તેમ પુષ્કળ ઉશ્કેરાઇ. તે શું હતું? મેં તેનું માથું પસવારીને તેને શાંત થવા અને રેહવા સમજાવ્યું, પણ તેણીએ મને ખાત્રી આપી કે મરવા પેહલાં તે જે કાંઈ મને કેહવા ચાહતી હતી તે જો નહીં કેહશે તો તે શાંતીથી મરી શકવાનીજ નથી! મેં, તે ઉપરથી, તેનાં કેહવા મુજબ બારણું અંદરથી બંધ કીધું, અને ત્યારે તેણે મને જે કહયું તે એક નવાં દુ:ખની કેફીઅત ને કાહાંણી હતી! હું જ્યારે પેલી મુફલીસ મીસીસ સ્ટરટનને ત્યાંથી ઘેર પાછી ફરતી હતી ત્યારે મને રસ્તામાં જુલીનો જેઠ વાઇકાંઉન્ટ રેવન્સકલીફ મળ્યો હતો તે હું ઉપર કહી ચુકી છું, અને એ માહરી મીલાકાત કેથી દુરથી સાહરાએ જોયલી હતી તેથી તે હાલમાં મને ખાનગીમાં મળવા અને તેજ બાબે કાંઇ વાત કરવા ચાહતી હતી. એ વાત શી હતી?

તે એ વાઇકાંઇન્ટ રેવન્સકલીફ જોડે છુપી રીતે પરણેલી હતી, અને પોતાની ઇજ્જતને ખાતર એ લગન જાહેર થયલાં જોવાની તે જે ટગર લઇ બેઠેલી હતી તેમાં લુચ્ચો વાઇકાંઉન્ટ અત્યાર તક તેને જુઠી હાથતાળીઓ આપીને વાહતો રહયો હતો. તેની દયાનતમાં દગો હતો. તે મરનાર ફ્રેંડરીક રેવન્સકલીફનો વડો ભાઇ હતો, અને મેં સઘળું સાંભળતાં જોયું કે તે મરનાર જેવોજ એ પણ બેવચની, જુઠો અને દગલબાજ પુરવાર થયો હતો!!

હું એ કેફીઅત સાંભળતાં હબતી ગઇ. અલબત, એ એક લંબાણ કાંહાંણી હતી, કે જે આ વારતા ઉતાવળથી હવે પુરીજ કરી નાખવાની હોવાથી હું અત્રે વીગતવારે દરશાવવા થોભતી નથી. એ સાહરા બેરને તે સઘળી હકીકત આંસુઓના એક દર્યાવ વચ્ચે માહરી કને બ્યાંન કરીને મને કહી, અને પછી મરતે દમે માહરી કને માંગી લીધું તે એટલુંજ હતું કે તેનાં મુવા બાદ માહરે વાઇકાંઉન્ટને ખાસ મળવું, અને તેણીની છાતીમાં પોષાતું પોતાનું હકદાર ફરજંદ—જે આવ દુન્યાની રોશની જોવા આગમચ તે માતાની પોતાની આખેરી સાથે ફના થનાર હતું—ખાતર તેણે એ લગન હીંમતથી જાહેર કરવાં, તેમજ તેની ગરીબ મા બેહનની કદર કરી સદા તેમની ઓથે રહેવા સમજાવી લેવો. તેણે મને સમજાવ્યું કે તે મરવા બાગી બીહીતી નહીં હતી. ઉલટું, આ જે થયું હતુ તે ખરૂં અને ખુદા વાજબીજ થયું હતું એમ તે સમજતી હતી, કેમકે તે હવે જીવવાની નથી એમ તેની પોતાની ખાત્રી થઈ ચુકી હતી, અને તે તેણીને થયલા એ ઉમરાવ જવાંનના ભયંકર દગા પછી જીવવા ચાહતીજ નહીં હતી. તેની દયાનતમાં દગો હતો એ વાસ્તે તે હવે કશોજ સંદેહ ધરાવતી નહીં હતી, અને પોતાને ત્યાં ફરજંદ તવલુદ થવા પછી તે ફરજંદ હકનું હોવા છતાં ગેરહકનું લેખાય, અને પોતાની પાક ઇજ્જતની નાહકની બરબાદી થતાં તેણીને નામોશીમાંજ જીવવાનું થાય એ તે નેક અચારવિચારની ગરીબ છોકરી ખમી શકે તેથી ઘણું જયાદા હતું. મેં, તે ઉપરથી, તેણીને બન્યો એટલો સધ્યારો આપ્યો, અને સ્ટેફડશાયર ખાતે એ ઠગારો ઉમરાવ ક્યાં મથક

કરીને રહેલો હતો તે ઠામ ઠેકાણું તેણીને પુછી લઇને મેં તેનાં ગરીબ મા બેહનનાં સંબંધમાં તેને મળીને સઘળું ઘટતું કરવા ખરાં દીલથી વચન આપ્યું. આથી તે બીમારની છાતી પરથી એક મસમોટો પહાડ ઉંચકાઇ ગયલો માલમ પડયો. ખરેખર સારૂંજ થયું કે તેણે મને વાઇ-કાંઉન્ટ જોડે રસ્તામાં વાત કરતી જોઇ લીધી હતી, કે જેથી મને એ ઠગારા જોડે પીછાંણુ હતી એમ ખાત્રી થવાને લીધે, તે મરતી વખતે પોતાની છાતીને એટલી ખલાસી આપી શકી, અને શાંતીનુંજ બીચારી એક મોહત પાંમી.

એ વાત તેણીએ માહરી આગળ કરવા પછી તેની હૈયાતીની જલદીજ ઓટ થતી ચાલી, અને મેં ઘણા ગભરાત વચ્ચે સઘળાંઓને ઓરડામાં પાછાં બોલાવી મંગાવ્યાં, જ્યારે ડાકટર ફરીથીનો આવી લાગે તે આગમચ તો તે બીચારી ભરજવાન વયે સ્વર્ગવાસ પાંમી.

આ બહુજ કમનસીબ થયું, અને તે મરનાર છોકરીનાં દુઃખી મા બેહન જ્યારે આવી લાગ્યાં ત્યારે તેઓનું કલ્પાંત જોવાનું સઘળાંઓને માટે ઘણું હૃદયભેદક થઇ પડયું. હું પણ માહા દુઃખ પાંમી. હજી તો કૅલવેડન હૉલમાં જે દુઃખકારક બન્યું હતું તેના ત્રાસથી હું પુરતી મોકળી નહીં થઇ શકી હતી, અને આ ત્રીમેન હૉલમાં માહરાં મગજની શાંતી માટેજ હું એક પખવાડયું ચેન્જ પર આવી હતી, ત્યારે ત્યાં પણ આવું સઘળું શોકજનક બન્યું એ માહરી કૃર સરજતને વાસ્તે મને ઘણો ખેદ થયો. હું પોતે તે ખુંનીના જાલીમ દસ્તથી બચી ગઇ હતી એ નસીબદાર થયું હતું ખરૂં, પણ માહરે બદલે માહરે લીધે આ કમનસીબ છોકરીનો નહીં ધારેલો એ ફેજ થયો એ ઘણું દીલ ધ્રુજાવનારૂં હતું, અને તે મને ઘણું રડાવતું હતું.

પણ ખુદાના ભેદ ન્યારા થાય છે. સૌથી સારૂં શું છે તે એ માલીકનેજ ખબર છે. એમ કાંય નહીં હોય કે એ મોહતથી તે કાંકની મરનારની પાક ઇજ્જતની સવેળાએ રક્ષણ કરવા-નીજ પવિત્ર રાહનુમાઈ તે માહનામી સાહેબે કરી હોય?

સાહરા બેરન તેમજ ખુંની લુડવીકો મેરાનોની લાશો પર જુરી ભરવામાં આવી, અને જુરીનો અભિપ્રાય સાધારણ રીતે એવા સંજોગમાં જે આવવો જોઇએ તેજ આવ્યો. મી૦ ત્રીમેનને પોતાની જુબાંનીમાં સઘળું ખરેખરૂં કેહવું ને જાહેર કરવુંજ પડયું. તેણે કહ્યું કે એક વખત એ ઇટાલ્યન જોડે તેની દીકરી શારલોટનું કારજ ગોઠવાયું હતું, પણ પછીથી તે ચાલચલણનો નાલાયક પુરવાર થતાં તે તોડી નાખવામાં આવ્યું. ત્યાર બાદ ચોરી છુપીથી લાયબ્રેરીરૂમને લગતા બગીચા તરફનાં કાચનાં બારણાંમાંથી તે ત્રીમેન હૉલમાં દાખલ થયલો પકડાયો, અને પરીણામમાં જેણે તેને પકડી આપ્યો તેની ઉપર ગોળી છોડવા જતાં અકસમા-તથી તેણે સાહરા બેરનને મારી નાંખી, અને તરત પછી પોતે આપઘાત કરીને આખર થયો હતો. જુરીએ, એ ઉપરથી, એજ મુજબનો અભિપ્રાય આપ્યો, અને બંને લાશોને ત્યાર કેડે ઠેકાંણે પાડવામાં આવી.

મેં શારલોટને છુપી રીતે ઘણી તપાસી, અને માહરી સદંતર ખાત્રી થઈ કે તે નાલાયક મરનારને વાસ્તે તેણીને એક કગરસ બી રંજ થતી હતી નહીં. એક વખત તે એ આસામીને ખરાં દીલથી ચાહતાં શીખી હતી ખરી, પણ તે હૈયાંનો મેલો અને વચનનો જુઠો હતો એમ તેણીની ખાત્રી થતાં સાથે તે સમજુ છોકરીને તેને માટે પ્યાર તો શું પણ માન બી રહ્યું નહીં હતું, અને છેલ્લાં છેલ્લાં તો તે શ્યાની છોકરી તે કપાત્ર માણસને ખરાં દીલથી

ધીક્કારતીજ થઇ હતી.

હવે સૌને ગરીબ સાહરા બેરનને વાસ્તેજ વધારે કરીને લાગતું હતું અને મને પણ તે ગરીબ છોકરીનાં મોહતનો ઘણો સંતાપ થતો હતો. તેને વાઇકાંઉન્ટ રેવન્સકલીફે દગાથી ખોહાર કરી હતી એમ માનવાને હું કશોજ વેહમ કરતી નહીં હતી, અને એ એક તાજુબીભરેલો ને ચોંકાવનારો મુકાબલો થઇ પડતો હતો કે તે બંને ભાઇઓ બીલકુલ એકજ ઓવારે ઉતરેલા હતા, અને એકજ સરખા દગાબાજ પુરવાર થયા હતા! જુલીનો અને સાહરાનો કેસ અજબ જેવી રીતે એકમેકને મળતો આવતો હતો. બંને નેકચલણ અને સાચી છોકરીઓ હતી, અને, તે છતાં, બંને જણીઓએ એકજ સરખી બેઇજ્જતીનું દુઃખ ખમ્યું હતું. અલબત, સાહરા બેરનનાં લગન જુલીનાં પેહલાં ઠગારાં લગન જેવાં ખોટાં અથવા નાપાયાદાર હતાં એવી માહરી કને કશી ખાસ પુરવારી હતી નહીં, પણ લગનની સરટીફીકેટ વટીક તે મરનારનાં સ્વાધીનમાં લુચ્ચા વાઇકાંઉન્ટે સોંપી નહીં હતી. અને લગન જાહેર કરવાને વાસ્તે, સાહરાનાં કેહવા પ્રમાણે, છેલ્લાં બએ વરસોથી તે હાથતાળી આપતો રહયો હતો, તેજ શું બતાવતું અને પુરવાર કરતું હતું?

ગમે તે હોય, પણ મરનાર મને ફરજ આપી ગઇ હતી તે મુજબ માહરે વાઇકાંઉન્ટને મળવાનું હતું, અને તેને એ મોહતની બીના જાહેર કરીને તેની કને એ મરનારનાં લાચાર બેચાર વાહલાંઓના લાભનું માહરે કેટલુંક જરૂરી કરાવી લેવાનું હતું; પણ ખરૂં કહું તો તેવા નાલાયકને મને જરા થઇને મળવા જવા ગમતું નહીં હતું, મને એવા દેહસ્તનાક આદમીઓનો કાંઇક ખુદરતીજ અભાવ અને ધીક્કાર હતો. એમ છતાં, મેં એ થોડુંક પછવાડે રાખ્યું, કેમજે તુરત વેળા તો જીરાલ્ડ વેકફીલ્ડના સંબંધમાં માહરે જે તેહકીકો કરવાની હતી તેજ કામ માહરે આગળ ચલાવાનું હતું. માહરે એ વિશે મી૦ ત્રીમેનનું પોતાનું મત કરવાનું હતું, કેમકે વેક-ફીલ્ડ, કારશલટન અને ત્રીમેન એ ત્રણે ફૅમીલીઓ—મેં ઉપર કહયું તેમ—આગળ એકજ કેહ-વાતાં હતાં, અને જે ઝઘડા ફેસાદ પાછળથી બરપા થયા તે એ ત્રણે કુટુંબો વચ્ચેનાજ હતા. એટલા માટે બનવાજોગ હતું કે હાલના આ મી૦ ત્રીમેનને પોતાને પણ એ સંબંધની પુરતી માહીતી કે ખબર હોએ?

"ઘણીજ મોટી ખુશીની સાથે, બેટા," મેં તેઓ જોડે તે ઉપરથી થોડીક ખાંનગીમાં વાત કરવાની રજા માંગી તેના જવાબમાં શારલોટના ભલા બાપે ઘણીજ મમતા અને મોટી મુરબ્બીગીરીથી મને કહયું,—અને તેવણ મને લાયબ્રેરીરૂમમાં લઇ ગયા, જ્યાં મેં તેમને વેક-ફીલ્ડવાળાંઓ વાસ્તે પુછયું.

"ખરી વાત છે," તેવણે કહયું, "એ વેકફીલ્ડવાળાંઓ આગળ એક વખત બધાં મીડલેન્ડ કાંઉન્ટીઝમાં ઘણાં શ્રીમંત અને નામદાર કહેવાતાં હતાં ખરાં; પણ તેનું તું કાંય પુછેછ?"

"માહરાં ફુઇજી એક મી૦ વેકફીલ્ડ સાથ પરણેલાં હતાં, અને માહરે જાણવું છે કે એ માહરા ફુવા વૉરીકશાયરવાળાં એ શ્રીમંત અને નામદાર વેકફીલ્ડવાલાંઓને લગતાજ છે કે કોઇ જુદા?" મેં ખુલાસો કરયો.

"હું તો નહીં ધારતો કે તેવણ એ વેકફીલ્ડવાળાંઓને લગતા હોય," મી૦ ત્રીમેને

વિચારવંત કીસમે જવાબ કરતાં કહયું, "હું તો એમ ધારૂંછ કે એ વેકફીલ્ડવાળાંઓની વંશાવલીનું કોઈ બાકી રહયુંજ નથી, અને હોય બી તો તે લોકના ઝગડા સાથે મને પોતાને તો કાંઇજ લાગતુંવળગતું થાય નહીં. અમારી સાથના તેઓના ઝગડાનો તો ઘણા ખરચાળુ અને લાંબા મુકરદમાઓ કોર્ટ દરબારમાં લડવા પછી સેવટનો ખાત્રીપુર્વક ફેસલો થઇ ગયલો છે, અને તેથી જો હાલના એયામ પર વેકફીલ્ડવાળાંઓની કાંઇ બી દાવાદારી ચાલે તો તે કારશલટનવાળાંઓ સાંમેજ ચાલી શકે. હું તો, તેથી, તુંને એ સંબંધમાં કાંઇ માહીતગારી આપી શકતો નથી, દીકરી, પણ એમબલડન ખાતેનાં દેવળને લગતાં રેજીસ્ટરો જો તું જઇને તપાશે તો કદાચ તેમાંથી તુંને કાંઈ નવું અજવાળું મળે ખરૂં."

"એમબલડન ખાતે?" હું અજબ થઇ,—કેમકે માહરા વાહલા બાપની પીછાંણ અને પત્તો મને એજ ગામમાં મળ્યો હતો તે વાંચનારાં સાહેબોને યાદ હશે, અને તેથી એ ગામ મને સદા માનીતું ને વાહલું હતું.

"હા," મી૦ ત્રીમેને જવાબ કર્યો. "અહીંથી ફક્ત ત્રીસ માઇલિના ફાસલા પર છે, અને તું આપણી પોતાની મુસાફરીની ગાડી જોડાવીને ત્યાં જઇ શકશે."

"તેના કરતાં તો ત્યારે હું એક ભાડુતી પોસ્ટચેઝ મંગાવીનેજ જઇ આઉં," મેં કહયું.

"કાંય પણ?" મી૦ ત્રીમેને વાંધો કર્યો; "છતી આપણી ગાડી મોજુદ છે અને ઘોડાઓ બેઠેલા છે ત્યારે તું પોસ્ટચેઝમાં કાંય જવી જોઇએ?"

"કદાચ મને એ શોહોધખોળ વાસ્તે બે ચાર દાહડા એમબલડનમાં ખોટી બી થવું પડે," મેં સમજાવ્યું, "અને વધારે કરીને તો એટલા વાસ્તે, ભલા મી૦ ત્રીમેન, કે એમાંથી કાંઇ સાર નહીં નીકળે તો માહરી વગર કારણની હસી નહીં થાય. એટલા વાસ્તે હું એ માહરી તે તરફની મીલાકાત અને જુસ્તેજોની વાત કોઇને જાંણવા દેવા ચાહતી નથી."

"ત્યારે જેમ તાહરી મરજી," મી૦ ત્રીમેન એ સાંભળીને તરત એકમત થયા; "તું શું મકસદથી એમબલડન જાયછ તે માહરાં ઘરમાં કોઇને કેહવાની તાહરે જરૂર નથી, ને કોઈ તુંને ચાવાચીવી કરીને પુછવાનું બી નથી. માહરે ત્યાં કાયદોજ નથી. તું ફક્ત એમ કેહશે કે માહરે બે ચાર દાહડા એમબલડન જરૂરનાં કામે જઇ આવવાનું છે તો તેજ બસ થશે."

અને તેમજ થયું. કોઇએ મને એમબલડન જવાનું માહરૂં કારણ તો ચુંથીને પુછયુંજ નહીં. શારલોટે વટીક નહીં. મેં તેથી હીંમત પામી એક આદમીને મોકલીને એક પોસ્ટચેઝ મંગાવી લીધી, અને પછી હું બીડાને લઇને એમબલડન ખાતે હંકારી ગઈ.

———

## પ્રકરણ ૨૧૬.

અમને ત્યાં પોહોંચતાં નજદીક સાડા ત્રણ કલાક લાગ્યા, કે જે પછી એમબલડન ગામનાં ઘરો માહરી ગાડીમાંથી દેખાતાં થયાં. છેલ્લી હું બે વરસ ને ત્રણ મહીનાની વાત પર એટલે સને ૧૮૪૦માં એ તરફ આવી ગઇ હતી, અને હમણાં શીયાળો હોવાથી ત્યાં બધી લીલોત્રી પુશકળ હતી, અને તેથી બધું ઘણું ખુશકારક લાગતું હતું. ઓ, તે ગામ દેખાતાં કેવી લાગણીઓ સાથે માહરી છાતી ઉંચકાતી થઇ! અહીંજ પહેલી વાર હું માહરા ખતાવાર બાપને

જોવાને પાંમી હતી, કે જેવણુ મને અત્રે મળવા પછીથી પોતાની ખતાવાર જીંદગી તરક કરીને નેકીની રાહે ચાલતા અને નેકીમાં માનતા થયા હતા, અને પોતાની પાક પનાહ ને દસ્તગીરીથી મને સુખી સુખી કીધી હતી.

અમો સાંજે ત્રણ વાગે ગામમાં દાખલ થયાં, અને માહરા હોકમ મુજબ અમારી પોસ્ટ-ચેઝ જે તે ગામમાં એકજ પેહલે વાંધેનું હોટેલ હતું ત્યાં લઇ જઇ ઉભી કરવામાં આવી. એ હોટેલમાં આગળ બી હું ઉતરેલી હતી અને તે વખતે તે ઘણું કંગાળ હતું, પણ લંડનનો સુધારો આસપાસનાં પરાંઓમાં પણ ઉતાવળો પ્રવેશ કરતો રહેલો જણાયો, કેમકે એ મકાંન હાલમાં ઘણું સુધારી નાખવામાં આવેલું જણાયું, અને તેની માલેકી પણ આગળ કરતાં વધારે સમજદાર ને સભ્ય હાથોને સપુર્દ થયલી જોઇ શકાતી હતી.

હવે તે દિવસે તો અમો ઘણાં ઠાકેલાં હોવાથી મેં કાંઈ નવું કર્યું નહીં, પણ બીજે દાહડે નાસ્તા પછી હું બીડાને લઇને પેલા રેવર્ન્ડ મી૦ ક્રૉફ્ટને મળવા વીકારેજમાં ગઇ. તે આગળ હતો તેવોજ લાલ ચહેરાનો, રાતોમાતો, ખુશાલ તરબીયતનો, ઠીંગણું કદનો જૈફ પાદરી હતો, અને મેં તેને માહરો મીસ પર્સીને નામનો કાર્ડ આપ્યો ત્યારે તેને જરા ગુચવાતો જોઇને મને ઘણી રમુજ મળી.

"મીસ પર્સી?" તેણે યાદ કરતી રવેસે કહયું, "એ નામ મને અજાણ્યું નથી. એ નામ મેં આગળ કેઠે વાંચેલુ કે સાંભળેલું છે ખરૂં!"—અને મેં હસીને તે ઉપરથી તેને ખુલાસો કર્યો કે હું બે વરસની વાત પર અત્રે આવીને તેને એજ તેનાં મકાનમાં મળી ગઈ હતી.

"હા, બરાબર! બરાબર!" તેને એકદમ યાદ આવી જતાં ગમત પામીને મને મમતાથી જોરમાં શેકહેંન્ડ કરતાં કહયું; "તમે કોઇ બીજા મી૦ ક્રૉફ્ટને મળવા આએ તરફ આવેલાં, ને ભુલમાં માહરે ત્યાં ચાલી આવેલાં!"

"પણ આએ વખતે તો હું તમોનેજ ખાસ મળવા આવેલી છું, ફાધર," મેં કહયું, અને પછી હું જે મકસદથી આવી હતી તે મેં તેને કહી સંભળાવી.

તેણે તરત તે સાંભળતાં મને જોઇતી મદદ ઘણી ઉલટ અને ઘણી ખુશીથી કરી. તે પોતે મને પોતાની સાથે દેવળમાં લઇ ગયો—અલબત, બીડા બી માહરી સાથેજ હતી, અને ત્યાં જે રેજીસ્ટરો ફાઇલ કરેલાં હતાં તે ગમે એમ જોઈ લેવાની મને બાખુશી રજા આપી.

અમોએ તે પછી કલાકો તક રોકાઇને ઘણા અભ્યાસથી તે રેજીસ્તરો તપાસ્યાં, પણ અમોને અમારૂં જોઇતું કશુંજ મલ્યું નહીં, અને હું નાઉમેદ થઇ. કદાચ અમે કાંઇ બરાબર સમજ્યાં બી નહી હોઇએ, અથવા અમોને જોતાં આવડયું નહીં હોય એ પણ બનવાજોગ છે. ગમે તે હોય, પણ હાલ તો અમારી મેહેનત બરબાદ અને ગુનાહ લાજમ જેવુંજ આએ કામ થયું, અને હું ખરચ ખાતી, કાંઈ બી બાતમી મેળવ્યા વગરજ, ત્રીમેન હૉલ તરફ પાછી ફરી! અલબત, મેં ત્યાંથી જવા આગમચ પાદરી મી૦ ક્રૉફ્ટના હાથમાં પાંચ ગીની મુકી, કે જે દેવળનાં ફંડ ખાતે કે ગમે એમ ઉપયોગમાં લેવા મેં તેને વિનંતી કરી.

એ પછી હું ત્રીમેન હૉલમાં પાછી ફરવાની તૈયારી કરતી હતી અને પોસ્ટચેઝ જોડાતી હતી ત્યારે એમબલડનનાં જે હોટેલમાં અમે ઉતરેલાં હતાં તે હોટેલવાળો અમોને વાત કરાવતો

અમારી કને ઉભેલો હતો. તે કોઈ જબરો બકબકયો હતો.

"આજે હવા ઘણી ખુશનુમા છે, મૅમ, તેથી મુસાફરીમાં તમોને ઘણું મજાહનું લાગશે," તે કેહતો હતો; "આજે "વીકસન એડજ" તરફ એક મોટી પાર્ટી શીકારી કુત્રાઓ સાથે શીકારે બી ગયલી છે. વાઈકાંઉન્ટ રેવન્સકલીફ બી તેમાં છે. એ માહરા લૉર્ડને એ ગમત એટલી પ્યારી છે કે તેઓ કારશલટન મેહેલમાં પોતાનાં માયબાપ સાથે નહીં રેહતાં ઘણાખરા અહીંજ પડી રેહ છે! આગળ ઘરડા અર્લને પોતાને બી એ ચેટક ઘણું હતું, પણ એવણુને અઢાર મહીનાની વાત પર એક વખત એક રેલવે ત્રેનમાં લકવાની અસર થઇ આવી હતી ત્યારથી તેવણ પોતે તો કદી ઘોડા પર બેસતા નથી."

હું અને બીડા, એ સાંભળી, એકમેક તરફ જોઇને હસ્યાં. અર્લને રેલવે ત્રેનમાં લકવાની કસર થઇ હતી ત્યારે તેને પેહેલી મદદ કરનાર અમેજ બે હતાં એમ જો આ ગરીબ હોટેલવાળો જાંણે તો કેટલો અજબ થાય! પણ અમે કાંઇ તે બોલ્યાં નહીં, અને તેટલામાં માહરી ગાડી તૈયાર થઇને આવી, એટલે અમે તેનો ઉપકાર માની ગાડીમાં બેસીને ત્રીમેન હૉલ તરફ જવા હંકારી ગયાં.

એમ ત્રણેક માઇલ સુધી મુસાફરી કીધી હશે, પણ તેટલાં અમારા ઘોડાવાળાઓનાં મોઢાંમાથી એક મોટી બુમ નીકળી ગઇ, અને ગાડી એક મોટા ઝોંક સાથે એકદમ ઉભી રહી ગઇ! એ વળી શું થયું? અમોએ ગાડીની બારીમાંથી બાહેર નખાવી દઇને જોયું, અને તેવામાં તો અમારી ગાડીનો કોચમેન જે નીચે કુદી પડયો હતો તેણે ખુલાસો કર્યો. એક મોટો ભયબીત અકસમાત થયો હતો, અને તેથી અમારી ગાડીને એમ થોભી જવું પડયું હતું. પેલી તે દિવસે શીકારે ગયલી પાર્ટી ગામમાં પાછી ફરતી હતી, તે માંહેલો એક ઘોડો ઘણો મજબુત ભડકીને આગળ નીકળી આવ્યો, અને એક લેવલ ક્રોસીંગના દરવાજા સાથે અથડીને તે ઘોડાએ સ્વારને જોશથી નીચે ફેંકી દીધો હતો!

અને તે સ્વાર કોણ હતો? અમો તરતજ ગાડી ઉંધડાવી નીચે ઉતરી પડયાં, અને તેટલાં તો પેલાં હંટીંગ પાર્ટીમાંનાં બી કેટલાંક મારતે ઘોડે ત્યાં આવી લાગ્યાં, અને મેં ઘણો ભય પામીને આગળ જતાં સાથે જોયું કે ઘોડા પરથી એ રીતે જે નીચે જોરથી તુટી પડયો ને અફલાઇ ગયો હતો તે કોઈજ નહીં પણ વાઇકાંઉન્ટ રેવન્સકલીફ હતો!!

"હીઝ લોર્ડશીપને ઘણી ઇજા થઇ છે?" મેં એ ઉપરથી તે હંટીંગ પાર્ટીમાંના એક લાલ જેકેટવાળા આસામીને ઘણું દુઃખ પામીને પુછયું, અને તેઓમાં બે ચાર જણ મને ઓળખતા હતા તેમાંથી એકે તરત જવાબ આપ્યો, "બેહોસ છે, પણ હજી મરી નથી ગયો, મીસ પર્સી."

"મને જરા જોવા દેશો?" મેં માંગી લીધું,—અને તરત તે અરજ સાંભળતાં સાથે બધાઓએ માનથી ખીસી જઇને મને જગ્યા કરી આપી.

"જરા સરકો મંગાવો," મેં તેની આગળ બેસી જતાં અને માહરા રૂમાલ વડે તેનું લોહી અટકાવવાની કોશેશ કરતાં ઉતાવળે કહયું,—અને તરતજ પાસેનાં ઘરમાંથી કોઇ સરકો લઇ આવ્યું તેમાં બીજો રૂમાલ બોળીને મેં તેના માથાં પર બાંધ્યો.

"જલદીથી હવે એને ઘેર લઈ જવો જોઇએ," તેઓમાંથી એક દોસ્તે કહયું.

"ક્યાં? આએ તરફ એવણુ જ્યાં રેહછ તે મકાનમાં?" મેં પુછ્યું.

"નહીંજી, લંડન; કારશલટન હાઉસમાં," મને જવાબ મલ્યો, "અહીં એની કાંઈજ મેનીજ નથી થઇ શકવાની ને સારા ડાકટરો બી મળવાના નથી. એ એનાં માય બાપની આગળ હોશે તો એને બચાવવા કાંઇ બી થઇ શકશે, કારણ જે અકસમાત ઘણો માઠો થયલો લાગેછ."

"ત્યારે માહરી પોસ્ટચેઝનો ખુશીથી ઉપ્યોગ કરો અને એવણને તરત લઇ જાઓ," મેં માંગી લીધું.

"નહીં, અમારી તો એમ અરજ છે, મીસ પર્સી, કે તમે પોતેજ એટલી તસ્દી લેઓ, અને હીઝ લૉર્ડશીપને તમેજ 'કારશલટન હાઉસ'માં પુગાડી આવો," કોઇએ સુચના કરી. "તમારી ગાડી ઘણી મોટી છે, અને તમો બેઉ બાઇઓ આસાનીથી સાથે જઈ શકશો. બીમારની બોરદુમાં બાઇઓ હોય તો વધારે સારૂં, અને અમારામાંના એક બે જણ તમને જરૂર પડે તો રસ્તામાં મદદ થવા ઘોડા પર સાથે આવશે."

હું તરતજ એકમત થઈ. મને લાગ્યું કે કારશલટનવાળાંઓ જોડેનાં માહરાં ઘરવટને મુકાબ્લે એ માહરી ફરજજ હતી. મેં, તેથી, તરતજ બેહોસ વાઇકાંઉન્ટને સંભાળથી ઉંચકાવીને ગાડીમાં મુકાવ્યો, અને પછી હું અને બીડા અંદર ગોઠવાયાં, એટલે ગાડી ઉપડી ગઈ. અલબત, અમારી પુઠે વાઇકાંઉન્ટના બે દોસ્તો કાંઈ રસ્તામાં અમને મદદની જરૂર પડે કરીને 'કારશલટન હાઉસ' સુધી ખાસ આવ્યા.

અને અમોએ રસ્તામાં વાઇકાંઉન્ટને પાછો હોસમાં લાવવા બન્યું એ કર્યું, પણ બ્યર્થ. અમોએ તેના હાથની હથેળી ઘસીને ગરમી આપવા માંડી, અને અવારનવાર ઠંડાં પાણીથી તેનું માથું બી ભીજવતાં રહયાં, પણ કાંઈ વળ્યું નહીં. બચ્ચીત, ખુદાનો એ એક અજબજેવો ભેદ જણાતો હતો કે સાહરાનાં મરણ પછી લગોલગ તરતજ આ દગાબાજની પોતાની પણ એવી બુરી ફેજ થઈ હતી! દગો કોઇનો સગો નથી. શ્રીમંત ઘેરના યુવાનો પોતાના પૈસા ને પદવી પર મુસ્તાક બની તેની મસ્તી અને ગરમી વચ્ચે ગરીબ બાળાઓનાં સત્યાનાશ કાહડી નાંખતાં પરીણામોનો ભય રાખતા નથી, પણ પરીણામો આયંદા કેવાં બુરાં થાય છે તે આ વારતાના સહ્રાઓ વચ્ચે ખુદ એ બે માજણ્યા ભાઇઓનાં દ્રષ્ટાંતોથી આપણે ઘણું પુરતું જોઈ આવ્યાં છીએ. કહયું છે કે ખોદાની લાકડીને અવાજ નથી, અને તે કેવળ ખરૂં છે!

અંતે અમે તે દમામદાર મેહલ આગળ પોંહચ્યાં, અને અમારી ગાડી જોતાંજ દરબાને પોળપબાર દરવાજાઓ ખોલી નાખ્યા, કે જ્યારે તે ગરીબ આદમી વાઈકાંઉન્ટની એ બુરી ફેજ થયલી સાંભળી ઘણું દુઃખ પાંમ્યો. પેલા બે દોસ્તો અંદર આવ્યા નહીં. તેઓ તો મેહેલ સુધી અમોને પુગાડીને માહરી રજા લઈ દરવાજા પરથીજ પાછા ફરયા, અને અમારી પોસ્ટચેઝ અંદર ગઇ, કે જ્યારે હૉલ પૉરટર તરત અમારી ગાડી આગળ દોડી આવ્યો.

"અમે એવણ સાહેબને ઉતાર્યેછ અને એવણને ઓરડામાં લઇએછ, મૅમ," તેણે વિનંતીથી કહયું, "તેટલાં તમે અંદર જઇને આસ્તે રહીને માહરા લૉર્ડ ને લેડીને એ આફતની વાત કેહો. હર લેડીશીપ ઘણાં બીમાર ચાલેછ, અને મને લાગેછ કે એવણ એ

વાત જાણતાં સાથે હેભત ખાઇ જશે!"

આ મને ઘણું વાજબી લાગ્યું, અને તેથી હું એકલીજ ડ્રૉઈંગરૂમમાં દોડી ગઇ. ત્યાં મેં જોયું કે હર લેડીશીપ એકલાંજ હતાં. એ બાઇને હું આગળ મળેલી તેનું મેં બ્યાંન કરેલું છે, એટલે તે વિશે અત્રે નવેસરથી લંબાણુ કરવા જરૂર નથી. તે બાઇનો તુમાખ જયારે અર્લ ત્રેનમાં બીમાર થઈ ગયા હતા ને હું પોતે તે અત્રે કેહવા આવી હતી ત્યારનો વાંચનારાં સાહેબોએ જાંણેલો છે—જોકે પછીથી તો તે માહરી સાથે અતી ઘણી મેહરબાંન થઇને મળી ગઇ હતી. એમ છતાં, મેં જુલી જોડેનાં મરનાર લૉર્ડ ફ્રેડરીકના લગન ફરજ્યાત બનાવ્યાં હતાં, એટલે મને થોડીક બીહીક લાગતી હતી કે હું કદાપી એ ઉમરાવ વરબૈયરના અણગમામાં પાછી આવી પડી હોઉં, પણ તે છતાં હાલના જીવસતોસત મામલામાં તો માહરે જઇને ખરી હકીકત તે બીચારીને કહયા વગર કાંઈ ચાલે?

અને તે બાઇ મને જોતાં સાથે પોતાની બેઠકમાંથી ચમકી ઉઠી.

"ઓ, ઍલન, તું કાંહાંથી આવી કાંઇ કાંઇ મુદતે?" મને જોતાં સાથે તેઓએ પહરી-આરો કર્યો, "તું કાંઈ એમ સમજી કે વાહલા ફ્રેડરીકનાં લગન વાસ્તે તાહરી સાથે અમો નારાજ થયલાં હોઇશું? હા, નારાજ તો થયલાં હતાં, પણ પછી માહરા વડા દીકરાએ વીલો-બીજર્યા આવીને બધો ખુલાસો કરયો ને અમારી આગળ તાહરી સારી ચાલની હજારો તારીફ કરી ત્યારેજ અમોએ તો જાંણ્યું, અને તું ને તે છોકરી કેટલી બધી ભલાઇથી વરત્યાં તે જાંણ્યા પછી તાહરે વાસ્તેનાં અમારાં માનમાં ઓર બી વધારો થયો."

તેણીએ મને તો બોલવા દીધીજ નહીં! તે તો મને જોતાં ને મળતાં સાથે આએ બધી બકબક કરતીજ ગઇ, અને પછી વળી માહરી ઘણી અજાયબી વચ્ચે મને પેટમાં ચાંપીને પોતાની પાસે સોફા પર બેસાડી.

"હું ઘણી દલગીર છેઉં," મેં તે પછી તે માતાને બની એટલી ધીરજ આપી આપીને કહ્યું, "કે વળી માહરાં કમનસીબે હું આએ વખતે બી તમારે માટે કાંઇ બુરી ખબરનીજ લાવનારી છું!"

અને ડોસાં, તે સાંભળતાં, વિજળીનો ઝટકો લાગ્યો હોય તેમ ચમકી ઉઠયાં!

"ઓ માય, વરી બુરી ખબર? તે શું? વળી શું? હવે તો માહરામાં ધ્રુજવાનું બી ચેત રહ્યું નથી," કાંઉન્ટેસે ગભરાત કરયો, "વળી કાંઇ અર્લનેજ વાસ્તે છે કે?"

"નહીં, માહરાં લેડી, હું તો——"

"ત્યારે શું માહરા દીકરાને વાસ્તે કાંઇ છે? આજે તે હંટીગ પાર્ટીએ જવાનો હતો તે મેં જાંણ્યું ને જાંણ્યું માહરાં પેટમાં જીવ નથી!" ડોસાં ધ્રુજી પડયાં.

"હા, કમનસીબે તેજ વાત છે," મેં ઘણાં દુઃખથી કહ્યું, "પણ ખોદા પાસ સબર માંગો. ખુદા હજી બી સારૂં કરશે!"

"પણ તે છે કાંહાં? ચાલની, મને લઈ જાની? છે તો ખરો કેની? હૈયાત તો છે કેની?" તે ગરીબ માતાએ ઉપરાસાપરી સવાલોથી મને બધી ગુંગળાવી નાખી.

અંતે મેં જેમતેમ જે બન્યું હતું તે બ્યાંન કરીને કહયું, અને ત્યારે તે અરધું પુરૂં

સાંભળીને વટાળ્યાની અહાથી ડોસાં દાદર પરથી જાંણે ગબડીનેજ નીચે ગયાં. તેવણુની તબ્યત ઘણી નાદુરૂસ્ત હતી, પણ તેનું બી તેઓને ભાંન શાંનું હોય? એવો એક માતાનો પ્યાર મોતેબર થાય છે. આહા, એક માતાનો પ્યાર! તેને કોણ પોંહોંચે? તેની ખરી હદનું બ્યાંન અને તે બ્યાંનની ખરી ઇજ્જત કોણ કરી શકે?

નીચે બધો ગભરાત ચાલી રહયો હતો. અર્લ પોતે એ વખતે મેહલની પાછળી મેર બગીચામાં સેહલ કરતો હતો તેને બી નોકરો દોડી જઇને પકડી લાવ્યા હતા, અને ડાકટરો પણ આવી ચુકયા હતા; પણ અફસોસ કે ડાકટરોનો રીપોર્ટ જરા પણ હીંમત આપનારો પુરવાર થયો નહીં. તેઓએ તપાસતાં સાથે તે જવાંનની બચવાની આશા બીલકુલ મુકી દીધી, અને કેસ "હોપલેસ" જાહેર કર્યો! તેઓનાં કહેવા મુજબ માંથાંની ખોપરીજ અંદરથી ફાટી ગઇ હતી, કેમકે ઘોડા પરથી પડવા સાથે લૅવલ ક્રૉસીંગના લોખંડી દરવાજા સાથે ઘણાં જોરથી માથું અફળાઇ ગયું હતું.

મને તો અર્લ ને કાંઉન્ટેસે પાછી ફરવા દીધીજ નહીં. કાંઉન્ટેસ માહરી ખાંધ પર માથું નાંખીને ધસાંધસ રડી, માહરેથી પણ બેઅખ્ત્યાર રડયા વગર રેહવાયું નહીં. એ મને અને તેઓને સર્વને ઘણું અજબ જેવું લાગ્યું કે તે ભેદી ખાવંદ કારશાલટન હાકિસ સાથે મને અજબ જેવી રીતે વીંટળાયલીજ રાખતો હતો. અર્લનો મેં રેલવે ત્રેનમાં જાંન ઉગાર્યો હતો, અને ફ્રૅડરીકનાં મોહતનાં સંબંધમાં પણ મને નીશપત રહી હતી, કે જ્યારે, છેલ્લે, તે ગાદીવારેસ બેટો મરવા સુતો ત્યારે પણ તેને રસ્તા પરથી ઉંચકીને ઘરમાં લાવવાની માહરીજ દુઃખભરી સરજત થઇ હતી!

બીચારા અર્લે તો હું જાંણે તેઓની છોકરીજ હોઉં તેમ મને ત્યાં થોભી જવા માહરી કને માંગી લીધું! "હવે એ પોરયો બચવાનો નથી, ત્યારે તું હોશે તો એની માયને જરા સધ્યારો તો આપશે?" તે ઉમરાવે આંખોમાં આંસુ સાથે કહયું,—અને ત્યારે માહરે અને બીડાએ ત્યાં ફરજ્યાત થોભી જવુંજ પડયું. એ વખતે અમો બંને જણીઓએ તે બીમારની ઉઠવેઠની માવજતમાં મોટો હીસ્સો આપ્યો, પણ તે કશુ કારગત લાગ્યું નહીં. વાઇકાંઉન્ટ હોસમાં પાછો કદી આવી શકયોજ નહીં. ઘણું તો એકાદ દચકાં સાથે તે પોતાની બંધ આંખ ખુલતો, પણ તે કાંઇ બી જોતો કે જોઈ શકતો હોય એમ જરાએ લાગતું નહીં. તે બેહોસી ઘણી દુઃખકારક હદ સુધી એમની એમજ સેવટ સુધી ચાલુ રહી!

"ઓ ખોદા, આએ માહરાં ઘર પર શું સીતમ!" કાંઉન્ટેસ કલ્પાંત કરતાં, "એકેક કરતાં બબે દીકરા આવી મોટી ઉંમરના થઇને ચાલતા થાએ ને માહરૂં ઘેર સુનું થઇ જાય તે હું કેમ ખમું? હવે અમારી પછવાડે અમારા પૈસા ટકા અને એ પુરાણા ખાંનદાનનું માન સાચવનાર કોણ રહયું?"

અને તે ખરૂંજ હતું! તે માતાનો એ ગમ હું સમજી શકતી હતી. આ બીજા છોકરાનાં મરણ પછી અર્લ પોતે જ્યારે ખલાસ થાય ત્યારે ઉમરાવપદ ખતમજ થઇ જાય એવો સંભવ હતો!

અને ડાકટરોનાં કેહવા મુજબજ અંતે થયું. બીજી સહવારે બામદાદે પાંચ વાગતે

વાઇકાંઉન્ટ બેહોસીમાંજ આખર થઇ ગયો, અને તે કમનસીબ માતા માહરા હાથોમાં બેહોશ થઈ પડી!

તે ઘણોજ દુ:ખકારક મામલો હતો, અને તે ઉપર હું વગર અગતે લાંબું કરશ નહીં. તે ગાદીવારસ બેટાનાં મરણથી કાંઉન્ટેસ ઘણી જાસ્તી બીમાર થઇ, અને મને અને બીડાને, જાંણે અમે બે તેઓની છોકરીઓજ હોઇએ તેમ, ઘણી ઉઠવેઠ કરવી પડી. અર્લ બી બીચારો ઘણોજ ઝબોલાઇ ગયો. તેના તો બરડાની કરોડજ જાંણે ભાંગી ગઇ હોય તેમ તે એકદમ કમ્મરમાંથી વળી ગયો!

હવે માહરે હયાં કેહવું ઘટે કે મેં અત્રે આવ્યા પછી ત્રીમેનવાળાંઓને તરત એ જે બન્યું હતું તે અને હું કેવી રીતે અત્રે રોકાઇ ગઈ હતી તે સઘળું વીગતવારે લખી વાળ્યું હતું, અને વળતા તપાલે માહરી એ નહીં ધારેલી રોકાણોની પુશકળ કદર કરીને ત્રીમેનવાળા બધાંઓએ તેમનાં મકાનથી માહરૂં એ અચબુચ બાહરોબાહેર અલગ થવું વાજબી ઠરાવી મને લખી વાળ્યું હતું. મેં તેમને સમજાવ્યું હતું કે કારશલટનવાળાં જેક્ અર્લ અને કાંઉન્ટેસ હાલમાં મને મુકે અને અત્રેથી સરસવા દીએ એ મુતલગ સંભવતું ન હતું, કેમકે આ દુ:ખી સમય વચ્ચે તેઓને માહરી પર અચબુચ કાંઇ અજબ જેવું હેત આવી ગયું હતું, અને ઘરનો બધો કારોબાર વટીક એ ઉમરાવ જોડાંએ પોતાનાં એ માહ સંકટ દરમ્યાન મનેજ બધો સર્પુદ કરી પોતે નીરાંત માની લીધી હતી! એમ છતાં ત્રીમેનવાળાંઓ વિનંતીથી લખતાં હતાં કે જ્યારે બી હું પાછી ફુરસદ અને નીરાંત પામું ત્યારે માહરે જરૂર તેઓને ત્યાં મહીનો પંદર દાહડા મેહમાન જવું; કેમકે જે બે ચાર દાહડા હાલમાં જઇ આવી હતી તે તો નહીં ધારેલી ખુનામરકી અને ભયભરેલાં મોહતોથીજ ખતમ થયા હતા.

અર્લ અને કાંઉન્ટેસનાં કેહવાથી મેં તેમને નામે વાઇકાંઉન્ટનાં મોહત પછી અંગત દોસ્તો અને સગાંવાહલાંઓને ચીઠીઓ લખીને એ ગમખાર બનાવની ખબર આપી હતી, અને પાયદસ્ત ક્રિયામાં શામેલ થવાનાં તેડાં કાઢયાં હતાં, કે જે તેડાં મુજબ કારશલટનના મેહલમાં પહરોણાં-ઓની એક મોટી મિજલસ જમા થઇ હતી, એ વખતે ખરૂં કેહું તો તે બધાં પહરોણાંઓની સંભાળ રાખવા અને મેનેજ કરવાનું મનેજ સોંપીને તે દુખી વરબૈયર તો પુશકળ નીરાંત માનેલાં અળગ થઇ ગયાં હતાં! બધી પાયદસ્તક્રિયાની ગોઠવણ વટીક માહરેજ કરવી પડી, અને બરાબર એક અઠવાડયું થવા પછી વાઇકાંઉન્ટની લાશને તે તરફનાં એ દેવળનાં એ લોકનાં "ફૅમેલી વૉલ્ટ" માં ઘણું માન અને ગંભીરતા સાથે ભુમીદા કરવામાં આવી.

---

## પ્રકરણ ૨૧૭.

અને એ પછીના બીજા બે ત્રણ દાહડામાં બધાં પહરોણાંઓ વીદાય અને વગેસગે થયાં ત્યારેજ હું અર્લ અને કાંઉન્ટેસ સાથે તે મોટા મેહેલમાં પાછી એકલી પડી. અમે એ વખતે ડ્રૉઇંગરૂમમાં બેઠેલાં હતાં. કાંઉન્ટેસ પોતાના બબે દીકરાઓનાં જુલમગાર મોહત બાબે હજી એ રડવા ગમી જોતાંજ નહીં હતાં, અને હું તેમજ અર્લ ખુદાના એ બનાવો આગળ આપણા ખાકી માનવીઓનો ચારોજ નથી એ, વિગેરે કહીને તેવણને સધ્યારો આપતાં હતાં.

એવામાં તે બાઇને અચબુચ વિચાર થયો કે મરનારની રાઇટીંગડૅસ્ક વિગેરે તપાસવું જોઇએ, કેમજે તેમાંથી કાંઇ અગતનાં કાગળપત્ર કે એવુંજ કાંઇ કદાપી મળી આવે. અર્લે તો એ સાંભળીને તે ડેસ્કની કુંચી મનેજ આપવા માંગી, પણ મેં સમજાવીને ના કહયું કે બાપ તરીકે તેવણુજ એ ફરજ અદા કરે તે વધારે વાજબી અને ચાહવા જોગ થશે. અર્લ, તે ઉપરથી, પોતે ગયા, અને અમો હતાં ત્યાં પાછા આવ્યા તેની વચ્ચે એક આખો કલાક ગબડી ગયો.

તેવણુ, એ વખતે, મેં તરત તેવણુના ચેહરા પરથીજ જોઇ લીધું કે, એક મજબુત બાતમી લઇજ આવ્યા હતા, અને કાંઉન્ટેસ પણ પાંમીજ ગયાં કે એવું કાંઈ હોવું જોઇએ ખરૂં.

"ઍલન બેટા," તેવણે ડ્રૉઈંગરૂમમાં પાછાં ફરતા સાથે ગમખાર ને ગળગળતા સાહદે કહયું, "તું ત્રીમેન હૉલમાં હમણાંજ રહી આવી ત્યાં કોઇ સાહરા બેરન કરીને ગવરનેસ છે તેને ઓળખેછ?"

હું સમજી ગઇ. મેં જોયું કે મરનારના સાહરા બેરન જોડેના સંબંધને લગતાં કાંઇ કાગળપત્રો કાંઉન્ટને હાથ આવેલાં હોવાં જોઇએ, જે ઉપરથી હું જે જાંણુતી હતી અને ભલી સાહરાએ મરતી વખતે મને જે ફરજ આપી હતી તે સઘળી વાત મેં તે માબાપ કને કહી. મેં તેઓને સમજાવ્યું કે સાહરા તરફથી તેણીની મરતી વખતની અરજ મુજબ હું વાઇકાંઉન્ટને મળી લેઉં તેટલાં તો તે બીચારો બેહસ્ત પાંમ્યો હતો, ને સાહરાની લાચાર બેચાર માબેહનને કાંઇ પગભર મદદ કરાવી શકવાની માહરી ઉમેદ માહરાં મનમાંજ રહી ગઇ હતી.

અને તાજુબ કે એક વારનાં તે ઘણાં તુમાખી ઉમરાવ ધણી ધણીઆંણીની મરતે દાહડે આવા જોરાવર ફટકા પડવાથી મનોવૃતીજ તમામ ફરી ગઇ હતી! તેઓ તમામ નરમાશમાં મનાઈ ગયાં હતાં. જેઓ બીજા સંજોગમાં આવાં એક તુચ્છ લગનનો મોટો ધીક્કાર કરતે અને મુફલીસ વર્ગની એ વહુને પોતાની તરીકે કદી કબુલ કરતે નહીં તેઓએ હવે મોટાં અટવટ સાથ એકમત થઇને ગરીબ સાહરાની મોટી કદર કરી, અને તેની લાચાર મા બેહનને વાસ્તે હું માંગું એ રકમનો ચૅક કરી આપવા અર્લે ખરાં દીલથી પોતાની મરજી બતાવી, અને હું ત્યારે કાંય નહીં તેનો સંપુર્ણ લાભ લઇને મરનાર તરફની માહરી પાક ફરજ અદા કરવાનું પુન હાંસલ કરૂં!

"માહરા પૈસા ટકાને હવે માહરે શું આગ લગાડવાની છે? માહરી પછવાડે છેજ કોણ?" અર્લે અફસોસ કરયો, "તું માહરી ઘણી ડાહી ને સમજુ દીકરી છે, અને તું મને ખરીજ સલ્લાહ આપશે. તું મને જે સલ્લાહ આપશે તે રકમનો ચૅક હું બાખુશી ભરી આપશ, અને તે તું તે લોકોને મોકલી આપજે."—અને કેહવાની જરૂર છે કે મેં છ હજાર પાંઉન્ડની મોટી રકમનો એક ચૅક તાતે બાએ તે ડોસાજી પાસે લખાવી લીધો, અને સાહરાનાં મોહતથી લાચાર થઇ પડેલી તે ગરીબ મા દીકરીને તે 'હાથીનો પગ' થઇ પડયો! કારશલટનની કરોડોની દોલતમાં એ એક તીપું માત્ર હતું, પણ વળી એકદમ વધારે આપીને માહરે તે મુફલીસોનું માથું નહીં ફરી જાય તેની બી સંભાળ રાખવાની હતી. મને લાગ્યું કે એક લાખ રૂપ્યા તેઓનાં જીંદગીભરનાં સુખ સગવડ અને નીભાવને વાસ્તે ઘણા પુરતા થવા જોઇએ, અને તે

મા દીકરીનાં દીલોજાન હેસાંનના જે જવાબો ફરી વળ્યા તે ઉપર માહરે અત્રે લાંબુ કરવા વિચાર નથી. અલબત તેઓની સાહરાને વાઇકાંઉન્ટ રેવન્સક્લીફ જેવા મોટા આદમી જોડે કાંઇ બી વેહવાર હતો એ તે મા બેહને તો બીલકુલ નવુંજ જાણ્યું અને તે જાંણીને તે બંને હબતી ગયાં. એમ છતાં એ કેહવાતાં લગન હકના હતાં કે ગેરહકનાં, સાચ્ચાં હતાં કે ઠગાઇનાં તેની કોઇ પુરવારીઓ મળી શકી નહીં હતી, જેથી અર્લની આ નવાજેશ જોઇએ તે કરતાં તેઓને માટે વધારે ઉદાર અને વધારે કાળજીભરેલીજ પુરવાર થઇ.

અને એ સઘળું થવા પછી બી અર્લ ને કાંઉન્ટેસે તો માહરી અજાયબી અને રમુજ વચ્ચે હજી માહરો પીછો મુકયોજ નહીં! તેઓએ તો મને પોતાની દીકરીજ કરી લેવાનું ઓજરખ્વાહીથી માહરી કને માંગી લીધું, અને પાસે ને પાસે એક બે દહાડા માહરે ઘેર જઇ આવવાની વટીક મને રજા આપી નહીં. ખુદાની બક્ષેશથી જેમ તેઓ માહરા સમાગમમાં વધતાં આવતાં હતાં તેમ દીન પ્રતી દીન માહરે માટે વધતુંજ સારૂં મત ને હેત ધરાવતાં થતાં, અને મને વધતીજ ચાહવા લાગ્યાં હતાં. એવા સંજોગમાં હવે કોઇ બી દાહડે સ્ટેજ પર હું પાછી ફરી શકું અને મને તેઓ નોકરી કરવા જવા દે એ તો જાંણે બનવુંજ માહલ થઇ પડયું, જેથી માહરા હૅરીના સંબંધમાં એજ કુટુંબને લગતી મેં જે બાતમીઓ મેળવી હતી તે વિશે ડોસાજીને પુછી લેવાનું માહરૂં ઘણું મન થયું. તેથી ઘણો ખાત્રીપુર્વક અને ખરો ખુલાસો સેહલથી મળી જાય એમ લાગતું હતું, પણ મેં હજી થોડુંક મન માર્યું. એ તો જાંણે તેઓની માયા મેહરબાંનીનો ગેરકાયદે લાભ લઇ હું માહરૂ વધતું લાકડું ઘુસાડવા માંગતી હોઉં તેવુંજ થઇ પડવાનો મને ભય થયો.

અજાયબી એ હતી કે મેં જેન પાર્કસને લખેલાં માહરાં કાગળનો મને કાંઇ જવાબ હજી સુધી પાછો ફરી વળેલો નહીં હતો. કંદાચ તે કાગળ રસ્તામાં કેથે ગેરવલ્લે ગયું હોય, અથવા તો બનવાજોગ હતું કે જેન પોતાના બાપ સાથે કોઇ બીજે ગામ જતી રહી હોય અને તેથી બી તેને પોંહચવા પામ્યું નહીં હોય?

પણ સંજોગનીજ વારતાઓ થતી હોય, અને આ માહરી વારતા ઉપરાઉપરી સંજોગોનીજ બનેલી છે, તો આપણે અજબ થઇશું નહીં કે હું અને બીડા માહરા ઓરડામાં તેજ સાંહજે બેઠેલાં હતાં તેવાંમાં બીડાએ બારીએથી જોયું કે એક પોસ્ટચેઝ 'કારશલટન હાઉસ'ના કમપાંઉન્ડમાં ધસારાબંધ દાખલ થઇ.

"એ કોણ આવ્યું હોશે?" બીડા અજબ થઇ.

"વાઇકાંઉન્ટનું મોહત પાછળથી જાંણીને કોઇ અર્લ અને કાંઉન્ટેસને લાંબે વેરથી મળવા આવ્યું હોશે," મેં બેદરકારીથી કહયું; પણ તેવામાં તો જરા વારે એક ખીદમતગારે માહરાજ ઓરડાનું બારણું ઉઘાડયું, અને મોટેથી "મીસ જેન પાર્કસ" કરીને નામ પોકાર્યું!

હું તે સાંભળીને ઘણીજ ખુશી થઈ, અને કુદકો મારી દોડી જઇને જેનને ભેટી.

"ઓ વાહલાં ઍલન, તમે માહરે વાસ્તે શું ધાર્યું હોશે? તમારાં કાગળનો જવાબજ મેં નહીં લખ્યો તેથી તમે મને કેવી નગુણી કે નીમકહરાંમ માંની લીધી હશે?" જેને મને બગલગીર થતાં પોતાની ફીકર કહી સંભળાવી.

"જરા બી નહીં, જેન," મેં ખાત્રી આપી, "હું તો એમજ સમજેલી કે તુંને કાગળ મળ્યુંજ નહીં હશે, અથવા તું કેથે બાહેરગામ તાહરા બાવા સાથ ચાલી ગઈ હોશે."

"તેમ નહીં," જેને કહયું, "મને તમારૂં કાગળ તો બરાબર મળ્યું—"

"ને તેં તેનો જવાબ બી લખ્યો ખરો?"

"નહીં; જવાબ આપવા તો હું પોતેજ આવી!" જેન હસી, "ખરી વાત એટલીજ છે, વાહલાં ઍલન, કે તમે પુછાવેલી બાતમીઓ બધી મેળવતાં માહરા પપાને વાર ઘણો લાગો."

"ત્યારે તે બાતમીઓ મળી ખરી?" મેં પુશકલ ઉળટમંદ પુછ્યું.

"હા, ઘણીજ મજબુત બાતમીઓ!" જેને જવાબ કરયો, "ને માહરા પપા તો હવે તદન ખાત્રીપુર્વક થયાછ કે તમે જરૂર એક કાંઉન્ટેસ થશો! ઓ, તમે શું ધારોછ? હું કેવી ખુશી થઇછ તમારી એ ખુશનસીબીની વાતથી? તમે ધારીજ નહીં શકવાનાં!"

હું મોટેથી હસી પડી.

"તું અમથી અમથીજ હરખાશે કે, જેન?" મેં કહ્યું, "મુળમાં મીઠું તો મળે નહીંને!"

"નહીં, છે, ઘણું છે!" જેન બજીદ થઇ, "ફકત પુરવારીઓને વાસ્તે હજી થોડીક મેહનત ને જંજાળનું કામ થવાનું છે. વાંચો આ દસ્તાવેજ."—અને તેણે મને એક કવર આપ્યો.

તે એક સીલ્ડ કવર હતો, અને મેં તે ફોડીને વાંચ્યો, જ્યારે તે વાંચીને માહરે એકદમ પ્રમાણીકપણે કબુલ કરવું જોઇએ કે હું પણ જેનનાંજ મતની થઇ. પરવરદેગાર માહરા જોગી તેની બુલંદ નવાજીશમાં અચબુચ કાંઇ અજબ તોરથી મેહેરબાન થનાર હોય એવુંજ કાંઈ તે દસ્તાવેજ વાંચ્યા પછી મને બી લાગતું અને માહરી ખાત્રી થતી હતી. હું, તેથી, ઘણાં હેતથી જેનને પાછી બગલગીર થઈ, અને હેસાંનથી મેં કહ્યું, "વાહલી, તેં ને તાહરા બાપે આએ વખત તો ત્યારે ખરેખર માહરી મોટામાં મોટી ખીદમત કીધેલી છે!"

જેને શરમાઇને નીચું જોયું, અને તેની આંખમાં આંસુ ઉભાઇ આવ્યાં.

"એમ કાંય બોલોછ, વાહલાં ઍલન?" તેણીએ રડી દેતાં કહ્યું, "અમો બેઉ બાપ બેટી અમારા જાંન બી તમો ઉપર કાઢી આપ્યે તો તે બી થોડું છે. માહરા બાપે તમારી કાંઇ થોડી ખરાબી ને થોડું નુકશાન કીધેલું છે? તેવણે હવે માહરી આગળ જરાએજરા કબુલ કીધેલું છે, અને તેવણના આવા ભયંકર ગુનાહો પછી તમે અમારી સાથે એટલી નાખતી ને નરમીથી વરતોછ તેમ કોણ વરતે? તમારા એ ફીરેસ્તાઇ સદગુણોને મુકાબ્લે અમે કરીજ શું મરવાનાં હતાં? તમારૂં કાગળ આવ્યું ને આવ્યું, મેં માહરા પપાને કહ્યું કે તમારાથી જે બી થાય તે કરો અને જોઇતી બાતમીઓ મેળવો, અને તેવણ બી ઘણાજ ઉળટમાં આવી ગયા. તેવણને તમારા મમાવાએ વરસોની વાત પર એ વેકફીલ્ડવાળાંઓને વરે કાંઇ કહેલું તે યાદ આવી ગયું, કે જે આએ વરસોનાં વરસો સુધી તેવણની સરતમાંથી બીલકુલ નીકળીજ ગયું હતું."

"અને એ બાતમીઓ મેળવતાં એટલો બધો વાર લાગ્યો?" મેં અજબ થઇને પુછ્યું.

"ઘણીજ મેહનત થઇ ને ઠેકાણે ઠેકાણે એવણને જવું પડયું," જેને જવાબ કર્યો, "અને જેમ જેમ દાહડાઓ ભાગે તેમ તેમ મને અકડવકડ થાય કે તમે માહરે વાસ્તે કેટલું બધું બુરૂં

વિચારશો. માહરાં મનમાં કે જવાબ આવે તો હું પોતેજ લઇને દોડી જાઉં, ને રોજ આજકાલ આજકાલ થયા કરે!"

મેં બીડાને પણ તે દસ્તાવેજ વાંચવા આપ્યો. એ છોકરીથી છુપું શું હતું? એ છોકરી મને એક બેહન જેવીજ હતી—એક દાયા કે દાસી જેવી નહીં.

"પણ તું પોસ્ટચેઝમાં કાંય આવી?" મેં હયાં મને યાદ થતાં જરા અજબ થઇને પુછ્યું.

"તમે મને ત્રીમેનહૉલથી લખેલું તે હું તો જાંણું જે તમો ત્યાંજ હોશો કરીને હું ત્યાંજ પહેલાં લંડનથી પોસ્ટચેઝમાં દોડી ગઇ," જેને જવાબ કર્યો.

"અને ત્યારે અજબ કે તુંને ત્રીમેનવાળાંઓએ તાહરી સાથનું આટલું ઘરવટ છતાં તરત પાછી આવવા દીધી?" હું હસી.

"તેઓ તો મને થોડા દહાડા બી રાખવા ઘણુંજ બજીદ થયાં, અને શાર્લોટને તો થોડોક ગુસ્સો બી લાગ્યો," જેને સમજાવ્યું, "પણ મેં માન્યુંજ નહીં. તે લોક કહેજે આપણે એ દસ્તાવેજ ઍલનને કોઇ થાવાં માણસ પાસે મોકલી આપ્યે, પણ તે બી હું કબુલ કરૂંજ શાનું? માહરે તો પોતેજ તમોને એ હાથોહાથ પુગાડવાની મોજ ભોગવી લેવાની હતી!"

"ને તેં તે મોજ ભોગવી, જેન?" મેં તે ભલી છોકરીના દીલની એ અકસર સાદાઇ ને ભલાઇથી ગમત પામીને નરમાશથી પુછ્યું.

"ખરેખરજ ભોગવી, વાહલાં ઍલન!" જેને હસીને જવાબ કર્યો.

એ પછી બીજી ત્રીજી થોડોક વાર વાતચીત કરીને, જેનને બીડા પાસે બેસાડી, હું અર્લ ને કાંઉન્ટેસ આગળ ગઇ. જેને તો રૂખસદ લેવાજ ચાહયું, પણ મેં ના કહયું. માહરે તેને આવી મોટી મુસાફરીઓની જેહમત પછી એકાદ દિવસ તો માહરી પાસે રાખવી જોઇએ? એ ભલી છોકરીએ ઘણી તસ્દીથી ને ઘણા મોટા ખરચથી માહરૂં ઘણું સારૂં કરી આપ્યું હતું, અને માહરે તેની થોડીક કદર કરવી સજાવાર હતી. અલબત તેને થયલો ખરચ તો હું બેવડા દામથી ભરી આપનાર હતી, પણ તેની તસ્દી અને ભલાઇનો માહરે ખ્યાલ કરવો હતો. આએ ઘરમાં હાલમાં હું માહરાં પોતાનાં ઘર જેવી સાહેબીથી રહેલી હતી તો કાંય નહીં જેનને હું એકાદ દાહડો ત્યાં રાખી શકું?

મેં, એ ઉપરથી, અર્લ ને કાંઉન્ટેસ કને જઇને માહરી એક સહી મને અગતનાં કામે મળવા આવેલી હોવાની વાત કરી, અને તેને માહરી સાથે એકાદ દાહડો અત્રે રાખવાની રજા માંગી, જ્યારે કાંઉન્ટેસ તો લગભગ ગુસ્સોજ કરી ઉઠયાં.

"તું ત્યારે અમારી સાથે હજી એટલી લોકઇજ જાણેછ, ઍલન? તું અમારી દીકરી છે, અને આએ તાહરૂંજ ઘેર છે. તું ગમે તેને બોલાવ અને ગમે તેને રાખ. તાહરાં ફ્રૅન્ડસ તે અમારાં. અમે ખુશીજ થઇશું."

"તેં તો અમારી દીકરી થવાનું કબુલ કીધુંછ કેની, છોકરી?" અહીં ડોસાજી અરધું ગળે પડયા!

"મેં કીયે દાહડે કબુલ કીધુંછ?" મેં હસીને કહયું, "હું તમારી આટલી બધી ભલાઇ અને માહરા જોગી મેહરબાંનીઓને વાસ્તે ઘણી ઘણી આભારી છેઉં—"

"તે જે હોય તે," ડોસાજીએ અધીરાઇથી વચ્ચે પુરાતાં કહયું, "પણ અમે કાંઇ તુને તાહરે ઘેરબારે જવા દેવાનાં નથી. તું પરણી જાય ત્યાં સુધી તો હવે આએજ તાહરૂં ઘેર! કાંઇ આજ ને કાલ અમોને એને રખડતાં નાંખીને પરણી તો નથી જવાનીની? કોઇને કબુલ તો નથી થઇ ચુકીની?"—અને ડોસાજી બીચારા ફીકકું હસ્યા, કે જ્યારે માહરા ગાલો પર રતાસ ધસી આવ્યો.

"હું અદરાઇ ચુકેલી છેઉં, બાવાજી," હું છેલ્લાં એ લોકને "માયજી"—"બાવાજી"જ કેહતી હતી. હું "માહરા લૉર્ડ" ને "માહરાં લેડી" કરતી હતી તેથી તે લોક ઘણાં નારાજ થતાં હતાં.

"અદરાઇ ચુકીછ?" ડોસાજી રાજી થયલા દેખાયા, "કોણુની સાથે? ત્યારે લગનની ઢીલ શાંની છે? પૈસા ટકાનો હવે તાહરે, દીકરી, મુતલગ ખ્યાલજ નથી કરવાનો. તેં અમારાં દુઃખમાં દાઝીને અમોને એટલી એટલી મદદો કીધેલી છે કે તુને ઠેરવવા અમો જે કરશું તે ઓછુંજ કેહવાશે."

"હું તમારી ઘણી આભારી છું, બાવાજી, પણ માહરાં લગન કાંઇ એજ સબબસર ઢીલમાં નથી," મેં કહયું, "હું માહરા ફુઇના છોકરા સાથે અદરાયલી છું, ને તેવણ તો પોતાના ધંધાને સર હાલ અમેરીકા ગયલા છે."

"અમેરીકા?" અર્લ અજબ થયા, "ભલો આદમી છેક ચાલ્યો ચાલ્યો ધંધાને સર અમેરીકા કાંહાં ગયો? નામ શું?"

"હેનરી વેકફીલ્ડ."

"વેકફીલ્ડ?" ડોસાજી સર્પે ડંખ માર્યો હોય તેમ ચોંકયા, "કેટલું અજબ જેવું!"—અને અજબ થયલા હોય તેમજ કાંઇક અર્થસુચક રવેશે તેવણે પોતાની ધણીઆણીના ચેહરામાં જોયું, "ખરી વાત એ છે, બેટા, કે એક વખત એ વેકફીલ્ડવાળાંઓ અમારાં હડહડતાં શત્રુ હતાં, અને તેથી તાહરે ખાતર જેને અમે અમારા દીકરા તરીકેજ ચાહીએ તેનું એજ નામ સાંભળીને હું પેહલી હરોળમાં ભડકયો; પણ તે દુશ્મનીની વાતને તો જમાનાઓ વહી વીતી ગયાછ, એટલે હવે તેનો ડંખ મને ઝાઝો લાગવાનો નથી. વળી એ કોઇ બીજોજ વેકફીલ્ડ હશે."

"નહીં, મુરબ્બીજી," મેં હસીને કહયું, "હું અત્યાર સુધીમાં જે થોડીક બાતમીઓ એકઠી કરી શકીછ તે ઉપરથી તો મને એમ લાગેછ કે અસલ વૉરીકશાયરનાં વેકફીલ્ડવાળાંઓથીજ માહરા હેનરી ઉતરી આવેલા છે!"

"એમ? પણ તે કેમ બને?" ડોસાજી બધા અજબ અજબ થયા, "દીકરા, તાહરી કાંઇ ભુલ હોશે. છેલ્લામાં છેલ્લો જીરાલ્ડ વેકફીલ્ડ મરી જવા પછી હું જાણુંછ ત્યાં સુધી તો એ લોકનો આખો વંશવેલોજ નાશ પામી ગીયોછ!"

"એ જીરાલ્ડનો મી૰ જેમ્સ વેકફીલ્ડ કરીને એક ભાઇ હતો, બાવાજી," મેં કહયું.

"ભાઇ હતો ખરો?" ડોસાજી વધારે અજબ થયા, "મને તેની ખબર નથી. હું ખુદ

જીરાલ્ડને વાસ્તે બી કાંઇ ઘણું જાણુતો નથી, ને મને તો લાગેછ કે કારશલટનની એસ્ટેટો ને ખેતાબ પરનો તેનો દાવો બીલકુલ તકલીદી હતો, પણ શું એ જીરાલ્ડનો ભાઇ જેમ્સનો આએ તાહરો હેનરી છોકરો થાયછ?"

"હા બાવાજી," મેં ગરીબાઇથી કહયું.

"ચીંતા નહીં, બેટા, હું તેને ત્યારે જે દાહડે હોશે તે દાહડે હેતથીજ મલશ," અર્લે નરમાશથી અને માયાથીજ કહયું.

"હવે વેરભાવ કઇ જીંદગીને વાસ્તે અને કોણુને વાસ્તે રાખવાનો છે?" કાઉન્ટેસે બળાપાથી એ વાતને ટેકો આપ્યો.

"હું તમો બંને વાહલાંઓનો એ એરાદો સાંભળીને ઘણી ખુશી છેઉં, અને હવે ત્યારે વધતા વીશ્વાસથી બધી ખરી હકીકત તમોને બયાંન કરીને કેહવા માંગુછજી," મેં કાકલુદીની ઢપે કહયું,—અને પછી તેમનાં પાસાંમાં ગોઠવાઈ, મેં સઘળું બયાંન કરીને તે બંનેને કહયું, જે તેઓએ મોટી અજાયબી વચ્ચેજ સાંભળ્યું. 'મેં પેલી મીસીસ સ્ટરટને કહેલી વાત સઘળી તેઓને બયાન કરીને કહી, અને ત્યારે તે લોકોએ પહેલવહેલુંજ જીંદગીમાં જાણ્યું કે તેઓનો બેટો ફ્રેડરીક બચપણુમાં જે ચોરાઇ ગયો હતો તે મરનાર જીરાલ્ડ વેકફીલ્ડનુંજ કારસતાન હતું. તેઓને તો ખબર તક નહીં! વળી તેજ વખતે અર્લની અને વાઇકાંઉન્ટની ગાડી રોકીને તે બાપ બેટાને ઠાર મારવાનું કાવત્રું હતું એ વાત પણુ તે લોકોએ છેક આજેજ માહરી મારફતે જાંણી! રોબીનસન-વાળાંઓએ—બીડાનાં માયબાપે—ફ્રેડરીકને પાછો ચોરી લાવીને તે લોકને સપુર્દ કર્યો હતો ખરો, પણુ તેઓએ એ જીપસી જાતની સાચવત અને કરારો મુજબ પોતાનાં મુદદઇઓને મુતલગ ઉંઘાડાં પાડયાં નહીં હતાં, અને તેથી જીરાલ્ડનું કાવત્રું કશીજ રીતે અજવાળાંમાં આવી શકયું નહીં હતું. હવે, તેથી, અર્લ એ બધા ખુલાસા મળવા પછી રોબીનસનવાળાંઓની તેના જોગી ભલાઇથી એવડો મોહીત થયો, અને માહરી બીડાને વાસ્તે જે મોટી રકમ તેણે બીડાને નામે માહરી મારફતે બેંકમાં જમે રખાવી હતી તે ઘણુંજ હકનું અને અતી ઘણું ખુદા વાજબીજ થયું હતું એમ પાછું ને પાછું તે મોટા ઉમરાવે મોટાં દીલથી કબુલ કર્યું.

એ પછી પેલી મીસીસ સ્ટરટને મને આપેલાં કાગળો મેં અર્લને કાઢી આપ્યાં, અને છેલ્લે જેન પાર્કસ જે દસ્તાવેજ લઇ આવી હતી તે બતાવ્યો, જે બધું તેઓએ ઘણી મોટી અજાયબી વચ્ચે ઘણુંજ ધ્યાંનથી વાંચ્યું. તે પછી તેવણુ પોતે તરતજ જઇને પોતાની ત્રીજોરીમાંથી એક સ્ત્રોંગ બૉક્ષ કાઢી લાવ્યા, અને તેમાં કાંઇ બાંધી મુકેલાં કાગળ્યાંઓ છોડીને એકેક પછી વાંચ્યાં, અને સરખામણીઓ કરી કરીને અંતે તેઓ એટલા સંતોષ પાંમ્યા કે ઇનસાફની રીતીએ તેઓએ ખરીજ નેકબખ્તીથી માહરા હૅરીનો હક એકદમ બાહલ રાખ્યો, અને એ બાબે જેમ બને એમ જલદી બીજીજ સહવારે પોતાના સોલીસીટરોનું મત કરવાનું ઠરાવ્યું!!

એ રીતે તુરત વેળા એ માહરી જેહમતનો અંજામ સરંજામ ઉતરેલો જોઇ મને ઘણો સંતોષ થયો, અને પછીથી એ સંબંધમાં કેટલુંક જરૂરજોગું કામ આટોપી લેવા વાસ્તે બીજે દાહડે, જેન પાર્કસ પોતાને ઘર પાછી ફરવા પછી, હું પણુ અર્લ અને કાંઉન્ટેસની રજા મેળવી થોડાક દાહડા માહરે ઘેર પાછી ફરી. વધારે કરીને એટલા વાસ્તે કે સોલીસીટરો મળી જવા

પછી અર્લે મને પેટમાં ચાંપીને કહયું હતું કે માહરા હૅરીનો હક નહીં ધારેલો ખરોજ આવ્યો હતો! "માહરી વાહલી દીકરી," તેવણે કહયું, "ખોદાના ભેદ ઘણા ન્યારા થાય છે. જ્યારે અમે તુને દીકરી કરી લેવાનું કહયું ત્યારે જાણે ખુદા તરફની બસારતથીજ એ અમારાથી બોલાયલું અને એવી અમારી મરજી થયલી હોવી જાઇએ, કેમકે જે અમે તુને અમારી ખુશીનું આપી જતે તે હવે તો ગોયા તું તાહરા હકનુંજ મેળવશે!"

પરીણામમાં હવે, તેથી, માહરે હૅરીને એકદમ ઇગ્લાંડ બોલાવી લેવાનો હતો, અને તેની બંદોબસ્તી કરવાજ હું માહરે ઘર પાછી ફરી હતી હૅરીને અને માહરા પપાને ઈગ્લાંડ છોડી જવાને હાલમાં બરાબર પાંચ મહીના થયા હતા, તેઓએ ન્યુયોર્ક પોંહચીને મને જે કાગળ લખ્યું હતું તે મને મળી ગયું હતું, (કેમકે વાંચનાર ધ્યાંન કરશે કે હું જે વખતને વાસ્તે આ વારતા લખુંછ ત્યારે તારની શોહોધ થયલી ન હતી,) અને ત્યાર પછી બી આગળ વધીને તેઓએ બીજાં બે કાગળ લખ્યાં હતાં, એકલે બનવા જોગ હતું કે હાલ તેઓ એલડોરાદોમાં પોંહચી ગયા હોય. એટલા વાસ્તે હવે કોઇ આદમીને ખાસ મોકલીનેજ તેમને પાછા તેડાવી લેવાની જરૂર હતી. કાગળમાં તે શું લખાય. અને કાગળનો એતબાર તે એવી વાતમાં કેમ કરાય?

પણ સવાલ એ ઉભો થયો કે હું મોકલું તે કોણને? અર્લના સોલીસીટરોએ પોતાના હેડ ક્લાર્કને મોકલવા કાઢયો, પણ તે મને ગમ્યું નહીં. એ માહરાં મતથી કોઇ નોકર આદમીનું કામજ નહીં હતું. પૈસા બદલ જાય તે તો બનવા જોગ હતું કે પોતેજ મોજ કરીને અને પોતાના જીવને મોજ દેખાડીને હીલ્લાં બાહણાં કાઢતો કદાપી પાછો બી આવે. માહરે તો કોઇ એવું માણસ મોકલવું જોઇએ કે જે માહરાં અંગત ભલાંમાં માહરી તરફનાં કાંઇક હેત કે માનને ખાતર ખરાં દીલની કાળજી કરનાર હોય!

મેં, એ ઉપરથી, બીડાની જોડે મત કરયું, અને બીડાએ પોતે જવાનો કુદકો મારયો, પણ મેં તે ખ્યાલ હસી કાઢયો, અને તેવાંમાં બીડાને અચણુચ એક બીજો ખ્યાલ થતાં તે મને જરા થોબવાનું કહી ટોપી લઇ તરત બાહેર દોડી ગઇ.

હું ઘણી અજબ થઇ. તે કયાં ગઇ? તે કોણને બોલાવા ગઇ! મેં "બીડા! બીડા!" કરીને પછવાડે દોડીને ઘણા હાંક બી માર્યા, પણ તે થોબી નહીં. તે ફકત પાછું ફરી જોઇને માહરી તરફ મીઠાશથી ને વિશ્વાસનું હસી, અને પછી વંટોલ્યાની કાની દોડીજ ગઈ.

---

## પ્રકરણ ૨૧૮.

તે છેક બે કલાકે પાછી આવી, અને આવી ત્યારે સાથે તેના વાહલા વીલ્યમ લારનરને લેતી આવી હતી!

"લેઓ, બાઇ, આએ હું તમારે વાસ્તે ખેપ્યો લાવી!" તેણીએ ઘણું હસીને કહયું; "એ તમારૂં કામ ખરેખરી નીમકહલાલી ને વફાદારીથીજ કરશે. એ ટ્રાન્સએટલાંન્ટીક જવા જીવ નાખીને તૈયાર છે, ને મેં બધું એને કહેલું છે."

આ ઘણુંજ દરોબરત હતું, અને મને એ ખ્યાલ થયલો નહીં, એટલે બીડાની એ કાળજી

વાસ્તે મને એ છોકરી વળી એવડી વાહલી લાગી; પણ હું કેમ કબુલ થાઉં ? એટલે દુર એ બચ્ચાંને એવા જોખમમાં એકલો કેમ મોકલાય ? તે બે પ્યારાંઓ કે જેઓ રોજનાં મળનારાં હતાં અને એકમેકને ઘણુંજ ખરાં દીલથી ચાહનારાં થયાં હતાં તેમને કેમ વીખુટાં કરૂં ? વળી વીલ્યમની નોકરી તપાસવાની બી જરૂર હતી. તેનો શેઠ સર રોબર્ટ ટેમ્પલ કે જેનાં ચક્રમપણાં વાસ્તે આ આગમચ આપણે પુરતું વાંચેલું છે અને જે નવાબના ખેતાબથી ઓળખાતો હતો તેને કેમ મનાવવો ?

પણ બીડા તો બધુંજ પકકું કરીને આવેલી હતી ! તે છોકરીએ તો પોતાના પગ તળે જરા બી ઘાસ ઉગવાજ નહીં દીધું હતું ! તે ખુદ એ ચક્રમ સર રોબર્ટને મળીને વીલ્યમને વાસ્તે માહરે નામે માહરી તરફથી અરજ કરીને ત્રણ મહીનાની રજા વટીક કરાવી લાવી હતી, અને તે ડોસાજી એ છોકરીની શીરી જબાંનથી એવા મોહીત થયા હતા કે એકકે બોલે તેવણે તે રજા આપી હતી, એટલુંજ નહીં પણ સાંમા વધારે લટી જઇને પોતાની તરફથી એ મોટી મુસાફરી વાસ્તે વીલ્યમને હમાચીજથી મદદ કરવાનું વટીક કબુલ કર્યું હતું !!

અંતે તેથી એજ નકી થયું, અને બીજી સાંહજે તો ક્યાં જવું અને શું કરવું તેની માહરી તરફથી મેળવેલી પકકી બાતમીઓ અને ખરચ જોગી મોટી રકમો લઇને જવાંન વીલ્યમ ઉળટમંદ અને ખુશાલ ઉપડી બી ગયો ! મેં માહરા હૅરી અને પપાને બી પાછા ફરવા જોગા પુરતા પૈસા મોકલીજ આપ્યા હતા, કેમકે હાલમાં તેઓની નાણાં સંબંધી સ્થિતી કેવી હોય તે કેમ ખબર પડે ?

મેં એ પછી વીલ્યમના ચક્રમ શેઠ સર રોબર્ટ ટેમ્પલનો બી ઘણો ઉપકાર માનીને તેને એક કાગળ લખ્યું, કેમકે તેણે માહરે નામે બીડાએ કરેલી વિનંતીને અનુસરીને એ છોકરાને એટલી ટુંક નોકરી પછી ત્રણ મહીનાની રજા આપી દીધી હતી એ હેસાંન કાંઇ જેવું તેવું નહીં લેખાએ, અને જવાબમાં તે બુઢો "નવાબ" પોતે મને મળવા આવ્યો. તેને ટેકા આપી આપીને ચલાવે ને હાથમાં ઉંચકીને ગાડીમાંથી ઉતારે તેવો તેનો હાલ હતો, કે જે તેની તબ્યતની કમતાકાત કે નાદુરસ્તી કરતાં તેનાં ચક્રમપણાં ને ચીબાચાબાંપણાંને, મને લાગ્યું કે, વધારે આભારી હતું. એમ છતાં પોતાની સાથે નોકરોની એક ફોજ લઇને તે ચાહીને માહરી ઇજ્જત કરતો આવ્યો તે મને ઘણું ગમ્યું, અને મેં તેની ઘણી ખાતરદારી કરી. તેજ કેહતો હતો કે તેને વાઇનને વાસ્તે ડાકટરોની બીલકુલ મના હતી, અને તે છતાં મેં જે તેની આગળ માહરા નામીચા જુના મદીરાની એક ડીકાંતર મુકી તે તેણે માહરી જોડે વાત કરતાં કરતાં એક કલાકના અરસામાં અરધી પોણી ખાલી કરી આપી તે જોવાનું ઘણું રમુજી થઇ પડતું હતું.

અને બીજે દાહડે હું કારશલટન હાઉસમાં પાછી ફરી ત્યારે કાંઉન્ટેસ ત્યાં એકલાંજ હતાં. અર્લ તો પોતાના સોલીસીટરની ઑફીસમાં ગયલા હતા, અને મેં જોયું કે તે જઇફ બાંનુ પોતે હદ વગરની ઉદાસ હતી. તેના દાહડે વારેના દીકરાઓ એકેક પછીના જે ફેજ પાંમ્યા હતા તે દુઃખ તેને ઘણુંજ હૈડે ચહડતું રહ્યું હતું.

"તમે એમ કાંય કર્યા કરોછ, માયજી ?" મેં એથી તે દુઃખી અબળાનો બરડો પસવારી તેને પટાવીને કહ્યું.

"માહરેથી માહરા છોકરાઓ ભુલાતાજ નથી, ઍલન !" તે બાઇએ વધતી રડીને કહ્યું,

"અને તેમાં માહરા નાખલા અને લાડકા ફ્રેડરીક સાથે મરતે દાહડે અમે કેવી તોડછોડથી વરત્યાં તે યાદ આવેછે ત્યારે મને ફાટી ફાટીને રડવું આવેછે. તે દીકરો શહેર ઘેરમાં એના વડા બાપની કાંની મુવો હતે તો મને કદાપી એટલું બધું નહીં બી લાગતે. તે વખતના અમારા તુમાખપર આગ લાગે તે એ માહરા પોરયાએ કગળી કગળીને કાગળો લખ્યાં, પણ અમે તેની બૈરી થતીને લીધે તેને મુતલગ માફ કીધું નહીં."

"એ ખચ્ચીત ઘણું બુરું થયું હતું, માયજી," મેં એ તેઓની માયાળુ હાલતનો તરત લાભ લીધો ને માહરો ખેદ કહયો, "જુલ્યટને મેં વરસોથી પીછાંણેલી છે, અને તે ધીક્કાર કરવા જેવી એક વહુ હતીજ નહીં ને છેજ નહીં. ગરીબ ઘેરની છોકરી તો ખરી, અને અસલમાં એક બાલે–ડાન્સર હતી, તોબી શું થયું? માહરું માનજો, માયજી, કે ઘણીજ ભલી ને ખરીજ નેકચલણ!"

"ખરેખર સારી?" તે બાઇ અજબ થઇ.

"ઘણીજ સારી," મેં ભાર નાંખીને કહયું, "એવી ખરી નેકચલણ છોકરીઓ થોડીજ થતી હશે—એટલી બધી સારી!"

"પણ તેનાં દીલમાં દુઃખ તો ઘણું હશે! તું ધારેછ વારૂં કે આપણે હવે તેને અહીં તેડ બોલાવ કર્યે તો આપણે ઘેરે આવતી જતી થાય ખરી?"

"હું પોતે જઇને તેડી લાઉં," મેં મોટા હર્ષથી કહયું, "જો અર્લની અને તમારી રજા હોય તો! ઓ, જો એ ખરી નેકી ને ભલાઇનું કામ કરી શકતાં હોવો તો એ તમારી હકદાર વહુને જરૂર તેડાવો ને મળો. આખર કરે પણ આવાં મોટાં દુઃખમાં તમારી આગળ આવવા ને રહેવાનો એનો હક છે. એ લેડી રેવન્સકલીફ છે!"

"ત્યારે જા ને બોલાવી લાવ," મુશકીલથી સાંભળી શકાય એવા ધીમા સાહદે કાંઉન્ટેસે જવાબ કર્યો, "મેં અર્લની સાથે એ વિશે વાત કીધેલી છે, અને તેવણ બી એ અમારા વાહલા મરનારને ખાતર એ ઇનસાફનું કામ થયલું જોવાજ ચાહેછ."

હું એ સાંભળતાં કુદકો મારીને ઉઠી અને માહરે ઘેર ગઇ. એવાં ભલાં કામમાં ઢીલ કાંય થવા દેવી જોઇએ? મેં જઇને જુલી પર એક ઘણુંજ જરૂરનાં કામે મને તાકીદે મળવા આવવું એમ કાગળ લખ્યું, અને બીજી સાંહજે તો ગ્રેટ ઓરમંડ સ્ટ્રીટનાં માહરાં ઘરમાં તે મને આવી મળી. એ માહરૂં કાગળ વાંચી ઘણીજ અજબ થતી તે તાબડતોબ એક પોસ્ટ-ચેઝમાં પોતાની એક મેડ સાથે માહરે ત્યાં આવી લાગી, અને એ રીતે અમે નજદીક બે મહીને પાછાં મળ્યાં. રીવરહાઉસ આગળ ડચેસ ઑફ આર્લીની ગાડીને એક મોટો અકસમાત નડયો હતો અને પછી હું ત્યાંથી આવતી રહી હતી તે વાતને બે મહીના થયા હતા.

મેં જુલીને મળતાં સાથે મેરી ગ્રેન્ટવર્થની ખબર પુછી, અને તેણે જવાબમાં કહયું કે તે છોકરી ઘણી ખુશાલ અને સારી પેઠે હતી. તે ડચેસની ઘણી ઉઠવેઠ કરતી હતી. તે પોતે ડયુકની દીકરી નહીં હતી તેથી મારકવીસ હરબર્ટ જોડે આયંદા હવે પરણી શકનાર હતી એ વાતની ખુશાલી તેને ઘણી આજેજ કરી મેળનારી પુરવાર થતી હતી. વળી જુલીએ મને દલગીરી સાથે કહયું કે ડચેસ બીચારી અજબ જેવી રીતે ઘેલી થઇ ગઇ હતી. "મામલો

કેવો મજાહનો સુધારા પર આવતો હતો," તેણે કહયું, "અને ડાકટર સીંગલટન તો ધારતા હતા કે હવે સારીજ થશે, તેટલાં અચગ્રુચ એ નેહસ્ત ઘેલાપણું બીચારી પર ગાલેબ આવ્યું. ડાકટર પોતે બી ઘણા અજબ થયા. બીચારી ઘણું કરીને તો ઘણી શાંત પડી રેહછ, પણ તદ્દન હોસ ગુમાવી બેઠેલી છે. એ કારણથી મને ડયુકને તરત આપણે ઘર તેડાવોજ પડયો હતો, અને તે એ વખતે પેહલવેહલો મેરીની સાથે રૂબરૂ થયો, જ્યારે તેણે એક બેવકુફ આદમી જેવા ઘોંટાળા કીધા એટલા થોડા! તે તેને મેરી કરીને બોલાવે, અને પછી વળી મીસ બ્લેન્ટવર્થ કરીને બોલાવે, અને વળી ગુંચવાઇને અફસોસ કરે કે તેનો દોસ્ત મી० પીસબ્લોસમ તેને સલ્લાહ આપવા ત્યાં તે વખતે હાજર નહીં હતો!"

"અને પછી ડચેસને તો તાહરે ત્યાંથી લઇજ ગયા કે?"

"હા; પેરીસમાં કોઇ નામીચો ડાકટર છે જે દીવાનાંઓને સારાં કરવાની ઘણી મોટી ઇજ્જત ધરાવેછ તેથી ત્યાં લઇ જવાની હરબર્ટે ગોઠવણ કરી, અને અંતે તે મુજબ એ બીચારીને ઉંચકીને ત્યાંજ લઈ જવામાં આવી."

"પણ ત્યારે હરબર્ટને તો મેં મોકળી દેવા પછી તે પાછો આપણે ઘેર આવ્યોજ નથી અને મેરીને કદી મળ્યોજ નથી, એમ કેની?"

"હા," જુલ્યટે જવાબ કર્યો, "મેરી પર એનાં ઘણાં હેતનાં કાગળો આવેછ, અને એ મને કેહતી હતી કે એ વચનનો સાચો છોકરો લખી લખીને એમજ લખેછ કે માહરાં માય સારાં થાય અને તેવણુની રજા મને તુંને માહરી મોહરદાર કરવાની મળે ત્યાં સુધી તુંને રૂબરૂ નહીં મળવાનું મેં જે ભલાં મીસ પર્સીને દીલોજાંન વચન આપ્યુંછ તેને હું વળગી રહેવા માંગુંછ, અને તું તાહરે વાસ્તેના માહરા સેવટ સુધીના સાચા પ્યાર પર ઘણો ભરૂસો રાખજે. તેણે વળી એક કીંમતી હીરાનો બ્રુચ બી એને ભેટ મોકળેલો છે."

"હા, એ તો બધું હું જાણુંછ," મેં કહયું, "મને હરબર્ટે બી લખ્યું હતું અને મેરીએ પોતે બી લખી જણાવ્યું હતું."—અને મેં ગમ ખાઇને વધાર્યું, "એક વખતની કેવી તુમાખી ને દબદબા ભરેલી ડચેસ કે જેના એક અવાજ આગળ એનો એ દાહડે વારેનો દીકરો વટીક ડબી જઇને ધ્રુજતો તે બીચારીની આએ કેવી બુરી ફેજ!"

"જે લોકો વાળેલાં વળતાં નથી તે લોક હારેલાં વળેછ, ઍલન," જુલ્યટે દીલગીરીથી કહ્યું,—અને હું સમજી ગઇ કે તે પોતાને વાસ્તે અને કારશલટનવાળાંઓને વાસ્તે એમ કરીને બોલતી હતી. એ ઉપરથી તરતજ મેં જે મકસદથી તેને માહરે ત્યાં મને મળવા બોલાવી હતી તે વાત હાથ ધરવાની મને સગવડ થઇ. મેં તેને કારશલટનવાળાંઓ સાથે મને સારૂં થયું હતું અને કેવા સંજોગમાં તે સારૂં થયું હતું તે બધું બ્યાંન કરીને કહ્યું, અને માહરો વાહલો હેરી અર્લની પદવીએ પુગવાનો હતો એવું નક્કી થઈ ચુકેલું હોવાથી મેં અમેરીકાથી તેને તેડાવી લેવા વીલ્યમને મોકળી આપ્યો હતો એમ જ્યારે તેણે જાંણ્યું, ત્યારે તેની અજાયબી અને ખરાં દીલની ખુશાલીનો શુમાર રહયો નહીં!

"અને હવે, વાહલી જુલી," મેં અંતે ખરી મતલબ પર આવતાં કહયું, "મેં તુંને જે અત્રે એવી તાકીદથી બોલાવી તે કાંઇ એ બધી ફુઝુલ વાત કરવા નહીં, પણ તુંને તાહરાં સાસુ સસરા સાથે મેળવવાજ બોલાવેલી છે!"

"મને ?" જુલી અજબ થયલી અને દબાયલી દેખાઈ.

"હા; કાંય નહીં ?"

"તાહરી ભુલ છે, ઍલન ડીઅર! માહરે હવે તે લોકોની પરવાહ શું કરવા કરવી જોઇએ ?" જુલીએ અરધા ગુસ્સાથી કહ્યું, "મેં એક બાલેડાન્સર થઇને એ લોકના બેટાને પરણુવાનો મરગરજાંન ગુનાહ કીધો તેથી એ લોકે માહરો કેવો ધીક્કાર કરેલો છે તે શું તું આજે ભુલી જાએછ ? માહરે લીધે તો પોતાના જણેતા દીકરાને વટીક એ લોકે ઓવારનીવાર કીધો અને એક ઢોરની માફક બેહાદ મરવા દીધો !"

"તે બધી ખરી વાત છે," મેં દલગીરીથી એકમત થતાં કહ્યું, "પણુ તાહરા જેવી એક સમજદાર બેહેન તેઓનાં આવાં દુઃખની વખતે એ વાતનો કીનો લેવા ચાહે એ શું વાજબી થશે ?"

"કીનો શાંનો બજ્યોછ ?" જુલ્યટે બળાપાથી કહ્યું, "તાહરી મરજીજ હોશે તો હું તાહરી સાથે આવશ ને તે લોકોને મળશ; હું તે લોકોને દીલાસો આપશ, પણુ——"

"પણુ શું, જુલી ?"

"પણુ હું તે લોકો તરફથી એક ખોટો દોકરો બી લેવાની કે કબુલ રાખવાની નથી. મને ખોદાયે માહરા ખરચ જોગું દયાથી પુરતું આપ્યુંછ ને તેજ બસ છે. માહરે એવાંઓના તુચ્છ પૈસાથી પૈસાવાળી થવુંજ નથી," તેણીએ તુમાખથી માથું ફફડાવી કહ્યું,—અને મેં એ વાત પણુ તુરત વેળા તો મંજુરજ રાખી. મને તેણીની એ વાતમાં ઘણું વજુદ લાગ્યું. તે હાલમાં એટલી પોતાના સાસુ સસરાને મળવા આવવા મોટું મન કરીને કબુલ કરતી હતી તે પણુ મને લાગ્યું કે ઘણું ગનીમત કેહવાએ.

મેં એ પછી તેણીના બાપ મી૦ નૅારમનને વાસ્તે પુછ્યું, અને તેણીએ જવાબમાં કહ્યું કે તેવણુ તો હજી કૅાન્ટીનન્ટ પરજ હતા. ત્યાં તેવણુની તબ્યત ઘણી સારી રેહતી હતી, અને તેથી તેવણુ બે ત્રણુ મહીના હજી ત્યાંજ થોબવાના હતા.

અને જુલ્યટ—મેં જોયું કે—એ વખતે હજી ઘણી અજબ જેવી સુંદર દેખાતી હતી! તેના વરને મરી જવાને સાત મહીના થયા હતા, અને તે તેનાં વીધવાપણુાંના પોશાકમાં માહરી આંખોએ હાલમાં કાંઇ ઘણીજ મનોહર લાગતી હતી. તેના મોટા લાંબા કાળા બાલ તે ચોટલા વાળીને એવી એક મોહક રીતે પછવાડે બાંધી લેતી હતી કે તેની તે સ્ટાઇલ તેને ખાસ કરીને સુંદર બતાવતી હતી.

અને અમો ડીનર અમારેજ ઘર જરા જલદીથી લઇને ગયાં, જ્યારે કારશલટન હાઉસમાં પોંહોંચતાં એક ફુતમેન તરતજ અમોને લેડીશીપ આગળ લઇ ગયો. એ વખતે મને પુછવાનું ભાન બી નહીં રહયું કે તે લોક એકલાં હતાં કે નહીં! એ માહરી ગફલત થઇ, કેમજે મેં પછીથી ત્યાં જઇને જોયું તો તે વરબૈયર એકલાં નહીંજ હતાં. ત્યાં એક ત્રીજો આદમી બી હાજર હતો. તે એક ઉંચો, દમામદાર દેખાવનો, ઘણા ટેસ્ટથી ડૅ્રસ થયલો ઘણોજ સોહામણો જવાંન હતો, અને હું તેને જોઇને અંદર જતાં ખંચાઇ; પણુ મને ઘણીજ માયાથી કાંઉન્ટેસે અંદર બોલાવી, અને પછી માહરી સાથે જુલીને જોઇને વધતી મમતા વચ્ચે તે બાંનુ પોતાની

બેઠકમાંથી ચમકી ઉઠી.

"આવ, માય, અંદર આવ, માહરી પાસે આવ," તે સાસુએ તે વહુને જીંદગીમાં પેહલીજ વાર જોતાં ને મળતાં ધ્રુજતે અવાજે કહ્યું, અને તેવણે જુલ્યટને પાસાંમાં ખેંચી લઇને કોટી કીધી, જે પછી અર્લ પણ તેટલીજ મોહબતથી તેને મળ્યા.

"કાંઉન્ટ, આએ અમોએ કરી લીધેલી અમારી દીકરી મીસ પર્સી છે," કાંઉન્ટેસે તે પછી પેલા મીલાકાતી પરાયા તરફ ફરીને કહ્યું, "હમણુંજ અમે તમારી આગળ જેને વિશે વાત કીધી તે. તમો તો કેહતાતાની કે તમે એને સ્ટેજ પર જોયલી છે?"

કાંઉન્ટ અદબથી નમ્યો.

"એ બાઇને રૂબરૂ મળવા ને જોવાથી મને ઘણું માન મળ્યું," તેણે કહ્યું—અને મેં જોયું કે તે જોકે એક ફૉરેનર હતો તોપણ ઇંગ્લીશ ઘણું શુધ્ધ બોલતો હતો.

"ને આય બાઇને બી તમે આગળ જોયાં હશે," અર્લે જુલીને ઓળખાવતાં કહ્યું. "એ અમારી વહુ છે—લેડી ફ્રેડરીક રૅવન્સકલીફ."

એ પછી તેવણે "કાંઉન્ટ ટીલેકી"નાં નામથી તે ઉમરાવ જવાંનની અમારી જોડે ઓળખાંણ કરાવી. તે એક હંગેરયન ઉમરાવ હતો, અને લંડન આવતો ત્યારે ઘણી આગેવાન સોસાયટીમાંજ ફરતો જાહેર થયલો હતો.

તેણે એ પછી ઘણા પુરતા અદબથી તોપણ અજબ જેવી રીતે ધારી ધારીને જુલ્યટ ભણી જોયું, અને પછી બીજી ત્રીજી અમો સઘળાં જોડે વાતચીત કરીને તે ત્યાંથી રૂખસદ લેતો ચાલ્યો ગયો, જ્યારે અર્લે તેનાં જવા કેડે કહ્યું કે મરનાર વાઇકાંઉન્ટનો તે ઘણો પુરાણો મિત્ર હતો તેથીજ, જોકે બીજાં કોઇને હાલમાં તેમના મોટા ગમના વખતમાં ધારા મુજબ તેઓ મલતાં નહીં હતાં તોપણ, એને મળવાને તેમને ફરજ થઇ પડી હતી.

કાંઉન્ટેસે હવે પાછુ જુલી પરજ ધ્યાન આપ્યું.

"ચાલ, માય, તું આવી તો મને ઘણું ગમ્યું," તેવણે દેખીતાં હેતથી કહ્યું.

જુલ્યટે જવાબ કર્યો નહીં, અને તેઓના મત મુજબ વધારે અજબ થવાનું તો એ હતું કે તે તેની સઘળી વર્તણુંક અને રીતભાતમાં આટલી બધી લેડીલાઇક હતી! એક બાલેડાન્સર તરીકે એવી એકને પોતાની વહુ તરીકે જોવાની તેઓએ કશીજ વકી ધરાવી નહીં હતી!

"માહરી વાહલી જુલ્યટ," હવે અર્લે કહ્યું, "હવે આપણાં હાલનાં મોટાં દુ:ખમાં આપણને આગલી પાછલી અણગમી વાત ભુલીજ જવાની છે. આએ માહરી તરફથી તેમજ કાંઉન્ટેસ તરફથી."—અને, એમ કેહતાં, તેણે એક કાસકેત કાઢીને જુલીને આપવા કરી.

હું પરીણામોને વાસ્તે ધ્રુજી. જુલીએ કાંઇ બી કબુલ રાખવા મને ધસીને નાજ કહ્યું હતું, અને તે હવે નાજ કેહેવાની અને રખણો થવાનો એમ મને લાગ્યું; પણ નહીં, જુલીએ સારી સમજને પોતા પર ફાવવા દીધેલી જણાઇ, કેમકે તેને જે આપવામાં આવ્યું તે ગુપચુપ તેણે લીધું. તે પછી તેણે તે કાસકેટ ખોલીને અંદર શું હતું તે જોયું. તે એક મોટો બૉકસ હતો, અને તેમાં એક નેકલેસ, યરીંગ્સ, બ્રેસલેટ, બ્રુચ અને વીંટીઓ હતી, જેનાં નંગ, મેં પણ જોયું કે, ખરેખરા ઘણાં નાદર હતાં; પણ ફકત બે મિનીટ તે સઘળું જોઇને તેમાંથી એક વીંટી માત્ર

જુલીએ કાઢી લીધી, જે ઘણી કીંમતી છતાં તદન સાદી હતી. એ પછી તેણીએ કહયું, "માહરા લૉર્ડ, તમારા સુખનનું માન રાખવા હું ફક્ત આએ એક વીંટીજ કબુલ કરૂંછ, પણ બાકીનું હું કબુલ રાખી શકતી નથી વાસ્તે મને માફ કરો."

"ને બાકીનું તું કાંય કબુલ રાખી શકતી નથી?" કાંઉન્ટેસે અજાયબીથી અને અરધા ગુસ્સાથી પુછયું.

"હું હજી તમારા દીકરાના શોગમાં છું, અને દરદાગીણા હું કોઇ દાહડે પેહડતીજ નથી," જુલીએ ગળગળતે અવાજે જવાબ કરયો.

"પણ તાહરી પાસે રેહવા દે!" અર્લ દેખીતા ગુસ્સાથી બજીદ થયા, "ભલે હમણાં ના પેહડતી, પણ પાસે રાખે તો શું છે?"

"નહીંજી, તેટલું બી મને માફજ કરો," જુલ્યટે અજબ જેવી દ્રઢતાથી કહયું,—અને તે વર બૈયર સમજીજ ગયાં કે તેમની આગળની વર્તણુકથી તેણીને લાગેલાં દુઃખનો ચટકો તે છોકરી હજુર પોતાનાં દીલથી દુર કરી શકી હતી નહીં!

"વારૂં, પણ તું હવે આવીછ તો એ ચાર દાહડા અમારી આગળ રહેશે કે તે બી નહીં?" કાંઉન્ટેસે પુછયું.

"તમારો હોકમ હોશે તો હું ફરીથી કોઇ વખતે મળવા આવશ, પણ હાલ તો મને માફ કરો," તેણીએ નરમાશથી જવાબ કરયો, "મને ઍલને એકદમ તેડાવી તેથી હું માહરૂં ઘેર બેદાદ ને વેરવાર મુકી આવેલી છું, ને માહરે જવું જોઇએ. વળી માહરી સાથે એક માહરી જુવાંન સહી રહેલી છે તેને હું એકલી છોડી શકતી નથી."

"જેમ તાહરી મરજી," કાંઉન્ટેસે મોઢું ચઢાવીને કહયું.

એ પછી અર્લે ઘંટ વગાડયો અને કૉફી મંગાવી, અને જ્યારે જુલ્યટને એક કપ આપવા આદમી તેણીની આગળ ગયો ત્યારે તેણે તે લીધું નહીં! અર્લ અને કાંઉન્ટેસે એ જોતાં હું પણ વકકી રાખી શકું તે કરતાં ખરેખર ઘણી વધારે ઓંહોસ કીધી, પણ જુલીએ માન્યુ નહીં, અને હું પણ તેની એ ચાલથી થોડીક નારાજ થઇ.

"હું હમણાં ડીનર સાથે ઍલનને ત્યાં કૉફી લઇનેજ આવી," તેણીએ બચાવ કર્યો, "અને હું બે કપ કોઈ બી દાહડે લેતીજ નથી."

આ ઉપરથી મેં તે મીલાકાત હવે ટુંકીજ કરાવી નાખવા ચાહયું, કેમજે મને લાગ્યું કે કડવાસ એકદમ વધી જશે, અને તેથી બીજી ત્રીજી થોડીક વાતો કરીને અમે રજા ચાહતાં ઉઠયાં. એ વખતે અર્લે અને કાંઉન્ટેસે જુલીના ગાલ પર અણુમણી અને અળગી જેવી અકેક ચુમી લીધી; પણ ચાંપીને કોટી કરવાની કશીજ દરકાર દેખાડી નહીં, અને પછી અમો જઇને પાછાં અમારી ગાડીમાં ગોઠવાયાં.

---

## પ્રકરણ ૨૧૯.

"તું માહરી સાથે કશી રીતે ગુસ્સે તો નથી. થઇની, ઍલન ડીઅર?" અમો ગાડીમાં ગોઠવાયાં અને ગાડી પાછી ચાલુ થયા પછી થોડે વારે જુલ્યટે અમો વચ્ચેની ચુપકીદી તોડી.

"હું ગુસ્સે થવા ચાહું તોબી થઇ નથી શકતી, જુલી." મેં નમ્રતાથી જવાબ કરયો. "એ તુમાખીઓને હસ્તક તેં બેશક ઘણું ખમેલું છે, અને એ લોકોએ ચાલતા વખતમાં પોતાની વહુ તરીકે તુંને બાહલ રાખવા ઘણા મોટા ધીક્કાર સાથ ના કહેલી તે વાત હું ભુલી જવા ચાહતી નથી. એટલા વાસ્તે જોકે તે લોકનાં મોટાં દુઃખની વખતે આએ તોડછોડ તાહરા તરફથી નહીં થવી જોઇતી હતી, તોબી તુંને જો તેમ કરવાનું વાજબી લાગે તો તેમાં મને વાંધો કરવાનો કોઇ હક નથી."

જુલીએ જવાબમાં માહરો હાથ દાબીને માહરો ઉપકાર માન્યો.

"હું કાંઈ હૈયાંની મેલી કે સખ્ખત નથી, ઍલન," તેણીએ ઘણી દુઃખભરી અદાઓથી કહયું, "પણ હું એમ જોઉંછ કે આએ વર બૈયર પોતાના બબે જવાંન દીકરાઓનાં પાહડ જેવાં મોહતના મારાઓથીજ નાચાર થયાંછ. તેમ જો નહીં થયું હોતે ને હું જો ભુખે મરતી એ લોકને ત્યાં એક રોટલીના ટુકડાની બી આજીજુ કરતી જતે તો કોઈ બી શક વગર એ લોકો મને ધકકા મરાવીને પોતાના મેહલમાંથી બાહેર હાંકી કાઢતે, અને ત્યારે તેવાંઓને એકદમ મળીને નમી જવા માહરૂં દીલજ થઇ શકતું નથી!"

હવે એ રીતે અમારી ગાડી એ અમારા વચ્ચેની વાતચીત દરમ્યાન હોલબર્ન મોહલામાંથી આગળ વધતી હતી તેટલાં એક ઘર આગળ હદ વગરની ગીરદી થયલી હોવાથી કોચમેનને તે ઉભી કરવી પડી, અને મેં ગાડીની બારીએથી ટીંગાઇને બાહેર જોયું. બીજી બી ઘણીએક ગાડીઓ એજ રીતે લોકોના દરયાવ ત્યાં ફરી વળેલા હોવાથી રસ્તો નહીં મળવાનાં કારણે થોબી ગયલી હતી, જ્યારે પુલીસ રસ્તો કરવાની વ્યર્થ જેહમતમાં હતી. મેં તેવાંમાં એક કોનસ્ટેબલને એ ત્યાં શું થયું હતું તે પુછયું ને તેણે જવાબમાં કહયું કે તે બાજુનાં એક ઘરમાં ખુંન અને આપઘાતની હોનારત થઇ હતી, જે વાત દીસાદીસ જાહેર થતાં સેંહેંકડો લોક એ રીતે ત્યાં જમા થઇ ગયું હતું.

મેં, તેથી, ગાડીમાંથી હવે ઉતરીજ પડવા ચાહ્યું. ગ્રેટ ઓરમંડ સ્ટ્રીટ ત્યાંથી કાંઇ દુર નહીં હતો, અને મને લાગ્યું કે ગાડીને પાસ થવાની મુશ્કેલી ઘણી પડશે ને નાહક વખત ઘણો બરબાદ થશે, જ્યારે અમે દીવાળની કીનારીઓથી અમારો રસ્તો શોહોધીને બાજુમાંની એક ગલીને ટુંકે રસ્તે ચાલી જઈ શકશું. ગાડી પછીથી ભલે હલ્લુ હલ્લુ અમારી પછવાડે આવ્યા કરે, અને જુલીને બી એ માહરો વિચાર ગમ્યો. અમો, તેથી, તરત ઉતરીજ પડયાં, જ્યારે અમોને ગાડીમાંથી એ રીતે બાહેર આવતાં જોઈ—મેં જોયું કે—સાંમી બાજુએ ઉભેલી સુંદર એરબની જોડીની એક ફાંકડી વીકટોરીઆમાંથી પણ એક ગ્રહસ્થ કુદકો મારીને તરત બાહેર આવ્યો!

તે પેલો હંગેરીયન ઉમરાવ કાંઉન્ટ ટીલેકી હતો. એ કાંઉન્ટની જોડે અમોને તરતનીજ "કારશલટન હાઉસ"માં પીછાંણ થયલી હતી. વાંચનારાં સાહેબો યાદ કરશે કે જ્યારે હું જુલીને તેનાં સાસુ સસરા સાથે મેળવવા ડ્રૉઈંગરૂમમાં દાખલ થઇ ત્યારે અર્લ અને કાંઉન્ટેસ જોડે એ ઉમરાવ ત્યાં વાત કરતો બેઠેલો હતો, અને તેની જોડે ઘરડા અર્લે અમારી ઓળખાંણ કરાવી આપી હતી. તે એક દેખીતો ઘણો શ્રીમંત અને દમામદાર ઉમરાવ હતો, અને અર્લનાં કેહવા મુજબ તે જ્યારે ઇંગ્લાંડ આવતો હતો ત્યારે સઘળી આગેવાન સોસાયટીમાંજ ફરવાવાળો હતો.

વળી અત્રે યાદ કરાવવા જરૂર છે કે તેણે જુલીને જોઇ ને જોઇ—હું આગળ લખી ગઈ છું તેમ—જુલીની દીલજીત સુંદરતાથી તે ઘણો મોહીત થયલો લાગતો હતો, અને તેથી હાલમાં જુલીને અને મને ગાડીમાંથી બાહેર આવતાં જોતાં સાથે તે પોતાની ગાડીમાંથી તરત ઉતરીને અમોને મદદ થવા ઘણા અદબ સાથે અમો તરફ દોડી આવ્યો હતો. તેણે માનથી ટોપી ઉંચકી.

"ગાડીમાંથી ઉતર્યાં કાંય?" તેણે કાંઇક અજબ થતાં પુછયું, "આએ બાજુએ લોકોની ગીરદી હદ વગરની ઘણી છે, બાંનુઓ."

હવે મેં તેને જવાબમાં હસીને સમજાવ્યું કે માહરૂં મકાન ગ્રેટ ઓરમંડ સ્ટ્રીટમાં આવેલું હતું, અને બાજુમાંની એક નાહની ગલીમાંથી ત્યાં ટુંકે રસ્તે જઇ શકાતું હતું. તે તરત, તેથી, અમોને માહરાં ઘેર સુધી પુગાડી આવવા તૈયાર થઇ ગયો, અને જોકે અમોએ તો તેને એવી કોઈ તસ્દી લેવા ઘણું બી સમજાવીને ના કહયું; પણ રસ્તા પર ગીરદી ઘણી હોવાથી તેણે માન્યું નહીં, અને તે બજીદ થઇને અમારી સાથે ચાલી આવ્યો. તેણે, એમ કરતાં, પોતાના કોચમેનને ઇસારતથી ગાડી બાજુએ ત્યાંજ ઉભી કરી મુકવા હુકમ આપ્યો, અને પછી અમો ત્રણે આગળ વધ્યાં, કે જ્યારે એવો એક "એસ્કોર્ટ" અમને મળવાથી, અલબત, અમોને તે ભારી ગીરદી વચ્ચેથી અમારો રસ્તો શોહોધવાને ઘણી સગવડ ને સવળતા થઇ ગઈ.

અને રસ્તે જતાં કાંઉન્ટને મેં તે ખુન અને આપઘાત વિશે તે કાંઇ જાંણતો હતો કે નહીં તે પુછયું, પણ તેણે નાજ કહયું. તે પણ અમો બે જાંણતાં હતાં એટલુંજ માત્ર જાંણી શકયો હતો. તેનાં કેહવા મુજબ એક કોઇ છોકરીનું ખુંન કરીને ખુંની પોતે તેજ રીવોલવરથી પોતાને મારી નાંખી પુરો થયો હતો. તેના તરફથી જાંણવા જોગું વધારાનું એટલુંજ હતું કે તેને મળેલી ખબર મુજબ તે બંને મરનારો કાંઇ બેક મુફલીસ વર્ગનાં અભણો નહીં હતાં, પણ કોઇ, કેહજો, સારે ઘરનાંજ હતાં!

એ પછી અમો ઘર પોંહચ્યાં, અને મેં સભ્યતાને ખાતર કાંઉન્ટને અંદર આવવાની અને થોડુંક રીફ્રેશમેંટ લેવાની ઑફર કરી, જે તેણે એક ગ્રહસ્થનાજ વીવેકથી ના પાડી, કેમકે તે મીળાકાતનો વખતજ નહીં હતો. એમ છતાં, તેણે બીજે દાહડે અમારી ખુશી અને રજા હોય તો, અમને મળવા આવવા મરજી બતાવી, અને, અલબત, તે રજા અમે ઘણી ખુશી સાથ તરત આપી.

એ પછી અમો ઘરમાં પોંહચ્યાં ત્યારે હોલબર્ન ખાતે થયલાં ખુંનની વાત માહરે ઘર પણ અમારી આગમચ પોંહચી ગયલી માલમ પડી. વાહલી બીડા પોતેજ એ સંબંધમાં ખબર લેવા તે તરફ ફેરો મારીને જઇ આવી હતી, અને તે જે બાતમીઓ લઇ આવેલી તેણે મને જાહેર કરી તેથી હું ઘણી અજબ થઇ.

"એમાંની એક મરનારને તો તમે સારી રીતે ઓળખોછ, બાઇ," તેણીએ મને ખુલાસો કર્યો.

"હું ઓળખુંછ?" હું અજબ થઇ, "કેમ બને? કોણ છે તે મરનાર?"

"તે પેલી તમારી સાથ નાટકમાં હતી તે મેલીસા હેરીસન છે. તેનુંજ ખુંન થયુંછ!"

"શું—મેલીસાનું ખુંન?" હું અને જુલી એકદમ સાથેજ હેબતાઇને પોકારી ઉઠયાં, અને મેં તરતજ ગભરાઇને પુછયું, "પણ એ એનું ખુંન કરનાર કોણ છે?"

"ખુંન કરનાર કોઈ કરનલ બૅલ નામનો આદમી છે," બીડાએ જવાબ કર્યો, અને એ નામ પણુ સાંભળીને હું જાસ્તી દબાયા વગર રહી નહીં. એ કરનલ બૅલ તેજ માહ બદમાશ ખુરો હતો કે જેણે મેલીસાની વરસો આગમચ પેહલ્લી પાયામાલી કરી મેળી હતી, અને જેનાથી તવલુદ થયલું તેણીનું એક બાળક ભાડુતી ને પરાયે આશરે ઉધરતું હું જાંણુતી હતી. એ સઘળું આપણે આ મોટી વારતાની શિરૂઆતના ભાગોમાંજ વાંચી આવેલાં છીએ. તે વખતે એ મેલીસા હૅરીસન સાથે નાટકમાં માહરી નવી પીછાંણુ થયલી હતી, અને હું તે છોકરી પર દયા લાવીને એના તરફનો એક રૂકકો વટીક એ કરનલ બૅલને આપવા એક વાર ગઈ હતી, જ્યારે કરપીણુ કલેરે ત્યાં મને ઘણી સતાવી હતી.

બીજે દાહડે, તેથી, પેપરોમાં એ ખુંન અને આપઘાતની વીગતો વાંચવા હું ઘણી આતુર થઈ રહી હતી, અને બડી બામદાદે ન્યુસપેપરો આવતાં સાથે મેં બારી આગળ બેસીને શરૂ થતાં ઝઝકળાં વચ્ચે તે ગમનાક વર્તમાન બધા વાંચી લીધા. "કમકમાત ભરેલું ખુંન અને ખુંનીનો આપઘાત" એ મથાળાં હેઠળ એ રસરસતો હેવાલ પેપરોમાં છપાયલો હતો, જેમાં જાહેર થયલું હતું તેમ કરનલ બૅલ મી૦ વીલ્યમ્સનાં જુઠાં નામે હમણાં થોડુંએક પરજ હૅાલબર્નનાં એ ગરીબ ઘરમાં બે ઓરડા ભાડે લઇને આવી રહેલો હતો. એ ઘર મીસીસ મેસન નામની એક વીધવા બાઇની માલેકીનું હતું, અને કેહજે એ બાઇને તે ત્યાં રેહવા આવ્યો ને આવ્યો વેહમજ પડયો કે એ મી૦ વીલ્યમ્સ કોઇ સારો માણુસ નહીં હોવો જોઇએ. તે ઝાઝો બાહેર બહરવાસ જતો આવતો નહીં હતો, અને છેક અંધારૂં થવા પછી જ્યારે જરૂરી બાહેર નીકળતો, ત્યારે બી માથું મોંઢું લપેટી લઇને—જાંણે ઓળખાઇ આવવા નહીં ચાહતો હોય તેમજ—નીકળતો!

તેણે પેહલાં ત્રણેક અઠવાડયાનાં ભાડાંઓ સરાસરી બરાબર આપ્યાં, પણુ પછી ભાડાં ચઢાવવા લાગ્યો, અને પંદરેક દાહડાની વાત પર તેણે એક પોતાનું કાગળ પોસ્ટ કરવા લખીને મીસીસ મેસનનેજ આપ્યું, કે જેણે તે શિરનામું વાંચી લીધું તો તે ઉપર 'મીસીસ હૅરીસન જોગ ટાઇનેડેલ લૉજ, કેનસીંગટન.' એવું શિરનામું હતું. હવે એ કાગળ પોસ્ટ થવા પછી બીજે દાહડે એક ભાડુતી ગાડીમાં—કેહજે—મી૦ વીલ્યમ્સને નામે પુછતી એક કોઇ ભપકામાં ડ્રૅસ થયલી જવાંન અબળા ત્યાં આવી લાગી, અને તે મી૦ વીલ્યમ્સના રૂમમાં કમમાં કમ એક કલાક તક રોકાઇ, જે વખતે તેઓ વચ્ચે કાંઈ તકરાર ચાલતી હોય એવા તે ઓરડામાંથી ઉંડા ઉંડા સાહદ આવ્યા કરતા હતા. તે પછી તે ચાલી ગઇ, અને જરા વારે મી૦ વીલ્યમ્સે ઘંટ વગાડીને ઘરવાળીને બોલાવી, અને એક વીસ પાંઉન્ડની નોટ વટાવી લાવવા ફરમાશ કરી. તેમાંથી તેણે પછીથી ચઢેલાં ભાડાં આપ્યાં, તેમજ જે દુકાંણુદારોના પૈસા ચઢી ગયા હતા તે બી બધા ચુકાવી આપ્યા. વળી એ પછી આંઠેક દિવસ ગુજરવા બાદ તેણે એક બીજું કાગળ મીસ હૅરીસનનેજ નામે પાછું લખ્યું, પણુ એ વખતે તે ઉપર ટાઇનેડેલ લૉજનું શિરનામું નહીં કીધું. મીસીસ મેસને જોયું કે તે કાગળ કેનસીંગટનના પોસ્ટમાસ્તરની કૅરમાંજ લખાયલું હતું, અને જમણા હાથ પર કવરનાં ખુંણામાં લખાયલું હતું કે 'તે લેવા આવે ત્યાં વેર મેહરબાનીની રાહે રાખી મેળવું.' વળી તે પછો બીજે દાહડે સહાંજે પેલીજ બાઇ, તેવાજ ભપકામાં ડ્રૅસ થયલી, એક ભાડુતી ગાડીમાં પાછી તેને મળવા આવી, અને આગળની માફકજ કજયાના પાછા ઉંડા ઉંડા સાહદ આવવા લાગ્યા, એટલે આએ વખતે ઘેરવાળીની

જીજ્ઞાસા નહીં રહી શકવાથી તે ચોરની માફક મી૦ વીલ્યમ્સનાં બારણાં આગળ ગઇ, અને બારણાંની ફળ પર કાન દઇને તેણીએ તે ઝઘડો સાંભળ્યો. એમ કરતાં તે બેની વચ્ચેની તકરારથી બાતમી એ મળી કે મી૦ વીલ્યમ્સ એક કોઈ લશ્કરી ઑફીસર હતો કે જેણે એક વખત સારો સમો જોયલો હતો, અને તે પછીથી ઘણો તબાહ થઇ ગયલો હતો, જ્યારે તેની સાંમે કેટલી તો માંગતાં લેહણાંની ડીકરીઓ ડોળા ધુરકતી ઉભેલી હતી! વળી પુલીસનું એક વૉરંટ પણ જારી થયલું હતું, કેમકે વીશ્વાસઘાતથી ત્રણસો પાંઉન્ડની એક મોટી રકમ તેણે એક આસામી પાસથી પડાવી લીધી હતી, અને તે હવે તેથી પેલી પાસે એ ત્રણસો પાંઉન્ડ હાલમાં તકાજો કરીને માંગતો હતો, અને તે રકમ નીચવી લેવાનેજ એ ઝઘડો થયા કરતો હતો. તે પેલીને સમજાવતો હતો કે માંગતાં લેહણાંની ડીકરીઓની તે કશી પરવાહ કરતો નહીં હતો, પણ આએ વીશ્વાસઘાતને લગતા ત્રણસો પાંઉન્ડ તેણે જરૂર તરત ભરી દેવાજ જોઇએ, નહીં તો તેનો નાશ થઇ જશે! પેલી છોકરી--મેલીસા હૅરીસન--મગર એવી એક મોટી રકમ આપી શકવા માટે સફા ના કેહતી હતી, અને તકરાર કરતી હતી કે તેના પર તેનો હકજ શાંનો પોંહચે? બીજા હાથ પર પેલો તેને દમ ભરાવતો સંભળાયો હતો કે તે જો મારકવીસ ઑફ ટાઇનેડેલને ભડકાવી મેળવા જોગી તેણીની આગળી પાછળી વીગતો તેને લખી વાળશે તો તે પોરી રવડી મરશે, અને મારકવીસ તેને એક છેકજ ઉતરતી પંક્તીની ઓરત તરીકે ધકેલો મારીને તરત પોતાના આસરાથી બાહેર કાઢશે! મેલીસા વળી એના વળતા જવાબમાં તેને દમ ભરાવતી હતી કે તે જો એમ ટેસપીસ કરવા જશે તો તરતજ તે પુલીસને બોલાવીને તેનું કાંડુ ઝીલાવી દેશે, અને તે ક્યાં ભરાયલો હતો તે બતાવી આપશે! એ રીતે તેઓ બને એકમેકના હાથ તળે એક બીજાને દબાયલાં જોઇને પછીથી તે દહાડે તો સમજુતથી ઠંડાજ થયાં અને તે દહાડે વળી મેલીસા પેલાને થોડો ઘણો અવેજ આપીને જતી રહી.

ત્યાર પછી આએ છેલ્લો ભયભીત બનાવ બન્યો. તે ૩ જી ફેબરવારીનો દાહડો હતો. આગળે દાહડે વળી પાછી કરનલે મેલીસાને કાગળ લખીને બોલાવી હતી, કેમકે મીસીસ મેસને આએ કોઈ દેખીતા વાંધાભરેલી ચાલના આદમીને તેનું ઘર ખાલી કરી આપવા નોટીસ આપી હતી, જે નોટીસ પુરી થવાને ફકત વચમાં બેજ દાહડા બાકી રહયા હતા. એટલા માટે તે ત્રીજાં કાગળના જવાબમાં ત્રીજી મરતબા મેલીસા ગઇ કાલે પાછી કરનલને મળવા આવી હતી, અને તે દાહડે તે પોતાનું દુ:ખ દુબાડવાની મતલબથી તે પોરી આવી લાગવા આગમચ ધુમ તરેહથી ધીચીને રોશન બાશદ થયલો હતો! એ ઉપરથી મીસીસ મેસન તો બીહીતીજ હતી કે આજે કાંઇ બી મોટો કજ્યો થશે, અને તેથી તે વધતી ઓછી પોતાની સાવચેતીમાંજ હતી. તે એ ઉપરથી બારણાં આગળ પાછી જઇને ભરાઇ, જ્યારે તેણે મેલીસાને બોલતાં સાંભળી કે "તમે એમ મને કંટાળો આપશો તે કાંઇ ચાલવાનું નથી! તમારો મારી પર હકજ શું છે? હું જ્યારે ભુખે મરતી હતી, અને દુ:ખના દાહડા કાઢતી હતી ત્યારે વટીક તમે મને કે તમારાં બચ્ચાંને પાન પાવલો પુછયોતો નહીં તે ભુલી ગયાછ કે શું? ત્યારે વટીક મેં જે કાકલુદીઓ તમોને લખી લખીને મોકળાવી તે બધીને તમે ઠોકડે મારી હતી તે યાદ નથી કે શું?" એવામાં કોઇ ઉપલે મજલેથી દાદર પરથી ઉતરી આવવાનો અવાજ કાને આવવાથી મીસીસ મેસન ગભરાઇ, ને આગળ સાંભળવા નહીં થોભતાં જીવ નાખતી આગળની ચાલમાંથી તરત અંદર નાહસી ગઇ. એ પછી તેઓના કજ્યાએ કેવું રૂપ લીધું તે કાંઇ જણાયું નહીં,

જ્યારે જરા વારે ધરોધર રીવૉલવરો છુટવાના અવાજેથી તે આખું મકાંન તેના પાયામાં ધ્રુજી રહયું! અલબત. એક લેહેજામાં હદ વગરનો ગભરાત થઇ ગયો, અને અંદર ધસી જઇને જોવામાં આવ્યું ત્યારે તે બંને કમબખ્ત લાસ થઈ ગયલાં હતાં. તબીબી વીધ્યા તેઓને બચાવા કાંઇ બી કરી શકે એમ બાકી કાંઇ રહયુંજ નહીં હતું!

આ તે સઘળી ભયંકર વીગતો હતી, કે જે ઉપર મુજબ જુદાં જુદાં પેપરોમાં ટુકડે ટુકડે આપવામાં આવેલી હતી, અને તે વાંચીને બદકારીની ફેજ આયંદા કેવી બુરી થાય છે તે ઉપર હું માહરાં મન સાથ ગંભીર વમાસણ કરતી એકાદ પળ થોબ્યા વના રહી શકી નહીં. એ બંને મોહત ઘણાં જુલમગાર હતાં, અને એવાં નાલાયકોની ફેજ માટે એથી બેહતર ઉમીદ રાખીજ શું શકાય? આ દુન્યામાં બેહસ્ત અને દોજખ અહીં ને અહીં છે એમ કેહવાય છે, અને તે વાત જો ખરી હોય તો એ બુરાંઓની મજકુર ફેજ પર આપણુને અજબ થવા કે અફસોસ કરવા જેવું છેજ શું?

પુલીસે તરતજ આવીને તે ખુંનામરકીવાળાં મકાંનનો કબ્જો લીધો હતો, અને તપાસ કરતાં ખુંનીનું નામ મી૦ વીલ્યમ્સ નહીં પણ કરનલ બૅલ હતું એમ તેને હસ્તકના દસ્તાવેજોથી પુરવાર થયું હતું. વળી જ્યાદા તેહકીકમાં માલમ પડયું હતું કે તે બંને મરનારોનું કમબખ્ત બચ્ચું જે પરાયે આશરે ઉછરતું હતું તે પણ ઘણુંનું મરણ પાંમી ચુકયું હતું, અને પછીથી મેલીસા પેલા ટાઇનેડેલના કરોડપતી પણ ખરા કંગાળ મારકવીસની સાથે અપ્રમાણીક અને નામોશીની જીંદગીએ જીવતી પડી રહી હતી. એ તેજ કમીનો મારકવીસ હતો કે જેના એક હજાર પાંઉન્ડની ભેટ ભુલથાપ ખાઇને સ્વિકારતાં માહરે ઘણું ખમવું પડયું હતું, અને જેની, માહરી પાક દયાનત અને ચોખ્ખી નિતી વિશે, ખાત્રી કરી આપતાં, વાંચનારાં સાહેબો યાદ કરશે કે, મને ઘણી જેહમત થઇ હતી, માહરે વળી અત્રે જણાવવું જોઇએ કે એ બધી વીગતો કાંઇ પહેલેજ દિવસનાં પેપરોમાં પ્રગટ થઈ નહીં હતી. તેમાં તો ફકત પ્રથમદર્શક મુકરદમાને વગતી આગેવાન હકીકતજ આપવામાં આવી હતી, કે જે પછીથી કૉરોનરની જુરીમાં જાસ્તી હકીકતો જાહેર થવા પાંમી હતી, અને તે મેં વાંચનારની વાકેફી અને સગવડને વાસ્તે ઉપર સામટા સરવાળામાં એકઠીજ આપી દીધી છે.

---

## પ્રકરણ ૨૨૦.

બીજે દહાડે, અમોએ રજા આપી રાખી હતી તેમ, કાંઉન્ટ ટીલેકી અમને માહરાં મકાંન પર મળવા આવ્યો, અને માહરે કબુલ કરવું જોઇએ કે એ અંગત પીછાંણમાં તે જવાંન ઉમરાવના ઘણા સારા ગુણો અમો હને વધારે પ્રમાણમાં જાહેર થયા. તેની વાતચીતથી માલમ પડયું કે તે ઉંચ કેળવણી પાંમેલો હતો, અને વળી પોતાના આચાર વિચારોમાં અતી ઘણો સુધરેલો હતો. તેની રીતભાતમાં તે એક શુધ્ધો ગ્રહસ્થ હતો, અને ઠગારૂં કે ઢોંગી તત્વ તેનામાં જરા એ જોઈ શકાતું નહીં હતું. તે જુલીના મરનાર ખાવંદને ઓળખતો હતો, અને તેના જેઠ વાઇકાંઉન્ટ સાથે તેને વધારે દોસ્તી હતી.

હવે મેં જુલીને માહરે ત્યાં થોડા દાહડા થોભી જવા ઓહસ કરી, અને તે દરમ્યાંન એ

હંગેરયન ઉમરાવ પાંચ સાત વાર આવી ગયો હતો. એ પછી જુલી ડોવર ખાતેનાં પોતાનાં "રીવર હાઉસ"માં પાછી ફરી, અને ત્યારે વળતી મીળાકાતમાં થોડાક દાહડા ત્યાં ગુજારવા આવવા તે મને ઓંહોંસ કરીને માહરી કને પ્રૅામીસ લેતી ગઇ.

પેલા હાથ પર લેડી કૅલવેડન એ દરમ્યાનમાં ખુદાની દયાથી તદન સાજી થઇ ગઇ હતી. તે બીચારી એક દુષ્ટનાં ખુંની કાર્યનો ભોગ થઇ પડીને મરતી મરતી બડી મુશ્કેલથીજ બચી ગઇ હતી, અને તે વખતની મરતી આવતી હરમીઓન અને હાલની આ રાતા ગોલાબ જેવી સાજી તાજી તંદરોસ્ત હરમીઓન જાંણે તદન બે જુદીજ હતી!!

વળી થોડુંએક વીલ્યમ લારનરનું મને ન્યુયોર્કથી લખેલું એક કાગળ મળ્યું. તે સહીસ-સલાંમત ન્યુયોર્ક સુધી પુગી ગયો હતો, અને ત્યાંથી માહરી પર તેમજ તેની બીડા પર તેણે એકેક કાગળ, પોતાની મુસાફરીની વીગતો જાહેર કરનારૂં, લખી વાળ્યું હતું. પેલા મારકવીસ હરબર્ટનું બી એજ દરમ્યાંનમાં મને એક કાગળ મળ્યું હતું, જેમાં લખવા મુજબ તેની ઘેલી થયલી ડચેસ માતા તેઓને ઘણી મેહનત આપતી હતી, અને તે બીચારીનું માથું ઠેકાંણે લાવવાની ઉમેદમાં તેને સારી કરાવા કાબેલમાં કાબેલ તબીબોની શોહોધમાં તેઓને ગામેગામ ફરવું પડતું હતું. હાલમાં તેઓ જીનોવાથી નેપલ્સ જવા ઉપડતાં હતાં, કે જ્યારે હરબર્ટે મને ઉપડતી વખતે એ કાગળ ઉતાવળે લખી નાખ્યું હતું. તે મેરી ગ્લેન્ટવર્થને પણ પોતાનો ઘણો ઘણો પ્યાર લખી વાળતો હતો, કેમકે હવે એ તો બેતકરાર નકકી થઇ ચુકયું હતું કે ગરીબ ડચેસની તબ્યતનું કાંઈ ઠેકાણું પડે તો તે ભલો જવાંન મેરીને પરણીને લગનના પાક હકથી પોતાની ભવિષની ભાગ્યણ અને મોહરદાર બનાવનાર હતો.

એ પછી હું જુલીને પ્રૅામીસ થઇ ચુકી હતી તેમ વળી પાછી થોડીક નવરાસ પામેલી થોડાક દાહડા "રીવર હાઉસ"માં મળવા ને રહેવા ગઇ. હું, અલબત, ત્યાં જવા ઉપડવા આગમચ કારશલટનના મેહલમાં અર્લ અને કાંઉન્ટેસને મળી આવી હતી, અને થોડા દાહડા જુલી સાથે રહેવાને તેઓની રજા લઇનેજ આવી હતી, કે જે રજા તે લોકોએ એકકે બોલે ને ઘણી ખુશીની સાથે મને આપી હતી. વાઇકાંઉન્ટને હક થવાને એક લાંબો અરસો ગુજરી જઇ ચુકયો હતો, અને ગમે એવાં જાલીમ મોહતનો જખમ રૂઝ લાવનારો એકજ મલમ વખત થાય છે, એટલે વખતે એ દુઃખી માબાપનાં મનનું અત્યાર તકમાં પાછું કેટલીક હદ સુધીનું સમાધાન કરી આપ્યું હતું. એ રીતે હું સને ૧૮૪૩ના માર્ચ મહીનાની ૨૬મી તારીખની બપોરે 'રીવર હાઉસ'માં પાછી આવી લાગી, જ્યાં મને લેડી ફ્રૅડરીક તેમજ મેરી ગ્લેન્તવર્થે હંમેશ મુજબ ઘણો મોહબતમય આવકાર આપ્યો. એમ છતાં, મેં તરત જોયું કે, જુલી આજે હંમેશ મુજબની જોઇએ એવી ઉળટમંદ કે ખુશાલ નહીંજ હતી! એ વળી શું હતું? તે શાથી એટલી નાસુરાદ કે નાસબર બનેલી નજરે આવતી હતી? તેને શું એ છુપું દુઃખ હતું?

અલબત મેરીનાં દેખતાં તો મને તે વિશે પુછવા ગમ્યું નહીં, પણ સાંહજે હું ડ્રૅસ કરવા માહરા ઓરડામાં ગઈ ત્યારે જુલીને મન મદદ થવાનું બાહણું કાઢીને સાથે લેતી ગઇ, અને ત્યાં જતાં સાથે એ શું હતું તે પાધરો સવાલ કરીને મેં તેનાથી જાણવા ચાહયું.

જુલીએ તરત ખુલાસો કરયો.

"પપાનું ગઇ કાલે એક કાગળ આવેલું છે, ઍલન," તેણીએ ગમખ્વારીથી કહ્યું, અને તે

તરત રડી પડી, જેથી હું ઘણી ગભરાઇ ગઇ. એવું તે શું હતું? શું ભલા મી૦ નૉરમન કૉન્ટીનન્ટ પર ફરવા ગયલા કાંઇ સખ્ખત બીમાર થઇ ગયા હશે? પણ એ માહરા વિચારો જુલી માહરા ચેહરા પરથીજ પાંમી ગયલી લાગી, કેમજે તેણીએ તરતજ કહયું, "પપા કાંઇ બીમાર નથી થયા, વાહલી ઍલન."

"પણ ત્યારે એ તકલીફ છે શું? એટલી મને ખરી વાત કેહતાં કોઇ દાહડે નહીં ને આજે તું અચકાએછ શાંની? શું પૈસા ટકાની કાંઇ તકલીફ છે?"

"હા, ઍલન," જુલીએ માથું નીચું કરીને કહયું. "હું તુંને આટલો વખત ખુલાસો કરીને કેહતાં અચકાઇ તે કાંઇ તું વાહલી બેહેન પર મને કમવીશ્વાસ છે એવાં કોઇ કારણથી નહીંજ, પણ ખરેખર તો એટલાજ વાસ્તે કે મને એ નામોશીની વાત તું બેહન જેવી એકની આગળ બી કેહતાં ઘણી શરમ લાગેછ. ખસુસ કરીને એટલા વાસ્તે કે હું જાણુંછ કે એ તકલીફમાં મદદ થવા જોગ અવેજની તું વાહલી બેહન પાસે બી હમણાં છુટ કે સગવડ કદાપી નહીંજ હોવી જોઇએ!"

"પણ હવે એ બધું તાહેલું જવા દે," મેં થોડીક અધીરાઇ કરી, "અને મને જાંણવા તો દે કે શું તકલીફ છે?"

"તું જાંણેછ, અલન ડીઅર, કે માહરા પપાનો હાથ ઘણો છુટો છે," તેણીએ હવે ખુલાસો કરયો, "મમા નજદીક સવા વરસ પર ગુજરી ગયાં પછી એવણે સ્ટેજ છોડી દીધેલું હોવાથી કમાઇ તો એક દોઢીયાંની બી નથી, અને આગળનું બચાવેલું તો કાંઇ દમ જેવું હતુંજ નહીં. ફુઇમાય મીસીસ ઓલ્ડકાસલ વીલમાં એવણને એક હજાર પાંઉન્ડ આપી ગયાં હતાં, અને ફરફ્સનીચર વેચી નાખવાથી જે અવેજ ઉપજયો હતો તે પરજ એવણ બીચારાનું અત્યાર સુધી ગાડું ગબડે છે, અને તેમાંથી બી મમાંનાં મોહત ખરચનો હીસ્સો કાહડવો પડયો હતો તે તો જુદો. વળી કેટલું થયું એવણ કૉન્ટીનન્ટ પરજ ફરતા ફરેછ, અને તું જાંણેછ કે એમ કૉન્ટીનન્ટપર રેહવાનું ને ફરવાનું કાંઈ વગર ખરચનું કામ તો નથીજ!"

"એ હું બધું જાણુંછ ને કબુલ કરૂંછ," મેં કહયું, "તાહરા પપાને મેં ઘણા ઓળખ્યાછ. એવણ હાથના છુટા છે તેમ વળી દીલના બી ઘણાજ મોટા છે. કોઇનું દુખ તો ખમી શકતાજ નથી, અને જ્યાં શીલીંગ આપવાથી કામ સરે ત્યાં બી દુલ્લાં દીલથી પાંઉન્ડ આપી દેતાં અચકાતા નથી."

"ખરી વાત છે, ઍલન," જુલ્યટે ઉદાસીત જવાબ કર્યો, "અને જો ખરી વાત કેહું તો એ મોટાં દીલથીજ હાલ એવણ મોટી ફસાવતમાં આવી ગયલા છે! એવણ છેલ્લાં કેટલાંક અઠવાડયાંથી બ્રાસલ્સ રહેલા છે, ને ત્યાં એક જણ સાથે ઘણી મોટી દોસ્તી થઈ હતી. તેણે પેહેલાં તો એવણની પાસે એવણનાં મોટાં દીલ ને અકસર ભોલાઇનો લાભ લઇને મોટા ખરચો કરાવ્યા, અને પછી મોટી રકમ પોતે કેયેથી ઉંચકી તેમાં જામીનની સહી મુકાવી, ને તેની હાલમાં મોટી ફસાવત થઈ પડેલી છે!"

"એટલે," મેં ગભરાઇને પુછયું, "શું પેલો તે મોટી રકમ હવે ભરતો નથી, અને કાંઇ એવણની પોતાની ધરપકડપર વાત આવીને થોભેલી છે?"

" એમજ છે!" જુલીએ રડીને કહ્યું, "તેને જેલમાં જતો બચાવવા તેના કાળાવાળાથી દોરવાઇને આંઠસો પાંઉન્ડની એક મોટી હુંડી પર એવણે પોતાની સહી કીધી, કેમજે પેલાએ ખાત્રી પર ખાત્રીઓ આપી કે તે હુંડીની મુદત પાકવા આગમચ તો તેનો પોતાનો એક મોટો અવેજ જરૂર હાથ આવવાનો છે, પણ તેમ તો કાંઇ થયું નહીં, અને હવે હુંડીની મુદત પાકવા આવેલી હોવાથી પેલો નાણું ભરી શકતો નથી, એટલે માહરા પપાની બીચારાની આય ઉંમરે ધરપકડ થવાની દરેક વકી ને ધાસ્તી છે! પેલો તો આસબર્ગથી નાહસીજ ગયલો છે, અને કાંહાં જઈ મુવોછ તેનો કાંઈ પત્તોજ નથી!"

" પણ તું કહેછ તેમ મામલો એટલો બધો બમડવાને ત્યારે વચમાં વખત કેટલો છે?" મેં ભય પામીને પુછ્યું.

જુલીએ તરત જવાબ દીધો નહીં, પણ પછી તે ઉશ્કેરણીથી માહરી ખાંધ પર માથું નાંખીને વધતાં જોશથી રડી પડી, અને પોતાનાં દચકાંઓ વચ્ચેથી તેણે જરા વારે કહ્યું. " પપા બીચારા હાલમાં કેદ જેવાજ છે!"

" ઓ!" મેં અજાયબીથી ચીસ પાડી, "પણ એટલું બધું થયું ત્યાં સુધી એવણે કોઇને કાંઇ લખ્યુંજ નહીં?"

" હજી એમ તો પંદર દાહડાનો વાર છે," જુલીએ સમજાવ્યું, " પણ પેલો નાહસી ગયલો હોવાથી અને હુંડી પંદર દાહડામાં પાકેછ તેથી ફ્રેન્ચ કાયદાની સખ્તાઇ મુજબ એવણુની પાસપોર્ટ છીણવી લેવામાં આવેલી છે, અને તેથી એવણુ આસબર્ગથી બાહેર જઇ શકતા નથી, અને જો આએ એક પખવાડયાંમાં પૈસા નહીં ભરાય તો જરૂર માહરા બાપ બીચારાને જેલમાં જવું પડશે! ખરી રીતે તો હમણાંજ કેવો એક મોટો રાજદ્વારી ગુનાહ કર્યો હોય તેમ એવણુ પુલીસના જાપતા હેઠળ છે, અને હવે જો મદદ હું નહીં મોકલશ તો એવણુનો બચાવ થઇ શકવાનો નથી!

" પણ તું આંઠસો પાંઉન્ડની મોટી રકમ લાવવાની કાંહાંથી?" મેં ગભરાઇને પુછ્યું, " તાહરી વરસ દાહડે હજાર પાંઉન્ડની મુળે આવક છે, અને તુંજ કેહતીતી કેની કે મીલકત વેચવા કે ગીરવી મુકવાની તુંને ડુઇમાએ વીલમાં સત્તા આપેલી નથી?"

" તેજ તો માહરૂં સંકટ છે, ઍલન," જુલીએ જવાબ કર્યો; " હું ડોવર ખાતે અમારા સોલીસીટર મી૰ મેન્સફીલ્ડને મળી બી આવી. તેવણુ બી ના કેહછ કે માહરેથી કાંઇ એવું થાયજ નહીં. વળી પપાએ કોઇની બી આગળ હોઠ ઉંઘાડીને એ વાત કરવાની મને માહરાં જોગાં પોતાનાં કાગળમાં સખ્ખત મના ફરમાવેલી છે. એવણુ લખે છે કે માહરી બેવકુફી પર કોઇને હસવાનું કારણ આપતી ના, અને હું માહરે માહરી મુર્ખાઇનું અત્રે ભોગવી લેવશ!"

" તાહરો ખરચ બી મોટો છે, જુલી ડીઅર," મેં અતવત કરીને યાદ કરાવી, "તાહરી પાસે બેંકમાં કાંઇ જમા છે ખરૂં?"

"ફકત બસો પાંઉન્ડ!" જુલીએ જવાબ કર્યો, "એમ તો હું માહરાં ફર ફરનીચર પર કાંઇ ઉપજાવી કે નાણું કઢાવી શકું, પણ સોલીસીટર મી૰ મેન્સફીલ્ડ કેહેછ તે ખરૂં છે કે ફરનીચર

બધું એવું અસલ વારેનું અને એબ્યલ છે, કે એના મોર્ટગેજ પર પૈસા ધીરે બી તે કોણ?"

"અફ્સોસ કે એવે વખતે હું બી તુંને કશી મદદ કરી નથી શકતી, ને તેથી હું ઘણું દુઃખ પામુંછ," મેં દીલગીરીથી કહયું, "મેં બી હમણાં ઘણા મોટા ખરચો કીધાછ, અને હું તદ્દન ખાલી થઇ ગયલી છું! મને મરનાર મી૦ ગાવરની મોટી દોલત મળી તે તો તું જાંણેછ તેમ માહરા હૅરીની ઇજ્જતના બચાવને વાસ્તે મી૦ મેકડોનેલ્ડનેજ માહરે સોંપી દેવી પડી, જે પછી માહરી પાસે થોડાક સોજ પાંઉન્ડ બચેલા હતા તેથી મેં પાછી સ્ટેજની નોકરી લીધી, પણ ત્યાં બી ફાવત થઇ નહીં. મી૦ રીચર્ડસે દીવાળું કાઢયું, અને કંપની તું જાણેછ તેમ બંધ પડી ગઈ. પછી હું ચાહતે તો માહરા ખરચ ઘટાડી નાખતે, અને ગાડી ઘોડો બી કાઢીજ નાંખતે, પણ મેં જોયું કે હું તેમ કરશ તો માહરી વધતી ઓછી નાચારી જાહેર થઈ જશે, અને માહરાં જે મોટે ખાંચરેનાં ખરાં હેતવંતાં દોસ્તો થયલાં છે તે લોકો બજીદ થઇને મને મદદ કરવા માંગતે, જ્યારે માહરે તેવાં હેસાંન બનતાં સુધી લેવાંજ નથી. એમ તો ગયે મહીને મી૦ રીચર્ડસે કંપની પાછી ચાલુ કીધી તેમાં પાછી જોડાવા મને ઘણા મોટા ને સારા ધરખમ પગારની ઑફર કરીને ઘણી ઘણી ઓહોંસ કીધી, પણ તેટલાં તો માહરા વાહલા હૅનરીનું ભવિષ નહીં ધારેલું સુધરવાની વાત ચરચાવા ને મને તે બાબે પુરતી હીંમત આવવા લાગી એટલે મેં તેને નાજ કહયું. હવે અધુરાંમાં પુરૂં મને હૅનરીને બોલાવી લાવવા વીલ્યમને મોકલવો પડયો, ત્યારે તેનો અને તે લોકોને પાછા અત્રે લાવવાના ખરચનો બી મને એક ઘણો મોટો અવેજ તેને સપુર્દ કરવો પડયો, એટલે હું ખરૂં કહું તો, વાહલી, માહરે નામે બેંકમાં આજે પુરા વીસ પાંઉન્ડ બી જમા નથી!!"

"ઓ, ઍલન, તું એ શું કેહેછ!" લેડી ફ્રેડરીક હબતી ગઇ, "એટલી બુરી તાહરી હાલત? એમ તો ત્યારે બધું પાછું સરખું થશે ત્યાં વેર તાહરા પોતાના ખરચો વટીક કેમ નીબવાના ને ચાલવાના છે?"

"હું પોતે તેજ ફીકરમાં છું," મેં કહયું, "પણ ખોદાનો હાથ લાંબો છે, અને તેની દયામાં તું જાંણેછ કે, મને હંમેશ ઘણો વીશ્વાસ છે. એમ છતાં હવે આએ આવી બન્યુંછ ત્યારે તાહરા ભલા પપાને વાસ્તે તો માહરે કાંઇ બી કરવુંજ જોઇશે. એવણ માહરા બી પપાજ છે. માહરા બાપ જેવાજ સદાના માહરા મેહેરબાન હતા અને છે, અને તેથી જે ઓશીઆળું હું માહરે પોતાને વાસ્તે કદી નહીં કરતે તે એવણને વાસ્તે તો હું ખુશીથીજ કરશ. હું કોઇને બી લખીને એક હજાર પાંઉન્ડ તરત મંગાવી લેવશ. લેડી કૅલવેડન, કાંઉન્ટેસ બીએત્રીસ, મીસીસ ગાવર કે નહીં તો લૉર્ડ અને લેડી કારશલટનને લખશ તો તેઓ બધાં જીવ કાઢી આપશે, અને માંગશ તે કરતાં દસ ઘણી રકમ એકકે બોલે મોકળશે એ વાતમાં હું કોઈ સંદેહ ધરાવતી નથી. એટલુંજ કે"—મેં હસીને વધાર્યું—"એમ કોઇ દાહડે કીધેલું નહીં એટલે તે કરતાં માહરા જીવ પર આવવાનું!"

"ને ત્યારે છેક તેવી તો કોઇ જરૂર બી નથી, ઍલન!" જુલ્યટે સમજાવ્યું. "મને સોલીસીટર મી૦ મેન્સરીલ્ડ કહેછ કે હું જો કોઇની બી બીજાની સહી આપું તો એવણ પોતે એ આંઠસો પાંઉન્ડ મને ધીરવા તૈયાર છે, અને માહરી ખાત્રી છે કે તું જો એટલી માહરી તરફથી સહી આપે તો—"

"તું ભુલી જાયછ, જુલી, કે હજી હું એકવીસ વરસની થઇ નથી," મેં હસીને કહ્યું, "અને હું "અંદર એજ" હોવાથી માહરી જમાનત કાયદાપુર્વક લેખાય નહીં!"

"ઓ, તેની કાંઇ તું ફકર ના કર," જુલી બજીદ થઇ, "તું પોતે સ્વતંત્ર છે, ને તાહરૂં આવું કીંમતી ફરનીચર છે, એટલે માહરી ખાત્રી છે કે મી૦ મેન્સરીલ્ડ તાહરી સહી ઘણી ખુશીથી કબુલ રાખશે!"

"એમ હોય તો પછી મને કાંઇજ અડચણ નથી," મેં હીંમત આપી,—અને ત્યારે જુલી ઘણી ધીરજ પામેલી દેખાઇ, કે જે પછી અમે પાછાં નીચે ઉતર્યાં. મેરી એશ્ન્ટવર્થ અમારી લાંબી ગેરહાજરીથી અજબ થતી હોય એમ મને બીહીક થઇ. તેની આગળ જુલીએ એ વાત કરેલીજ નહીં હતી, અને મને બી લાગ્યું કે હાલ તરત એ વાત તેને કાને જવા દેવા જેવી કોઇ જરૂર બી નહીં હતી.

એ પછી બીજે દાહડે હું એકલીજ ડોવર ખાતે જુલીના સોલીસીટર મી૦ મેન્સરીલ્ડને રૂબરૂ મલવા ગઇ. મેરી એશ્ન્ટવર્થને તે દાહડે અચબુચ થોડીક બોખાર થઈ આવી હતી, જેથી જુલી માહરી સાથે આવી શકી નહીં. મેં તોબી જતાં જતાં જુલીને એકાંતમાં કહીને ધીરજ આપી કે માહરી સહી લેતાં મી૦ મેન્સરીલ્ડ જો જરાબી આનાકાની કરશે તો હું તરત લેડી કેંલવેડનને લંડન મળવા ઉપડી જવશ, અને એક હજાર પાઉંન્ડ ત્યાંથી તાબરતોબ માંગી લઇ આવશ, વાસ્તે તેણીએ કોઇ વાતે હવે ફકરમંદ થવું નહીં, અને જુલીએ હેસાંનમાં માહરો હાથ દાબીને તે પર એક ચુમી લીધી.

---

## પ્રકરણ ૨૨૧.

અને પછી હું ચાલતી ડોવર જતી હતી ત્યારે મેરી એશ્ન્ટવર્થની માતા બાજુમાંનાં જે મકાનમાં મરણ પામી હતી તે મકાંન આગળથી પસાર થતાં મને મેરીના સંબંધમાં અનેક તરેહના વિચારો થયા. એજ મકાનમાં પેહલવેહલી એ છોકરી સાથે મને અચબુચ પીછાંણ થવા પામી હતી, કે જેણે પછીથી આવી મોટી દોસ્તીનું રૂપ લીધું હતું, અને એક વખત જે જવાંન મારકવીસ માહરે પોતાને વાસ્તેની મોહબતમાં અરધો ઘેલો થયો હતો તેજ પછીથી એના પાક પ્યારનો પરસ્તાર થયો હતો, અને એ છોકરીને પરણીને પોતાની મોહોરદાર કરનાર હતો!

હું જઇને તે પછી મી૦ મેન્સરીલ્ડને તેની ઑફીસમાં મળી. સારાં નસીબે તે રોકાયલો નહીં હતો, અને તેણે તરતજ મને અંદર બોલાવી. તે વરસ ચાલીસેકનો, બેઠી બાંધણીનો, ભરેલાં દીલનો એક આસામી હતો. તે જોઇએ એટલો સભ્યતાવાળો હતો, અને મને લાગ્યું કે તે સભ્યતાનાં હેઠાંણમાં થોડોક તુમાખ વધારે હતો. તે કાયદાનું નાક પકડીને ચાલનારો એક આસામી હોય તે જાતનો આસામી મને જોતાં સાથે લાગ્યો, અને મને તરત ભય થયો કે તે માહરા જેવી એકની જમાનત કબુલ રાખે અને જુલીને નાણાં ધીરે એવી તેણીની ગણત્રી ને ભ્રાંતી કેવળ ભુલભરેલીજ પુરવાર થવાની હતી!

મેં માહરૂં નામ આપ્યું, અને તે જરાઅરા હસ્યો.

"લેડી ફ્રેડરીકનાં સહી તરીકે મને તમારૂં નામ જાણીતું છે, મીસ પર્સી," તેણે મુર-

બબીગીરીથી કહયું.

"અને ત્યારે તમો સમજી તો ગયાજ હોશો હું શું મતલબથી તમો સાહેબને મળવા આવીછ તે, મી૦ મેન્સફીલ્ડ?" મેં કહયું.

"એવણુના બાપને લગતી જે લોનની ગોઠવણુ કરવાની છે તે બાબે?" તેણે પુછયું.

"જી હા," મેં કહયું, "એ રકમને વાસ્તે માહરી ગરીબની સહીની સીકયોરીટી તમોને ચાલશે? હું કબુલ કરૂંછ કે હું "અંદર એજ" છેઉં, અને ખરી વાત એ છે કે હાલમાં માહરી પાસે જીવ જેવો રોકડ અવેજ કશોજ નથી!"

"એ તો ત્યારે આપણે બીઝનેસની વાત કર્યેંછ, મીસ પર્સી," પેલાએ લગાર તુમાખથી દમામદાર રવેશે કહયું, "અને માહરે ત્યાં બીઝનેસ તો બીઝનેસની રીતેજ કરવાનો સખ્ખત ધારો છે."

"હું તમારી મતલબ હજી બરાબર નહીં સમજી, મી૦ મેન્સફીલ્ડ! તમે શું કેહવા માંગોછ?"

'હું એમ કેહવા માંગુછ કે હું પોતે એ અવેજ ધીરવાવાળો નથી," તેણે જવાબ કરયો, "હું એક માહરાં પૈસાવાળાં કુળ પાસે એ અવેજ ધીરાવાનો છું, અને માહરે કાયદાની રીતે કામ લઇ તેના પૈસાની સલાંમતી જોવી ને સાચવવીજ જોઇએ. હવે ત્યારે તમે શું કેહોછ—તમે લેડી ફ્રેડરીક સાથે તે લોનના બોંડ પર મને સહી આપશો, એમ?"

"હા."

"પણુ એ એટલી 'હા' બસ નથીજી," પેલો પાછું જરા તુમાખી હસ્યો, "તમારી કાંઇ મીલકત છે? તમારૂં કાંઇ જર જરીઆંન, દર દાગીનો, ફ્રર ફ્રરનીચર એ રકમથી બેવડી કીંમતનું થઇ શકે એવું છે? એમ તમે કાંઇ માહરી ખાત્રી કરી આપી શકશો?"

મને ઘણું માઠું લાગ્યું.

"હું ખાત્રી તો કરી આપી શકું, મી૦ મેન્સફીલ્ડ," મેં પણુ હવે જરા તુમાખથીજ કહયું, "પણુ હું ધારૂંછ કે માહરે તમોને એટલી બધી તસ્દી આપવાની જરૂર નથી. હું માહરા પોતાના સોલીસીટર મી૦ વીલકીનસનને મળશ તો———"

"કોણુ, મી૦ વીલકીનસન? લંડનની ફ્રરનીવલ્સ ઇનવાળા?" મી૦ મેન્સફીલ્ડે જરા અજબ થઇને પુછયું, "તેવણુ શું તમારા પોતાના સોલીસીટર છે?"

"હા, કેમ વારૂં?"

"કારણુ કે ત્યારે તો તેવણુ પોતે માહરા લંડનના એજંટ છે!"

"તે બેહતર છે," મેં ખુશી થઇને કહયું, "ત્યારે તો તમે માહરે વાસ્તે તેવણુનેજ પુછાવી શકશો, અને તેવણુ તમોને જરૂરજ માહરી ઘણી ભલાંમણુ કરશે!"

"પણુ તે તો ત્યારે તાબડતોબજ ને અહીં ને અહીંજ કરી શકાશે!" મી૦ મેન્સફીલ્ડ હવે વધારે સભ્ય થતાં જરા હરયો, "અજબ જેવું એ છે કે મી૦ વીલકીનસન પોતે હાલમાં અહીં ડોવરમાંજ છે!"

"મી૦ વીલકીનસન ડોવરમાં?" હું ખુશીથી પુકારી ઉઠી.

"હા, ગઇ રાત્રેજ આવ્યા" મી૦ મેન્સફીલ્ડે જવાબ કર્યો, "હું હજી મળ્યો નથી, પણ અહીં આવીને મને ચીઠી મોકલીછ કે હું માહરાં કાંઇ ખાનગી કામે અહીં આવેલો છેઉં, અને બપોરે બારેક વાગતે તમોને તમારી ઑફીસમાં મળવા આવશ."

"બાર વાગતે?" મેં માહરૂં નાહનું ઘડીઆળ જોઇને કહયું, "હમણાં અગીઆર ને દસ થયલી છે, ને ત્યારે હું બાર વાગતે અત્રે તમારી રજાથી પાછી આવશ કે હું તેવણ સાહેબને અહીંજ મળી શકું, અને આએ આપણું કામ આપણે પાકકું કરી લઇ શકચે."

તે સોલીસીટર જવાબમાં ખુશીનું નમ્યો, અને હું ત્યારે તુરત વેળા તે ઑફીસમાંથી બાહેર પડી. હવે માહરે વચગાળેની ચાલીસ મિનીટ કરડી કુટીને તેજ તરફ કેઠે ફરી હરી પુરી કરવાની હતી, કેમકે જુલીનું મકાન તો ઘણું લાંબે હતું; અને, તેથી, હું દરયે કીનારેના ધકકા આગળજ તુરત વેળા જરા ફરવા ગઈ. હું એ વખતે માહરા જીવ સાથ પુરતી કરાજ અને ના-ઉમેદ થયલી હતી. થોડાક સો પાંઉન્ડને વાસ્તે મને માહરૂં ફરનીચર કે જર ઝવેરાત ઑારગેજ કરવું પડવાનું હતું, તેથી હું માહરાં દીલથી ઘણી રાજી થઇ શકી નહીં. માહરી પાસે હંમેશ બેંકમાં એક સારી જેવી રકમ જમા રેહતી હતી, અને એ કેટલું કમનસીબ થયું હતું કે એવી એક રકમની મને જ્યારે ઘણી જરૂર ત્યારેજ ઉપરાઉપરી ચાલ્યા આવેલા નહીં ધારેલા મોટા ખરચોને લીધે હું ખાલી થઇ ગઇ હતી, અને મને આ રીતે લોકોનું ઓસ્યાળું કરવું પડતું હતું!!

અને હું બંદર પર એ બધી વાતોનો વિચાર કરતી ધીમે ધીમે જતી હતી, તેટલાં એક સ્ટીમર જે તરતની કૅલેથી આવીને બંદરમાં લાંગરી હતી તેમાંનાં ઉતારૂઓને મેં એક પછી એક ઉતરી આવતાં જોયાં, અને જોઉંછ તો તેમાં પેલો કાંઉન્ટ ટીલેકી બી હતો! તેની પછવાડે તેના બે ખીદમતગારો તેનો "લગેજ" ઉંચકીને ચાલી આવતા હતા.

"આહ, મીસ પર્સી?" તે મને જોઇને રાજી થયલો દેખાયો,—અને તરત માનથી ટોપી ઉંચકીને માહરી આગળ સલાંમ કરતો દોડી આવ્યો; "કેમ છેઓ તમે? તમારાં ફ્રેન્ડ લેડી ફ્રૅડ-રીક કેમ છે? હું તમોને જોઇને ઘણો ખુશી થયો. હું તમોને બે મહીનાની વાત પર લંડનમાં છેલ્લો મળ્યો હતો તે પછીથીનો બાહેરગામ ચાલી ગયો હતો તે આજેજ પાછો ફરયો, અને તમે જાણીને અજબ થશો કે હું લેડી ફ્રૅડરીક જોગું એક કાગળ બી લઇ આવેલો છું!"

"ખરેખર, માહરા લૉર્ડ?" હું અજબ થઈ.

"હા, મને માહરે કામે કાજે આસબર્ગ જવું થયું—"

"ઓ, ત્યારે તમે એના ફાધરને મળ્યા હોશો?"

"જી, હા; મને મી૦ નોરમન સાથે નહીં ધારેલી ઓળખાણ અને મીલાકાત થઈ, અને હું ઘણો રાજી થયો, ઘણા મજાહના ગ્રહસ્થ છે એ મી૦ નોરમન," તેણે કહયું, "આએ કાગળ"—અને તેણે તરત જુલી જોગું એક કાગળ કહાડયું—"મને લેડી ફ્રૅડરીકને મોકળી આપવાનું હતું. હું પોતેજ "રીવર હાઉસ"માં હાથોહાથ એ આપવા જતે, પણ મને વખત નથી. મને જરૂરનાં કામે જેમ બને એમ જલ્દી લંડન જતો રેહવાનું છે. એમ ના સમજતાં

કે એ બાઇ તરફનાં માહરાં માનમાં કોઇ બી રીતે ઘટાડો થયોછ, અને તેથી હું તેઓને મળવા નથી જતો. હું બીજી કોઇ વખત "રીવર હાઉસ"માં એ બાઇને માહરી સલાંમ ભરવા જરૂર જવશ."

"તમારી ઘણી મેહેરબાંની છે, માહરા લૉર્ડ" મેં તે કાગળ સ્વાધીન લેતાં કહયું. "હું એ ઘણી ખુશીથી જુલીને પુગાડશ."

"ઓ ઘણી મેહરબાંની," કાંઉન્ટ ટીલેકીએ જવાબ કરયો, "કાગળ ઘણું જરૂરનું ને તાકીદનું છે, એટલે મને ઘણી નીરાંત થશે કે એ ઘણા ચોક્કસ હાથોએજ હું એ બાઇને પોંહચાડી શકયો."—અને એ પછી અમો છુટાં પડયાં.

હું ત્યાંથી પાધરી ડકકા પરજ ગઇ. એ વખતે મેં જોયું કે પેલી સ્ટીમરમાંથી એક મુસાફરીની મોટી ગાડી નીચે બંદર પર ઉતારેલી હતી, અને બીજી એક ઘણી સુંદર બ્રોહામ ક્રેન વડે ઉતારવામાં આવતી હતી, જ્યારે મને તલાસમાં ખબર પડી કે એ બન્ને ગાડીઓ પેલા હંગેરયન ઉમરાવ કાંઉન્ટ ટીલેકીનીજ મતા હતી. તેના ચાર પાંચ બીજા નોકરો, પાછળ રહી ગયલા, તે ગાડીઓ ઉતારવા ને સ્વાધીન લેવાની ગડબડમાંજ હતા.

પણ હું માહરાં મનથી જરા અજબ થઇ. મને તો લાગતું હતું તે કાંઉન્ટ જુલીની ખુબસુરતીથી ઘણો ખેંચાયલો હતો, અને લંડનમાં એ છોકરી પર ઘણું ધ્યાન આપતો હતો, જ્યારે અજાયબીની એ વાત હતી કે તે જુલીનાં ઘર પર થઇનેજ લંડન જવાનો હતો તે છતાં એક મિનીટ રોકાઇને આ કાગળ જુલીને હાથોહાથ આપવાને મસે તે મીલાકાતની તેણે કશી આરજુ કરી નહીં હતી! શું માહરી ત્યારે કાંઈ ભુલ હતી, કે જુલી વાસ્તેની તે ઉમરાવની મોહીની એટલી વેહલી પાછી મરણ પામી ચુકી હતી? તે મી○ નોરમન ઘણો મજાહનો આદમી હોંવાનું બોલ્યો હતો તે એ જૈફ ગ્રહસ્થને માથેની વીપત જાણીને કાંઇ ટકોરમાંજ તો નહીં બોલી ગયો હોય? મને તે વખતે તો તેમ નહીં લાગ્યું હતું.

મગર તેમજ હોવું જોઇએ. તેમ હોય નહીં તો બીજું શું હોય? તે દેખીતી રીતે જુલીને પાછો મળવા ચાહતોજ નહીં હતો, અને માહરો જીવ એ નાઉમેદીથી હતો તે કરતાં વધતો ખાતો થયો. આપણે જ્યારે કોઇ વાતે કરાજ કે કમનનાં બનેલાં હોઇએ છીએ, ત્યારે ઉપરાસાપરી બનાવો આપણુને વધારે કરાજ કે ખીજવનારાજ બનતા આવે છે! પરીણામમાં, હું સોલીસીટર મી○ મેન્સફીલ્ડની ઑફીસમાંથી નીકળી હતી, તે કરતાં જરા વધારે દર્દમંદ બાર વાગતે મી○ વીલકીનસનને મળવા તે ઑફીસમાં પાછી ફરી, અને ત્યારે પણ જોઉંછ તો મી○ વીલકીનસન તો હજી આવેલા નહીં!

"અમે કાયદાશાસ્ત્રીઓ વખતની ઘણી કીંમત જાંણુનારા હોઇએ છીએ, અને તેથી મી○ વીલકીનસન એક બે મિનીટમાં આવવા તો—" તે કેહવા જતો હતો, જેવામાં એક ક્લાર્કે આવીને મી○ વીલકીનસનને નામનો કાર્ડ તેના હાથમાં આપ્યો.

"અંદર મોકલો!" મી○ મેન્સફીલ્ડે હોકમ આપ્યો,—અને બીજીજ પળે તે ભલો સોલીસીટર અંદર ચાલી આવ્યો.

"ઓ, તમે અહીં, મીસ પર્સી?" તે મને જોતાં સાથે દેખીતી ખુશાલીથી પોકારી ઉઠયો, સાબુત પકડાયાં! હું તમારીજ શોહોધમાં છેઉં!"

"માહરી શોહોધમાં?" હું અજબ થઇ, "તમે કેમ જાણ્યું કે મને તમારી સીફારસની જરૂર પડી? તમે લેડી ફ્રેડરીકને મળીને આયાછ શું?"

"હા, હું લેડી ફ્રેડરીકને મળીને આયો," મી० વીલકીનસને જવાબ કર્યો, "અને તેવણેજ મને કહ્યું કે તમે કદાચ મને અહીંયાં મળી શકશો. તમે બેશક જાણ્યું તો હશે કે મી० મેન્સફીલ્ડ ને હું ઘણા દોસ્તો છઇએ?"—અને, એમ કેહતાં, હવે તેણે મી० મેન્સફીલ્ડને શેકહેંન્ડમાં હાથ આપ્યો.

"ત્યારે મીસ પર્સી માહરી મુલાકાતે કેઇ મતલબથી આયાંછ તે તો લેડી ફ્રેડરીકે તમોને બેશક કહ્યુંજ હોશે?" મી० મેન્સફીલ્ડે સવાલ કર્યો.

"જરા બી નહીં," મી० વીલકીનસને જવાબ કર્યો, "હું તેવણને કાંઇ પુછવા થોભ્યોજ નહીં."

"હું ચાહુંછ કે તેણીએ તમોને બધું કહ્યું હોતે," મેં ફીકકું હસીને કહ્યું, "કેમજે ત્યારે એક દુ:ખની વાત કેહવાની માહરી નામોશી બચતે. હું કેહવાને દલગીર છું, મી० વીલકીનસન, કે મને એક દોસ્તને મદદ થવા મી० મેન્સફીલ્ડ પાસે થોડાંક નાણાં વ્યાજે ઉછીકાં કઢાવવા દુ:ખભરી ફરજ થઇ પડીછ, અને મી० મેન્સફીલ્ડ માહરો એતબાર કરી શકતા નથી, તેથી તમારી સીફારસની મને એ કટોકટ વખતમાં જરૂર છે."

મી० વીલકીનસન તો, જવાબમાં, માહરૂં કોહી જાય તેમ, પેટ પકડીને ઘણું મોટે સાદે હસ્યો! માહરાં પેટમાં ચઢતું ને ઉતરતું હતું, ને આએ મને બાળવા બાકી હતો શું? તે બી મને ના કેહવા કે માહરૂં અપમાન કરવાજ ચાહતો હતો કે કેમ?

"ત્યારે તમોને વ્યાજે નાણાં કઢાવવાંછ?" તેણે તો પોતાનાં પેટમાંનું પાણી બી હીલવ્યા વગર ઠંડે પેટે પોતાની દાઢી મુછ સમી કર્યા કરતાં મનેજ પાછો સવાલ કર્યો, અને વળી પાછું, મોટે સહાદે, પાકીને પલેયર થાય તેમ તે હસ્યો.

"ખચ્ચીત, મી० વીલકીનસન," મેં હવે ધીરજ ખોહી દઇને લગાર તીખાસથી કહ્યું, "તમો જેવા હંમેશના ભલા ને માહરા મેહરબાંન એ રીતે આવા બારીક સમયમાં એક બીલકુલ પારકા ગ્રહસ્થ સામે એમ માહરી મજાક કરો—"

"હું મજાક કરૂં? તમારી મજાક કરૂં, મીસ પર્સી?" મી० વીલકીનસન એકદમ ગંભીર થયો, "બાઇ, તાહરે વાસ્તે મને એટલું બધું માન ને ચાહ છે કે તાહરી મજાક કરવી તે માહરે મન આપણી પવિત્ર બાઇબલની મજાક કરવા જેવું છે! એ તું માનીજ કેમ શકી? તાહરા જેવી નેક છોકરીઓ છેજ કાંહાં?"

હું શરમાઇ ગઇ અને ચેહરામાં લાલ થઈ, જ્યારે મેં ઓજરખ્વાહીથી પુછયું, "ત્યારે તમે કેહવા શું માંગોછ, મી० વીલકીનસન?"

"માહરી દીકરી, હું લંડન વેરથી માહરૂં કામ મુકીને ખાસ તુંને શોહોધવા ને મળવા તો આજે અહીં સુધી આવેલો છું!" તેણે હવે પુરતી ગંભીરાઇથી કહ્યું, "માહરે ખરી ને મોટી ખુશખબ્તીનીજ એક વધાઇ તુંને કેહેવાની છે. હું પેહલ્લાં તાહરાં ગ્રેટ ઓરમંડ સ્ટ્રીટવાળાં ઘરમાંજ તુંને મળવા દોડી ગયો, જ્યાંથી મને કેહવામાં આવ્યું કે તું ડોવર સીધારેલી છે,

અને ત્યારે હું તરતજ પોસ્ટચેઝ મંગાવીને અહીં આવી લાગો, અને 'રીવર હાઉસ'માં તુંને મળવા ગયો."

"ઓ, એટલું બધું તે શું છે, મી૦ વીલકીનસન?" હું ખરાં દીલથી ઉશ્કેરાઇ અને અધીરી પડી,—પણ તે તો મને જવાબ કરવાને બદલે વળી સોલીસીટર મી૦ મેન્સફીલ્ડ તરફજ પાછો ફર્યો.

"આએ એક જવાંન બાંનુ છે, મી૦ મેન્સફીલ્ડ," તેણે લાંબો હાથ કરી મને બતાવતાં દેખીતાં હેત ને માનના જુસ્સાથી પુકારયું, "જેણે હજી તો પુરાં વીસ વરસ બી જોયાં નથી, અને તે છતાં જે એક ખરી નમુનેદાર બાંનુ છે! એ બાઇને લખ્ખોનો એક વારસો મળ્યો હતો, જેની છેલ્લામાં છેલ્લી શીલીંગ સુધ્ધાં એ બાઇએ તે, મોટાં હાતમ દીલથી, ફક્ત પોતાના ભવિષના ભરથારનું નામ નાદારીની નામોશીમાંથી બચાવી લેવા, પોતાનાં દીલની રાજી ખુશીથી ને એક બી આનાકાની વગર કાઢી આપ્યો, અને તમે મને કેહો કે એમ કોણ કરે? કેઇ છોકરી એટલી હીંમત ને એટલું મોટું દીલ બતાવી શકે?"—અને મને વળી ઉશ્કેરાતી જોઇને તરત વધારયું, "ઉશ્કેરા ના, બેહેન, તુંને કોઇનું ઓસ્થાળું થવાનું નથી. તુંને વ્યાજે કોઈ રકમ કઢાવવાનીજ નથી. મી૦ મેકડોનાલ્ડને તેં મોટા દીલથી કાઢી આપેલી તમામ દોલતની આજે તું પાછી ધણીઆંણી થયલી છે!"

મેં અજાયબી અને ખુશાલીની એક ચીસ મેળી! "ઓ, કેમ બને?" મેં હેરત થતાં પુછ્યું, "એ શું બનવા જોગ છે? એ શું માનવા જોગ છે?"

"ખરેખરૂં બનવા જોગ અને ખરેખરૂંજ માનવા જોગ છે, બાઇ," સોલીસીટર મી૦ વીલકીનસને ખુશાલીભરી ગંભીરતાથી કહયું, "એમાં નહીં બનવા જેવું અને નહીં માનવા જેવું કશુંજ નથી, કેમજે ખોદાને બાર નેકી કદી ખાલી જતી નથી. તેં એવી નેકીથી એવા એક ખરા નેક માણુસને તાહરો લખ્ખોનો અવેજ બેખોફ ધીરયો હતો, કે જે તેટલીજ સાચવત સાથે, પોતાથી હવે બની શકેછ ત્યારે એટલા ટુંક અરસામાં તાહરી તમામ દોલત વ્યાજ સીકકે તુંને પાછી સ્વાધીન કરી શકેછ!"

મેં વળી ખરાં દીલની ખુશાલીનીજ એક ધીમી ચીસ મુકી! ખરેખર, ખુદા કેટલી હદ સુધીનો દયાળુ અને ઇનસાફી છે તે આ કેસમાં બેતકરાર જોવાતું હતું. એ વખતે ખુશાલીથી માહરૂં આખું તનબદન ધ્રુજતું હતું, અને માહરી લાગણીઓ ગોયા મને તમામ આજેજ અને બેહોસ કરી મેળતી હોય એમ મને લાગ્યું! અંતે હું બડી મુંશકીલથી માહરી ઉપર કાબુ મેળવી જરા વારમાં પાછી સાહવધ થઇ. મેં તે ભલા સોલીસીટરનો એ તેની વધાઇ અને તસ્દી માટે હજારોહજાર ઉપકાર માન્યો, અને પેલો તુમાખી સોલીસીટર મી૦ મેન્સફીલ્ડ પણ માહરી મોટી વખાણુ અને ખુશામદમાં હવે એકદમ ઉલટ પુલટ થયો!

એ પછી અમો સઘળાં શાંત થતાં એ બધું કેમ બન્યું ને શું થયું કે જેથી ભલા મી૦ મેકડોનાલ્ડ એટલા ટુંક અરસામાં મને માહરા લખ્ખો પાછા સપુર્દ કરી શકતો હતો તેનો મેં તે ભલા સોલીસીટરથી ખુલાસો શોધ્યો. મી૦ વીલકીનસને, એ ઉપરથી, મને બે કાગળો આપ્યાં, એક તે વૃદ્ધ આસામીના લખ્ખો ઉપકાર અને કરોડો આશિરવાદનું માહરા જોગું હતું, અને બીજું એક વધારે લંબાણ અને ખુલાસેવાર કાગળ તેણે માહરા સોલીસીટર મી૦

વીલકીનસનને લખ્યું હતું તે હતું.

મેં માહરૂં કાગળ ઉતાવળે વાંચી લીધું. તેમાં તો, મેં કહયું તેમ, ફકત ઉપકાર અને દુવા સિવાય બીજું કાંઇ હતુંજ નહીં. જે ગંજાવર રકમ તે નેકબખ્ત આસામી દીલસોઝ હેસાંનની લખ્ખો લાગણી સાથે મને વ્યાજ સહીત પાછી સપુર્દ કરતો હતો તે દોલતનું સુખ ભોગવવા હું માહરા બાપ અને ધણીનાં મુબારક શીરછત્રો સાથે લાંબો વખત જીવું એવી તેમાં હેતવંતી દુવાઓ લખેલી હતી. એટલા માટે મેં ખુલાસા સારૂ પાછી મી○ વીલકીનસનનેજ અપીલ કરી, કે જ્યારે તેણે મને તેનાં પોતાનાં જોગાં લંબાણુ કાગળનો હવાળો આપ્યો.

"પણ હું એ હમણાં વાંચી નથી શકતી, મી○ વીલકીનસન!" મેં ઓજારખ્વાહીથી કહયું, "તમે માહરૂં મગજ એટલું ચકભમ કરી મેળેલું છે કે આ લંબાણ દસ્તાવેજ વાંચવાની મને ધીરજ કે સુધ્ધીજ નથી! એ હું, તેથી, જરા પછીથી માહરાં મનનું સમાધાન થયા બાદ વાંચશ, અને તેટલાં તમેજ મને નહીં કેહો કે એ શું બીના છે?"

"દુઃખ આવેછ ત્યારે તે જેમ સામટુંજ આવેછ," એ ઉપરથી મી○ વીલકીનસને મને જોઇતો ખુલાસો આપતાં કહયું, "તેમજ બીચારા મી○ મેકડોનેલ્ડ પર ગુજરવા પામ્યું હતું, એક વાર જેમ દુઃખ એવું ચોર્યામાર ધસી આવ્યું હતું, તેમજ, એ ભલા જૈફની પુરતી કસોટી થવા બાદ, સુખ પણ તેના પર તેટલાજ ધસારાથી સામટું ધસી આવ્યું છે! રૉલીન્સ અને સીડનીવાળું જે મોટું અમેરીકન હાઉસ ફેલ થતું હોવાથી મી○ મેકડોનલ્ડ પોતે નાદાર થવા પાંમતો હતો તે હાઉસ આયંદા ફેલ નહીંજ થયું. તેને સવેળા બાહેરથી ધરખમ મદદ મળી જવાથી તે પોતાના મોટાં હાઉસની ઇજ્જત અને નામાંકીતપણું સાચવી રાખી શકયું, કેમકે એ સેંહેકડો વરસોની અમેરીકાની ઘણી પુરાણી અને મોટી માન પામેલી પેઢી છે. એ પછી એવી ધીકતી પેઢીને પાછી મંડાતાં વાર લાગ્યો નહીં, અને રફતા રફતા તે લોકોએ બધાઓને તેમના માંગતા અવેજો પાછા ભરી આપ્યા તેમ મી○ મેકડોનલ્ડની વારણ આવતાં તેમને પણ તે લોકોએ વ્યાજ સીકકે તેમના અવેજો પાછા ભરી દીધા!"

"ઓ ખુદા, કેટલું અજબ જેવું!" મેં ખુશાલીથી પોકારયું.

"હા, પણ આગળ તો સાંભળો!" મી○ વીલકીનસન હસ્યો, "પેલું એક એવણનું મોટું ગોડાઉન બળી ગયું હતું તે યાદ છે? એવણના હેડકલાર્કે વેળાસર પૉલીસી રીન્યુ કરવા જોગું પ્રીમ્યમ નહીં ભરેલું હોવાથી તે બળી ગયા પછી એવણને વળી તે વીમા કંપની તરફથી કાંઇ બી મળી નહીં શકયું હતું—"

"હા, મને યાદ છે; હેડ કલાર્ક મી○ પરકીન્સ પ્રીમ્યમ ભરતાં ભુલી ગયો હતો."

"હવે તેમાં બી એક વાંધો ઉઠયો!" મી○ વીલકીનસને કહયું, "જે દાહડે આગળાં પ્રીમ્યમનો છેલ્લો દાહડો હતો તે દાહડે અચબુચ યાદ આવી જવાથી પરકીન્સ તે રકમનો ચૅક એક કવરમાં બીડીને વીમા કંપનીમાં આપી આવ્યો, અને એજંટ તે દાહડે બાહેર ગયલો હોવાથી એ કવર તેણે બીજે દાહડે ઑફીસમાં આવીને ખોલ્યું, જેટલાં તો ગોડાઉન બળી ગયલું હોવાથી બીજી સહવારે વીમા કંપનીના એજંટે તે ચૅક "ઘણો મોડો" મળેલો હોવાનું બાહણું કરીને

પાછો ફેરવ્યો. મી૰ મેકડોનલ્ડે તે ઉપરથી નામાંકીત કાઉન્સલોની સલ્લાહ લીધી, અને વીમા કંપની પર ઍક્શન લીધું. પરીણામમાં, એ તકરાર લવાદી પર ગઈ, અને લવાદીનો ચુકાદો બી મી૰ મેકડોનલ્ડની ફેવરમાંજ આવવાથી હમણાંજ તે ગંજાવર અવેજ પણ વીમા કંપની તરફથી એવણને પગાર કરવામાં આવ્યો છે!!"

"એનું નામ તે નસીબનાં નખરાં!" મેં હસીને કહયું.

"હા, અને તેમાં બી હજુર હજી થોડુંક નવું બી છે!" મી૰ વીલકીનસને પાછું ખુશ મીજાજી કહયું, "એવણનો એક ભાણેજ હતો તેને તમો ઓળખોછ?"

"હા, મી૰ ઍલેકઝાન્ડર ગ્રાહામ," મેં યાદ કરીને કહયું, "ઘણો મજાહનો જુવાંન છે. તેનું શું?"

"તે પોતાની કઝીન સાથે અદરાયગે હતો," તે સોલીસીસટરે કહ્યું; "એ મી૰ મેકડોનલ્ડનીજ છોકરી, અને તે જવાંનનો બાપ જે ઘણી અચ્છી પુંજી ધરાવતો હતો તે હમણાંજ ગુજરવાથી જવાંન મી૰ ગ્રાહામ તે બાપીકી મીલકત અને દોલતોનો માલેક થયો. એ ઉપરથી તેણે પોતાની બધી દોલતનો એત્રતીઆંઉંસ ભાગ મી૰ મેકડોનલ્ડની પેહડી ખાતે જમે કરાવીને તે હમણાં એ પેઢીમાં ભાગ્યો થયલો છે, અને એ રીતે એ બી બધું ભરતીમાંજ ભરાયું! ટુંકમાં, મીસ પર્સી, માહરૂં કેહવાનું કે, એ રીતે તમારી પુનાઇથી તે જૈફ આસામીની થોડોક વખત વાસ્તે ઇજ્જત બચી ગઇ, તો આજે તે તમને તમારા અવેજો નવ ટકાનાં વેપારી વ્યાજ સાથે ભરી આપીને પાછો જેવો ને તેવો માલદાર અને પગભર ખડો થયલો છે! એટલા વાસ્તે માહરી બી મુબારકબાદી તમો બહાલ રાખો, બેહેન!"

એ પછી મેં માહરી બધી વાત કહી. જુલીના બાપ પર આફત આવી હતી, અને તેને મદદ થવા આંઠસો પાંઉન્ડ હું મી૰ મેન્સફીલ્ડ પાસે વ્યાજે કઢાવા આવી ત્યારે મી૰ મેન્સફીલ્ડે માહરો કમ ઇતબાર કરીને જે કાંઇ મને કહયું હતું તે વાત થતાં મી૰ મેન્સફીલ્ડ પોતે પણ હવે ઘણો શરમાઇ ગયો, અને તેણે મોટી ઓજરખ્વાહી સાથે માહરી ઘણી ઘણી દરગુજર ચાહી લીધી.

---

## પ્રકરણ ૨૨૨.

એ પછી બીજા અરધા કલાક બાદ હું જ્યારે રીવર હાઉસમાં પાછી ફરી ત્યારે જુલી કુદકો મારતી માહરી પાસે દોડી આવી. મી૰ વીલકીનસન મને શોહોધતો તેને ઘર આવી ગયો હતો ત્યારની તે અત્યંત ફીકરમંદ થઇ ગઇ હતી, અને તેથી એ શું બન્યું હતું તે જ્યારે મને તેણે પુછયું, અને મેં જ્યારે લાગણીઓથી ઉભરાતાં તે માહરાં સદભાગ્યની તેના કને વાત કરી ત્યારે, ઓ શું તેની ખુશાલી! ફકત એક કલાક આગમચ હું માહરી નાચારી વાસ્તે અતી ઘણું દુઃખ પામતી હતી, અને તેના મુકાબ્લામાં દ્રવ્યનો આ વરસાદ જે માહરાં માથાં પર આવી વરસ્યો હતો તેની મહીતી થતાં જુલીએ હર્ષીત દીલે માહરાં ગળાં આસપાસ પોતાના પ્યારા હાથ નાખ્યા, અને મને ચુમીઓથી બંધી ભરી નાખી!

"મેં એવણને હુકમ આપી રાખ્યોછ, વાહલી જુલી," મેં કહયું; "મી૰ વીલકીનસન આજેજ લંડન પાછા ફરશે, અને પછી કાલે સહવારે પપા પર માહરે નામે માહરી તરફથી એક

હજાર પાઉન્ડ તાબરતોબ રીમીટ કરશે. તું બી, તેથી, આજે તરતજ એક કાગળ વીગતે એવણુને લખી નાખ, અને તેમાં એ બધો ખુલાસો કરજે."

હયાં જુલી પાછો ને પાછો માહરો ઉપકાર માનવા જતી હતી, જ્યારે અચણુચ મને યાદ આવી જતાં તેને રોકી નાંખીને મેં કહયું; "અરે, પણુ સબર, બીજી એક અગતની વાત તો હું તુંને કેહતાં ભુલીજ જાઉંછ! મેન્સફીલ્ડની ઑફીસમાં મી૦ વીલકીનસનને આવતાં વાર હતો તેટલાં વખત ગુજારવા હું ડક્ક ઉપર ગઇ હતી, અને ત્યાં શું ધારેછ—મને કોણુ મલ્યું? પેલો હંગેરયન ઉમરાવ કાંઉન્ટ ટીલેકી!"

"ઓ, એમ કે?" જુલીએ પણુ તરત યાદ આવી ગઇ હોય તેમ જવાબમાં કહયું, "હું બી તુંને તેના સંબંધમાં કેહવાનીજ હતી. તુંને આવતાં ઘણો વાર લાગો અને માહરા જીવને ઘણીજ અકરવકર થઇ ત્યારે તુંને દુરથી ચાલી આવતી જોવાની ઉમેદથી હું જરા દરવાજા પર ગઇ, અને તેવામાં એક ઘણી ભપકાદાર ચાર ઘોડાની પોસ્ટચેઝમાં મેં એ ઉમરાવને આપણાં ઘર પરથી જતાં જોયો, જ્યારે અમારી નજર મળતાં તેણે તરત લગભગ ગાડીની બારીની બાહેર નખાવી દીધું, અને એવા તો અદબથી મને સલાંમ કરી——"

"સલાંમ કીધી ખરી?" મેં જરા અજબ થઇને પુછયું, "વૅલ, હું તે સાંભળીને ખુશી છેઉં, કેમકે હું ખરૂં કહું તો હું તો એ આસામીના સંબંધમાં ઘણી નારાજ થયલી હતી કે આએ તાહરા પપાનું કાગળ એ આસબર્ગથી લાવેલો એકાદ મિનીટ ખોટી થઇને પોતાને હાથે પોતેજ તને પુગાડી જતે તો શું થતે?"

"શું, એ પપાનું કાંઇ કાગળ લાવ્યોછ?" જુલી મેં કાગળ આપ્યું તે લેતાં અજબ થઇ, અને કવર પર વાંચીને વધાયું, "હા, આએ શું? પપાએ એનીજ પાસે મોકલેલું છે. જમણા હાથનાં ખુણાંમાં લખેલું છે કે "*Honoured by the Count Teleki.*"

"હવે એ ત્યારે પોતેજ તુંને આપતો જતે તો શું હતું?" મેં ગુસ્સે થઇને કહયું, "અને એ વાતના એણે અખાડા કીધા તેથી હું ઘણી અજબ થઇ."

"અને માહરાં પોતાનાં મનમાં બી જરા ઓછું આવ્યું ખરૂં, ઍલન," જુલીએ ધીમે સાહદે કહયું; કે જ્યારે તેના ગાલો પર એક ચુગલીખોર રતાસ એકદમ ધસી આવ્યો, "મેં બી એને ગાડીમાં જતાં જોયો, અને એ એક મિનીટ બી મળવા ઉતર્યો નહીં ત્યારે હું બી ઘણી અજબ થઈ, કેમજે તુંને યાદ છેની—લંડનમાં આપણે છેલ્લાં છુટાં પડયાં ત્યારે તો ડોવરમાં "રીવર હાઉસ" કયાં આવેલું હતું તે આપુને ચીપીચીપીને પુછીને એણે ઘધાંણી વટીક લઇ લીધી હતી, અને આપુને પ્રૉમીસ કર્યું કે કૉન્ટીનન્ટથી પાછો ફરતી વખતે "રીવરહાઉસ"માં જરૂર આપણને મળવા આવશે!"

"ખેર, હવે એ વાત જવા દે," મેં નાખતીથી કહયું; કેમજે જુલી એ ઉમરાવના સંબંધમાં જાસ્તી નાઉમેદ થાય ને તેનું દીલ વધતું દુઃખાય તે જોવા હું ચાહતી નહીં હતી. "હવે એ વાત જવા દે, અને પપાનું કાગળ વાંચવું હોય તો વાંચી લે. કંઇ કદાચ જરૂરનું બી એ કાગળમાં હોય?"

જુલીએ, તે ઉપરથી, સીલ તોડયું અને તે કાગળ વાંચ્યું, જ્યારે મથાળેની થોડીક લીટીઓ

વાંચતાંજ તેણીએ બુમ પાડી, "ઓ ખોદાય, કેટલું અજબજેવું! કેવો અમીર આદમી! ઍલન ડીઅર, તુંને પૈસા હવે માહરા પપાને મોકલવાનાજ નથી!"

"ઓ, કાંય?" મેં હવે અચરત થઇને પુછ્યું, "પપાને અવેજ મળ્યો ખરો? કોણે આપ્યો? શું કાંઉન્ટેજ આપ્યો?"

"હા, ડીઅર! જોની, વાંચની? એ ભલા કાંઉન્ટેજ!"—અને જુલીના રોખસારોએ તે એમ કેહતી હતી ત્યારે વધતો રતાસ પકડયો! "કેટલો ભલો! તેથીજ તો એ કેથો કાગળ આપવા પોતેજ આવ્યો નહીં કે નહીં મને મળવા થોભ્યો!"

"ખચ્ચીતજ ભલો! ખરો ઉમરાવ!" મેં જોશથી કહયું. "ખરેખર, બાહેરના દેખાવોથી બી આપણે બાજે વખ્ત કેટલો ભુલાવો ખાઇએછ અને કેવો આદમીઓને ગેરઇનસાફ કર્યેછ! એ જો એ કાગળ પોતે આપવા આવતે કે તુંને મળવા થોભતે તો તે ભલાઇ ખાટવા આવેલો હોય એવુંજ લાગતે!"

પછી અમોએ મી૦ નોરમનનું કાગળ બંને જણે સાથેજ વાંચ્યું, જે ઉપરથી માલમ પડયું કે તેઓ સાથે સ્ત્રાસબર્ગનાં એક આગેવાન હોટેલમાં એ ઉમરાવની ઓળખાંણ થઇ, જ્યારે જુલીના બાપ તરીકે એણે તેઓને તરત ઓળખ્યા ને ઘણો ખુશી થયલો દેખાયો. તે પછી આસપાસથી એ મી૦ નોરમન પરની મુશ્કેલીની વાત અનાયસે તે જાંણવા પાંમ્યો, જ્યારે તેવણ એક ઘણા નાલાયક આદમીના શરમભરેલા દગાનાજ ભોગ થયા હતા એમ જાંણીને તે જવાંન ઉમરાવને ઘણુ લાગી આવ્યું. તેણે, તેથી, તેવણને માઠું નહીં લાગે તેમ તેઓ જોડે એ વાત કાઢી, અને ભચડી ભચડીને એક હજાર પાંઉન્ડની મોટી રકમ તે તેવણને આપી આવ્યો. તેવણે, અલબત, એમ છતાં તે લેવા આનાકાંનીની એક ઘણી મજબુત બાથ ભીડી, પણ કાંઉન્ટે માન્યું નહીં. તેણે કહયું કે તેની પાસે ખોદાનું આપેલું એટલું બીશ્યાર હતું કે એવાં એક ભલાં "કૉઝ"માં મદદ થવાથી તેને કશીજ ખોટ આવનાર નહીં હતી, અને જો મી૦ નોરમન તે એક બક્ષીશ તરીકે નહીં લેવા માંગતા હોય તો ભલે—તેવણના હાથમાં એટલો અવેજ આવે અને પુરી સગવડથી તેવણ તે દેવું પાછું અદા કરી શકે ત્યારે તેમ કરે, અને તે અવેજ તે વખતે તે ખુશીથી પાછો લેશે ને રાખશે!

"એ ઉપરથી હવે તું એને વરે શું ધારેછ, ઍલન?" જુલીએ શરમાઇ શરમાઇને અવાજ તદ્દન ધીમો કરી નાખતાં પુછ્યું.

"એક ખરો ભલો આદમી દીલની સાદાઇ ને સાચ્ચાઇથી જે કરી શકે તેજ માત્ર એણે એ કીધેલું છે," મેં ઉડાવનારો જવાબ આપીને કહયું,—જયારે માહરાં મનથી તો ખરી ખાતરજમા સાથે હું સમજીજ ગઇ હતી કે એ ભેટ અને મદદનાં બાતેનમાં જુલી પોતે હતી! હવે કોઇ શક નહીં હતો કે જુલીથી મોહીત થયલો તે ઉમરાવ એ રીતે પોતાના પ્યારની એ એક ઓરખી પુરવારી માત્ર આપતો હતો, પણ કદાચ હું માહરાં એ અનુમાનમાં ખોટી હોઉં તો જુલીને નાઉમેદીનો ઘણો કારી ઘા થાય તે ભયથી તેનાં મનમાં અત્યારથીજ એ ઉમેદ ઉશ્કેરી મુકવા જોગું કાંઇ નહીંજ થવા દેવાની મેં જોઇતી સંભાળ લીધી.

એ પછી મેં માહરાં અગત જોગાં કાગળો લખી નાખ્યાં. ખુદાએ માહરી સ્થિતી ફેરવી આપી હતી અને મને નહીં ધારેલી પાછી શ્રીમંત બનાવી આપી હતી તે હકીકત માહરે માહરાં

ચાહક શુભેચ્છકોને એકદમ લખી વાળવી ઘણી સજાવાર થઇ પડી, અને તે મુજબ મેં કારશલટનવાળાંઓને, લેડી કૅલવેડનને, બાએત્રીસને, ઍલીન ગાવરને, શારલૉટ ત્રીમેનને, જેન પાર્કસને, વિગેરે વિગેરેને એ સુખના સમાચાર લખી વાળ્યા. વળી બીડાને બી મેં લખ્યું, અને મેરી ગલેન્ટવર્થે જુલી મારફતે એ જાણ્યું, એટલે તે તો હરખના સરાસર કુદકાજ મારતી મને મળવા અને મુબારકબાદી આપવા હું લખતી બેઠી હતી ત્યાં દોડી આવી. વળી મેં મી૦ મેકડોનલ્ડને બી તેની ભલાઇ અને નેકીની તારીફમાં એક ઘણો લંબાણ કાગળ તે ને તેજ દાહડે લખી વાળ્યો.

હવે ઉપલી સઘળી વાતને એકાદ મહીનો ગુજરી જવા પછી હું હજી જ્યારે 'રીવર હાઉસ'માંજ હતી ત્યારે પેલા ભલા મારક્વીસ હરબર્ટનો એક માહરી પર કાગળ આવ્યો, જેમાં તેણે મેરી ગલેન્ટવર્થ જોડેનાં પોતાનાં લગન વગર કારણે હવે ઢીલમાં નહીંજ નાખવાને વાસ્તે ઘણી કાકળુદી અને વિનંતીથી માંગી લીધું હતું. તે લખતો હતો કે તેની હીણનસીબ માતા બીચારી નહીંજ સારી થઇ શકે તે ફાસમે ઘેલીજ રેહવાનો દુખભર્યો સંજોગ મજબુતીથી બરપા થયો હતો, એટલે એ લગનને વાસ્તે તેના બાપ તરફની બાહલી તે છોકરાએ મેળવી લીધી હતી. અલબત, તેણે ખરેજ રસ્તે ચાવી ફેરવીને કામ લીધું હતું. એ બાપ પર પેલા તેના અગરગચ્ચા દોસ્ત પીસબ્લોસમની કેટલી બધી સત્તા ને અખ્તયારી હતી તે તે જાંણતો હતો, જેથી તેણે તેનેજ વચ્ચે નાખ્યો, કે જેણે ડોસાની ઘણી આસાંની સાથે તેને હા મેળવી અપાવી! વળી મેરી પોતે પણ પોતાના મનના માની જોડેનાં લગન ઢીલમાં નહીં પડે તે વાસ્તે હદ વગરની ઇન્તેજાર થઇ ગયલી લાગતી હતી, એટલે હવે માહરી તરફથી પણ એ શુભ કારજ ઢીલમાં નાખવા વાસ્તે એક બી વાજબી કારણ રહ્યું નહીં હતું. મેં, તેથી, હરબર્ટને લંડન આવતો રહેવા લખ્યું, અને પછી હું અને જુલી મેરીને લઇને માહરે ઘર લંડન બ્રાનેજ ગ્રેટ ઓર્મંડ સ્ટ્રીટમાં એ શુભ બનાવની બધી જોઇતી તૈયારીઓ કરવા ખુશાલ પાછાં ફર્યાં. માહરાં ઘરમાં, તેથી, હવે બધી ખુશાલી અને ખુશાલીજ થઈ રહી. ખુશાલી હર પ્રકારની હતી. હું પાછી લખપતી થઇને માહરે ઘર પાછી ફરી હતી તેની ખુશાલી કાંઇ થોડી હતી? આહા, શું માહરી બીડાનો મને મળતી વખતનો હરખ! તેનું બ્યાંન કરવાને જાંણે માહરી કને શબ્દોજ નથી! દોસ્તો બી બધાં ફરતાં ફરતાં હું પાછી ફરી હતી એમ જાણતાં સાથે મને નવેસરથી રૂબરૂ મુબારકબાદી આપવા માહરે ઘર મીલાકાત આપવા આવી ગયાં હતાં, અને તે સઘળાંનો હર્ષ પણ સાચ્ચાં દીલનો હતો, જેમાં પેલા હંગેરયન ઉમરાવ કાંઉન્ટ ટીલેકી એક હતો!

તે હવે અમારે ત્યાં રોજનો આવતો જતો થયો હતો, અને જુલી પર ખાસ કરીને ઘણુંજ પુરતું ધ્યાંન આપતો દેખાતો હતો. ખરેખર, હવે તો એ બે અહદાવાનાં હતાં તે વાસ્તે કોઇ રીતનો શક કે સુબેહ કોઇનેજ રહયો નહીં હતો, અને બધાં જાંણી ગયાં હતાં. મી૦ નોરમન પોતે પણ ઇંગ્લાંડ પાછા આવી ચુકયા હતા, અને એ શુભ વર્તમાણથી ઘણા હરખાયા હતા. ખુદા જાણે કે જુલીને તેની અશોર્ઇ ને નેકીની નવાજીશમાં તેની આ પાછળી જીંદગીનાં બીજવર લગનથી નીહાલ કરવાજ માંગતો હતો! કાંઉન્ટ એક ઘણો નામીચો ઉમરાવ હતો, અને જેટલો માલદાર ને નામીચો હતો, તેટલોજ વળી એક ભલો ભરથાર સિધ્ધ થવાની ઓસ્તાવાર પુરવારીઓ રજુ કરતો રહયો હતો.

હવે હરબર્ટ આવ્યો, અને તે વખતની તે પ્યારાંઓની મીલાકાતની ખુશાલીનું બ્યાંન કરવું માહરી શક્તીની બાહેર છે. ડયુક તો એ લગનમાં પોતાની ડચેસની કફોડી સ્થિતીને લીધે ભાગ લેવા હાજર થઇ શકયો નહીં હતો, પણ તેની જગ્યે તેને બદલે દહીમાં દુધમાં પગ રાખીને કરતો કારવતો મી૦ પીસબ્લોસમ પોતે આવ્યો હતો, અને ડયુક તરફનાં થોડાંક આગેવાન તેડાં આણું, ડયુકને નામે, તેણેજ કાઢયાં હતાં. વળી તે પેહલી પંકતીના ઉમરાવે જે છોકરીને વરસો સુધી પોતાનીજ દીકરી જાંણુવાની ભુલથાપ ખાધી હતી તેને વાસ્તે લગનની પેહરાંમણીમાં તેણે દુલ્લાં ને સાચાં દીલથી હવે ઘણી કીંમતી ભેટસોગાદો અને મોટા અવેજો મોકલ્યા હતા, અને ભલી મેરીનાં સુખની તો જાંણે કોઇ સીમાજ નહીં હતી!

લગન પછી તરતજ "સસરાજીને પગે લાગવા" મેરીને પોતાના નેકકેરદાર ભરથારની પવિત્ર બાંહેધરી હેઠળ નેપલ્સ જવાનું હતું, અને ત્યાંથી પછી તેઓ હનીમુન વાસ્તે કૉન્ટીનન્ટ પર ફરવા નીકળવાનાં હતાં. દીલગીરી એ લગનના સંબંધમાં જો કાંઇ બી હોય તો તેટલીજ હતી કે લગનના કારભારમાં હરબર્ટની કમનસીબ માતા પોતે બીચારી કાંઇજ ભાગ લઇ નહીં શકતી હતી, અને તે એ ભાગ્યશાળી બનાવથી બીલકુળ નાવાકેફ અને બીનમાહીતગારજ રહી હતી!

લગન થયાં. અલબત, કાંઈ ઘણી મોટી ધીંગસ કે ધામધુમ તો નહીંજ હતી, પણ બંને બાજુએથી આગેવાન સરકલોમાં તેડાં સારાં હતાં, અને ઘણુંક વગદાર અને ઉમરાવ કુટુંબનાં બાંનુઓ અને ગ્રહસ્થોએ પોતાની હાજરીથી પરણતાં જોડાંને શોભા આપી હતી. બ્રાઇડસમેડસ તરીકે મેં અને લેડી કૅલવેડનની એક નાહની કુંવારી બેહને કામ લીધું, અને લગન હસી ખુશી સાથે પાર ઉતર્યા પછી તેજ રાત્રે તે વરઐયર નેપલ્સ જવા ઉપડી ગયાં. એ વખતે—બલ્કે લગન નકકી થયાં ને થયાં રોજ મેરી માહરે ગળે વળગી વળગીને હેસાનનાં આંસુઓનો જે દરયાવ રડતી હતી તે વિશે અત્રે લાંબુ કરવા માહરી કને જગ્યાજ નથી.

ડયુક માહરા ધારવા કરતાં બી ઘણો ભલો થયો હતો. વાંચનારાં સાહેબો યાદ કરશે કે મેરી એક બુકવાળાની દુકાંણે, ડયુક કે જેને તે ત્યાં સુધી પોતાનો કાકોજ જાંણતી હતી તેને એક ડયુક તરીકે પેહલવેહલો ઓળખવા પામી હતી, અને ડચેસે ત્યાં ગડબડ કરી મેળવા પછી સોલીસીટર મી૦ વીલકીનસન મારફતે દસ હજાર પાંઉન્ડ એ લોકોએ એ છોકરીનાં નામ પર કરવા માંગ્યા હતા. એ રકમ, તે વખતના ગુસ્સા દરમ્યાંન, કબુલ રાખવાને મેરીએ મોટા તીરસ્કારથી સફા નાજ કહયું હતું, જેથી મેં વચ્ચે પડીને તે નહીંજ જાંણે તેમ તેને નામે તે બેંકમાં જમા રખાવી હતી, અને તે બી ડયુકે હાલમાં તેને સ્વાધીન કરવાનુંજ અને દીલાવરીથી લખી વાળ્યું, એટલુંજ નહીં પણ હરબર્ટને એક ઘણી મોટી રકમનું વર્ષાણુ મળતું રેહે એવું બી પોતાના સોલીસીટરોને ત્યાંથી તેણે લખી મોકલ્યું, જેથી મેરીનાં ભલાં વાસ્તે હવે મને જાંણે જીંદગીભરની નીરાંત થઇ ગઇ.

---

## પ્રકરણ ૨૨૩.

અને એ લગનની લગોલગજ બીજાં લગન વાહલી જુલીનાં ગોઠવાયાં! એ લગનનેજ દાહડે કાંઉન્ટ ડીલેફીએ જુલીના પવિત્ર હાથની ઑફર કરી, જે, અલબત, ઘણાં માન સાથ તરતજ

કબુલ રાખવામાં આવી, અને તે લોકો અહરાયાં. કાંઉન્ટે, એમ કરતાં, મુળ શરૂઆતથીજ પોતાની ભલાઈની પુરવારીઓ આપી. તેણે માહરી મારફતે જુલીની સ્થિતીને લગતી માહીતીઓ મેળવી લીધી, અને પછી "રીવર હાઉસ" તેને લગતી સઘળી આયપત સાથે તેણે આગળ રહીને ઘરડા મી૦ નોરમનનાં નામ પર કરાવ્યું, એટલે કે હજાર પાંઉન્ડની વારસીક આવક સાથે મરનાર ફુઇમાય મીસીસ ઓલ્ડકાસલનાં વીલની રાહે અસલમાં જે કાંઇ જુલીનું હતું તે હવે સઘળું તેના બાપની માલેકીનું થયું, જેથી તે ડોસાજી પોતાની જીંદગીની બાકીની સાંહજ એ સુખકારક મકાનમાં અમનચમનથી રહીને ગુજારી શકે! વળી, બૅલગ્રેવ સ્કવૅરના પેલા ફેશનેબલ લત્તા પર એક મેહલ જેવું મકાન ખરીદીને તેણે તે બીલકુલ જુલીનાં નામ પર કરી આપ્યું, કે તેથી તેઓ લંડનમાં હોય ત્યારે ત્યાંજ રહી શકે, અને એ ઉપરાંત ત્રણ હજાર પાંઉન્ડની એક બીજી સ્વતંત્ર વારસીક રકમ તેણે પોતાની દોલતમાંથી જુદી અને અલાહેદી જુલીનાં એકલીના નામ પર કરી આપી!!

એ તકનો મેં લાભ લીધો, અને જુલીને પાછી સમજાવી. મેં તેને સમજાવ્યું કે એવો એક ભરથાર પામવાની ખુશનસીબી જે તેણીને નસીબ થઇ હતી તે 'કારશલટન હાઉસ' ખાતેની છેલ્લી મીલાકાતના દરમ્યાનમાંજ પેહલું બન્યું હતું, અને તેથી એમજ સમજવાનું હતું કે સ્વર્ગમાંથી તેનો આગલો ભરથાર ફ્રૅડરીક રેવન્સકલીફ પોતે જાંણે તેનાં એ સુખની ઇનસાફની રાહે નેકીભરી રાહનુમાઇ કરતો હતો. એટલા માટે, મેં માંગી લીધું કે, તેણે અર્લ અને કાંઉન્ટેસ તરફનો કેહેર હવે બીલકુલ વીસારી આપવો જોઇએ. ફ્રૅડરીકને હક થવાને વરસ ઉપર વહી ગયું હતું, અને તે ઘરડાં માબાપે જ્યારે જુલીનું એ ઉમરાવ જોડે અહરાવવાનું સાંભળ્યું ત્યારે તેઓ ઘણાંજ ખરાં દીલથી એ બાબે રાજી થયાં, એટલે એ ઘણું જરૂરનું અને ચાહવા જોગ હતું કે તેણીએ તેઓને મળીને તેઓના આશિશ મેળવ્યા પછીજ એ બીજવર સાજવારીમાં જોડાવું, અને જુલી પોતાનાં એ હાલનાં મોટાં સુખ વચ્ચે પોતાનાં દીલનો તે કેહર ધોઇ કાહડવા એકકે બોલે મનાઈ ગઇ. હું, તેથી, આગમચથી ગોઠવણ કરીને, તેણીને તે લોકો સાથે પાછી મેળવવા લઇ ગઈ, અને ત્યારે તે પોતાનાં સાસુ સસરાને એવાં તો સાચાં ને નીખાલેશ હેતથી મળી કે તેઓના જીવ બધા બાગબાગ થઇ ગયા, અને કાંઉન્ટેસે પોતાનાં કીંમતી જરજરીઆંનમાંથી તેના હાથ ભરાઈ ગયા એટલું બધું તેને આપીને એક દીકરીને સણગારે તેમ એ પોતાની એક વારની વહુને સણગારી!

પેલા હાથ પર જુલીનાં એ લગન "રીવર હાઉસ"માં ડોવર ખાતેજ કરવાનું નક્કી થયું. તે મકાન હવે તેના બાપની ધણીઆતી મીલકત થયલી હોવાથી તે પાધરી પોતાનાં બાપીકાં ઘરમાંથીજ પરણીને પોતાના ધણી સાથે જાય એ ઘણું વાજબી કેહવાય, અને એ વિચાર બધાંને ઘણો ગમ્યો. એ માટે "રીવર હાઉસ"વાળો ફુઇમાય મીસીસ ઓલ્ડકાસલનો પુરાંણો બંગલો મોટા ખરચે નવેસરની મરામત અને કીંમતી રાચરચીલાંથી બધો સણગારીને તૈયાર કરવામાં આવ્યો, અને મારકવીસ હરબર્ટ અને મારસ્યોનેસ મેરીનાં લગન પાર પડી ગયાં હતાં તેને એક મહીનો ગુજરવા બાદ એક દબદબાભરેલી બીજી મોટી પાર્ટી 'રીવર હાઉસ'માં જુલીનાં લગનનાં માનમાં ભેગી થઇ. અર્લ અને કાંઉન્ટેસ આવવા નહોતાં ચાહતાં હતાં, પણ ઘણી માયાકુળ સમજાવતથી હું તે લોકોને બી પસરાવી પટાવીને એ ખુશાલીમાં ભાગ લેવા માહરી સાથે લઈ જઈ શકી હતી. એ ઉપરાંત વળી મી૦ વીલકીનસન, લૉર્ડ અને લેડી કૅલવેડન, કરનલ અને

મીસીસ ગાવર વિગેરે અમારાં ઘણાં દોસ્તો આવ્યાં હતાં, અને કોઇ દાહડે નહીં એટલો બધો 'રીવર હાઉસ'નો પુરાણો બંગલો એ બધાં માનવંત પહરોણાંઓની મુબારક આમદથી ગાજીવાજી રહયો હતો. ખરેખર, ખોદા એ શુભ દહાડા સૌને નસીબ કરો! એ મોટી ખુશબખ્તીના ખુશાલ દાહડાઓ લાગે છે કાંઈ એવા રંગીલા રસીલા!

કાંઉન્ટ ટીલેકી ડોવરનાં સૌથી પેહલે વાંધેનાં 'શીપ હોટેલ'માં આવીને ઉતર્યો હતો. એ વરવહુ પણ લગન પછી લગનનીજ રાત્રે મેરી ને હરબર્ટની માફક કૉન્ટીનન્ટ પર હનીમુન સારૂ ઉપડી જવાનાં હતાં, અને તેમ કરવા વાસ્તે ડોવરથી જવાની સગવડ, અલબત, વિશેષ હતી.

હવે લગનની આગળી રાત્રે એક મોટું ડીનર આપવામાં આવ્યું, અને કાંઉન્ટ ટીલેકી પણ જમવા આવ્યો હતો. તે ૧૮૪૩ ની જુલાઇ મહીનાની ૩૧મી તારીખનો દાહડો હતો, કે જે દાહડે મને પોતાને બી એકવીસમું વરસ બેસતું હોવાથી તે દાહડો માહરી સાલગરેહનો હતો, અને ખરેખર તો, તેથી, બધાંના જીવ બેવડા ખુશાલ હતા. એમ છતાં અમે જમવા બેઠાં ત્યારે માહરા ઉપર કાંઇક નહીં સમજી શકાય એવી બેઅટકાવ દલગીરી અચબુચ ગાલેબ આવી! મેં ઘણું બી મોઢું હસ્તું રાખવા માગ્યું, પણ તે બેદીલી હું માહરાં દીલથી કેમે કરી ખંખેરી નાંખી શકી નહીં! માહરી ઉપર જુલી પોતે મરી મરી જતી, અને ત્યાં ભેગા થયલાં દોસ્ત આશનાઓ કાંઇ ઓછાં હેતવંતાં નહીંજ હતા. એટલા માટે એ માહરી દીલગીરી મને માહરાં પોતાનાં મનથી બી ઘણી નારવા લાગી, પણ ખાનું પુરૂં થયું અને મખવાસ ટેબલ પર આવ્યો તેટલાંમાં તો હું કાંઈ એટલી હદ સુધીની નાસબર બની ગઇ કે મને ખચ્ચીત કરીને લાગ્યું કે માહરાથી રોય રડી પડાશે, જેમ થાય તો આખી મિજલસની ખુશી ખુરમીમાં નાહકની ખલલ આવે તે ઘણું નામુનાસેબ સમજીને હું ટેબલની માફ માંગી, જરા બાહણું કાઢી, ટેબલ પરથી તુરતવેળા પાધરી ઉઠીજ ગઈ.

હું બગીચામાં ઉતરી. બાહેર હવા ઘણી ખુશનુમા હતી, અને બગીચામાં મજાહની જગેજગ રોશણી કરેલી હતી. દિવસ બી હજી તો તરતનોજ ઢળી ગયલો હતો, કેમકે માત્ર સાત વાગ્યા હતા, અને એ બાહેરની તરોતાજગીભરી હવાએ માહરાં મનને તાજગી આપેલી હોવાથી હું માહરૂં મન મોટું કરી માહરી આંખમાં ઉભરી આવેલાં આંસુ પાછાં ખંચાવી નાખી શકી.

પણ એ એટલી બધી ઉદાસી માહરા પર એકદમ નહીં ધારેલી અચબુચ શાંની ગાલેબ આવી હતી? હું સમજાઉં: હું અદેખી નહીં હતી, પણ તે છતાં મેરી ગ્લેન્ટવર્થ પરણી ગઇ, અને જુલીનાં નવેસરનાં લગનની ધામધુમ ચાલતી હતી તે જોઇને મને માહરી પોતાની કમ-નસીબીને વાસ્તે કાંઇ ઘણુંજ લાગી આવ્યું. મેં જોયું કે માહરી વધતી ઓછી મદદે બીજાં-ઓની સાજવારીઓ પાર ઉતરી જતી હતી—ઍલીન મારસે પરણી ગઇ, મેરી ગ્લેન્ટવર્થ પરણી ગઇ, જુલીનાં લગનની તૈયારીઓ થતી હતી, અને તોબી માહરૂં પોતાનું તો હજી કાંઈ ઠેકાણું થતું નહીં હતું! વળી માહરા હેનરી તરફના કાંઇ સમાચાર વટીક મને મળતા નહીં હતા! બરાબર એક વરસની વાત પર તે અને માહરા બાપ કેલીફોરનીઆ જવા ઉપડી ગયા હતા, અને છેલ્લું તે લોકોનું કાગળ આવ્યું તેને બી એક જમાનો વહી ગયો હતો. વળી વીલ્યમ લારનર તેમને અમેરીકા શોહોધવા અને ત્યાંથી તેડી લાવવા ગયો હતો તે વાતને બી નહીં નહીં કરતાં ૭

મહીના વહી ગયા હતા. વખત જતાં કાંઈ વાર લાગે છે? તેનું બી એકજ કાગળ મને ન્યુયોર્ક પોંહચીને તેણે લખ્યું હતું તેજ મળ્યું હતું, અને તે પછી જોકે હું આએ રીતે પૈસાવાળી થઈ હતી, અને વાહલા હેનરીનું ભવિષ પણ નહીં ધારેલું ઝળકાટવાળું બની ગયું હતું, તોબી તેનાં પાછા ફરવાનું કાંઇ ઠેકાણું નહીં હતું. ખરેખર તો તે આ ધરતીનો રહીશ હતો કે નહીં તે બી માહરે વાસ્તે ઘણું શકભરેલું ને બીહીધરાવતારૂં થઇ પડયું હતું! એ નૉર્થ અમેરીકાના જોખમોથી કોણ માહીતગાર હોતું નથી? અને જે માહરા બે વાહલામાં વાહલા તેઓજ એવા જોખમો શોહોધતા ગયા હતા તેનો જ્યારે હું ખ્યાલ કરવા પડતી ત્યારે માહરી છાતી ધ્રુજી આવ્યા વના રેહતી નહીં. ઓ, તે લોક કયાં ગયા? તે લોક કાંય ગયા? અને એ લોકોની યાદ થતાં હાલમાં જમવાની ટેબલ પરથી નાઉમેદ અને નાસબર બનેલી હું ઉઠીને બાગમાં ચાલી આવી હતી. તેઓ સહીસલાંમત પાછા ફરવા પરજ માહરાં સુખનો તાંતણો લટકેલો હતો, અને ખુદા તે તાંતણો તોડી નાંખીને મને સદાની દુઃખી કરી નાખવા જેવો ગેરમેહરબાંન નહીં થાય એજ દુવાઓ ચાહતાં માહરી આંખમાંથી આંસુ ટપકતાં થયાં હતાં. ખુદા સાહેદ છે કે હું કાંઇ તેને મોકલવા ખુશી નહીં હતી. હું તો તેના એ લોભી એરાદાઓ સાંમે બાથોબાથ લડી હતી. દુરદરાઝ એલડોરાડો સોનાની શોહોધમાં જવાનું કાંઇ લુમકો ખાઇ જવા જેવું સ્હેલ નહીં હતું, પણ તે માહરો હૅનરી ને શુરવીર વાહલો માહરી મનાથી મનાયો નહીં, અને ત્યારે લાચારીથીજ મેં તેને જવા દીધો હતો.

તેના પર માહરૂં ખરાં જીગરનું હેત હતું. છેક બચીથીજ એ હેત ચાલ્યું આવ્યું હતું. તે એક પટલો, નાધલો, સુંદર છોકરો હતો, અને હું પોતે એક નાધલું બાળક હતી, ત્યારે બી હું તેને હેતથી જોતી હતી. પછી વળી માહરા મમાવાજી બેહસ્ત પામ્યા ત્યારે માહરાં ફુઇજીમાય એને લઇને અમારે ત્યાં રેહવા આવ્યાં અને રહેલાં હતાં ત્યારે મેં એને તેટલાંજ હેતથી પાછો જોયલો હતો, અને પછી તો વાંચનારાં સાહેબો યાદ કરશે કે શેફીલ્ડમાં હું ખુદ એ માહરાં ફુઇમાયને ઘરજ રેહવા ગઇ હતી. તે વખતે ત્યાંથી જ્યારે મેં લંડન કાંઇ માહરા ગુજરાનું સાંધણુ શોહોધવા જવાનું ઠરાવ્યું ત્યારે તે કેટલો નાઉમેદ થયો હતો? અને ત્યારેજ અમે બંને સમજ્યાં હતાં કે અમે એકમેકને ચાહતાં હતાં. તે બધી વાત મેં હાલમાં પાછી યાદ કરી. ખચ્ચીત, એ વખતે મને લાગ્યું કે હું જો જાંણવા પામું કે હેનરી મરણ પામ્યો હતો તો તે ફટકો પડવા પછી હું પોતે પાછી ઉઠવા કે જીવવા પામું એ બનવુંજ જાંણે માહલ અને મુશકેલ હતું!

અને એ બધા માહરા વિચારો મને દુઃખી અને ઘેલીજ દરી મુકનારી છેક છેલ્લાંમાં છેલ્લી ટાંચે પોંહચ્યા તેવામાં બાહેરનો દરવાજો અચબુચ ઘણું જોશથી ઉંઘડવાનો મને અવાજ આવ્યો, અંદર ધસી આવતાં પગલાં વાગ્યાં, અને ઓ ખુશાલી! મેં શું જોયું? મેં ચમકીને પાછળ ફરી જોયું તો માહરા વાહલા બાપ અને દીલોજાંન હેનરીજ અંદર ધસી આવતા હતા!!

મેં મોટાંમાં મોટાં સુખની ચીસ પાડી, અને હું તે લોકોના હાથમાં ધસી ગઈ. અરે, આ કોઇ ઠગારૂં સ્વપનું તો નહીં હતું? જાંણે હું તે લોકોને પાછા છોડવાજ નહીં માંગતી હોઉં તેમ મેં તે લોકોને માહરી બગલગીરીમાં દાબીને સાચવી રાખ્યા અને ઓસ્તવાર પકડયા!

પણ અજાયબી એ અને એટલીજ નહીં હતી. અજાયબીઓની અજાયબી તો એ હતી કે તે બે એકલા નહીં આવ્યા હતા. તેઓની સાથે એક ત્રીજો આસામી હોવો જોઇએ, અને તે વીલ્યમ હોવો જોઇએ, પણ તે તો મને તે બાજુએ કેયે દેખાયો નહીં, જ્યારે તે ત્રીજો આસામી તો કોઇ બીજો અને જુદોજ હતો! એ કોણ હતો? તે પેલો દગલબાજ મૅાસ હતો, કે જે પેલા જીપસીઓના રાજા ગીલ્ડરૅાયની ચાલમાં આગ લાગવા પછીથી માહરો તમામ અવેજ લઇને પોબાર થઇ ગયો હતો! હું, તેથી, તેને જોઇને ઘણી અજબ થઇ, અને માહરી ગરીબ બીડાનું સુખ મને યાદ આવી જતાં મેં માહરા પપા તરફ ફરીને ફકરમંદ પુછ્યું, "પણ વીલ્યમ કાંહાં છે? મેં વીલ્યમ લારનરને તમોને લેવા મોકલ્યો હતો તે તમોને મલ્યો નથી કે શું?

જવાબમાં માહરા હેનરીએ તેમજ માહરા પપાએ હસીને મને તેજ બગીચામાં થોડેક દુર બતાવ્યું. ત્યાં વીલ્યમ હતો, કે જે એક મોટાં ઝાડને ઓથે અરધો સંતાઇને ઉભેલો હતો, અને તેની ગોદમાં બીડા હતી!

અને તેવામાં મૅાસ માહરી કને ગુઠણ પર પડયો. તેણે માહરા સ્કર્ટની કીનારી પકડી લીધી અને ઘણી ઓજરખ્વાહીથી કહયું, "આએ બેઉ સાહેબો મને પકડીને અત્રે લાવેલા છે, મીસ પર્સી, પણ હું તમારો તમામ અવેજ તમારે સ્વાધીન કરવા સાથે લઇ આવેલો છું, એટલે એ લોકોએ મને તમારી માફી મેળવી આપવાનું ઘણી ઉદારતાથી માથે લીધેલું ને વચન આપેલું છે."

"હા, ઍલન દીકરા," માહરા પપાએ મયાળુપણે કહયું; "એ લુટારો તાહરો જે અવેજ તુંને લુટીને લઇ ગયો હતો તે બધો પૈએ પૈ વ્યાજ સાથે ભરપઇ કરી આપવા પાછો લાવેલો છે, એટલે મેં એને માફીનું વચન આપેલું છે, ને તાહરા છત્રીસ હજાર પાંઉન્ડની મોટી દોલત આયંદા બી ખોદા તુંને પાછી સ્વાધીન કરેછ એટલે હવે આપણે એને મોટાં મનથી માફ કરશું."

"મને કાંઇ વાંધો નથી, મુરબ્બીજી," મેં અત્યંત ખુશાલ અને હેસાંનમંદ કહયું, "તમો માહરા વાહલા અને દાનાવ બાપે એને જે વચન આપ્યું હોય તે વચનથી હું પોતે બી બંધાયલીજ છું."

"અને એ રીતે, ત્યારે વાહલી ઍલન, તું તો પાછી પઇસાવાળી થઇ ગઈ?" માહરા હેનરીએ હસીને પોતાની ખુશાલી જાહેર કીધી.

"હા, પૈસાવાળી તે વળી કેવી!" મેં હર્ષીત જીગરે કહયું, "તમો વાહલાઓ હજી જાણતા નથી. તમો ધારી શકો તે કરતાં ઘણી વધારે જ્યાદા! મી૦ મેકડોનલ્ડ પૈસેટકે એટલા વારમાં તો પાછા આબાદ થઇ શકયાછ, અને તેવણે મી૦ ગાવરવાળો તમામ અવેજ મને પાછો ભરી દીધોછ!"—અને, એ સાંભળીને, વાહલો હેનરી તેમજ માહરા પીતા જે હદ વગરના ખુશી થઇ ગયા તેનું બ્યાન માહરે કરવું જાઇશે?

"અમોજ ત્યારે બેવકુફ થયા!" માહરા હૅનરીએ લગાર દુઃખ પામતાં થોડીક અતવત કરીને કહયું, "અમો પૈસાની શોહોધમાં ઠેઠ અમેરીકા ગયા, અને સામા ગાંઠના હજારો ખરચીને ખાલી ખીસાના નાઉમેદજ પાછા ફર્યા છીએ!"

"ખાલી ખીસાના બી નહીં અને નાઉમેદ બી નહીંજ," મેં જોશથી કહયું, "મેં તમોને કાંઇ નવું બનેલું હોવાની વધાઈ કેહેવાજ અત્રે પાછા તેડાવી લીધા, અને તો, હવે સાંભળો માહરા વાહલાઓ, કે ખુદાએ આયંદા આપુને હર તરેહની નવાજેશથી નીહાળજ કરી નાખ્યાછ!

વાહલા હેનરી, નહીં મનાય તેવુંજ કાંઇ થયલું છે, કેમજે કારશલટનની કરોડોની દોલત અને એસ્ટેટો ઉપરાંત અર્લના ઘણા માનવંત ખેતાબના બી ભવિષના વારસ અને માલીક તમે પોતેજ છો!"

અને હેનરી એ નહીં માન્યામાં આવે એવી અજબ જેવી વાત સાંભળીને ઘેલા જેવો મને જોવા અને ટીકવાજ પડયો, જ્યારે વીગતવારે બધા ખુલાસાઓ આપીને એ સુવચન વાસ્તે તે બેઉ વાહલાઓની ખાત્રી કરતાં મને ખરેખર ઘણી જેહમત થઇ.

---

## પ્રકરણ ૨૨૪.

એ દરમ્યાનમાં બંગલાની અંદર એ માહરા વાહલાઓ પાછા ફરેલા હોવાના વતમાન આગની ધુમ પેરે ફરી વળ્યા હતા, અને ડાઇનીંગરૂમમાંથી બધાં, તેથી, સામટા અજબ થતાં બાહેર દોડી આવ્યાં. એ વખતે મેં બધાંઓ જોડે એ બંનેની ઓળખાંણ કરાવી, અને હવે જરા બી છુપાવ્યા વગર માહરા પીતાને બી મેં માહરા બાપ મી૦ પર્સી તરીકેજ બાહીંમત ઓળખાવ્યા. હવે ફકર તે શું હતી? અર્લ પોતે માહરા પપાના ને માહરા મિત્ર થયા હતા. તેવણે માહરા પપાનું માફી પત્ર સરકારમાં વગ ચલાવીને મેળવ્યું હતું, અને હવે તેવણના સંબંધની એક શીહા ગઇગુજરી સીર્ફ અંધકારની નીસ્તીમાંજ નાબુદગી પાંમી ચુકી હતી, એટલે હવે તેવણને છુપાવવા જોગી કોઇ જરૂર બાકી નહીં હતી. ખુદ અર્લે પોતે આગળ થઇને ઘણી મમતાથી માહરા મપાને શેકહેન્ડમાં હાથ આપ્યો, અને એ મુજબ બધાં અરસ-પરસ મળતાં ભેટતાં હતાં તેવામાં મી૦ મૅાસે મને વિનંતીભર્યા અવાજથી જરા બાજુમાં બોલાવી.

"આએ સીલ્ડ પૅકેટમાં તમારા પપા અને મી૦ વેકરીલ્ડની રૂબરૂમાં મેં છત્રીસ હજાર પાંઉન્ડની મોટી રકમ બીડેલી છે, મીસ પર્સી," તેણે કહયું, "અને તે એટલી તમારે સ્વાધીન લઇને મને અહીંથી હવે નાબુદ થવા દેશો? એ રકમ હાથોહાથ તમોને પોંહચાડવા અને તમારી માફી માંગી લેવાજ તમારા પીતાને મેં પ્રૅામીસ કર્યું હતું તે ફરજ મેં અદા કરી છે, વાસ્તે હવે મને જવા દેઓ? બધાં મને જોયા ને ટીકયા કરેછ અને માહરે બરડે પાણી ઉતરેછ!"

"લે, દીકરા ઍલન, એ પૅકેટ લઈ લે," માહરા પપાએ એવામાં કહયું, "એ અવેજ બધો અમારો ચોકસાઇથી જોયલો ને ગણેલો છે."

મેં, તે ઉપરથી, તે પૅકેટ સ્વાધીન લીધું, અને ધીમે સાહદે કહયું, "જાઓ, મી૦ મૅાસ, હું તમોને એ માહરા જોગી ભયંકાર દગલબાજી માફ કરૂંછ."—અને જવાબમાં તે મને બે હાથે નમી સલાંમ કરીને ગુપચુપ ત્યાંથી ચાલતોજ થયો. એ પછી જ્યાં વીલ્યમ અને બીડા હતી ત્યાં હું દોડી ગઇ. મેં વીલ્યમને ત્યાં જઈ ઘણુંજ હેતથી શેકહેંન્ડ કરી, ને એ જે વફાદારી સાથે મેં સોંપેલું કામ પાર ઉતારી આવ્યો હતો તેને વાસ્તે તેનો ઘણો ઘણો ઉપકાર માનીને ઘણી ઘણી સાબાશી કહી સંભળાવી. બીડાને બી મેં ઘણું હેતથી કોટી કરી. હું તો જાંણે ખુશીથી છાકટજ થઇ ગઇ હતી! હું ઘેલી જેવી, એક નાહનું રમત્યાલ બચ્ચું હોઉંની

તેમ, અહીંથી ત્યાં દોડું અને ત્યાંથી અહીં દોડું! કોણુ સાથે વાત કરવી ને શું શું વાત કરવી તે બી જાંણે પુરૂં પાધરૂં મને સુઝે નહીં! એવામાં લૉર્ડ કારશલટન કાંઇ મોટેથી બોલતા સંભળાયા, અને મેં ચમકીને તે બાજુએ જોયું. તેવણુ ઉંચા ઓટલા પર માહરા હેનરીનો હાથ હાથમાં પકડી ઉભેલા હતા, અને અમો સઘળાં નીચે બગીચામાં હતાં.

"સાંભળો, બાંનુઓ અને ગ્રહસ્થો," તેવણે મોટે સાહદે કહયું. "હું એક વાત અત્રે તરત ને તરત જાહેર કરી દેવાજ રજા લઉંછ. વૉરીકશાયરમાં જે શ્રીમંત અને નામાંકીત વેકફીલ્ડ-વાળાઓ થઇ ગયાછ તેઓ કારશલટન હાઉસનો વંશવેલો ખતમ થઈ જાય તો કારશલટનની પદવી અને પૈસાના કાયદાસરના હકદાર માલેકો છે એ વાતના દસ્તાવેજી સાહદનો સાથે પકકે પાયેના પુરાવાઓ મળી ચુકયાછ. મેં પોતે તે માહરા સોલીસીટરો સાથે બારીકીથી જોયાછ અને તપાસ્યાછ. હવે કમનસીબે માહરી આગમચ માહરા એક કરતાં બબે દાહડે વારેના છોકરાઓ ફના થઇ ગયાછ"—અને અહીં તે જઇફ આસામીનો અવાજ ગગળી પડયો,—"એટલે માહરા વારસ તરીકે વૉરીકશાયરનાં વેકફીલ્ડવાળાંઓના છેલ્લામાં છેલ્લા હૈયાત નબીરા તરીકે માહરી પછવાડે માહરા વારસા પર આએ જવાંનનો હક પુરવાર થઇ ચુકયો છે; એટલા વાસ્તે હવે પછીનો આએજ માહરો દીકરો ને વારસ છે, ને માહરાં મોહત પછી એક અર્લનું કૉરોનેટ એનુંજ માથું શોભાવશે.

આ તેવણુ ઘણુંજ અસરકારક બોલ્યા, અને તેમની આંખમાં તેવણુ એમ બોલતા હતા ત્યારે આંસુ આવેલાં જોઇને ઘણાંકની આંખમાં પણુ જળજળ્યાં ભરાઇ આવ્યાં, અને માહરેથી પણુ રડયા વગર રેહવાયું નહીં.

"આએ કેટલું અજબ જેવું થયુંછ, ઍલન!" માહરા બાપે માહરે કાને લાગીને કહયું.

"તમોને કોઇ દાહડે એવો કાંઇ વેહમ બરપા થયલો ખરો, પપા ડીઅર?" મેં પુછ્યું.

"ઓ, એક કગરસ બી નહીં!" માહરા બાપે ખાત્રી આપી. "તાહરા ફુવા સાથ મને કાંઈજ સારૂં નહીં હતું, અને તેથી હું એ લોકને વિ શેકાંઇજ જાંણુવા પાંમ્યો નથી.'

"વળી તેવામાં અર્લ મોટે સાહદે પાછું બોલ્યા.

"આએ આપણી ઍલન આખી સ્ત્રીજાતીને શોભા આપે એવો એક અબળા જાતીનો નાદાર નમુનો છે," તેવણે વળી માહરી ભણી હાથ કરી બાંગેબુલંદ કહયું, "એ છોકરીની નીતી ને નેકીની જે વખાણુ કરશું તે ઓછી છે. નાટકનો ધંધો ઘણો હલકો કેહવાયછ, અને એ એક નાટકવાળી છે, તે છતાં નાટકનાં સ્ટેજ પર રહીને એણે પોતાની જીંદગી એટલી પ્રકાશમાન કીધેલી છે કે એ ધંધામાં બી એવાં બેમુળ રત્નો પેદા પડી શકે છે એ વાતની આપણુને જાણે ખાત્રીજ મળી જાય છે! હું, તેથી, ખુશી છેઉં, સાહેબો, કે એજ માહરા હૅનરીની હવે પછી તરતમાં મોહરદાર થનાર છે, અને માહરો ખેતાબ અને માહરી દોલત એવી એકના ભરથારના સ્વાધીનમાં જનાર છે એ વાસ્તેનાં માહરાં સુખ ને સંતોષની જાંણે કોઈ હદજ નથી!"

અને એ બધા ખુલાસાઓ અને મળવા ભેટવાનું ખતમ થવા પછી હું માહરા હૅનરીના હાથમાં હાથ આપીને બાગના એકાંતમાં કયારે ઉતરી ગઇ તે હું જાંણે જાંણુતી બી નથી! તે વખતે

અમારા એ સુખના એકલા ગુવાહ ઉંચાં આસ્માનમાં ચુપકી સાથે ચકચક કરતા એકલા તારા સીતારાઓજ હતા. અમો બને જાણે અમારાં પવિત્ર સુખમાં લીન થઇ ગયલાં હતાં. માહરી આંખમાં માહરો હૅનરી જેવો નઓજુવાંન તેટલોજ થસ્સાદાર અને તેવોજ સોહામણો દેખાતો હતો. જાણે તે એક ઉમરાવ થવાને વાસ્તેજ સરજાયો હતો! તેનો તમામ તોરજ અસલથી ઉમરાવી હતો, અને હું કોઇ શક નથી કરતી કે મને જોઇને માહરે વાસ્તે તે માહરો વાહાલો પોતે બી એમજ ધારતો અને એટલોજ હરખાતો હતો! બાર માસની જાલેમ જુદાઇ પછી અમો એ ફીસમે એકઠાં થયાં હતાં, અને એકઠાં થયાં હતાં ત્યારે બધી વાતે હદ વગરનાં સુખમાં સુખી થતાંજ એકત્ર થયાં હતાં.

અને એ મુજબ હાથમાં હાથ મેળવી હજારો આગળી પાછળી વાતચીત કરતાં અમો મોડી રાત તક બાગમાં ફરતાં રહયાં. અમારૂં હૃદય શાખ પુરતું હતું કે 'અમારાં તમામ સંકટોનું હવે સેવટ આવી ચુકયું હતું, અને અમો ખરી સુખીજ જીંદગીની સફરમાં સેહલ કરવા નીકળી ચુકયાં હતાં! ખોદાએ પૈસા, ખેતાબ, પ્યાર અને જે જોઇએ તે નાદર નવાજેશોનો અમારે માથે જાણે વરસાદજ વરસાવ્યો હતો, અને મેં જો એક ખરેખરી નેકીભરી જીંદગી, માહરી ઇનસાંન તરીકેની એક પાક ફરજ તરીકે, માહરી આસપાસનાંઓનાં ભલાંને અરપણ કરી ગુજારી હોય, તો ખોદાને બારનો તે વાતનો આએ અવેજ અમારી આટલી ટુંક ઉંમરમાં અમોને ખરેખર ઘટે એ કરતાં વધારે મોટો મળતો હતો.

અમોએ ઘણી વાતો કરી, પણ તે બધું અત્રે વાતચીતના આકારમાં માહરે ઉતારવું નથી. વાંચનારની સગવડને વાસ્તે હું એકઠા સીલસીલામાંજ તે અત્રે ટુંકમાં કહી દઇશઃ—

એ લોકોએ ન્યુયોર્ક પુગીને મને એક કાગળ લખ્યું હતું તે તો હું કહી ચુકીછ, અને પછીથી હેનરીનાં કેહેવા મુજબ એલડોરાડોની સોનાની ખાંણો વિશે ન્યુયોર્કમાં તે લોકોએ ઘણી તલાસ ચલાવી. તેઓને એમ કરતાં કૅલીફોરન્યાની ખાંણોને લગતો જરૂરી પત્તો મળ્યો, અને તેઓ અમેરીકન યુનીયનની બેતાલીસથી તેતાલીસ સુધીની લેટીટયુડ પર પોંહચી ગયા એમ છતાં તેઓએ મને જરા બી વીસારી નહીં આપી હતી, અને જ્યાં બી બનતું ત્યાંથી કાગળો લખીને મને પોસ્ટ કરતા રહયા હતા, કે જેમાંથી કોઇ બી કાગળ મને પોંહચવા પામ્યાં હતાંજ નહીં.

મુસાફરી, હૅનરીનાં કેહવા મુજબ, બડી મોટી જેહમતની ને હાડમારીની હતી. કોઇ વખત રેલવેમાં અને કોઇ વખત સ્ટીમરમાં, તો કોઈ વખત વળી ઘોડેસ્વાર થઇને તે લોકને આગળ વધવું પડતું હતું. બીલકુલ પાંઉપ્યાદી મુસાફરી બી ઘણી કરવી પડી હતી, કે જે હદ વગરની બીકટ થઇ પડી હતી. જોખમ તો કદમોકદમ જાંણે પુઠે લાગ્યા હતા! હર પાંતીના ને હર જગ્યાના જોખમ હતા, અને તોબી જ્યારે જ્યાં પોંહચવાનું ત્યાં તેઓ પુગી ગયા ત્યારે નાઉમેદી સિવાય બીજું કાંઈ તેમને નસીબ ગઈ શકયું નહીં. સોનાની ખાંણો તો બેશક ત્યાં બેશુમાર હતી, પણ અમેરીકન ઇન્ડયન જંગલીઓનો ત્યાં એટલો જાલેમ દોર હતો, અને બીડમાંના કુત્રા માફક તેઓ તે જગ્યા બેફાયદા એવી ધણ્યાતી કરી બેઠા હતા, કે મજાલ નહીં ઇંગ્રેજોની કે તેઓ તેમાં કાંઇ બી દખલ આપી શકે! તેઓ તેથી કાંઇ બી કરી શકે એમ નહીં હોવાથી મોટી ખેજાલત અને મોટી નાઉમેદી સાથે ન્યુયોર્ક તરફ પાછા ફરયા. એમ કરતાં

રસ્તામાં તેઓને લુટી લેવામાં આવ્યા, અને પછીની તેઓની હાડમારી ને વીપતની તો કાંઈ હદજ નહીં હતી.

પેલા હાથ પર વીલ્યમે ઘણીજ બાહોસીથી કામ લીધું. મેં તેને સમજાવી મેલ્યું હતું તેમ ન્યુયોર્ક સુધી તો તેઓને શોહોધતો તે સરભોગ ગયો. અને પછી જે નવાં ગામમાં જતો ત્યાંના ન્યુસપેપરોમાં તે માહરા હૅરી ને માહરા પીતાને નામની તરત તેને ચોક્કસ ઠેકાણે આવી મળવાની જાહેરખબરો છપાવતો ચાલતો. આ બધું ઘણું અનિયમીત ને અચોક્કસ હતું, પણ તેમને શોહોધવાને વરે આ એક એકલો અને એકજ કાર્યસાધક ઉપાય હતો, અને એ તારીફલાયક દુરઅંદેશીથી આયંદા તેની ફાવત થઇ. એ જાહેરખબરો અચબુચ એક દાહડે એ માહરા બંને વાહલાઓનાં જોવામાં આવી, અને તેઓની હદ વગરની અજાયબી વચ્ચે ગ્રેટ અમેરીકન યુનીયનનાં એક મોટાં શેહેરમાં વીલ્યમને તેઓ અચબુચ મળી ગયા. તેઓને તે વખતે કેવી ખુશાલી લાગી તેનું બ્યાન કરવું બેજા છે. તેઓને શોહોધતો તેમને ઇંગ્લાંડ પાછા લાવવા એક બેપ્યો ઠેઠ ઇંગ્લાંડથી ખરચ ખાતો આવ્યો હતો તે કોઇને બી અજાયબીમાં ગરકાવ કરી મેળે એવુંજ હતું, અને વીલ્યમે માહરાં કાગળો તેઓને સ્વાધીન કીધાં ત્યારે તેઓ વધતા અજાયબ થયા. મેં, અલબત, કાગળમાં ભેદ ખોલીને કાંઇ લખ્યું નહીં હતું. હું બધું પોતેજ તેઓને ખાત્રીપુર્વક રૂબરૂ કેહવાની હતી, એટલે કાંઇ ચોક્કસ ખુશ વધાઇનાં કારણથીજ તેઓને તરત પાછું ઇંગ્લાંડ પાછું ફરવાનું હતું એટલો મોઘમ એસારોજ મેં તેમને એ કાગળોમાં આપ્યો હતો. વળી વધારે સારૂં એ થયું હતું કે ઘણી દુરઅંદેશ આગમચેતીથી વીલ્યમને મેં તેઓને પાછા લાવવાના ખરચજોગા નાણાં બી આપ્યાં હતાં, કેમકે તે નહીં હતે તો તેઓ પાછા ફરીજ કેમ શકતે તે ઘણો મુશકેલ સવાલ બરપા થતે!

અને તેઓ ન્યુયોર્કમાં પાછા આવી લાગ્યા ત્યારે એક દાહડો અચબુચ તેમના સપાટામાં લુચ્ચો મૅાસ પકડાઇ ગયો! તે વખતે તે પુરતો બોખરો થઇ ચુકેલો હતો, અને પોતે જે કર્યું હતું તે માટે અતી ઘણો પસ્તાતો હતો. તેને એ લોકોએ પકડાવા કાઢયો ત્યારે તે પોતે માહરો તમામ અવેજ હજારો મારીની કાકલુદીઓ સાથે તાબરતોબ રોકડો ભરી આપવા એકકે બોલે તૈયાર થઇ ગયો, અને તેના બદલામાં માહરા પપા તેને માહરી મારી મેળવી આપવાની કબુલાતથી બંધાયા. એ પછી એ બધો સાહજન સાબોલો પાધરો લંડન આવ્યો, અને ત્યાં આવીને તે લોકોએ જાણ્યું કે લેડી ફ્રૅડરીકનાં બીજવર લગનને વાસ્તે હું તો 'રીવર હાઉસ'માં આવેલી ને રહેલી હતી, જેથી તે લોકોએ તરતજ આએ તરફ ઝોકાવ્યું, અને અહીં અમારી શી રીતે મુલાકાત થઇ તે વાંચનારને રોશન છે.

હવે, મયર, આપણે થોડીક એ મૅાસ વિશે વાત કરી લઇએ. જેફ ગીલ્ડરૅાયની કેમ્પમાં આમ લાગી ત્યાં આપણે એ લુચ્ચાને છેલ્લો જોયો અને જાણ્યો હતો. પેલાં ત્રાન્ફસર પેપર્સ પર પાર્કસે ગીલડરૅાયની કોર્ટમાં સહી કરી તે પછી તે પેપર્સ બીજે દાહડે બેંકમાં લઇ જવા તે ઘરડા ન્યાયાધીશે પાર્કસના એ હેડકલાર્કનેજ સ્વાધીન આપ્યાં હતાં તે યાદ કરી લઈ શકાશે. ત્યાં સુધી તેની દયાનતમાં દગો કશીજ હતો નહીં, પણ પછીથી અચબુચ તે દેહેસ્તનાક આગ લાગવાથી તેણે જ્યારે એમ જાંણ્યું કે ગીલ્ડરૅાય અને પાર્કસ બંને મરી ગયા, ત્યારે તેની મતી બીગડી. એ લાલચ તેને વાસ્તે ઘણી મોટી થઇ પડી, અને

બીજી સહવારે તે પાર્કસનાં ઘરમાં દોડયો. તેણે ત્યાં જઇને મીસીસ પાર્કસને ગભરાવી મારી કે તેનો ભરથાર અરધી વનાનો થઇને આગમાં બળી મુવો હતો, અને તેથી હવે પછીને વાસ્તે તે જો મરનારના માંગનારાઓથી સલામતી ચાહતી હોય તો તેણે પોતાનો જે થોડો ઘણો જીવ જીવણગારો બાકી બચેલો હોય તે લઇને એકદમ લંડન મુકીને નાહસી જવું, અને તે મુજબ તે બીહીધેલી અબળા પોતાનાં બચ્ચાંઓને લઇને કયાં ગુમ થઈ ગઇ તે અત્યાર સુધી કાંઈ જણાયું હતું નહીં. તે પોતાની વડી દીકરી જેનને વાસ્તે બી ખોટી થઇ નહીં—એટલો બધો તે ડર ખાઇ ગઇ, અને તેનું શું થયું તે આજની ઘડી સુધી એક અજાયબીજ હતી. એટલુંજ કે તે આવાં મોટાં બચ્ચાંઓની માતા મૉસ સાથે નાહસી ગઇ હતી એ ગલીચ અનુમાન સારાં નસીબે ખોટું આવ્યું હતું.

પેલા હાથ પર મૉસે માહરો બધો અવેજ બેંકમાંથી પાર્કસે આપેલી સહીના આધારે ઉપાડી લીધો, અને પછી તે અમેરીકા નાહસી ગયો. ત્યાં તેની ફાવત થઇ, અને તેણે નવું નાણું નસીબસંજોગે ઘણું પેદા કીધું, પણ તે દીલનો ઘણો મેલો નહીં હતો તેથી આ જે તેણે મરગરજાંન ગુનાહ કીધો હતો તે વાસ્તે પસ્તાવાનો કીડો તેનું હૈયું કોરીને રોજ ખાઇ જવા લાગ્યો. તે તોબાહ તોબાહ બોલતો હતો. એટલા વાસ્તે જેવો તે માહરા બાપના હાથ પર ઝીલાઇ ગયો કે તેણે તાંણખેંચ કશીજ કરી નહીં, ને વ્યાજ સાથે એ બધો અવેજ ભરી આપવા એકકે બોલે કબુલ કીધું. અલબત, મારા પપાને પણ તે અને તેટલુંજ જોઇતું હતું.

તે ને તે રાત્રે, એ ઉપરથી, મેં જેન પાર્કસને સઘળી હકીકત લખી વાળી. ખાસ કરીને એટલા વાસ્તે કે તેની માતાને વરે એ ભલી છોકરી જે ગલીચ માનીને મુંજાયા કરતી હોય તે મુંજવણમાંથી તે બીચારીનો બચાવ થાય!

બીજી સહવારે કાંઉન્ટ ટીલેકી સાથે વાહલી જુલીનાં લગન થયાં. એ પાક ક્રિયા ત્યાંનાં દેવળમાંજ થઇ, અને તે પછી નાસ્તા પર સલામતીઓ ચાહવાનાં જે ભાષણો થયાં તેમાં "બીજાં ખુશબખ્તીભર્યાં લગન" નજદીકમાંજ હોવાના ખુશાલીભર્યા એસારાઓ થયા, અને ત્યારે માહરા ગાલ ઓશકથી ધમીધમીને લાલ થયા. તે પછી તેજ રાત્રે તે પરણેલું જોડું પણ હનીમુન સારૂ કોન્ટીનન્ટ પર જવા ઉપડી ગયું, અને જુલી માહરાથી છુટી પડતાં કેમ માહરે તોટે વળગી તે શું વાંચનારાં સાહેબો કલ્પી લઇ નહીં શકશે?

અમો તે પછી બીજે દાહડે લંડન પાછાં ફર્યાં, અને સૌ પોતપોતાને ઘરેબારે વીદાય થયાં. 'રીવર હાઉસ' હવે ઘરડા મી૦ નૉરમનની માલેકીની મતા થઇ હતી, અને તેવણ નોકર નફરોના એક નાહના રસાલા સાથે ત્યાં મજાહના થર પડી ગયા હતા. લૉર્ડ અને લેડી કારસ્લટને બજીદ થઇને હેનરીને હવે પછી પોતાનાજ મેહલમાં ઉતારો આપ્યો અને રાખ્યો, અને મેં માહરા પપાનો રેહવાસ હવે પછી માટે માહરાં પોતાનાં ઘરમાંજ કરાવ્યો.

અર્લ ઘણા મેહરબાંન થયા. તેવણે હેનરી વેકફીલ્ડને પોતાની દીકરો કરી લીધેલો હોવાનું બાપોકાર પેપરો મારફતે જાહેર કરાવ્યું, અને વળી પોતે જીવતા હતા ત્યાં સુધી પાંચ હજાર પાંઉન્ડની એક બાદશાહી અનામત દર વરસે તેને મળતી રહે એમ તેઓએ લખાંણ પોતાંણ કર્યાં

અને હવે મને જરા નીરાંત થતાં માહરે બીડાનો પણ વિચાર કરવાનો હતો. માહરે એને પણ પરણાવીને સ્વતંત્ર અને સુખી કરવાની હતી. એ બને વાહલાંઓની નોકરી એવીજ

ખરી વફાદારી અને નેકીભરી હતી, અને એ મકસદથી હું વીલ્યમના પેલા ઘરડા ચક્રમ શેઠ "હિન્દી નવાબ સર રોબર્ટ"ને ખાસ જઇને મળી આવી. તે ચક્રમ હતો પણ ઘણો ઉદાર ને ખરો ભલો હતો, અને ઘણોજ ભલો પુરવાર થયો. માહરી એ મીળાકાતથી જાંણે તેને શું એક મોટું માન મળ્યું હોય તેમ તે બધો હરખાઇ હરખાઇ ગયો, અને એક મોટી રકમ પોતાની દોલતમાંથી વીલ્યમનાં નામ પર કરી આપવા તે પોતાની ખુશીથી એકદમ તૈયાર થઇ ગયો. એ ઉપરથી બીડાનાં લગન પણ માહરા લગનની લગોલગજ કરી લેવાનું નકકી થયું. કેમકે અર્લ ઑફ કારશલટને જે એક હજાર પાંઉન્ડ બીડાને નામે માહરી ત્રસ્ટીશીપમાં બેંકમાં જમા રખાવ્યા હતા તે ઉપરાંત માહરી તરફથી બીડાને અને વીલ્યમને ઘણી ઘરખમ રકમો ઇનામમાં મળનાર હતી, અને તેઓ પણ તેથી પરણીને પાર પડી જવા અને સુખીજ થઇ શકવાનાં હતાં.

---

## પ્રકરણ ૨૨૫.

ઉપલી વાતને વળી આંઠેક દિવસ ગુજરી જવા પછી નાસ્તો કરીને એક સહવારે હું તરતની ડ્રૉઇંગરૂમમાં પાછી ફરેલી હતી, જેવામાં માહરા હાથમાં એક ચીઠી લાવી મેળવામાં આવી, કે જેનાં કવર પરના માહરે શિરનામેના ઓળખીતા હરફો જોઇને હું દીસ્તી રીતે ચોંકી. ઘણું માહરૂં મન થયું કે તે ચીઠી ઉખેડયા કે વાંચ્યા વગરજ એમની એમ ધીક્કાર સાથે પાછી ફેરવું, પણ લગાર વધારે ધ્યાંનથી જોતાં તે હરફ મને દેખીતા ધ્રુજતે હાથે લખાયલા લાગ્યા, અને ત્યારે કોઇ તનમનની એવી ઉશ્કેરણી હેઠળ એ લખનારી મને શું કેહવા ચાહતી હતી તે જાંણવાની એક સ્વભાવિક ઉત્કંઠા હું માહરાં દીલથી દુર કરી શકી નહીં. મેં, તેથી, તે ચીઠી ઉખેડી અને વાંચી, અને પેહલી થોડીક લીટીઓ વાંચતાંજ મને ગભરાત થયો! એમ છતાં મેં તે આખી વાંચી લીધી–તે ઘણી ટુંકમાં લખાયલી હતી—જે પછી મેં પુછયું, "એ કોણુ લઇ આવ્યું?"

"કોઇ દાસી જેવી છોકરી છે. મીસ," માહરા ફુટમેને જવાબ કરયો, "ભાડુતી ગાડીમાં આવેલી છે."

"ત્યારે તેને કેહ કે હું હમણાં હર લેડીશીપને મલવા આઉંછ," મેં હુકમ આપ્યો. "અને આપણી ગાડી જલદીથી જોડાવીને તૈયાર કરાવ!"

એ પછી મેં બીડાને બોલાવી, અને તેને મેં પેલી ચીઠી વંચાવી.

"અંતે ત્યારે મરવા સુતી?" બીડાએ થોડાંક ઝનુનથી કહયું, "અને મરતી વખતે તમોને મળવાની તલબ કરેછ? પણ તમારે નહીં જવું જોઇએ, બાઇ. એવી એકને તેની મરતી ઘડીએ બી મળવાં જવા જેવી જરૂરજ શું હોય?"

"એમ કાંય બોલેછ, છોકરી?" મેં અરધા ઠપકાથી કહયું, "ગમે એવા સંજોગમાં મરતી વખતે કોઇની બી કાકળુદી આપણને નામંજુર કરવી સજાવાર નથી."

"હા, પણ તમે માહરી મતલબ સમજ્યાં નહીં, બાઇ," બીડાએ ઓજરપ્વાહીથી તમે કહ્યું; "તમે તો ઘણાં ભોળાં છેઓ. કાંય નહીં આએ કાંઇ નવી દગલબાજીજ હોય? છેલ્લાં

લેડી ક્લેવેડનને મળવા જતાં હતાં ત્યારે પેલા એક લોફર જેવા આદમીને પોરટચેઝ આગળથી પસાર થઇને ઉંચે આપણી બારી પર જોતાં મેં જોયલો હતો, અને હું બીહીધી હતી, ત્યારે તમે માહરૂં માન્યુંતું નહીં અને માહરા વેહમો એમજ હસી કાઢયા હતા."

"તે મને યાદ છે, બીડા," મેં હવે નરમાશથી ને હેતથી કહયું, "પણ તેથી આએ વખત બી દગો હોવો જોઇએ એમ કાંય આપણે માની લેવું જોઇએ? તે કરતાં ચાલ, તાહરો જીવ નહીં માનતો તો, તું બી તૈયાર થા ને માહરી સાથે આવ. તું મને એટલી બીહીધરાવેછ કે મને બી હવે વેહેમમાં પડવું પડેછ, અને તું સાથે હશે તો, અલબત, મને ઘણી હીંમત રેહશે."

બીડાની વફાદારીભરી આંખ્યો, એ સાંભળતાં, ખુશીમાં ચમકી, અને તરત તે તૈયાર થવા દોડી, જ્યારે હું પણ કપડાં બદલવા ગઇ, અને ત્યાર કેડે હું તૈયાર થઇને નીચે ગાડીમાં બેસવા પાછી ઉતરી ત્યારે બીડા—મેં જોયું કે—તૈયાર થયલી વરંડા પર માહરી વાટ જોતી ખોતી હતી.

અમો નીકળ્યાં.

ઘણો વાર વેર તો ગાડીમાં અમો વચ્ચે વાતચીત નહીં થઇ, કેમકે અમો બંને પોત-પોતાના વિચારોમાં ચકચુર હતાં, પણ ગાડી રીજંટ પાર્કમાં દાખલ થઈ ત્યારે મેંજ ચુપકીદી તોડી અને કહયું, "મને આએ વખતે કાંઇજ શક લાગતો નથી, બીડા, કે આએ ચીઠીની લખાવત સાચ્ચી છે. પાક ખુદાની માહરી પર આટલી બધી મેહર અને નવાજેશ ઉતરેલી છે તે દરમ્યાનમાં હવે દગો હોયજ નહીં. કાંઈ બી હોય તો, હવે તો એ માહરાં વેરસી મુદઇઓનો પરાજ્ય અને નાશજ હોવો જોઇએ! ખોદાના ઇનસાફ એવીજ રીતના થાય છે. વળી એ ઓરત મરતી ઘડીએ માહરી માફી ચાહે અને માફી મેળવીનેજ મરવાની ઉમેદ કરે તેમાંનીજ ખરેખરી છે. મેં એને ઓળખીછ. હું જાંણુંછ અને ધારી શકુંછ ત્યાં સુધી એ ઘણી કરપીણ ઓરત છે ખરી, પણ કેટલાંક કરપીણ આદમીઓ બી ખરેખર ખુદામાં માનનારાં અને ઘણી વેહમી પ્રકૃતીનાં હોય છે તેમાંની એ એક ઓરત છે. એ બધાં રોમન કેથલીક એ વાતમાં ઘણું માનનારાં હોય છે કે મરતી વખતે બનતાં સુધી પોતાનાં પાપો કબુલ કરીનેજ મરવું, અને પોતે પોતાની જીવતી જીંદગી ને ચાલતાં ચલણમાં જે લોકને હેરાન કીધાં હોય તે લોકની મરવા આગમચ માફી માંગી લેવી!"

"તે એ લેડી લીલા રોમન કેથલીક છે શું?" બીડાએ પુછયું.

"હા, ચુસ્ત રોમન કેથલીક!" મેં કહયું, "મેં તાહરી આગળ એની બધી વાત આગળ કીધેલી તે તું ભુલી ગયલી લાગેછ. તાહરી સાથ મને ઓળખાંણ થઇ અને તું માહરી નોકરીમાં આવી રહી તે આગમચની એ વાત છે. તે વખતે એની સાથે મને ઘણાં સહીયારાં હતાં—મેં કાંઇ તે વખતે એને વંઠેલ અને કપાત્ર ઓરત તરીકે ઓળખેલી નહીં—અને હું તે વખતે એના 'ક્લેરમંટ વીલા'માં એની સાથે રહેલી હતી."

"હા, મને યાદ આવ્યું, બાઈ!" બીડાએ યાદ કરી, "તમે માહરી આગળ એ વાત કીધેલી ખરી. એ વીલામાં આગ લાગવા પછી તમે બીજી સહવારે તે પાછો જોવા ગયલાં ત્યારે

એના એ બંગલામાં એનો એક નાખલો ઓરડો અગીઆરી કે દેવલ તરીકે હલાયદો કાઢેલો તમે જોયલો હતો, અને તેમાં રોમન કેથલીક મુર્તીઓ હતી એમ તમે મને કહેલું."

"હા," મેં કહયું; "અને તેથી માહરી એટલી ખાત્રી થાયછ કે ગમે એવી દુષ્ટ છતાં પોતાના ધરમમાં એ ઘણું માનવાવાળી છે."

"પણ એવી માન્યતાને શું આગ લગાડે?" બીડાએ ગુસ્સાથી કહયું, "એક બાજુથી ધરમચુસ્ત થવું ને બીજી બાજુથી આટલી બધી દોજખી જીંદગી ગુજારવી એ ધરમઠગપણું નહીં તો બીજું શું?"

"દુન્યા કોઈ વાતથી ખાલી નથી, બીડા," મેં હસીને સમજાવ્યું, "દુન્યામાં જોવા જઇશું તો એવું ચિત્ર વીચીત્ર ઘણું બી મળી આવશે. એમ તો આપણા પ્રોટેસ્ટંટમાં એવા દાખલા નહીં મળશે? હજારો મોટા મોટા અપરાધીઓ પોતાના ધરમમાં ઘણું માનવાવાળા પુરવાર થયલા છે. હું તેથી માનુંછ કે લેડી લીલા આજે એની ચીઠીમાં લખેછ તેમ ખરેખરી જો મરવાજ સુતેલી હોય તો ખરાં દીલથીજ મને મલવાની તલખ કરતી હોવી જોઇએ. એ દીલની નરમ તો છેજ. હું એનાં ઘરમાં રહેલી હતી ત્યારે હું માહરા ઓરડામાં જ્યાં સુતી હતી ત્યાં એના ઓરડામાંથી રાતભર એવા એના હાયસોસારાના અવાજો કાને આવે કે હું ભડકી ભડકીને જાગી ઉઠું! વળી, મને બરાબર યાદ છે કે એક વખત લેડી મેકબેથનો હું પાર્ટ કરતી હતી ત્યારે મને માહરા વરનાં ખુંન પર તાંપતી જોતાં સાથે એ પોતાના બૉક્ષમાં બેહોસ થઇ ગઇ હતી, અને ઑડીયન્સમાં મોટો ગભરાત થઈ ગયો હતો, જે પછી એને ઉંચકીનેજ બાહેર લઇ જવી પડી હતી!"

"ત્યારે તેમ જો હોય તો તમે કેહોછ તે ખરૂંજ હોશે, બાઇ," બીડાએ, વિચારવંત, જવાબ કરતાં કહયું, "એ જો મરવા સુતેલીજ હોશે, તો પસ્તાતીજ હોશે, અને તમારી માફીની તલબગાર થયલી હોવીજ જોઇએ."

વાહલાં વાંચનારાંઓને યાદ હશે કે કલેરમંત વીલા આગથી તારાજ થવા પછી લેડી લીલા એસેનડાઈન સેંટ જોન્સ વુડ ખાતેના પોતાના બીજા નામાંકીત બંગલામાં રેહવા ગઇ હતી, અને ત્યાંથીજ હાલમાં મને આ ચીઠી આવેલી હોવાથી અમારી ગાડી તેજ તરફ જતી હતી. ચીઠ્ઠીમાં લખાઈ આવવા મુજબ તો તે એજ બંગલામાં હાલ મરવા સુતેલી હતી. તે એક મોટા બગીચા અને ફુલવાડી સાથનો વસ્તીથી અલાહેદો એક માળનો બંગલો હતો, અને અમારી ગાડી તેમાં ગઇ અને લાંબે વખતે તે મેં પાછો જોયો ત્યારે મને ખરેખર લાગ્યું કે તે એક ઘણું ખુશનુમા મથક હતું. પઇસાનો વૈભવ તો ત્યાં કદમોકદમ હતો, અને બાહેરથી જોતાં તો જાંણે કોઇનાં માનવામાં બી નહીં આવે કે મોહતનો ભયબીત અમલ તે આરાસ્તા મકાનમાં શરૂ થઇ ચુકયો હતો!

હવે અમારી ગાડી વરંડા પર જઈ ઉભી તેવી અંદરથી કોઇ અધોર જેવી ઉંમરની બાઈ દોડી આવી, જેણીએ પોતાને લેડી લીલાની "હાઉસ કીપર" તરીકે ઓળખાવી. તેણે અમોને ઘણા ભપકાથી સજ કરેલા એક ડ્રૉઈંગરૂમમાં લઈ જઇને બેસાડયાં, અને પછી અમો આવ્યાં હતાં તે વાતની પોતે તેની શેઠાણીને ઉપર ખબર કરવા દોડી. બીડા તો એ બધો વખત લગોલગ માહરી સાથેજ હતી. તેણે તો આંખ અને કાન બને કોઇ બી દગાની ભ્રાંતીથી માહરા

બચાવમાં અસાધારણુ તીક્ષણુ કરી મેલ્યાં હતાં, અને માહરા ઓળાની માફક માહરી પુઠેપુઠ તે ચાલતી હતી. તેનાં મનનું જોઇએ એટલું સમાધાન થયું નહીં હતું. ઘણી હદ સુધી તે, અલબત, માની ગઇ હતી કે આ વખત દગો નહીંજ હતો, તોપણુ આગળની છકકડો એટલી બધી ખાધેલી તે યાદ કરી શકી કે હજી બી આ વખતે છેક આંધળો વિશ્વાસ મુકવા તે રાજી અથવા તૈયાર થઇ શકીજ નહીં!

પણુ જરા વારમાં તેણીનાં મનનું સંપુર્ણ સમાધાન થયું, અને તેણીએ આ વખતે તો માહરાં અનુમાન ખરાંજ પડેલાં જોયાં. તે હાઉસકીપર જરા વારે આવીને અમોને બંનેને પોતા સાથે ઉપર તેડી ગઇ, અને તેણીએ લેડી લીલાના બૅડરૂમનું બારણું ઉઘાડી આપ્યું અને અમો તેમાં દાખલ થયાં ત્યારે પેહલીજ નજરે અમોએ જે કાંઇ જોયું તે અમારી સંપુર્ણ ખાત્રી કરવાને બસ હતું કે દગો તેમાં કશો હતોજ નહીં, અને લેડી લીલા ખરેખર મરવા સુતેલી હતી!!

લેડી લીલા ખરેખર મરવા સુતેલી હતી, અને નજદીકમાં ધસી આવેલાં મોહતનો દારૂણુ છાપ તે એક વારના અતી ખુબસુરત અને તંદરોસ્ત ચેહરામાં આ વેળાએ ખુલ્લો પ્રગટ પડેલો જોઇ શકાતો હતો. ત્યાં—તે ઓરડામાં ફુલોના બેહેકબેહકાત અને પક્ષીઓનાં મધુરાં ગાયનોના નાદ જે ઉઘાડી બારીઓમાંથી અંદર ધસી આવતા હતા તેની વચ્ચે એક સુખકારક પલંગમાં તે ઉમરાવ બાંનુ ભર જુવાંની વચ્ચે મરવા સુતેલી હતી! અરે, હજી તો તેણે પુરા પચ્ચીસ ઉનાળા બી જોયા હોય એ શકભરેલું હતું! તેણીના લાંબા કાળા ઝળકતા છુટા બાલ તેનાં નગ્ન ખભાં અને છાતી પર વેરવાર ઢગળાઓમાં બેહદ પડેલા હતા, અને તેણીના ગોરા ગાલો પરથી રતાસ ભયભીત હદ સુધી એકદમ હટી ગયો હોય તેમ તે ચેહરો, મોહતના છાપ સાથે, હદ વગરનો ફીકો હતો, કે જે જોતાં માહરાં દીલમાં ખરેખર ઘણું ચુંઠાઇ આવ્યું!

---

## પ્રકરણુ ૨૨૬.

હવે અમો તે ઓરડામાં દાખલ થયાં, અને હું તેનાં બીછાણાં કને ગઇ, એટલે તેણે પોતાની બ્લુ આંખો ફેરવી મને થોડોક વાર ટીકીટીકીને જોઇ, ને પછી તે બોલવા ચાહતી હતી તે, છાતી ઘણી ગુંગળાતી હોવાનાં કારણુથી, બોલી ન શકાતું હોય તેમ, તે બેઅખત્યાર રડી પડી!

"તમે મને ચીઠી લખીને તેડાવી તેથી હું તમોને મળવા આવીછ, લેડી લીલા," મેં તે ઉપરથી તેને થોડાક સધ્યારો આપીને કહયું, "અને હું ઉમેદ રાખુંછ કે મને જે કાંઈ હદ વગરની તમારાં ચાલતાં ચલણુમાં તમે સતાવીછ તે વાસ્તે આએ તમારી સેવટની ઘડીમાં તમો હવે જરૂર પસ્તાતાં હોશો!

"પસ્તાતી, ઍલન? ઓ, મને પુછજ ના!" તેણીએ પોતાનાં ડચકાંઓ વચ્ચેથી જવાબ કર્યો, "મને મરવા ગમતું નથી! હું મરવાની હીંમતજ કરી શકતી નથી! માહરા વાંકો ને માહરાં પાપો એટલાં છે અને તે એવાં જબુન છે કે—ઓ, હવે તે દાદારની દરગાહે જતાં મોહતના ખ્યાલથીજ માહરાં હાડેહાડ ધ્રુજેછ!"

"ખુદા એમ છતાં ઘણો દયાળુ છે, લેડી લીલા," મેં સમજાવ્યું, "તમે તમારી મરતી ઘડીએ તમારાં કીધેલાં કરતુકોની પુરતી તોબેશ કરો, અને ખુદા સાથ સલ્લાહ કરીનેજ મરો!"

"ઓ, તેજ માહરી આર્જુ છે! તેજ માહરો અરમાન છે!" લેડી લીલાએ જોશથી કહયું,—અને તેણીએ પોતાના ટકયા તળેથી એક નાઘળો સંગેમરમરનો ક્રૉસ કાઢીને તે આંખમાં દાબ્યો, તથા તે ઉપર હેત અને માનથી ચુંમીઓ કરી, જે પછી લગાર શાંત થતા તેણીએ માહરી ગમ પાછું ફરીને મને પુછ્યું, "પણ તું, ઍલન? તું મને માફ કરી શકેછ?"

"હું એવી ખારીલી કે ઝેરી નથી, લેડી લીલા, અને હું તમોને ઘણી ખુશીથી માફ કરૂંછ," મેં ઘણી ગમખાર અદાઓથી જવાબ કર્યો.

"તું ખારીલી નથીજ, ઍલન!" લેડી લીલા એકમત થઇ; "ખારીલી હોતે તો માહરી બોલાવેલી આજે તું હાલમાં અત્રે આવતેજ નહીં. ખારીલી હોતે તો અનેક મરતબા તેં મને અને પેલા કમીનાને અજબ જેવી સહનશીલતાથી જતાં મુકયાં તેમ કદી કરતેજ નહીં!"

"હવે એ વાત જવા દેઓ, લેડી," મેં સમજાવીને કહ્યું, "ચાલો, આપણે સાથે પાક ખુદાની યાદમાં એક બંદગી કર્યે. માહરી બીડા અને હું ગુઠણુમંડીએ બેસ્યેછ અને ભણયેછ, તેમાં તમે બી સુતાં સુતાં હાથ જોડો, અને તમારી શામેલગીરી આપો!"

"જરા પછી, વાહલી ઍલન," લેડી લીલાએ માંગી લીધું, "તાહરા જેવી એક નેક ને પાકની બંદગી મને ખરેખર માહરી મરતી ઘડીએ ઘણી કામ આવશે ને મને ઘણી મદદ કરશે, કેમકે મેં જોયુંછ કે ખરેખર દાદારને બાર એવી નેકીનીજ આયંદા ફત્તેહ છે. મેં તાહરે વરે બધું સાંભળ્યુંછ. તાહરા ભવિષનો ભરથાર અર્લ ઑફ કારશલટન થનાર છે, અને ખુદાએ તુંને અત્યારમાંજ હરતરેહ બેશુમાર દોલતથી નવાજીછ તે બધું હું સાંભળી ચુકીછ, અને ખુદાની જનાબમાં મેં હજારોહજાર તે વાસ્તે ખરાં જીગરથી શુકરાના કરેલા છે!"—અને તે ઘણાં ખરાં દીલનાં જોશથીજ બોલતી સંભળાતી હતી.

તે અહીં, મગર, જરા ચુપ થઇ, અને પોતાની છાતી પર હાથોની અદબ વાળીને તેણે આંખ વીચી દીધી, કે જ્યારે તેના હોઠ ફડફડતા ખુલ્લા જોઇ શકાતા હતા. દીસ્તી રીતે તે કાંઇ બંદગીના કલામો માહરાજ સંબંધમાં ભણુતી હતી!

"હવે મને માહરી છાતી પરનો બોજ સઘળો હલકો કરીનેજ મરવા દે, ઍલન!" તેણી તે પછી થોડોક વારે પાછું બોલી, અને મીનતજારીથી માંગી લેતાં તેણે મને કહયું, "મને તાહરી આગળ માહરી સઘળી ગઇગુજરીનો ખુલાસો કરવા દે, કેમજે તાહરેથી હવે માહરી મરતી ઘડીએ હું કાંઇજ છુપાવવા માંગતી નથી, અને તું એક પાદરીથી બી એવી આળા નેક છે કે તાહરીજ આગળ માહરાં સઘળાં પાપ કબુલ કરી મને શાંતીથી મરવા ગમેછ."

"હું ત્યારે ઓરડામાંથી બાહેર જાઉં?" બીડાએ હયાં ઘણી તારીફલાયક સમજદારીથી માહરે કાને લાગીને પુછ્યું,

"નહીં, બીડા, તું બી અહીંજ થોભ તાહરી બાઇ આગળ!" લેડી લીલાએ કસારીના કાને તે સાંભળી લઇ પોતેજ તે વાતનો જવાબ કર્યો. "ડાકટરો માહરો આંકો આવી ચુકેલોજ

મને કહી ચુક્યાછ, એટલે હવે મને ખુદા સિવાય બીજાં કોઇનો ડર નથી. વળી તાહરી શેઠાંણી તરફની તાહરી હદ વગરની વફાદારીની એકેકી એવી વાત મેં સાંભળેલી છે કે માહરે જે કહેવાનું છે તે ઍલન ઉપરાંત તું બી સાંભળે તેમા હું કશોજ વાંધો કરવાની નથી."

બીડા, એ ઉપરથી, હઠી જઇને બારી આગળ ગઇ, અને બારીને અઢેલી અદબથી દુર ઉભી રહી, જ્યારે હું લીલા સુતી હતી તેનાં બીછાણાંની લગોલગ એક ખુરસી ખેંચી બેઠી.

---

## પ્રકરણ ૨૨૭.

"હું જાણુંછ કે માહરે જે કાંઇ તુંને કેહવાનું છે તેમાંનું ઘણું ખરૂં આએ આગમચ તો તું જાંણી ચુકેલી છે અથવા સમજીજ ગયલી છે, ઍલન," લેડી લીલાએ શરૂ કરયું; "પણ જો તું ખુલ્લા એતેકાદથી ખાત્રીપુર્વક જાંણતી નહીં હોય તો માહરે તુંને ખુલાસો કરીને માહરી મરતી ઘડીએ ખરેખરૂં કહી દેવું અથવા કબુલ કરી દેવું સજાવાર છે કે હું એક ખુંની છું! ખુદા—માહરા ખુદા! દુન્યાનાં સઘળાં પાપોમાં એ પાપ સૌથી જબુન અને સૌથી માઠું છે, અને તેની હું એક અબળા જાતી ખતાવાર અને જવાબદાર છું! કેહ મને, ત્યારે, માહરા જેવી કમબખ્ત આએ ધરતી પર બીજી કોણ સરજાઇ હોશે? ઓ, તું જો, ઍલન, કે હું નાઘલી ઉંમરે માહરા પોતાના ભરથારનીજ ખુંની થએલી છું, ને તે જૈફ આસામીનાં લોહીમાં આએ માહરા જફાકાર હાથ સદાના ખરડાયલા અને લપેટાયલા છે!"

બીડા એ સાંભળતાં થથરી ગઇ, અને હું પોતે પણ ઓછી કમકમી અને ઓછી ધીકકી પડી નહીં; જ્યારે મેં કાકલુદીથી માંગી લીધું, "ઓ, ના! એ દીલ ધ્રુજાવનારી વાત અમોને કેહો! ના તે વાતની યાદ તમે પાછી કરીને તમારી સેવટની ઘડીઓમાં તમારૂં બીછાણું ધ્રુજાવો!"

"નહીં, ઓ નહીં! તું મને બોલવા દે! તું મને કેહવા દે!" તે અબળા બજીદ થઈ; "તે કેહવાથીજ માહરા જીવને જરા બી શાંતી થશે, અને માહરી છાતી પરનો એ બોજ હલકો થવાથીજ હું થોડી બી સુખ શાંતીમાં મરી શકશ. એ પાપમાં મને દોરવનાર અને પોતાની પાપભરી જાદુઇ મોહીનીથી કદમો કદમ ખેંચી જનાર પેલો બુરો એડવીન કલૅર છે. તે શેહતાંનેજ હું નહીં હતી તે મને બનાવી! તે આદમીનાં સ્વરૂપમાં ખરેખરો પેદા પડેલો એક જાલીમ શેહતાંન છે! તેના મામા સર જોન એસેનડાઇન સાથે હું પરણી તે આગમચ મેં તેને કોઇ દાહડે જોયલો, જાંણેલો કે ઓળખેલો બી નહીં હતો. હું તો ખરાં ધર્મી સકર્મી માબાપને પેટે જન્મેલી હતી, અને માહરા રોમન કેથલીક ધર્મમાં ઘણું માનવાવાળી ઉછરેલી હતી. મને એ દરમ્યાન સર જ્યૉર્જ સાથે પેરીસમાં પેહલ્લી મીળાકાત અને ઓળખાંણ થઈ, અને તે વખતે હું ફક્ત સોળ વરસની કાચી ઉંમરની એક કુંવારીકા હતી. તે વખતે સર જ્યૉર્જ હિન્દુસ્તાનથી લશ્કરી નોકરીમાં ઘણો મોટો દલ્લો મારીને વૃદ્ધ વયે યુરોપ પાછો ફરેલો હતો, અને તે આગમચ માહરા માયબાપ ગુજરી ગયલાં હોવાથી હું ઘણી કંગાળ્યત વચ્ચે એક કંજુસ મખીચુસ માસીની ઓથે પેરીસમાં રહેલી હતી. તે માસી માહરી પર પુશકળ જાપતો રાખતી હતી, અને મને કોઇને બી મળવા કે કેડે બી ફટકવા દેતી હતી નહીં. એટલા માટે જ્યારે જૈફ રસ જ્યોર્જે મને જોઇ ને હું ગમી જવાથી મને પોતાના હાથની ઑફર કરી, ત્યારે એવી એક

જુલમગાર માસીના જાપતાના બસથી બચવા મેં તે એકકે બોલે, તેની જરી કે માહરી જવાં-નીનો કોઈ બી અંદેશો કર્યા વગર, તરત બાહાળ રાખી. મને તો એ માહરી છોકરવન ઉંમરની તે વખતની કાચ્ચી અને નાદાન અકકલે સામું ઘણુંજ ગમ્યું. આટલી નાઘલી ઉંમરમાં એક "લેડી" થવાતું અને લખ્ખોની દોલતની માલેક બનવાતું મને માહરાં મનથી ખરેખર ઘણું નસીબદાર લાગ્યું!

"એ પછી અમે પરણીને ઇંગ્લાંડ આવ્યાં, અને ત્યારેજ પહેલી વાર સર જયોર્જે મને પોતાના એ નાલાયક ભાણેજ એડવીન સેંટ કલેર સાથે ઓળખાવી!"—અને ત્યાં તે પહેલી ઓળખાંણની યાદથીજ હોય તેમ તે મરવા સુતેલી અબળા પોતાનાં આખાં તનબદનમાં ખરાં દીલથી કાંપતી અને કમકમતી દેખાઇ. "ઓ તે દુઃખભરી યાદ! તે યાદ આજે બી હું કમકમ્મા વગર કરી શકતી નથી. એ ખરો દોજખી આદમી જો માહરા રસ્તામાં એમ આડો નહીં આવ્યો હતે તો ઘણું બનવા જોગ છે કે હું એવાં કોઇ બી પાપોની જવાબદાર આજે હોતે ને થતે નહીં, અને આજે કદાચ તાહરા અને બીજાનાં જેટલીજ ભલી ને નિર્દોષ ઉઘરી હોતે! પણ તે માહરી સરજતજ નહીં હતી, જેથી તેને મળતાં સાથેજ માહરી બદબખ્તી જાંણે તદન સીલ થઇ ચુકી! અમારી આંખો મળતાં સાથે જાંણે મને એમજ લાગણી થઇ કે અમો બંનેની સરજત એકજ થનારી હતી. તેને જોતાં સાથે એ પાપીએ મને પોતાને ચાહતાં શીખવ્યું, અને માહરા ઘરડા ખાવંદ પરથી માહરો બીલકુલ મનઉતારો કરાવ્યો. તે સાધુના સાહયામાં છુપાયલો એક સરબસર શેહતાંન હતો, અને તેણે મને ભોળવી તેમ હું માહરી કાચી સમજથી બીલકુલ ભોળવાઇજ ગઇ. હું તો એમજ સમજી કે જેવા સાચા પ્યારથી માહરા ભોળા ખાવંદને બેવફા થઇને હું તેને ચાહતી હતી તેવીજ કીસમે તે બી મને ખરેખર ચાહતો હતો. તેની મોહીનીજ કાંઈ એવી અજબ અને તેની સત્તાજ કાંઇ એવી મને આજેજ કરી મેળનારી હતી કે માહરી બેવફાઇથી નહીં ધરાતાં તેણે આસ્તે આસ્તે માહરા ભરથારનો વચ્ચેથી કાંટો કાઢી નાખવા વાસ્તે માહરા કાનમાં ઝેર રેડવા માડયું તે વટીક મેં ખુશીથીજ પી લીધું! તે કમીનાને ભય થવા માંડયો કે જો હું કોઇ બી રીતે એકાદ ફરજંદની માતા થવા પામું તો તેના મામાનો તે પોતે જે વારસ અત્યાર સુધી હતો તેમાં તે માહત થશે અને તેનો નાશ થઈ જશે! એટલા વાસ્તે તેણે એવી સંભાળથી, હું એકદમ ભડકી નહીં જાઉં તેવી રીતે, માહરી આગળ પોતાની પાપી અને ખુંની યોજનાઓ જાહેર કરવા માંડી કે તેનો મને પુરેપુરો ભાસ થયા પછી તેને તે વાસ્તે ધીકકારી કાહડવાને બદલે હું સાંમો તેનો બેવડો ચાહતી થઇ, અને તેને વાસ્તેના માહરા મોટા પ્યારની દગલબાજી પકડાઇ આવે અને હું માહરા ધણીના ગુસ્સાનો ભોગ થઇ પડું તે આગમચ વચમાંથી તેની કાંસલ કાઢી નાખવાનો ખ્યાલ મને ખરેખર વાહલો થઇ પડયો! ખરેખર તો એ અઝીમ ગુનાહ મેં તેને ને તેને એકલાને ખાતરજ કરવાનો માહરા જવાંન જાંન પર જોખમ ખેડયો—તેને વાસ્તેના માહરા પલીદ પ્યારનેજ ખાતર!"

વળી હયાં તે બોલતાં હાંફી અને થાકી ગઇ, અને મેં તેને એ ગલીચ વાત કે જે અમો બંને કુમારીકાઓના કાનને કમકમાવે તેવીજ હતી તે પાછી નહીં કરવા અથવા એકદમ ટુંકી કરી નાખવા વિનંતી કરીને પાછું ને પાછું કહયું, પણ તેણીએ માન્યું નહીં. તેણીને ખાતર-જમા સાથે એમજ લાગતું દેખાતું હતું કે એ બધું એક વાર ખુલ્લે ખુલ્લું અને ખરેખરું કહી તેમજ કબુલ કરી દેવાથીજ તેની ભરાઇ રહેલી છાતી પરનો બોજ હલકો થશે, અને તેથી

તે હઠે પડી એટલે હું નાચાર થઇ.

"એ માહરી પાપી યોજનામાં શેહતાન જાંણે મને મદદ કરવા નીકળી પડયો હોય તેમ તેજ દરમ્યાંનમાં બુરા કલેરે પેલી દોજખી વંત્રી ઘરડી બૅટી સાથે માહરી ઓળખાંણ કરાવી," તેણીએ જરા વારે પાછું આગળ ગબડાવ્યું, "તે વખતે હું એમ નહીં જાંણતી હતી કે તેના જોડે કલૅરને ઘણા લાંબા વખતની પીછાણ અથવા મિત્રાચારી હતી. એ તો મેં પછી-થીજ જાંણ્યું કે એ રખડેલ જીપસી બુઢયા જોડે જે એક તેની છોકરીની છોકરી નામે ઝારા હતી તેની નાધલી ઉંમરે બરબાદી કરનાર એજ પાપી પલીદ હતો. તે તો પછીથી જ્યારે ઝારાએ તેને પોતાને પરણવાની ફરજ પાડી ત્યારે ને ત્યારેજ મેં જાંણ્યું. તે કોઈ અજબ જેવી ખરી દીલેર અને ભલી છોકરી હોવી જોઇએ. એ લુચ્છાનાં સઘળાં ખુંની તરકતો જાંણતી હોવાથી તે વાતનો લાભ લઇને, જેણે તેની હોરંમતની ધુળધાંણી કરી હતી તેને, પોતે મરવા આગમચ પાછળી જીંદગીમાં પોતાને પરણવાની એ ફરજ પાડી શકી તે મને ખરેખર ઘણુંજ ગમ્યું. કલેર, તેથી, જે વખતે ઘરડી બૅટીને માહરી કને ઓળખાંણ કરાવતો આવ્યો તે વખત આગમચ તેને અચ્છી રીતે પીછાંણતો હતો અને તે ગુહનેગારને માહરો પાસે લાવીને સર જયોર્જનો કાંટો કાઢી નાખવા તેણે મને સાંધણ મેળવી અપાવ્યાં. તે દદા બધી જાતનાં ઝેર અને તેને લગતા ઉતારોમાં કાંઇ અજબ જેવી પ્રવીણ હતી. બચગીથીજ તે કોઇ રખડેલ તેની જાતવાળી બુઢયા પાસે એ દોજખી હુન્નર શીખી ગઇ હતી, અને પછીથી પોતાની જાતી તેજ બુદ્ધીને લીધે તેમાં તે ઘણા મુસ્તકીમ સુધારા વધારા કરી શકી હતી. તેણીએ, તેથી, મને એક બનાવતી સફેદ ગુલાબ લાવી આપ્યો, કે જેને ઝેર પાયલું હતું, અને તે ગુલાબ સુંઘાડવાથી મોહત એવી આસાનીથી નીપજાવી શકાતું હતું કે બાહોસમાં બાહોસ તબીબોને વટીક મરનારને ઝેર આપેલું હોવાનો કદી ખ્યાલજ નહીં થઇ શકે! ફકત મોહત માથે લોહી ચઢી જવાથી નીપજેલું હોવાનું એકજ અને એકલું અનુમાન કરી લઇ શકાય! ઓ, તે માહરી જીંદગીનાં કારમાં વરસો! તે પછીથી એ ઝેરી ગુલાબ જાંણે અમારી જીંદગીનો એક ભાગજ થઈ પડેલો છે!"

"મને ખબર છે," મેં ધીમે સાહદે કહયું, "એ ગુલાબથીજ માહરી પોતાની જીંદગી લેવાના અનેક મરતબા પ્રપંચો થયલા હું યાદ કરી શકું છ."

પણ લેડી લીલાએ તે માહરૂં તે કેહવું સાંભળ્યું નહીં, અથવા પોતે જે કાંઇ મને કેહવાનાં જોશમાં ઉતરી ગઇ હતી તેથી તે માહરૂં કેહેવાનું સાંભળવાની તેણીએ કાંઈ દરકાર કરી નહીં. તે ફકત પોતાની આંખે હાથ ઢાંકીને તે પોતાનાં ભયંકાર કુકર્મોની યાદ કરતી થોડોક વાર બીછાણાંમાં ખામોશ પડી રહી, અને પછીથી તેણીએ વળી પાછું જારી કર્યું અને આગળ ચલાવ્યું :—

"અંતે મેં પોતે તે દોજખી કામ કર્યું," જરા વારે ધીમે ધીમે પોતાની આંખ પરથી હાથો ખસાડી નાંખીને તેણીએ અતી ઘણાં દર્દમંદ દીસે અને દુખી દેમાગે આગળ ચલાવ્યું. કે જ્યારે તે એ કેહેતી હતી તે વારે તેના છુટ્ટા બાલનો ભારો વેરવીખેર બેદાદીમાં તેની નમ છાતી પર વીખરાઇ પડેલો તેને કાંઈ અજબ જેવી જંગલી ઝનુનીજ દેખાડતો હતો! "મેં તેને ખાતર એ માહરા જેહ નિર્દોષ ભરથારનાં લોહીમાં માહરા હાથ બોળીને અપવિત્ર કીધા, ને તે દોજખી કાર્યનો અમારાં બંનેનાં સારાં નસીબે કોઇને એક દુરનો વેહમ કે સ્વપનો માત્ર પણ થાયે

નહીં. અમારાં દોસ્ત આસનાઓએજ નહીં, અમારાં નોકર નફરોએજ નહીં, પણ ખુદ અમારા ડાકટરોએ વટીક ખુદરતી સંજોગોમાંજ તે મોહત નીપજેલું માની લીધું, અને હું માહરી હજારો ખુશાલી વચ્ચે આસાંન બચી ગઇ. પરીણામમાં, પાપી ક્લેર ચાહતો હતો તેમ તે પોતાના મામાની દોલત ને અસકયામતનો એકલો માલેક થયો, કે જે બધી એટલી બીશીયાર હતી કે વરસ દાહડે પચીસ હજાર પાંઉન્ડની તો ફકત તેના વ્યાજ વટાવનીજ ઉપજ થતી હતી! એ માહરા તે નાલાયકને વાસ્તેના મોટા પ્યારની પુરવારી હતી. માહરે માહરા જૈફ ખાવંદને જાંનથી મારવા આગમચ કરપીણ ક્લેર જોડે માહરાં પોતાનાં ભલાંની બંદોબસ્તી અને કરારો કરી લેવાનું જરૂરનું હતું, પણ તે વટીક કરવા થોભવાની મેં દરકાર કીધી હતી નહીં, એવો માહરો તે દીવાનો પ્યાર હતો! એમ છતાં તે માહરા પ્યારના સ્વપનામાં મેં જલદીજ પોતાને સંપુર્ણ રીતે ઠગાયલી જોઇ, કેમકે પછી મને તરતજ બાતમીઓ મળી કે ક્લેર મને સદંતર બેવફા હતો, અને સર જ્યોર્જને ગુજરવાને એક ચોકકસ ઇજ્જતદાર અરસો વહી જવા બાદ તેણે મને પરણવાના અને મને પોતાની કરવાના જે સધ્યારાઓ આપ્યા હતા તે બીલકુલ જુઠા અને પોકળ હતા! હું, તેથી, તમામ આજેજ થઈ ગઇ, અને મેં નાહકમાં જે જખુનમાં જખુન પાપ કર્યું હતું તેને લગતા પસ્તાવા માટે અધીરી બની ગઇ. મેં ત્યારેજ તેની અપવિત્ર ગોદમાં ગલીચી જોઇ, અને ત્યારે તેનો પાપી પડોશ એકદમ પડતો મુકીને દુરદરાઝ કેથે નાહસી જવા અને એકાંતમાંજ માહરી બાકીની જીંદગી બશર કરવાનો મેં માહરાં મનથી પકકો ઠરાવ કર્યો. જ્યારે એ ઠરાવ અમલમાં મેલતાં મેં માહરા પસ્તાવા ને ઓજરખ્વાહીનો જે એક કાગળ તેને લખ્યો હતો તે તેનાં મકાંનમાં ટૉઇલેટ ટેબલનાં ખાનાંમાંથી તુંને મળી આવેલો તુને યાદ હશે, ઍલન?"

મેં તરત હા કહી, અને વાંચનારને એ કાપલીની યાદ અત્રે આપવા જરૂરનું સમજાય છે. પાર્કસને ઘેર જમવા ગયલી જમીને રાત્રે હું નોરમનવાળાંઓને ત્યાં પાછી ફરતી હતી ત્યારે લુચ્ચા કરનલ બૅલે ભાડુતી ગાડીવાળાને પોતાના હાથમાં લીધો, અને દગાથી મને ક્લેરનાજ બંગલામાં રાતો રાત ઉતારી હતી તે સઘળું આ વારતાનાં ૧૨માં પ્રકરણમા મેં વીગતથી બ્યાન કરેલું છે. પાર્કસવાળાંઓ પણ એ માહરી ખોહારીમાં શામેલ હતાં. તેઓએ ખામખા મને પોતાની ઘેરની ગાડી નહીં આપતાં ભાડુતી ગાડીમાં મોકલી હતી, અને પરીણામમાં ક્લેરને ત્યાં હું જે ઓરડામાં કેદ પડી હતી તે ઓરડા માંહેલી ટૉઇલેટ ટેબલનાં એક ખાનાંમાંથી મને તે એક ફાટીતુતી કાગળની કાપલી મળી આવેલી મેં ૧૩માં પ્રકરણમાં એમની એમ ઉતારેલી છે, જેની એક નકલ અત્રે પાછી ઉતારેલી પણ ઘણી વાજબી થશે. તેમાં લખેલું હતું કેઃ—

"હવે, તેથી, છેલ્લી સલાંમ! હા, છેલ્લી! જેની તમે ખરાબી શાહોધી ને કીધી તે હવે તમારા દગાબાજ મુખડા પર ફરીથી નજર નાંખવાની નથી. હું રડી રડીને માહરી હીણાયલી, તજાયલી, કંગાળ જીંદગીનો બાકી હીસ્સો પુરો કરશ. હું મરવા માંગુછ પણ આપઘાત વાસ્તે હાથ ચાલતા નથી. મેં તમને ફીરેસ્તા જાંણવાની થાપ ખાધી, અને તમો આયંદા દોજખી શેહતાન પુરવાર થયા, પણ તમો શું સુખી થઇ શકશો? હું જીનહાર માનતી નથી કે માહરા જેવી એકના શ્રાપથી—"

આ તે કાપલી હતી, અને એ કાપલી બીજી મરતબા જ્યારે એજ ઓરડામાં ક્લેરની દગાબાજીનો ભોગ થઇ હું કેદ પડી હતી ત્યારે મેં માહરા સ્વાધીનમાં લઇ લીધેલી હજી વેર માહરી પાસેજં મોજુદ હતી. અલબત, તે વખતે એ કાપલીની લખનાર કોણ હોવી જોઇએ તે

વાતે મને ઘણી ગુંચવાવી હતી, પણ પછીથી ક્લેરમંટ વીલામાં હું જ્યારે લેડી લીલા સાથે રેહવા ગઇ તે વખતે તેણીના હરફો એ કાપલીમાંના હરફોને ઘણા મળતા આવેલા પકડાવાથી એ લખનાર લેડી લીલા પોતેજ હતી, ને તે પણ ક્લેર જેવીજ એક કુપાત્ર આસામી હોવી જોઇએ એમ મને એકદમ મજબુત ભય બરપા થયો હતો, અને ત્યારથી એ અબળા વાસ્તેનાં માહરાં માન અને ચાહમાં એકદમ મનઉતારો થતો ગયો હતો.

"મને તે યાદ છે, લેડી લીલા," તેણીએ તે કાપલીની યાદ કરાવી એટલે મેં શોકાતુરપણે જવાબમાં કહ્યું, "એ કાપલી આજે બી માહરા સ્વાધીનમાં છે."

"તે કાગળ તેને લખીને હું પાધરી કૉન્ટીનન્ટ પર નાહસી ગઈ," લેડી લીલાએ પોતાની કમનસીબીનો ઘણોએક ગમ કરી કરીને જરા વારે પાછું આગળ ચલાવ્યું. "ખરી રીતે તો માહરે કોઇ મથમાંજ જઇને જોગન થવાનો એરાદો હતો, પણ હું માહરાં પાપથી એટલી ત્રાસી ગઈ હતી કે એ પાક એરાદો વટીક અમલમાં મુકવા વાસ્તે હું હીંમત કરી શકી નહીં, અને બે વરસના લાંબા અરસા સુધી કૉન્ટીનન્ટ પર એમ વાએજાહાંન એકલી અડડયા કરીને, અંતે મને ઇંગ્લાંડ પાછો ફરવાનો અચબુચ લોભ થયો. મને જોવા અને જાણવા ગમ્યું. હું જોવા અને જાણવા ચાહતી હતી કે ક્લેરને હું એ મુજબ તરછોડીને ચાલી આવી હતી તેની તેના પર કેવી અસર થયલી હતી, અને પસ્તાવાના માર્યાએ તેણે પોતે પણ હવે નેક રાહો અખત્યાર કરી હતી કે નહીં. એ ઉપરથી હું ઇગ્લાંડ પાછી ચાલી આવી, અને ત્યાં મેં જે જોયું અને માહરી તેહકીકમાં જે જાણ્યું તેથી માહરી છાતી ફાટી ગઈ. ત્યારેજ મને ખાત્રીપુર્વક માલમ પડયું કે ક્લેર હતો તે કરતાં વધારે અધમ બુરો થતો ચાલ્યો હતો, અને સરબસર અપવિત્ર અને અનિતીમાન જીંદગીએજ જીવતો હતો! એ ઉપરથી માહરો પ્યાર એકદમ તેના સાંમે મોટા કીનામાં ફેરવાઇ ગયો, ને તે કીનાનાં કારણથી જેવો મેં તેને તાહરી પર ધ્યાંન આપતો જોયો કે તરત હું તાહરા બચાવમાં હોમાઈ. પાર્કસને ત્યાંની પાર્ટીમાં આપણે પહેલાં મળ્યાં તેજ વખતે તાહરા બચાવની ઢાલ તરીકે મેં તુંને સુફેદ ગુલાબની વાત તેને કહી સંભળાવવા શીખવી રાખ્યું. એ, અલબત, માહરાં પોતાનાં મોટામાં મોટાં પાપનું હથ્યાર હતું, અને તે હું તાહરા બચાવના તલેસમ તરીકે તુંને શીખવી રાખતી હતી તે ખરેખર તો ઘણું દીલ કમકમાવનારૂંજ કહેવાય, પણ એ તુંને બતાવશે કે અદેખાઇ ને વેરની મારી હું ક્લેરને માહત કરવા તે વખતે કેટલાં મોટાં ઝનુનમાં ઉતરી ગઇ હતી! વળી તે વખતે તુંને જોતાં ને ઓળખતાં સાથે મને તાહરી પર કાંઇ અજબ પ્યાર આવી ગયો હતો, અને તાહરી દોસ્તીની આર્જુ કરતી નાટકશાળામાંની તાહરી એક મહીનાની છુટીની વખતે માહરી સાથે ક્લેરમંટ વીલામાં રાખવા હું તુંને નૅારમનવાળાંઓને ત્યાં ચાલીચલાવીને તેડવા આવી તે તદન ખરાં દીલનુંજ હતું. હું તાહરી નેકી ખરે મને વખાંણતી થઇ હતી, ને તેં ક્લેરની લાલચોને ઠોકડે મારી હતી તે કાંઇ મને અજબ જેવું ગમ્યું હતું.

અહીં વળી તે જરા દમ ખાવા થોભી, અને જરા વારે પાછું જારી કર્યું :—

"તું માહરે ત્યાં માહરી સાથે ક્લેરમંટ વીલામાં રહેલી હતી તે વખતે તાહરી પહેલી વેહલી ઘરડી બૅટી અને ઝારા સાથે પીછાંણુ થઇ હતી તે તુંને યાદ હશે. તું આપણા વીલાની

બાજુમાંની ગલીમાં ફરવા ગઇ હતી ત્યાં તે લોકો તુંને મળી ગઇ, અને તે ઘરડી વંત્રીએ સુફેદ ગુલાબની યાદ કેહવડાવીને તાહરી પાસે મને મળવા બાહેર બોલાવી તે પેગામ તું મને કેહતી આવી ત્યારે તું માહરે તાસ્તે બી કાંઇક વહેમાયલી હતી એમ તાહરા ચેહરામાં હું એકદમ જોઇ લઇ શકી."

"મને તે બી યાદ છે," મેં ધીમે સાહદે કહયું, "તેજ વખતે તમે બે ત્રણ કાગળો લખીને ઉઠી ગયલાં હતાં તેનાં કવરના હરફો સાથે ક્લેરને ત્યાંની મને મળી આવેલી કાપલી પરના હરફો મેં એટલા એકમળતા આવતા જોયા કે તેથી તમારા સંબંધના માહરા વેહમમાં ઘણો વધારો થયો. એમ છતાં તમે તે માહરા વેહમ એક લેહજામાં પાછા બેવજુદ કર્યા, અને મને સધ્યારો મળે તેમ કરી નાખ્યું. ખરેખર તો હું તમારામાં કેટલાક ભલા સદ્ગુણો જોતી હતી, અને તમે તમારાં મકાંનમાં બંદગીને વાસ્તે અગ્યારી જેવો એક ઓરડો અલાહેદો રાખ્યો હતો તેથી માહરા પર એટલી અસર થઇ હતી કે માહરાં મનમાં જે વસવસા ને વેહમ પેદા પડયા હતા તેવાં ઘોર કર્મનાં તમે અપરાધી હોઇજ ને થઇજ કેમ શકો તે મને હંમેશ ગુંચવાવ્યા કરતું હતું!"

"એ પછી બીજી વખત તું માહરી સાથે રેહેવા આવી ત્યારે મેં જોયું કે તું માહરા તરફ થોડીક વધારે વહેમાયલી હતી, અને માહરી સાથે વધતી ઉંચે મોંઢે હતી," લેડી લીલાએ યાદ કરાવી.

"હા, કારણ કે તે વખતે તમારે ત્યાં આવી લાગતાંજ મેં લુચ્ચા ક્લેર સાથે બાગમાં તમોને તકરાર કરતાં નજરોનજર જોયાં ને કાનોકાન સાંભળ્યાં," મેં ખુલાસો કર્યો, "હું કાંઇ ચોરી છુપીથી તમોને સાંભળવા ચાહતી નહીં હતી, પણ હું અનાયસે સંકડામણમાં એવી આવી ગઇ કે મને તમો વચ્ચેની કેટલીક તકરાર સાંભળવીજ પડી હતી!"

"બરાબર છે," લેડી લીલાએ કબુલ કર્યું, "તે ખાસ તે વખતે માહરે ત્યાં મને મનાવવા અને માહરી દોસ્તીની આર્જું કરતો મળવા આવ્યો હતો. તેણે મને તે વખતે ઘણી ઉશ્કેરી મેળી. તે એટલો બેહ્યા થયો કે તેણે ધારાની ચુંગાલમાં ફસાવી દેવા અને માહરા ધણીનાં ખુંનનો માહરી પર જાહેરમાં ચાર્જ મુકવાની વટીક મને ધમકી આપી! એ ઉપરથી તે દાહડે અમારી વચ્ચે ઘણો મોટો કજ્યો થયો. મેં તને શીખવ્યું હતું તેમ તેં પેલા સુફેદ ગુલાબની વાત કહીને તાહરી તરફની બુરી નિષ્ટાઓમાં એને આજેજ અને માહાત કરયો તેથી એ આપણા વચ્ચે દોસ્તી હોવાનું પામી ગયો, અને મેંજ તને એ વાત કહી દીધેલી અને બાતમી આપેલી હોવી જોઇએ એવું સમજીને તે બીહીધેલો મને મનાવા અને માહરી જોડે કજ્યો કરવા આવ્યો હતો."

"એમ છતાં તમે તો તે વખતે બી માહરા દેખતાં ઘણુંજ શાંત દેખાતાં હતાં!" હું અજબ થઇ.

"હા," લીલાએ કબુલ કીધું, "પણ તેમ કરતાં મને ઘણું મુશકેલ થયું હતું. હું તો તે દાહડે તેની સાથના કજ્યાથી એટલી બધી ખીજવાયલી હતી કે તે ગયા પછી હીણુપસ્તી ને હાડમારીની મારી માહરી જીંદગી વટીક મેં માહરા જીવથી અકારી કરી મેલી, ને તે દાહડે આપઘાતથી માહરી પાપી જીંદગી આખર કરી નાખવાનોજ મેં મનથી મુસ્તકીમ ઠરાવ કર્યો.

એ મકસદથી એક ઝેરી પ્રવાહી જે માહરી પાસે હતો તેની બાટલી વટીક કાઢીને મેં માહરા બેડરૂમમાં માહરાં બીછાણાંની સાંમેની ટેબલ પર મુકી રાખી હતી. એ બાટલી બી મને પેલી ખુંની કાબા ઘરડી બૅટીએજ આપેલી હતી. તુંને તે બાટલી યાદ આવેછ?"

"મને બરાબર યાદ આવેછ," મેં કહયું, "મને તે બધી વાત ગઇ કાલેજ બની ગઇ હોય તે રીતે યાદ છે. અવ્વલમાં મેં તે બાટલી જોઇ ત્યારે હું તો એમજ સમજી હતી કે તે કાંઇ ઉંચાંમાંનું સેંટ હશે, અને પછી તમે બેહોસ થયાં તે વખતે ભરચોપડને વાસ્તે મને એ બાટલીની યાદ થઇ. મેં તે ઉપરથી તે વિષે તમારી દાસીઓને પુછયું, પણ તે બધીઓએ તો એ બાબે તદન અજાણપણું બતાવ્યું, કે એ આગમેચ તેઓએ એ બાટલી ટેબલ પર કોઈ દાહડે જોઇજ નહીં હતી. એ પછી મેં તે બાટલી ખોલાવી, અને હું તે તમોને સુંઘાડવા જતી હતી તેવામાં તમો અચપુચ હોસમાં આવ્યાં, અને એક અછાત મારીને માહરા હાથમાંથી તે બાટલી તમે ફેંકાવી દીધી, જે જમીન પર પડીને ચુરેચુરા થઈ ગઇ!"

"બરાબર છે," લીલાએ કહયું, "તેજ તે એક ઘણું કાતીલ ઝેર હતું, અને તેમાંથી ઘોળાયલી પ્રવાહીને બીચારા માહરા ગરીબ કુત્રા ફ્લૉએ જીભ લગાડેલી હશે તેથીજ તે તાબરતોબ મરી ગયો હતો."

"એમજ હોશે ત્યારે," મેં કહયું, "હું તે વખતે એમજ સમજેલી કે તમે બેહોસ થયલાં ને તમને મુવેલાં જાંણીને તે વફાદાર પ્રાણીનું હાર્ટ ફાટી ગયું હશે, અને તેથી તે મરી ગયો હતો."

"વળી તું તેજ રાત્રે મને વીલાપ કરતી સાંભળીને તાહરા ઓરડામાંથી દોડી આવી હતી તે બી તુંને યાદ હશે, ઍલન," તે ઉમરાવજાદીએ કહયું. "એ વીલાપ એ બધી માહરી કમનસીબી ને બદબખ્તીને લગતોજ હતો. એ વીલાપ અને પશ્ચાતાપ કરવાને વાસ્તેજ મેં માહરા બેડરૂમની બાજુમાં અગ્યારી કરાવી હતી, અને એ રીતે જોકે આપઘાતથી માહરૂં હૈયાત આખર કરવાનું તો રહીજ ગયું, તોપણ હું કેવી ધીકકાર પામેલી જીંદગીએ જીવતી હતી તે તેં એ પછી બી ઘણું જોયું. તુંને યાદ છે—એક રાત્રે તું નાટકમાં "લેડી મેકબેથ" થઇ હતી, અને તાહરા ધણીનું તેં ખુંન કરવા ધારયું હતું તે જોઇને હું માહરા બૅાક્ષમાં બેહોસ થઇ ગઇ હતી તે? ઓ, શું કેહું, ઍલન, તે વખતે તે જુલમગાર સીન જોતાં માહરાં દીલમાં જે લાગણીઓ થઈ હતી તેની વાત તુંને! મેં તેટલો વખત ત્યાં નાટકશાળામાં જાંણે જીવતું દોજખજ અનુભવ્યું, કેમકે જે દોજખી કામ મેં પોતે કર્યું હતું તેજ આએ નાટકની જીંદગીમાં તું માહરી સાંમે જાંણે માહરૂં દીલ ધ્રુજાવવા પાછું રજુ કરતી હતી! તે પછી ક્લેર મને પાછો મળ્યો ત્યારે તેણે મને કહયું કે મેં તેની ઉપર લખેલાં કાગળની એક કાપલી તાહરાં સ્વાધીનમાં હતી, અને તેં તે વાંચેલી હોવાથી તુંને માહરાં મોટાં પાપનો મજબુત વહેમ પડી ચુકયો હતો, ને તે સાંભળીને હું કેવી બીહીધી! એવું એક જીવસતોસત કાગળ ટૉઇલેટ ટેબલનાં ઉઘાડાં ખાનાંમાં બેદાદ નાખવા વાસ્તે હું કેટલી બધી તે કમીના પર ખીજવાઈ! તેણે, મગર, મને જવાબમાં સમજાવ્યું કે તેને તો કાંઈ તે ખબર બી નહીં. તે ખાનાંમાં તો કાંઈ જુનાં પુરાણાં બીલ અને વગર અગતનાં કરકાગળયાં પડેલાં હતાં, અને તેમાં એ કાપલી કેમ અને કયારે ઘુસી જવા પાંમી તેનો તો તેને સ્વપનો બી નહીંજ હતો, અને ત્યારે મને લાગ્યું કે એમાં બી મને

સજા કરવાનો કાંઇ ખોદાનો ભેદી હાથજ હોવો જોઇએ. એ ઉપરથી તાહરે વરે મને પુશકળ ફ્કર થઈ. મેં જોયું કે બનાવોજ ઉપરાસાપરી એવા બનતા જતા હતા કે હું માહરા વરની ખુંની હતી એ વાત જો તું જાંણુતીજ હોય તો આએ બધી એકેક પછીની પુરવારીઓ તુંને તે વાતની બધી મજબુતજ મળતી જતી હતી. હું મેકબેઠના નાટકમાં ખુંનનાજ સીનમાં બેહોસ થઈ તે વટીક તાહરા વેહમોની આગમાં તેલ હોમવા જેવુંજ હતું, અને તે ઉપરથી તું શું અને કેટલું જાંણુતી હતી તેનું પ્રમાણ નક્કી કરવા હું દોસ્તીના દેખાવથી તુંને નૉરમનવાળાંઓને ત્યાં એક દાહડે મળવા આવી. હું કબુલ કરૂંછ કે હું તે વખતે એક વધતાં ખુંનના એરાદાથીજ આવી, અને—મુઇ હું અભાગણી—એ ખુંન તાહરૂં પોતાનું હતું. હું પેલો ઝેર પાયલો ગુલાબ તુંને જરૂર પડે તો સુંઘાડી દેવાની મકસદથી માહરી છાતીમાં છુપાવીને સાથે લેતીજ આવી હતી. મને તે વખતે એમજ લાગ્યુ કે હું માહરા ખાવીંદની કાતીલ છું એમ જો તું જાંણુતીજ હોય તો માહરી સલામતી કશીજ નહીં હતી, અને તું જીવવીજ જોઇએ નહીં!"

"ના તે વાતની યાદ કરો, લેડી લીલા!" મેં એ સાંભળી માંગી લીધું, "માહરી બીડા એ વાત જાંણુતી નથી, અને હું તે હાલ જાહેર થયલી જોવા ચાહતી નથી. મને પોતાને તો તે બધું બરાબર યાદ છે."

"હવે ભલે બીડા જાંણે અને ભલે આખી જગત તે જાંણે!" લીલા બજીદ થઇ. "બીડાને અને આખી જગતને માહરા જેવી એક હેરેમંદ પર લ્યાનત વરસાવતી થવા દેઓ! હું તેજ ફેજને લાયક છું, અને સધ્યારો માત્ર એટલોજ છે કે એ લ્યાનતનો વરસાદ વરસતો સાંભળવા હું હવે જીવવાની નથી. મને બોલવા દે, ઍલન! મેં સોગંદ લીધેલા છે કે માહરી હૈયાતની જોત બુજાઈ જવા આગમચ કોઇને બી માહરાં તમામ પાપોની વીગત રજુ કરીને કેહવી, અને તાહરા કરતાં વધારે લાયક અને વધારે બેહતર આસામી મને તે વાસ્તે કોણ મળવાનું છે? હા, બીડા!"—અને તે હવે બીડા તરફ ફરી; "હું નૉરમનવાળાંઓને ત્યાં આએ તાહરી ભલી શેઠાણીને મળવા આવી, અને એણે તોડછોડથી પોતાની માહરી વિરૂધ્ધની લાગણીઓ મને જાંણુવા દીધી એટલે માહરી ધીરજ રહી નહીં, અને મેં એના પર ખુંની હુમલો કરીને એને પેલો ઝેરી ગુલાબ સુંઘાડી દીધો! એ તો દયાજ થઇ ખુદાની કે કોઇ આવી લાગવાની ફીકરથી મને એ માહરૂં પલીદ કામ સરંજામ કરી નાંખવા જેટલો પુરતો વખત હતો નહીં. એમ છતાં હું તો એમજ સમજીને ત્યાંથી કાળું કરી ગયલી કે મેં જેટલું કીધું હતું તેટલુંજ બસ હતું, અને એ પાછી ઉઠવાનીજ નથી! એણે, તેથી, તે પછી જ્યારે બચી જવા અને હોસમાં આવ્યા બાદ એને મેં આપેલી તમામ ભેટ સોગાદોનું એક પારસલ મને મોકલી આપ્યું ત્યારે મને તે જોઇને જે ધ્રુજરાં થયાં તેનું હું બ્યાંન વટીક કરી શકતી નથી! પણ એક લેખે તે પછી બી મેં પાછા ખુદાના શુકર કર્યા કે એક બીજાં એવાં જબુન પાપની જવાબદારીથી તે સાહેબે એ રીતે માહરો સવેળા બચાવ કીધો!"—અને હયાં ધીરજ ખોહી દઇને પાછી તે ઘણું બેઅખત્યાર રડી પડી. તેણીએ બાલેબાલ પીખી નાખ્યા, અને તેનાં એ કલ્પાંત વચ્ચે તેને રોકીને શાંત ને સાહવધ કરતાં મને ઘણી જેહમત થઇ. મેં તેને સમજાવ્યું કે એવાં એક બેફાયદા કલ્પાંત કરતાં તો તેણીએ ખરા પશ્ચાતાપની બંદગીથી ખોદાની દયા શોહોધવામાંજ વધારે શાંણુપત થવાની હતી!

"ઓ બાઇ, શું કરવા તમે એ બધું બેસીને સાંભલ્યા કરોછ?" હયાં બીડાએ ખરાં દીલથી દુ:ખ પાંમીને માહરી આગળ આવતાં માહરે કાને લાગીને કહયું; "ચુપ કરી નાખો એ બકવાતને. હું તો આજેજ જાણુંછ કે નોરમનવાળાંઓને ત્યાં તમારી પર એ કરપીણે એવો એક ખુંની હુમલો કરેલો! તમે તો મને કાંઇ કહેલું બી નહીં!"—અને તેણીએ હેતથી માહરાં ગળાંમાં હાથ નાખ્યા.

"મેં કોઇનેજ નહીં કહેલું, બીડા," મેં હેતથી સમજાવ્યું, "હરેક વખતે માહરા જોગી એ લોકની સતાવણીઓના બાબમાં એમ શાંતીથી અને નાખતીથીજ કામ લેવાને મને કાંઇ ને કાંઇ જોરાવર સબબો મળતા રહયા હતા."

"એ શું કહેછ તાહરા કાનમાં, અલન?" લીલાએ સરબસર એક દીવાનીનાજ તોરથી એ જોતાં પુછયું,—અને તે વખતે તે આટલી ખુબસુરત છતાં બીહીક લાગે તેવીજ નજરે આવતી હતી! "એ માહરાં પાપોથી કમકમેછ, એમજ કેની? હું તાહરો જીવ લેવા પર ટાંપી તે વાસ્તે એ માહરા પર લ્યાનત વરસાવેછ, એમજ કેની? વાજબીજ છે! હું એક ઝેરી નાગણ છું. માહરી આખી જીંદગી કાતીલ ઝેરોના સહવાસમાંજ બળી ગયલી છે, તો પછી માહરાથી કાંય એ છોકરી નહીં કમકમે?"

"એવું એવું બકયા કરવામાં શું હાંસલ થવાની છે, બાઈ?" મેં હવે જરા તીખાસથી તેને સમજાવ્યું, "શું કરવા તું એવી વાત કરીને અમોને કમકમાવાની ઓંહોંસ લઇ બેઠીછ?"

"હવે થોડુંજ છે," લેડી લીલાએ કહયું, "વાહલી ઍલન, આટલું સમજ્યું તો હવે મને પુરૂંજ કરવા દે, કેમજે ભુલી ના જા કે માહરો એ મરતી વખતનો અરમાન છે, અને તાહરી માફી અને નેક દુવાની તલબગારીમાંજ સઘળું હું તુંને કેહુંછ. એ રીતે માહરા ખુંની હુમલામાંથી તું બચી ગઈ તે કલેરે જયારે જાણયું ત્યારે અમે બેઉ જાસ્તીજ તરખાયાં, અને અમો બેઉ મત કરીને એકમત થયાં કે હવે તો તું જીવવી જોઇએજ નહીં! બેશક કલેર જેવા એક અઝદાને હું માહરા જીગરોજાનથી ધીક્કારતી હતી, પણ આએ સંજોગ એવો હતો કે માહરો કોઇ ઉપાયજ નહીં ચાલ્યો, અને મને તેના જોડે મત કરવુંજ પડયું. અમે, એ ઉપરથી, કઇ રીતે તાહરો જાન લઇ શકાય તેનીજ પાછાં અફાળજીક અને ત્રેવડમાં પડયાં, કેમકે જો તું ચાહતે તો અમોને તરતજ ઉંઘાડાં પાડી અને પકડાવી શકતે, અને તેમ તેં નહીં કર્યું તે સધ્યારાની વાત હતી, તોપણ અમોને લાગ્યું કે કોઇ બી દાહડે કોઇ બી એવો સંજોગ બરપા થતાં તું એ વાત જાહેર કરીને અમારી ગરદન જલાદને હાથ સપુર્દ કરવા જરા બી અચકાવાની નથી. વળી કલેરે મને એમ જાસ્તી કહીને બીહીધરાવી કે તેં અમારી બદ ચાલ અને સતાવણીઓની કેફીઅત લખીને કોઈ તાહરા ફ્રૅન્ડને સીલ કરી આપેલી છે, કે જે તાહરી કાંઇ કજારજા થાય તો તરતજ તે ઉખેડીને વાંચે, અને એ તેં અમથું દમ ભરાવા કહયું હશે કે ખરેખર તું એમ કરી ચુકી હશે તે વાતે બી અમો બંનેને ઘણાં ગુંચવાવ્યાં. ગમે તે હોય, પણ અમે ધાર્યું કે અમારી પર કોઇને વહેમ નહીં આવે અને તું ખુદરતીજ મોહતે મરણ પામેલી હોય એમ લાગે તેવી રીતે તાહરો કાંટો કાઢી નાંખેલોજ સારો. મને, અલબત, એ ઘણું ગમ્યું નહીં, અને હું તે વાત વાસ્તે ઝાઝી એકમત થઇ નહીં, પણ દુષ્ટ કલેરે માન્યું નહીં. તેણે, તે ઉપરથી, ઘરડી બૅટી સાથે મસલત કરી, અને બીડાને વિશ્વાસમાં લઇને તેની મારફતે તને ઝેરી

લૉઝેનજીસ રોજ એકેક ચાએ, કૉરી, કોકો કે સુપમાં આપવામાં આવે તેની અમે બંદોબસ્તીઓ કરી!"

"તે બી મને યાદ છે," મેં કહ્યું, "વાહલી બીડા ઝેરી લૉઝેનજીસ લાવેલી હતી તે બધાં લાવતાં સાથે એમનાં એમ અમે સઘડીમાં બાળી નાખ્યાં હતાં તે બી હું ભુલી નથી"

"હવે ત્યારે મને બીજું કેહવાનું શું રેહયુંછ?" લેડી લીલાએ કપાળ દાબીને યાદ કરતાં કહયું, "એ પછી ઝારા સાથે કમીનો કલેર પરણી ગયો, અને ત્યારે માહરાં દીલમાં અદેખાઇનો દેવ તુફાંન મચાવી રહયો. હું તેને, તેથી, તેની બાયડી સાથે કોઇ બી રીતે રૂબરૂ મળવા અને તે બૈરીનાં દેખતાં ધીકકારીને ફજેત કરવા ઘણી આતુર થઇ ગઇ, કેમકે તેણે લોકોને તો જોકે એમજ જાંણવા દીધું હતું કે તે ઝારા જેવી એક જીપસી છોકરીને પ્યારને ખાતરજ પરણ્યો હતો, તોપણ હું તો સારી રીતે જાંણતી હતી કે તેણીએ તેને તેનાં ખુંની કાર્યો ઉઘાડાં પાડવાની ધમકીઓ આપીનેજ પોતાની પક્ષમાં જીતી લીધો હતો, અને તેણીને તેની મોહરદાર કરવાની તેને તેણે ફરજ પાડેલી હોવી જોઇએ. એટલા વાસ્તે એક વખતે પાર્કમાં હું ઘોડેસ્વાર થઇને ફરતી હતી ત્યારે એ વરબૈયર મને મળી ગયાં——"

"તે બી મને યાદ છે," મેં કહયું, "હું તે વખતે માહરી સહી કાંઉન્ટેસ ઓફ કારબની સાથે પાર્કમાં ફરવા આવેલી હતી. અમે લોક ચાલતાં ફરવા આવેલાં હતાં, અને કલેર ને ઝારા બી ચાલતાંજ જતાં હતાં. તમે ઘોડેસ્વાર હતાં. તમારી સાથે બીજાં ઘણાંઓ હતાં, જેમાં પેલો લુચ્છો કરનલ ઑલ જે હમણાંજ નામોશીનાં મોહતે પુરો થયો તે બી હતો."

"હા! તુંને અજબ જેવી રીતે બધું યાદ રહી ગયુંછ, ઍલન!" લીલાએ એક ઉંડા નિશ્વાસથી કહયું, "મેં તેને એક ઘણું દીલ જખમાવનારૂં મીહીણું મરનાર ઝારા સાંભળે તેમ તેની બાજુમાંથી પસાર થતાં માર્યું, અને પછીથી તો હું જાણું જે અમો પાછાં કદી એકઠાં થઇશુંજ નહીં, પણ અમારી સરજત જાંણે અમોને જુદાં રેહવા દેતીજ નહીં હતી! તેવામાં તો ઝારા મરી ગઇ, અને એ કંગાળ કમીનો પાછો માહરી દોસ્તી સાંધતો આવ્યો!"

"હા," મેં કહયું, "ઝારાનાં મોહત પછી થોડુંએકેજ તમો બંનેને ઠીએટરમાં સાથે એક બૉક્ષમાં બેઠેલા જોઇને હું ઘણું વીસમય પામી હતી. તમે જે "કટીંગ રીમાર્ક" પાર્કમાં કર્યો હતો તે મેં સાંભળ્યો હતો, અને તેથી, તે છતાં, એટલાં જલદી તમો બેને દોસ્તીમાં પાછાં એકઠાં થયલાં જોઇને હું ખરેખર ઘણી અજબ થઈ હતી!"

"એ પછી ઘરડી બૅટીએ કલેરને પકડાવ્યો ત્યારે નવેસરથી અમો તાહરા સંબંધમાં ધુણી પડયાં." લીલાએ આગળ કહયું, "તેવામાં વળી હું બાતમી મેળવી શકી કે ઘરડી બૅટી અને તું સાથે કેલવેડન હૉલમાંથી લંડન પાછાં ફરનાર હતાં, અને ત્યારે કલેરનો કોર્ટમાંથી છુટક થાય ત્યાં વેર તમો બંનેને પકડીને કેદ કરી રાખવાનું ઘણું જરૂરતું થઇ પડયું. એ તો બધું તરતનુંજ તાજું છે તે બધું તુંને યાદ હોશે. એ પછી અમો બેઉ કૉન્ટીનન્ટ પર નાહસી ગયાં, અને ત્યાં અચબુચ અમો બંને પર ખુદાનો કેહેર વરસ્યો હોય તેમ હું ત્યાં જતાં સાથે એકદમ ઘાસ્તીભરેલી બીમાર થઈ, અને તેજ વખતે કલેરની માથાંની આગરી ખસી ગઇ!!"

"એટલે?" હું ચમકી ઉઠી, "શું તે કાંઇ ઘેલો થઇ ગયો?"

"તદ્દન ઘેલો!" લીલાએ હાય અફસોસથી કહયું, "મને એટલી બીમાર થયલી જોઇને તે ભડકીજ એવો ગયો કે તેણે તેનાં મગજનું સમતોલપણું એકદમ ખોહી દીધું, અને દીવાન્યતભર્યાં ઝનુનમાં તે બધાં અમારાં પાપનો ખુલ્લો બકવાત કરતોજ રહયો! એટલું સારૂં હતું કે તે એ બકવાત ઇંગ્રેજીમાં કરતો હતો, અને અમારી આસપાસ જે બધાં ફ્રેન્ચ હતાં તે સારાં નસીબે ઈંગ્લીશ બીલકુલ જાણતાં નહીં હતાં. એ પછી તે ઘેલો તો રહયો, પણ થોડોક શાંત પડી ગયો, અને તે મને એક સધ્યારો થઇ પડયો. તે માહરી પાસે આવતો અને બેસતો, અને એવી બધી ઘેલી ઘેલીજ વાતો કરતો કે મને ધારતી લાગવા માંડી કે હું પોતે બી રખે ઘેલી થઇ જાઉં! તેનાં ઘેલાપણુંમાં સુફેદ ગુલાબનું ઝેર કાંઇક અજબ જેવી રીતે તેનાં મનમાં સર્વોપરી દેખાયું. ત્યાર કેડે તે એક દાહડે અચબુચ ગુમ થઇ ગયો. તે મને કહયાજ કરતો હતો કે ઝેરી ગુલાબને વાસ્તે નવાં ઝેરોની શોહોધખોળ સારૂ તેને ઇટલી જવાનું હતું, અને મને લાગ્યું કે તે પોતાની દીવાન્યત વચ્ચે ઇટલીજ જતો રહયો હશે!"

"અને પછી તમો ઈંગ્લાંડ ચાલી આવ્યાં?"

"હા, મને લાગ્યું કે હું જીવવાનીજ નથી. હું રોજબરોજ મરતીજ આવતી હતી, અને તેથી મને માહરાં વતનમાં અને ઘરબારમાં મરવાની જે લાલચ થઈ તે હું માહરાં દીલથી દુર કરી શકી નહીં. હું, તેથી, અત્રે ચાલી આવી, અને અહીં આવ્યા પછી મેં કાબેલમાં કાબેલ ડાકટરો એકઠા કરેલા છે, જે બધાઓએ મને ખાત્રી આપેલી છે કે હવે માહરૂં સેવટ ઘણું નજદીકમાં છે. તેથીજ હું તુંને તેડાવાનો ઠરાવ અને હીંમત કરી શકીછ. મને કોન્ટીનન્ટ પર જે બોખાર લાગુ પડી હતી અને જેથી હું મરીજ જતી હતી તેણે માહરા હાર્ટ પર ઘણી માઠી અને ભયભીત અસર કરેલી છે, અને તેની ગતી હવે એટલી હદ સુધીની નબળી પડી ગયલી છે કે હવે તે સુધારી શકાય એમ તબીબો માનીજ શકતા નથી."

"અને પછીથી ક્લેરની કાંઇ તમોને ખબર મળીજ નથી?" મેં પુછ્યું.

"મળીછ ખરી, મને હમણાં થોડા દાહડા પર એક દીવાના તોરથી લખાયલું તેનું કાગળ ઇટલીથી આવેલું છે." લીલાએ જવાબ કર્યો—અને પોતાના ટકયા તળેથી તેણીએ તે કાગળ મને કાઢી આપ્યું, "વાંચ એ, ઍલન! અચકા ના, એ તુંને બતાવશે કે એક વખતનો પાર્લામેંટનો આવો આગેવાન અને બાહોશ મેમ્બર, અને જેણે એક વખત આખા ઈંગ્લાંડના પ્રધાન મંડળની આગેવાની અને રાહબરી કરેલી તેનો, બીચારાનાં મગજની નબળાઇ વચ્ચે, કેવો બુરો ફેજ થયલો છે!"

મેં, તે ઉપરથી, તે કાગળ લીધું, અને થોડીક આનાકાંની પછી ઉતાવળે નજર દોડાવી નીચે મુજબ વાંચ્યું:—

"રોમ, જુલાઇ ૧૦ મી, ૧૮૪૩.

"મને ઉમેદ છે, વાહલી લીલા, કે તું તાહરે ઘરેબારે પોંહચી ગઇ હશે, અને હાલમાં સારી પેઠે હશે. હું તેથી આએ કાગળ તુંને તાહરે ઘરેજ લખુંછ. તેં મને કહ્યું હતું તેમ આપણા બેઉનાં મોહતને વાસ્તેના ઝેરી ગોલાબની શોહોધમાં હું અહીં સુધી આવેલો છું. મને હજી કાંઇ મળ્યું નથી, પણ આજકાલ મળવાની ઉમેદ છે, અને મળશે તો તે લઇને તાહરી

આગળ ઉડીને આવશ. પેલી ઘરડી બૅટી તો કેયે જણાતીજ નથી, અને તેના વગર એ ઝેર આપણુને આપે કોણ અને આપુને મરવામાં મદદ થાય કોણ ? હું બધાંને પુછતો ફરૂંછ. બધાં લોકો પુરતાં પ્રમાણમાં પોતાની પાસે એ ખુન કરવાના ઝેરી ગોલાબો રાખતા કાંય નથી તે મને ઘણું અજબ લાગેછ. આજે સહવારે હું એજ જાતના સ્વપના પર જાગી ઉઠયો ત્યારે પેટ પકડીને હસ્યો, અને પછી વળી બે કલાક સુધી દુસ્કે દુસ્કે રડયો. મેં સ્વપનામાં જોયું કે એક ઉંચી ખીણુને મથાળેના ઉંચા પહાડ પર એ ઝેર સાથના હજારો ગુલાબ ઉગેલા છે, અને તે લેવા લોકો હજારોની સંખ્યામાં તે પહાડ ચઢી જાયછ, અને ગોલાબ મેળવ્યા પછી તે તોડી લેવાના ઝોંક સાથે નીચે ઉંડી ખાહીમાં પડીને મરી જાયછ, અને તેથીજ હું એટલું હસ્યો ને એટલું રડયો !

"હવે અહીં હું તદન એકલો રહેલો છું. હું કોઇનો સહવાસ ખમી શકતો નથી ને કોઇને મળી શકતો નથી. મેં માહરો જે ફ્રેન્ચ નોકર હતો તેને બી લાત મારીને કાઢી મુકયોછ. મને નોકરનું કે કોઇનું બી કામજ શું હોય? હવે આપુને દુન્યામાં પરવાહજ કોણુની છે? આપણુને ગોલાબ મળી જાય તો આપણે બેઉ દુન્યા પાર થઇ જઇએ! હું ગુલાબ મળશે તો તે લઇને ઉડયો તાહરી પાસે આવશ. તું કાંઇજ ફકર ના કરતી. તુંને માહરૂં પ્રૉમીસ છે. જો રોમમાં મને નહીં મળશે તો હું બીજે ગામ જવશ. હું દુન્યાનું ખુંણે ખુંણું શોહોધી વળશ. આપુને તો હવે એજ મોહતે મરવાનું કેની? ચાલ, તેથી, હવે હાલ તો સાહેબજી.

એડવીન કલેર"

મેં ઘણી ગમખારી વચ્ચેજ એ કાગળ વાંચીને બીડાને વાંચવા સારૂ પાસ કર્યો, જ્યારે લીલાએ ધીમા ધ્રુજતા અવાજે કહયું; "એ ખોદાના ઘરનો અમો જોગો ગજબ છે, ઍલન! એ ખોદાનો કેહર અને માર છે. એણે લોકોની ખોહારી અને ખરાબી કરવા બાકી કાંઇજ જોયું નથી, અને એક વારની ઝળકતી કારકીરદીવાળા આસામીનો આએ ફેજ ખોદાનાં ઘરના ગજબ સિવાય બીજું શું કહી શકાય?"

હું એ વાતને એકમત થઈ. મેં જોયું કે ખોદાની લાકડીને અવાજ નથી હોતો તે એ! ખોદા સૌને સારૂં સુજાડે અને ભલાં થવામાં મદદ કરે!

એ દરમ્યાંન બીડાએ તે કાગળ વાંચીને ઘડી વાળી બાજુમાંની ટેબલ પર મુકયો, જ્યારે લેડી લીલાએ હાથ જોડીને મને પુછ્યું, "હવે કેહની મને પાછું, વાહલી ઍલન, કે તું મને દીલોજાંનથી માફ કરેછ? તાહરા પોતાના સંબંધમાં પણ માહરાં પાપ ઘણાં છે, અને તે તું મને તાહરાં દરીઆવ જેવાં દીલથી દરગુજર ફરમાવેછ?"

"હું માહરાં ખરેખરાં દીલથી તે માહરા જોગી તમારી તકસીરો તમોને માફ કરૂંછ, લેડી લીલા," મેં મોટે સાહદે ને મજબુતીથી કહયું, "અને હાથ જોડીને ખુદાની દુવા કરૂંછ કે તે માહાનામી સાહેબ પણ દયાથી તમોને તે સઘળું દરગુજર કરે."

લીલાએ એ સાંભળતાં માહરો હાથ પોતાનાં હાથમાં લીધો, કે જે મેં તેને એક બી આનાકાંની વગર આપ્યો, અને તે તેણીએ આંખમાં દાબીને તે ઉપર સાચ્ચાં હેતની ઉપરાસાપરી ચુંમીઓ લીધી!

"હવે માહરા જીવને ઘણી શાંતી થઇ—ઘણી!" તેણીએ કહયું, "હવે ગોયા મને ખોદાયે માહરૂં અરધું અરધ પાપ માફ કીધું હોય તેમ મને લાગેછ, અને હવે હું મરવા ખુશી અને તૈયાર છું. જોની, હું 'સીંક' થતી હોઉં એમજ મને લાગેછ! ઓ એલન, બંદગી કર વાહલી, તું માહરે વાસ્તે બંદગી કર, અને તાહરી નીખાલેશ બંદગી પાક પરવરદેગાર જરૂર સાંભળશે!"

મેં, તે ઉપરથી, તરતજ બીડાને ઇસારત કીધી, અને તે અને હું લીલાનાં બીછાણાં આગળ ગુઠણભંડીએ પડયાં. અમોએ અમારા હાથ જોડયા. લીલાએ પણ હાથ જોડયા, અને અમો તરત બંદગી શરૂ કરવા જતાં હતાં જેવામાં, અમારા હોઠ તે પવિત્ર કલામો માટે ઉંઘડી શકે તે આગમચ, કોઇએ બાહેરથી લાત મારવાના સબબે તે બેડરૂમનું બંધ બારણું એક કડાકા સમેત ઉંઘડી ગયું, પછવાડે નોકર નફરોની ગડબડના અવાજ આવ્યા, અને દીવાનો કલેર બીજીજ પળે તે ઓરડામાં કુદકા મારતો જુસ્સાભેર ધસી આવ્યો, જ્યારે ઓ ગજબ! તેના હાથમાં એક સફેદ ગુલાબ ઉંચો અને દેખીતો પકડેલો હતો!!

લેડી લીલા ભયની એક ચીસ સમેત એ જોતાં પોતાનાં બીછાણાંમાં ચમકી ઉઠી, અને ઉઠીને બેઠી.

---

## પ્રકરણ ૨૨૮.

"હું લાવ્યો! હું લાવ્યો!" મૅડ કલેરે અંદર આવતાં સાથે હર્ષીત જીગરે પોકાર્યું, "જો લીલા, હું આપણે વાસ્તે અંતે તેં માગ્યું હતું તેમ ઝેર પાયલું ગોલાબ શોહધી લાવી શકયો!"

"દુર થા! દુર થા! માહરી આગળ ના આવતો!" લીલાએ ચીસેચીસ પાડી, "માહરી આગળ ના લાવતો! પલીદ, તું કાંહાંથી ફુટી નીકળ્યો અમારી બંદગીમાં ખલલ કરતો?"

"હું અને બીડા પણ પુશકળ બીહીધાં. પેલા દીવાનાનો ભખી ખાધેલો અવતારજ તે કીસમનો બીહીક લાગે તેવો હતો. તેના પોશાકનું કાંઇ ઠેકાંણુંજ નહીં હતું. ઝાડીઝાંખરાં માફક દાઢી યેમ્યા વધી ગયા હતા, અને તેની દીવાંની આંખો સાથે તે જોતાં બીહીક લાગે તેવોજ નજરે આવતો હતો!

"એડવીન કલેર, જરા શાંત થાઓ," હવે તે દીવાનાને સમજાવીને શાંત કરવાની મતલબથી મેં આગળ પડીને ઘણી નરમાશથી કહયું, "લેડી લીલા બીચારાં મોહતની છેલ્લી ઘડીપળમાં છે."

"આવો તમે, માહરી સાથે ઓરડામાંથી બાહેર આવો," લીલાની ઘરડી હાઉસકીપર અને બે ચાર નોકરો જે કલેરની પુઠે ઘણાં બીહીધેલાં તે ઓરડામાં દોડી આવ્યાં હતાં તેઓમાંથી તે હાઉસકીપરે તે દીવાનાની આગળ જઈ તેને ઘણું સમજાવીને કહયું,—અને તેણીએ તેનો હાથ પકડયો.

"અરે છોડ માહરો હાથ, દીવાની!" કમબખ્ત કલેરે ચીસ પાડી, "જોતી નહીં માહરા હાથમાં શું છે તે? આમાં ઘણુંજ પુરતું ઝેર છે. હું ચાહું તો તમો બધાંને એક લેહેજામાં અબઘડી માહરા પગ આગળ મુરદાં કરી નાખું! મને યમદેવે બધાંને જાંનથી મારી નાંખવા

પોતાનો પ્રતીનીધી ઠરાવીનેજ અત્રે મોકલેલો છે!"—અને તે એક દીવાનાના ભયંકાર તોરનું મોટે સાહદે એમ કેહતાં હસ્યો. "ચાલ, બાહેર જા. તમે બધાં નોકર નફ્ફરો ઓરડામાંથી બાહેર જાઓ!"—અને તેણે તે હાઉસકીપરને તેમજ તેણીની મદદે આવેલા નોકરોને એવાં તો બીહી-ધરાવ્યાં કે તે બધાં પોતાના જાંનની સલામતી વાસ્તે દેહસ્ત ખાધેલાં તે ઓરડામાંથી ઝપોઝપ પાછાં બાહેર નાહસી ગયાં, અને ક્લેરે તેઓનાં બાહેર જવા પછી બારણું ધમધમાત સાથે અફાળીને બંધ કરી લીધું. તેણે વળી બારણાંમાં જે કુંચી હતી તે કળમાં તરત ફેરવી દાધી, અને કુંચી કાઢી લઇને પોતાનાં પાટલુનના ખીસામાં ઠેસવી. એ બધો વખત તે સઘળું કામ તેણે દાબે હાથેજ કર્યા કીધું, કેમજે તેના જમણા હાથમાં તો પેલો ઝેરી ગુલાબ પકડેલો હતો, કે જે જાંણે તેના જાંનનો જીવનગાળો હોય તેમ એક ઘડી પણ પોતાના હાથમાંથી છોડતો કે વીહીલો મુકતો નહીં હતો! એ બધું આંખ ઉંઘાડીને પાછી બંધ કરયે તેટલા ટુંક અરસામાંજ બની ગયું—એટલા ટુંક અરસામાં કે અમે તે દીવાનાની મતલબ સમજયે અને વચ્ચે પડયે તે આગમચ તો પેલાએ બારણું એ મુજબ અંદરથી બંધ કરીને કુંચી સ્વાધીન લઈ લીધી, અને અમો ત્રણેને તે ઓરડામાં કેદ કરી મુકયાં! હવે, તેથી, માહરી ખાત્રી થવામાં કાંઇ બી બાકી નહીં રહી કે બાહેરથી મદદ મળવાનો માર્ગ બંધ કરી નાંખીને હવે તે ખુંની આ બંધ ઓરડામાં કાંઇ બી સત્યાનાસી કે ઉપરાસાપરી મોહતની ખાનાખરાબીજ નીપજાવવાનો હતો!

"ઓ, તું છે કે, ઍલન?" તેણે બારણું બંધ કરીને પાછો ફરતાં હવેજ મને જોઈ અને ઓળખી હોય તેમ કહયું,—અને બીડા તરફ ફરતાં ગુસ્સાથી ધુરકીને વધાર્યું, "તું કોણ છે રે, પોરી? તું શું કરવા અહીં આવી? પણ તમે બેઉ જાઓ જાંહનમમાં! તમો બેમાંથી એકની બી સાથે મને હાલ કાંઇ કામ નથી. મને તો માહરી લીલા સાથેજ કામ છે. અમો બેઉ બાગીદાર છીએ."—અને વળી તે દીવાના તોરનું મોટે સાહદે હસ્યો, "અમે અત્યાર સુધી બધું ભાગ હીસ્સામાંજ કામ કીધું છ, અને તેથી હવે ભાગીદારીના ભાગ હીસ્સામાંજ સાથે મરવાનાં બી છીએ! તમોને તો તે જોવાની મજાહ પડશે."

"ઍડવીન, ઍડવીન, શાંત થા!" લીલાએ હાથ જોડીને કહયું, "મને શાંતીમાંજ મરવા દે. જો, હવે માહરામાં કાંઇજ જીવ બાકી રહયો નથી. હું મોહતને બીછાંણે મરવા સુતેલી છું!"

"એમ તો મને પેલી તાહરી હાઉસકીપર બી નીચે કહેતી હતી!" ક્લેર તુચ્છકારનું હસ્યો, "તે લોક તો બધાં એમ જુઠું કહીને મને તાહરી આગળ ઉપર આવતો અટકાવવા માંગતાં હતાં, પણ તે હું માનું કાંય?"

હવે હું હીંમતથી પાછી આગળ પડી, અને મેં સમજાવીને કહયું, "મી૦ ક્લેર, એ જુડી વાત નથી, આએ બાઇને વાસ્તે જો તમોને જરા બી પ્યાર હોય—"

"પ્યાર? માહરી લીલીને વાસ્તે પ્યાર?" અને મોટા ગડબડયા સાહદે હસી પડીને તેણે પાછું પોકાર્યું, "હા, કાંય નહીં? કોઇ વખત પ્યાર તો કોઇ વખત ધીકકાર ને ખાર! પણ હમણા—સબર કર—હમણાં પ્યાર છે કે ધીકકાર ને ખાર? મને વિચાર કરવા દે! મને યાદ થવા દે!"—અને તેણે એક દીવાનાનાજ તોરથી વળી માથું હાલ્યું.

એજ વખતે મેં જોયું કે બીડા કાંઇ તૈયારીમાં હતી, અને તે જોતાં હું દેહસ્ત ખાઇ ગઇ. દેખીતા રીતે તે કુદકો મારીને ક્લેરના હાથમાંથી પેલો ઝેરી ગુલાબ ખેંચી લેવા માંગતી

હતી, પણ હું તે કેમ થવા દેઉં? એક દીવાના ઝનુનીનાં દીલમાં શેહતાંન્યત જોર સમાયલું કેહવાય છે, અને કલેર બીડાને એક લેહજામાં માહત કરીને તેનો વારો આવતાં તેણીને જાંનથી મારી નહીં નાખે તેની શી જામીનગીરી હતી? મેં, તેથી, કલેર જોવા અને સમજવા પાંમે તે આગમચ તેણીનું કાંડું પકડીને એ હીલચાલથી એકદમ બાઝ આવવા તેને સખ્ત ફરમાશ કરી, અને ત્યારેજ તે પાછળ હઠી.

લેડી લીલા એ બધો વખત મરતે હાલ બેસીને તમાશો જોયા કરતી હતી, અને તે દેખીતી અત્યંત નબળી પડતી અને સુસ્ત અદાઓની થઇ ગઇ હતી. તેણીએ વળી બી દયા ઉપજે એવી કાકલુદીઓથી કલેર તરફ જોયું.

"કંગાળ કમીના!" તેણીએ તે પછી પુકારીને કહયું, "મને જરા શાંતીમાં મરવા તો દે? માહરી આખી જીંદગી તો તેં બરબાદ અને ધુળ કીધી—સુખ ને મનની નીરાંતનો એક કલાક વટીક તેં મને કદી જાણવા દીધો નથી, પણ હવે મરતી વખતે તો મને જરા શાંતી આપ? તું આદમી સરજાયોછ કે શેહતાંન? જો તું છેકજ દીવાનો નહીં થઇ ગયો હોય તો—"

"દીવાનો?" કલેર મોટે સાહદે બીહીક લાગે તેવું પાછું હસ્યો; "કોણ કેહછ કે હું દીવાનો છું? હું દીવાનો કયારે થયો? હું તો બડો સ્યાણો છું! કોઇ વખતે મને લાગેછ કે તમે બધાં દીવાનાં થઇ ગયલાં છો! તમે બધાં! આખી દુન્યા! મને લાગેછ કે હું એકલોજ ડાહયો છું; પણ વારૂં, તું કહેવા શું માંગેછ, લીલી?"

"હું એમ કેહવા માગુંછ કે તું અબઘડી અહીંયાંથી નાહસી જા! તાહરા પોતાના જાંનની સલામતીને વાસ્તે એકદમ ઇંગ્લાંડ છોડીને જતો રેહ," લેડી લીલાએ સમજાવ્યું, "જો સાંભળ! ધ્યાંન કર! મેં માહરૂં તમામ પાપ કબુલ કરી દીધેલું છે. આપણે જે જે ભયંકાર ગુનાહો કીધેલા છે તે હવે જણાઇ ગયલા છે!"

"કબુલ કીધું? જણાઈ ગયું?" કલેરે ચીસ પાડી,—અને જાણે તેનાં મગજમાં અચબુચ એક પ્રકાશમાન રોશણી થઇ ગઇ હોય તેવું દેખાયું, "કોણને જણાઈ ગયું? કોણ આગળ તેં કબુલ કીધું? આએ બે દાકણો આગળ?"—અને તે સરબસર ખુંની અદાઓથીજ અમો બંને ભણી હવે ઉશ્કેરાયલો જોવા ને ધુરકવા લાગ્યો!

"નહીં, નહીં, એ લોકો આગળ નહીં," લીલાએ તેની ખુંની મકસદ પાંમી જતાં ગભરાઇને ચીસ પાડી, "એ લોકો આગળ નહીં."

"ત્યારે?"

"પાદરી આગળ!"

"તું જુઠી છે, ચંડાળ!" કલેરે દીવાનાં ઝનુનથી કહ્યું, "પાદરી આગળ તેં કબુલ કીધું હોય તો તેમાં બીહવાનું શું હોય? પાદરીઓ પોતાની આગળ થયલા એકરાર કદી કોઇને જાહેર કરતાજ નથી; પણ હું સમજી ગયોછ કે તેં હમણાં આએ બેને બોલાવીને એ લોક આગળ બધું કબુલ કીધુંછ, અને ત્યારે તું જીવવી કાંય જોઇએ, ઍલન પર્સી?"—અને તે ઉશ્કેરાતથી માહરી ભણી ફરયો,

"નહીં, નહીં, ખબરદાર!" ગરીબ લીલાએ ગભરાઇને ચીસેચીસ પાડી; "એને જરા બી હાથ ના લગાડતો! એને જરા બી હેરાન ના કરતો!"

"એ બેઉ મરવીજ જોઇએ! એ બેઉ મરવીજ જોઇશે!" કલેરે ઝનુનથી દાંત પીસી કહ્યું, અને તેનો ખુંનખાર ચેહરો જોતાં માહરાં હાડેહાડ મરી ગયાં! એકજ પળ, અને એક દીવાંની ચીસ સમેત માહરી પર ઉછળીને તેણે મને ગલીચીમાંથી પકડી, જ્યારે મેં જાણ્યું કે માહરા કલાકો—બલ્કે મિનીટો વટીક ગણાઈ ચુકી હતી. બીડા, એમ છતાં, એક વાઘણની અદાથી માહરા બચાવમાં માહરી બાજુમાં ખડી હતી; પણ અમે બંને જણાંઓનું ગમે એટલું બળ કામ આવે એમ લાગ્યું નહીં. બીડાને અંતે તેણે એક ઝનુની અને જોરાવર અછાતથી ભોંય પર પટકી નાખી, અને પેલી કારી કટારી જેવાં ઝેરી ગુલાબનો જાલીમ દસ્ત, તે ઝેર મને સુધાડી દેવાનાં ઝનુનથી, બીજીજ પળે તેણે હવામાં ઉંચે ઉંચકયો. એજ પળે એક ઝનુની વાઘણની અદાથી એક ભયભીત ચીસ સાથે લેડી લીલાએ પોતે પલંગ પરથી નખાવી દીધું, અને તેજ છેલ્લામાં છેલ્લી જીવ સતોસત પળે માહરી આગળ ધસી આવી તે ગુલાબ તે ખુંનીના હાથમાંથી ઝટક મારી અચબુચ તેણીએ ઝુંટવી લીધો, અને બારીએથી બાહેર રસ્તામાં ફેંકી દઇને તે કરપીણ ખુંનીને બેબાખરો અને માહત કરયો!!

પણ તેટલુંજ! તેટલું કરી લીધા બાદ તરતજ તે જ્યાં ઉભી હતી ત્યાં તેણીએ એક મોટો ઝોંક ખાધો, અને હું અથવા બીડા તેને અમારા હાથમાં ઝીલી લઇએ તે આગમચ તો તે એક દચકાં સમેત તુટી પડી, અને તેનો પાપી આત્મા તેજ વખતે આખર થઇ ગયો!

મને પહેલાં તો કાંઈ સમજ બી નહીં પડી, પણ મેં લીલાને તરતજ માહરા ખોળામાં ઉંચકી લીધી, અને જોકે તેની આંખો ખુલ્લી હતી, પણ તે છતાં તેને ખોળામાં લેતાં સાથે મેં તરત જાંણ્યું કે તે લાશ થઇ ગયલી હતી, બીડાને પણ તેમજ લાગ્યું, અને તેણીએ રડી દઇને કહયું કે "અંતે તમારો આટલી વખત જીવ લેવાને ટાંપનારી છેલ્લી ઘડીએ ખરેખર તમારો જાન બચાવા પોતાનો જાન આપીનેજ ગઇ!"

"ખરૂં છે. બીડા," મેં મોટી ગંભીરાઇથી કહયું, "ખોદાની પનાહ એના આત્માને!"—અને અમો બંનેએ અમારા વચ્ચે માનથી ઉંચકીને તેનાં રવાંનને પલંગ પર સુવાડયું.

પેલો ખુંની તો તદન ગાફેલજ થઇ ગયો. તે તો અરધાં વકાસેલા દાચાં સાથે જ્યાં ઉભો હતો ત્યાં ઉભોજ રહી ગયો હતો! લીલા મરી ગઇ હતી એમ તેને બી ખ્યાલ થઇ શકયો હતો, અને તેથી તે પુરનો ડર ખાઇ ગયલો દેખાતો હતો. મેં તે તેની નબળી પળોનો એકદમ લાભ લીધો. "જો, ઓ ખુંની!" મેં ઘણા જુસ્સાથી કહયું, "તેં અંતે એ બીચારીનો જીવ લીધો! તેંજ એ કમબખ્ત અબળાની બધી ખરાબી ને પાયામાલી કીધી, અને છેલ્લે તેને શાંતીમાં મરવા વટીક નહીં દીધી, પણ હવે તું બચવાનો નથી. અમે તુંને બચવા દેવાનાંજ નથી. તાહરા મામાનો ખુંની તુંજ છે, અને તું હવે જીવતો રેહવાનો નથી!"

"એટલે, તું શું મને પકડાવશે? તું શું મને પુલીસને સ્વાધીન કરશે?" તેણે દાંત કચકચાવી કહયું,—અને પેલુંજ દીવાનું ઝનુન તેની આંખમાં વળી ફરીને ઉભરાઇ આવેલું સ્પષ્ટ જોઇ શકયુ.

"હું અલબત પકડાવશ!" મેં એમ છતાં હીંમતથી કહયું, કેમકે હવે મને તે બીન-

હથ્યારી હોવાથી ઝાઝું બીહીવા જેવું લાગ્યું નહીં. "તાહરેથી અહીંથી જવાશે નહીં."—અને મેં બીડા તરફ ફરીને વધારયું, "જા, બીડા બારી આગળ જા ને બુમ પાડ! આદમીઓને કેહે કે બારણું ભાંજીને તરત અંદર આવે!"

"એમ છે તો આવી જા!" કલેરે દાંત પીસીને કહયું, "તાહરું મોહત તાહરે માંથે ભમેછ તો હું તૈયારજ છુ!"—અને તે માહરાં આંગ પર ધસી આવ્યો, જ્યારે મેં બચાવમાં બાજુમાંની ખુરસી ઉંચકી, પણ માહરી ફાવત થઇ નહીં. હું માહરા બચાવમાં તે જોરથી તેનાં માથાંમાં જરૂર મારતે, પણ હું તેમ કરી શકું તે આગમચ તો તેણે તે માહરા હાથમાંથી આસાનીથી છીણવી લીધી, અને એક ધડાકા સાથે બાજુમાં ફેંકી દીધી. બીડા એ દરમ્યાનમાં બારીએથી બુમાબુમ કરીને માહરો જોખમ જોતાં માહરી બાજુમાં પાછી ધસી આવી હતી, અને કલેર મને નાંખી દઇને માહરૂં ગળું ઘુટી નાંખવા જતો હતો તેવામાં તેણીએ પછવાડેથી દોડી આવીને તેને અજબ જેવાં જોર અને ઝનુનથી ખેંચી કાઢયો અને પટકી નાખ્યો! વળી હવે તે એકદમ ખુંન પર ચઢેલી તેની છાતી પર પણ તરજ ચઢી બેઠી, ને તેજ વખતે પટ દઇને તેનાં ગજવાંમાંથી કાંઇ પડયું, જે મે ખુશાલી વચ્ચે જોયું કે પેલાં બારણાંની ચાવી હતી! મેં, તેથી, તરતજ તે જોતાં ઉંચકી લીધી, અને એક સેકંડમાં બારણું ઉંધાડી નાંખ્યું કે બાહેરથી બારણાંને જે હડસેલા મારી રહયાં હતાં તે બધાંઓ લાકડી સોટા સાથે તરત અંદર ધસી આવ્યાં!

પણ તે એ દીવાનાને માટે ઘણું થઇ પડયું. તેણે એક જોરાવર ઝટકાથી બીડાને પોતાની છાતી પરથી બાજુમાં ફેંકી દીધી, અને તે કુદકો મારીને ઉઠીને ઉભો થયો તેવો ઉછળીને બારીની બેર પરજ ચઢી ગયો, જ્યાંથી એક સેકંડમાં તો તેણે બારીની બાહેર દીવાનાં જોશેથી નખાવી દીધું!!

આ બધું ખયાલ નહીં થઇ શકે ને ખ્યાંન નહીં કરી શકાય એટલું બધું જલદી બની ગયું હતું, અને અફસોસ કે એ બધી અછાડપછાડ અને મોહત જીવતની મારામારી એક રવાંન પડયું હતું ત્યાંજ થતી હતી! કેવી અપવિત્રાઇ! કેવું નહીં ખમી શકાય એવું ધાટકીપણું! મોહતનો ઓરડો જ્યાં અદબ અને શાંતીજ જોઇએ, ગમગીની અને નરમાશ જોઇએ—ત્યાં આ બધું તોફાન બરપા થવા પાંમ્યું હતું, અને પેલાં નોકરનફરોએ આવતાં સાથે પોતાની શેઠાંણીને જોઈ એટલે જે સત્યાનાસી થઈ ચુકી હતી તે પાંમી જવાથી દંગ થઇ તેઓ તે લાશને જોતાં ઉભાં.

"હા, ગરીબ બીચારી!" મેં કહયું, "એનો આતમા આખર થઇ ચુકયોછ! હવે એ સદાની શાંતીમાં સુતેલી છે!"

હવે બીડા કે જે એ દરમ્યાન બારીએ જઇને ટીંગાઇને નીચે જોતી હતી તેણીએ પાછું ફરીને ગમગીનીથી કહયું, "હું ધારૂંછ કે બુરો કલેર બી ખુદાને બાર પોતાનાં પાપી કામોનો હીસાબ આપવા જઇ ચુકયોછ!"

અને તેમજ હતું! બીડાને એ બોલતી સાંભળતાં સાથે અમો સઘળાં એક સાથે દાદર પર ધસારો લઇ જઇને નીચે ઉતરી ગયાં, અને ત્યાં જઇને જોયું તો કલેર પણ લાશ થઇ ગયલો હતો. બને બુરા આતમાઓ થોડી થોડી મિનીતના અંતરે સાથેજ ફરાર થયા હતા—એટલુંજ

કે લીલા મરતી ઘડીએ માહરો ને બીડાનો જાન બચાવવાનું એક મોટું પુંણ્ય હાંસલ કરીને મુઇ હતી.

પણ કલેર શાથી મરી ગયો ? વાહલાં વાંચનારાંઓ જાંણીને અજબ થશે કે જે હથ્યારે તેણે પોતાના જૈફ મામાનો જાંન લેવાડયો હતો અને બીજા બી જાંન કદાપી લીધા હશે અથવા લેવાની પેરવીઓ કરી હશે તે અને તેજ કાતીલ હથ્યાર વડે તેણે પોતે પોતાનું બાકી હૈયાત પોતાને હાથે કાપી નાખ્યું હતું! હું પોતે પણ તેને મુવેલો જોતાં સાથે પેહલે અજબ થઇ, કેમકે તે તો ફુલના કયારાઓની વચ્ચે પડેલો હતો, અને માળ કાંઇ ઘણો ઉંચો નહીં હોવાથી પડતાં સાથે મોહતજ નીપજવું જોઇએ એમ તો કાંઇ નહીં હતું. ખરેખર તો તેનાં શરીર પર એક ઘસારો બી નહીં લાગ્યો હતો, કે ન તો કાંઇ અવયવ ભાગ્યો હતો. એક છાંટો લોહી પણ નહીં હતું. તેણે તો તાઇટ બીડાયલા હાથમાં પેલો ગુલાબ જે લીલાએ બારી વાટે બાહેર નાંખેલો હતો તે પકડેલો હતો, અને તેથી માલમ પડતું હતું કે નીચે પડતાં સાથે તે ગુલાબ તેને મળવા અથવા દેખાઇ આવવાથી દીવાનાં ઝુનુન વચ્ચે તેજ સુંધીને તે આખર થયો હતો !

એ રીતે તે એક ખરી ઝળકતી પણ તેટલીજ નેહસ્ત અને સરબસર દોજખી કારકીર્દીનો અંત આવ્યો. તે આપઘાતથીજ ફના થયો. તેણે ખુંનોથી શરૂઆત કીધી હતી, અને આપઘાતથી તેની પોતાની સમાપ્તી આવી. તે દહાડો માહરી આ મોટી વારતામાં મને સૌથી ઘણો યાદગાર રહયો, કેમકે માહરી ઇજ્જત અને જાંન પર ટાંપનાર બબે જાલીમો, કે જેઓએ ઘણીક વાર માહરી ઇજ્જત અને માહરા જાંનની બરબાદી કરી નાખવા પર અનીકના તારા તોડયા હતા તેઓ લગભગ સાથેજ—એકજ દાહડે આ જહાનથી વાસો ઉઠાવી ચાલતાં થયાં હતાં. અફસોસ એટલો હતો કે લીલા જેમ સંપુર્ણ પશ્ચાતાપ પછી મરવા પાંમી તેટલાંથી બી બુરો કલેર તો મરતી ઘડી સુધી બેનસીબ રહયો.

કલેરની લાશને અંદર લઇ જવામાં આવી, અને તે બંને મરનારોને લગતો ગભરાત કલાકેકમાં નરમ પડયો એટલે મેં ત્યાં જાસ્તી ખોટી થવાનું હવે કાંઇ કારણ જોયું નહીં. કેવા સંજોગોમાં એ બેઉ મોહત થયાં હતાં તે બધી વીગત મેં હાઉસકીપરને કહી, અને કોરોનરની જુરીમાં માહરૂં કામ પડે તો મને બોલાવવા પુલીસને આપવા સારૂ માહરો કાર્ડ પણ હું તેને આપી આવી. પેલો ગુલાબ મેં સાચવી રાખવા કહયું. માણસો તો તે કલેરના હાથમાંથી છોડાવી નાખીને બાળી નાખવા તૈયાર થયાં હતાં, પણ મેં મના ફરમાવી. મેં કહયું કે સરકારી એનેલાઇઝર આગળ તપાસને વાસ્તે ઘણું કરીને તો એ કોરોનર મોકલી આપવાનો હશે, એટલે કોઇબી સુરતે એ જુરી આગળ રજુ કરવા રાખવો તો જોઇએ; અને જેમ કલેરે હાલમાં તે ટાઇટ પોતાના હાથમાં પકડેલો હતો તેમજ કોરોનરની તપાસ થતાં સુધી રેહવા દેવો જોઇએ.

અને પછી આ ખુંનામરકીનાં ધામમાંથી રૂખસદ લેવા આગમચ બીડાને લઇને ફરી એક વાર હું લીલાનાં રવાનને સેવટનો સેજદો કરવા ઉપર ગઇ. તે સેવટની શાંતીમાં સુતેલી હતી, અને જોકે આંખ ખુલ્લી રહી ગયલી હોવાથી જરા બીહીક લાગે તેવું દેખાતું હતું, તોપણ અસલમાં તે ચેહરો ખુબસુરત હોવાથી મોહતના હાલના રીકાસ વચ્ચે બી તે ઘણી ખુબસુરતજ લાગતી હતી. તેના બાલ જે ઘણા લાંબા અને ભરાવદાર મોટા હતા તે હાલમાં તેનાં માથાં

નીચે ઢગળો થઇ પડેલા જાંણે તેને તકીયો કરી આપતા હતા, અને અરે, આવી એક નાઝુક પંખનીને પોતાના ધણીની કાતીલ થવા કેમ ગમ્યું હોશે, અને આવા એક નાલાયકના પ્યાર ખાતર ખુંની થવાના હાથજ કેમ ચાલ્યા હશે તે હાલમાં આ લાશ જોતાં બી મને પાછું ને પાછું ઘણું અજબ કરતું હતું.

---

## પ્રકરણ ૨૨૯.

અમો તે પછી પાધરાં 'કારશલતન હાઉસ'માં જવા નિકળ્યાં. મેં માહરા કોચમેનને ગાડી ત્યાંજ લેવા કહયું. માહરો વાહલો હેંનરી ત્યાં હતો, ને હું અહીં આવવા નીકળી ત્યારે માહરા પપાને બી મેં હેંનરી આગળજ મોકલેલા હતા, એટલે તે લોકને જઇને એ બધી હકીકત જાહેર કરવા હું ઘણી તરસતી હતી.

હવે અમારી ગાડી કલેરના બંગલા પર થઇનેજ જવાની હતી. વાંચનારાં સાહેબો યાદ કરશે કે કલેરનાં મકાંનથી સેંટ જોન ઉડવાળો લીલાનો બંગલો થોડેજ દુર હતો. મેં કલેરનાં મરણ બાબે એ બંગલામાંના માણસોને ખબર આપવા એક આદમીને મોકલી આપ્યું હતું, અને હું લીલાને ત્યાંથી નીકળી તે આગમચ કલેરનાં બે ત્રણ આદમીઓ ત્યાં દોડી પણ આવ્યાં હતાં; અને હાલમાં તેજ રસ્તે માહરી ગાડી જતી હતી, તેવામાં અચયુચ માહરા કોચમેન થોમસે અમારી બ્રોહામ રેન ખેંચીને એક આંચકા સમેત ઉભી કીધી. હું ઘણી અજબ થઇ. એ વળી શું હતું? અને હું પુછવા જતી હતી તેટલાં બીડાએ તેની તરફની બારી આગળ માહરૂં ધ્યાંન ખેંચ્યું. એક કુમ્મરમાંથી તમામ વળી ગયલા બુઢયા ભીક્ષુક લાકડીના ટેકા પર એક દેડકાની માફક ઠેકા મારતી અમારી ગાડીનાં બારણાં ભણી આવતી હતી, અને તે એટલી તો ચીંઠડેહાલ હતી—એવી રીતે તેનાં કપડાંના વાવટેવાવટા ઉડી ગયા હતા કે તેનું અરધુંઅરધ દીલ નગન હતું, અને હું ખરૂંજ લખું છું કે એવી કંગાળ્યતની છેલ્લામાં છેલ્લી પંકતી પર ઉતરેલી તે નાચીજ ઓરતને પેહલાં તો મેં ઓળખી બી નહીં. તે કોણ હતી? તે પેલી ઝેરી નાગણ ઘરડી બૅટી હતી, જેણે ઘણાંક ખુંનોમાં પોતાનાં દોજખી આંગની શામેલગીરી આપેલી હતી!

તેણીએજ તે ગાડી ઉભી કરાવી. કોચમેન થોમસે પછીથી મને કહયું તેમ તેણે કાંઇ એવી રીતે તો સત્તાધીશ રૂપે ગાડી ઉભી રાખવા તેને ઇસારત આપી કે તે તાબે થયા વીના રહીજ નહીં શકયો. તેણે જોયું કે આ કોઇ સાધારણ જાતની ભીક્ષુક નહીં હતી, અને મને કાંઇ જરૂરનું કેહવાજ ગાડી ઉભી રખાવતી હતી, જેથી તેણે ઉભી રાખી.

"મેં તાહરી ગાડી ઉભી રખાવી, ઍલન," તેણીએ તે પછી માહરી ગાડીની બારી આગળ ધસી આવીને ગુસ્સાથી કહયું, "હું તાહરે ઘેર જઇ આવી, અને તે લોકોએ મને કહયું કે તું આએ તરફ આવીછ, તેથી હું તુંને આએ તરફ શોહોધતી આવી. મને ગાડીમાં બેસાડી લેશે?"

હું કમકમી. આવી એક નેહસ્તમાં નેહસ્ત ગુનેગારનો પડોશ મને હવે કેમ ગમે? તેની જાતવાળી બીડા પોતે પણ કમકમી. અમે તરતનાંજ તેનાં પલીદ પાપના પુરાવાની વાતો સાંભળી આવ્યાં હતાં, અને તે સઘળું અમારાં મનમાં એટલું તાજું હતું કે તેનો નાપાક સ્પર્શ હવે અમે બેમાંની એકને બી જાંણે ગમ્યોજ નહીં!

"કેમ, તું આનાકાની કરેછ, છોકરી?" તેણીએ માહરા જવાબને વાસ્તે જરા થોભીને અરધા ગુસ્સાથી કહયું, "શું માહરાં આએ ફાટાંતુટાં ચીઠડાંથી તું સુગાયછ? એમ તો કેલવેડન હૉલમાંથી આવતાં તાહરી ગરજ હતી ત્યારે તેં એકજ ગાડીમાં માહરી સાથે મુસાફરી નહીં કીધેલી કે? તું ના માહરાં ચીઠડાં જોઇને એટલી કમકમતી! હું શું કરૂં? માહરી પર પૈસા-ટકાની ઘણીજ તંગી ને નાચારીની હાયવેળા આવી ગઇછ. લેડી કેલવેડનને સારી કીધી તેની ફી તરીકે તેં તો મને એક મોટી દોલતજ અપાવી હતી, પણ તે સખે ખાવાનું માહરી સરજતમાં હોય ત્યારે કેની? એવા તો હજારો વખત હજારો આવ્યા ને પાણીના પરપોટા માફક હજારો સાફ થઈ ગયા! માહરી આખી જીંદગી એમજ બળી ગયલી છે, ને હું કંગાળજ રહી ગયલી છું. આએ વખતે તો હવે સાચવીને ખરચવા હું ફ્રાન્સ જઇ રહેલી હતી, અને એક ખુંણામાંજ મરી રહેવાનો માહરો પકકો ઇરાદો હતો, પણ કોઇ ચંડાળોને માહરી પાસે પુરતું હોવાની કાંઇ બાતમી મળી ગયલી હોશે જેથી ચોરોએ એક રાત્રે માહરાં ઘેર પર ધાડ પાડી, અને મને અરધી વગરની કરી નાંખી! 'જીસ મુલસે આયા ઇસ મુલસે ગયા ને નફામાં દો ઝુટયાં' તેવો માહરો હાલ થયોછ, અને ત્યારે મને કેહેની, આએ ચીઠડાં પેહેડવા જેવી હું મોહતાજ ન હોઉં તો સીલ્ક ને સેટીન માહરે વાસ્તે કાંહાં લેવા જાઉં?"

"ત્યારે અંતે તું પાછી આવી ઇંગ્લાંડમાં, કંગાળ ઓરત?" મેં ગુસ્સો કરીને કહયું, "પણ કાંઇ નહીં, હવે આવી તે સારૂંજ થયું. હવે સાંભળ ને ધ્રુજી મર કે જે બેને તે લોકોના ખુંની એરાદામાં તું હંમેશ મદદ કરતી રેહી હતી, અને જે લોકોને તેં તાહરા પલીદ હાથોથી આગળ રહીને ખુંની બનાવ્યાં હતાં તે તે બઉ આએ જેહાનથી થોડી થોડી મિનીતને અંતરે ફારેગ થયાં છે!"

"બેઉ? કોણુ બેઉ?" અને તે પુશ્કળ અજબ થયલી ડોળા ફાડીને માહરા બણી જોવા લાગી.

"તાહરા જેવાં દોજખીઓ દુન્યામાં હોય નહીં તો આએ ગરીબ ધરતીને એટલાં પાપનો બોજ ઉપાડવો નહીં પડે!" મેં ખરાં દીલના ઘણુા મોટા જુસ્સાનાં ઝનુન ને કમકમાતથી કહયું, કેમકે લીલાએ બધું તરતમાં જે મને બ્યાંન કરીને કહયું હતું તેમાં આએ ગલાચીની હીસ્સેદારી કેટલી બધી હતી તે હું હાલમાં ભુલી જઇ શકતી નહીં હતી.

"તું તાહરી ટકટક મરવા દે અને ખુલાસો કરીને કેહની?" પેલીએ એક મોટી શ્રીમંત જાદી કે શાહનશાહબાંનુ હોય તેમ પોતાની હાથની ખાંધથોડી ફફડાતથી જમીન પર ઠોકીને તકાજો કર્યો, "કોણુ બે મરી ગયાં! કલેર તો નહીં?"—અને કલેરનું નામ દેતાં તેનાં મોહો-તની તે તલબગાર અજબ જેવી હદ સુધીની આશાવંત થયલી દેખાઈ!

"લેડી લીલા મરણુ પાંમેલી છે!" મેં ખામખા તેની ગલીચ આશામાં તેને ટોવાવા તેને લીલાનીજ વાત કહી.

"શું તે મરી ગઇ?" તે અજબ થઈ, "શાએ મરી ગઇ? તે બીમાર હતી શું?"

"બીમાર?" મેં ટણુકો કર્યો, "જેને તેં ખુંની બનાવેલાં તે બીમારીનાં શાંત મોહતે મરી બી શકે કે? પણુ માહરે શું કરવા તાહરા જેવી એક કમીની સાથે એવી લાંબી લાંબી વાતો કરવા નાહક અત્રે ખોટી થવું જોઇએ? જા, હટી જા માહરી આગળથી, ને માહરી ગાડી

ચાલવા દે?"

"એટલું બધું કે?" પેલીએ ઝનુનથી કહયું, "હું હાલમાં છેકજ ગરીબ ને મીસકીન થઇ ગઇછ તેથી કે?"

"ત્યારે નહીં તો શું તાહરા જેવી એક પાપી ગુનેહગાર તેની જીંદગીની આખેરીમાં શાંતી ને આબાદીમાં રેહવી ને જીવવી જોઇએ?" મેં વધતો ગુસ્સો કર્યો.

"પણ વારૂં એ તકરાર છોડ અને મને કેહ તો ખરી કે તું કોઇ બે જણ મરી જવાની વાત કેહતી હતી તે બીજું કોણ મરી ગયું?"

"બીજું કોણ મરી જવું જોઇએ—સિવાય કે તેં દોજખી બનાવેલો તાહરો મસલતગાર કલેર?"

"કલેર મરી ગયો? શું તે ખરેખર મરી ગયો?" તેણીએ, તેના કદરૂપા ચેહરામાં જોતાં જાસ્તી બીહીક લાગે એવી ભયભીત હદ સુધી ખુશાલ બનીને, કહયું, "ત્યારે માહરી ગરીબ ઝારાનું વેર વળ્યું! પણ તે શાએ મરી ગયો?"

"તાહરીજ શીખવેલી તરકીબથી! તાહરાંજ આપેલાં હથ્યારથી! તે પેલા બનાવતી સુફેદ ગુલાબનું ઝેર સુંઘીને ફના થયો!" મેં મોટાં ઝનુનથી જવાબ કરતાં કહયું.

"હા!" તેણીએ પુકાર્યું,—અને તે જરા દબાયલી દેખાઇ.

પણ તેટલામાં તો બીડાની નજર કલેરનું સબ લેડી લીલાના બંગલામાંથી તેના પોતાના બંગલામાં એક કરકટી પર નાખીને તેના નોકરો લઇ જતા હતા તે ઉપર પડી, અને તેણીએ અમારૂં તે તરફ ધ્યાંન ખેંચ્યું. તે એક ઘણો ભયભીત અને અસરકારક દેખાવ હતો. તે લાશપર કાંઇ કાળું કપડું ઓઢાડેલું હતું, અને એક મુફલીસ ભીક્ષુકનું સબ બે ચાર ઢેડાઓ ઉંચકી જતા હોય એવોજ તે એક દીલ ધ્રુજાવનાર દેખાવ નજરે આવતો હતો. તે મરનાર પોતે તો એક લખ્ખોપતી હતો, અને તે લખ્ખો દગાથી ઉતાવળે હાથ કરવા જેણે એક જખુન ખુંન કરવામાં પણ ખાંચો ખાધો નહીં હતો!

તે બુઢયાએ હવે તે લાશ જતી જોઇ, અને તે લાશ જોવા માહરી ગાડીથી તે જરા અળગ થઇ, એટલે મેં કમકમાત વચ્ચે ગાડી એકદમ હાંકી જવાજ દોરી ખેંચીને ઘંટ જોરથી વગાડયો, અને માહરો કોચમેન તરત સમજી ગયો હોય તેમ તેણે એકદમ ઘોડો મારીજ મુકયો!

મને થોભવા ગમ્યુંજ નહીં. મને તેને ગાડીમાં સાથે લેવા કે એક પૈસો વટીક આપવાની દયા કરવા ગમ્યું નહીં. એવી એક પર દયા કરવી તે, મને તરત લાગ્યું કે, ગુનાહ કરવા જેવુંજ હતું, આ જીપસી ડાકણ સૌથી નેહસ્ત, નાપાક, નાલાયક હતી. તે દેખીતી રીતે પેએ પૈની હાલમાં પાછી માહેતાજ હતી, પણ તે ભુખે ટવળી ટવળીને મરી જાય તો તે બી ઘણું ઘટારત થયલું કેહવાય એમજ મને લાગ્યું. માહરે તો તેને પુલીસને સોંપવીજ સજાવાર હતી, પણ બેહેસ્તનશીન ઝારાને આપેલું વચન માહરે યાદ રાખવાનું હતું. માહરે તે ભુલી જવાનું નહીં હતું. વળી માહરી ગરજે એને પકડાવવાને બદલે, એના પાપના પુરાવાઓ મને તે આગમચ પુશકળ મળેલા છતાં, લેડી કૅસવેડનને ખાતર મેં એક વાર જો એની સોડ સાંધી હતી, તો હવે

તેને પકડાવાનું થોડોક જાસ્તી વિચાર કરી જોતાં મને ઘણું નામુંનાસેબજ લાગ્યું. મેં, તેથી, તેને તેનાં પાપે મરવા દેવાનુંજ વધારે પસંદ કર્યું, અને હું માહરી ગાડી હંકારી ગઇ.

અમો તે પછી કારશલટન હૉલમાં પોહોંચ્યાં, કે જ્યાં મેં જોયું કે માહરા બાપ અને વાહલો હૅરી ઘરડા અર્લ તેમજ કાંઉન્ટેસ જોડે વાત કરતા બેઠેલા હતા. તેઓ બધાં મને લેડી લીલાને ત્યાં વાર ઘણો લાગેલો જોઇ એવી તે શી રોકાણ થઇ હશે તે માટે અજબ થતાંજ બેઠાં હતાં, કેમજે જ્યારે લીલાની ચીઠ્ઠી આવી ને માહરે ઘરથી હું અત્રે આવવા નિકળી ત્યારે હું માહરા પપાને કહીનેજ આવી હતી, અને લેડી લીલાને ત્યાંથી થઇને પરભાડી હૅરી આગળ અર્લના મેહેલમાંજ હંકારી આવવાનું મેં જણાવ્યું હતું. તેઓ બધાં, તેથી, માહરી વાટ જોતાં બેઠાં હતાં, અને મને એટલું મોડું થયલું હોવાથી થોડાંક ફ્કરમંદ વટીક થયલાં હતાં. મેં તે ઉપરથી ત્યાં પોંહોંચીને લીલાને બંગલે જે બન્યું હતું તે બધું એ વાહલાંઓ કને બ્યાંન કરીને કહયું ત્યારે તેઓ બધાં તે અજબ જેવી કેફીયત સાંભળી હદ વગરનાં હેરત થયાં—એટલે સુધી કે એની એજ વાતો કરતાં કલાકો અમો બેસી રહયાં, ને વખત કયાં ગબડી ગયો તે અમો પાંચમાંથી કોઇએ જરા થઇને જાણ્યું વટીક નહીં!

એ પછી છેક સાંહાંજે હું પપા સાથે માહરે ઘર પાછી ફરી. મને ડ્રૅસ કરીને પાછું 'કારશલટન હાઉસ'માં જવાનું હતું, કેમજે રાત્રે માહરા હૅરીની સાથે જમવા અવારનવાર—લગભગ રોજ—મેહરબાન અર્લ ને કાંઉન્ટેસ મને તેમને ત્યાં તેડબોલાવ કરતાં હતાં તેમ આજે બી બજીદ થઇને કહેલું હતું, એટલા માટે હું જ્યારે ડ્રૅસ કરવા માહરે ઘર પાછી ફરી, ત્યારે વળી ત્યાં મેં બીજા અજબ જેવા સમાચાર સાંભળ્યા, જે જાણવાથી ખુદાની ખુદાઈ માટે હું અને બીડા બની શકે તો વધતાં છક થયાં. બીડાનો અદરાયલો ભરથાર વીલ્યમ ત્યાં અમોને કાંઇ અજબ જેવી ખબર આપવા આવેલો અમારી વાર જોતો બેઠો હતો. તે વાંચનારાં સાહેબો જાંણે છે તેમ—હજી સુધી—લગન થતાં તુલક પેલા હિન્દી નવાબ સર રોબર્ટ ટૅંપલનીજ નોકરીમાં હતો, અને ત્યાં તેને એ અજબ જેવી ખબર મળવાથી તે અમને તે વાત કેહવા તેના શેઠની રજા લઇ હાંફ્ળો ફાંફ્ળો અમારે ત્યાં દોડી આવ્યો હતો. તે શું ખબર લાવ્યો હતો?

તે પેલી દોજખી બુઢ્યા-ઘરડી બૅટીનાં અજબ જેવાં મોહતનીજ ખબર લાવ્યો હતો! કેટલું અજબ જેવું! જાનધારી દેહ કેટલી તકલીદ છે, અને જીંદગાની પાણીના પરપોટા સમાન કેવી ફુકારયાં જેવી છે તેનો એથી બેહેતર દ્દષ્ટાંટ બીજો કયાં મળી શકે! આએ ઓરત બે ચાર કલાક પર તો જીવતી જાગતી, હડતી કડતી, અમારી ગાડી આગળ અમારી જોડે હજારો હોજાતોજી કરતી ઉભેલી હતી, અને તે હાલમાં આ જેહાંનથી ફારેગ થઇ પોતાના પાક પેદા કરનારને પોતાની નાપાક જીંદગીનાં કાળાં કૃત્યોનો હિસાબ આપવા ચાલતી બી થઇ ચુકી હતી! પણ એ કેમ બન્યું?

વીલ્યમ જે બાતમીઓ મેળવી લાવ્યો હતો તે મુજબ અમારી ગાડી હંકરાઇ જવા પછીથી તે તરત કસેરની લાશની પુઠે તેનાં મકાનમાં ગઇ. તે ચીસાચીસ પાડતી આદમીઓને ધકકા મારતી અંદર તક ઘુસી ગઇ, અને બરાડા પાડવા લાગી જે "મને જરા મરનારનો ચેહેરો એક વખત જોવા દેવો!" આદમીઓ, તેથી, બધા દબાઇજ ગયાં. તેમને તો કાંઈ સહમજ બી ન

પડે કે ચીઠડેહવાલ એ ભીક્ષુક જેવી ઓરત કોણ હશે, અને તેને તેમના મરનાર માલીક સાથ શું લાગતું વળગતું હોય કે તે એમ એવા જોર શોહોરથી તેનો ચેહેરો જોવાનો તકાજો કરી શકે! અને કેહજો તે લોક તેમની એ હદ વગરની અજાયબીની ગાફેલીથી ફારેગ થાએ તે પેહલાં તો એ બુઢયા જ્યાં લાશ પડી હતી ત્યાં ધસી ગઇ, અને તે લાશને ઓઢાડેલું કપડું ખેંચી કાઢી કલેરનો મોહતની શાંતીમાં શાંત થયલો ચેહેરો જોઇ હર્ષીત જીગરે તેણીએ પુકાર્યું, "હા, તુંજ! તુંજ! હવેજ માહરૂં વેર વળ્યું! ઝારા દીકરી, હવે તો તાહરો આત્મા તાહરી કબરનાં ખુણુંમાં શાંતીથી સુશે કેની? જો, તાહરી ખરાબી કરનાર ને તાહરો જીવ લેનાર જાલીમ આએ સુતોછ!—આએ!—આએ!"—અને કેહજો એમ કેહતાં સરબરસર દીવાનાં ઝનુનમાં ચીલ્લાતી તે ભૅડ બુઢયા તે લાશ પર એટલી વાંકી વળી, અને ઝારાની યાદમાં બબડતી હોય તેમ તે લોથ પર માંથુ નાખીને પડેલી કાંઇ બંદગી કરતી એવી રીતે એકાદ પળ પડી રહી કે પાછી ઉઠીજ નહીં, ને સાહવધ થયલા નોકરો તેને પાંખડું પકડીને બાહેર ફેંકી દેવા આગળ ધસી ગયા ત્યારે જણાયું કે તેનો પલીદ આત્મા આખર થઇ ગયલો હતો!!

પણ તે શાથી એમ આખર થઈ? શું વિજળી પડી? ગોળી લાગી? હાર્ટ ફાટી ગયું? કશું એ નહીં! પછીજ નોકરોને સમજ પડી કે તે દોજખી પોતાનાંજ હથ્યારથી જબેહ થઇ મુઇ હતી! કલેરના ટાઢટ થયલા હાથોમાં ચીવટાઇથી પકડેલો પેલો ઝેરી નકલી ગુલાબ હજી એમનો એમ હતો તે તેણે જોયલો નહીં, અને તેની લોથ પર પડીને કીનાના સંતોષનું કાંઇ ભણતી અથવા શ્રાપ દેતી હતી ત્યારે કેથી આબાદ તે ગુલાબ પરજ તે વાંકી વળી હતી ને તે કાતીલ ઝેર તેના દમમાં એકજ ફુંફારા સાથે પેવશ થતાં તેનો દોજખી આત્મા ઉડી ગયો હતો!!

એ ખુદાના ઘરનો ગજબ હતો! એ કર ને જોનો ખુદાઇ ખેલ હતો! એથી બેહેતર થઇજ શું શકે? એથી બેહેતર મોહોત એવી એક પલીદી માટે સરજાઇજ શું શકે? નોકરોએ તો પછીથીજ તેને ઓળખી. તેઓમાંના કોઇ એકે ઓળખી, જ્યારે કે તેણીએ ઝારાનાં મોહોતનું કલ્પાંત કરયું. તેણે યાદ કરયું કે લુઇગીની તપાસ વખતે જે જીપ્સી બુઢયાએ તેમના શેઠ પર ઝારાના ખુંનનો આરોપ મેળી તેને કૉર્ટમાં પકડાવ્યો હતો તે એજ હતી, ને તે કરપીણ તેના મરવા પછી બી તેનાં મોહોત પર એટલી ખુશાલ ને શુકરગુજાર થતી હતી એ જોવાનું તે સઘળાંઓનાં હાડેહાડ ધ્રુજાવે એવું ભયભીત હતું!

અલબત તેઓ એ ડોસીનું મૃત્યુ શાએ થયું તે પહેલાંથીજ અને તરતજ કાંઈ સમજી ગયા નહીં. પહેલ્લાં તો તેમને કાંઇ સમજ બી નહીં પડે; પણ ઘણે મોડેથી એકનું તે ગુલાબ પર ધ્યાન ખેંચાયું—એ ગુલાબ સુંઘીનેજ કલેર આપઘાતથી આખર થયો હતો એ વાત બધાંને ખબર હતી, અને કોરોનર જુરી ભરે ત્યાં સુધી એ ગુલાબ મરનારના હાથમાં પકડેલો હતો તેમજ રેહવા દેવા ને તેનાથી ઘણી સંભાળથી દુર રેહવા મેં બધાને તાકીદ કરેલી હતી—અને તેથી હવે આ ડોસીનું મોહોત તેજ ઝેરથી નીપજ્યું હતું એમ જાણતાં લોકો થથરી ગયાં.

બીજે દાહડે જુરીઓ ભરાઇ. ત્રણ જુરી ભરાઇ—લીલા, કલેર અને ઘરડી બૅટીનાં મોહોતની, બધી સામટી કલેરનેજ બંગલે ભરવામાં આવી. આખાં લંડનમાં એ મોહોતોના

બાબ્લેસથી જબરો હોહોકાર મચી ગયો હતો, અને જ્યારે લોકોએ સાંભળ્યું કે એ મોહોતના સંબંધમાં આગેવાન જુબાંની માહરી થનાર હતી ત્યારે કલાકો આગમચથી કલેરનાં મકાંન આગળ લોકોની ગીરદી થવા માંડી, જ્યારે ઑરડર સાચવતાં પુલીસને ઘણી જેહેમત થઇ.

અને હું જુરીમાં જબાની આપવા માહરા હૅનરી જોડે ગઇ, જ્યારે ઘરડા અર્લ પણ પોતાની ખુશીનું અમારી સાથે આવ્યા, અને કોરોનરની તપાસ વખતે આ અધમ બુરાંઓને લગતું હું જે કાંઇ જાણતી હતી તે જ્યારે પ્રમાણીકપણે મેં લંબાણથી જાહેર કરયું ત્યારે તે વાત મોટું "સેનસેશન" (ઉશ્કેરણી) કરાવનારી થઇ પડી. અલબત, હવે મને કોઇને બી બચાવા કે માહરૂં મરનાર ઝારા જોગું પ્રૉમીસ સાચવવા કશું બી છુપાવવા જરૂર ન હતી. લેડી લીલાના વરનું ખુંન વિગેરે એ બનાવતી ગુલાબથી થયલું મેં જે છેલ્લી હરોળમાં જાણ્યું હતું તે તેથી હવે મેં ખુલ્લું જાહેર કરયું, અને ત્યારે સેવટે માહરો ઉપકાર માનતાં કોરોનર હસ્યો, અને તેણે મને કહયું કે હું જો કોઇ માહરી કાંહાંણી લખું તો માહરે એ વાત જરૂર જાહેર કરવી, કે જે અકકલ હેરત કરી નાખનારી હતી, અને પુરવાર કરતી હતી કે બાજે વખ્ત કાંહાંણી કીરસામાં જે વાંચ્યે તેથીબી જીંદગીના ખરા બનાવો વધારે હેરત પમાડનારા થઇ શકે છે!

માહરે વળી જણાવવું જોઇએ કે પેલો ઝેરી ગુલાબ તેનાં પૃથકરણ વાસ્તે સરકારી રસાયણીઓને મોકળી આપવામાં આવ્યો હતો, પણ તેઓ એ શું કાતીલ ઝેર હતું તે પારખવાને કેવળ નિષ્ફળ નીવડયા! તેઓને કાંઇ સમજાયુંજ નહીં. પછીથી તે તપાસ માટે સરકારે ઇટલી ખાતે જે વધારે બાહોસ એનેલાઈઝર્સ હતા ત્યાં તેમને મોકલવા પણ ધારયું, પણ પછીથી ખુદા જાંણે કીયાં કારણથી એ ઠરાવ પડતો મેળવામાં આવ્યો, અને મને ખબર મળવા મુજબ તે ગુલાબ બાળી નાખવામાં આવ્યો, એટલે ઘરડી બૅટીના હાથમાં એ ઝેરનું શું કીમ્યું હતું તે વાત તો આયંદા કેવળ અંધકારમાંજ રહી ગઈ, અને તે ઉપર સાયન્સનું કશુંજ અજવાળું પડી શકયું નહીં.

એ પછી તે લાશો દફ્ણાવાનો હુકમ મળ્યો. કલેર અને લીલાની લાશો ઘણુંજ નાલાયક આસામીઓની લાશો તરીકે દેવળનાં એક દુરનાં ખુણામાં ખાડા ખોડી પાસે પાસે ગારવામાં આવી, અને ઘરડી બૅટીનું સબ લુચ્ચા અને ચોરોને લગતાં વર્કહાઉસને હવાળે થયું, જેના સત્તાવાળાઓએ કશી બી ક્રિયા વગર પોતાને હસ્તકનાં ભિક્ષુકોનાં કબ્રસ્તાનમાં ઘેડને હાથ તે જમીનમાં ફેંકાવ્યું!

---

## પ્રકરણ ૨૩૦.

એક સાંહજે—ઉપલા બનાવો બનવા પછી થોડેક દાહડે-હું કારલ્ટન હાઉસમાં જવા માહરી ગાડીમાં બેસવા જતી હતી, જે વખતે માહરાં ઘરની સાંમે રસ્તા પર મેં બે આસામીઓને જબરી હોજાતોજમાં ઉતરેલા જોયા. હું કાંઇ તે વાતની પરવાહ કરતે નહીં, કેમજે ગીચ લંડનમાં એવું તો રસ્તે સેદદે રોજનું ઢગળેઢગળા જોવાનું થાય છે, અને તેથી હું તો માહરી

ગાડીમાં બેસીજ જતે, પણ તે બે માંહેલો એક આસામી એક વેંહેંત્યું હોવાથી તે માહરી ઓળખાંણનો હતો એમ તરતજ માહરૂં ધ્યાન ખેંચાયું, અને હું તેથી થોભી ગઇ. મેં તેને તાબરતોબ ઓળખ્યો. તે જીપસીઓના રાજા ધરડા ગીલ્ડરૉયનો પેલો જે વેંહેંત્યું ખીદમતગાર હતો, ને આગળ જેણે ઘણીક વાર એ જીપ્સીઓની છાવણીમાં માહરી ઘણીક ખીદમત કરી હતી તે હતો.

"બચ્ચા, તુંને આવવુંજ પડશે," તે બરાડા પાડતો હતો, અને એક હાથે પોતાના હમનબર્દનો હાથ પકડી તેને માહરાં ઘર તરફ ઘસડી લાવવાની જેહમત કરતો હું તેને જોઇ શકી, અને ત્યારે તે હમનબર્દ કોણ હતો? તેને બી મેં તરતજ જોયો ને જોતાં સાથે ઓળખ્યો તે પેલો મી૦ મૅાસ હતો—દગલબાજ પાર્કસનો હેડ કલાર્ક, કે જે ગીલ્ડરૉયને ત્યાંથી માહરા મમાવાજીનો બધો અવેજ લઈ ન્હાસી ગયો હતો, અને માહરા પપા અને હૅરી જેને અમેરીકાથી પકડી લાવ્યા તેથી જેણે હમણાં થોડુંએક પરજ માહરો બધો અવેજ માહરે સ્વાધીન કરયો હતો.

"ચાલ, એઇ અધ્ધા, છોડ મને!" મૅાસ બુમ પાડીને કેહેતો હતો, "મેં તો બધી પટાવત કરેલા છે."

"તે હું માનનો નથી," તે ખુંધો વેહત્યું પુકારતો હતો, "પતાવત પછી માહરી સાથે અંદર આવતાં ધુજેછ ધપકેછ શાંનો?"—અને તેવામાં તેની માહરા પર નજર પડી, કેમકે ગાડીમાં બેસવાતે બદલે વરંડા પર પાછી હટી જઇને હું જરા અજબ થતી આ તમાસો જોતી હતી, જ્યારે તેણે ખુશાલીથી પુકારયું, "લે ચાલ, મીસ પર્સીએ તને જોયો! હવે બી આવેછ કે નહીં?"

હવે મૅાસે પડતું મેલ્યું. આ હોજાતાજીથી એટલા વારમાં તો તે બે આસપાસ સેંહેંકડો લોક જમા થઇ ગયું. લોકને તમાસો જોવા જમા થઇ જવાને કયારે વાર લાગેછ? અને ત્યારે નાખતીથી તે વેહેત્યાં જોડે માહરી કને ચાલી આવવામાંજ તેણે શાણુપત જોઇ. તેણે બી મને વરંડા પર ઉભેલી જોઈ એટલે વધારે.

હવે તેથી પેલો વેંહેંત્યું ઉંચા ગરાર જેવા મૅાસને તેનો ડગલો પકડીને માહરા ભણી ઘસડતો હતો તે જોવાનું ઘણું રમુજી લાગતું હતું, ને લોકો ભેગી હું પણ હસ્યા વના રહી નહીં, જયારે બીચારો મૅાસ તો આ અણઘટતી જાસ્તીને લોકોનાં ટોળાં વચ્ચેથી તાબે થવું પડતું હોવાથી પાણી પાણી થઇ જતો હતો. તે વેહેત્યું જોકે ઉંમરમાં તો જૈફ હતો, પણ ઉંચાઇમાં ભગ્યે ત્રણ ફીટ હશે, જ્યારે દેખાવમાં કદરૂપો અને વળી ખુંધો હોવાને લીધે ઘણો રમુજી લાગતો હતો.

હું હવે એ જોતાં ઘરમાં હટી ગઇ અને નરમાશથી ઇસારત કરી તે બંનેને પણ માહરી પુઠે ઘરમાંજ બોલાવી લીધા, કે બાહેર જમા થયલું અલફાતુ ને પરવારતું લોક વીખેરાઇ જાય, અને પછી જેવા તે બે અંદર આવ્યા કે મેં તે વેંહેંત્યાંને કહયું, "છોડી દેઓ તમો મી૦ મૅાસને એવણુ સાથનો માહરો હસાબ ચુકતે થયલો છે."

"ત્યારે હું માફ માંગુછ," તે વેંહેંત્યાએ ઝંખવાણો ને દીસ્તી રીતે નાઉમેદ થતાં કહ્યું, "કેમજે એને જોતાં સાથ મેં તો એમજ જાંણ્યું કે મેં એક મોટો ચોર પકડયો! હું તો

એમજ જાણુતો હતો કે એ આગમાં બળી મુવો, અને પેલો પાર્કસ પણ, અને હમણાં આજે જોઉંછ તો એ તો મને ખાએ કરડે તેવો જીવતો જાગતો છે, ત્યારે એજ તમારો વારસો લઇને પોબાર થઇ ગયલો હોવો જોઇએની? વળી પેલો પાર્કસ બી જોઉંછ તો—"

"પાર્કસ?" હું અજબ થઈ; "તને પાર્કસ મળ્યો?"

"પાર્કસ તને મળ્યો? તેં તેને જોયો?" હવે ખુદ મૉસે પણુ અજબ થઇને પુકારયું, "શું તે જીવેછ?"

"પાર્કસ જીવેછ તે તો હું પોતે બી ઘણું થયું જાણુંછ," મેં મૉસ તરફ ફરીને શાંતીથી કહયું.

"પણુ આપણે છેલ્લાં મળ્યાં ત્યારે તમે કાંઇ તે મને કહયું નહીં, મીસ પર્સી?" જરા ઠપકાના તોરથી તેણે કહયું.

"આપણે બીજી વાતજ શું કીધી?" મેં યાદ કરાવ્યું, "તમે તો મને માહરો અવેજ આપતાં સાથે નહાસીજ ગયા. તમે થોભ્યાજ કયારે જે હું તમોને કહી શકું?"

"ખરી વાત છે! ખરી વાત છે!" તે તરત એકમત થયો,—અને પછી વધારયું, "પાર્કસ જીવતો હોય તો કેટલું અજબ જેવું! હું તો તેને મળવાજ માંગતો હતો. હું તેનાં બૈરી છોકરાંને શોહોધી કાહાડવા પામ્યોછ!"

"ખરેખર?" હવે અજબ થવાની માહરી વરણુ આવી,—કેમકે ગરીબ ભલી જેન (પાર્કસની વડી બેટી) કે જે માહરી મોટી હીતાર્થી અને દોસ્ત થયલી હતી તેને ખાતર એ સાંભળી હું રાજી થઈ. એ બચરવાળ માતા નામોશીની કોઇ જીંદગીએ જીવતી હોવી જોઇએ એવા અનુમાનથી તે નેકબખ્ત બાળા દુ:ખ પામ્યા કરતી હતી, વાસ્તે ખરી હકીકત શી હતી તે બેશક મને જાંણુવા ગમ્યું.

પણુ મૉસ આગળ બોલી શકયો નહીં. પેલા ખુંધાના દેખતાં મને જે કેહવાનું હતું તે કેહેતાં તે અચકાતો લાગ્યો, અને તેથી મેં તે ખુંધા તરફ ફરી કહયું, "હવે તમારે ખોટી થવા જેવી કોઇ જરૂર નથી. આએ લેઓ. તમે આગળ બી ઘણી વખત માહરી ઘણી ખીદ્મત કરેલી છે, ને તેથી હું તમને થોડી મદદ થવા માંગુંછ."—અને, એમ કહી, મેં પચાસ પાંઉન્ડની એક નોટ તે બીચારા એબ્યલના હાથમાં મુકી, કે જે રકમ જોતાં તેની આંખ તેનો એતબાર નહીં કરી શકતી હોએ એટલો બધો તે અજબ થયો! તે તો માની બી નહીં શકયો કે રસ્તે જતાં તેનાં નસીબે એટલું જોર મારયું, ને વાત કરતાં એટલી મોટી રકમ તે કમાઇ પડયો હતો; અને જયારે મેં આપેલી નોટ પચાસ પાંઉન્ડની ખરેખર હતી અને નોટ બી ખરીજ હતી એમ તેની ખાત્રી થઇ ત્યારે તેની જીણી આંખ્યો હદ વગરનાં હેસાંનમાં અને ખુશીમાં ઝળકી રહી. તે ઉપરથી તે તો હેસાંનનું એક લાંબુંલટાક ભાશાંણુ કરવા હજી બી થોબતે, પણુ મેં હસ્તે ચેહરે નરમાશથી તેને હડસેલો મારી બારણાં બાહેર કાઢયો ને તેનાં હેસાંનમાં તેને ચુપ કરયો, એટલે તે મને નમી નમીને ચાલતોજ થયો.

"સારૂં કીધું, ભલાં મીસ પરસી, તમે એને મોકલી દીધો ને એની પીડા પટાવી તે," તેના જવા પછી મી૦ મૉસે કહયું; "હું જે તમોને કેહવા માંગુંછ તે એનાં દેખતાં કહી

નહીં શકતે. તમો માની નથીં શકવાનાં, બાઇ, મને કેવું લાગ્યું તે—જ્યારે કે એણે મને રસ્તામાં એક દગલબાજ લુચ્છા તરીકે ભર લોક વચ્ચે ગલચીમાંથી પકડયો!"

"ખેર, તમે તે તમારા અપરાધની પુરતી તોજેશ કરી ચુકયાછ, મી૦ મૉસ" મેં માયાથી કહયું.

"અને મેં હજી બી વધતી તોજેશ કરેલી છે—ખરૂં માનજો," તે અપરાધીએ જવાબ કરયો; "હું છેલ્લો તમોને મળીને ગયો ત્યારે માહરી પાસ થોડાક સો પાંઉન્ડ માહરા પોતાના બચેલા હતા, અને હું કોઇ એકાંતમાં મરી રેહવાની મતલબથી આએ તરફથી ગયો તેવો કૉન્ટીનન્ટ પર ગયો. ત્યાંથી હું બેલજ્યન સરહદ પરનાં ફ્રર્નસ ગામગાં એક વખત કાંઇ કામે ગયો, ને ત્યાં તદન અનાયસે કોઇ દુરની એક સગીને ત્યાં મીસીસ પાર્કસને તેના બચ્ચાં સાથે મેં રહેલી જોઇ. જાણે ખુદાએ તેણીની જોડે મને મેળવવાજ તે તરફ મોકલી આપ્યો!"

"અને તે બાઇ ત્યાં આબરૂ ઇજ્જતથી રહેલી છે?" મેં આતુરતાથી પુછયું.

"ઘણીજ ઇજ્જતથી; એ તો બચરવાળ મોટી ઉંમરની બાઇ છે."

"હું તે જાણુંછ." મેં કહયું, "પણ તેણે પોતાની વડી બેટીને એવાં શરમભરેલાં નફ્ફકરાંપણાંથી છોડી આપેલી છે કે હું એને વરે કાંઇ સારૂં માનીજ નહીં શકતીની!"

"તે તો માહરીજ બુરી કરણી છે," મૉસે એક અપરાધીની અદાથી લજવાતાં નીચી નજરે ને ધીમે ખોખરે સાહદે કહયું; "ત્યારે તમે એ વડી બેટીને ઓળખોછ ખરાં?"

"હું પછીથી ઓળખાતી થઇછ," મેં કહયું, "હું એ લોકને ત્યાં આવતી જતી હતી ત્યારે મેં તેને કદી જોયલી નહીં, કેમજે તેનાં શકતાં ફ્રેંન્ડસ કોઇ ત્રીમેનવાળાં કરીને છે તે લોક સાથેજ ઘણું કરીને તે રેહતી હતી; પણ ત્યાર કેડે માહરી હમણાં થોડુંએક પર તેના જોડે પીછાણ થવા પામી, ને ખરેખર તે ઘણીજ નેક ને લાયક જવાંન બાંનુ માલુમ પડી છે."

"મીસીસ પાર્કસનો અફ્સોસ ફકત એજ છોકરીને વરે હતો," મૉસે કહયું, "તે મી૦ પાર્કસને તો મુવેલોજ માનેછ, ને વીધવાપણાંથીજ રહેલી છે, પણ મેં તેને પાર્કસ મરવા આગળ મોટી દગલબાજીમાં પકડાયલો હોવાનું કહીને એટલી બીહીધરાવીને અત્રેથી નહસાડી મુકેલી હતી કે રખે પોતે આએ ઉંમરે પકડાઈ જાય તે ફીકરે બીચારી પોતાની એ વડી દીકરીની અત્યાર સુધી ખબર અંતર વટીક નથી મેળવી શકી! એ તો એમજ સધ્યારો માનેછ કે ત્રીમેનવાળાંઓ સાથે તે ઘણાં સુખમાં રહેલી હશે."

"ત્યારે શું એ બાઇ પોતે બચ્ચાંઓ સાથે અત્રેથી ન્હાસી ગઇ ત્યારની એ ફ્રર્નસ ગામમાંજ જઇને રહેલી છે?"

"જી હા. એની કોઇ દુરની સગી છે તેની એને યાદ થઇ, ને તેથી પોતાની પાસે જે થોડો ઘણો જીવ જીવનગાળો ને જરજરયાંન હતું તે લઇને એ ત્યાં ચાલી ગઇ. એ કેહજે એ મને ઘણુંજ સારૂં સુઝયું ને તેથીજ હું બચી ગઇ. ખરેખર તો મેંજ બીચારીને જુઠી જુઠી બીહીવાડીને નહસાડી, કેમજે ગીલ્ડરૉયને ત્યાંની આગમાંથી બચેલો હું માહરા એ માલીકનાંજ ઘરમાં પાધરો ગયો હતો, ને મેં તેનાં મને કામ આવે તેવાં કરકાગળ્યાં શોધ્યાં, ત્યારે વચ્ચેથી એ બાઇની નડતલ બી કાઢી નાખવા મેં તેને તેની ડગરીજ ખસી

જાએ એવું ઘણુંએક ઉંધુંચત્તું સમજાવ્યું હતું."

"તે મને ખબર છે," મેં કહયું. "માહરા પપા આગળ તમે જે એકરાર કરેલો તે પછીથી તેવણે મને કહેલો. તમે પાર્કસની ડેસ્કમાંથી સો મો પાંઉન્ડની બે બેંકનોટસ ચોરી ગયા હતા તે————."

મૅાસે શરમથી માથું નીચું નમાવ્યું.

"તે બધાંની હાલમાં હું પુરતી તોજેશ કરી આવેલો છું, બાઇ," તેણે ગમગીનીથી કહયું, મને તો અલબત પાર્કસ જીવતો હોવાનો સ્વપ્નો બી નહીં, એટલે મેં તેના કને માહરી બધી દગાબાજી ખરેખરી કબુલ કરીને માહરા નીભાવના જે થોડાક સો પાઉંન્ડ માહરા કને બચેલા હતા તે તમામ તે બીચારીને આપી દીધા, કે પાછલે દહાડે ખરચ પાણી વગર તે બાઇને હાયવેળા નહીં પડે, ને તેની ને તેનાં બચ્ચાંઓની હત્યા મને નહીં પોહોંચે! મેં જોયું કે માહરો ખુદા માહરી સાથે."

મેં ઘણી આફરીન કરી.

"તમને હજારો સાબાશ છે, મી૦ મૅાસ," મેં ખરાં દીલનાં જોશથી કહયું. "આદમી ખતાવાર સરજાયુંછ, અને લોભ લાલચની થોકડ તો ઘણાં બી ખાએ, પણ આંખ ખુલતાં સુધરે ને ખરી રાહ અખત્યાર કરે તેજ એક માણસ; બાકી નહીં તો તે પશુથી બી કપાત્ર છે! પણ પછી શું થયું?"

"પછી હું કાંઇ માહરૂં ખોળી ખાવા અરથી વગરનો થઇ ઇંગ્લાંડ પાછો ફરયો, અને અત્રે ફાંફાં મારૂં છું," મૅાસે ઘણી ઉદાસીથી કહયું, "મને ઘણી વાર થોડીક તમારી મદદ ચાહવા મન થયું, કેમજે હવે ખુદાએ તમોને તમારી નેકીની પીછાણમાં હું જાણુંછ કે ઘણાં નવાજ્યાં છે ને તમો પુરતાં સુખી છો, પણ માહરી છાતી ચાલી નહીં."

"તમે એ ઘણી ભુલ કરી," મેં મુરબીગીરીથી કહયું, "પણ ત્યારે તમારૂં આએ તરફ હમણાં કેમ આવવું થયું હતું?"

"આએ મોહલ્લામાં માહરો એક દોસ્ત રહેછ તેની મદદ મેળવવાની આજે મને યાદ થઇ, અને તેથી માહરૂં આએ તરફ આવવું થયું, જ્યારે નહીં ધારેલો પેલા વેંહેંત્યાએ મને રસ્તા પર પકડયો ને રોકયો," મૅાસે સમજાવ્યું. "તે એક વકીલ હોવાથી લાગવગવાળો છે, તેથી મને લાગ્યું કે તે કયે બી મને નોકરીએ લગાડશે."

"હું તમને મદદ કરશ," મેં હીંમત આપી, "ખુદાને બાર નેકી ખાલી જતીજ નથી. આએ વેહેંત્યું તમને પકડતે નહીં તો તમો ઓશકાયા કરતે ને માહરી મદદ શોહધતા આવતેજ નહી, અને હું જાણીજ કેમ શકને તમારી એ તકલીફની વાત? તેથી એ જે થયુંછ તે સારૂંજ થયુંછ. મને થોડાક સો પાઉંન્ડની તમને મદદ કરવા—"

"નહીં, મીસ પર્સી, કોઇ કાળે નહીં!" તે જવાંને અજબ જેવી ઓજરપ્વાહીની કાકળુદીથી કહયું; "તમે મને માફ કીધુંછ એજ તમારાં હેસાંનનો બોજ માહરી ગરદન પર કાંઇ કમતી નથી, વાસ્તે મને વધારે શરમાવો ના. ફકત હાલ માહરી હાલત ઘણીજ બુરી છે, તેથી મને દસ પાંઉન્ડ આપો. ફકત દસ! તેટલા બી માંગતાં માહરે લજવાઇને મરવુંજ પડેછ, કેમજે

તમારી દયા પર તો મને હકજ પુગતો નથી. હાલ તુરત, મગર, મને એટલી તાકીદની જરૂર-જોગા ખરચની મદદ કરો, ને, હુકમ ખુદાનો તો, હું કંઇ કમાતો થઇ તે બી તમને પાછા ભરી જવશ."

"હું તમારા હેતુની એ બધી નેકી ને બુલંદી ઘણુંજ ખરાં દીલથી વખાણુંછ, મી૦ મૅાસ," મેં કહયું, "અને વગર અગતે એહસ કરી હું તમને શરમાવવા માંગતી નથી. એમ તો એમ. લેઓ આએ દસ પાંઉન્ડ."—અને વાંચનારાં સાહેબોને ખાત્રી આપવા જરૂર છે કે તે નાહની રકમ તેણે લીધી ત્યારે વટીક તેની આંખો આંસુઓથી ભરાઈ ગઇ?

એ પછી તેનાં પુછવાથી મેં પાર્કસનું તેને ઠેકાણું આપ્યું. હું પોતે બી ચાહતી હતી કે બલી જેન તેની માતાને માટેની પોતાની ફીકરો બેવજુદ જુએ ને જેમ બને એમ જલદી તેણીને જઇ મળે, તેથી બને એમ તાકીદથી તે બાપ બેટીને જઇ મળવા મેં મી૦ મૅાસને ભલામણ પણ કરી.

"હું જવશ તો ખરોજ," તેણે કહયું, "જો કે માહરી આવી નાલાયક ચાલ વાસ્તે માહરા તે એક વારના માલીક તરફથી મને શું સરપાવ મળશે તે વાતની તો માહરી ખાત્રીજ છે! મગર ખેર, એ તો માહરે ખમવુંજ જોઇશે, અને એ ફૅમીલીને પાછું હું એકઠું કરી આપવામાં મદદ થવશ તો માહરી તે એક વધારાની તોજેશ કહેવાશે."

"બરાબર છે," મેં કહયું, "તમો ઘણુંજ ખરૂં બોલ્યા."—અને મેં તેને શેકહેન્ડમાં હાથ આપતાં વધારયું, "જો તમારા ફ્રેન્ડ તમોને નહીંજ મદદ કરી શકે તો હું પાછું બી કેહુંછ, મી૦ મૅાસ, કે માહરી આગળ જરૂર આવજો. ઓશકાતા ના. મને તમારી દોસ્ત સમજજો. અગર રોકડ રકમો લેવાને તમારૂં જીગર નહીંજ રજા આપે તો હું માહરા લાગવગથી તમારે બરની કોઇ સારી નોકરી બી પણ તમોને અપાવી શકશ, વાસ્તે જરૂર આવજો,"—અને એ સાંભળી માહરૂં હજારો હજાર હેસાંન માની તે એક વારનો ખરો ખતાવાર આદમી માહરી રૂખસદ ચાહતો માહરાં ઘરમાંથી બાહેર પડયો, એટલે હું બી પછીથી માહરી ગાડી જે બાહેર ખોટી થતી હતી તેમાં બેસીને કારશલટન હાઉસમાં હંકારી ગઇ.

---

## પ્રકરણ ૨૩૧.

અને તેજ સહાંજે જેન પાર્કસનો મને એક કાગળ મળ્યો, જેમાં લખેલું હતું કે મૅાસ, મેં તેને ઠેકાણું આપ્યું હતું તેમ, તેઓને જઈ મળ્યો હતો, અને અરસપરસ બધા ખુલાસાઓ થઇ જવાથી તે બાપ બેટીનાં મનનું મીસીસ પાર્કસના સંબંધમાં ઘણું સમાધાન થઇ શકયું હતું. વળી તે લખતી હતી કે હવે તેઓનો વિચાર બી અત્રેથી નાહસીને ફ્રનસ જઈ રેહવાનોજ હતો, કેમજે પુલીસને પાર્કસ એ તરફ કેથે છુપાયલો હતો એવો સુંઘારો પોહચી ગયલો લાગતો હતો, અને તેનાં ઘણુંએક તરકટો અજવાળાંમાં આવી ચુકેલાં હોવાથી તેના સાંમે જે એકથી વધુ ક્રીમીનલ વૉરંટો લટકતાં હતાં તે માટે તેણે ઘણું ફુજીને ચાલવાનું હતું. ખરેખર તો કમબખ્ત પાર્કસ પોતાના બુઢાપા દરમ્યાનની એ ધરપકડની ફીકરથી એટલો ડર ખાઇ

રહેલો ને અધમુવો થઇ ગયલો હતો કે ઘરમાં છઠ્ઠે ખુંણે ભરાઇ રહેલો બાહેર નિકળતોજ નહીં હતો, અને ગરીબ જેન જે નાટકમાં રહેલી હોવાથી ઇજ્જત સાથે થોડુંક પેદા કરી લાવતી હતી તે ઉપર તે દુખી બાપબેટીનો મુશ્કેલીથી જેમ તેમ નિર્વાહ ગબડતો હતો.

વળી એ પછી દસેક દાહડે બીચારી જેન એક સહવારે રડતી રડતી માહરી આગળ આવી. તેણીનાં કેહવા મુજબ અંતે પુલીસને મજબુત બાતમી મળવાથી તે તેના હીણનસીબ બાપની ધરપકડને વાસ્તે તેઓનાં રેહેઠાંણ પર ધસારો લાવી ખરી, પણ તે આગમચ કોઇ ખેરખ્વાહ તરફથી ચેતવણીનો એસારો મળી જવાથી પાર્કસ નસીબ સંજોગે ફક્ત અરધોજ કલાક આગમચ સત્તાવાળાઓને હાથતાળી આપી ઘરમાંથી તીરી ગયો હતો. તે કયાં ગયો તે જેને પોતે બી જાંણતી ન હતી, પણ તેના કેહવા મુજબ તે તેણીને કહી ગયો હતો કે જો સલાંમતી સાથે ફ્રનેંસ કે જ્યાં તેણીની માતા હાલ રેહતી હતી ત્યાં નાહસી જઈ શકાતું હશે તો બધું નક્કી કરી તે તેણીને બોલાવી લેશે, અને તેટલાં તેણીએ ઘર સમાલી આએ તરફ એકલીએજ રેહવાનું હતું.

"પણ તું જુવાંન બચ્ચું એમ એકલી કેમ રેહવાની છે, જેન?" મેં વાંધો કરયો.

"તમે માહરી કંઇજ ફીકર ના કરો, ઍલન," તેણીએ પોતાનાં આંસુઓ વચ્ચેથી મને સધ્યારો આપ્યો, "હું પોતે માહરી પોતાની જોઇતી સંભાળ કરવા પુરતી સમર્થ છેઉં. વળી એ અમારી ચાલીનાં ભરભાડુત અને પાર પડોશીઓ એવાં બધાં માયનાં પેટ જેવાં ભલાં ને મેહરબાન છે! માહરી પર તો એ બધાંએ કાંઇ અજબ લાઈકીંગ લઇ લીધુંછ, ને તેથી હું તે લોકની ઓથે પુરતી સલાંમત છેઉં."

"પણ ત્યારે તે કરતાં તો તાહરા પપા તુંને બોલાવે તેટલાં આપણેજ ઘર રહી જાની?" મેં સુચવ્યું.

"ઓ નહીં–મુતલગ નહીં, વ્હાલાં ઍલન," જેને અજબ જેવાં જોશથી કહયું, "માહરા બાપે તમને કાંઇ જેવાં તેવાં સતાવ્યાંછ ને તમારી કાંઈ જેવી તેવી ખરાબીઓ કીધીછ, જે હું તમારી કોઈ બી મદદ કે આશરાને લાયક કેહવાઉં?"

અને, ટુંકમાં, એવું ઘેલું ગાંડુ નહીં બોલવા ને નહીં સમજવા મેં ગમે એવી સમજાવી સમજાવીને બોહસ કરી, પણ તે ભલી છોકરી મુતલગ મનાઈ નહીં. તે ખરીજ ભલી ને નેક હતી. થોડીક પૈસા ટકાની મેં બજીદ થઇને મદદ થવા કરી તે વાસ્તે વટીક તે નાથી હા ભણી નહીં. કોઇ ખરીજ મજબુત ઠરાવની ને એક બોલની બાળા! હજી તો પોતાના નાલાયક બાપની બધી નાલાયકાતો તે જાંણતી નહીં હતી! મને શક હતો કે તે બાપે તેની બપાઇ જોડે મળીને માહરા ગરીબ મમાવાનો જાન લીધો ને ખુંન કરયું હતું તે વાસ્તે એ પોતે જરા એ વાકેફગાર હોય! તે દગાથી માહરો વારસો ખાઇ બેઠો હતો એટલુંજ તે જાંણતી હતી ને આટલી દુઃખ પામતી હતી—જો તે વધારાની ભયંકર વાત તે જાંણતી હને તો ખુદા જાણે શુંનું શું કરતે!

વળી મેં તેને માહરે ત્યાં રાખવા ઘણી બોહસ નહીં કરી તેનો બીજો બી એક સબબ હતો. પાર્કસ રાત્રે કે દીસે કોઇ બી વખતે ઇંગ્લાંડ મુકીને નાહસવાની તેને તક મળે તો એ છોકરીને બોલાવી લીએ, અને માહરે ત્યાં રહેલી હોય તો તે કેમ બની શકે? એ તેણીની તક-

રાર પણ માહરાં ધ્યાનમાં તુરત ઉતરી, અને ત્યારે તેણીને ઘણોએક સધ્યારો અને હીંમત આપી માહરી પાસથી તેને ઘરેબારે મેં પાછી જવાજ દીધી.

મેં માહરાં મનમાં ધારીજ મેલ્યું હતું. બુરા પાર્કસ વાસ્તે, અલબત, મને કગરસ બી દયા કે માન હોઇજ નહીં શકે, પણ માહરા હૅરીનો કારક્ષલટનના ખેતાબ ને દોલતનો હક પુરવાર કરવામાં વાહલી જેન મારફતે એ તેણીના બુરા બાપે ઘણી કીંમતી મદદ કરી હતી, વાસ્તે અમારાં લગનને દાહડે જેનને ૫૦૦ પાંઉંડનો એક ચૅક જોર જુલમથી આપવાને મેં ને હૅરીએ ઠરાવજ કરી મેલ્યો હતો, ને તે ઉપર તુરત વેળા હું નિરાંત માની બેઠી.

વળી એજ દરમ્યાંનમાં મૅાસનું બી એક કાગળ મળ્યું. તેનાં લખવા મુજબ તેના દોસ્તના વગવસીલાથી તે એક ઘણી સારી નોકરી મેળવવા પામ્યો હતો, અને હવે ઇજ્જત સાથ થર પડી ગયો હતો; અને એ ખતાવાર આદમી પુરતો પસ્તાયો હતો ને પુરતી તોબેશ કરી ચુકયો હતો એટલે તેનું પાછું એમ સારૂં થવા માટે મેં ખરાં દીલના સંતોષનોજ એક દમ ભરયો.

વળી થોડુંએક મને લીડસ ખાતે માહરા મમાવાજીનું પેલું નાઘલું ઘર જે માહરી માલેકીનું હતું, ને જે મેં ત્યાંના પેલા સાંમેના ઘરમાં રેહતા હાઉસ એજંટ જેકબ્સની સંભાળ હેઠળ સોંપેલું હતું તે સંબંધી એ જેકબ્સનું એક કાગળ આવ્યું. તેના લખવા મુજબ તે ઘર કશી બી મરામત કે વપડાસ વગર હાલમાં તદન બીશ્માર બની ગયું હતું, ને મ્યુનિસીપાલીટીની તે તાબ્બરતોબ દુરૂસ્ત કરવા માટે તાકીદની નોટીસ આવી હતી. ખરેખર તો—મી૦ જેકબ્સ લખતો હતો કે—મામલો એટલી હદ સુધી બીગડેલો હતો કે જો જલદીથી મરામત હાથ નહીં ધરવામાં આવે તો ઘર જરૂર કોઇ દિવસ દગો કરશે ને ઘસી પડશે, અને તેમ થાય તો આજુ બાજુની મીલકતોને હાંણી પોંહોંચવાથી નાહકમાં તેની ડેમેજીસ ભરી આપવી પડવાનો સંભવ નજરે આવતો હતો।

મેં એ કાગળ, તેથી, માહરા પપાને બતાવ્યું, ને તે બાબે તેવણનું મત કરયું, જેવણે થોડોક વિચાર કરીને કહ્યું, "હું પોતેજ એક ફેરો ત્યારે તો લીડસ જઇ આઉં, બેટા. હું કોઇ ત્યાંના આગેવાન ઇજનેરને રોકશ, ને તેની સલ્લાહ લઇને કામ કરશ. એમ તો એ મકાંન આપણે વેચીજ નાખ્યે, કેમજે એમાં તાહરા બેહેસ્તી મમાવાજીનો ભુત ફરતો રહેલો હોવાનો સ્ટુપીડ સાખો પડેલો હોવાથી એ કોઇ ભાડે તો રાખતુંજ નથી, ને અમસ્થુ માથે પડેલું છે; પણ તુંને તે વેચી નાખવાની સલ્લાહ આપવા મને ગમતું નથી. એજ ઘરમાં તું માહરી સકર્મી દીકરી ઉધરીને મોટી થયલી, તેજ તે રૂડી વાતની યાદમાં એ મને સાચવી રખાવા ગમેછ, ને એ મસે ઘણુંએ તે ઘર પાછું જોવાથી માહરી આંખમાં ટાઢક પડશે."

"હું બી આઉંછ ત્યારે તો, પપા, તમારી સાથે," મેં હસીને કહ્યું, "એ ઘેર ને એ ગામ મને સદાનાં પ્યારાં છે, કેમજે હું એજ ઘરમાં ઉછરીને લગભગ એક બૈરી જેવી થવા પામી હતી. વળી ખુદાએ મને આટલું બીશ્માર આપ્યુંછ ત્યારે માહરી સ્કુલની વડી મીસીસ કૅલી કે જે સદા માહરાં ભલાંમાં હતી ને જેનું માહરી પર હેસાંન ખરેખર ઘણું મોટું છે તે જૈફ બાંનુની બી થોડીક કાંઈ યાદગાર ખીદમત કરતી આઉં."

આ ઉપરથી એજ નકકી થયું, ને અમે બાપબેટીએ સાથેજ લીડસ એક ફેરો જઇ આવવાનું ઠરાવ્યું. અલબત, એ વાત સાંભળતાં માહરા હૅરીએ તો જરા મોંહ કુમલાવ્યું—તે લૉર્ડ સાહેબ

તો હવે એક દિવસ બી માહરાથી જુદા પડવાનું ખમીજ નહીં શકતા હતા!—પણ મેં અમારાં લગનનો દિવસ નજદીકનાં ભવિશમાં નક્કી થઇ ચુકેલો હોવાની તેને હેતથી કાન ચીમતીને સુખકારક યાદ કરાવી, ને તે પર સબર માનવાની જરૂરીયાતનો તાકીદ આપી સબક શીખાડયો, જે પછી અમો બાપ બેટી લીડસ જવા હસતે મુખડે લંડનથી રવાના થયાં ને ઉપડી ગયાં.

---

## પ્રકરણ ૨૩૨.

અને અમો લીડસ પોંહચ્યાં ત્યારે સાંહજ પડી ગઇ હતી, જેથી અંધારાંમાં તે બીસમાર ઘરમાં તો જવાય નહીં, વાસ્તે તે ઘરને લગતું અમારૂં કામકાજ હાથ ધરવાનું અમોએ બીજા દિવસ પરજ રાખ્યું, અને હું અત્રે છેલ્લી આવી ગઈ હતી ત્યારે જે હોટલમાં ઉતરી હતી તેજ હોટલમાં અમો બાપ બેટી હમણાં પણ ઉતરયાં હતાં. ત્યાં જમી લીધા પછી તેજ સહાંજે હું પપાને લઇને મીસીસ કૅલીવાળી સ્કુલમાં તે જૈફ બાંનુંને રૂબરૂ મળવા ગઇ. વાહલાં વાંચનારાંઓ યાદ કરશે કે એ બાઇની સ્કુલવાળું મકાન નવી માલેકીમાં આવ્યા પછી બાહેર દુકાંણ કાઢવાના લોભે તે નવા માલીકો તે મકાનમાંથી તેણીને ખાલી કરાવવા ચાહતા હતા. તે માલેકો (વારસો) ની તકરાર એ હતી કે તેમનાં વડીળોએ એ બાઇને વરસો તક ઘણાંજ નજીવાં ભાડાંએ રાખવાની ભુલ કરી હતી, જ્યારે મીસીસ કૅલીને એજ ઘરનો સહવાસ ઘણો થઇ ગયલો હોવાને લીધે એ ઘરમાંથી જવાનું તેણીને પોતાને પોતાના ઘરડા જીવ પર છરી ફેરવવા જેવું લાગતું હતું! પરીણામમાં, તેથી, મેં તે ઘરવાળાના સોલીસીટર મી૦ સૅાથ્રીડજ મારફતે દોઢસો પાંઉન્ડ માહરી ગીરોથી તેઓને આપીને તેજ અસલ ભાડાંએ એ બાઇને એ ઘરમાં કાયમ રેહવા દેવાની બંદોબસ્તી પક્કી કરી આપી હતી, અને તે મુજબ એ ઘર, એ બાઇની પોતાની માલેકીનું હોય તેમ, તે હજી સુધી, મેં ઘણાં સુખના સંતોષ વચ્ચે જોયું કે, ત્યાંજ રહેલી હતી. એ ઉપરથી અમે જઇને હાલમાં તે ઘરનું બારણું ઠોકયું, જેના જવાબમાં એક સુઘડ જેવી નોકર છોકરીએ આવીને અમને અંદર લીધાં.

ભલાં મીસીસ કૅલીએ મને તરતજ ઓળખી!

"ઓ વાહલી ઍલન, તું પાછી લીડસ ખાતે આવીછ? હું કેટલી બધી ખુશી થઇ તું વાહલી અને ભલી દીકરીને પાછી જોઇને!" તેવણે કહયું; "પણ કાંય આવવું પડયું, માય? વળી કંઇ પેલા કમજાત પાર્કસની દગાબાજીનીજ મોહકાંણ છે કે?"

"પાર્કસની?" હું અજબ થઇ, "નહીં, તેવું તો હાલમાં કાંઇ બી નથી, પણ તમોને મને મળતાં સાથે તેનોજ ખ્યાલ કેમ આવ્યો?"

"કારણ કે તે અત્રે હાલમાં આવેલો છે એમ મેં સાંભળ્યું, ને માહરા ધારવા મુજબ તો તે હજી બી અહીં આએ તરફજ છે," મીસીસ કૅલીએ જવાબ કર્યો.

"પાર્કસ અહીં લીડસ ખાતે છે?" હું વધતી અજબ થઇ, અને મને તેની દીકરી જેને છેલ્લું જે કાંઈ કહયું હતું તે અત્રે મેં પાછું યાદ કર્યું. તેની ધરપકડ થવાનું માથે હોવાની માહીતી મળતાં સાથે તે લંડનથી પોબાર થઇ નાહસી ગયો હતો, અને જ્યાં તેની પરણેતર હતી

ત્યાં જઇ શકવાનું બને તો પોતાની દીકરી જેનને બોલાવી લેવાનું કહી ગયો હતો, જ્યારે માહરી મોટી અજાયબી વચ્ચે મેં જોયું કે તે તો કેથે અહીં આવીને આએ તરફ છુપાયલો હતો!

"હું તો તુંને એ વાતની લખીને ખબર બી કરવાની હતી, ઍલન ડીઅર," મીસીસ કૅલીએ જારી રાખ્યું, "મને તો એક જણે આવીને કહયું કે પાર્કસ આએ તરફ ભટકયા કરતો નજરે આવેછ ત્યારેજ માહરૂં માથું ઠણુકયું કે કાંઇ બી તાહરા સંબંધી નવી દગાબાજીનીજ એ હીલચાલ હોવી જોઇએ, અને તેથી એ અહીં હોવાની વાતની હું તુંને ખાસ લખીને બાતમી આપવા ચાહતી હતી; પણ પછી મને લાગ્યું કે અહીંનું તાહરા મમાવાજીનું ઘેર તો તાહરાં નામ પર થઇ ચુકેલું હોવાથી એ કરીજ શું શકવાનો હતો? અને તેથીજ મેં પછીથી નીરાંત માનીને તુને લખ્યું નહીં."

"એ વળી ત્યારે ખરેખર ઘણો અજબ સંજોગ થયોછ, પપા," માહરા પપા જેવણુ ઉપર કેહવા મુજબ માહરી સાથે મીસીસ કૅલીને ત્યાં આવેલા હતા તેવણુ તરફ ફરીને મેં કહયું, "કે આપણું આએ તરફ આવવું થયુંછ તેજ દરમ્યાંનમાં એ લુચ્ચા આદમીનું બી અહીં આગમણુ થયલું છે! જેન તો કેહતીતી કે એ તેને લઇને કેથે દુરદરાઝ નીકળી જવાની ગોઠવણુમાં છે, અને ત્યારે તે અહીં આએ ગામડાંનાં એકાંતમાં રહીને તે શું કરતો હશે?"

"જાહનમ જાય!" માહરા પપાએ બેદરકારીથી કહયું, "તે હવે તાહરો એક બાલ બી શું વાંકો કરી શકવાનો છે જે?"

"ખરી વાત છે," મીસીસ કૅલીએ મત આપ્યું, "તાહરા ભલા બાપ કેહછ તે ખરૂં છે, ઍલન દીકરા, કે તે તાહરે રસ્તેજ નથી, ત્યારે હવે તેને વાસ્તે તાહરે ફીકરમંદ થવા કે ચીંતા કરવા કાંઇજ કારણુ નથી. એ તો તું છેલ્લી અહીં આવી ગઇ ત્યારે માહરી આગળ એ લુચ્ચા-ની તમો જોગી દગાબાજીની બધી વાત કરી ગઇ હતી તેથી તે અહીં આએ તરફ હાલમાં પાછો આવેલો છે એમ જાણુતાં સાથે મને એના સંબંધમાં તાહરે વાસ્તે થોડીક ફીકર થઇ."

અને હયાં—મને લાગે છે કે—માહરે ખુલાસો કરીને કેહવું જોઇએ કે મીસીસ કૅલીને ઘર અમે ગયાં ત્યારે મેં માહરા પપાને માહરા પીતાજી તરીકેજ ઓળખાવ્યા હતા, જ્યારે તે ભલી બાઇએ માહરા બાપ તરીકે તેવણુને ઘણી ખુશી થઇને ઘણો દીલોજાંન આવકાર આપ્યો હતો.

"આએ તમારી નેક દીકરીની ભલાઇની હું કિયા બોલોમાં તારીફ કરી શકું, સાહેબ?" ઘરડાં મીસીસ કૅલીએ હવે વળી માહરા પીતા તરફ ફરીને કહયું; "આએ ઘરમાંથી મરતે દાહડે માહરાં હાલ્લાં દોબરાં ઉંચકાઇ જવાની બધી તૈયારીઓ પાકી થઇ ચુકેલી હતી, અને એ છેલ્લી અત્રે આવી ગઇ ત્યારે ઘરડેઘડપણુ રવડી મરવાનોજ બધો સંજોગ માહરા સંબંધમાં નકકી દેખાતો હતો, જેવામાં તે વાતની એને માહીતી થતાં એ ભલા ખવાસની તમારી નમુને-દાર દીકરીએ પોતાની ગીરેથી દોહસો પાંઉન્ડની મોટી બાદશાહી રકમ આપીને નવા ઘેરવાળા-ઓને માહરે ખાતર સમજાવી દીધા અને મને સાચવી લીધી! એથી રાત દાહડો માહરી બંદગીઓમાં એને રોજ હું હજારો રૂડી દુવા માગુંછ, કેમજે એના વડેજ હું વરસોથી અત્રે હવે ઠર ઘાલીને રહી શકેલી છું, અને આએ સ્કુલની પેદાશથી ટુકડો રોટલી જે મને મળ્યા

કરેછ તેથી ઘરડેઘડપણ અમન ચમનમાં રહેલી છું. હવે આજે હાલમાં તો ખોદાયની દયાથી માહરી સ્કુલમાં છોકરાં એટલાં બધાં છે કે બધા કલાસો ચીકાર હોવાથી બીજાં હું દાખલ બી કરી શકતી નથી અને બધાંને માહરે ના કહેવું પડેછ, જે બધા પુણ્ય પ્રતાપ તમારી આએ ખરી અસીલ ને ઉમરાવ દીકરીનાજ છે!"

હું મીઠાસથી, એ સાંભળીને, ઘણાં હેસાંનનું હસી.

"ઓ મીસીસ કૅલી, તમે માહરી તારીફ કરી કરીને મને કેટલી બધી તાડ પર ચઢાવોછ!" મેં કહયું, "પણ તેમ કરતાં માહરા જોગી બધી તમારી ભલાઇ તો ભુલીજ જાઓછ! માહરી લાચારીના વખતમાં જ્યારે મમાવાજીએ માહરી સ્કુલ ફી આપવા સાફ ના કહયું હતું ત્યારે જરા બી અનાકાંની વગર વરસો સુધી તમોએ મને મુફ્ત કેળવણી આપી, અને મને આએ માહરી હાલની સ્થિતીને વાસ્તે લાયક કરી આપી તે કાંઇ તમારૂં માહરા જોગું નાહનું સુનું હેસાંન છે કે? તમો વાહલાંની ખીદમત કરવા મેં જે થોડુંઘણું કીધુંછ તેને હેસાંન તમે જાણતાંજ ના! એ તો માહરી ફરજ છે, અને હજી તો માહરે થોડુંક વધારે બી કરવાનું છે. તે કરવાની મકસદથીજ તો હું વધારે કરીને આએ તરફ આએ વખત ખાસ આવેલી છું, અને તમે "ના—ના"ના એમ હાથ ઉઠાવશો તેથી કાંઇ હું સમજવાની નથી. તમે બેફીકર રેહો. ખુદાએ મને એટલું બધું પુરતું આપીને હાલમાં નવાજેલી છે, કે હું તમોને થોડી ઘણી મદદ કરશ તેથી કાંઇ મને ખોટ આવવાની કે માહારે ત્યાં ખાડો પડવાનો નથી!"—અને હું પાછું હસી.

"પણ તું વળી નવું શું કરવા માંગેછ, માહરી માય?" મીસીસ કૅલીએ ગભરાઇને પુછ્યું, "ખુદાએ તુંને કરોડો બી આપ્યા હોય—અને તુંને આપવા ને મળવાજ જોઇએ એવી તું ખરેખરી ભલી ને નેક છે, તોબી તેં અત્યાર સુધીમાં માહરે વાસ્તે જે જે કીધુંછ તે કાંઇ કમ છે વારૂં? મને કેહ તો ખરી કે તું નવું શું કરવા માંગેછ?"

"માહરે તો માહરી આએ માનીતી સ્કુલવાળું મકાન ગમે એ ખરચે ખરીદી લઇને તમોને તમારી ધણીઆતી મીલકત તરીકે બક્ષીશ આપવાનું છે," મે હસીને કહ્યું, "એમ કીધાથી ભાડું જે બચે તે તમે એકઠું કરો, અથવા તમારા પોતાના અંગત વપડાસમાં લેઓ, અને હવે બાકીના તમારા દાહડાઓ ઘણી વહેજ વહેજ નહીં કર્યા કરતાં થોડોક જરૂરી ઉદ્યોગ કરીને તમે સુખચેનમાંજ રહી શકો એવી માહરી મકસદ છે."

પણ મીસીસ કૅલી તો છછણીજ પડયાં. હું તેવણુને ખાતર તેઓની જીંદગીની સાંહજે તેઓનાં સુખની કાળજી કરીને એટલો મોટો ખરચ કરી નાખું તે તેઓને જરા થઇને ગમ્યું નહીં, પણ મેં તેઓને ઘણી ધીરજ આપીને સમજાવ્યું કે પરવરદીગારે દુલ્લાં દીલથી માહરી પર એવી લખ્ખોની એકી વારે નવાજેશ કરી દીધી હતી કે તેઓનાં ભલાંમાં હું તેમાંથી આંઠસો હજાર પાંઉન્ડ ખરચી નાખું તે નેકી મને કશીજ રીતે મોંઘી પડવાની નથી કે તેથી માહરાં ઘરમાં ખાડો પડવાનો ન હતો. મેં તે પછી તેઓને હસીને બધું કહ્યું, અને સઘળી સમજ આપી. માહરા મમાવાજીનો વારસો જે લુચ્ચાં પાર્કસવાળાંઓ તે ગરીબ જૈફ આદમીનું સુફેદ ખુંન કરીને દગલબાજીથી ખાઇ બેઠાં હતાં તે પણ પૈઇએપૈ, વ્યાજ સીકકે, માહરે સ્વાધીન થવા પાંમ્યો હતો તે મેં તેવણુને કહી સંભળાવ્યું, અને માહરો હૅરી કારશલટનનો ભવિષનો અર્લ હતો, અને હાલમાં "વાઇકાંઉન્ટ રેવન્સકલીફ" તરીકે ઓળખાવાનો હતો તે

બધું જ્યારે તેવણે જાણ્યું ત્યારે તે ભલાં ડોસાંની અજાયબી અને ખુશાલીનો શુમારજ રહી શકયો નહીં!

"ત્યારે તું હાલમાં વાઇકાંઉન્ટેસ થશે અને હુકમ ખુદાનો તો હવે પછી કાંઉન્ટેસ થવાની છે!" તે ડોસાંએ અજબ અજબ થતાં કહ્યું, "ભલે, ભલે! તાહરી નેકીજ બધી તેવી છે. તું નેકીનું પુટલુંજ અવતરેલું છે. તુંને જોઇ ને જોઇ તું મને ગમી ગઇ હતી, અને મેં તાહરે વાસ્તે ખુદા સાહેદ છે કે એક ઝળકતું ભવિષ પહેલાંથીજ માની લીધું હતું!"

અને, ટુંકમાં, એ મુજબ તરેહવાર વાતચીતો કરી, મીસીસ કૅલીને મળી ભેટી, જ્યારે તે સ્કુલહાઉસમાથી અમારાં હોટેલ તરફ જવા અમો પાછાં ફર્યાં ત્યારે અલબત રાત થઇ ગયલી હતી, અને મોહલ્લાનાં ગૅસ લૅમ્પ તરતનાં સળગેલાં હતાં. પછીથી અમો વાત કરતાં આગળ વધ્યાં, અને થોડુંક આગળ ગયાં એટલે એક આદમી અમારી આગળથી ઘણા ઝપાટામાં ચાલી ગયો, કે જેણે અમે જોયું કે આંખ સુધી પોતાને માથેની ટોપી ઉતારેલી હતી, અને જોકે તે આટલો જલદીથી અમારી આગળથી પસાર થઇ જવાને લીધે અમો કાંઇ તેને બરાબર જોઇ શકયાં નહીં, તોપણ હું તેમજ માહરા પપા એકકી વારે બોલી ઉઠયાં કે "પાર્કસ!"

અમો બંનેની ખાત્રી થઇ કે તે તેજ હતો, કેમકે અમે બંને જણે ગૅસલાઇટનાં અજવાળાંમા તેને ઘણો અડછતો જોયલો હોવા છતાં અમને બન્નેને તરતજ લાગ્યું કે તે કોઇજ નહીં પણ તે ઠગારો આદમી પોતેજ હતો!

"મને બી એને જોતાં સાથે એમજ લાગ્યું," માહરા પપાએ કહ્યું, "માહરી બી ખાત્રી છે કે એ તેજ હતો."

પણ હજી તો અમો એ વાત અને એ અનુમાનો કરયે તેટલાં વળી એક બીજો આદમી પેલાની પુઠે તેટલાજ ઝપાટામાં જતો હોય એમ અમે જોયું, અને જોકે તે સાદા પોશાકમાં હતો તોપણ પપાએ મને કોપરયું મારીને તેના ઉપર માહરૂં ધ્યાન ખેંચતાં માહરે કાને લાગીને કહ્યું કે તે કોઇ સરકારી ઑફીસરજ હોવો જોઇએ, કે જેણે પેલા કમબખ્તને ઓળખ્યો હોય, અને તેથી ધરપકડ કરવા અથવા તેની જુસ્તેજો રાખવા તેની પુઠે જતો હતો!

અને એ સાંભળીને ગરીબ જેનને ખાતર મને ઘણી દીલગીરી થઇ. અલબત, પાર્કસ કોઇ બી દયાને લાયક હતોજ નહીં. જે કમીનાએ એક નાતવાન જેફને બેરહેમ કતલ કીધો હતો તેવા આદમી પર રહેમ કરવી એ ખુદ નેકજાદોનાં ખુન કરવા જેવુંજ ગણાય, પણ જેન ખરેખર ઘણી ભલી હતી, અને તેને ખાતર એ આદમી હજી બી બચી જાય એવું હું ચાહતી હતી.

એ પછી બીજી સહવારે હું અને માહરા પપા પેલા મીસીસ કૅલીના નવા ઘરવાળાઓના સોલીસીટર મી૦ સૅાબ્રીડજને મળવા ગયાં, અને એ આસામીને આગળ હું મળી ગયલી હોવાથી તેણે મને, પાછી જોતાં સાથે, તરત ઓળખી. મેં ઉપર કહ્યું તેમ હું છેલ્લી અત્રે આવી ગઇ હતી ત્યારે એજ સોલીસીટરને દોઢસો પાંઉન્ડ રોકડ ભરીને મીસીસ કૅલીને અસલ ભાડાંએજ તેણીની બાકીની જીંદગીની આખેરી સુધી એ ઘરમાં રેહવા દેવાની બંદોબસ્તીઓ પરીપુર્ણ કરી ગઇ હતી, અને તેથી મને હાલમાં પાછી આવેલી જોઇને તે ધારાશાસ્ત્રી થોડોક અજબ થયો.

એમ છતાં, મેં જોયું કે, અઢાર મહીને મને પાછી જોવા છતાં તેણે મને જોતાં સાથે તરત ઓળખી, અને માહરો ને માહરા પપાનો ઘણો આદરસતકાર કરીને તેણે અમને બેસાડયાં, જે પછી અમારી ખેરઆફીયત પુછીને અમારી એ મીળાકાતના બાયસ વાસ્તે અમને સવાલ કર્યો.

પછી મેં તેને સમજાવ્યું. મેં માહરી સાથે આવેલા માહરા પપાની તેના જોડે પ્રથમ ઓળખાણ કરાવી, અને મીસીસ કૅલીવાળું ઘર વેચવા તેના હાલના માલેકો હજી ખુશી અને તૈયાર હતા કે કેમ તે પુછ્યું, જ્યારે જવાબમાં તેણે મને ખાત્રી આપી કે જો સારૂં દામ ઉપજે તો અલબત તે લોક તે વેચવા ખુશી થાય. એ પછી આંઠસો પાંઉન્ડમાં હજી બી તે મકાન વેચવાની તેણે તેઓ તરફથી પોતાની મરજી જાહેર કીધી, અને ત્યારે તેઓને મળીને એ સાટું જેમ બને એમ જલદી પકકું કરવાને મેં તેને અખ્તયારી આપી. સાટાંખત મીસીસ કૅલીને નામેજ થનાર હતું, ને તે ઘરની માલેકી તે બાઇનેજ નામે ટ્રાન્સફર કરવાની હતી, જે, હું જણાવાને ખુશી છું કે, પાછળથી હું કરી શકી, અને ભલાં મીસીસ કૅલીના મરતે દાહડે મેં કરોડો આશિષ એ એક માહરાં ભલાં કામના બદલામાં મેળવ્યા.

---

## પ્રકરણ ૨૩૩.

અમો એ પછી તે વકીલને ત્યાંથી નીકળેલાં માહરા મમાવાજીનાં માહરી માલેકીનાં પેલાં ખડખડપાંચમ ઘર તરફજ ગયાં. એ ઘર 'ભુતનું ધામ' હોવાનો તેના સંબંધમાં સાખો પડેલો હતો તેથી આખા મોહલ્લામાં તે કેટલું અપ્રિય ને બીસ્માર હતું તે અત્રે પાછું યાદ કરાવ્યા વીના ચાલશે. હું આગળ કહી ચુકી છું તેમ ખુદ માહરા મમાવાજી તે સસ્તું પરાવી લઇ શકયા હતા તેનો બાએસ પણ એજ હતો, કે એ ઘરમાં અસલવારેથી કોઇ ભુતનો વાસો હોવાની વાત ચાલતી આવેલી હતી, અને પછીથી માહરા મમાવાજીનાં મરવા બાદ જ્યારે લોકમાં પસગવસ રફ્તા રફ્તા વાત ફેલાઇ કે પાર્કસવાળાંઓએ તેવણને ધીમું ઝેર આપીને મારી નાખ્યા હતા ત્યારે વળી વધારામાં તેવણનો ભુત બી તેજ ઘરમાં ભમતો થયલો હોવાનું અણુ-ઘડ લોકો વધતા વિશ્વાસથી માનતાં થયાં એમાં નવાઇ શાંની? એ બડી તાજુબની વાત હતી કે પાર્કસવાળાંઓનું એ ખુંની કાર્ય એ રીતે જાહેરમાં આવવા પામ્યું હતું—જો કે એક કાનથી બીજે કાન તે વાત ફેલાવામાં મુળ પાયો કોણનો હોવો જોઇએ તે હું કહી શકતી નથી. લોકોએ, મગર, યથાર્થ કહેલું છે કે દીવાળોને બી કાન હોય છે, અને આ એક દાખલો તેનું વાસ્તવીકપણુંજ પુરવાર કરી આપતો હતો. કોઇ ગપ્પીઓએ કાબેલ્યતભરયાં અનુમાનથી બી એ વાતનો પાયો અવલમાં નાખ્યો હોય, અને તે એક કાનથી બીજે કાન આખાં ગામમાં ફે-લાવો પામી હોય, કે જેમ હમેશ એ જાતની બધી નીંદાઓના સંબંધમાં થતું આવ્યું છે, પણ આ કેસમાં સારાં કે માઠાં નસીબે એ અનુમાન કેટલી હદ સુધી ખરૂં આવ્યું હતું તે જોઇ શકાય છે, અને તે માટે આપણે અજબ થયા વીના રહી શકતાં નથી.

હવે અમો તે ઘર આગળ પોંહચ્યાં, અને બાહેરથીજ જોતાં તે ખડયાખડખડ બીલ્ડીંગ અમને છેકજ વધારે પડુ પડુ લાગી. તેની દીવાળોમાં બાહેરથી વટીક ઘણી પુરતી અને મોટી

ફાટ પડેલી જોઇ શકાતી હતી, અને તે જોઇને મને એ માહરાં બચગીનાં મથક બાબે ઘણી નાઉમેદી થઈ. એ પછી અમો સાંમે પેલા હાઉસ એજંટ મી૦ જેકબ્સનાં ઘર આગળ ગયાં, કે જેના હવાળામાં એ ઘરની ચાવી મેં સપુર્દ કરેલી હતી. અને જે અત્યાર સુધી એ ઘરને માટે કોઈ ભાડુત કે ખરીદદાર મેળવવાને ઉપલાં દેખઇતાં કારણોને લીધે નિષ્ફળ થયો હતો.

અને એ આસામીની સ્થિતી હું છેલ્લી જોઇ ગઇ હતી તે કરતાં મને હાલમાં કાંઇક વધારે સુધરેલીજ માલુમ પડી. આગળ બારણાંમાં મેલાંઘેલાં છોકરાંઓને રમતાં હું છેલ્લી અત્રે આવી ગઈ હતી ત્યારે મેં જોયાં હતાં તેવું હાલમાં કાંઇ નહીં હતું, ને "ઑફીસ રૂમ" બી જરા વધતો સજાવેલો અને સુધારેલો દેખાયો. તે પોતે બી આગળ જેવો ફુવડ ન હતો. મેં અઢાર મહીના પર છેલ્લો તેને જોયો હતો તેમજ એક મોટા ચોપડામાં માથું ખોસી તે એક ઉંચા સ્ટુલ પર ઉંચી ટેબલ આગળ ચઢી બેઠેલો હતો, પણ આગળ કરતાં પોષાકમાં થોડોક જાસ્તી "ડીસંટ" હતો.

તે અમો બાપ બેટીને તેની ઑફીસમાં દાખલ થતાં જોઈને ઘણી અજાયબી વચ્ચે ચમકી ઉઠયો—એટલા જોશથી કે તેનું ઉંચું સ્ટુલ અરધું ઉઠલાઇ ગયું, ને તે આરયાં થઈ જતો ઘણી અછાડપછાડથીજ બચ્યો, જે જોઇને માહરા દાંત ઉઘડી જતા હું મુશ્કીલીથીજ રોકી શકી. તે શાથી અમોને અચણુચ એમ આવી લાગેલાં જોતાં એટલો અજબ થયો, ચોંકયો ને ચમકયો? તે શાથી એટલો ગભરાયો?

"આહ, મીસ પર્સી? આવોજી, આવોજી!" તેણે, એમ છતાં, દીસ્તી રીતે તરત પોતાનાં મનનું સામાધાન કરી લઇ કહયું, "તમારૂં ઘેર જોવા આવ્યાં હશો? મને આગમચથી લખ્યું કાંએ નહીં આવવાનાં હતાં તે? હું તો જાણું હમણાં ને હમણાં આવવાનું નહીં બની શકતું હોશે!"

"શું ઘેર ઘણું આવી રહ્યુંછ?" મેં સેહજ પુછયું.

"હાજી ઘણુંજ," મી૦ જેકબ્સે જવાબ કરયો, "હું પોતે તો એમાં ઝાઝું સમજતો નથી, પણ મ્યુનિસીપાલીટીના ઇજનેરો આવીને જોઈ ગયા તે લોક તો કહેતાતા જે તોડી પાડવુંજ પડશે!"

"વૅલ, આપણે જોઇશું. વધતા ઓછા ખરચે મરામત થઇ શકતી હશે તો કરાવી લઇશું; નહીં તો પછી તોડીજ પડાવશું," મેં કહયું, "હાલ તો અમો અંદર જઇને તે જોઈ આવ્યે. જરા ચાવી આપશો?"

"ચાવી? હા, ચાવી જરૂર!—ચાવી કાંએ નહીં?" અને મી૦ જેકબ્સ પોતાની ડૅસ્કનાં ખાણાંમાં કાગળો તળે ઉપર કરી કરીને કાંઇ ફાંફાં મારતો થયો. વળી ત્યાં ચાવી નહીં મળવાથી કાંઈ ખીલા પરથી કુંચીનો એક ઝુમખો તેણે લીધો, ને દરેક કુંચી એક તાળાં ચાવીવાળો જુએ તેમ ધારી ધારીને તપાસીને ઝુમખો પાછો ખીલા પર લટકાવ્યો, અને ખાસ્સી દસેક મિનીટ એમ બરબાદ કરી નાંખી! મેં તે ઉપરથી પપાના ચેહરામાં જોયું, ને તેવણે માહરા

ચેહેરામાં—જાંણે અમો બંને સમજીજ ગયાં કે કાંઇ બી રપુચક્કર છે ખરૂં!

"વૅલ, મી૦ જેકબ્સ, તમે કહેવા શું માંગોછ?" અંતે કંટાળવાથી માહરા પપાએ જરા થથરાવીને પુછ્યું, "અમારી ચાવી અમોને પાછી મળી શકશે કે નહીં?"

"અલબત મળશે, સાહેબ! મળે નહીં તો શું થાય? મળે કાંય નહીં?" તેણે હજી અહીં તહીં ફાંફાં મારવાનું ચાલુજ રાખતાં રાખતાં ફીકકું જેવું હસીને કહયું, "ફકત મોહકાણ એ છે કે ગુમાઇ ગેઇછ. કેથે મુકાઇ ગેઇછ—એ કમબખ્ત ચાવીઓનું તો હંમેશ એમજ! નહીં જોઇએ ત્યારે આંખ આગળ ભમ્યા કરે, ને જોઇએ ત્યારે એવી કેથે છઇઠે ખુંણે છુપાઈ રહે કે શોહધી શોહધીને મરી જઇએ તો નજરે નહીં આવે! એ ચાવીઓ તો—"

"બસ અમથો બકવાટ કરીને ભેજું ના ખાઓ!" માહરા પપાએ તતરાવ્યું, "દેખીતી રીતે કાંઇ દગો છે. તમે કાંએ નથી અમારી ચાવી અમારાં માંગતાં સાથે અમોને પાછી સપુર્દ કરી શકતા?"—અને તેનાં આંગ પર ધસી વધારયું, "બોલો ખરૂં—પેલો પાર્કસ અહીં હમણાં આએ તરફ આવેલો છે તેનું કંઇ એ વળી કાવત્રું છે?"

જેકબ્સ અજબ જેવી હદ સુધી એ સાંભળતાં ફીકકો પડયો, અને પછી તરત લાલ થઇને એકદમ એક ઝનુનમાં ને એક ઠરાવ પર આવી ગયો હોય તેમ ટેબલ પર મુકકી ધુમાવીને મારતાં બોલ્યો, "લેઓ, ત્યારે હું ખરૂંજ કેહુંછ! એમાં માહરે ધ્રુજવા કે ગભરાવા જેવું છેજ શું? મેં કોણુના બાપની ચોરી કીધીછ જે તેની વાત? ખરી વાત એટલીજ છે, સાહેબ, કે પેલાં ભુતવાળાં—આઇ મીન તમારાં ઘરની ચાવી મેં પાર્કસને પોતાનેજ આપેલી છે!"

"અને તેનું કાંઇ કારણુ?" માહરા પપાએ નેણુ ફેરવ્યાં, "તમારી મગદુર શું કે અમારાં ઘરની ચાવી અમારી રાજી રજાવંદી મેળવ્યા વગર તમે પાર્કસને કે કોઇની બી એમ આપી શકો?"

"જરા માહરૂં સાંભળશો?" તેણે માંગી લીધું. "તમે બેઉ સાહેબો સાંભળશો ત્યારે જોશો કે મેં ફકત એક દયાનું કામ કીધું છે, ને તમો જોડે બુરાઇ કશીજ કરી નથી."

"પણુ દયાનું કામ તમે શું કીધું?" મેં તકાજો કીધો.

"તે હું સમજાઉં, મીસ પર્સી," તેણે વિનંતીથી કહયું, "ખરી વાત એટલીજ છે કે પાર્કસ તો કેટલા દહાડા થયા કેથો આય તરફ આવેલો હતો, પણુ મને મળવા ફકત ગઇ પરમ દહાડે સહવારેજ આવ્યો. તે મને કગળીને અરજ કરવા પડયો કે તેના પર ફાકાફાકી ઘણી ગુજરેછ વાસ્તે આએ તરફ તેને બરની કંઇ નોકરી હોય તો માહરે તેને તે બતાવવી! કેહજે કોઇ ફ્રૅન્ડે નોકરીની ઉમીદ આપીનેજ તેને આય તરફ બેલાવી લીધો, અને પછી તે ફરી બેઠો. મેં તેને નમનતાઇથી સમજાવ્યું કે એક તો આએ ગામ ગરીબડું, ને બીજું તો હું પોતે ગરીબ ને ખાખાવરખો તે તેને મદદ થવા કરીજ શું શકું? તે, તેથી, વધતો નાઉમેદ થયલો દેખાયો, ને ઘણો કંગાળ જેવો જતો રહયો. તે પછી વળી મેં તેને ગઇ કાલે દીવા થવા પછી જરા વારે પાછો જોયો. ઘણો મારેલો હારેલો ને રડમસ જેવો આવ્યો. ટોપી છેક આંખ વેર ઉતારી દીધેલી ને કોલર બી ઉંચો ચઢાવેલો!"

અમો બાપ બેટીએ, એ સાંભળતાં, એકમેકભણી જોયું. આ પુરવાર કરતું હતું કે ગઇ સાંહજે મીસીસ કૅલીને ઘરથી નિકળવા બાદ અમને રસ્તામાં જે મળ્યો હતો અને ઘણો અડછતો જોવા છતાં જેને અનુમાનથી અમો બંનેએ પાર્કસ માની લીધો હતો તે ખરેખરો તેજ હતો.

"બીચારો આવતાં સાથે રડી પડયો," મી૦ જેકબ્સે જારી રાખ્યું, "કેહજે કાંઇ મોટા ફ્રૅાડ કરેલા પકડાયલા હોવાથી એને માથે ફોજદારી વૉરંટો લટકેછ, ને પુઠે પડેલી પુલીસને તે આએ તરફ હોવાની મજબુત બાતમી મળેલી છે!"

વળી અમો બાપ બેટીએ એકમેક તરફ જોયું. આ જાસ્તી પુરવારી હતી. તેની પુઠે પડેલા આસામીને છુપા ડ્રૅસમાં અમે પુલીસના કોઇ ઑફીસર તરીકે માની લીધો હતો, અને કેથું તેમજ હતું.

"મને રડીને કેહજે મને કોઇ બી સુરતે કેથે છુપાવો ને બચાવો," જેકબ્સે આગળ ગબડાવ્યું, "પણ હું કાંહાં છુપાઉં? માહરે ઘેર રાખું ને છુપાઉં ને પુલીસને બાતમી મળે તો નક્કામાં માહરી ગરદન ઉડી જાએ? અંતે, તેથી, જરા ભેજું કસતાં મને તમારાં ઘરનો અચબુચ ખ્યાલ થયો, ને મેં તે ચાવી તેને આપી. મેં એક મીનબતી ને ચાવી આપીને કહયું જે તું ત્યાંજ જઇને છુપાશે તો કોઇને તું ત્યાં છુપાયલો હોવાનો કોઇ કાળે ખ્યાલ બી થઇ શકવાનો નથી ને આએ તરફ પુલીસનું રોખરૂં દપટ પડે ને બધા પાછા નભરવસ થાય પછી ગમે ત્યાં નીકળી જજે: ને એ વિચાર એ વાખાના મારેલા કમબખ્તને ઘણોજ ગમ્યો. તેણે ઘણાંઘણાં હેસાંન સાથે તે ચાવી ને મીનબતી સ્વાધીન લીધી, ને તે ત્યાં જઇને ગઈ રાતનો ભરાયલો છે."

"ને હજી ત્યાંજ હશે?" મેં અજબ થઇને પુછ્યું,

"તે તો તે જાણે ને તેનું કરમ જાંણે!" જેકબ્સે જવાબ કરયો, "મેં ગઇ રાત પછી તેને પાછો જોયોજ નથી, ને ચાવી આપવા બી તે પાછો ફરયોજ નથી તેથી એ તો પુરવાર થાએછ કે તે હજી એ ઘરમાંજ હોવો જોઇએ; પણ હવે કેહો, મેહેરબાનો, એમાં માહરો કાંઇ બી કસુર છે? મેં ચાવી આપવામાં કાંઇ બી તમારો ગુન્હા કરયો છે? મેં તો એક સવાબનું કામ જાણી તે અભાગ્યાને મદદનો હાથ આપવા એમ કરયું, કેમજે હું તો તમારાં કોઈ કાગળની વકી રાખતો વાર જોતો હતો. માહરી લખાવતના જવાબમાં એટલા જલદી તમો પોતેજ અત્રે તશરીફ લઇને આવશો એવો મને તો કશો ખ્યાલ થયલોજ નહીં, એટલે મેં જોયું કે બે ચાર દાહડા એ પડત મકાનમાં તેને વાસો આપવાથી હું કાંઇ તમારૂં બગાડતો નથી."

"તમે નેક કરયું, મી૦ જેકેબ્સ," મેં હવે તે હાઉસએજંટનાં મનનું સમાધાન કરવાને ઉતાવળ કરી, કેમજે મેં જોયું કે તે તદન સાચુંજ બોલતો હતો, ને તેણે વર્ણવેલા સંજોગો વચ્ચે તેણે જે કરયું હતું તે દયાનું ને ભલાઇનુંજ એક કામ હતું. તેનો દોષ કશો ન હતો. "પણ જો તે એમ ત્યાં ભુખો પ્યાસો પડી રેહશે તો મરી બી જશે, વાસ્તે આએ પૈસા લેઓ ને એને કંઇ ખાવા પીવાનું પુગાડી આવો. એ ગુન્હેગાર તો ખરેખર ઘણો

મોટો છે, ને એને બચાવવો કેટલીક હદ સુધી વાજબી તો નથીજ, પણ દયાના તરીકાથી તમે કામ લીધુંછ, ત્યારે તો હવે તેને ભુખે મરી જતો બી બચાવો!"

"ઓ હજારો ખુશીથી, મૅમ," મેં તેના હાથમાં ચાર શીલીંગ મુકી એટલે જેકબ્સ તેમાંથી પોતાનું બી થોડુંક ચવેણું ચાલી શકવાની ઉમીદથી ઓવરાઇ પોવરાઇ ગયો, "એણે આગળું બાર તો ચાવીથી બંધ કરયું હશે, પણ પાછળે બાર પડોશીનાં ઘરમાંથી એક રસ્તો છે તે હું જાણુંછ, એટલે હું તમારા હુકમ મુજબ એ અભાગ્યાને વાસ્તે થોડુંક ખાવા પીવાનું લઈ જઇ શકશ."

"ત્યારે હું બી સાથે આઉંછ," માહરા પપાને બી મરજી થતાં તેવણે કહયું, "ઍલન દીકરા, તું અહીંજ બેસ નીરાંત કરીને પાંચ દસ મિનીટ. હું જોઇ આઉં ને તને લઇ જવા ઘટતું હોશે તો આપણે ઘર જોવા પછી જઇશું."

હું તરત એકમત થઇ. માહરા ભલા પપાની દુરઅંદેશી ને માહરે વાસ્તેની કાળજીમાં મને ઘણો વિશ્વાસ હતો હું તરત સમજી કે એમ કરીને પપા પહેલાં પોતાની ખાત્રી કરી લેવા જતા હતા કે જેકબ્સે જે કાંઇ કહયું હતું તેમાં કાંઇજ દગો, સહરાગત કે ખોટારૂં ન હતું.

એ ઉપરથી તેઓ ગયા, અને હું મી૦ જેકબ્સના ઑફીસરૂમમાં કરડી કુટીને વખત ગુજારતી એમથી તેમ ફરયા કીધી! પણ તેઓને કાંઈ ઘણો વાર લાગ્યો નહીં. ભાગ્યેજ દસેક મિનીટ થઇ હશે કે જેવામાં તેઓ બંને પાછા ફરયા, જ્યારે બેઉ ઘણાજ બીહીઘેલા ને ગમ ખાઇ ગયલા દેખાતા હતા! પેલો જેકબ્સ તો ઘણોજ બીહી ગયલો ને ઘણો ઉશ્કેરાયલો હતો.

"ઓ, શું થયુંછ?" મેં તેઓનો દેખાવ જોતાંજ ગભરાઇને પુછયું.

"પાર્કસ મરણ પામેલો છે, બેટા!" માહરા પપાએ ઘણી ઉંડી ગમખારીથી કહયું, "તેને ખોદાનો ઇનસાફી માર લાગેલો છે!"

"ઓ કેમ? શું થયુંછ જે? જે ઘરમાં એણે ખુંનની બેરેહેમ છુરી ચલાવી હતી તેમાંજ એ મરવા કયાં ગયો?" મેં હેબત ખાઇને પુકારયું.

"ખુંનની બેરેહેમ છુરી?" હવે જેકબ્સને ચમક થઇ, "ત્યારે વાત શું ખરી છે, મીસ? એણે પોતાની માતા સાથે કાંઈ ધીમું ઝેર આપીને તમારા ઘરડા મમાવાજીનું એ ઘરમાં ખુંન કરયું હતું એવી જે છચોક વાત એ બુરાંઓને વાસ્તે ગામમાં હર હંમેશ બોલતીતી તે ખરી છે? તેમાં વજુદ છે?"

હું ચુપ રહી. મેં જોયું કે મેં ઉતાવળા ગભરાતમાં જે તે બોલી દઇને થોડુંક કાચું કાપ્યું હતું ખરૂં, અને ત્યારે મેં કહયું તે ખરૂં ન હતું એમ જુઠું બોલવા ને મને પોતાનેજ ખોટી પાડવા મેં કાંઇ દરકાર કરી નહીં.

પછી બધો ખુલાસો થયો, જે સાંભળતાં હું માહરી અક્કલથી જાણે હેરાંન રહી. પાર્કસ ગઇ રાતનોજ કેયો મરી રહેલો! તે જેકબ્સ પાસ ચાવી લઇને એ ઘરમાં ઘુસવા પાંમ્યો, ને સત્તાવાળાઓને આબાદ હાથતાળી આપી તે લોકના બસથી બચ્યો ખરો, પણ પોતાનાં કરપીણ

પાપના બેશરમ બસથી ને ઇનસાફી ખુદાની બેઅવાજ લાકડીના હક ઇનસાફથી તે કમબખ્ત બચી શકયો નહીં!

પપા ને જેકબ્સનાં કેહવા મુજબ તે લોક પડોશમાંનાં ઘરમાં જે એક બારણું હતું તે ઉઘડાવી મમાવાજીવાળાં ઘરમાં ગયા, ને ત્યાં જઇને જોએછ શું કે જે ઓરડામાં જે પલંગ પર મમાવાજી મરણ પાંમેલા તે પલંગની બાજુમાંજ તે હોણનસીબ આદમી પડેલો, ને કલાકોનો મરી રહેલો! પણ તે કેમ પડયો? ક્યાંથી પડયો? શાથી અફલાઈ ગયો? કેમ મરી ગયો?

તેહકીક કરતાં માહરા પપાનું ધ્યાન ઉપરની સીલીંગ પર ખેંચાયું હતું, વાંચનારાં સાહેબો યાદ કરશે કે ઉપલો મજલો જ્યાં હું સુતી હતી તે ઘણો ઉંચો હતો— ઘર મોટી ને ઉંચી ઉભરણીનું હતું—અને છેલ્લી હું અતરે આવી ગઇ ત્યારે માહરા પગ તળે ઉપરની ફ્લૉરનું એક ફાલકું નમી ગયું હતું, કે જેમાં પેલાં ઝેરી લૉઝેનજીસ (કે જે વડે માહરા ગરીબ ઘરડા મમાવાનો જાન લેવામાં આવ્યો હતો તે)નો એક બૅાકસ છુપાવેલો મને મળી આવ્યો હતો. હવે તે પછીથી તે બાજુનાં એ ફાલકાંને લગતા લાકડાં કેથાં જાસ્તી સડી ગયાં હશે, ને ઘરમાં થર પડયા આગમચ પાર્કસ બધુ જોવા જાવા ઉપર ગયો હશે ત્યારે તે ફાલકાં પરથી પાસ થતાં તે આખું દાચું વકાસી બેસી ગયું, ને ખુંની પાર્કસ માહરા મમાવાજીવાળા બેડરૂમની લાદી પરજ ઉંચેથી પછડાઇ પડયો હતો!!

બનવાજોગ છે કે તે તરતજ આખર થયો નહીં હોય, પણ પોતાનાં પાપની તોબેશ પુકારવા ને તોબા કરવા થોડુંક જાસ્તી જીવ્યો બી હોએ, જોકે કેહજે તેના બરડાની કરોડ તમામ ભાગી ગઈ હતી, ને તે પડયા પછી એકવાર બી ઉઠી શકયો કે એક બી હીલચાલ કરી શકયો હોય એ કશીજ રીતે સંભવતું નથી. તેની બાજુમાં બુજવાઇને પડી ગયલી એક અરધી બળેલી મીનબતી બી હતી.

અને એવી રીતે તે ખુંનીનું મોહોત થયું! મોહોત બી કેવું કે માહરા પપાનાં કેહવા મુજબ જ્યારે તેઓ તે પડયો હતો ત્યાં જઇ લાગ્યાં ત્યારે બે મોટા ઉંદરો તેનો ભક્ષ કરવા પડેલા તેની બોરદુમાંથી નાહસી ગયા, અને તેના કેટલાક અંગભાગ તો અત્યારમાંજ ખવાઈ ગયલા હોવાથી તે જોવાનું કેવળ કમકમાતભરયું થઇ પડયું હતું!

એવો ખુદાનો ઇનસાફ થાએ છે! તે રહી રહીને મરવા લીડસ ખાતેજ ઘસડાઇ આવ્યો, એટલુંજ નહીં, પણ વળી જાન બચાવવાની ઉમીદથી જે ઘરમાં તેણે દોજખી કરપીણપણું કરયું હતું ત્યાંજ તેણે આશરો શોહોધ્યો, અને ત્યાંજ—જે ઓરડામાં તેના લોભનો જૈફ ભોગ એક કમોહોતનું મોહોત પામી આખર થયો હતો ત્યાંજ—તે તાસવીસ અને તોબેશનાં એક જાલીમ મોહોત વચ્ચે સેવટનું ફનામુકામ પાંમ્યો!

અલબત, એવા સંજોગમાં તે ઘરમાં જવાનો અને તે ઘર જોવાનો માહરો એરાદો મેં પડતોજ મેલ્યો, પણ અમોને તોબી બે ચાર દીવસ જાસ્તી લીડસ ખાતે રોકાઇ રેહેવુંજ પડયું. માહરા પપાએ પુલીસને ખબર આપી, અને તેઓને જુરીમાં સાક્ષી આપવા પડવાની હોવાથી અમો તરત લીડસ પાછું છોડી જઇ શકયાં નહીં.

અને જુરીમાં પેલા અગરગચ્ચા જેકબ્સે ઘણો ઘાંઘુ બીગાડયો ને ઘણો અબાડો બાળ્યો. રખે સજાનાં લફડામાં તે પોતે આવી જાય તે ફીકરથી તે ડોસો હદથી જયાદા નરવસ થયો. તેણે તો, અલબત, કસમ પર એમજ કહયું કે પાર્કસને માથે વૉરંટો લટકતાં હોવાની તેને કાંઇજ માહીતી નહીં હતી, ને તે તો એમજ સમજ્યો હતો કે તે લીડસ ખાતે ફકત નોકરી શોહોધવા આવ્યો હતો. તેણે વળી કહયું કે મરનારે થોડા દહાડા તેને ઘર ઉતારો માંગ્યો, જે તેના કને જગાવગા ન હોવાથી આપવાને તેને ના કહી, ને "ભુતનાં ઘર"માં તેને હીંમત થતી હોય તો રેહવા જવા તેણે તેને ઑફર કરી, જે તેણે એકકે બોલે કબુલ કરી હતી.

પણ એટલુંજ કહીને તે મુંગો મુવો નહીં. તે માહરા મમાવાજીનો ખુંની હોવાનું જે માહરાથી તેના કને બોલાઇ ગયું હતું તે બી ડાહયો કાગડો થવા જતાં જુરી સમક્ષ તેનાથી બોલાઇ ગયું, અને ત્યારે જુરીએ માહરી પર સમન કાઢયો, એટલે એ ખુંનના સંબંધમાં હું જે જાંણુતી હતી તે સઘળી વાત માહરે ત્યાં હાજર થઇને સાચેસાચી વીગતવારે ફરજયાત જાહેર કરવીજ પડી. પરીણામમાં, મરનાર પાર્કસ ને તેની માતાનું ભંયકાર કાવત્રું ત્યારેજ લોકોમાં ખાત્રીપુર્વક જાહેર થયું, ને ત્યારે એ બંને મરનારો મુવા બાદ બી લોકોની લખ્ખો લ્યાનત ને ફીટકારને નવેસરથી સજાવાર થયાં!

---

## પ્રકરણ ૨૩૪.

## સુખી સેવટ.

અને સને ૧૮૪૩ની પાંચમી નવેંબરનો તે મુબારક બખ્તાવર દિવસ હતો કે જે દહાડે હું માહરા વાહલા હૅરીને પરણીને વાઇકાંઉન્ટેસ ઑફ રેવન્સકલીફ થઇ. કારશલટન હાઉસ ઉપરનો માહરા હૅરીનો હક એ આગમચ ઘરડા અર્લના સોલીસીટરો જરૂરી ઓચરયાંઓની જુસ્તેજોભરી શોહોધખોલ પછી બેતકરાર પુરવાર કરી ચુકયા હતા, અને એ વાહલો જવાંન 'વાઇકાઉન્ટ" હોવાનું સરકારમાં મંજુર થઇ ચુકયું હતું. એટલા માટે એ વ્હાલાને વરીને હું ઍલન પર્સી, એક સાધારણ ઍકટ્રેસ, "વાઇકાંઉન્ટેસ રેવન્સકલીફ" થઇ, અને જો ખરી વાત કેહવાની માહરી મગરૂરી મને માફ કરવામાં આવે તો માહરે કેહવું જોઇએ કે એ માહરાં બુલંદ તાળેની ખુશ-નસીબી પર આખું ઇંગ્લાંડ શાદમાન થયું હતું.

એ મુજબ હું પરણીને માહરા વાહલા હૅરીની મોહરદાર થઇ, અને એ વરસોની અમારે હૈયે વસેલી એકનીએક માનીતી મુરાદ એ રીતે અંતે બર આવી. ખરેખર, આશીરવાદ બણાઇ રેહેવા પછી એક વીંટી દેવળમાંજ મને પેહડાવતાં જ્યારે માહરા સોહામણા સુંદર દમામદાર ખાવંદે માહરી આંખોનાં હેઠાંણમાં હસીને જોયું ત્યારે તે મીઠી મોહબતમય ચશ્મોમાં જે અંત સુધીનાં ફીદાગીરીભરયાં સાચાં હેતના નાજુકાતભરયા દરયાવો ઉભાતા હતા તેની મનોહરતાનું હું કેમ બ્યાંન કરી શકું?

લગન મોટી ધામધુમનાંજ થયાં હતાં, ઘરડાં અર્લ અને કાંઉન્ટેસે વટીક અમારાં સુખમાં

પોતાનું સુખ માની બએ દીકરાઓનાં પાહાડ જેવા મોહોતનો ગમ ઓગાળ્યો હતો, અને આખી મિજલસ ઘણી મોટી ને દમામદાર ભેગી થઇ હતી. માહરાં તમામ ઉમરાવ દોસ્તો હાજર હતાં, અને વળી જે ગરીબોએ મને માહરી ગરીબાઇમાં ચાહી હતી તેઓ કોઇને બી હું એ માહરાં સદભાગ્યના સર્વોત્તમ સુખમાં ભુલી નહીં હતી.

વળી તેજ દાહડે તેજ દેવલના એક બીજા ભાગમાં બીજું બી એક ગરીબ જોડું સંધાયું, અને તે માહરી વ્હાલી બીડા ને વીલ્યમનું હતું. આ જીપસી છોકરી કેવી દીલેર, કેવી નેક, કેવી વફાદાર, કેટલી સાચી હતી તે સર્વને રોશન હતું, ને એ માહરી વાહલી સાથી અને તેના વફાદાર વરને જે પેહેડ ઓઢ થઈ તે બી ખરેખર ઘણી મોટી, કીંમતી અને સજાવારજ હતી.

અને હવે કેહવાનું કશુંજ રહ્યું નથી—સિવાય કે આ માહરી મોટી વારતામાં દેખાવ કરી ગયલાં કોઇ બે ચાર જરૂરી કૅરેકટર્સ (પાત્રો) માટે થોડુંક કેહવા જોગ આટોપી લેવાનું; અને તેમ કરતાં શીરૂઆત હું જેન પાર્કસથીજ કરશ. તે ભલી છોકરીએ ઘણોજ ગમ ખાધો, ને પોતાના બાપનાં નામેશીભરયાં મોહોતનો તેણીને કારી ઘા લાગ્યો હતો, પણ મેં તેને ઘણી સમજાવી, અને ઘણાઘણા દીલાસા સાથે મેળવી લીધી હતી. પછી મેં મી૰ મૅાસને મોકલીને પેલી ભુલ ખાઈ ગયલી તેની હેમક માતાને ઇગ્લાંડ પાછી બોલાવી લીધી, જે પોતાનાં બચ્ચાંના રસાલા મસાલા સાથે મેં જે કાંઈ સધ્યારાતું કહી મોકલ્યું તેથી હીંમત પામી આવી, અને જેન જોડે રેહતી થઇ. તે પછી જેન એ અરસામાં મી૰ મૅાસના ઘણા સમાગમમાં આવેલી હોવાથી તેના જોડે પ્યારમાં પડી, અને મી૰ મૅાસની નેકી હું ઘણી વખાંણનાર હતી, અને તે પાછો ધંધામાં મંડાયલો જાતી હુસ્યારીથી ઘણો આબાદ બી થતો ચાલતો હતો, એટલે એ જોડાંણને મેં માહરાં ખરાં દીલની ખુશીની બાહાલી આપી, ને તેઓ પરણીને પાર પડયાં

વળી પેલી શારલોટ ત્રીમેન બી પરણી ગઇ. તે પેલા સર હયુ વૉર્ડ જોડે ઘર પડી, કે જે બેરોનેટ માટે મને કાંઈ ઝાઝું માન નથી. એ બેરોનેટે મને સ્ટેજ પર પેહલી જોવા પછી દગાથી પોતાને બંગલે બોલાવી હતી, અને તેના એક હજાર પાંઉન્ડના ઘોંટાળાનાં કારણથી માહરી ઇજ્જત નાહકમાં બરબાદ થતી ખુદાઇ મોજેજાથી કેમ બચી હતી તે વાંચનાર યાદ કરી લેશે. પછીથી મરનાર મેલીસા હેરીસન એજ આદમીના નાલાયક આશરામાં હતી, એટલે તે કારણથી બી મને એ આદમીને માટે કાંઇ માન નહીં હતું; પણ પછીથી તે કેહેજે ઘણો સુધરયો ને સ્ટૅડી થયલો હતો, ને તે પચાસની ભરતીમાં આવેલો છતાં શારલોટ તેને પોતાની ખુશીથીજ વરી હતી.

મને તો એ લગનની, મગર, ઘણીજ મોડી માહીતી થઇ. અમારાં લગન થવા પછી છેક બે વરસે હું માહરા ધણી સાથે પેરીસ ગઇ હતી, ત્યાંના બ્રીટીશ ઍમબેસેડરને ત્યાંની એક ગ્રાંડ પારટીમાં એ વર બૈયર મને મળ્યાં હતાં, અને શારલોટ તો તે વખતે પોતાના ધણીના ભલા ગુણોની ઘણીએક માહરી કને તારીફજ લલકારતી હતી.

માહરા વાહલા પીતા માહરાં છોકરાંઓને ખોલા પર રમાડવા ઘણું સુધી જીવ્યા. તેવણે પોતાની જુવાંનીની ભુલનો પાછલી જીંદગીની નેકીથી ઘણો પશ્ચાતાપ કરેલો પુરવાર કરી આપ્યો, અને અમારાં અખંડ હેતમાં ગંઠાયલા ઘણાં સુખચેન સાથ ઘણું સુધી જીવ્યા હતા.

અર્લ અને કાંઉન્ટેસ તેવણુની આગમચ બેહેસ્ત પામ્યાં હતાં, અને તેઓની કરોડોની દોલત અને ખેતાબ અમો બંનેને પુગ્યાં હતાં જેથી આ હું લખું છું ત્યારે, વાહલાં વાંચનારાંઓ, હું ધણુંની કાંઉન્ટેસ ઑફ્ કાસ્શલટન થઇ ચુકી છું; પણ એ અર્લનું કોરોનેટ માહરા હૅરીની પેશાંનીને શોભાવે છે ને એક કાંઉન્ટેસનો "ટીઆરા" માહરાં માથાં પર ઝળકે છે તેથી, કે કરોડોનાં અમો ધણીધણ્યાંણી થયાં છીએ તેથીજ અમો સુખી છીએ એમ કોઇએ મેહેરબાનીની રાહે જરા એ સમજવું નહીં. સુખ સુન્નામાં સમાયુંજ નથી. હું—"**રાતો ગુલાબ**"—તો માહરા વફાદાર ધણી અને બે ગુલાબ જેવાં બચ્ચાં—એક બેટો અને એક બેટી—નાં સુખમાંજ હજારો અમનચમન સાથ સુખી છું, અને તેજ માહરૂં સુખ ખરાં બેહેસ્તનાં સુખથી બી આલા છે, તે સુખ આએ ધરતી પરનું માહરૂં સ્વર્ગ છે. તે અત્રેનો માહરો બાગે બેહેસ્ત છે!






**પોલસનની કૉફી** બધી કૉફીમાં સઉથી ચહડયાતી છે એટલુ જ નહીં પણ તે વાપરવાથી કરકસર થાય છે. આ કૉફી છેલ્લામાં છેલ્લી સાયનટીફીક રૂઢીથી ભુંજી, દળીને એવી રીતે પેક કરવામાં આવે છે કે તેનો અસલ તાજો ખુશનુમા સોહડમ તેમજ તેની તેજી સચવાઇ રહે છે અને તેવીજ તદન તાજી હાલતમાં તમારી ટેબલ સુધી તે કૉફી પોંહચે છે. આ કારણથી સાધારણ બીજી કૉફીના એક ચમચામાંથી જેટલાં પ્યાલાં કૉફી બને તેના કરતાં **પોલસન કૉફીમાંથી** વધારે બને છે.

વેપારીઓ પાસેથી **પોલસનની** બે જાતની કૉફી મલી શકશે—**પોલસન**

**ફ્રેન્ચ કૉફી અને પોલસન રૉયલ બ્લેન્ડ પ્યોર કૉફી.**

# POLSON'S

# COFFEE

# એક ભેદી ચાવી!

જી—હાજી, સહવારના પહોરમાં શાહની લહેઝતદાર દારજીલીંગ ચાહનું કપ પીવું એ આખો દીવસ આનંદી રહેવાની એક ભેદી ચાવી છે, અને તેજ માટે આજે




આખાં મુંબાઇમાં

## શાહની દારજીલીંગ

# ચા

માટે પુછપરછ થાય છે. વેલાતની મેસ્રો-લાયન્સ (MASON LYONS) કંપની પોતાના ૪૦૦ થી વધુ રૅસ્ટોરાં અને હોટેલોમાં વાપરવા માટે આ ચા ખાસ દારજીલીંગના ઉમદા બગીચાઓમાં જાતી દેખરેખથી ઉગાડે છે. આ ચા વેલાતમાં એટલી તો પ્રખ્યાત થઇ ગઇ છે કે તે માટેજ હમો એ કંપની પાસેથી આ ઉત્તમ અને લહેઝતદાર ચાહ હમારા ગ્રાહકોના ટેસ્ટને માટે ખાસ મંગાવી છે.

હમો તો કહીએ છીએ કે આ ચા જેવી ઉત્તમ ચા તમોએ કદી પીધીજ નથી.

**એક ટીન ખરીદી ખાત્રી તો કરો?**

એકજ કપ લેવા પછી તમો પોતેજ તે માટે વખાણ કરશો અને શાહની દારજીલીંગ ચાજ હવેથી પીવાનો ઠરાવ કરશો.

**નહીં પસંદ પડે તો હમો પઇસા પાછા આપવાની ખાત્રી આપીએ છીએ.**

## શાહ એન્ડ કું૦,

વાઇન અને પ્રોવીઝનનો અતી કીફાયત અને જાણીતો સ્ટૉર્સ.

સીતારામ બીલ્ડીંગ, હોરનબી રોડ, કોટ, મુંબઈ.



ઘેર બેઠા સોંઘો અને સસ્તો ખોરાકી સામાન.

ઘી મંગાવી રાખજો.

**૨૨૯૫**

તમો ટેલીફોન નંબર

# માણેકીઆ બ્રધર્સ.

દરેક જાતના ખોરાકી સામાનના જાણીતા વેપારી.

પ૨૧, ચીરા બજાર, મુંબઈ નં. ૨.



# પ્રાઇમાફોન્સ પોરટેબલ મોડલ્સ.



પ્રાઇમાફોનસ હીંદુસ્તાનના દરેક શહેરોમાં તેની ઉત્તમ બનાવટ સારૂ પ્રખ્યાત થયેલાં છે. તેનો બાહેરનો સુંદર દેખાવ તેના જોનારને જેટલો દીલખુશ કરે છે તેના કરતાં દશ ગણો વધુ તેનો સુંદર મનહરણુ અવાજ તેના સાંભળનારનું દીલ જીતી લે છે. મુસાફરીમાં માફક આવે તેવી ખાસ હલકા વજનની મજબુત લાકડાની જુદા જુદા રંગોથી પોલીસ કીધેલી, ધાતુનાં આખા ખુણ્યાંઓથી મજબુત બનાવેલી તાળાચાવીવાળી કેબીનેટો, મજબુત સંપુર્ણ શોધની સ્ટીલની નીકલ પલેટેડ મોટરસ, નવા સુધારેલા S સ્ટાઇલનાં બોલ બેરીંગ સાથના પલેટેડ નીકલ ટોન આરમસ, મધુર ખુલ્લા અવાજનાં ધાતુનાં કવર કીધેલાં ઇલેકટ્રીક સાઉન્ડ બોકસો અને ફુલ સાઇઝના સ્પેશીયલ સાઉન્ડ ચેમ્બરસ, પ્રાઇમાફોનસને બીજા સરવે વખણાયલા મેકરોની સરખામણીમાં બીનહરીફ પુરવાર કરે છે. તેની ઉંચી કવોલીટી જોતાં તેના ભાવો બીનહરીફ અને સર્વેને પોશાય તેવા છે. સીંગલ, ડબલ, ત્રણ અને ચાર કમાનની મોટરસવાલાં ૧ થી ૧૬ રેકડસો એક ચાવીથી વગાડી શકે તેવાં સુંદર ડીઝાઇનોના ચઢડ ઉતર ભાવોવાળાં, સચીત્ર કેટલગો અરજ કરતે મોકલવામાં આવશે.

## બોમ્બે ફોનો જેનરલ એજંસી.

ટેલીગ્રાફીક એડરેસ, "પ્રાઇમાફોન." ટેલીફોન નંબર, ૨૩૪૫૮.